# નિવેદન

આ સુશ્રુત-આયુર્વેદ ગ્રંથની પહેલી આવૃત્તિ વૈદ્યધર્મસભા-મુંબઈ તરફથી સં. ૧૯૫૭માં પ્રસિદ્ધ થઈ હતી ને પછી લગભગ ૪૭ વર્ષે આ સંસ્થાએ સુધારાવધારા સાથેની તેની બીજી આવૃત્તિ સં. ૨૦૦૪માં રૂ. ૧૫)ની કિંમતે બે ભાગમા પ્રકટ કરી હતી. તે આવૃત્તિ પણ ખલાસ થઈ તે પછી કાગળો તથા છાપકામ વગેરેની હાલની ભારે મોંઘવારીના વખતમા સુશ્રુત-આયુર્વેદ જેવા આ મોટા ગ્રંથની નવી આવૃત્તિ પ્રસિદ્ધ કરવી એ એક અઘરું અથવા મુશ્કેલ કામ ગણાય. આમ છતા આયુર્વેદનો આવો કિંમતી ગ્રંથ જનતાને અપ્રાપ્ય રહે એ પણ વિચાર કરતાં અસહ્ય લાગ્યુ વળી લોકોનો આયુર્વેદ પ્રત્યેનો ઉત્તરોત્તર વધતો જતો પ્રેમ તથા અભ્યાસ જોઈને તેમ જ આયુર્વેદની પરીક્ષાઓમાં પાઠ્યગ્રંથ તરીકેની વિદ્યાર્થીઓ માટેની આ ગ્રંથની ઉપયોગિતા જોઈને પુનર્મુદ્રણરૂપે આ ગ્રંથની નવી આવૃત્તિ બહાર પાડવાનુ સંસ્થાએ સાહસ કર્યું છે, અને સોળ વર્ષ પછી પણ કિંમતમા માત્ર એક રૂપિયાનો વધારો કરી બન્ને ભાગ રૂ. ૧૬)મા બહાર પાડ્યા છે.

આ પછીના પાનામા આગલી આવૃત્તિનું નિવેદન વગેરે આપ્યાં છે તે તરફ આયુર્વેદના વાચકો અને અભ્યાસીઓનું ધ્યાન દોરવામા આવે છે.

આ સંસ્થા તરફથી આજ સુધીમાં ચરકસંહિતા (ભાગ ૧થી ૫ મા), અષ્ટાંગસંગ્રહ-વાગ્ભટ, ભાવપ્રકાશ (ખંડ ૧, ૨), શાર્ઙ્ગધરસંહિતા, હારીતસંહિતા, માધવનિદાન જેવા આયુર્વેદના મહાન ગ્રંથો મૂળ સહિત ટીકા-ટિપ્પણી સાથે બહાર પડ્યા છે. વૈદ્યો અને આયુર્વેદપ્રેમીઓ આ ઉપયોગી ગ્રંથો વસાવી લેશે અને મિત્રોને તે વસાવી લેવા પ્રેરશે એવી આશા છે.

વલ્લભવિદ્યાનગર<br>
તા ૧૮-૧૦-'૬૩

'સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી<br>
એચ. એમ. પટેલ (પ્રમુખ)

# આગલી આવૃત્તિનું નિવેદન

ચરકસંહિતા અને સુશ્રુતસંહિતા આયુર્વેદના પ્રાચીનતમ આદ્ય ગ્રંથો છે, એટલુ જ નહિ; પણ આ દેશના પ્રાચીન આર્યોએ વૈદ્યકવિદ્યામા જે મૌલિક, સનાતન મૂલ્યવાળા અને એ વિષયની વિવિધ શાખાઓને પોતામાં સમાવી દેતા સિદ્ધાંતો બાંધ્યા છે તથા વિચારો કર્યાં છે, તે સર્વનો સંગ્રહ આ ગ્રંથોમાં છે. આયુર્વેદિક વૈદ્યોનો એ ગ્રંથો જ સાચો આધાર છે. વૈદકના કેટલાંક અંગોમા તો આ ગ્રંથોમા જે મળે છે તેમા ઉન્નતિની ટોચ આવી ગઈ છે અને પછીનો ઇતિહાસ અવનતિનો ઇતિહાસ છે.

આ સંહિતાઓમાં આયુર્વેદનાં શારીર, કાયચિકિત્સા, શલ્ય આદિ અંગોને લગતુ જે જ્ઞાન મળે છે તે એક કે બેચાર વ્યક્તિઓની અન્વેષણશક્તિનું ફળ નથી, પણ વૈદિકકાળના છેલ્લા ભાગના સમયથી આરંભી ચરક-સુશ્રુતના પ્રતિસંસ્કારના કાળ પર્યંતના અનેક સૈકાઓ દરમિયાન થઈ ગયેલા અનેક સમર્થ અન્વેષકોની મહેનતનું ફળ છે.

<u>વૈદકનાં પૂર્વાંગોમાં શારીર મુખ્ય</u> છે. સામાન્ય લોકોનો-શિક્ષિતોના મોટા ભાગનો પણ એવો મત છે કે, દેશી વૈદકમા શારીર (ઍનેટોમી) જ્ઞાન નથી; તથા શસ્ત્રક્રિયા (સર્જરી) નથી, પણ આ ભ્રમ છે. હાલના ડાક્ટરના શારીરજ્ઞાન સાથે પ્રાચીન વૈદ્યના શારીરજ્ઞાનને સરખાવી ન શકાય, પણ સંહિતા-

કાલીન વૈદ્યના ધ્યાનમાં શારીરજ્ઞાનની આવશ્યકતા પૂરેપૂરી હતી. ચરકાચાર્ય સ્પષ્ટ કહે છે કે, 'જેને આખા શરીરનું સંપૂર્ણ જ્ઞાન સર્વદા હોય, તે જ લોકોને સુખ આપનાર આયુર્વેદને સંપૂર્ણ જાણે છે.' (ચરક શા. અ. ૬)

સુશ્રુતમાં તો મૃત શરીરને પાણીમાં રાખી તે ફૂલી ગયા પછી તેનાં બાહ્ય અને આભ્યંતર સર્વ અંગોને જોવાનું વિધાન છે. ભગવાન સુશ્રુત કહે છે કે, 'ચોક્કસ જ્ઞાન મેળવવા ઇચ્છનાર શસ્ત્રકર્મ કરનારે મૃત શરીરને સારી રીતે શોધીને શરીરના અવયવો જોઈ લેવા જોઈએ. શરીર અને શાસ્ત્ર બેય જોઈ જોયાં છે તે જાણકાર થાય છે. પ્રત્યક્ષ દર્શન તથા શાસ્ત્ર વડે સંદેહને દૂર કર્યા પછી શસ્ત્રક્રિયા કરવી. પ્રત્યક્ષજ્ઞાન અને શાસ્ત્રજ્ઞાન બેય મળવાથી સાચું જ્ઞાન વધે છે.' એ રીતે સુશ્રુતે શસ્ત્રકર્મ કરવા ઇચ્છનારને ઉપદેશ આપ્યો છે. આ પ્રમાણે શરીરજ્ઞાનની આવશ્યકતા વૈદ્યોના ધ્યાનમાં પૂરી હતી એ ચોક્કસ છે

મનુષ્યશરીરનાં હાડકાંની સંખ્યા ચરકમાં ૩૬૦ અને સુશ્રુતમા ૩૦૦ ની ગણી છે. હાલમાં દાક્તરી મતમા આ સંખ્યા ૨૦૦ ની ગણાય છે. સામાન્ય માણસને આ મતભેદથી જ પ્રાચીન વૈદ્યોને હાડકાનું જ્ઞાન ન હતું એમ લાગે; પણ હર્નલે અતિશય પરિશ્રમથી તુલનાત્મક અભ્યાસ દ્વારા આયુર્વેદની અસ્થિગણના બરાબર છે, માત્ર ગણતરીની રીત જુદી છે, એ સિદ્ધ કર્યું છે. વળી ત્વચાને સુશ્રુત સાત પ્રકારની તથા ચરક છ પ્રકારની કહે છે. ત્વચાના આ પ્રમાણેના વિભાગો હાલ સૂક્ષ્મદર્શક યંત્રથી જોવામાં આવ્યા છે. આ વસ્તુ પ્રાચીન વૈદ્યોની તર્કબુદ્ધિ માટે શોભાસ્પદ છે. સુશ્રુતમાં શારીરની ઘણી વધુ વિગતો છે તથા લખાણ પણ વ્યવસ્થિત છે. વળી શારીરભાગોનું સુશ્રુતનું વર્ગીકરણ પણ વૈજ્ઞાનિક છે.

આયુર્વેદનો મુખ્ય પાયો તો ત્રિદોષસિદ્ધાંત છે. આધુનિક ભૌતિકવિજ્ઞાન (ફિઝિકલ સાયન્સ) તથા તેના અવલોકનો, પ્રયોગો વગેરેની મદદ વગર કેવળ સમર્થ પ્રતિભાના બળ વડે શારીરક્રિયા-વિજ્ઞાન, રોગવિજ્ઞાન અને ચિકિત્સા. ત્રણેને ત્રિદોષસિદ્ધાંતના એક સૂત્રમાં ગૂંથી લીધાં છે; અને એ કારણથી જ ત્રિદોષસિદ્ધાંત એ આયુર્વેદની એક વિશેષતા છે. આ પ્રાચીન વર્ગીકરણ હાલની પાશ્ચાત્ય પદ્ધતિ કરતાં જુદી જ ભૂમિકા ઉપર હોય એમ લાગે છે; છતાં વાત, પિત્ત, કફ કલ્પિત નથી. દોઢબે હજાર વર્ષથી સંતોષકારક રીતે વૈદક વ્યવહારમાં તે બરાબર કાર્યસાધક નીવડેલ છે. આ જ ત્રણ દોષોની વિકૃતિના સંચય, પ્રકોપ, પ્રસર અને સ્થાનસંશ્રય થઈને રોગોનાં લક્ષણો થાય-છે;-એવું માનીને આયુર્વેદમાં રોગવિજ્ઞાન(પેથોલોજી)નો પણ એ ત્રિદોષસિદ્ધાંતમાં જ સમાવેશ કર્યો છે.

જેમ રોગનાં કારણનો આયુર્વેદાચાર્યોએ વિચાર કર્યો છે, તેમ એનાં લક્ષણોનો પણ ઘણો ઊંડો વિચાર કર્યો છે. ભિન્ન ભિન્ન રોગનાં વિશિષ્ટ લક્ષણોનું વર્ણન આચાર્યોએ નિદાનસ્થાનમાં, ચિકિત્સા-સ્થાનમાં તથા સુશ્રુતના ઉત્તરસ્થાનમાં કરેલું છે. આયુર્વેદાચાર્યોના મત પ્રમાણે કોઈ રોગનું નામ ન મળે તોપણ પ્રકુપિત દોષનાં લક્ષણો જોઈને રોગનો ઉપચાર થઈ શકે.

જુદા જુદા રોગો ઉપર ફાયદાકારક ઔષધોનો અને યોગ્ય બનાવટોનો ઉપયોગ શોધી કાઢવા સાથે આચાર્યોએ પથ્યાપથ્યના જ્ઞાન માટે આહારમાં વપરાતાં દ્રવ્યોના તથા ખોરાકની જુદી જુદી બનાવટોના ગુણદોષો વિસ્તારથી વર્ણવ્યા છે. આ સામાન્ય ઉપદેશ સાથે કેટલાક રોગો ઉપર તો અજબ શોધ થઈ છે. દાખલા તરીકે એક વખતના સર્જન જનરલ સર પાર્ડિસ્યુકિસે એક પ્રસંગે કહેલું તેમ 'વિડાલ અને જાવાલના જર્મનીમાં થયેલા પ્રયોગોના પરિણામે ઉદરરોગ(ડ્રોપ્સી)માં મીઠા વગરનો ખોરાક આપવો એ હવે દાક્તરીમાં આવશ્યક ગણાય છે, પણ આ વસ્તુ પૂર્વમાં હજારો વર્ષથી જાણવામાં હતી.' અને ખરેખર ચરકે ઉદરચિકિત્સક(શ્લો. ૧૦૦, ૧૦૧)માં-મીઠાવાળાં અન્ન તથા પાણીની ના પાડી છે. આ ઉદરરોગમાં દૂધના પ્રયોગની ચરક-સુશ્રુતે ખાસ ભલામણ કરી છે અને હાલના વૈદ્યો દરદીને દૂધ ઉપર રાખવાનો પ્રયોગ કરાવે છે એ પ્રસિદ્ધ છે. આયુર્વેદિક કાયચિકિત્સાની આવી બધી વિશેષતાઓ અહીં નોંધી શકાય નહિ, પણ પંચકર્મનો ઉલ્લેખ કર્યા વગર નહિ ચાલે. આયુ-

વૈદ્યાચાર્યોએ સ્નેહન, સ્વેદન, વમન, વિરેચન અને બસ્તિ—એ પાચને ઉપચારેના મોટા કર્મો ગણ્યા છે. આ કર્મો કયા કયા રોગમા ખાસ ફાયદો કરે છે, એ કર્મની વિધિ, એના ભેદો, એના અતિયોગ અથવા હીનયોગની વ્યાપત્તિઓ તથા તેના ઉપચારો વગેરે અનેક બાબતોનો વિચાર વિસ્તારથી આયુર્વેદે કર્યો છે સામાન્ય રીતે વિરેચન (જુલાબ), વમન અને બસ્તિ(એનિમા)નો પશ્ચાત્ય વૈદકમા તથા દેશી વૈદકમા ઉપયોગ થાય છે; પણ આયુર્વેદમા કહેલા વમન-વિરેચન-બસ્તિમા એથી ઘણું વધારે છે પંચકર્મમાની સ્નેહન, સ્વેદન જેવી કેટલીક ક્રિયાઓ જૂની રીતે મલબારમા હજી થાય છે.

શસ્ત્રકર્મોપયોગી હથિયારોના સુશ્રુતે બે મોટા વિભાગ પાડ્યા છે (૧) યંત્રો (નોન-કટિંગ અથવા બ્લન્ટ ઈન્સ્ટ્રુમેન્ટ્સ) અને (૨) શસ્ત્રો (કટિંગ ઈન્સ્ટ્રુમેન્ટ્સ). આ હથિયારો ઘણા લોકો માને છે તેમ જંગલી કે પ્રાથમિક દશાના નહોતા. સુશ્રુત કહે છે કે, 'યંત્રો મોટે ભાગે લોઢાના, કોઈ વાર બીજી વસ્તુ(શિંગડું, હાડકા વગેરે)નાં પણ યોગ્ય માપના, સારી રીતે પકડાય એવા, મજબૂત, સાગ દેખાવના અને દાંતાવાળાં કે લીસા મોઢાવાળાં તથા જુદા જુદા જનાવરો, પક્ષીઓ વગેરેના મોઢાના આકારના* જુદા જુદા કાર્યોને લાયક હોવા જોઈએ' સુશ્રુતે બીજાના યંત્રો જોઈને તેવા તૈયાર કરાવવા એમ લખ્યુ છે, એ ઉપરથી પણ એ શસ્ત્રો કેવળ ગ્રંથોમા જ વર્ણવેલા છે એમ નથી પણ યંત્રશસ્ત્રો તૈયાર થતા અને વપરાતા પણ હતા એમ ઠરે છે વળી શસ્ત્રો સારી પકડવાળા, સાગ લોઢામાથી બનાવેલા તથા સારી ધારવાળા હોવા જોઈએ એમ લખેલું છે (સુશ્રુત સૂ. અ. ૮-૮). શસ્ત્રોને પાણી પાવાનો વિધિ પણ લખ્યો છે.

આ યંત્રો અને શસ્ત્રોનો પ્રાચીન શસ્ત્રવૈદ્યો યોગ્ય ઉપયોગ ઘણી કુશળતાથી અને ઝડપથી કરતા હશે એ ચોક્કસ છે; કારણ કે આ જમાનામા દરદીને ભાનરહિત કરનારા-કલોરોફોર્મ આદિ ઔષધોના અભાવને લીધે મોટું શસ્ત્રકર્મ કરવુ કેટલું બધું મુશ્કેલ થતુ હશે એ સમજી શકાય છે સુશ્રુતમા ગંભીર શસ્ત્રકર્મ કરવા પહેલા દરદીને મદ્ય (દારૂ) પાવાનું લખ્યું છે અને એના ઘેનમા પડેલાને શસ્ત્રના ઘાની વેદના નથી જણાતી એમ માન્યુ છે.

પ્રાચીન કાળમાં શસ્ત્રવૈદ્યો જરૂર પડતા હિંમતથી હાથપગ કાપી નાખતા; જલોદરરોગમા વ્રીહિમુખ શસ્ત્રથી છેદ પાડી અને છિદ્રાર નાડી-કલાઈ કે બીજી ધાતુની બે મોઢાવાળી નળી (કાનુલા) નાખી તે દ્વારા ચારપાચ વખતમા પાણી કાઢી નાખતા દાક્તરી પેરેસેન્ટેસિસ કરતા આ રીત ઉત્તમ છે એમ કવિરાજ ગણનાથ સેન કહે છે. બસ્તિ ચીરીને પથરી કાઢવાની વિધિ પણ વિગતથી વર્ણવ્યો છે. પેટ ચીરીને અંદરના અવયવો ઉપર શસ્ત્રકર્મ (લાપરટોમી) કરવાનો વિધિ વર્ણવ્યો છે માથામાથી શલ્ય કાઢવાનું કહ્યું છે ને ખોપરી ચીરીને (ટ્રેફિનિંગ) શસ્ત્રક્રિયા કરાતી હશે. આવા મોટા શસ્ત્રકર્મો ઉપરાંત લડાઈમા થતા તાજા ઘા અને શરીરની અંદર રહી ગયેલા બાણના ફળાં(શલ્ય)ને શસ્ત્રક્રિયા કરીને કાઢવામા તથા તેના વ્રણોની સારવારમાં પ્રાચીન શસ્ત્રવૈદ્યને ઘણી જાતની ક્રિયા કરવી પડતી. વળી લડાઈમાં તથા બીજી રીતે હાડકાં ભાગી જાય તેની ચિકિત્સા પણ સુશ્રુતમા છે. પછી અર્શ, ભગંદર, પ્રમેહપિટિકા, વિસર્પરોગ, નાડીરોગ, ગાંઠ, અર્બુદ વગેરે રોગો ઉપર નાની શસ્ત્રક્રિયાઓ તો સામાન્ય હતી. આવી શસ્ત્રક્રિયા પછી તેમ જ બીજી રીતે થયેલા ઘારાઓની ચિકિત્સા પણ સુશ્રુતે વિસ્તારથી કહી છે. આ શસ્ત્રક્રિયા ઉપરાંત એ વખતના શસ્ત્રવૈદ્યો ક્ષારકર્મ, ફસ ખોલીને લોહી કાઢવા વગેરે કર્મો પણ કરતા. હાલમા જળો લગાડવાનું તથા ફસ ખોલવાનુ કામ બીજા લોકો કરે છે. ખેદનો વિષય છે કે વૈદ્યોમાથી શારીરનો પ્રત્યક્ષ પરિચય અને શસ્ત્રકર્મો ઘણા વખતથી નીકળી ગયા છે.

સુશ્રુતે શાલાક્યતંત્રમા મોઢાના રોગોને ગણ્યા છે; છતા એ રોગોના ચિકિત્સાદિ ઉત્તરસ્થાનમાં આખ વગેરેના રોગો સાથે નથી કહ્યા પણ નિદાન અને ચિકિત્સાસ્થાનમા કહ્યા છે; અને ત્યાં દાતના રોગોની ચિકિત્સાનુ વર્ણન કરતા દાંત કાઢી નાખવાની, દંતમાસના રોગોમા છેદનની, દંતશર્કરાના ઉદ્ધરણ(રીમુવલ ઑફ ટાર્ટર)ની ક્રિયા વગેરે આધુનિક દંતવૈદકની ઘણી ક્રિયાઓ કહી છે.

* જે તે પક્ષીના આકાર ઉપરથી તેનાં નામ પડેલા છે

ડૉ. જમશેદજી જીવણજી મોદી કૃત્રિમ દાંતોની ગોઠવણની વાત પણ હોવાનું કહે છે.

ચરક-સુશ્રુતમાં સુવાવડીને રાખવા માટે જે મકાન(સૂતિકાગાર)નું વર્ણન કર્યું છે; તેમાં-હવા, પ્રકાશ, કોમળ વસ્ત્રો અને સુવાવાડીનાં સુખસગવડનો એવો સારો વિચાર કરેલો છે કે સુવાવડીની હાલની સ્થિતિ લોકમાં અજ્ઞાન અને દરિદ્રતા વધ્યા પછી ઉત્પન્ન થઈ હશે એમ લાગે છે. આયુર્વેદમાં સુવાવડીને થતા સૂતિકારોગો(પુએપેરલ ડિઝીઝ)નું પણ થોડું વર્ણન છે; અને એ સૂતિકારોગોની ઔષધચિકિત્સા માત્ર હાલના વૈદ્યોમાં પ્રચલિત છે. બાકીની વિદ્યાઓમાંથી પ્રસૂતિતંત્ર વૈદ્યોમાંથી નીકળીને અભણ અસંસ્કારી સુયાણીઓના હાથમાં ઘણા વખતથી ચાલ્યું ગયું છે; અને મૂઢગર્ભચિકિત્સા વૈદ્યો માટે તો ગ્રંથોમાં જ છે. બાકી કોઈક ગામડામાં પરંપરાથી કે સ્વયંપ્રજ્ઞાથી મૂઢગર્ભક્રિયામાં ચમત્કારિક હસ્તકૌશલ્ય મેળવેલો એકાદ ગામડિયો મળી આવે છે ખરો. ગર્ભ ક્યાર રહે, જુદે જુદે મહિને એનું રૂપ કેવું હોય, ગર્ભિણીને જુદા જુદા મહિનામાં કેવી રીતે સાચવવી, કસુવાવડ જેવી આપત્તિઓ અને છેવટે સુવાવડ વખતે માતાને તથા નવા જન્મેલા બાળકને શું કરવું એ સર્વ વિષયોનું, મતલબ કે ગર્ભવ્યાકરણ સાથે પ્રસૂતિતંત્રનું વર્ણન કર્યું છે.

આ બધું જોતા પ્રાચીન કાળમાં આયુર્વેદનું વિજ્ઞાન હાલના દાક્તરી જ્ઞાન કરતાં પણ ઉચ્ચ કક્ષાએ વિકસ્યું હશે એમ જણાઈ આવે છે.

× × ×

થોડા સમય પહેલાં વેદધર્મસભાના હાલના ટ્રસ્ટીઓ સાથે મેળાપ થતા વેદધર્મસભાના અપ્રાપ્ય ઉપયોગી ગ્રંથો સંસ્થા પ્રકટ કરે, એવી તેમણે ઇચ્છા પ્રકટ કરી અને તે પ્રકટ કરવાના સર્વ હક્ક તેમણે સંસ્થાને નિષ્કામભાવે અર્પણ કર્યા. તે પછી અનુકૂળતા મળતા અત્યારની સખત મોંઘવારી અને બીજી અનેક મુશ્કેલીઓ હોવા છતા વેદધર્મસભાના અતિ ઉપયોગી પ્રકાશનો પૈકીના (૧) પંચીકરણ અને (૨) આ ગ્રંથ સુશ્રુત આયુર્વેદ પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે, એમાં ઈશ્વરેચ્છા અને વાચકબંધુઓનો પુણ્યયોગ જ કારણભૂત છે.

વેદધર્મસભાના ટ્રસ્ટીઓ ભાઈ લક્ષ્મીનારાયણ વિશ્વનાથ વૈદ્ય તથા ભાઈ જગદીશ લક્ષ્મીનારાયણ વૈદ્યે આ પુસ્તક પ્રસિદ્ધ કરવાના સર્વ હક્ક નિષ્કામભાવે આપ્યા છે, તે બદલ સંસ્થાના ટ્રસ્ટીમંડળ તરફથી અહીં તેમનો આભાર માનવામાં આવે છે.

× × ×

આ ગ્રંથમાં જણાવેલા શસ્ત્રક્રિયાના કેટલાક યંત્રોના અને શસ્ત્રોનાં આયુર્વેદપદ્ધતિ મુજબનાં ચિત્રો તૈયાર કરાવીને આપ્યા છે. આયુર્વેદમાં શસ્ત્રક્રિયાના એકંદરે ૧૦૧ યંત્ર-શસ્ત્રો છે. તે બધાના ચિત્રો તૈયાર કરાવવાની ઉમેદ સફળ થઈ નથી. આમાં આપેલા ચિત્રો વગેરે તૈયાર કરાવવામાં તેમ જ આ ગ્રંથના પ્રકાશનમાં યોગ્ય સલાહ અને દોરવણી જાણીતા વૈદરાજ શ્રી. પ્રભાશંકર નાનભટ્ટ ગઢડાવાળા તથા શ્રી રસિકભાઈ વૈદ્ય તરફથી અમને મળ્યા કરી છે, તે માટે અહીં તેમનો આભાર માનવામાં આવે છે.

આ પછીના પાનામાં આ ગ્રંથની મહત્તા દર્શાવતા વૈદ્યશ્રી રસિકભાઈના 'બે બોલ,' અને તે પછી અનુવાદકની પહેલી આવૃત્તિની પ્રસ્તાવના આપી છે, તે વાંચી જવા વાચકબંધુઓને વિનંતી છે.

મુંબઈ
તા ૨૫-૧૦-'૪૮

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
મનુ સુબેદાર (પ્રમુખ)

# બે બોલ

આ સંહિતામા વાઢકાપનું અંગ પ્રધાનપણે છે, પણ તે ઉપરાંત કાયચિકિત્સા, અગદતંત્ર, ભૂતતંત્ર, રસાયન, વાજીકરણ અને ઉત્તરતંત્ર પણ છે. તે બતાવે છે કે, સર્જન વૈદકના આઠેય અંગોનો પૂર્ણ જ્ઞાતા હોવો જોઈએ. શલ્યતંત્ર (સર્જરી) એ એક કળા છે. આંખ અને હાથની કુશળતાવાળાને તે વરે છે. એ કુશળતાના સંપાદન માટે પ્રથમ ગુરુ પાસે યથાર્થ શાસ્ત્રાભ્યાસની જરૂર પડે છે, પછી દષ્ટકર્મા થવાની અને ત્યારબાદ સ્વયંકૃતિ.

આ ગ્રંથ અથર્વવેદનો ઉપવેદ છે. પ્રથમ તે ભગવાન ધન્વન્તરિએ પોતાના શિષ્યોને સંભળાવ્યો. તેમાંથી સુશ્રુને સુશ્રુતસંહિતા લખી, જેને નાગાર્જુને પ્રતિસંસ્કાર કર્યો, જે આજે ઉપલબ્ધ છે. ઉત્તરતંત્ર પાછળથી ઉમેરાયું છે એમ કેટલાક વૈદ્યોનું કહેવું છે; પણ અપરૈઃ અંગૈઃ શબ્દ વાપર્યો છે એટલે કે શલ્ય ઉપરાંત બીજાં અંગો પણ હું લાવ્યો છું, એમ ભગવાન ધન્વંતરિ જાતે કહે છે. એટલે એ શંકાને સ્થાન રહેતું નથી.

આ ગ્રંથનો ક્રમ અત્યંત બુદ્ધિપૂર્વક બંધાયેલો છે. તેમાં ફેરફાર કરી જે આડાઅવળા અમુક ટુકડા ભણાવવામાં આવે છે તે ગંભીર ભૂલ છે. કોઈ પણ શસ્ત્ર(ઑપરેશન)ક્રિયા કરતા પહેલાં દરદીની સામ અવસ્થા ટાળવી, શોધન કરવું તે સૌથી પહેલાં સૂત્રસ્થાનમાં જણાવ્યું છે. સર્જરીના મુખ્ય સિદ્ધાંતો (ફન્ડામેન્ટલ પ્રિન્સિપલ્સ) તેમાં લખ્યા છે. સૂત્રસ્થાન વાંચ્યા વિના બીજું સ્થાન વાંચીએ તો તે સમજાય તેવું નથી સર્વ સ્થાનોમા શારીરસ્થાન સર્વોચ્ચ ગણાય છે; કારણ કે શારીરસ્થાનમાં સાંખ્ય, ન્યાય, વૈશેષિક, વેદાંત, આનુવંશિકતા (હેરેડિટી), સુપ્રજાજનક (યુજેનિક્સ), ગર્ભવૃદ્ધિવિજ્ઞાન (એમ્બ્રીઓલૉજી), શારીરકાર્યવિજ્ઞાન (ફિઝિયોલૉજી), મનોવિજ્ઞાન (સાયકોલૉજી), સ્ત્રીરોગ (ગાયનેકોલૉજી), પ્રસૂતતંત્ર (મિડ-વાઈફરી) અને કૌમારભૃત્ય (પાએડિઆટ્રિક્સ), આવા ગહન અને મહત્ત્વના વિષયો આપેલા છે.

આપણા દાક્તરો તો મોટે ભાગે એમ જ સમજતા હોય છે કે હિંદમાં શલ્યતંત્ર બિલકુલ હતું જ નહિ અને અંગ્રેજોએ જ આ વિદ્યાનો સારો વિકાસ કર્યો. પણ આ સંહિતા વાંચનાર કોઈ પણ સર્જન જોઈ શકશે કે હિંદની સર્જરીના જેટલો વિકાસ હજી બીજા દેશોએ કર્યો નથી. તે સમજવા દાક્તર બંધુઓને આ સંહિતા એકવાર ઝીણવટપૂર્વક વાંચી-સમજી જવાની મારી ખાસ ભલામણ છે.

છેલ્લી લડાઈમા અમે જ્યારે દાક્તરી ટ્રેઈનિંગ માટે ગણેશખીણ ગયેલા, ત્યારે એક ગોરા સર્જને અમને પૂછ્યું કે ધન્વંતરિ કોણ હતા? અમારામાના ઘણાઓએ જવાબ આપ્યો કે, તે વૈદ હતા; ત્યારે તે હસ્યો અને કહ્યું કે અફસોસની વાત છે કે ધન્વંતરિ સર્જન હતા એટલુંય હિંદી દાક્તરો જાણતા નથી. તેની ઑફિસમાં ધન્વંતરિનો ફોટો હતો. धनुः शल्यं तस्य अन्तं इयर्ति इति धन्वंतरिः। જે શલ્યતંત્રનો પાર પામ્યા છે તે જ સાચા ધન્વંતરિ છે. સુશ્રુતે અર્થશાસ્ત્રનો વિચાર પણ પૂરેપૂરો કર્યો છે તેવું આ ગ્રંથના અભ્યાસીને જણાયા વગર રહેશે નહિ. પથરીના એક સામાન્ય ઑપરેશનમા આપણી પદ્ધતિથી જ્યાં એક ચાકુ અને વાંકા સોયાની જરૂર પડે, ત્યાં પશ્ચિમની પદ્ધતિથી લગભગ બે હજાર રૂપિયાનાં હથિયારોની જરૂર પડે છે.

આ સંહિતામા કુલ ૧૮૬ અધ્યાય છે. તેમાંથી ૧૨૦ અધ્યાય સૂત્રસ્થાન, નિદાનસ્થાન, શારીરસ્થાન, ચિકિત્સાસ્થાન અને કલ્પસ્થાનના છે અને ૬૬ અધ્યાય ઉત્તરતંત્રના છે. ઉત્તરતંત્ર પણ ખુદ ધન્વંતરિએ જ લખ્યું છે. વર્ગીકરણ ક્રિયા ઉપરથી પણ પાકું છે; જેમ કે છેદ (એમ્પ્યુટેશન), ભેદ (ઇન્સિસન), લેખ્ય (ક્યુરેટિંગ), વેધ્ય (પંક્ચુરિંગ), એષ્ય (પ્રોબિંગ), આહાર્ય (એક્સ્ટ્રેક્શન), વિસ્રાવ્ય (ડ્રેઈનિંગ), સીવ્ય (સ્ટરિંગ). યંત્રો ૧૦૧ છે, તેના ૭ પ્રકાર લખ્યા છે. ઑપરેશન ઉપરાંત ક્ષારકર્મ, અગ્નિકર્મ, જળો મૂકવી વગેરે ક્રિયાઓ લખી છે. રુધિર વાયુથી બગડ્યું હોય તો મૂકીને શિંગડું કાઢવાનું લખ્યું છે. પિત્તથી બગડ્યું હોય તો જળો મૂકીને કાઢવાનું લખ્યું છે. કફથી

ખગડ્યું હોય તો તૂંબડી મૂકીને કાઢવાનું લખ્યું છે. પાટા બાંધવાની ક્રિયાના તેણે ૧૪ ભેદ લખ્યા છે. એ રીતે નાનામાં નાની બાબતની પણ અત્યંત ચોકસાઈ દેશી સર્જરીમાં છે. ઑપરેશનની ક્રિયા ઉપરાંત દરેક રોગમાં પથ્ય-અપથ્ય વર્ણવ્યું છે. વ્રણમાં ભરતી લાવવા વડ, ઉંબરો, પીપળો, મોટી પીપર અને પારસપીપળાની છાલનો ઉપયોગ કર્યો છે; તેમ જ ઘી, મધ અને તેલ પણ વાપર્યાં છે. નિદાનસ્થાનમા શલ્યતંત્રની દૃષ્ટિ સમાયેલી છે. જ્વર પછી અતિસાર, પછી ગ્રહણી, પછી અરશ એવો કાયચિકિત્સા જેવો ક્રમ આમા નથી પણ પ્રથમ વાતવ્યાધિ છે; કારણ કે શલ્યક્રિયામાં વાયુનો પ્રકોપ થાય છે. તેના જ્ઞાનની સર્જનને ખાસ જરૂર છે. વાતવ્યાધિ પછી અરશનું નિદાન લખ્યું છે. अरिवत् शृणोत्ति इति अर्शः । દુશ્મનની માફક મારી નાખે તે અર્શ. એવો ભયંકર વ્યાધિ વાતવ્યાધિ પછી તરત જ મૂકયો છે. પછી અશ્મરીનું નિદાન લખ્યું છે. દાંત કચકચાવવા, પેશાબનું અટકવું, દૂંટીએ દુખાવો, પેડુ ભારે લાગવું એવી પથરીની પરીક્ષાઓ લખી છે. શુક્રાશ્મરી સુશ્રુતે જે શુક્રની પથરી લખી છે તે હજી અન્ય વિજ્ઞાનમાં વિચારાઈ પણ નથી. તે પછી ભગંદર પછી કુષ્ઠ, પછી પ્રમેહ, પછી ઉદર, પછી મૂઢગર્ભ, પછી વિદ્રધિ, પછી વિસર્પ–નાડીવ્રણ, પછી ગ્રંથિ, પછી અપચી, પછી વધરાવળ, પછી ક્ષુદ્રરોગ, પછી ચર્મકીલ અને પછી મસૂરિકા એમ રોગોનો ક્રમ રાખ્યો છે.

સર્વ રોગનું કારણ સુશ્રુતે જીવડાંને માન્યું નથી પણ મિથ્યા આહારવિહાર જ માન્યું છે. તેનો અર્થ એ નથી કે જીવડાંનું શાસ્ત્ર સુશ્રુતમા નથી. તેનો અત્યંત બારીક વિચાર સુશ્રુતે કર્યો છે. અતિ સૂક્ષ્મ જીવડાંનું વર્ણન કર્યું છે. માઈક્રોસ્કોપના જ્ઞાન વિના ચામડીનાં સાત પડ સુશ્રુતે શી રીતે લખ્યા હશે? વાઢકાપની ક્રિયા વગર જ ૯૦૦ સ્નાયુઓ, ૭૦૦ શીરાઓ અને ૩૬૦ હાડકાંનું જ્ઞાન કેવી રીતે થયુ હશે? ચિકિત્સાસ્થાનમાં એક વ્રણવિષયમા સાઠ ક્રિયા લખી છે. આ ઓજીવટવાળું શાસ્ત્ર કઈ રીતે અપૂર્ણ હશે? સદ્યોવ્રણ (ઈમર્જન્સી સર્જરી) પણ તેના જ્ઞાન વિના શી રીતે લખાઈ હશે?

મનુષ્યમા જ્યારે કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર આદિ વિકારો વધે છે, ત્યારે જ લડાઈ થાય છે. પણ એ વિકારો જ ન થાય તે માટે શુદ્ધ કાયચિકિત્સા થવી જોઈએ. એ ન થાય તો વિકાર થાય અને લડાઈ થાય, ત્યારે શલ્યતંત્ર(સર્જરી)ની જરૂર રહે છે.

જે જે રોગો સુશ્રુતે અસાધ્ય લખ્યા છે તે તે રોગો પાછળ નવા અખતરા કરવા એ કાળક્ષેપ કરવા જેવું લાગે છે. ખોપરી કોચી મગજમા જે ઑપરેશન (ટ્રેફિન) થાય છે તે બાબતમાં સુશ્રુતે લખ્યું છે કે માથામા હાડકું ભેદાઈ જતા થયેલા જે વ્રણમાથી અંદરનું મગજ દેખાતું હોય તે વ્રણ અસાધ્ય છે. कोष्ठभ्रान्तं असाध्यां। જે આતરડું કોથળીમા પૂરેપૂરું ઊતરી ગયું હોય ને પણ અસાધ્ય છે. ઑપરેશન પછી આઠદસ વર્ષ એ દરદીની તપાસ રાખી જો પરિણામના ટકા લેવાય તો સુશ્રુત જ સાચો લાગ્યા વિના નહિ રહે. અંત્રવિદ્રધિ(એપીન્ડિસાઇટિસ) મા ઑપરેશનની જરૂર જ નથી તે કાયચિકિત્સાથી મટાડી શકાય છે. શરૂ થતી સારણગાંઠ માટે હાથના અંગૂઠાનું ઑપરેશન લખ્યું છે. અત્યારે જે ડીપ એક્સ–રે થેરાપી અને ડાયાથેર્મી વગેરે વપરાય છે, તેને બદલે લોહચુંબક પણ વગેરે સુશ્રુતે વાપર્યા છે.

વ્યવહારમાં ઉપયોગી નીવડે અને મુખ્ય આવશ્યક વાત યાદ રહે તેટલી જ શારીરરચના સુશ્રુતે લખી છે; જેમ કે 'કપાળમા આડો ચેક મૂકવો' એટલી વાતમાં કપાળના શિરાસ્નાયુનાં 'એનેટોમી'નું જ્ઞાન આવી જાય છે. જ્યારે તેના સ્નાયુઓની ચારે બાજુના સંબંધને યાદ રાખનાર સર્જન આડાને બદલે ઊભો ચેક મૂકવાની ઘણીવાર ભૂલ કરે છે. મર્મસ્થાન (વાઇટલ પોઈન્ટ્સ) વગેરેનું જ્ઞાન આવશ્યક હોવાથી સુશ્રુતે પીરસ્યુ છે. સુશ્રુતે જે સામદોષનાં લક્ષણો કહ્યાં છે ને અંગ્રેજોએ બેક્ટેરિયારૂપે ઘટાવ્યા છે; જેમ કે સામ કફના કોસી, સામ પિત્તના બેસિલી અને સામ વાયુના સ્પીરલ્સ. લોહીની પરીક્ષા (બ્લડ એક્ઝામિનેશન) સુશ્રુતે અત્યંત સુંદર કરી છે. સૂત્રસ્થાન અ. ૧૪ શ્લોક ૧૩ માં લખે છે કે વાયુથી બગડેલું લોહી ફીણવાળું, જરાક રાતું, પાકવામાં અભિમુખ થાય ત્યારે કાળું, ચીકાશ વગરનું, આછું, ઝડપથી ચાલનારું અને પાતળું હોય છે પાશ્ચાત્ય વૈદકે શ્વેત અને રાતાં રજકણોની સંખ્યાનો અને પ્લાઝમાનો વિચાર કર્યો છે, જ્યારે અહીં રંગ, ઘનતા, ફીણમયતા એવી

સૂક્ષ્મ વાત પણ વિચારાઈ છે. પિત્તથી બગડેલું લોહી નીલ રંગવાળું, પીળા રંગવાળું, કાચા માસ જેવી ગંધવાળુ, કીડીઓને તથા માખીઓને ગમે નહિ તેવુ અને જાડું થાય છે.

આ રીતે આપણે સામપિત્તાદિ દોષોની પરીક્ષા આપી છે, જ્યારે એલોપથીમા તેમને બેકટેરિયા ગણાવ્યા છે. સામ એ જ બેકટેરિયા છે. કફથી બગડેલું લોહી ગેરુના પાણી જેવુ સ્નિગ્ધ, ઠંડું, ખૂબ ચીકાશવાળું, ઘણીવારે સ્રવે તેવુ અને ઘાટાપણાથી માસની પેશી જેવું થાય છે. ગળફામા પણ જે સામદોષ હોય તો તેમા બેકટેરિયાની કલ્પના કરી છે. વાત, પિત્ત અને કફના દોષો, અનુક્રમે નર્વ્ઝ, બ્લડ અને લીમ્ફની ફિઝિયોલૉજી ઘટાવી છે પણ જ્યા નર્વ્ઝ જ્ઞાનતંતુ છે ત્યા પિત્ત પણ છે અને કફ પણ છે તે વાત હજી તેમને જણાઈ નથી. સુશ્રુતે પાચક પિત્તની વાત કરી છે, ત્યાં એલોપથીમા હાઈડ્રોક્લોરિક ઍસિડ અને પેન્ક્રિઆટિક જ્યુસની વાત કરી છે. હાલ મોતિયા ઉતારવામા પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે 'આઈરીસ'ને કાપવામા આવે છે. તેથી બહારના વધુ પ્રકાશથી 'રેટાઈના' હણાઈ જાય છે, કારણ કે કાપેલી 'આઈરીસ' પૂરેપૂરી સ કોચાઈ શકતી નથી. પણ સુશ્રુતે જે કાચિંગ પદ્ધતિ લખી છે. તે રીતથી જ આપણા દેશમા મોતિયો ઉતારાનો હતો. એ કાચો ઉતારાય તો જ આ પદ્ધતિથી નુકસાન થવાનો ભય રહેતો. મોતિયો ઉપરાત આખનાં ઘણા ઑપરેશન સુશ્રુતે લખ્યા છે. ભગવાન સુશ્રુત ડોળાના ધોળા ભાગમા ક્ષારને ન નાખવાનું કહે છે આખમા ધોળા ડોળામા સિલ્વર નાઈટ્રેટ અને મોરથૂથુ જેવા ક્ષારો નાખવાથી હજારો માણસની આંખોમાં ચાદાં પડતા મેં જેયા છે. આપણે ત્યાં ક્ષારોને બદલે ત્રિફળા છાટવાનો રિવાજ હતો. વ્રણ રૂઝવવામાં આજે ટિંક્ચર આયોડીન જેવા દાહક દ્રવ્યો વપરાય છે, પણ તે ઘાને મહિનાઓ સુધી રુઝાવા દેતા નથી. સુશ્રુતે ઘી, તેલ અને મધ વાપર્યું છે. ઘી માસરસ હોવાથી માસ સાથે ભળી ઘાને રૂઝવી એકમેક કરી નાખે છે.

આ સંહિતાનો દરેક અધ્યાય ભણવામા એક એક દિવસ લાગે તેટલા જ્ઞાનપૂર્વક તે લખેલો છે. તે રીતે એકસોવીસ અધ્યાય લખાયેલા છે. જે અધ્યાયમા સરળતાથી સમજાય તેવી વાત છે તે અધ્યાય વધુ શ્લોકવાળો છે. વધુ વિચાર માગે તેવા અધ્યાય એક દિવસમા ભણી શકાય તે માટે બહુ જ નાના લખેલા છે. આ રીતે છ મહિનામા આ સંહિતા (સર્જરી) ભણી શકાય તેવી ગોઠવણી કરેલી છે

આ એલોપથીમા ઑપરેશનક્રિયામા જે સેપ્સિસની વાત છે તે દોષની સામ અવસ્થા છે. તે કોઈ નવી શોધ નથી સામને નિરામ કરતા આયુર્વેદે જે લઘન વિધિ લખેલી છે, તેનો અમલ નહિ કરતા સીખાઉબેલ વગેરે દ્રવ્યોના ઉપદ્રવોમાથી આપણા હાલના સર્જનોને નવો રસ્તો સૂઝયો નથી. મારા ગુરુવર્ય પૂજ્ય પ્રભાશંકરભાઈને ગઢડામા આ ગ્રંથમા લખ્યા મુજબ ઘણા ઑપરેશન કરતા મેં પ્રત્યક્ષ જેયા છે. તેમની લઘનક્રિયાથી કોઈને સેપ્સિસ થયેલું મે જેયું નથી સર્જરી કરતા પહેલા દરદીને શોધન અને ઑપરેશન પછી સાત લાઘણના ઉપચારવાળા દરદીને પરુ થવાનો અનુભવ કદી થાય નહિ રેવાના મહારાજા શ્રી રઘુવરસિંહજીએ એમને એકવાર કહ્યું કે, 'વૈદ્યરાજ! પણ સુશ્રુતમા એકસ-રે ક્યાં છે? કોઈને ગોળી વાગી હોય, તો એકસ-રે વિના શી રીતે ખબર પડે?'

વૈદ્યરાજે કહ્યુ 'ભાઈ! જ્યા એવુ શલ્ય હોય ત્યા થીજેલું ઘી ભૂરીએ તો જે જગ્યાએ શલ્ય હોય ત્યા ઘી ઓગળવા માડે અથવા ભીની માટી ચોપડીએ તો શલ્યવાળી જગ્યાએ માટીનો ભાગ સુકાઈ જાય. વળી જ્યા શલ્ય હોય તે ભાગ લાલચોળ થઈ જાય. એકસ-રે સિવાય અમે તે શોધી શકીએ છીએ.

અમારે તાવમા લઘણનો પ્રચાર હોવાથી ને સમયે લિવર વધવાનો કોઈ રાગ જ ન હતો, એટલે લિવરના ઑપરેશનની જરૂર જ નહોતી; અને પથરી જેવા વિવરના રોગોમા પથાણભેદ જેવી વનસ્પતિઓથી રોગને ઓગાળી કાઢી નાખવાનું લખ્યું છે છાતીમા તીર વાગ્યુ હોય તો કાઢવું, હૃદયમાથી કાઢવું, ફાટેલા હોઠ સાધવા, બાળકને માતાનું પેટ ચીરી કાઢવુ. આડું હોય તો તેને કાપી કાઢવુ, અંત્રવૃદ્ધિ, પરવાળા સીવવાં, ખીલનું લેખન કરવું, મોતિયા ઉતારવા એ સર્વ ઑપરેશનની ક્રિયા સુશ્રુતે લખેલી છે. બધા જ અર્બુદ અસાધ્ય જ છે, પણ આખની પાપણનું અર્બુદ સાધ્ય છે તે વાત તો હજી અન્ય વિજ્ઞાનમાં વિચારાઈ જ નથી. ન્રુનિરુદ્ધપ્રકાશ (ફાઈમોસીસ)નું ઑપરેશન પણ લખ્યું છે. સુશ્રુત પછી વાગ્ભટે

# ભાષાંતરકર્તાનો ઉપોદ્‌ઘાત

આયુર્વેદના બ્રહ્મસંહિતા, દક્ષસંહિતા આદિ અતિ પ્રાચીન ગ્રંથો હમણા ઉપલબ્ધ નથી; તે ગ્રંથો પ્રાચીન સમયમા હતા, એ ચરક-સુશ્રુત વગેરે ગ્રંથોથી સિદ્ધ થાય છે. ઉપર પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી સઘળા વિદ્વજ્જનોના જાણવામા છે કે હાલમા ચરક અને સુશ્રુત નામના આયુર્વેદના બે મુખ્ય પ્રાચીન સંસ્કૃત ગ્રંથો સર્વ આર્યવૈદકના મૂળભૂત છે. આ ગ્રંથો તેનામાં જણાવેલા ચિકિત્સાદિકના તત્ત્વોથી યુરોપ આદિ દેશોમા પણ સંપૂર્ણ પ્રખ્યાતિ તથા પ્રશંસા પામેલા છે, સદાચરણની પદ્ધતિના તથા નિદાનોના ઉપદેશથી શરીરની સ્વસ્થતા જાળવવાના પરમસાધનભૂત છે, રોગોથી શરીરની સ્વસ્થતા બગડી હોય તો તે સુધારવાના અનેક માર્ગો બતાવનાર છે આ ગ્રંથો પ્રાચીન છતા પણ આજ દિવસ સુધીના કોઈપણ અર્વાચીન આર્ય કે અનાર્ય વૈદ્યક ગ્રંથો તત્ત્વવિચારમાં તેમની બરોબરીના નથી એવા છે. બાળલગ્ન આદિ દુરાચારો કે જેઓ પાછળની આર્યલોકોમા પેઠી પ્રબળ હાનિ કરનારા થઈ પડ્યા છે, તેઓને પહેલેથી જ દુષ્ટ જણાવી ચૂક્યા છે મનુ તથા યાજ્ઞવલ્ક્ય આદિ ધર્મશાસ્ત્રકારોએ પણ જેઓના અસગોત્રવિવાહ તથા રજસ્વલાસ્પર્શ-નિષેધ આદિ આરોગ્યરક્ષક તત્ત્વોને ધર્મના સ્વરૂપમાં ગોઠવી દઈ લોકોના ઉપકાર માટે સુદૃઢતા આપી છે એવા છે જેઓમા કરેલુ ઘણાખરાં દ્રવ્યાદિકના ગુણદોષોનુ તથા રસવીર્યવિપાક આદિનું ઉપપત્તિપૂર્વક વિવેચન પ્રાચીન આર્યોની અપૂર્વ શોધકતાને બતાવી સાનંદ આશ્ચર્ય આપે એવા છે. મનુષ્યશરીર જીવતુ હોય ત્યા સુધી તેમા અંદર થતી હોવાને લીધે કદી પ્રત્યક્ષ થાય નહિ એવી અને એ શરીર મરી જાય ત્યારે તેમા તમામ બંધ જ પડી જાય એવી રસ-રક્ત-સંચરણ આદિ સ્વાભાવિક ક્રિયાઓનું યથાસ્થિત નિરૂપણ કરવાથી પોતાના દિવ્ય જ્ઞાનમયપણાનો નિશ્ચય કરાવે છે. મરકી આદિ દેશોપદ્રવોના તથા ગર્ભસંભવ આદિના વિષયોમાં ચલાવેલા સૂક્ષ્મ તત્ત્વજ્ઞાને (ફિલોસોફી)થી વિદ્વાનોને સવિસ્મય કરી નાખે છે. કેટલાક શાંતિમય સદુપદેશોરૂપ ઔષધોથી માનસિક રોગોને ટાળવામા તો પોતે જ વૈદ્યરૂપ થાય છે મરવા પડેલાઓને અમુકઅમુક અવધિમા મરણ થવાની અગમચેતી આપનારા નિમિત્તો જણાવવાથી મિલકતની વ્યવસ્થા આદિ કરવામા પ્રમત્ત ન થવા આપે એવા છે. શરીર કે જે સર્વ પુરુષાર્થોના સાધનરૂપ છે, તેને ચિરંજીવી તથા સબળ બનાવનારા રસાયન આદિ પ્રયોગોનાં નિરૂપણ કરવાથી સર્વ લોકોના પરમમિત્રરૂપ છે. આયુષ્યની પરીક્ષાનો તથા રોગોના સાધ્યાસાધ્યપણા આદિનો પૂર્ણ ઉપદેશ કરવાથી વૈદ્યજનોના પરમગુરુરૂપ છે. નગરાદિકમા તથા સેનાઓમા સારી ગોઠવણથી દાક્તરો વગેરે રાખવાની યુરોપિયનોની ચાતુરી કે જે આપણને વિસ્મયકારક લાગે છે, તેવી ચાતુરી પ્રાચીન કાળના આર્યલોકોમા હતી જ, એવો નિશ્ચય કરાવીને આપણી વચલા સમયમા થયેલી ભૂલને જ વિસ્મયના કારણરૂપ જણાવે છે. નપુંસકોના સોપપત્તિક ભેદો આપીને આપણને અમુક વિકર્મોથી નિવૃત્ત રહેવાનુ પાકુ શિક્ષણ આપે છે. ગર્ભ રહ્યા પહેલા તથા ગર્ભ રહ્યા પછી અને જન્મ્યા પછી તે છેક મરણ પર્યંત કરવાના સદુપચારો બતાવીને મનુષ્યોના માતાપિતા કરતા પણ વિશેષ ઉપકાર કરે છે, અને વિષોની જાતો તથા વિષના સંસર્ગોની ચિકિત્સા આદિ બતાવીને આપણને સ્થાવર વિષોથી તેમ જ સર્પાદિકના તથા હડકાયા વગેરેના દંશાદિક[1] જંગમ વિષોથી પણ બચાવવાનો અનુગ્રહ કરે છે.

આ ચરકનો અને સુશ્રુતનો પ્રથમ અધ્યાય જોતા જણાય છે કે દેવલોકમાં બ્રહ્મા, પ્રજાપતિ, અશ્વિનીકુમાર અને ઇંદ્ર એ રીતે આયુર્વેદનો વિદ્યાવંશ એક જ ચાલેલો છે; પણ ઇંદ્રની પાસેથી તે વેદ શીખેલા બ્રહ્મર્ષિ ભરદ્વાજથી અને રાજર્ષિ ધન્વંતરિથી ભૂલોકમા ચરક અને સુશ્રુત નામની મુખ્ય બે શાખાઓ થયેલી છે. બ્રહ્મર્ષિ ભરદ્વાજની પાસેથી શીખેલા આત્રેય (પુનર્વસુ) મુનિએ જે મૂળસંહિતા કરી, તે ઉપર અગ્નિવેશમુનિએ જે વૃત્તિ કરી અને તે ઉપર ચરકમુનિએ જે સવિસ્તર પ્રતિસંસ્કાર કર્યો, એ ત્રણેના સમુદાયરૂપ ચરકગ્રંથ છે તેમ જ રાજર્ષિ ધન્વંતરિની પાસેથી શીખેલા સુશ્રુતમુનિએ

---

૧ કલ્પસ્થાનના છઠ્ઠા અધ્યાયના ૨૨ મા વિષયથી ૩૦ મા વિષય સુધી વાચો ૨૬ મો તથા ૨૭મો વિષય વાચવાથી જણાશે કે, જેમ હાલ યુરોપિન વૈદ્યોએ શીતળા તથા મરકીની રસી શોધી કાઢી છે તેમ પ્રાચીન આચાર્યોએ હડકવાના વિષયમા ગોઠવણ શોધી કાઢી છે

ધન્વંતરિની જે મૂળસંહિતા ઉપર જે વૃત્તિ કરી અને તે વૃત્તિ ઉપર નાગાર્જુને જે સવિસ્તર પ્રતિસંસ્કાર કર્યો, એ ત્રણેના સમુદાયરૂપ સુશ્રુતગ્રંથ છે. પણ જેમ વ્યાકરણશાસ્ત્રમા સૂત્રના ભાગ, વાર્તિકના ભાગ અને ભાષ્યના ભાગ જુદા જુદા કરી બતાવી શકાય છે, તેમ આ ગ્રંથોમા સંહિતાભાગ, વૃત્તિભાગ અને પ્રતિસંસ્કારભાગ જુદા જુદા કરી બતાવી શકાય એમ નથી; કારણ કે વૃત્તિકારોએ સંહિતાભાગમા અને પ્રતિસંસ્કારોએ વૃત્તિભાગમા તથા સંહિતાભાગમા સુધારાવધારા કરીને ભારે મિશ્રણ કરી નાખ્યું છે. આમ થયા છતાં પણ *भवन्ति—चात्र, भवतश्चात्र* અને *भवति चात्र* એવાં મથાળાંઓની નીચે જે શ્લોકો આપવામાં આવ્યા છે તેઓ પ્રાયશ મૂળસંહિતાકારોના જ હોય અને રામકૃષ્ણ આદિ અર્વાચીન દેવાદિકના નામોવાળા મંત્રાદિક ભાગો[1] પ્રતિસંસ્કારકારોના જ હોય એમ ધારી શકાય છે.

સુશ્રુતમાં શલ્યતંત્ર, શાલાકયતંત્ર, કાયચિકિત્સાતંત્ર, ભૂતવિદ્યાતંત્ર, કૌમારભૃત્યતંત્ર અગદતંત્ર, રસાયનતંત્ર તથા વાજીકરણતંત્ર[2] એ આયુર્વેદના આઠે અંગોનો સંગ્રહ કર્યો છે; અને ચરકમાં શલ્યતંત્ર વિના શાલાકયતંત્ર આદિ સાત અંગોનો સંગ્રહ કરેલો છે મૂઢગર્ભ આદિ વિષયોમા જ્યાં જ્યાં વાઢકાપ આદિ શલ્યતંત્રની ક્રિયાઓની અપેક્ષા જણાઈ છે ત્યાં ત્યાં ચરકે સ્પષ્ટ અક્ષરથી કહ્યું છે કે, એ ક્રિયાઓ શલ્યતંત્ર જાણનારા વૈદ્યના હાથથી કરાવવી.[3] ચિકિત્સા આદિ અનેક વિષયો ઉપર ચરકમા જે તત્ત્વજ્ઞાનાત્મક સૂક્ષ્મ વિચારો જોવામા આવે છે તેઓ ખરેખર અપ્રતિમ છે એમ કહ્યા વગર ચાલતું નથી, પણ તે સાથે એટલું જણાવવાની જરૂર છે કે, સુશ્રુતમા કાંઈક અલ્પ અક્ષરોથી કરેલા પણ જે તત્ત્વજ્ઞાનાત્મક સૂક્ષ્મ વિચારો જોવામા આવે છે, તેઓ ચરકના તેવા વિચારોથી બહુ ઓછા ઊતરે એવા તો નથી જ. ચરકમાં થોડા રોગોના નામ, નિદાન, લક્ષણાદિક તથા ચિકિત્સાઓ આપેલા છે અને સુશ્રુતમા ઘણા રોગોના નામ, નિદાન લક્ષણાદિક તથા ચિકિત્સાઓ આપેલાં છે સુશ્રુતની શારીરવિદ્યા ચરકથી ઘણી ચડિયાતી છે અને શલ્યતંત્રરૂપ વાઢકાપ આદિ કરવાની વિદ્યા તો પોતાની આગવી જ છે. ચરકમા ચિકિત્સિતસ્થાનના છેલ્લા સત્તર અધ્યાયો, કલ્પસ્થાન સઘળું અને સિદ્ધિસ્થાન સઘળું એટલા અસલ ભાગો પ્રથમથી જ કોઈને હાથ લાગેલા નથી, તેથી એ ગ્રંથને પૂર્ણ કરવા માટે એટલા ભાગો દૃઢબલ-કપિલબલ નામના કોઈ આચાર્યે નવા કરીને તે તે ગ્રંથમા દાખલ કરેલા છે, એમ તે ગ્રંથના ચિકિત્સિતસ્થાનના છેલ્લા અધ્યાયમા સ્પષ્ટ લખ્યું[4] છે સુશ્રુતમા એવું કશું થયેલું જોવામાં આવતું નથી

આપણા આર્યલોકોના જૂના ગ્રંથોમા શક–સંવત આપવાની પ્રથા જ નથી, તે પ્રમાણે આ બે જૂના ગ્રંથોમાં પણ શક સંવત આપેલા નથી, તેથી આ ગ્રંથોના કાળનો નિર્ણય કરવામા ઘણી ભાંજગડ પડે છે, તોપણ આસપાસના પ્રમાણો ઉપરથી આત્રેયમુનિ, ભગવાન ધન્વંતરિ, અગ્નિવેશ અને સુશ્રુત તો બહુ જ પ્રાચીનકાળમા હતા એમ કહી શકાય[5] છે ચરકમુનિ એ જે મનાયા

૧ ચિકિત્સાસ્થાનના ૩૦મા અધ્યાયનો ૮મો વિષય વાંચો

૨ આ આઠે તંત્રોના અર્થો આ ગ્રંથના પહેલા અધ્યાયના ૪થા થી ૧૧મા સુધીના વિષયો વાંચવાથી જાણવામા આવશે

૩ परिदृष्टकर्मणा शल्यहर्त्रा हरणमित्येके ચરક શારીરસ્થાન અધ્યાય ૮મો अश्मरी तु दाम्यंश्च चैव शल्यविदुद्धरेत्ताम् ચરક ચિકિત્સાસ્થાન અધ્યાય ૧૬ મો

૪ अस्मिन् सप्तदशाध्याय कल्पा सिद्धय एव च। नासाद्यतेऽग्निवेशस्य तन्त्रे चरकसंस्कृते ॥ तानेतान् कापिलबलि शेषान् दृढबलोऽकरोत्। तन्त्रस्यास्य महार्थस्य पूरणार्थं यथायथम् ॥

૫ મહાભારતના શાંતિપર્વના ૨૧૦મા અધ્યાયમા કહ્યું છે કે ' युगान्तेऽन्तर्हितान् वेदान् सेतिहासान् महर्षय । लेभिरे तपसा पूर्वमनुज्ञाता स्वयम्भुवा ॥ वेदविद्वेद भगवान् वेदाङ्गानि बृहस्पति । भार्गवो नीतिशास्त्र तु जगाद जगतोहितम् ॥ गान्धर्वं नारदो वेद भरद्वाजो धनुर्ग्रहम्। देवर्षिचरितम् गार्ग्य कृष्णात्रेयश्चिकित्सितम् ॥ ' પૂર્વકલ્પના અંતમા પ્રલય થતા તિરોહિત થઈ ગયેલા ઇતિહાસો સહિત વેદો પાછા સૃષ્ટિના આરંભકાળમા બ્રહ્માની અનુજ્ઞાથી મેં દામોટા ઋષિઓએ તપશ્ચર્યારૂપ સાધન વડે મેળવ્યા હતા એ પ્રમાણે સઘળા વેદોને જાણનારા ઋષિઓમા લોકોના હિત માટે બૃહસ્પતિએ વેદોના અંગોનો, શુક્રે નીતિશાસ્ત્રનો, નારદે ગાન્ધર્વવેદ(ગાયનશાસ્ત્ર)નો ભારદ્વાજે ધનુર્વેદનો, ગાર્ગ્યે દેવતાઓના તથા ઋષિઓનાં ચરિત્રનો અને કૃષ્ણાત્રેયે (આત્રેયે) આયુર્વેદનો પ્રકાશ કર્યો છે' ધન્વંતરિ એ વૈવસ્વત મનુના દૌહિત્ર,

પ્રમાણે પતંજલિ જ હોય તો તે, મગધદેશના પ્રખ્યાત અશોક રાજાના પિતામહ ચંદ્રગુપ્તના રાજ્યસમય પછી દસ પેઢીએ થયેલા પુષ્પમિત્ર રાજાના રાજ્યસમયમા અથવા ને પછીના તુરતના સમયમાં એટલે આશરે ઇસવી સનની ત્રણસોચારસો વર્ષ પહેલાં હતા એમ વ્યાકરણ મહાભાષ્યમા **स्वंरूपंशब्दस्याशब्दसंज्ञा**, ૧–૧–૬૮ એ સૂત્રના વ્યાખ્યાનમાં આપેલા ચંદ્રગુપ્તસભા તથા પુષ્પમિત્રસભા એ પ્રત્યુદાહરણથી જણાય છે. નાગાર્જુન કે જેને સુશ્રુતનો પ્રતિસંસ્કારકાર કહેવામાં આવ્યો છે, તેનું તો જન્મકાલાદિક કાંઈ પણ જાણવામા નહિ આવતા પ્રતિસંસ્કર્તા તરીકે નામ પણ સુશ્રુતના ટીકાકાર ડલ્હનના લખવા ઉપરથી જણાયું[1] છે, તોપણ એટલું તો કહી શકાય છે કે તે વાગ્ભટની પહેલાનો છે; કેમ કે વાગ્ભટે પ્રતિસંસ્કૃત થયેલા ચરક–સુશ્રુત ગ્રંથો ઉપરથી સરળ ક્રમાતર કરીને વાગ્ભટ નામના ગ્રંથમાં વિષયો આપ્યા છે વાગ્ભટ ઈસવી સનની પહેલા આશરે બસો વર્ષ ઉપર થયેલ છે એમ વાગ્ભટના અંગ્રેજી તથા મરાઠી ઉપોદ્ઘાત ઉપરથી જણાય છે.

હાલમા ચરક, સુશ્રુત અને વાગ્ભટ એ આયુર્વેદની વૃદ્ધત્રયી અથવા જુના પ્રતિષ્ઠિત શાસ્ત્રગ્રંથો ગણાય છે, પણ તે વિષયમા એટલું કહેવુ પડે છે કે ચરક તથા સુશ્રુત એ બે ગ્રંથો તમામ સ્વતંત્ર છે અને વાગ્ભટ–ઘણુ કરીને એ બે ગ્રથોના એક જાતના ક્રમાતરાત્મક તથા શબ્દાંતરાત્મક ઉતારારૂપ છે. તોપણ સુશ્રુતના શલ્યતંત્ર ઉપરથી વાગ્ભટે પોતાના ગ્રંથમા જે લખ્યુ છે, તે સુશ્રુતના લેખથી જરા વધારે છે; કારણ કે વાગ્ભટે શસ્ત્રો તથા શલ્યો આદિમાં કંઇક વધારે લખ્યું છે અને વાગ્ભટના ગ્રંથ પછી આજ દિવસ સુધીમા જે શાર્ઙ્ગધર તથા ભાવપ્રકાશ આદિ આયુર્વેદ વિષયના પ્રકરણગ્રંથો થયા છે તેઓમા તો ચરકાદિકના માત્ર ફલિતાર્થો જ લીધા છે તથા શલ્યતંત્રને છોડી જ દેવામા આવ્યુ છે; તે ઉપરથી કહી શકાય છે કે આપણા આર્યવૈદકમા સુશ્રુતના સમય પછી વાગ્ભટના સમય સુધીમા શલ્યતંત્રવિદ્યા તથા શારીરવિદ્યા કશી વૃદ્ધિ પામી ન હતી; અને વાગ્ભટના સમય પછી તો શલ્યતંત્ર-વિદ્યા અસ્ત પામલી છે તથા શારીરવિદ્યા લોકોમા અર્વાચીન ધર્મસંપ્રદાયોના પ્રચારથી સ્પર્શાસ્પર્શની છીંટ પેસવાને લીધે અનુભવાયા વગરની માત્ર ઉતારારૂપે જ લખાતી આવી છે. સુશ્રુને તો સ્પષ્ટ આજ્ઞા કરી છે કે વૈદ્યોએ અવશ્ય મુડદાં ફાડીચીરીને તેઓના અંદરના ભાગોનુ પ્રત્યક્ષ અવલોકન કરવુ.[2] પ્રકરણ-ગ્રંથોનો પ્રચાર થતા આપણા આર્યગ્રથોમા આલસ્યાદિકને લીધે શાસ્ત્રગ્રથોનું પરિશીલન બંધ પડ્યું અને હાલ તો કેટલોક સમય થયા દુર્દૈવને લીધે પ્રાયશ પ્રકરણગ્રથોનું પરિશીલન પણ બંધ પડ્યું છે.

કપાયેલા કાનનાક પાછા સાધવાની ક્રિયા સુશ્રુતમા સરસ રીને બતાવેલ છે. તે બાબત અગ્રેજી વૈદકમા લીધન છે અને તેથી જ તે ક્રિયા ઇન્ડિયન ઓપરેશન એ નામથી અંગ્રેજી વૈદકમા હજી સુધી ઓળખાય છે. તે છતા પણ આજકાલ ‘ શારીરવિદ્યા, યત્રવિદ્યા તથા ચીરવુ–ફાડવુ ઇત્યાદિ તો અંગ્રેજી વૈદ્યકમા જ છે અને બીજા વિષયોમા પણ દેશી વૈદક અગ્રેજી વૈદકથી ઘણું ઊતરતુ છે ’ એમ કેટલાકનું કહેવુ આપણને સાભળવુ પડે છે, એ કેવળ ઉપર કહેલી સ્થિતિનુ જ પરિણામ છે. સંસ્કૃતભાષાનો પરિચય ઘણેભાગે બંધ પડી જાય, જેણે આયુર્વેદનો સપૂર્ણ અભ્યાસ કરી અનુજ્ઞાપત્ર ( સનદ ) મેળવ્યુ હોય, ને જ ચિકિત્સા કરી શકે એવો પ્રાચીન સપ્રદાય[3] તૂટી જાય, ઘણેભાગે આર્ય રાજાઓ પોતાની પ્રજા પ્રત્યેના ધર્મની અપેક્ષા નહી રાખતા મોજશોખ કર્યા કરે અને વોરા, હજામ તથા મોચી વગેરે પણ પાચસાત સાચા ખોટા ઔષધો લઈ વૈદ્ય બની બેસે, ત્યારે જે દશા આવવી જોઈએ તે જ આવી છે

આ સમયમા ચરક–સુશ્રુતનો અને તેમા પણ વિશેષે કરી પ્રથમ સુશ્રુતનો લોકોમા પ્રચાર થાય તો કેટલાક લોકોને આર્યવૈદક ઉપર જે અનાસ્થા બેસી ગઈ છે તે દૂર થઈ જાય. અગ્રેજી શલ્યવિદ્યા

---

પુરૂરવાથી નવમી પેઢીએ હતા એમ શ્રી ભાગવતના નવમસ્કધના ૧૦ મા અધ્યાયમા કહ્યુ છે અગ્નિવેશ દ્રોણાચાર્યના ગુરૂ હતા એમ મહાભારતના આદિપર્વમા કહ્યુ છે સુશ્રુત વિશ્વામિત્રના પુત્ર હતા એમ સુશ્રુતગ્રંથમા કહ્યુ છે અને તે વિશ્વામિત્ર વાલ્મીકિ–રામાયણ આદિ ગ્રથોમા અતિ પ્રસિદ્ધ છે.

૧ આ ગ્રથના પહેલા જ સૂત્રની ટીકામા ડલ્હને લખ્યુ છે કે, प्रतिसस्कर्तापीह नागार्जुन एव ।

૨ આ ગ્રથના શારીરસ્થાનના ૫ મા અધ્યાયના ૫૦ મો વિષય વાચો

૩. આ ગ્રથના સૂત્રસ્થાનના ૧૦ મા અધ્યાયનો ૨જો વિષય વાચો

તથા શારીરવિદ્યા કે જે બહુ જ સુધારાવધારાને પ્રાપ્ત થઈ છે તથા પ્રાપ્ત થતી જાય છે, તેમાં પણ સુશ્રુતના મૂળતત્ત્વો ઉપર જ અનુગમ થયેલ છે એમ નિશ્ચય થાય. પ્રાચીન આર્યવૈદકમાં રોગોના મૂળ કારણાદિક વિષે જે સૂક્ષ્મ વિચારો ગોઠવેલા છે તેવા વિચારો અનાર્યવૈદકમાં થોડા જ છે એમ ધ્યાનમા આવે કાળક્રમને લીધે નબળી સ્થિતિમા આવી પડેલું આર્યવૈદક ઉત્કૃષ્ટ સ્થિતિનું અવલંબન કરવા લાગે, આપણા દેશની ઔષધિઓ કે જેઓ હાલ પણ આયુર્વેદની ભાગીતૂટી પદ્ધતિને શ્રદ્ધાથી વળગી રહેલા કેટલાક સુજ્ઞ આર્યવૈદ્યોના હાથથી વપરાયેલી હોય, તો આપણા શરીરોના બંધારણ આદિને તથા આપણા દેશના પવન, જળ આદિને અનુસરતી હોવાથી, યુરોપ આદિ દેશોની ઔષધિઓ કરતાં ઉત્તમ લાભો આપતી જોવામા આવે છે તેઓની વિજ્ઞાનપૂર્વક વધારે યોજના થાય, પ્રત્યેક વૈદ્યને સઘળા રોગોની ચિકિત્સા કરવાનો અભિનિવેશ, કે જે ઘણું કરીને સઘળા રોગોના વિષયમા પૂર્ણ જ્ઞાન મેળવવા ન આપે એવો છે, તેને છોડી દઈને હાલના આર્યવૈદ્યો પ્રાચીનકાળની સામાન્ય પદ્ધતિ પ્રમાણે રોગોના વિભાગો કરી તેઓની ચિકિત્સામા જુદા જુદા પ્રવર્તે તો વધારે સગવડ થાય[1] અને બીજા પણ ઘણાઘણા લાભો કે જેઓ આ ગ્રંથની અનુક્રમણિકા વાચવાથી પણ કાઈકાઈ ધ્યાનમા આવશે તેઓને યથાશક્તિ પહોચવાની લોકોને ઉત્કંઠા થાય.

આવા લોકહિતાર્થ વિચારો હૃદયમા આવવાથી મુંબઈની વૈદ્યધર્મસભા કે જેના પ્રમુખ વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામ છે અને જેના મંત્રીની પદવી ઉપર શે૦ દ્વારકાદાસ ધરમશી તથા રા૦ વિશ્વનાથ પ્રભુરામ છે, તેમણે સસ્કૃત જાણનાર તથા નહિ જાણનારા સર્વ લોકોની સગવડ માટે ભાષાતર સહિત સુશ્રુતગ્રથ પ્રસિદ્ધ કરવાનું ધારી ગુજરાતી ભાષાતર કરવાની મને આજ્ઞા કરતા, તેં ને આજ્ઞા સ્વીકારી લીધી ભાષાતરનો આરંભ કરતા એક क्वाहं मंदमतिः क्वेदं मथनं क्षीरवारिधेः, कस्तत्र परमाणुर्वै यत्र मज्जति मंदरः तथा तितीर्षुर्दुस्तरं मोहादुडुपेनास्मि सागरम्,[2] એ શ્રીધરસ્વામીના તથા મહાકવિ કાલિદાસના વચન પ્રમાણે મારી આ પ્રવૃત્તિ છે એમ મારા મનમા આવ્યુ, તોપણ 'ચાર વૈદકગ્રથોના ભાષાતરો મારા હાથથી થઈ ગયેલ છે તેથી જે કાઈ જ્ઞાન મળ્યું છે તે આ વિષયમા પણ ઉપયોગી થઈ પડશે. નવો મળેલો કોશસંગ્રહ પણ સહાય આપશે ડલ્હને ટીકાઓ ઉપરથી કરેલી સુશ્રુતની સંસ્કૃત ટીકા લેખકોના તથા છાપનારાઓના પ્રમાદથી અતિ અશુદ્ધ થઈ ગયેલી, છતા પણ આ વિષયમા કેટલેક અંશે ઉપકારી થયા વગર રહેશે નહિ વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામ અને ડૉ. પોપટ પ્રભુરામની દેખરેખ અને સહાય હોવાથી અને વળી જગત પરાયા દોષોને સુધારી લેનારા તથા પરાયા અલ્પ ગુણોથી પણ રાજી થનારા સજ્જનોથી રહિત થઈ ગયુ નથી, તેથી પરિશ્રમ સફળ થયા વિના રહેશે નહિ,' એમ ધારી મે આ ભાષાતર તૈયાર કરી આપ્યું આમા અમુકઅમુક સ્થળે જ્યા વિશેષ જણાવવાનુ યોગ્ય જણાયું ત્યા ચરક વાગ્ભટ તથા ભાવપ્રકાશક આદિના આશયો પણ આપ્યા છે

આ ભાષાતરમા ઔષધિઓના જે ગુજરાતી નામો આપ્યા છે, (જેના પર્યાયો મળ્યા નથી તેનાં તો સસ્કૃત નામો જ રાખેલાં છે,) તેઓ ઘણુ કરી તે ઔષધિઓના ગુણદોષાદિક જોયા વિના આપ્યા નથી, તોપણ કોઈ સ્થળે ઉપેક્ષાદિક થવાથી ઔષધિઓના પર્યાયોમાં અસદ્ય ભૂલ થયેલી જણાય, તો અથવા કોઈ સ્થળમા દેખીતી ભૂલ થયેલી જણાય તો અથવા પૂર્વાપર વિરોધ આદિ બીજી પણ કોઈ ભૂલ થયેલી જણાય તો સજ્જનો प्रमादो मानुषो भावः એ નિયમ ધ્યાનમા લઈ તથા આવા મોટા કામમા તેવા બનાવને સાધારણ જાણી ક્ષમા કરશે, એવી આશા રાખવામા આવે છે

સવત ૧૯૫૯ કાલિદાસ ગોવિંદજી

---

[1] સુશ્રુતનુ અવલોકન કરતા જણાય છે કે પચસ્થાનાત્મક સહિતામા જેટલા રોગો તથા ચિકિત્સાદિ આપેલા છે, તેઓ ભગવાન ધન્વતરિના ખાસ વિષયરૂપ છે, અને ઉત્તરતત્રમા જે આપેલા છે તેઓ વિદેહરાજના તથા અન્ય મુનિઓના ખાસ વિષયરૂપ છે એ નેત્રરોગાદિક રોગો તથા તેઓના ચિકિત્સાદિક અન્ય વૈદ્યોના ખાસ વિષયો સર્વજ્ઞ ભગવાન ધન્વતરિએ તીવ્રબુદ્ધિવાળા શિષ્યોના અભ્યાસ માટે પરિશિષ્ટ(ઉત્તરતત્ર)મા દાખલ કર્યા છે પણ તેમ છતા તેઓમા જે શલ્યતત્ર સબધી ભાગ છે તે તો ભગવાન ધન્વતરિનો જ છે એમ ધારવુ અસબદ્ધ નથી

[2] 'મંદબુદ્ધિવાળો હું ક્યા અને આ ક્ષીરસમુદ્રનુ મથન ક્યા? જેમા મદરાચલ પણ ડૂબી જાય તેમા પરમાણુ શા હિસાબમા છે?—' શ્રીધરસ્વામી 'હું મોહને લીધે દુસ્તર સમુદ્રને નાના મછવાથી તરવા ઇચ્છું છું'— મહાકવિ કાલિદાસ

# અનુક્રમણિકા

## સૂત્રસ્થાન


| વિષય | પૃષ્ઠ |
|---|---|
| **અધ્યાય ૧ લો** | |
| ઉપક્રમ ... ... ... ... | ૧ |
| શિષ્યોની પ્રાર્થના તથા ગુરુ તરફથી અંગીકાર | ,, |
| આયુર્વેદનો વિસ્તાર અને આઠ અંગોમા સંક્ષેપ | ૩ |
| આયુર્વેદના અંગનુ સંક્ષિપ્ત લક્ષણ . | ,, |
| આયુર્વેદનું પ્રયોજન તથા અર્થ ... ... | ૫ |
| (શલ્ય) પ્રથમ અંગ હોવાનુ કારણ . ... | ,, |
| આયુર્વેદના પૃથ્વી ઉપર આવવાની ગુરુપરંપરા | ૬ |
| પુરુષ: આયુર્વેદમા રહેલી ક્રિયાઓનો આશ્રય | ૭ |
| વ્યાધિઓનું સામાન્ય નિરૂપણ ... ... | ,, |
| વ્યાધિઓ ટાળવાની સામાન્ય ક્રિયાઓ ... | ૮ |
| ઔષધિઓનુ સામાન્ય નિરૂપણ ... ... | ,, |
| કાળનુ સામાન્ય નિરૂપણ ... ... | ૯ |
| ઔષધિઓનો ઉપયોગ અને ચિકિત્સા ... | ૧૦ |
| પૂર્વોક્ત વિષયોનો ઉપસંહાર ... ... | ,, |
| ૧૨૦ અધ્યાયોનો પાચ વિભાગોમા વહેંચણી, ઉત્તરતંત્રની પ્રાપ્તિ અને ફલશ્રુતિ ... | ૧૧ |
| **અધ્યાય ૨ જો** | |
| ઉપક્રમ .. ... ... . | ૧૨ |
| આયુર્વેદની દીક્ષાનો અધિકાર .. . | ,, |
| દીક્ષા આપવાનો વિધિ ... ... .. | ,, |
| દીક્ષા આપવાનો અધિકાર ... .. | ૧૩ |
| શૂદ્રથી પણ દીક્ષા લઈ શકાય .. . | ,, |
| શિષ્ય સાથેનો કરાર ... ... ... | ,, |
| આયુર્વેદના અનધ્યાયો ... ... ... | ૧૪ |
| **અધ્યાય ૩ જો** | |
| ઉપક્રમ .. . ... ... | ૧૪ |
| પાચ સ્થાનોના તથા ઉત્તરતંત્રના અધ્યાયો ... | ,, |
| સૂત્રસ્થાનના ૪૬ અધ્યાયોના નામ તથા 'સૂત્રસ્થાન'નો અર્થ ... | ,, |
| નિદાનસ્થાનના સોળ અધ્યાયોનાં નામ તથા 'નિદાનસ્થાન' શબ્દનો અર્થ ... | ૧૫ |
| શારીરસ્થાનના દસ અધ્યાયોના નામ તથા 'શારીરસ્થાન' શબ્દનો અર્થ . | ,, |
| ચિકિત્સાસ્થાનના ચાળીસ અધ્યાયનાં નામ તથા 'ચિકિત્સાસ્થાન' શબ્દનો અર્થ ... | ૧૬ |
| કલ્પસ્થાનના આઠ અધ્યાયોના નામ તથા 'કલ્પસ્થાન' શબ્દનો અર્થ ... ... | ૧૭ |
| ઉત્તરતંત્રના છાસઠ અધ્યાયોના નામ તથા 'ઉત્તરતંત્ર'નો અર્થ ... ... | ,, |
| આયુર્વેદના આઠે અંગોનો સમાવેશ ... | ૧૮ |
| ગ્રંથના અભ્યાસની ઉપયોગિતા ... ... | ,, |
| શાસ્ત્ર ભણવા-ભણાવવાનો પ્રકાર ... ... | ૧૯ |
| **અધ્યાય ૪ થો** | |
| ઉપક્રમ ... ... ... ... | ૨૦ |
| શાસ્ત્રાધ્યયન પછી અર્થનુ વ્યાખ્યાન અને શ્રવણ | ,, |
| બીજા શાસ્ત્રોનુ જ્ઞાન મેળવવાની રીત . | ૨૧ |
| **અધ્યાય ૫ મો** | |
| ઉપક્રમ .. .. ... ... | ૨૨ |
| કર્મોના ત્રણ પ્રકાર તથા શસ્ત્રક્રિયાનો ઉપદેશ ... | ,, |
| શસ્ત્રકર્મના આઠ પ્રકાર અને તેની સામગ્રીઓ | ,, |
| શસ્ત્રકર્મ કરાવનારનો વિધિ અને વૈદ્યનો શસ્ત્ર નાખવા-કાઢવાનો પ્રકાર ... ... | ૨૩ |
| વ્રણછેદ અને શસ્ત્રક્રિયા કરનાર વૈદ્યના ગુણ ... | ૨૪ |
| એકથી વધારે વ્રણો (છેદો) ક્યારે કરવા? ... | ,, |
| સરખો વ્રણ કરવાનો અપવાદ ... . | , |
| ઊલટી રીતે છેદ કરવામા નુકસાન ... | ૨૫ |
| જમ્યા પછી શસ્ત્રક્રિયાનો અપવાદ .. ... | ,, |
| શસ્ત્રક્રિયા પછીના ઉપચારો . ... | ,, |
| વેદના તથા રાક્ષસો ટાળવાના ધૂપો ... | ૨૬ |
| રક્ષાની ક્રિયાનો વિધિ . .. . | ,, |
| રક્ષા પછીની ઇતિકર્તવ્યતા ... ... | ૨૭ |
| શસ્ત્રકર્મ કરવાના નિયમોનો અપવાદ .. | ૨૮ |
| શસ્ત્રની વેદનાને શાંત કરવાનો ઉપાય . | ૨૯ |
| **અધ્યાય ૬ ઠ્ઠો** | |
| ઉપક્રમ . ... ... | ૨૯ |
| વર્ષરૂપ કાળનુ તથા તેના અવયવોનું નિરૂપણ | ,, |
| ઋતુઓ વગેરેના બળના વધવાઘટવાનું નિરૂપણ | ૩૦ |
| વર્ષ, યુગ તથા કાળચક્રનુ નિરૂપણ . | ૩૧ |
| આ અધ્યાયમા ઋતુઓનો જુદો ક્રમ . | ,, |
| ઋતુઓમા દોષોનો ઉત્પત્તિ અને પ્રકોપના કારણો | ,, |
| પ્રકોપ પામેલા દોષોના સંશોધનનો સમય ... | ૩૨ |
| વ્યાધિઓનો સ્વાભાવિક ઉપશમ કાળ .. | ૩૩ |
| અહોરાત્રમાં સઘળા ઋતુચિહ્નો-દોષસંચય, પ્રકોપ અને ઉપશમ ... ... ... | ,, |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ઋતુઓ અનુસાર સુખશાંતિ અને રોગો ... | ૩૩ |
| ઋતુઓના બગાડની ચિકિત્સા ... ... | ૩૪ |
| આકસ્મિક રોગો ઉત્પન્ન થવાનાં કારણો ... | ,, |
| ઉપર કહેલી વિપત્તિઓની ચિકિત્સા ... | ,, |
| નહિ બગડેલી ( શુદ્ધ ) ઋતુઓનાં લક્ષણ ... | ૩૫ |
| ઋતુઓના બગડવાનો સંગ્રહ ... ... | ૩૬ |
| દોષોનું સંશોધન કરવાનો સંગ્રહ ... ... | ,, |
| **અધ્યાય ૭ મો** | |
| ઉપક્રમ ... ... ... ... | ૩૭ |
| યંત્રોની સંખ્યા તથા યંત્રોના પ્રકારો ... | ,, |
| યંત્રો કેવાં જોઈએ ? ... ... | ૩૮ |
| ચોવીસ સ્વસ્તિકયંત્રોનાં નામો, આકૃતિઓ, પ્રમાણ, બનાવટ તથા ઉપયોગ ... | ,, |
| બે સંદંશ યંત્રોના પ્રમાણ તથા ઉપયોગ ... | ૩૯ |
| બે તાલયંત્રોનાં પ્રમાણ, આકાર, ઉપયોગ ... | ,, |
| વીસ નાડીયંત્રોનાં પ્રમાણ, નામ, ઉપયોગ ... | ,, |
| ૮૮ શલાકયંત્રોના આકાર, પ્રમાણ, ઉપયોગ ... | ૪૦ |
| પચીસ ઉપયંત્રોનાં નામ તથા ઉપયોગ ... | ૪૧ |
| યંત્રોનાં કામો ... ... ... | ,, |
| યંત્રોના કામોની સંખ્યાનો નિયમ નથી ... | ૪૨ |
| યંત્રોના દોષો ... ... ... | ,, |
| યંત્રોના ગુણો ... ... ... | , |
| કેવાં કેવાં શલ્યોને કયાં કયા યંત્રોથી કાઢવાં ... | ,, |
| કંકમુખયંત્રની પ્રધાનતા ... ... | ,, |
| **અધ્યાય ૮ મો** | |
| ઉપક્રમ ... .. . .. | ૪૩ |
| શસ્ત્રોની સંખ્યા, નામો તથા કામો .. | ,, |
| શસ્ત્રો પકડવાની રીત, શસ્ત્રોના આકારોની સૂચના, શસ્ત્રોના પ્રમાણો તથા ઉપયોગ ... | ૪૪ |
| કેવાં શસ્ત્રો સારાં ગણાય ? ... | ૪૫ |
| કેવા શસ્ત્રો ખરાબ ગણાય ? ... | ,, |
| કયાં શસ્ત્રોને ધારોની કેવી સૂક્ષ્મતા કરવી ? | ,, |
| શસ્ત્રોને પાવાનો અને ચડાવવાનો પ્રકાર તથા ધાર કરવાનું પાટિયું ... | ૪૬ |
| શસ્ત્ર કેવું હોય ત્યારે કામમા લેવું ? ... | ,, |
| અનુશસ્ત્રો ... ... ... | ,, |
| શસ્ત્રોને બદલે અનુશસ્ત્રોનો ઉપયોગ ... | ,, |
| શસ્ત્રો કોની પાસે કરાવવાં ? ... | ૪૭ |
| વૈદ્યને શસ્ત્રોના અભ્યાસની જરૂર ... ... | ,, |
| **અધ્યાય ૯ મો** | |
| ઉપક્રમ ... ... .. ... | ૪૭ |
| શિષ્યને ક્રિયાઓના અભ્યાસની જરૂર ... | ૪૭ |
| કયા પદાર્થમાં કઈ ક્રિયાનો અભ્યાસ ? ... | ,, |
| **અધ્યાય ૧૦ મો** | |
| ઉપક્રમ ... ... ... ... | ૪૮ |
| વૈદ્યના ધંધાનો પ્રારંભ ... ... ... | , |
| વૈદ્યે રોગીને ઘેર શી રીતે જવું અને ત્યાં શું કરવું ? ... ... ... ... | ૪૯ |
| રોગોને જાણવાના ૭ ઉપાયોનું વિવેચન ... | ,, |
| ચિકિત્સાના તથા ત્યજવાના વ્યાધિઓના પ્રકાર | ૫૦ |
| **અધ્યાય ૧૧ મો** | |
| ઉપક્રમ ... ... ... | ૫૧ |
| ક્ષારની મુખ્યતા, વ્યુત્પત્તિ તથા કાર્યો ... | ,, |
| ક્ષારના બે પ્રકાર અને તેનો ઉપયોગ ... | ૫૨ |
| કયા રોગીને પાનીય ક્ષાર અહિતકર છે ... | ૫૩ |
| પાનીય ક્ષાર બનાવવાનો સંક્ષિપ્ત વિધિ ... | ૫૪ |
| પ્રતિસારણીય ક્ષાર બનાવવાનો પ્રકાર ... | ,, |
| ક્ષારના ગુણો તથા દોષો ... . ... | ૫૬ |
| પ્રતિસારણીય ક્ષાર મૂકવાનો પ્રકાર... ... | ,, |
| ક્ષારથી વ્યાધિ બળ્યાનો પરીક્ષા ... ... | ૫૭ |
| ક્ષારનું શમન કરવાનો ઉપાય ... ... | ,, |
| ક્ષારથી બળેલો વ્યાધિ વીંખાય નહિ તો ? ... | ,, |
| ક્ષારે કરેલા વ્રણને રુઝાવવાનો ઉપાય | ,, |
| શંકા ... ... ... ... | ,, |
| સમાધાન ... ... ... ... | ,, |
| વધારે-ઓછું દાઝવાના લક્ષણો ... | ૫૮ |
| ક્ષારથી બળેલા વ્રણની ચિકિત્સા .. ... | ,, |
| કેવા માણસો ક્ષારકર્મને અયોગ્ય છે ? ... | ,, |
| શરીરના કયા પ્રદેશોમાં ક્ષાર ન મૂકવો ? ... | ૫૯ |
| કોનો વ્યાધિ ક્ષારથી મટતો નથી ? .. | ,, |
| ક્ષારની ક્રિયામા બુદ્ધિમાન વૈદ્યનો જરૂર ... | ,, |
| **અધ્યાય ૧૨ મો** | |
| ઉપક્રમ ... ... ... ... | ૫૯ |
| અગ્નિનું સામર્થ્ય .. ... ... | ,, |
| અગ્નિથી બાળવાનાં સાધનો અને તેમનો ઉપયોગ | ૬૦ |
| અગ્નિથી દહન કરવામાં યોગ્ય ઋતુ ... | ,, |
| અગ્નિના ક્રિયાનો અંગભૂત વિધિ ... ... | ૬૧ |
| અગ્નિની ક્રિયામાં મતભેદ ... ... | ,, |
| અગ્નિક્રિયા પછી ચામડી વગેરેમાં દેખાતાં જુદાં જુદાં લક્ષણો ... ... | ,, |
| કયા રોગોમા કયા પ્રદેશોમાં દહન ? ... | ,, |
| અગ્નિની ક્રિયા કરવાના વિષયો ... ... | ૬૨ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ડામની ચાર આકૃતિઓ | ૬૨ |
| અગ્નિક્રિયામાં ક્યાં ધ્યાન આપવું? | ,, |
| સમ્યગ્દગ્ધનાં શમનનો ઉપાય | ૬૩ |
| અગ્નિની ક્રિયા કોને ન કરવી? | ,, |
| ડામની ચાર આકૃતિઓ અને તેનાથી બાળવાના પ્રકારો | ,, |
| દાઝવાથી ફોલ્લા તથા જ્વર વગેરે થવાનું કારણ | ૬૪ |
| દાઝેલાની શાંતિ માટે ચિકિત્સા | ,, |
| અગ્નિદગ્ધોમાં રૂઝ લાવવાની ચિકિત્સા | ૬૫ |
| સ્નેહથી દગ્ધ થયેલાની ચિકિત્સા | ,, |
| ધુમાડાથી થતા ઉપઘાતના લક્ષણો | ,, |
| ધુમાડાથી ઉપઘાત પામેલાની ચિકિત્સા | ૬૬ |
| દગ્ધની ચિકિત્સા | ,, |
| **અધ્યાય ૧૩ મો** | |
| ઉપક્રમ | ૬૬ |
| જળો મૂકવારૂપ ઉપાયની પ્રશંસા | ૬૭ |
| જળો, શિંગડાંના તથા તૂંબડીના વિષયવિભાગ | ,, |
| શિંગડા તથા તૂંબડીથી લોહી કાઢવાની રીત | ,, |
| જળોનાં નામોની વ્યુત્પત્તિઓ તથા પ્રકાર | ,, |
| ઝેરી જળોનું નિરૂપણ તથા તેના ઝેરની ચિકિત્સા | ૬૮ |
| ઝેર વગરની જળોની જાતો તથા સ્વરૂપો | ,, |
| ઝેર વગરની જળોની ઉત્પત્તિના મુખ્ય દેશો | ૬૯ |
| ઝેરી અને ઝેર વગરની જળોના ક્ષેત્રો | ,, |
| ઝેર વગરની જળોનું સામાન્ય લક્ષણ અને તેને પકડવાની તથા રાખવાની રીત | ,, |
| જળો વળગાડવાની પદ્ધતિ | ૭૦ |
| લોહી પીધા પછી જળોને નીચોવવાની રીત | ,, |
| લોહી કાઢ્યા પછી વ્રણો પર કરવાની ક્રિયા | ૭૧ |
| વૈદ્યે જળોના ક્ષેત્રો વગેરે જાણવાની જરૂર | ,, |
| **અધ્યાય ૧૪ મો** | |
| ઉપક્રમ | ૭૨ |
| રસનુ સ્વરૂપ, સ્થાન તથા કામો | ,, |
| રસની વિકૃત તથા અવિકૃત ગતિને અનુમાનથી જાણવા વિષે | ,, |
| રસ સૌમ્ય પદાર્થ છે કે તૈજસ પદાર્થ છે? | ૭૩ |
| રસમાંથી લોહી બનવા વિષે | ,, |
| સ્ત્રીનુ રજ અગ્ન્યાત્મક (તૈજસ) પદાર્થ છે | ,, |
| સામાન્ય રુધિરના સ્વભાવમા મતાંતર | ,, |
| રસથી જ ધાતુઓની ઉત્પત્તિ, પોષણ અને રસનું રક્ષણ કરવાની ભલામણ | ૭૪ |
| રસ શબ્દનો વિગ્રહ, એક મહિને રસનું વીર્યરૂપે ગોઠવાવું અને વાજીકરણ આદિ ઔષધિઓનો વિશેષ ચમત્કાર | ૭૪ |
| રસ મહિને મહિને વીર્ય તથા રજરૂપ થાય છે છતાં બાળકોને તથા કન્યાઓને તે ન દેખાવાનું કારણ | ૭૫ |
| અન્નપાનનો રસ વૃદ્ધોનાં શરીરોની વૃદ્ધિ કેમ કરતો નથી? | ૭૬ |
| ધાતુ શબ્દનો અર્થ | ,, |
| બગડેલા લોહીનાં તથા શુદ્ધ લોહીનાં લક્ષણો | ,, |
| કેવા માણસોનાં લોહીને સ્રવાવવું નહિ? | ૭૭ |
| શસ્ત્રથી લોહી સ્રવાવવાના બે પ્રકાર, લોહી ક્યારે સ્રવે નહિ અથવા ઓછું સ્રવે? | ,, |
| દુષ્ટ લોહી સ્રવાવવામાં ન આવે તો શું થાય? લોહીનો અતિસ્રાવ શાથી થાય અને તે થાય તો શી પીડાઓ થાય? | ૭૮ |
| લોહી સ્રવાવવાનો સમ્યગ્યોગ, તેના કારણો, લક્ષણો તથા લાભો | ,, |
| લોહી ન નીકળે તો તેને કાઢવાનો ઉપાય | ૭૯ |
| લોહી અટકાવવાના ઉપાયો તથા અતિસ્રાવ સંબંધી ઉપચારો | ,, |
| બગડેલું બધું લોહી સ્રવાવી ન નાખવું | ૮૧ |
| લોહીના સ્રાવ પછીનુ કર્મ | ,, |
| **અધ્યાય ૧૫ મો** | |
| ઉપક્રમ | ૮૧ |
| દોષાદિકના લક્ષણો કહેવાનું કારણ | ,, |
| પ્રકૃતિસ્થ વાયુનું કર્મરૂપ લક્ષણ | ,, |
| પ્રકૃતિસ્થ પિત્તનું કર્મરૂપ લક્ષણ | ૮૨ |
| પ્રકૃતિસ્થ કફનું કર્મરૂપ લક્ષણ | ,, |
| પ્રકૃતિસ્થ ધાતુઓના કર્મરૂપ લક્ષણો | ,, |
| પ્રકૃતિસ્થ મળોના કર્મરૂપ લક્ષણો | ,, |
| પ્રકૃતિસ્થ ઉપધાતુના કર્મરૂપ લક્ષણો | ૮૩ |
| પ્રકૃતિસ્થ દોષો વગેરે રક્ષવા | ,, |
| દોષો વગેરેની ક્ષીણતા થવાનાં કારણો | ,, |
| દોષોની ક્ષીણતાના લક્ષણો તથા ચિકિત્સા | ,, |
| ધાતુઓની ક્ષીણતાના લક્ષણો તથા ચિકિત્સા | ૮૪ |
| મળોની ક્ષીણતાના લક્ષણો તથા ચિકિત્સા | ૮૫ |
| ઉપધાતુઓની ક્ષીણતાનાં લક્ષણો-ચિકિત્સા | ,, |
| દોષો વગેરેની વૃદ્ધિનાં લક્ષણો કહેવાનો આરંભ અને વૃદ્ધિનુ કારણ | ૮૬ |
| દોષોની અતિ વૃદ્ધિનાં લક્ષણો | ,, |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| અધ્યાય ૧૦ મો | |
| ઉપક્રમ | ૩૯૭ |
| વિસર્પના સંપ્રાપ્તિ, નિદાન અને અર્થ | ,, |
| વાયુના વિસર્પનું વિશિષ્ટ લક્ષણ અને તેની અમુક સ્થિતિમાં અસાધ્યતા ... | ,, |
| પિત્તથી થયેલા વિસર્પનું વિશિષ્ટ લક્ષણ અને અમુક સ્થિતિમાં અસાધ્યતા ... | ,, |
| કફથી થયેલા વિસર્પનું વિશિષ્ટ લક્ષણ | ,, |
| ત્રણે દોષોથી થયેલા વિસર્પનું વિશિષ્ટ લક્ષણ તથા અસાધ્યતા | ૩૯૮ |
| ક્ષતથી થયેલા વિસર્પનું વિશિષ્ટ લક્ષણ | ,, |
| વિસર્પોની સાધ્યતા અસાધ્યતા તથા કષ્ટસાધ્યતાનું સામુદાયિક વિવેચન | ,, |
| નાડીવ્રણની સંપ્રાપ્તિપૂર્વક નિરુક્તિ | ,, |
| નાડીવ્રણોની સંખ્યા ... | ,, |
| વાયુથી થયેલા નાડીવ્રણનું લક્ષણ ... | ૩૯૯ |
| પિત્તથી થયેલા નાડીવ્રણનું લક્ષણ ... | ,, |
| કફથી થયેલા નાડીવ્રણનું લક્ષણ | ,, |
| બે દોષોથી થયેલા નાડીવ્રણોનાં લક્ષણો | ,, |
| ત્રણે દોષથી થયેલા નાડીવ્રણનું લક્ષણ | ,, |
| શલ્યથી થયેલા નાડીવ્રણનું લક્ષણ ... | ,, |
| સ્તનરોગોના નિદાનો અને સંખ્યા ... | ૪૦૦ |
| સ્ત્રીઓને સ્તનરોગો થવાનું કારણ ... | ,, |
| ધાવણનું સ્વરૂપ અને પ્રવૃત્તિના કારણો | ,, |
| દોષોને લીધે ધાવણની જુદી જુદી દુષ્ટતા | ,, |
| નિર્દોષ ધાવણનું લક્ષણ ... | ૪૦૧ |
| સ્તનરોગોની સંપ્રાપ્તિ | ,, |
| અતિદેશથી સ્તનના રોગોના લક્ષણ | ,, |
| અધ્યાય ૧૧ મો | |
| ઉપક્રમ | ૪૦૧ |
| ગ્રંથિના નિદાનો, સંપ્રાપ્તિ તથા સામાન્ય લક્ષણ | ,, |
| વાયુથી થયેલા ગ્રંથિનું લક્ષણ | ,, |
| પિત્તથી થયેલા ગ્રંથિનું લક્ષણ ... | ,, |
| કફથી થયેલા ગ્રંથિનું લક્ષણ | ૪૦૨ |
| મેદથી થયેલા ગ્રંથિનું લક્ષણ | ,, |
| શિરાઓથી થયેલા ગ્રંથિનું લક્ષણ ... | ,, |
| ગ્રંથિઓની કષ્ટસાધ્યતા તથા અસાધ્યતા | ,, |
| અપચીનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ | ,, |
| અર્બુદ(રસોળી)નાં નિદાન,સંપ્રાપ્તિ તથા સામાન્ય લક્ષણ | ૪૦૩ |
| અર્બુદોના વિશિષ્ટ લક્ષણોની ગ્રંથિનાં લક્ષણો પ્રમાણે જ પરીક્ષા ... | ૪૦૩ |
| રુધિરથી થયેલા અર્બુદનું નિદાન, સંપ્રાપ્તિ તથા વિશિષ્ટ લક્ષણ | ,, |
| માંસથી થયેલા અર્બુદની સંપ્રાપ્તિ તથા વિશિષ્ટ લક્ષણ | ,, |
| માંસથી થયેલા અર્બુદનું દૂરનું નિદાન | ,, |
| અર્બુદોની અસાધ્યતા ... | ૪૦૪ |
| અર્બુદોનો પાક ન થવાનું કારણ ... | ,, |
| ગલગંડની સંપ્રાપ્તિ તથા ભેદો | ,, |
| વાયુએ કરેલા ગલગંડનું લક્ષણ | ,, |
| કફે કરેલા ગલગંડનું લક્ષણ | ,, |
| મેદે કરેલા ગલગંડનું લક્ષણ | ૪૦૫ |
| કેવા ગલગંડ અસાધ્ય છે? | ,, |
| ગલગંડના સ્વરૂપનો પાકો નિશ્ચય ... | ,, |
| અધ્યાય ૧૨ મો | |
| ઉપક્રમ | ૪૦૫ |
| વૃદ્ધિ(વધરાવળ)નાં નિદાનો તથા સંખ્યા | ,, |
| વૃદ્ધિની સંપ્રાપ્તિ | ,, |
| વૃદ્ધિઓના પૂર્વરૂપ | ૪૦૬ |
| વાયુથી થયેલી વૃદ્ધિનું લક્ષણ | ,, |
| પિત્તથી થયેલી વૃદ્ધિનું લક્ષણ | ,, |
| કફથી થયેલી વૃદ્ધિનું લક્ષણ | ,, |
| રુધિરથી થયેલી વૃદ્ધિનું લક્ષણ | ,, |
| મેદથી થયેલી વૃદ્ધિનું લક્ષણ | ,, |
| મૂત્રથી થયેલી વૃદ્ધિનું લક્ષણ | ,, |
| આંતરડાંની વૃદ્ધિનું લક્ષણ અને અસાધ્યતા | ,, |
| ઉપદંશ(ચાંદી)ના દૂરના તથા પાસેનાં નિદાન, સંપ્રાપ્તિ અને લક્ષણ | ૪૦૭ |
| ઉપદંશોની સંખ્યા | ,, |
| વાયુથી થયેલા ઉપદંશનું વિશિષ્ટ લક્ષણ | ,, |
| પિત્તથી થયેલા ઉપદંશનું વિશિષ્ટ લક્ષણ | ,, |
| કફથી થયેલા ઉપદંશનું વિશિષ્ટ લક્ષણ | ૪૦૮ |
| રુધિરથી થયેલા ઉપદંશનું વિશિષ્ટ લક્ષણ ... | ,, |
| ત્રણે દોષોથી થયેલા ઉપદંશનું વિશિષ્ટ લક્ષણ | ,, |
| શ્લીપદના નિદાનો, સંપ્રાપ્તિ અને સામાન્ય લક્ષણ | ,, |
| શ્લીપદોના ભેદ | ,, |
| વાયુથી થયેલા શ્લીપદનું વિશિષ્ટ લક્ષણ | ,, |
| પિત્તથી થયેલા શ્લીપદનું વિશિષ્ટ લક્ષણ | ,, |
| કફથી થયેલા શ્લીપદનું વિશિષ્ટ લક્ષણ | ,, |
| અસાધ્ય શ્લીપદો | ,, |
| ત્રણે શ્લીપદોમાં કફનો સંબંધ હોય છે | ૪૦૯ |

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| ખાસ શ્લીપદોની ઉત્પત્તિ કયા દેશોમાં ... | ૪૦૯ |
| પગની પેઠે હાથ વગેરેમાં પણ શ્લીપદો થાય | ,, |
| **અધ્યાય ૧૩ મો** | |
| ઉપક્રમ ... ... ... ... | ૪૦૯ |
| ક્ષુદ્રરોગોની સંખ્યા અને નામ ... ... | ,, |
| અજગલ્લિકાનું નિદાન તથા લક્ષણ ... ... | ,, |
| યવપ્રખ્યાનું નિદાન તથા લક્ષણ ... .. | ૪૧૦ |
| અંધાલજીનું નિદાન તથા લક્ષણ ... ... | ,, |
| વિવૃત્તાનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| કચ્છપીનું નિદાન તથા લક્ષણ . . | ,, |
| વલ્મીકનં નિદાન તથા લક્ષણ . ... | ,, |
| ઇંદ્રવૃદ્ધાનું નિદાન તથા લક્ષણ .. ... | ,, |
| પનસિકાનું નિદાન તથા લક્ષણ ... ... | ,, |
| પાષાણગર્દભનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| જાલગર્દભનું નિદાન તથા લક્ષણ .. ... | ૪૧૧ |
| કક્ષા(કખ)નું નિદાન તથા લક્ષણ | ,, |
| વિસ્ફોટકનું નિદાન તથા લક્ષણ ... . | ,, |
| અગ્નિરોહિણીનું નિદાન, લક્ષણ તથા અસાધ્યતા | ,, |
| ચિપ્પનું નિદાન તથા લક્ષણ .. ... | ,, |
| કુનખનું નિદાન તથા લક્ષણ ... ... | ,, |
| અનુશયીનું નિદાન તથા લક્ષણ ... ... | ,, |
| વિદારિકાનું નિદાન તથા લક્ષણ ... ... | ,, |
| શર્કરાર્બુદના નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ ... | ૪૧૨ |
| પામા, વિચર્ચિકા તથા રકસા . ... | ,, |
| પાદદારિકાનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| કદર(કપાસી)નું નિદાન તથા લક્ષણ | ,, |
| અલસનું નિદાન તથા લક્ષણ . | ,, |
| ઇંદ્રલુપ્ત(ઉંદરી)નું નિદાન તથા લક્ષણ . | ,, |
| દારુણકનું નિદાન તથા લક્ષણ . | ,, |
| અરુંષિકાનું નિદાન તથા લક્ષણ . | ૪૧૩ |
| પલિત(ધોળા વાળ)નું નિદાન તથા લક્ષણ .. | ,, |
| મસુરિકાનું નિદાન તથા લક્ષણ .. | ,, |
| યૌવનપિડકા(ખીલ)નું નિદાન તથા લક્ષણ ... | ,, |
| પદ્મિનીકંટનું નિદાન તથા લક્ષણ . ... | ,, |
| જતુમણિ(લાખા)નું નિદાન તથા લક્ષણ ... | ,, |
| મશક(મસ)નું નિદાન તથા લક્ષણ ... | ૪૧૪ |
| તિલકાલક(તિલ)નું લક્ષણ તથા નિદાન .. | ,, |
| ન્યચ્છનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| ચર્મકીલ ... ... ... | ,, |
| વ્યંગ(દાઝ)નું નિદાન તથા લક્ષણ ... | ,, |
| પરિવર્તિકાનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| અવપાટિકાનું નિદાન તથા લક્ષણ ... ... | ૪૧૫ |
| નિરુદ્ધપ્રકશનું નિદાન તથા લક્ષણ... ... | ,, |
| સન્નિરુદ્ધગુદનું નિદાન તથા લક્ષણ.. ... | ,, |
| અહિપૂતનનું નિદાન તથા લક્ષણ ... .. | ,, |
| વૃષણકચ્છૂનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| ગુદભ્રંશ(આમળણ)નું લક્ષણ તથા નિદાન ... | ૪૧૬ |
| **અધ્યાય ૧૪ મો** | |
| ઉપક્રમ .. . ... .. | ૪૧૬ |
| શૂકદોષથી ઉત્પન્ન થતા વ્યાધિઓની સંપ્રાપ્તિ અને સંખ્યા . ... .. | ,, |
| સર્ષપિકાનું લક્ષણ તથા નિદાન .. . | ,, |
| અષ્ઠીલિકાનું લક્ષણ તથા નિદાન .. ... | ૪૧૭ |
| ગ્રથિતનું લક્ષણ તથા નિદાન . .. | ,, |
| કુંભીકાનું લક્ષણ તથા નિદાન ... ... | ,, |
| અલજીનું લક્ષણ તથા નિદાન ... .. | ,, |
| મૃદિતનું લક્ષણ તથા નિદાન ... ... | ,, |
| સંમૂઢપિડકાનું લક્ષણ તથા નિદાન... ... | ,, |
| અવમંથનું લક્ષણ તથા નિદાન .. ... | ,, |
| પુષ્કરિકાનું લક્ષણ તથા નિદાન ... ... | ,, |
| સ્પર્શહાનિનું લક્ષણ તથા નિદાન ... ... | ,, |
| ઉત્તમાનું લક્ષણ તથા નિદાન . | ૪૧૮ |
| શતપોનકનું લક્ષણ તથા નિદાન .. .. | ,, |
| ત્વક્પાકનું નિદાન તથા લક્ષણ ... ... | ,, |
| શોણિતાર્બુદનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| માંસાર્બુદનું નિદાન તથા લક્ષણ . | ,, |
| માંસપાકનું નિદાન તથા લક્ષણ ... ... | ,, |
| વિદ્રધિનું નિદાન તથા લક્ષણ ... ... | , |
| તિલકાલકનું લક્ષણ તથા નિદાન .. ... | ,, |
| શૂકદોષથી થયેલા અમુક અસાધ્ય વ્યાધિઓ... | ,, |
| **અધ્યાય ૧૫ મો** | |
| ઉપક્રમ .. .. .. ... | ૪૧૯ |
| ભગ્નના નિદાનો અને તેના મુખ્ય બે ભેદ ... | ,, |
| સંધિમુક્તના ૭ ભેદ ... ... | ,, |
| સંધિમુક્તનું સામાન્ય લક્ષણ ... ... | ,, |
| સંધિમુક્તના ૭ ભેદોના જુદાં જુદાં લક્ષણો .. | ,, |
| કાંડભગ્નના બાર ભેદ ... ... | ૪૨૦ |
| કાંડભગ્નનું સામાન્ય લક્ષણ ... ... | ,, |
| કાંડભગ્નના બાર ભેદોના જુદા જુદા લક્ષણો ... | ,, |
| અમુક ભગ્નો કષ્ટસાધ્ય ... | ૪૨૧ |
| ભગ્નોની અસાધ્યતાનું વિવેચન ... ... | ,, |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| અવસ્થા પ્રમાણે ચિકિત્સાની સફલતા ... | ૪૨૧ |
| અમુક અસ્થિઓમાં અમુક ક્રમ ... | ,, |
| **અધ્યાય ૧૬ મો** | |
| ઉપક્રમ ... | ૪૨૨ |
| મુખરોગોની સંખ્યા આદિ ... | ,, |
| હોઠના રોગોનાં નિદાનો ... | ,, |
| વાયુથી થયેલા હોઠના રોગનું લક્ષણ ... | ,, |
| પિત્તથી થયેલા હોઠના રોગનું લક્ષણ ... | ,, |
| કફથી થયેલા હોઠના રોગનું લક્ષણ ... | ,, |
| ત્રણે દોષોથી થયેલા હોઠના રોગનું લક્ષણ ... | ૪૨૩ |
| રુધિરથી થયેલા હોઠના રોગના લક્ષણ ... | ,, |
| માંસથી થયેલા હોઠના રોગનું લક્ષણ ... | ,, |
| મેદથી થયેલા હોઠના રોગનું લક્ષણ ... | ,, |
| પ્રહારથી થયેલા હોઠના રોગનું લક્ષણ ... | ,, |
| દાંતોના મૂળોમા થતા રોગોના નામ ... | ,, |
| શીતાદનું લક્ષણ અને નિદાન ... | ,, |
| દંતપુપ્પુટકનુ લક્ષણ તથા નિદાન ... | ૪૨૪ |
| દંતવેષ્ટકનું લક્ષણ તથા નિદાન ... | ,, |
| શૌષિરનું લક્ષણ તથા નિદાન ... | ,, |
| મહાશૌષિરનું લક્ષણ તથા નિદાન... | ,, |
| પરિદરનું લક્ષણ તથા નિદાન ... | ,, |
| ઉપકુશનું લક્ષણ તથા નિદાન ... | ,, |
| દંતવૈદર્ભનું લક્ષણ તથા નિદાન ... | ,, |
| વર્દ્ધનનું લક્ષણ તથા નિદાન ... | ,, |
| અધિમાંસકનું નિદાન તથા લક્ષણ .. | ,, |
| પાંચ પ્રકારની દંતનાડીઓના લક્ષણો તથા નિદાનો | ૪૨૫ |
| દાંતોના રોગોના નામ ... | ,, |
| દાલનનું લક્ષણ તથા નિદાન ... | ,, |
| કૃમિદંતકનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| દંતહર્ષનુ લક્ષણ તથા નિદાન ... | ,, |
| ભંજકનું લક્ષણ તથા નિદાન ... | ,, |
| દંતશર્કરાનુ લક્ષણ તથા નિદાન ... | ,, |
| કપાલિકાનું લક્ષણ તથા નિદાન ... | ૪૨૬ |
| શ્યાવદંતકનુ નિદાન તથા લક્ષણ ... | ,, |
| હનુમોક્ષનું લક્ષણ તથા નિદાન ... | ,, |
| જીભના રોગોના નામ .. | ,, |
| વાતકંટકનુ નિદાન તથા લક્ષણ ... | ,, |
| પિત્તકંટકનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| કફકંટકનુ નિદાન તથા લક્ષણ .. | ,, |
| અલાસનું નિદાન તથા લક્ષણ ... | ,, |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ઉપજિહ્વિકાનું નિદાન તથા લક્ષણ ... | ૪૨૭ |
| તાળવાના રોગનાં નામો ... | ,, |
| ગલશુંડિકાનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| તુંડીકેરીનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| અધ્રુષનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| માંસકચ્છપનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| તાલ્વર્બુદનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| માંસસંઘાતનું નિદાન તથા લક્ષણ ... | ૪૨૮ |
| તાલુપુપ્પુટનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| તાલુશોષનું નિદાન તથા લક્ષણ .. | ,, |
| તાલુપાકનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| કંઠના રોગોનાં નામો ... | ,, |
| પાંચે રોહિણીઓના નિદાન, સંપ્રાપ્તિ તથા સામાન્ય લક્ષણ ... | ,, |
| વાયુથી થયેલી રોહિણીનું વિશિષ્ટ લક્ષણ ... | ૪૨૯ |
| પિત્તથી થયેલી રોહિણીનું વિશિષ્ટ લક્ષણ ... | ,, |
| કફથી થયેલી રોહિણીનું વિશિષ્ટ લક્ષણ ... | ,, |
| ત્રણે દોષોથી થયેલી રોહિણીનું લક્ષણ ... | ,, |
| રુધિરથી થયેલી રોહિણીનું લક્ષણ... | ,, |
| કંઠશાલૂકનુ નિદાન તથા લક્ષણ ... | ,, |
| અધિજિહ્વનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| વલયનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| બલાસનું નિદાન તથા લક્ષણ ... | ૪૩૦ |
| એકવૃંદનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| વૃંદનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| શતઘ્નીનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| ગિલાયુનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| ગલવિદ્રધિનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| ગલૌઘનું નિદાન તથા લક્ષણ ... | ૪૩૧ |
| સ્વરઘ્નનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| માંસતાનનું લક્ષણ તથા નિદાન ... | ,, |
| વિદારીનું નિદાન તથા લક્ષણ ... | ,, |
| મોઢામા અને હોઠ વગેરે સ્થાનકોમાં થનારા રોગોનાં નિદાનો ... | ,, |
| વાયુથી થયેલા સર્વસરનું લક્ષણ ... | ,, |
| પિત્તથી થયેલા સર્વસરનું લક્ષણ ... | ,, |
| કફથી થયેલા સર્વસરનું લક્ષણ . | ૪૩૨ |
| રુધિરથી થયેલા સર્વસરનું બીજું નામ ... | ,, |

| વિષય | પૃષ્ઠ |
|---|---|

## શારીરસ્થાન સંપૂર્ણ શારીર

### અધ્યાય ૧ લો

| | |
|---|---|
| ઉપક્રમ ... ... ... ... | ૪૩૩ |
| સાંખ્યસિદ્ધાંત પ્રમાણે જગતનું કારણ ... | ,, |
| સાંખ્યસિદ્ધાંત પ્રમાણે સૃષ્ટિક્રમ ... ... | ,, |
| સાંખ્યસિદ્ધાંત પ્રમાણે જ્ઞાનેંદ્રિયોના તથા કર્મેંદ્રિયોના વિષયો ... ... ... | ૪૩૪ |
| સાંખ્યસિદ્ધાંત મુજબનાં પ્રકૃતિ, પ્રકૃતિ-વિકૃતિઓ અને વિકારો ... ... | ૪૩૫ |
| સાંખ્યસિદ્ધાંત પ્રમાણે અધ્યાત્મ, અધિભૂત અને આધિદૈવની વ્યવસ્થા ... ... | ,, |
| સાંખ્યસિદ્ધાંત પ્રમાણે ચેતનનો તથા અચેતનનો વિભાગ | ,, |
| સાંખ્યસિદ્ધાંત પ્રમાણે અવ્યક્તની અચેતન છતાં પ્રવૃત્તિ અને દૃષ્ટાંત ... ... ... | ,, |
| પ્રકૃતિ અને જીવાત્માની તુલ્યાતુલ્યતાનું સાંખ્ય સિદ્ધાંત પ્રમાણે વિવેચન ... ... | ૪૩૬ |
| મહત્તત્ત્વાદિ પ્રકારો સત્ત્વ આદિ ગુણોવાળા છે તેનું સાંખ્યસિદ્ધાંત પ્રમાણે કારણ ... | ,, |
| સાંખ્યસિદ્ધાંતથી વૈદ્યકસિદ્ધાંતમા જુદાઈ ... | ,, |
| મન સાથે સંબંધ થતા પુરુષ(જીવાત્મા)ના ગુણો | ૪૩૮ |
| સાત્ત્વિક ગુણો ... ... .. ... | ,, |
| રાજસ ગુણો ... ... ... . | ૪૩૯ |
| તામસ ગુણો ... ... ... | ,, |
| આકાશના ગુણો ... ... | ,, |
| વાયુના ગુણો ... ... ... | ,, |
| તેજના ગુણો ... ... ... | ,, |
| જળના ગુણો ... .. ... | ,, |
| પૃથ્વીના ગુણો ... .. ... | ,, |
| કયા ભૂતમા કયા ગુણનું આધિક્ય છે ? .. | ,, |
| ભૂતોનો અનુપ્રવેશ અને તેમના દ્રવ્યોમાં સ્પષ્ટતા | ,, |
| આ અધ્યાયમા કહેલા વિષયો ... ... | ૪૪૦ |

### અધ્યાય ૨ જો મેરુનિ

| | |
|---|---|
| ઉપક્રમ ... ... ... ... | ૪૪૦ |
| દુષ્ટ વીર્યવાળાને શુદ્ધ પ્રજા ન થવાનાં કારણ વગેરે | ,, |
| દુષ્ટ રજવાળી સ્ત્રીની અશુદ્ધિ, દુષ્ટ રજનાં નિદાન, લક્ષણો વગેરે ... ... | ૪૪૧ |
| વીર્યના દોષોની ચિકિત્સા ... ... | ,, |
| રજના દોષોની ચિકિત્સા ... ... | ૪૪૨ |
| વીર્યની શુદ્ધતાનું લક્ષણ ... ... | ૪૪૩ |
| રજની શુદ્ધતાનું લક્ષણ ... ... | ,, |
| પ્રદરનું લક્ષણ તથા તેના ઉપદ્રવો ... ... | ૪૪૩ |
| પ્રદરની ચિકિત્સા ... ... ... | ,, |
| યુવતીને રજ ન આવવાનું નિદાન તથા ચિકિત્સા | ૪૪૪ |
| ક્ષીણ થયેલા રજની બીજી ચિકિત્સા ... | ,, |
| રજસ્વલાએ પાળવાના નિયમો વગેરે ... | ,, |
| વૈદ્યે ચોથે દિવસે કરવાનો વિધિ ... ... | ૪૪૫ |
| રજસ્વલા પતિ જુએ, પછીનો વિધિ ... | ,, |
| પુત્રીની ઇચ્છાથી સ્ત્રીસંગ ક્યારે ? ... | ,, |
| રજસ્વલા સમયમાં સ્ત્રીસંગથી હાનિ ... | ,, |
| પહેલી ત્રણ રાત્રિમાં સ્ત્રીસંગ ન કરવાનું કારણ | ૪૪૬ |
| સ્ત્રીસંગની મર્યાદા ... ... ... | ,, |
| ગર્ભવતીને નસ્ય દેવું ... ... ... | ,, |
| ચાર પદાર્થોના સાંનિધ્યથી સારા પુત્રોનો જન્મ | ,, |
| ગર્ભના ગૌર કે શ્યામ વગેરે વર્ણો ... ... | ૪૪૭ |
| ગર્ભની આંખોમાં વિકારો થવાનું કારણ ... | ,, |
| ત્રણ દિવસ સુધી સ્રવી થીજેલા રજનો મૈથુન-સમયમા પાછો સંચાર કેમ ? ... | ,, |
| એકીવખતે બે ગર્ભ રહેવાનું કારણ ... | ,, |
| આસેક્યની ઉત્પત્તિનું ખાસ કારણ અને લક્ષણ | ૪૪૮ |
| સૌગંધિકની ઉત્પત્તિનું ખાસ કારણ અને લક્ષણ | ,, |
| કુંભીકની ઉત્પત્તિનું ખાસ કારણ અને લક્ષણ | ,, |
| ઈર્ષ્યકની ઉત્પત્તિનું ખાસ કારણ અને લક્ષણ | ,, |
| ષંઢકની ઉત્પત્તિનું ખાસ કારણ અને લક્ષણ | ,, |
| સ્ત્રીનપુંસકની ઉત્પત્તિનું ખાસ કારણ અને લક્ષણ | ,, |
| પાંચ પુરુષનપુંસકોમાં પહેલા ચારને વીર્ય હોય અને પાચમાને ન હોય ... ... | ૪૪૯ |
| જેવા આહારાદિ તેવી પ્રજા ... ... | ,, |
| અલ્પ તથા કોમળ અસ્થિવાળો ગર્ભ ... | ,, |
| ગર્ભ કેશો, નખો તથા સ્નાયુથી રહિત હોવાનું કારણ | ,, |
| સર્પાદિક જેવા ગર્ભો હોવાનું કારણ ... | ,, |
| ખૂંધા વગેરે ખોડવાળાં ક્યારે જન્મે છે ? ... | ,, |
| ગર્ભસ્થ સંતાનના અધોવાયુ ન મૂકવામાં અને વિષ્ઠા-મૂત્ર ન કરવામાં કારણ .. ... | ૪૫૦ |
| ગર્ભસ્થ સંતાન રોતું નથી તેનું કારણ ... | ,, |
| માતાના નિઃશ્વાસ વગેરેથી ગર્ભને નિશ્વાસાદિ | ,, |
| અવયવોની રચના વગેરે સ્વાભાવિક છે ... | ,, |
| કોઈ માણસોને પૂર્વજન્મનું સ્મરણ કેમ ? ... | ,, |
| સઘળાં કારણોમાં કર્મની મુખ્યતા ... ... | ,, |

### અધ્યાય ૩ જો મેરુનિ

| | |
|---|---|
| ઉપક્રમ ... .. .. ... | ૪૫૦ |
| વીર્ય તથા રજનું સ્વરૂપ ... ... | ,, |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ગર્ભનું અવતરણ તથા જીવાત્માનો પ્રવેશ ... | ૪૫૧ |
| પુત્ર, કન્યા કે નપુંસકના કારણો અને ઋતુકાળ | ,, |
| રજ દેખાવા વિના પણ ઋતુમતીનાં લક્ષણો ... | ૪૫૨ |
| ઋતુ જતાં વીર્યની ગર્ભાશયમાં અપ્રાપ્તિ ... | ,, |
| રજનું યોનિના મુખમાં આવવાનું કારણ તથા રજોદર્શનનાં વર્ષોનો અવધિ ... ... | ,, |
| ઋતુકાળના બેકીના દિવસોમાં ગર્ભ રહે તો પુત્ર અને એકીના દિવસોમાં કન્યા... ... | ,, |
| મૈથુનના અંતે ગર્ભ રહ્યાની તુરત પરીક્ષા ... | ,, |
| ગર્ભ રહ્યાનાં ચિહ્નો ... ... ... | ૪૫૩ |
| ગર્ભવતીએ પાળવાના નિયમો ... ... | ,, |
| પ્રથમ ચાર માસમાં ગર્ભની સ્થિતિ ... | ,, |
| ગર્ભિણીની ઇચ્છા નહિ પૂરવાથી ગર્ભની વિકૃતિ, ઇચ્છા પૂરવાથી તે પ્રમાણે પુત્રની ઉત્પત્તિ | ૪૫૪ |
| પાંચમાથી આઠમા મહિના સુધીમા ગર્ભની સ્થિતિઓ અને કયા મહિનામા જન્મ યોગ્ય ગણાય ? | ૪૫૫ |
| ગર્ભ નિરાહાર જ રહે તોપણ ઉદરમા તેને વધવાનું તથા જીવવાનું સાધન ... | ,, |
| ગર્ભનું અમુક અંગ જ પ્રથમ ઉપજે એ વિષયના મતોની અયોગ્યતા ... ... | ૪૫૬ |
| ગર્ભના અંગો તથા પ્રત્યંગો એકીવખતે ઉપજે છે | ,, |
| શરીરમા પિતા વગેરેથી થતા વિભાગો–ગુણો | ૪૫૭ |
| ગર્ભમા જાતિ વગેરેની પરીક્ષા કરવાના ચિહ્નો | ,, |
| માતાઓના આચરણો પ્રમાણે સંતાનો ... | ૪૫૮ |
| અવયવોની રચના અને ગુણદોષોના કારણો ... | ,, |
| **અધ્યાય ૪ થો** દોષ-પ્રકૃતિ | |
| ઉપક્રમ ... ... .. ... | ૪૫૮ |
| પ્રાણો (શરીરને જિવાડનારા મુખ્ય પદાર્થો) .. | ,, |
| સાત ત્વચાઓ (ચામડીઓ) ... | ,, |
| સાત કલાઓ ... ... ... ... | ૪૫૯ |
| ગર્ભવતીનું રજ કેમ દેખાતું નથી ? ... | ૪૬૧ |
| ગર્ભમાં યકૃત, પ્લીહા, ફુફ્ફુસ તથા મળની પોટલાની ઉત્પત્તિ ... ... | ૪૬૨ |
| આંતરડા, ગુદા તથા મૂત્રાશયની ઉત્પત્તિ ... | ,, |
| ગર્ભની જીભની ઉત્પત્તિ ... ... | ,, |
| ગર્ભના સ્રોતોની, પેશીઓની, શિરાઓની, સ્નાયુઓની અને આશયોની ઉત્પત્તિ ... | ,, |
| બુક્કા અને વૃષણોની ઉત્પત્તિ ... ... | ,, |
| હૃદય, ચેતના, જાગૃતિ અને નિદ્રા ... ... | ,, |
| નિદ્રા, તેનું કારણ અને ભેદ ... ... | ૪૬૩ |
| નિદ્રા, જાગૃતિ, સ્વપ્ન તથા સુષુપ્તિનાં કારણ ... | ,, |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| દિવસે ઊંઘવાનો–રાતે ઉજાગરો કરવાનો નિષેધ, કંઇક છૂટ–તેનાં કારણો ... ... | ૪૬૪ |
| દિવસની નિદ્રા અને રાતના ઉજાગરાનો ત્યાગ કરવાથી લાભ ... ... | ,, |
| નિદ્રા પર કાબૂ ધરાવનારાને છૂટ ... ... | ,, |
| નિદ્રાના નાશના નિદાનો અને ચિકિત્સા ... | ૪૬૫ |
| નિદ્રાના નાશની ચિકિત્સાનું નિરૂપણ ... | ,, |
| નિદ્રાના અતિયોગની ચિકિત્સા ... ... | ,, |
| અમુક રોગીઓને રાતે ઉજાગરો અને અમુક રોગીઓને દિવસે નિદ્રા કરવાનો વિધિ ... | ,, |
| તંદ્રાનું લક્ષણ ... ... ... | ,, |
| બગાસાંનું લક્ષણ ... ... ... | ,, |
| કલમનું લક્ષણ ... ... ... | ૪૬૬ |
| આળસનું લક્ષણ ... ... ... | ,, |
| ઉત્કલેશનું લક્ષણ ... ... ... | ,, |
| ગ્લાનિનું લક્ષણ ... ... ... | ,, |
| ગૌરવ(ભારેપણા)નું લક્ષણ ... ... | ,, |
| મૂર્છા, ભ્રમ, તંદ્રા અને નિદ્રાનાં નિદાનો ... | ,, |
| ગર્ભની વૃદ્ધિ થવાનું બીજું કારણ ... | ,, |
| શરીર વધે છે તેમ દૃષ્ટિ વગેરે વધતાં નથી ... | ૪૬૭ |
| શરીર ક્ષીણ થવા છતા નખ–કેશ સદા વધે છે | ,, |
| સાત પ્રકૃતિઓ ... ... ... | ,, |
| વાતપ્રકૃતિનું લક્ષણ ... ... ... | ,, |
| પિત્તપ્રકૃતિવાળા મનુષ્યનું લક્ષણ ... ... | ૪૬૮ |
| કફપ્રકૃતિવાળા મનુષ્યનું લક્ષણ ... ... | ,, |
| વાતપિત્તપ્રકૃતિ, વાતકફપ્રકૃતિ, પિત્તકફપ્રકૃતિ અને વાતપિત્તકફપ્રકૃતિનાં લક્ષણો ... | ૪૬૯ |
| ઉમરભર પ્રકૃતિરૂપ દોષો ટળતા નથી ... | ,, |
| કેટલાકના મતે પાંચભૌતિક પ્રકૃતિઓ ... | ,, |
| સાત્ત્વિક સત્ત્વોવાળા સાત શરીરો ... | ૪૭૦ |
| રાજસ સત્ત્વોવાળાં ૭ શરીરો ... ... | ,, |
| તામસ સત્ત્વોવાળાં ત્રણ શરીરો ... ... | ૪૭૧ |
| પ્રકૃતિઓ જાણવાનું પ્રયોજન ... ... | ૪૭૨ |
| **અધ્યાય ૫ મો** | |
| ઉપક્રમ ... ... ... ... | ૪૭૨ |
| ગર્ભનું તથા પંચમહાભૂતોની ક્રિયાઓપૂર્વક શરીરનું લક્ષણ ... ... ... | ,, |
| શરીરમાં ૭ અંગો ... ... ... | ,, |
| શરીરનાં પ્રત્યંગો ... ... ... | ,, |
| અંગપ્રત્યંગાત્મક શરીર ... ... ... | ૪૭૩ |
| ત્વચા વગેરે વિભાગોની સંખ્યા ... ... | ,, |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| આશયોનો વિસ્તાર ... ... ... | ૪૭૩ |
| અંત્રો( આતરડાં )નો વિસ્તાર ... ... | ,, |
| બહાર દેખાતા સ્રોતોનો વિસ્તાર ... ... | ૪૭૪ |
| કંડરાઓ( મોટા સ્નાયુઓ )નો વિસ્તાર ... | ,, |
| જાળો( જાળાંઓ )નો વિસ્તાર ... ... | ,, |
| કૂર્ચો( ગાંઝા )નો વિસ્તાર ... ... | ,, |
| રજ્જુ( દોરી )ઓનો વિસ્તાર ... ... | ૪૭૫ |
| સીવણીઓનો વિસ્તાર ... ... | ,, |
| સંઘાતો( અસ્થિઓના જથ્થાઓ )નો વિસ્તાર ... | ,, |
| સીમંતો( ચૌદ સંઘાતોને શોભાવી ગપનારા સેંથાઓ )નો વિસ્તાર ... ... | ,, |
| અસ્થિઓનો વિસ્તાર ... ... | ,, |
| હાથપગમાં ૧૨૦ અસ્થિઓ ... ... | ,, |
| કમર, પડખા, પીઠ, પેટ અને છાતીમાં અર્થાત્ કોઠામાં ૧૧૭ અસ્થિઓ ... ... | ૪૭૬ |
| ડોકથી ઉપરના પ્રદેશોમાં ત્રેસઠ અસ્થિઓ ... | ,, |
| અસ્થિઓના પાંચ ભેદ . ... | ,, |
| શરીરના ટેકાઓરૂપે અસ્થિઓ ... ... | ૪૭૭ |
| સંધિઓ( સાંધાઓ )ના બે ભેદ ... ... | ,, |
| સંધિઓનો વિસ્તાર ... ... | ,, |
| શાખાઓ–હાથપગમાં ૬૮ સંધિઓ ... | ,, |
| કોઠામાં ૫૯ સંધિઓ ... ... | ,, |
| ડોકથી ઉપરના પ્રદેશોમાં ૮૩ સંધિઓ ... | ૪૭૮ |
| આકૃતિઓ ઉપરથી સંધિઓના આઠ ભેદ ... | ,, |
| પેશીઓ વગેરેના સાંધાઓની સંખ્યા નથી ... | ,, |
| સ્નાયુઓનો વિસ્તાર ... ... | ૪૭૯ |
| હાથપગમા છસો સ્નાયુઓ ... ... | ,, |
| કોઠામા બસો ત્રીસ સ્નાયુઓની વહેંચણી ... | ,, |
| ડોકથી ઉપરના પ્રદેશોમા ૭૦ સ્નાયુઓ ... | ,, |
| સ્નાયુઓના ચાર ભેદ ... ... | ,, |
| સ્નાયુઓનું પ્રયોજન તથા તે સ્નાયુઓને શસ્ત્રક્રિયા કરતા બચાવવાની જરૂર ... | ૪૮૦ |
| પેશીઓનો વિસ્તાર ... ... ... | ,, |
| હાથપગમા ચારસો પેશીઓ ... ... | ,, |
| કોઠામા છાસઠ પેશીઓ ... ... | ,, |
| ડોકથી ઉપરના પ્રદેશોમાં ચોત્રીસ પેશીઓ ... | ૪૮૧ |
| પેશીઓનું પ્રયોજન ... ... ... | ,, |
| સ્ત્રીઓને વીસ પેશીઓ અધિક હોય છે ... | ,, |
| સ્થાનોને અનુસરી પેશીઓનાં અનેક રૂપો ... | ,, |
| પુરુષોનાં લિંગોમાં તથા વૃષણોમાં રહેનારી પેશીઓ સ્ત્રીઓને કયા પ્રદેશમાં છે? ... | ,, |
| યોનિનું તથા ગર્ભાશયનું સ્વરૂપ ... ... | ૪૮૨ |
| ગર્ભની સ્થિતિનું સ્વરૂપ ... ... | ,, |
| આયુર્વેદનાં તંત્રોમાં શલ્યતંત્રની શ્રેષ્ઠતા ... | ,, |
| શરીરના સઘળા વિભાગોનું જ્ઞાન શાસ્ત્રથી તથા પ્રત્યક્ષ મેળવવું ... ... ... | ,, |
| કેવા શબને તોડીફોડી કેવી રીતે જોવું? ... | ,, |
| કેવળ જીવાત્મા પ્રત્યક્ષ થતો નથી ... ... | ૪૮૩ |
| શાસ્ત્ર તથા પ્રત્યક્ષ એ બન્નેથી શરીરના અવયવો જોવાની જરૂર ... ... ... | ,, |


## અધ્યાય છઠ્ઠો


| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ઉપક્રમ ... ... ... ... | ૪૮૩ |
| મર્મોની સંખ્યા તથા પાંચ જાતો ... ... | ,, |
| મર્મોની પાંચ જાતોની એકંદર સંખ્યા ... | ૪૮૪ |
| શરીરના પ્રદેશોમાં ૧૦૭ મર્મોની વહેંચણી ... | ,, |
| પગમાં રહેલાં મર્મોનાં નામો ... ... | ,, |
| પેટ તથા છાતીમા રહેલાં મર્મોનાં નામો ... | ,, |
| પીઠમા રહેલાં મર્મોનાં નામો ... ... | ,, |
| હાથમાં રહેલાં મર્મોનાં નામો ... ... | ,, |
| ડોકથી ઉપરના ભાગોના મર્મો ... ... | ,, |
| સઘળાં મર્મોમાં માંસનાં મર્મો કયાં છે? ... | ૪૮૫ |
| સઘળા મર્મોમા શિરાઓનાં મર્મો કયાં છે? ... | ,, |
| સઘળાં મર્મોમા સ્નાયુઓનાં મર્મો કયાં છે? ... | ,, |
| સઘળાં મર્મોમા અસ્થિઓનાં મર્મો કયાં છે? ... | ,, |
| સઘળાં મર્મોમા સંધિઓના મર્મો કયા છે? ... | ,, |
| સઘળાં મર્મોની બીજી પાચ જાત અને દરેકમાં મર્મોની સંખ્યા ... ... ... | ,, |
| સદ્યઃપ્રાણહર આદિ પાચ મર્મોનું વિવેચન ... | ૪૮૬ |
| મર્મોને પ્રહાર થતા પ્રાણનાશ આદિ થવાનાં કારણો | ૪૮૭ |
| સઘળાં મર્મોની પ્રાણ ઉપર કયારે અસર થાય છે? | ,, |
| કેટલાક આચાર્યોની જુદી જુદી માન્યતાઓ ... | ,, |
| આચાર્યોનો સિદ્ધાંત બરાબર નથી ... | ૪૮૮ |
| મર્મરૂપ એક પ્રદેશમા પ્રહાર થતાં સઘળા શરીરમા પીડા | ,, |
| સઘળા મર્મોમા પ્રહાર થવાથી નિયમિત કૃત્યોનો ફેરફાર | ૪૮૯ |
| પ્રાણહરણનો વખત, ઝડપ અને વખતમા ફેરફાર | ,, |
| પગનાં મર્મોના સ્થાનો તથા મર્મોના પ્રહારોથી થતી વ્યથાઓ ... ... ... | ૪૯૦ |
| હાથનાં મર્મોનાં સ્થાનો તથા તે મર્મોના પ્રહારથી થતી વ્યથાઓ ... ... ... | ૪૯૧ |
| પેટ અને છાતીના મર્મોના સ્થાનો તથા તે મર્મોમાં પ્રહારથી થતી વ્યથાઓ ... ... | ૪૯૨ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| પીઠનાં મર્મોનાં સ્થાનો તથા તે મર્મોમાં પ્રહારથી થતી વ્યથાઓ ... ... ... | ૪૯૩ |
| ડોકથી ઉપરના પ્રદેશોનાં મર્મોનાં સ્થાનો–તેમાં પ્રહાર થવાથી થતી વ્યથાઓ ... ... | ૪૯૪ |
| સઘળાં મર્મોનાં જુદાં જુદાં માપ ... ... | ૪૯૬ |
| મર્મોનાં માપ કહેવાનું કારણ અને ક્ષિપ્રમાં કે તલહૃદયમાં ઘા થાય તો ખાસ ક્રિયા ... | ,, |
| શસ્ત્રાદિકના પ્રયોગથી શલ્યનો મરણકારક અને અમરણકારક વિષય ... ... | ૪૯૭ |
| પ્રાણહર મર્મોના ઘા ન પામેલા જીવે છે ... | ,, |
| બીજા પ્રદેશોમાં થયેલા પ્રહારો કરતાં મર્મોમાં થયેલા પ્રહારો ભારે છે ... ... | ,, |
| સદ્યઃપ્રાણહર મર્મમાં પ્રહાર થયાનું લક્ષણ ... | ,, |
| કાલાંતરપ્રાણહર મર્મમા પ્રહારનું લક્ષણ ... | ૪૯૮ |
| વૈકલ્યકર મર્મમા પ્રહાર થયાનું લક્ષણ ... | ,, |
| વિશલ્યઘ્ન મર્મમાં પ્રહાર થયાનું લક્ષણ ... | ,, |
| રુજાકર મર્મમાં પ્રહાર થયાનું લક્ષણ ... | ,, |
| મર્મ પાસેનો પ્રહાર પણ ગંભીર સમજવો ... | ,, |
| મર્મમા પ્રહાર થયેલાની ચિકિત્સામાં વૈદ્યની કાળજીની જરૂર ... ... .. | ,, |
| મર્મોમા કે તેની સમીપના પ્રદેશોમા થયેલા વિકારો અતિ કષ્ટસાધ્ય છે ... ... | ,, |

## અધ્યાય ૭ મો

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ઉપક્રમ ... ... ... ... | ૪૯૯ |
| શિરાઓની સંખ્યા, કર્મ, મૂળ અને પ્રસાર ... | ,, |
| શિરાઓ અને પ્રાણોને એકબીજાનો આધાર .. | ,, |
| મૂલશિરાઓના કામો, સ્થાનો અને તેમાંથી બીજી શિરાઓની ઉત્પત્તિ ... ... | ,, |
| સાતસો શિરાઓની વહેંચણી ... ... | ૫૦૦ |
| વાતવાહિની શિરાઓમાં વાયુના કર્મો ... | ,, |
| પિત્તવાહિની શિરાઓમાં પિત્તનાં કર્મો ... | ,, |
| કફવાહિની શિરાઓમાં કફનાં કર્મો ... | ૫૦૧ |
| રક્તવાહિની શિરાઓમા રુધિરનાં કર્મો ... | ,, |
| ખરી રીતે સઘળી શિરાઓમાં સઘળા દોષો વહે છે | ,, |
| શિરાઓના જુદા જુદા વર્ણો ... ... | ,, |
| નહિ વીંધવા યોગ્ય શિરાઓનો નિર્દેશ ... | ૫૦૨ |
| શાખાઓની નહિ વીંધવા યોગ્ય શિરાઓ ... | ,, |
| કોઠાની ન વીંધવા યોગ્ય બત્રીસ શિરાઓ ... | ,, |
| ડોકની ઉપરના પ્રદેશોમાં નહિ વીંધવા યોગ્ય પચાસ શિરાઓ ... ... ... | ૫૦૩ |
| શિરાઓની સંખ્યા મુકરર કરી શકાતી નથી... | ૫૦૪ |

## અધ્યાય ૮ મો

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ઉપક્રમ ... ... ... ... | ૫૦૪ |
| કેવા રોગીઓની અને કેવી શિરાઓ વીંધવી નહિ ? | ,, |
| કેવા કેવા રોગોમાં શિરાઓ વીંધવી ? ... | ૫૦૫ |
| નિષેધ કરેલી શિરાઓ વીંધવાની છૂટ ... | ૫૦૬ |
| શિરા વીંધવા પહેલાં કરવાનું મુખ્ય કર્મ ... | ,, |
| શિરાઓ ક્યારે ન વીંધવી ? ... ... | ,, |
| માથાની શિરાઓ વીંધવાની રીત ... | ,, |
| પગ કે હાથની શિરાઓ વીંધવાની રીત ... | ૫૦૭ |
| કમર, પીઠ કે કાંધની શિરા વીંધવાની રીત... | ,, |
| પેટની કે છાતીની શિરા વીંધવાની રીત ... | ,, |
| પડખાં, ઉપસ્થ, જીભનો નીચેનો ભાગ, તાળવું કે દાંતનાં પેઢાંની શિરા વીંધવાની રીત | ,, |
| શરીરના વિભાગો અને રોગ અનુસાર શિરાઓ ઉઠાવવાની યુક્તિ ... ... ... | ૫૦૮ |
| જુદા જુદા પ્રદેશોમાં શસ્ત્રો ઘોંચવાનું પ્રમાણ અને શસ્ત્રોનો ઉપયોગ ... ... ... | ,, |
| શિરા વીંધવાના સમય ... ... ... | ,, |
| બરાબર વીંધાયેલી શિરાનું લક્ષણ ... ... | ,, |
| શિરામા પ્રથમ ખરાબ લોહી જ ઝરે ... | ૫૦૯ |
| શિરા કોઈ વખતે ઝરતી હોવાનું કારણ ... | ,, |
| એક વાર સ્રાવ ન થાય તો ફરી કરવો ... | ,, |
| લોહીનો અત્યંત સ્રાવ કરવાનો નિષેધ ... | ,, |
| લોહી કાઢવામા છેલ્લું વજન ... ... | ,, |
| રોગોને અનુસરી વીંધવા યોગ્ય શિરાઓના પ્રદેશો | ,, |
| ખરાબ રીતે વીંધાયેલી શિરાઓના ભેદો ... | ૫૧૧ |
| શિરાઓના વીસ ભેદોનાં જુદાં જુદાં લક્ષણો ... | ૫૧૨ |
| શિરાઓ વીંધવામાં સાવચેતીની જરૂર ... | ૫૧૩ |
| શિરાઓનો વેધ વધારે લાભકારી .. ... | ,, |
| શિરાવેધ વગેરે ક્રિયા વખતે પાળવાની પરેજી | ,, |
| બગડેલું લોહી કાઢવાના પાંચ ઉપાયો ... | ૫૧૪ |

## અધ્યાય ૯ મો

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ઉપક્રમ ... ... ... ... | ૫૧૪ |
| ધમનીઓની શિરાઓ તથા સ્રોતોથી ભિન્નતા હોવાનાં કારણો ... ... ... | ,, |
| ઊંચે, નીચે તથા આડી ગયેલી ધમનીઓની સંખ્યા | ૫૧૫ |
| ઊંચે ગયેલી ધમનીઓનાં જુદાં જુદાં કામો ... | ,, |
| નીચે ગયેલી ધમનીઓનાં જુદાં જુદાં કામો ... | ૫૧૬ |
| આડે ગયેલી ધમનીઓનાં કામો ... ... | ૫૧૭ |
| જીવાત્માને શબ્દાદિક વિષયો ગ્રહણ કરાવનારી ધમનીઓની ક્રિયા ... ... ... | ,, |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ધમનીઓમા રહેનારા અંતર્મુખ સ્રોતો, તેઓના મૂળો અને લક્ષણો .. ... ... | ૫૧૮ |
| સીવણુમાં છેદનભેદનાદિનાં લક્ષણો–નિરૂપણ ... | ૫૧૯ |
| જે માણસને સ્રોતોમાં વેધ થાય તેની ચિકિત્સા | ,, |
| સ્રોતનું લક્ષણ ... .. ... | ,, |
| **અધ્યાય ૧૦ મો** | |
| ઉપક્રમ ... ... .. ... | ૫૨૦ |
| ગર્ભિણીએ પાળવાના નિયમો ... ... | ,, |
| ગર્ભિણીના સુપ્રસવ માટે વૈદ્યના ઉપચારો... | ૫૨૧ |
| ગર્ભિણીનો સુવાવડના ઘરમાં પ્રવેશ : તે ઘર કેવુ બનાવવુ ... ... ... | ,, |
| પ્રસવ માટે તૈયાર થયેલી સ્ત્રીના લક્ષણો ... | ૫૨૨ |
| પ્રસવ માટે તૈયાર થયેલી સ્ત્રીને કરવાના ઉપચારો | ,, |
| સુવાણીઓએ શુ કરવુ તે વિષે ... ... | ,, |
| પીડ ન આવતા છતા જોર કરવાથી સંતાનની ખરાબી | ૫૨૩ |
| ગર્ભ અવળો હોય કે અટકે ત્યારે શુ કરવુ ? ... | ,, |
| જન્મેલા બાળકને કરવાના ઉપચારો ... | ,, |
| ધાવણ આવતા સુધી બાળકને તૃપ્ત રાખવાની યોજના... ... ... ... | ૫૨૪ |
| સૂતિકાને કરવાના ઉપચારો ... ... | ,, |
| સૂતિકાપણું ક્યારે મટે ? .. .. .. | ,, |
| જાંગલદેશની સૂતિકાના ઉપચારમા વિશેષ ... | ૫૨૫ |
| સૂતિકાનો સામાન્ય ઉપચાર અને પરેજી ... | ,, |
| વૈદ્યે સુવાવડીની ખાસ કાળજી રાખવી ... | ,, |
| પ્રસવમા ઓળ ન પડવાથી થતા ઉપદ્રવો અને ઓળ પડવાના ઉપાયો ... ... | ,, |
| સૂતિકાના મક્કલ્લ નામના રોગનું નિદાન તથા લક્ષણ | ૫૨૬ |
| મક્કલ્લની ચિકિત્સા ... ... ... | ,, |
| બાળકને કરવાના ઉપચારો . ... | ૫૨૭ |
| દશમે દિવસે બાળકનું નામ પાડવું | ,, |
| બાળકને ધવડાવવા ધાવ કેવી જોઈએ ? .. | ,, |
| બાળકને ધાવનુ દૂધ ધવડાવવાનો વિધિ ... | ૫૨૮ |
| ધાવ બદલવાથી તથા પહેલું દૂધ નહિ કાઢવાથી નુકસાન ... .. | ,, |
| ક્રોધવાળી ધાવથી નુકસાન ... ... | ,, |
| ધાવણ બરાબર ન આવે તેનો ઉપાય ... | ,, |
| સારા ધાવણની પરીક્ષા .. ... ... | ,, |
| કેવી સ્ત્રીનું ધાવણ ધવડાવવું નહિ ? ... | ૫૨૯ |
| બાળકના અંદરના રોગ જાણવાનો ઉપાય ... | ,, |
| બાળકના રોગને ટાળવાનો ઔષધપ્રકાર ... | ૫૩૦ |
| બાળકને દેવાના ઔષધની માત્રા ... ... | , |
| બાળકને ઔષધ દેવાની બીજી યુક્તિ .. | ,, |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| બાળકને જ્વરના વિષયમાં વિશેષ .. ... | ૫૩૦ |
| બાળકનું તાળવું નીચે બેસી જાય તો તેની નિદાનપૂર્વક ચિકિત્સા ... ... | ૫૩૧ |
| બાળકની નાભિ ફૂલી જાય તો તેની નિદાનપૂર્વક ચિકિત્સા ... ... ... | ,, |
| બાળકની ગુદા પાકે તેની ચિકિત્સા ... | ,, |
| બાળકને તંદુરસ્તીમા પણ માફક હોવાથી ઘી જ ઔષધરૂપ છે ... ... ... | ,, |
| બાળકને કેવી રીતે ઉછેરવું ? ... ... | ,, |
| બાળકને સારી રીતે ઉછેરવાથી લાભ ... | ૫૩૨ |
| વાયુ તથા તડકો વગેરેથી બાળકની રક્ષા ... | ,, |
| બાળકને ધાવણ ઓછું મળતું હોય કે બિલકુલ મળતું ન હોય તો શુ કરવુ ? ... | ,, |
| બાળકને અન્ન ક્યારે દેવુ ? ... ... | ,, |
| બાળકને જનાનામા જ રાખવાની અને બાલગ્રહોથી બચાવવાની જરૂર ... ... | ,, |
| બાળકને બાલગ્રહો લાગુ પડ્યાના લક્ષણો ... | ,, |
| બાળકને ક્યારે કઈ વિદ્યા ભણાવવી ? . | ૫૩૩ |
| પુત્રનુ યોગ્ય કન્યા સાથે લગ્ન ક્યારે કરવુ અને કન્યા કેટલી ઉંમરની જોઈએ ? ... | ,, |
| લગ્ન કર્યા પછી સ્ત્રીસમાગમ ... ... | ,, |
| કેવી સ્ત્રી કે પુરુષ ગર્ભાધાન માટે અયોગ્ય છે ? | ,, |
| ગર્ભસ્રાવના તથા ગર્ભપાતના પૂર્વરૂપો અને ગર્ભસ્રાવની ચિકિત્સા ... ... | ૫૩૪ |
| ગર્ભના વારંવાર ફરકવાની ચિકિત્સા ... | ,, |
| ગર્ભપાતના તથા ગર્ભ ખસવાના ઉપદ્રવો અને તેની ચિકિત્સા ... ... ... | ,, |
| ગર્ભપાતમા કરવાની ચિકિત્સા ... ... | ૫૩૫ |
| લીન ગર્ભના નિદાન, લક્ષણ તથા ચિકિત્સા | ,, |
| ગર્ભ વાયુથી પેટમા જ સુકાય તેના (ઉપવિષ્ટની) લક્ષણ તથા ચિકિત્સા .. ... | ,, |
| પેટ ગર્ભથી વધ્યા પછી નાનું થાય તેની નિદાનપૂર્વક ચિકિત્સા ... ... | ૫૩૬ |
| ગર્ભિણી સ્ત્રીનો ગર્ભસ્રાવ આદિ અટકાવવા દર મહિને કરવાના ઉપચારો ... ... | ,, |
| ૭ વર્ષ પછી બીજો પ્રસવ થાય તો તે બાળક અલ્પ આયુષ્યવાળું થાય ... ... | ૫૩૭ |
| ગર્ભિણીને વમન આદિ દેવાનો જે નિષેધ છે તેનો અપવાદ ... ... ... | ,, |
| બાળકના શરીર, ધારણાશક્તિ, બળ તથા બુદ્ધિવિકાસના ઉપાયો .. ... | ,, |

# સુશ્રુતમાં કહેલાં કેટલાંક શસ્ત્રો તથા યંત્રોની સમજ

## શસ્ત્રો

આધુનિક સર્જરી અને પશ્ચિમની શોધખોળના ઓજાર જોઈ દરેકને એમ જ થાય છે, કે પશ્ચિમમાથી સર્જરીનો વિકાસ થયો હશે, પણ જ્યારે આ સુશ્રુતના દર્શાવેલા હથિયાર જે ૧૦૧ છે તે જોવામા આવે, તો એ મોહ ક્ષણ પણ ટકી શકે નહિ દરેક હથિયારની પૂર્ણતા, બનાવટ, માપ, ઉપયોગ પ્રકાર, જડ, ધાર, કેમ પકડવુ—એ એટલું બધુ ઝીણવટથી લખાયુ છે, કે આ સાથે દોરેલા ચિત્રોમાથી કઈક ઝાખી તો સામાન્ય માણસને પણ થયા વિના રહે નહિ કેટલાક પડિતોએ સુશ્રુત આયુર્વેદમા ઓજારના ચિત્રો આપ્યાં છે, પણ પશ્ચિમની સર્જરીના ફોટા ચીતરી દેશી પૂર્ણતામા ઘાત કર્યો છે તે ખરેખર શોકપ્રદ છે

૧૦૧ હથિયાર પૂરેપૂરાં બનાવીએ તો પચીસથી ત્રીસ રૂપિયા ઠગતા વધુ ખર્ચ ન થાય અને ઓછામા ઓછાં પચાસ વર્ષ સુધી તો તે ચાલે જ, જ્યારે પશ્ચિમની બનાવટ માં ઓછામા ઓછા દસ હજાર રૂપિયા ખર્ચ થાય અને વધુમા વધુ તે ત્રણચાર વરસ ચાલે

હથિયાર પાછળ એટલો પૂર્ણ વિચાર કરાયેલો છે કે તેમા સુધારવુ શુ એ મોટો પ્રશ્ન છે

પૂર્વજોની આ મહાન વિદ્યા પાછળ સર્જનો જો સહેજ દષ્ટિ કરશે તોપણ તેમને આ આર્યવિદ્યા તરફ માન થયા વિના રહેશે નહિ દરેક યત્ર અને શસ્ત્રની પૂરેપૂરી આકૃતિઓ નહિ આપતા થોડીક આકૃતિઓ આપી છે મૂળ શસ્ત્રો જેટલા જોઈએ તેટલા ચીતર્યા છે.

શસ્ત્ર નં.૧



મંડલાગ્ર શસ્ત્ર

શસ્ત્ર નં.૨



કરપત્ર શસ્ત્ર

શસ્ત્ર નં.૩



નતાગ્ર વૃદ્ધિપત્ર શસ્ત્ર

શસ્ત્ર નં ૪



વૃદ્ધિ પત્ર

શસ્ત્ર ન.૫



પેતસ પત્ર

શસ્ત્ર નં.૬.



ઉત્પલ શસ્ત્ર

શસ્ત્ર નં.૭



વ્રીહિમુખ શસ્ત્ર

શસ્ત્ર નં.૮



કુશ પત્ર શસ્ત્ર

શસ્ત્ર નં.૯



નખ શસ્ત્ર

શસ્ત્ર ન. ૧૦



મુદ્રિકા


શસ્ત્ર નં ૧૬
અન્તર્મુખ શસ્ત્ર


શસ્ત્ર નં.૧૭
શરારી મૂખ શસ્ત્ર


શસ્ત્ર ન ૧૮
આટી મુખ શસ્ત્ર


ન.૧૯
દંતશંકુ શસ્ત્ર

# યંત્રો

## સ્વસ્તિકયંત્ર

જ્યારે તીરનો ઉપયોગ લડાઈમાં થતો ત્યારે આ યંત્ર વપરાતાં હતાં. તે સાથિયા જેવા આકારનાં હોય છે. તેની જડ મધ્યમાં હોય છે. તેના હાથા છેડાથી વાંકવાળા હોય છે, જેથી હાથમાંથી હથિયાર છટકી ન શકે. તેનાં મોઢાં જંગલી પશુઓ જેવાં હોય છે. જેમ જંગલી પશુએ પકડેલો શિકાર ધડ જુદું પડે છતાં મોંમાથી છટકી શકતો નથી, તેમ આ હથિયારની પકડમાંથી શલ્ય છટકી શકતું નથી. મુખ્યત્વે લોખંડમાંથી આ યંત્ર બનાવાય છે, પણ તે ઉપરાંત બીજી ધાતુ વાપરી શકાય. આ યંત્રો અઢાર આંગળ લાંબાં હોય છે. સુશ્રુતે આવાં સ્વસ્તિક યંત્રો ૨૪ લખ્યાં છે. વાગ્ભટે બે યંત્ર વધુ લખ્યાં છે. હાડકાંમાં ખૂંચેલાં શલ્યોને કાઢવા જ તેનો ઉપયોગ છે. યંત્રો જોવામાં અને શસ્ત્રક્રિયાને સરળ કરવાના કામમાં આવે છે. તેમને ધાર હોતી નથી, જ્યારે શસ્ત્રને ધાર હોય છે.

સંખ્યા : ૨૪

ધાતુ : લોખંડ

લંબાઈ : ૧૮ આંગળ

જડ : મધ્યમાં

મોં : પકડદાર દાંતાવાળું

ઉપયોગ : હાડકામાંથી શલ્ય કાઢવાનો




સિંહાસ્ય સ્વસ્તિક યંત્ર




તરક્ષ્વાસ્ય સ્વસ્તિક યંત્ર

## સંદંશયંત્ર

સંદંશયંત્ર બે છેઃ એક ચીપિયા જેવું અને બીજું સાણસી જેવું. જે સાણસી જેવું છે તેની જડ માથે હોય છે અને ચીપિયાવાળાને રેખ હોતી નથી. તેનો ઉપયોગ ચામડી, માસ અને નાડીમાથી વ્રણ ખેંચી કાઢવાનો છે. જે સાણસી જેવાં રેખવાળા છે તેને સંનિગ્રહ કહેવાય છે અને જે ચીપિયા જેવાં હોય છે તેને અનિગ્રહ કહેવાય છે.

સંખ્યાઃ ૨
ધાતુઃ લોખંડ
લંબાઈઃ ૧૬ આગળ
જડઃ માથે
મોંઃ પકડદાર
ઉપયોગઃ ચામડી, માંસ અને નાડીમાંથી વ્રણ કાઢવા

નં.૫



કઙ્કાસ્ય સંન્દશ યંત્ર

નં.૬



સનિગ્રહ સંન્દશ યંત્ર

નં.૭



અનિગ્રહ સંન્દશ યંત્ર

ન.૮



અનિગ્રહ સંન્દશ યંત્ર

## તાલયંત્ર

આ યંત્ર માછલીના તાળવા જેવું હોય છે. તે બાર આંગળ લાંબું હોય છે અને કાન, નાક અને નાડીમાથી શલ્યને કાઢવા નીચેથી ઉપાડવાના ઉપયોગમા લેવાય છે.

સંખ્યા : ૨

ધાતુ : લોખંડ

લંબાઈ : બાર આંગળ

જડ : નથી. સહેજ પોલાંકું હોય છે.

ઉપયોગ : કાન, નાક અને નાડીમાંથી શલ્યને કાઢવાનો.

નં.૯



તાલ યંત્ર Scoops

નં.૧૦



તાલ યંત્ર

ન.૧૧



નાડીયંત્ર ← કર્ણિકા

અર્શો યંત્ર (ભગંદર માટે)

# નાડીયંત્ર

નાડીયંત્ર પોલાં હોય છે. કેટલાંક એક છેડે બંધ હોય છે, તો કેટલાંક બંને છેડે પોલા (ઉઘાડાં) હોય છે. આ યંત્રની ધાર વાગે તેવી હોતી નથી અને તેની સંખ્યા વીસ છે. તે સ્રોતોમાં ગયેલા શલ્યને બહાર કાઢવાને, અંદરના યોનિ જેવા ભાગને જોવાને, લોહી વગેરે ચૂસવાને અને બીજી ક્રિયામાં મદદ કરવાને વપરાય છે.

સંખ્યા : ૨૦
ધાતુ : લોખંડ
લંબાઈ : સ્થાન પ્રમાણે
જડ : નથી. કેટલાકને છે. ધાર નથી.
ઉપયોગ : જોવાની ક્રિયામાં મદદ માટે

નં.૧૨



નાડી યંત્ર
અર્શોદર્શન યંત્ર



નં.૧૮

નિરૂધ્ધ પ્રકાશ સંનિરૂધ્ધ ગુદ યંત્ર
(નાડી યંત્ર)

**શલાકાયંત્ર**

સંખ્યા ૨૮
ધાતુ: લોખંડ
લંબાઈ: સ્થાન પ્રમાણે
જડ: નથી
ઉપયોગ: માપ માટે, લેખન માટે, દર્શન માટે

નં ૧૯

એષણી શલાકા (પ્રોબ)
Director










મૂત્ર માર્ગના શોધન માટે
(ડાયલેટર્સ)

# ઉપયંત્ર

ઉપયંત્ર ૨૫ છે.

શસ્ત્રક્રિયા કરતી વખતે આ ઉપયંત્રો હાજર હોવા જોઈએ. શસ્ત્રક્રિયામા ત્રણ કર્મ છે: પૂર્વ કર્મ, પ્રધાન કર્મ અને પશ્ચાત્ કર્મ. પ્રધાન કર્મ સમયે આ દ્રવ્યો સમીપ રાખવા. આવાં દ્રવ્યોમાં:—

(૧) ત્રણ દોરડાં ભેગા રાખીને વણેલી દોરડી
(૨) એક પારો
(૩) ચામડાનો કકડો
(૪) ઝાડની છાલ
(૫) લતા–વેલો
(૬) વસ્ત્ર
(૭) પથ્થરની શિલા
(૮) પથ્થર
(૯) મગદળ
(૧૦) લોહચુંબકના પથરા
(૧૧) ક્ષાર
(૧૨) અગ્નિ
(૧૩) આવશ્યક ઓસડો

ઉપયંત્ર એટલે યંત્રોમા મદદગાર થાય તે–ઉપયંત્રમા જીભ હાથપગના તળિયા, બળ વગેરેની ગણતરી કરી છે જેમ કે આખમા કઈ પડયું હોય તો તે જીભથી કઢાય છે પ્રસૂતિ વખતે જો સહેજ બળ વાપરે તો બાળક જલદી બહાર આવે છે તેથી બળને પણ ઉપયંત્ર આલેખ્યું છે

*

॥ श्रीधन्वन्तर्यै नमः ॥

# सुश्रुत आयुर्वेद

## સરળ ગુજરાતી ભાષાંતર સાથે

## सूत्रस्थान[1]

### અધ્યાય[2] ૧ લો.

नमो ब्रह्मप्रजापत्यश्विबलभिद्धन्वन्तरिसुश्रुतप्रभृतिभ्यः ।[3]

બ્રહ્મા, પ્રજાપતિ, અશ્વિનીકુમાર, ઇંદ્ર, ધન્વંતરિ અને સુશ્રુત આદિ પ્રાચીન આચાર્યોને પ્રણામ કરીએ છીએ.

ઉપક્રમ

अथातो[4] वेदोत्पत्तिं नामाध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः सुश्रुताय ॥१॥

હવે[5] શિષ્યોના પૂછવા ઉપરથી 'વેદોત્પત્તિ'[6] એ નામના અધ્યાયનું આખ્યાન તે પ્રમાણે કરીશું કે જે પ્રમાણે ભગવાન[7] ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલુ છે.[8] ૧

શિષ્યોની પ્રાર્થના તથા ગુરુ તરફથી અંગીકાર

अथ खलु भगवन्तममरवरमृषिगणपरिवृतमाश्रमस्थं काशिराजं दिवोदासं धन्वन्तरिमौपधेनववैतरणौरभ्रपौष्कलावतकरवीर्य्यगोपुररक्षितसुश्रुतप्रभृतय ऊचुः । भगवन् शारीरमानसागन्तुभिर्व्याधिभि-

---

૧ જેમ સૂત્રના તાતણાઓ ફાળકામા વીટચા હોય છે તેમ આયુર્વેદના મુખ્ય સિદ્ધાતો સૂત્રરૂપે ભેગા કર્યા છે, તેવુ સ્થાન તે સૂત્રસ્થાન.

૨ એક દિવસમા જેટલુ ભણી શકાય તેટલુ લખાણ એક અધ્યાય કહેવાય છે. વિષય સહેલો હોય તો અધ્યાય મોટા હોય છે, પણ જ્યા સમજતા ઘણી મુશ્કેલી પડે ત્યા અધ્યાય નાનો હોય છે.

૩ મૂળ ગ્રંથમા આ પંક્તિ નથી પાછળથી ડલ્હને ઉમેરેલી છે.

૪ કેટલેક ઠેકાણે वेदोत्पत्ति नाम अध्याय એમ છે.

કેટલેક ઠેકાણે वेदोत्पत्तिनामाध्यायम् એમ આખુ પદ છે.

ડલ્હને સુશ્રુત ઉપર ટીકા કરી છે તે મથુરા પાસે અંકોલાના વૈદ્ય હતા. તેમણે જેજ્જટ, ગયદાસ, ભાસ્કર, પન્જિકાકાર વગેરે ટીકાઓમાથી લઈ સંગ્રહ કરી સરળતા માટે આ ટીકા કરી છે. आयुर्वेदोत्पत्ति એવો અર્થ લેવાનો છે. મધ્યમપદલોપી સમાસ છે

૫ મૂળમા अथ શબ્દ છે, તેનો 'હવે' એવો અર્થ લેવાથી જણાય છે કે આની પહેલાં પણ અમુક વિષયનું વ્યાખ્યાન આપેલું છે. ટીકાકાર 'ડલ્હન' તો કહે છે કે अथ એ શબ્દ કેવળ ગ્રંથારંભના મંગલાચરણ માટે જ છે.

૬ આયુર્વેદના પ્રાકટ્ય વિષેનો.

૭ જે પુરુષ જ્ઞાનના ભંડારરૂપ હોય તેને 'ભગવાન' એ વિશેષણ લાગુ પાડવામાં આવે છે.

૮ આ પહેલું સૂત્ર, અસલ ગ્રંથને પ્રતિસંસ્કાર આપનારા નાગાર્જુને કરેલું છે. કોઈ ગ્રંથના અર્થની શબ્દાંતરોમાં વિસ્તારથી જે ગોઠવણ કરવી તે ક્રિયાને પ્રતિસંસ્કાર કહેવામા આવે છે.

विविधवेदनाभिघातोपद्रुतान्सनाथानप्यनाथवद्विचेष्टमानान् विक्रोशतश्च मानवानभिसमीक्ष्य मनसि नः पीडा भवति तेषां सुखैषिणां रोगोपशमार्थमात्मनः प्राणयात्रार्थं च प्रजाहितहेतोरायुर्वेदं श्रोतुमिच्छाम इहोपदिश्यमानं, अत्रायत्तमैहिकमामुष्मिकं च श्रेयः। तद्भगवन्तमुपपन्नाः स्मः[1] शिष्यत्वेनेति। तानुवाच भगवान् स्वागतं वः। सर्वे एवामीमांस्या अध्याप्याश्च भवन्तो वत्साः॥२॥

દેવતાઓમાં ઉત્તમ[2] ઋષિઓના સમૂહથી વીંટાયેલા અને વાનપ્રસ્થ આશ્રમમાં રહેલા કાશીરાજ[3] દિવોદાસ કે જે 'ધન્વંતરિ' એ નામથી પણ ઓળખાતા હતા તેમની પાસે જઈને ઔપધેનવ, વૈતરણ, ઔરભ્ર, પૌષ્કલાવત, કરવીર્ય, ગોપુરરક્ષિત અને સુશ્રુત[4] આદિ ઋષિઓએ વિજ્ઞપ્તિ કરી કે, 'મહારાજ! શારીર, માનસ અને આગંતુક વ્યાધિઓને[1] લીધે અનેક પ્રકારની વેદનાઓથી તથા અભિઘાતથી કષ્ટ પામતા અને તેથી માતાપિતા આદિ અનેક રક્ષકોવાળા છતાં પણ અનાથોની પેઠે તરફડવા આદિ ચેષ્ટાઓ કરતા તથા બૂમો પાડતા માણસોને જોઈને અમારા મનમાં પીડા થાય છે. માટે એ સુખાભિલાષીઓના રોગોની શાંતિ માટે, અમારી પણ સ્વસ્થતા ચાલુ રાખવા માટે[2] અને ભવિષ્યની પ્રજાઓના પણ હિત માટે અહીં આપના મુખથી આયુર્વેદના ઉપદેશનું શ્રવણ કરવા ઇચ્છીએ છીએ; કેમ કે આ લોક સંબંધી ધનલાભાદિક તથા સુખલાભાદિક કલ્યાણ અને પરલોક સંબંધી સ્વર્ગપ્રાપ્તિ તથા જન્માંતરજ્ઞાનાદિક[3] કલ્યાણ આયુર્વેદના જ્ઞાનને આધીન છે. આ કારણથી અમો શિષ્યો બનીને આપની પાસે આવ્યા છીએ.' ભગવાન ધન્વંતરિ બોલ્યા: 'તમો ભલે આવ્યા. પુત્રો! તમારી જાતિ

---

૧ ગુરુશિષ્યના સંવાદમાં પણ ભૂતકાળ વાપર્યો છે, તે વેદની ભાષા છે એમ બતાવે છે. આધુનિક પૌરુષેય ગ્રંથ નથી.

૨ દિવોદાસ પૂર્વજન્મમાં અમૃત લાવ્યા હતા, તથા બ્રહ્માના અવતારરૂપ હતા તેથી તેમને 'દેવતાઓમાં ઉત્તમ' એ વિશેષણ આપ્યું છે. (ડલ્લન) શ્રીભાગવતમાં તો ધન્વંતરિને વિષ્ણુના અવતારરૂપ માનેલા છે.

૩ ટીકાકાર ડલ્લન કહે છે કે, 'કાશિરાજ એટલે વારાણસી દેશના રાજા' પણ શ્રીભાગવતનો નવમસ્કંધ જોતાં તો એમ જણાય છે કે દિવોદાસ 'કાશિ' એ નામથી ઓળખાતા એક ચંદ્રવંશી ક્ષત્રિય કુળમાં જન્મ્યા હતા તેથી કાશિરાજ કહેવાતા હતા.

काश्यस्य काशिस्तत्पुत्रो राष्ट्रो दीर्घतमः पिता।
धन्वंतरिर्दीर्घतम आयुर्वेदप्रवर्त्तकः॥
तत्पुत्रः केतुमानस्य जज्ञे भीमरथस्ततः।
दिवोदासो द्युमांस्तस्मात् प्रतर्दन इति स्मृतः॥
इतीमे काशयो भूपाः क्षत्रवृद्धान्वयायिनः।

(નવમસ્કંધ, અધ્યાય ૧૭મો)

આ ઉપરથી એમ પણ જણાય છે કે દિવોદાસ આયુર્વેદની પ્રવૃત્તિ કરનારા ધન્વંતરિ રાજાના પ્રપૌત્ર હતા. દિવોદાસે પોતાના પરદાદાને માર્ગે ચાલીને આયુર્વેદની પ્રવૃત્તિ કરી હોય અને તેથી તેમને પરદાદાનું નામ આપવામાં આવ્યું હોય એ સંભવિત છે.

૪ સુશ્રુત વિશ્વામિત્રના પુત્ર હતા. જે કંઈ એકવાર સાંભળે તે તેઓ ધારણ કરી લેતા, તેથી તેમનું નામ શ્રુતધર અથવા સારું શ્રવણ કરેલા એમ છે.

---

૧ શારીર, માનસ અને આગંતુક એ ત્રણ પ્રકારના રોગોનું વ્યાખ્યાન આ અધ્યાયના ૧૭મા વિષયમાં આપવામાં આવશે તે જોવું. જોકે એ સૂત્રમાં ક્ષુધા, તૃષા વગેરે ચોથા પ્રકારના સ્વાભાવિક રોગો પણ કહ્યા છે, તોપણ એ રોગોની ચિકિત્સાનું આ શાસ્ત્રમાં પ્રાધાન્ય નથી; તેથી અહીં ત્રણ પ્રકારના રોગોનાં નામ આપ્યાં છે. કેટલીક પ્રતોમાં 'शारीर-मानसागंतु-स्वाभाविकैः' એવો પણ પાઠ છે પણ તે પાઠ ટીકાકારને સંમત નથી.

૨ 'आत्मनः प्राणयात्रार्थं' એનો આ અર્થ ટીકાકારના લખવા પ્રમાણે લખ્યો છે. 'અમારી આજીવિકા ચાલવાને માટે' એવો અર્થ પણ કરી શકાય છે.

૩ તાવ હોય અને તાવમાં લંઘન ચાલતું હોય તો માણસ ભાનમાં જ મરે, જેથી બીજા જન્મે પણ પૂર્વજન્મનું જ્ઞાન રહે, તે જન્માંતરજ્ઞાન કહેવાય.

વગેરેની યોગ્યતા સુપ્રસિદ્ધ હોવાને લીધે તે વિષયમાં કશો વિચાર કરવો પડે એમ નથી, તેથી તમો અધ્યયનના અધિકારી છો.[1] ૨

આયુર્વેદનો વિસ્તાર અને આઠ અંગોમાં સંક્ષેપ

इह खल्वायुर्वेदो नाम यदुपाङ्गमथर्ववेदस्यानुत्पाद्यैव प्रजाः श्लोकशतसहस्रमध्यायसहस्रं च कृतवान् स्वयम्भूः। ततोऽल्पायुष्ट्वमल्पमेधस्त्वं चावलोक्य नराणां भूयोऽष्टधा प्रणीतवान् ॥

तद्यथा—शल्यं शालाक्यं कायचिकित्सा भूतविद्या कौमारभृत्यमगदतन्त्रं रसायनतन्त्रं वाजीकरणतन्त्रमिति ॥ ३ ॥

આ જગતમાં આયુર્વેદ કે જે અથર્વવેદનું ઉપાંગ[1] છે, તેને બ્રહ્માએ લોકસૃષ્ટિની પહેલાં જ એક લાખ શ્લોકના એક હજાર અધ્યાયોમાં ગોઠવીને પ્રકટ કર્યો હતો; પણ પાછળથી તેમણે જ માણસોને અલ્પ આયુષ્યવાળા તથા અલ્પ બુદ્ધિવાળા જોઈને છેવટ તે આયુર્વેદને જુદાજુદા આઠ વિભાગોમાં ગોઠવી નાખ્યો. એ આઠ વિભાગોનાં અનુક્રમથી **શલ્ય, શાલાક્ય, કાયચિકિત્સા, ભૂતવિદ્યા, કૌમારભૃત્ય, અગદતંત્ર, રસાયનતંત્ર અને વાજીકરણતંત્ર** એ આઠ નામો છે. ૩

આયુર્વેદના અંગનું સંક્ષિપ્ત લક્ષણ

अथास्य प्रत्यङ्गलक्षणसमासः।

तत्र शल्यं नाम विविधतृणकाष्ठपाषाणपांशुलोहलोष्टास्थिवालनखपूयास्रावान्तर्गर्भशल्योद्धरणार्थं यन्त्रशस्त्रक्षाराग्निप्रणिधानव्रणविनिश्चयार्थं च ॥४॥

[1] જેમ દેહના હાથ, પગ વગેરે ઉપાંગો કહેવાય છે અને માથાં વગેરે અંગો કહેવાય છે, તેમ અથર્વવેદનું વૈદકશાસ્ત્ર ઉપાંગ કહેવાય છે અને શિક્ષા, કલ્પ તથા વ્યાકરણ વગેરે અંગો કહેવાય છે કાયચિકિત્સા ચરકમાં પ્રધાન છે, તેથી ત્યાં ઋગ્વેદનો ઉપાંગ દર્શાવ્યો છે. શલ્યતંત્ર અથર્વવેદમાં છે, જ્યારે કાયચિકિત્સા ઋગ્વેદમાં છે. જ્યાં ક્રિયા છે, શસ્ત્રાદિ વાપરવાના છે, ત્યાં અથર્વવેદનો ભાગ સમજવાનો છે.

વ્રણ વગેરેની અંદર રહેલાં અનેક જાતનાં ખડ, કાષ્ઠ, પથરા, રજ, લોઢાં, ઢેફાં, હાડકાં, વાળ, નખ અને પરુના સ્રાવને કાઢવાના, ગૂંચવાયેલા ગર્ભરૂપ શલ્યને કાઢવાના, યંત્ર દાખલ કરવાના, શસ્ત્રો દાખલ કરવાના, ક્ષાર મૂકવાના, ડામ દેવાના અને વ્રણોના નિશ્ચયો કરવાના પ્રકારો જણાવવા માટે જે વિભાગ છે તે શલ્ય[1] કહેવાય છે. ૪

शालाक्यं नाम ऊर्ध्वजत्रुगतानां रोगाणां श्रवणनयनवदनघ्राणादिसंश्रितानां व्याधीनामुपशमनार्थम्

કંઠના મૂળથી અથવા હાંસડીથી ઉપર થયેલા એટલે કાન, નેત્ર, મુખ અને નાસિકા ઇત્યાદિમાં થયેલા વ્યાધિઓને શાંત કરવા માટે જે વિભાગ છે તે શાલાક્ય[2] કહેવાય છે. ૫

कायचिकित्सा नाम सर्वाङ्गसंसृतानां व्याधीनां ज्वरातिसाररक्तपित्तशोषोन्मादापस्मारकुष्ठमेहादीनामुपशमनार्थम् ॥ ६ ॥

સર્વ અંગમાં ગતિ કરનારા જ્વર, અતિસાર,[3] રક્તપિત્ત, શોષ, ઉન્માદ, અપસ્માર, કોઢ તથા પ્રમેહ વગેરે રોગોને શાંત કરવા માટે જે વિભાગ છે તે **કાયચિકિત્સા**[4] કહેવાય છે. ૬

भूतविद्या नाम देवासुरगन्धर्वयक्षरक्षःपितृपिशाचनागग्रहोपसृष्टचेतसां शान्तिकर्मबलिहरणा-

[1] કાટા વગેરે પદાર્થ અથવા બીજો પણ જે કોઈ પદાર્થ શરીરની અંદર સાલતો હોય તે પણ શલ્ય કહેવાય છે એ શલ્યને ટાળવાના પ્રકારો જણાવવા માટે જે શાસ્ત્ર તે પણ શલ્ય કહેવાય છે.

[2] આમા શલાકાયંત્રોનું કામ મુખ્ય છે, તેથી 'શાલાક્ય' નામ આપ્યું છે.

[3] અહી અતિસાર શબ્દ અસલ પાઠમાં નથી એમ ડલ્હન કહે છે.

[4] કાય એટલે દોષો, ધાતુઓ તથા મળોના સંઘાતમા રહેનારા રોગોની અથવા કાય એટલે જઠરાગ્નિને પામીને રહેનારા રોગોની જે ચિકિત્સા તે કાયચિકિત્સા. (ડલ્હન)

दिग्रहोपशमनार्थम् ॥ ७ ॥

દેવ, અસુર, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, પિતૃ-પિશાચ અને નાગના વળગાડથી જેઓનું ચિત્ત દૂષિત થઈ ગયું હોય તેઓના ઉપર કહેલા વળગાડને શાંતિકર્મથી તથા બલિદાન વગેરેથી શાંત કરવા માટે જે વિભાગ છે તે ભૂતવિદ્યા[1] કહેવાય છે. ૭

कौमारभृत्यं नाम कुमारभरणधात्रीक्षीरदोषसंशोधनार्थं दुष्टस्तन्यग्रहसमुत्थानां च व्याधीनामुपशमनार्थम् ॥ ८ ॥

બાલકોના ભરણ-પોષણ માટે ધવરાવનારી દાઈઓનાં દૂધને સારું કરવા માટે અને ખરાબ ધાવણથી ઉત્પન્ન થયેલા અથવા બાલગ્રહોના વળગાડથી ઉત્પન્ન થયેલા રોગોને શાંત કરવા માટે જે વિભાગ છે તે કૌમારભૃત્ય કહેવાય છે.

अगदतन्त्रं नाम सर्पकीटलूतावृश्चिकमूषिकादिदुष्टविषव्यञ्जनार्थं विविधविषसंयोगविषोपहतोपशमनार्थम् ॥ ९ ॥

સર્પ, એળ વગેરે કીડા, ઝેરી કરોળિયા, વીંછી કે ઉંદર વગેરે કોઈ પ્રાણી કરડી ગયેલ હોય પણ તેઓમાંથી 'કોણ કરડી ગયેલ છે' એવી ખબર ન પડી હોય, ત્યારે તેઓના ઝેરની પરીક્ષા કરવા માટે અને અનેક પ્રકારના વિષોથી અથવા સંયોગી વિષોથી[2] દુઃખી થયેલાઓની પીડાને શાંત કરવા માટે જે વિભાગ છે, તે અગદતંત્ર[1] કહેવાય છે. ૯

रसायनतन्त्रं नाम वयःस्थापनमायुर्मेधाबलकरं रोगापहरणसमर्थं च ॥ १० ॥

લાંબા વખત સુધી યૌવનને તથા તેની શક્તિને ટકાવી રાખવાના, આયુષ્યને વધારવાના બુદ્ધિને વધારવાના, બળને વધારવાના અને રોગોને અત્યંત દૂર કરવાના દૃઢ પ્રકારો જણાવવા માટે જે વિભાગો છે તે રસાયનતંત્ર[2] કહેવાય છે.' ૧૦

वाजीकरणतन्त्रं नाम अल्पदुष्टविशुष्क[3]क्षीणरेतसामाप्यायनप्रसादोपचयजनननिमित्तं प्रहर्षजननार्थं च ॥ एवमयमायुर्वेदोऽष्टांग उपदिश्यते ॥ ११ ॥

જેઓનું વીર્ય પ્રકૃતિથી જ અલ્પ હોય તેઓના વીર્યને વધારવાના, બગડેલા વીર્યવાળાઓના વીર્યને શુદ્ધ કરવાના, માદક વગેરે પદાર્થોના સેવનથી કે અતિસ્ત્રીસંગાદિકથી સુકાઈ ગયેલા વીર્યવાળાઓના વીર્યને સારું કરવાના,[4] અથવા પચીશ વર્ષથી ઓછી ઉંમર હોવાને લીધે અલ્પવીર્યવાળાઓના વીર્યને વધારવાના, આધેડ અવસ્થા હોવાને લીધે ક્ષીણ થયેલા વીર્યવાળાઓના વીર્યને પ્રથમના જેવી સ્થિતિ આપવાના, વૃદ્ધ અવસ્થા હોવાથી સુકાયેલા વીર્યવાળાઓના વીર્યને વધારવાના અને સ્વસ્થ પુરુષોને સ્ત્રીસંગમાં પ્રહર્ષ ઉત્પન્ન કરી દેવાના પ્રકારો જણાવવા માટે જે વિભાગ છે તે

૧ ભૂતના આવેશને દૂર કરવા માટે જે વિદ્યા તે ભૂતવિદ્યા. ઉત્તરતંત્રમાં અપસ્મારને તથા ઉન્માદને ભૂતવિદ્યામાં દાખલ કર્યા છે; તેનું કારણ એ છે કે તેઓની સ્થિતિ ભૂતાવેશની સ્થિતિ જેવી છે તથા ચિકિત્સા પણ ભૂતાવેશની ચિકિત્સાને મળતી છે. ભૂત એટલે બેક્ટેરિયા નહિ, મનના રોગો.

૨ મધ તથા ઘીનું સમભાગે મિશ્રણ થયું હોય તો સંયોગીવિષ થાય. આ પ્રમાણે બીજાં પણ સંયોગીવિષો આ સ્થાનના ૨૦ મા અધ્યાયમાં કહેવામાં આવશે. કલ્પસ્થાનના ૮ મા અધ્યાયનો ૭મો તથા ૮મો વિષય પણ વાંચો.

૧ અગદ એટલે વિષ ટાળવાનો ઉપાય, તેનું તંત્ર તે અગદતંત્ર

૨ રસ, રક્તાદિકને વૃદ્ધિ આપવાનું અથવા રસ, વીર્ય તથા વિપાક આદિને વિશેષ મેળવવાનું સાધન.

૩ બિલકુલ વીર્ય ન હોય તો તેને નવું બનાવી શકાય છે એવું આ ગ્રંથમાં દર્શાવેલું છે.

૪ સારું કરવાના=ભેગું કરવાને.

વાજીકરણતંત્ર[1] કહેવાય છે.

આયુર્વેદ આ આઠ અંગોવાળો હોવાથી અષ્ટાંગ કહેવાય છે. ૧૧

अत्र कस्मै किमुच्यतामिति । ते ऊचुः। अस्माकं सर्वेषामेव शल्यज्ञानमूलं कृत्स्नोपदिशतु भगवानिति। स उवाचैवमस्त्विति। त ऊचुर्भूयोऽपि भगवन्तम्। अस्माकमेकमतीनां मतमभिसमीक्ष्य सुश्रुतो भगवन्तं प्रक्ष्यति। अस्मै चोपदिश्यमानं वयमप्युपधारयिष्यामः। स होवाचैवमस्त्विति ॥१२॥

આ આઠ અંગોમાંથી કયા અંગનો તમારામાંથી કોને ઉપદેશ કરવો તે કહો. ઋષિઓ બોલ્યા કે, 'આપ શલ્યજ્ઞાનને મૂલરૂપ કરીને અમોને સર્વને સર્વ અંગનો ઉપદેશ કરો.' ધન્વંતરિ બોલ્યા કે, 'બહુ સારું.' ફરી પણ તે શિષ્ય થઈ આવેલા ઋષિઓએ ધન્વંતરિને કહ્યું કે, 'અમો સર્વે એકમત થઈને અમારો અભિપ્રાય સુશ્રુતને જણાવીશું એટલે સુશ્રુત અમારા અભિપ્રાય ઉપર ધ્યાન રાખીને આપને પૂછશે. આપ સુશ્રુતને જે જે ઉપદેશ કરશો તે તે ઉપદેશને અમો પણ હૃદયમાં ધારી લઈશું.' ધન્વંતરિ બોલ્યા: 'ત્યારે એમ થવા દો.' એમ કહી ભાષણ કરવા લાગ્યા. ૧૨

આયુર્વેદનુ પ્રયોજન તથા અર્થ

वत्स सुश्रुत! इह खल्वायुर्वेदप्रयोजनं व्याध्युपसृष्टानां व्याधिपरिमोक्षः स्वास्थ्यस्य रक्षणं च। आयुरस्मिन्विद्यतेऽनेन वा आयुर्विन्दतीत्यायुर्वेदः॥

વત્સ સુશ્રુત! જેઓ વ્યાધિથી[2] દુઃખી થતા હોય તેઓનો વ્યાધિથી છુટકારો થાય અને સ્વસ્થનું રક્ષણ થાય એ પ્રયોજન છે.[1] જેમાં આયુષ્યનો વિચાર કરવામાં આવ્યો છે અથવા જેથી માણસ આયુષ્યને પ્રાપ્ત થાય છે[2] તે આયુર્વેદ. એ આયુર્વેદ[3] શબ્દનો અર્થ છે. ૧૩

શલ્ય પ્રથમ અંગ હોવાનું કારણ

तस्याङ्गवरमाद्यमागमप्रत्यक्षानुमानोपमानैरविरुद्धमुच्यमानमुपधारय। एतद्ध्यङ्गं प्रथमं प्रागभिघातव्रणसंरोहाद्यज्ञशिरःसन्धानाच्च। श्रूयते हि यथा रुद्रेण यज्ञस्य शिरश्छिन्नमिति ततो देवा अश्विनावभिगम्योचुः। भगवन्तौ! नः श्रेष्ठतमौ युवां भविष्यथः। भवद्भ्यां यज्ञस्य शिरः सन्धातव्यम्। तावूचतुरेवमस्त्विति। अथ तयोरर्थे देवा इन्द्रं यज्ञभागेन प्रासादयन्। ताभ्यां यज्ञस्य शिरः संहितमिति। अष्टास्वपि चायुर्वेद तन्त्रे ष्वेतदेवाधिकमभिमतमाशुक्रियाकरणाद्यन्त्रशस्त्रक्षा राग्निप्रणिधानात्सर्वतन्त्रसामान्याच्च। तदिदं शाश्वत[4] पुण्यं स्वर्ग्यं यशस्यमायुष्यं वृत्तिकरं चेति ॥१४॥

શલ્ય કે જે આયુર્વેદનાં આઠે અંગોમાં શ્રેષ્ઠ હોવાને લીધે પ્રથમ છે તેનું આગમ,[5] પ્રત્યક્ષ, અનુમાન[6] અને ઉપમાન[7] એ ચારે પ્રમાણોથી

---

૧ પુરુષ જેથી સ્ત્રીસંગમાં વાજી એટલે ઘોડાના જેવા સામર્થ્યવાળો તથા વીર્યવાળો બને તે વાજીકરણ.

૨ દુષ્ટ થયેલા વાતાદિક દોષોને, તેઓનાં કાર્યોરૂપ જ્વરાદિક ક્લેશોને અને સંસાર આપનારા રાગદ્વેષાદિકને પણ આ વ્યાધિ શબ્દ લાગુ પડે છે.

૧ યાપ્યવ્યાધિથી રક્ષણરૂપ અને રસાયણથી આયુષ્યનો વધારો કરવારૂપ જે બીજાં પ્રયોજનો છે, તેઓનો પણ આ પ્રયોજનમા સમાવેશ થઈ જાય છે. કારણ કે સાધ્યવ્યાધિની અને યાપ્યવ્યાધિની ચિકિત્સા એક જ છે; અને રસાયનથી આયુષ્યનો વધારો સ્વસ્થના રક્ષણમા આવી જાય છે. અથવા મૂળમા જે 'च' શબ્દ છે તેથી આ પ્રયોજનોનું પણ ગ્રહણ કરી લેવું. (ડલ્લન)

૨ પમાય છે.

૩ 'વેદ' એ શબ્દમા વિદ્ વિચારણે, અને વિદ્લ્ લાભે એ બે ધાતુઓના અર્થોનો ઉપયોગ કર્યો છે. (ઉત્તરતંત્રના ૬૫મા અધ્યાયનો છઠ્ઠો વિષય જુઓ.)

૪ શાશ્વત છે. આયુર્વેદ નાશ પામતો નથી. તેમ સુધારોવધારો પણ માગતો નથી.

૫ આગમ એટલે વેદ તથા આપ્તલોકોનું શાસ્ત્ર. આ પ્રમાણને સર્વ પ્રમાણોથી ઉત્કૃષ્ટ ગણીને પહેલું લખ્યું છે.

૬ ધુમાડો નીકળતો જણાય ત્યાં અગ્નિ છે જ એ અનુમાન થયું.

૭ મસૂરની દાળ જેવા દાણા નીકળે તો મસૂરિકાનો

અવિરુદ્ધ એટલે એ ચારે પ્રમાણોથી તે સિદ્ધ થાય[1] એવું વ્યાખ્યાન આપું છું તે સાંભળો. સૃષ્ટિમાં શારીરવ્યાધિઓની ઉત્પત્તિની પહેલાં દેવતાઓના અને દૈત્યોના સંગ્રામમાં શસ્ત્રાદિકના અભિઘાતોથી જે વ્રણો ઉત્પન્ન થયા હતા તેઓ શલ્યતંત્રમાં કહ્યા પ્રમાણેના ઉપચારો કરવાથી રૂઝાયા હતા તેથી અને યજ્ઞનું કપાઈ ગયેલું માથું પણ શલ્યતંત્રમાં કહ્યા પ્રમાણે કરવાથી સંધાયું હતું તેથી આ શલ્યતંત્ર આયુર્વેદનાં આઠે અંગોમાં શ્રેષ્ઠ છે અને શ્રેષ્ઠ હોવાને લીધે આઠે અંગોમાં પહેલું ગણાય છે. વૃદ્ધ લોકોની પરંપરાથી સાંભળતા આવ્યા છીએ કે, જ્યારે રુદ્રે યજ્ઞનું માથું કાપી નાખ્યું, ત્યારે દેવતાઓએ અશ્વિનીકુમારો પાસે જઈને કહ્યું કે, 'તમો યજ્ઞનું માથું સાંધી આપો તો અમો તમોને આપણામાં (દેવતાઓમાં) અતિ ઉત્તમ ગણીએ.' અશ્વિનીકુમારોએ માથું સાંધી આપવાનો સ્વીકાર કરતાં દેવતાઓએ ઇંદ્રને પ્રસન્ન કરી અશ્વિની-કુમારોને યજ્ઞમાં ભાગ મળવાની ઇંદ્રની મંજૂરી મેળવી આપી;[1] અને અશ્વિનીકુમારોએ યજ્ઞનું માથું સાંધી દીધું. આયુર્વેદનાં આઠે તંત્રોમાં આ શલ્યતંત્ર જ શ્રેષ્ઠ માનવામાં આવેલું છે; કારણ કે આ તંત્ર બીજાં સાત તંત્રોની પંક્તિમાં હોવા ઉપરાંત[2] યંત્ર, શસ્ત્ર, ક્ષાર અને અગ્નિના ઉપયોગથી બીજાં તંત્રોના કરતાં ભારે ઝડપથી કાર્ય સિદ્ધ કરી આપે છે તથા સર્વ તંત્રોમાં અનુસ્યૂત છે. આથી આ તંત્ર બહુ પ્રાચીન છે, પવિત્ર છે, સ્વર્ગ આપનાર છે, કીર્તિ આપનાર છે, આયુષ્યનું હિત કરનાર છે અને આજીવિકા આપનાર છે. ૧૪

આયુર્વેદના પૃથ્વી ઉપર આવવાની ગુરુપરંપરા

ब्रह्मा प्रोवाच ततः प्रजापतिरधिजगे तस्मादश्विनावश्विभ्यामिन्द्र इन्द्रादहं मया त्विह प्रदेयमर्थिभ्यः प्रजाहितहेतोः ॥

भवति चात्र ॥

अहं हि धन्वन्तरिरादिदेवो जरारुजामृत्युहरोऽमराणाम् । शल्याङ्गमङ्गैरपरैरुपेतं प्राप्तोऽस्मि गां[3] भूय इहोपदेष्टुम् ॥ १५ ॥

આ આયુર્વેદને પ્રથમ બ્રહ્માએ પ્રકાશિત કર્યો હતો. બ્રહ્મા પાસેથી પ્રજાપતિ ભણ્યા હતા, પ્રજાપતિ પાસે અશ્વિનીકુમારો ભણ્યા હતા, અશ્વિનીકુમારો પાસે ઇંદ્ર ભણ્યા હતા, ઇંદ્ર પાસે હું ભણ્યો છું અને હું તમો કે જેઓ અર્થી થઈ આવ્યા છો તેઓને પ્રજાઓના હિતને માટે ભણાવવાનું યોગ્ય ધારું છું.

---

રોગ સમજવો. આલુ પહાડ જેવું ચોટેલું સ્થિર ગૂમડું હોય તો અર્બુદ કહેવાય અહીં ઉપમા ઉપરથી જ્ઞાન થાય છે.

૧ રુદ્રે કાપી નાખેલું યજ્ઞનું માથું અશ્વિનીકુમારોએ સાંધ્યું હતું, ઇત્યાદિ કથાઓ પુરાણાદિકમાં આવે છે તેથી આ તંત્ર આગમથી સિદ્ધ છે. સૂર્યની સામે જોવાથી તથા નાકની અંદર સૂતરની વાટ ઘાલવાથી છીંક આવે ઇત્યાદિક આ તંત્રની વાતો પ્રત્યક્ષથી સિદ્ધ થાય છે. (ઉત્તરતંત્રના ૫૫ મા અધ્યાયનો ૨૪ મો વિષય જુઓ.) શલ્યના ખરા ઠેકાણાનો પત્તો ન મળતો હોય ત્યારે ચામડીને માટી વગેરેથી ચોળી જોતાં જ્યાં રતાશ જોવામાં આવે, ત્યાં અથવા ઘીથી ખરડી જોતાં જ્યાં ઘી પીગળી જાય ત્યાં શલ્ય છે એમ સમજવું. ઇત્યાદિક અનુમાનો પણ આ તંત્રની સિદ્ધિ કરે છે. (આ સ્થાનના ૨૬ મા અધ્યાયનો ૫ મો વિષય જુઓ.) 'મસ અડદ જેવો થાય' ઇત્યાદિમાં ઉપમાનોથી પણ સિદ્ધિ થાય છે. (નિદાનસ્થાનના ૧૩ મા અધ્યાયનો ૩૩ મો વિષય જુઓ.)

૧ વૈદ્યના સર્વોત્તમ ધંધાને અવિચારથી 'અધમ છે' એમ સમજીને દેવતાઓએ પ્રથમ અશ્વિનીકુમારોને યજ્ઞના ભાગથી બહિષ્કૃત કર્યા હતા પણ પાછળથી યજ્ઞનું માથું સાંધવાની ગરજ પડવાથી ભાગ આપવાનો ઠરાવ કર્યો અને વૈદ્યના ધંધાને સર્વોત્તમ માન્યો.

૨ ઓસડિયાં ઉપરાંત આટલી વસ્તુ વધારાની છે.

૩ સમગ્ર દેશોના માણસોને યોગ્ય, એકલા હિંદના માણસો માટે જ નહિ.

આ[1] વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખથી કહ્યું છે કે, 'હું વિષ્ણુના અવતારરૂપ ધન્વંતરિ કે જેણે દેવતાઓનાં જરા, રોગો અને મરણોને ટાળ્યાં હતાં તે જ બીજાં સઘળાં અંગોથી[2] સંયુક્ત શલ્યરૂપ અંગનો ઉપદેશ કરવા માટે અહીં ફરીવાર અવતાર ધરી પૃથ્વીમાં આવેલો છું.' ૧૫

પુરુષ

આયુર્વેદમાં રહેલી ક્રિયાઓનો આશ્રય

अस्मिन् शास्त्रे पञ्चमहाभूतशरीरिसमवायः पुरुष इत्युच्यते। तस्मिन् क्रिया सोऽधिष्ठानं कस्माल्लोकस्य द्वैविध्यात्। लोको हि द्विविधः स्थावरो जङ्गमश्च। द्विविधात्मक एवाग्नेयः सौम्यश्च तद्भूयस्त्वात्। पञ्चात्मको वा। तत्र चतुर्विधो भूतग्रामः स्वेदजाण्डजोद्भिज्जजरायुजसंज्ञः। तत्र पुरुषः प्रधानं तस्योपकरण मन्यत्। तस्मात्पुरुषोऽधिष्ठानम्॥ १६॥

(આયુર્વેદની ક્રિયાઓ કોને લાગુ પડે છે?)

આ શાસ્ત્રમાં પૃથ્વી આદિ પંચમહાભૂતો અને જીવ મળીને જે મનુષ્યશરીર થયેલું છે તે પુરુષ કહેવાય છે અને તે પુરુષમાં સઘળી ક્રિયાઓ લાગુ પાડવામાં આવે છે, માટે તે પુરુષ આશ્રય (અધિષ્ઠાન) છે. (આ સઘળો આયુર્વેદ જીવતા મનુષ્યશરીર માટે જ છે.) કારણ કે સ્થાવર અને જંગમ એ રીતે લોક બે પ્રકારના છે અને તે બન્ને પ્રકારના લોક આગ્નેય અને સૌમ્ય (અગ્નિમય અને ચંદ્રમય) છે. લોકમાં ઉષ્ણ અને શીત એ બે ગુણો જ ઘણા જોવામાં આવે છે, તેથી લોકને અગ્નિચંદ્રાત્મક[3] કહેવો યોગ્ય છે. અથવા સર્વ લોક પૃથ્વી આદિ પંચભૂતમય છે તેથી તેને પંચાત્મક કહીએ તોપણ ખોટું નથી. એ લોકમાં પ્રાણીઓ સ્વેદજ,[1] અંડજ, ઉદ્‌ભિજ્જ અને જરાયુજ એ રીતે ચાર પ્રકારનાં છે.[2] આ સ્થાવર–જંગમાત્મક લોકમાં જીવતું મનુષ્યશરીર કે જે પુરુષ કહેવાય છે તે મુખ્ય છે અને બાકીનું જે કાંઈ છે તે સઘળું મનુષ્યશરીરના સુખના સાધનરૂપ છે, તેથી મનુષ્યશરીર આયુર્વેદમાં કહેલી સઘળી ક્રિયાઓના આશ્રયરૂપ છે.[3] ૧૬

વ્યાધિઓનું સામાન્ય નિરૂપણ

तद्दुःखसंयोगा व्याधय इत्युच्यन्ते। ते चतुर्विधा –आगन्तवः शारीरा मानसाः स्वाभाविकाश्चेति। तेषामागन्तवोऽभिघातनिमित्ताः शारीरास्त्वन्नपानमूला वातपित्तकफशोणितसन्निपातवैषम्यनिमित्ताः। मानसास्तु क्रोधशोकभयहर्षविषादेर्ष्याभ्यसूयादैन्यमात्सर्यलोभकामप्रभृतय इच्छाद्वेषभेदैर्भवन्ति। स्वाभाविकाः क्षुत्पिपासाजरामृत्युनिद्राप्रभृतयः, त एते मनः शरीराधिष्ठानाः॥ १७॥

જેઓની પ્રાપ્તિથી અથવા જેઓના હોવાથી ઉપર કહેલા પુરુષને દુઃખ થાય છે તેઓ વ્યાધિઓ કહેવાય છે. એ વ્યાધિઓ આગંતુ,[4]

---

[1] પ્રતિસંસ્કાર કરનાર નાગાર્જુન ધન્વંતરિના અસલ શ્લોકને અહીં દાખલ કરે છે.

[2] બીજાં સઘળાં એટલે શલ્યતંત્ર ઉપરાંત કાયચિકિત્સા વગેરે. શલ્યતંત્ર પ્રધાન છે.

[3] ઘણું કરીને જગતમાં શીત અને ઉષ્ણ એ બે રાશિઓ સિવાય ત્રીજો કોઈ પણ દ્રવ્યનો રાશિ નથી.

[1] ચારે પ્રકારના પ્રાણીઓમાં સ્વેદ (બાફ–ગરમી) વિના કોઈની પણ સિદ્ધિ થતી નથી તેથી, સ્વેદજને પ્રથમ ગણ્યા છે

[2] પૃથ્વીના અથવા શરીરના બાફથી જે પ્રાણીઓ ઉત્પન્ન થાય છે તેઓ સ્વેદજ, જે પ્રાણીઓ ઈંડામાથી થાય છે તેઓ અંડજ, જેઓ ગર્ભાશયથી–ઓરથી થાય છે તેઓ જરાયુજ અને જેઓ ધરતીને ફાડીને ઉત્પન્ન થાય છે તેઓ ઉદ્‌ભિજ્જ કહેવાય છે

[3] આથી સૂચવ્યું છે કે મનુષ્યશરીર માટે જ બીજા સઘળા પદાર્થો છે, માટે મનુષ્યના સુખને માટે આયુર્વેદમાં કહ્યા પ્રમાણે ગમે તે પદાર્થનો ઉપયોગ કરાવવામાં કશો બાધ નથી.

[4] આગંતુ વ્યાધિઓ શારીર વ્યાધિઓની પહેલાં ઉત્પન્ન થવા છે માટે તેઓને પ્રથમ ગણ્યા છે.

जरायुजाण्डजस्वेदजोद्भिज्जाः। तत्र पशुमनुष्यव्यालादयो जरायुजाः। खगसर्पसरीसृपप्रभृतयोऽण्डजाः। कृमिकीटपिपीलिकाप्रभृतयः स्वेदजाः। इन्द्रगोपमण्डूकप्रभृतय उद्भिज्जाः॥ तत्र स्थावरेभ्यस्त्वक्पत्रपुष्पफलमूलकन्दनिर्यासस्वरसादयः प्रयोजनवन्तो जङ्गमेभ्यश्चर्मनखरोमरुधिरादयः॥ पार्थिवाः सुवर्णरजतमणिमुक्तामनःशिलामृत्कपालादयः॥ १९॥

જે આહાર છે તે પ્રાણીઓના મૂળ સમાન છે અને પ્રાણીઓના બળના, વર્ણના તથા ઓજના[1] પણ મૂળરૂપ છે. એ આહાર છ રસોને[2] આધીન છે અને એ રસો દ્રવ્યોમાં રહેલા છે. જે દ્રવ્યો છે તે જ ઓષધિઓ છે. એ ઓષધિઓ સ્થાવર અને જંગમ એમ બે પ્રકારની છે. તેઓમાં સ્થાવર ઓષધિઓના વનસ્પતિ, વૃક્ષ, વીરુધ અને ઓષધિ એ ચાર ભેદ છે. જેઓમાં પુષ્પો નહિ થતાં ફળો લાગે છે, તેઓ (વડ તથા પીપળા વગેરે) વનસ્પતિ કહેવાય છે. જેઓમાં પુષ્પો તથા ફળો બન્ને થાય છે, તેઓ (આંબા તથા આંબલી વગેરે) વૃક્ષ કહેવાય છે જેઓ લાંબી ફેલાય છે તથા ગુચ્છોવાળી હોય છે, જેઓ (લતાઓ) વીરુધ કહેવાય છે અને જેઓ ફળો પાકી રહેવાના સમયમાં નષ્ટ થઈ જાય છે, તેઓ (ઘઉં, બાજરી વગેરે) ઓષધિઓ કહેવાય છે. જંગમ ઓષધિઓના જરાયુજ,[3] અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ એ ચાર ભેદ છે. અહિંસક[4] પશુઓ, મનુષ્યો અને હિંસક[1] પશુઓ વગેરે પ્રાણીઓ જરાયુજ કહેવાય છે. પક્ષીઓ, સર્પો અને પેટ ઘસડીને ચાલનારાં ઇયળ વગેરે પ્રાણીઓ અંડજ કહેવાય છે. વિષ્ટા વગેરેના કૃમિઓ, વીંછી વગેરે કીડાઓ અને કીડીઓ વગેરે પ્રાણીઓ સ્વેદજ કહેવાય છે. ઇંદ્રગોપ (વરસાદમાં થતા રાતા કીડાઓ, ભગવાનની ભેંસો) અને દેડકાં વગેરે પ્રાણીઓ ઉદ્‌ભિજ્જ કહેવાય છે. તેઓમાં સ્થાવર ઓષધિઓના છાલ, પાંદડાં, ફૂલ, ફળ, મૂળ, કંદ, ગુંદર તથા સ્વરસ વગેરે પદાર્થો ઉપયોગી છે અને જંગમ ઓષધિઓનાં ચામડાં, નખ, રૂંવાડાં તથા લોહી વગેરે પદાર્થો ઉપયોગી છે. સોનુ, રૂપું, મણિ, મોતી, મનશીલ, માટી અને ઠીકરાં આદિ જે પૃથ્વીના વિકારરૂપ[2] પદાર્થો છે તેઓ પણ ઓષધિઓ જ છે.[13] ૧૯

કાળનું સામાન્ય નિરૂપણ

कालकृतास्तु प्रवातनिवातातपच्छायाज्योत्स्नातमःशीतोष्णवर्षाहोरात्रपक्षमासर्त्वयनादयः संवत्स-

૧ હૃદયમા રહેલો, સર્વ ધાતુઓના ધામરૂપ જે સોમાત્મક પદાર્થ છે તે

૨ મધુર ખારો, તીખો, કડવો, ખાટો અને તૂરો

૩ પ્રથમ કહેલા સ્વેદજ વગેરે ક્રમને અહી છોડી દીધો છે, તે પ્રાણીઓની ઉત્પત્તિમા જોવામા આવતી ગરબડ જણાવવા માટે છે, જેમ કે કીડીઓ અંડજ પણ છે અને ઉદ્‌ભિજ્જ પણ છે.

૪ અહી ઉપકરણોના પ્રસ્તાવમા પશુઓ મુખ્ય છે, માટે માણસોથી પહેલા તેઓનુ ગ્રહણ કર્યું છે

૧ મૂળમા જે પશુ શબ્દ છે તેથી હિંસક પશુઓનુ પણ ગ્રહણ થાય છે માટે 'व्याल' શબ્દથી સર્પોની જે જાતિ અંડજ નથી, તેનુ ગ્રહણ કરવુ એમ કેટલાક કહે છે

૨ જોકે તર્કશાસ્ત્રીઓએ સોનાને તૈજસ (તેજના વિકારરૂપ) ગણેલુ છે તોપણ આયુર્વેદવાળાઓએ ગુરુત્વ, કઠિનત્વ તથા સ્થિરત્વ આદિ કારણોથી પાર્થિવ (પૃથ્વીના વિકારરૂપ) જ સ્વીકારેલુ છે

૩ જોકે આ પાર્થિવ ઓષધિઓને પણ સ્થાવર ઓષધિઓમા જ ગણવી યોગ્ય છે, તોપણ અહી જુદી પાડીને કહેલી છે તેનું કારણ એ છે કે વનસ્પતિ આદિ સ્થાવર ઓષધિઓ રસની પ્રધાનતાને લીધે આહારમા ઉપયોગી છે અને પાર્થિવ સ્થાવર ઓષધિઓ આહારમા ઉપયોગી નથી પાર્થિવ દ્રવ્યોથી લોહી બનતું નથી ચેતનમાથી ચેતન પ્રાપ્ત થાય છે, જડમાથી નહિ સ્થિર રહે તે સ્થાવર એટલે ઝાડ સ્થાવર છે તેમ ખનીજ પણ સ્થાવર છે, પરંતુ ખનીજ જડ છે ખનીજ ખાઈને જિવાય નહિ, ઝાડ ખાઈને જિવાય, માટે ખનીજ ઉપયોગી નથી.

रविशेषाः। त एते स्वभावत एव दोषाणां संचयप्रकोपप्रशमप्रतिकारहेतवः प्रयोजनवन्तश्च ॥ २० ॥

પ્રત્યેક વર્ષમાં ઘણા પવનવાળો સમય, પવન વગરનો સમય, તડકાનો સમય, છાયાનો સમય, ચાંદનીનો સમય, અંધકારનો સમય, શીતકાળ, ઉષ્ણકાળ, વર્ષાકાળ, રાત, દિવસ, પખવાડિયાં, મહિના, ઋતુઓ અને અયનો ઇત્યાદિક જે જે વિશેષો ( ભેદો ) જોવામાં આવે છે, તેઓ કાળે કરેલા અર્થાત્ કાળના જ ભેદો છે. કાળના આ ભેદો સ્વભાવથી જ વાતાદિક દોષોના સંચયના,[1] પ્રકોપના,[2] પ્રશમનના[3] અને પ્રતીકારના કરનારા થાય છે અને ચિકિત્સામાં ઉપયોગી[4] હોવાને લીધે પ્રયોજનવાળા હોવાથી ઓષધિઓરૂપ ગણી શકાય એમ પણ છે. ૨૦

ઓષધિઓના ઉપયોગ અને ચિકિત્સા

भवन्ति चात्र ॥

शारीराणां विकाराणामेष वर्गश्चतुर्विधः।
चये कोपे शमे चैव हेतुरुक्तश्चिकित्सकैः ॥
आगन्तवश्च ये रोगास्ते द्विधा निपतन्ति हि।
मनस्यन्ये शरीरेऽन्ये तेषां तु द्विविधा क्रिया॥
शरीरपतितानां तु शारीरवदुपक्रमः।
मानसानां तु शब्दादिरिष्टो वर्गः सुखावहः ॥२१॥

આ વિષયમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખથી કહ્યું છે કે, સ્થાવર, જંગમ પૃથ્વીના વિકારો અને કાળના વિશેષો શારીરદોષોના તથા વ્યાધિઓના સંચયમાં, પ્રકોપમાં, પ્રશમનમાં અને ટાળવામાં કારણોરૂપ તથા સાધનોરૂપ થાય છે, એમ વૈદ્યોએ કહ્યું છે. જે આગંતુ રોગો છે તેઓ બે પ્રકારથી આવી પડે છે. કેટલાકએક આગંતુ રોગો શરીરમાં આવી પડે છે. અને કેટલાએક આગંતુ રોગો મનમાં આવી પડે છે.[1] તેઓની ચિકિત્સા બે પ્રકારથી થાય છે. જે આગંતુ રોગો શરીરમાં આવી પડ્યા હોય તેઓની ચિકિત્સા શારીરરોગોની ચિકિત્સાની પેઠે જ કરવી અને જે આગંતુ રોગો મનમાં આવી પડ્યા હોય તેઓની ચિકિત્સા શબ્દસ્પર્શાદિક પ્રિય વિષયો આપવાથી તથા ધીરજ આપવા વગેરેથી કરવી. આ પ્રમાણે ચિકિત્સા કરવાથી રોગીઓને સુખ થાય[2] છે. ૨૧

પૂર્વોક્ત વિષયોનો ઉપસંહાર

एवमेतत्पुरुषो व्याधिरौषधं क्रियाकाल इति च चतुष्टयं समासेन व्याख्यातम्॥ तत्र पुरुषग्रहणात्तत्सम्भवद्रव्यसमूहो भूतादिरुक्तस्तदङ्गप्रत्यङ्गविकल्पाश्च त्वङ्मांससिरास्नायुप्रभृतयः । व्याधिग्रहणाद्वातपित्तकफशोणितसन्निपातवैषम्यनिमित्ताः सर्व एव व्याधयो व्याख्याताः। औषधिग्रहणाद्द्रव्यगुणरसवीर्यविपाकप्रभावाणामादेशः। क्रियाग्रहणाच्छेद्यादीनि स्नेहादीनि च कर्माणि व्याख्यातानि। कालग्रहणात्सर्वक्रियाकालानामादेशः ॥ २२ ॥

૧ પોતપોતાના સ્થાનોમાં જ દોષોની જે વૃદ્ધિ થાય તે સંચય કહેવાય છે.

૨ દોષોની સ્થાનમાંથી જે અયોગ્ય માર્ગે ગતિ થાય તે પ્રકોપ કહેવાય છે. પ્રકોપ શબ્દથી પ્રકોપ, પ્રસર, સ્થાનસંશ્રય, વ્યક્તિ અને ભેદ એ સર્વનું ગ્રહણ કરવું. પ્રસર આદિનાં લક્ષણો આ સ્થાનના ૨૧ મા અધ્યાયમાં કહેવામાં આવશે

૩ શાંત થવું, જેમ કે ગ્રીષ્મઋતુમાં તથા મધ્યાહ્નકાળમાં કફજ્વર સ્વાભાવિક રીતે જ શાંત થઈ જાય છે.

૪ અમુક ઓષધને તડકામાં સુકાવવું તથા અમુક ઓષધને રાતે અગાશીમાં મૂકી રાખવું એમ કહેવામા આવશે, તે ઉપરથી કાળના ભેદો પણ ચિકિત્સામાં ઉપયોગી છે એમ જાણવું.

૧ અભિઘાતથી થતા વ્રણાદિક આગંતુ રોગો શરીરમાં આવી પડે છે અને અપ્રિય શ્રવણાદિકથી થતા શોકાદિક આગંતુ રોગો મનમાં આવી પડે છે.

૨ જોકે આ અધ્યાયના ૧૭ મા વિષયમાં અભિઘાતજન્ય રોગોને આગંતુ કહેલા છે અને શોકાદિક રોગોને માનસ કહેલા છે; તોપણ વ્રણાદિક રોગોની પેઠે શોકાદિક રોગોનો પણ બહારનાં નિમિત્તોથી આવવાનો સ્વભાવ છે, તેથી તેઓને ધન્વંતરિએ અહીં આગંતુ પણ કહેલા છે.

भवति चात्र।
बीजं चिकित्सितस्यैतत्समासेन प्रकीर्तितम्।
सर्विंशमध्यायशतमस्य व्याख्या भविष्यति॥

આ રીતે ક્રિયાઓના આશ્રયરૂપ પુરુષનું નિરૂપણ કર્યું અને તે પછી વ્યાધિ, ક્રિયા, ઔષધ અને કાળ એ ચાર વિષયોનું સંક્ષેપથી નિરૂપણ કર્યું. હવે પછી કહેવાનો સઘળો ગ્રંથ આ અધ્યાયમાં કહેલા પુરુષ, વ્યાધિ, ક્રિયા, ઔષધ અને કાળ એ પાંચ પદાર્થોના વ્યાખ્યાનરૂપ છે એમ સમજવું, જેથી પુરુષની (મનુષ્ય-શરીરની) ઉત્પત્તિ થાય છે, એવા શુક્રશોણિતા[1]દિકરૂપ પાંચભૌતિક પદાર્થોના સમૂહનું, પુરુષના અંગ-ઉપાંગાદિકનું અને ત્વચા, માંસ, શિરા તથા સ્નાયુ વગેરેનું[2] જે સવિસ્તર વર્ણન આપવામાં આવશે તે સઘળું પુરુષનું વ્યાખ્યાન છે એમ સમજવું. વાત, પિત્ત, કફ, રુધિર[3] અને સન્નિપાતની વિષમતાથી થનારા તથા આગંતુકાદિક[4] સર્વે રોગોનું જે સવિસ્તર વર્ણન આપવામાં આવશે તે સઘળું વ્યાધિનું વ્યાખ્યાન છે એમ સમજવું. છેદન, ભેદનાદિક તથા સ્નેહનાદિક કર્મોનું જે સવિસ્તર વર્ણન કરવામાં આવશે તે[5] સઘળું ક્રિયાનું વ્યાખ્યાન છે એમ સમજવું. જુદી જુદી ઔષધિઓનું અને તેઓના જુદા જુદા ગુણ, રસ, વીર્ય, વિપાક તથા પ્રભાવનું જે[6] સવિસ્તર વર્ણન આપવામાં આવશે તે સઘળું ઔષધનું વ્યાખ્યાન છે એમ સમજવું. તે તે ક્રિયાઓ કરવાના તે તે સમયોનું જે સવિસ્તર વર્ણન કરવામાં આવશે તે સઘળું કાળનું વ્યાખ્યાન છે, એમ સમજવું.

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખથી કહ્યું છે કે આ સઘળા ચિકિત્સિતનું બીજ સંક્ષેપથી કહેવામાં આવ્યું છે. (આ પહેલા અધ્યાયમાં પુરુષ, વ્યાધિ, ક્રિયા, ઔષધ અને કાળ વિષે જે કાંઈ કહ્યું તે સઘળા આયુર્વેદના બીજરૂપ છે.) હવે પછી જે એકસો ઓગણીશ અધ્યાયો કહેવામાં આવશે તેઓ ઉપર કહેલા સંક્ષિપ્ત બીજના વ્યાખ્યાનરૂપ થશે.[1] ૨૨

**૧૨૦ અધ્યાયોની પાંચ વિભાગોમાં વહેંચણી, ઉત્તરતંત્રની પ્રાપ્તિ અને ફલશ્રુતિ**

तच्च सर्विंशमध्यायशतं पंचसु स्थानेषु। तत्र सूत्रस्थाननिदानशारीरचिकित्सितकल्पेष्वर्थवशात्संविभज्योत्तरे तन्त्रे शेषानर्थान् व्याख्यास्यामः

भवति चात्र॥
स्वयम्भुवा प्रोक्तमिदं सनातनं
पठेद्धि यः काशिपतिप्रकाशितम्।
स पुण्यकर्मा भुवि पूजितो नृपै-
रसुक्षये शक्रसलोकतां व्रजेत्॥ २३॥

એ એકસો વીસ અધ્યાયોને સૂત્રસ્થાન, નિદાનસ્થાન, શારીરસ્થાન, ચિકિત્સિતસ્થાન અને કલ્પસ્થાન એ નામના પાંચ વિભાગોમાં અર્થની સંગતિ પ્રમાણે વહેંચીને પછી ઉત્તરતંત્રમાં પરિશિષ્ટ વિષયોનું વ્યાખ્યાન આપીશું.

આ આયુર્વેદનો અભ્યાસ કરવાના ફળ વિષે ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે કે, 'બ્રહ્માએ કહેલું આ પ્રાચીન આયુર્વેદ નામનું શાસ્ત્ર કે જે કાશિપતિએ (મેં) પ્રસિદ્ધ કરેલું છે, તેનો જે પુરુષ અભ્યાસ કરશે તે પુરુષ પૃથ્વીમાં ચિકિત્સા સંબંધી ઉત્તમ કર્મો કરવાથી

---

૧ એમ્બ્રીઓલોજીનું જ્ઞાન
૨ એનેટોમીનું જ્ઞાન
૩ શસ્ત્રક્રિયામાં લોહી જવાથી તેના ઉપદ્રવો થાય, તે માટે સુશ્રુતને રુધિરના વ્યાધિઓ એમ જુદું ગણવું પડ્યું છે. ભગવાન ચરકે આવો ભેદ પાડ્યો નથી.
૪ ચિકિત્સાનું જ્ઞાન
૫ ફીઝીઓલોજીનું જ્ઞાન
૬ દ્રવ્યોનું વિશેષ જ્ઞાન

૧ મૂળમાં એકસો વીસ અધ્યાય વ્યાખ્યાનરૂપ કહ્યા છે, તે આ પહેલા અધ્યાયને સાથે ગણીને કહ્યા છે.

પુણ્યવાન થશે, રાજાઓ તરફથી સન્માન પામશે અને મરણ પામ્યા પછી ઇંદ્રના લોકને પ્રાપ્ત થશે.'[1]

## અધ્યાય ૨ જો

### ઉપક્રમ

अथातः शिष्योपनयनीयमध्यायं व्याख्यास्यामः ॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'શિષ્યોપનયનીય'[2] નામના અધ્યાયનું વ્યાખ્યાન તે પ્રમાણે કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### આયુર્વેદની દીક્ષાનો અધિકાર

ब्राह्मणक्षत्रियवैश्यानामन्यतममन्वयवयःशीलशौर्यशौचाचारविनयशक्तिबलमेधाधृतिस्मृतिमतिप्रतिपत्तियुक्तं तनुजिह्वौष्ठदन्ताग्रमृजुवक्त्राक्षिनासं प्रसन्नचित्तवाक्चेष्टं क्लेशसहं च भिषक् शिष्यमुपनयेत्। अतो विपरीतगुणं नोपनयेत् ॥ २॥

શિષ્ય થવા આવેલો જે પુરુષ બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય જાતિનો હોય, કુલીન[3] હોય, યોગ્ય અવસ્થાવાળો હોય, સુશીલ હોય, દરેક કાર્યમાં ગભરાય નહિ એવો હોય, પવિત્ર હોય, સારી પદ્ધતિવાળો હોય, જિતેંદ્રિય હોય, ઉત્સાહવાળો હોય, ક્રિયાઓ કરવાની શારીરશક્તિવાળો હોય, ગ્રંથને ધારણ કરવાના સામર્થ્યવાળો હોય, ધીરજવાળો હોય, અનુભવેલી બાબતને ભૂલી ન જાય એવો હોય, ન આવેલી બાબતને પણ કલ્પી શકે એવો હોય, અર્થનો નિશ્ચય કરી લેવાની ચાતુરીવાળો હોય, પાતળી જીભવાળો હોય, પાતળા હોઠવાળો હોય, દાંતની ઝીણી અણીઓવાળો હોય, સરલ મુખવાળો હોય, સરલ નેત્રોવાળો હોય, સરલ નાસિકાવાળો હોય, પ્રસન્ન ચિત્તવાળો હોય, પ્રસન્ન વાણીવાળો હોય, પ્રસન્ન ચેષ્ટાઓવાળો હોય અને દુઃખો સહન કરી શકે એવો હોય તેને વૈદ્યે આયુર્વેદની દીક્ષા આપવી. જે પુરુષ ઉપર કહેલા ગુણોથી વિપરીત ગુણોવાળો હોય તેને દીક્ષા દેવી નહિ. ૨

### દીક્ષા આપવાનો વિધિ

उपनयनीयस्तु ब्राह्मणः प्रशस्तेषु तिथिकरणमुहूर्तनक्षत्रेषु प्रशस्तायां दिशि शुचौ समे देशे चतुर्हस्तं चतुरस्रं स्थण्डिलमुपलिप्य गोमयेन दर्भैः संस्तीर्य पुष्पैर्लाजभक्तै रत्नैश्च देवताः पूजयित्वा विप्रान् भिषजश्च तत्रोल्लिख्याभ्युक्ष्य च दक्षिणतो ब्रह्माणं स्थापयित्वाग्निमुपसमाधाय खादिरपलाशदेवदारुबिल्वानां समिद्भिश्चतुर्णां वा क्षीरवृक्षाणां न्यग्रोधोदुम्बराश्वत्थमधूकानां दधिमधुघृताक्ताभिर्दार्वीहोमिकेन विधिना स्रुवेणाज्याहुतीर्जुहुयात्। सप्रणवाभिर्महाव्याहृतिभिस्ततः प्रतिदैवतमृषींश्च स्वाहाकारं च कुर्यात् शिष्यमपि कारयेत् ॥ ३ ॥

દીક્ષા આપનારા બ્રાહ્મણે[1] જ્યોતિષશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે શુભ તિથિ, કરણ તથા નક્ષત્ર જોઈ તે દિવસે શુભ મુહૂર્તમાં, પૂર્વે અથવા ઉત્તર દિશામાં, પવિત્ર તથા સપાટ પ્રદેશમાં, ચાર હાથનું ચોરસ સ્થંડિલ બનાવી, તેને ગાયના છાણથી લીપી, આસપાસ દર્ભો બિછાવી, પુષ્પોથી, શાળની ધાણીઓથી તથા રત્નોથી દેવતાઓનું, બ્રાહ્મણોનું તથા વૈદ્યોનું પૂજન કરી, સ્થંડિલ ઉપર દર્ભ વડે જરા માટી ઉખેડી, દર્ભથી સ્થંડિલ ઉપર જરા પાણી છાંટી, દક્ષિણમાં બ્રહ્માનું સ્થાપન કરી, સ્થંડિલમાં અગ્નિ પધરાવી, દાર્વીહોમમાં કહેલા વિધિ પ્રમાણે[2]

૧ વૈદકનો ધંધો પવિત્ર છે એવો અર્થ નીકળે છે. તે નિંદાજનક કે અપવિત્ર નથી.

૨ શિષ્યને આયુર્વેદની દીક્ષા આપવાના વિધિવિષયનો.

૩ 'જેના કુળમાં આયુર્વેદ ભણવાની પરંપરા ચાલી આવતી હોય, એવો' એ અર્થ પણ લઈ શકાય છે.

૧ શિષ્યને દીક્ષા આપવાનો મુખ્ય અધિકાર બ્રાહ્મણને જ છે, તેથી અહીં બ્રાહ્મણ શબ્દ આપ્યો છે.

૨ દાર્વીહોમની પદ્ધતિ સામવેદી અગ્નિહોત્રી બ્રાહ્મણોમાં પ્રસિદ્ધ છે. (ડલ્હન)

દહીં, મધ તથા ઘીથી ખરડેલી ખેર, ખાખરો, દેવદાર તથા બીલી એ ચાર વૃક્ષોની અથવા વડ, ઉંબરો, પીપળો અને મહુડો એ ચાર દૂધવાળાં વૃક્ષોની સમિધોનો હોમ કરી એ રીતે ॐ भूः स्वाहा ॐ भुवः स्वाहा ॐ स्वः स्वाहा ॐ भूर्भुवः स्वः स्वाहा એ મહાવ્યાહૃતિઓ બોલી સરવા વડે ઘીની આહુતિઓ હોમવી. બ્રહ્મા, પ્રજાપતિ, અશ્વિનીકુમાર તથા ઇંદ્ર એ પ્રત્યેક દેવતાઓ માટે અને ધન્વંતરિ, ભરદ્વાજ તથા આત્રેય ઇત્યાદિક ઋષિઓને માટે ब्रह्मणे स्वाहा ઇત્યાદિ મંત્રોનું ઉચ્ચારણ કરીને ઘીની આહુતિઓ હોમવી તથા શિષ્ય પાસે પણ મંત્રોનું ઉચ્ચારણ કરાવીને ઘીની આહુતિઓ હોમાવવી. ૩

દીક્ષા આપવાનો અધિકાર

ब्राह्मणस्त्रयाणां वर्णानामुपनयनं कर्तुमर्हति राजन्यो द्वयस्य वैश्यो वैश्यस्यैवेति ॥ ४ ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને બ્રાહ્મણ દીક્ષા આપી શકે છે ક્ષત્રિય અને વૈશ્યને ક્ષત્રિય દીક્ષા આપી શકે છે અને વૈશ્ય વૈશ્યને જ દીક્ષા આપી શકે છે.[1] ૪

શૂદ્રથી પણ દીક્ષા લઈ શકાય

शूद्रमपि कुलगुणसम्पन्नं मन्त्रवर्जमुपनीतमध्यापयेदित्येके ॥ ५ ॥

શૂદ્ર પણ જો કુલીન હોય અને સદ્ગુણોથી સંપન્ન હોય તો વેદમંત્રોના ઉચ્ચારણ વગરની દીક્ષા આપીને આયુર્વેદ ભણાવવો એમ કેટલાએક આચાર્યો કહે છે. ૫

શિષ્ય સાથેનો કરાર

ततोऽग्निं त्रिः परिणीयाग्निसाक्षिकं शिष्यं ब्रूयात् । कामक्रोधलोभमोहमानाहङ्कारेर्ष्यापारुष्यपैशुन्यानृतालस्यायशस्यानि हित्वा नीचनखरोम्णा शुचिना कषायवाससा सत्यव्रतब्रह्मचर्याभिवादनतत्परेणाऽवश्यं भवितव्यं मदनुमतस्थानगमनशयनासनभोजनाध्ययनपरेण भूत्वा मत्प्रियहितेषु वर्तितव्यमतोऽन्यथा ते वर्तमानस्याधर्मो भवत्यफला च विद्या न च प्राकाश्यं प्राप्नोति । अहं वा त्वयि सम्यग्वर्तमाने यद्यन्यथादर्शी स्यामेनोभाग् भवेयमफलविद्यश्च । द्विजगुरुदरिद्रमित्रप्रव्रजितोपनतसाध्वनाथाभ्युपगतानां चात्मबान्धवानामिव स्वभेषजैः प्रतिकर्तव्यमेवं साधु भवति । व्याधशाकुनिकपतितपापकारिणां न च प्रतिकर्तव्यमेवं विद्या प्रकाशते मित्रयशोधर्मार्थकामांश्च प्राप्नोति ॥ ६ ॥

પછી અગ્નિની ત્રણ વાર પ્રદક્ષિણા કરી અગ્નિને સાક્ષી રાખીને શિષ્યને કહેવું કે, 'તારે અભ્યાસ પૂરો થતાં સુધી કામ, ક્રોધ, લોભ, મોહ, માન, અહંકાર, ઈર્ષ્યા, કઠોર વચન, ચાડી, મિથ્યા ભાષણ, આલસ્ય અને જેનાથી અપકીર્તિ થાય એવાં કાર્યોમાં પ્રવૃત્તિ એ સર્વ છોડી દેવાં. નખ તથા વાળ નીચા રાખવા પવિત્ર રહેવું. કષાય[1] વસ્ત્રો પહેરવાં. સત્ય વ્રતમાં, બ્રહ્મચર્યમાં તથા માન્યજનોને અભિવાદન (પ્રણામ) કરવામાં અવશ્ય તત્પર રહેવું. મારી આજ્ઞા પ્રમાણે જ સ્થિતિ, ગમન, શયન, આસન, ભોજન તથા અધ્યયનની ક્રિયાઓમાં સાવધાન રહેવું અને મને પ્રસન્ન કરનારાં તથા જેનાથી મારું હિત થાય તેવાં કૃત્યોમાં તત્પર રહેવું. જો તું આ નિયમોથી ઊલટી રીતે વર્તશે તો તને અધર્મ થશે અને તારી વિદ્યા અફળ જશે તથા તેમ થવાથી ક્યાંય પણ પ્રકાશ નહિ પામે. તેમજ હું પણ, તું સારી રીતે ચાલતાં છતાં તારા ઉપરના મારા ધર્મથી ઊલટી રીતે વર્તું તો મને પણ

[1] ધર્મશાસ્ત્ર પ્રમાણે ક્ષત્રિયથી અને વૈશ્યથી કોઈને દીક્ષા આપી શકાય નહિ, માટે મૂળમાં राजन्यो द्वयस्य, वैश्यो वैश्यस्यैवेति એટલો પાઠ પ્રાચીન નથી અને તેથી ત્યાજ્ય છે એમ નિબંધકારોનો સિદ્ધાંત છે. (ડલ્હન)

[1] ભગવું કપડું.

પાપ લાગે તથા મારી વિદ્યા પણ અફળ થાય. આયુર્વેદનો અભ્યાસ પૂર્ણ થઈ રહ્યા પછી તારે બ્રાહ્મણ, ગુરુ, દરિદ્ર, મિત્ર, તપસ્વી પાસે રહેનારા સ્નેહીજન, સત્પુરુષ, અનાથ અને દૂરથી આવેલાઓને પોતાના બાંધવો જેવા સમજીને તેઓના રોગોની ચિકિત્સા તારા જ ધનથી તૈયાર કરેલાં ઔષધોથી કરવી. આમ કરવાથી કલ્યાણ થાય છે. પશુઓની હિંસા કરનારા, પક્ષીઓની હિંસા કરનારા, પતિત અને ચોરી તથા વ્યભિચાર વગેરે પાપકર્મ કરનારાઓના રોગોની ચિકિત્સા કરવી જ નહિ. આમ કરવાથી વિદ્યા પ્રકાશે છે અને મિત્ર, યશ, ધર્મ, ધન તથા કામસુખની પ્રાપ્તિ થાય છે.'૬

આયુર્વેદના અનધ્યાયો

भवतश्चात्र ॥

कृष्णेऽष्टमी तन्निधनेऽहनी द्वे कृष्णेतरेऽप्येवमहर्द्विसन्ध्यम्। अकालविद्युत्स्तनयित्नुघोषे स्वतन्त्रराष्ट्रक्षितिपव्यथासु ॥ श्मशानयानायतनाहवेषु महोत्सवौत्पातिकदर्शनेषु। नाध्येयमन्येषु च येषु विप्रा नाधीयते नाशुचिना च नित्यम् ॥७॥

આ વિષયમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે કે, 'કૃષ્ણપક્ષની અષ્ટમી, ચતુર્દશી તથા અમાવાસ્યા અને શુક્લપક્ષની પણ અષ્ટમી, ચતુર્દશી તથા પૂર્ણિમાએ અધ્યયન કરવું નહિ. દિવસમાં સાયંસંધ્યાના કે પ્રાતઃસંધ્યાના સમયમાં અધ્યયન કરવું નહિ, ઋતુવગરની વીજળી કે ઋતુવગરની ગર્જના થાય ત્યારે પણ અધ્યયન કરવું નહિ. પોતાનાં માણસોને, પોતાના દેશને કે પોતાના રાજાને પીડા હોય ત્યારે પણ અધ્યયન કરવું નહિ. સ્મશાનમાં, વાહન ઉપર બેઠા હોઈએ ત્યારે, વધસ્થાનમાં, સંગ્રામમાં, મહોત્સવમાં અને જ્યારે ઉત્પાત જોવામાં આવે, ત્યારે પણ અધ્યયન કરવું નહિ. જે પ્રતિપદા આદિ તિથિઓમાં કે સમયોમાં બ્રાહ્મણો વેદાદિકનું અધ્યયન કરતા નથી, તે તિથિઓમાં તથા તે સમયોમાં પણ આયુર્વેદનું અધ્યયન કરવું નહિ તથા અપવિત્ર સ્થિતિમાં પણ કદી અધ્યયન કરવું નહિ.' ૭

## અધ્યાય ૩ જો

### ઉપક્રમ

अथातोऽध्ययनसंप्रदानीयमध्यायं व्याख्यास्यामः ॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'અધ્યયન-સંપ્રદાનીય' નામના અધ્યાયનું એ પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતને કહેલું છે. ૧

પાંચ સ્થાનોના તથા ઉત્તરતંત્રના અધ્યાયો

प्रागभिहितं सविंशमध्यायशतं पंचसु स्थानेषु। तत्र सूत्रस्थानमध्यायाः षट्चत्वारिंशत् । षोडश निदानानि। दश शारीराणि। चत्वारिंशच्चिकित्सितानि। अष्टौ कल्पाः। तदुत्तरं षट्षष्टिः ॥२॥

પહેલા અધ્યાયમાં કહી આવ્યા છીએ કે એકસો વીસ અધ્યાયોની પાંચ સ્થાનોમાં વહેંચણી કરી છે. એ વહેંચણી આ પ્રમાણે છે. સૂત્રસ્થાન છેતાલીસ અધ્યાયનું છે, નિદાનસ્થાન સોળ અધ્યાયનું છે, શારીરસ્થાન દશ અધ્યાયનું છે, ચિકિત્સિતસ્થાન ચાળીશ અધ્યાયનું છે અને કલ્પસ્થાન આઠ અધ્યાયનું છે. (૧૨૦) પછી ઉત્તરતંત્ર છાસઠ અધ્યાયનું છે. ૨

સૂત્રસ્થાનના ૪૬ અધ્યાયોનાં નામ તથા 'સૂત્રસ્થાન'નો અર્થ

वेदोत्पत्तिः शिष्यनयस्तथाध्ययनदानिकः।
प्रभाषणाग्रहरणाद्दतुचर्याथ यान्त्रिकः॥

१ અધ્યાયોના (પાઠોના) વિભાગ પાડ્યા વિના શિષ્યોને અધ્યયન આપી શકાતું નથી, માટે પાઠોના વિભાગો વિષેનો અધ્યાય.

शस्त्रावचारणं योग्या विशिखा क्षारकल्पनम्।
अग्निकर्मजलौकाख्यावध्यायौ रक्तवर्णनम्॥
दोषधातुमलाद्यानां विज्ञानाध्याय एव च।
कर्णव्यधामपक्वैषाऽऽलेपो व्रण्युपासनम्॥
हिताहितौ व्रणप्रश्नो व्रणास्रावश्च यः पृथक्।
कृत्याकृत्यविधिर्व्याधिसमुद्देशीय एव च॥
निर्निश्चयः शस्त्रविधौ प्रनष्टज्ञानिकस्तथा।
शल्योद्धृतिर्व्रणज्ञानं दूतस्वप्ननिदर्शनम्॥
पंचेन्द्रियं तथा छाया स्वभावाद्वैकृतं तथा-
वारणो युक्तसेनीय आतुरक्रममिश्रकौ॥
भूमिभागो द्रव्यगणः संशुद्धौ शमने च यः।
द्रव्यादीनां च विज्ञानं विशेषो द्रव्यगोऽपरः॥
रसज्ञानं वमनार्थमध्यायो रेचनाय च।
द्रवद्रव्यविधिस्तद्वदन्नपानविधिस्तथा॥
सूचनात्सूत्रणाचैव सन्धानाद्यार्थसन्ततेः।
षट्चत्वारिंशदध्यायं सूत्रस्थानं प्रचक्षते॥३॥

વેદોત્પત્તિ, શિષ્યોપનયનીય, અધ્યયન-સંપ્રદાનીય, પ્રભાષણીય, અગ્રોપહરણીય, ઋતુચર્યા, યંત્રવિધિ, શસ્ત્રવિચારણીય, યોગ્યાસૂત્રીય, વિશિખાનુપ્રવેશનીય, ક્ષારપાકવિધિ, અગ્નિકર્મવિધિ, જલૌકવિચારણીય, શોણિતવર્ણનીય, દોષધાતુમલક્ષયવૃદ્ધિવિજ્ઞાનીય, કર્ણવ્યધબંધવિધિ, આમપક્વૈષણીય, વ્રણાલેપનબંધવિધિ, વ્રણિતોપાસનીય, હિતાહિતીય, વ્રણપ્રશ્ન, વ્રણસ્રાવવિજ્ઞાનીય, કૃત્યાકૃત્યવિધિ, વ્યાધિસમુદ્દેશીય, અષ્ટવિધશસ્ત્રકર્મણ્ય, પ્રણષ્ટશલ્યવિજ્ઞાનીય, શલ્યાપનયનીય, વિપરીતાવિપરીતવ્રણવિજ્ઞાનીય, વિપરીતાવિપરીતદૂતશકુનસ્વપ્નનિદર્શનીય, પંચેંદ્રિયાર્થવિપ્રતિપત્તિ, છાયાવિપ્રતિપત્તિ, સ્વભાવવિપ્રતિપત્તિ, અવારણીય, યુક્તસેનીય, આતુરોપક્રમણીય, મિશ્રક, ભૂમિપ્રવિભાગવિજ્ઞાનીય, દ્રવ્યસંગ્રહણીય, સંશોધનસંશમનીય, દ્રવ્યરસગુણવીર્યવિપાકવિજ્ઞાનીય, દ્રવ્યવિશેષવિજ્ઞાનીય, રસવિશેષવિજ્ઞાનીય, વમનદ્રવ્યવિકલ્પવિજ્ઞાનીય, વિરેચનદ્રવ્યવિકલ્પવિજ્ઞાનીય, દ્રવદ્રવ્યવિજ્ઞાનીય અને અન્નપાનવિધિ એ નામના છેતાળીસ અધ્યાયોથી સૂત્રસ્થાન ગોઠવેલું છે.

આ સ્થાનમાં આયુર્વેદ સંબંધી સઘળી બાબતોનો સંક્ષેપથી પ્રકાશ કર્યો છે, તે તે બાબતો સૌ સૌનાં યોગ્ય સ્થળોમાં નિવેશિત કરી છે, અને છૂટાછૂટા વિષયોને સાંધી દીધા છે, તેથી આ સ્થાન સૂત્રસ્થાન કહેવાય છે. ૩

### નિદાનસ્થાનના સોળ અધ્યાયોનાં નામ તથા 'નિદાનસ્થાન' શબ્દનો અર્થ

वातव्याधिकमर्शांसि साश्मरिश्च भगन्दरः।
कुष्ठमेहोदरा मूढविद्रध्यः परिसर्पणम्॥
ग्रन्थिवृद्धिभग्नशूकक्षुद्राश्च मुखरोगिकम्।
हेतुलक्षणनिर्देशान्निदानानीति षोडश॥४॥

વાતવ્યાધિનિદાન, અર્શોનિદાન, અશ્મરીનિદાન, ભગંદરનિદાન, કુષ્ઠનિદાન, પ્રમેહનિદાન, ઉદરવ્યાધિનિદાન, મૂઢગર્ભનિદાન, વિદ્રધિનિદાન, વિસર્પનાડીસ્તનરોગનિદાન, ગ્રંથ્યપચ્યર્બુદગલગંડનિદાન, વૃદ્ધ્યુપદંશશ્લીપદનિદાન, ક્ષુદ્રરોગનિદાન, શૂકદોષનિદાન, ભગ્નનિદાન અને મુખરોગનિદાન એ નામના સોળ અધ્યાયોથી નિદાનસ્થાન ગોઠવેલુ છે.

આ સ્થાનમાં તે તે રોગોની ઉત્પત્તિનાં કારણો અને તે તે રોગોનાં લક્ષણો બતાવેલાં છે, તેથી આ નિદાનસ્થાન કહેવાય છે. ૪

### શારીરસ્થાનના દશ અધ્યાયોનાં નામ તથા 'શારીરસ્થાન' શબ્દનો અર્થ

भूतचिन्ता रजःशुद्धिर्गर्भावक्रान्तिरेव च।
व्याकरणं च गर्भस्य शरीरस्य च यत् स्मृतम्॥
प्रत्येकं मर्मनिर्देशः शिरावर्णनमेव च।
शिराव्यधो धमनीनां गर्भिण्याव्याकृतिस्तथा॥

निर्दिष्टानि दर्शितानि शारीराणि महर्षिणा।
विज्ञानार्थं शरीरस्य भिषजां योगिनामपि ॥५॥

સર્વભૂતચિંતાશારીર, શુક્રશોણિતશુદ્ધિશારીર, ગર્ભાવક્રાંતિશારીર, ગર્ભવ્યાકરણશારીર, શરીરસંખ્યાવ્યાકરણશારીર, પ્રત્યેકમર્મનિર્દેશશારીર, શિરાવર્ણનશારીર, શિરાવ્યધવિધિશારીર, ધમનીવ્યાકરણશારીર અને ગર્ભિણીવ્યાકરણશારીર એ નામના દશ અધ્યાયોથી ભગવાન ધન્વંતરિએ શારીરસ્થાન ગોઠવેલું છે.

આ સ્થાનથી વૈદ્યોને અને યોગીઓને શરીરની અંદરની રચનાઓનું જ્ઞાન થાય છે, માટે આ સ્થાન શારીરસ્થાન કહેવાય છે. ૫

**ચિકિત્સાસ્થાનના ચાલીસ અધ્યાયનાં નામ તથા 'ચિકિત્સાસ્થાન' શબ્દનો અર્થ**

द्विव्रणीयो व्रणः सद्यो भग्नानां वातरोगिकम्।
महावातिकमर्शांसि साश्मरिश्च भगन्दरः ॥
कुष्ठानां महतां चापि मैहिकं पैडिकं तथा।
मधुमेहचिकित्सा च तथा चोदरिणामपि ॥
मूढगर्भचिकित्सा च विद्रधीनां विसर्पिणाम्।
ग्रन्थिवृद्ध्युपदंशानां तथा च क्षुद्ररोगिकम् ॥
शूकदोषचिकित्सा च तथा च मुखरोगिणाम्।
शोफस्यानागतानां च निषेधो मिश्रकं तथा ॥
वाजीकरं च यत्क्षीणे सर्वोपघातशमोऽपि च।
मेधायुष्करणं चापि स्वभावव्याधिवारणम् ॥
निवृत्तसन्तापकरं कीर्तितं च रसायनम्।
स्नेहोपयौगिकः स्वेदो वमने सविरेचने ॥
तयोर्व्यापच्चिकित्सा च नेत्रबस्तिविभागिकः।
नेत्रबस्तिविपत्सिद्धिस्तथाचोत्तरबस्तिकः ॥
निरूहक्रमसंज्ञश्च तथैवातुरसंज्ञकः।
धूमनस्यविधिश्चाध्यायश्चत्वारिंशदिति स्मृताः ॥
प्रायश्चित्तं प्रशमनं चिकित्सा शान्तिकर्म च।
पर्यायास्तस्य निर्दिष्टाश्चिकित्सास्थानमुच्यते ॥६॥

દ્વિવ્રણીયચિકિત્સિત, સદ્યોવ્રણચિકિત્સિત, ભગ્નચિકિત્સિત, વાતવ્યાધિચિકિત્સિત, મહાવાત વ્યાધિચિકિત્સિત, અર્શચિકિત્સિત, અશ્મરીચિકિત્સિત, ભગંદરચિકિત્સિત, કુષ્ઠચિકિત્સિત, મહાકુષ્ઠચિકિત્સિત, પ્રમેહચિકિત્સિત, પ્રમેહપિડિકાચિકિત્સિત, મધુમેહચિકિત્સિત, ઉદરચિકિત્સિત, મૂઢગર્ભચિકિત્સિત, વિદ્રધિચિકિત્સિત, વિસર્પનાડીસ્તનરોગચિકિત્સિત, ગ્રંથ્યપચ્યર્બુદગલગંડચિકિત્સિત, વૃદ્ધ્યુપદંશશ્લીપદચિકિત્સિત, ક્ષુદ્રરોગચિકિત્સિત, શૂકરોગચિકિત્સિત, મુખરોગચિકિત્સિત, શોફચિકિત્સિત, અનાગતાબાધપ્રતિષેધનીય,[1] મિશ્રકચિકિત્સિત, ક્ષીણબલીયવાજીકરણચિકિત્સિત, સર્વોપઘાતશમનીયરસાયન, મેધાયુષ્કામીયરસાયન, સ્વભાવવ્યાધિપ્રતિષેધનીયરસાયન, નિવૃત્તસંતાપનીયરસાયન, સ્નેહોપયૌગિકચિકિત્સિત, સ્વેદવચારણીયચિકિત્સિત, વમનવિરેચનસાધ્યોપદ્રવચિકિત્સિત, વમનવિરેચનવ્યાપચ્ચિકિત્સિત, નેત્રબસ્તિપ્રમાણપ્રવિભાગચિકિત્સિત, નેત્રબસ્તિવ્યાપચ્ચિકિત્સિત, અનુવાસનોત્તરબસ્તિચિકિત્સિત, નિરૂહક્રમચિકિત્સિત, આતુરોપદ્રવચિકિત્સિત અને ધૂમનસ્યકવલગ્રહચિકિત્સિત એ નામના ઉત્તમ ચાલીસ અધ્યાયોથી ચિકિત્સાસ્થાન ગોઠવેલું છે.

પ્રાયશ્ચિત્ત, પ્રશમન અને શાંતિકર્મ એ ચિકિત્સાના પર્યાય શબ્દો છે; અર્થાત્ રોગોના નિવારણનો વિધિ અથવા રોગોને શાંત કરનાર ઉપાયો અથવા રોગોને શાંત કરવાનાં કર્મો આ સ્થાનમાં કહેલ છે; તેથી આ સ્થાન ચિકિત્સાસ્થાન[1] કહેવાય છે. ૬

---

૧ કાયચિકિત્સાતંત્રનો મોટો ભાગ, રસાયનતંત્ર અને વાજીકરણતંત્ર આમાં આવી જાય છે; પણ ચિકિત્સાના નિયમે ભેગા કર્યાં છે.

### કલ્પસ્થાનના આઠ અધ્યાયોનાં નામ તથા 'કલ્પસ્થાન' શબ્દનો અર્થ

अन्नस्य रक्षा विज्ञानं स्थावरस्येतरस्य च।
सर्पदष्टविषज्ञानं तस्यैव च चिकित्सितम् ॥
दुंदुभेर्मूषिकाणां च कीटानां कल्प एव च।
अष्टौ कल्पाः समाख्याता विषभेषजकल्पनात् ॥
अध्यायानां शतं विंशमेवमेतदुदीरितम् ॥७॥

અન્નપાનરક્ષાકલ્પ, સ્થાવરવિષવિજ્ઞાનીય, જંગમવિષવિજ્ઞાનીય, સર્પદષ્ટવિષવિજ્ઞાનીય, સર્પદષ્ટકલ્પચિકિત્સિત, મૂષિકકલ્પ, દુંદુભિસ્વનીય અને કીટકલ્પ એ નામના આઠ અધ્યાયો કલ્પસ્થાનમાં ગોઠવેલા છે.

આ સ્થાનમાં વિષનાં ઔષધોની કલ્પના આપી છે; તેથી આ સ્થાન કલ્પસ્થાન[1] કહેવાય છે.

આ પાંચે સ્થાનોના અધ્યાયોનો સરવાળો કરતાં ૧૨૦ની સંખ્યા થાય છે. ૭

### ઉત્તરતંત્ર[2]ના છાસઠ અધ્યાયોનાં નામ તથા ઉત્તરતંત્રનો અર્થ

अतः परं स्वनाम्नैव तन्त्रमुत्तरमुच्यते ॥
अधिकृत्य कृतं यस्मात्तन्त्रमेतदुपद्रवान् ।
औपद्रविक इत्येष तस्माद्यत्वान्निरुच्यते ॥
सन्धौ वर्त्मनि शुक्ले च कृष्णे सर्वत्र दृष्टिषु ।
संविज्ञानार्थमध्याया गदानां तु प्रति प्रति ॥
चिकित्साप्रविभागीयो वाताभिष्यन्दवारणः ।
पैत्तस्य श्लैष्मिकस्यापि रौधिरस्य तथैव च ॥
लेख्यभेद्यनिषेधो च छेद्यानां वर्त्मदृष्टिषु ।
क्रियाकल्पोऽभिघातश्च कर्णोत्थास्तच्चिकित्सितम् ॥
घ्राणोत्थानां च विज्ञानं तद्वद्प्रतिषेधनम् ।
प्रतिश्यायनिषेधश्च शिरोगदविवेचनम् ।
चिकित्सा तद्गदानां च शालाक्यं तन्त्रमुच्यते ॥
नवग्रहाकृतिज्ञानं स्कन्दस्य च निषेधनम् ।
अपस्मारशकुन्योश्च रेवत्याश्च पुनः पृथक् ॥
पूतनायास्तथान्धाया मण्डिका शीतपूतना ।
नैगमेषचिकित्सा च ग्रहोत्पत्तिः सयोनिजा ।
कौमारतन्त्रमित्येतच्छारीरेषु च कीर्तितम् ॥
ज्वरातिसारशोषाणां गुल्महृद्रोगिणामपि ।
पाण्डूनां रक्तपित्तस्य मूर्छायाः पानजाश्च ये ॥
तृष्णायाश्छर्दिहिक्कानां निषेधः श्वासकासयोः ।
स्वरभेदचिकित्सा च कृम्युदावर्तिनोः पृथक् ॥
विसूचिकारोचकयोर्मूत्राघातविकृच्छ्रयोः ।
इति कायचिकित्सायाः शेषमत्र प्रकीर्तितम् ॥
अमानुषनिषेधश्च तथापस्मारिकोऽपरः ।
उन्मादप्रतिषेधश्च भूतविद्या निरुच्यते ॥
रसभेदाः स्वस्थवृत्तिर्युक्तयस्तान्त्रिकाश्च याः ।
दोषभेदा इति ज्ञेया अध्यायास्तन्त्रभूषणाः ॥
श्रेष्ठत्वादुत्तरं ह्येतत्तन्त्रमाहुर्महर्षयः ।
बह्वर्थसंग्रहाच्छ्रेष्ठमुत्तरं चापि पश्चिमम् ॥८॥

ઉપર કહેલાં પાંચે સ્થાનોરૂપ પૂર્વતંત્ર પછીનું તંત્ર ઉત્તરતંત્ર કહેવાય છે. આ તંત્ર કે જે અવશિષ્ટ ઉપદ્રવો(રોગો)રૂપ વિષયને લઈને કરેલુ છે, તેના આરંભરૂપ હોવાથી તેના પહેલા અધ્યાયનું નામ ઔપદ્રવિક છે. (તે પછી તો જે જે અધ્યાયમાં જે જે રોગનું કે વિષયનું સારી રીતે વિજ્ઞાન આપેલુ છે, તે તે રોગ કે વિષય ઉપરથી તે તે અધ્યાયનું નામ રાખેલુ છે.)

ઔપદ્રવિક, સંધિગતરોગવિજ્ઞાનીય, વર્ત્મગતરોગવિજ્ઞાનીય, શુક્લગતરોગાવિજ્ઞાનીય, કૃષ્ણગતરોગવિજ્ઞાનીય, સર્વગતરોગવિજ્ઞાનીય, દૃષ્ટિગતરોગવિજ્ઞાનીય, ચિકિત્સિતપ્રવિભાગવિજ્ઞાનીય, વાતાભિષ્યંદપ્રતિષેધ, પિત્તાભિષ્યંદપ્રતિષેધ,

---

૧ અગદતંત્ર કલ્પસ્થાનમા આવી જાય છે.

૨ કેટલાક વૈદ્યો ઉત્તરતંત્ર પાછળથી ઉમેરાયું હોય તેમ માને છે, પણ શલ્યતંત્ર ઉપરાંત अत्रै अपरैः એટલે બીજાં અહીં હું પણ લાવ્યો છું એમ સ્વયં ભગવાન ધન્વંતરિ કહે છે. માટે ઉત્તરતંત્ર એ મૂળ જ છે, કોઈએ વધારેલું–સુધારેલું નથી.

શ્લેષ્માભિષ્યંદપ્રતિષેધ, રક્તાભિષ્યંદપ્રતિષેધ, લેખ્યરોગપ્રતિષેધ, ભેદ્યરોગપ્રતિષેધ, છેદ્યરોગપ્રતિષેધ, પક્ષ્મકોપપ્રતિષેધ, દષ્ટિગતરોગપ્રતિષેધ, ક્રિયાકલ્પનયનાભિઘાતપ્રતિષેધ, કર્ણગતરોગવિજ્ઞાનીય, કર્ણગતરોગપ્રતિષેધ, નાસાગતરોગવિજ્ઞાનીય, નાસાગતરોગપ્રતિષેધ, પ્રતિશ્યાયપ્રતિષેધ, શિરોરોગવિજ્ઞાનીય અને શિરોરોગપ્રતિષેધ એ છવ્વીશ અધ્યાયો શાલાક્યતંત્રરૂપ છે. (આ તંત્રને લગતા મુખરોગનિદાન તથા મુખરોગચિકિત્સિત આદિ કેટલાએક વિષયો પૂર્વતંત્રમાં પણ કહ્યા છે.)

નવગ્રહાકૃતિવિજ્ઞાનીય, સ્કંદગ્રહપ્રતિષેધ, સ્કંદાપસ્મારપ્રતિષેધ, શકુનીપ્રતિષેધ, રેવતીપ્રતિષેધ, પૂતનાપ્રતિષેધ, અંધપૂતનાપ્રતિષેધ, શીતપૂતનાપ્રતિષેધ, મુખમંડિકાપ્રતિષેધ, નૈગમેષપ્રતિષેધ, ગ્રહોત્પત્તિ અને યોનિવ્યાપત્પ્રતિષેધ આ બાર અધ્યાયો કૌમારભૃત્યતંત્રરૂપ છે. શારીરસ્થાનમાં કૌમારભૃત્યતંત્રના કેટલાએક વિષયો કહ્યા[1] છે.

જ્વરપ્રતિષેધ, અતીસારપ્રતિષેધ, શોષપ્રતિષેધ, ગુલ્મપ્રતિષેધ, હૃદ્રોગપ્રતિષેધ, પાંડુરોગપ્રતિષેધ, રક્તપિત્તપ્રતિષેધ, મૂર્છાપ્રતિષેધ, પાનાત્યયપ્રતિષેધ, તૃષ્ણાપ્રતિષેધ, છર્દિપ્રતિષેધ, હિક્કાપ્રતિષેધ, શ્વાસપ્રતિષેધ, કાસપ્રતિષેધ, સ્વરભેદપ્રતિષેધ, કૃમિરોગપ્રતિષેધ, ઉદાવર્ત્તપ્રતિષેધ, વિસૂચિકાપ્રતિષેધ, અરોચકપ્રતિષેધ, મૂત્રાઘાતપ્રતિષેધ અને મૂત્રદોષપ્રતિષેધ આ એકવીસ અધ્યાયો કાયચિકિત્સાતંત્રના શેષભાગરૂપ છે.[2]

અમાનુષપ્રતિષેધ, અપસ્મારપ્રતિષેધ અને ઉન્માદપ્રતિષેધ એ ત્રણ અધ્યાયો ભૂતવિદ્યાતંત્રરૂપ છે.

રસભેદવિકલ્પ, સ્વસ્થવૃત્ત, તંત્રયુક્તિ અને દોષભેદવિકલ્પ આ ચાર અધ્યાયો સઘળા આયુર્વેદના શણગારરૂપ છે. કુલ અધ્યાય ૬૬.

આ તંત્ર ઘણા વિષયોના સંગ્રહવાળું હોવાને લીધે શ્રેષ્ઠ છે; અથવા પાંચે સ્થાનોની પાછળ છે, તેથી મોટા ઋષિઓ આ તંત્રને ઉત્તરતંત્ર કહે છે. ૮

આયુર્વેદનાં આઠે અંગોનો સમાવેશ

शालाक्यतंत्रं कौमारं चिकित्सा कायिकी च या ।
भूतविद्येति चत्वारि तन्त्रे तूत्तरसंज्ञिते ॥
वाजीकरं चिकित्सासु रसायनविधिस्तथा ।
विषतन्त्रं पुनः कल्पाः शल्यज्ञानं समन्ततः ॥९॥

શાલાક્યતંત્ર, કૌમારભૃત્યતંત્ર, કાયચિકિત્સાતંત્ર[1] તથા ભૂતવિદ્યાતંત્ર એ ચાર અંગો ઉત્તરતંત્રમાં છે, વાજીકરણતંત્ર તથા રસાયનતંત્ર નામનાં અંગો ચિકિત્સાસ્થાનમાં છે. અગદતંત્ર નામનું અંગ કલ્પસ્થાનમાં છે અને શલ્યતંત્ર નામનું અંગ તો સર્વત્ર[2] વ્યાપ્ત છે.૯

ગ્રંથના અભ્યાસની ઉપયોગિતા

इत्यष्टाङ्गमिदं तन्त्रमादिदेवप्रकाशितम् ।
विधिनाधीत्य युञ्जाना भवन्ति प्राणदा भुवि ॥
एतदवश्यमध्येयमधीत्य च कर्माप्यवश्यमुपासितव्यमुभयज्ञो हि भिषग्राजार्हो भवति ॥

भवन्ति चात्र ॥

यस्तु केवलशास्त्रज्ञः कर्मस्वपरिनिष्ठितः ।
स मुह्यत्यातुरम्प्राप्य प्राप्य भीरुरिवाहवम् ॥
यस्तु कर्मसु निष्णातो धाष्टर्याच्छास्त्रबहिष्कृतः ।
स सत्सु पूजां नाप्नोति वधं चार्हति राजतः ॥
उभावेतावनिपुणावसमर्थौ स्वकर्मणि ।
अर्धवेदधरावेतावेकपक्षाविव द्विजौ ॥

૧ શુક્રશોણિતશુદ્ધિ અને ગર્ભાવક્રાંતિ ઇત્યાદિ.
૨ કેમકે કાયચિકિત્સાનો કેટલોક ભાગ પૂર્વતંત્રમાં કહ્યો છે.

૧ કાયચિકિત્સાતંત્રનો અવશિષ્ટ ભાગ.
૨ (પાચે સ્થાનમાં.)

औषध्योऽमृतकल्पास्तु शस्त्राशनिविषोपमाः ।
भवन्त्यज्ञैरुपहृतास्तस्मादेतौ विवर्जयेत् ॥
स्नेहादिष्वनभिज्ञो यच्छेदादिषु च कर्मसु ।
स निहन्ति जनं लोभात् कुवैद्यो नृपदोषतः ॥
यस्तूभयज्ञो मतिमान् समर्थोऽर्थसाधने ।
आहवे कर्म निर्वोढुं द्विचक्रः स्यन्दनो यथा ॥१०

આ પ્રમાણે ભગવાન ધન્વંતરિએ પ્રકટ કરેલા આ શાસ્ત્રને વિધિપૂર્વક જાણીને જેઓ તેમાં કહેલા પ્રયોગો કરે, તેઓ પૃથ્વીમાં લોકોને જીવતદાન દેનારા થાય છે.

આ ગ્રંથ અવશ્ય જાણવો જોઈએ અને જાણીને તેમાં કહેલી ક્રિયાઓનો પણ અવશ્ય અભ્યાસ કરવો જોઈએ. શાસ્ત્ર અને ક્રિયા એ બન્નેને જાણનારો વૈદ્ય રાજાને યોગ્ય થાય છે.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે કે, 'જે પુરુષ કેવળ શાસ્ત્રને જાણતો હોય, પણ ક્રિયાઓમાં નિપુણ ન હોય (ક્રિયાઓમાં કેળવાયેલો ન હોય) તે પુરુષ, જેમ બીકણ પુરુષ સંગ્રામને પ્રાપ્ત થઈને ગભરાઈ જાય છે તેમ રોગીને પ્રાપ્ત થઈને ગભરાઈ જાય છે. જે પુરુષ કેવળ ક્રિયાઓમાં જ કેળવાયેલો હોય, પણ તેટલાથી જ પોતાને કૃતાર્થ માની લેવારૂપ ધૃષ્ટતાને લીધે શાસ્ત્રથી બહિર્મુખ હોય, તે પુરુષ (શાસ્ત્રનું જ્ઞાન નહિ છતાં કેવળ ક્રિયાઓના અભ્યાસને લીધે ક્રિયાઓ કરનારો પુરુષ) વિદ્વાનોમાં પ્રશંસાપાત્ર થતો નથી. એવા પુરુષનો રાજાએ વધ જ કરવો જોઈએ. ક્રિયાઓનો અભ્યાસી નહિ છતાં કેવળ શાસ્ત્રના અભ્યાસવાળા અને શાસ્ત્રનો અભ્યાસી નહિ છતાં કેવળ ક્રિયાઓના અભ્યાસવાળા એ બન્ને પુરુષો અશિક્ષિત અને અર્ધજ્ઞાનવાળા હોવાથી એક એક પાખવાળાં બે પક્ષીઓની પેઠે પોતાના કામમાં અશક્ત છે. ઔષધિઓ જાતે અમૃત જેવી હોય, તોપણ શાસ્ત્રજ્ઞાન વગરના તથા ક્રિયાભ્યાસ વગરના માણસોના હાથથી દેવામાં આવે તો તેઓ શસ્ત્રો જેવી, વજ્રપાત જેવી અને વિષ જેવી થઈ પડે[1] છે, માટે શાસ્ત્રજ્ઞાન વગરના વૈદ્યનો પણ ત્યાગ કરવો અને ક્રિયાજ્ઞાન વગરના વૈદ્યનો પણ ત્યાગ કરવો. જે વૈદ્ય શાસ્ત્રનો અભ્યાસી છતાં પણ સ્નેહનાદિક તથા છેદાદિક ક્રિયાઓમાં અજાણ્યો હોય, તે કુવૈદ્ય જ છે અને તે કુવૈદ્ય રાજાના દોષને લીધે (અટકાયત નહિ કરવારૂપ રાજાના અપરાધને લીધે) લોભથી માણસને મારી નાખે છે. જેમ બન્ને પૈડાંવાળો રથ સંગ્રામમાં પોતાનું કામ પાર પાડવા સમર્થ થાય છે, તેમ શાસ્ત્રાભ્યાસ અને ક્રિયાભ્યાસ એ બન્ને અભ્યાસવાળો વિદ્વાન સંકટના સમયમાં પણ પોતાનું કામ પાર પાડવાને સમર્થ થાય છે. ૧૦

### શાસ્ત્ર ભણવા-ભણાવવાનો પ્રકાર

अथ वत्स तदेतदध्येयं यथा तथोपधारय मया प्रोच्यमानम् । अथ शुचये कृतोत्तरासङ्गायाव्याकुलायोपस्थितायाध्ययनकाले शिष्याय यथाशक्ति गुरुरुपदिशेत् पदं पादं श्लोकं वा ते च पदपादश्लोका भूयः क्रमेणानुसन्धेयाः, एवमेकैकशो घटयेदात्मना चानुपठेत् । अद्रुतमविलम्बितमविशङ्कितमननुनासिकं व्यक्ताक्षरमपीडितवर्णमक्षिभ्रुवौष्ठहस्तैरनभिनीतं सुसंस्कृतं नात्युच्चैर्नातिनीचैश्च स्वरैः पठेन्न चान्तरेण कश्चिद्व्रजेत्तयोरधीयानयोः ॥

भवतश्चात्र ॥
शुचिर्गुरुपरो दक्षस्तन्द्रानिद्राविवर्जितः ।
पठेदेतेन विधिना शिष्यः शास्त्रान्तमाप्नुयात् ॥

[1] ઊર્ધ્વભાગની, અધોભાગની અને બન્ને ભાગની અથવા સંશોધન ઔષધની, પાચન ઔષધની અને સંશમન ઔષધની વ્યાપત્તિઓ દેખાડવા માટે શાસ્ત્રની, વજ્રપાતની અને વિષની ઉપમાઓ આપી છે, એમ કેટલાક કહે છે (ડલ્હન)

वाक्सौष्ठवेऽर्थविज्ञाने प्रागल्भ्ये कर्मनैपुणे।
तदभ्यासे च सिद्धौ च यतेताध्ययनान्तगः ॥११॥

પુત્ર સુશ્રુત! હવે આ શાસ્ત્ર જે પ્રકારથી ભણાવવું તથા ભણવું જોઈએ તે પ્રકાર કહું છું તે સાંભળો. આવશ્યક નિત્યકર્મો કરવાથી પવિત્ર થયેલા, જેણે ઉત્તરીય વસ્ત્ર ધારણ કર્યું હોય એવા અને એકાગ્ર ચિત્તવાળા શિષ્યને સમીપમાં બેસાડી ગુરુએ તેની શક્તિ પ્રમાણે પદનો, પાદનો અથવા આખા શ્લોકનો ઉપદેશ કરવો અને પાછાં તે પદો, પાદો અથવા શ્લોકો ક્રમથી યાદ રખાવવાં. આ પ્રમાણે જ એકએકની અન્વયયોજના કરાવવી અને પાછળથી ગુરુએ પોતે પણ સઘળું બોલી સંભળાવવું. શિષ્યે પદ વગેરેના ઉચ્ચારણમાં બહુ ઉતાવળ કરવી નહિ, બહુ વિલંબ કરવો નહિ, ભય ન રાખવો, ञमङ्णन એ અનુનાસિક અક્ષરો સિવાય બીજા અક્ષરો અનુનાસિક (ગૂંગણા) બોલવા નહિ. અક્ષરો સ્પષ્ટ સંભળાય તેમ કરવું. અક્ષરો પર ભાર દેવો નહિ. આંખોથી, ભ્રૂકુટિઓથી, હોઠોથી કે હાથોથી બતાવ્યા કરવા નહિ, સારી રીતે શુદ્ધ બોલવું અને બહુ ઊંચો સ્વર કે બહુ નીચો સ્વર રાખવો નહિ, પણ મધ્યમ સ્વર રાખવો. જ્યારે અધ્યયન ચાલતું હોય, ત્યારે ગુરુ અને શિષ્યની વચમાં થઈને કોઈ પણ નીકળે નહિ એવી ગોઠવણ હોવી જોઈએ.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે કે, 'જે શિષ્ય પવિત્ર રહી, ગુરુભક્ત રહી, ઉદ્યોગી રહી અને આલસ્યથી તથા અસમયની નિદ્રાથી રહિત થઈ ઉપર કહેલા પ્રકારથી અધ્યયન કરે, તે શિષ્ય શાસ્ત્રનો પાર પામે છે. અધ્યયન પૂરું થઈ ગયા પછી વાણીની સ્પષ્ટતામાં, અર્થના વિજ્ઞાનમાં, દૃઢ ઉત્સાહીપણામાં, ક્રિયાઓની પૂરી કસરતમાં, ક્રિયાઓની ચાતુરીમાં, ક્રિયાઓ નજરે જોવામાં અને ધારેલી બાબતો પાર પાડવામાં યત્ન કરવો.' ૧૧

## અધ્યાય ૪ થો

### ઉપક્રમ

अथातः प्रभापणीयमध्यायं व्याख्यास्यामः।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'પ્રભાપણીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

**શાસ્ત્રાધ્યયન પછી અર્થનું વ્યાખ્યાન અને શ્રવણ**

अधिगतमप्यध्ययनमप्रभापितमर्थतः खरस्य चन्दनभार इव केवलं परिश्रमकरं भवति ॥

भवति चात्र ॥

यथा खरश्चन्दनभारवाही भारस्य वेत्ता न तु चन्दनस्य।

एवं हि शास्त्राणि बहून्यधीत्य चार्थेषु मूढाः खरवद्वहन्ति ॥

तस्मात्सर्विंशमध्यायशतमनुपदपादश्लोकार्द्धश्लोकमनुवर्णयितव्यमनुश्रोतव्यं च। कस्मात्सूक्ष्मा हि द्रव्यरसगुणवीर्यविपाकदोषधातुमलाशयमर्मशिरास्नायुसन्ध्यस्थिगर्भसम्भवद्रव्यसमूहविभागास्तथा प्रनष्टशल्योद्धरणव्रणविनिश्चयभग्नविकल्पाः साध्ययाप्यप्रत्याख्येयता च विकाराणामेवमादयश्चान्ये विशेषाः सहस्रशो ये विचिन्त्यमाना विमलविपुलबुद्धेरपिबुद्धिमाकुलीकुर्युः किं पुनरल्पबुद्धेः। तस्मादवश्यमनुपदपादश्लोकार्द्धश्लोकमनुवर्णयितव्यमनुश्रोतव्यं च ॥२॥

શાસ્ત્રને ગુરુના મુખથી અર્થ સહિત શીખી

[1] શાસ્ત્રનું અર્થ સહિત અધ્યયન કરી લીધા પછી તે શાસ્ત્રનું પાછું અર્થથી વ્યાખ્યાન કરવું એ પ્રભાપણ કહેવાય છે. પ્રભાપણને ઉદ્દેશીને કરેલો અધ્યાય તે પ્રભાપણીય

લીધા પછી પોતાની મેળે પણ તે શાસ્ત્રના અર્થનું વ્યાખ્યાન કરવું. જે શાસ્ત્ર ભણ્યા છતાં પણ ઉપર પ્રમાણે અર્થથી પ્રભાવિત ન થયું હોય, તે શાસ્ત્ર જેમ ગધેડાને ચંદનનાં કાષ્ઠોનો બોજો કેવળ પરિશ્રમ આપનાર જ થાય છે તેમ ભણનારને પરિશ્રમ આપનાર જ થાય છે.

કહ્યું છે કે, 'જેમ ચંદનનાં કાષ્ઠોના બોજાઓને ઉપાડનારા ગધેડાઓ કેવળ ભારને જ જાણે છે, પણ ચંદનોના ચમત્કારને જાણતા નથી, તેમ ઘણાં શાસ્ત્રોનું અધ્યયન કર્યા છતાં પણ તે શાસ્ત્રોનું અર્થથી પ્રભાપણુ ન કરેલું હોવાથી અર્થોમાં મૂઢ રહેલા લોકો શાસ્ત્રોના બોજાને જ ઉપાડે છે, પણ શાસ્ત્રોના ચમત્કારને જાણતા નથી.'

આ કારણથી પાંચે તંત્રોના અને ઉત્તરતંત્રના દરેક પદનું, દરેક પાદનું, દરેક શ્લોકાર્ધનું અને દરેક શ્લોકનું ઉપર કહ્યા પ્રમાણે જાતે વ્યાખ્યાન કરવું અને ગુરુના તથા બીજાના મોઢેથી પણ સાંભળવું; કેમ કે દ્રવ્યો, રસો, ગુણો, વીર્યો, વિપાકો, દોષો, ધાતુઓ, ઉપધાતુઓ, મળો, આશયો, મર્મો, શિરાઓ, સ્નાયુઓ, સંધિઓ, અસ્થિઓ અને ગર્ભને ઉત્પન્ન કરનારા પદાર્થોના સમુદાયના વિભાગો,[1] તેમ જ ચામડી વગેરેમાં ગુમ થઈ ગયેલાં શલ્યોને કાઢવાના ભેદો અને રોગોનાં સાધ્યપણાં, યાપ્યપણાં તથા અસાધ્યપણાં વગેરે બીજા પણ કેટલાક પ્રકારો એવા સૂક્ષ્મ છે કે જેઓ હજાર હજાર વાર વિચારતાં છતાં પણ અને વિચારનારો નિર્મળ તથા મોટી બુદ્ધિવાળો છતાં પણ તેની બુદ્ધિને વ્યાકુળ કરી નાખે, ત્યારે તે અલ્પ બુદ્ધિવાળાની બુદ્ધિને વ્યાકુળ કરી નાખે તેમાં તો કહેવું જ શું ! એટલા માટે દરેક પદનું, દરેક પાદનું, દરેક શ્લોકાર્ધનું તથા દરેક શ્લોકનું અર્થથી જાતે વ્યાખ્યાન કરવું અને ગુરુના તથા બીજાના મોઢેથી પણ તેવું વ્યાખ્યાન સાંભળવું. ૨

**બીજાં શાસ્ત્રોનું જ્ઞાન મેળવવાની રીત**

अन्यशास्त्रविषयोपपन्नानां चार्थानामिहोपनीतपतितानामर्थवशात्तेषां तद्विद्येभ्य एव व्याख्यानमनुश्रोतव्यं कस्मान्न ह्येकस्मिञ्छास्त्रे शक्यः सर्वशास्त्राणामवरोधः कर्तुम् ॥

भवन्ति चात्र ।

एकं शास्त्रमधीयानो न विद्याच्छास्त्रनिश्चयम् ।
तस्माद्बहुश्रुतः शास्त्रं विजानीयाच्चिकित्सकः ।
शास्त्रं गुरुमुखोद्गीर्णमादायोपास्य चासकृत् ।
यः कर्म कुरुते वैद्यः स वैद्योऽन्ये तु तस्कराः ॥
औषधेनवमौरभ्रं सौश्रुतं पौष्कलावतम् ।
शेषाणां शल्यतन्त्राणां मूलान्येतानि निर्दिशेत् ॥ ३

વ્યાકરણ, સાંખ્ય, તર્ક તથા જ્યોતિષ ઇત્યાદિ બીજાં શાસ્ત્રોના અમુક વિષયો કે જેઓ પ્રયોજનને લીધે આ શાસ્ત્રમાં દાખલ કરવા પડ્યા છે, તેમનું વ્યાખ્યાન તે તે શાસ્ત્રોના પંડિતોની પાસેથી જ સાંભળવું કે જેથી તે વિષયોનું સંપૂર્ણ જ્ઞાન મળે. કેવળ આ શાસ્ત્ર ભણવાથી તે વિષયોનું સંપૂર્ણ જ્ઞાન મળી શકે એમ નથી; કેમ કે એક શાસ્ત્રમાં સર્વ શાસ્ત્રોનું પૂરું સંકલન કરી શકાતું નથી.

આ વિષયોના શ્લોકોમાં વિદ્વાનોએ કહ્યું છે કે, 'જે પુરુષ એક જ શાસ્ત્ર ભણે તેને તે શાસ્ત્રનો

---

[1] સ્થાવરાદિક ઓષધિઓ દ્રવ્યો કહેવાય છે. મધુર આદિ ૭ રસો કહેવાય છે. ગુરુ આદિ ગુણો કહેવાય છે. શીત તથા ઉષ્ણ એમ બે પ્રકારનું વીર્ય છે. આઠ પ્રકારનું પણ કહેવામાં આવશે મધુર તથા કટુ એમ બે પ્રકારના વિપાક છે. વાત, પિત્ત તથા કફ એ દોષો કહેવાય છે. રસ તથા રક્ત આદિ ધાતુઓ કહેવાય છે. વિષ્ઠા, મૂત્ર તથા ચીપડા આદિ મળો કહેવાય છે આશયો ૭ છે અને સ્ત્રીના શરીરમાં ગર્ભાશય નામનો આઠમો પણ આશય છે. મર્મો ૧૦૭ છે, શિરાઓ ૭૦૦ છે, સ્નાયુઓ ૯૦૦ છે, સંધિઓ ૨૧૦ છે, અસ્થિઓ ૩૦૦ છે. કેટલાક ખાટો વિપાક પણ ગણે છે.

પણ પૂરો નિશ્ચય થાય નહિ; માટે વૈદ્યે આ શાસ્ત્ર ભણ્યા પછી બીજાં પણ ઘણાં શાસ્ત્રો સાંભળીને આ શાસ્ત્રનો પાકો નિશ્ચય કરવો. જે વૈદ્ય ગુરુના મુખથી શાસ્ત્રનું ગ્રહણ કરી અને પછી વારંવાર અર્થથી તેનો અભ્યાસ કરીને ચિકિત્સા કરે, તે જ ખરો વૈદ્ય કહેવાય. બીજા વૈદ્યો તો વૈદ્યના બહાનાથી રોગીઓની પાસેથી ધન હરનારા તથા રોગીઓના પ્રાણોનો વિનાશ કરનારા હોવાથી એક જાતના ચોર જ છે. ઔપધેનવ, ઔરભ્ર અને પૌષ્કલાવત એ ત્રણ તંત્રો આ સુશ્રુતતંત્રના જેવાં જ છે અને સઘળાં શલ્યતંત્રોનાં મૂળરૂપ છે; માટે આ તંત્રના વિષયોની એ ત્રણ તંત્રોના વિષયોની સાથે મેળવણી કરીને જ જે કાંઈ મિથ્યા જ્ઞાનો તથા સંશયજ્ઞાનો રહી જતાં હોય અથવા રહી ગયાં હોય તેમનું નિવારણ કરવું.' ૩

## અધ્યાય ૫ મો

### ઉપક્રમ

अथातोऽग्रोपहरणीयमध्यायं व्याख्यास्यामः॥१

હવે શિષ્યોના પૂછવાથી 'અગ્રોપહરણીય'[૨] નામના અધ્યાયનું વ્યાખ્યાન તે પ્રમાણે કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### કર્મોના ત્રણ પ્રકાર તથા શસ્ત્રક્રિયાનો ઉપદેશ

त्रिविधं कर्म। पूर्वकर्म प्रधानकर्म पश्चात्कर्मेति। तद्व्याधिं प्रति प्रत्युपदेक्ष्यामः। अस्मिञ्छास्त्रे शस्त्रकर्मप्राधान्याच्छस्त्रकर्मैव तावत्पूर्वमुपदेक्ष्यामस्तत्सम्भारांश्च ॥२॥

પૂર્વકર્મ (મુખ્યકર્મ કરતા પહેલાં તેના સાધનરૂપે કરવાનું કર્મ), પ્રધાનકર્મ (મુખ્યકર્મ), અને પશ્ચાત્કર્મ (મુખ્યકર્મ કર્યા પછી કરવાનું કર્મ) એ રીતે ત્રણ પ્રકારનું કર્મ છે.* તેનો ઉપદેશ અહીં પણ કરવામાં આવે, તો ગ્રંથનો વિસ્તાર થઈ જાય; માટે તે તે વ્યાધિઓના પ્રકરણમાં કરવામાં આવશે. હાલ પ્રથમ તો આ આ શાસ્ત્રમાં શસ્ત્રકર્મ જ મુખ્ય છે, માટે તે કર્મનો અને તે કર્મની સામગ્રીઓનો ઉપદેશ કરીએ છીએ. ૨

### શસ્ત્રકર્મના આઠ પ્રકાર અને તેની સામગ્રીઓ

तच्च शस्त्रकर्माष्टविधम्। तद्यथा। छेद्यं भेद्यं लेख्यं वेध्यमेष्यमाहार्यं विस्राव्यं सीव्यमिति ॥

अतोऽन्यतमं कर्म चिकीर्षता वैद्येन पूर्वमेवोपकल्पयितव्यानि। तद्यथा। यन्त्रशस्त्रक्षाराग्निशलाकाशृङ्गजलौकालाबूजाम्बवोष्ठपिचुप्रोतसूत्रपत्रपट्टमधुघृतवसापयस्तैलतर्पणकषायालेपनकल्कव्यजनशीतोष्णोदककटाहादीनि परिकर्मिणश्च स्निग्धाः स्थिरा बलवन्तः ॥ ३ ॥

છેદ્ય,[૧] ભેદ્ય,[૨] લેખ્ય,[૩] વેધ્ય,[૪] એષ્ય,[૫]

---

૧ આ તંત્રો લભ્ય નથી, પરંતુ સુશ્રુતસંહિતાનો નાગાર્જુને પ્રતિસંસ્કાર કરેલો છે, તેથી તે ઊણપ સંભવતી નથી.

૨ કર્મ કરવાની પહેલાં તૈયાર રાખવાની યંત્ર આદિ સામગ્રીઓ વિષેનો.

* કેટલાક કહે છે કે, 'લંઘનથી માંડીને વિરેચન પર્યંત જે કર્મ છે તે ત્રણનું પૂર્વકર્મ છે, પાચન તથા રોપણ એ પ્રધાનકર્મ છે અને બળને, વર્ણને તથા અગ્નિને ઠીક કરવા એ પશ્ચાત્કર્મ છે.' કેટલાક કહે છે કે, 'શોધન કરવાનું હોય તો તેમાં પાચન, સ્નેહન તથા સ્વેદન એ પૂર્વકર્મ છે. વમન, વિરેચન, પિચકારી, નસ્ય તથા ફસ ખોલવી એ પ્રધાનકર્મ છે અને રાબ વગેરે અન્ન દેવું એ પશ્ચાત્કર્મ છે.' કેટલાક કહે છે કે, 'વ્યાધિની ઉત્પત્તિ પહેલાં ચયથી તે પૂર્વરૂપ સુધીમાં કરવાની જે ક્રિયા છે, તે પૂર્વકર્મ છે. વ્યાધિની ઉત્પત્તિ પછી કરવાની જે ક્રિયા છે, તે પ્રધાનકર્મ છે અને વ્યાધિ મટી ગયા પછી જે ઉપચારો કરવાના છે તે પશ્ચાત્કર્મ છે.' પૂર્વકર્મની ક્રિયા પરથી સમજાશે કે સર્જને મેડીસીન કાયચિકિત્સા અવશ્ય જાણવી જ જોઈએ.

૧ છેદ્ય એટલે કાપીને જુદું કરવું—એમ્પ્યુટેશન.

૨ ભેદ્ય એટલે કાપ મૂકવો—ઈન્સીઝન.

૩ લેખન—સ્ક્રેપિંગ.

આહાર્ય,[૬] વિસ્રાવ્ય[૭] અને સીવ્ય[૮] એ શસ્ત્રકર્મના આઠ પ્રકાર[૯] છે. એમાંનું કોઈ કર્મ કરવું હોય, ત્યારે વૈદ્યે પ્રથમથી જ યંત્રો, શસ્ત્રો, ક્ષારો, અગ્નિ, શલાકાઓ (સળીઓ), શિંગડાં, જળો નામનાં જીવ, તુંબડાં, જાંબવોષ્ઠ,[૧૦] રૂ, વસ્ત્ર વગેરેનાં પોતાં, સૂતર, પાંદડાં, પટ્ટીઓ, મધ, ઘી, ચરબી, દૂધ, તેલ, તર્પણ,[૧૧] કાથો, લેપો, કલ્કો[૧૨], પંખાઓ, ઠંડું જળ, ઊનું જળ તથા લોઢાનાં કડાયાં ઇત્યાદિક સામગ્રીઓ તૈયાર રાખવી.[૧૩]

તેમ જ પ્રીતિવાળા, દઢ મનવાળા તથા શારીરબળવાળા (સર્વ કાર્યો કરી શકે એવા) પરિચારકો (સેવકો–સારવાર કરનારાઓ) પણ તૈયાર રાખવા. ૩

### શસ્ત્રકર્મ કરાવનારનો વિધિ અને વૈદ્યનો શસ્ત્ર નાખવા-કાઢવાનો પ્રકાર

ततः प्रशस्तेषु तिथिकरणमुहूर्तनक्षत्रेषु दध्यक्षतान्नपानरत्नैरग्निं विप्रान् भिषजश्चार्चयित्वा कृतबलिमङ्गलस्वस्तिवाचनं लघु भुक्तवन्तं प्राङ्मुखमातुरमुपवेश्य यन्त्रयित्वा प्रत्यङ्मुखो वैद्यो मर्मशिरास्नायुसन्ध्यस्थिधमनीः परिहरन्ननुलोमं शस्त्रं निदध्यादापूयदर्शनात्सकृदेवापहरेच्छस्त्रमाशु च । महत्स्वपि च पाकेषु द्व्यङ्गुलं त्र्यङ्गुलं वा शस्त्रपदमुक्तम् ॥ ४ ॥

પછી જોશી લોકોને પૂછી જે દિવસે તિથિ, કરણ તથા નક્ષત્રનો સારો યોગ હોય, તે દિવસે શુભ મુહૂર્તમાં રોગીના હાથે દહીં, અક્ષત, અન્નપાન તથા રત્નો વડે અગ્નિની, બ્રાહ્મણોની તથા વૈદ્યોની પૂજા કરાવી, તે રોગીનું સ્વસ્તિવાચન કરાવી, ગાયન આદિ મંગલકૃત્ય તથા બલિદાન કરાવી તે રોગીને હલકું અન્ન જમાડવું. પછી રોગીને ઉગમણે મોઢે બેસાડી, અંગોને ચલાયમાન ન કરે એવી રીતે નિયમિત કરી (બાંધી) વૈદ્યે પોતાનું મોઢું પશ્ચિમમાં રાખી મર્મ, રગ, નસ, સાંધા, અસ્થિ તથા નાડીઓને બચાવી (તેમાં જખમ નહિ થવા દેતાં) રોગીના શરીરનાં રૂંવાડાંઓના વલણને અનુસરી[૧] પરુ દેખાય ત્યાં સુધી ઊંડું એકીવખતે જ ઝડપથી નસ્તર ઘોંચી દેવું અને ઝડપથી પાછું કાઢી લેવું. વારંવાર ઘોંચાઘોંચ ન થાય તેમ કરવું. મોટા પાકોમાં પણ શસ્ત્ર વડે બે આંગળની

---

૪ વેધ્ય એટલે કાણું પાડવું-પંક્ચરિંગ.

૫ એષ્ય એટલે સળી નાખી શોધવું–ડાયરેક્ટર પ્રોબિંગ.

૬ આહાર્ય–એક્સટ્રેક્શન.

૭ વિસ્રાવ્ય–સ્કાર્ફાઇંગ પ્રેસિંગ.

૮ સીવ્ય–સુચરિંગ

૯ અરશ વગેરે નિઃશેષ કાપી નાખવા યોગ્ય રોગો છેદ્ય કહેવાય છે. ભેદવા યોગ્ય વિદ્રધિ વગેરે રોગ ભેદ્ય કહેવાય છે. ખોતરવા યોગ્ય અથવા ઉખેડવા યોગ્ય રોહિણી વગેરે રોગો લેખ્ય કહેવાય છે. નાના મુખોવાળાં શસ્ત્રોથી વીંધવા યોગ્ય નસો વગેરે વેધ્ય કહેવાય છે. શોધવા યોગ્ય નાડીવ્રણ વગેરે એષ્ય કહેવાય છે. ખેંચી કાઢવા યોગ્ય પથરી વગેરે આહાર્ય કહેવાય છે. સ્રાવ કરાવવા યોગ્ય વિદ્રધિ તથા કુષ્ઠ વગેરે વિસ્રાવ્ય કહેવાય છે અને ભેદી નાખીને પછી સીવી લેવા યોગ્ય દરદો સીવ્ય કહેવાય છે. આ પ્રમાણે જોકે છેદ્ય આદિ શબ્દો રોગોને લાગુ પડે છે, તોપણ અહીં અભેદોપચારથી તે તે રોગોમાં લાગુ કરવાના શસ્ત્રોને લાગુ પાડ્યાં છે. શોધવું તથા ખેંચી કાઢવું એ બે ક્રિયાઓ વખત પર છેદી ભેદીને પણ કરવી પડે છે; માટે તેઓને શસ્ત્રકર્મોમાં ગણી છે.

૧૦ જાંબુ જેવા મુખવાળો કાળો તથા લાંબો પથરો. આ પથરો ડામ દેવામાં કામ આવે છે. આ સ્થાનના બારમા અધ્યાયનો ત્રીજો વિષય જુઓ.

૧૧ પાણીથી ભિજાવેલા સાતુ વગેરે તથા દૂધ વગેરે પદાર્થો કે જેઓ વસ્તુને તૃપ્ત કરવામાં ઉપયોગી થાય છે.

૧૨ બારીક વાટેલી ઔષધોની ચટણી જેવી લૂગદીઓ.

૧૩ આ યંત્રાદિક સામગ્રીઓની અંદર કેટલીક સામગ્રીઓ કર્મનાં અંગોરૂપ છે અને કેટલીક સામગ્રીઓ જો કાંઈ બગાડ થાય તો તેને શાંત કરવા માટે છે.

૧ શસ્ત્ર જો રૂંવાડાંઓના વલણથી ઊલટું નાખવામાં આવે, તો તેની ધારા રૂંવાડાંઓથી કુંઠિત થઈ જાય છે અને તેવા શસ્ત્રથી વ્યથા પણ બહુ થાય છે.

અથવા વધારેમાં વધારે ત્રણ આંગળની ઊંડી[1] જગ્યા કરવી. એથી વધારે કરવી નહિ. ૪

### વ્રણછેદ અને શસ્ત્રક્રિયા કરનાર વૈદ્યના ગુણ

तत्रायतो विशालः समः सुविभक्त इति व्रणगुणाः।
भवतश्चात्र ॥

आयतश्च विशालश्च सुविभक्तो निराश्रयः।
प्राप्तकालकृतश्चापि व्रणः कर्मणि शस्यते ॥
शौर्यमाशुक्रिया शस्त्रतैक्ष्ण्यमस्वेदवेपथू।
असंमोहश्च वैद्यस्य शस्त्रकर्मणि शस्यते ॥५॥

જે વ્રણ લાંબો, વિસ્તીર્ણ, સર્વ ભાગોમાં સમપાકવાળો[2] જુદા જુદા દેખાતા સઘળા ભાગોવાળો અને જીભના કે દાંતના સંધિ વગેરે અપ્રાપ્ય સ્થલમાં ન રહેલો હોય, તે વ્રણ શસ્ત્રક્રિયા કરવામાં સગવડ પડતો ગણાય છે. અથવા વૈદ્યે શસ્ત્ર વડે જે છેદ કરવો તે લાંબો, પહોળો, સરખો, નીચાપણા કે ઊંચાપણા વગરનો અને જેના ભાગો સ્પષ્ટ દેખાય એવો કરવો.[3] આ વ્રણના અથવા છેદના ગુણો છે.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે કે, 'શસ્ત્રક્રિયામાં લાંબો, પહોળો, જેના ભાગો સ્પષ્ટ દેખાય એવો મર્મ આદિ સ્થલોને નહિ પહોંચેલો અને યોગ્ય સમયે કરવામાં આવેલો[4] છેદ વખણાય છે. વૈદ્યે શસ્ત્રક્રિયા કરવામાં નિર્ભય રહેવું,[1] ઝડપ રાખવી,[2] શસ્ત્રો તીક્ષ્ણ રાખવાં,[3] પોતાના શરીરમાં પસીનો ન આવે એમ કરવું, ધ્રૂજવું નહિ, કાચા તથા પાકા વ્રણને સમજવામાં તથા સમયસર પ્રાપ્ત થયેલી ક્રિયામાં ભૂલ કરવી નહિ અને લોહી વગેરે જોવાથી ગભરાઈ જવું નહિ. જે વૈદ્યમાં આવા ગુણો હોય તે વૈદ્ય પ્રશંસાપાત્ર થાય છે.' ૫

### એકથી વધારે વ્રણો ( છેદો ) ક્યારે કરવા?

एकेन वा व्रणेनाशुध्यमानेन ना अन्तरा बुद्ध्याऽवेक्ष्यापरान्व्रणान्कुर्यात्।
भवति चात्र ॥
यतो यतो गतिं विद्यादुत्सङ्गो यत्र यत्र च।
तत्र तत्र व्रणं कुर्याद्यथा दोषो न तिष्ठति ॥६॥

એક વ્રણ કરવાથી સારું ન થાય તો વૈદ્યે બુદ્ધિથી વિચાર કરીને મધ્યમાં બીજા વ્રણો પણ કરવા.

આ સ્થળના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે કે, 'આસપાસ પણ જ્યાં જ્યાં પરુની ગતિ જોવામાં આવે અને જ્યાં જ્યાં પરુએ અંદરના બીજા કાચા ભાગને ફાડ્યો હોય, ત્યાં ત્યાં પણ વ્રણ કરવો કે જેથી પરુ રહે નહિ.' ૬ [4]

### સરખો વ્રણ કરવાનો અપવાદ

तत्र भ्रूगण्डशङ्खललाटाक्षिपुटौष्ठदन्तवेष्टककक्षाकुक्षिवङ्क्षणेषु तिर्यक्छेद उक्तः।

---

૧ જ્યાં સુધી પરુ હોય ત્યાં સુધી કરવી, લાંબો કાપ મૂકવો નહિ.

૨ જો તે કાંઈક પાકેલો અને કાંઈક ન પાકેલો હોય, તો શસ્ત્રક્રિયામાં અનુકૂળ પડતો નથી.

૩ જો વૈદ્યે કરેલો વ્રણ આવો હોય, તો તેમાં કલ્કને કે ક્વાથ વગેરેને દાખલ કરવાનું સગવડભરેલું થાય છે. ટૂંકો, સાંકડો, અસ્પષ્ટ ભાગોવાળો, વાંકોચૂંકો અને ઊંચા કે નીચાપણાનો છેદ અયોગ્ય ગણાય છે.

૪ જે વ્રણ શીતકાળમાં અગ્નિસાધ્ય હોય, તે વ્રણ ગ્રીષ્મકાળમાં શસ્ત્રસાધ્ય થાય છે, ઇત્યાદિ રીતે સમયની યોગ્યતા સમજી લેવી. અથવા વ્રણનું પાકેલાપણું એ સમયની યોગ્યતા સમજવી. કાચા વ્રણમાં નસ્તર મારવામાં આવે તો પરુ નહીં નીકળતાં રુધિર નીકળે છે અને તેથી તે વ્રણ કષ્ટસાધ્ય થઈ પડે છે.

૧ વૈદ્ય જો ભયભીત હોય, તો સાધ્યવ્રણમાં પણ છેક સુધી શસ્ત્રને પહોંચાડે નહીં અને કેટલાક ભાગને અવશેષ જ રાખી દે.

૨ ઝડપ રાખવાથી તથા હાથની હલકાઈથી રોગીને ઘણી વાર સુધી દુઃખ વેઠવું પડતું નથી.

૩ શસ્ત્ર જેમ જેમ વધારે તીક્ષ્ણ હોય તેમ તેમ રોગીને પીડા ઓછી થાય છે.

૪ કારણ કે આ સ્નાયુઓના રેસાઓ આડા છે એટલે આડો છેદ મૂકતાં કોઈ રેસા કપાય નહિ, પણ આડા રેસાયુક્ત સ્નાયુમાં ઊભો છેદ મૂકવામાં આવે, તો અસંખ્ય રેસાઓ કપાઈ જે જલદી રુઝાય નહિ.

चन्द्रमण्डलवच्छेदान्पाणिपादेपु कारयेत् ।
अर्द्धचन्द्राकृतींश्चापि गुदे मेढ्रे च बुद्धिमान् ॥७॥

ભ્રૂકુટિ, ગાલ, લમણાં, લલાટ, આંખની પાંપણ, હોઠ, દાંતનાં પેઢાં, કાખ, પેટ કે સાથળોના સાંધામાં છેદ કરવાની જરૂર પડે ત્યાર આડો છેદ કરવો.[1] હાથમાં કે પગમાં છેદ કરવા હોય, ત્યારે બુદ્ધિમાન વૈદ્યે ચંદ્રમંડળ જેવા ગોળ છેદ કરવા અને ગુદામાં કે લિંગમાં છેદ કરવા હોય, ત્યારે અરધા ચંદ્ર જેવા કરવા. ૭

ઊલટી રીતે છેદ કરવામાં નુકસાન

अन्यथा तु शिरास्नायुच्छेदनादतिमात्रं वेदना चिराद्व्रणसंरोहो मांसकन्दीप्रादुर्भावश्चेति ॥८॥

ઉપર વ્રણો ( છેદો ) કરવાનો જે પ્રકાર કહ્યો તેથી ઊલટી રીતે છેદ કરવામાં આવે, તો તેથી શિરા કે સ્નાયુ કપાઈ જવાને લીધે રોગીને અત્યંત વેદના થાય છે. વ્રણ લાંબે કાળે રુઝાય છે અને અંદર માંસના કંદ જેવા અંકુરો ઉત્પન્ન થાય છે. ૮

જમ્યા પછી શસ્ત્રક્રિયાનો અપવાદ

मूढगर्भोदराशोऽश्मरीभगन्दरमुखरोगेष्व- भुक्तवतः कर्म कुर्वीत ॥९॥

પ્રસવમાં ગર્ભની અટકાયત, જલોદર આદિ ઉદરના રોગો, અરશ, પથરી, ભગંદર અને મોઢાના રોગોમાં રોગીને જમાડ્યા વગર જ શસ્ત્રક્રિયા કરવી.[2] ૯

---

૧ પરુ રહે નહિ તે માટે કોઈ પોકેટ ( ખાનુ ) રહેવુ ન જોઈએ, તેથી પરુ બધુ જ વહી જાય તેવી રીતે નીચેના ભાગથી મણ્યુ મૂકવો જોઈએ અને મણ્યુ મૂકયા પછી પણ અવયવની સ્થિતિ એવી રીતે રાખવી કે જેથી પરુ બહાર જ નીકળે

૨ ગર્ભની અટકાયત વગેરે પાચ વ્યાધિઓમા જો કોઠો અન્નથી પૂર્ણ હોય, તો યંત્રપ્રયોગ વગેરેથી આતુર કષ્ટ પામે છે અથવા મરી જાય છે અને મોઢાના રોગોમા આહાર આગળી વગેરેના દબાણથી અથવા સૂગથી બહાર નીકળે, તો ક્રિયામા મોટી અડચણ આવે છે

શસ્ત્રક્રિયા પછીના ઉપચારો

ततः शस्त्रमवचार्य शीताभिरद्भिरातुरमाश्वास्य समन्तात्परिपीड्याङ्गुल्या व्रणमभिमृद्य प्रक्षाल्य कषायेण प्लोतेनोदकमादाय तिलकल्कमधुसर्पिःप्रगाढामौषधयुक्तां वर्तिं प्रणिदध्यात् । ततः कल्केनाच्छाद्य नातिस्निग्धां नातिरूक्षां घनां कवलिकां दत्वा वस्त्रपट्टेन बध्नीयाद्वेदनारक्षोघ्नैर्धूपैर्धूपयेद्रक्षोघ्नैश्च मन्त्रै रक्षां कुर्वीत ॥ १० ॥

શસ્ત્રક્રિયા કરી લીના પછી રોગીને શીતલ જળથી આશ્વાસિત[1] કરી વ્રણને ચોતરફ આંગળીથી દબાવી સ્રાવ કાઢી નાખી, શસ્ત્રથી કરેલી જગ્યાના સમીકરણ માટે વ્રણનું અભિમર્દન કરી, (આંગળીઓ વડે ચોળી) ક્વાથથી ધોઈ નાખી, વ્રણની અંદર રહેલા જળને પોતાંથી[2] ખેંચી લઈ તે પછી તલનો કલ્ક, મધ[3] તથા ઘીથી[4] સારી પેઠે ખરડેલી અને આ સ્થાનના ૩૬ મા અધ્યાયના છઠ્ઠા વિષયમાં કહેલાં સંશોધનીય ઔષધોવાળી વાટ વ્રણની અંદર ખોસવી. પછી ચિકિત્સિતસ્થાનના પહેલા તથા બીજા અધ્યાયમાં કહેલાં સદ્યોવ્રણનાં ઔષધોના કલ્કથી (ચટણીથી) ઢાંકી દઈ તેની ઉપર, ઘણા ઘીવાળી નહિ તેમ અત્યંત લૂખી પણ નહિ એવી ઘાટી કવલિકા[5] મૂકી લૂગડાનો પાટો બાંધી દેવો.

---

૧ મૂર્છાદિકના પ્રતિબંધ માટે શીતળ જળથી આશ્વાસન કરવુ

૨ કપડા અથવા રૂના પોતાથી. હાલ તેને બદલે વાદળીનો પણ ઉપયોગ થાય છે.

૩ મધ ચોખ્ખુ મળે તો જ વાપરવુ

૪ જ્યા જ્યા ઘી શબ્દ શલ્યતંત્રમા વાપર્યો છે ત્યા ગાયનું ઘી લેવુ ઘી એ માસરસ છે, માસરસ હોવાથી મણ્યુનો વચલો ખાલી ભાગ બન્નેય બાજુઓને સાધી દે છે આયોડીન અને મર્ક્યુરોક્રોમ જેવા બાળનારા દ્રવ્યો વ્રણને ભેગો ન થવા દેતા રૂઝવવામા ઘણી મુશ્કેલી ઊભી કરે છે.

૫ કેટલાક કહે છે કે, ઔષધોના સ્વરસને નીકળી જતો અટકાવવા માટે ચિકિત્સિતસ્થાનના ત્રીજા અધ્યાય-

પછી વેદનાને તથા રાક્ષસોને ટાળનારા ધૂપોની[1] ધુમાડી દેવી અને રાક્ષસોને હણનારા મંત્રોથી રક્ષા કરવી. ૧૦

વેદના તથા રાક્ષસો ટાળવાના ધૂપો

ततो गुग्गुल्वगुरुसर्जरसवचागौरसर्षपचूर्णैर्लवण-निम्बपत्रव्यामिश्रैराज्ययुक्तैर्धूपैर्धूपयेत्। आज्य-शेषेण चास्य प्राणान्समालभेत् उदकुम्भाचापो गृहीत्वा प्रोक्षयन्रक्षाकर्म कुर्यात्तद्वक्ष्यामः ॥११॥

ગૂગળ, અગરુ, રાળ, વજ અને ધોળા સર્ષપનાં ચૂર્ણોને લૂણથી તથા લીમડાનાં પાંદડાં-થી મિશ્રિત કરી તે સર્વને ઘીમાં કાલવીને તેની ધુમાડી દેવી[2] અને પછી તે ધૂપોને કાલવવાના વાસણમાં જે ઘી ખરડાઈ રહ્યું હોય તે ઘીથી દરદીનાં હૃદય આદિ અંગો કે જેઓ પ્રાણને રહેવાનાં સ્થાનકો છે તેઓ પર અભ્યંગ કરવો. પછી વ્રણવાળા દરદીને લોહી તથા પરુ વગેરેનો પાચ હોવાને લીધે રાક્ષસોના ભયનો સંભવ છે; એટલા માટે જળના કુંભમાંથી જળ લઈ પ્રોક્ષણ કરતાં કરતાં (છાંટતાં છાંટતાં) નીચે પ્રમાણે મંત્રો બોલી રક્ષાની ક્રિયા કરવી. ૧૧

રક્ષાની ક્રિયાનો વિધિ

कृत्यानां प्रतिघातार्थं तथा रक्षोभयस्य च।
रक्षाकर्म करिष्यामि ब्रह्मा तदनुमन्यताम् ॥

નાગાઃ પિશાચા ગન્ધર્વાઃ પિતરો યક્ષરાક્ષસાઃ।

नागाः पिशाचा गन्धर्वाः पितरो यक्षराक्षसाः।
अभिद्रवन्ति ये ये त्वां ब्रह्माद्या घ्नन्तु तान्सदा॥
पृथिव्यामन्तरीक्षे च ये चरन्ति निशाचराः।
दिक्षु वास्तुनिवासाश्च पान्तु त्वां ते नमस्कृताः॥
पान्तु त्वां मुनयो ब्राह्मा दिव्या राजर्षयस्तथा।
पर्वताश्चैव नद्यश्च सर्वाः सर्वेऽपि सागराः॥
अग्नी रक्षतु ते जिह्वां प्राणान्वायुस्तथैव च।
सोमो व्यानमपानं ते पर्जन्यः परिरक्षतु॥
उदानं विद्युतः पान्तु समानं स्तनयित्नवः।
बलमिन्द्रो बलपतिर्मनुर्मन्ये मतिं तथा॥
कामांस्ते पान्तु गन्धर्वाः सत्त्वमिन्द्रोऽभिरक्षतु।
प्रज्ञां ते वरुणो राजा समुद्रो नाभिमण्डलम्॥
चक्षुः सूर्यो दिशः श्रोत्रे चन्द्रमाः पातु ते मनः।
नक्षत्राणि सदा रूपं छायां पान्तु निशास्तव।
रेतस्त्वाप्याययन्त्वापो रोमाण्योषधयस्तथा।
आकाशं खानि ते पातु देहं तव वसुंधरा॥
वैश्वानरः शिरः पातु विष्णुस्तव पराक्रमम्।
पौरुषं पुरुषश्रेष्ठो ब्रह्मात्मानं ध्रुवो भ्रुवौ॥
एता देहे विशेषेण तव नित्या हि देवताः।
एतास्त्वां सततं पान्तु दीर्घमायुरवाप्नुहि॥
स्वस्ति ते भगवान् ब्रह्मा स्वस्ति देवाश्च कुर्वताम्।
स्वस्ति ते चन्द्रसूर्यौ च स्वस्ति नारदपर्वतौ॥
स्वस्त्यग्निश्चैव वायुश्च स्वस्ति देवाः महेन्द्रगाः।
पितामहकृता रक्षा स्वस्त्यायुर्वर्द्धतां तव॥
ईतयस्ते प्रशाम्यन्तु सदा भव गतव्यथः।

इति स्वाहा॥

एतैर्वेदात्मकैर्मन्त्रैः कृत्याव्याधिविनाशनैः।
मयैवं कृतरक्षस्त्वं दीर्घमायुरवाप्नुहि ॥१२॥

રાક્ષસોના ભયના પ્રતિઘાત માટે અને કોપ પામેલા મંત્રશાસ્ત્રી પુરુષે કરેલા અભિચાર-પ્રયોગથી ઉત્પન્ન થયેલી કૃત્યા નામની રાક્ષસીઓ-નો પ્રતિઘાત કરવા માટે હું રક્ષાની ક્રિયા કરીશ. આ ક્રિયાનો બ્રહ્મા સ્વીકાર કરજો. નાગો,

---

માં કહ્યા પ્રમાણે ખાખરા તથા ઉંબરા વગેરેનાં છાલ તથા પાંદડાં વગેરેથી કરેલી પટ્ટી કવલિકા કહેવાય છે. કેટલાક કહે છે કે, એવડા કે ચોવડા કોમળ કપડાની પટ્ટી કવલિકા કહેવાય છે અને કેટલાક કહે છે કે, શેકેલા જવ અને સાથુની ઘી નાખીને બનાવેલી લોપરી કવલિકા કહેવાય છે.

[1] રાળ તથા લૂણ વગેરે પદાર્થો વેદના મટાડે છે અને વજ વગેરે પદાર્થો રાક્ષસોને હણે છે. આ ધુમાડીનો મુખ્ય હેતુ હવા શુદ્ધ કરવાનો છે, જેથી હવામાં ઊડતાં ઝીણાં જંતુઓ વ્રણમાં પેસવા પામે નહીં.

[2] ફક્ત વ્રણને જ ધુમાડી દેવી એમ સમજવું નહીં, પણ દુર્ગંધ ટાળવા માટે અને મક્ષિકાદિકના પરિહાર માટે આતુરના શયનાદિકને પણ ધુમાડી દેવી.

પિશાચો, ગંધર્વો, પિતૃઓ તથા બ્રહ્મરાક્ષસોમાંના જે જે કોઈ તને પીડતા હોય, તેઓને બ્રહ્મા સર્વદા નષ્ટ કરી નાખજો. જે રાક્ષસો પૃથ્વીમાં, અંતરિક્ષમાં તથા દિશાઓમાં ફરે છે, તેઓ અને જે રાક્ષસો આ ઘરની અંદર રહેતા હોય તેઓને નમસ્કાર કરીએ છીએ; માટે તેઓ તારું રક્ષણ કરજો. મુનિઓ પોતાના બ્રહ્મતેજથી તારું રક્ષણ કરજો. સઘળા દિવ્ય રાજર્ષિઓ પણ તારું રક્ષણ કરજો. સર્વે પર્વતો, નદીઓ અને સમુદ્રો પણ તારું રક્ષણ કરજો. અગ્નિ તારી જીભની, વાયુ તારા પ્રાણવાયુની, ચંદ્ર વ્યાનવાયુની, ઇંદ્ર અથવા વૃષ્ટિવાળો મેઘ અપાનવાયુની, વીજળીઓ ઉદાનવાયુની, ગાજતા મેઘો સમાનવાયુની, બળનો પતિ ઇંદ્ર બળની, પ્રજાપતિ ડોકના પાછલા ભાગમાં રહેલી બે શિરાઓની તથા બુદ્ધિની, ગંધર્વો ઇચ્છેલા વિષયોની, ઇંદ્ર સત્ત્વગુણની, વરુણ રાજા જ્ઞાનશક્તિની, સમુદ્ર નાભિમંડળની, સૂર્ય ચક્ષુઇંદ્રિયની, દિશાઓ શ્રોત્રઇંદ્રિયની, ચંદ્ર ચિત્તની, નક્ષત્રો સૌંદર્યની અને રાત્રિઓ છાયા નામની પ્રભા કે જે સમીપમાં જોવામાં આવે છે તેની રક્ષા કરજો. જળ તારા વીર્યને વૃદ્ધિ આપજો. ઓષધિઓ તારાં રૂંવાડાંઓની, આકાશ સ્રોતોની, પૃથ્વી દેહની, વૈશ્વાનર મસ્તકની, વિષ્ણુ સામર્થ્યની, નારાયણ મેઢ્રની, બ્રહ્મા જીવની અને ધ્રુવ ભ્રૂકુટિઓની રક્ષા કરજો. ઉપર કહેલા દેવતાઓ કે જેઓ તારા શરીરમાં સર્વદા રહે છે, તેઓ તારું નિરંતર રક્ષણ કરજો અને તેથી તું લાંબું આયુષ્ય પામજે. ઐશ્વર્યવાળા બ્રહ્મા તારું કલ્યાણ કરજો. દેવતાઓ તારું મંગળ કરો. ચંદ્ર તથા સૂર્ય અને નારદમુનિ તથા પર્વત તારું કલ્યાણ કરો. અગ્નિ, વાયુ અને ઇંદ્રની સાથે ચાલનારા દેવતાઓ તારું મંગળ કરો. તારી આ રક્ષા બ્રહ્માએ કરેલી છે. તારું મંગળ અને આયુષ્ય વૃદ્ધિ પામજો. તને ઈતિઓ[1] શાંત થઈ જજો. તું સર્વદા વ્યથાથી રહિત રહેજે. સ્વાહા. અભિચારથી ઉત્પન્ન થયેલી રાક્ષસીઓને તથા રોગોને નષ્ટ કરનાર આ વેદમય મંત્રોથી મેં જેનો રક્ષણવિધિ કર્યો છે એવો તું લાંબા આયુષ્યને પ્રાપ્ત થજે. ૧૨

### રક્ષા પછીની ઇતિકર્તવ્યતા

ततः कृतरक्षमातुरमागारं प्रवेश्याचारिकमादिशेत् । ततस्तृतीयेऽहनि विमुच्यैवं बध्नीयाद्वस्त्रपट्टेन न चैनं त्वरमाणोऽपरेद्युर्मोक्षयेत् । द्वितीयदिवसे परिमोक्षणाद्विग्रथितोव्रणश्चिरादुपसंरोहति तीव्ररुजश्च भवति । अत उर्ध्वं दोषकालबलादीनवेक्ष्य कषायालेपनबन्धाहाराचारान्विदध्यात् । न चैनं त्वरमाणः सान्तर्दोषं रोपयेत् स ह्यल्पेनाप्यपचारेणाभ्यन्तरमुत्सङ्गं कृत्वा भूयोऽपि विकरोति ॥

भवन्ति चात्र ॥

तस्मादन्तर्बहिश्चैव सुशुद्धं रोपयेद्व्रणम् ।
रूढेऽप्यजीर्णव्यायामव्यवायादीन्विवर्जयेत् ।
हर्षं क्रोधं भयं चापि यावदास्थैर्यसम्भवात् ॥
हेमन्ते शिशिरे चैव वसंते चापि मोक्षयेत् ।
त्र्यहाद् द्व्यहाच्छरद्ग्रीष्मवर्षास्वपि च बुद्धिमान् ॥

ઉપર પ્રમાણે રક્ષા કર્યા પછી રોગીને ઘરમાં પ્રવેશ કરાવી આ સ્થાનના 'વ્રણિતોપાસનીય' નામના ૧૯ મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે આહારવિહાર કરવાની આજ્ઞા કરવી. પછી ત્રીજે દિવસે પાટા છોડી, એવી જ રીતે (પ્રથમ કહ્યા પ્રમાણે જ) કવાથથી વ્રણને ધોઈ સાફ કરી, વાટ મૂકી કલ્કથી ઢાંકી, ઉપર લેપ કરી

[1] अतिवृष्टिरनावृष्टिः शलभा मूषकाः शुकाः ।
प्रत्यासन्नाश्च राजानः षडेता ईतयः स्मृताः ॥
અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, તીડો, ઉંદરો, પોપટો અને દેશમાં આવેલી દુશ્મનોની ફોજ એ ૭ ઈતિઓ કહેવાય છે

મૂકી, પાટા બાંધવો! કદી પણ ઉતાવળ કરી બીજે દિવસે પાટા છોડવો નહિ. બીજે દિવસે પાટા છોડવાથી વ્રણ કવથાઈને અંકુરિત નહિ થતાં ગ્રંથિ જેવો થઈ જાય છે અને તેથી ઘણે કાળે ભોંય આવવાથી રુઝાય છે તથા તે તીવ્ર પીડા કરે છે. ત્રીજા દિવસ પછી વાત આદિ દોષો, હેમંતાદિ કાળ, હીન, મધ્યમ તથા ઉત્તમ બળ અને અવસ્થા ઇત્યાદિકની પરીક્ષા કરીને ક્વાથ, આલેપન, પાટા, આહાર તથા આચરણ ઇત્યાદિકની ગોઠવણ કરવી. જ્યાં સુધી વ્રણની અંદર જરા પણ પરુનો સંબંધ રહેતો હોય, ત્યાં સુધી તેને ઉતાવળ કરી માંસ આદિની ભરતી લાવીને રુઝાવવો નહિ; કારણ કે એવી રીતની જરા પણ વિરુદ્ધ ક્રિયા થઈ જાય, તો તે વ્રણ અંદરના ભાગમાં કોતર પાડીને પાછો પણ વકરે છે.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહેલું છે કે, 'ક્રિયામાં જરા પણ ભૂલ થઈ જાય તો વ્રણ વકરે છે; એટલા માટે અંદર તથા બહાર પણ વ્રણનાં વર્ણ, રસ, સ્થાન અને ગંધ અસંત શુદ્ધ થઈ જાય, ત્યારે તે વ્રણને ભરવાનો ઉપાય કરવો. વ્રણ ભરાયા પછી પણ અજીર્ણ, કસરત તથા મૈથુન ઇત્યાદિકનો ત્યાગ કરવો. જ્યાં સુધી તમામ રુઝાઈને સ્થિરતા ન થઈ હોય ત્યાં સુધી હર્ષ, ક્રોધ અને ભયનો પણ ત્યાગ કરવો. બુદ્ધિમાન વૈદ્યે હેમંત, શિશિર અને વસંત એ ત્રણ ઋતુઓમાં ત્રણ દિવસ પછી પાટા છોડવો અને શરદ, ગ્રીષ્મ તથા વર્ષા એ ત્રણ ઋતુઓમાં બે દિવસે પણ પાટા છોડવો.'[1] (હેમંત, શિશિર અને વસંત એ ત્રણ ઋતુઓ શીતકાલરૂપ હોવાથી તેમાં વ્રણના તુરત પાકી જવાની ધાસ્તી નથી; તેથી ત્રણ દિવસ પછી પાટા છોડવાનું કહ્યું છે. શરદ, ગ્રીષ્મ તથા વર્ષા એ ત્રણ ઋતુઓ ઉષ્ણકાળરૂપ હોવાથી તેમાં વ્રણના તુરત પાકી જવાની ધાસ્તી છે તેથી બે દિવસ પછી પાટા છોડવાનું કહ્યું છે, પણ ધ્યાનમાં રાખવું કે, 'પૈત્તિક વ્રણ હોય તો હેમંતમાં તથા શિશિરમાં પણ યોગ્ય વિચાર કરી મોડો કે વહેલો પાટા છોડવો અને વસંતમાં વૈશાખ ઉષ્ણ છે તેથી કોઈ વખતે બે દિવસે પણ છોડવો. પૈત્તિક વ્રણમાં એક દિવસમાં બે વાર પણ પાટા બંધાય છે. શરદ, ગ્રીષ્મ તથા વર્ષામાં બે દિવસે પાટા છોડવાનો વિધિ છે, તે છતાં પણ યોગ્ય જણાય તો એક દિવસમાં પણ બે વાર પાટા બાંધવો.' મૂળમાં બે અપિ શબ્દો છે અને ત્રણ ચ શબ્દો છે, તેથી આ સઘળા અર્થો નીકળે છે.)૧૩

શસ્ત્રકર્મ કરવાના નિયમોનો અપવાદ

अतिपातिषु रोगेषु नेच्छेद्विधिमिमं भिषक् ।
प्रदीप्तागारवच्छीघ्रं तत्र कुर्यात् प्रतिक्रियाम् ॥१४

જે રોગો ઝડપદાર[1] હોય તેઓમાં તો વૈદ્યે સઘળી સામગ્રીઓ તૈયાર કરવાનો વખત નહિ કાઢતાં અને પાટા બાંધવાના સમયો વગેરેના નિયમો ઉપર પણ ધ્યાન નહિ આપતાં, જેમ બળવા લાગેલા ઘરની હરેક પ્રકારથી શાંતિ કરવામાં આવે છે, તેમ ઝડપથી વૃદ્ધિ પામનારા રોગોની શાંતિ કરવાના ઉપાયો જ શીઘ્રતાથી કરવા.[2]

૧ આથી પાટા ત્રણ દિવસે જ છોડવો અને બે દિવસે જ છોડવો એવો નિયમ કર્યો છે એમ સમજવું નહિ વાસ્તવિક અભિપ્રાય એ છે કે હેમંત આદિના અને શરદ આદિના ઉત્કર્ષોને તથા અપકર્ષોને જોઈને વ્રણના પાટા છોડવા.

૧ જ્યાં શસ્ત્રક્રિયાને વિલંબ થતા માઠું પરિણામ આવવાનો સંભવ હોય.

૨ આ ફકરાનો વિષય ધન્વંતરિએ કહેલા શ્લોકોમાં જ છે; તોપણ જુદો પાડવા યોગ્ય જણાયાથી જુદો પાડ્યો છે.

શસ્ત્રની વેદનાને શાંત કરવાનો ઉપાય

या वेदनाशस्त्रनिपातजाता तीव्रा शरीरं प्रदुनोति जन्तोः। घृतेन सा शान्तिमुपैति सिक्ता कोष्णेन यष्टीमधुकान्वितेन ॥१५॥

શસ્ત્ર વાપર્યાથી જે તીવ્ર વેદના થાય છે, તે વેદના માણસના શરીરને બહુ પરિતાપ આપે છે. એ વેદનાને શાંત કરવાનો ઉપાય એ છે કે ઘીમાં જેઠીમધ નાખી તે ઘીને જરા ગરમ કરી તેનું તે વ્રણની ઉપર સેચન[1] કરવું. ૧૫

## અધ્યાય ૬ ઠ્ઠો ૨ (૨૯)

ઉપક્રમ

अथात ऋतुचर्याध्यायं व्याख्यास्यामः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'ઋતુચર્યા[2]' એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

વર્ષરૂપ કાળનું તથા તેના અવયવોનું નિરૂપણ

कालो हि नाम भगवान् स्वयम्भूरनादिमध्यनिधनोऽत्र रसव्यापत्संपत्ती जीवितमरणे च मनुष्याणामायत्ते स सूक्ष्मामपि कलां न लीयत इति कालः सङ्कलयति कालयति वा भूतानीति कालः। तस्य संवत्सरात्मनो भगवानादित्यो गतिविशेषेणाक्षिनिमेषकाष्ठाकलामुहूर्ताहोरात्रपक्षमासर्त्वयनसंवत्सरयुगप्रविभागं करोति ॥ तत्र लघ्वक्षरोच्चारणमात्रोऽक्षिनिमेषः। पंचदशाक्षिनिमेषाः काष्ठा। त्रिंशत्काष्ठाः कला। विंशतिकलो मुहूर्त्तः कलादशभागश्च। त्रिंशन्मुहूर्तमहोरात्रम्। पंचदशाहोरात्राणि पक्षः। स च द्विविधः शुक्लः कृष्णश्च तौ मासः ॥२॥

કાળ[1] એ મહાસમર્થ પદાર્થ છે, કોઈએ ઉત્પન્ન કરેલો નથી અને આદિથી, મધ્યથી તથા અંતથી રહિત છે. રસોનું[2] (રસવાળા પદાર્થોનું) વધવું તથા ઘટવું અને માણસોનું જીવવું તથા મરવું કાળને આધીન છે. એ પદાર્થ જરા વાર પણ રોકાતો નથી, તેથી અથવા સંહારવાથી સર્વે પ્રાણીઓને એકઠાં કરી નાખે છે, તેથી અથવા પ્રાણીઓને સુખદુઃખોથી જોડી દે છે, તેથી અથવા સર્વનો સંક્ષેપ કરી નાખે છે, તેથી અથવા સર્વને મરણના સમીપમાં લઈ જાય છે, તેથી કાળ કહેવાય છે. મોટી શક્તિવાળા સૂર્યનારાયણ પોતાની ગતિના વિશેષથી (ઉદય–અસ્તથી) એ વર્ષરૂપ શરીરવાળા કાળના અક્ષિનિમેષ, કાષ્ઠા, કળા, મુહૂર્ત, અહોરાત્ર, પક્ષ, માસ, ઋતુ, અયન, સંવત્સર અને યુગ એ નામના વિભાગો કરે છે. એ વિભાગોમાં એક લઘુ સ્વરનું ઉચ્ચારણ કરવામાં જેટલો વખત લાગે છે તેટલો વખત **અક્ષિનિમેષ** કહેવાય છે. પંદર અક્ષિનિમેષ થાય ત્યારે **કાષ્ઠા** કહેવાય છે. ત્રીસ કાષ્ઠા થાય ત્યારે **કળા** કહેવાય છે. વીશ કળા થાય અથવા મતાંતરે ત્રણ કાષ્ઠા થાય ત્યારે **મુહૂર્ત** કહેવાય છે. ત્રીસ મુહૂર્ત થાય ત્યારે **અહોરાત્ર** (દિવસ તથા રાત્રિ મળીને એક અહોરાત્ર ગણાય છે.) કહેવાય છે અને પંદર અહોરાત્ર થાય ત્યારે **પક્ષ** કહેવાય છે. શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષ એ રીતે બે પ્રકારનો પક્ષ છે. બે પક્ષ થાય ત્યારે એક **માસ** કહેવાય છે.[3] ૨

---

૧ વેદનાહારક–એનેસ્થેટિક ક્રિયા છે.

૨ તે તે ઋતુઓમા વર્તવાના પ્રકારો વિષેનો.

અગ્રોપહરણીય પછી તરત જ ઋતુચર્યાનો અધ્યાય વિષયાંતર જેવો લાગે પણ તેમ નથી; કારણ કે ઋતુને રોગ સાથે અત્યંત નિકટનો સંબંધ છે. એ ગંભીરતાથી જ આવો ક્રમ ગોઠવેલો છે.

૧ રોગ મટાડવામા કાળ પણ એક સાધન છે.

૨ કાળનો ધર્મ બતાવીને હવે કર્મ બતાવે છે કે, જેથી કાળનું ચિકિત્સામા ઉપયોગીપણું જણાય.

૩ શંકા—અહીં તો લઘુ સ્વરના ઉચ્ચારણાદિકથી નિમેષાદિક વિભાગો કહ્યા, ત્યારે 'સૂર્યનારાયણ પોતાની ગતિના વિશેષથી નિમેષાદિક વિભાગો કરે છે' એમ કહેવું કેમ સંભવે? સમાધાન—જ્યોતિષી લોકો સૂર્યની

ઋતુઓ વગેરેના બળના વધવાઘટવાનું નિરૂપણ

तत्र माघादयो द्वादश मासा द्विमासिकमृतुं कृत्वा षड्तवो भवन्ति । ते शिशिरवसन्तग्रीष्मवर्षाशरद्धेमन्ताः । तेषां तपस्तपस्यौ शिशिरः । मधुमाधवौ वसन्तः । शुचिशुक्रौ ग्रीष्मः । नभोनभस्यौ वर्षाः । इषोर्जौ शरत् । सहःसहस्यौ हेमन्त इति ॥ त एते शीतोष्णवर्षलक्षणाश्चन्द्रादित्ययोः कालविभागकरत्वादयने द्वे भवतो दक्षिणमुत्तरं च । तयोर्दक्षिणं वर्षाशरद्धेमन्तास्तेषु भगवानाप्यायते सोमोऽम्ललवणमधुराश्च रसा बलवन्तो भवन्त्युत्तरोत्तरं च सर्वप्राणिनां बलमभिवर्द्धते । उत्तरं च शिशिरवसन्तग्रीष्मास्तेषु भगवानाप्यायतेऽर्कस्तिक्तकषायकटुकाश्च रसा बलवन्तो भवन्त्युत्तरोत्तरं च सर्वप्राणिनां बलमपहीयते ॥

भवति चात्र ॥

शीतांशुः क्लेदयत्युर्वीं विवस्वाञ्छोषयत्यपि ।
तावुभावपि संश्रित्य वायुः पालयति प्रजाः ॥३॥

બાર માસો બબ્બે માસના સમુદાયરૂપ એક એક ઋતુને બનાવી છ ઋતુઓરૂપ થાય છે. શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ અને હેમંત એ ઋતુઓ છે. એમાં માઘ અને ફાલ્ગુન એ બે માસો **શિશિર** ઋતુ કહેવાય છે. ચૈત્ર અને વૈશાખ એ બે માસો **વસંત** ઋતુ કહેવાય છે. જ્યેષ્ઠ અને અષાઢ એ બે માસો **ગ્રીષ્મ** ઋતુ કહેવાય છે. શ્રાવણ અને ભાદ્રપદ એ બે માસો **વર્ષા** ઋતુ કહેવાય છે. આશ્વિન અને કાર્તિક એ બે માસો **શરદ** ઋતુ કહેવાય છે અને માર્ગશીર્ષ તથા પોષ એ બે માસો **હેમંત** ઋતુ કહેવાય છે. શીત,[1] ઉષ્ણ અને વરસાદરૂપી લક્ષણોવાળી એ છ ઋતુઓ ચંદ્ર અને સૂર્યના કાળોનો વિભાગ કરનારી હોવાથી દક્ષિણાયન અને ઉત્તરાયણ એ નામના બે અયનોરૂપ થાય છે.[1] એ અયનોમાં વર્ષા, શરદ અને હેમંત એ ત્રણ ઋતુઓ દક્ષિણાયનરૂપ છે. એ ત્રણ ઋતુઓમાં ઉત્તરોત્તર ચંદ્રદેવ અધિક બળ પામે છે. ખાટો, ખારો તથા મધુર એ ત્રણ રસો પણ ઉત્તરોત્તર અધિક બળવાળા થાય છે[2] અને પ્રાણીઓનું બળ પણ ઉત્તરોત્તર વૃદ્ધિ પામે છે. શિશિર, વસંત અને ગ્રીષ્મ એ ત્રણ ઋતુઓ ઉત્તરાયણરૂપ છે. એ ત્રણ ઋતુઓમાં સૂર્યનારાયણ અધિક બળ પામે છે. કડવો, તૂરો અને તીખો એ ત્રણ રસો પણ અધિક બળવાળા થાય છે[3] અને સર્વ પ્રાણીઓનું બળ ઉત્તરોત્તર ઓછું થતું જાય છે.

આ વિષયમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે કે, 'ચંદ્ર પૃથ્વીને આર્દ્ર કરે છે, સૂર્ય પૃથ્વીને સૂકાવે છે અને વાયુ એ બન્નેના આશ્રયથી પ્રજાઓનું પાલન કરે[3] છે.' ૩

---

ગતિ ઉપરથી પણ શંકુની છાયાના આશ્રયથી નિમેષાદિનું માપ કરે છે, માટે કશો દોષ નથી. શંકુની છાયાનું માપ સર્વલોકપ્રસિદ્ધ નથી; તેથી અહીં તેને છોડી દઈને લોકપ્રસિદ્ધ હિસાબ જ લીધો છે. (ડલ્હન)

૧ શિશિરાદિક વિભાગ રસોના તથા બળના ન્યૂનાધિકપણા ઉપરથી તથા તેઓની નિષ્પત્તિ ઉપરથી ચિકિત્સામાં ઉપયોગી છે માટે કહ્યો છે. ચરકમાં પણ સૂત્રસ્થાનના 'તસ્યાશિતીય' નામના છઠ્ઠા અધ્યાયમાં રસની તથા બળની નિષ્પત્તિ દેખાડવા માટે જ શિશિરાદિક ઋતુઓ દેખાડેલી છે.

૧ દક્ષિણાયન ચંદ્રના કાળનો અને ઉત્તરાયણ સૂર્યના કાળનો વિભાગ કરે છે. જોકે ઋતુઓનાં નામોમાં ઉત્તરાયણની ઋતુઓ પ્રથમ ગણાવી છે; તોપણ અહીં દક્ષિણાયનનું પ્રથમ વ્યાખ્યાન આપ્યું છે. તેનું કારણ એ છે કે દક્ષિણાયન વિસર્ગ (સ્નેહને તથા બળને દેવાનો કાળ) છે અને બળને વધારનાર છે.

૨ વર્ષાઋતુમાં ખાટા રસનું, શરદઋતુમાં ખારા રસનું અને હેમંતઋતુમાં મધુર રસનું બળ ઉત્તરોત્તર વધે છે.

૩ વાયુ ચંદ્રના આશ્રયથી જગતની વૃદ્ધિ કરે છે અને સૂર્યના આશ્રયથી શોષણ કરે છે, જેથી તે તે કાળ પ્રમાણે રસોની ગોઠવણી થઈને પ્રજાનું રક્ષણ થાય છે.

**વર્ષ, યુગ તથા કાળચક્રનું નિરૂપણ**

अथ खल्वयने द्वे युगपत्संवत्सरो भवति । ते तु पंच युगमिति संज्ञां लभन्ते । स एष निमेषादियुगपर्यन्तः कालश्चक्रवत्परिवर्तमानः कालचक्रमुच्यत इत्येके ॥ ४ ॥

દક્ષિણાયન અને ઉત્તરાયણ એ બન્ને મળીને વર્ષ થાય છે અને એવાં પાંચ વર્ષો થાય ત્યારે તે સર્વ વર્ષો મળીને 'યુગ' એવા નામને પ્રાપ્ત થાય છે. ચક્રની પેઠે ફર્યા કરતો નિમેષથી માંડીને યુગ સુધીનો આ કાળ '**કાળચક્ર**' કહેવાય છે એમ કેટલાક કહે છે.

**આ અધ્યાયમાં ઋતુઓનો જુદો ક્રમ**

इह तु वर्षाशरद्धेमन्तवसन्तग्रीष्मप्रावृषः षड्तवो भवन्ति दोषोपचयप्रकोपोपशमननिमित्तम् । ते तु भाद्रपदाद्येन द्विमासिकेन व्याख्याताः । तद्यथा । भाद्रपदाश्वयुजौ वर्षाः । कार्तिकमार्गशीर्षौ शरत् । पौषमाघौ हेमन्तः । फाल्गुनचैत्रौ वसन्तः । वैशाखज्यैष्ठौ ग्रीष्मः । आषाढश्रावणौ प्रावृडिति ॥ ५ ॥

આ અધ્યાયમાં[1] તો વર્ષા, શરદ, હેમંત, વસંત, ગ્રીષ્મ અને પ્રાવૃટ; એ છ ઋતુઓ સમજવી કે જેને અનુસરીને વાત આદિ દોષોનાં ઉપચય (વૃદ્ધિ), પ્રકોપ અને ઉપશમ સમજાવવામાં આવશે. એ ઋતુઓ ભાદ્રપદ આદિ બબ્બે માસોથી થાય છે. જેમ કે ભાદ્રપદ અને આશ્વિન એ બે માસો વર્ષા ઋતુ[2] છે. કાર્તિક અને માર્ગશીર્ષ એ બે માસો શરદ ઋતુ છે. પોષ અને માઘ એ બે માસો હેમંત ઋતુ છે. ફાલ્ગુન અને ચૈત્ર એ બે માસો વસંત ઋતુ છે. વૈશાખ અને જ્યેષ્ઠ એ બે માસો ગ્રીષ્મ ઋતુ છે અને આષાઢ તથા શ્રાવણ એ બે માસો પ્રાવૃટ ઋતુ[1] છે.

**ઋતુઓમાં દોષોના ઉપચય અને પ્રકોપનાં કારણો**

तत्र वर्षास्वोषधयस्तरुण्योऽल्पवीर्या आपश्चाप्रसन्नाः क्षितिमलप्रायास्ता उपयुज्यमाना नभसि मेघावतते जलप्रक्लिन्नायां भूमौ क्लिन्नदेहानां प्राणिनां शीतवातविष्टब्धाग्नीनां विदह्यन्ते विदाहात् पित्तसंचयमापादयन्ति स संचयः शरदि प्रविरलमेघे वियत्युपशुष्यति पङ्केऽर्ककिरणप्रविलापितः पैत्तिकान् व्याधीञ्जनयति । ता एवौषधयः कालपरिणामात्परिणतवीर्या बलवत्यो हेमन्ते भवन्त्यापश्च प्रसन्नाः स्निग्धा अत्यर्थं गुर्व्यस्ता उपयुज्यमाना मन्दकिरणत्वाद्भानोः सतुषारपवनोपस्तम्भितदेहानां देहिनामविदग्धाः स्नेहाच्छैत्याद्गौरवादुपलेपाच्च श्लेष्मणः संचयमापादयन्ति स संचयो वसन्तेऽर्करश्मिप्रविलापित ईषत्स्तब्धदेहानां देहिनां श्लैष्मिकान् व्याधीञ्जनयति । ता एवौषधयो निदाघे निःसारा रूक्षा अतिमात्र लघ्व्यो भवन्त्यापश्च ता उपयुज्यमानाः सूर्यप्रतापोपशोषितदेहानां देहिनां रौक्ष्याल्लघुत्वाद्वैशद्याच्च वायोः संचयमापादयन्ति स संचयः प्रावृषि चात्यर्थं जलोपक्लिन्नायां भूमौ क्लिन्नदेहानां प्राणिनां शीतवातप्रेरितो वातिकान् व्याधीञ्जनयति । एवमेष दोषाणां संचयप्रकोपहेतुरुक्तः ॥ ६ ॥

તેમાં વર્ષા ઋતુમાં ઘઉં, ચણા વગેરે ઓષધિઓ નવીન થાય છે તથા થોડી શક્તિવાળી[2]

---

૧ કથને 'ઇહ' એ મૂળના પદનો આ 'અધ્યાયમાં' એવો અર્થ લખ્યો છે, પણ કેટલાક એમ માને છે કે, સઘળા આયુર્વેદમાં ઋતુઓનો આ ક્રમ જ લેવો. વાસ્તવિક એ છે કે, પ્રથમનો ક્રમ રસની તથા બળની વૃદ્ધિ તથા હાનિ બતાવવા માટે છે અને આ ક્રમ દોષોના સંચય, પ્રકોપ તથા ઉપશમ બતાવવા માટે છે.

૨ સંચયના વખતમાં પણ જો રોગ ઝડપદાર જણાય, તો સંશોધન કરવું એમ જણાવવા માટે પિત્તના સંચયવાળી વર્ષાઋતુ પ્રથમ લીધી છે.

૧ ઝાઝા વરસાદવાળી પ્રાવૃષ્ અને ઓછા વરસાદવાળી પણ ઝાઝા વરસાદના અનુબંધવાળી વર્ષા ગણી છે.

૨ જોકે વર્ષા ઋતુમાં ઘઉં આદિ ધાન્યો જૂનાં જ હોય છે, તોપણ પોતામાં સૂક્ષ્મ જળ પેસી જવાને લીધે તેઓ કૂણાં થઈ જાય છે, કાર્યક શક્તિ વગરનાં થઈ જાય છે અને કોટા ફૂટવા જેવાં ઊપસેલાં થઈ જાય છે, તેથી તેઓને નવીન તથા અલ્પશક્તિવાળાં કહ્યાં છે.

હોય છે અને જળ પણ અસ્વચ્છ તથા જેમાં પૃથ્વીનો મેલ ઝાઝો હોય એવાં હોય છે. આકાશ વાદળાંઓથી ઘેરાયેલું તથા પૃથ્વી જળથી કચકચતી હોવાને લીધે જેમનાં શરીરો આર્દ્ર થયેલાં હોય છે તથા જેમનો જઠરાગ્નિ શીતથી કોપ પામેલા અંદરના વાયુએ મંદ કરી નાખેલો હોય છે, એવાં પ્રાણીઓ એ નવી તથા ઓછી શક્તિવાળી ઓષધિઓનો અને મેલા જળનો ઉપયોગ કરે છે, તેથી તે ઓષધિઓ તથા જળ પ્રાણીઓનાં શરીરોમાં ખાટો પાક પામે છે અને તેવો પાક પામવાથી પિત્તનો સંચય[1] કરે છે. એ સંચય જ્યારે શરદ ઋતુમાં આકાશનાં વાદળાં છૂટાં પડી જાય છે અને પૃથ્વી પરનો કાદવ સૂકાવા લાગે છે, ત્યારે સૂર્યનાં કિરણોથી પીગળીને પિત્ત સંબંધીના રોગોને ઉત્પન્ન કરે છે. એ જ ઓષધિઓ હેમંતમાં કાળના ફેરફારને લીધે ઉત્પન્ન થયેલી અધિક શક્તિવાળી તથા શરીરની પુષ્ટિ કરે એવી થાય છે અને જળ પણ સ્વચ્છ, સ્નિગ્ધ તથા અત્યંત ભારે થાય છે. એ સમયમાં સૂર્યનાં કિરણો મંદ થઈ જવાને લીધે હિમથી આર્દ્ર થયેલા પવને જેમનાં શરીરોને પુષ્ટિ આપી હોય છે, એવાં પ્રાણીઓ તે ઓષધિઓનો અને તે જલોનો ઉપયોગ કરે છે, તેથી તે ઓષધિઓ તથા જળ પ્રાણીઓનાં શરીરમાં પૂર્ણ પરિપાક નહિ પામવાને લીધે સ્નિગ્ધપણાથી, શીતપણાથી, ભારેપણાથી તથા ચોપડાઈ રહેવાથી કફનો સંચય કરે છે. પછી એ સંચય વસંત ઋતુમાં જરા ભારે પડેલાં શરીરોવાળાં પ્રાણીઓનાં શરીરોમાં સૂર્યનાં કિરણોથી પીગળીને[2] કફ સંબંધી વ્યાધિઓને ઉત્પન્ન કરે છે. એ જ ઓષધિઓ તથા જળ ગ્રીષ્મમાં નિસાર, રૂક્ષ અને અત્યંત હલકા-પણાંવાળાં થઈ જાય છે. એ સમયમાં સૂર્યના તાપે સુકાવી નાખેલાં શરીરોવાળાં પ્રાણીઓ તે ઓષધિઓનો અને તે જળનો ઉપયોગ કરે છે, તેથી તે ઓષધિઓ અને જળ પોતાના રૂક્ષપણાથી, હલકાપણાથી તથા શુષ્કપણાથી વાયુનો સંચય[1] કરે છે. પછી એ સંચય પ્રાવૃટ ઋતુમાં અત્યંત જળથી પલળેલાં પ્રાણીઓનાં શરીરોમાં શીત પવનથી અને વરસાદથી પ્રેરાઈ વાયુ સંબંધી વ્યાધિઓ ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે દોષોના સંચયનાં અને પ્રકોપનાં કારણો કહ્યાં. ૬

**પ્રકોપ પામેલા દોષોના સંશોધનનો સમય**

तत्र वर्षाहेमन्तग्रीष्मेषु संचितानां दोषाणां शरद्वसन्तप्रावृट्सु च प्रकुपितानां निर्हरणं कर्तव्यम् ॥७

વર્ષામાં સંચય પામી શરદમાં પ્રકોપ[2] પામેલા પિત્તનું શરદ ઋતુમાં જ સંશોધન કરવું. હેમંતમાં સંચય પામી વસંતમાં પ્રકોપ પામેલા કફનું વસંતમાં[3] જ સંશોધન કરવું અને ગ્રીષ્મમાં સંચય પામી વર્ષામાં પ્રકોપ પામેલા વાયુનું વર્ષામાં જ સંશોધન કરવું.[4] (સંશોધન એટલે

---

શાક આદિ ઓષધિઓ તો નવીન જ થાય છે

૧ સંચય એટલે સંઘાતરૂપ વૃદ્ધિ. કેટલાક કહે છે કે, સંચય એટલે પોતાના સ્થાનમાં વૃદ્ધિ

૨ વસંતમાં સૂર્યનો તાપ અતિ તીક્ષ્ણ હોતો નથી, તેથી કફનું પીગળવું થાય પણ શોષણ ન થાય.

૧ જોકે વાયુ શીત હોવાને લીધે ઉષ્ણતાવાળી ગ્રીષ્મ ઋતુમાં તેનો સંચય થવો સંભવતો નથી, તોપણ ઓષધિઓના રૂક્ષપણાથી વાયુની રૂક્ષતા વધે છે. એ જ તેનો સંચય સમજવો

૨ 'પ્ર' શબ્દથી સૂચવ્યું છે કે, જે માણસોને દોષ બહુ જ હોય, તેઓને જ સંશોધન દેવું

૩ વસંતમાં જ્યારે સૂર્ય દેશ ઉપર આવે, ત્યારે કફ સ્થાનમાંથી છૂટો પડે સ્થાનમાંથી છૂટો પડ્યા બાદ જો મીંઢળ આપવામાં આવે, તો તે સહેલાઈથી બહાર નીકળી જાય છે. એ રીતે વસંતના થોડા દિવસો ગયા બાદ શોધન કરવું જોઈએ

૪ જે ઋતુઓમાં વમનાદિક કરાવવાં જોઈએ તે ઋતુઓને છોડી દઈને અન્ય ઋતુઓમાં કરાવવામાં આવે તો વિપત્તિને અને મરણને તે ઉત્પન્ન કરે છે, એવો સામાન્ય

ખેંચીને શરીરમાંથી બહાર કાઢવું.) ૭

### વ્યાધિઓનો સ્વાભાવિક ઉપશમ કાળ

तत्र पैत्तिकानां व्याधीनामुपशमो हेमन्ते, श्लैष्मिकाणां निदाघे वातिकानां घनात्यये, स्वभावत एव। त एते संचयप्रकोपोपशमा व्याख्याताः ॥८॥

તેમાં પિત્ત સંબંધી વ્યાધિઓનો હેમંતમાં સ્વાભાવિક[1] રીતે ઉપશમ થાય છે, કફ સંબંધી વ્યાધિઓનો ગ્રીષ્મમાં સ્વાભાવિક[2] રીતે ઉપશમ થાય છે અને વાયુ સંબંધી વ્યાધિઓનો શરદમાં સ્વાભાવિક[3] રીતે ઉપશમ[4] થાય છે. આ સંચય, પ્રકોપ અને ઉપશમ એ ત્રણનું વ્યાખ્યાન (પાંચમાથી આઠમા વિષય સુધીમાં) કરવામાં આવ્યું. ૮

### અહોરાત્રમાં સઘળાં ઋતુચિહ્નો-દોષસંચય, પ્રકોપ અને ઉપશમ

तत्र पूर्वाह्णे वसन्तस्य लिङ्गं मध्याह्ने ग्रीष्मस्यापराह्णे प्रावृषः प्रदोषे वार्षिकं शारदमर्द्धरात्रे प्रत्युषसि हैमन्तमुपलक्षयेत्। एवमहोरात्रमपि वर्षमिव शीतोष्णवर्षलक्षणं दोषोपचयप्रकोपोपशमैर्जानीयात्॥

નિયમ છે, તોપણ સંશોધનથી જ મટે એવા ઝડપદાર રોગોમા અન્ય ઋતુઓમા પણ સંશોધન કરવુ એમ મૂળમા 'ચ' શબ્દથી સૂચવી આપ્યુ છે. શરદ આદિ ઋતુઓના બીજા માસમા સંશોધન કરવુ એટલે પિત્તનુ સંશોધન માર્ગશીર્ષમા, કફનું સંશોધન ચૈત્રમા અને વાતનું સંશોધન શ્રાવણમા કરવું એ સાધારણ કાળ છે કે જેથી દોષોને ત્રણ મહિનાનુ અંતર મળવાથી 'ग्रीष्मादिसञ्चितान् दोषांस्त्रिमासांतरितान् हरेत्' એ વચન સાર્થક થાય.

1. શીતાદિકને લીધે.
2. ઉષ્ણતાદિકને લીધે
3. ઉષ્ણતા આદિને લીધે.
4. આ સ્વાભાવિક ઉપશમ કાળના નિયમ પ્રમાણે સાધારણ થાય છે, માટે અસાધારણ ઉપશમ કરવા માટે ચિકિત્સાશાસ્ત્રની જરૂર છે, જેમ કે ઘટાદિક પદાર્થોનો સાધારણ નાશ કાળના નિયમ પ્રમાણે થતા જ કરે છે; તોપણ અસાધારણ નાશ કરવા માટે મુદ્‌ગરાદિકની જરૂર છે.

એક અહોરાત્રના પૂર્વાહ્‌નમાં[1] (મધ્યાહ્‌નના પહેલાના ભાગમાં) વસંતનું ચિહ્‌ન થાય છે, મધ્યાહ્‌નમાં ગ્રીષ્મનું ચિહ્‌ન થાય છે, અપરાહ્‌નમાં (મધ્યાહ્‌ન પછીના ભાગમાં) પ્રાવૃષનું ચિહ્‌ન થાય છે, પ્રદોષમાં વર્ષાનું ચિહ્‌ન થાય છે, મધરાતે શરદનું ચિહ્‌ન થાય છે અને પરોઢિયે હેમંતનું ચિહ્‌ન થાય છે એ જાણી લેવું. આ પ્રમાણે અહોરાત્રને પણ દોષોના સંચય, પ્રકોપ અને ઉપશમ થવા ઉપરથી શીત, ઉષ્ણ અને વરસાદરૂપી લક્ષણવાળાં આખા વર્ષ જેવું સમજવું.[2] ૯

### ઋતુઓ અનુસાર સુખશાંતિ અને રોગો

तत्राव्यापन्नेष्वृतुष्वव्यापन्ना ओषधयो भवन्त्यापश्च ता उपयुज्यमानाः प्राणायुर्बलवीर्यौजस्कर्यो भवन्ति। तेषां पुनर्व्यापदोऽदृष्टकारिताः। शीतोष्णवातवर्षाणि खलु विपरीतान्योषधीर्व्यापादयन्त्यपश्च तासामुपयोगा द्विविधरोगप्रादुर्भावो मरको वा भवेदिति ॥१०॥

જો ઋતુઓ બગડેલી ન હોય તો ઔષધિઓ અને જળ બગડતાં નથી અને નહિ બગડેલી ઔષધિઓ તથા નહિ બગડેલાં જળ ઉપયોગમાં લેવાથી તે ઔષધિઓ તથા તે જળ

1. સવારના ૬ થી ૧૦ વાગ્યા સુધીમા.
2. એક અહોરાત્રમા પણ પૂર્વાહ્‌નમા કફનો પ્રકોપ થવારૂપ વસંતનુ ચિહ્ન અને મધ્યાહ્‌નમા વાયુનો સંચય થવારૂપ ગ્રીષ્મનુ ચિહ્ન દેખાય છે ઇત્યાદિ સમજી લેવુ. અહોરાત્રમા દોષોના જે અલ્પ સંચય અને અલ્પ પ્રકોપ થાય છે, તેઓનું સંશોધન દાતણ કરવા આદિથી થાય છે; પણ ઋતુઓમા જે સંચય અને પ્રકોપ થાય છે તેઓ બલવત્તર હોવાથી તેઓનુ સંશોધન તો વમન આદિ ક્રિયાઓથી જ થય એમ સમજવુ. અહોરાત્રમા થતા સંચય અને પ્રકોપ માત્ર ચંદ્રના, સૂર્યના અને વાયુના ઉષ્ણ આદિ ગુણોરૂપ અલ્પ કારણથી થાય છે, માટે અલ્પ હોય છે; પણ ઋતુઓમા થતા સંચય અને પ્રકોપ તો બીજા માર્ગોમા ગયેલા ચંદ્ર, સૂર્ય અને વાયુથી કરેલા દ્રવ્યો વગેરેના ફેરફારરૂપ મોટા કારણથી થાય છે, માટે તેઓ બલવત્તર હોય છે.

માણસોને શારીરબળ, આયુષ્ય, ઉત્સાહવૃદ્ધિ, શક્તિ અને ઓજની સંપત્તિ કરી આપે છે. ઋતુઓના બગાડો (સર્વ જનોના અધર્મને લીધે શીત, ઉષ્ણ, વાયુ તથા વરસાદથી વિપરીત) એટલે હીનયોગવાળાં, મિથ્યાયોગવાળાં કે અતિયોગવાળાં થઈ જવાથી થાય છે. વિપરીત થયેલાં શીત, ઉષ્ણ, વાયુ અને વરસાદ એ ઔષધિઓને તથા જળને ખરાબ કરી નાખે છે અને તે ખરાબ થયેલ ઔષધિઓનો તથા જળનો ઉપયોગ થવાથી અનેક પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે અથવા મરકી ચાલે છે. ૧૦

ઋતુઓના બગાડની ચિકિત્સા

तत्राव्यापन्नानामोषधीनामपां चोपयोगः ॥११॥

(જે ઋતુઓમાં બગાડ[1] થયો હોય) તો નહિ બગડેલી જૂની ઓષધિઓનો તથા જૂના જળનો ઉપયોગ કરવો. ૧૧

આકસ્મિક રોગો ઉત્પન્ન થવાનાં કારણો

कदाचिदव्यापन्नेष्वप्यृतुषु कृत्याभिशापरक्षःक्रोधाधर्मैरुपध्वस्यन्ते जनपदाः। विषौषधीपुष्पगन्धेन वायुनोपनीतेनाक्रम्यते यो देशस्तत्र दोषप्रकृत्यविशेषेण कासश्वासवमथुप्रतिश्यायशिरोरुग्ज्वरैरुपतप्यंते ग्रहनक्षत्रचरितैर्वा गृहदारशयनासनयानवाहनमणिरत्नोपकरणगर्हितलक्षणनिमित्तप्रादुर्भावैर्वा ॥

ઋતુઓ નહિ બગડેલી અર્થાત્ સ્વચ્છ રહી હોય, તોપણ કોઈ વખતે કૃત્યાથી, ગુરુઓના કે સિદ્ધો વગેરેના શાપોથી, રાક્ષસોથી કે અધર્મોથી દેશો ભારે વિપત્તિમાં પડે છે. વાયુએ આણેલાં ઝેરી ઓષધિઓનાં પુષ્પોના ગંધથી જે દેશ વ્યાપ્ત થાય, તે દેશમાં પણ દોષોનો કે પ્રકૃતિઓનો કશો મેળ નહિ રહેતાં ખાંસી, શ્વાસ, વમન, સળેખમ, માથાનાં દરદો અને જ્વરથી લોકો દુઃખી થાય છે. શનૈશ્વર આદિ ગ્રહોની દુષ્ટ રાશિમાં સ્થિતિ અથવા વક્રગતિ આદિ કારણોથી, નક્ષત્રોનાં ઉલ્કાપાત આદિ કારણોથી, ઘરોમાં ગંદકી વધવાથી, યોનિરોગાદિક રોગોવાળી અથવા મલિન આચારવાળી સ્ત્રીઓ હોવાથી, માંકડ વગેરેથી ભરેલી ખરાબ શય્યાઓ તથા આસનો હોવાથી, જેઓ પર બેસવાથી બહુ જ થડકા લાગવા તથા શરીર ઝલાઈ જવા આદિ દુઃખો ઉત્પન્ન થાય એવાં ગાડી વગેરે તથા ઊંટ વગેરે વાહનોથી, સંહિતા ગ્રંથોમાં જેમને ખરાબ ગણેલાં છે એવાં મણિ, રત્નાદિકની વપરાશથી અને અન્યાય આદિ કારણો ઉત્પન્ન થવાથી પણ લોકોમાં વિપત્તિઓ આવે છે. ૧૨

ઉપર કહેલી વિપત્તિઓની ચિકિત્સા

तत्र स्थानपरित्यागशान्तिकर्मप्रायश्चित्तमङ्गलजपहोमोपहारेज्याञ्जलिनमस्कारतपोनियमदयादानदीक्षाभ्युपगमदेवताब्राह्मणगुरुपरैर्भवितव्यमेवं साधु भवति ॥१३॥

ઉપર કહ્યા પ્રમાણે વિપત્તિઓ આવે, ત્યારે તે તે સ્થાનકોનો ત્યાગ કરવો, વેદમંત્રોથી યજન આદિ શાંતિકર્મો કરવાં, ચાંદ્રાયણ આદિ પ્રાયશ્ચિત્તો કરવાં, ઉત્તમ ઓષધિઓનાં ધારણો વગેરે મંગળો કરવાં, જપ કરવા, હોમ કરવા, દેવતાઓને બલિદાનો દેવાં, દેવતાઓનાં તથા મહાત્માઓનાં પૂજનો કરવાં, દેવતાઓને તથા મહાત્માઓને હાથ જોડવા તથા નમસ્કાર કરવા, ઉપવાસાદિક તપ કરવાં, નિયમો પાળવા, દયામાં તથા દાનોમાં તત્પર રહેવું, ગુરુઓની પાસેથી મંત્રોની દીક્ષાઓ લેવી, ગુરુઓની આજ્ઞા માનવી અને દેવતાઓની, બ્રાહ્મણોની તથા ગુરુઓની સેવામાં

[1] આટલા સારુ પ્રથમ વરસાદ ઘરમા ટાકા ભરી દેવાં જોઈએ અને ઘરમા કાઠાર રાખવા જોઈએ. જેમા વરસ-ને વરસનું ધાન્ય જૂનું રહે. જ્યારે ઋતુ બગડે, એપિરેમિક રોગ થાય, ત્યારે આ સંગૃહીત ધાન્ય અને પાણી જીવન આપનારું થાય છે. બાકી જીવનતત્ત્વોમાં ઉવા રહી તે યજ્ઞયાગાદિથી સારાં થાય છે.

તત્પર રહેવું. આ પ્રમાણે કરવાથી સારું થાય છે.

નહિ બગડેલી (શુદ્ધ) ઋતુઓનાં લક્ષણ

ऋतूनामत ऊर्द्ध्वमव्यापन्नानां लक्षणान्युपदेक्ष्यामः॥
वायुर्वात्युत्तरः शीतो रजोधूमाकुला दिशः।
छन्नस्तुपारैः सविता हिमानद्धा जलाशयाः॥
दर्पिताध्वाङ्क्षखड्गाह्वमहिषोरभ्रकुञ्जराः।
रोध्रप्रियङ्गुपुन्नागाः पुष्पिता हिमसाह्वये॥१॥
शिशिरे शीतमधिकं वातवृष्ट्याकुला दिशः।
शेषं हेमन्तवत्सर्वं विज्ञेयं लक्षणं बुधैः॥२॥
दिशो वसन्ते विमलाः काननैरुपशोभिताः।
किंशुकाम्भोजबकुलचूताशोकादिपुष्पितैः॥
कोकिलाषट्पदगणैरुपगीता मनोहराः।
दक्षिणानिलसंवीताः सुमुखाः पल्लवोज्ज्वलाः॥३॥
ग्रीष्मे तीक्ष्णांशुरादित्यो मारुतो नैर्ऋतोऽसुखः।
भूस्तप्ता सरितस्तन्व्यो दिशः प्रज्वलिता इव॥
भ्रांतचक्राह्वयुगलाः पयःपानाकुला मृगाः।
ध्वस्तवीरुत्तृणलता विपर्णाङ्कितपादपाः॥४॥
प्रावृष्यम्बरमानद्धं पश्चिमानिलकर्षितैः।
अम्बुदैर्विद्युदुद्द्योतप्रस्रुतैस्तुमुलस्वनैः॥
कोमलश्यामशष्पाढ्या शक्रगोपोज्ज्वला मही।
कदम्बनीपकुटजसर्जकेतकिभूषिता॥५॥
तत्र वर्षासु नद्योम्भःपूरोद्धृततटद्रुमाः।
वाप्यः प्रोत्फुल्लकुमुदनीलोत्पलविराजिताः॥
भूरव्यक्तस्थलश्वभ्रा बहुशस्योपशोभिता।
नातिगर्जत्स्रवन्मेघनिरुद्धार्कग्रहं नभः॥६॥
बभ्रुरुष्णः शरद्यर्कः श्वेताभ्रविमलं नभः।
तथा सरांस्यम्बुरुहैर्भान्ति हंसांसघट्टितैः॥
पङ्कशुष्कद्रुमाकीर्णा निम्नोन्नतसमेषु भूः।
बाणसप्ताह्वबन्धूककाशासनविराजिता॥७॥ १४

હવે નહિ બગડેલી ઋતુઓનાં લક્ષણો કહીએ છીએ. જો હેમંતઋતુમાં ઉત્તર તરફનો શીતળ પવન વાતો હોય, દિશાઓ રજથી તથા ધૂમસથી વ્યાપ્ત રહેતી હોય, સૂર્ય ઝાકળથી ઢંકાયેલો રહેતો હોય, જલાશયો ઠંડીથી વ્યાપ્ત હોય, કાગડા, ગેંડા, પાડા, ઘેટાં તથા હાથીઓ મસ્ત રહેતા હોય અને લોદર, ઘઉલાંનાં વૃક્ષો તથા પુન્નાગો (નાગકેસરનાં વૃક્ષો) પુષ્પયુક્ત થઈ રહ્યાં હોય, તો તે હેમંતઋતુને નહિ બગડેલી સમજવી.

જો શિશિરઋતુમાં ઠંડી અધિક હોય, દિશાઓ વાયુ સહિત વૃષ્ટિથી વ્યાકુળ થતી હોય અને બીજાં સઘળાં લક્ષણો હેમંતઋતુના જેવાં જ દેખાતાં હોય, તો તે શિશિરઋતુને નહિ બગડેલી સમજવી.[1]

જો વસંતઋતુમાં દિશાઓ નિર્મળ રહેતી હોય, ખાખરા, કમળો, બોલસરી, આંબા તથા અશોક[2] આદિ વૃક્ષોથી ભરપૂર થયેલાં વનોથી શોભી રહેલી હોય, કોકિલાઓના ટહુકારાથી તથા ભ્રમરોના ગુંજારવથી મનનું આકર્ષણ કરતી હોય, દક્ષિણ તરફના પવનથી ઘેરાયેલી હોય, સારા દેખાવવાળી હોય અને નવીન પલ્લવોથી દીપી રહેલી હોય, તો તે વસંતઋતુને નહિ બગડેલી સમજવી.

જો ગ્રીષ્મઋતુમાં સૂર્ય તીક્ષ્ણ કિરણોવાળો હોય, ગભરાવનારો નૈઋર્ત્ય ખૂણાનો પવન વાતો હોય, પૃથ્વી ધગેલી રહેતી હોય, નદીઓ પાતળા પ્રવાહોવાળી થઈ ગઈ હોય, દિશાઓ સળગેલી જેવી દેખાતી હોય, ચક્રવાક પક્ષીઓનાં જોડાંઓ

---

૧ આ અધ્યાયમા વર્ષા, શરદ, હેમંત, વસંત, ગ્રીષ્મ અને પ્રાવૃષ એ ૭ ઋતુઓ કે જેઓ ભાદ્રપદ આદિ બબ્બે માસોથી થાય છે, તેઓનુ જ ગ્રહણ કરવાનુ પાયમા વિષયમા કહેવાઈ ગયું છે, તે છતા અહીં શિશિરઋતુને ગણવામાં આવે તો પ્રતિજ્ઞાભંગ થાય છે અને વળી સાત ઋતુઓ થઈ જાય છે, માટે તેને જુદી ઋતુ નહિ ગણતા હેમંતના ઉત્તર ભાગમા જ ગણવાનો ગ્રંથકારનો અભિપ્રાય હોય એમ જણાય છે.

૨ કેટલાક કહે છે કે, 'અશોક એટલે આસોપાલવ' અને કેટલાક કહે છે કે, 'અશોક એ નામથી જ પ્રસિદ્ધ જુદું જ ઝાડ છે.'

જળાશયો માટે ભટકતાં હોય, મૃગો પાણી પીવા માટે વ્યાકુળ રહેતાં હોય, દઢ લતાઓ, ખડો તથા કોમળ લતાઓ અત્યંત સુકાઈ ગયાં હોય અને વૃક્ષો પાંદડાં વગરનાં થઈ ગયાં હોય, તો તે ગ્રીષ્મઋતુને નહિ બગડેલી સમજવી.

જે પ્રાવૃષઋતુમાં પશ્ચિમ દિશાના પવને ખેંચી આણેલાં, વીજળીઓના ચમકારવાળાં, જળની વૃષ્ટિ કર્યા કરતાં તથા ભારે ગર્જનાઓવાળાં વાદળાંઓથી આકાશ ઢંકાયેલું રહેતું હોય, અને પૃથ્વી કોમળ કાળા રંગનાં ખડવાળી, કસુંબા રંગના કીડાઓથી દીપી રહેલી તથા કદંબોથી, ધૂળીકદંબોથી અને કેતકીઓથી શણગાર પામેલી હોય, તો તે પ્રાવૃષઋતુને નહિ બગડેલી સમજવી.

જે વર્ષાઋતુમાં નદીઓના કિનારાઓનાં વૃક્ષો જળનાં પૂરથી ભાંગી ગયાં હોય, વાવો પ્રફુલ્લિત કુમુદોથી (રાત્રિવિકાસી કમળોથી) તથા નીલ કમળોથી શોભી રહેલી હોય, પૃથ્વીના સપાટ પ્રદેશો કે ખાડાઓ કાદવને લીધે બરાબર વરતી શકાતા ન હોય, ખેતરોમાં ઘણાંઘણાં ધાન્યોથી શોભા ફેલાઈ રહી હોય અને આકાશમાં પ્રબળ ગર્જના વગરનાં તથા જળનો સ્રાવ કર્યા કરતાં વાદળાંઓથી સૂર્ય તથા બીજા ગ્રહો ઢંકાઈ ગયેલા હોય, તો તે વર્ષાઋતુને નહિ બગડેલી સમજવી.

જે શરદઋતુમાં સૂર્ય પીંગળા રંગનો દેખાતો હોય, આકાશ સફેદ વાદળાંવાળું દેખાતું હોય તથા સ્વચ્છ પણ દેખાતું હોય, સરોવર હંસપક્ષીઓની કાંધોથી ચલાયમાન થતાં કમળોથી શોભી રહ્યાં હોય અને પૃથ્વી નીચા પ્રદેશોમાં કાદવવાળી, ઊંચા પ્રદેશોમાં સુકાયેલી, સપાટ પ્રદેશોમાં વૃક્ષોવાળી તથા કાંટાશેળિયાઓથી, સપ્તપર્ણ નામનાં વૃક્ષોથી, બપોરિયાઓથી અને બીબલાઓથી શોભી રહી હોય તો તે શરદઋતુને નહિ બગડેલી સમજવી. ૧૪

ઋતુઓના બગડવાનો સંગ્રહ

सगुणैरतियुक्तेषु विपरीतेषु वा पुनः ।
विषमेष्वपि वा दोषाः कुप्यंत्यृतुषु देहिनाम् ॥१५

જે ઋતુઓ પોતપોતાના ગુણોનો અતિયોગ પામેલી હોય અથવા પોતપોતાના ગુણોથી મંદમંદ યોગ પામેલી હોય અથવા શીતમાં ઉષ્ણ, ઉષ્ણમાં શીત અને વર્ષામાં અવૃષ્ટિ એવી રીતની વિપરીતતા પામી હોય; અથવા અનુલોમ, વિલોમ[1] ચિહ્નોવાળી થઈ હોય તે ઋતુઓમાં માણસોના વાત, પિત્ત અને કફ પ્રકોપ પામે છે.[2]

દોષોનું સંશોધન કરવાનો સંગ્રહ

हरेद्वसन्ते श्लेष्माणं पित्तं शरदि निर्हरेत् ।
वर्षासु शमयेद्वायुं प्राग्विकारसमुच्छ्रयात् ॥ १६ ॥

---

૧ જેમ કે વર્ષાનાં ચિહ્નો શરદમાં અને શરદનાં ચિહ્નો હેમંતમાં દેખાવ ઇત્યાદિ.

૨ અહીં ડલ્હન શ્લોકોથી લખે છે કે, પૂર્વ દેશના માણસો માછલાંનું તથા ખાટા પદાર્થોનું ભોજન કરે છે અને જલપ્રાય દેશોમાં રહેનારાઓ પણ તેમ જ કરે છે; માટે તેઓને ઘણું કરીને શ્લીપદ તથા ગલગંડ આદિ રોગો થાય છે. દક્ષિણ દેશનાં માણસો નીચા પ્રદેશનાં જળનાં તથા સમુદ્રનાં માછલાં ખાય છે; તેથી તેઓને કોઢ બહુ થાય છે. માલવાના માણસો તેલ, ખટાશ તથા ઘઉં ખાય છે; તેથી તેઓ ઘણું કરીને લંગડા તથા અરશના દર્દવાળા થાય છે. બિહાર પ્રાંતના લોકો માંસ ખાય છે, સુરાપાન કરે છે અને સ્ત્રીઓમા લંપટ રહે છે; તેથી તેઓ ઘણું કરી ક્ષયરોગી જોવામાં આવે છે. બાલ્હીક દેશના લોકો અભિષ્યંદી (શરદી કરનારાં) માંસોનો તથા જળોનો ઉપયોગ કરે છે અને તીક્ષ્ણ અન્નો ખાય છે, તેથી તેઓ ઘણું કરી સળેખમના દર્દવાળા થાય છે. વૈદ્યે એવા સર્વ લોકોનું સાત્મ્ય (હમેશ ગોઠી રહેલું આહારાદિક) અને સત્ત્વ જોઈને આહારની સાથે ઔષધ દેવું. ઋતુઓના સાત્મ્યોનો ત્યાગ કરવાથી માણસ કૃશ, નિર્બળ અને રોગી થાય છે. સાત્મ્યને સેવનારો, જિતેંદ્રિય રહેનારો, ખાધેલું જીર્ણ થયા પછી જ જમનારો અને પરિમિત નિદ્રાવાળો માણસ આનંદથી જીવે છે. જે ઋતુમાં જે ગર્ભ રહે તે ગર્ભમાં તે ઋતુ પ્રમાણે બલ તથા વીર્ય આદિ પ્રાપ્ત થાય છે.

વિકારોનો અત્યંત પ્રકોપ ન થયો હોય તે પહેલાં[1] જ વસંતમાં કફનું, શરદમાં પિત્તનું અને વર્ષામાં વાયુનું સંશોધન કરવું. ૧૬

## અધ્યાય ૭ મો

### ઉપક્રમ

अथातो यन्त्रविधिमध्यायं व्याख्यास्यामः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'યંત્રવિધિ'[2] નામના અધ્યાયનું વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### યંત્રોની સંખ્યા તથા યંત્રોના પ્રકારો

यन्त्रशतमेकोत्तरमत्र हस्तमेव प्रधानतमं यंत्राणामवगच्छ। किं कारणम्। यस्माद्धस्तादृते यंत्राणामप्रवृत्तिरेव, तदधीनत्वाद्यंत्रकर्मणाम्। तत्र मनःशरीराबाधकराणि शल्यानि तेषामाहरणोपायो यंत्राणि ॥ तानि षट्प्रकाराणि। तद्यथा। स्वस्तिकयंत्राणि। संदंशयंत्राणि। तालयंत्राणि। नाडीयंत्राणि शलाकायंत्राणि उपयंत्राणि चेति ॥

तत्र चतुर्विंशतिः स्वस्तिकयंत्राणि। द्वे संदंशयंत्रे। द्वे एव तालयंत्रे। विंशतिर्नाड्यः। अष्टाविंशतिः शलाकाः। पंचविंशतिरुपयंत्राणि ॥ तानि प्रायशो लौहानि भवन्ति तत्प्रतिरूपकाणि वा तदलाभे। तत्र नानाप्रकाराणां व्यालानां मृगपक्षिणां मुखैर्मुखानि यंत्राणां प्रायशः सदृशानि तस्मात्तत्सारूप्यादागमादुपदेशादन्ययंत्रदर्शनाद्युक्तितश्च कारयेत् ॥ २ ॥

યંત્રો મુખ્યત્વે કરી એકસો એક ને (૧૦૧) છે.[3] યંત્રોમાં સર્વથી પ્રધાન યંત્ર હાથ જ છે એમ સમજો; કારણ કે હાથ વિના યંત્રોની પ્રવૃત્તિ જ થતી નથી. યંત્રોનાં કર્મો હાથને જ આધીન છે. જેઓ મનને તથા શરીરને પીડા આપે છે તે શલ્યો કહેવાય છે અને તે શલ્યોને કાઢવાનો ઉપાય યંત્રો છે. એ યંત્રો છ પ્રકારનાં છે. જેમ કે સ્વસ્તિકયંત્રો,[1] સંદંશયંત્રો,[2] તાલયંત્રો,[3] નાડીયંત્રો,[4] શલાકાયંત્રો[5] અને ઉપયંત્રો.[6]

તેમાં ચોવીશ સ્વસ્તિકયંત્રો છે, બે સંદંશયંત્રો છે, બે જ[7] તાલયંત્રો છે, વીશ નાડીયંત્રો છે, અઠ્યાવીસ શલાકાયંત્રો છે અને પચીસ ઉપયંત્રો છે.

એ યંત્રો ઘણું કરીને લોઢાનાં[8] જોઈએ અને લોઢું ન મળે તો પછી તેના જેવા પદાર્થોનાં[9] જોઈએ.

---

૧ વસંતઋતુમાં વચમાં સંશોધન કરવું

૨ શલ્યોને કાઢવા વગેરેના ઓજારોના ભેદ અથવા કલ્પના.

૩ યંત્રો અસંખ્યાત છે એવો અર્થ પણ થાય છે.

૧ જેમને ઉઘાડતા સાથિયા (જેને જડ વચમાં જડી હોય તે) જેવો અર્થાત્ ચોકડી જેવો આકાર થઈ રહે તે સ્વસ્તિકયંત્રો કહેવાય છે.

૨ સાણસી (જડ માથા પાસે હોય, એકબે પાંખિયાનું.)

૩ તાલ એટલે માછલાના ગળાના શલક જેવા આકારવાળા જે યંત્રો હોય તેઓ તાલયંત્ર કહેવાય છે.

૪ જે યંત્રો નળી જેવા હોય તે નાડીયંત્રો કહેવાય છે. આ યંત્રો ઘણું કરીને પોલા હોય છે, કેમ કે તેઓથી દુષ્ટ રુધિર વગેરેને ચૂસવાનું તથા ક્ષાર વગેરે મૂકવાનું પણ કામ થાય છે.

૫ સળીઓ જેવા આકારવાળા યંત્રો

૬ પોતે યંત્રો નહિ છતાં યંત્રોનું કામ કરનારા.

૭ બીજા યંત્રોની સંખ્યા પછી નિશ્ચયવાચક 'જ' મૂકયો નથી અને અહીં મૂકયો છે, તેથી એમ જણાવ્યું છે કે બીજાં યંત્રોની જે સંખ્યા કહી છે તેમાં અધિકતા પણ થાય છે, પરંતુ તાલયંત્રો તો બેની સંખ્યાથી વધતા જ નથી (ડહ્લન) શલ્યોના આકાર વગેરે જોઈને તથા પ્રયોજનો જોઈને અધિક સંખ્યા પણ બનાવવી યોગ્ય છે.

૮ ડહ્લન કહે છે કે મૂળમાં જે લોહ શબ્દ છે તે સુવર્ણ આદિ પાંચે ધાતુઓનો વાચક છે; માટે યંત્રો યોગ્યતા પ્રમાણે પાંચે ધાતુઓના બનાવવા ઉપયોગને અનુસરીને ગમે તે ધાતુના કરવા. સ્વચ્છતા માટે કેટલાક યંત્રો ઉપર હાલ રૂપાનો ઢોળ ચડાવવામાં આવે છે.

૯ દાંત, શિંગડાં, કાષ્ઠ, વાંસ, સૂતર, ઝાડની છાલ ખડ, સ્નાયુઓના તંતુઓ તથા પથ્થર ઇત્યાદિક પદાર્થોનાં પણ યંત્રો થાય.

એ યંત્રોનાં મોઢાં પણ કરીને અનેક પ્રકારનાં હિંસક પશુઓનાં મોઢાં જેવાં અને હિંસક પક્ષીઓનાં મોઢાં જેવાં થાય[1] છે; એટલા માટે તે પશુપક્ષીઓનાં મોઢાંના આકારોથી મેળવીને, શાસ્ત્ર તપાસીને, વૃદ્ધ વૈદ્યોને પૂછીને, બીજાં યંત્રોને જોઈને અને કેમ કરવામાં આવે તો તેઓ ઉપયોગી થાય એ વિચારીને તેઓનાં મોઢાં કરાવવાં.[2] ૨

## યંત્રો કેવાં જોઈએ?

समाहितानि यंत्राणि खरश्लक्ष्णमुखानि च।
सुदृढानि सुरूपाणि सुग्रहाणि च कारयेत् ॥३॥

એ સઘળાં યંત્રો બરાબર યોગ્ય માપવાળાં કરાવવાં, સારા દેખાવવાળાં તથા મજબૂત કરાવવાં, ઠીક રીતે પકડાય[3] એવાં પાંખાઓવાળાં તથા જેનાથી પકડેલી વસ્તુ આમતેમ છટી જાય નહિ એવાં કરાવવાં અને તેઓમાં અમુક યંત્રો કરકરિયાળાં મોઢાંવાળાં તથા અમુક યંત્રો લીસા મોઢાંવાળાં કરાવવાં.[3] ૩

## ચોવીસ સ્વસ્તિકયંત્રોનાં નામો, આકૃતિઓ, પ્રમાણ, બનાવટ તથા ઉપયોગ

तत्र स्वस्तिकयंत्राण्यष्टादशाङ्गुलप्रमाणानि सिंहव्याघ्रवृकतरक्ष्वृक्षद्वीपिमार्जारशृगालमृगैर्वारुक-काककङ्कुररचाषभासशशघात्युलूकचिल्लिश्येनगृध्र-क्रौंचभृङ्गराजाञ्जलिकर्णावभञ्जननन्दिमुखमुखानि मसूराकृतिभिः कीलैरवबद्धानि मूलेऽङ्कुशवदावृत्त-वारंगाण्यस्थिविदष्टशल्योद्धरणार्थमुपदिश्यंते ॥४॥

એમાં ચોવીસ સ્વસ્તિકયંત્રો સિંહમુખ,[1] વ્યાઘ્રમુખ,[2] વૃકમુખ,[3] તરક્ષુમુખ,[4] ઋક્ષમુખ,[5] દ્વીપિમુખ,[6] માર્જારમુખ,[7] શૃગાલમુખ,[8] મૃગૈર્વારુકમુખ,[9] કાકમુખ,[10] કંકમુખ,[11] કુરરમુખ,[12] ચાસમુખ,[13] ભાસમુખ,[14] શશઘાતીમુખ,[15] ઉલૂકમુખ,[16] ચિલ્લીમુખ,[17] શ્યેનમુખ,[18] ગૃધ્રમુખ,[19] ક્રૌંચમુખ,[20] ભૃંગરાજમુખ,[21] અંજલિ-

૧ જેમ હિંસક (શિકારી) પશુપક્ષીઓ પોતાના શિકારને પોતાના મોઢાથી પકડી લે છે અને પકડ્યા પછી ખેંચ્યા વગર રહેતાં નથી, તેમ યંત્રો પણ શરીરમાં રહેલાં શલ્યોને પકડી લઈ ખેંચી કાઢે એ હેતુથી તથા શિકારી પશુપક્ષીઓનાં મોઢાં જેવાં હોય તો જ કામ કરી શકે છે તેથી હિંસક શબ્દ મૂક્યો છે સ્વસ્તિક, સંદંશ અને તાલ યંત્રોના એવા મોઢાં છે.

૨ યંત્રોનાં મોઢાં કરાવવામાં માણસોની અવસ્થાઓનો તથા અવયવ આદિના વિભાગોનો પણ વિચાર કરવો. કોઈ પણ યુક્તિની ખામી રાખવી નહી, તેથી એકલા પશુના ઘાટ ઉપરાંત શસ્ત્ર અંદર પહોંચે કે નહિ વગેરે સમજણથી યુક્ત હોવું જોઈએ.

૩ આપણા હાથમાંથી છટકે નહિ તેવાં છેડે બરોબર વાળેલાં.

૧ સિંહના જેવા મુખવાળું.

૨ વાઘ–દીપડાના જેવા મુખવાળું.

૩ વરુના જેવા મુખવાળું.

૪ ઝરખના જેવા મુખવાળું.

૫ રીંછના જેવા મુખવાળું.

૬ ચીતરાના જેવા મુખવાળું.

૭ બિલાડાના જેવા મુખવાળું.

૮ શિયાળના જેવા મુખવાળું.

૯ મૃગૈર્વારુક નામનો હિંસક પશુ હરણના જેવા આકારવાળો થાય છે, તેના જેવા મુખવાળું. મૃગૈર્વારુકનો પર્યાય ગુજરાતીમાં મળ્યો નથી.

૧૦ કાગડાના જેવા મુખવાળું.

૧૧ 'કંક' એ નામની ધોળી, લાંબી ચાંચવાળી અને મોટા કદવાળી સમડી થાય છે કે જેના પીંછાંને ભીલ લોકો તીરની પછવાડે બાંધે છે, તેના જેવા મુખવાળું. नखप्रभाभूषितकंकपत्रे (रघुवंश)

૧૨ ટિટોડાના જેવા મુખવાળું.

૧૩ નીલકંઠ નામના પક્ષીના જેવા મુખવાળું.

૧૪ ગરજ કે જે મરેલા પશુઓના માંસને ઠોલીઠોલીને (તોડીતોડીને) ખાય છે તેના જેવા મુખવાળું.

૧૫ સસલાંને ફાડી ખાનાર બાજના જેવા મુખવાળું.

૧૬ ઘુવડના જેવા મુખવાળું.

૧૭ સમળીના જેવા મુખવાળું.

૧૮ શકરા–સીંચાણાના જેવા મુખવાળું.

૧૯ ગીધના જેવા મુખવાળું.

૨૦ કુંજડીના જેવા મુખવાળું.

૨૧ ઉપરના ભાગમાં તેતરના જેવા રંગવાળી એક જાતની કાળી ચકલી થાય છે, તેના જેવા મુખવાળું.

કર્ણમુખ,[૨૨] અવભંજનમુખ[૨૩] અને નંદિમુખ-મુખ[૨૪] એ નામોથી કહેવામાં આવે છે. આ યંત્રો અઢારઅઢાર* આંગળનાં જોઈએ. એમની કાંધમાં મસૂરના દાણા જેવી જડ નાખવી અને એમનાં પાંખાં તેમના પોતાનાં છેડાઓમાં અંકુશની પેઠે વળેલાં કરવાં. આ સ્વસ્તિકયંત્રો હાડકામાં ખૂંચેલાં શલ્યોને કાઢવા માટે ઉપયોગમાં લેવાય છે. ૪

બે સંદંશ યંત્રોનાં પ્રમાણ તથા ઉપયોગ

सनिग्रहोऽनिग्रहश्च संदंशौ षोडशाङ्गुलौ भवतस्त्वङ्मांससिरास्नायुगतशल्योद्धरणार्थमुपदिश्येते ॥

સંદંશ યંત્ર બે પ્રકારનાં છે : એકની નીચે હથેળીમાં પકડવાનો ભાગ રાખવામાં આવે છે અને બીજાની નીચે તેવો ભાગ રાખવામાં આવતો નથી.[૧] (જુઓ સાણસી, ચીપિયા અને સમાણી) એમનું પ્રમાણ સોળસોળ આંગળનું જોઈએ અને એ બે સંદંશયંત્રો ત્વચામાં, માંસમાં, ઝીણી નસોમાં તથા મોટી રગોમાં રહેલાં શલ્યોને કાઢવા માટે ઉપયોગમાં લેવાય છે. ૫

૨૨ અંજલિકર્ણ પક્ષી અપ્રસિદ્ધ છે. કોઈ ટીકાકારોએ પણ જાણેલ નથી. (વડવાનરીના કાન અંજલિ જેવા થાય છે, માટે વડવાનરી હોય તો હોય.)

૨૩ અવભંજન પક્ષી પણ અપ્રસિદ્ધ છે. તે દેશાંતરમાં થતાં હશે.

૨૪ નંદિમુખ નામના પક્ષીના જેવા મોઢાવાળું. આ પક્ષીને હિંદુસ્થાની લોકો પત્રાટી કહે છે. આ ચકલીની જાત છે. તેનું ગળું પાતળું તથા જરા લાલ હોય છે અને રંગ કાળો તથા ધોળો હોય છે.

* પાશ્ચાત્ય સર્જરીમાં શસ્ત્રો બહુ નાનકડાં છે, પણ લડાઈમાં જ્યારે તીર વાગે અગર તો હાડકામાં કંઈ શલ્ય પેસી જાય, તો શસ્ત્ર લાંબું હોય તો તેને દોરડી વગેરે બાંધી ઝાડની ડાળીથી અગર ઘોડાના બળે ખેંચી કાઢવામાં આવે છે. આથી લાંબો વિચાર કરીને આયુર્વેદે શસ્ત્રોની લંબાઈ વિશેષ રાખી છે.

૧ કેટલાક એમ માને છે કે જેમાં કાંધ ઉપર જડ આવે તે પહેલા પ્રકારનો સંદંશ (સાણસી) કહેવાય અને જેમાં કાંધ ઉપર જડ ન આવે તે બીજા પ્રકારનો સંદંશ (ચીપિયો અથવા સમાણી) કહેવાય.

બે તાલયંત્રોનાં પ્રમાણ, આકાર, ઉપયોગ

तालयंत्रे द्वादशाङ्गुले मत्स्यतालुवदेकतालद्वितालके कर्णनासानाडीशल्यानामाहरणार्थम् ॥६॥

તાલયંત્રો બારબાર આંગળનાં થાય છે. તેમાં એક, માછલાંના ગળાના શલ્ક (ચૂઈ) જેવા પાતળા મુખવાળા, એક પ્રદેશવાળું અને બીજું, માછલાંના ગળાના શલ્ક જેવા પાતળા મુખવાળા, બે પ્રદેશવાળું થાય છે. એ બે તાલયંત્રો કાનની કે નાકની નળીઓમાં રહેલાં શલ્યોને (મેલ તથા કાંકરી કે કેશ વગેરેને) કાઢવામાં ઉપયોગી થાય છે. (આ તાલયંત્રોની જાડાઈ કાન વગેરેના પ્રદેશમાં પેસવાને લાયક કરવી.) ૬

વીસ નાડીયંત્રોનાં પ્રમાણ, નામ, ઉપયોગ

नाडीयंत्राण्यनेकप्रकाराण्यनेकप्रयोजनान्येकतोमुखान्युभयतोमुखानि च तानि स्रोतोगतशल्योद्धरणार्थं रोगदर्शनार्थमाचूषणार्थं क्रियासौकर्यार्थं चेति तानि स्रोतोद्वारपरिणाहानि यथायोगपरिणाहदीर्घाणि च। भगंदरार्शोव्रणवस्त्युत्तरबस्तिमूत्रवृद्धिदकोदरधूमनिरुद्धप्रकशसंनिरुद्धगुदयंत्राण्यलाबूशृंगयंत्राणि चोपरिष्टाद्वक्ष्यामः ॥७॥

નાડીયંત્રો[૧] અનેક પ્રકારોવાળાં અને અનેક પ્રયોજનોવાળાં થાય છે. (આ યંત્રો નાડીઓની પેઠે એટલે નળીઓની પેઠે મધ્યમાં પોલાં હોવાથી, નાડીયંત્રો કહેવાય છે.) એમાં અલાબૂયંત્ર આદિ નાડીયંત્રો કે જેઓ લોહીનું આકર્ષણ કરવા વગેરેમાં ઉપયોગી છે તેઓ એક તરફ મુખવાળાં થાય છે અને બસ્તિયંત્ર, ઉત્તર બસ્તિયંત્ર તથા ધૂમયંત્ર આદિ નાડીયંત્રો બન્ને તરફ મુખવાળાં થાય છે. નાડીયંત્રો સ્રોતોમાં[૨]

૧ સ્પેક્યુલમ્સ.

૨ મન, પ્રાણ, અન્ન, જળ, દોષો, ધાતુઓ, ઉપધાતુઓ, ધાતુઓના મળો, મૂત્ર અને વિષ્ઠા ઇત્યાદિ પદાર્થો શરીરમાં જે રસ્તાઓથી ગતિ કરે છે, તે રસ્તાઓ સ્રોત કહેવાય છે.

રહેલાં શલ્યોને કાઢવામાં, અંદરના અરશ વગેરે રોગોને જોવાના કામમાં, અસ્થિઓમાં રહેલા[1] વાયુને, દુષ્ટ રુધિરને તથા દુષ્ટ ધાવણને ચૂસવાના કામમાં અને અંદરના અરશ વગેરે રોગોમાં શસ્ત્રની, ક્ષારની તથા અગ્નિ વગેરેની ક્રિયાની સુગમતા કરવામાં ઉપયોગી થાય છે. આ નાડીયંત્રો સ્રોતોનાં દ્વારો જેવાં ગોળ અને યોગ્યતાને અનુસરી જાડાં તથા લાંબાં થાય છે. ૭

ભગંદરયંત્ર,[2] અર્શોયંત્ર,[3] વ્રણયંત્ર,[4] બસ્તિયંત્ર,[5] ઉત્તર બસ્તિયંત્ર,[6] મૂત્રવૃદ્ધિયંત્ર,[7] દકોદરયંત્ર,[8] ધૂમયંત્ર,[9] નિરુદ્ધપ્રકશયંત્ર,[10] સંન્નિરુદ્ધગુદયંત્ર,[11] અલાબૂયંત્ર[12] અને શૃંગયંત્ર,[13] એ નાડીયંત્રોનાં નામો છે. (આ નાડીયંત્રો ભગંદર આદિ દર્દોમાં ઉપયોગી થાય છે.) આ યંત્રો વિષે વિશેષ વ્યાખ્યાન તે તે રોગોની ચિકિત્સાઓમાં આપવામાં આવશે.[14]

૮ શલાકાયંત્રોના આકાર, પ્રમાણ, ઉપયોગ

शलाकायंत्राण्यपि नानाप्रकाराणि नानाप्रयोजनानि यथायोगपरिणाहदीर्घाणि च तेषां गण्डूपदशरपुंखसर्पफणबडिशमुखे द्वे द्वे एषणव्यूहनचालनाहरणार्थमुपदिश्येते। मसूरदलमात्रमुखे द्वे किंचिदानताग्रे स्रोतोगतशल्योद्धरणार्थम्। षट्कार्पासकृतोष्णीषाणि प्रमार्जनक्रियासु। त्रीणि दर्व्याकृतानि खल्वमुखानि क्षारौषधप्रणिधानार्थम्। त्रीण्यन्यानि जाम्बववदनानि त्रीण्यंकुशवदनानि षडेवाग्निकर्मस्वभिप्रेतानि। नासार्बुदहरणार्थमेकं कोलास्थिदलमात्रमुखं खल्वतीक्ष्णौष्ठम्। अंजनार्थमेकं कलायपरिमण्डलमुभयतो मुकुलाग्रम्। मूत्रमार्गविशोधनार्थमेकं मालतीपुष्पवृन्ताग्रप्रमाणपरिमण्डलमिति ॥ ८॥

શલાકાયંત્રો પણ (સળીરૂપ યંત્રો પણ) અનેક પ્રકારનાં, અનેક પ્રયોજનોવાળાં અને યોગ્યતા પ્રમાણે જાડાઈ તથા લંબાઈવાળાં થાય છે. એમાં (બે) યંત્રો અળશિયાના જેવાં મુખવાળાં, (બે) યંત્રો બાણના પુંખ જેવાં મુખવાળાં, (બે) યંત્રો સર્પની ફેણ જેવાં મુખવાળાં અને (બે) યંત્રો માછલાં પકડવાની કુંઢી—ગીલ જેવાં મુખવાળાં થાય છે (અળશિયા જેવાં મુખવાળાં બે યંત્રો ઊંડા પાક વગેરેમાં પરુ વગેરેને શોધવાના કામમાં ઉપયોગી થાય છે.) બાણના પુંખ જેવાં મુખવાળાં બે યંત્રો શલ્યોને ઊંચા કરવાના કામમાં ઉપયોગી થાય છે. (સર્પની ફેણ જેવાં મુખવાળાં બે યંત્રો શલ્યોને ચલાયમાન કરવાના કામમાં ઉપયોગી થાય છે) અને માછલાં પકડવાની કુંઢી જેવાં મુખવાળાં બે યંત્રો શલ્યોને બહાર કાઢી લેવાના કામમાં

---

૧ આ વાત હજી બીજાં શલ્યતંત્રોમાં વિચારાઈ નથી. ઓરટીઓમે ગ્રેન સુધી કાણું પાડી વાયુ જેમ વ્હીસલ વાગે તેમ બહાર નીકળે છે.

૨ ભગંદરમા ઉપયોગી.

૩ અરશમા ઉપયોગી.

૪ વ્રણમા ઉપયોગી.

૫ પિચકારી મારવામા ઉપયોગી

૬ લિંગમા કે યોનિમાં પિચકારી મારવામા ઉપયોગી

૭ મૂત્રવૃદ્ધિમા મૂત્રનો સ્રાવ કરાવવામા ઉપયોગી

૮ જલોદરના જળને સરાવવામા ઉપયોગી

૯ ધુમાડો પીવાની નળી

૧૦ નિરુદ્ધપ્રકાશ નામના દર્દમા ઉપયોગી

૧૧ સંનિરુદ્ધગુદ નામના દર્દમા ઉપયોગી

૧૨ તૂમડું.

૧૩ શિંગડું.

૧૪ શંકા—નાડીયંત્રો વીસ હોય છે એમ પ્રથમ જ કહ્યું છે, તે છતાં અહીં બારની સંખ્યા કેમ થાય છે? વીસ કેવી રીતે પૂરા કરવા?

સમાધાન—ભગંદર યંત્ર બે થાય છે. એક એક છિદ્રવાળું અને બીજું બે છિદ્રવાળું. અર્શોયંત્ર પણ બે થાય છે: એક એક છિદ્રવાળું અને બીજું બે છિદ્રવાળું. બસ્તિયંત્ર અવસ્થાઓના ભેદથી ચાર થાય છે: ઉત્તરબસ્તિયંત્ર એક સ્ત્રીઓ માટે અને બીજું પુરુષો માટે એમ બે થાય છે અને વૈરેચનિક, સ્નૈહિક તથા પ્રાયોગિક એ રીતે ધૂમયંત્ર ત્રણ થાય છે. આ પ્રમાણે આઠની સંખ્યા વધવાથી વીસ પૂરા થાય છે.

ઉપયોગી થાય છે. (બે) યંત્રો મસૂરની દાળ જેવાં મુખવાળાં તથા કાંઇક નમેલી અણીઓવાળાં થાય છે અને એ યંત્રો સ્રોતામાં રહેલાં શલ્યોને કાઢવામાં ઉપયોગી થાય છે. (છ) યંત્રો કપાસની ટાપીઓવાળાં થાય છે અને તેઓ લોહી, પરુ તથા પાણી વગેરેને લૂછી નાખવાના કામમાં ઉપયોગી થાય છે. (ત્રણ) યંત્રો કડછી જેવી આકૃતિવાળાં તથા કડછીની પેઠે પહોળાં તથા ઊંડાં મુખવાળાં થાય છે અને તેઓ શરીરના ભાગોમાં ક્ષાર કે ઔષધ દાખલ કરવામાં ઉપયોગી થાય છે. બીજાં (ત્રણ) યંત્રો જાંબુ જેવાં મુખવાળાં તથા (ત્રણ) યંત્રો હાથીના અંકુશના જેવાં મુખવાળાં થાય છે અને તે છ યંત્રો અગ્નિના કામોમાં (ડામ દેવા આદિ કામોમાં) ઉપયોગી થાય છે. (એક) યંત્ર બોરના ઠળિયામાંથી નીકળતા બીજની દાળ જેવડા મુખવાળું, ઊંડા તથા પહોળા મુખવાળું અને તીક્ષ્ણ હોઠવાળું થાય છે અને તે યંત્ર નાકની રસોળી કાઢવામાં ઉપયોગી થાય છે. (એક) યંત્ર લાંબું છતાં પણ વટાણાના દાણા જેવું ફરતું ગોળ તથા બન્ને તરફ કળી જેવી અણીઓવાળું થાય છે અને તે યંત્ર આંખમાં અંજનો આંજવાના કામમાં ઉપયોગી થાય છે. (એક) યંત્ર માલતીના પુષ્પના ડીટિયાના અગ્ર જેવું લંબગોળ થાય છે અને તે યંત્ર મૂત્રના માર્ગને શુદ્ધ કરવાના કામમાં ઉપયોગી થાય છે. (કુલ ૨૮)૮

પચીસ ઉપયંત્રોનાં નામ તથા ઉપયોગ

उपयन्त्राण्यपि रज्जुवेणिकापट्टचर्मान्तवल्कल-
लतावस्त्राष्ठीलाश्ममुद्गरपाणिपादतलाङ्गुलिजिह्वाद-
न्तनखमुखवालाश्वकटकशाखाष्ठीवनप्रवाहणहर्षाय-
स्कांतमयानि क्षाराग्निभेषजानि चेति ॥
एतानि देहे सर्वस्मिन् देहस्यावयवे तथा ।
संधौ कोष्ठे धमन्यां च यथायोगं प्रयोजयेत् ॥९

દોરી, ત્રેવડી ભાંગેલી દોરી, પાટિયું, ચામડાના ભાગો, ખાખરા તથા ઉંબરા વગેરે વૃક્ષોની છાલ,[1] લાંબા તંતુઓવાળી લતા, વસ્ત્ર, લંબગોળ પથરો,[2] મુદ્દગર,[3] હાથનું કે પગનું તળું, આંગળી, જીભ, દાંત, નખ, મુખ, વાળ, ઘોડાના ચોકડાની કડી,[4] ઝાડની શાખા,[5] થુંકાવવું, વમન, વિરેચન, અશ્રુપાત તથા છીંક વગેરે ગતિ આપનાર ક્રિયાઓ, હર્ષ, લોઢાને ગતિ આપનાર પથરો,[6] ક્ષાર, અગ્નિ તથા ઔષધો એ પચીસ ઉપયંત્રો છે. (યંત્રો નહિ છતાં યંત્રોના જેવાં કામ કરે તે ઉપયંત્રો કહેવાય.)

આ ઉપયંત્રોનો સઘળા શરીરમાં, શરીરના અવયવમાં, સાંધામાં, કોઠામાં તથા નાડીમાં યથાયોગ્ય ઉપયોગ કરવો. ૯

યંત્રોનાં કામો

यन्त्रकर्माणि तु निर्घातनपूरणबन्धनव्यूहन
वर्तनचालननिवर्तनविवरणपीडनमार्गविशोधनविक
र्षणाहरणाञ्छनोन्नमनविनमनभञ्जनोन्मथनाचूषणै-
षणदारणर्जूकरणप्रक्षालनप्रधमनप्रमार्जनानि चतु
र्विंशतिः ॥१०॥

આમ તેમ હલાવવું, તેલ વગેરેથી પૂરવું,[7]

---

૧ વૃક્ષોની છાલો ભમને બાંધવામા કામમા આવે છે.

૨ આ પથરો અષ્ઠીલાશ્મા કહેવાય છે અને તે ઉત્તરાપથમા પ્રસિદ્ધ છે (ડલ્હન)

૩ કાષ્ઠાદિકથી બનાવેલો મુદ્દગર હાડકાં માં ગુપ્ત થયેલા શલ્યને ચલાયમાન કરવામા ઉપયોગી થાય છે.

૪ ઘોડાના ચોકડાની કડીનો ઉપયોગ આ સૂત્રસ્થાનના શલ્યાપનયનીય નામના ૨૭મા અધ્યાયના ૮ મા વિષયમાં કહેવામા આવશે

૫ આનો ઉપયોગ પણ આ સૂત્રસ્થાનના શલ્યાપનયનીય નામના ૨૭ મા અધ્યાયના ૭ મા વિષયમાં કહેવામા આવશે.

૬ આ પથરો (મેગ્નેટ) આકર્ષક ચુંબક, દ્રાવક અને ભ્રામક એમ ચાર પ્રકારનો થાય છે. (લોઢાનું આકર્ષણ કરનાર, લોઢાનું ચુંબન કરનાર, લોઢાને દ્રવીભાવ આપનાર અને લોઢાને ભ્રમણ કરાવનાર).

૭ પિચકારી તથા નળી વગેરેથી તેલ વગેરે પુરાય છે.

બાંધવું, ઊંચું કરવું, ગોળ કરવું, એક સ્થાનથી બીજા સ્થાનમાં લેવું, પાછું ફેરવવું, ખુલ્લું કરવું, દબાવવું,[1] રસ્તો સાફ કરવો,[2] ખેંચવું,[3] કાઢી લેવું, જરા આગળ લાવવું, ઊંચે ચડાવવું,[4] નમાવવું, મર્દન કરવું, ગુમ થયેલા શલ્યના માર્ગમાં કોઈ વસ્તુનું હલાવવું,[5] લોહી વગેરે ચૂસવું,[6] પગની ગતિનું તથા પથરી વગેરેનું શોધવું, ચીરવું, વાંકાનું સરખું કરવું, ધોઈ નાખવું, નાકમાં ચૂર્ણ આદિ નાખવું અને વાળ તથા આંગળી વગેરેથી માર્જન કરવું;[7] એ ચોવીસ યંત્રોનાં કામો સમજવાં. ૧૦

### યંત્રોના કામોની સંખ્યાનો નિયમ નથી

स्वबुद्ध्या चापि विभजेद्यन्त्रकर्माणि बुद्धिमान् ।
असंख्येयविकल्पत्वाच्छल्यानामिति निश्चयः ॥११॥

શલ્યોના ભેદો અસંખ્યાત છે એટલા માટે બુદ્ધિમાન વૈદ્યે પોતાની બુદ્ધિથી પણ યંત્રોનાં કામોના વિભાગો જાણી લેવા તથા કલ્પી લેવા. ૧૧

### યંત્રોના દોષો

तत्रातिस्थूलमसारमतिदीर्घमतिह्रस्वमग्राहिणमग्राहिवक्रं शिथिलमत्युन्नतं मृदुकीलं मृदुमुखं मृदुपाशमिति द्वादश यंत्रदोषाः ॥१२॥

અત્યંત જાડું, અશુદ્ધ લોઢા વગેરેથી બનાવેલું, અત્યંત લાંબું, અત્યંત ટૂંકું, નહિ પકડનારું, એક ભાગને પકડનારું, વાંકું, પોચું, અત્યંત ઊંચું, ઢીલી જડવાળું, લાંપડા મુખવાળું અને કોમળ પાશવાળું એ બાર યંત્રોના દોષો સમજવા.[1] ૧૨

### યંત્રોના ગુણો

एतैर्दोषैर्विनिर्मुक्तं यंत्रमष्टादशाङ्गुलम् ।
प्रशस्तं भिषजा ज्ञेयं तद्धि कर्मसु योजयेत् ॥१३

જે અઢાર આંગળનું યંત્ર ઉપર કહેલા દોષોથી રહિત હોય તેને વૈદ્યે ઉત્તમ સમજવું અને તેવા યંત્રનો ક્રિયાઓમાં ઉપયોગ કરવો. ૧૩

### કેવાં કેવાં શલ્યોને કયાં કયાં યંત્રોથી કાઢવાં

दृश्यं सिंहमुखाद्यैस्तु गूढं कङ्कमुखादिभिः ।
निर्हरेत्तु शनैः शल्यं शास्त्रयुक्तिव्यपेक्षया ॥१४॥

શાસ્ત્રો[2] ઉપર તથા યુક્તિઓ ઉપર ધ્યાન આપીને વૈદ્યે નજરે દેખાતા શલ્યને સિંહમુખાદિક યંત્રો વડે અને ગુપ્ત રહેલા શલ્યને કંકમુખાદિક યંત્રો વડે ધીરેધીરે કાઢવું. ૧૪

### કંકમુખયંત્રની પ્રધાનતા

विवर्तते साध्ववगाहते च शल्यं निगृह्योद्धरते च यस्मात् । यंत्रेष्वतः कङ्कमुखं प्रधानं स्थानेषु सर्वेष्वधिकारि चैव ॥१५॥

કંકમુખયંત્ર[3] અંદર સારી રીતે ફરે છે, સારી રીતે પેસે છે, શલ્યને સારી રીતે પકડીને ખેંચી કાઢે છે અને સર્વ સ્થાનકોમાં પેસવાના અધિકારવાળું તથા યોગ્ય સગવડવાળું છે, માટે તે યંત્ર બીજાં સધળાં યંત્રોમાં પ્રધાન છે. ૧૫

---

૧ પરુ વગેરે કાઢવા માટે આંગળી વગેરેથી વ્રણને દબાવાય છે.

૨ મૂત્ર કે વિષ્ઠા અટકી પડેલાં હોય તો રસ્તો સાફ કરવો પડે છે.

૩ માંસાદિકમાં ચોંટી રહેલા શલ્યને ખેંચવું

૪ નમી ગયેલા કાન વગેરેનું ઊંચું ઉપાડવું

૫ શલ્યના માર્ગમાં સળી વગેરેનું ફેરવવું

૬ મુખથી, તૂંબડાથી કે શિંગડાં વગેરેથી લોહી વગેરે ચુસાય છે.

૭ નેત્રમાં રજ પડેલ હોય તો વાળ, આંગળી તથા વસ્ત્રની વાટ વગેરેથી માર્જન કરવામાં આવે છે.

૧ આ દોષો ઘણુ કરીને સ્વસ્તિકયંત્રોમાં સમજવાના છે એમ નીચેના વિષય ઉપરથી જ જણાય છે.

૨ કેટલાકે મૂળમાં શાસ્ત્ર શબ્દ વાપર્યો છે, તેનો અર્થ શાસ્ત્રની યુક્તિ પ્રમાણે સમજવો.

૩ કાગડાની ચાંચ જેવું આ યંત્ર અત્યંત સગવડ ભરેલું હોઈ નાનાં છિદ્રોમાંથી પણ શલ્યને ખેંચી કાઢે છે. આ યંત્ર ઘણા ઉપયોગમાં લેવાય છે.

## અધ્યાય ૮ મો

### ઉપક્રમ

अथातः शस्त्रावचारणीयमध्यायं व्याख्यास्यामः ॥१

હવે શિષ્યોના પૂછવાથી 'શસ્ત્રાવચારણીય'* નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલુ છે. ૧

### શસ્ત્રોની સંખ્યા, નામો તથા કામો

विंशतिः शस्त्राणि । तद्यथा । मण्डलाग्रकरपत्रवृद्धिपत्रनखशस्त्रमुद्रिकोत्पलपत्रकार्धधारसूचीकुशपत्राटीमुखशरारिमुखांतर्मुखत्रिकूर्चककुठारिकाव्रीहिमुखारावेतसपत्रकबडिशदन्तशङ्क्वेपण्य इति । तत्र मण्डलाग्रकरपत्रे स्यातां छेदने लेखने च । वृद्धिपत्रनखशस्त्रमुद्रिकोत्पलपत्रकार्धधाराणि छेदने भेदने च । सूचीकुशपत्राटीमुखशरारिमुखांतर्मुखत्रिकूर्चकानि विस्रावणे । कुठारिकाव्रीहिमुखारावेतसपत्रकाणि व्यधने सूची च । बडिशं दंतशंकुश्चाहरणे । एषण्येषणे आनुलोम्ये च । सूच्यः सीवने । इत्यष्टविधे कर्मण्युपयोगः शस्त्राणां व्याख्यातः ॥२॥

મંડલાગ્ર,[1] કરપત્ર,[2] વૃદ્ધિપત્ર,[3] નખશસ્ત્ર,[4] મુદ્રિકા,[5] ઉત્પલપત્રક,[6] અર્ધધાર,[7] સૂચિ,[8] કુશપત્ર,[9] આટીમુખ,[10] શરારિમુખ,[11] અંતર્મુખ,[12] ત્રિકૂર્ચક,[13] કુઠારિકા,[14] વ્રીહિમુખ,[15] આરા,[16] વેતસપત્ર,[17] બડિશ,[18] દંતશંકુ[19] અને એષણી[20] એ નામનાં વીશ શસ્ત્રો થાય છે. ૨

એમાં મંડલાગ્ર અને કરપત્ર એ બે શસ્ત્રો છે. છેદનમાં તથા લેખનમાં (ઉખેડવા-

---

* કયાં કયા કર્મોમા કયા કયા શસ્ત્રોનો ઉપયોગ કરવો તે વિષેનો.

૧ જેના ફળાના પ્રદેશમા તર્જનીના અંદરના નખ જેવું ગોળ મંડળ હોય તે. આ ૭ આગળનું જોઈએ. ફળ એટલે શસ્ત્રની ધાર.

૨ ઘણા દાતાઓવાળું આ કરવત દશ આગળ લાબું અને બે આંગળ પહોળું જોઈએ.

૩ આ શસ્ત્ર અસ્રાના જેવા આકારવાળું થાય છે. એક સીધી અણીવાળું અને બીજું પૃષ્ઠ ભાગમા નમેલી અણીવાળું થાય છે. આ બૂન્ને સાત આંગળનાં જોઈએ.

૪ નરેણી આઠ આંગળ લાંબી કરવી. આનું ફળું બે આંગળ લાંબું અને એક આગળ પહોળું જોઈએ.

૫ જો વાગ્ભટે કહેલું અંગુલિશાસ્ત્ર આ હોય, તો તે શસ્ત્ર કરડામાંથી બહાર નીકળેલા મુખવાળું અને અરધા આંગળ લાબા ફળાવાળું જોઈએ.

૬. કમળપત્ર જેવા આકારવાળું આ શસ્ત્ર લાંબા મુખવાળું થાય છે

૭ અર્ધમા ધારવાળું અને ટૂંકા મુખવાળું આ શસ્ત્ર આઠ આગળ લાબું, એક આગળ પહોળું અને બે આંગળના ફળાવાળું જોઈએ.

૮ સૂચિઓ વિષે આ સૂત્રસ્થાનના ૨૫ મા અધ્યાયના ૧૧ મા વિષયમા કહેવામા આવશે.

૯ આ શસ્ત્ર દર્ભના પીછાના જેવી આકૃતિવાળું, એક આંગળના ફળાવાળું અને મધ્યમાં ત્રણ આગળનું કરવું (તંત્રાતર ઉપરથી ડલ્હન)

૧૦ આ શસ્ત્ર જળમા રહેનાર આડ નામના પક્ષીના જેવા મુખવાળુ અને બે આગળના ફળાવાળું કરવું. (વાગ્ભટ)

૧૧ આ શસ્ત્ર લાબી ચાચવાળા અને સફેદ કાધવાળા આડ પક્ષીના જેવા મુખવાળું, બે આંગળના ફળાવાળું, ચપલ પાંખિયાઓવાળું અને બાર આંગળ લાબુ કરવુ આ શસ્ત્ર કાતર કહેવાય છે. (ડલ્હન)

૧૨ આ શસ્ત્ર દોઢ આગળના ફળાવાળુ, આઠ આગળ લાબું, વાકી ધારાવાળું અને અર્ધચંદ્ર જેવુ કરવું.

૧૩ આ શસ્ત્ર આડ આગળ લાબું, ત્રણ ફળાવાળું અને એક એક ફળા વચ્ચે ચોખાની શાળના જેટલા અંતરવાળુ કરવુ

૧૪ કુઠારિકા એટલે કુહાડી આ શસ્ત્ર પહોળું, ગાયના દાત જેવા અરધા આગળના મુખવાળું અને દાડીવાળું કરવુ. (વાગ્ભટ)

૧૫ આ શસ્ત્ર અરધા આગળના ફળાવાળું, ચોખાની શાળના જેવા મુખવાળું, ૭ આંગળ લાબું અને બે આગળના હાથાવાળું કરવું

૧૬ આ શસ્ત્ર મોચીની આર જેવુ, અર્ધ આંગળના ગોળ મુખવાળું, અર્ધ આગળ સુધી જ પેસનારું અને ઉપરના ભાગમાં તેટલા જ ચોરસ કરવું. (વાગ્ભટ)

૧૭ આ શસ્ત્ર નેતરના પાંદડા જેવુ, એક આગળ પહોળુ, ચાર આગળ લાંબું અને ચાર આગળના હાથાવાળું કરવું. (ભોજના ગ્રંથ ઉપરથી ડલ્હન)

૧૮ આ શસ્ત્ર માછલાં પકડવાની કુંડીની પેઠે

ખોતરવામાં ) કામ આવે છે. વૃદ્ધિપત્ર, નખશસ્ત્ર, મુદ્રિકા, ઉત્પલપત્રક અને અર્ધધાર એ પાંચ શસ્ત્રો છેદનમાં, ભેદનમાં તથા લેખનમાં પણ કામ લાગે છે. સૂચી, કુશપત્ર, આટીમુખ, શરારિમુખ, અંતમુખ અને ત્રિકૂર્ચક એ છ શસ્ત્રો પરુ તથા રુધિર વગેરેને સ્રવાવવામાં કામ લાગે છે. કુઠારિકા, વ્રીહિમુખ, આરા તથા વેતસપત્રક એ ચાર શસ્ત્રો વીંધવામાં કામ લાગે છે. સૂચી પણ વીંધવામાં કામ લાગે છે.[1] બડિશ[2] અને દંતશંકુ એ બે શસ્ત્રો શલ્યોને બહાર ખેંચી લેવામાં કામ લાગે છે. એષણી[3] પરુ વગેરેને શોધવામાં તથા સ્રવાવવામાં કામ લાગે છે. સૂચીઓ[4] સીવવામાં કામ લાગે છે. આ પ્રમાણે આઠ પ્રકારનાં કર્મોમાં શસ્ત્રોનો ઉપયોગ કહ્યો. ૨

### શસ્ત્રો પકડવાની રીત, શસ્ત્રોના આકારોની સૂચના, શસ્ત્રોનાં પ્રમાણો તથા ઉપયોગ

तेषामथ यथायोगग्रहणसमासोपायः कर्मसु वक्ष्यते। तत्र वृद्धिपत्रं वृन्तफलसाधारणे भागे गृह्णीयाद्भेदनान्येवं सर्वाणि। वृद्धिपत्रं मण्डलाग्रं च किंचिदुत्तानपाणिना लेखने बहुशोऽवचार्यम्। वृन्ताग्रे विस्रावणानि। विशेषेण बालवृद्धसुकुमारभीरुनारीणां राज्ञां राजपुत्राणां च त्रिकूर्चकेन विस्रावयेत्। तलप्रच्छादितवृन्तमंगुष्ठप्रदेशिनीभ्यां व्रीहिमुखम्। कुठारिकां वामहस्तन्यस्तामितरहस्तमध्यमांगुल्यांगुष्ठविष्टब्धयाभिहन्यात्। आराकरपत्रैषण्यो मूले। शेषाणि तु यथायोगं गृह्णीयात्। तेषां नामभिरेवाकृतयः प्रायेण व्याख्याताः॥

तत्र नखशस्त्रैषण्यावष्टांगुले। सूच्यो वक्ष्यन्ते। बडिशो दन्तशंकुश्चानताग्रे तीक्ष्णकण्टकप्रथमयवपत्रमुखे। एषणी गण्डूपदाकारमुखी। प्रदेशिन्यग्रपर्वप्रदेशप्रमाणा मुद्रिका। दशांगुला शरारिमुखी सा कर्तरीति कथ्यते। शेषाणि तु षडंगुलानि॥३॥

એ શસ્ત્રોને યોગ્ય રીતે પકડવાની તથા ચલાવવાની રીતિ આગળ જતાં શસ્ત્રોના ઉપયોગોના વિષયોમાં કહેવામાં આવશે; તોપણ અહીં સંક્ષેપથી કહીએ છીએ. વૃદ્ધિપત્ર નામના શસ્ત્રને તેના હાથાના અને ફળાના મધ્યભાગમાં પકડવું. જેઓ ભેદન કરવાનાં શસ્ત્રો છે તે સર્વને એ પ્રમાણે જ પકડવાં. વૃદ્ધિપત્રથી કે મંડલાગ્રથી લેખન કરવું હોય, ત્યારે તેઓને કાંઈક ઊંચા હાથથી પકડીને દર્દ ઉપર વારંવાર તેમની યોજના કરવી. બીજાં શસ્ત્રોની પેઠે તેમનો એકવાર જ ઉપયોગ કરવો એમ સમજવું નહીં. જે શસ્ત્રો પરુ વગેરેને સ્રવાવવાનાં છે તેમને હાથાના અગ્રમાં પકડવાં. વિશેષે કરી બાલ, વૃદ્ધ, સુકુમાર, બીકણ, જુવાન સ્ત્રીઓ, રાજાઓ કે રાજકુમારોનાં પરુ વગેરેને સ્રવાવવાં હોય તો ત્રિકૂર્ચક નામના શસ્ત્રથી જ સ્રવાવવાં. વ્રીહિમુખ નામના શસ્ત્રનો ઉપયોગ કરવો હોય, ત્યારે તેના હાથાને હાથનાં તળાંથી ઢાંકીને તેને અંગૂઠા વડે તથા અંગૂઠાના પડખાની આંગળી વડે ચલાવવું. કુઠારિકાથી કામ કરવું હોય, ત્યારે તેને ડાબા

---

નમેલા મુખવાળું કરવું. (વાગ્ભટ)

૧૯ આ શસ્ત્ર એક પ્રદેશમાં એક ધારાવાળું તથા ચોરસ કરવું અને બીજા પ્રદેશમાં ગોળ આકારવાળું કરવું. (વાગ્ભટ)

૨૦ આ શસ્ત્ર અળશિયાના જેવા મુખવાળું, લીસું અને મણુને અનુસરતું જાડું કરવું.

૧ કુશપત્ર તથા ઉત્પલપત્રક વગેરેનો પણ વીંધવામાં ઉપયોગ થાય.

૨ બડિશ યંત્રોમાં પણ કહેવાઈ ગયું છે તે છતાં શસ્ત્રોમાં પણ લખ્યું છે. તેનું કારણ એ છે કે યંત્રરૂપ બડિશની જાડાઈ તથા લંબાઈ યોગ્યના પ્રમાણે કરવી. અને શસ્ત્રરૂપ બડિશ તો છ આંગળનું લાંબું તથા તીક્ષ્ણ કાંટાના જેવા મુખવાળું જ કરવું.

૩ એષણીને યંત્રોમાં પણ ગણી છે અને શસ્ત્રોમાં પણ ગણી છે. યંત્રરૂપ એષણીનું યથાયોગ્ય પ્રમાણ કરવું અને શસ્ત્રરૂપ એષણીનું તો આઠ આંગળનું જ કરવું. આનું મુખ તીક્ષ્ણ તથા ઝીણી અણીવાળું કરવું.

૪ સૂચીઓ (સોઈયો) ઘણા પ્રકારની થાય છે. તેથી બહુવચન આપ્યું છે.

હાથમાં રાખી જમણા હાથની વચલી આંગળીને અંગૂઠાનો ટેકો દઈ તે આંગળીથી ઠોકવી, આરા, કરપત્ર અને એષણી એ શસ્ત્રોને તેઓના મૂળમાં જ પકડવાં અને બાકીનાં શસ્ત્રોને જેમ ક્રિયા કરવામાં અનુકૂળ આવે તેમ પકડવાં. આ શસ્ત્રોની આકૃતિઓ તો ઘણું કરી તેમનાં નામો ઉપરથી જ કહી દીધી છે. ૩

તેમાં નખશસ્ત્ર અને એષણી આઠ આઠ આંગળનાં કરવાં. સૂચીઓનું પ્રમાણ આ સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયમાં કહેવામાં આવશે. બડિશ નમેલી અણીવાળું અને તીક્ષ્ણ કાંટા જેવા મુખવાળું કરવું. દંતશંકુ નામનું શસ્ત્ર જવના પહેલા નીકળતા પાંદડાના જેવા મુખવાળું કરવું. એષણીનું[1] મુખ અળશિયાના મુખ જેવું કરવું. મુદ્રિકા નામનું શસ્ત્ર અંગૂઠાના પડખાની આંગળીના ત્રણ પર્વોમાંનું ઉપલું પર્વ પેસી જાય તેવડું કરવું. શરારિમુખ અથવા શરારિમુખી નામનું શસ્ત્ર દશ આંગળનું કરવું. આ શસ્ત્ર કાતર કહેવાય છે. બાકીનાં શસ્ત્રો છ છ આંગળનાં કરવાં.[2] ૩

### કેવાં શસ્ત્રો સારાં ગણાય?

तानि सुग्रहाणि सुलोहानि सुधाराणि सुरूपाणि सुसमाहितमुखाग्राण्यकरालानि चेति शस्त्रसम्पत् ॥ ४ ॥

૧ શસ્ત્રો સારી રીતે પકડી શકાય એવાં, સારા લોઢાવાળાં, શોભતી ધારાવાળાં, સારાં દેખાવવાળાં, કરકરવગેરનાં અને જેમનાં મોઢાંનાં અગ્રો જેવાં જોઈએ તેવાં ઠીક કરી રાખેલાં હોય એવાં જોઈએ. ૪

### કેવાં શસ્ત્રો ખરાબ ગણાય?

तत्र वक्रं कुण्ठं खण्डं खरधारमतिस्थूलमत्यल्पमतिदीर्घमतिह्रस्वमित्यष्टौ शस्त्रदोषाः। अतो विपरीतगुणमाददीतान्यत्रकरपत्रात्तद्धि खरधारमस्थिच्छेदनार्थम् ॥ ५ ॥

જે શસ્ત્ર વાંકું, જાડી ધારવાળું હોવાને લીધે રૂંવાડાંને ન ઉતારે એવું, ખંડિત, ખરસટ ધારવાળું, બહુ જાડું, બહુ પાતળું, બહુ લાંબું કે બહુ ટૂંકું હોય, તે ખરાબ ગણાય છે. વાંકાપણું તથા જાડી ધારવાળું હોવું ઇત્યાદિ આઠ દોષોમાંથી જેમાં કોઈ પણ દોષ ન હોય અર્થાત્ એ દોષોથી ઊલટા ગુણોવાળું, એટલે સરલ, રૂંવાડાંને ઉતારે એવી સૂક્ષ્મ ધારવાળું, અખંડિત, લીસી ધારવાળું, બહુ જાડું ન હોય એવું, બહુ પાતળું ન હોય એવું, બહુ લાંબું ન હોય એવું અને બહુ ટૂંકું પણ ન હોય એવું શસ્ત્ર લેવું. કરવત ખરસટ ધારવાળું જોઈએ; કેમ કે તેનો ઉપયોગ હાડકાના છેદનમાં કરવાનો છે. ૫

### કયાં શસ્ત્રોની ધારોની કેવી સૂક્ષ્મતા કરવી?

तत्र धारा भेदनानां मासूरी। लेखनानामर्धमासूरी। व्यधनानां विस्रावणानां च कैशिकी। छेदनानामर्धकैशिकीति ॥ ६ ॥

વૃદ્ધિપત્ર તથા નખશસ્ત્ર આદિ શસ્ત્રો કે જે ભેદન કરવામાં ઉપયોગી છે તેમની ધારા મસૂરની દાળ જેવી પાતળી જોઈએ. મંડલાગ્ર આદિ શસ્ત્રો કે જે ખોતરવામાં–ઉખેડવામાં ઉપયોગી છે તેમની ધારા મસૂરની અરધી દાળ જેવી પાતળી[1] જોઈએ. કુઠારિકા તથા વ્રીહિમુખ આદિ શસ્ત્રો કે જેઓ વીંધવામાં ઉપયોગી છે

---

૧ તીક્ષ્ણ કાંટાના જેવા મુખવાળી જવના પહેલા નીકળતા પાંદડાના જેવા મુખવાળી અને અળશિયાના જેવા મુખવાળી એમ ત્રણ પ્રકારની એષણી થાય છે.

૨ આ અધ્યાયના બીજા વિષયની નોંધમાં શસ્ત્રોના પ્રમાણો વિષે આંગળની જે સંખ્યા આપેલી છે, તે ગ્રંથાંતરના મત પ્રમાણે આપેલી છે.

૧ પાનાની ધારના છેડેથી મસૂરની અરધી દાળ જેટલી જગ્યાએથી ધાર ઉતારેલી હોવી જોઈએ. આખા પાનાથી ધાર ઉતારતા ધાર તરફ નહિ જવું પણ છેવટ તીક્ષ્ણ ધારના છેડાથી અર્ધી દાળમાં જ ધાર ઉતારવી.

અને સૂચી તથા કુશપત્ર આદિ શસ્ત્રો કે જેઓ પરુ વગેરેને સ્રવાવવામાં ઉપયોગી છે તેઓની ધારા વાળ જેવી પાતળી[1] જોઈએ. ભેદનમાં તથા ઉખેડવામાં જે શસ્ત્રો ઉપયોગી છે, તેમનો જ જ્યારે છેદનમાં ઉપયોગ કરવો હોય, ત્યારે તેમની ધાર વાળના અર્ધ જેવી પાતળી[2] જોઈએ. ૬

### શસ્ત્રો પાવાનો અને ચડાવવાનો પ્રકાર તથા ધાર કરવાનું પાટિયું

तेषां पायना त्रिविधा क्षारोदकतैलेषु। तत्र क्षारपायितं शरशल्यास्थिच्छेदनेषु। उदकपायितं मांसच्छेदनभेदनपाटनेषु। तैलपायितं शिराव्यधनस्नायुच्छेदनेषु। तेषां निशानार्थं श्लक्ष्णशिला माषवर्णा। धारासंस्थापनार्थं शाल्मलीफलकमिति ॥७॥

ક્ષારથી, પાણીથી અને તેલથી એમ ત્રણ પ્રકારે શસ્ત્રોને પાવામાં આવે છે.[3] તેમાં બાણના, શલ્યના કે હાડકાના છેદનમાં જે શસ્ત્ર વાપરવાનું હોય તેને ક્ષાર પાવો.[4] માંસના કાપવામાં, ભેદનમાં કે ચીરવામાં જે શસ્ત્રનો ઉપયોગ કરવો હોય તેને પાણી પાવું અને શિરાઓને વીંધવામાં તથા સ્નાયુઓને કાપવામાં જે શસ્ત્રનો ઉપયોગ કરવો હોય તેને તેલ પાવું. એ શસ્ત્રોની ધારને ચડાવવા માટે લીસી અને અડદ જેવી કાળી શિલા (પથરી) રાખવી અને ચડાવેલી ધારને સર્વત્ર સરખી કરવા માટે શીમળાના ઝાડનું પાટિયું[5] રાખવું. ૭

### શસ્ત્ર કેવું હોય ત્યારે કામમાં લેવું?

भवति चात्र।

यदा सुनिशितं शस्त्रं रोमच्छेदि सुसंस्थितम्।
सुगृहीतं प्रमाणेन तदा कर्मसु योजयेत् ॥८॥

અહીં ભગવાન ધન્વંતરિએ કહેલું છે કે, 'શસ્ત્ર જ્યારે સારી પેઠે સજેલું, રૂંવાડાંને લઈ જાય એવું, પાટિયા પર સમી કરેલી ધારવાળું અને યોગ્ય પ્રમાણવાળું હોય, ત્યારે તેને આગળ કહ્યા પ્રમાણે પકડીને તેની ક્રિયામાં ઉપયોગ કરવો.' ૮

### અનુશસ્ત્રો

अनुशस्त्राणि तु त्वक्सारस्फटिककाचकुरुविन्दजलौकाग्निक्षारनखगोजीशेफालिकाशाकपत्रकरीरवालाङ्गुलय इति ॥९॥

વાંસ, સ્ફટિક, કાચ, કુરુવિંદ (એક જાતનો રાતો પથરો કે જે ઉપર ઘસવાથી શસ્ત્રો તીક્ષ્ણ થાય છે તે અથવા રાતું પીળું માણેક), જળો, અગ્નિ, ક્ષાર, નખ, ગળજીભીનાં પાંદડાં, ધોળી નગોડનાં પાંદડાં, સાગનાં પાંદડાં, કેરડાની સળીઓ, વાળ અને આંગળી એટલાં અનુશસ્ત્રો છે.[1]

### શસ્ત્રોને બદલે અનુશસ્ત્રોનો ઉપયોગ

शिशूनां शस्त्रभीरूणां शस्त्राभावे च योजयेत्।
त्वक्सारादिचतुर्वर्गं छेद्ये भेद्ये च बुद्धिमान्॥
आहार्यच्छेद्यभेद्येषु नखं शक्येषु योजयेत्।
विधिः प्रवक्ष्यते पश्चात्क्षारवह्निजलौकसाम्॥
ये स्युर्मुखगता रोगा नेत्रवर्त्मगताश्च ये।
गोजीशेफालिकाशाकपत्रैर्विस्रावयेत्तु तान्॥
एष्येष्वेषण्यलाभे तु वालाङ्गुल्यङ्कुराहिताः॥१०॥

શસ્ત્રો ન મળે એવા સમયમાં અને બાળકોનાં અંગોમાં કે શસ્ત્રોથી ભય પામનારા લોકોનાં અંગોમાં શસ્ત્રક્રિયા કરવી હોય, તો બુદ્ધિમાન વૈદ્યે છેદવા યોગ્ય અને ભેદવા યોગ્ય શલ્યોમાં શસ્ત્રોને બદલે વાંસ, સ્ફટિક, કાચ અને કુરુવિંદ[2]નો ઉપયોગ કરવો. કાઢી લેવામાં,

૧ બહુ ઝીણી અણીવાળી. ૨ અત્યંત તીક્ષ્ણ
૩ પાવું એટલે શસ્ત્રોને ગરમ કરી ક્ષારમાં, પાણીમાં અથવા તેલમાં નાખીને બુઝાવવું
૪ ક્ષારવાળા પાણીમાં શસ્ત્રને તપાવીને ધાર પાસે બોળવું. ૫ ટપટપિયું

૧ જેમના અંગો શસ્ત્રો ધોયવા માટે લાયક નથી એવા બાળકોના શરીરમાં તથા લાયક છતાં પણ શસ્ત્રથી ભય પામનારા વગેરેના અંગોમાં શસ્ત્રોથી જે ક્રિયા કરવાની હોય તે ક્રિયા વાંસ વગેરેથી કરવી.
૨ શીરોળી જેવો પથરો.'

છેદવામાં અને ભેદવામાં જો બની શકે તો નખનો ઉપયોગ કરવો. ક્ષારનો, અગ્નિનો અને જળો મૂકવાનો પ્રકાર આગળ કહેવાશે. જે રોગો મુખમાં કે નેત્રોની પાંપણોમાં હોય તેઓને સ્રવાવવા હોય તો ગળજીભીનાં પાંદડાં, ધોળી નગોડનાં પાંદડાં અને સાગનાં પાંદડાંથી સ્રવાવવા. જેઓના છેડાને અથવા પ્રદેશ વગેરેને શોધવા જોઈએ, એવા રોગોમાં એષણી નામનું શસ્ત્ર ન મળે તો વાળથી, આંગળીથી અને કેરડાના અંકુરોથી કામ ચલાવવું એ હિતકારી છે. ૧૦

શસ્ત્રો કોની પાસે કરાવવાં?

शस्त्राण्येतानि मतिमाञ्छुद्धशैक्ष्यायसानि तु
कारयेत्करणैः प्राप्तं कर्मारं कर्मकोविदम् ॥ ११ ॥

બુદ્ધિમાન વૈદ્યે એ શસ્ત્રો શુદ્ધ તીક્ષ્ણ લોઢાનાં (ગજવેલનાં) કરાવવાં અને જે લુહાર શિલ્પમાં ચતુર, પૂરાં સાધનોવાળો અને અનુભવી હોય તેના હાથથી કરાવવાં. ૧૧

વૈદ્યને શસ્ત્રોના અભ્યાસની જરૂર

प्रयोगज्ञस्य वैद्यस्य सिद्धिर्भवति नित्यशः।
तस्मात्परिचयः कार्यः शस्त्राणामादितः सदा ॥१२

શસ્ત્રોની યોજના જાણનારા વૈદ્યને હમેશ સિદ્ધિ મળે છે; એટલા માટે તેણે અધ્યયનના આરંભથી જ નિત્ય શસ્ત્રોનો અભ્યાસ કરવો. ૧૨

## અધ્યાય ૯ મો.

### ઉપક્રમ

अथातो योग्यासूत्रीयमध्यायं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वंतरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'યોગ્યાસૂત્રીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

[1] ક્રિયાઓનો અભ્યાસ કરવા વિષેનો.

શિષ્યને ક્રિયાઓના અભ્યાસની જરૂર

अधिगतसर्वशास्त्रार्थमपि शिष्यं योग्यां कारयेत्। छेद्यादिषु स्नेहादिषु च कर्मपथमुपदिशेत्। सुबहुश्रुतोप्यकृतयोग्यः कर्मस्वयोग्यो भवति ॥२॥

શિષ્ય સઘળા આયુર્વેદના અર્થને સમજી ચૂક્યો હોય, તોપણ તેને ક્રિયાઓનો અભ્યાસ કરાવવો. છેદન વગેરેમાં તથા સ્નેહન વગેરેમાં તે ક્રિયાઓની રીતિનો ઉપદેશ કરવો. (શિષ્યના હાથથી તે ક્રિયાઓ કરાવવી.) ઘણું જ અધ્યયન કરનારો તથા જેણે તે વિષયમાં બીજાઓના મોઢાથી પણ ઘણું સાંભળ્યું હોય એવો શિષ્ય પણ જો ક્રિયાઓ કર્યા વગરનો રહ્યો હોય તો ક્રિયાઓ કરવામાં નાલાયક રહે છે. ૨

કયા પદાર્થમાં કઈ ક્રિયાનો અભ્યાસ?

तत्र पुष्पफलालाबूकालिन्दकत्रपुसैर्वारुककर्कारुकप्रभृतिषु छेद्यविशेषान् दर्शयेदुत्कर्तनपरिकर्तनानि चोपदिशेत्। दृतिबस्तिप्रसेवकप्रभृतिषूदकपङ्कपूर्णेषु भेद्ययोग्याम्। सरोम्णि चर्मण्याततेलेख्यस्य। मृतपशुशिरासूत्पलनालेषु च वेध्यस्य। घुणोपहतकाष्ठवेणुनलनालीशुष्कालाबूमुखेष्वेष्यस्य। पनसबिम्बीबिल्वफलमज्जमृतपशुदन्तेष्वाहार्यस्य। मधूच्छिष्टोपलिप्ते शाल्मलीफलके विस्राव्यस्य। सूक्ष्मघनवस्त्रान्तयोर्मृदुचर्मान्तयोश्च सीव्यस्य। पुस्तमयपुरुषाङ्गप्रत्यङ्गविशेषेषु बंधयोग्याम्। मृदुमांसपेशीषूत्पलनालेषु च कर्णसन्धिबन्धयोग्याम्। मृदुषु मांसखण्डेष्वग्निक्षारयोग्याम्। उदकपूर्णघटपार्श्वस्रोतस्यलाबूमुखादिषु च नेत्रप्रणिधानबस्तिपीडनयोग्यामिति भवतश्चात्र ॥

एवमादिषु मेधावी योग्यार्हेषु यथाविधि।
द्रव्येषु योग्यां कुर्वाणो न प्रमुह्यति कर्मसु ॥
तस्मात्कौशलमन्विच्छञ्छस्त्रक्षाराग्निकर्मसु।
यस्य यत्रेह साधर्म्यं तत्र योग्यां समाचरेत् ॥ ३॥

પદકોળાં—સાકરકોળું, કડવી તુંબડીઓ,

કાલિંગાં, ત્રૂસડાં (કાકડીની એક જાત), કાકડી તથા કોળાં એ વગેરેમાં ગોતીર્થ તથા લાંગલક(હળની એક જાત)ની આદિ છેદનના પ્રકારો દેખાડવા અને ઉપરના ભાગોમાં કાપવાની તથા નીચેના ભાગોમાં કાપવાની રીતિઓનો ઉપદેશ કરવો. પખાલો, મૂત્રાશયોની કોથળીઓ અને ચામડાના કોસમાં પાણી તથા કાદવ ભરી તે પખાલો વગેરેમાં ભેદન કરવાનો અભ્યાસ કરાવવો. રૂંવાડાંઓવાળું ચામડું પાથરીને તેમ લેખનનો (ઉખેડવા તથા ખોતરવાનો) અભ્યાસ કરાવવો. મરેલાં પશુઓની નસોમાં અને કમળોનાં નાળોમાં વીંધવાની ક્રિયાનો અભ્યાસ કરાવવો. ઘણ નામનાં જીવડાંઓએ કોલેલાં કાષ્ઠોમાં, વાંસોમાં, બરુઓમાં, ડાંડલીઓમાં અને સુકાયેલી તુંબડીઓ વગેરેમાં શલ્યાદિક શોધી કાઢવાનો અભ્યાસ કરાવવો. ફણસ, બીલાં તથા બીલાંના ગર્ભોમાંથી અને મરેલાં પશુઓના દાંતોમાંથી શલ્યો કાઢી લેવાનો અભ્યાસ કરાવવો. જેના ઉપર મીણ ચોપડ્યું હોય એવા શીમળાના પાટિયામાં સ્રાવવવાનો અભ્યાસ કરાવવો. ઝીણાં તથા જાડાં વસ્ત્રોના છેડાઓમાં તથા કોમળ ચામડાંના છેડાઓમાં સીવવાનો અભ્યાસ કરાવવો. વસ્ત્ર વગેરેથી બનાવેલાં માણસોનાં પૂતળાંઓનાં તે તે અંગોમાં તથા ઉપાંગોમાં પાટા બાંધવા વગેરેનો અભ્યાસ કરાવવો કોમળ માંસોની પેશીઓમાં તથા નીલ કમળોનાં નાળોમાં કાનના સાંધાઓને બાંધવાનો અભ્યાસ કરાવવો. કોમળ માંસના ટુકડાઓમાં અગ્નિ સંબંધી ક્રિયાઓનો (ડામવા વગેરેનો) અને ક્ષાર મૂકવાનો અભ્યાસ કરાવવો. જળથી ભરેલા ઘડાના પડખામાં છિદ્ર કરીને તે છિદ્રમાં તથા તુંબડાંનાં મોઢાં વગેરેમાં નળી નાખવાની તથા પિચકારી દબાવવાની ક્રિયાઓનો અભ્યાસ કરાવવો.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ કહ્યું છે: 'બુદ્ધિમાન પુરુષ જેઓમાં અભ્યાસની યુક્તિ ફાવે એવા ઉપર કહેલાં કોળાં વગેરે પદાર્થોમાં શાસ્ત્રરીતિને અનુસરીને છેદન-ભેદનાદિક ક્રિયાઓનો અભ્યાસ કરે, તો પછી સાચેસાચી તે ક્રિયાઓ કરવામાં મૂંઝાતો નથી. માટે શસ્ત્રકર્મ, ક્ષારકર્મ અને અગ્નિકર્મમાં પ્રવીણતા મેળવવાની ઇચ્છા રાખનાર પુરુષે જે જે પદાર્થમાં જે જે ક્રિયા કરવા જેવી જોવામાં આવે, તે તે પદાર્થમાં તે તે ક્રિયા કરવાનો અભ્યાસ કરવો.' ૩

## અધ્યાય ૧૦ મો

### ઉપક્રમ

अथातो विशिखानुप्रवेशनीयमध्यायं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'વિશિખાનુપ્રવેશનીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### વૈદ્યના ધંધાનો પ્રારંભ

अधिगततन्त्रेणोपासिततन्त्रार्थेन दृष्टकर्मणा कृतयोग्येन शास्त्रार्थं निगदता राजानुज्ञातेन नीचनखरोम्णा शुचिना शुक्लवस्त्रपरिहितेन छत्रवता दण्डहस्तेन सोपानत्केनानुद्धतवेशेन सुमनसा कल्याणाभिव्याहारेणाकुहकेन बंधुभूतेन भूतानां सुसहायवता वैद्येन विशिखानुप्रवेष्टव्या ॥२॥

શાસ્ત્રનો સંપૂર્ણ અર્થ જાણી લઈ, શાસ્ત્રના અર્થનું સંપૂર્ણ સેવન કરી, બીજા વૈદ્યોના હાથથી થતી છેદન તથા સ્નેહન આદિ ક્રિયાઓનું ઘણીવાર પ્રત્યક્ષ અવલોકન કરી, પોતાના હાથથી પણ તે તે ક્રિયાઓ કરવાનો પૂર્ણ અભ્યાસ કરી, શાસ્ત્રનો અર્થ બીજા વિદ્વાનોની પાસે કહેવો

[1] વૈદ્ય ધંધો ચલાવવાની શરૂઆત કરવા વિષેનો.

હોય, તો સંપૂર્ણ તથા યથાર્થ કહી શકાય એવી શક્તિનું સંપાદન કરી, રાજાને પરીક્ષા આપી તેની પાસેથી અનુજ્ઞાપત્ર મેળવીને વૈદ્યે પોતાના ધંધાની શરૂઆત કરવી. વૈદ્યે પોતાના નખો તથા દાઢી–મૂછના વાળ સાદા રાખવા, પવિત્ર રહેવું, સફેદ વસ્ત્રો પહેરવાં, હાથમાં છત્ર તથા લાકડી રાખવાં, પગરખાં પહેરી રાખવાં, સાદો વેશ રાખવો, મનમાં પ્રસન્ન રહેવું, માંગલિક બોલવાની ટેવ રાખવી, કોઈ જાતના કપટથી દૂર રહેવું, પ્રાણીઓના બંધુરૂપ થઈને વર્તવું અને જ્યાં જવું હોય ત્યાં પોતાની સાથે કામ-કાજ કરવા માટે એક સારો સહાયક રાખવો.

**વૈદ્યે રોગીને ઘેર શી રીતે જવું અને ત્યાં શું કરવું?**

ततो दूतनिमित्तशकुनमङ्गलानुलोम्येनातुरगृहमभिगम्योपविश्यातुरमभिपश्येत् स्पृशेत्पृच्छेच्च। त्रिभिरेतैर्विज्ञानोपायै रोगाः प्रायशो वेदितव्या इत्येके। तत्तु न सम्यक्। षड्विधो हि रोगाणां विज्ञानोपायः। तद्यथा पंचभिः श्रोत्रादिभिः प्रश्नेन चेति॥

પછી પોતાને બોલાવવા આવેલા રોગીના દૂતની, સુગંધી વાયુ વગેરે નિમિત્તોની, શુભપક્ષીઓના બોલવા વગેરે શકુનોની અને દર્પણ આદિ માંગલિક પદાર્થોની અનુકૂળતા લઈ, આતુરને ઘેર જઈ, ત્યાં બેસીને આતુરને જોવો, તેનો સ્પર્શ કરવો તથા તેની સ્થિતિની હકીકત પૂછવી. કેટલાક કહે છે કે 'જોવાથી, સ્પર્શ કરવાથી તથા પૂછવાથી વર્ણું કરીને રોગો જાણી લેવા.'[1] પણ તે વાત બરાબર નથી; કારણ કે રોગોને જાણવાના એ ત્રણ ઉપાય નથી, પણ શ્રોત્રઇંદ્રિય, ત્વચાઇંદ્રિય, ચક્ષુઇંદ્રિય, રસનાઇંદ્રિય, ઘ્રાણઇંદ્રિય અને પ્રશ્ન એ છ ઉપાયો છે. (તો કોઈ એમ પ્રશ્ન કરે કે પેશાબ પણ રસનાઇંદ્રિય વડે તપાસવો–જાણવો. આ બાબતમાં જેની રસનાઇંદ્રિય વધુ તીવ્ર છે તેવાં કીડી, મંકોડી વગેરે ત્યાં જલદી જાય છે તે ઉપરથી તેમની જ્ઞાનેંદ્રિયથી વૈદ્યે જાણવું.) ૩

**રોગોને જાણવાના છ ઉપાયોનું વિવેચન**

तत्र श्रोत्रेन्द्रियविज्ञेया विशेषा रोगेषु व्रणास्रावविज्ञानीयादिषु वक्ष्यन्ते सफेनं रक्तमीरयन्ननिलः सशब्दो निर्गच्छतीत्येवमादयः। स्पर्शनेन्द्रियविज्ञेयाः शीतोष्णश्लक्ष्णकर्कशमृदुकठिनत्वादयो ज्वरशोफादिषु। चक्षुरिन्द्रियविज्ञेयाः शरीरोपचयापचयायुर्लक्षणबलवर्णविकारादयः। रसनेन्द्रियविज्ञेयाः प्रमेहादिषु रसविशेषाः। घ्राणेन्द्रियविज्ञेया अरिष्टलिङ्गादिषु व्रणानामव्रणानां च गन्धविशेषाः। प्रश्नेन च विजानीयाद्देशं कालं जातिं सात्म्यमातङ्कसमुत्पत्तिं वेदनासमुच्छ्रायं बलं दीप्ताग्नितां वातमूत्रपुरीषरजसां प्रवृत्त्यप्रवृत्ती कालप्रकर्षादींश्च विशेषान्। आत्मसद्दशेषु विज्ञानाभ्युपायेषु तत्स्थानीयैर्जानीयात्॥

भवति चात्र॥

मिथ्यादृष्टा विकारा हि दुराख्यातास्तथैव च।
तथा दुष्परिमृष्टाश्च मोहयेयुश्चिकित्सकम्॥ ४॥

રોગોના વિષયમાં 'ફીણવાળા રુધિરને પ્રવર્તાવતો પવન અવાજ કરતો નીકળે છે' ઇત્યાદિક વિશેષો શ્રોત્રઇંદ્રિયથી જાણવામાં આવે છે, કે જેઓ વ્રણાસ્રાવવિજ્ઞાનીય આદિ અધ્યાયોમાં કહેવામાં આવશે. (આ સ્થાનનો ૨૨ મો અધ્યાય 'વ્રણાસ્રાવવિજ્ઞાનીય' એ નામથી ઓળખાય છે.)

જ્વર તથા સોજા આદિ રોગોમાં ઠંડું, ગરમ, લીસું, ખરસટ, કોમળ તથા કઠણપણું ઇત્યાદિક વિશેષો સ્પર્શનેંદ્રિયથી (ત્વચા–ચામડી ઇંદ્રિયથી) જાણવામાં આવે છે.

શરીરની સ્થૂલતા, કૃશતા, આયુષ્યનાં

[1] પાશ્ચાત્ય વિજ્ઞાનમાં રોગનું નિદાન ફક્ત બે જ્ઞાનેંદ્રિય અને એક કર્મેંદ્રિયથી થાય છે, જ્યારે અહીં છ રસ્તાઓથી જણાય છે. ઇંદ્રિયો દ્વારા જાણી મનથી નિશ્ચય કરવાની વાત બીજા વિજ્ઞાનમાં હજી વિચારાઈ જ નથી!

લક્ષણો, ઉત્સાહ અને વર્ણના વિચારો ઇત્યાદિક વિશેષો ચક્ષુઇંદ્રિયથી જાણવામાં આવે છે.

પ્રમેહ વગેરે રોગોમાં જે મધુર વગેરે રસોના વિશેષો છે તેઓ તેમના ઉપર માખી તથા કીડીઓ વગેરેના જવા ઉપરથી જણાય છે; માટે તે વિશેષો રસનાઇંદ્રિયથી જાણવામાં આવે છે.

જે ચિહ્નો ઉપરથી 'રોગી મરી જશે' એવું અનુમાન થાય છે તે ચિહ્નોમાં વ્રણોના તથા (વ્રણોથી જુદા) રોગોના જે જે જુદા જુદા ગંધોના વિશેષો કહેવામાં આવશે તેઓ ઘ્રાણેન્દ્રિયથી જાણવામાં આવે છે.

પૂછવાથી જે દેશમાં[1] રોગ ઉત્પન્ન થતો હોય તેની, રોગોની ઉત્પત્તિનો સમયની,[2] રોગીની જાતિની,[3] રોગીને અનુકૂળ પડતા આહાર-વિહારોની, જેથી રોગ થતો હોય તે કારણની, વેદનાના વિચારની, શરીરની શક્તિની, જઠરાગ્નિની પ્રદીપ્તતા વગેરે સ્થિતિની,[4] વાયુ, મૂત્ર, વિષ્ઠા તથા રજ આદિની પ્રવૃત્તિ કે અપ્રવૃત્તિ થવાની, કેટલા સમયથી રોગ થયો છે તેની અને એ વગેરે બીજા વિશેષોની પણ ખબર પડે છે.

શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, રસના, ઘ્રાણ અને પ્રશ્ન એ છ પરીક્ષાના ઉપાયો કે જે સઘળા દોષોની પરીક્ષામાં લાગુ પાડી શકાય એવા છે, તેનાથી પ્રાપ્ત થતાં શબ્દજ્ઞાનથી, સ્પર્શજ્ઞાનથી, રૂપજ્ઞાનથી, રસજ્ઞાનથી, ગંધજ્ઞાનથી અને વૃત્તાંત વગેરેના જ્ઞાનથી વૈદ્યે રોગોની પરીક્ષા કરી લેવી.[1]

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે કે, 'જે વિકારો ખોટી રીતે જોવામાં આવે અથવા રોગીના મુખથી ખોટી રીતે જણાવવામાં આવે અથવા ખોટા ઉપચારોથી યોજવામાં આવે, તે વિકારો વૈદ્યને મૂંઝવી દે છે.'[4]

**ચિકિત્સાના તથા ત્યજવાના વ્યાધિઓના પ્રકાર**

एवमभिसमीक्ष्य साध्यान् साधयेद्याप्यान् यापयेदसाध्यान्नोपक्रमेत परिसंवत्सरोत्थितांश्च विकारान् प्रायशो वर्जयेत् । तत्र साध्या अपि व्याधयः प्रायेणैषां दुश्चिकित्स्यतमा भवन्ति । तद्यथा श्रोत्रियनृपतिस्त्रीबालवृद्धभीरुराजसेवककितवदुर्बलवैद्यविदग्धव्याधिगोपकदरिद्रकृपणक्रोधनतामनात्मवतामनाथानां चैवं निरूप्य चिकित्सां कुर्वन् धर्मार्थकामयशांसि प्राप्नोति ॥

भवति चात्र ॥

૧ જાંગલ, અનૂપ અને સાધારણ એ ત્રણ પ્રકારના દેશોમાં જે દેશમા વ્યાધિ ઉત્પન્ન થયો હોય, તેની એટલે કયા દેશમાં આ દોષનો સંચય થયો છે, કયા દેશમા પ્રકોપ થયો છે અને કયા દેશમા વ્યાધિની ઉત્પત્તિ થઈ છે અથવા આતુરના જે દેશમા એટલે અવયવમા વ્યાધિ ઉત્પન્ન થયો હોય (કફસ્થાનમાં ઉત્પન્ન થયો છે કે પિત્તસ્થાનમાં ઉત્પન્ન થયો છે?) તેની ખબર પડે છે.

૨ કઈ ઋતુમાં તથા કઈ અવસ્થામાં ઉત્પન્ન થયો છે તેની તથા જ્વરાદિક હોય, તો તેનો કયા સમયમાં પ્રાદુર્ભાવ થાય છે તેની.

૩ બ્રાહ્મણાદિક જાતિની.

૪ જઠરાગ્નિ સમ છે, વિષમ છે કે મંદ છે, એ સ્થિતિની.

૧ વાતવ્રણમાં અવાજવાળાં તથા ફીણવાળા રુધિરનું તથા પવનનું નીકળવું શ્રોત્રથી જણાય છે. વ્રણનું કઠોરપણું કે રૂક્ષપણું ઇત્યાદિ ત્વચાથી જણાય છે. વ્રણનો ભસ્મ જેવો, હોલા જેવો કે અસ્થિ જેવો વર્ણ ચક્ષુથી જણાય છે. તીખો તથા ઘાણી વગેરે જેવો ગંધ ઘ્રાણથી જણાય છે, વ્રણના કષાય વગેરે રસો રસનાથી જણાય છે અને તોદન તથા ભેદન આદિ વિશેષો પ્રશ્નથી જણાય છે. પિત્તવ્રણમા ઉષ્ણતા ત્વચાથી જણાય છે. નીલ તથા પીળો વર્ણ ચક્ષુથી જણાય છે, તીખો તથા ખારો રસ રસનાથી જણાય છે, તીક્ષ્ણાદિક ગંધ ઘ્રાણથી જણાય છે અને દાહ આદિ વેદનાઓ પ્રશ્નથી જણાય છે, શ્વેતપણું ચક્ષુથી જણાય છે, મધુરત્વાદિક રસનાથી જણાય છે, દુર્ગંધિત્વાદિક ઘ્રાણથી જણાય છે અને ખૂજલી તથા ભારેપણું વગેરે વિશેષો પ્રશ્નથી જણાય છે. આથી એમ જણાવ્યું કે જે વ્યાધિઓનાં નામો આયુર્વેદના ગ્રંથોમા કહ્યા ન હોય, તે વ્યાધિઓને પણ કુશાગ્રબુદ્ધિવાળા વૈદ્યે વાત આદિ દોષોનાં ચિહ્નો ઉપરથી જાણી લેવા.

स्त्रीभिः सहास्यां संवासं परिहासं च वर्जयेत् ।
दत्तं च ताभ्यो नादेयमन्नादन्यद्भिषग्वरैः ॥ ५ ॥

એ પ્રમાણે પૂર્ણ વિચાર કરી વૈદ્યે સાધ્ય વ્યાધિઓને મટાડવાની ચિકિત્સા કરવી, યાપ્ય વ્યાધિઓને થોભાવી રાખવાની તથા ન વધવા દેવાની ચિકિત્સા કરવી અને અસાધ્ય રોગોની ચિકિત્સા કરવી જ નહિ. જે વ્યાધિઓની ઉત્પત્તિ થયાને એક વર્ષ નીકળી ગયું હોય, તે વ્યાધિઓની પણ ઘણું કરી ચિકિત્સા કરવી નહિ.[1] વેદિયા બ્રાહ્મણો, રાજાઓ, સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો, બીકણ લોકો, રાજાના સેવકો, જુગારીઓ, નબળાઓ, વૈદ્યકનું થોડું જ્ઞાન મળવાથી પોતાને વૈદ્ય માનનારાઓ, વ્યાધિને ગુપ્ત રાખનારાઓ, દરિદ્ર, કંજૂસ, ક્રોધી, અજિતેંદ્રિય અને અનાથ લોકોના વ્યાધિઓ સાધ્ય છતાં પણ ઘણું કરીને ચિકિત્સા કરવામાં મુશ્કેલ થઈ પડે છે.[2] આ પ્રમાણે વિચારીને ચિકિત્સા કરનારો વૈદ્ય ધર્મ, ધન, સુખ અને યશને પ્રાપ્ત થાય છે.

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યુ છે કે, 'વૈદ્યે સ્ત્રીઓની સાથે બેસવાની, સ્ત્રીઓની સાથે રહેવાની અને સ્ત્રીઓની સાથે હાંસી કરવાની ટેવ રાખવી નહિ. ઉત્તમ વૈદ્યોએ સ્ત્રીઓની પાસેથી અન્ન સિવાય બીજું કશું આપે તોપણ લેવું નહિ. (રાજાની કે સ્ત્રીના માલિકની અનુમતિ હોય, તો જ લેવું.)' ૫

## અધ્યાય ૧૧ મો

### ઉપક્રમ

अथातः क्षारपाकविधिमध्यायं व्याख्यास्यामः॥

હવે શિષ્યોના પૂછવાથી 'ક્ષારપાકવિધિ'[3] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે.૧

### ક્ષારની મુખ્યતા, વ્યુત્પત્તિ તથા કાર્યો

शस्त्रानुशस्त्रेभ्यः क्षारः प्रधानतमश्छेद्यभेद्यलेख्यकरणात्त्रिदोषघ्नत्वाद्विशेषक्रियावचारणाच्च । तत्र क्षरणात्क्षणनाद्वा क्षारः । नानौषधिसमवायात्त्रिदोषघ्नः शुक्लत्वात्सौम्यस्तस्य सौम्यस्यापि सतो दहनप-

१ વ્યાધિની ઉત્પત્તિને એક વર્ષ થઈ ગયું હોય, તો તે વ્યાધિનું ઉત્તરોત્તર ધાતુઓમાં સંક્રમણ થવાને લીધે ઘણું કરીને અસાધ્યપણું થઈ જાય છે. વ્યાધિ જો એક કે બે દોષથી થયેલ હોય, તો તે દોષોને શમાવનારી ઋતુમાં તે વ્યાધિનો પ્રશમ કે અલ્પતા થાય; પણ એક વર્ષ વીત્યા છતાં તે કશું નહિ થવાથી ત્રિદોષજન્યપણું (પાશ્ચાત્ય વિજ્ઞાન બેક્ટેરિયાને રોગનું કારણ માને છે. અને તે મારવાના કે દૂર કરવાના ઉપાયો પૂરેપૂરા શોધાયા નથી. એટલે રોગ પ્રાથમિક અવસ્થામાં હોય તોપણ તેની યથાયોગ્ય ક્રિયાશોધન ન કરવાથી ત્રિદોષજન્યપણાને અસાધ્યપણું પામે છે આ રીતે બેક્ટેરિયાને દૂર કરવાના સફળ ઇલાજો શોધાતા સુધી દરદીઓનું શું? આ વાતનો વિચાર કરી વૈદ્યો તેમાં ન અંજાતા સામ હોય તો લંઘણ કરાવી દોષને થતાંમાં જ દૂર કરવામાં રોકાય તો દોષ ત્રિદોષજન્યપણાને પામે નહિ.) જણાઈ રહે છે. 'ઘણું કરીને' એમ કહ્યું તેનું કારણ એ છે કે કેટલાક રક્તગુલ્મ વગેરે વ્યાધિઓ એક વર્ષ વ્યતીત થઈ ગયા પછી પણ ચિકિત્સા કરવા યોગ્ય છે અને અર્દિત તો ત્રણ વર્ષ વીતી ગયા સુધી પણ સાધ્ય છે.

૨ વેદિયા બ્રાહ્મણો નિત્યસ્નાન વગેરેને છોડે નહિ તેથી, રાજાઓ સ્વચ્છંદચારી હોય તેથી, સ્ત્રીઓ લાજને લીધે વેગાદિકને રોકી રાખે તથા ગુહ્ય વ્યાધિઓ પ્રકટ કરે નહિ તેથી, બાળકો તથા વૃદ્ધો વિરેચન વગેરેને અયોગ્ય હોય છે તેથી, બીકણ લોકો ક્રિયાથી બીએ છે તેથી, રાજાના નોકરો પરતંત્ર હોય છે તેથી, જુગારીઓ વ્યસની હોય છે તેથી, નબળાઓ વૃદ્ધ સમાન હોય છે તેથી, થોડું સમજવાથી પોતાને વૈદ્ય માની લેનારાઓ વૈદ્યના કહ્યાથી ઊલટું કરે તેથી, વ્યાધિઓને ગુપ્ત રાખનારાઓ વ્યાધિને કહી દેખાડે નહિ તેથી, દરિદ્ર લોકો નિર્ધન હોવાને લીધે ઔષધ કરી શકે નહિ તેથી, કંજૂસ લોકો લોભથી ઔષધ કરે નહિ તેથી, ક્રોધીઓના રોગો ક્રોધથી વૃદ્ધિ પામે છે તેથી, અજિતેંદ્રિય લોકો પથ્ય પાળે નહિ તેથી અને અનાથ લોકો પરિચારક વગરના હોય તેથી, તેઓના વ્યાધિઓ સાધ્ય છતાં પણ ચિકિત્સા કરવામાં બહુ મુશ્કેલ થઈ પડે છે.

૩ ક્ષાર પકાવવાના તથા ક્ષાર મૂકવાના પ્રકાર વિષે

चनदारणादिशक्तिरविरुद्धा स सल्वाग्नेयौषधिगण-भूयिष्ठत्वात् कटुक उष्णस्तीक्ष्णः पाचनो विलयनः शोधनो रोपणः शोषणः स्तम्भनो लेखनः कृम्याम-कफकुष्ठविषमेदसामुपहन्ता पुंस्त्वस्य चातिसेवितः। स द्विविधः प्रतिसारणीयः पानीयश्च ॥२॥

મંડલાગ્ર વગેરે શસ્ત્રોથી અને જળો તથા અગ્નિ કે જેઓ અનુશસ્ત્રોમાં પ્રધાન તથા પ્રધાનતર છે, તેઓથી પણ ક્ષાર અત્યંત મુખ્ય છે; કારણ કે છેદન, ભેદન અને લેખન એ ત્રણ ક્રિયાઓ કે જેઓ જળો મૂકવાથી કે અગ્નિથી થતી નથી તેઓ ક્ષારથી થાય છે અને વળી તે ક્ષાર ત્રણે દોષોને હરનાર છે કે જેથી પિત્ત સંબંધી અરશો વગેરેમાં પણ તેનો વિશેષ ઉપયોગ છે. દુષ્ટ થયેલાં ત્વચા તથા માંસ વગેરેને ચલાયમાન કરે છે અથવા ફાડી નાખે છે, અથવા નષ્ટ કરી નાખે છે તેથી ક્ષાર કહેવાય છે, ક્ષારમાં અનેક ઔષધિઓનો સંયોગ થાય છે, તેથી તે ક્ષાર ત્રણે દોષોને હણી નાખે છે અને જોકે તે ઉષ્ણ છે તોપણ સફેદ હોવાથી સૌમ્ય પણ છે. ક્ષાર સૌમ્ય છતાં પણ તેમાં બાળવાની, પકાવવાની તથા ફાડી નાખવા વગેરેની શક્તિ રહે છે. (જેમ કે હિમ સૌમ્ય છતાં પણ તેમાં બાળવાની, પકાવવાની તથા ફાડી નાખવા વગેરેની શક્તિ છે.) ક્ષારમાં અગ્નિ સંબંધી (ગરમ) ઔષધિઓનો જથ્થો ઘણો છે, તેથી તે ક્ષાર તીખો છે, ઉષ્ણ છે, વ્રણના સોજા તથા અન્નના અજીર્ણ વગેરેને પકાવનાર છે,[1] વાત તથા કફવાળા સોજાને પિગળાવી નાખનાર છે, દુષ્ટ વ્રણને શુદ્ધ કરી નાખનાર છે, શુદ્ધ વ્રણમાં ભરતી કરનાર છે,[2] કચકચતા વ્રણને સુકાવનાર છે, સ્રવતા લોહીને અટકાવનાર છે, ત્વચા તથા માંસ વગેરેને ઉખેડનાર છે અને બહારના તથા અંદરના કીડાઓને,[3] આમને (અપક્વ રસને), કફને, કોઢને, ઝેરને અને મેદના રોગને હણનાર છે. જો પીવાના ક્ષારનું અત્યંત સેવન કરવામાં આવે, તો તેથી વીર્યનો નાશ પણ થાય છે.[4] ૨

### ક્ષારના બે પ્રકાર અને તેનો ઉપયોગ

तत्र प्रतिसारणीयः कुष्ठकिटिभदद्रुकिलासभगन्दरार्बुददुष्टव्रणनाडीचर्मकीलतिलकालकन्यच्छव्यङ्गमशकबाह्यविद्रधिकृमिविषार्शस्सूपदिश्यते सप्तसु च मुखरोगेषूपजिह्वाधिजिह्वोपकुशदन्तवैदर्भेषु तिसृषु च रोहिणीष्वेतेषु चैवानुशस्त्रप्रणिधानमुक्तम्। पानीयस्तु गरगुल्मोदराग्निसंगाजीर्णारोचकानाहशर्कराश्मर्याभ्यन्तरविद्रधिकृमिविषार्शस्सूपयुज्यते ॥३॥

**પ્રતિસારણીય** (બહારના પ્રદેશો પર (મૂકવાનો) અને **પાનીય** (પીવાનો) એમ ક્ષાર બે પ્રકારનો છે. તેમાં **પ્રતિસારણીય ક્ષાર** કોઢ, કિટિભ[5], દાદર, કિલાસ, ભગંદર, અર્બુદ,[6]

---

૧ પ્રતિસારણીય ક્ષાર વ્રણના સોજાને પકાવે છે અને પાનીય ક્ષાર અન્નના અજીર્ણને પકાવે છે.

૨ ક્ષાર ઔષધોના યોગની શક્તિને લીધે વ્રણની અંદર ભરતી પણ લાવે છે. કેટલાક કહે છે કે, 'શુદ્ધ વ્રણમાં શિરા વગેરેને કાપી નાખવાના ભયને લીધે ક્ષાર મૂકવો યોગ્ય જ નથી, ને છતા અહીં તેને શુદ્ધ વ્રણમાં ભરતી લાવનારો કહ્યો, તેનો અભિપ્રાય એવો સમજવો કે ક્ષાર જાતે ભરતી લાવનારો નથી પણ પરંપરાથી ભરતી લાવનારો છે' કેટલાક મૂળ પાઠમાથી 'રોપણ' એ શબ્દને કાઢી જ નાખે છે.

૩ બહારના કીડાઓને પ્રતિસારણીય અને અંદરના કીડાઓને પાનીય ક્ષાર હણે છે.

૪ આમ છતા આજે સોડાબાયકાર્બ અને બીજા ક્ષારો છૂટથી વપરાય છે. બાહ્ય ઉપચારો માટે ક્ષારનો ઉપયોગ ઠીક છે, પરંતુ ખાવા માટે તે યોજવા પૂર્વે આ ભયંકર પરિણામનુ ચિત્ર નજર સમક્ષ રાખવા જેવુ છે.

૫ કિટિભ જોકે એક જાતનો કોઢ જ છે, તોપણ તેને કોઢથી ભિન્ન લખવાનું કારણ એ છે કે કિટિભ પ્રતિસારણીયથી અવશ્ય મટે છે.

૬ વૃદ્ધિ પામેલા દોષો શરીરના કોઈ પ્રદેશમાં માંસને અને રુધિરને દૂષિત કરી ગોળ, સ્થિર, મોટા, ઘણાં મૂળવાળા, ઊંડા પેઠેલા, લાંબા કાળ સુધી વધે

દુષ્ટ વ્રણ, નાડીવ્રણ[1], ચર્મકીલ[2], તિલકાલક[3], ન્યચ્છ[4], વ્યંગ,[5] મશક ( મસ ), બહારના કૃમિ, બહારનો વિદ્રધિ[6], બહારનું ઝેર અને અરશ ઇત્યાદિ રોગો ઉપર ઉપયોગી છે અને મોઢાના ઉપજિહ્વ,[1] અધિજિહ્વ,[2] ઉપકુશ,[3] દંતવૈદર્ભ,[4]

એવા અને ગાઢ કરતા પણ ઘણી જાડાઈવાળા માસના ગોળાને ઉત્પન્ન કરે છે, તે અર્બુદ કહેવાય છે. (ભા૦ પ્ર૦)

૧ ઊંડો પેઠેલો અને નળીની પેઠે પરુને વહેનારો વ્રણ. (ભા૦ પ્ર૦)

૨ કોપ પામેલો વ્યાનવાયુ કફનો પરિગ્રહ કરી ગુદાથી બહાર જે સ્થિર અને ચામડાના ખીલા જેવા અરશ કરે છે, તે ચર્મકીલ કહેવાય છે (આ ગ્રંથનું નિદાનસ્થાન અધ્યાય ૨ જો.)

૩ શરીર ઉપર પીડા વગરના કાળા તલ જેવાં જે ચિહ્નો થાય છે, તે તિલકાલક કહેવાય છે. ( ભા૦ પ્ર૦ )

૪ ગાત્રમાં સહજ, પીડારહિત, નાનું અથવા મોટું, કાળું અથવા ધોળું જે ચકરડું થાય છે, તે ન્યચ્છ કહેવાય છે. ( ભા૦ પ્ર૦ )

૫ ક્રોધથી તથા પરિશ્રમથી કોપ પામેલો વાયુ પિત્તથી સંયુક્ત થઈ મોઢા પર આવી તુરત મોઢા ઉપર પીડા વગરનું, નાનું અને કાળું મંડળ કરે છે તે મંડળ વ્યંગ કહેવાય છે. ( ભા૦ પ્ર૦)

૬ ત્વચા, રુધિર, માંસ અને મેદને દૂષિત કરી અસ્થિ પર્યંત પહોંચેલા અત્યંત વૃદ્ધિ પામેલા દોષોએ કરેલો ઊંડા મૂળવાળો અને મહા પીડાકારી ભયંકર સોજો વિદ્રધિ કહેવાય છે ( ભા૦ પ્ર૦ )

૧ જીભને ઉચકાવીને થયેલો જીભની અણી જેવો અને ચળ, લાળ તથા બળતરાવાળો સોજો ઉપજિહ્વ કહેવાય છે. ( ભા૦ પ્ર૦ )

૨ રુધિર સાથે મિશ્રિત થયેલા કફથી જીભની ઉપર જીભની અણી જેવો જે સોજો થાય છે તે. ( ભા૦ પ્ર૦)

૩ દાંતોના પેઢામાં દાહ તથા પાક થાય, તેથી દાંતો હાલવા લાગે. ઘસતાં થોડી વેદનાવાળો લોહીનો સ્રાવ થાય, લોહી સવ્યા પછી સોજો થાય તથા મુખ દુર્ગંધવાળું થાય તે ઉપકુશ કહેવાય છે, અને તે પિત્તથી તથા રક્તથી થાય છે ( ભા૦ પ્ર૦ )

૪ દાંતોનાં મૂળ ઘસતાં મોટો સોજો થાય, દાંતો હાલી જાય અને વેદના, દાહ તથા પાક થાય તે દંતવૈદર્ભ. ( ભા૦ પ્ર૦ ) •

વાતરોહિણી,[5] પિત્તરોહિણી[6] તથા કફરોહિણી[7] એ સાત રોગો ઉપર જ ઉપયોગી છે. ( મોઢાના એ સાત રોગો ઉપર જ ક્ષાર મૂકવો; બીજા રોગો ઉપર નહિ. ) પાનીય ક્ષાર કૃત્રિમ ઝેર ઉપર, ગુલ્મ ઉપર, ઉદરના રોગો ઉપર, જઠરાગ્નિના વિકારથી થતા કોલેરા આદિ રોગો ઉપર, અજીર્ણ ઉપર, અરુચિ ઉપર, આનાહ[1] ઉપર, વાયુથી ભેદાયેલી ઉપરીની કાંકરીઓ ઉપર, પથરી ઉપર, અંદરના વિદ્રધિ ઉપર, અંદરના કૃમિઓની ઉપર, અંદરના ઝેર ઉપર અને અરશ ઉપર, ઉપયોગી થાય છે. ૩

**કયા રોગીને પાનીય ક્ષાર અહિતકર છે**

**अहितस्तु रक्तपित्तज्वरितपित्तप्रकृतिबाल-वृद्धदुर्बलभ्रमममदमूर्छातिमिरपरीतेभ्योऽन्येभ्यश्चै-वंविधेभ्यः॥ ४ ॥**

રક્તપિત્તવાળો, જ્વરવાળો, પિત્તપ્રકૃતિવાળો, બાળક, વૃદ્ધ, દુર્બળ, ભ્રમથી ઘેરાયેલો,[2] મદથી ઘેરાયેલો,[3] મૂર્છાથી ઘેરાયેલો, તિમિરથી ઘેરાયેલો અને એવા જ પ્રકારના બીજા રોગીઓને પાનીય ક્ષાર અહિતકર છે. ૪

૫ જીભને ચોમેર અત્યંત વેદનાવાળા અને કંઠને રોકી દે એવા માસના કાંટા થાય અને વાયુથી થતા ઉપદ્રવો અત્યંત થાય તે વાતરોહિણી કહેવાય. (ભા૦ પ્ર૦)

૬ ગળામા માંસના જે કાંટાઓ તુરત થાય, તુરત બળતરા કરે, તુરત પાકી જાય અને તીવ્ર જ્વર આવે તે પિત્તરોહિણી કહેવાય. ( ભા૦ પ્ર૦ )

૭ કંઠના સ્રોતને રોકનારા, મંદ પાકવાળા, ભારે અને સ્થિર જે માસના કાંટા ઉત્પન્ન થાય તે કફરોહિણી કહેવાય. ( ભા૦ પ્ર૦ ) સન્નિપાતજ અને રક્તજરોહિણી તો અસાધ્ય જ છે, તેથી તેઓને અહીં લીધી નથી.

૧ આમ અથવા વિષ્ટા અનુક્રમથી જથાબંધ થઈ દુષ્ટ પવનથી રોકાઈને નીકળે નહિ તે રોગ આનાહ કહેવાય છે. ( ભા૦ પ્ર૦ )

૨ ચક્ર ઉપર ચડેલાની પેઠે જે રોગથી ભ્રમણ થાય છે તે ભ્રમ કહેવાય છે

૩ વિષથી, મદ્યથી અથવા લોહીથી ઉત્પન્ન થયેલો વિકાર–જેવો કે સોપારી ખાવાથી માલો ચડે છે.

### પાનીય ક્ષાર બનાવવાનો સંક્ષિપ્ત વિધિ

तं चेतरक्षारवद्दग्ध्वा परिस्रावयेत्तस्य विस्तारोऽन्यत्र ॥ ५ ॥

નીચે જે પ્રતિસારણીય ક્ષારનો વિધિ કહેવામાં આવશે તે પ્રમાણે કાષ્ઠોને બાળી, તે ભસ્મને છગણા પાણીમાં પકાવી, ત્રીજા ભાગ જેટલું પાણી અવશેષ રહે, ત્યારે તેને મોટા વસ્ત્રથી સ્રવાવી લેવી; પણ પ્રતિસારણીય ક્ષારની પેઠે બીજી વાર પકાવવી નહિ એટલે તે પાનીય ક્ષાર કહેવાય છે. આ પાનીય ક્ષારના સંબંધમાં જે કાંઈ વધુ કહેવાનું છે, તે ગુલ્માદિના અધ્યાયોમાં કહેવાશે.

### પ્રતિસારણીય ક્ષાર બનાવવાનો પ્રકાર

अथेतरस्त्रिविधो मृदुर्मध्यस्तीक्ष्णश्च। तं चिकीर्षुः शरदि गिरिसानुजं शुचिरुपोष्य प्रशस्तेऽहनि प्रशस्तदेशजातमनुपहतं मध्यमवयसं महान्तमसितमुष्ककमधिवास्यापरेद्युः पाटयित्वाऽभिमन्त्र्यानेन मन्त्रेण ।

अग्निवीर्य महावीर्य मा ते वीर्यं प्रणश्यतु ।
इहैव तिष्ठ कल्याण मम कार्यं करिष्यसि ।
मम कार्ये कृते पश्चात्स्वर्गलोकं गमिष्यसि ॥

श्वेतपुष्परक्तपुष्पसहस्रं जुहुयात् । खण्डशः प्रकल्प्यावपाट्य निर्वाते देशे निचितं कृत्वा सुधाशर्कराश्च प्रक्षिप्य तिलनालैरादीपयेदथोपशान्तेऽग्नौ तद्भस्म पृथग्गृह्णीयाद्भस्मशर्कराश्च ।

अथानेनैव विधानेन कुटजपलाशाश्वकर्णपारिभद्रकविभीतकारग्वधतिल्वकार्कस्नुह्यपामार्गपाटलानक्तमालवृषकदलीचित्रकपूतीकेन्द्रवृक्षास्फोताश्वमारकसप्तच्छदाग्निमन्थगुञ्जाश्चतस्रश्च कोशातकीः समूलफलपत्रशाखा दहेत् । ततः क्षारद्रोणमुदकद्रोणैः षड्भिरालोड्य मूत्रैर्वा यथोक्तैरेकविंशतिवारान् विस्राव्य महति कटाहे शनैर्दर्व्या विघट्टयन् विपचेत् ॥

स यदा भवत्यच्छो रक्तस्तीक्ष्णः पिच्छिलश्च तमादाय महति वस्त्रे परिस्राव्येतरद्विसृज्य च पुनरग्नावधिश्रयेत् । तत एव च क्षारोदकात्कुडवमध्यर्द्धं वापनयेत् ।

ततः कटशर्कराभस्मशर्कराक्षीरपाकशङ्खनाभीरग्निवर्णाः कृत्वाऽयसे पात्रे तस्मिन्नेव क्षारोदके निषिच्य पिष्ट्वा तेनैव द्विद्रोणेऽष्टपलसंमितं शङ्खनाभ्यादीनां प्रमाणं प्रतिवाप्य सततमप्रमत्तश्चैनमवघट्टयन् विपचेत् । स यथा नातिसान्द्रो नातिद्रवश्च भवति तथा प्रयतेत ।

अथैनमागतपाकमवतार्यानुगुप्तमायसे कुम्भे संवृतमुखे निदध्यादेष मध्यमः ।

एष एवाप्रतीवापः पक्वः संव्यूहिमो मृदुः ।

प्रतिवापे यथालाभं दन्तीद्रवन्तीचित्रकलाङ्गलकीपूतिकप्रवालतालपत्रीविडसुवर्चिकाकनकक्षीरीहिङ्गुवचातिविषाः समाः श्लक्ष्णचूर्णाः शुक्तिप्रमाणाः प्रतिवापः । स एव सप्रतीवापः पक्वः पाक्यस्तीक्ष्णः ।

तेषां यथाव्याधिबलमुपयोगः । क्षीणबले तु क्षारोदकमावपेद्बलकरणार्थम् ॥ ६ ॥

પ્રતિસારણીય ક્ષાર મૃદુ (કોમળ), મધ્ય અને તીક્ષ્ણ એમ ત્રણ પ્રકારનો થાય છે. એ ક્ષાર બનાવવાની ઇચ્છા થાય, ત્યારે વૈદ્યે શરદ-ઋતુમાં જોશીઓને પૂછવાથી સારો દિવસ નક્કી કરી તે દિવસે પવિત્ર થઈ, ઉપવાસ કરી પર્વતના શિખર ઉપર અથવા જાંગલ[1] દેશમાં સારા પ્રદેશમાં ઊગેલા, દાવાગ્નિ વગેરેથી ઉપઘાત નહિ પામેલા, મધ્યમ અવસ્થાવાળા અને મોટા, કાળા, મરખાની પાસે જઈ, અધિવાસન કરી આવી, બીજે દિવસે ત્યાં જઈ તેને ફાડી નાખી, 'હે અગ્નિ જેવા જોરવાળા! હે મોટી શક્તિવાળા! તારી શક્તિનો નાશ થશો નહિ. હે કલ્યાણરૂપ! તું અહીં જ રહેજે તથા મારું કામ કરજે. મારું કામ કર્યા પછી સ્વર્ગલોકમાં જજે.' એ અર્થવાળા મૂલોક્ત

[1] જે દેશ અલ્પ વૃક્ષોવાળો, અલ્પ જળવાળો અને ઉષ્ણતાવાળો હોય તે દેશ જાંગલ કહેવાય છે.

મંત્રથી અભિમંત્રણ કરી એક હજાર ધોળાં ફૂલ તથા રાતાં ફૂલનો હોમ કરવો. પછી તે મરખાનાં કાષ્ઠોના ફાડા કરી, ફાડાઓના પણ ટુકડેટુકડા કરી નાખી, તે ટુકડાઓને પવન વગરના પ્રદેશમાં ખડકી, તે ઢગલામાં જેમાંથી ચૂનો બને છે એવી કાંકરીઓ નાખી તેને તલસરાંથી સળગાવી દેવો. બળી જાય અને અગ્નિ શાંત થઈ જાય, ત્યારે ભસ્મને લઈ લેવી અને ચૂનાની(પાકી તથા કાચી) કાંકરીઓને પણ જુદી લઈ લેવી. પછી એ જ રીતિથી પર્વતના શિખર ઉપર કે જંગલ દેશમાં સારી જગ્યા પર ઊગેલાં ઇંદ્રજવનાં બે[1] જાતનાં ઝાડ, ખાખરો, રાળનું ઝાડ, દેવદાર, બહેડાનું ઝાડ, ગરમાળાનું ઝાડ, લોદરનું ઝાડ, આકડો, થોર, અઘેડો, કાકચ, કરંજ, અરડૂસી, કેળ, ચિત્રાનું ઝાડ, ગુગ્ગ—ચરેલ, કરંજ, ઉપલસરી, કણેર, સપ્તપર્ણ,[2] અરણી, ચણોઠીનું ઝાડ અને ચાર પ્રકારની[3] કડવી ઘિસોડીઓને ફળ, ફૂલ, પાંદડાં તથા શાખાઓ સહિત બાળી તેમની ભસ્મને જુદી લઈ લેવી.[4]

પછી મરખાની ભસ્મના બે ભાગ અને ઇંદ્રજવ આદિની ભસ્મનો એક ભાગ લઈ, બન્નેને મિશ્રિત કરી, તેનો એક હજાર ચોવીસ તોલાભાર તોલ કરી તેટલી ભસ્મને તેથી છગણા પાણીમાં અથવા છગણા ગોમૂત્રમાં ઘોળી નાખી, તેને વસ્ત્રથી એકવીસ વાર ગાળી લઈ, તે પાણીને મોટા કડાયામાં નાખી નીચે આંચ કરી ધીરેધીરે કડછાથી હલાવતાં હલાવતાં પકાવવું.

પછી એ ક્વાથ જ્યારે આછો, રાતો, તીક્ષ્ણ અને ચીકણા તાંતણાવાળો થાય (જ્યારે ત્રીજા ભાગ જેટલું પાણી અવશેષ રહે, ત્યારે આ ગુણો થાય છે.) ત્યારે તેને મોટા વસ્ત્રથી ગાળી, કીટાંને ફેંકી દઈ તે ક્વાથને ફરીવાર અગ્નિ ઉપર કડાયામાં ચડાવવો અને તેમાંથી એક કુડવ (સોળ તોલાભાર) અથવા દોઢ કુડવભાર પાણી જુદું કાઢી લેવું.

પછી ચૂનાની કાચીપાકી કાંકરીઓ, છીપો તથા શંખોના વળીઓવાળા ભાગોને સમભાગે એટલે પ્રત્યેક આઠ આઠ પલભાર (૪ તોલા—૧ પલ) લઈ અગ્નિમાં નાખી અગ્નિ જેવાં ખૂબ લાલ કરી તેમને લોઢાનાં પાત્રમાં ભરેલા પેલા કુડવભાર અથવા દોઢ કુડવભાર પાણીમાં ઠારી, તે જ પાણીથી વાટી તે સર્વના લોંદાને પેલા બે હજાર અડતાલીસ તોલાભાર પાણીવાળા ક્વાથમાં નાખી, કાંઈ પણ ગફલત નહિ રાખતાં કડછાથી સતત હલાવીહલાવીને પકાવવો અને એવો ખ્યાલ રાખવો કે એ ક્વાથ બહુ ઘાટો ન થઈ જાય તેમ અત્યંત પાતળો પણ ન રહે.

પછી એ ક્વાથમાં બરાબર પાક આવી જાય, ત્યારે તેને ઉતારી લઈ કાળજીથી લોઢાના ઘડામાં[5] નાખવો અને ઘડાનું મોઢું બંધ કરી દેવું. આ પ્રમાણે તૈયાર કરેલો પ્રતિસારણીય ક્ષાર

---

૧ ઇંદ્રજવના ઝાડ બે પ્રકારના થાય છે: તેમાં મોટા ફળોવાળું, મોટાં ફૂલોવાળું તથા સ્નિગ્ધ પાંદડાંવાળું, ઝાડ નર કહેવાય છે અને નાના ફળોવાળું, નાના દીટાવાળું તથા કાળા અને રાતા ફળોવાળું ઝાડ માદા કહેવાય છે. (ડલ્લન)

૨ જેમ બીલીમાં ત્રણ ત્રણ પાંદડાં સાથે થાય છે, તેમ આમાં સાત સાત પાંદડાં સાથે થાય છે અને તે શીમળાનાં પાંદડાં જેવાં હોય છે.

૩ મોટાં ફળોવાળી, નાના ફળોવાળી, સફેદ પુષ્પોવાળી અને પીળાં પુષ્પોવાળી.

૪ જોકે મરખાનાં અને ઇંદ્રજવનાં ઝાડ વગેરેનો સાથે જ ઉપયોગ કરવાનો છે; તોપણ તેમની ભસ્મને જુદી જુદી કરવાનું કહ્યું તેનું કારણ એ છે કે, ઇંદ્રજવનાં ઝાડ વગેરેની ભસ્મના ભાગ કરતા મરખાની ભસ્મના ભાગ અધિક દાખલ કરવાના છે. કેટલાક તો એમ કહે છે કે, એકલા મરખાની ભસ્મથી પણ ક્ષાર થાય એમ જણાવવા માટે જુદું જુદું વિધાન કહ્યું છે.

૫ લોઢાના ઘડામાં નાખવા કરતાં હાલના સમયના કાચના શીશામાં નાખવો એ વધારે અનુકૂળ થશે.

મધ્યમ કહેવાય છે.

ચૂનાની કાચી તથા પાકી કાંકરીઓ વગેરે નહિ નાખતાં, ઉપર પ્રમાણે કેવળ ક્વાથથી જ તૈયાર કરવામાં આવ્યો હોય, તો તે પ્રતિસારણીય ક્ષાર મૃદુ અથવા સંવ્યૂહિમ કહેવાય છે.

એને તૈયાર કરવાના સમયમાં તેમાં ચૂનાની કાચી તથા પાકી કાંકરીઓ વગેરેનો વાટેલો લોંદો નાખી તે પછી નેપાળો, દ્રવંતી (બીજી જાતનો નેપાળો), ચિત્રો, દૂધિયો વછનાગ, કરંજનાં પાંદડાં, મૂસલી, બિડલૂણ, સંચળ, દારુડી, હિંગ, વજ અને અતિવિષની કળીઓમાંથી જેટલાં મળી આવે તેટલાં સમભાગે એટલે પ્રત્યેક બબ્બે તોલાભાર લઈ, તેઓનું બારીક ચૂર્ણ કરી, તે ચૂર્ણ પણ નાખી પાક કરવો. આ પ્રમાણે કરવામાં આવે તો તે પ્રતિસારણીય ક્ષાર તીક્ષ્ણ અથવા પાક્ય કહેવાય છે.

આ મૃદુ, મધ્યમ અને તીક્ષ્ણ એ ત્રણ પ્રકારના ક્ષારોનો વ્યાધિના બળને અનુસરીને ઉપયોગ કરવો. તૈયાર કર્યા પછી કાળને લીધે અથવા ઔષધિઓની હીનતાને લીધે ક્ષાર જો નિર્બળ થઈ જાય, તો તેને બળ આપવા માટે તેમાં ઉપર કહેલું એકવીસ વાર ગાળેલું ભસ્મનું જળ નાખીને તેને ફરીવાર પકાવવો. ૬

ક્ષારના ગુણો તથા દોષો

भवतश्चात्र ॥

नैवातितीक्ष्णो न मृदुः शुक्लः श्लक्ष्णोऽथ पिच्छिलः।
अभिष्यन्दी शिवः शीघ्रः क्षारो ह्यष्टगुणः स्मृतः॥
अतिमार्दवशैत्यौष्ण्यतैक्ष्ण्यपैच्छिल्यसर्पिताः।
सान्द्रताऽपक्वता हीनद्रव्यता दोष उच्यते ॥७॥

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે કે, 'ક્ષારમાં આઠ ગુણો જોઈએ એટલે અત્યંત તીક્ષ્ણપણું પણ ન જોઈએ, અત્યંત કોમળપણું પણ ન જોઈએ, અત્યંત સફેદપણું પણ ન જોઈએ.[1] લીસાપણું જોઈએ,[2] ચીકણા તાંતણા હોવા જોઈએ, મૂક્યા પછી રેલાઈ જાય એવી સ્થિતિ હોવી જોઈએ. સૌમ્યતા હોવી જોઈએ.[3] અને તુરત કામ કરવાપણું હોવું જોઈએ.[4]

અત્યંત કોમળપણું, અત્યંત સફેદપણું, અત્યંત ઉષ્ણપણું, અત્યંત તીક્ષ્ણપણું, અત્યંત ચીકણા તાંતણાવાળું, અત્યંત રેલાઈ જનારું, અત્યંત ઘાટાપણું, અપક્વપણું અને હીનશક્તિવાળાં ઔષધોથી યુક્તપણું એ નવ દોષોમાંથી કોઈ પણ દોષ ક્ષારમાં જોઈએ નહિ. ૭

પ્રતિસારણીય ક્ષાર મૂકવાનો પ્રકાર

तत्र क्षारसाध्यव्याधिव्याधितमुपवेश्य निर्वातातपे देशेऽसम्बाधेऽग्रोपहरणीयोक्तेन विधानेनोपसंभृतसंभारं ततोऽस्य तमवकाशं निरीक्ष्यावघृष्यावलिख्य प्रच्छयित्वा शलाकया क्षारं पातयित्वा वाक्छतमात्रमुपेक्षेत ॥८॥

જેને ક્ષારથી મટે એવો વ્યાધિ થયો હોય તેને જ્યાં વાયુ પણ ન હોય, તડકો પણ ન હોય અને લોકોની ગિરદી પણ ન હોય એવા વિશાળ પ્રદેશમાં બેસાડી, સૂત્રસ્થાનના 'અગ્રોપહરણીય' નામના પાંચમા અધ્યાયમાં કહ્યા પ્રમાણે યોગ્ય મુહૂર્તમાં તેની પાસે યંત્ર, શસ્ત્ર, ક્ષાર, અગ્નિ તથા સળી વગેરે સામગ્રીઓ મૂકી, પછી શરીરના જે પ્રદેશમાં વ્યાધિ થયેલો હોય, તે પ્રદેશને

[1] જો ચૂનાની કાકરી વગેરે પદાર્થો વધારે નાખ્યા હોય, તો અત્યંત સફેદ થઈ જાય. કેટલાક તો મૂળના અતિ શબ્દને શુક્લની સાથે સંબંધ ન રાખતા અર્થ કરે છે કે ક્ષાર સફેદ જ જોઈએ

[2] મૂળમા શ્લક્ષ્ણ શબ્દને બદલે સૂક્ષ્મ એવો પણ પાઠ છે, એટલે ત્વચાને ગોઠે એવો હોવો જોઈએ.

[3] મૂળમા શિવ શબ્દને બદલે સમ એવો પાઠ પણ છે, એટલે બહુ ઘાટો કે બહુ પાતળો ન હોવો જોઈએ.

[4] જેનું વારણ કરવુ હોય, તો સહેજ બની શકે એવો અને ફક્ત દોષને જ લાગુ પડે એવો હોવો જોઈએ એમ બે ગુણો અધિક પણ બોલવામા આવે છે, ખરજ લાવવા વગેરે ગુણો ન હોવા જોઈએ.

બરાબર જોઈ તપાસી વ્યાધિનો આકાર જાણી લઈ, તે વ્યાધિ જો પિત્તથી થયેલો હોય, તો તે પ્રદેશને ઘસીને, વાયુથી થયેલો હોય, તો તે પ્રદેશ બહેર મારી ગયેલી કઠણ ચામડીવાળો હોવાને લીધે તેને ખણીને અને કફથી થયેલો હોય, તો તે પ્રદેશ ખરજ તથા સોજાની પ્રબળતાવાળો હોવાને લીધે તેને ટાચીને તેમા શલાકાયંત્ર (પ્રોબ જેવો સળિયો, છેડે કડછી જેવો ખાટો હોય, જેનાથી ક્ષાર મુકાય અને આંગળીએ દઝાય નહિ) વડે ક્ષાર મૂકવો અને મૂક્યા પછી સો ગુરુઅક્ષરોનુ ઉચ્ચારણ* થાય તેટલા સમય સુધી એમ ને એમ રહેવા દેવો (આટલા સમયમા જે ક્ષાર વ્યાધિને બાળી શકે તે ક્ષારને સંપૂર્ણ ગુણવાળો સમજવો) ૮

ક્ષારથી વ્યાધિ બળ્યાની પરીક્ષા

तस्मिन्निपतिते व्याधौ कृष्णता दग्धलक्षणम् ॥९॥

ક્ષાર પડ્યા પછી વ્યાધિ કાળા વર્ણવાળો થઈ જાય, તો તેને સમ્યગ્દગ્ધ (બરાબર બળેલો) સમજવો (સમ્યગ્દગ્ધપણાનું આ સામાન્ય લક્ષણ છે.) ૯

ક્ષારનું શમન કરવાનો ઉપાય

तत्राम्लवर्गः शमनः सर्पिर्मधुकसंयुतः ॥ १० ॥

ઘી તથા જેઠીમધ સહિત સૌવીરક,[1] તુષોદક[2] અને ધાન્યામ્લ[3] આદિ અમ્લવર્ગ (ખાટા પદાર્થોનો વર્ગ) ક્ષારનું શમન કરનાર છે. ૧૦

ક્ષારથી બળેલો વ્યાધિ વીંખાય નહિ તો?

अथ चेत्स्थिरमूलत्वात्क्षारदग्धं न शीर्यते ।
इदमालेपनं तत्र समग्रमवचारयेत् ॥
अम्लकांजिकबीजानि तिलान्मधुकमेव च ।
प्रपेष्य समभागानि तेनैनमनुलेपयेत् ॥ ११ ॥

જો વ્યાધિ સ્થિર મૂળવાળો હોવાને લીધે ક્ષારથી બળ્યા છતાં પણ વીંખાય નહિ તો ખાટી કાંજીની[4] નીચેના કાંજીના પદાર્થો, તલ અને જેઠીમધને સમભાગે લઈ વાટીને તેનો ક્ષારથી બળેલા ભાગ ઉપર સંપૂર્ણ રીતે લેપ કરવો. ૧૧

ક્ષારે કરેલા વ્રણને રુઝાવવાનો ઉપાય

तिलकल्कः समधुको घृताक्तो व्रणरोपणः ॥१२॥

ક્ષારે કરેલા વ્રણ ઉપર જો જેઠીમધ સહિત તલને વાટી તેના લોંદામાં ઘી નાખીને તે લોંદાનો લેપ કરવામાં આવે, તો તે વ્રણ ભાંગ આવીને રુઝાઈ જાય છે. ૧૨

શંકા

रसेनाम्लेन तीक्ष्णेन वीर्योष्णेन च योजितः ।
आग्नेयेनाग्निना तुल्यः कथं क्षारः प्रशाम्यति ॥१३॥

સૌવીરક, તુષોદક અને ધાન્યામ્લ આદિ ખાટો રસ કે જે તીક્ષ્ણ છે, ઉષ્ણ વીર્યવાળો છે અને અગ્નિ સંબંધી જ છે, તેથી અગ્નિ જેવા ક્ષારનું શમન કેમ થવું જોઈએ? ૧૩

સમાધાન

एवं चेन्मन्यसे वत्स प्रोच्यमानं निबोध मे ।
अम्लवर्ज्यान्रसान्क्षारे सर्वानेव निभावयेत् ॥
कटुकस्तत्र भूयिष्ठो लवणानुरसस्तथा ।
अम्लेन सह संयुक्तः स तीक्ष्णलवणो रसः ॥
माधुर्यं भजतेऽत्यर्थं तीक्ष्णभावं विमुञ्चति ।
माधुर्याच्छममाप्नोति वह्निरद्भिरिवाप्लुतः ॥ १४॥

હે પુત્ર! તમને એમ લાગતું હોય, તો હું

* ધારેથી એક બે. ત્રણ ચાર એમ ધીરેધીરે બોલવુ.

1 ફોતરા કાઢી નાખી કાચા અથવા પાકા જવોના ટુકડા કરી જે પાણીમા આથ્યા હોય તે પાણી સૌવીરક કહેવાય છે કેટલાક કહે છે કે એવી રીતે ઘઉના ટુકડા આથવાથી પણ સૌવીરક થાય છે

2 ફોતરા સહિત કાચા જવના ટુકડે ટુકડા કરીને પાણીમા આથ્યા હોય, તો તે પાણી તુષોદક કહેવાય છે

3 ચોખાનુ ચૂર્ણ તથા કોદરા વગેરેનું ચૂર્ણ આથવાથી ધાન્યામ્લ થાય છે.

4 ધાન્ય અને વડા વગેરે જે આથેલા હોય તે કાંજી કહેવાય છે

એ શંકાનું સમાધાન કહું છું તે સાંભળો. ક્ષારમાં એક ખાટા રસ સિવાય બીજા પાંચે રસો છે અને તેમાં ખારો રસ પ્રધાન છે અને તીખો રસ ખારા રસથી કાંઈક ઓછો છે.[1] ક્ષારમાં રહેલો એ તીક્ષ્ણ, ખારો રસ સૌવીરક આદિ ખાટા રસના સંયોગથી અત્યંત મધુર થઈ જાય છે અને તીક્ષ્ણતાને છોડી દે છે. જેમ અગ્નિ પાણીથી ભિજાઈને શાંત થઈ જાય છે તેમ ક્ષાર ખારા રસના અને ખાટા[2] રસના સમાગમથી થયેલી મધુરતાથી શાંત થઈ જાય છે. ૧૪

વધારે ઓછું દાઝવાનાં લક્ષણો

**तत्र सम्यग्दग्धे विकारोपशमो लाघवमनास्रावश्च। हीनदग्धे तोदकण्डूजाड्यानि व्याधिवृद्धिश्च। अतिदग्धे दाहपाकरागस्रावांगमर्दक्लमपिपासामूर्च्छाः स्युर्मरणं वा ॥ १५॥**

વ્યાધિનું સ્થળ ક્ષારથી ઠીક બળેલ હોય, તો વિકારોની શાંતિ થાય છે, અંગો હલકાં થાય છે અને લોહી તથા પરુ વગેરેનો સ્રાવ બંધ પડી જાય છે.[3] (આ સમ્યગ્દગ્ધ કહેવાય છે )

વ્યાધિનું સ્થળ ક્ષારથી ઓછું બળેલ હોય તો ભોંકાયા જેવી[1] પીડા થાય છે, ખરજ આવે છે, જડતા આવે છે અને વ્યાધિની વૃદ્ધિ થાય છે.[2] (આ હીનદગ્ધ કહેવાય છે.)

વ્યાધિનું સ્થળ ક્ષારથી અત્યંત બળેલ હોય તો બળતરા થાય છે, પાકી જાય છે, રતાશ થાય છે, સ્રાવ થાય છે, અંગો ભાંગ્યા કરે છે, ગ્લાનિ થાય છે, તરસ લાગે છે, મૂર્છા આવે છે અને કદાચ મરણ પણ થઈ જાય છે.[3] (આ અતિદગ્ધ કહેવાય છે.) ૧૫

ક્ષારથી બળેલા વ્રણની ચિકિત્સા

**क्षारदग्धव्रणं तु यथादोषं यथाव्याधि चोपक्रमेत् ॥१६**

ક્ષારથી દગ્ધ થયેલા વ્રણમાં બગાડ થાય તો દોષો ઉપર તથા વ્યાધિ ઉપર લક્ષ્ય આપી, તે દોષોના તથા વ્યાધિના પ્રત્યનીક (સામાવળિયાપણું ધરાવનારા) ઉપાયથી ચિકિત્સા કરવી.

કેવા માણસો ક્ષારકર્મને અયોગ્ય છે?

**अथ नैते क्षारकृत्याः। तद्यथा दुर्बलबालस्थविरभीरुसर्वाङ्गशूनोदरिरक्तपित्तिगर्भिण्यृतुमतीप्रवृद्धज्वरिप्रमेहोरःक्षतक्षीणतृष्णामूर्च्छोपद्रुतक्लीबापवृत्तोद्वृत्तफलयोनयः ॥ १७॥**

નીચે લખેલા માણસોની ઉપર ક્ષારક્રિયા કરવી નહિ: દુર્બળ, બાળક, વૃદ્ધ, બીકણ, સર્વ અંગોમાં સૂઝી ગયેલો, ઉદરરોગી, રક્તપિત્તવાળો, ગર્ભવતી સ્ત્રી, રજસ્વલા સ્ત્રી, અત્યંત વૃદ્ધિ પામેલા જ્વરવાળો, પ્રમેહવાળો, છાતીના ક્ષતથી ક્ષીણ થયેલો, તરસથી ઉપદ્રવ પામેલો, મૂર્છાથી ઉપદ્રવ પામેલો, ક્ષીણ વીર્યવાળો,[4] જેના વૃષણો

---

૧ કેટલાક માને છે કે 'ક્ષારના તીખો રસ જ અધિક છે,' પણ તે વાત બરાબર નથી: કારણ કે લોકો ખાટા પદાર્થોના ભક્ષણમાં મધુરતા માટે ખારા પદાર્થોનો જ ઉપયોગ કરે છે અને ગ્રંથકારે પણ ક્ષારને લવણવર્ગમાં જ દાખલ કરેલો છે. લવણવર્ગમાં પાઠથી જ ક્ષારનું લવણપણું સિદ્ધ થાય છે, તે છતાં આ અધ્યાયના બીજા વિષયમાં ક્ષારને તીખો કહ્યો છે તેનું કારણ એ છે કે, ક્ષારમાં તીખો રસ ખારા રસથી ઓછો છે, પણ બીજા રસોથી અધિક છે એમ જણાવવાનું છે.

૨ ખાટું પાણી ત્રણ દિવસે બને. તાત્કાલિક દહીંનો ઉપયોગ કરવો. ખારા રસનું મારણ ખાટો રસ છે. ખાટો અને ખારો પરસ્પર વિરોધી રસ છે, તેથી જ્યાં બહુ દગ્ધ ક્ષારથી થયું હોય તો ખાટો રસ એટલે દહીં અથવા ખાટું પાણી મૂકવું.

૩ ક્ષાર મૂકાયા પછી કેટલીકવારે આ લક્ષણો થાય છે. કેટલાક કહે છે કે આ લક્ષણોમાંનાં કેટલાંક તુરત જ થાય છે અને કેટલાક અમુક સમય પછી થાય છે.

૧ ચીરવા જેવી—ભેદાયા જેવી પીડા થાય છે.

૨ કેટલાક મૂળનો 'तोददाहकण्डूजाड्यानि' એવો પાઠ બોલીને કહે છે કે, ભોંકાવું એ વાયુના, દાહ એ પિત્તના, ખરજ એ કફના અને જડતા એ રુધિરના પ્રકોપનું ચિહ્ન છે.

૩ દાહ તથા પાક ઇત્યાદિ પિત્તપ્રકોપનાં ચિહ્નો છે.

૪ નપુંસકને તો ક્ષારનો અધિકાર જ નથી.

યોગ્ય સ્થળથી ઊંચે ચડી ગયા હોય તે, જેના વૃષણો યોગ્ય સ્થળથી નીચે ઊતરી ગયા હોય તે, જેનું ગર્ભાશય અથવા યોનિ યોગ્ય સ્થળથી ઊંચે ચડી ગયેલ હોય તે[1] અને જેનું ગર્ભાશય અથવા યોનિ યોગ્ય સ્થળથી નીચે ઊતરી ગયાં હોય એટલાંને ક્ષારક્રિયા કરવી નહિ. ૧૭

**શરીરના કયા પ્રદેશોમાં ક્ષાર ન મૂકવો ?**

तथा मर्मशिरास्नायुधमनीसन्धितरुणास्थिसेवनीगलनाभिनखान्तरशेफस्रोतःस्वल्पमांसेषु च प्रदेशेष्वक्ष्णोश्च न दद्यादन्यत्र वर्त्मरोगात् ॥१८॥

મર્મસ્થળો, શિરાઓ, સ્નાયુઓ, ધમનીઓ, સાંધાઓ, તરુણ અસ્થિઓ,[2] સીવણીઓ,[3] ગળું, નાભિ[4], નખોનાં મધ્ય, લિંગ, સ્રોતો, જેમાં માંસ થોડું છે એવા ગોઠણ તથા લલાટ વગેરે પ્રદેશો અને નેત્રોમાં ક્ષાર[5] મૂકવો નહિ. નેત્રોની પાંપણોમાં રોગ થયો હોય, તો નેત્રોનો સંબંધ થતાં પણ પાંપણોમાં ક્ષાર મૂકવો. ૧૮

**કોનો વ્યાધિ ક્ષારથી મટતો નથી ?**

तत्र क्षारसाध्येष्वपि व्याधिषु शूनगात्रमस्थिशूलिनमन्नद्वेषिणं हृदयसन्धिपीडोपद्रुतं क्षारो न साधयति ॥१९॥

સૂજી ગયેલાં ગાત્રોવાળા, હાડકામાં શૂળ હોય તેવા, અન્ન ઉપર અરુચિવાળા, હૃદયની અને સાંધાની પીડાથી પીડાતાના રોગો ક્ષારથી સાધ્ય હોય, તોપણ તે રોગોને ક્ષાર મટાડતો નથી.

**ક્ષારની ક્રિયામાં બુદ્ધિમાન વૈદ્યની જરૂર**

भवति चात्र ॥

विषाग्निशस्त्राशनिमृत्युकल्पः क्षारो भवत्यल्पमतिप्रयुक्तः । स धीमता सम्यगनुप्रयुक्तो रोगान्निहन्यादचिरेण घोरान् ॥२०॥

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'અલ્પ બુદ્ધિવાળા વૈદ્યે મૂકેલો અથવા પાયેલો ક્ષાર વિષની પેઠે વેદનાઓથી સર્વ અંગોમાં વ્યાપીને, અગ્નિની પેઠે ફોલ્લા વગેરે ઉત્પન્ન કરીને, શસ્ત્રની પેઠે અંગછેદન કરીને અને વીજળીની પેઠે ઝડપથી મારી નાખે છે; પણ એ ક્ષાર જો બુદ્ધિમાન વૈદ્યે મૂકેલો કે પાયેલો હોય, તો થોડા સમયમાં જ ભયંકર રોગોને પણ નષ્ટ કરી નાખે છે. ૨૦

## અધ્યાય ૧૨ મો

**ઉપક્રમ**

अथातोऽग्निकर्मविधिमध्यायं व्याख्यास्यामः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'અગ્નિકર્મવિધિ'* એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

**અગ્નિનું સામર્થ્ય**

क्षारादग्निर्गरीयान् क्रियासु व्याख्यातस्तद्दग्धानां रोगाणामपुनर्भावाद्भेषजशस्त्रक्षारैरसाध्यानां तत्साध्यत्वाच्च ॥२॥

**અગ્નિ ગુણોમાં નહિ પણ કામોમાં ક્ષાર**

---

[1] આમાં કેટલાકને પ્રતિસારણીય ક્ષારનો, કેટલાકને પાનીય ક્ષારનો અને કેટલાકને બન્ને ક્ષારનો નિષેધ છે.

[2] નાસિકા, કર્ણ, કંઠ અને નેત્રોના અસ્થિઓ તરુણ અસ્થિઓ કહેવાય છે.

[3] માથામાં પાંચ, જીભમાં એક અને લિંગમાં એક એ રીતે સાત સીવણીઓ છે.

[4] જોકે નાભિ મર્મોમાં જ આવી જાય છે તોપણ નાભિનું હાડકું જુદું આપ્યું છે, તેનું કારણ નાભિમાં ક્ષાર મૂકવાથી વધારે ખરાબી થાય છે એ જણાવવાનું છે.

[5] સિલ્વર નાઈટ્રેટ અને મોરથૂથાનાં ટીપાં ડોળામાં નાખવાં નહિ. તેથી ડોળામાં ચાંદાં પડે છે. ખીલ માટે ક્ષારનો ઉપયોગ કરવો હોય, તોપણ ડોળામાં ટીપું અડકવું જોઈએ નહિ. કોર્નિયાનું અત્યંત નાજુક પાતળું પારદર્શક પડ છે અને ત્યાં રુધિરાભિસરણ નથી અને જે સ્નાયુનું બનેલું નથી તેની ઉપર ક્ષાર પડે, તો આરપાર કાણું જ પડે એ અનુભવેલી વાત લક્ષ્યમાં લેવી જોઈએ.

* અગ્નિથી ડામવાની ક્રિયા વિષેનો.

કરતાં પણ બળવત્તર છે;[1] કારણ કે અગ્નિએ બાળેલા રોગો પાછા ઉત્પન્ન થતા નથી[2] અને જેઓ ઔષધોથી; શસ્ત્રોથી તથા ક્ષારોથી પણ અસાધ્ય હોય તે રોગો અગ્નિથી ટળી જાય છે.[3] ૨

અગ્નિથી બાળવાનાં સાધનો અને તેમનો ઉપયોગ

अथेमानि दहनोपकरणानि । तद्यथा । पिप्पल्यजाशकृद्गोदन्तशरशलाका जांववौष्ठेतरलौहाः क्षौद्रगुडस्नेहाश्च । तत्र पिप्पल्यजाशकृद्गोदन्तशरशलाकास्त्वग्गतानां जांववौष्ठेतरलोहानि मांसगतानां क्षौद्रगुडस्नेहाः शिरास्नायुसन्ध्यस्थिगतानाम् ॥ ३॥

લીંડીપીપર, બકરીની લીંડી, ગાયનો દાંત, કાંસડાની સળી, જાંબુ જેવા મુખવાળી કાળા પથરાની સળી, ત્રાંબા તથા રૂપા વગેરે ધાતુઓના પદાર્થો, મધ, ગોળ અને તેલ આદિ સ્નેહ પદાર્થો રોગોને અગ્નિથી બાળવાનાં સાધનો છે.

એમાં લીંડીપીપર, બકરીની લીંડી, ગાયનો દાંત અને કાંસડાની સળી એ વાયુએ તથા કફે કરેલા ત્વચામાંરહેલા સુપ્તિ (ચામડીનું બહેરાપણું) આદિ રોગોને બાળવામાં કામ લાગે છે.

જાંબુ જેવા ગોળ મુખવાળી કાળા પથરાની સળી અને ત્રાંબા તથા રૂપા વગેરે ધાતુઓના પદાર્થો વાયુએ તથા કફે ઉત્પન્ન કરેલા માંસમાં રહેલા રોગોને બાળવામાં કામ લાગે છે અને મધ, ગોળ તથા તેલ આદિ પદાર્થો[1] વાયુએ તથા કફે ઉત્પન્ન કરેલા, શિરાઓમાં, સ્નાયુઓમાં, સાંધાઓમાં તથા અસ્થિઓમાં રહેલા રોગોને બાળવામાં કામ લાગે છે.[2] ૩

અગ્નિથી દહન કરવામાં યોગ્ય ઋતુ

तत्राग्निकर्म सर्वर्तुषु कुर्यादन्यत्र शरद्ग्रीष्माभ्यां तत्राप्यात्ययिकेऽग्निकर्मसाध्ये व्याधौ तत्प्रत्यनीकं विधिं कृत्वा ॥ ४॥

૧ ત્રણે દોષોને હણવામા અને છેદન, ભેદન તથા લેખન આદિ ક્રિયાઓ કરવામા તો ક્ષારનું જ મુખ્યપણું છે. જેમ કર્ણ દઢ પ્રહારમા અર્જુનથી અધિક હતો અને અર્જુન બાણને અતિ દૂર પહોંચાડવામાં કર્ણથી અધિક હતો, તેમ અગ્નિ અને ક્ષાર એ પોતપોતાનાં કૃત્યોમાં પરસ્પરથી બળવત્તર છે

૨ જો રોગો સાધ્ય હોય અને સમ્યગ્દગ્ધ થયા હોય તો પાછા ઉત્પન્ન થતા નથી; પણ તેમ ન હોય તો બાળ્યા પછી પણ પાછા ઉત્પન્ન થાય છે. કેટલાક કહે છે: 'અગ્નિએ મૂળમાથી ઉખેડી નાખેલા રોગો પાછા ઉત્પન્ન થતા જ નથી અર્બુદ વગેરે રોગો દાહ કર્યા પછી પણ પાછા ઉત્પન્ન થયેલા જોવામાં આવે છે. (અર્બુદ અગ્નિક્રિયાથી પણ અસાધ્ય હોવાથી તેના ઉપર શોધખોળ કરી કાળક્ષેપ કરવો બુદ્ધિમાન માટે યોગ્ય નથી.) તેઓ મિથ્યા આહાર આદિથી પાછો દોષનો પ્રકોપ થવાને લીધે બીજા ઉત્પન્ન થાય છે, પણ તેના તે તો ઉત્પન્ન થતા જ નથી.'

૩ ઔષધના પ્રયોગથી ન મટે તો શસ્ત્રનો, શસ્ત્રના પ્રયોગથી ન મટાડી શકાય તો ક્ષારનો અને ક્ષારથી પણ ન મટે એવો દઢ મૂળવાળો વ્યાધિ હોય તો અગ્નિનો પ્રયોગ કરવો.

૧ મધ, ગોળ તથા તેલ વગેરેની સાથે રાળ અને મીણ વગેરે પદાર્થોને પણ ગણવા.

૨ કાશ્યપ મુનિના આયુર્વેદમા શિરા વગેરેમાં અગ્નિની ક્રિયા કરવાનો નિષેધ કર્યો છે અને આ આયુર્વેદમાં વિધાન કર્યું છે; માટે શાસ્ત્રાંતરનાં વિરોધના પરિહાર માટે એમ સમજવું કે શિરા, સ્નાયુ, અસ્થિ કે સંધિ કપાઈ જવાથી રુધિર બહુ જ વહેવા લાગ્યું હોય, તો તે ખરાબી મટાડવા માટે અગ્નિની ક્રિયા કરવાનું અહીં કહ્યું છે; (ધમનીનું લોહી બંધ કરવા જે ચીપિયા વપરાય છે તેનાથી અધિક કામ આ દગ્ધક્રિયા કરે છે. લોહી અત્યંત વહી જતું હોય તો તરત જ સાવ બંધ થઈ જાય, અને લોહી વહી જવા ન દે તેવી શીઘ્ર ફળદાયક છે. 'આર્ટરી ફોરસેપ્સ' વાપરવાની બિલકુલ જરૂર નથી અંગ્પુટેશનમાં પણ ધગધગતો લાલ છરો મૂકવાથી લોહીનું એક પણ ટીપું નીકળશે નહિ. ભા૦ પ્ર૦) પણ શિરા વગેરેમાં રહેલા રોગનું ઉચ્છેદન કરવા માટે કહ્યું નથી; કેમ કે માંસનો દાહ કરવાથી જ શિરા વગેરેમાં રહેલા રોગનું ઉચ્છેદન થઈ જાય છે. મદશૌનક કહે છે: 'ત્વચામાં અને માંસમાં રહેલો વાયુ ત્વચાના દાહથી શાંત થાય છે અને શિરા, સ્નાયુ, અસ્થિ તથા સંધિમાં રહેલા રોગો માંસના દાહથી શાંત થાય છે.' (ડલ્હન) પરંતુ ડલ્હનનો આ અભિપ્રાય આ અધ્યાયના છઠ્ઠા વિષયને અનુકૂળ છે કે નહિ, એ વિચારવા જેવું છે.

શરદ અને ગ્રીષ્મ એ બે ઋતુઓ સિવાય સઘળી ઋતુઓમાં અગ્નિનું કર્મ કરવું; પરંતુ જેથી તુરત પ્રાણ જતો રહે એવો વ્યાધિ થયો હોય અને તે અગ્નિની જ ક્રિયાથી મટે એમ હોય, તો શરદઋતુમાં તથા ગ્રીષ્મઋતુમાં પણ તે ઋતુઓની ગરમીને શાંત કરે એવા શીતળ વસ્ત્ર, શીતળભોજન તથા શીતળ લેપન આદિ વિધિઓ કરીને અગ્નિ સંબંધી ક્રિયા કરવી. ૪

### અગ્નિની ક્રિયાનો (અંગભૂત વિધિ)

सर्वव्याधिष्वृतुषु च पिच्छिलमन्नं भुक्तवतः कर्म कुर्वीत मूढगर्भाश्मरीभगन्दरार्शोमुखरोगेष्वभुक्तवतः ॥

સર્વ વ્યાધિઓમાં તથા સર્વ ઋતુઓમાં રોગીને જેમનાં વીર્ય ચીકાશવાળાં હોય છે એવાં અન્નો જમાડીને[1] પછી તેના અંગ પર અગ્નિની ક્રિયા કરવી; પણ ગર્ભની ખરાબ સ્થિતિની ગૂંચવણ, પથરી, ભગંદર, અરશ અને મોઢાના રોગોમાં તો રોગી જમેલ ન હોય તે પહેલાં અગ્નિની ક્રિયા કરવી.[2] ૫

### અગ્નિની ક્રિયામાં મતભેદ

तत्र द्विविधमग्निकर्माहुरेके त्वग्दग्धं मांसदग्धं च । इह तु शिरास्नायुसन्ध्यस्थिष्वपि न प्रतिषिद्धोऽग्निः ॥६॥

કેટલાક આચાર્યો કહે છે 'ચામડીમાં રહેલા રોગને અને માંસમાં રહેલા રોગને બાળવા સારુ અગ્નિની ક્રિયા કરવી એટલે અગ્નિકર્મ 'ત્વગ્દગ્ધ' અને 'માંસદગ્ધ' એવા બે પ્રકારનું જ છે;' પરંતુ અમારા સિદ્ધાંતમાં તો શિરાઓ, સ્નાયુઓ, સાંધાઓ અને અસ્થિઓમાં રહેલા રોગોને બાળવા સારુ અગ્નિની ક્રિયા કરવાનો નિષેધ નથી.[3] ૬

### અગ્નિક્રિયા પછી ચામડી વગેરેમાં દેખાતાં જુદાં જુદાં લક્ષણો

तत्र शब्दप्रादुर्भावो दुर्गन्धता त्वक्संकोचश्च त्वग्दग्धे । कपोतवर्णताऽल्पश्वयथुवेदना शुष्कसंकुचितव्रणता च मांसदग्धे । कृष्णोन्नतव्रणता स्रावसन्निरोधश्च शिरास्नायुदग्धे । रूक्षारुणता कर्कशस्थिरव्रणता च सन्ध्यस्थिदग्धे ॥७॥

ચામડીમાં અગ્નિની ક્રિયા કરવામાં આવે, તો અવાજ ઉત્પન્ન થાય છે, દુર્ગંધ નીકળવા લાગે છે અને ચામડીનો સંકોચ થાય છે. માંસમાં અગ્નિની ક્રિયા કરવામાં આવે, તો રોગવાળા પ્રદેશનો હોલાના જેવો વર્ણ થઈ જાય છે, સોજો તથા પીડા અલ્પ થઈ જાય છે અને વ્રણ સુકાઈ જાય છે તથા સંકોચાઈ જાય છે. શિરામાં કે સ્નાયુમાં અગ્નિની ક્રિયા કરવામાં આવે, તો વ્રણ કાળો તથા ઊંચો થઈ જાય છે અને સ્રાવ રોકાઈ જાય છે. સંધિમાં કે અસ્થિમાં અગ્નિક્રિયા કરવામાં આવે તો વ્યાધિનો પ્રદેશ રૂક્ષ તથા લાલ થઈ જાય છે અને વ્રણ કઠોર તથા સ્થિર થઈ જાય છે. ૭

### કયા રોગોમાં કયા પ્રદેશોમાં દહન?

तत्र शिरोरोगाधिमन्थयोर्भ्रूललाटशङ्खप्रदेशेषु दहेत् । वर्त्मरोगेष्वार्द्रालक्तकप्रतिच्छन्नां दृष्टिं कृत्वा वर्त्मरोमकूपान् दहेत् ॥८॥

માથાનો રોગ હોય કે અધિમંથ[4] રોગ હોય તો ભમરમાં, લલાટમાં અને લમણામાં દહન કરવું. પાંપણનો રોગ હોય તો ચક્ષુને ભીના કપડાથી

---

૧ શીત, મૃદુ તથા પિચ્છિલ વીર્યો પિત્તહારી છે.

૨ ભોજન કર્યું હોય, તો વમન થવાથી કે દસ્ત આવવાથી ક્રિયાનો વિઘાત થવાનો સંભવ છે તેથી.

૩ આ અધ્યાયના ત્રીજા વિષયની નોધમા ડલ્લનનો જે અભિપ્રાય લખ્યો છે તેને વળગી રહીને જ ડલ્લને આ વિષયનું વ્યાખ્યાન આપ્યું છે. પણ બીજા ટીકાકારો એવુ વ્યાખ્યાન આપે છે કે, તુરત જ પ્રાણ જતા રહે એવો વ્યાધિ હોય, તો શિરાઓ વગેરેનું પણ દહન કરવુ.

૪ આખો દુખવા આવતા તેની ચિકિત્સા ન કરવામાં આવે, તો અધિમથ નામનો રોગ થાય છે કે જેથી આખમા અત્યંત વેદના થાય છે અને અરધું માથુ જાણે અત્યંત ફાડી નાખવામાં આવતું હોય કે મથી નાખવામા આવતું હોય એવી પીડા થાય છે. (ભા૦ પ્ર૦)

ઢાંકી પાંપણનાં રૂંવાડાંના ખાડામાં દહન કરવું.[8]

### અગ્નિની ક્રિયા કરવાના વિષયો

त्वङ्मांसशिरास्नायुसन्ध्यस्थिस्थितेऽत्युग्ररुजि-वायावुच्छ्रितकठिनसुप्तमांसे व्रणे ग्रन्थ्यर्शोऽर्बुद-भगन्दरापचीश्लीपदचर्मकील-तिलकालकान्त्रवृद्धि-सन्धिशिराच्छेदनादिषु नाडीशोणितातिप्रवृत्तिषु चाग्निकर्म कुर्यात् ॥९॥

ચામડી, માંસ, શિરાઓ, સ્નાયુઓ, સાંધાઓ કે અસ્થિઓમાં રહેલો વાયુ અત્યંત પીડા કરતો હોય તો, અથવા ઊંચા, કઠણ અને જડ માંસવાળો વ્રણ હોય તો, અથવા ગાંઠ, અરશ, અર્બુદ,[2] ભગંદર, અપચી,[3] શ્લીપદ,[4] ચર્મકીલ,[5] તિલકાલક[6] કે અંત્રવૃદ્ધિ[7] થયેલ હોય તો, અથવા સાંધાઓનું કે શિરાઓનું છેદન આદિ થયું હોય તો, અથવા નાડીવ્રણ[8] થયો હોય તો, અથવા લોહી અત્યંત વહેવા લાગ્યું હોય તો અગ્નિની ક્રિયા કરવી. ૯

### ડામની ચાર આકૃતિઓ

तत्र रोगाधिष्ठानभेदादग्निकर्म चतुर्द्धा भिद्यते । तद्यथा । वलयबिन्दुविलेखाप्रतिसारणानीति दहन-विशेषाः ॥१०॥

રોગોના ભેદથી અને રોગોનાં સ્થાનકોના ભેદથી ડામની ચાર આકૃતિઓ થાય છે. તેમાં સળી વગેરેથી જે ચકરડા જેવી ગોળ આકૃતિ કરવામાં આવે તે વલય (કંકણાકાર) કહેવાય છે. ચાંદલા જેવી જે આકૃતિ કરવામાં આવે, તે બિંદુ કહેવાય છે. આડી, સીધી કે વાંકી જે લીટી કરવામાં આવે તે વિલેખા કહેવાય છે અને તાવેલી સળી વગેરેથી આમ તેમ ઘસવાથી જે આકૃતિ થાય તે પ્રતિસારણ કહેવાય છે. ૧૦

### અગ્નિક્રિયામાં કયાં ધ્યાન આપવું?

भवति चात्र ॥

रोगस्य संस्थानमतो विदित्वा नरस्य मर्माणि बलाबलं च । व्याधिं तथर्तुं च समीक्ष्य सम्यक् ततो व्यवस्येद्भिषगग्निकर्म ॥११॥

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: સારી પેઠે ગાંઠ આદિ રોગોના આકારનો,[1] રોગીનાં મર્મસ્થળોનો,[2] રોગી બળવાન છે કે નહિ તેનો[3] તથા રોગ વાયુનો, કફનો કે પિત્તનો છે તેનો[4] તેમ જ ઋતુનો વિચાર કરીને પછી વૈદ્યે અગ્નિ સંબંધી ક્રિયા કરવાનો નિશ્ચય

---

૧ ગરમ ગરમ સોયને તપાવી પાંપણનો વાળ કાઢ્યો હોય તે ઠામમાં ડામવું.

૨ અર્બુદનું લક્ષણ અગિયારમા અધ્યાયના ત્રીજા વિષયની નોંધમાં જુઓ

૩ ગંડમાળના કેટલાક ગાંઠાઓ પાકીને સ્રવે, કેટલાક ગાંઠાઓ મટી જાય, કેટલાક નવા થાય અને લાંબા કાળ સુધી તે દરદ ચાલ્યા કરે, તે અપચી કહેવાય છે (ભા૦ પ્ર૦)

૪ જાંઘવાળો, સાથળના સંધિમાં થયેલો અને અત્યંત પીડાવાળો જે સોજો અનુક્રમે પગમાં ઊતરે તે શ્લીપદ કહેવાય છે કેટલાક કહે છે કે કાન, નેત્ર, લિંગ, હોઠ અને નાકમાં પણ આવો સોજો થાય તે શ્લીપદ કહેવાય છે. (ભા૦ પ્ર૦)

૫ અગિયારમા અધ્યાયના ત્રીજા વિષયની નોંધ જુઓ.

૬ આનું લક્ષણ અગિયારમા અધ્યાયના ત્રીજા વિષયની નોંધમાં જુઓ.

૭ દુષ્ટ થયેલો પવન નાના આંતરડાના અવયવને બગાડી તેની જગ્યાએથી નીચે લઈ જાય, ત્યારે તે સાથળના મૂળમાં રહી ગાંઠ જેવો સોજો કરે, તે અંત્રવૃદ્ધિ કહેવાય છે. આ સોજો વૃષણોમાં આવે છે. (ભા૦ પ્ર૦)

૮ ઊંડો પેઠેલો અને નળીની પેઠે પરુને વહેનારો વ્રણ

૧ આથી વલયાદિક આકારો કરવાનું કારણ સૂચવ્યું છે કે રોગના આકાર પ્રમાણે ડામની આકૃતિ કરવી

૨ આથી મર્મસ્થળોનો બચાવ કરીને દાહ કરવાનું સૂચવ્યું છે

૩ આથી સૂચવ્યું છે કે રોગી બળવાન હોય તો અગ્નિક્રિયા કરવી પણ નિર્બળ હોય તો કરવી નહિ.

૪ આથી સૂચવ્યું છે કે વ્યાધિ વાયુનો કે કફનો હોય તો અગ્નિક્રિયા કરવી, પણ પિત્તનો હોય તો કરવી નહિ.

કરવો. ૧૧

સમ્યગ્દાહના શમનનો ઉપાય

तत्र सम्यग्दग्धे मधुसर्पिर्भ्यामभ्यङ्गः ॥ १२ ॥

સમ્યગ્દાહ થયો હોય, તો મધથી તથા ઘીથી તે દાહના સ્થાનક ઉપર અભ્યંગ કરવો. (રક્ત તથા પિત્ત કે જેઓ અગ્નિની ક્રિયાના વિષયરૂપ નથી, તેઓને સ્વસ્થ કરવા માટે અને દાહની થયેલી વેદનાને શાંત કરવા માટે આ ઉપાય છે.) ૧૨

અગ્નિની ક્રિયા કોને ન કરવી?

अथेमानग्निना परिहरेत् पित्तप्रकृतिमन्तः-शोणितं भिन्नकोष्ठमनुद्धृतशल्यं दुर्बलं बालं वृद्धं भीरुमनेकव्रणपीडितमस्वेद्यांश्चेति ॥ १३ ॥

પિત્ત પ્રકૃતિવાળો, જેનો કોઠો ભેદાઈ ગયો હોય પણ રુધિર અંદર જ રહી ગયું હોય એવો,[1] દુર્બળ, બાળક, વૃદ્ધ, બીકણ, અનેક વ્રણોથી અથવા અનેક વ્યાધિઓથી પિડાયેલો અને શેક કરવા વગેરે સ્વેદનક્રિયાઓને અયોગ્ય રોગોવાળાનાં[2] અંગો પર અગ્નિની ક્રિયા કરવી નહિ. ૧૩

ડામની ચાર આકૃતિઓ અને તેનાથી બાળવાના પ્રકારો

अत ऊर्ध्वमितरथादग्धलक्षणं वक्ष्यामः ।
तत्र स्निग्धं रूक्षं वाश्रित्य द्रव्यमग्निर्दहति ।

अग्निसन्तप्तो हि स्नेहः सूक्ष्मशिरानुसारित्वात्त्वगादीननुप्रविश्याशु दहति । तस्मात्स्नेहदग्धेऽधिका रुजो भवन्ति । तत्र प्लुष्टं दुर्दग्धं सम्यग्दग्धमतिदग्धं चेति चतुर्विधमग्निदग्धम् । तत्र यद्विवर्णं प्लुष्यतेऽतिमात्रं तत्प्लुष्टम् । यत्रोत्तिष्ठन्ति स्फोटास्तीव्राश्चोपदाहरागपाकवेदनाश्चिराच्चोपशाम्यन्ति तद्दुर्दग्धम् । सम्यग्दग्धमनवगाढं तालफलवर्णं सुसंस्थितं पूर्वलक्षणयुक्तं च । अतिदग्धे मांसावलम्बनं गात्रविश्लेषः शिरास्नायुसन्ध्यस्थिव्यापादनमतिमात्रं ज्वरदाहपिपासामूर्च्छाश्चोपद्रवा भवन्ति व्रणश्चास्य चिरेण रोहति रूढश्च विवर्णो भवति ॥ तदेतच्चतुर्विधमग्निदग्धलक्षणमात्मकर्मप्रसाधकं भवति ॥ १४ ॥

હવે વલય આદિ ચાર આકારો જુદી રીતનાં દહનો કે જેઓ વૈદ્યના હાથ વિના પ્રમાદથી પણ થાય છે અને એક સમ્યગ્દગ્ધ વિના વૈદ્યના પ્રમાદથી પણ થાય છે; તેમનાં લક્ષણો કહીએ છીએ. અગ્નિ, ઘી વગેરે સ્નિગ્ધ દ્રવ્યનો આશ્રય કરીને અથવા કાષ્ઠ, પાષાણ કે ઇંટ આદિ રૂક્ષ દ્રવ્યનો આશ્રય કરીને બાળે છે. તેમાં અગ્નિથી સંતપ્ત થયેલું ઘી વગેરે સ્નેહદ્રવ્ય પોતાનો ઝીણી શિરાઓમાં પેસવાનો સ્વભાવ હોવાથી ચામડી વગેરેમાં ઘૂસી જઈને તુરત બાળે છે; એટલા માટે ઘી વગેરે સ્નિગ્ધ દ્રવ્યોથી દાઝેલાને વેદનાઓ બહુ થાય છે.

આ દહનોમાં પ્લુષ્ટ, દુર્દગ્ધ, સમ્યગ્દગ્ધ અને અતિદગ્ધ એમ ચાર પ્રકારો થાય છે.[1] સ્વાભાવિક વર્ણ બદલી જઈને અત્યંત બળતરા થાય અને ફોલ્લા ન ઊઠે તો પ્લુષ્ટ થયું સમજવું.[2] ફોલ્લા ઊઠે, જાણે આકર્ષણ થતું હોય એવા પ્રકારની તીવ્ર વેદના થાય, રતાશ થઈ જાય, પાકી જાય તથા સબાકા (લબકારા) નીકળવા વગેરે બીજી પણ તીવ્ર વેદનાઓ થાય; અને તે વેદનાઓ લાંબે કાળે મટે એવી થાય તો દુર્દગ્ધ થયું સમજવું. જો દાહનું મૂળ ઊંડું ન

૧ આવા માણસના શરીર પર અગ્નિક્રિયા કરવામાં આવે, તો લોહીના નિરોધને લીધે દાહ તથા પાક વગેરે થવાનો સંભવ છે.

૨ પાંડુરોગી, પ્રમેહવાળો, રક્તપિત્તવાળો અને તૃષાથી પીડિત ઇત્યાદિ આતુરો સ્વેદનક્રિયાને યોગ્ય નથી.

૧ પ્લુષ્ટ અને દુર્દગ્ધ એ બને હીનદગ્ધ છતાં પણ તેમને જુદા જુદા ગણ્યાં છે, તેનું કારણ એ છે કે તેમનાં લક્ષણો અને ચિકિત્સાઓ ભિન્નભિન્ન છે. પ્લુષ્ટ અને દુર્દગ્ધથી હીનદગ્ધ જુદું નથી.

૨ કેટલાક प्लुष्टमतिमात्र विवर्णं यत्प्लुष्यते એ પાઠાંતરથી કહે છે: 'અગ્નિના તાપથી ઉચ્છિન્ન જેવું થઈ જાય અને પાંડુવર્ણવાળું થઈ જાય તે પ્લુષ્ટ કહેવાય છે.'

ગયું હોય એટલે અતિદગ્ધનાં લક્ષણો ન થયાં હોય, તાડનાં પાકેલાં ફળ જેવો રંગ થઈ ગયો હોય, દાહમાં અત્યંત ઊંચો કે અત્યંત નીચો વગેરે દોષો ન થયેલ હોય અને ત્વચા વગેરેમાં દહન થયાનાં જે લક્ષણો પ્રથમ (આ અધ્યાયના ૭મા વિષયમાં) કહ્યાં છે તે લક્ષણોથી યુક્ત હોય, તો સમ્યગ્દગ્ધ થયું સમજવું. જો માંસ લટકી રહ્યું હોય, ગાત્ર વીંખાઈ ગયું હોય, શિરાઓમાં, સ્નાયુઓમાં, સાંધાઓમાં કે અસ્થિઓમાં તૂટફાટ થઈ ગઈ હોય અને જ્વર, દાહ, તરસ તથા મૂર્છા એ ઉપદ્રવો અત્યંત થયા હોય તો **અતિદગ્ધ** થયું સમજવું. અતિદગ્ધ થયું હોય તો તેનો વ્રણ ઘણે કાળે ભરાય છે અને ભરાયા પછી ખરાબ રંગવાળો રહે છે. વૈદ્યે રોગીના અંગ ઉપર દાહક્રિયા કરવી હોય, તો જેથી સમ્યગ્દગ્ધનાં લક્ષણો થાય એવી કરવી; પણ પ્લુષ્ટનાં, દુર્દગ્ધનાં કે અતિદગ્ધનાં લક્ષણો થાય એવી કરવી નહિ. ૧૪

દાઝવાથી ફોલ્લા તથા જ્વર વગેરે થવાનું કારણ

भवन्ति चात्र ॥

अग्निना कोपितं रक्तं भृशं जन्तोः प्रकुप्यति ।
ततस्तेनैव वेगेन पित्तमस्याप्युदीर्यते ॥
तुल्यवीर्ये उभे ह्येते रसतो द्रव्यतस्तथा ।
तेनास्य वेदनास्तीव्राः प्रकृत्या च विदह्यते ॥
स्फोटाः शीघ्रं प्रजायन्ते ज्वरस्तृष्णा च वर्द्धते ॥१५

આ સ્થળના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: પ્રાણીના શરીરમાં અગ્નિએ કોપિત કરેલું રુધિર અત્યંત પ્રકોપ કરે છે અને તે પ્રકોપ થતાં અગ્નિ તથા રુધિર એ બન્ને મળી ઝડપથી પિત્તને પણ પ્રકુપિત કરે છે. અગ્નિ અને પિત્ત એ બન્ને ઉષ્ણ વીર્યવાળાં છે, તીખા રસવાળાં છે અને તુલ્ય દ્રવ્યોવાળાં છે, તેથી દાઝેલા માણસનું પિત્ત પ્રકુપિત થાય છે. પિત્ત કે જે સ્વભાવથી જ દાહવાળું છે તેને, પ્રકોપ થવાથી પિત્ત સંબંધી દાહાદિક તીવ્ર વેદનાઓ થાય છે અને રુધિરથી તથા પિત્તથી ફોલ્લા થાય છે તથા જ્વર અને તરસ વૃદ્ધિ પામે છે. ૧૫

દાઝેલાની શાંતિ માટે ચિકિત્સા

दग्धस्योपशमार्थाय चिकित्सा संप्रवक्ष्यते ।
प्लुष्टस्याग्निप्रतपनं कार्यमुष्णं तथौषधम् ।
शरीरे स्विन्नभूयिष्ठे स्विन्नं भवति शोणितम् ॥
प्रकृत्या ह्युदकं शीतं स्कन्दयत्यतिशोणितम् ।
तस्मात्सुखयति ह्युष्णं न तु शीतं कथंचन ॥
शीतामुष्णां च दुर्दग्धे क्रियां कुर्याद्भिषक् पुनः ।
घृतालेपनसेकांस्तु शीतानेवास्य कारयेत् ॥
सम्यग्दग्धे तुगाक्षीरीप्लक्षचन्दनगैरिकैः ।
साम्रृतैः सर्पिषा स्निग्धैरालेपं कारयेद्भिषक् ॥
ग्राम्यानूपौदकैश्चैनं पिष्टैर्मांसैः प्रलेपयेत् ।
पित्तविद्रधिवच्चैनं संततोष्माणमाचरेत् ॥
अतिदग्धे विशीर्णानि मांसान्युद्धृत्य शीतलाम् ।
क्रियां कुर्याद्भिषक्पश्चाच्छालितण्डुलकण्डनैः ॥
तिन्दुकीत्वक्कषायैर्वा घृतमिश्रैः प्रलेपयेत् ।
व्रणं गुडूचीपत्रैर्वा छादयेदथवौदकैः ।
क्रियां च निखिलां कुर्याद्भिषक् पित्तविसर्पवत् ॥१६

દગ્ધની શાંતિ માટે ચિકિત્સા કહીએ છીએ. જો પ્લુષ્ટ થયું હોય તો શરીરને અગ્નિથી તપાવવું અને લેપન તથા અન્નપાનાદિક ઔષધો પણ ઉષ્ણ જ કરવાં. શરીરને બહુ જ શેકવાથી રુધિર પણ શેકાઈને પાતળું થાય છે એટલે તેથી ગરમી શરીરથી બહાર નીકળતાં અને માર્ગ ખુલ્લો થવાથી વાયુ પણ અનુકૂળ ગતિવાળો થતાં સુખ થાય છે. જો શીત ઉપચારો કરવામાં આવે, તો દુઃખ થાય છે; કેમકે જળ સ્વાભાવિક રીતે શીતળ હોવાથી રુધિરને અત્યંત જમાવી દે છે, તેથી ગરમી બહાર નહિ નીકળતાં અને વાયુનું ગમન પણ રોકાઈ જતાં ભારે વેદના થાય. એટલા

માટે જેને પ્લુષ્ટ થયું હોય તે માણસને ગરમ ઉપચાર જ સુખ આપે છે, પણ શીત ઉપચાર કદી સુખ આપતો નથી.

દુર્દગ્ધ થયું હોય તો વૈદ્યે તે રોગીના શરીર ઉપર શીતળક્રિયા પણ કરવી અને ઉષ્ણ-ક્રિયા પણ કરવી. (દાહ અત્યંત થતો હોય તો શીતળક્રિયા કરવી અને દાહ બહુ ન થતો હોય તો ઉષ્ણક્રિયા કરવી.) ઘીનું આલેપન તથા સેચન આદિ ઉપચારો તો શીત જ કરાવવા.

સમ્યગ્દગ્ધ થયું હોય તો વૈદ્યે વંશલોચન, પીપર (લીંડીપીપર નહિ પણ ટેટીઓવાળું પીપર એ નામનું મોટું ઝાડ થાય છે તેની છાલ), રતાંજલિ, સોનાગેરુ અને ગળોને વાટી ઘીથી સ્નિગ્ધ કરી તેનો સુકાય નહિ એવો લેપ કરાવવો. (આથી પિત્ત શાંત થાય છે.) ઘોડા વગેરે ગ્રામ્ય પશુઓનાં માંસો, સૂવર આદિ જલ પ્રાય પ્રદેશમાં ફરનારાં પશુઓનાં માંસો અને કાચબા આદિ જલચર પ્રાણીઓનાં માંસોને વાટીને તેઓનો પણ લેપ કરાવવો. (આથી વાયુ શાંત થાય છે.) જો બહુ જ ગરમી રહેતી હોય, તો તેની પિત્તવિદ્રધિ પેઠે પણ ચિકિત્સા કરવી.[1] (અહીં આ અધ્યાયના ૧૨મા વિષયમાં કહેલી ચિકિત્સા પણ સ્મરણમાં રાખવી.)

અતિદગ્ધ થયું હોય તો લટકી રહેલાં માંસ કાઢી નાખી વૈદ્યે શીતળ ક્રિયા કરવી. પછી રાતા ચોખાનું ચૂર્ણ ભભરાવવું અથવા ઘીથી મિશ્રિત કરેલા ટીંબરુની છાલના ચૂર્ણનો લેપ કરવો;[2] અથવા ગળોનાં પાંદડાંથી કે કમળ આદિ જળ સંબંધી ઉદ્‌ભિજ્જોનાં પત્રોથી વ્રણને ઢાંકવો તથા પિત્તવિસર્પની જે ચિકિત્સા છે તે પણ સઘળી કરવી.[3] (પિત્ત અને રક્તથી ઉપદ્રવ પામેલો વ્રણ ગળો વગેરેનાં પાંદડાંથી ઢાંકવાથી ગરમીનો ત્યાગ કરીને સુખેથી રુઝાય છે.) ૧૬

અગ્નિદગ્ધોમા રૂઝ લાવવાની ચિકિત્સા

मधूच्छिष्टं समधुकं रोध्रं सर्जरसं तथा।
मञ्जिष्ठां चन्दनं मूर्वां पिष्ट्वा सर्पिर्विपाचयेत्।
सर्वेषामग्निदग्धानामेतद्रोपणमुत्तमम् ॥१७॥

મીણ, જેઠીમધ, લોધર, રાળ, મજીઠ, રતાંજલિ અને મૂર્વા નામના વેલાને વાટી, કલ્ક કરી તેથી ઘી પકાવીને તે ઘી ચોપડવું. આ ઘી સઘળાં અગ્નિદગ્ધોમાં ભરતી (રૂઝ) લાવવા માટે ઉત્તમ ઉપાય છે. ૧૭

સ્નેહથી દગ્ધ થયેલાની ચિકિત્સા

स्नेहदग्धे क्रियां रूक्षां विशेषेणावचारयेत् ॥१८॥

સ્નેહથી દગ્ધ થયેલ હોય તો વિશેષે કરી રૂક્ષ ક્રિયાની યોજના કરવી. ૧૮

ધુમાડાથી થતા ઉપઘાતના લક્ષણો

अत ऊर्ध्वं प्रवक्ष्यामि धूमोपहतलक्षणम् ॥
श्वसिति क्षौति चात्यर्थमत्याधमति कासते।
चक्षुषोः परिदाहश्च रागश्चैवोपजायते ॥
सधूमकं निःश्वसिति घ्रेयमन्यन्न वेत्ति च।
तथैव च रसान्सर्वान् श्रुतिश्चास्योपहन्यते ॥
तृष्णादाहज्वरयुतः सीदत्यथ च मूर्छति।
धूमोपहत इत्येवं शृणु तस्य चिकित्सितम् ॥१९

હવે ધુમાડાથી ઉપઘાત પામેલાનું લક્ષણ કહું છું. જે માણસને ધુમાડાથી ઉપઘાત થયો હોય તે માણસ હાંફે છે, બહુ હેડકી ખાય છે, બહુ આફરી જાય છે તથા ઉધરસ ખાય છે અને

૧ પિત્તવિદ્રધિ થયેલ હોય તો વડ આસોદ, વાળો, જેઠીમધ અને રતાંજલિને દૂધમા વાટી તે કલ્કમા ઘી મેળવીને તેનો લેપ કરાવવો (ભા૦ પ્ર૦)

૨ કેટલાક કહે છે કે, ટીંબરુની છાલના અને નળિયા-ના ચૂર્ણને ઘીથી મિશ્રિત કરીને તેનો લેપ કરાવવો. કેટલાક કહે છે કે ટીંબરુનો તથા વડ વગેરે કષાયવૃક્ષો-ની છાલને ઘીથી મિશ્રિત કરીને તેનો લેપ કરાવવો.

૩ જો પિત્તવિસર્પ થયેલ હોય તો કસેરા, શિંગોડાં, કમળ, મોચ, સેવાળ, નીલકમળ અને કાદવને વાટી ઘીમાં મેળવી વચમા વસ્ત્ર રાખી તેનો લેપ કરવો. (ભા૦ પ્ર૦)

સઘળા રસોને પણ જાણી શકતો નથી. એ માણસને આંખોમાં બળતરા તથા રતાશ થાય છે,નિઃશ્વાસમાંથી ધુમાડો નીકળે છે. ગંધની ખબર પડતી નથી, કાન બહેરા થઈ જાય; તરસ, દાહ તથા જ્વર થાય છે, ગ્લાનિ થાય અને મૂર્છા આવે છે. હવે ધુમાડાથી ઉપઘાત પામેલાની ચિકિત્સા સાંભળો.

ધુમાડાથી ઉપઘાત પામેલાની ચિકિત્સા

सर्पिरिक्षुरसं द्राक्षां पयो वा शर्कराम्बु वा ।
मधुराम्लौ रसौ वापि वमनाय प्रदापयेत् ॥
वमतः कोष्ठशुद्धिः स्याद्धूमगन्धश्च नश्यति ।
विधिनानेन शाम्यन्ति मदनक्षवथुज्वराः ॥
दाहमूर्छातृडाध्मानश्वासकासाश्च दारुणाः ।
मधुरैर्लवणाम्लैश्च कटुकैः कवलग्रहैः ॥
सम्यग्गृह्णातीन्द्रियार्थान्मनश्चास्य प्रसीदति ।
शिरोविरेचनं तस्मै दद्याद्योगेन शास्त्रवित् ॥
दृष्टिर्विशुध्यते चास्य शिरोग्रीवं च देहिनः ।
अविदाहि लघु स्निग्धमाहारं चास्य कल्पयेत् ॥२०

એ માણસને વમન કરાવવા માટે ઘી તથા શેરડીનો રસ દેવો, અથવા દ્રાક્ષ અને દૂધ અથવા સાકરનું પાણી, અથવા મધુર રસ અને ખારો રસ દેવો. વમન થવાથી કોઠાની શુદ્ધિ થાય છે અને ધુમાડાની ગંધ નષ્ટ થઈ જાય છે. આ ચિકિત્સા કરવાથી ગ્લાનિ, છીંકો, જ્વર, દાહ, મૂર્છા, તરસ, આફરો, શ્વાસ અને દારુણ ઉધરસ હોય, તોપણ શાંત થઈ જાય છે. એ માણસને મધુર, ખારા, ખાટા તથા તીખા કોળિયા[1] લેવડાવવા; આથી તે માણસ ઇંદ્રિયોના ગંધાદિક વિષયોનું સારી રીતે ગ્રહણ કરે છે અને એનું મન પણ પ્રસન્ન થાય છે. શાસ્ત્ર જાણનારા વૈદ્યે એ માણસને માત્રાથી શિરોવિરેચન પણ દેવું. આ ઉપાયથી તે માણસની દૃષ્ટિ શુદ્ધ થઈ જાય છે અને માથું તથા કંઠ પણ શુદ્ધ થઈ જાય છે. એ માણસને આહાર એવો દેવો કે જે બળતરા ન કરતાં હલકો અને સ્નિગ્ધ હોય છે. ૨૦

દગ્ધની ચિકિત્સા

उष्णवातातपैर्दग्धे शीतः कार्यो विधिः सदा ।
शीतवर्षानिलहत उष्णं स्निग्धं च शस्यते ।
तथाऽतितेजसा दग्धे सिद्धिर्नास्ति कथंचन ॥
इन्द्रवज्राग्निदग्धेऽपि जीवति प्रतिकारयेत् ।
स्नेहाभ्यङ्गपरीषेकैः प्रदेहैश्च तथा भिषक् ॥ २१ ॥

ગરમ પવન કે તડકા વગેરેથી દગ્ધ થયેલ હોય, તો તે ઉપર સર્વદા શીત ઉપચારો કરવા. હિમ પડવાથી કે વૃષ્ટિવાળા પવન વગેરેથી ઉપઘાત થયો હોય, તો ઉષ્ણ અને સ્નિગ્ધ ઉપચારો કરવા એ ઉત્તમ છે. વીજળીથી બળી ગયેલ હોય તો કોઈ ઉપાય ચાલતો નથી;[1] પરંતુ તેથી બળ્યા છતાં પણ જો જીવતો હોય, તો વૈદ્યે સ્નેહ પદાર્થોના અભ્યંગોથી, પરિષેકોથી[2] તથા જાડા લેપોથી ચિકિત્સા કરવી. ૨૧

## અધ્યાય ૧૩ મો

ઉપક્રમ

अथातो जलौकावचारणीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'જલૌકાવચારણીય'[3] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

૧ વાયુ, પિત્ત તથા કફને તોડનારા પદાર્થોનો કોળિયો કરી તેને કેવળ મોઢામાં નાખી અરધો ચાવીને થૂંકી નાખવો. એ કવલગ્રહ (કોળિયો લીધો) કહેવાય છે. (ભા૦ પ્ર૦) આ ગ્રંથના ચિકિત્સાસ્થાનના ૪૦ મા અધ્યાયના ૩૮મા વિષયથી જુઓ.

૧ કારણ કે મરી ગયેલો હોય છે. જીવતો હોય તો ઉપચાર કરવો. પ્ર.

૨ ઉપર ધાર કરવી એ પરિષેક કહેવાય છે.

૩ જળો મૂકવાના પ્રકાર વિષેનો.

જળો મૂકવારૂપ ઉપાયની પ્રશંસા

नृपाढ्यबालस्थविरभीरुदुर्बलनारीसुकुमाराणा-मनुग्रहार्थं परमसुकुमारोऽयं शोणितावसेचनोपायो-ऽभिहितो जलौकसः ॥ २ ॥

બગડેલું લોહી કાઢવા જળો મૂકવાનો જે ઉપાય છે, તે (શિંગડું મૂકવારૂપ તથા તૂંબડી મૂકવારૂપ સુકુમાર ઉપાયોથી પણ) વધારે સુકુમાર છે અને તે રાજાઓ, ધનાઢ્ય લોકો, બાળકો, વૃદ્ધ લોકો, બીકણ લોકો, દુર્બળો, સ્ત્રીઓ અને સુકુમાર પ્રકૃતિવાળા માણસો માટે દયા લાવીને વિદ્વાનોએ શોધી કાઢેલો છે. ૨

જળો, શિંગડાના તથા તૂંબડીનો વિષયવિભાગ

तत्र वातपित्तकफदुष्टशोणितं यथासंख्यं शृङ्गजलौकालाबुभिरवसेचयेत् स्निग्धशीतरूक्षत्वात् सर्वाणि सर्वैर्वा ॥

भवन्ति चात्र ॥

उष्णं समधुरं श्लक्ष्णं गवां शृङ्गं प्रकीर्तितम् ।
तस्माद्वातोपसृष्टे तु हितं तदवसेचने ॥
शीताधिवासा मधुरा जलौका वारिसम्भवा ।
तस्मात्पित्तोपसृष्टे तु हिता सा ह्यवसेचने ॥
अलाबु कटुकं रूक्षं तीक्ष्णं च परिकीर्तितम् ।
तस्माच्छ्लेष्मोपसृष्टे तु हितं तदवसेचने ॥३॥

રુધિર જો વાયુથી બગડેલું હોય તો શિંગડું મૂકીને, પિત્તથી બગડેલું હોય તો જળો મૂકીને અને કફથી બગડેલું હોય તો તૂંબડી મૂકીને કાઢવું, અથવા વાયુથી બગડેલા લોહી માટે શિંગડું, પિત્તથી બગડેલા લોહી માટે જળો અને કફથી બગડેલા લોહી માટે તૂંબડી યોગ્ય સમયે ન મળી આવે, તો વાત, પિત્ત અને કફમાંના ગમે તેનાથી બગડેલું લોહી શિંગડું, જળો અને તૂંબડીમાંના ગમે તે સાધનથી કાઢવું

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહેલું છે 'ગાયનું શિંગડું ઉષ્ણ, કાંઈક સ્નિગ્ધ અને લીસું છે, તેથી વાયુથી બગડેલું લોહી કાઢવામાં તે વધારે હિતકારી છે. જળો શીત સ્થળમાં રહેનારી છે, મધુર છે અને જળમાં ઉત્પન્ન થયેલી હોય છે, તેથી પિત્તથી બગડેલું લોહી કાઢવામાં તે વધારે હિતકારી છે તૂંબડી તીખી રૂક્ષ અને તીક્ષ્ણ છે, તેથી કફથી બગડેલું લોહી કાઢવામાં તે વધારે હિતકારી છે' ૩

શિંગડા તથા તૂંબડીથી લોહી કાઢવાની રીત

तत्र प्रच्छिते तनुवस्त्रपटलावनद्धेन शृङ्गेण शोणितमवसेचयेदाचूषणात् । सान्तर्दीपयाऽलाब्वा ॥

શિંગડાથી લોહી કાઢવું હોય, તો જે ભાગમાં લોહી બગડેલું હોય તે ભાગને પ્રથમ શસ્ત્રથી ટોચી ઝીણા કપડાથી[1] ઢાંકેલું શિંગડું[2] લગાવી તે શિંગડાથી જ્યાં સુધી લોહી ચુસાય ત્યાં સુધી કાઢવું. તૂંબડીથી લોહી કાઢવું હોય તો જે ભાગમાં લોહી બગડેલું હોય, તે ભાગને પ્રથમ શસ્ત્રથી ટોચી, કાળી માટીથી ચોપડેલી તૂંબડીની અંદર દીવો મૂકી તે તૂંબડી[3] પેલા ભાગ ઉપર લગાવીને જ્યાં સુધી લોહી ચુસાય ત્યાં સુધી કાઢવું ૪

જળોના નામોની વ્યુત્પત્તિઓ તથા પ્રકાર

अथ जलायुका वक्ष्यन्ते । जलमासामायुरिति जलायुका जलमासामोक इति जलौकसः । ता द्वादश । तासां सविषाः षट् तावत्य एव निर्विषाः ॥५॥

સંસ્કૃત ભાષામાં જળોનાં જલાયુકા અને

૧ તૂંબડીને ઘટ્ટ સૂતરથી, મૂત્રાશયની કોથળીથી તથા કરોળિયાના પડ અને જાળા વગેરેથી ઢાંકવી એમ પણ કહેવામાં આવે છે

૨ શિંગડું ધોળા ગાયનું ચંદ્ર જેવું વાંકું સાત આંગળ લાંબુ અને જેની અંદર રૂના પૂમડાં નાખ્યાં હોય એવું જોઈએ એના મૂળમાં અંગૂઠાના મૂળ જેવડું અને અગ્રમાં મગ જેવડું છિદ્ર જોઈએ

૩ તૂંબડી આઠ આંગળની ચાર આંગળના નાળવાળી અને પાતળી જોઈએ (ઉપરથી ૧૮ ઇંચના પરિઘવાળી અને ૧૨ ઇંચ ઊંચી અને ૩ ઇંચના વ્યાસવાળી હોવી જોઈએ प्र.)

જલૌકસ્ એ નામ છે. જળ( પાણી )નું આયુષ્ય છે તેથી જલાયુકા કહેવાય છે અને જળનું ઉત્થાનક છે તેથી જલૌકસ્ કહેવાય છે. જળો બાર જાતની થાય છે, તેમાં ૭ ઝેરવાળી છે અને ૭ ઝેર વગરની છે. ૫

ઝેરી જળોનું નિરૂપણ તથા તેના ઝેરની ચિકિત્સા

तत्र सविषाः । कृष्णा कर्बुरा अलगर्दा इन्द्रायुधा सामुद्रिका गोचन्दना चेति । तास्वंजनचूर्णवर्णा पृथुशिराः कृष्णा । वर्मिमत्स्यवदायता छिन्नोन्नतकुक्षिः कर्बुरा । रोमशा महापार्श्वा कृष्णमुख्यलगर्दा । इन्द्रायुधवदूर्ध्वराजिभिश्चित्रा इन्द्रायुधा । ईषदसितपीतिका विचित्रपुष्पाकृतिचित्रा सामुद्रिका । गोवृषणवदधोभागे द्विधाभूताकृतिरणुमुखी गोचन्दनेति । ताभिर्दष्टे पुरुषे दंशे श्वयथुरतिमात्रं-कण्डूमूर्छा ज्वरो दाहश्छर्दिर्मदः सदनमिति लिङ्गानि भवन्ति । तत्र महागदः पानालेपननस्यकर्मादिषूपयोज्यः इन्द्रायुधादष्टमसाध्यमित्येताः सविषाः सचिकित्सिता व्याख्याताः ॥ ६ ॥

કૃષ્ણા, કર્બુરા, અલગર્દા, ઇંદ્રાયુધા, સામુદ્રિકા અને ગોચંદના એ છ જાતની જળો ઝેરી છે. એમાં જે જળો કાજળના ચૂર્ણ જેવી કાળી અને મોટાં માથાંવાળી હોય છે તે કૃષ્ણા કહેવાય છે. જે જળો સર્પ જેવી અથવા વર્મી નામના મત્સ્ય જેવી લાંબી અને કાંઈક ચિરાયેલા તથા કંઈક ઊંચા પેટવાળી હોય તે કર્બુરા કહેવાય છે. જે જળો વળીઓને લીધે રૂંવાડાંવાળી જેવી જણાતી, મોટાં પડખાંવાળી અને કાળા મોઢાવાળી હોય તે **અલગર્દા** કહેવાય છે. જે જળો ચોમાસામાં દેખાતા ઇંદ્રધનુષ્યની પેઠે વિચિત્ર રંગોવાળી ઊંચીઊંચી લીટીઓથી યુક્ત હોય તે **ઇંદ્રાયુધા** કહેવાય છે. જે જળો કાંઈક કાળી, કાંઈક પીળી અને વિચિત્ર પુષ્પની પેઠે જુદી જુદી સ્થિતિવાળાં સફેદ ચિહ્નોથી યુક્ત હોય તે **સામુદ્રિકા** કહેવાય છે. જે જળો પોતાના શરીરના નીચેના ભાગમાં બળદના વૃષણની પેઠે બે ભાગવાળી હોય અને ઝીણાં મોઢાંવાળી હોય તે ગોચંદના કહેવાય છે. આ જાતોમાંની કોઈ પણ જળો માણસને કરડે તો સોજો, અત્યંત ખરજ, મૂર્છા, જ્વર, બળતરા, વમન, સોપારી ખાવાથી ચડતા ઘીણ જેવો ઘીણ અને ગ્લાનિ એટલાં ચિહ્નો થાય છે. આ પ્રમાણે થયેલ હોય તો પીવામાં, લેપમાં અને નસ્યકર્મ વગેરેમાં મહાગદના[1] ઉપયોગરૂપ ચિકિત્સા કરવી. આ જાતોમાં ઇંદ્રાયુધા નામની ચોથી જાતની જળો કરડી હોય તો તેનું ઝેર તો અસાધ્ય જ[2] છે. આ પ્રમાણે છ જાતની ઝેરી જળોનું અને તેમાં પાંચ જાતની જળોના ઝેરની ચિકિત્સાનું નિરૂપણ કર્યું.

ઝેર વગરની જળોની જાતો તથા સ્વરૂપ

अथ निर्विषाः । कपिला पिङ्गला शङ्कुमुखी मूषिका पुण्डरीकमुखी सावरिका चेति । तत्र मनःशिलारञ्जिताभ्यामिव पार्श्वाभ्यां पृष्ठे स्निग्धमुद्गवर्णा कपिला । किंचिद्रक्ता वृत्तकाया पिंगाऽऽशुगा च पिंगला । यकृद्वर्णा शीघ्रपायिनी दीर्घतीक्ष्णमुखी शङ्कुमुखी । मूषिकाकृतिवर्णाऽनिष्टगन्धा च मूषिका । मुद्गवर्णापुण्डरीकतुल्यवक्त्रा पुण्डरीकमुखी । स्निग्धा पद्मपत्रवर्णाऽष्टादशाङ्गुलप्रमाणा सावरिका सा च पश्वर्थे । इत्येता अविषा व्याख्याताः ॥७॥

કપિલા, પિંગલા, શંકુમુખી, મૂષિકા, પુંડરીકમુખી અને સાવરિકા એ છ જાતો ઝેર વગરની છે. જે જળો મનઃશિલથી રંગેલાં પડખાંવાળી અને પીઠમાં લીલા મગના જેવા રંગવાળી હોય તે કપિલા કહેવાય છે. જે જળો કાંઈક રાતી,

૧ કલ્પસ્થાનના ૫ મા અધ્યાયનો ૨૬ મો વિષય જુઓ.

૨ ઇંદ્રાયુધાના દંશનું ચિહ્ન અસાધ્ય સર્પના જેવા વિષના વેગથી જાણી લેવું. સોજા વગેરે મૃત્યુકારક ચિહ્નો સંપૂર્ણ જોવામા આવવાથી અને મહાગદથી પણ શાંત નહિ થવાથી ઇંદ્રાયુધાના દંશની ખબર પડે છે એમ કેટલાક કહે છે.

ગોળ શરીરવાળી પિંગળી અને ઝડપથી ચાલનારી હોય તે **પિંગલા** કહેવાય છે. જે જળો જમણી બાજુની ગાંઠ જેવા વર્ણવાળી, ઝડપથી લોહી પીનારી અને લાંબા તથા તીક્ષ્ણ મોઢાવાળી હોય તે **શંકુમુખી** કહેવાય છે. જે જળો ઉંદરના જેવા આકારવાળી, ઉંદરના જેવા વર્ણવાળી અને ખરાબ ગંધવાળી હોય તે **મૂષિકા** કહેવાય છે. જે જળો મગના જેવા વર્ણવાળી અને કમળની પેઠે વિસ્તીર્ણ મોઢાવાળી હોય તે **પુંડરીકમુખી** કહેવાય છે. જે જળો સ્નિગ્ધ, સફેદ કમળના પત્ર જેવા મુખવાળી અને અઢાર આંગળ લાંબી હોય તે **સાવરિકા** કહેવાય છે. આ સાવરિકા (ભેંસા-જળો) હાથી તથા ઘોડા વગેરે પશુઓનું લોહી કાઢવામાં કામ આવે છે. આ ઝેર વગરની જળોની જાતિઓનું નિરૂપણ કર્યું. ૭

ઝેર વગરની જળોની ઉત્પત્તિના મુખ્ય દેશો

तासां यवनपाण्ड्यसह्यपौतनादीनि क्षेत्राणि। तेषु महाशरीरा बलवत्यः शीघ्रपायिन्यो महाशना निर्विषाश्च विशेषेण भवन्ति ॥ ८ ॥

તુરકી, હિંદુસ્તાનના દક્ષિણ દેશોમાંનો પાંડ્ય દેશ, સહ્યાદ્રિ અને મથુરા પ્રાંત ઇત્યાદિ દેશોમાં ઝેર વગરની જળોની જાતિઓ વિશેષે ઉત્પન્ન થાય છે અને તે મોટાં શરીરોવાળી, બળવાળી, ઝડપથી લોહી પીનારી તથા ઘણું ખાનારી હોય છે. ૮

ઝેરી અને ઝેર વગરની જળોનાં ક્ષેત્રો

तत्र सविषमत्स्यकीटदर्दुरमूत्रपुरीषकोथजाताः कलुषेष्वम्भस्सु च सविषाः। पद्मोत्पलनलिनकुमुदसौगन्धिककुवलयपुण्डरीकशैवलकोथजाता विमलेष्वम्भस्सु च निर्विषाः ॥ ९ ॥

ઝેરી માછલાં, કીડા અને દેડકાંનાં મૂત્રના તથા વિષ્ટાના સડામાં ઉત્પન્ન થયેલી અને મેલાં પાણીમાં રહેનારી જળો ઝેરી હોય છે. ધોળાં કમળો, નીલ કમળો, રાતાં કમળો, પોયણાં, સૌગંધિક, નામનાં રાત્રિવિકાસી કમળો, રક્ત કમળો, અતિ સફેદ કમળો તથા શેવાળના સડામાં ઉત્પન્ન થયેલી અને નિર્મળ પાણીમાં રહેનારી જળો ઝેર વગરની હોય છે. ૯

ઝેર વગરની જળોનું સામાન્ય લક્ષણ અને તેને પકડવાની તથા રાખવાની રીત

भवति चात्र ॥
क्षेत्रेषु विचरन्त्येताः सलिलेषु सुगन्धिषु।
न च सङ्कीर्णचारिण्यो न च पङ्केशयाः सुखाः ॥

तासां ग्रहणमार्द्रचर्मणान्यैर्वा प्रयोगैर्गृह्णीयात्। अथैनां नवे महति घटे सरस्तडागोदकपंकमात्राप्य निदध्यात्। भक्ष्यार्थे चासामुपहरेच्छैवलं वल्लूरमौदकांश्च कन्दांश्चूर्णीकृत्य शय्यार्थं तृणमौदकानि च पत्राणि। द्र्यहात्त्र्यहाचान्यज्जलं भक्ष्यं च दद्यात् सप्तरात्रात्सप्तरात्राच्च घटमन्यं संक्रामयेत् ॥

भवति चात्र ॥
स्थूलमध्याः परिक्लिष्टाः पृथ्व्यो मन्दविचेष्टिताः।
अग्राहिण्योऽल्पपायिन्यः सविषाश्च न पूजिताः ॥

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે. 'એ ઝેર વગરની જળો સારાં ક્ષેત્રોમાં સુગંધી પાણીમાં વિચરે છે, વિષ્ઠા આદિ વિરુદ્ધ આહાર કરતી નથી, કાદવમાં રહેતી નથી અને સુખાકારી હોય છે.'

જળોને આળાં ચામડાંથી અથવા બીજા પ્રયોગોથી પકડવી. પછી નવા તથા મોટા ઘડામાં સરોવરનાં તથા તળાવનાં જળ અને કાદવ નાખી તેમાં તેઓને નાખવી, તેને આહાર માટે શેવાળ, સુકાયેલું માંસ તથા જળમાં ઉત્પન્ન થયેલા કંદોનું ચૂર્ણ આપવું અને સૂવા માટે ખડ તથા જળમાં ઉત્પન્ન થતા રોપાઓનાં પાંદડાં આપવાં. બબ્બે દિવસે અથવા ત્રણત્રણ દિવસે બીજું પાણી તથા બીજું ભક્ષ્ય આપવું અને સાતસાત રાત વીત્યા પછી તેઓને બીજા ઘડામાં નાખવી.

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'જે જળો જાડાં મધ્યોવાળી, ક્લેશ પામેલી, પહોળી, સુસ્ત ગેહાવાળી, બરાબર પકડ નહિ કરનારી, થોડું લોહી પીનારી કે ઝેરી હોય તેને વળગાડવાના કામમાં અયોગ્ય સમજવી.' ૧૦

જળો વળગાડવાની પદ્ધતિ

अथ जलौकोऽवसेकसाध्यव्याधितमुपवेश्य संवेश्य वा विरूक्षयेच्चास्य तमवकाशं मृद्गोमयचूर्णैर्यद्यरुजः स्यात्। गृहीताश्च ताः सर्षपरजनीकल्कोदकप्रदिग्धगात्रीः सलिलसरकमध्ये मुहूर्तस्थिता विगतक्लमा ज्ञात्वा ताभी रोगं ग्राहयेत्। सूक्ष्मशुक्लार्द्रपिचुप्रोतावच्छन्नां कृत्वा मुखमपावृणुयादगृह्णन्त्यै क्षीरबिन्दुं शोणितबिन्दुं वा दद्याच्छस्त्रपदानि वा कुर्वीत यद्येवमपि न गृह्णीयात्तदान्यां ग्राहयेत्। यदा च निविशतेऽश्वखुरवदाननं कृत्वोन्नम्य च स्कन्धं तदा जानीयाद्गृह्णातीति गृह्णन्तीं चार्द्रवस्त्रावच्छन्नां धारयेत्सेचयेच्च। दंशे तोदकण्डुप्रादुर्भावैर्जानीयाच्छुद्धमियमादत्त इति। शुद्धमाददानामपनयेत्। अथ शोणितगन्धेन न मुञ्चेन्मुखमस्याः सैन्धवचूर्णेनावकिरेत्॥११॥

જેનો રોગ જળો વળગાડવાથી મટે એવો હોય તે રોગીને બેસાડી અથવા સુવાડી, જે જગ્યામાં રોગ હોય તે જગ્યા જો વ્રણ વગરની હોય, તો તે ઉપર માટીનું તથા છાણનું ચૂર્ણ લગાવીને ઘસવું કે જેથી ત્યાં જળો વળગે. (જો વ્રણ હોય તો તેમ કરવાની જરૂર નથી; કેમ કે વ્રણની ગંધથી અને ક્લેદથી જ વળગી રહેશે. વ્રણ ઉપર ચૂર્ણ ઘસવાથી પીડા પણ બહુ થાય છે.) પછી ઘડામાંથી જળોને પકડી બહાર કાઢી તેનાં ગાત્રોને સર્ષપના તથા હળદરના કલ્કના પાણીથી ખરડી, પાણીનાં કૂંડાં વગેરે બીજા પાત્રમાં થોડીવાર રાખી, તે શાંત થયેલી જાણવામાં આવે ત્યારે તેની પાસે રોગની જગ્યા પકડાવવી. ઝીણું તથા ધોળું રૂ તથા વસ્ત્ર ભીંજવી તેથી જળોને ઢાંકી દેવી[1] અને તેનું મોઢું ઉઘાડું રાખવું. જળો જો રોગના સ્થાનકને પકડે નહિ તો રોગના સ્થાનક પર દૂધનું અથવા લોહીનું ટીપું નાખવું, અથવા શસ્ત્રથી ટોચા કરવા કે જેથી જળો તે સ્થાનકને પકડે આમ કર્યા છતાં પણ ન પકડે તો તે જળોને છોડી દઈ બીજી જળોની પાસે પકડાવવું. જ્યારે જળો પોતાના મોઢાને ઘોડાની ખરી જેવું કરી, કાંધ ઊંચી કરીને ચોટે, ત્યારે જાણવું કે હવે લોહી પીએ છે. લોહી પીવા લાગેલી જળોને ભીના કપડાથી ઢાંકી રાખવી અને તેના પર પાણી રેડ્યા કરવું. જળોના દંશમાં જ્યારે વ્યથા અને ચળ થવા લાગે,[2] ત્યારે તેને શુદ્ધ લોહી પીતી જાણીને ત્યાંથી ખસેડી લેવી.[3] કદાચ તે જળો લોહીની અત્યંત લાલચથી રોગના સ્થાનને ન છોડે, તો તે જળોના મોઢા ઉપર સેંધવનું ચૂર્ણ ભભરાવવું કે જેથી તે પોતાની મેળે છોડી દે. ૧૧

લોહી પીધા પછી જળોને નીચોવવાની રીત

अथ पतितां तण्डुलकण्डनप्रदिग्धगात्रीं तैललवणाभ्यक्तमुखीं वामहस्ताङ्गुष्ठाङ्गुलीभ्यां गृहीतपुच्छां दक्षिणहस्ताङ्गुष्ठाङ्गुलीभ्यां शनैःशनैरनुलोममनुमार्जयेदामुखाद्वामयेत्तावद्यावत्सम्यग्वान्तलिङ्गानीति।

૧ જળો સુખ પામે તો તુરત લોહી પીએ છે માટે ભીના વસ્ત્રથી તથા રૂથી ઢાકવાનો ઉપચાર કરવો.

૨ ધાતુના ક્ષયને લીધે ઉત્પન્ન થયેના વાયુથી વ્યથા થાય છે. શુદ્ધ રુધિરનો ક્ષય થતા કફના કાર્યરૂપ ખરજ ન થવી જોઈએ એમ ધારીને કેટલાક તો મૂળમા કંડૂ શબ્દનું ઉચ્ચારણ જ કરતા નથી, કેટલાક કહે છે કે 'રુધિરધાતુ કે જે આગ્નેય પદાર્થ છે તેનો ક્ષય થતાં સૌમ્ય કફધાતુ જળોના મોઢાના કલેદથી વૃદ્ધિ પામે છે, તેથી ખરજ થવાનો સંભવ છે.'

૩ જેમ હંસ દૂધથી મિશ્રિત કરેલા પાણીમાથી દૂધને જ પીએ છે તેમ જળો પ્રથમ મિશ્રિત રુધિરમાંથી દુષ્ટ રુધિરને જ પીએ છે દુષ્ટ રુધિર સમાપ્ત થઈ રહે ત્યાર પછી શુદ્ધ રુધિર પીવા લાગે છે.

सम्यग्वान्ता सलिलसरके न्यस्ता भोक्तुकामा सती चरेत्। या सीदति न चेष्टते सा दुर्वान्ता तां पुनः सम्यग्वामयेत्। दुर्वान्ताया व्याधिरसाध्य इन्द्रमदो नाम भवति। अथ सुवान्तां पूर्ववत्सन्निदध्यात् ॥१२

જળો લોહી પીને પટી જાય, ત્યારે તેનાં ગાત્રો પર ચોખાના ચૂર્ણનો જાડો લેપ કરી અને મોઢા પર તેલમાં વાટેલું લૂણ ખરડી, ડાબા હાથના અંગૂઠાથી તથા આંગળીથી તેનું પૂંછડું પકડી, જમણા હાથના અંગૂઠાથી તથા આંગળીથી ધીરેધીરે અનુકૂળ રીતે છેક તેના મોઢા સુધી દબાણ કરતું જવું અને જ્યાં સુધી સારી પેઠે ઓકી નાખ્યાનાં ચિહ્નો દેખાય ત્યાં સુધી દબાવીદબાવીને લોહી ઓકાવી નાખવું. એ જળો પાણીના વાસણમાં નાખવામાં આવતાં ખાવાની ઇચ્છાથી ફરવા લાગે તો જાણવું કે તેણે સંપૂર્ણ રીતે લોહી ઓકી નાખ્યું છે. જો જળો પાણીના વાસણમાં સુસ્ત થઈ રહે અને ફરવા લાગે નહિ, તો તેને 'બરાબર લોહી ઓકાવાયું નથી' એમ જાણીને ફરીવાર સારી પેઠે ઓકાવવું. જો જળોને સારી પેઠે લોહી ઓકાવવામાં ન આવે તો તેને ઇંદ્રમદ[1] નામનો રોગ થાય છે. લોહીનું સારી પેઠે વમન કરાવીને પાછી તેને પ્રથમની પેઠે ઘડામાં નાખવી. ૧૨

લોહી કાઢ્યા પછી વ્રણો પર કરવાની ક્રિયા

शोणितस्य च योगायोगानवेक्ष्य जलौकोव्रणान्मधुनाऽवघट्टयेच्छीताभिरद्भिश्च परिषेचयेद्बध्नीत वा व्रणं कषायमधुरस्निग्धशीतैश्च प्रदेहैः प्रदिह्यादिति ॥ १३ ॥

લોહી નીકળવાના હીનયોગ, મિથ્યાયોગ તથા અતિયોગ જોઈ તપાસી જો હીનયોગ થયો જણાય, તો વ્રણોની ઉપર મધ ચોળવું.[2] અતિયોગ થયો હોય તો વ્રણો ઉપર ઠંડા જળનું સેચન[3] કરવું અથવા પાટો બાંધવો[4] અને મિથ્યાયોગ થયો હોય તો વ્રણો ઉપર તૂરા, મધુર, સ્નિગ્ધ તથા શીતળ કલ્કોના જાડા લેપો કરવા.[5]

વૈદ્યે જળોનાં ક્ષેત્રો વગેરે જાણવાની જરૂર

भवति चात्र ॥

क्षेत्राणि ग्रहणं जातीः पोषणं सावचारणम्।
जलौकसां च यो वेत्ति तत्साध्यान्स जयेद्गदान् ॥

આ સ્થળના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'જે વૈદ્ય જળોનાં ક્ષેત્રોને, જાતિ-

---

૧ કેટલાક કહે છે કે આ રોગોનું લક્ષણ આ ગ્રંથમાં આપ્યું નથી, માટે આ પાઠમાં ઇંદ્રમદ શબ્દ બોલવો જ નહિ

ઇંદ્રમદ એટલે તાવ. જળોને તાવ આવે તેનું નામ ઇંદ્રમદ કહેવાય છે. પૃથ્વીને પણ તાવ લાગુ પડે, ત્યારે તે સુકાઈ જાય, એમ દરેક પ્રાણીને તાવ આવે તેનાં નામ જુદાં પાડ્યાં છે. प्र:

૨ અવશેષ રહેલા દુષ્ટ રુધિરનો સ્રાવ કરાવવા સારુ ચોળવાનું કહ્યું છે

૩ બહુ લોહી નીકળવાથી દાહ થાય છે. તેની શાંતિ માટે ઠંડો ઉપચાર કરવો જોઈએ. ફસ ખોલતાં વધુ લોહી નીકળે ત્યારે ઠંડું પાણી છાંટવાનો ઉપચાર કરાય છે. प्र.

૪ સ્રવવા લાગેલા લોહીને અટકાવવા માટે ઠંડા જળના સેચનનું અને પાટો બાંધવાનું કહ્યું છે.

૫ કષાયનો લેપ દુષ્ટ રુધિરને સ્વચ્છ કરવા માટે અને મધુરનો લેપ સ્રવી જતા શુદ્ધ રુધિરને અટકાવવા માટે કહ્યો છે. કેટલાક તો એમ કહે છે. 'મૂર્છાદિક ઉપદ્રવોને ટાળવા માટે શીત જળનું સેચન કહ્યું છે અને વ્રણને સાધવા માટે મધથી ચોળવાનું તથા કષાય આદિ લેપ કરવાનું કહ્યું છે' લોહી નીકળવાનો સમ્યગ્યોગ થયો હોય તો જળોએ કરેલા વ્રણોને સો વાર ધોયેલા ઘીનો અભ્યંગ કરવો અથવા તેવા ઘીથી ભિંજાવેલું રૂ તેઓના ઉપર મૂકવું. જળો મૂકવા વગેરેથી લોહી સ્રવાવવું તે પણ માણસના, દોષના તથા વ્યાધિના બળના પ્રમાણને જોઈને સ્રવાવવું, જેમ કે રોગનું સ્થાનક અલ્પ હોય તો અલ્પ સ્રવાવવું અને મોટું હોય તો ઘણું સ્રવાવવું ઇત્યાદિ. લોહી સ્રવાવવાની માત્રા નીચે પ્રમાણે સમજવી: ચાર તોલાભારનું એક પલ થાય છે એવા સાડાતેર પલ સ્રવાવવું એટલે ચોપન તોલાભાર સ્રવાવવું એ ઉત્તમ માત્રા છે. પચીશ તોલાભાર સ્રવાવવું એ મધ્યમ માત્રા છે અને સાડાબાર તોલાભાર સ્રવાવવું અધમ એ માત્રા છે. જે માત્રા સ્રવાવવી હોય તે પણ બે દિવસે સ્રવાવવી.

ઓને, પોષણની રીતિને, વ્યાધિ ઉપર વળગાડવાની રીતિને અને તે પછી કરવાનાં કર્મોની પદ્ધતિને જાણતો હોય તે વૈદ્ય જળો વળગાડવાથી મટે એવા રોગોને જીતે છે. ૧૪

## અધ્યાય ૧૪ મો

### ઉપક્રમ

अथातः शोणितवर्णनीयमध्यायं व्याख्यास्यामः ॥

હવે શિષ્યોના પૂછવાથી 'શોણિતવર્ણનીય'[1] નામના અધ્યાયનું વ્યાખ્યાન તે પ્રમાણે કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુત પાસે કહેલું છે. ૧

### રસનું સ્વરૂપ, સ્થાન તથા કામો[2]

तत्र पांचभौतिकस्य चतुर्विधस्य षड्रसस्य द्विविधवीर्यस्याष्टविधवीर्यस्य वाऽनेकगुणस्योपयुक्तस्याहारस्य सम्यक्परिणतस्य यस्तेजोभूतः सारः परमसूक्ष्मः स रस इत्युच्यते। तस्य च हृदयं स्थानं स हृदयाच्चतुर्विंशतिं धमनीरनुप्रविश्योर्ध्वगा दश दश चाधोगामिन्यश्चतस्रस्तिर्यग्गाः कृत्स्नं शरीरमहरहस्तर्पयति, वर्द्धयति, धारयति, यापयति, चादृष्टहेतुकेन कर्मणा ॥ २ ॥

આહાર કે જે પૃથ્વી વગેરે પાંચ મહાભૂતોના વિકારરૂપ છે; પીવાનો, જમવાનો, ચાટવાનો અને ખાવાનો એ રીતે ચાર પ્રકારનો છે, મધુર વગેરે છ રસોવાળો છે, શીત તથા ઉષ્ણ એમ બે પ્રકારના વીર્યવાળો છે, અથવા શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ, વિશદ, પિચ્છિલ, મૃદુ તથા તીક્ષ્ણ એ ભેદોથી આઠ પ્રકારનાં વીર્યવાળો અને ગુણોવાળો છે. (શીત તથા દ્રવ આદિ ગુણોના ભેદથી વીસ ગુણોવાળો છે.) તેનો યોગ્ય ઉપયોગ થયા પછી તે સારી રીતે પાકતાં, તેનો જે અગ્નિના સંયોગથી ઉત્પન્ન થયેલો (અથવા ઘીની પેઠે ઉત્પન્ન થયેલો અથવા ઘીના જેવા આકારવાળો) વિષ્ટા આદિ મળોથી રહિત અને સૂક્ષ્મ સૂક્ષ્મ સ્રોતોમાં પણ ગતિ કરી શકે એવો પરમ સૂક્ષ્મ સાર થાય છે તે રસ કહેવાય છે. હૃદયની આસપાસનો જે પ્રદેશ[3] છે તે રસનું સ્થાનક[4] છે. એ રસ હૃદયમાંથી ધમની નામની ચોવીસ નાડીઓ કે જેમાંની દસ શરીરના ઊંચા ભાગમાં ગયેલી છે, દસ નીચા ભાગમાં ગયેલી છે અને ચાર આડી ગયેલી છે તેમાં પ્રવેશ કરી દિવસે દિવસે જીવના અદૃષ્ટથી થયેલી ક્રિયાને લીધે સઘળાં શરીરને તૃપ્ત કરે છે, બાળકના શરીરને વધારે છે, મધ્યમ વયવાળાના શરીરને ધારી રાખે છે અને વૃદ્ધના શરીરને[5] ચલાવ્યે જાય છે. ૨

### રસની વિકૃત તથા અવિકૃત ગતિને અનુમાનથી જાણવા વિષે

तस्य शरीरमनुधावतोऽनुमानाद्गतिरुपलक्षयितव्या क्षयवृद्धिवैकृतैः ॥ ३ ॥

એ રસ કે જે શરીરમાં ગતિ કર્યા કરે છે તેની વિકૃત ગતિ, (હૃદયની પીડા તથા કંપ વગેરે ક્ષયનાં ચિહ્નોથી) અને (હૃદયમાં બોજા વગેરે) વૃદ્ધિનાં ચિહ્નોથી જાણી લેવી. (હૃદયમાં પીડા તથા કંપ વગેરે થતાં હોય તો જાણવું કે રસની ક્ષયરૂપ વિકૃત ગતિ થઈ ગઈ છે અને હૃદયમાં બોજા વગેરે થતા હોય તો જાણવું કે રસની વૃદ્ધિરૂપ વિકૃત ગતિ થઈ છે.) રસ સઘળા શરીરને બરાબર તૃપ્તિ આપતો હોય તો તેથી અને બીજાં પણ તેવા

---

૧ રુધિરના વર્ણનનો અધિકાર લઈને કહેલો.

૨ રુધિરની ઉત્પત્તિ રસને આધીન છે, માટે પ્રથમ રસ વિષે કહે છે.

૩ હૃદયની આજુબાજુ જે કોથળી છે (પેરીકાર્ડિયમ) તે રસનુ સ્થાન છે, જ્યારે ઓજસ્ હૃદયમા જ છે પ્ર.

૪ હૃદય પોતે તો ઓજનું સ્થાનક છે. તેથી રસનું સ્થાનક હોવું સંભવે નહિ

૫ વૃદ્ધત્વમાં વાયુથી એકેએક કોષ સુકાય છે, તેથી રસનો પ્રવાહ પૂરેપૂરો પહોંચતો નથી, જ્યારે બાળકમાં રસનો પ્રવાહ પૂરેપૂરો પહોંચે છે, તેથી પોષણ અને વૃદ્ધિ બન્નેય કાર્યો રસથી થાય છે, પ્ર.

પ્રકારનાં ચિહ્નોથી રસની અવિકૃત ગતિ (વિકાર વગરની ગતિ–સમ્યગ્ગતિ–જેવી જોઈએ તેવી ગતિ) જાણી લેવી. ૩

રસ સૌમ્ય પદાર્થ છે કે તૈજસ પદાર્થ છે?

तस्मिन् सर्वशरीरावयवदोषधातुमलाशयानुसारिणि रसे जिज्ञासा किमयं सौम्यस्तैजस इति। अत्रोच्यते स खलु द्रवानुसारी स्नेहनजीवनतर्पणधारणादिभिर्विशेषैः सौम्य इत्यवगम्यते ॥ ४ ॥

સઘળા શરીરના અવયવોને, દોષોને, ધાતુઓને, મળોને તથા આશયોને અનુસરનારા એ રસ વિષે એવી જિજ્ઞાસા (જાણવાની ઈચ્છા) થાય છે કે તે રસ નામનો પદાર્થ કફની પેઠે સૌમ્ય છે કે પિત્તની પેઠે તૈજસ છે? આવો સંશય થતાં એવા નિશ્ચય ઉપર અવાય છે કે, 'તે રસ દ્રવરૂપે શરીરમાં ગતિ કરનાર છે, સ્નિગ્ધ કરનાર છે, જિવાડનાર છે, તૃપ્તિ[1] કરનાર છે, ધરી રાખનાર છે અને તેવા જ બીજા પણ કેટલાક વિશેષોવાળો છે તેથી સૌમ્ય જ છે.' (ચંદ્રાત્મક–જલાત્મક જ છે.) ૪

રસમાંથી લોહી બનવા વિષે

स खल्वाप्यो रसो यकृत्प्लीहानौ प्राप्य रागमुपैति ॥

भवतश्चात्र ॥

रञ्जितास्तेजसा त्वापः शरीरस्थेन देहिनाम्।
अव्यापन्नाः प्रसन्नेन रक्तमित्याभिधीयते ॥
रसादेव स्त्रिया रक्तं रजःसंज्ञं प्रवर्तते।
तद्वर्षाद्द्वादशादूर्ध्वं याति पंचाशतः क्षयम् ॥५॥

એ રીતે રસ જળમય પદાર્થ છતાં પણ જમણા પડખાની યકૃત[2] નામની ગાંઠને અને ડાબા પડખાની પ્લીહ (બરલ) નામની ગાંઠને પ્રાપ્ત થઈને રતાશ પામે છે.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'રસ જો કોઈ જાતના બગાડને ન પામ્યો હોય તો પ્રાણીઓનાં શરીરમાં રહેલા રંજક નામના સ્વચ્છ પિત્તથી રંગાઈ જઈને 'રુધિર' નામને પ્રાપ્ત થાય છે. સ્ત્રીનું જે રજ નામનું રુધિર હોય છે તે પણ રસથી જ બને છે અને તે રુધિર બારમા વર્ષ પછી પ્રવર્તે છે તથા પચાસમા વર્ષ પછી ક્ષય પામે છે.' ૫

સ્ત્રીનું રજ અગ્ન્યાત્મક (તૈજસ) પદાર્થ છે

आर्तवं शोणितं त्वाग्नेयमग्नीषोमीयत्वाद्गर्भस्य ॥ ६

સ્ત્રીનું ઋતુ સંબંધી રુધિર (રજ) જોકે જલાત્મક રસમાંથી ઉત્પન્ન થાય છે, તોપણ તે અગ્નિ સંબંધી પદાર્થ જ છે; કારણ કે ગર્ભ અગ્નિષોમીય કહેવાય છે, તો એ કથન જો રજ અગ્નિ સંબંધી પદાર્થ હોય તો જ ઘટે છે. સ્ત્રીનું રજ અગ્નિ સંબંધી છે અને પુરુષનું વીર્ય ચંદ્ર સંબંધી અથવા જલાત્મક છે, તેઓથી ઉત્પત્તિ થવાને લીધે ગર્ભ અગ્નિષોમીય ગણાય છે.[3] ૬

સામાન્ય રુધિરના સ્વભાવમાં મતાંતર

पांचभौतिकं चापरे जीवरक्तमाहुराचार्याः ॥
विस्रता द्रवता रागः स्पन्दनं लघुता तथा।
भूम्यादीनां गुणा ह्येते दृश्यन्ते चात्र शोणिते ॥७॥

સામાન્ય રુધિર કે જે પ્રાણીઓના જીવન-

---

૧ આવો મહિમા રસનો છે, પણ જ્યારે રસ જોઈએ તે કરતા વધી જાય ત્યારે લંઘન કરવુ બાકી અન્ન એ પ્રાણ છે તેની પૂરેપૂરી સમજ શાસ્ત્રમા છે. પ્ર.

૨ યકૃત = લીવર ગ્રહણીમાથી રસ (લીમ્ફેટીકસ) ગ્રસસ્રોતવહી દ્વારા સીસ્ટર્નીકાયલી કફાશયમાથી બરલમાં જાય છે અને પોર્ટલ વેઈન દ્વારા લીવરમા જાય છે. આ રીતે લીવર અને બરલ બન્નેય અગત્યના અવયવો છે બરલને કાઢી નાખવાનો વિચાર અમલમા મુકાય છે, તે ખતરનાક છે પ્ર.

૩ અહીં ટીકાકાર ડલ્હન એમ જણાવે છે કે, રજ અને સામાન્ય રુધિર એ બન્ને આગ્નેય પદાર્થ છે, પણ બીજાઓ એમ માને છે કે રજ આગ્નેય છે અને સામાન્ય રુધિર તો અનુષ્ણાશીત છે; પરંતુ નીચે મતાતર લખ્યુ છે તે ઉપરથી જણાય છે કે ધન્વંતરિ પણ રજ અને રુધિર એ બન્નેને આગ્નેય પદાર્થ જ મા[illegible] ડલ્હનનું કહેવુ બરાબર છે.

રૂપ[1] છે તે વિષે બીજા આચાર્યો કહે છે કે, એ રુધિર કેવળ આગ્નેય નથી પણ પૃથ્વી આદિ પાંચે ભૂતોના વિકારરૂપ છે.

રુધિરમાં જે આમગંધ (કાચા માંસના જેવી ગંધ) છે તે પૃથ્વીનો ગુણ છે, જે દ્રવપણું છે તે જળનો ગુણ છે, જે રતાશ છે તે તેજનો ગુણ છે, જે ચલન છે તે વાયુનો ગુણ છે અને જે હલકાપણું છે તે આકાશનો ગુણ છે. આ પ્રમાણે પૃથ્વી વગેરે ભૂતોના ગંધ આદિ ગુણો રુધિરમાં જોવામાં આવે છે, માટે રુધિર પાંચભૌતિક છે. ૭

રસથી જ ધાતુઓની ઉત્પત્તિ, પોષણ અને રસનું રક્ષણ કરવાની ભલામણ

रसाद्रक्तं ततो मांसं मांसान्मेदः प्रजायते ।
मेदसोऽस्थि ततो मज्जा मज्ज्ञः शुक्रस्य सम्भवः ॥
तत्रैषां धातूनामन्नपानरसः प्रीणयिता ।
रसजं पुरुषं विद्याद्रसं रक्षेत् प्रयत्नतः ।
अन्नात्पानाच मतिमानाचाराचाप्यतन्द्रितः ॥८॥

જે રસ છે તે જ પોતાના થોડાક ભાગથી રુધિરરૂપે ગોઠવાય છે. રુધિર પોતાના થોડા[2] ભાગથી માંસરૂપે ગોઠવાય છે. માંસ પોતાના થોડા ભાગથી મેદરૂપે ગોઠવાય છે. મેદ પોતાના થોડા ભાગથી અસ્થિરૂપે ગોઠવાય છે. અસ્થિ પોતાના થોડા ભાગથી મજ્જારૂપે ગોઠવાય છે અને મજ્જા પોતાના થોડા ભાગથી વીર્યરૂપે ગોઠવાય છે. અન્નપાનનો રસ જેમ આ પ્રમાણે ધાતુઓને અનુક્રમે ઉત્પત્તિ આપે છે, તેમ જ ધાતુઓને પોષણ પણ આપે છે. એટલા માટે બુદ્ધિમાન પુરુષે મનુષ્યશરીરની ઉત્પત્તિ રસથી જ થાય છે એમ જાણી આલસ્ય નહિ રાખતાં પ્રયત્નપૂર્વક યોગ્ય અન્નપાનોથી રસનું રક્ષણ કરવું અને આચરણ પણ એવું જ કરવું કે જેથી રસનું રક્ષણ થાય.[3]

રસ શબ્દનો વિગ્રહ, એક મહિને રસનું વીર્યરૂપે ગોઠવાવું અને વાજીકરણ આદિ ઓષધિઓનો ચમત્કાર

तत्र रस गतौ धातुरहरहर्गच्छतीत्यतो रसः ।
स खलु त्रीणि त्रीणि कलासहस्राणि पंचदश च कला एकैकस्मिन् धातावतिष्ठत एवं मासेन रसः शुक्रं भवति स्त्रीणां चार्तवमिति ॥

भवति चात्र ॥

अष्टादश सहस्राणि संख्या ह्यस्मिन्समुच्चये ।
कलानां नवतिः प्रोक्ता स्वतन्त्रपरतन्त्रयोः ॥

स शब्दार्चिर्जलसन्तानवदणुना विशेषेणानुधावत्येव शरीरं केवलम् ।
वाजीकरण्यस्त्वोषधयः स्वबलगुणोत्कर्षाद्विरेचनवदुपयुक्ताः शुक्रं शीघ्रं विरेचयन्ति ॥९॥

દિવસે દિવસે ગતિ કર્યા કરે છે તેથી રસ કહેવાય છે; કારણ કે 'રસ' એ શબ્દ સંસ્કૃત ભાષાના[4] ગતિઅર્થવાળા ધાતુમાંથી નિષ્પન્ન થયો છે. એ રસ શરીરમાં એક દિવસે જ ઉત્પન્ન થઈને પોતા પછીની ધાતુઓમાં એક એક ધાતુની

---

૧ લોહી જીવતા શરીરમા જોવામા આવે છે, પણ રોગાદિકથી મરણ પામેલા શરીરમા જોવામા આવતું નથી માટે તે જીવરૂપ એટલે જીવનતુલ્ય ગણાય છે.
जीवो वसति सर्वस्मिन् देहे तत्र विशेषतः ।
वीर्ये रक्ते मले यस्मिन् क्षीणे याति क्षयं क्षणात् ॥ (ભા. પ્ર.)
આ ઉપરથી એમ સમજવું કે જીવ શુદ્ધ રુધિરમાં વસે છે પણ દોષયુક્ત રુધિરમાં વસતો નથી. દોષયુક્ત રુધિરમાં પણ જીવ વસતો હોય, તો દોષયુક્ત રુધિરને જળો તથા તૂંબડી વગેરે દ્વારા કાઢી નાખવાનું કહ્યું છે તે અયુક્ત ગણાય.

૨ થોડા ભાગથી એટલે સૂક્ષ્મભાગથી. દરેક ધાતુના ત્રણ ભાગ પડે છે: સ્થૂળ ભાગ ત્યાં ને ત્યાં પોષણ આપે છે, સૂક્ષ્મ ભાગ આગલી ધાતુમાં જાય છે અને કચરો બહાર નીકળે છે. પ્ર.

૩ પ્રાચીન આંગ્લ સિદ્ધાંત એવો છે કે એક રસ જ બધે પોષણ આપે છે અને રસમાંથી રક્ત, રક્તમાંથી માંસ બને તેમ માનતા નથી. જો એક જ રસ બધે પોષણ આપતો હોય, તો લીવરમાં લીલો રંગ, મધ્યમાં લાલ રંગ, મેદમા પીળો રંગ, હાડકાંમાં ભુરો રંગ એમ શાથી થાય.

૪ ગતિ(સર્ક્યુલેશન)નો સિદ્ધાંત મિ. હાર્વેએ શોધી કાઢ્યો એવા ભ્રમમાં પડતા પહેલાં આયુર્વેદમાં વર્ષોથી એ જાણીતો છે તે વિચારવા જેવું છે. પ્ર.

અંદર ત્રણત્રણ હજાર અને પંદરપંદર કળા એટલે પાંચપાંચ દિવસો સુધી રહે છે અને એમ થતાં એક મહિને પુરુષોના વીર્યરૂપ થાય છે અને સ્ત્રીઓના રજરૂપ થાય છે.[1] (જોકે સ્ત્રીઓનું રજ પણ રુધિર જ છે, તેથી તે સાતમે દિવસે જ નિષ્પન્ન થાય છે; તોપણ અહીં મહિને દિવસે ઉત્પન્ન થવાનું કહ્યું તેનું કારણ એ છે કે તે રજ વધી વધીને એક મહિને પ્રત્યક્ષ દેખાય છે.)

આ વિષયના શ્લોકમાં કહ્યું છે કે રસ વીર્યરૂપ થતાં સુધીમાં કુલ એકંદર અઢાર હજાર અને નેવું કળાઓ એટલે એક માસ થાય છે એ વાત આ શાસ્ત્રમાં તથા બીજાં શાસ્ત્રમાં પણ છે.

એ રસ પોતાની સૂક્ષ્મ ઝડપથી સઘળા શરીરમાં શબ્દના પ્રવાહની પેઠે આડો દોડે છે, જ્વાળાના પ્રવાહની પેઠે ઊંચે દોડે છે અને જળના પ્રવાહની પેઠે નીચે દોડે છે.[2]

જોકે આ પ્રમાણે રસ એક મહિને વીર્યરૂપ થાય છે, તોપણ તે ઉપરથી એમ નહિ સમજવું કે 'વાજીકરણ,[3] અને જીવનીય[4] વગેરે ઔષધિઓના પ્રયોગો કે જેઓ તુરત વીર્ય ઉત્પન્ન કરનારા કહેલા છે તે સઘળા વ્યર્થ જાય છે' કારણ કે જેમ નેપાળા તથા નસોતર વગેરે વિરેચન ઔષધો તુરત જ રેચ લગાડે છે તેમ વાજીકરણ વગેરે ઔષધિઓ પણ ઉપયોગમાં લેવામાં આવે કે તુરત જ પોતાના બળના અને ગુણના ઉત્કર્ષથી વીર્યને પ્રવર્તાવે છે.[5] ૯

**રસ મહિને મહિને વીર્ય તથા રજરૂપ થાય છે છતાં બાળકોને તથા કન્યાઓને તે ન દેખાવાનું કારણ**

**तथाहि पुष्पमुकुलस्थो गन्धो न शक्यमिहास्तीति वक्तुं नैव नास्तीत्यथवास्ति सतां भावानामभिव्यक्तिरिति कृत्वा केवलं सौक्ष्म्यान्नाभिव्यज्यते**

---

૧ જે રજ છે તે જ સ્ત્રીઓનુ વીર્ય છે, કેમ કે 'જ્યારે બે સ્ત્રીઓ જ પરસ્પર કામનાયુક્ત થઈને પરસ્પરનું વીર્ય મૂકે, ત્યારે અસ્થિઓ વગરનું બાળશરીર પેદા થાય છે' એમ કહ્યુ છે.

૨ કેટલાક તો એમ વ્યાખ્યાન કરે છે કે, 'તીક્ષ્ણ અગ્નિવાળાઓને શબ્દના પ્રવાહની પેઠે બહુ જ ઝડપથી રસનો સંચાર થાય છે. મધ્ય અગ્નિવાળાઓને જ્વાળાના પ્રવાહની પેઠે સાધારણ ઝડપથી રસનો સચાર થાય છે અને મંદ અગ્નિવાળાઓને જળના પ્રવાહની પેઠે મંદ વેગથી રસનો સચાર થાય છે આ કારણથી તીક્ષ્ણ અગ્નિવાળાઓને રસ અઢાર દિવસે જ વીર્યરૂપ થઈ જાય છે, મધ્ય અગ્નિવાળાઓને કાંઈક અધિક દિવસે વીર્યરૂપ થઈ જાય છે અને મંદ અગ્નિવાળાઓને તો રસ એક મહિને જ વીર્યરૂપ થાય છે.' આ વ્યાખ્યાનને ગયદાસ આચાર્યે બહુ જ દૂષિત કરેલુ છે અને એમ સિદ્ધ કર્યુ છે કે, 'તીક્ષ્ણ અગ્નિવાળાઓને મહિનામાં કાંઈક ઓછુ હોય ત્યારે, મંદ અગ્નિવાળાઓને મહિના ઉપરાંત થાય ત્યારે અને મધ્ય અગ્નિવાળાઓને બરાબર એક મહિને રસ વીર્યરૂપ થાય છે.

૩ પ્રિય વિષયો, જુવાન કામિની, અજવાળી રાત, મદિરા, પુષ્પમાળાઓ, બગીચા, મનનો અપ્રતિઘાત, દૂધ, ઘી, અડદ, બિલામાં તથા શિષ્પંડ ઇત્યાદિ જે ઔષધિઓથી પુરુષ રતિપ્રસંગમાં ઘોડા જેવો સમર્થ થાય તે ઔષધિઓ વાજીકરણી કહેવાય છે. ચિકિત્સાસ્થાનનો ૨૬ મો અધ્યાય જુઓ.

૪ કાકોલ્યાદિગણ કે જે આ સ્થાનના ૩૮મા અધ્યાયના ૧૮મા વિષયમાં કહેવામાં આવશે તે.

૫ જુવાન સ્ત્રીના સ્પર્શ આદિ વાજીકરણો પોતાના બળના ઉત્કર્ષથી, દૂધ તથા ઘી વગેરે વાજીકરણો પોતાના સ્નેહ વગેરે ગુણના ઉત્કર્ષથી અને અડદ (અડદ ચીકણા મધુર અને પુષ્ટિકારક હોવાથી પ્રભાવે વીર્ય વધારે છે. આયુર્વેદમાં કેટલું ઊંડું મનન છે ? પ્ર.) આદિ વાજીકરણો પોતાના પ્રભાવ તથા ગુણ એ બન્નેના ઉત્કર્ષથી તુરત જ રસાદિકના ઉત્પાદનપૂર્વક વીર્યને ઉત્પન્ન કરીને પ્રવર્તાવે છે ઇત્યાદિ સમજવું. વાજીકરણ વગેરે ઔષધો પરભારા જ વીર્યને પ્રવર્તાવે છે એમ સમજવું નહિ, પણ એમ સમજવું કે તેઓ પોતાનાં બળ (પ્રભાવ) અને ગુણોની અધિકતાને લીધે તુરત જ રસાદિકને ઉત્પન્ન કરીને વીર્યને પેદા કરી દે છે તથા પ્રવર્તાવે છે. કહ્યું છે કે, 'દૂધ, અડદ, બિલામાં, ફળોની મજ્જાઓ અને આમળા તેઓ તુરત જ રસાદિકનું ઉત્પાદન કરી તે દ્વારા વીર્યને ઉત્પન્ન કરી દે છે અને પ્રવર્તાવે છે.'

એટલે ક્રમે રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જાને વધારી શુક્રને વધારે છે, સીધું જ શુક્રને નથી વધારતું. પ્ર.

स एव गन्धो विवृतपत्रकेसरैः कालान्तरेणाभिव्यक्तिं गच्छत्येवं बालानामपि वयःपरिणामाच्छुक्रप्रादुर्भावो भवति रोमराज्यादयोऽस्यार्तवादयश्च विशेषा नारीणां रजसि चोपचीयमाने शनैः शनैः स्तनगर्भाशययोन्यभिवृद्धिर्भवति ॥१०॥

જેમ ફૂલની કાચી કળીમાં 'ગંધ છે' એમ કહી શકાતું નથી અને 'ગંધ નથી' એમ પણ કહી શકાતું નથી; પરંતુ 'જે પદાર્થો પ્રથમ હોય તે જ પદાર્થો કારણ સામગ્રીને પ્રાપ્ત થઈને પાછળથી અભિવ્યક્ત થાય છે; પણ જેઓનું મુદ્દલ અસ્તિત્વ જ ન હોય તે પદાર્થો કદી પણ અભિવ્યક્ત થતા નથી' એ સિદ્ધાંતને અનુસરીને કહી શકાય છે કે, 'ફૂલની કળીમાં ગંધ છે પણ ફક્ત સૂક્ષ્મ હોવાને લીધે પ્રત્યક્ષ જણાતી નથી.' તેમ બાળકોમાં વીર્ય પ્રથમથી મુદ્દલ ન જ હોય તો પાછળથી અભિવ્યક્ત ન થવું જોઈએ; માટે બાળકોમાં પણ વીર્ય છે, પણ તે સૂક્ષ્મ હોવાને લીધે પ્રત્યક્ષ થતું નથી. જેમ કળીમાં રહેલી ગંધ કાળાંતરે કળીની પાંખડીઓ તથા કેસરા ઉઘડે ત્યારે અભિવ્યક્ત થાય છે તેમ બાળકોમાં રહેલું વીર્ય કાળાંતરે યુવાવસ્થા પ્રાપ્ત કરે ત્યારે અભિવ્યક્ત થાય છે. કન્યાઓને રજ આદિ વિશેષો દેખાતા નથી તે વિષે તથા બાળકોને અને કન્યાઓને રોમરાજી વગેરે દેખાતાં નથી તે વિષે પણ એ પ્રમાણે જ સમજી લેવું. સ્ત્રીજાતિને જેમ જેમ રજ વધતું જાય છે, તેમ તેમ ધીરે ધીરે સ્તનો, ગર્ભાશય અને યોનિની અભિવૃદ્ધિ થતી જાય છે. ૧૦

અન્નપાનનો રસ વૃદ્ધોનાં શરીરોની વૃદ્ધિ કેમ કરતો નથી ?

स एवान्नरसो वृद्धानां जरापरिपक्वशरीरत्वान्न प्रीणनो भवति ॥११॥

જોકે અન્નપાનનો રસ સર્વ ધાતુઓનો પોષક છે, તોપણ વૃદ્ધ લોકોનાં શરીરો જરાવસ્થાથી પાકી ગયેલાં હોય છે, તેથી તેઓની[1] ધાતુઓને સંપૂર્ણ પુષ્ટિ નહિ આપી શકતાં જરાક પુષ્ટિ આપે છે કે જેથી વૃદ્ધ લોકોનું જીવન ચાલ્યા કરે છે. ૧૧

ધાતુ શબ્દનો અર્થ

त एते शरीरधारणाद्धातव इत्युच्यन्ते । तेषां क्षयवृद्धी शोणितनिमित्ते तस्मात्तदधिकृत्य वक्ष्यामः ॥

એ રસ વગેરે પદાર્થો શરીરને ધારણ કરે છે તેથી 'ધાતુઓ' કહેવાય છે. ધાતુઓનો ક્ષય અને ધાતુઓની વૃદ્ધિનો પાયો લોહી ઉપર છે, માટે હવે લોહી સંબંધી વિચારનો આરંભ કરીએ છીએ. ૧૨

બગડેલા લોહીનાં તથા શુદ્ધ લોહીનાં લક્ષણો

तत्र फेनिलमरुणं कृष्णं परुषं तनु शीघ्रगमस्कन्दि च वातेन दुष्टम् । नीलं पीतं हरितं श्यावं विस्रमनिष्टं पिपीलिकामक्षिकाणामस्कन्दि च पित्तदुष्टम् । गैरिकोदकप्रतीकाशं स्निग्धं शीतलं बहलं पिच्छिलं चिरस्रावि मांसपेशीप्रभं श्लेष्मदुष्टं च । सर्वलक्षणसंयुक्तम् । काञ्जिकाभं विशेषतो दुर्गन्धि च सन्निपातदुष्टम् । द्विदोषलिंगं संसृष्टम् । इन्द्रगोपप्रतीकाशमसंहतमविवर्णं च प्रकृतिस्थं जानीयात् ॥

વાયુથી બગડેલું લોહી ફીણવાળું, જરાક રાતું, પાકવામાં અભિમુખ થાય ત્યારે કાળું, ચીકાશ વગરનું, આછું, ઝડપથી ચાલનારું અને પાતળું થાય છે.

પિત્તથી બગડેલું લોહી નીલ રંગવાળું, પીળા રંગવાળું, હરિત તથા કાળા રંગવાળું, કાચા માંસના જેવી ગંધવાળું, કીડીઓને તથા માખીઓને ગમે નહિ એવું અને ધાટું થાય છે. (આમવાળા પિત્તથી બગડેલું હોય તો નીલ

[1] વૃદ્ધો જલદી જાડા થતા નથી. જેમ ઝાડનો રસ ચાલુ છે, છતાં પાકું પાકી જાય છે તેમ શરીર ટકે છે પણ જાડું થતું નથી. વ.

અથવા હરિત તથા કાળા રંગનું અને આમવગરના પિત્તથી બગડેલું હોય તો પીળા રંગનું થાય છે.)

કફથી બગડેલું લોહી ગેરુના પાણી જેવું, સ્નિગ્ધ, ઠંડું, જાડું, ચીકાશવાળું, ઘણી વારે સ્રવનારું અને ધાટું હોવાથી માંસની પેશી જેવું થાય છે.

વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષોથી બગડેલું હોય તો ઉપર કહેલાં સઘળાં લક્ષણોવાળું, કાંજી જેવું અને વિશેષે કરી દુર્ગંધવાળું થાય છે.

બે દોષોથી બગડેલું હોય તો તેમાં બે દોષોનાં લક્ષણો જોવામાં આવે છે.

લોહી શુદ્ધ હોય તો ઇંદ્રગોપક (વરસાદથી થતા રાતા કીડા–મેઘના મામા) જેવું રાતું હોય છે, બહુ પાતળું કે બહુ ધાટું હોતું નથી અને વસ્ત્ર વગેરે ઉપર પડ્યું હોય, તો ધોવા છતાં પણ પોતાના રંગને બદલતું નથી.[1]

(રુધિરનો 'જીવશોણિત'[2] નામનો એક જુદો પ્રકાર પણ ચિકિત્સાસ્થાનના ૩૪મા અધ્યાયના ૧૦મા વિષયમાં કહેવામાં આવશે.) ૧૩

કેવા માણસોના લોહીને સ્રવાવવું નહિ?

त्रिस्राव्यान्यन्यत्र वक्ष्यामः। अथाऽविस्राव्याः। सर्वाङ्गशोफः क्षीणस्य चाम्लभोजननिमित्तः पाण्डुरोग्यर्शसोदरिशोषिगर्भिणीनां च श्वयथवः॥१४

સ્રવાવવા યોગ્ય રુધિરો વિષે બીજા સ્થળમાં (આ સ્થાનના ૨૫મા અધ્યાય વગેરેમાં) કહીશું. અહીં તો જે માણસોનાં લોહી નહિ સ્રવાવવાં જોઈએ તેઓની ટિપ્પણ આપીએ છીએ. સઘળાં અંગોમાં સોજાવાળો, ખાટું જમવાથી સોજો થયો હોય એવો ક્ષીણ માણસ પાંડુરોગી, અરશવાળો, ઉદરના રોગવાળો, શોષવાળો અને ગર્ભિણી સ્ત્રી–તેઓના સોજાઓમાંથી લોહી સ્રવાવવું નહિ.[3]

શસ્ત્રથી લોહી સ્રવાવવાના બે પ્રકાર, લોહી ક્યારે સ્રવે નહિ[4] અથવા ઓછું સ્રવે?

तत्र शस्त्रविस्रावणं द्विविधं प्रच्छानं शिराव्यधनं च। तत्र ऋज्वसङ्कीर्णं सूक्ष्मं सममनवगाढमनुत्तानमाशु च शस्त्रं पातयेन्मर्मशिरास्नायुसन्धीनां चानुपघाति। तत्र दुर्दिने दुर्विद्धे शीतवातयोरस्विन्नेऽभुक्तवतः स्कन्नत्वाच्छोणितं न स्रवत्यल्पं वा स्रवति भवति चात्र॥

मदमूर्छाश्रमार्तानां वातविण्मूत्रसङ्गिनाम्।
निद्राभिभूतभीतानां नृणां नासृक् प्रवर्तते॥ १५

ફાચર (છેરો) મારીને અને ફસ ખોલીને સ્રવાવવું એમ શસ્ત્રથી સ્રવાવવાના બે પ્રકાર છે. ફાચર મારવી હોય તો જેનું મોઢું અત્યંત મોટું ન હોય એવા શસ્ત્રથી સરળ, બીજી ફાચરથી સંકીર્ણ ન થાય એવી, સરખી રેખાવાળી, દૂર ન ઊતરેલી અને કાંઈક માંસનો સ્પર્શ કરે એવી મારવી. ફાચર મારવાનું[5] જે શસ્ત્ર હોય તેથી શિરાઓને, સ્નાયુઓને કે સંધિઓને હરકત ન આવે એવી રીતે ઝડપથી ક્રિયા કરવી. દિવસ વાદળાંઓથી ઘેરાયેલો હોય અથવા અયોગ્ય રીતે ફાચર મારવામાં આવે અથવા ટાઢ કે પવન પ્રબળ હોય અથવા રોગીને સ્વેદન (શેક વગેરે ક્રિયા) ન કરી હોય અથવા રોગીને જમાડ્યો ન હોય અથવા રોગી તુરતનો જમેલો હોય તો લોહી ધાટું હોવાને લીધે સ્રવતું નથી અથવા ઓછું સ્રવે છે.

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિ-

૧ ધોયા બાદ ડાઘ પડતો નથી અને રંગ બદલાતો નથી. પ્ર.

૨ એ આર્ટરીના લોહીની વાત છે. કાળું, વેઈનનું લોહી છે અને શુદ્ધ લોહી આર્ટરીનું લોહી છે તેવો નિર્ણય આયુર્વેદનો છે. પ્ર.

૩ ફસ ખોલવી નહિ પ્ર.

૪ આમાં અયોગ અને તેના કારણો બતાવવામાં આવશે.

૫ શિરા ખોલવાના બે શસ્ત્ર છે: કુઠિકા શસ્ત્ર હાડકા ઉપરની શિરા માટે અને વ્રીહિમુખ માંસની શિરા માટે વાપરવાનું છે. પ્ર.

એ કહેલું છે: 'જે માણસો મદથી (વિષના કે મદ્યના વિકારથી), મૂર્છાથી કે શ્રમથી પીડાયેલ હોય, વાયુની, વિષ્ઠાની કે મૂત્રની અટકાયતવાળા હોય, નિદ્રાથી ઘેરાયેલા હોય કે ભય પામેલા હોય તેઓનું લોહી સ્રવતું નથી.'૧૫

દુષ્ટ લોહી સ્રવાવવામાં ન આવે તો શું થાય? લોહીનો અતિસ્રાવ શાથી થાય અને તે થાય તો શી પીડાઓ થાય?[1]

तद्दुष्टं शोणितमनिर्ह्रियमाणं कण्डूशोफरागदाहपाकवेदना जनयेत् ।

अत्युष्णातिस्विन्नातिविद्धमज्ञैर्विस्रावितमतिप्रवर्तते ।

तदतिप्रवृत्तं शिरोभितापमान्ध्यमधिमन्थं तिमिरप्रादुर्भावं धातुक्षयमाक्षेपकं पक्षाघातमेकाङ्गविकारं तृष्णादाहौ हिक्कां कासं श्वासं पाण्डुरोगं मरणं चापादयति ॥ १६ ॥

દુષ્ટ થયેલું (બગડેલું) લોહી જો સ્રવાવીને કાઢી નાખવામાં ન આવ્યું હોય, તો ખરજ, સોજા, અંગમાં રતાશ, પાકવું તથા વેદનાને ઉત્પન્ન કરે છે.

અત્યંત ઉષ્ણ કાળમાં અથવા અત્યંત સ્વેદન કરીને અથવા અત્યંત વીંધીને સ્રવાવવામાં આવે અથવા જેઓએ જૂના વૈદ્યોના હાથથી થતી ક્રિયાઓ જોયેલી ન હોય એવા વૈદ્યોના હાથથી સ્રવાવવામાં આવે, તો લોહી બહુ જ સ્રવવા લાગે છે.

લોહીની જો અત્યંત પ્રવૃત્તિ (બહુ જ સ્રાવ) થાય તો તેથી માથાનું શૂળ, આંધળાપણું, અધિમંથ નામનો ચક્ષુનો રોગ, તિમિર (લિંગનાશ)[2] ધાતુક્ષય,[3] આક્ષેપક વાયુ,[4] પક્ષાઘાત, વાયુથી થતો એક અંગમાં વિકાર, તરસ, બળતરા, હેડકી, ખાંસી, શ્વાસ, તથા પાંડુરોગ થાય છે અને મૃત્યુ પણ થાય છે. ૧૬

લોહી સ્રવાવવાનો સમ્યગ્યોગ, તેનાં કારણો, લક્ષણો તથા લાભો

भवन्ति चात्र ॥

तस्मान्न शीते नात्युष्णे नास्विन्ने नातितापिते ।
यवागूं प्रतिपीतस्य शोणितं मोक्षयेद्भिषक् ॥
सम्यग्गत्वा यदा रक्तं स्वयमेवावतिष्ठते ।
शुद्धं तदा विजानीयात्सम्यग्विस्रावितं च तत् ॥
लाघवं वेदनाशान्तिर्व्याधेर्वेगपरिक्षयः ।
सम्यग्विस्राविते लिङ्गं प्रसादो मनसस्तथा ॥
त्वग्दोषा ग्रन्थयः शोफा रोगाः शोणितजाश्च ये ।
रक्तमोक्षणशीलानां न भवन्ति कदाचन ॥१७॥

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'પૂર્વોક્ત કારણ માટે વૈદ્યે અત્યંત શીત કાળમાં કે અત્યંત ઉષ્ણ કાળમાં સ્રવાવવું નહિ. રોગીના શરીર પર સ્વેદનક્રિયા કર્યા વગર સ્રવાવવું નહિ. સ્વેદન ક્રિયા અત્યંત થઈ ગઈ હોય તો સ્રવાવવું નહિ. સૂર્યનાં કિરણો વગેરેથી અત્યંત તાપ લાગ્યો હોય તો સ્રવાવવું નહિ. યવાગૂ નામની[5] રાબ બે વાર કે ત્રણ વાર પાયા પછી સ્રવાવવું. લોહી જ્યારે સારી

૧ આમાં અતિયોગ તથા તેનાં કારણો દર્શાવાશે.

૨ જો માથામાંથી લોહીની બહુ જ પ્રવૃત્તિ થાય તો માથાના શૂળથી લિંગનાશ સુધીના રોગો થાય છે.

૩ ધાતુક્ષય તો લોહીનો અતિસ્રાવ થવાથી સઘળા શરીરમાં થાય.

૪ પ્રકોપ પામેલો વાયુ સઘળી ધમનીઓમાં આવી વારંવાર ચંચળ થઈ હાથીના ઉપરની બેઠકની પેઠે માણસના શરીરને હલાવ્યા કરે તે આક્ષેપક વાયુ કહેવાય છે.

૫ યવાગૂ શબ્દથી અહીં તલની રાબ સમજવી; કેમ કે તે રાબ તુરત જ સ્નેહન કરે છે અને રુધિરનો ઉત્કલેદ કરે છે.' કેટલાક કહે છે કે, 'મગની કણીઓની જરા પાતળી રાબ એ યવાગૂ કહેવાય છે યવાગૂમાં ઘણું કરીને ક્લેદનો તથા સ્વેદન કરવાનો સ્વભાવ છે અને વળી તે યવાગૂ દ્રવ તથા ઉષ્ણ હોય છે તેથી તુરત જ લોહીને પિગળાવે છે.' આ યવાગૂ માત્રાથી પાવી. (આર્ય વૈદકનો નિયમ છે કે ફસ ખોલવામાં બગડેલી જ વસ્તુ પહેલી નીકળે, તો તેને નાખી પાડી હોય તો જલદી બહાર આવી જાય એ માટે પ્રથમ યવાગૂ પાવી. તે લોહીમાં પૃથક્કરણ કરી દોષોને નોખા પાડે છે. પ્ર.)

રીતે રાતા વર્ણવાળું થાય ત્યારે તેને શુદ્ધ થયેલું સમજવું. તેમ જ જ્યારે સારી રીતે સ્રવીને રાતું થયેલું લોહી પોતાની મેળે જ સ્રવતું અટકી જાય, ત્યારે તેને સારી રીતે સ્રવાવાયુ સમજવું. હલકાશ, વેદનાની શાંતિ, વ્યાધિના વેગનો ક્ષય અને મનની પ્રસન્નતા એટલાં આભ્યંતર ચિહ્નોથી પણ લોહીનું સારી રીતે સ્રાવણ થયું સમજવું. જેઓ લોહીનું સ્રાવણ કરાવવાનો અભ્યાસ[1] રાખે છે તેઓને કોઢ, લાખું તથા દાઝ વગેરે ચામડીના રોષો, ગ્રંથિઓ, સોજાઓ અને લોહીના બગાડથી થનારા રક્તગુલ્મ તથા વિસર્પ વગેરે રોગો કદી પણ થતા નથી. ૧૭

લોહી ન નીકળે તો તેને કાઢવાનો ઉપાય

अथ स्वल्पप्रवर्तमाने रक्ते एलाशीतशिवकुष्ठतगरपाठाभद्रदारुविडङ्गचित्रकत्रिकटुकागारधूमहरिद्राऽर्काङ्कुरनक्तमालफलैर्यथालाभं त्रिभिश्चतुर्भिः समस्तैर्वा चूर्णीकृतैः सर्षपतैललवणप्रगाढैर्व्रणमुखमवघर्षयेदेवं सम्यक् प्रवर्तते ॥१८॥

યોગ્ય પ્રયત્ન કર્યા છતાં પણ લોહીની પ્રવૃત્તિ ન થાય તો એલચી, કપૂર, કઠ, તગર, કાળી પાડ, તેલિયો, દેવદાર, વાવડિંગ, ચિત્રો, ત્રિકટુ (સૂઠ, મરી, પીપર), ઘરના ધુમાડાની ધૂંસ, હળદર, આકડાના અંકુર અને કરંજનાં ફળ એ સઘળાનું અથવા એ સઘળાં ન મળે તો તેમાંનાં ત્રણચારનું ચૂર્ણ કરી, એ ચૂર્ણને લૂણ સહિત સરસિયા તેલમાં કાલવીને તેથી વ્રણના મોઢાને ઘસવું. આમ કરવાથી લોહી સારી રીતે વહે છે

લોહી અટકાવવાના ઉપાયો તથા અતિસ્રાવ સંબંધી ઉપચારો

अथातिप्रवृत्ते रोध्रमधुकप्रियङ्गुपतङ्गगैरिकसर्जरसरसाञ्जनशाल्मलीपुष्पशङ्खशुक्तिमाषयवगोधूमचूर्णैः शनैर्व्रणमुखमवचूर्ण्याङ्गुल्यग्रेणावपीडयेत् । सालसर्जार्जुनारिमेदमेषशृङ्गधवधन्वनत्वग्भिर्वा चूर्णिताभिः क्षौमेण वा ध्मापितेन समुद्रफेनलाक्षाचूर्णैर्वा यथोक्तैर्व्रणबन्धनद्रव्यैर्गाढं बध्नीयात् । शीताच्छादनभोजनागारैः शीतैः परिषेकप्रदेहैश्चोपाचरेत् क्षारेणाग्निना वा दहेद्यथोक्तव्यधनादनन्तर वा तामेवातिप्रवृत्तां शिरां विध्येत् । काकोल्यादिक्काथं वा शर्करामधुमधुर पाययेत् । एणहरिणोरभ्रशशमहिषवराहाणां वा रुधिरम् क्षीरयूषरसैः सुस्निग्धैश्चाश्नीयादुपद्रवांश्च यथास्वमुपाचरेत् ॥

भवन्ति चात्र ॥

धातुक्षयात्स्रुते रक्ते, मन्दः संजायतेऽनलः ।
पवनश्च पर कोपं याति तस्मात्प्रयत्नतः ॥
तन्नातिशीतैर्लघुभिः स्निग्धैः शोणितवर्द्धनैः ।
ईषदम्लैरनम्लैर्वा भोजनैः समुपाचरेत् ॥
चतुर्विधं यदेतद्धि रुधिरस्य निवारणम् ।
संधानं स्कन्दनं चैव पाचनं दहनं तथा ॥
व्रणं कषायः संधत्ते रक्तं स्कन्दयते हिमम् ।
तथा संपाचयेद्भस्म दाहः संकोचयेच्छिराः ॥
अस्कन्दमाने रुधिरे संधानानि प्रयोजयेत् ।
संधाने भ्रश्यमाने तु पाचनैः समुपाचरेत् ॥
कल्पैरेतैस्त्रिभिर्वैद्यः प्रयतेत यथाविधि ।
असिद्धिमत्सु चैतेषु दाहः परम इष्यते ॥१९॥

લોહી જો અત્યંત નીકળ્યા કરે તો લોદર, જેઠીમધ, ઘઉંલા, પતંગ, ગેરુ, ગળ, રસવંતી, શીમળાનાં ફૂલ, શંખ, છીપ, અડદ, જવ અને ઘઉંનું ચૂર્ણ કરી તે ચૂર્ણ ધીરે ધીરે વ્રણના મોઢા ઉપર ભભરાવી આગળીના અગ્ર વડે વ્રણના મોઢાને દબાવવું. અથવા સાલવૃક્ષ, રાળનું ઝાડ, કડાયો, ગંધીલો ખેર, મેંઢાશીંગી, ધાવડો અને ધામણની છાલનું ચૂર્ણ કરી તે ચૂર્ણ ધીરે ધીરે વ્રણના મોઢા પર ભભરાવી આંગળીના અગ્રથી વ્રણના મોઢાને દબાવવું; અથવા અળસીનું વસ્ત્ર બાળી તેની ભસ્મ ધીરે ધીરે વ્રણના મોઢા પર

[1] દર વર્ષે કઢાવવું એવો અભ્યાસ રાખવાનો અર્થ છે प्र.

ભભરાવી આંગળીના અગ્રથી વ્રણના મોઢાને દબાવવું; અથવા સમુદ્રફીણ અને લાખનું ચૂર્ણ કરી ધીરે ધીરે વ્રણના મોઢા પર ભભરાવી આંગળીના અગ્ર વડે વ્રણના મોઢાને દબાવવું; અથવા અળશીનાં વસ્ત્ર અને સૂતરનાં વસ્ત્ર વગેરે પાટાઓ કે જેઓ આ સ્થાનના ૧૮મા અધ્યાયના છઠ્ઠા વિષયમાં કહેવામાં આવશે તેઓથી વ્રણના મોઢાને મજબૂત રીતે બાંધવું. શીતવસ્ત્રથી આચ્છાદન, શીતળ ભોજન, શીતળ ઘરમાં નિવાસ, શીતળ સેચન અને શીતળ શીતળ જાડા લેપોથી પણ ઉપચારો કરવા; અથવા ક્ષારથી કે અગ્નિથી દહન કરવું. નસ શાસ્ત્રોક્ત રીતે ખોલાયા પછી અત્યંત વહેવા લાગી હોય, તો લોહીની ગતિને અટકાવવા માટે પ્રથમ જે છેદ કર્યો હોય તેની પાસે વીંધીને બીજો છેદ કરવો કે જેથી લોહીની ગતિ તૂટી જાય. અથવા કાકોલી[1] આદિ ગણનો ક્વાથ કરી તેને સાકર વડે તથા મધ વડે મીઠો કરીને પાવો, અથવા કાળિયાર મૃગ, સાધારણ મૃગ, ઘેટો, સસલો, પાડો કે સૂવરનું લોહી પાવું. જેને લોહીનો બહુ સ્રાવ થયો હોય તે માણસ જો પિત્તપ્રકૃતિવાળો હોય અથવા તેને પિત્તથી બગડેલું લોહી બહુ નીકળ્યું હોય, તો દૂધથી ભિજાવેલો ભાત ઘીથી સારી પેઠે સ્નિગ્ધ કરીને ખવરાવવો. જો કફપ્રકૃતિવાળો હોય અથવા તેને કફથી બગડેલુ લોહી બહુ નીકળ્યું હોય તો મગના યૂષથી[2] ભિજાવેલો, ઘીથી સ્નિગ્ધ કરેલો ભાત ખવરાવવો. જો વાતપ્રકૃતિવાળો હોય અથવા તેને વાયુથી બગડેલું લોહી બહુ નીકળ્યું હોય તો માંસના રસાથી ભિજાવેલો ઘીથી સ્નિગ્ધ કરેલો ભાત ખવરાવવો.[3] લોહીનો અતિ સ્રાવ થવાથી માથાનાં શૂલ આદિ જે ઉપદ્રવો થયા હોય તેઓના ઉપર તેઓને અનુસરતા ઉપાયો કરવા.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'લોહીનો સ્રાવ થયા પછી ધાતુના ક્ષયને લીધે અગ્નિ મંદ થઈ જાય છે અને પવન ભારે પ્રકોપ પામે છે, એટલા માટે અત્યંત શીતળ ન હોય એવાં, હલકાં, સ્નિગ્ધ, લોહીને વધારનારાં, કાંઈક ખાટાં (દાડિમ તથા આમળાંવાળાં) અથવા ખટાશ વગરનાં ભોજનોથી ઉપચાર કરવો. (આ ઉપચારથી અગ્નિ પ્રદીપ્ત થાય છે, રુધિર તૃપ્ત થાય છે અને ઉપદ્રવોનો નાશ થાય છે.) શસ્ત્રથી કરેલા જખમને સાંધવો, લોહીને ઘાટું કરવું, જખમને પકાવવો અને જખમને ડાંભવો—એ ચાર ઉપાયો લોહીને અટકાવનારા છે. લોદર વગેરે તૂરી વસ્તુઓનું ચૂર્ણ ભભરાવવાથી અથવા હરડે[4] કે પંચવલ્કલ આદિ તૂરી વસ્તુઓનું ચૂર્ણ ભભરાવવાથી જખમ સંધાય છે, શીતળ પદાર્થોથી રુધિર ઘાટું થઈ જાય છે, અળશી વગેરેની ભસ્મથી જખમ પાકે છે અને ડાંભવાથી નસોનો સંકોચ થાય છે; એટલે તેથી લોહી વહેતું અટકી જાય છે. લોહી ઘાટું ન થતું હોય અર્થાત્ અટકતું ન હોય તો પ્રથમ શીત ઉપચારો વગેરે કરવા. એથી પણ ન અટકે તો લોદર તથા

૧ 'काकोली क्षीरकाकोली जीवकर्षभकौ तथा। ऋद्धिर्वृद्धिस्तथा मेदा महामेदा गडूचिका ॥ मुद्गपर्णी माषपर्णी पद्मकं वंशलोचना । शृंगी प्रपौंडरीकं च जीवंती मधुयष्टिका ॥ द्राक्षा चेति गणा नाम्ना काकोल्यादिरुदीरितः ॥' આ ગણ આ સ્થાનના ૩૮ મા અધ્યાયના ૧૮ મા વિષયમાં કહ્યો છે.

૨ આઠ તોલાભાર મગને એકસો અઠ્ઠાવીશ તોલાભાર પાણીમાં પકાવતાં ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે ચોળી ગાળી લઈ તેમાં ચાર તોલાભાર દાડમનો રસ નાખી સૈંધવ, સૂંઠ તથા ધાણા નાખીને ઉપર પીપરનું તથા જીરાનું ચૂર્ણ ભભરાવવું એટલે તે મગનો યૂષ કહેવાય છે.

૩ કેટલાક કહે છે કે પ્રદીપ્ત અગ્નિવાળાઓને દૂધથી ભિજાવેલો, મધ્યમ અગ્નિવાળાઓને યૂષથી ભિજાવેલો અને મંદ અગ્નિવાળાઓને માંસના રસથી ભીજાવેલો ભાત ખવરાવવો.

૪ માટે હરડે રોહિણી છે. એટલે ક્ષતનું રોપણ કરે છે, એથી એનું રોહિણી એવું બીજું નામ પડ્યું છે. પ્ર.

હરડે વગેરેનું ચૂર્ણ ઇત્યાદિ સાધનારા ઉપાયોનો પ્રયોગ કરવો અને એથી પણ ન અટકે તો પછી ભસ્માદિક પકાવનારા ઉપાયોનો પ્રયોગ કરવો. એ ત્રણ પ્રકારોથી શાસ્ત્રરીતિ પ્રમાણે યત્ન કરતાં છતાં પણ જો એ કોઈ પણ પ્રયોગ લાગુ ન પડે તો વૈદ્યે છેવટ જખમને ડાંભવારૂપ ઉપાય કરવો.'

બગડેલું બધું લોહી સ્રવાવી ન નાખવું

सशेषदोषे रुधिरे न व्याधिरतिवर्तते ।
सावशेषे ततः स्थैर्य न तु कुर्यादतिक्रमम् ॥
देहस्य रुधिरं मूलं रुधिरेणैव धार्यते ।
तस्माद्यत्नेन संरक्ष्यं रक्तं जीव इति स्थितिः ॥२०॥

દુષ્ટ થયેલું રુધિર નીકળી જતાં કાંઈક અવશેષ રહી જાય તોપણ વ્યાધિનો વધારો થતો નથી એટલા માટે એવું લોહી કાંઈક અવશેષ રહી ગયું હોય તેટલામાં જ તેને સ્રવાવવાથી અટકવું, પણ લોહીનો અતિસ્રાવ કરવો નહિ.[1] દેહની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયમાં લોહી જ મૂળ છે અને લોહીથી જ દેહનું ધારણ થાય છે એટલા માટે લોહીનું યત્નથી સંરક્ષણ કરવું. જે લોહી છે તે જીવનરૂપ છે એવો નિશ્ચય છે. ૨૦

લોહીના સ્રાવ પછીનું કર્મ

स्रुतरक्तस्य सेकाद्यैः शीतैः प्रकुपितेऽनिले ।
शोफं सतोदं कोष्णेन सर्पिषा परिषेचयेत् ॥२१॥

જેનું લોહી સ્રવાવવામાં આવ્યું હોય તેને શીતળ સેચન આદિ કરવાથી વાયુનો પ્રકોપ થતાં જો વ્યથા સહિત સોજો હોય, તો તેના ઉપર જરા જરા ગરમ ઘીથી સેચન કરવું. ૨૧

## અધ્યાય ૧૫ મો ૮૦ ·

ઉપક્રમ

अथातो दोषधातुमलक्षयवृद्धिविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'દોષધાતુમલક્ષયવૃદ્ધિવિજ્ઞાનીય'[2] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

દોષાદિકનાં લક્ષણો કહેવાનું કારણ

दोषधातुमलमूलं हि शरीरं तस्मादेतेषां लक्षणमुच्यमानमुपधारय ॥२॥

દોષો, ધાતુઓ, ઉપધાતુઓ અને મળો એ શરીરનાં મૂળરૂપ[3] છે, એટલા માટે એમનાં લક્ષણો[4] કહું છું તે સાંભળો.

પ્રકૃતિસ્થ વાયુનું કર્મરૂપ લક્ષણ

तत्र प्रस्पन्दनोद्वहनपूरणविवेकधारणलक्षणो वायुः पंचधा प्रविभक्तः शरीरं धारयति ॥ ३ ॥

વ્યાન, ઉદાન, પ્રાણ, સમાન અને અપાન એ રીતે પાંચ પ્રકારોમાં વહેંચાયેલો વાયુ શરીરનું ધારણ કરે છે. એમાં વ્યાનવાયુ શરીરનું ચાલન કરે છે, ઉદાનવાયુ ઇંદ્રિયોના વિષયોનું ધારણ કરે છે. પ્રાણવાયુ આહારથી પૂરણ કરે છે. સમાનવાયુ રસ, મૂત્ર તથા વિષ્ઠા વગેરેનું પૃથક્કરણ કરે છે અને અપાનવાયુ વેગના સમયમાં વિષ્ઠા તથા મૂત્ર વગેરેને પ્રવર્તાવે છે તથા અવેગના સમયમાં તેઓને ધરી રાખે છે (કેટલાક એવું વ્યાખ્યાન કરે છે કે, 'પ્રસ્પંદન એટલે શ્વાસ તથા ઉચ્છ્વાસ

૧ બગડેલું છે, કાળું છે માટે જવા દેવું એમ ન કરવું. બગડેલું થોડું બાકી રહે, તોપણ સુધરી જાય માટે માપથી કાઢવું, બધું કાઢવા જતા મોત થાય છે. प्र.

૨ વાત આદિ દોષો, રસ આદિ ધાતુઓ અને વિષ્ઠા આદિ મળોના ક્ષયના તથા વૃદ્ધિના ચિહ્નો અને સામાન્ય ચિકિત્સાઓ જણાવવા વિષેનો

૩ જેમ વૃક્ષાદિકના ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયમા મૂળ પ્રધાન છે, તેમ શરીરના ઉત્પત્તિ વગેરેમાં દોષાદિક પ્રધાન છે માટે તેઓને મૂળરૂપ કહેલા છે

૪ દોષ વગેરેની સમતા ક્ષય અને વૃદ્ધિ એ સ્વભાવરૂપ લક્ષણથી અને કર્મરૂપ લક્ષણથી જણાય છે. તેઓમા વાયુનું સ્વભાવરૂપ લક્ષણ નિદાનસ્થાનના પહેલા અધ્યાયમા, પિત્તનું તથા કફનું આ સ્થાનના ૨૧મા અધ્યાયમા અને ધાતુ વગેરેનું પણ જુદા જુદા સ્થળોમાં કહેવામા આવશે. અહીં તો કર્મરૂપ લક્ષણો જ કહેનારો.

આદિરૂપે શરીરનું ચાલન, ઉદ્વહન એટલે દોષ, ધાતુ તથા મળનું શરીરમાં અહીંતહીં લઈ જવું, પૂરણ એટલે આહારરસાદિકનું પોતપોતાના આશયોમાં લઈ જવું, વિવેક એટલે રસ, મૂત્ર તથા વિષ્ઠા વગેરેનું પૃથક્કરણ કરવું અને ધારણ એટલે શરીર ધારણ કરવું એ વાયુઓનું સામાન્ય કર્મ છે.)

પ્રકૃતિસ્થ પિત્તનું કર્મરૂપ લક્ષણ

रागपक्त्योजस्तेजोमेधोष्मकृत्पित्तं पंचधा प्रविभक्तमग्निकर्मणानुग्रहं करोति ॥४॥

રંજકાગ્નિ, પાચકાગ્નિ, સાધકાગ્નિ, આલોચકાગ્નિ અને ભ્રાજકાગ્નિ એ રીતે પાંચ પ્રકારોમાં વહેંચાયેલું પિત્ત અગ્નિનું કામ કરીને શરીરનો ઉપકાર કરે છે. એમાં રંજકાગ્નિ રસને રંગે છે. પાચકાગ્નિ આહારને પકાવે છે. સાધકાગ્નિ હૃદયમાં રહેનારા ચંદ્રાત્મક ઓજને બનાવે છે તથા ગ્રંથાદિકનું ધારણ કરવાની શક્તિવાળી બુદ્ધિનું[1] નિષ્પાદન કરે છે. આલોચકાગ્નિ દષ્ટિનું નિષ્પાદન કરે છે અને ભ્રાજકાગ્નિ શરીરમાં ગરમી આપ્યા કરે છે. (કેટલાક એવું વ્યાખ્યાન કરે છે કે પાંચે પ્રકારનાં પિત્તો એ સઘળાં કાર્ય કરે છે.) ૪

પ્રકૃતિસ્થ કફનું કર્મરૂપ લક્ષણ

संधिसंश्लेषणस्नेहनरोपणपूरणबलस्थैर्यकृच्छ्लेष्मा पंचधा प्रविभक्त उदककर्मणाऽनुग्रहं करोति ॥५॥

આમાશય, ઉરઃસ્થલ, મસ્તક, કંઠ અને સંધિઓ એ પાંચ સ્થાનકોમાં[2] વહેંચાયેલો કફ સાંધાઓનું[1] બંધન કરે છે, સ્નિગ્ધપણાને લીધે શરીરનું સ્નેહન કરે છે, સૌમ્યપણાને લીધે વ્રણમાં ભરતી આણે છે અને ઘણો તથા કઠણ હોવાથી શરીરનું પૂરણ કરે છે, પુષ્ટિ આપે છે તથા દઢપણું કરે છે. આ રીતે કફ જળનું કામ કરીને શરીરનો ઉપકાર કરે છે. (કેટલાક કહે છે કે શરીરને વૃદ્ધિ આપવી અને ધાતુઓને તૃપ્ત કરવી એ પણ કફનું જ કામ છે.) ૫

પ્રકૃતિસ્થ ધાતુઓનાં કર્મરૂપ લક્ષણો

रसः प्रीणयति रक्तपुष्टिं च करोति । रक्तं वर्णप्रसादं मांसपुष्टिं जीवयति च । मांसं शरीरपुष्टिं मेदसश्च । मेदः स्नेहस्वेदौ दृढत्वं पुष्टिमस्थ्नां च । अस्थि देहधारणं मज्जः पुष्टिं च । मज्जा प्रीतिं स्नेहं बलं शुक्रपुष्टिं पूरणमस्थ्नां च करोति । शुक्रं धैर्यं च्यवनं प्रीतिं देहबलं हर्षं बीजार्थं च ॥६॥

રસ તૃપ્તિ આપે છે અને રુધિરનું પોષણ કરે છે. રુધિર શરીરના વર્ણને સ્વચ્છ રાખે છે, માંસનું પોષણ કરે છે અને જિવાડે છે. માંસ શરીરની પુષ્ટિ કરે છે અને મેદની પણ પુષ્ટિ કરે છે. મેદ શરીરમાં સ્નિગ્ધતા કરે છે, પસીનો આપે છે, દઢતા કરે છે અને અસ્થિઓને પુષ્ટિ આપે છે. અસ્થિ દેહનું ધારણ કરે છે અને મજ્જાને પુષ્ટ કરે છે. મજ્જા પ્રીતિ આપે છે, સ્નેહ આપે છે, બળ આપે છે, વીર્યને પુષ્ટિ આપે છે અને અસ્થિઓની અંદર ભરતી રાખ્યા કરે છે. વીર્ય ધૈર્ય રખાવે છે, (વીર્ય નહિ હોવાથી જ નપુંસકો અધીર હોય છે) સ્ખલિત થાય છે, સ્ત્રીઓ ઉપર સ્નેહ કરાવે છે. દેહમાં બળ આપે છે, હર્ષ આપે છે અને ગર્ભની ઉત્પત્તિ કરે છે.[3] ૬

પ્રકૃતિસ્થ મળોનાં કર્મરૂપ લક્ષણો

पुरीषमुपस्तम्भं वाय्वग्निधारणं च । बस्तिपूरण-

---

૧ જ્ઞાનતંતુઓ (નર્વ્સ) બુદ્ધિપ્રેરક નથી, પણ એ પિત્તનો ધર્મ છે અને બુદ્ધિનું સ્થાન પણ હૃદય છે. પ્ર.

૨ કેટલાક તો આશયોના ભેદથી પાંચ પ્રકારોમાં વહેંચાયેલા કફનાં અનુક્રમે શ્લેષ્મક, ક્લેદક, બોધક, તર્પક અને અવલંબક એવાં પાંચ નામો આપે છે.

૩ અહીં 'રસ તૃપ્તિ આપે છે, રુધિર જિવાડે છે, માંસ લેપ કરે છે, મેદ સ્નિગ્ધતા કરે છે, અસ્થિ ધારણ કરે છે, મજ્જા અસ્થિને પૂરે છે અને વીર્ય ધૈર્ય આપે છે, સ્ખલિત થાય છે, સ્ત્રીઓ ઉપર પ્રીતિ આપે છે, ઉત્સાહ તથા હર્ષ આપે છે તથા ગર્ભને ઉત્પન્ન કરે છે, એટલા અર્થવાળો પાઠ જ નિબંધકારોએ આદરથી સ્વીકારેલો છે.

निक्लेदकृन्मूत्रम् । स्वेदः क्लेदत्वक्सौकुमार्यकृत् ॥७

વિષ્ઠા[1] શરીરને ટકાવે છે અને વાયુ તથા અગ્નિને ધારણ કરે છે. મૂત્ર મૂત્રાશયને પૂર્યા કરે છે અને આર્દ્ર રાખ્યા કરે છે. સ્વેદ (પસીનો) શરીરમાં ક્લેદન[2] કરે છે અને ચામડીને સુકુમાર રાખે છે. ૭

પ્રકૃતિસ્થ ઉપધાતુનાં કર્મરૂપ લક્ષણો

रक्तलक्षणमार्तवं गर्भकृच्च । गर्भो गर्भलक्षणम् । स्तन्यं स्तनयोरापीनत्वजननं जीवनं चेति ॥८॥

રજ[3] રુધિરના જેવા જ સ્વભાવવાળું છે, ગર્ભને ઉત્પન્ન કરે છે અને રુધિરની પેઠે જ જીવન આપે છે. ગર્ભ સ્તનોનાં મુખોને શ્યામતા આપવા વગેરે ગર્ભલક્ષણોને ઉત્પન્ન કરે છે. ધાવણ (દૂધ) સ્તનોને પુષ્ટ કરે છે અને બાળકોને જીવન આપે છે. ૮

પ્રકૃતિસ્થ દોષો વગેરે રક્ષવાં

तेषां विधिवत्परिरक्षणं कुर्वीत ॥ ९ ॥

એ દોષો, ધાતુઓ, મળો તથા ઉપધાતુઓ પ્રકૃતિસ્થ હોય તો શરીરનાં બહુ ઉપકારક છે; માટે તેઓનું શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે રક્ષણ કરવું યોગ્ય છે. ૯

દોષો વગેરેની ક્ષીણતા થવાનાં કારણો

अत ऊर्ध्वमेषां क्षीणलक्षणं वक्ष्यामः । क्षयः पुनरेषामतिसंशोधनातिसंशमनवेगविधारणासात्म्यान्नमनस्तापव्यायामानशनातिमैथुनैर्भवति ॥१०

હવે એ દોષો, ધાતુઓ, મળો તથા ઉપધાતુઓની ક્ષીણતાનાં લક્ષણો કહેવાના છીએ, તેથી પ્રથમ એ ક્ષીણતા થવાનાં કારણો બતાવીએ છીએ. અત્યંત સંશોધનથી, અત્યંત સંશમનથી, મૂત્ર વગેરેના વેગોને અટકાવી રાખવાથી, પ્રકૃતિને અનુકૂળ ન હોય એવા પદાર્થો ખાવાથી, મનના સંતાપથી, અત્યંત કસરત કરવાથી, ઉપવાસો[4] કરવાથી અને અતિ મૈથુન કરવાથી એ દોષો વગેરે પદાર્થોની ક્ષીણતા થાય છે.[5] ૧૦

દોષોની ક્ષીણતાનાં લક્ષણો તથા ચિકિત્સા

तत्र वातक्षये मन्दचेष्टताल्पवाक्त्वमल्पहर्षो मूढसंज्ञता च ।

पित्तक्षये मन्दोष्माग्निता निष्प्रभत्वं च ।

श्लेष्मक्षये रूक्षतान्तर्दाह आमाशयेतराशयशिरसां शून्यता संधिशैथिल्यं तृष्णा दौर्बल्यं प्रजागरणं च ।

तत्र स्वयोनिवर्धनद्रव्याण्येव प्रतीकारः ॥११

વાયુનો ક્ષય થયો હોય તો શરીરનો વ્યાપાર મંદ થઈ જાય છે, ભાષણ અલ્પ થઈ જાય છે, હર્ષ અથવા સંતોષ અલ્પ થઈ જાય છે, પદાર્થોનું યથાર્થ જ્ઞાન[6] નાશ પામે છે અને આ અધ્યાયના ત્રીજા વિષયમાં વાયુનાં જ કર્મરૂપ લક્ષણો કહ્યાં તેઓની પણ હાનિ થાય છે. (કફ કે જે વાયુનો વિરોધી છે તેનાં આ અધ્યાયના પાંચમા વિષયમાં કહેલાં કર્મલક્ષણોની વૃદ્ધિ થાય છે.)

પિત્તનો ક્ષય થયો હોય તો ગરમી તથા

---

૧ કોઈ પણ આશય ખાલી રાખી શકાય નહિ, ખાલી રહે તો મોત થાય, એટલા માટે તાવમા અને ક્ષયમા એનિમા દ્વારા મળ કાઢી નાખતાં મૃત્યુ નીપજે છે આશય ખાલી ન થાય તે માટે મળની પણ જરૂર છે પ્ર

૨ ભીનું. પ્ર.

૩ આર્તવ નહિ પણ બીજ (ઓવમ્) પ્ર.

૪ ઉપવાસથી જ્યા નુકસાન છે, ત્યા સ્પષ્ટ દર્શાવ્યું છે પણ જ્યા વૃદ્ધિ છે, ત્યા દોષ ઓછો કરવા ઉપવાસની મહત્તા પણ દર્શાવી છે. પ્ર

૫ આ કારણોમા ઘણાખરા કારણો વાયુને વૃદ્ધિ આપનારા છે અને પિત્તને તથા કફને જ ક્ષય આપનારાં છે, માટે આ કારણોના પાઠનુ અહી પ્રયોજન નથી એમ સાંપ્રદાયિક આચાર્યો માને છે.

૬ પિત્તના ધર્મમા પણ જ્ઞાન કરનાર શબ્દ વાપર્યો છે અને વાયુના ક્ષયમા પણ જ્ઞાન નષ્ટ કરનાર શબ્દ વાપર્યો છે; માટે નર્વસ સીસ્ટમ એકલા વાયુની જ [illegible]

અગ્નિ મંદ થઈ જાય છે, કાંતિની હાનિ થાય છે[1] અને આ અધ્યાયના ચોથા વિષયમાં પિત્તનાં જે કર્મલક્ષણો કહ્યાં છે તેઓની પણ હાનિ થાય છે. (વિરોધી લક્ષણોની વૃદ્ધિ થાય છે.)

કફનો ક્ષય થયો હોય તો શરીરમાં રૂક્ષતા થાય છે, અંદર દાહ થાય છે, આમાશય વગેરે કફના સઘળા આશયો(સ્થાનો) અને માથાની શૂન્યતા થાય છે, સાંધાઓ શિથિલ થાય છે, તરસ લાગ્યા કરે છે, દુર્બળપણું થાય છે, નિદ્રા ન આવવાથી ઉજાગરો થાય છે અને આ અધ્યાયના પાંચમા વિષયમાં કફનાં જે કર્મલક્ષણો કહ્યાં છે તેઓની પણ હાનિ થાય છે. (વિરોધી લક્ષણોની વૃદ્ધિ થાય છે.)

આ પ્રમાણે કોઈ દોષનો ક્ષય થયો હોય તો જે દોષનો ક્ષય થયો હોય તે દોષને તથા તેના ઉત્પત્તિકારણને વધારનારા પદાર્થોનું સેવન કરાવવું એ જ તે દોષના ક્ષયની ચિકિત્સા છે (જેમ કે વાયુનો ક્ષય થયો હોય તો શીત તથા રૂક્ષ પદાર્થોનું સેવન કરાવવું, પિત્તનો ક્ષય થયો હોય તો તીખા તથા ઉષ્ણ પદાર્થોનું સેવન કરાવવું અને કફનો ક્ષય થયો હોય તો દૂધ વગેરે સ્નિગ્ધ તથા શીત પદાર્થોનું સેવન કરાવવું. કફનો ક્ષય થયો હોય તો કફ રસથી ઉત્પન્ન થાય છે, માટે રસની વૃદ્ધિ કરનારા પદાર્થોનું પણ સેવન કરાવવું અને પિત્તનો ક્ષય થયો હોય તો પિત્ત રુધિરથી ઉત્પન્ન થાય છે, માટે રુધિરની વૃદ્ધિ કરનારા પદાર્થોનું પણ સેવન કરાવવું ઇત્યાદિ સમજી લેવું, પણ તેમાં એટલું યાદ રાખવું કે જેથી ક્ષીણ દોષની વૃદ્ધિ થાય પણ બીજા દોષનો પ્રકોપ થાય એવા પદાર્થોનું સેવન ન કરાવવું.) ૧૧

[1] કાંતિ એ કફનો ધર્મ નથી પણ પિત્તનો છે, એ આ ઉપરથી જણાય છે પ્ર.

ધાતુઓની ક્ષીણતાનાં લક્ષણો તથા ચિકિત્સા

रसक्षये हृत्पीडा कम्पः शून्यता तृष्णा च। शोणितक्षये त्वक्पारुष्यमम्लशीतप्रार्थना शिराशैथिल्यं च। मांसक्षये स्फिग्गण्डौष्ठोपस्थोरुवक्षःकक्षापिण्डिकोदरग्रीवाशुष्कता रौक्ष्यतोदौ गात्राणां सदनं धमनीशैथिल्यं च। मेदःक्षये प्लीहाभिवृद्धिः सन्धिशून्यता रौक्ष्यं मेदुरमांसप्रार्थना च। अस्थिक्षयेऽस्थितोदो दन्तनखभङ्गो रौक्ष्यं च। मज्जक्षयेऽल्पशुक्रता पर्वभेदोऽस्थिनिस्तोदोऽस्थिशून्यता च। शुक्रक्षये मेढ्रवृषणवेदनाऽशक्तिर्मैथुने चिराद्वा प्रसेकः प्रसेके चाल्परक्तशुक्रदर्शनं च। तत्रापि स्वयोनिवर्धनद्रव्योपयोगः प्रतीकारः॥१२

રસનો ક્ષય થયો હોય તો હૃદયમાં પીડા, કંપ તથા શૂન્યતા[2] થાય છે અને તરસ લાગે છે.[3]

રુધિરનો ક્ષય થયો હોય તો ચામડીમાં કઠોરપણું અને શિરાઓમાં શિથિલપણું થાય છે, વાયુની વૃદ્ધિ થવાથી વાયુથી વિરુદ્ધ ખાટા રસની ઇચ્છા થાય છે અને દ્રવરૂપ રુધિરનો નાશ થતાં તેજની વૃદ્ધિ થવાથી શીતની પણ ઇચ્છા થાય છે.

માંસનો ક્ષય થયો હોય તો કૂલા, ગાલ, હોઠ, ઉપસ્થ, સાથળ, છાતી, કાખ, પિંડીઓ, ઉદર અને ડોક સુકાઈ જાય છે, રૂક્ષપણું થાય

[2] કારણ કે રસનું સ્થાન હૃદય છે અને ત્યાં રસ પહોંચતો નથી, માટે હૃદયમાં કંપ-પીડા-શૂન્યતા થાય છે તરસ બહુ લાગવાનાં કારણ છિદ્રો પુરાયેલાં હોવાથી પિપાસાસ્થાનમાં પાણી પહોંચતું નથી, તેથી તરસ કાયમ રહે છે આ રીતે મંદાગ્નિ અને પુરાયેલાં છિદ્રો બાધા છતાં રસને પહોંચાડતાં નથી અને પાણી પચતું નથી પ્ર

[3] કેટલાક વૈદ્યો અહીં પાઠાંતર માની, રસનો ક્ષય થયો હોય તો હૃદયમાં પીડા, કંપ અને શરીરનો શોષ થાય છે, આમાશય અથવા મનની શૂન્યતા થાય છે અને તરસ લાગે છે

છે, વ્યથા થાય છે, ગાત્રોમાં ગ્લાનિ થાય છે અને ધમની[1] નામની નાડીઓ શિથિલ થઈ જાય છે.

**મેદનો ક્ષય** થયો હોય તો બરલની વૃદ્ધિ થાય સાંધાઓમાં શૂન્યતા વ્યાપે ચામડીમાં રૂક્ષતા આવે છે અને સ્નિગ્ધ માંસ ખાવાની ઇચ્છા થાય છે.

**અસ્થિનો ક્ષય** થયો હોય તો અસ્થિઓ-માં વ્યથા થાય છે, દાંતોનો તથા નખોનો ભંગ થાય છે અને દેહમાં અથવા દાંતોમાં તથા નખો-માં રૂક્ષતા થાય છે.

**મજ્જાનો ક્ષય** થયો હોય તો વીર્ય અલ્પ થઈ જાય છે, આંગળી વગેરેનાં પર્વોમાં પીડા થાય છે, અસ્થિઓમાં વ્યથા થાય છે અને ભરતી નહિ મળવાને લીધે અસ્થિઓ શૂન્ય[2] થઈ જાય છે.

**વીર્યનો ક્ષય** થયો હોય તો લિંગમાં તથા વૃષણોમાં વેદના થાય છે, મૈથુનમાં અશક્તિ થાય છે, મૈથુન કરવામાં આવે તોપણ ઘણી વારે વીર્ય સ્ખલિત થાય છે અને તે વીર્ય થોડું તથા રાતું જોવામાં આવે છે.[3]

આ પ્રમાણે કોઈ ધાતુનો ક્ષય થયો હોય તો જ ધાતુનો ક્ષય થયો હોય, તે ધાતુને તથા તે ધાતુના ઉત્પત્તિકારણને વૃદ્ધિ આપનારા પદા-ર્થોનું[4] તથા તેવાં જ કર્મોનું સેવન કરાવવું એ જ તે ધાતુના ક્ષયની ચિકિત્સા છે. ૧૨

### મળોની ક્ષીણતાના લક્ષણો તથા ચિકિત્સા

पुरीषक्षये हृदयपार्श्वपीडा सशब्दस्य च वायो-रूर्ध्वगमनं कुक्षौ संचरणं च।

मूत्रक्षये बस्तितोदोऽल्पमूत्रता च।

अत्रापि स्वयोनिवर्द्धनद्रव्याण्येव प्रतीकारः॥

स्वेदक्षये स्तब्धरोमकूपता त्वक्छोषः स्पर्श-वैगुण्यं स्वेदनाशश्च।

तत्राभ्यङ्गः स्वेदोपयोगश्च॥१३॥

**વિષ્ઠાનો ક્ષય** થયો હોય તો હૃદયમાં તથા પડખાંઓમાં પીડા થાય છે, પવન અવાજ કરતો કરતો ઊંચો ચડે છે અને પેટમાં[5] તેવા જ પવન-નો સંચાર થાય છે.

**મૂત્રનો ક્ષય** થયો હોય તો મૂત્રાશયમાં વ્યથા થાય છે અને મૂત્ર થોડું થઈ જાય છે.

આ પ્રમાણે વિષ્ઠાનો ક્ષય થયો હોય કે મૂત્ર-નો ક્ષય થયો હોય તો તે મળને તથા તે મળનાં ઉત્પત્તિકારણોને વૃદ્ધિ આપનારા પદાર્થોનું સેવન કરાવવું. (જેમ કે વિષ્ઠાનો ક્ષય થયો હોય તો અડદ વગેરેનું અને મૂત્રનો ક્ષય થયો હોય તો શેલડી[6] તથા કાકડી વગેરેનું સેવન કરવું.)

**પસીનાનો ક્ષય** થયો હોય તો રૂંવાડાંનાં છિદ્રો અક્કડ થઈ જાય, ત્વચામાં શોષ થાય છે, સ્પર્શજ્ઞાન થતું નથી અને પસીનો આવતો નથી.[7]

આ પ્રમાણે પસીનાનો નાશ થયો હોય તો તૈલાદિકનો અભ્યંગ કરાવવો. શેક લેવા વગેરે સ્વેદનક્રિયા કરાવવી અને કૂકડાં તથા સૂવર વગેરે-નાં માંસનો ઉપયોગ કરાવવો. ૧૩

### ઉપધાતુઓની ક્ષીણતાનાં લક્ષણો-ચિકિત્સા

आर्तवक्षये यथोचितकालादर्शनमल्पता वा योनिवेदना च।

तत्र संशोधनमाग्नेयानां च द्रव्याणां विधिवदुपयोगः॥

स्तन्यक्षये स्तनयोर्म्लानता स्तन्यासम्भवोऽ-ल्पता वा।

तत्र श्लेष्मवर्धनद्रव्योपयोगः॥

૧ અહીં ધમની એટલે ધમણ કહે છે તે-પછી તે શિરા હોય કે આર્ટરી હોય પ્ર.

૨ બહેરાં થઈ જાય છે-ખાલી પડી જાય છે પ્ર.

૩ રાતું આવવાનું કારણ વીર્ય ખૂટી જવાથી ગરમીથી લોહી આવે છે. પ્ર.

૪ આ જ વિટામીનની વાત છે. જે ધાતુ ઓછી હોય તેનો ઉમેરો કરવો. પ્ર

૫ આતરડામાં પ્ર.

૬ શેલડી, કાકડી મૂત્રલ છે. પ્ર.

૭ કારણ કે ભ્રાજક પિત્ત ચામડીમાં આવતું નથી. સ્પર્શજ્ઞાનને અને ભ્રાજકપિત્તને સંબંધ છે. પ્ર.

गर्भक्षये गर्भास्पन्दनमनुन्नतकुक्षिता च।
तत्र प्राप्तवस्तिकालायाः क्षीरवस्तिप्रयोगो मेध्यान्नोपयोगश्चेति ॥१४॥

**રજનો ક્ષય** થયો તો મહિને મહિને રજ સ્રવવાનો જે યોગ્ય કાળ છે તેમાં રજ જોવામાં આવતું નથી, જો સ્રાવ થાય તોપણ અલ્પ થાય છે અને યોનિમાં વેદના થાય છે.

આમ રજનો ક્ષય થયો હોય તો સામાન્ય સંશોધન[1] કરવું અને તલ, અડદ, સુરા તથા શુક્ત[2] વગેરે આગ્નેય પદાર્થોનો ઉપયોગ કરાવવો.

**ધાવણનો ક્ષય** થયો હોય તો સ્તનો કરમાઈ જાય છે. ધાવણ આવતું નથી અને આવે છે તો અલ્પ આવે છે.

આ પ્રમાણે ધાવણનો ક્ષય થયો હોય તો જેઓથી કફ વધે એવા પદાર્થોનો ઉપયોગ કરાવવો.

**ગર્ભનો ક્ષય** થયો હોય તો ગર્ભનું ચલન થતું નથી અને પેટ ઊંચું રહેતું નથી.

આ પ્રમાણે ગર્ભનો ક્ષય થયો હોય તો સ્નિગ્ધ અન્નોનો ઉપયોગ કરાવવો અને પિચકારી દેવાનો કાળ (આઠમો મહિનો બેઠો) હોય તો દૂધની પિચકારી[3] દેવી. ૧૪

૧ કેટલાક કહે છે કે રજની ક્ષીણતા થઈ હોય તો વમન દેવું, પણ વિરેચન દેવું નહિ, કેમ કે વિરેચનથી પિત્તનો ક્ષય થવાને લીધે ઊલટો રજનો ક્ષય જ થઈ જાય વમનથી તો સૌમ્ય ધાતુ હણાઈ જતા અને આગ્નેય ધાતુ વૃદ્ધિ પામતા રજ વૃદ્ધિ પામે છે

૨ कंदमूलफलादीनि सस्नेहलवणानि तु।
यत्र द्रवेऽभिपूयते तच्छुक्तमभिधीयते ॥२॥
આથેનાં અથાણાં (સંધાણાં)નો રસ શુક્ત કહેવાય છે (ભા० પ્ર०) આ સ્થાનના ૪૫ મા અધ્યાયનો ૧૮૬ મો વિષય જુઓ.

૩ મળાશયમાં દૂધની પિચકારી દેવી. મળાશયમાંથી પણ પોષણ આપવાનો સિદ્ધાંત જૂનો આર્યસિદ્ધાંત છે તે જણાશે મળાશયના ચામડાને અડકીને જ ગર્ભાશય છે, તેથી મળાશયમાંથી દૂધ સીધું જ ગર્ભાશયમાં ચુસાઈ તેને પોષણ આપી મજબૂત કરે છે. प्र.

### દોષો વગેરેની વૃદ્ધિનાં લક્ષણો કહેવાનો આરંભ અને વૃદ્ધિનું કારણ

अत ऊर्ध्वमतिवृद्धानां दोषधातुमलानां लक्षणं वक्ष्यामः॥ वृद्धिः पुनरेषां स्वयोनिवर्द्धनात्युपसेवनाद्भवति ॥१५॥

હવે (અત્યંત) વૃદ્ધિ પામેલા દોષો, ધાતુઓ તથા મળોનાં લક્ષણો કહીશું. તેઓની વૃદ્ધિને વધારનારા તથા તેઓનાં ઉત્પત્તિકારણોને વધારનારા પદાર્થોનું અતિ સેવન કર્યાથી થાય છે.

### દોષોની અતિ વૃદ્ધિનાં લક્ષણો

तत्र वातवृद्धौ वाक्पारुष्यं कार्श्यं कार्ष्ण्यं गात्रस्फुरणमुष्णकामिता निद्रानाशोऽल्पबलत्वं गाढवर्चस्त्वं च।

पित्तवृद्धौ पीतावभासता सन्तापः शीतकामित्वमल्पनिद्रता मूर्छा बलहानिरिन्द्रियदौर्बल्यं पीतविण्मूत्रनेत्रत्वं च।

श्लेष्मवृद्धौ शौक्ल्यं शैत्यं स्थैर्यं गौरवमवसादस्तन्द्रा निद्रा सन्ध्यस्थिविश्लेषश्च ॥१६॥

**વાયુની વૃદ્ધિ** થઈ હોય તો વચનોનું કઠોરપણું થાય છે. માંસનો ક્ષય થવાથી ગાત્રો કૃશ થઈ જાય છે, શરીર કાળું થઈ જાય છે, ગાત્રો ફરક્યા કરે છે, ઉષ્ણ પદાર્થોની ઇચ્છા થાય છે, નિદ્રાનો નાશ થાય છે, ઉત્સાહની હાનિ થાય છે અને વિષ્ઠા કઠણ થઈ જાય છે. (વાયુનાં કર્મરૂપ લક્ષણો પણ વધે છે.)

**પિત્તની વૃદ્ધિ** થઈ હોય તો પદાર્થો પીળા પીળા લાગે છે, સંતાપ થાય છે, શીત પદાર્થોની ઇચ્છા થાય છે, નિદ્રા અલ્પ થઈ જાય છે,[4] મૂર્છા થઈ જાય છે, સંતાપને લીધે ઓજનો ક્ષય થાય છે, ઇંદ્રિયોમાં નબળાપણું આવે છે અને વિષ્ઠા, મૂત્ર તથા નેત્ર પીળાં થઈ જાય છે. (પિત્તનાં કર્મરૂપ લક્ષણો પણ વધે છે.)

૪ પિત્ત કંઈક સ્નિગ્ધ છે તેથી નિદ્રાનો નાશ નહિ પણ નિદ્રા થોડી થવાનો સંભવ છે.

**કફની વૃદ્ધિ** થઈ હોય તો ચામડી વગેરે સફેદ તથા શીતળ થઈ જાય છે, ગાત્રો ઝલાઈ જાય છે, ભારેપણું થાય છે, ચિત્તમાં તથા દેહમાં ગ્લાનિ થાય છે, તંદ્રા પ્રાપ્ત થાય છે અને (કફ વધીને ભરાઈ જવાને લીધે સાંધાઓ તથા સાંધાઓનાં અસ્થિઓ જુદાં પડી જાય છે) (પરસ્પરને બરાબર વળગી રહેતાં નથી.) (કફનાં કર્મરૂપ લક્ષણો પણ વધે છે.) ૧૬

ધાતુઓની વૃદ્ધિનાં લક્ષણો

रसोऽतिवृद्धौ हृदयोत्क्लेदं प्रसेकं चापादयति। रक्तं रक्ताङ्गाक्षतां शिरापूर्णत्वं च।
मांसं स्फिग्गण्डौष्ठोपस्थोरुबाहुजंघासु वृद्धिं गुरुगात्रतां च।
मेदः स्निग्धाङ्गतामुदरपार्श्ववृद्धिं कासश्वासादीन् दौर्गन्ध्यं च।
अस्थि अध्यस्थीन्यधिदन्तांश्च।
मज्जा सर्वाङ्गनेत्रगौरवम्।
शुक्रं शुक्राश्मरीमतिप्रादुर्भावं च ॥१७॥

**રસની અતિવૃદ્ધિ** થઈ હોય તો હૃદયમાં મોળ આવે છે, કદાચ વમન થાય છે અને લાળ ઝર્યા કરે છે. (રસનાં કર્મરૂપ લક્ષણો પણ વધે છે.)

**રુધિરની અતિવૃદ્ધિ** થઈ હોય તો અંગો તથા નેત્રો રાતાં થઈ જાય છે અને શિરાઓ પૂર્ણ (ભરાઈ ગયેલી) થઈ જાય છે. (રુધિરનાં કર્મરૂપ લક્ષણો પણ વધે છે.)

**માંસની અતિવૃદ્ધિ** થઈ હોય તો ફૂલા, ગાલ, હોઠ, ઉપસ્થ, સાથળ, બાહુ અને પિંડીઓની વૃદ્ધિ થાય છે અને ગાત્રોમાં ભારેપણું થાય છે. (માંસનાં કર્મરૂપ લક્ષણો પણ વધે છે.)

**મેદની અતિવૃદ્ધિ** થઈ હોય તો અંગો સ્નિગ્ધ થઈ જાય, પેટ તથા પડખાં વૃદ્ધિ પામે, ખાંસી તથા શ્વાસ વગેરે દરદો થાય અને દુર્ગંધી થાય છે. (મેદનાં કર્મરૂપ લક્ષણો પણ વધે છે.)

**અસ્થિની અતિવૃદ્ધિ** થઈ હોય તો અસ્થિઓ તથા દાંતો અધિક થાય છે અને કેશોની તથા નખોની પણ અતિવૃદ્ધિ થાય છે. (અસ્થિનાં કર્મરૂપ લક્ષણો પણ વધે છે.)

**મજ્જાની અતિવૃદ્ધિ** થઈ હોય તો સઘળાં અંગોમાં તથા નેત્રોમાં ભારેપણું થાય છે. (મજ્જાનાં કર્મરૂપ લક્ષણો પણ વધે છે.)

**વીર્યની અતિવૃદ્ધિ** થઈ હોય તો વીર્યની પથરી થાય છે અને વીર્યનો અત્યંત સ્રાવ થાય છે. (વીર્યનાં કર્મરૂપ લક્ષણો પણ વધે છે.) ૧૭

મળોની અતિવૃદ્ધિનાં લક્ષણો

पुरीषमाटोपं कुक्षौ शूलं च। मूत्रं मूत्रवृद्धिं मुहुर्मुहुः प्रवृत्तिं बस्तितोदमाध्मानं च। स्वेदस्त्वचो दौर्गन्ध्यं कण्डूं च ॥१८॥

**વિષ્ઠાની અતિવૃદ્ધિ** થઈ હોય તો પેટમાં આફરો તથા ક્ષોભ થાય અને કૂખમાં શૂળ પણ થાય છે. (વિષ્ઠાનાં કર્મરૂપ લક્ષણો પણ વધે છે.)

**મૂત્રની અતિવૃદ્ધિ** થઈ હોય તો મૂત્રની પ્રવૃત્તિ વારંવાર થાય છે અને મૂત્રાશયમાં વ્યથા થાય છે તથા ક્ષોભ પણ થાય છે. (મૂત્રનાં કર્મરૂપ લક્ષણો પણ વધે છે.)

**પસીનાની અતિવૃદ્ધિ** થઈ હોય તો ચામડીમાં દુર્ગંધપણું થાય છે તથા ખરજ આવે છે. (પસીનાનાં કર્મરૂપ લક્ષણો પણ વધે છે.) ૧૮

ઉપધાતુઓની અતિવૃદ્ધિનાં લક્ષણો

आर्तवमङ्गमर्दमतिप्रवृत्तिं दौर्बल्यं च। स्तन्यं स्तनयोरापीनत्वं मुहुर्मुहुः प्रवृत्तिं तोदं च गर्भो जठराभिवृद्धिं शोथं च ॥१९॥

**રજની અતિવૃદ્ધિ** થઈ હોય તો અંગો ભાંગ્યા કરે છે, રજનો બહુ સ્રાવ થાય છે અને શરીરમાં દુર્બળપણું થાય છે.[1] (રજનાં કર્મ-

[1] મૂળમાં 'दौर्बल्य'ને બદલે दौर्गन्ध्यं એવો પણ પાઠ છે. તેનો અર્થ એવો થાય છે કે અત્યંત વૃદ્ધિ

રૂપ લક્ષણો પણ વધે છે.)

**ધાવણની અતિવૃદ્ધિ** થઈ હોય તો સ્તનો અતિપુષ્ટ થાય છે, વારંવાર ધાવણ સ્ત્રવ્યા કરે છે અને સ્તનોમાં વ્યથા થાય છે. (ધાવણનાં કર્મરૂપ લક્ષણો પણ વધે છે.)

**ગર્ભની અતિવૃદ્ધિ** થઈ હોય તો પેટ વધી જાય છે અને સોજો પણ થાય છે. (ગર્ભનાં કર્મરૂપ લક્ષણો પણ વધે છે.) ૧૯

દોષો, ધાતુઓ વગેરેની અતિવૃદ્ધિની ચિકિત્સા

तेषां यथास्वं संशोधनं क्षपणं च क्षयादविरुद्धैः क्रियाविशेषैः कुर्वीत ॥ २० ॥

એ અતિવૃદ્ધિ પામેલા દોષો, ધાતુઓ, મળો તથા ઉપધાતુઓનું તે તે પ્રકારની ક્રિયાઓથી યથાયોગ્ય સંશોધન તથા સંશમન કરવું પણ તે ક્રિયાઓ (જેથી દોષો વગેરેનો) ક્ષય થઈ જાય એવી ન હોવી જોઈએ.[1] ૨૦

સર્વ ધાતુઓનુ પ્રકૃતિસ્થપણું હિતકારી છે

पूर्वः पूर्वोऽतिवृद्धत्वाद्वर्द्धयेद्धि परंपरम् ।
तस्मादतिप्रवृद्धानां धातूनां ह्रासनं हितम् ॥२१॥

કોઈ પણ પહેલી ધાતુ અત્યંત વૃદ્ધિ પામે તો તે પોતપોતાથી પછીની ધાતુને વધારે છે અને કોઈ પછીની ધાતુ અત્યંત વૃદ્ધિ પામે તો તે પોતપોતાથી પહેલાની ધાતુને વધારે છે. એવી જ રીતે કોઈ પછીની ધાતુ અતિક્ષીણ થાય તો પોતપોતાથી પહેલી ધાતુને ક્ષીણ કરે છે અને પહેલી ધાતુ અતિક્ષીણ થાય તો પોતપોતાથી પછીની ધાતુને ક્ષીણ કરે છે.[2] આ પ્રમાણે ધાતુઓનો પરસ્પર સંબંધ છે; માટે અત્યંત વધેલી ધાતુઓની વૃદ્ધિને ઓછી કરવી અને અત્યંત ક્ષીણ થયેલી ધાતુઓના ક્ષયને ઓછો કરવો, અર્થાત્ જે રીતે સઘળી ધાતુઓ પ્રકૃતિસ્થ રહે તેમ કરવું એ હિતકારી છે.[3] ૨૧

બળ તથા બળના ક્ષયનું લક્ષણ

बललक्षणं, बलक्षयलक्षणमत ऊर्ध्वं वक्ष्यामः

तत्र रसादीनां शुक्रान्तानां धातूनां यत्परं तेजस्तत्खल्वोजस्तदेव बलमित्युच्यते स्वशास्त्रसिद्धान्तात् । तत्र बलेन स्थिरोपचितमांसता सर्वचेष्टास्वप्रतिघातः स्वरवर्णप्रसादो बाह्यानामाभ्यन्तराणां च करणानामात्मकार्यप्रतिपत्तिर्भवति ॥

भवन्ति चात्र ॥

ओजः सोमात्मकं स्निग्धं शुक्लं शीतं स्थिरं सरम् ।
विविक्तं मृदु मृत्स्नं च प्राणायतनमुत्तमम् ॥
देहः सावयवस्तेन व्याप्तो भवति देहिनाम् ।
तदभावाच्च शीर्यन्ते शरीराणि शरीरिणाम् ॥
अभिघातात्क्षयात्कोपाच्छोकाद्ध्यानाच्छ्रमात्क्षुधः ।
ओजः संक्षीयते ह्येभ्यो धातुग्रहणनिःसृतम् ।
तेजः समीरितं तस्माद्विस्रंसयति देहिनः ॥

तस्य विस्रंसो व्यापत् क्षय इति लिङ्गानि व्यापन्नस्य भवन्ति । संधिविश्लेषो गात्राणां सदनं दोषच्यवनं क्रियासन्निरोधश्च विस्रंसः। स्तब्धगुरु-

પામેલું રજ શરીરમા દુર્ગંધપણું કરે છે રજ પિત્તનો ધર્મ છે એટલા માટે તેથી દુર્ગંધતા થવી પણ સંભવે છે. વૃદ્ધિ પામેલા રજથી રક્તગુલ્માદિક રોગો પણ થાય છે.

[1] કેટલાક તો 'तेषां क्षपणमविरुद्धैः क्रियाविशेषैः कुर्वीत' એવો પાઠ સ્વીકારે છે. એ પાઠનો અર્થ એ છે કે સંશમન, સંશોધન, આહાર અને આચાર એ નામની ક્રિયાઓથી દોષો વગેરેની વૃદ્ધિને ટાળવી

[2] જેમ એક પાણીનો બંધ બાંધ્યો હોય તો બંધની આગળ પાણી વધુ ભરાય છે તેમ રક્ત ધાતુ વધે તો રસ પણ વધે; પણ એમ બનતું નથી. રક્ત વધે તો રસ વધે નહિ પણ હ્રાસન એટલે બગડે એવો અર્થ છે. રસ વધે તો રક્ત વધે એમ ઉત્તરોત્તર અનુક્રમે ધાતુ વધે પણ એક ધાતુની પહેલાની ધાતુ વધે નહિ, પણ બગડે એવો અર્થ છે. પ્ર

[3] આથી એમ જણાવ્યું કે ધાતુઓ પોતાની મેળે વૃદ્ધિ કે ક્ષય પામી હોય તો અનર્થ કરે છે અને બીજી ધાતુઓએ પરંપરાથી વધારી કે ક્ષીણ કરી હોય, ત્યારે તો વળી મોટો અનર્થ કરે છે.

गात्रता वातशोफो वर्णभेदो ग्लानिस्तन्द्रा निद्रा च व्यापन्ने। मूर्च्छा मांसक्षयो मोहः प्रलापो मरणमिति क्षये॥

भवति चात्र॥

त्रयो दोषा बलस्योक्ता व्यापद्विस्रंसनक्षयाः।
विश्लेषसादौ गात्राणां दोषविस्रंसनं श्रमः।
अप्राचुर्यं क्रियाणां च बलविस्रंसलक्षणम्॥
गुरुत्वं स्तब्धताङ्गेषु ग्लानिर्वर्णस्य भेदनम्।
तन्द्रा निद्रा वातशोफो बलव्यापदि लक्षणम्॥
मूर्छा मांसक्षयो मोहः प्रलापोऽज्ञानमेव च।
पूर्वोक्तानि च लिङ्गानि मरणं च बलक्षये॥२२

હવે બળનું લક્ષણ તથા બળના ક્ષયનું લક્ષણ કહીશું.

રસથી માંડીને વીર્ય પર્યંત સઘળી ધાતુઓનો જે ઉત્કૃષ્ટ સ્નેહ છે એ જ ઓજ છે અને એ જ અમારા શાસ્ત્રના[1] સિદ્ધાંત પ્રમાણે બળ કહેવાય છે.[2] એ બળથી માંસ સ્થિર તથા સંપત્તિવાળું રહે છે, (શરીરના, વાણીના તથા મનના વ્યાપારોમાં) અપ્રતિહતપણું (પ્રતિઘાતથી રહિતપણું) રહે છે,[3] સ્વરની તથા વર્ણની નિર્મળતા રહે છે.[4] અને કર્મેંદ્રિયો તથા જ્ઞાનેંદ્રિયો પોતપોતાનાં કામોમાં સાવચેત રહે છે તથા તે કામોને લાંબા કાળ સુધી કરવાને શક્તિવાળાં રહે છે.[5]

આ[6] વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'ઓજ સૌમ્ય (ચંદ્રાત્મક) છે, સ્નિગ્ધ છે, સફેદ છે, શીતળ છે, (શરીરના અવયવોને) સ્થિરતા આપનારું છે, પ્રસરવાના સ્વભાવવાળું છે, શ્રેષ્ઠ ગુણોથી યુક્ત છે અથવા નવીન છે,[7] કોમળ છે, ચીકણું છે, (ગુરુ આદિ ગુણોવાળું પણ છે) અને અગ્નિષોમ આદિ પ્રાણોના ઉત્તમ સ્થાનરૂપ છે. પ્રાણીઓનો અવયવો સહિત દેહ એ ઓજની વ્યાપ્તિથી ઉત્પન્ન થાય છે તથા ટકે છે. ઓજનો અભાવ થાય તો પ્રાણીઓનાં શરીર નાશ પામે[8] છે. એ ઓજ અભિઘાતથી, ક્ષયથી, કોપથી, શોકથી, ધ્યાનથી, શ્રમથી અને ક્ષુધાથી ક્ષીણ થાય છે. એ અભિઘાત આદિ હેતુઓને લીધે હૃદયમાંથી નીકળેલું અને અભિઘાત આદિથી ઉત્પન્ન થયેલા વાયુએ હેલેલું એ ક્ષીણ થયેલું ઓજ પ્રાણીઓને સ્વસ્થતાથી ભ્રષ્ટ કરી નાખે છે.

આવી રીતે અભિઘાત વગેરેથી હરકત

---

૧ શલ્યતંત્રના. પ્ર.

૨ જોકે મૂળ ગ્રંથકર્તા આ ઠેકાણે બળને અને ઓજને ચોખ્ખી રીતે એક જ કહે છે, તોપણ ડલ્હન કહે છે: 'બળ અને ઓજ એ બે જુદા પદાર્થો છતા અહી તેઓને એક કહ્યા છે તેનું કારણ એ છે કે બન્નેની ચિકિત્સા એક જ છે. ઓજ કે જે સર્વ ધાતુઓના સ્નેહભૂત છે અને ઉપચયરૂપ છે, તેમાં રૂપ, રસ, શૌર્ય તથા વીર્ય ઇત્યાદિક ગુણો છે અને બળ કે જે ભાર ઉપાડવા વગેરે શક્તિ ઉપરથી જ જણાય છે તેમા રૂપ આદિ ગુણો નથી એ મોટો ભેદ છે. આ ગ્રંથમા પહેલા અધ્યાયના 'प्राणिनां पुनर्मूलमाहारो बलवर्णौजसां च' એ વાક્યમાં પણ બળને અને ઓજને જુદાં ગણ્યાં છે. (ઓજથી હિંમત છે. ઓજ અને બળ બે જુદી વસ્તુ છે. પહેલવાનને બળ છે પણ શસ્ત્ર દેખીને ભાગે છે એટલે હિંમત નથી એટલે ઓજ નથી. ઓજસ એટલે હિંમત–ઉત્સાહ. પ્ર.) ચરકમાં પણ ઓજને બળથી જુદું જણાવીને તેમા ધોળો, રાતો તથા પીળો એ ત્રણ વર્ણ કહ્યા છે. એ ઓજ જુદી ધાતુ નથી પણ જેમ દૂધમાં ઘી રહે છે તેમ વીર્યમાં અભિન્નપણાથી રહેલ છે. નહિતર આઠ ધાતુઓ થઈ જાય.' 'મૂળમાં શુક્લ શબ્દને બદલે શુક્ર શબ્દ છે.' એમ કહીને મૂળના શબ્દથી જ ઓજમા ત્રણે વર્ણ ઠરાવવાનો ડલ્હનનો પ્રયત્ન છે

૩ માંસનું સ્થિરત્વાદિક અને ક્રિયાઓનું અપ્રતિહતપણું એ શક્તિરૂપ બળથી જ થાય છે. (ડલ્હન)

૪ આ બળ અને ઓજ એ બન્નેથી થાય છે. (ડલ્હન)

૫ જ્ઞાનેંદ્રિયોની અને કર્મેંદ્રિયોની કાર્યપ્રવૃત્તિ બન્નેથી થાય છે. જે ઓજ છે તે બળનું કારણ છે. (ડલ્હન)

૬ ઓજસ મનને પુષ્ટ કરે છે. મનનું હૃદયસ્થાન છે અને બળ સ્નાયુ સાથે સંબંધ ધરાવે છે. પ્ર.

૭ નવીન છે માટે નવીન અન્નાદિકથી જ તે વધે છે.

૮ સ્ત્રી અને નપુંસકોને ઓજ ઓછું છે, માટે ડરપોક છે. પ્ર.

પામેલા ઓજની વિસ્રંસ (સ્થાનમાંથી ભ્રષ્ટતા[1]), બગડી જવું, વ્યાપત્ (અન્યથાભાવ[2]) અને ક્ષય (પોતાના પ્રમાણથી ઓછાપણું[3]) એ રીતે ત્રણ જાતની ક્ષીણતા થાય છે. એમાં **વિસ્રંસ** નામની ક્ષીણતા થઈ હોય તો સાંધાઓનું શિથિલપણું, ગાત્રોની ગ્લાનિ, દોષોની પોતપોતાનાં સ્થાનોથી ચ્યુતિ અને શરીર વગેરેની ક્રિયાઓનો નિરોધ થાય છે. **વ્યાપત્** નામની ક્ષીણતા થઈ હોય તો ગાત્રો અક્કડ તથા ભારે થઈ જાય છે, વાયુ સંબંધી સોજો થાય છે, શરીરનો વર્ણ બદલી જાય છે, ગ્લાનિ થાય છે અને તંદ્રા તથા નિદ્રા રહ્યા કરે છે. **ક્ષય** નામની ક્ષીણતા થઈ હોય તો મૂર્છા, (જ્ઞાનેંદ્રિયોનો નિરોધ) મોહ, માંસનો ક્ષય, પ્રલાપ અને મરણ થાય છે.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'બળના (ઓજના) વિસ્રંસ, વ્યાપત્ અને ક્ષય એ નામના ત્રણ દોષ (વિકાર) થાય છે. ગાત્રોનું અસંઘટિતપણું, ગાત્રોની ગ્લાનિ, દોષોની સ્થાનચ્યુતિ, શ્રમ અને ક્રિયાઓનું અલ્પપણું એટલાં ચિહ્નો ઉપરથી જાણવું કે ઓજનો **વિસ્રંસ** થયો છે. અંગોમાં ભારેપણું, સ્તબ્ધપણું, ગ્લાનિ, વર્ણનું બદલાઈ જવું, તંદ્રા, નિદ્રા અને વાયુ સંબંધી સોજો એટલાં ચિહ્નો ઉપરથી જાણવું કે ઓજની **વ્યાપત્** થઈ છે. મૂર્છા, માંસનો ક્ષય, મોહ, પ્રલાપ, અજ્ઞાન, ઉપર કહેલાં ચિહ્નો અને મરણની તૈયારી ઉપરથી જાણવું કે ઓજનો ક્ષય થયો છે. ૨૨

બળના ક્ષયની ચિકિત્સા

तत्र विस्रंसे व्यापन्ने च क्रियाविशेषैरविरुद्धैर्बलमाप्यापयेत्। नष्टसंज्ञमितरं च वर्जयेत् ॥ २३ ॥

બળનાં (ઓજનાં) વિસ્રંસ કે વ્યાપત્ થયેલ હોય તો અગ્નિ વગેરેને હરકત ન પાડે એવી રસાયન તથા વાજીકરણ આદિ ક્રિયાઓથી બળની વૃદ્ધિ કરવી. બળનો ક્ષય થયેલ હોય અને તેથી જે સંજ્ઞા[4] જ જતી રહી હોય તો તેની ચિકિત્સા છોડી જ દેવી. (સંજ્ઞા ન જતી રહી હોય તો રસાયનાદિકથી ચિકિત્સા કરવી.) ૨૩

તેજ, તેજની ક્ષીણતાનું લક્ષણ અને ચિકિત્સા

तेजोऽप्याग्नेयं क्रमशः पच्यमानानां धातूनामभिनिर्वृत्तमन्तरस्थं स्नेहजातं वसाख्यं स्त्रीणां विशेषतो भवति तेन मार्दवसौकुमार्यमृद्वल्परोमतोत्साहदृष्टिस्थितिपक्तिकान्तिदीप्तयो भवन्ति तत् कषायतिक्तशीतरूक्षविष्टम्भिवेगविघातव्यवायव्यायामव्याधिकर्षणैश्च विक्रियते। तस्यापि पारुष्यवर्णभेदतोदनिष्प्रभत्वानि विस्रंसने भवन्ति। कार्श्यं मन्दाग्नितावस्तिर्यक्च्युतिर्व्यापत्तौ। दृष्ट्यग्निबलहान्यनिलप्रकोपमरणानि क्षये।

तत्रापि स्नेहपानाभ्यङ्गप्रदेहपरिषेकस्निग्धलघ्वन्नानि क्षये विदधीत ॥ २४ ॥

તેજ પણ આગ્નેય પદાર્થ છે. અનુક્રમથી પાકતી ધાતુઓમાંથી બનતો 'વસા[5]' નામનો સ્નેહ કે જે શરીરની અંદર રહે છે તે તેજ છે. આ તેજ સ્ત્રીઓમાં અધિક હોય છે તેથી સ્ત્રીઓનાં શરીરોમાં કોમળતા, સુકુમારપણું, કોમળ તથા અલ્પ રૂંવાડાં, ઉત્સાહ, દૃષ્ટિ, સ્થિરતા, અન્નાદિકનું પાકવું, કાંતિ અને દીપ્તિ[6] અધિક થાય છે. તૂરાં, કડવાં, ટાઢાં, લૂખાં તથા દસ્તની અટકાયત કરનારાં અન્નાદિકથી, મૂત્રાદિકના વેગોનો વિઘાત કરવાથી, અતિ મૈથુનથી, અત્યંત કસરત

૧ સ્થાનભ્રષ્ટતા અભિઘાત વગેરેથી જ થાય છે.

૨ અન્યથાભાવ દુષ્ટ દોષોના અને દૂષ્યોના સંસર્ગથી થાય છે.

૩ ઓછાપણું, શોક, ધ્યાન તથા ક્ષય વગેરેથી થાય છે.

૪ સંજ્ઞા એટલે ચેતનતા, એટલે જઠરાગ્નિ જાય તો પછી ચિકિત્સા ન કરવી. પ્ર.

૫ વસા ઉપધાતુ છે, માંસમાંથી મેદ બનતાં જે નીકળે છે તે. પ્ર.

૬ મોઢાની કાંતિ. પ્ર.

કરવાથી, વ્યાધિઓથી અને ઉપવાસ વગેરેથી એ તેજ ક્ષીણતા પામે છે. તેજની **વિસ્રંસ** નામની ક્ષીણતા થઈ હોય તો ત્વચાની કઠોરતા, વર્ણનું બદલાઈ જવું, વ્યથા અને કાંતિરહિતપણું એ ચિહ્નો થાય છે. તેજની **વ્યાપત્** નામની ક્ષીણતા થઈ હોય તો કૃશતા, અગ્નિમંદતા અને વસા વિષ્ઠાદ્વારથી અથવા મૂત્રદ્વારથી નીકળી જાય છે. તેજની **ક્ષય** નામની ક્ષીણતા થઈ હોય તો દૃષ્ટિના તથા અગ્નિના બળની હાનિ થાય છે અને વાયુનો પ્રકોપ થાય છે તથા મરણ પણ થઈ જાય છે.

આ પ્રમાણે તેજની ક્ષીણતા થઈ હોય તો સ્નેહનાં પાન, અભ્યંગ, પ્રદેહ (લેપ) તથા પરિષેક[1] કરવા અને સ્નિગ્ધ તથા હલકાં[2] અન્નો જમાડવાં.[3]

**દોષો, ધાતુઓ વગેરેના ક્ષય ઉપર આહારનો સામાન્ય પ્રકાર તથા કેવા ક્ષયવાળાને અસાધ્ય સમજવો?**

भवन्ति चात्र ॥

दोषधातुमलक्षीणो बलक्षीणोऽपि वा नरः ।
स्वयोनिवर्द्धनं यत्तदन्नपानं प्रकाङ्क्षति ॥
यद्यदाहारजातं हि क्षीणः प्रार्थयते नरः ।
तस्य तस्य स लाभे तु तं तं क्षयमपोहति ॥
यस्य धातुक्षयाद्वायुः संज्ञां कर्म च नाशयेत् ।
प्रक्षीणं च बलं यस्य नासौ शक्यश्चिकित्सितुम् ॥२५

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે 'જે માણસને દોષો, ધાતુઓ, મળો, ઉપધાતુઓ તથા બળ—એમાંથી કોઈનો ક્ષય થયો હોય તે માણસ જેનો ક્ષય થયો હોય તેને તથા તેની ઉત્પત્તિના કારણને વધારનારાં અન્નપાનોને ઇચ્છે છે.[4] ક્ષીણ[5] થયેલા માણસને

1 છાંટવું—સીંચન કરવું પ્ર

2 હલકા ખોરાકે અગ્નિ સિધરે, ત્યારે જ ધાતુઓમાં પહોંચે અને ક્ષીણતા દૂર થાય ભારે પદાર્થ ન યોજવા તે વિચારવા જેવી વાત છે, તેમજ હલકા અન્નોનો પણ શાસ્ત્રીય મત અનુસરવો જોઈએ પ્ર

3 આ ચોત્રીસમો આખો વિષય નિબંધકારોએ 'ઋષિપ્રણીત નથી અર્થાત્ ક્ષેપક છે' એમ કહીને અપઠનીય ઠરાવ્યો છે અને તે ઉપરથી ડલ્હને પણ તેનું વ્યાખ્યાન આપ્યું નથી

આટલું સૂક્ષ્મ સમજી શકાતું નથી એવું ઝીણું જ્ઞાન હોવાથી આ ક્ષેપકની વાત મૂકી છે પ્ર.

4 કેટલાક સુશ્રુતપાઠીઓ અહીં આહારની ઇચ્છાના વિષયમાં શ્લોકોનો અધિક પાઠ સ્વીકારે છે તે પાઠનો અર્થ નીચે પ્રમાણે છે. **વાયુના** ક્ષયવાળા માણસને જવ, મગ, વટાણા, રૂક્ષ તથા હલકું ભોજન અને તૂરા, તીખા તથા કડવા રસોની ઇચ્છા થાય છે **પિત્તના** ક્ષયવાળા માણસને તલ, અડદ તથા કળથી વગેરે લોટના જથ્થાવાળા પદાર્થો, દહીંની ઉપરનો ચીકાશવાળો ઘાટો ભાગ, અથાણાનો રસ, ખાટા પદાર્થો, દહીં તથા છાશની ઇચ્છા થાય છે **કફના** ક્ષયવાળા માણસને પાડાના, સૂવરના તથા બકરાના માંસો, ગોળ, ભારે પદાર્થો, દૂધ અને દહીંની ઇચ્છા થાય છે **રસના** ક્ષયવાળા માણસને શેરડીનો રસ, માંસનો રસ, મધ, ઘી, ગોળનું પાણી, લોહી, માંસ તથા રાબની ઇચ્છા થાય છે **રુધિરના** ક્ષયવાળા માણસને દ્રાક્ષ, દાડમ, સ્નેહ તથા લૂણની અને રુધિરમાં પકાવેલા માંસોની ઇચ્છા થાય છે **માંસના** ક્ષયવાળા માણસને ખાટા પદાર્થો, દહીંમાં પકાવેલા વડાં વગેરે, ખાંડવડાં અને માંસભક્ષક સ્થૂળ પ્રાણીઓના માંસોની ઇચ્છા થાય છે **મેદના** ક્ષયવાળા માણસને મેદમાં પકાવેલા તથા ક્ષારવાળા ગ્રામ્ય પશુઓના, સૂવર વગેરેના તથા જલજંતુઓના માંસોની ઇચ્છા થાય છે. **અસ્થિના** ક્ષયવાળાને સારી રીતે પકાવેલા રસોની તથા અસ્થિઓવાળા માંસોની ઇચ્છા થાય છે **મજ્જાના** ક્ષયવાળાને સ્નિગ્ધ માંસ, અસ્થિઓની તથા સ્નેહથી સંયુક્ત મજ્જા અને મધુર તથા ખાટા રસવાળા પદાર્થોથી ઇચ્છા થાય છે **વીર્યના** ક્ષયવાળા માણસને મોર, કૂકડા, હંસ તથા સારસના ઈંડાઓની અને ગ્રામ્ય પશુઓ, સૂવર વગેરે તથા જળચર પ્રાણીઓના માંસોની ઇચ્છા થાય છે **વિષ્ઠાના** ક્ષયવાળાને જવના ખાટા પદાર્થો, અનેક પ્રકારના શાકો અને મોરના માંસના યૂષની ઇચ્છા થાય છે **મૂત્રના** ક્ષયવાળાને રાબ, શેરડીનો રસ, દૂધ, ગોળવાળું ખેરનું પાણી અને કાકડીઓની ઇચ્છા થાય છે **પસીનાના** ક્ષયવાળાને અભ્યંગ (પસીનાથી ચામડી સુંવાળી થાય છે અને રક્ષણ થાય છે, પણ પસીનાનો ક્ષય થાય તો ચામડીના રોગ થાય તેથી અભ્યંગ દ્વારા ચામડીનું રક્ષણ કરવું જોઈએ અને અગ્નિ વધારી પસીનો લાવવાની ક્રિયા

જે જે આહારની ઇચ્છા થાય તે તે આહાર જો તેને મળે તો તે તે દોષો વગેરેનો ક્ષય[1] મટી જાય છે.

ધાતુ વગેરેના ક્ષયને લીધે વાયુએ જેની સંજ્ઞાનો અને ક્રિયાનો નાશ કર્યો હોય અને જેનું શરીર બળ તમામ ક્ષીણ થઈ ગયું હોય તે માણસની ચિકિત્સા કરી શકાતી નથી. (કરવામાં આવે તોપણ વિફળ થાય છે.) ૨૫

**અત્યંત સ્થૂલ તથા કૃશ થવાનાં કારણો–ચિકિત્સા**

रसनिमित्तमेव स्थौल्यं कार्श्यं च तत्र श्लेष्मलाहारसेविनोऽध्यशनशीलस्याव्यायामिनो दिवास्वप्नरतस्य चाम एवान्नरसो मधुरतरश्च शरीरमनुक्रामन्नतिस्नेहान्मेदो जनयति तदतिस्थौल्यमापादयति। तमतिस्थूलं क्षुद्रश्वासपिपासाक्षुत्स्वप्नस्वेदगात्रदौर्गन्ध्यक्रथनगात्रसादगद्गदत्वानि क्षिप्रमेवाविशन्ति सौकुमार्यान्मेदसः सर्वक्रियास्वसमर्थः कफमेदोनिरुद्धमार्गत्वाच्चाल्पव्यवायो भवत्यावृतमार्गत्वादेव शेषा धातवो नाप्यायन्तेऽत्यर्थमतोऽल्पप्राणो भवति प्रमेहपिडकाज्वरभगन्दरविद्रधिवातविकाराणामन्यतमं प्राप्य पंचत्वमुपयाति सर्व एव चास्य रोगा बलवन्तो भवन्त्यावृतमार्गत्वात् स्रोतसामतस्तस्योत्पत्तिहेतुं परिहरेत्। उत्पन्ने तु शिलाजतुगुग्गुलुगोमूत्रत्रिफलालोहरजोरसांजनमधुयवमुद्गकोरदूषकश्यामाकोद्दालकादीनां विरूक्षणच्छेदनीयानां च द्रव्याणां विधिवदुपयोगो व्यायामो लेखनवस्त्युपयोगश्चेति॥

तत्र पुनर्वातलाहारसेविनोऽतिव्यायामव्यवायाध्ययनभयशोकध्यानरात्रिजागरणपिपासाक्षुत्कषायाल्पाशनप्रभृतिभिरुपशोषितो रसधातुः शरीरमनुक्रामन्नल्पत्वान्न प्रीणयति तस्मादतिकार्श्यं च भवति सोऽतिकृशः क्षुत्पिपासाशीतोष्णवातवर्षभारादानेष्वसहिष्णुर्वातरोगप्रायोऽल्पप्राणश्च क्रियासु भवति श्वासकासशोषप्लीहोदराग्निसादगुल्मरक्तपित्तानामन्यतमं प्राप्य मरणमुपयाति सर्व एव चास्य रोगा बलवन्तो भवन्त्यल्पप्राणत्वादतस्तस्योत्पत्तिहेतुं परिहरेत्। उत्पन्ने तु पयस्याश्वगन्धाविदारिगन्धाशतावरीबलातिबलानागबलानां मधुराणामन्यासां चौषधीनामुपयोगः क्षीरदधिघृतमांसशालिषष्टिकयवगोधूमानां च दिवास्वप्नब्रह्मचर्याव्यायामबृंहणवस्त्युपयोगश्चेति ॥ २६ ॥

શરીરની સ્થૂલતા અને કૃશતાનું મુખ્ય કારણ રસ જ છે. કફવર્ધક આહારોનું સેવન કરનારા, ઝાઝું ભોજન કરવાની આદતવાળા,[2] કસરત કે મહેનત નહિ કરનારા અને દિવસે સૂવાના અભ્યાસવાળા માણસના શરીરમાં કેવળ જઠરાગ્નિએ પકાવેલો પણ ધાતુઓના અગ્નિઓથી નહિ પાકવાને લીધે કાચો રહેલો અને તેથી અત્યંત મધુરતાવાળો અન્નનો રસ શરીરમાં ગતિ કરતો કરતો મેદથી રસ્તો રોકાઈ જવાને લીધે રુધિરને તથા માંસને છોડી દઈ પોતાના અત્યંત સ્નિગ્ધપણાને લીધે પરભારી મેદની જ વૃદ્ધિ કરે છે અને તે વૃદ્ધિ પામેલો મેદ શરીરમાં અત્યંત સ્થૂલતા[3]

---

કરવી જોઈએ. પ્ર.), મર્દન અને પવન વગરની જગ્યામાં શયન તથા આસન અને જાડાં વસ્ત્રોની ઇચ્છા થાય છે. **રજના** ક્ષયવાળી સ્ત્રીને તીખા, ખારાં, ખાટા, વિદાહી અને ભારેપણાવાળા ફળોની, શાકોની અને અનુપાનોની ઇચ્છા થાય છે. **ગર્ભના** ક્ષયવાળીને હરિણી, બકરી, ગાડર તથા સૂવરના પકાવેલા ગર્ભોની, ચરબી અને કાટાથી પકાવેલા માંસોની ઇચ્છા થાય છે. **ધાવણના** ક્ષયવાળીને યૂષ, ભાત, માંસ, ગાયનું દૂધ, સાકર, આસવ, દહીં અને બીજાં પણ પ્રિય ભક્ષ્યોની ઇચ્છા થાય છે.

૫ આરોગ્યવાળાને જે ઇચ્છા થાય તે રસ યોજવો બરોબર છે, પણ માંદાને યથાયોગ્ય નથી. તાવવાળાને ઠંડું પાણી પીવાનું મન થાય છે, પણ તેને ઠંડું પાણી પિવડાવાય નહિ, માટે આરોગ્યવાળા માટે આ નિયમ છે એમ સમજવું. પ્ર.

૧ ક્ષય એટલે રાજયક્ષ્મા નહિ. ધાતુના પ્રમાણનો ક્ષય, ધાતુના રોગનો ક્ષય નહિ. પ્ર.

૨ અજીર્ણમાં ભોજન કરવાના અભ્યાસવાળા

૩ સમ શરીરવાળા, દુર્બળ શરીરવાળા અને ભારે શરીરવાળામાં જાડા માણસો વહેલા મૃત્યુ પામે છે. એ રીતે જોતાં દૂબળા માણસની પ્રકૃતિ સારી કહેવાય. જાડા

કરી નાખે છે. એવી રીતે અત્યંત સ્થૂલતા પામેલા માણસના શરીરમાં ક્ષુદ્ર શ્વાસ, તરસ, ક્ષુધા, નિદ્રા, પસીનો, દુર્ગંધી, કંઠમાં ઘરઘરાટ, ગાત્રોની ગ્લાનિ અને વાણીની અસ્ફુટતા એ તુરત જ પ્રવેશ કરે છે. મેદથી સ્થૂલ થયેલો માણસ મેદની સુકુમારતાને લીધે સઘળી ક્રિયાઓમાં અસમર્થ થાય છે અને કફથી તથા મેદથી રોકાયેલા માર્ગોવાળો થઈ જવાને લીધે અલ્પ મૈથુનવાળો થઈ જાય છે. એ પ્રમાણે મેદથી માર્ગો રોકાઈ જવાને લીધે અસ્થિ વગેરે બીજી ધાતુઓ પણ રસથી સારી પેઠે તૃપ્તિ પામતી નથી, તેથી તે માણસ અલ્પશક્તિવાળો થઈ જાય છે. એ માણસ પ્રમેહપિડિકા, જ્વર, ભગંદર, વિદ્રધિ કે વાયુ સંબંધી વિકારોમાંના કોઈ રોગને પ્રાપ્ત થઈને મરણ પામે છે. એ માણસના શરીરમાં સ્રોતોના રસ્તાઓ મેદથી ઢંકાયેલા હોય છે, તેથી તેને સર્વે રોગો બળવાન થઈ પડે છે. એટલા માટે જેમની સ્થૂલતાની ઉત્પત્તિ થાય છે તે કારણોનો સ્થૂલતાની ઉત્પત્તિ થવા પહેલાં જ ત્યાગ કરાવવો.[1] જો સ્થૂલતા[2] થઈ ગઈ હોય તો શિલાજિત, ગૂગળ, ગોમૂત્ર, ત્રિફલા, લોહરજ,[3] રસવંતી, મધ, જવ, મગ, કોદરા, સામો અને બીજા જંગલી કોદરા ઇત્યાદિક પદાર્થોને અને બીજા પણ મેદને તોડનારા તથા સ્રોતોને શુદ્ધ કરનારા પદાર્થોનો અવસ્થાના તથા જઠરાગ્નિના બળને અનુસરીને વિધિ પ્રમાણે ઉપયોગ કરાવવો. કસરત કરાવવી અને મેદ તથા કફને ઉખેડી નાખનારી લેખન બસ્તિઓનો[4] (પિચકારીઓનો) પણ ઉપયોગ કરાવવો.

તેમ જ વાતવર્ધક (અતિરૂક્ષ) આહારોનું સેવન કરનારા, અતિ કસરત કે અતિ મહેનત કરનારા, અતિ મૈથુન કરનારા, અત્યંત અધ્યયન કરનારા, અતિ ભય ધરાવતા, અતિ શોક કરતા, અત્યંત ધ્યાન કરનારા, રાત્રિઓમાં અતિ જાગરણ કરનારા, અત્યંત તરસ્યા રહેતા, અત્યંત ભૂખ્યા રહેનારા અને તૂરાં તથા અલ્પ ભોજનો કરનારા માણસનો એ જ વાતવર્ધક આહારોના સેવન વગેરે કારણોએ અત્યંત રૂક્ષ તથા અલ્પ કરી નાખેલો રસ શરીરમાં ફરતાં છતાં અલ્પતાને લીધે તથા રૂક્ષતાને લીધે ધાતુઓને પૂરી રીતે તૃપ્ત કરી શકતો નથી, તેથી તે માણસના શરીરમાં અત્યંત કૃશતા આવે છે. આવી રીતે અત્યંત કૃશ[5] થયેલો માણસ ભૂખને, તરસને, ટાઢને, ગરમીને, વાયુને, વરસાદને તથા બોજાને સહન કરી શકતો નથી. ઘણા ઘણા વાયુસંબંધી રોગોવાળો થાય છે અને કાયાની, વાણીની તથા મનની ક્રિયાઓમાં અલ્પ શક્તિવાળો[6] થાય છે. એ માણસ શ્વાસ, ખાંસી, ક્ષય, બરલ, ઉદરરોગ, અગ્નિની મંદતા, ગુલ્મ તથા રક્તપિત્તમાંના કોઈ રોગને પ્રાપ્ત થઈ મરણ પામે છે. એના શરીરમાં શક્તિ અલ્પ હોય છે તેથી

માણસોની નહિ પ્ર.

૧ સ્થૂલતાના કારણોનો ત્યાગ કરાવવો પણ 'ઇન્સ્યુલીન'ના ઇન્જેક્શનો આપી બગડેલી મેદ ધાતુને રોકવી તે બરોબર નથી સ્રોતો પુરાયેલા હોય અને ધાતુ બગડેલી હોય તેને સુધારવા કે શરીરમા રાખવા? મેદમાથી મેહ થાય છે એટલા માટે ભગવાન ચરક મેદ પછી મેહનો ક્રમ આપે છે અને મેહ પછી ચામડીના રોગ છે તે વિચારવા જેવુ છે. પ્ર.

૨ આથી જેમ જણાવ્યુ કે અનાગત (નહિ આવેલા) વ્યાધિથી પ્રથમથી જ તે વ્યાધિના નિદાનોનો ત્યાગ કરાવવારૂપ ચિકિત્સા કરવી.

૩ અહીં દ્રાવણ કરવાનો વિધિ છે એટલે લોહરજ— લોઢાનો ભૂકો—વાપરવો. લોહભસ્મ નહિ. પ્ર.

૪ હરડા, બહેડા તથા આમળાનો કવાથ, ગોમૂત્ર, મધ અને જવખારને સંયુક્ત કરી ઊષકાદિ ગણનાં ચૂર્ણો નાખીને જે પિચકારી દેવામાં આવે તે લેખન બસ્તિઓ કહેવાય છે.

૫ આથી ઉપચયરૂપ બળનો (ઓજનો) અભાવ દર્શાવ્યો છે.

૬ આથી શક્તિરૂપ બળનો અભાવ દર્શાવ્યો છે.

તેને સર્વે રોગો બળવાન થઈ પડે છે. એટલા માટે જેઓથી કૃશતાની ઉત્પત્તિ થાય છે તે કારણોનો કૃશતાની ઉત્પત્તિની પહેલાં જ ત્યાગ કરાવવો. જો કૃશતા થઈ ગઈ હોય તો ક્ષીરકાકોલી, આસોંદ, વિદારીકંદ (ફગવેલાનો કંદ), શાલિપર્ણી, શતાવરી, બલદાણા, ખપાટ, ગંગેટી અને બીજી પણ મધુરઔષધિઓનો ઉપયોગ કરાવવો. દૂધ, દહીં, ઘી, માંસ, ચોખા, સાઠીચોખા, જવ તથા ઘઉં એ ધાન્યોનો ઉપયોગ કરાવવો. દિવસે સૂવું, બ્રહ્મચર્ય પાળવું, કસરતનો તથા મહેનતનો ત્યાગ અને બૃંહણબસ્તિની[1] યોજના કરવી. ૨૬

મધ્ય શરીર થવાનો ઉપાય અને પ્રશંસા

यः पुनरुभयसाधारणान्युपसेवेत तस्यान्नरसः शरीरमनुक्रामन्समान् धातूनुपचिनोति समधातुत्वान्मध्यशरीरो भवति सर्वक्रियासु समर्थः क्षुत्पिपासाशीतोष्णवर्षातपसहो बलवांश्च स सततमनुपालयितव्य इति ॥

भवन्ति चात्र ॥

अत्यन्तगर्हितावेतौ सदा स्थूलकृशौ नरौ ।
श्रेष्ठो मध्यशरीरस्तु कृशः स्थूलात्तु पूजितः ॥२७

જે માણસ અત્યંત સ્નિગ્ધ પણ નહિ અને અત્યંત રૂક્ષ પણ નહિ એવા પદાર્થોનો[2] ઉપયોગ કરે તે માણસનો અન્નરસ શરીરમાં ફરતો ફરતો ધાતુઓને સમ રાખીને ઉપચય આપ્યા કરે છે. એ માણસ ધાતુઓની સમતાને લીધે મધ્ય શરીરવાળો થાય છે; સઘળી ક્રિયાઓ કરવામાં સમર્થ થાય છે; ભૂખ, તરસ, ઠંડી, ગરમી, વરસાદ તથા તડકાને સહન કરી શકે છે અને બળવાન[3] થાય છે; આવા મધ્ય શરીરવાળા માણસને વૈદ્યે સર્વદા સ્વસ્થ વૃત્તની પદ્ધતિમાં ચાલતો રાખીને પાલન કરવું. (સ્વસ્થવૃત્તચિકિત્સતસ્થાનનો ૨૪ મા તથા ઉત્તરતંત્રના ૬૪ મા અધ્યાયમાં કહેવામાં આવશે.)

આ સ્થળના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'સ્થૂલ અને કૃશ શરીરવાળા એ બે માણસો સર્વદા નિંદિત છે અને મધ્ય શરીરવાળો માણસ શ્રેષ્ઠ છે. જોકે સ્થૂલ અને કૃશ શરીરવાળા એ બન્ને નિંદિત છે, તોપણ તેઓમાં સ્થૂલ શરીરવાળાથી કૃશ શરીરવાળો ઉત્તમ છે.' (કારણ કે સ્થૂલ શરીરવાળો ક્રિયાઓમાં અસમર્થ રહે છે અને સર્વદા વ્યાધિઓથી પીડાય છે.) ૨૭

દોષો જ ધાતુ વગેરેના ક્ષયમાં કારણરૂપ છે

दोषः प्रकुपितो धातून्क्षपयत्यात्मतेजसा ।
इद्धः स्वतेजसा वह्निरुखागतमिवोदकम् ॥२८॥

વાત, પિત્ત અને કફ પ્રકુપિત થાય તો પોતાની શક્તિથી,[4] (જેમ પ્રદીપ્ત થયેલો અગ્નિ પોતાના તેજથી તપેલીમાં રહેલા પાણીને ક્ષીણ કરે છે, તેમ) ધાતુઓને, મળોને તથા ઉપધાતુઓને ક્ષીણ કરે છે. (ધાતુઓ વગેરેની વૃદ્ધિને પણ ઓછી કરે છે અને સમતાને પણ ઓછી કરે છે.)

પલ વગેરે માપોથી દોષાદિકનાં પ્રમાણો[5] ન કહેવાનું કારણ

वैलक्षण्याच्छरीराणामस्थायित्वात्तथैव च ।
दोषधातुमलानां तु परिमाणं न विद्यते ॥ २९ ॥

---

૧ ધાતુઓને વધારનારા દ્રવ્યોના ક્વાથો કરી તેઓમાં મધુર દ્રવ્યોના કલ્ક, ઘી અને માંસનો રસ નાખી તેઓની પિચકારીઓ મારવી, એ બૃંહણબસ્તિઓ કહેવાય છે.

૨ સાઠી ચોખા, રાતા ચોખા, દાડમ અને તાંદળજા વગેરે સ્વસ્થવૃત્ત સંબંધી પદાર્થોનો.

૩ 'સઘળી ક્રિયાઓમાં સમર્થ થાય છે' એટલું કહેવાથી જ 'બળવાન થાય છે' એમ સમજી લેવાય છે, તે છતાં મુખથી કહ્યું તે એમ જણાવવા કે આવી રીતના આહારવિહારોનું સેવન કરનારો માણસ અવશ્ય બળવાન થાય છે.

૪ પિત્ત પોતાની કટુતાથી તથા ઉષ્ણતાથી, વાયુ પોતાની શોષણ કરવાની શક્તિથી અને કફ પોતાની માર્ગોને રોકી રાખવારૂપ શક્તિથી ધાતુઓ વગેરેને ક્ષીણ કરે છે.

૫ અંગ્રેજી મત જે લોહી વગેરેનું માપ કરે છે, તે યથાયોગ્ય નથી, તેનો નિર્ણય થઈ શકે જ નહિ પ્ર.

શરીરો, વાત આદિ પ્રકૃતિઓના, રસ-રક્તાદિકના અને લાંબાટૂંકાપણા વગેરેના ભેદને લીધે કોઈ કોઈની સાથે મળતા આવતા નથી અને વળી ધાતુઓ વગેરે પદાર્થો બાલ્યાદિક અવસ્થાઓમાં, હેમંત આદિ ઋતુઓમાં તથા પ્રત્યેક દિવસમાં પણ ફેરફાર પામ્યા કરે છે,[1] તેથી દોષો, ધાતુઓ, મળો કે ઉપધાતુઓનું કશુ મુકરર પ્રમાણ છે જ નહિ. (તેથી અમે આ ગ્રંથમાં કહ્યુ નથી.) ૨૯

**દોષાદિકનાં પ્રમાણો મુકરર થયા વિના તેઓની સમતા શી રીતે જાણી શકાય?**

**एषां समत्वं यच्चापि भिषग्भिरवधार्यते।**
**न तत्स्वास्थ्यादृते शक्यं वक्तुमन्येन हेतुना ॥३०॥**

એ દોષો વગેરેની સમતા કે જેને વૈદ્યલોકો કલ્પી લે છે તે (સમતા) સ્વસ્થપણા સિવાય બીજા કોઈ પણ કારણથી કહી શકાય એમ નથી. (સ્વસ્થતા ઉપરથી સમતાનું અનુમાન કરવુ)

**ક્ષય તથા વૃદ્ધિરૂપ અસમતા પણ અનુમાનથી જ જાણી લેવી**

**दोषादीनांत्वसमतामनुमानेन लक्षयेत्।**
**अप्रसन्नेन्द्रियं वीक्ष्य पुरुषं कुशलो भिषक् ॥३१॥**

માણસને અપ્રસન્ન ઇંદ્રિયોવાળો તથા અપ્રસન્ન વર્ણાદિકવાળો જોઈને પ્રવીણ વૈદ્ય દોષાદિકની ક્ષય તથા વૃદ્ધિરૂપ અસમતા અનુમાનથી ધારી લેવી ૩૧

**અસમતાને અનુમાનથી ધારીને શું કરવું?**

**क्षपयेद्बृंहयेद्वापि दोषधातुमलान् भिषक्।**
**तावद्यावदरोगः स्यादेतत्साम्यस्य लक्षणम् ॥३२॥**

જે દોષો, ધાતુઓ, મળો તથા ઉપધાતુઓ વૃદ્ધિ પામેલા જણાય, તો વૈદ્યે તેઓને ઓછા કરવા અને ક્ષીણ થયેલા જણાય તો તેઓને વધારવા. આ કર્ષણ અને બૃંહણરૂપ ક્રિયાઓ રોગીને આરોગ્ય પ્રાપ્ત થાય ત્યાં સુધી કરવી. આરોગ્ય એ જ દોષો વગેરેની સમતાનું લક્ષણ છે.

**દોષાદિકની સમતા જ આરોગ્ય છે**

**समदोषः समाग्निश्च समधातुमलक्रियः।**
**प्रसन्नात्मेन्द्रियमनाः स्वस्थ इत्यभिधीयते ॥३३॥**

સમ દોષોવાળો,[2] સમ અગ્નિવાળો,[3] સમ ધાતુઓવાળો, સમ મળોવાળો અને સમ ક્રિયાઓવાળો[4] માણસ કે જે પ્રસન્ન દેહવાળો, પ્રસન્ન ઇંદ્રિયોવાળો અને પ્રસન્ન મનવાળો જ હોય છે તે સ્વસ્થ કહેવાય છે. ૩૩

## અધ્યાય ૧૬ મો.

### ઉપક્રમ

**अथातः कर्णव्यधबन्धविधिमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**

હવે શિષ્યોના પૂછવાથી 'કર્ણવ્યધબંધવિધિ'[5] નામના અધ્યાયનું તે પ્રમાણે

---

૧ બાલ્યાવસ્થામા વીર્યની અલ્પતા હોય છે અને કફની વૃદ્ધિ હોય છે હેમંતમા કફ વધે છે અને ગ્રીષ્મમા વાયુ વધે છે, તેમ જ પ્રભાતમા કફ વધે છે અને મધ્યાહ્નને પિત્ત વધે છે ઇત્યાદિ ફેરફારો સમજી લેવા

૨ જોકે પ્રત્યેક અવસ્થામા, પ્રત્યેક ઋતુમા અને પ્રત્યેક દિવસમા દોષોના ફેરફાર થયા કરે છે તેથી કોઈ સમયે પણ દોષોની સમતા થયેલી કહી શકાય એમ નથી, તોપણ આરોગ્યદશામા દોષોના સંચય તથા પ્રકોપ વગેરે અલ્પ હોય છે તેથી દોષોની સમતા ગણવામા આવે છે અથવા દોષોના ઋતુ સંબંધી સંચયાદિકમા સ્વસ્થવૃત્તમા કહેલા વિધિઓથી અને પ્રત્યેક દિવસ સંબંધી સંચયાદિકમા દાતણ કરવા વગેરે વિધિઓથી દોષોની સમતા રહેવી સંભવે છે

૩ જોકે દોષોની સમતાથી અગ્નિની સમતા મળી રહે છે, તોપણ 'સમ અગ્નિવાળો' એમ જે જુદુ કહ્યુ છે તે, દોષોની અને અગ્નિની ચિકિત્સા જુદી જુદી છે એમ જણાવવા માટે કહ્યુ છે જેમ કે ઘી અને બકરીનું દૂધ પિત્તને હણનાર છતા પણ અગ્નિને વધારે છે

૪ ધાતુઓની અને મળોની સમ ક્રિયાઓવાળો અર્થાત્ સમ નિદ્રા તથા સમ જાગરણ વગેરેવાળો, એવો અર્થ પણ કરી શકાય છે

૫ કાનને વીંધવાના તથા બાંધવાના પ્રકાર વિષેનો.

વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

બાળકના કાન વીંધવાનું પ્રયોજન, સમય, પદ્ધતિ અને વીંધ્યા પછીની ક્રિયા

रक्षाभूषणनिमित्तं बालस्य कर्णौ विध्येते षष्ठे मासि सप्तमे वा शुक्लपक्षे प्रशस्तेषु तिथिकरणमुहूर्तनक्षत्रेषु कृतमंगलस्वस्तिवाचनं धात्र्यङ्के कुमारमुपवेश्य बालक्रीडनकैः प्रलोभ्याऽभिसान्त्वयन् भिषग्वामहस्तेनाकृष्य कर्णं दैवकृते छिद्रे आदित्यकरावभासिते शनैः शनैर्दक्षिणहस्तेन ऋजु विध्येत् प्रतनुकं सूच्या बहलमारया पूर्वं दक्षिणं कुमारस्य, वामं कन्यायास्ततः पिचुवर्तिं प्रवेश्य सम्यग्विद्धमामतैलेन परिषेचयेत् ॥ २ ॥

રક્ષા[1] માટે અને ભૂષણો પહેરાવવા માટે અથવા રક્ષણ કરનારાં ભૂષણો પહેરાવવા માટે બાળકના કાનો વીંધવામાં આવે છે. છઠ્ઠે મહિને અથવા સાતમે મહિને[2] શુક્લપક્ષમાં જ્યોતિષશાસ્ત્રની રીતિ પ્રમાણે શુભ તિથિ, શુભ કરણ અને શુભ યોગ હોય તે દિવસે મંગળ તથા સ્વસ્તિવાચન કરાવ્યા પછી શુભ મુહૂર્તમાં વૈદ્યે બાળકને ઉપમાતાના (ધાવના) અથવા બીજા કોઈ રક્ષક પુરુષના ખોળામાં બેસાડી, કૃત્રિમ હાથી, ઘોડા વગેરે રમકડાંઓથી તથા લાડુ વગેરે ભક્ષ્યોથી પણ લલચાવી, સાંત્વના કરતાં કરતાં તેના કાનને ડાબા હાથથી ખેંચી, તે કાનમાં દૈવે જ કરી રાખેલું છિદ્ર કે જે સૂર્યનાં કિરણોના પ્રકાશથી દેખાઈ રહે છે તેમાં ધીરે ધીરે જમણા હાથથી સોય પકડીને તેનાથી સરળ વીંધ કરવું. કાન જાડો કે કઠણ હોય તો આરથી વીંધ પાડવું. કુમારનો પ્રથમ જમણો કાન વીંધવો અને કન્યાનો પ્રથમ ડાબો કાન વીંધવો. વીંધ્યા પછી જો 'બરાબર પ્રદેશમાં વીંધાયો છે' એમ જણાય તો તે વીંધમાં રૂની વાટ નાખવી અને તેની ઉપર કાચા તેલનું સેચન કરવું.[3] ૨

યોગ્ય પ્રદેશમાં કાન વીંધાયાની પરીક્ષા

शोणितबहुत्वेन वेदनया वाऽन्यदेशविद्धमिति जानीयान्निरुपद्रवतया तद्देशविद्धमिति ॥ ३ ॥

જો લોહી ઘણું નીકળે અથવા વેદના થાય તો જાણવું કે તે બીજા પ્રદેશમાં વીંધાઈ ગયો છે અને કશો ઉપદ્રવ ન થાય તો જાણવું કે બરાબર દૈવે કરી રાખેલા છિદ્રમાં જ તે વીંધાયો છે. ૩

અન્ય પ્રદેશોમાં વીંધાયાથી થતા ઉપદ્રવો તથા તેઓની ચિકિત્સા

तत्राज्ञेन यदृच्छया विद्धासु शिरासु कालिकामर्मरिकालोहितिकास्पद्रवा भवन्ति। तत्र कालिकायां ज्वरो दाहः श्वयथुर्वेदना च भवति। मर्मरिकायां वेदना ज्वरो ग्रन्थयश्च। लोहितिकायां मन्यास्तम्भापतानकशिरोग्रहकर्णशूलानि भवन्ति। तेषु यथास्वं प्रतिकुर्वीत ॥ ४ ॥

જે યદચ્છાને લીધે મૂર્ખના હાથથી કાનની કાલિકા, મર્મરિકા કે લોહિતિકા નામની નસ વીંધાઈ જાય તો નીચે પ્રમાણે જુદા જુદા પ્રકારના ઉપદ્રવો થાય છેઃ[4] કાલિકા નામની નસ વીંધાઈ

---

૧ જોકે કાન વીંધાયાથી રુધિરાદિકનો સંભવ હોવાને લીધે રાક્ષસોનો ભય થવાનો સંભવ છે, તોપણ તે કાનનો ત્રણ અલ્પ કાળ સુધી રહે છે અને તેમાં છિદ્ર તો દૈવે જ કરી મૂકેલું હોય છે. તેથી કર્ણવેધ (આરોગ્ય માટે કાન વીંધવામાં આવે છે, એ જંગતી રિવાજ નથી. એ ક્રિયા રક્ષા એટલે આરોગ્ય માટે છે પ્ર.) રક્ષા માટે કરવામાં આવે છે, એમ કહ્યું છે.

૨ જન્મથી છઠ્ઠે કે સાતમે મહિને નહિ પણ વર્ષના આરંભરૂપ ભાદ્રપદ માસથી છઠ્ઠે કે સાતમે મહિને અર્થાત્ માઘમાં કે ફાલ્ગુનમાં (ડલ્હન) (શસ્ત્રથી વાયુ પ્રકોપે છે માટે જણાવેલા ઉષ્ણ કાળમાં આ વીંધ કરવું. પ્ર.) પણ ડલ્હનનું આ કહેવું જ્યોતિષશાસ્ત્રથી વિરુદ્ધ થાય છે.

૩ શસ્ત્રક્રિયાથી પ્રકોપેલા વાયુને મટાડવા માટે તેલ વાપર્યું છે. પ્ર.

૪ આયુર્વેદમાં શરીરશાસ્ત્ર (એનેટોમી) સાથે ચિકિત્સા એટલે રોગ કેમ મટાડવો અને સ્વાસ્થ્ય કેમ જાળવવું આ બે જ વાત વર્ણેલી છે. એકલું શરીરશાસ્ત્ર નોખું

ગઈ હોય તો જ્વર, દાહ, સોજો અને વેદના થાય છે. **મર્મરિકા** નામની નસ વીંધાઈ ગઈ હોય તો વેદના, જ્વર અને ગ્રંથિઓ થાય છે. **લોહિતિકા** નામની નસ વીંધાઈ ગઈ હોય તો મન્યાસ્તંભ,[1] અપતાનક,[2] શિરોગ્રહ[3] અને કર્ણશૂળ[4] નામના વ્યાધિઓ થાય છે. આ પ્રમાણે જ્વર વગેરે કોઈ વ્યાધિ થાય તો જે વ્યાધિનું જે ઔષધાદિક છે તે ઔષધાદિકથી તે વ્યાધિની ચિકિત્સા કરવી. ૪

પાડ્યું નથી; કારણ કે સર્વનું કાર્ય તો સ્વાસ્થ્ય મેળવવું તે જ છે, માટે તે દૃષ્ટિ તરી આવે છે પ્ર.

૧ વાયુ કફથી વીંટાઈને ડોકના પાછલા ભાગમા રહેલી ચૌદ શિરાઓને સ્તબ્ધ કરી દે છે તે મન્યાસ્તંભ કહેવાય છે. (ભા૦ પ્ર૦)

( કફથી વીંટાયેલો હોવાથી કફ દૂર કરવાની ચિકિત્સા પ્રથમ કરવી જોઈએ. દોષ શુદ્ધ એકલા જ હોય તો તેનાં ઓસડિયાં બરાબર કામ કરે; પણ (સ+આમ) સામ એટલે કાચા રસ સાથે હોય તો ઓસડિયા પણ દોષ જ થશે निरामदेहस्य हि भेषजानि भवन्ति युक्तानि अमृतोपमानि–દેહને નિરામ બનાવાય અને પછી ઔષધ યોજાય તો જ ઔષધ અમૃતની ગરજ સારે છે. નિરામ થવા માટે લંઘન કરવું જોઈએ, તેથી (સ+આમ) સામ વાયુના રોગમા પણ પ્રથમ લંઘન જ કરવું ઘટે. જો છિદ્રો અને સ્રોતો સાફ ન હોય, તો સંચિત થયેલા વાયુના દોષના સ્થાન સુધી વાયુનાશક દ્રવ્યો પહોંચશે કેવી રીતે? માટે પ્રથમ છિદ્રો અને સ્રોતો ખુલ્લા કરવા માટે લંઘનની જરૂર છે. પ્ર.)

૨ વાયુના પ્રકોપથી જોવાની શક્તિ તથા સંજ્ઞા નાશ પામે, ગળું ઘૂઘવ્યા કરે અને મોહથી ઘેરાયેલું હૃદય છૂટું થાય, ત્યારે સ્વસ્થતા મળે તે અપતાનક કહેવાય છે. (ભા૦ પ્ર૦)

૩ વાયુ રુધિરમાં રહી ડોકની શિરાઓને રૂક્ષ વેદનાવાળી તથા કાળી કરી નાખે છે તે શિરોગ્રહ કહેવાય છે. (ભા૦ પ્ર૦)

૪ કાનમા ચોમેર અવળી રીતે ફરતો અને પ્રકોપ પામેલા દોષોથી વીંટાયેલો વાયુ તે તે દોષના સંબંધવાળાં શૂળ અત્યંત ઉત્પન્ન કરે છે તે કર્ણશૂળ કહેવાય છે.

### કાલિકા વગેરે નસો નહિ વીંધાયા છતાં પણ વ્યાપત્તિ અને ચિકિત્સા

क्लिष्टजिह्माऽप्रशस्तसूचीव्यधाद्गाढतरवर्तित्वाद्दोषप्रकोपादप्रशस्तव्यधाद्वा यत्र संरम्भो वेदना वा भवति तत्र वर्तिमपहृत्याशु मधुकैरण्डमूलमञ्जिष्ठायवतिलकल्कैर्मधुघृतप्रगाढैरालेपयेत्तावद्यावत्सुरूढ इति सुरूढं चैनं पुनर्विध्येद्विधानं तु पूर्वोक्तमेव। त्र्यहात् त्र्यहाच्च वर्तिं स्थूलतरां दद्यात्परिषेकं च तमेव। अथ व्यपगतदोषोपद्रवे कर्णे वर्धनार्थं लघुवर्धनकं कुर्यात् ॥ ५ ॥

કટાયેલી, વાંકી અણીવાળી કે બીજી પણ કોઈ અયોગ્યતાવાળી સોય વડે વીંધાયાથી અથવા વાટની અત્યંત મજબૂતાઈ અથવા દૈવકૃત છિદ્ર[5] સિવાય બીજા સ્થળમાં વીંધાયાથી કે દોષના પ્રકોપથી કાનમાં સોજો કે વેદના થાય તો વાટને કાઢી લઈને તુરત જેઠીમધ, એરંડાનાં મૂળ, મજીઠ, જવ અને તલનો કલ્ક કરી,[6] મધ તથા ઘીમાં સારી પેઠે કાલવીને તેઓનો જ્યાં સુધી પહેલો વ્રણ સારી પેઠે રુઝાઈ જાય ત્યાં સુધી ચોતરફ લેપ કરવો. પછી ફરી વાર તે કાનને વીંધવો. વીંધવાનો વિધિ તો પ્રથમ કહેવાઈ ગયો છે. ફરી વાર વીંધીને ત્રણત્રણ દિવસે કાંઈક વિશેષ જાડી વાટ નાખવી અને તેના ઉપર કાચા તેલનું જ સેવન કરવું. કાનમાંથી દોષો તથા ઉપદ્રવો ટળી જાય ત્યારે તે કાનને વધારવા માટે તેમાં નાની અધેડા કે લીંબડા વગેરેની સળી નાખવી અથવા સીસા વગેરે ધાતુની હલકી ભૂંગળી નાખવી. ૫

### વધારેલો કાન છેદાઈ જાય તો તેને સાંધવાના પ્રકાર

भवति चात्र ॥

૫ પીડા ઓછી થાય તેવી જગ્યા. પ્ર.

૬ આમા કોઈ દાહક વસ્તુ સેપ્ટિક થાય તે બીકે વાપરેલી નથી. એમાં વાપરેલી વસ્તુઓ શામક છે, પણ ટીંક્ચર જેવી દાહક નથી. પ્ર.

एवं विवर्धितः कर्णश्छिद्यते तु द्विधा नृणाम्।
दोषतो वाऽभिघाताद्वा संधानं तस्य मे शृणु॥

तत्र समासेन पंचदश कर्णबन्धनाकृतयः। तद्यथा नेमिसंधानक, उत्पलभेद्यको, वल्लूरक, आसंगिमो, गण्डकर्ण, आहार्यो निर्वेधिमो, व्यायोजिमः, कपाटसंधिकोऽर्धकपाटसंधिकः, संक्षिप्तो, हीनकर्णो, वल्लीकर्णो, यष्टिकर्णः, काकौष्ठक, इति॥

तेषु पृथुलायतसमोभयपालिर्नेमिसंधानकः। वृत्तायतसमोभयपालिरुत्पलभेद्यकः। ह्रस्ववृत्तसमोभयपालिर्वल्लूरकः। अभ्यन्तरदीर्घैकपालिरासंगिमः। बाह्यदीर्घैकपालिर्गण्डकर्णः। अपालिरुभयतोऽप्याहार्यः। पीठोपमपालिरुभयतः क्षीणपुत्रिकाश्रितो निर्वेधिमः। स्थूलाणुसमविषमपालिर्व्यायोजिमः। अभ्यन्तरदीर्घैकपालिरितराल्पपालिः कपाटसंधिकः। बाह्यदीर्घैकपालिरितराल्पपालिरर्धकपाटसंधिकः। तत्र दशैते कर्णबन्धविकल्पाः साध्यास्तेषां स्वनामभिरेवाकृतयः प्रायेण व्याख्याताः। संक्षिप्तादयः पंचाऽसाध्यास्तत्र शुष्कशष्कुलिरुत्सन्नपालिरितराल्पपालिः संक्षिप्तः। अनधिष्ठानपालिः पर्यन्तयोः क्षीणमांसो हीनकर्णः। तनुविषमाल्पपालिर्वल्लीकर्णः। ग्रथितमांसः स्तब्धशिरा ततः सूक्ष्मपालिर्यष्टिकर्णः निर्मांससंक्षिप्ताग्राल्पशोणितपालिः काकौष्ठक इति। बन्धेष्वपि तु शोफदाहरागपाकपिडकास्रावयुक्ता न सिद्धिमुपयान्ति॥

भवन्ति चात्र॥

यस्य पालिद्वयमपि कर्णस्य न भवेदिह।
कर्णपीठं समे मध्ये तस्य विद्ध्वा विवर्धयेत्॥
बाह्यायामिह दीर्घायां संधिराभ्यन्तरो भवेत्।
आभ्यन्तरायां दीर्घायां बाह्यसंधिरुदाहृतः॥
एकैव तु भवेत्पालिः स्थूला पृथ्वी स्थिरा च या।
तां द्विधा पाटयित्वा तु छित्त्वा चोपरि संधयेत्॥
गण्डादुत्पाट्य मांसेन सानुबन्धेन जीवता।
कर्णपालिमपालेस्तु कुर्यान्निर्लिख्य शास्त्रवित्॥६॥

અહીં ભગવાન ધન્વંતરિએ કહ્યું છે: 'એ પ્રમાણે માણસોનો વધારેલો કાન વાત આદિ દોષોએ કરેલા વ્યાધિથી અથવા અભિઘાતથી (ચોટ લાગવાથી) એમ બે પ્રકારે છેદાઈ જાય છે. તેને સાંધવાના પ્રકાર કહું છું તે સાંભળો.'

તેમાં સંક્ષેપથી[1] નેમિસંધાનક, ઉત્પલભેદ્યક, વલ્લૂરક, આસંગિમ, ગંડકર્ણ, આહાર્ય, નિર્વેધિમ, વ્યાયોજિમ, કપાટસંધિક, અર્ધકપાટસંધિક, સંક્ષિપ્ત, હીનકર્ણ, વલ્લીકર્ણ, યષ્ટિકર્ણ અને કાકૌષ્ઠક એ રીતે કર્ણબંધનોની પંદર આકૃતિઓ છે. (જોકે આ આકૃતિઓમાં અર્ધકપાટસંધિક સુધીની દસ આકૃતિઓ જ કર્ણબંધ છે, તોપણ સર્વને કર્ણબંધ કહી છે તે છત્રીન્યાયથી[2] કહી છે એમ સમજવું.)

કાનની બૂટના બન્ને ભાગ પહોળા, લાંબા તથા સમાન હોય, તો તેઓ નેમિ એટલે પૈડાની ધારની પેઠે સંધાય છે; માટે તે કર્ણબંધ **નેમિસંધાનક** કહેવાય છે. કાનની બૂટના બંને ભાગ ગોળ, લાંબા તથા સમાન હોય તો તેઓ ભેદાયેલા કમળપત્રની પેઠે સંધાય છે; માટે તે કર્ણબંધ **ઉત્પલભેદ્યક** કહેવાય છે. કાનની બૂટના બન્ને ભાગ ટૂંકા, ગોળ તથા તુલ્ય હોય, તો તેઓ સૂકા માંસની ફાડાની પેઠે સંધાય છે, તેથી તે **વલ્લૂરક** કહેવાય છે. કાનની બૂટના બે ભાગોમાં ગાલ તરફનો એક જ લાંબો ભાગ બચ્યો હોય, તેમાંથી ફાડી, કાપી, જતા રહેલા ભાગના મૂળની સાથે તેને લગાવી દેવાય છે; માટે તે કર્ણ-

---

૧ વિસ્તારથી કહેવા માગીએ તો કર્ણબંધનોમાં ભેદો અપરિમિત થાય એમ છે.

૨ માણસોના ટોળામાં ઘણા માણસો છત્રવાળા હોય, તો ટોળાના સઘળા માણસો છત્રવાળા ગણાય છે, એ છત્રીન્યાય સમજવો. આ પંદર પ્રકારોમાં દસ કર્ણબંધ છે તેથી પંદરને કર્ણબંધ કહ્યા છે.

એકને છત્રી ન હોય તો પણ છત્રીવાળો સમજવો.

બંધ **આસંગિમ** કહેવાય છે. કાનની બૂટના બે ભાગોમાં)બહારનો એટલે ગાલ તરફના ભાગની સામેનો એક જ લાંબો ભાગ બચ્યો હોય તો તેને ગાલ તરફના જતા રહેલા બીજા ભાગના મૂળની સાથે જોડી દેવાય છે, તેથી તે કર્ણબંધ ગંડકર્ણ કહેવાય છે. કાનની બૂટના બન્ને ભાગો થોડા થોડા રહ્યા હોય, તો ગાલના પ્રદેશોમાંથી વળગેલા છેડાવાળું જીવતું માસ કાઢી બૂટના જેવો આકાર બનાવીને સાંધવામાં આવે છે, માટે તે કર્ણબંધ **આહાર્ય** કહેવાય છે. કાનની બૂટના બે ભાગો જરા પણ નહિ રહેતાં છેદાઈ ગયેલ હોય તો ક્ષીણ થયેલી કાનની પૂતળી ઉપર વેધ કરી બનાવવામાં આવે છે, માટે તે કર્ણવેધ **નિર્વેધિમ** કહેવાય છે. કાનની બૂટના બે ભાગો ( બે ચીર ) જાડી–ઝીણી હોવાથી સમવિષમ હોય, તો શસ્ત્રથી બન્નેને કાતરી અનેક પ્રકારની યોજનાથી સાંધી દેવાય છે, માટે તે કર્ણબંધ **વ્યાયોજિમ** કહેવાય છે. કાનની બૂટના બે ભાગોમાંથી ગાલ તરફનો ભાગ લાંબો હોય અને સામેનો ભાગ ટૂંકો હોય તો લાંબા ભાગને ટૂંકા ભાગની સાથે બહાર કમાડની પેઠે સાંધી દેવામાં આવે છે, માટે તે કર્ણબંધ **કપાટસંધિક** કહેવાય છે. કાનની બૂટના બે ભાગોમાંથી ગાલ તરફના ભાગની સામેનો ભાગ લાંબો હોય અને ગાલ તરફનો ભાગ ટૂંકો હોય તો લાંબા ભાગને અંદર અરના કમાડની પેઠે સાધી દેવામાં આવે છે, માટે તે કર્ણબંધ **અર્ધ-કપાટસંધિક** કહેવાય છે. કર્ણબંધોના પંદર ભેદોમાં આ દસ ભેદો સાધ્ય છે અને એમની આકૃતિઓ ઘણું કરીને તેમનાં નામો ઉપરથી જણાવી દીધી છે. એ દસ પછીના સંક્ષિપ્ત વગેરે પાંચ કર્ણબંધો અસાધ્ય છે કાનની બૂટના બે ભાગોમાં ગાલ તરફના ભાગની સામેના જતા રહેલા ભાગનુ મૂળ પણ સુકાઈ ગયુ હોય અને ગાલ તરફનો ભાગ અલ્પ હોય, તો તે કાન **સંક્ષિપ્ત** કહેવાય છે. કાનની બૂટના બન્ને ભાગોમાં મૂળો સુકાઈ ગયાં હોય અને આસપાસ ગાલના ભાગો-માં માંસ પણ ક્ષીણ થઈ ગયાં હોય, તો તે કાન **હીનકર્ણ** કહેવાય છે. કાનની બૂટના બન્ને ભાગો પાતળા, વિષમ તથા અલ્પ હોય તો તે કાન વેલ જેવો હોવાથી **વલ્લીકર્ણ** કહેવાય છે. ગૂંથાયેલા માંસવાળો, અક્કડ શિરાઓથી વ્યાપ્ત અને ઝીણી ઝીણી બૂટાની ચીરોવાળો કાન લાકડી જેવો હોવાથી તે **યષ્ટિકર્ણ** કહેવાય છે. માંસ વગરની, સંકોચાયેલાં અગ્રોવાળી અને અલ્પ રુધિરવાળી બૂટની ચીરોવાળો કાન કાગડાની ચાંચ જેવો હોવાથી **કાકૌષ્ઠક** કહેવાય છે. પહેલાંના દસ બંધોમાં પણ જે કાનો સોજા, દાહ, રતાશ, પાક, ફોલ્લીઓ અને સાવથી યુક્ત હોય તેઓ સારા કરી શકાતા નથી.

આ વિષયના શ્લોકોમાં ભગવાનધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે 'જે કાનની બૂટાની બન્ને ચીરો રહી ન હોય, તે કાનની પૂતળીની ઉપરના સમતાવાળા મધ્યભાગમાં વેધ કરીને વધારો કરવો. (આ નિર્વેધિમનુ સંધાનસૂત્ર છે ) ગાલ તરફની ફાડની સામેની ફાડ લાંબી હોય તો તેને ગાલ તરફના ટૂકા ભાગની સાથે અંદર સાંધો આવે અને ગાલ તરફની ફાડ લાંબી હોય તો તેને સામેના ટૂકા ભાગની સાથે બહાર સાંધો આવે. (આ અર્ધકપાટસંધિક અને કપાટસંધિકનું સંધાનસૂત્ર છે.[1]) જો જાડી, પહોળી તથા સ્થિરતા-વાળી એક જ ફાડ અવશેષ રહી હોય, તો તેને ફાડી બે ફાડ કરી એક ફાડને કાપીને ઉપરના ભાગમાં સાંધવી ( આ આસંગિમનુ સંધાનસૂત્ર છે ) બૂટની બન્ને ફાડો થોડી થોડી રહી હોય, તો

૧ ડલ્લન તો માને છે કે, આ વ્યાયોજિમનુ પણ સંધાનસૂત્ર છે

શાસ્ત્ર જાણનારા વૈદ્યે એ ફાંડોમાં ટાંચા દઈ ગાલમાંથી વળગેલા છેડાવાળું જીવતું (લોહીવાળું) માંસ કાઢીને તે માંસથી બન્ને ફાંડોને પૂરીને સાંધી દેવી.[1] (આ આહાર્યનું સંધાનસૂત્ર છે.)' ૬

કાન સાંધવાની સામગ્રી, પદ્ધતિ તથા ચિકિત્સા

अतोऽन्यतमं बन्धं चिकीर्षुरग्रोपहरणीयोक्तोपसंभृतसम्भारं विशेषतश्चात्रोपहरेत् सुरामण्डं क्षीरमुदकं धान्याम्लं कपालचूर्णं चेति। ततोऽङ्गनां पुरुषं वा ग्रथितकेशान्तं लघु भुक्तवन्तमाप्तैः सुपरिगृहीतं च कृत्वा बन्धमुपधार्य छेद्यभेद्यलेख्यव्यधनैरुपपन्नैरुपपाद्य कर्णे शोणितमवेक्षेत तद्दुष्टमदुष्टं वेति। तत्र वातदुष्टे धान्याम्लोष्णोदकाभ्यां पित्तदुष्टे शीतोदकपयोभ्यां श्लेष्मदुष्टे सुरामण्डोष्णोदकाभ्यां प्रक्षाल्य कर्णौ पुनरवलिख्यानुन्नतमहीनमविषमं च कर्णसंधिं संनिवेश्य स्थितरक्तं संदध्यात्। ततो मधुघृतेनाभ्यज्य पिचुप्लोतयोरन्यतरेणावगुण्ठ्य सूत्रेणानवगाढमशिथिलं च बद्ध्वा कपालचूर्णेनावकीर्याऽऽचारिकमुपदिशेद्द्विव्रणीयोक्तेन च विधानेनोपचरेत् ॥ ७ ॥

એ દશ બંધોમાંનો કોઈ પણ બંધ કરવો હોય, ત્યારે વૈદ્યે આ ગ્રંથના 'અગ્રોપહરણીય' નામના અધ્યાયમાં (આ સ્થાનના ૫ મા અધ્યાયમાં) કહેલી સામગ્રીઓ હાજર રાખવી અને વિશેષે કરી મદિરાની ઉપરનો આછો ભાગ, દૂધ, જળ, ધાન્યામ્લ[2] અને ઠીકરાના ચૂર્ણને હાજર રાખવાં. પછી સ્ત્રીને[3] કે પુરુષને તેના વાળ ગૂંથાવી,[4] હલકું જમાડી,[5] તેનાં સગાંસંબંધીઓને હાજર રાખી, તે દ્વારા બરાબર સ્થિર કરી, વિશ્વાસપાત્ર લોકોની સાથે 'અહીં અમુક પ્રકારનો બંધ કરવો છે' એમ નિશ્ચય કરી લઈ, કાન ઉપર છેદન, ભેદન, લેખન તથા વેધન એ ક્રિયાઓમાંથી યોગ્ય જણાય તે ક્રિયા કરીને લોહીની તપાસ કરવી કે 'લોહી દુષ્ટ છે કે અદુષ્ટ છે?' રુધિર જો વાયુથી દુષ્ટ થયેલું જણાય તો તેને ધાન્યામ્લ તથા ઊના જળથી, પિત્તથી દુષ્ટ થયેલું જણાય, તો તેને ઠંડા પાણીથી તથા દૂધથી અને કફથી દુષ્ટ થયેલું જણાય, તો તેને મદિરાની આછથી તથા ઊના પાણીથી ધોઈ નાખી, કાનમાં ફરી વાર ટાંચા દઈ, ઊંચો પણ નહિ, નીચો પણ નહિ અને વિષમ પણ નહિ, એવો બરાબર સાંધો મિલાવી, લોહી વહેતું બંધ પડે, ત્યારે સાંધવાની ક્રિયા કરવી. પછી તે ઉપર મધનો તથા ઘીનો અભ્યંગ કરી તેના ઉપર રૂ અથવા કપડું વીંટી દોરા વડે બહુ દૃઢ પણ નહિ અને પોચું પણ નહિ એવી રીતે બાંધી લઈ તેના ઉપર ઠીકરાનું ચૂર્ણ ભભરાવીને પછી આહારવિહાર કરવાનું બતાવવું અને દ્વિવ્રણીય નામના અધ્યાયમાં (ચિકિત્સાસ્થાનના પહેલા અધ્યાયમાં) કહેલી આલેપન આદિ ક્રિયાઓથી ઉપચાર કરવા. ૭

કર્ણસંધાન પછી વર્જિતકર્મ-કર્તવ્યકર્મ

भवतश्चात्र।

विघट्टनं दिवास्वप्नं व्यायाममतिभोजनम्।
व्यवायमग्निसंतापं वाक्छ्रमं च विवर्जयेत् ॥

૧ લોહીવાળા માંસનો એક છેડો ગાલમાં વળગેલો ન રાખ્યો હોય, તો ખૂટ પર નવું ચોડેલું તે માસ ઊખડી જાય છે. એટલા માટે સાંધો બરાબર રુઝાઈને મજબૂત થયા પછી, માંસનો ગાલની સાથે વળગેલો છેડો કાપી નાખવો.

૨ ચોખાનું ચૂર્ણ તથા કોદરા વગેરેનું ચૂર્ણ આથવાથી ધાન્યામ્લ થાય છે. (ભા. પ્ર.)

૩ સ્ત્રીઓને ભૂષણોનું પ્રધાનપણું છે, તેથી સ્ત્રીનું નામ પ્રથમ આપ્યું છે.

૪ વાળ ગૂંથાવ્યા ન હોય, તો તે વાળ આડાઅવળા આવી પડવાથી ક્રિયામાં હરકત આવે.

૫ રોગી જમ્યો હોય તો ક્રિયાની પીડા સહન કરી શકે અને થોડું તથા હલકું જમ્યો હોય તેથી વેદનાને લીધે અથવા રાતના ઉજાગરા વગેરેની લીધે પણ અજીર્ણની હરકત ન આવે.

आमतैलपरीषेकं त्रिरात्रमवचारयेत्।
ततस्तैलेन संसृष्टं त्र्यहादपनयेत्पिचुम् ॥ ८ ॥

કાનને હલાવવો કે રગડવો નહિ. દિવસે સૂવું નહિ. કસરત કે મહેનત કરવી નહિ. અતિ ભોજન કરવું નહિ. મૈથુન કરવું નહિ. અગ્નિનો તાપ લેવો નહિ અને ઝાઝું બોલવું પણ નહિ. કાન ઉપર ત્રણ દિવસ સુધી કાચા તેલથી સેચન કર્યા કરવું અને ત્રણ દિવસ થયા પછી તેલથી ભિજાયેલું રૂનું પૂમડું અથવા કપડું કાઢી નાખવું. ૮

કેવા કાનને સાંધવો નહિ?

न चासंशुद्धरक्तमतिप्रवृत्तरक्तं क्षीणरक्तं वा संदध्यात्। स हि वातदुष्टे रक्ते रूढोऽपि परिपुटनवान्। पित्तदुष्टे दाहपाकरागवेदनावान्। श्लेष्मदुष्टे स्तब्धः कण्डूमान्। अतिप्रवृत्तरक्ते श्यावशोफवान् क्षीणोऽल्पमांसो न वृद्धिमुपैति ॥ ९ ॥

અશુદ્ધ (દુષ્ટ) લોહીવાળા કાનને સાંધવો નહિ, લોહી શુદ્ધ છતાં પણ બહુ વહેતું હોય ત્યાં સુધી સાંધવો નહિ અને ક્ષીણ રુધિરવાળા કાનને પણ સાંધવો નહિ. રુધિર જો **વાયુથી દુષ્ટ** હોય તો સાંધેલો કાન રુઝાઈ ગયા છતાં પણ પાછો ફાટી જાય છે અથવા મિશ્રચિકિત્સિતમાં (ચિકિત્સાસ્થાનના ૨૫ મા અધ્યાયમાં) કહ્યા પ્રમાણે સોજાવાળા પરિપોટ નામના રોગવાળો થાય છે. રુધિર જો **પિત્તથી દુષ્ટ** હોય તો સાંધેલો કાન દાહ, પાક, રતાશ તથા વેદનાથી સંયુક્ત થાય છે. રુધિર જો **કફથી દુષ્ટ** હોય તો સાંધેલો કાન સ્તબ્ધ અને ખરજવાળો થાય છે. રુધિર અત્યંત વહેતું હોય તે છતાં સાંધ્યો હોય, તો તે કાન વાયુએ કરેલા કાળા સોજાવાળો થાય છે. જો ક્ષીણ[1] રુધિરવાળો કાન સાંધવામાં આવે તો અલ્પ માંસવાળો રહેવાને લીધે વધતો નથી. ૯

સાંધેલા કાનને વધારવાની પદ્ધતિ

स यदा सुरूढो निरुपद्रवः सवर्णो भवति तदैनं शनैः शनैरभिवर्धयेत्। अतोऽन्यथा संरम्भदाहपाकरागवेदनावान् पुनश्छिद्यते वा ॥ १० ॥

જ્યારે કાન સારી પેઠે રુઝાયેલો, ઉપદ્રવો વગરનો અને પ્રથમના જેવા વર્ણવાળો થાય, ત્યારે ધીરે ધીરે તેને વધારવો. જો બરાબર રુઝાયા વિના, ઉપદ્રવો વગરનો થયા વિના અને પ્રથમના જેવા વર્ણવાળો થયા વિના અથવા 'ઉતાવળથી' વધારવામાં આવે તો સોજો, દાહ, પાક, રતાશ તથા વેદનાવાળો થાય છે કે પાછો છેદાઈ જાય છે.

દોષ વગરના કાનને વધારવા માટે અભ્યંગ

अथास्याप्रदुष्टस्याभिवर्धनार्थमभ्यंगः। तद्यथा। गोधाप्रतुदविष्किरानूपौदकवसामज्जानौ पयः सर्पिस्तलं गौरसर्षपजं च यथालाभं सम्भृत्यार्कालर्कबलातिबलानन्तापामार्गाश्वगन्धाविदारिगन्धाक्षीरशुक्लाजलशूकमधुरवर्गप्रतिवापं तैलं वा पाचयित्वा स्वनुगुप्तं निदध्यात्। स्वेदितोन्मर्दितं कर्णं स्नेहेनानेन योजयेत्। अथानुपद्रवः सम्यग्बलवांश्च निवर्द्धते ॥ यवाश्वगन्धायष्ट्याह्वैस्तिलैश्चोद्वर्तनं हितम्। शतावर्यश्वगन्धाभ्यां पयस्यैरण्डजीवनैः ॥ तैलं विपक्वं सक्षीरमभ्यंगात्पालिवर्धनम् ॥ ११ ॥

હવે જેમાં કશો દોષ ન રહ્યો હોય એવા કાનને વધારવા માટે અભ્યંગ કહીએ છીએ. ચંદન ઘો, તેતર તથા કૂકડાં વગેરે વિષ્કિર[2] પક્ષીઓ, કાબર તથા કબૂતર વગેરે પ્રતુદ[3]

---

૧ અહીં શુદ્ધ રુધિરના અતિસ્રાવથી જ ક્ષીણ રુધિરવાળો સમજવો, પણ દોષ સંબંધી ઉપદ્રવોથી ક્ષીણ રુધિરવાળો સમજવો નહિ; કેમ કે દોષો સંબંધી ઉપદ્રવોથી ક્ષીણ થયેલાને વધારવામાં આવે તો તે ઉદાઈ જ જાય છે.

૨ જે પક્ષીઓ પૃથ્વીને ખોતરી ખોતરીને તેમાંથી પોતાના ભક્ષ્યને ખાય છે તેઓ વિષ્કિર કહેવાય છે.

૩ જે પક્ષીઓ પોતાના ભક્ષ્યને ચાંચથી ફોલી ફોલીને ખાય છે તેઓ પ્રતુદ કહેવાય છે.

પક્ષીઓ, સૂઅર તથા પાડા વગેરે આનૂપો[1] અને રોહિત[2] વગેરે જલજંતુઓની ચરબી તથા મજ્જા અને ઘી તથા સફેદ સર્ષપનું તેલ એ ચારે સ્નેહોને ભળી આવે તેટલા એકઠા કરી ચોગણા દૂધમાં[3] પકાવીને કાળજીથી રાખી મૂકવા અથવા એકલા તેલને જ આકડો, ધોળો આકડો, બળદાણા, ખપાટ, ધોળી ઉપલસરી, અઘેડો, આસોંદ, શાલિપર્ણી,[4] દૂધવાળો કૃગવેલાનો કંદ, જલશૂક[5] અને કાકોલી આદિ મધુર ગણનો કલ્ક નાખી પકાવીને સારી રીતે રાખી મૂકવું.

કાનને શેકી તથા ચોળીને તે ઉપર એ સ્નેહનો અથવા તેલનો અભ્યંગ કરવો. આમ કરવાથી કાન ઉપદ્રવ વગરનો તથા બળવાન થઈ વૃદ્ધિ પામે છે. અભ્યંગ કર્યા પછી જવ, આસોંદ, જેઠીમધ અને તલના કલ્કથી કાનને ચોળીને સાફ કરવો હિતકારી છે. શતાવરી, આસોંદ, ખરણેર, એરંડો અને કાકોલી આદિ જીવનીય-ગણનો કલ્ક નાખી ચોગણા દૂધમાં પકાવેલા તેલનો અભ્યંગ કરવામાં આવે તો તેથી પણ કાન વધે છે.

૧ પાડા, સૂઅર, ગેંડા, ચમરી તથા હાથી વગેરે પશુઓ જળના કિનારાઓ ઉપર ફરે છે તેથી તે આનૂપ કહેવાય છે.

૨ જેનાં પેટ, મોઢું, આંખો તથા પાંખો રાતાં હોય અને પૂછડું કાળું હોય તે મત્સ્ય રોહિત કહેવાય છે. આ મત્સ્યને ગુજરાતીમાં રોહીડો કહે છે

૩ જો કોઈ સ્નેહ પકાવવો હોય, તો તેને ચોગણા દૂધમાં પકાવવો એવી મર્યાદા છે; પણ જ્યાં કોઈ દ્રવનું નામ ન આપ્યું હોય ત્યાં ચોગણા પાણીમાં પકાવવો. દૂધની સાથે બીજો પણ કોઈ દ્રવ નાખવાનું કહ્યું હોય તો દૂધ સ્નેહ બરાબર જ નાખવું. 'યથાલાભ એકઠા કરીને' એમ કહ્યું તે ઉપરથી જણાય છે કે સઘળા ન મળે તો એકાદનું પણ ગ્રહણ કરીને તેઓને પકાવી રાખવા.

૪ આનો પર્યાય ગુજરાતીમાં મળતો નથી.

૫ જલશૂક એટલે જળની શેવાળ અથવા જળની અંદર રહેનારું રુવાંટાંવાળું ઝેરી પ્રાણી સમજવું. કેટલાક કહે છે કે, તેને જળમાં ફરનારો કાળો કીડો સમજવો.

કાન ન વધે તો શું કરવું ?

ये तु कर्णा न वर्द्धन्ते विधिनानेन योजिताः ।
तेषामपांगदेशेषु कुर्यात्प्रच्छानमेव तु ।
बाह्यच्छेदं न कुर्वीत व्यापदस्युस्ततो ध्रुवाः ॥१२॥

કાનને વધારવાના જે ઉપાયો કહ્યા તે ઉપાયોની યોજના કરતાં કાન ન વધે, તો યોગ્યતા જોઈ તે કાનની પૂતળીના નીચા ભાગમાં શસ્ત્રથી જરાક છેદવું. કાનની પૂતળીથી બહારના ભાગમાં કદી પણ છેદવું નહીં. બહારના ભાગમાં છેદન કરવામાં આવે, તો તેથી અવશ્ય બગાડો થાય છે. ૧૨

ન રુઝાયેલા કાનને વધારવામાં હરકત

बद्धमात्रं तु यः कर्णं सहसैवाभिवर्द्धयेत् ।
आमकोशी समाध्मातः क्षिप्रमेव विमुच्यते ॥१३॥

જો કર્ણ-બંધ કરીને તુરત જ કાનને વધારવામાં આવે, તો તે બરાબર નહિ રુઝાયેલા મધ્યવાળો કાન સૂજી જઈને તુરત જ તૂટી જાય છે.

કાન કેવો થયા પછી તેને વધારવો ?

जातरोमा सुवर्त्मा च श्लिष्टसंधिः समः स्थिरः ।
सुरूढोऽवेदनो यस्तु तं कर्णं वर्द्धयेच्छनैः ॥१४॥

કાન જ્યારે સારી પેઠે રુઝાયેલો, વેદના વગરનો, જેના ઉપર રુવાંટાં ઉત્પન્ન થયાં હોય એવો, સુંદર છિદ્રવાળો, પરસ્પરની સાથે સંલગ્ન સાંધાઓવાળો, નીચતા તથા ઊંચતારહિત અને દૃઢ થાય ત્યારે તેને ધીરે ધીરે વધારવો. ૧૪

કર્ણબંધનો જુદા પ્રકાર

अमिताः कर्णबन्धास्तु विज्ञेयाः कुशलैरिह ।
यो यथासुनिविष्टः स्यात्तं तथा विनियोजयेत् ॥१५

અહીં કુશળ વૈદ્યોએ 'કર્ણબંધોના પ્રકારો અપરિમિત છે' એમ સમજી લેવું અને યથાશક્તિ તે પ્રકારો જાણી લેવા. જ્યાં જે પ્રકાર બંધબેસતો જણાય ત્યાં તે પ્રકારની યોજના કરવી. ૧૫

કાનની બૂટમાંના વ્યાધિઓ અને ચિકિત્સા

कर्णपाल्यामयान्नृणां पुनर्वक्ष्यामि सुश्रुत ।
कर्णपाल्यां प्रकुपिता वातपित्तकफास्त्रयः ॥

द्विधा वाप्यथ संसृष्टाः कुर्वन्ति विविधा रुजः ।
विस्फोटः स्तब्धता शोफः पाल्यां दोषे तु वातिके ॥
दाहविस्फोटजननं शोफः पाकश्च पैत्तिके ।
कण्डूः सश्वयथुः स्तम्भो गुरुत्वं च कफात्मके ॥
यथादोषं च संशोध्य कुर्याच्चैषां चिकित्सितम् ।
स्वेदाभ्यंगपरीषेकैः प्रलेपासृग्विमोक्षणैः ॥
मृद्वीं क्रियां बृंहणीयैर्यथास्वं भोजनैस्तथा ।
य एवं वेत्ति दोषाणां चिकित्सां कर्तुमर्हति ॥१६॥

હે સુશ્રુત ! હવે માણસોને કાનની બૂટમાં જે રોગો થાય છે તેઓ વિષે કહું છું. કાનની બૂટમાં પ્રકોપ પામેલા વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષો જુદા જુદા અથવા બબ્બે મળીને અથવા ત્રણે મળીને અનેક પ્રકારના રોગોને ઉત્પન્ન કરે છે. જો **વાયુનો** પ્રકોપ થયો હોય તો ફોલ્લા, સ્તબ્ધતા તથા સોજો થાય છે. જો **પિત્તનો** પ્રકોપ થયો હોય, તો દાહ, ફોલ્લા, સોજો તથા પાક થાય છે. જો **કફનો** પ્રકોપ થયો હોય, તો ખરજ, સોજો, સ્તબ્ધતા અને ગુરુતા થાય છે.

જે દોષ હોય તેને અનુસરતું સંશોધન કરીને યોગ્યતા પ્રમાણે સ્વેદનોથી, અભ્યંગોથી, સ્નેહાદિકની ધારાઓ કરવાથી, પ્રલેપોથી અને લોહી કાઢવાથી, તે તે વ્યાધિઓની ચિકિત્સા કરવી, તેમ જ યોગ્યતાને અનુસરીને બૃંહણીય ઓષધોથી તથા તેવા જ પ્રકારનાં ભોજનોથી કોમળ ચિકિત્સા પણ કરવી. જે વૈદ્ય આ પ્રમાણે દોષોની પરીક્ષા કરી શકે તે વૈદ્ય જ ચિકિત્સા કરવામાં યોગ્ય છે.[1] ૧૬

**રોગોનાં નામો, લક્ષણો તથા ચિકિત્સાઓ**

अत ऊर्ध्वं नामलिंगैर्वक्ष्ये पाल्यामुपद्रवान् ।
उत्पाटकश्चोत्पुटकः श्यावः, कण्डूयुतो, भृशम् ॥
अवमन्थः, सकण्डूको, ग्रन्थिको, जम्बुलस्तथा ।
स्रावी, च दाहवांश्चैव शृण्वेषां क्रमशः क्रियाम् ॥
अपामार्गः सर्जरसः पाटलालकुचत्वचौ ।
उत्पाटके प्रलेपः स्याच्चैलमेभिश्च पाचयेत् ॥
शम्याकशिग्रुपूतीकगोधामेदोऽथ तद्वसा ।
वाराहं गव्यमैणेयं पित्तं सर्पिश्च संसृजेत् ॥
लेपमुत्पुटके दद्याच्चैलमेभिश्च साधितम् ।
गौरीं सुगन्धां सश्यामामनन्तां तण्डुलीयकम् ॥
श्यावे प्रलेपनं दद्याच्चैलमेभिश्च साधितम् ।
पाठां रसांजनं क्षौद्रं तथा स्यादुष्णकांजिकम् ॥
दद्याल्लेपं सकण्डूके तैलमेभिश्च साधितम् ।
व्रणीभूतस्य देयं स्यादिदं तैलं निजानतां ॥
मधुकक्षीरकाकोलीजीवकाद्यैर्विपाचितम् ।
गोधावराहसर्पाणां वसाः स्युः कृतबृंहणे ॥
प्रलेपनमिदं दद्यादवसिच्यावमन्थके ।
प्रपौण्डरीकं मधुकं समंगां धवमेव च ॥
तैलमेभिश्च सपक्वं शृणु कण्डूमतः क्रियाम् ।
सहदेवा विश्वदेवा अजाक्षीरं ससैन्धवम् ॥
एतैरालेपनं दद्याच्चैलमेभिश्च साधितम् ॥
ग्रन्थिके गुटिकां पूर्वं स्रावयेदवपाट्य तु ।
ततः सैन्धवचूर्णं तु घृष्ट्वा लेपं प्रदापयेत् ॥
लिखित्वा तत्स्रुतं घृष्ट्वा चूर्णैर्लोध्रस्य जम्बुले ।
क्षीरेण प्रतिसार्यैनं शुद्धं संरोपयेत्ततः ॥
मधुपर्णी मधूकं च मधुकं मधुना सह ।
लेपः स्राविणि दातव्यस्तैलमेभिश्च साधितम् ॥
पंचवल्कैः समधुकैः पिष्टैस्तैश्च घृतान्वितैः ।
जीवकाद्यैः ससर्पिष्कैर्दह्यमानं प्रलेपयेत् ॥ १७ ॥

હવે કાનની બૂટમાં જે રોગો થાય છે તેઓને નામોથી તથા ચિહ્નોથી જણાવું છું. ઉત્પાટક, ઉત્પુટક, શ્યાવ, સકંડૂક, અવમંથ, કંડૂમાન, ગ્રંથિક, જંબુલ, સ્રાવી અને દાહવાન એ નામના દશ રોગ થાય છે.

( કાનની બૂટમાં દાહ, પાક તથા પીડા-

[1] આ આખો સોળમો વિષય ઋષિપ્રણીત નથી અર્થાત્ ક્ષેપક છે એમ સુશ્રુત-સંપ્રદાયી લોકો માને છે અને તે ઉપરથી ડલ્હને પણ આની વ્યાખ્યા કરી નથી.

વાળો જે સોજો થાય તે ઉત્પાટક કહેવાય છે. કાનની બૂટમાં વેદનાવાળો અને ફાટી જનારો જે સ્તબ્ધ સોજો થાય તે ઉત્પુટક કહેવાય છે. કાનની બૂટમાં દાહ, પાક તથા પીડાવાળો જે કાળો સોજો ઉત્પન્ન થાય તે **શ્યાવ** કહેવાય છે. કાનની બૂટમાં જે અત્યંત ખરજવાળો સોજો ઉત્પન્ન થાય તે સકંડૂક કહેવાય છે. કાનની બૂટમાં કફના જેવા વર્ણવાળો, કફ સંબંધી વેદના તથા ખરજવાળો સોજો ઉત્પન્ન થાય તે **અવમંથક** કહેવાય છે. કાનની બૂટમાં જે સાધારણ ચળવાળો સોજો ઉત્પન્ન થાય તે **કંડૂમાન** કહેવાય છે. કાનની બૂટમાં ગાંઠરૂપ સોજો ઉત્પન્ન થાય તે **ગ્રંથિક** કહેવાય છે. કાનની બૂટમાં જાંબુ જેવો જે કાળો સોજો થાય તે **જંબુલ** કહેવાય છે. કાનની બૂટમાં ખરજ, દાહ અને વેદના તથા સ્રાવવાળી સર્ષપો જેવી થતી ફોલ્લીઓ **સ્રાવી** કહેવાય છે. કાનની બૂટમાં ફક્ત ભારે બળતરાવાળો સોજો થાય તે **દાહવાન** કહેવાય છે.)

હવે એ દશ રોગોની અનુક્રમથી ચિકિત્સા કહું છું તે સાંભળો.

ઉત્પાટક થયો હોય તો અઘેડો, રાળ, પાડલ અને ક્ષુદ્ર ફણસની છાલનો પ્રલેપ કરવો અને એનો કલ્ક નાખીને પકાવેલું તેલ લગાડવું.

ઉત્પુટક થયો હોય તો ગરમાળો, સરગવો, કરંજ, ચંદનઘોની ચરબી, ચંદનઘોની વસા, સૂવરનું પિત્ત, બળદનું પિત્ત, કાળિયા હરિણનું પિત્ત અને ઘી—એમને સાથે વાટીને તેનો લેપ કરવો અને એમના કલ્કથી પકાવેલું તેલ લગાડવું.

શ્યાવ થયો હોય તો હળદર, નગોડ, ધઉંલાં, ધોળી ધ્રોકડ અને તાંદળજાનો પ્રલેપ કરવો અને એમનો કલ્ક નાખીને પકાવેલું તેલ લગાડવું.

સકંડૂક થયો હોય તો કાળીપાડ, રસવંતી, મધ અને ગરમ કાંજીનો લેપ કરવો અને એમનો કલ્ક નાખી પકાવેલું તેલ લગાડવું. જો સકંડૂક વ્રણરૂપ થઈ ગયો હોય તો સમજુ વૈદ્યે જેઠીમધ, ક્ષીરકાકોલી અને જીવક ઇત્યાદિ ઔષધોથી પકાવેલું તેલ લગાડવું તથા બૃંહણક્રિયા કરીને ચંદનઘો, સૂવર અને સર્પની ચરબીનો લેપ કરવો.

અવમંથક થયો હોય તો સ્રાવણ કર્યા પછી પાંડરવો, જેઠીમધ, મજીઠ અને ધાવડોનો લેપ કરવો અને તેમનો કલ્ક નાખી પકાવેલું તેલ લગાડવું.

કંડૂમાન થયો હોય તો સહદેવી અને ગંગેટીને બકરીના દૂધમાં સૈંધવ સહિત વાટી તેનો લેપ કરવો અને એમનો કલ્ક નાખી પકાવેલું તેલ લગાવવું.

ગ્રંથિક થયો હોય તો પ્રથમ ગાંઠને ચીરી તેમાંથી સ્રાવ કરાવવો અને પછી તેના ઉપર સૈંધવનું ચૂર્ણ ઘસીને તેનો જ લેપ કરવો.

જંબુલ થયો હોય તો તેને શસ્ત્ર વડે ખોતરી સ્રાવ કર્યા પછી લોધરના ચૂર્ણથી ઘસી દૂધથી ધોઈ, શુદ્ધ થયા પછી તેની રોપણક્રિયા (વ્રણમાં ભરતી લાવવાની ક્રિયા) કરવી.

સ્રાવી થયો હોય તો સીવણ, જેઠીમધ, મહુડા અને મધનો લેપ કરવો અને એ જ દ્રવ્યો નાખીને પકાવેલું તેલ લગાડવું.

દાહવાન થયો હોય તો પંચવલ્કલ[1] અને જેઠીમધને વાટી ઘીથી મિશ્રિત કરીને તેનો લેપ કરવો, અથવા જીવકાદિક દ્રવ્યોને વાટી ઘીથી મિશ્રિત કરીને તેનો લેપ કરવો.[2] ૧૭

૧ વડ, ઉબરો, પીપળો, પારસપીપળો અને પીપર એ પાંચ દૂધવાળાં વૃક્ષોની છાલ પંચવલ્કલ કહેવાય છે.

૨ આ સઘળો સત્તરમો વિષય પૂર્વાચાર્યોએ તથા ડલ્હને પણ ક્ષેપક માનેલો છે. ચિકિત્સાસ્થાનના ૨૫મા અધ્યાયમાં કાનની બૂટના પાંચ રોગો ચિકિત્સા સહિત આપેલા છે, તેથી જણાય છે કે આ અધ્યાયનો આ સત્તરમો વિષય ક્ષેપક જ હોવો જોઈએ. એક જગ્યાના રોગોનું બે જગ્યાએ કરેલું નિરૂપણ વાંધાભરેલું જ ગણાય.

કપાયેલા નાકને સાંધવાનો પ્રકાર

विश्लेषितायास्त्वथ नासिकाया वक्ष्यामि संधानविधिं यथावत्। नासाप्रमाणं पृथिवीरुहाणां पत्रं गृहीत्वा त्ववलम्बितस्य॥ तेन प्रमाणेन हि गण्डपार्श्वादुत्कृत्य बद्धं त्वथ नासिकाग्रम्। विलिख्य चाशु प्रतिसंदधीत तत्साधुबंधैर्भिषगप्रमत्तः॥ सुसंहितं सम्यगतो यथावन् नाडीद्वयेनाभिसमीक्ष्य बद्ध्वा। प्रोन्नम्य चैनामवचूर्णयेच्च पतंगयष्टीमधुकांजनैश्च॥ संछाद्य सम्यक् पिचुना सितेन तैलेन सिंचेदसकृत्तिलानाम्। घृतं च पाय्यः स नरः सुजीर्णे स्निग्धो विरेच्यः स यथोपदेशम्॥ रूढं च सन्धानमुपागतं स्यात् तदर्धशेषं तु पुनर्निकृन्तेत्॥ हीनां पुनर्वर्द्धयितुं यतेत समां च कुर्यादतिवृद्धनासाम्॥१८॥

હવે નાક કપાઈ ગયું હોય તો તેને સાંધવાનો પ્રકાર સંપૂર્ણ રીતે કહું છું. વૈદ્યે નાકનો જેટલો ભાગ કપાઈ ગયો હોય તેના બરોબર કોઈ ઝાડનું પાંદડું લઈ, તેને ગાલ ઉપર મૂકી, બરાબર તે પ્રમાણે ભરી લઈ, ગાલના પડખામાંથી સંલગ્ન રીતે ગાલને વળગી રહેલા છેડાવાળું માંસ કાપી લઈ,[1] નાકના અગ્રને ટાચા દઈને તુરત જ સાવધાની રાખી, ત અગ્રની સાથે સારા બંધોથી તે માંસને સાંધી દેવું. તે નાકના અગ્રને સારી રીતે સંધાયલું જોઈ, બરુની અથવા એરંડાની ડાંડલીની બે નળીઓથી યોગ્ય રીતે બાંધી લઈ સારી રીતે ઊંચું કરીને તેના ઉપર રતાંજલિ, જેઠીમધ અને રસવંતીનું ચૂર્ણ ભભરાવી, સફેદ રૂના પૂમડાથી સંપૂર્ણ રીતે ઢાંકી દઈ તેની ઉપર વારંવાર તલના તેલથી સેચન કરવું. એ માણસને ઘી પાવું અને ઘી પાવાથી સ્નિગ્ધ થયેલા તે માણસને ભોજન સારી પેઠે પચ્યા પછી શાસ્ત્રોક્ત રીતિ પ્રમાણે વિરેચન દેવું. જ્યારે સાંધેલો ભાગ સંપૂર્ણ રીતે રુઝાઈને ઠીક[2] જામી જાય, ત્યારે ગાલની સાથે વળગી રહેલો તે માંસનો છેડો કાપી નાખવો. આમ કર્યા છતાં જો નાક ટૂંકું રહી ગયું હોય, તો તેને વધારવા માટે તે પ્રમાણે જ ફરી વાર યત્ન કરવો અને બહુ વધી ગયું હોય તો તેને સમ કરવું. ૧૮

કપાયેલા હોઠને સાંધવાનો પ્રકાર

नाडीयोगं विनौष्ठस्य नासासंधानवद्विधिम्। य एवमेवं जानीयात्स राज्ञः कर्तुमर्हति॥१९॥

કપાઈ ગયેલા હોઠને સાંધવાનો પ્રકાર પણ નળીઓ લગાવવા સિવાય બાકી નાકને સાંધવાના પ્રકારની પેઠે જ કરવો. જે વૈદ્ય આ પ્રમાણે કરી જાણે તે જ વૈદ્ય રાજાની ચિકિત્સા કરવાને લાયક ગણાય છે. ૧૯

## અધ્યાય ૧૭ મો.

ઉપક્રમ

अथात आमपक्वैषणीयमध्यायं व्याख्यास्यामः॥१॥

હવે શિષ્યોના પૂછવાથી જ 'આમપક્વૈષણીય'[3] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

સોજાનું સ્વરૂપ અને તે સોજાના ૭ પ્રકાર

शोफसमुत्थानो ग्रन्थिविद्रध्यलजीप्रभृतयः प्रायेण व्याधयोऽभिधास्यन्तेऽनकाकृतयस्तैर्विलक्षणः, पृथुर्ग्रथितः, समो, विषमो, वा त्वङ्मांसस्थायी दोषसंघातः शरीरैकदेशोत्थितः शोफं इत्युच्यते॥२॥

૧ સાંધેના જ ભાગનું માંસ પોષણતત્ત્વ ચાલુ રહેવાથી સંધાઈ જાય છે. પણ જો કે કપાળમાંથી 'સ્કીન ગ્રાફ્ટિંગ' કે 'માંસ ગ્રાફ્ટિંગ' થાય તો તે તે ભાગથી અલગ પડી જવાથી યોગ્ય રીતે સંધાઈ શકે નહિ. પ્ર.

૨ જ્યારે જીવન આમાસામી મળી જાય, ત્યારે જુદો પાડવો. પ્ર.

૩ કાચા સોજાની, પાકવા લાગેલા સોજાની તથા પાકી ગયેલા સોજાની પરીક્ષા વિષેનો.

स षड्विधो वातपित्तकफशोणितसन्निपाताऽऽगन्तुनिमित्तः।

ઘણું કરીને સોજાના જેવા ઉદયવાળા અને અનેક આકારોવાળા ગ્રંથિ, વિદ્રધિ અને અલજી[1] ઇત્યાદિ વ્યાધિઓ કે જેઓ કહેવામાં આવશે તેઓથી જુદા જ પ્રકારનો, વિસ્તીર્ણ, ગાંઠ જેવો ઊંચો, સમ આકારવાળો અથવા વિષમ આકારવાળો અને ઘણું કરીને ત્વચોમાં તથા માંસમાં રહેનારો દોષોનો સમૂહ શરીરના કોઈ એક પ્રદેશમાં ઊઠે છે તે સોજો કહેવાય છે.

વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, સંનિપાતજન્ય, રુધિરજન્ય અને આગંતુજન્ય એ રીતે તે સોજો ૭ પ્રકારનો થાય છે. ૨

સોજાના ૭ પ્રકારો તથા લક્ષણો

तस्य दोषरूपव्यंजनैर्लक्षणानि व्याख्यास्यामः; तत्र वातशोफोऽरुणः कृष्णो वा परुषो मृदुरनवस्थितस्तोदादयश्चात्र वेदनाविशेषा भवन्ति।

पित्तशोफः पीतो मृदुः सरक्तो वा शीघ्रानुसारी चोषादयश्चात्र वेदनाविशेषा भवन्ति।

श्लेष्मशोफः पाण्डुः शुक्लो वा कठिनः शीतः स्निग्धो मन्दानुसारी कण्ड्वादयश्चात्र वेदनाविशेषा भवन्ति।

सर्ववर्णवेदनः सन्निपातजः।

पित्तवच्छोणितजोऽतिकृष्णश्च।

पित्तरक्तलक्षण आगन्तुर्लोहितावभासश्च ॥३॥

એ સોજાના[2] દોષો સંબંધી વર્ણો ઉપરથી અને દોષો સંબંધી ચિહ્નો ઉપરથી લક્ષણો કહીએ છીએ.

**વાતજન્ય** સોજો લાલ અથવા કાળો, રૂક્ષ, કોમળ તથા ચંચળ હોય છે અને તેમાં સોય ભોંકાયા જેવી તથા શસ્ત્રથી કપાયા જેવી વગેરે અનેક જાતની વેદનાઓ થાય છે.

**પિત્તજન્ય** સોજો પીળો અથવા રતાશવાળો કોમળ તથા તુરત ગતિ કરનારો હોય છે અને તેમાં આકર્ષણ થવા જેવી તથા ચોમેર બળ્યા જેવી વગેરે અનેક જાતની વેદનાઓ થાય છે.

**કફજન્ય** સોજો પાંડુ વર્ણવાળો અથવા સફેદ વર્ણવાળો, કઠણ, ઠંડો, સ્નિગ્ધ તથા મંદ ગતિવાળો હોય છે અને તેમાં ખરજ તથા ભારેપણું ઇત્યાદિ અનેક વેદનાઓ થાય છે.

**સંનિપાતજન્ય** સોજો ઉપર કહેલા સઘળા વર્ણોવાળો અને ઉપર કહેલી સઘળી વેદનાઓવાળો થાય છે.

**રુધિરજન્ય** સોજો પિત્તજન્ય સોજા જેવો હોઈ અત્યંત કાળો હોય છે.

**આગંતુજન્ય** (અભિઘાત આદિથી થયેલો) સોજો પિત્તજન્ય તથા રુધિરજન્ય સોજાનાં લક્ષણોવાળો હોઈને લાલ વર્ણ જેવો દેખાય છે.

સોજાનું પાકવામાં અભિમુખ થવાનું કારણ

स यदा बाह्याभ्यन्तरैः क्रियाविशेषैर्न सम्भावितः प्रशमयितुं, क्रियाविपर्ययाद्बहुत्वाद्वा दोषाणां, तदा पाकाभिमुखो भवति ॥ ४ ॥

એ સોજો જ્યારે આલેપન તથા શોધન વગેરે બહારની ક્રિયાઓથી અને ક્વાથપાન, વમન તથા વિરેચન વગેરે અંદરની ક્રિયાઓથી, (પણ) દોષોના બહુપણાને લીધે અથવા તો ક્રિયાઓમાં કોઈ પ્રકારની ભૂલ થઈ જવાથી શમાવી શકાય નહિ, ત્યારે પાકવામાં અભિમુખ થાય છે. ૪

કાચા-પાકા સોજાનાં લક્ષણો

तस्याऽऽमस्य, पच्यमानस्य, पक्वस्य, च लक्षणमुच्यमानमवधारय।

तत्र मन्दोष्मता त्वक्सवर्णता शीतशोफता स्थैर्यं मन्दवेदनताल्पशोफता चामलक्षणमुद्दिष्टम्।

1 અલજી નામની ફોલ્લી થાય છે. પ્ર

2 સોજાના બે પ્રકાર છે : પાણીનો સોજો અને લોહીનો સોજો. અહીં લોહીના સોજાની વાત ચાલે છે. પ્ર.

सूचीभिरिव निस्तुद्यते दश्यत इव पिपीलिकाभिस्ताभिश्च संसृप्यत इव छिद्यत इव शस्त्रेण भिद्यत इव शक्तिभिस्ताड्यत इव दण्डेन पीड्यत इव पाणिना घट्टयत इव चांगुल्या दह्यते पच्यत इव चाग्निक्षाराभ्यामोषचोषपरीदाहाश्च भवन्ति वृश्चिकविद्ध इव च स्थानासनशयनेषु न शांतिमुपैति। आध्मातबस्तिरिवाततश्च शोफो भवति त्वग्वैवर्ण्यं शोफाभिवृद्धिर्ज्वरदाहपिपासा भक्तारुचिश्च पच्यमानलिंगम्॥

वेदनोपशान्तिः पाण्डुताल्पशोफता वलीप्रादुर्भावस्त्वक्परिपुटनं निम्नदर्शनमङ्गुल्याऽवपीडिते प्रत्युन्नमनं,बस्ताविवोदकसंचरणं पूयस्य, प्रपीडयत्येकमन्तमन्तेवावपीडिते मुहुर्मुहुस्तोदः कण्डूरनुन्नतता च व्याधेरुपद्रवशांतिर्भक्ताभिकाङ्क्षा च पक्वलिङ्गम्॥५॥

કાચા સોજાનાં, પાકવા લાગેલા સોજાનાં અને પાકી ગયેલા સોજાનાં જુદાં જુદાં લક્ષણો કહું છુ તે સાંભળો. ૫

જો સોજો કાચો હોય તો તે સોજામાં ઉષ્ણતા મંદ હોય છે. રંગ ચામડીના જેવો જ હોય છે. શીતતા અને કઠિનતા હોય છે, વેદના અલ્પ હોય છે અને સોજાનું કદ પણ નાનું હોય છે.

જો સોજો પાકવા લાગેલો હોય, તો તેમાં જાણે સોયો ભોંકાતી હોય, કીડીઓ ચટકા ભરતી હોય, કીડીઓ ચડતી હોય, શસ્ત્રથી છેદન થતું હોય, ભાલાંઓથી ભેદન થતું હોય, ધોકાથી માર પડતો હોય, હાથથી દબાણ થતું હોય, આંગળીથી મર્દન થતું હોય, અગ્નિથી બાળી નખાતું હોય તથા ક્ષારથી પકાવાતું હોય એવી વેદનાઓ થાય છે. એક પ્રદેશમાં અથવા ચોમેર બળતરા થાય છે અને આકર્ષણ થતું હોય એવી પીડા થાય છે, જેને વીંછી કરડ્યો હોય એવા માણસની પેઠે પાકવા લાગેલા સોજાવાળો માણસ ઊભતાં, બેસતાં કે સૂતાં ક્યાંય પણ શાંતિ પામતો નથી, સોજો ફૂંકથી ફુંકાવેલા મૂત્રાશયના દડાની પેઠે ચામડીના સંકોચથી રહિત થઈ જાય છે, ચામડીનો રંગ બદલાઈ જાય છે, સોજો વધી જાય છે, જ્વર આવે છે, બળતરા ઊઠે છે, તરસ લાગ્યા કરે છે અને અન્ન ઉપર અરુચિ થાય છે.

જો સોજો પાકી ગયો હોય, તો વેદન ઓછી થાય છે, સોજાનો રંગ ફિક્કો થાય છે, સોજાનું કદ કાંઈક નાનું થાય છે, સોજાની ઉપર કરચલીઓ વળે છે, ચામડી ઊચડી જાય છે, નમ્રતા જોવામાં આવે છે, આંગળીથી દબાવવામાં આવતાં બીજા પ્રદેશમાં ઊંચાણ થતું જોવામાં આવે છે, સોજાના એક છેડાને દબાવવામાં આવે અથવા તે છેડો પોતાની મેળે દબાય, તો જેમ મૂત્રાશયની કોથળીમાં જળનું આમતેમ સંચરણ થાય તેમ સોજામાં પરુનું આમતેમ સંચરણ થાય છે, વારંવાર ભોંકાયા જેવી વેદના થાય છે, ખરજ આવે છે, ઊંચાઈ ઓછી થઈ જાય છે, બળતરા વગેરે ઉપદ્રવોની શાંતિ થાય છે અને અન્ન ખાવાની ઇચ્છા થાય છે. (પાકી ગયેલા સોજામાં ભોંકાયા જેવી વેદના થાય એ વાતનું ચિહ્ન છે અને ખરજ આવે એ કફનું ચિહ્ન છે. દાહાદિક જતું રહેવાથી પિત્તનું ચિહ્ન માલૂમ પડતું નથી.)

કફજન્ય તથા અભિઘાતજન્ય[1] સોજાના પાકવાની પરીક્ષામાં વૈદ્યને ચેતવણી

कफजेषु तु रोगेषु गम्भीरगतित्वादभिघातजेषु वा केषुचिदसमस्तं पक्वलक्षणं दृष्ट्वा पक्वमपक्वमिति मन्यमानो भिषग्मोहमुपैति यत्र हि त्वक्सवर्णता शीतशोफता स्थौल्यमल्परुजताऽश्मवद्घनता न तत्र मोहमुपेयादिति॥६॥

કફજન્ય સોજાઓમાં ગંભીર ગતિ હોય છે

૧. વાગવાથી, ઑપરેશન કરવાથી, આગંતુક વગેરેની વાત છે. પ્ર.

અને અભિઘાતથી થયેલા કેટલાક સોજાઓમાં ગુપ્ત પ્રદેશની અંદર પેસી ગયેલાં શલ્ય વગેરે નિમિત્ત હોય, તેથી પક્વતાનાં લક્ષણો પૂરેપૂરાં જોવામાં આવતાં નથી. આમ થવાને લીધે વૈદ્ય પાકેલા સોજાને પણ કાચો માની લેવાથી ભૂલ કરી બેસે એમ છે. કફજન્ય તથા અભિઘાતજન્ય એ બન્ને પ્રકારના સોજાઓ પાકી ગયા હોય, તોપણ તેઓનો ઊંડો પાક થવાને લીધે ઉપરનો રંગ ચામડીના જેવો જ રહે છે, સ્પર્શ અંદરમાં ઊનો છતાં પણ બહારના ભાગમાં ઠંડો રહે છે,[1] સ્થૂલતા રહે છે, પીડા થોડી હોય છે[2] અને કઠિનતા પથરાના જેવી રહે છે;[3] તેથી તેઓમાં વૈદ્યને કાચાપણાની ભ્રાંતિ થવાનો સંભવ છે;[4] તોપણ ઉપર કહ્યા પ્રમાણે (ઉપરના પાંચમા વિષયમાં કહ્યા પ્રમાણે) પાકી ગયાનાં બીજાં લક્ષણો જોવામાં આવે, તો વૈદે જરા પણ નહિ મૂંઝાતાં તે સોજાઓને પાકી ગયેલા જ સમજવા. ૬

કાચા સોજા વગેરેનાં લક્ષણો જાણવા-
નહિ જાણવાથી ગુણ-દોષ

भवति चात्र ॥

आमं विपच्यमानं च सम्यक् पक्वं च यो भिषक्।
जानीयात्स भवेद्वैद्यः शेषास्तस्करवृत्तयः ॥ ७ ॥

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે : 'જે વૈદ્ય કાચા સોજાને, પાકવા લાગેલા સોજાને અને પાકી ગયેલા સોજાને સારી પેઠે ઓળખી શકે તે જ ખરો વૈદ્ય કહેવાય. બાકીના વૈદ્યોને તો એક જાતના ચોરના ધંધાવાળા જ સમજવા.' ૭

એક દોષોત્પન્ન સોજા પણ પાકતી સમયે
ત્રણે દોષોવાળા થાય છે

वाताहते नास्ति रुजा, न पाकः पित्ताहते नास्ति कफाच्च पूयः । तस्मात्समस्ताः परिपाककाले पचन्ति शोफांस्त्रय एव दोषाः ॥ ८ ॥

વાયુ વિના વેદના હોતી નથી, પિત્ત વિના પાક હોતો નથી અને કફ વિના પરુ હોતું નથી, તેથી સિદ્ધ થાય છે કે પાકના સમયમાં ત્રણે દોષો સોજાઓને પકાવે છે. ૮

પિત્તના પ્રાધાન્યથી સોજાનો પાક

कालान्तरेणाऽभ्युदितं तु पित्तं कृत्वा वशे वातकफौ प्रसह्य । पचत्यतः शोणितमेष पाको मतोऽपरेषां विदुषां द्वितीयः ॥ ९ ॥

પોતાના પ્રકોપાદિકનો સમય પ્રાપ્ત થવાને લીધે ચોમેર ઉદય પામેલું પિત્ત બળાત્કારથી વાયુને તથા કફને હીન કરી, પોતાના પેટામાં લઈને લોહીને પકાવે છે. આ પ્રમાણે લોહી પાકવાથી સોજાનો જે પાક થાય છે, તેને વિદ્વાન લોકો ઉપર કહેલા પાકથી જુદો માને છે. (આથી એમ પણ સૂચવ્યું કે વાત, પિત્ત, કફ અને રુધિર એ ચારે મળીને આ શરીરને ધરી રાખે છે.) ૯

કાચા સોજાને ન કાપવો અને પાકેલા સોજાને
કાપવાની ઉપેક્ષા ન કરવી

- तत्रामच्छेदे मांससिरास्नाय्वस्थिसंधिव्यापादनमतिमात्रं शोणितातिप्रवृत्तिर्वेदनाप्रादुर्भावोऽवदरणमनेकोपद्रवदर्शनं क्षतविद्रधिर्वा भवति ।

स यदा भयमोहाभ्यां पक्वमप्यपक्वमिति मन्यमानश्चिरमुपेक्षते व्याधिं वैद्यस्तदा गम्भीरानुगतो द्वारमलभमानः पूयः स्वमाश्रयमवदीर्योत्संगं महान्तमवकाशं कृत्वा नाडीं जनयित्वा कृच्छ्रसाध्यो भवत्यसाध्यो वेति ।

भवति चात्र ।

---

૧ ગંભીર ગતિવાળાને લીધે અને કફથી થયેલાને લીધે પણ બહારના ભાગમા સ્પર્શ ઠંડો રહે.

૨ કફજન્ય સોજામા કફના યોગથી પીડા અલ્પ રહે છે.

૩ કઠિનતા ગંભીર ગતિથી પણ થાય અને કફના સંબંધથી પણ થાય.

૪ એટલા માટે એષણી શસ્ત્ર અને એષણી સલાકાથી ખાતરી કર્યા પછી ઉપાય કરવો. પ્ર.

यश्छिनत्त्याममज्ञानाद्यश्च पक्वमुपेक्षते ।
श्वपचाविव मन्तव्यौ तावनिश्चितकारिणौ ॥१०॥

કાચા સોજાને કાપવાથી માંસ, શિરાઓ, સ્નાયુઓ તથા સંધિઓનું અત્યંત હિંસન થઈ જાય છે, લોહીનો અત્યંત સ્રાવ થાય છે, વેદનાનો પ્રાદુર્ભાવ થાય છે, ઊંડો ચીરો પડી જાય છે, અનેક ઉપદ્રવો જોવામાં આવે છે અને વખત પર ક્ષતવિદ્રધિ[1] પણ થાય છે.

જે વૈદ્ય ભયથી કે મોહથી, પાકેલા સોજાને પણ કાચો માનીને લાંબા વખત સુધી ઉપેક્ષા કરે ( કાપે નહિ તો ) તો પરુ ઊંડું પેસી જઈ નીકળવાનું દ્વાર નહિ મળવાને લીધે પોતાના સ્થાનકને ફાડી નાખી અંદર ઊંડાણવાળું મોટું કોતર બનાવી લઈ નાડીવ્રણ ( નસમાં-વ્રણ-ભરનીંગળ ) કરી નાખી કષ્ટસાધ્ય થઈ પડે છે અને વખતે અસાધ્ય પણ થઈ પડે છે.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે : 'જે વૈદ્ય અજ્ઞાનને લીધે કાચા સોજાને કાપે અને જે વૈદ્ય પાકેલા સોજાને કાપવામાં ઉપેક્ષા કરે તે બન્ને અનિશ્ચિત ક્રિયાવાળા વૈદ્યોને ચાંડાલો જેવા જ માનવા.' ૧૦

**શસ્ત્રક્રિયાને લાયક સોજાનું પૂર્વકર્મ**

प्राक्छस्त्रकर्मणश्चेष्टं भोजयेदातुरं भिषक् ।
मद्यपं पाययेन्मद्यं तीक्ष्णं योऽवेदनासहः ॥
न मूर्च्छत्यन्नसंयोगान्मत्तः शस्त्रं न बुध्यते ।
तस्मादवश्यं भोक्तव्यं रोगेषूक्तेषु कर्मणि ॥
प्राणो ह्याभ्यन्तरो नृणां बाह्यप्राणगुणान्वितः ।
धारयत्यविरोधेन शरीरं पाञ्चभौतिकम् ॥ ११ ॥

વૈદ્યે શસ્ત્રક્રિયા કર્યા પહેલાં રોગીને હિતકારી અથવા પ્રિય લાગે[2] એવું અન્ન જમાડવું અને જે રોગી વેદના સહન ન કરી શકે એવો અને મદ્ય પીનાર હોય તેને તીક્ષ્ણ મદ્ય પાવું.[3] રોગી અન્નના સંયોગથી મૂર્છિત થતો નથી અને મદ્ય પીધું હોય, તો શસ્ત્રની વેદનાને પણ જાણતો નથી. એટલા માટે મૂઢગર્ભ, ઉદરરોગ તથા પથરી આદિ રોગો સિવાય બીજા રોગોમાં શસ્ત્રકર્મ કરવાનું હોય ત્યારે રોગીને અવશ્ય જમાડવો અને મદ્ય પીવાની આદત હોય, તો તીક્ષ્ણ મદ્ય પણ પાવું. હૃદયમાં રહેલા ઓજે ઉત્પન્ન કરેલું તાકાતરૂપ બળ, પાંચભૌતિક દ્રવ્યોના આહારે ઉત્પન્ન કરેલા ઉપચયથી અને શરીરની દૃઢતા આદિ ગુણોથી યુક્ત થઈને અવિરોધથી માણસોનાં પાંચભૌતિક શરીર ધારણ કરે છે;[4] એટલા માટે શસ્ત્રકર્મ પ્રાપ્ત થાય ત્યારે મૂઢગર્ભ આદિ રોગો સિવાય બીજા રોગોમાં રોગીને અવશ્ય જમાડવો.

**મોટા-નાના સોજાની ચિકિત્સા ન કરવાથી હાનિ**

अल्पो महान्वा क्रियया विना यः समुच्छ्रितः पाकमुपैति शोफः । विशालमूलो, विषमो, विदग्धः स कृच्छ्रतां यात्यवगाढदोषः ॥ १२ ॥

શરીરમાં ઊંચો થયેલો નાનો અથવા મોટો જે સોજો ચિકિત્સા વગર જ પાકી જાય તે સોજો વિશાળ મૂળવાળો, વિષમ પાકવાળો અને ઊંડા ઉતરેલા પરુવાળો થઈને કષ્ટસાધ્ય થઈ પડે છે.

૧ અભિઘાતથી કે જખમને લીધે રુધિરનો ક્ષય થવાથી કોપ પામેલા વાયુએ ફેલાવેલી અભિઘાતની અથવા ક્ષતની ગરમી રુધિરને તથા પિત્તને પ્રકુપિત કરી કાળા અથવા પાકેલા ઉંબરાના ફળ જેવા, જ્વરવાળા, તૃષાવાળા, દાહવાળા અને જેનું ઊઠવું તથા પાકવું દુરત થાય છે એવા વિદ્રધિને ( મોટા મૂળવાળા સોજાને ) ઉત્પન્ન કરે છે તે સોજો ક્ષતવિદ્રધિ કહેવાય છે.

૨ જેના અંગમાં શસ્ત્રક્રિયા કરવી હોય, તેને બળ આપવા માટે, જે પ્રિય હોય તે અન્ન અપથ્ય હોય તોપણ જમાડવું એમ કેટલાક કહે છે.

૩ આ ક્રિયાથી દરદી બળી જાય, સળગી જાય તોપણ તેની તેને ખબર પડતી નથી એટલો એ બેભાન થાય છે. પ્ર.

૪ લક્ષણટિપ્પણીકાર તો આનો એવો અર્થ આપે છે કે જેથી પ્રાણી જીવે છે તે અગ્નીષોમાદિક આભ્યંતરપ્રાણ બાહ્યપ્રાણરૂપ અન્નમાં રહેલા તર્પણ આદિ ગુણોથી યુક્ત થઈને અવિરોધથી માણસોનાં પાંચભૌતિક શરીર ધારણ કરે છે.

### સોજા ઉપર ક્રિયાઓની સફળતા

आलेपविस्रावणशोधनैश्च सम्यक्प्रयुक्तैर्यदि नोपशाम्येत् । पच्येत शीघ्रं समममल्पमूलः संपिण्डितश्चोपरि-चोन्नतः स्यात् ॥ १३ ॥

આલેપન, લોહીનું સ્રવાવવું અને શોધન એ ક્રિયાઓનો સારી રીતે પ્રયોગ કરવામાં આવે, તો સોજો શાંત થઈ જાય છે. પણ કદાચ શાંત ન થાય તોપણ તુરત પાકે, સમપાકવાળો થાય, અલ્પ મૂળવાળો રહે અને ગોળ થઈને ઉપર જ ઊંચો થાય. ૧૩

### પાકેલા સોજાને ન કાપવાથી નુકસાન થવાનું દૃષ્ટાંત

कक्षं समासाद्य यथैव वह्निर्वाय्वीरितः सन्दहति प्रसह्य । तथैव पूयोऽप्यविनिःसृतो हि मांसं शिरास्नायु च खादतीह ॥ १४ ॥

જેમ અગ્નિ પવનથી પ્રેરાઈ સૂકા ખડને પ્રાપ્ત થઈને તે ખડને બળાત્કારથી બાળી નાખે છે તેમ નહિ કાઢવામાં આવેલું પરુ દોષાદિકથી પ્રેરાઈ માંસાદિકમાં પેસીને માંસને, શિરાને અને સ્નાયુને બળાત્કારથી ખાઈ જાય છે. ૧૪

### સોજા ઉપર કરવાની સાત ક્રિયાઓ

आदौ विम्लापनं कुर्याद्द्वितीयमवसेचनम् ।
तृतीयमुपनाहं च चतुर्थीं पाटनक्रियाम् ॥
पंचमं शोधनं कुर्यात्षष्ठं रोपणमिष्यते ।
एते क्रमा व्रणस्योक्ताः सप्तमं वैकृतापहम् ॥१५

શોફને આંગળી વગેરેથી ચોળીને નરમ કરવો એ વિમ્લાપન નામની પહેલી ક્રિયા કહેવાય છે. પછી જળો વગેરે લગાવીને તેમાંથી લોહી સ્રવાવવું એ અવસેચન નામની બીજી ક્રિયા કહેવાય છે. પછી તેના ઉપર ઔષધોવાળા પાટા બાંધવા એ ઉપનાહ નામની ત્રીજી ક્રિયા કહેવાય છે. પછી તેને શસ્ત્ર વડે ચીરવો એ પાટન નામની ચોથી ક્રિયા કહેવાય છે. પછી તેનું શોધન કરવું, એ શોધન નામની પાંચમી ક્રિયા કહેવાય છે. પછી તે વ્રણમાં ભરતી લાવવી એ રોપણ નામની છઠ્ઠી ક્રિયા કહેવાય છે. તે પછી વ્રણના સ્થાનમાં અસલના જેવો વર્ણ બનાવવો તથા રુવાંટાં ઉગાડવાં વગેરે કરવું એ સાતમી વૈકૃતાપહ નામની ક્રિયા કહેવાય છે. શોફ ઉપર આ સાત ક્રિયાઓ કરવી.[1] ૧૫

## અધ્યાય ૧૮ મો

### ઉપક્રમ

अथातो व्रणालेपनबन्धविधिमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'વ્રણાલેપનબંધવિધિ'[2] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### શોફ ઉપર લેપ અને બંધની શ્રેષ્ઠતા

आलेप आद्य उपक्रम एष सर्वशोफानां सामान्यः प्रधानतमश्च तं च प्रतिरोगं वक्ष्यामः । ततो बन्धः प्रधानं तेन शुद्धिर्व्रणरोपणमस्थिसंधिस्थैर्यं च ॥ २ ॥

લેપ કરવો એ શ્રેષ્ઠ ક્રિયા છે અને તે સઘળા પ્રકારના સોજાઓ માટે સાધારણ છે. લેપ પીડાને તુરત મટાડે છે; માટે સઘળી ક્રિયાઓ કરતાં તે વધારે પ્રધાન છે. આ સૂત્રસ્થાનમાં તથા ચિકિત્સાસ્થાનમાં પ્રત્યેક રોગના વિષયમાં તે લેપનું નિરૂપણ કરીશું. લેપ કરતાં બંધની પ્રધાનતા છે; કેમ કે બંધથી (ઔષધ સંયુક્ત પાટા

---

૧ કેટલાક કહે છે કે, વિમ્લાપન શબ્દથી સોજાને નરમ પાડનારા લેપ, પરિષેક, અભ્યંગ તથા સ્વેદન વગેરેનું પણ ગ્રહણ કરવું; તેમ જ અવસેચન શબ્દથી વમન, વિરેચન આદિ ક્રિયાઓનું પણ ગ્રહણ કરવું. આવી રીતે બાકીની પાંચ ક્રિયાઓમાં પણ તેને લગતી બીજી ક્રિયાઓનું ગ્રહણ કરી લેવું.

૨ સોજા તથા વ્રણ ઉપર, લેપ કરવાના, તથા પાટા બાંધવાના, પ્રકારોના વિષયનો.

બાંધવાથી) વ્રણની શુદ્ધિ થાય છે, વ્રણમાં ભરતી આવે છે અને અસ્થિઓના સાંધા દૃઢ થાય છે. ૨

### લેપ કરવાની રીતિ

तत्र प्रतिलोममालिम्पेन्नानुलोमं प्रतिलोमे हि सम्यगौषधमवतिष्ठतेऽनुप्रविशति रोमकूपान् स्वेदवाहिभिः शिरामुखैश्च वीर्यं प्राप्नोति। न च शुष्यमाणमुपेक्षेतान्यत्र पीडयितव्यात्। शुष्को ह्यपार्थकोऽरुष्करश्च ॥ ३ ॥

લેપ કરવો તે રુવાંટાંઓની વલણથી ઊલટો કરવો, પણ રુવાંટાંઓની વલણને અનુસરતો કરવો નહીં. રુવાંટાંઓની વલણથી ઊલટો લેપ કરવાથી ઔષધ બરાબર સ્થિતિ કરે છે, રુવાંટાંઓનાં છિદ્રોમાં પેસી જાય છે અને પસીનાનું વહન કરનારાં શિરાઓનાં મુખો દ્વારા ગતિ કરીને શક્તિ પામે છે. લેપને લગાવ્યા પછી સુકાવા દેવો નહીં, પણ જે લેપ વ્રણને દબાવવા તથા તાણવા માટે કરવામાં આવે તે લેપને તો સુકાવા દેવો. સુકાયેલો લેપ અંગ ઉપર રહ્યો હોય, તોપણ નિષ્ફળ છે અને ઊલટી પીડા કરે છે. ૩

### ત્રણ જાતના લેપ અને તે ક્યારે કરવા?

स त्रिविधः प्रलेपः प्रदेह आलेपश्च। तेषामन्तरं प्रलेपः शीतस्तनुरविशोषी विशोषी च। प्रदेहस्तूष्णः शीतो वा बहलो बहुरविशोषी च। मध्यमोऽत्रालेपः। तत्र रक्तपित्तप्रसादकृदालेपः। प्रदेहो वातश्लेष्मप्रशमनः सन्धानः शोधनो रोपणः शोफवेदनापहश्च। तस्योपयोगः क्षताक्षतेषु। यस्तु क्षतेषूपयुज्यते स भूयः कल्क इति संज्ञां लभते निरुद्धालेपसंज्ञस्तेनास्रावसंनिरोधो मृदुता पूतिमांसापकर्षणमन्तर्निर्दोषता व्रणशुद्धिश्च भवति ॥

अविदग्धेषु शोफेषु हितमालेपनं भवेत्।
यथास्वं दोषशमनं दाहकण्डूरुजापहम् ॥
[1]त्वक्प्रसादनमेवाऽयं मांसरक्तप्रसादनम्।
दाहप्रशमनं श्रेष्ठं तोदकण्डूविनाशनम् ॥
मर्मदेशेषु ये रोगा गुह्येष्वपि तथा नृणाम्।
संशोधनाय तेषां हि कुर्यादालेपनं भिषक् ॥
षड्भागं पैत्तिके स्नेहं चतुर्भागं तु वातिके।
अष्टभागं तु कफजे स्नेहमात्रां प्रदापयेत् ॥ ४ ॥

લેપના પ્રલેપ, પ્રદેહ અને આલેપ એ નામના ત્રણ ભેદ છે. તેઓમાં જે લેપ પાતળો, શીતળ, સુકાવા દેવો ન જોઈએ એવો અને દબાવવા યોગ્ય વ્રણ ઉપર સુકાવા દેવો જોઈએ એવો કરવામાં આવે તે પ્રલેપ કહેવાય છે. જે લેપ ઠંડો, જાડો, ઝાઝો અને સુકાય નહીં એવો કરવામાં આવે તે પ્રદેહ કહેવાય છે. પ્રલેપનાં લક્ષણવાળો પણ નહિ અને પ્રદેહનાં લક્ષણવાળો પણ નહિ એવો જે મધ્યમ સ્થિતિનો લેપ કરવામાં આવે તે આલેપ કહેવાય છે. એમાં આલેપ રુધિરને તથા પિત્તને શુદ્ધ કરે છે. પ્રદેહ વાયુને તથા કફને શાંત કરે છે, ભાંગેલાંને સાંધી દે છે, શુદ્ધ કરનાર છે, વ્રણમાં ભરતી લાવીને રુઝાવનાર છે અને સોજાની વેદનાને ટાળનાર છે.[1] જખમથી થયેલા અને જખમ વગર થયેલા શોફોમાં લેપનો ઉપયોગ છે. લેપ જ્યારે જખમથી થયેલા સોજા ઉપર કરવાનો હોય, ત્યારે તેને 'લેપ' એ નામ ન આપતાં 'કલ્ક' એ નામ આપવામાં આવે છે. કલ્કથી વ્રણનો સ્રાવ અટકે છે, વ્રણમાં કોમળતા આવે છે, વ્રણમાંથી બગડેલું માંસ દૂર થાય છે, અંદરનું પરુ નાશ પામે છે અને વ્રણમાં રહેલા દોષોની નિવૃત્તિ તથા વ્રણમાં ભરતી થાય છે.

કાચા સોજાની ઉપર આલેપ હિતકારી છે. (પાકા સોજાની ઉપર તો પ્રદેહ જ હિતકારી છે, કે જે પ્રદેહનું બીજું નામ ઉપનાહ છે.) યોગ્ય દ્રવ્યોથી કરવામાં આવેલું લેપન દોષોને શાંત કરે છે અને પિત્ત સંબંધી દાહને, કફ

૧ અહીંથી પ્રલેપના કાર્યોનો પાઠ જતો રહ્યો જણાય છે.

સંબંધી ખરજને તથા વાત સંબંધી વેદનાને મટાડે છે. લેપન ચામડીને શુદ્ધ કરવામાં મુખ્ય છે, તે માંસને તથા રુધિરને સ્વચ્છ કરે છે અને રુધિર આદિ દ્રવ્યોએ કરેલા દાહ, વ્યથા તથા ખરજને પણ નષ્ટ કરે છે. માણસોને મર્મસ્થળોમાં તથા ગુહ્ય પ્રદેશોમાં પણ જે રોગો થયા હોય તેઓનું સંશોધન કરવા માટે વૈદે લેપન દેવું. પિત્ત સંબંધી વ્રણ ઉપર કરવાના લેપનમાં છઠ્ઠા ભાગ જેટલી, વાત સંબંધી વ્રણ ઉપર કરવાના લેપનમાં ચોથા ભાગ જેટલી અને કફ સંબંધી વ્રણ ઉપર કરવાના લેપનમાં આઠમા ભાગ જેટલી સ્નેહની માત્રા નાખવી. ૪

લેપનાં પ્રમાણ, સમય અને લેપમાં નિષેધ

तस्य प्रमाणमार्द्रमाहिपचर्मोत्सेधमुपदिशन्ति। न चालेपं रात्रौ प्रयुंजीत माभूच्छैत्यपिहितोष्मण-स्वदनिर्गमाद्विकारप्रवृत्तिरिति ॥

प्रदेहसाध्ये व्याधौ तु हितमालेपनं दिवा।
पित्तरक्ताभिघातोत्थे सविषे च विशेषतः॥
न च पर्युषितं लेपं कदाचिदवचारयेत्।
उष्माणं वेदनां दाहं घनत्वाज्जनयेत्स हि॥
उपर्युपरि लेपं तु न कदाचित्प्रदापयेत्॥
न च तेनैव लेपेन प्रदेहं दापयेत्पुनः।
शुष्कभावात्स निर्वीर्यो युक्तोऽपि स्यादपार्थकः॥५

આ-લેપનો થર પાડાના આળા ચામડા જેટલો ઊંચો કરવો[1] એમ કહેવામાં આવે છે. આ-લેપ રાતે કરવો નહિ; કારણ કે અંદરની ગરમી રાતની શીતળતાથી દબાઈને નીકળી જાય છે, તેથી જો રાતે લેપ કર્યો હોય, તો રુવાંટાંઓનાં છિદ્રો રોકાઈ જવાને લીધે બહાર નીકળી શકતી નથી, તેથી વિકારની વૃદ્ધિ થાય છે. જે વ્યાધિ પ્રદેહથી મટે એવો હોય, તેમાં પણ દિવસે લેપ કરવો એ હિતકારી છે. પિત્તથી, રુધિરથી તથા અભિઘાતથી ઉત્પન્ન થયેલા તથા ઝેરના સંબંધવાળા વ્યાધિમાં તો દિવસે જ લેપ કરવો એ વિશેષ હિતકારી છે. રાતવાસી રહેલો લેપ કદી પણ લગાવવો નહિ, કેમ કે તે વાસી લેપ ઘટ્ટ હોવાને લીધે ગરમીને, વેદનાને તથા દાહને ઉત્પન્ન કરે છે. લેપનો થયેલો લેપની ઉપર ઉપર કદી પણ કરાવવો નહિ. અંગ ઉપરથી કાઢી નાખેલો એનો એ લેપ કદી પણ ફરી વાર કરાવવો નહિ; કેમ કે તે એક વાર સુકાઈ ગયેલો હોવાથી નિર્વીર્ય થઈ ગયેલો હોય છે,[2] તેથી ફરી વાર લગાવવામાં આવે તોપણ નિષ્ફળ જ થાય છે. ૫

વ્રણ ઉપર પાટા બાંધવાના પદાર્થો

अत ऊर्ध्वं व्रणबन्धनद्रव्याण्युपदेक्ष्यामः। तद्यथा। क्षौमकार्पासाविकदुकूलकौशेयपत्रोर्णचीन-पट्टचर्मान्तर्वल्कलालाबूशकलैलताविदलरज्जुतूलफ-संतानिकालौहानीति तेषां व्याधिं कालं चावेक्ष्यो-पयोगः प्रकरणतश्चैषामादेशः॥ ६॥

હવે વ્રણ ઉપર પાટા બાંધવાના પદાર્થો કહીએ છીએ. અળસીનાં, કપાસનાં, ઊનનાં, શણનાં તથા રેશમી વસ્ત્ર, ધોયેલાં રેશમી વસ્ત્ર, ચીનાઈ વસ્ત્ર, ચામડાં, વૃક્ષોની અંતર્છાલ, (તૂંબડાંની ફાડ,) લતા, (વાંસ વગેરેની ફાડો,) દોરી, રૂ, રૂનની તર અથવા સૂતરની આંટી અને ધાતુઓના પદાર્થો એ વ્રણને બાંધવાનાં સાધનો છે. વ્યાધિને તથા સમયને જોઈને એમનો ઉપયોગ કરવો અને જેવું પ્રકરણ હોય તે પ્રમાણે ગોઠવણ કરી લેવી. (જેમ કે વાત-કફ સંબંધી વ્યાધિ હોય તો અને વ્યાધિનું સ્થાન દૃઢ હોય, તો એમાંથી ઘટ્ટ પદાર્થોનો ઉપયોગ કરવો. પિત્ત સંબંધી વ્યાધિ હોય, ઉષ્ણકાળ હોય કે વ્યાધિનું સ્થાન શિથિલ હોય તો એમાંથી પાતળા પદાર્થોનો ઉપયોગ કરવો. તેમાં

[1] લગભગ એક તસુ જેટલો. પ્ર

[2] તેમાથી જે સત્ત્વ હતું તે ભ્રાજક પિત્ત પકવવામા ચૂસાઈ જવાથી વાપરવું નહિ પ્ર.

પણ મસ્તકનો વ્રણ હોય તો તૂંબડાની ફાડથી બંધન કરાવવું. ૬

પાટાઓની આકૃતિઓ બતાવવાનાં નામો

तत्र कोशदामस्वस्तिकानुवेल्लितप्रतोलीमण्डलस्थगिकायमकखट्वाचीनविबन्धवितानगोफणाः, पंचांगी, चेति चतुर्दश बन्धविशेषाः। तेषां नामभिरेवाकृतयः प्रायेण व्याख्याताः ॥ ७ ॥

કોશબંધ, દામબંધ, સ્વસ્તિકબંધ, અનુવેલ્લિતબંધ, પ્રતોલીબંધ, મંડળબંધ, સ્થગિકાબંધ યમકબંધ, ખટ્વાબંધ, ચીનબંધ, વિબંધબંધ, વિતાનબંધ, ગોફણાબંધ અને પચાંગીબંધ એ રીતે પાટા બાંધવાના ચૌદ ભેદ છે. એ બંધોની આકૃતિઓ ઘણું કરીને તેઓનાં નામો ઉપરથી જ સમજાવી દીધી છે. (કમલના પોટા જેવો જે પાટો બંધાય તે **કોશબંધ** કહેવાય છે. દોરી જેવો અને ચાર છેડાવાળો જે પાટો બંધાય તે **દામબંધ** કહેવાય છે. ચોકડી જેવો જે પાટો બંધાય તે **સ્વસ્તિકબંધ** કહેવાય છે. પાછળના ભાગમાં આંટા દઈદઈને જે પાટો બંધાય તે **અનુવેલ્લિતબંધ** કહેવાય છે. સપાટ રસ્તા જેવો અને કરોળિયાનાં જાળાં જેવાં છિદ્રોવાળો જે પાટો બંધાય તે **પ્રતોલીબંધ** કહેવાય છે. જે પાટો ટોપીની પેઠે ગોળ આકૃતિવાળો બાંધવામાં આવે તે **મંડલબંધ** કહેવાય છે. જે પાટો દરજીની ઝીણી અંગૂઠી જેવો બાંધવામાં આવે તે **સ્થગિકાબંધ** કહેવાય છે. જે પાટો જોટારૂપે બાંધવામાં આવે તે **યમકબંધ** કહેવાય છે. જે પાટો ખાટલાના આકારે બાંધવામાં આવે તે **ખટ્વાબંધ** કહેવાય છે. જે પાટો ઘણા ચીરાઓથી બાંધવામાં આવે તે **ચીનબંધ** કહેવાય છે. જે પાટો વિવિધ બંધોથી બાંધવામાં આવે તે **વિબંધબંધ** કહેવાય છે. જે પાટો ઉલેચ (રૂમાલ) જેવો બાંધવામાં આવે તે **વિતાનબંધ** કહેવાય છે. જે પાટો પથરા ફેંકવાની ગોફણ જેવો બાંધવામાં આવે તે **ગોફણાબંધ** કહેવાય છે. જે પાટો પાંચ તરફથી બાંધવામાં આવે તે **પંચાંગીબંધ** કહેવાય છે.) ૭

કયા સ્થાનમાં કયો પાટો બાંધવો?

तत्र कोशमंगुष्ठांगुलिपर्वसु विदध्यात्। दामः सम्बाधेऽङ्गे। सन्धिकूर्चकभ्रूस्तनान्तरतलकर्णेषु स्वस्तिकम्। अनुवेल्लितं तु शाखासु। ग्रीवामेढ्रयोः प्रतोलीम्। वृत्तेऽङ्गे मण्डलम्। अंगुष्ठांगुलिमेढ्राग्रेषु स्थगिकाम्। यमलव्रणयोर्यमकम्। हनुशंखगण्डेषु खट्वाम्। अपांगयोश्चीनम्। पृष्ठोदरोरःसु विबन्धम्। मूर्द्धनि वितानम्। चिबुकनासौष्ठांसबस्तिषु गोफणाम्। जत्रुण ऊर्ध्वं पंचांगीमिति। यो वा यस्मिञ्छरीरप्रदेशे सुनिविष्टो भवति तं तस्मिन् विदध्यात्। यंत्रणमत ऊर्ध्वमधस्तिर्यक्च ॥ ८ ॥

અંગૂઠાનાં અને આંગળીઓનાં પર્વોમાં કોશબંધ બાંધવો. સાંકડા અંગમાં દામબંધ બાંધવો. સાંધાઓના મધ્યમાં, કૂર્ચ કોના[1] મધ્યમાં, ભ્રૂકુટિઓના મધ્યમાં, સ્તનોના મધ્યમાં, તળામાં અને કાનમાં સ્વસ્તિકબંધ બાંધવો. પગમાં તથા બાહુમાં અનુવેલ્લિતબંધ બાંધવો. ડોકમાં તથા શિશ્નમાં પ્રતોલીબંધ બાંધવો. ગોળ અંગમાં મંડલબંધ બાંધવો. અંગૂઠાના અગ્રમાં, આંગળીના અગ્રમાં તથા શિશ્નના અગ્રમાં સ્થગિકાબંધ બાંધવો. બે વ્રણ હારોહાર હોય ત્યાં યમકબંધ બાંધવો. હડપચી, લમણાં તથા ગાલમાં ખટ્વાબંધ બાંધવો. નેત્રોના છેડાઓમાં ચીનબંધ બાંધવો. પીઠ, પેટ તથા છાતીમાં વિબંધબંધ બાંધવો. મસ્તકમાં વિતાન-

૧ कूर्चाः स्युर्हस्तयोर्द्वौ तु तावन्तौ पादयोरपि।
ग्रीवायामेक एकस्तु मेढ्रे सर्वेऽपि षट् स्मृताः।
कूर्चा अपि शिरास्नायुमांसास्थिप्रभवाः स्मृताः।

બે હાથમાં બે, બે પગમાં બે, શિશ્નમાં એક અને ડોકમાં એક એવી રીતે સઘળા મળીને ૭ કૂર્ચો છે. એ કૂર્ચો (ગાલાઓ) શિરાઓથી, સ્નાયુઓથી, માંસથી અને અસ્થિઓથી બનેલા છે.

બંધ બાંધવો. દાઢી, નાક, હોઠ, ખભા તથા મૂત્રાશયમાં ગોફણાબંધ બાંધવો. ડોકની હાંસડીની ઉપર પંચાંગીબંધ બાંધવો, અથવા ઉપર કહેલો કશો નિયમ ન રાખતાં શરીરના જે પ્રદેશમાં જે પ્રકારનો પાટો બંધબેસતો આવે તે પ્રદેશમાં તે પ્રકારનો પાટો બાંધવો. પાટાના છેડાઓની ગાંઠો ઊંચી પણ બંધાય, નીચી પણ બંધાય અને આડી પણ બંધાય. ૮

પાટો કેવી રીતે બાંધવો?

तत्र घनां कवलिकां दत्त्वा वामहस्तपरिक्षेपमृजुमनाविद्धमसंकुचितं मृदुपट्टं निवेश्य बध्नीयात्। न च व्रणस्योपरि कुर्याद् ग्रन्थिमाबाधकरं वा ॥९॥

ઔષધ ઉપર ઘાટી પોટીસ અથવા છાલપાંદડાં વગેરેની ઘાટી થેપલી મૂકી ડાબા હાથમાં પાટો પકડી જમણા હાથ વડે તે પાટાને સીધો, સંકીર્ણપણા વગરનો, કરચલીઓ વગરનો અને કોમળતાવાળો ગોઠવીને બાંધી દેવો. પાટાની ગાંઠ વ્રણની ઉપર ન આવે તેમ ડાબાં–જમણાં પડખાંઓમાં કે પીઠમાં પણ ન આવે તેમ કરવું. જે સ્થળમાં તથા જે રીતે બાંધવાથી રોગીને સૂવા, બેસવા વગેરેમાં હરકત ન આવે તે સ્થળમાં તથા તેવી રીતે પાટાની ગાંઠ બાંધવી. ૯

વ્રણમાં નાખવાની વાટ અને ઔષધનો કલ્ક

न च विकेशिकौषधे अतिस्निग्धे अतिरूक्षे विषमे वा कुर्वीत। यस्मादतिस्नेहात्क्लेदो रौक्ष्याच्छेदो दुर्न्यासाद्व्रणवर्त्मावघर्षणमिति ॥ १० ॥

વ્રણમાં નાખવાની વાટ અને ઉપર લગાડવાના ઔષધના કલ્કને અત્યંત સ્નિગ્ધ કે અત્યંત રૂક્ષ ન કરવાં અને વિષમ રીતે પણ દાખલ ન કરવાં; કેમ કે અત્યંત સ્નિગ્ધ કરવાથી વ્રણમાં આર્દ્રતા થઈ જાય છે, અત્યંત રૂક્ષ કરવાથી વ્રણના ભેળા થતા બે હોઠનો છેદ થઈ જાય છે અને વિષમ રીતે દાખલ કરવાથી વ્રણનું મોઢું ઘસાય છે.

વ્રણનાં સ્થાનકો ઉપરથી પાટાના ત્રણ પ્રકાર

तत्र व्रणायतनविशेषाद्बन्धविशेषस्त्रिविधो भवति गाढः समः शिथिल इति।
पीडयन्नरुजो गाढः सोच्छ्वासः शिथिलः स्मृतः।
नैव गाढो न शिथिलः समो बन्धः प्रकीर्तितः ॥
तत्र स्फिक्कुक्षिकक्षावङ्क्षणोरुशिरस्सु गाढः। शाखावदनकर्णकण्ठमेढ्रमुष्कपृष्ठपार्श्वोदरोरस्सु समः। अक्ष्णोः संधिषु च शिथिल इति ॥ ११ ॥

વ્રણનાં સ્થાનકોના ભેદને લીધે ગાઢ (દઢ) સમ અને શિથિલ (ઢીલો) એ રીતે બંધના ત્રણ પ્રકાર છે. દબાવે પણ વેદના ન કરે એવો જે બંધ (પાટો) તે ગાઢ કહેવાય છે. શ્વાસ ખાતો એટલે પોચાપણાવાળો જે બંધ તે શિથિલ કહેવાય છે અને ગાઢ પણ નહિ તથા શિથિલ પણ નહિ એવો જે બંધ તે સમ કહેવાય છે.

તેમાં કૂલા, કૂખ, કાખ, સાથળના સંધિ, હૃદય અને માથામાં ગાઢબંધ બાંધવો. બાહુ, પગ, મોઢું, કાન, કંઠ, શિશ્ન, વૃષણ, પીઠ, પડખાં, પેટ અને વક્ષઃસ્થળમાં સમબંધ બાંધવો, નેત્રોમાં અને સંધિઓમાં શિથિલબંધ બાંધવો. ૧૧

દોષ ઉપરથી પાટા બાંધવાનો ભેદ

तत्र पैत्तिकं गाढस्थाने समं बध्नीयात् समस्थाने शिथिलं शिथिलस्थाने नैव शोणितदुष्टं च।
श्लैष्मिकं शिथिलस्थाने समं समस्थाने गाढं गाढस्थाने गाढतरमेवं वातदुष्टं च ॥ १२ ॥

જો વ્રણ પિત્ત સંબંધી હોય તો ગાઢબંધને સ્થાને સમબંધ બાંધવો, સમબંધને સ્થાને શિથિલબંધ બાંધવો અને શિથિલબંધને સ્થાને બાંધવો જ નહિ. વ્રણ રુધિરથી દુષ્ટ હોય, તોપણ પિત્તના વ્રણ પ્રમાણે જ સમજવું.

જો વ્રણ કફ સંબંધનો હોય તો શિથિલબંધને સ્થાને સમબંધ બંધ બાંધવો, સમબંધને સ્થાને ગાઢબંધ બાંધવો અને ગાઢબંધને સ્થાને અતિ

ગાઢબંધ બાંધવો. વ્રણ જો વાયુ સંબંધી હોય, તો-પણ કફ સંબંધના વ્રણ પ્રમાણે જ સમજવું. ૧૨

**ઋતુઓના ભેદથી પાટા બાંધવાનો ભેદ**

तत्र पैत्तिकं शरदि ग्रीष्मे द्विरह्नो बध्नीयाद्रक्तोपद्रुतमप्येनम् ।

श्लैष्मिकं हेमन्तवसन्तयोस्त्र्यहाद्वातोपद्रुतमप्येनम् ॥ १३ ॥

જો પિત્ત સંબંધનો વ્રણ હોય તો શરદઋતુમાં અને ગ્રીષ્મઋતુમાં તેના ઉપર એક દિવસમાં બે વાર પાટા બાંધવો. (વ્રણ રુધિરથી દુષ્ટ હોય, તોપણ એ પ્રમાણે જ કરવું)

જો કફ સંબંધનો વ્રણ હોય તો હેમંતઋતુમાં અને વસંતઋતુમાં તેના ઉપર ત્રણ ત્રણ દિવસે પાટા બાંધવો. વ્રણ વાયુ સંબંધી હોય, તોપણ એ પ્રમાણે જ સમજવું. ૧૩

**પાયાનો વિચારપૂર્વક ફેરફાર કરવો**

एवमभ्यूह्य बन्धविपर्ययं च कुर्वीत ॥ १४ ॥

ઉપર પાટા બાંધવાના ફેરફારોનાં કારણો જણાવ્યાં તે પ્રમાણે વૈદ્યે બીજાં પણ કેટલાંક કારણોનો પોતે પણ વિચાર કરીને પાટા બાંધવાના ફેરફારો કરવા. (જેમ કે પિત્ત અને કફ એ બંને સંબંધના વ્રણ હોય તો ગ્રીષ્મઋતુમાં તથા શરદઋતુમાં નિત્ય પ્રાતઃકાળે પાટા બાંધવો. હેમંતઋતુમાં પિત્ત સંબંધી વ્રણને નિત્ય પાટા બાંધવો અને વર્ષા વગેરે ઋતુઓમાં પણ પિત્ત તથા કફ એ બંને સંબંધના વ્રણને બબ્બે દિવસે સાયંકાળે પાટા બાંધવો, ઇત્યાદિ.) ૧૪

**વિરુદ્ધ બંધ બાંધવાથી નુકસાન**

तत्र समशिथिलस्थानेषु गाढबद्धे निष्केशिकौषधनैरर्थक्यं शोफवेदनाप्रादुर्भावश्च ।

गाढसमस्थानेषु शिथिलबद्धे निष्केशिकौषधपतनं पट्टसंचाराद्व्रणवर्त्माववर्षणमिति । गाढशिथिलस्थानेषु समं बद्धे च गुणाभाव इति ॥ १५ ॥

શરીરના જે પ્રદેશોમાં સમ કે શિથિલબંધ બાંધવો જોઈએ, તે પ્રદેશોમાં ગાઢબંધ બાંધવાથી વ્રણમાં નાખેલી વાટ તથા ઉપર લગાવેલો કલ્ક વ્યર્થ જાય છે અને સોજામાં વેદના થાય છે.

શરીરના જે પ્રદેશોમાં ગાઢ કે સમબંધ બાંધવો જોઈએ, તે પ્રદેશોમાં શિથિલબંધ બાંધવાથી વ્રણમાં નાખેલી વાટ તથા ઉપર લગાવેલો કલ્ક પડી જાય છે અને બંધનો સંચાર થવાથી વ્રણનું મોઢું પણ ઘસાય છે.

શરીરના જે પ્રદેશોમાં ગાઢ કે શિથિલ બંધ બાંધવો જોઈએ, તે પ્રદેશોમાં સમબંધ બાંધવામાં આવે, તો યોગ્ય ગુણ થતો નથી. ૧૫

**યોગ્ય બંધ (પાટા) બાંધવાથી લાભ**

अविपरीतबन्धे वेदनोपशान्तिरसृक्प्रसादो मार्दवं च ॥ १६ ॥

અવિપરીત એટલે જે સ્થાન પર જેવો બંધ બાંધવો જોઈએ તેવો જ બંધ બંધાયાથી વેદનાની ઉપશાંતિ થાય છે, લોહીની સ્વચ્છતા થાય છે અને કોમળતા આવે છે. ૧૬

**પાટા નહિ બાંધવાથી નુકસાન**

अबध्यमानो दंशमशकतृणकाष्ठोपलपांशुशीतवातातपप्रभृतिभिर्विशेषैरभिहन्यते । व्रणो विविधवेदनोपद्रुतश्च दुष्टतामुपैत्यालेपनादीनि चास्य विशोषमुपयान्ति ॥ १७ ॥

પાટાથી નહિ બાંધવામાં આવતો વ્રણ ડાંસ, મચ્છર, ખડ, કાષ્ઠ, પથરા, રજ, ઠંડો પવન તથા તડકો ઇત્યાદિ વિશેષોથી અભિઘાત પામે છે,[1] વિવિધ વેદનાઓથી પિડાઈને દુષ્ટતા પામે છે અને તે વ્રણની ઉપર જે લેપાદિક કર્યા હોય, તે પણ સુકાઈ જાય છે. ૧૭

**પાટા બાંધવાથી અસાધારણ લાભ**

चूर्णितं मथितं भग्नं विश्लिष्टमतिपातितम् ।
अस्थिस्नायुशिरं छिन्नमाशु बन्धेन रोहति ॥

[1] વ્રણ ઉઘાડો રહેવાથી પરુ પેદા થાય છે. પ્ર.

सुखमेवं व्रणी शेते सुखं गच्छति तिष्ठति ।
सुखं शय्यासनस्थस्य क्षिप्रं संरोहति व्रणः ॥१८

ચૂર્ણિત થયેલાં, હાલી ગયેલાં, ભાંગી ગયેલાં, સંધિથી ભ્રષ્ટ થયેલાં, સ્થાનથી ભ્રષ્ટ થઈને લટકતાં અને છેદાઈ ગયેલાં અસ્થિઓ, સ્નાયુઓ તથા શિરાઓ પાટા બંધાયાથી તુરત જ સાજાં થઈ જાય છે. વ્રણવાળો માણસ પણ પાટા બંધાયાથી સુખે સૂઈ શકે છે, સુખે ચાલી શકે છે, સુખે ઊભી શકે છે અને સુખથી સૂઈ શકતા તથા સુખથી બેસી શકતા તે માણસનો વ્રણ પણ સુખાસનાદિક સ્થિતિમાં જ તુરત રુઝાઈ જાય છે.

કયા વ્રણો ઉપર પાટા ન બાંધવા

अबन्ध्याः पित्तरक्ताभिघातविषनिमित्ता यदा चोषदाहपाकरागवेदनाभिभूताः क्षाराग्निदग्धाः पाकात्प्रकुपिताः प्रविशीर्णमांसाश्च भवन्ति ।
कुष्ठिनामग्निदग्धानां पिडका मधुमेहिनाम् ।
कर्णिकाश्चोन्दुरुविषे विषजुष्टव्रणाश्च ये ॥
मांसपाके न बध्यन्ते गुदपाके च दारुणे ॥१९॥

પિત્ત, રુધિર, અભિઘાત કે વિષથી ઉત્પન્ન થયેલા વ્રણો જ્યારે પોતાના એક પ્રદેશમાં કે સર્વ પ્રદેશમાં ચોષથી, બળતરાથી, પાકવાથી, રતાશથી કે વેદનાથી વ્યાપ્ત થયા હોય, ત્યારે તેઓને પાટાથી ન બાંધવા જોઈએ. ક્ષારથી કે અગ્નિથી બાળેલા વ્રણો પણ જ્યારે પાકવાથી પ્રકુપિત થયા હોય કે વિખાઈ ગયેલાં માંસવાળા થયા હોય, ત્યારે તેઓને પાટાથી ન બાંધવા.

કોઢવાળા તથા અગ્નિથી દગ્ધ થયેલા માણસોનું માંસ પાક્યું હોય, ત્યારે તેમના વ્રણોને પાટાથી બાંધવા નહિ. મધુપ્રમેહવાળા માણસોની પિડકાઓ(એક જાતની ફોલ્લીઓ)ને પાટાથી બાંધવી નહિ. ઉંદરના ઝેરથી જે કર્ણિકાઓ ( ફૂલો રહેવાનાં છિદ્રોવાળી કમળની ડોડીઓ જેવી આકૃતિઓ ) થઈ હોય, તેને તથા બીજા પણ વિષવાળા વ્રણોને પાટાથી બાંધવા નહિ. દારુણ ગુદપાક થયો હોય તેને પણ પાટો બાંધવો નહિ. (ઉંદરના ઝેરથી કર્ણિકાઓ થવા વિષે કલ્પસ્થાનના છઠ્ઠા અધ્યાયનો ચોથો, અઢારમો તથા એકવીશમો વિષય જુઓ.) ૧૯

સાધ્યો-અસાધ્યોનું વિવેચન અને અનુકૂળ પાટા

स्वबुद्ध्या चापि विभजेत् कृत्याकृत्यांश्च बुद्धिमान् ॥
देशं दोषं च विज्ञाय व्रणं च व्रणकोविदः ।
ऋतूंश्च परिसंख्याय ततो बन्धान्निवेशयेत् ॥२०॥

બુદ્ધિમાન વૈદ્યે પોતાની બુદ્ધિથી પણ સાધ્ય તથા અસાધ્ય વ્રણોનું વિવેચન કરી લેવું. વ્રણ જાણનારા વૈદ્યે પ્રદેશ, દોષ, વ્રણ તથા ઋતુ બરાબર ખ્યાલ રાખીને પછી પાટા બાંધવા. ૨

પ્રસ્તુત વિષયોનો સામાન્ય સંગ્રહ

ऊर्ध्वं तिर्यगधस्ताच्च यन्त्रणा त्रिविधा मता ।
यथा च बध्यते बन्धस्तथा वक्ष्याम्यशेषतः ॥
घनां कवलिकां दत्त्वा, मृदु चैनापि पट्टकम् ।
विकेशिकामौषधं च नातिस्निग्धं समाचरेत् ॥
प्रक्लेदयत्यतिस्निग्धा तथा रूक्षा क्षिणोति च ।
युक्तस्नेहा रोपयति दुर्न्यस्ता वर्त्म घर्षति ॥
विषमं च व्रणं कुर्यात्स्तम्भयेत्स्रावयेत्तथा ।
यथाव्रणं विदित्वा तु योगं वैद्यः प्रयोजयेत् ॥
पित्तजे रक्तजे वापि सकृदेव परिक्षिपेत् ।
असकृत्कफजे वापि, वातजे च विचक्षणः ॥
तलेन प्रतिपीड्याथ स्रावयेदनुलोमतः ।
सर्वांश्च बंधान्गूढान्तान् संधींश्च विनिवेशयेत् ॥
ओष्ठस्याप्येष संधाने यथोद्दिष्टो विधिः स्मृतः ।
बुद्ध्योत्प्रेक्ष्याभियुक्तेन तथा चास्थिषु जानता ॥
उत्तिष्ठतो निषण्णस्य शयनं चापि गच्छतः ।
गच्छतो विविधैर्यानैर्नास्य दुष्यति स व्रणः ॥
ये च स्युर्मांससंस्था वै त्वग्गताश्च तथा व्रणाः ।
संध्यस्थिकोष्ठप्राप्ताश्च शिरास्नायुगतास्तथा ॥
तथावगाढगम्भीराः सर्वतो विषमस्थिताः ।
नैते साधयितुं शक्या ऋते बन्धाद्भवन्ति हि ॥२१॥

પાટાના છેડાઓની ગાંઠોનું બાંધવું, ઊંચે, આડું તથા નીચે એમ ત્રણ પ્રકારનું સ્વીકારેલું છે. જે રીતે પાટા બંધાય તે રીત સંપૂર્ણ કહું છું. ઔષધ ઉપર ઘાટી પોટીસ અથવા છાલપાંદડાં વગેરેની ઘાટી થેપલી મૂકીને તે ઉપર કોમળ પાટા બાંધવો. વ્રણમાં ખોસવાની વાટ તથા ઉપર લગાવવાનો કલ્ક અતિસ્નિગ્ધ કે અતિરૂક્ષ થાય એમ ન કરવું. વાટ અતિસ્નિગ્ધ હોય તો વ્રણને પીડાવાળો કરે છે, અતિરૂક્ષ હોય તો વ્રણના હોઠને છેદી નાખે છે અને વિષમ રીતે નખાયેલી હોય તો વ્રણના મોઢાને ઘસે છે. વાટ જો જેટલી જોઈએ તેટલા જ સ્નેહવાળી હોય, તો વ્રણમાં ભરતી લાવીને રુઝાવે છે. વૈદ્યે વ્રણની પરીક્ષા કરીને તેને ઊંચોનીચો કરવાની, સ્તબ્ધ કરવાની તથા તેમાંથી સ્રાવ કરવાની યોજના કરવી. વ્રણ જો પિત્તજન્ય કે રુધિરજન્ય હોય, તો વિચક્ષણ વૈદ્યે એકવડો પાટો બાંધવો અને કફજન્ય કે વાતજન્ય હોય, તો બેવડો, ત્રેવડો બાંધવો. વૈદ્યે પોતાની હથેળીથી દબાવીને અનુલોમ (સવળી) રીતે વ્રણમાંથી પોંચીને સ્રવાવવો અને સઘળા પાટાઓ તથા સાંધાઓને તેઓના છેડા ગુપ્ત રહે એવી રીતે ગોઠવવા. તૂટી ગયેલા હોઠ સાંધવામાં પણ પૂર્વોક્ત રીત પ્રમાણે યોગ્ય ગોઠવણ કરવી. શારીરને જાણનારા પ્રામાણિક વૈદ્ય અસ્થિઓને સાંધવામાં પણ બુદ્ધિથી તર્ક કરીને તે ક્રિયા કરવી.[1] જો યોગ્ય ગોઠવણ કરવામાં આવી હોય, તો ઊઠતાં, બેસતાં, સૂતાં અને વિવિધ વાહનો પર ચડીને ચાલતાં પણ વ્રણમાં કશો બગાડ થતો નથી. જો વ્રણો માંસ, ત્વચા, સંધિ, અસ્થિ, કોઠા, શિરા કે સ્નાયુને પ્રાપ્ત થયા હોય, ઊંડા પેસવાને લીધે ગંભીર ગતિવાળા હોય અને સઘળી તરફથી વિષમ સ્થિતિવાળા હોય, તો તેઓ પાટા બાંધ્યા વિના વશ કરી શકાતા નથી. ૨૧

[1] હોઠનો તથા અસ્થિનો વિષય પ્રકૃતિથી અસંબદ્ધ જેવો લાગે છે.

## અધ્યાય ૧૯ મો

### ઉપક્રમ

अथातो व्रणितोपासनीयमध्यायं व्याख्यास्यामः ॥१

હવે શિષ્યોના પૂછવાથી 'વ્રણિતોપાસનીય'[2] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

વ્રણવાળા માટે ઘર તથા શયન વગેરેનો પ્રકાર

व्रणिनः प्रथममेवागारमन्विच्छेत्तच्चागारं प्रशस्तवास्त्वादिकं कार्यम्।
प्रशस्तवास्तुनि गृहे शुचावातपवर्जिते।
निवाते न च रोगाः स्युः शारीरागन्तुमानसाः॥
तस्मिञ्छयनमसम्बाधं स्वास्तीर्णं मनोज्ञं प्राक्शिरस्कं सशस्त्रं कुर्वीत।
सुखचेष्टाप्रचारः स्यात्स्वास्तीर्णे शयने व्रणी।
प्राच्यां दिशि स्थिता देवास्तत्पूजार्थं नतं शिरः॥
तस्मिन्सुहृद्भिरनुकूलैः प्रियंवदैरुपास्यमानो यथेष्टमासीत।
सुहृदो विक्षिपन्त्याशु कथाभिर्व्रणवेदनाः।
आश्वासयन्तो बहुशस्त्वनुकूलाः प्रियंवदाः॥२॥

વ્રણવાળા માટે પ્રથમ જ ઘરની સગવડ કરવી અને તે ઘર સારા પ્રદેશમાં કરવામાં આવેલું તથા અંદર સૂવા, બેસવા વગેરેના ઉત્તમ પ્રદેશોવાળું કરવું. જે ઘર સારા પ્રદેશોવાળું, સ્વચ્છ, તડકા વગરનું અને પવન વગરનું હોય, તેમાં શારીર, આગંતુક કે માનસિક કોઈ પણ રોગો થતા નથી. એ ઘરમાં સારી રીતે બિછાવેલું સાંકડ વગરનું, મનને પ્રિય લાગે એવું તથા ઉગમણી તરફ ઓશીકાવાળું શયન કરવું અને

[2] વ્રણવાળાની સેવા કરવા તથા વ્રણવાળાએ વર્તવાના વિષયનો.

તે શયનની પાસે રાક્ષસાદિકના નિવારણ માટે શસ્ત્રો[1] રાખવાં. શયન જે સારી રીતે બિછાવેલું હોય, તો વ્રણવાળો માણસ તેમાં સુખથી પડખાં ફેરવવાં વગેરે ક્રિયાઓ કરી શકે છે. પૂર્વદિશામાં દેવતાઓ રહે છે, એટલે તેઓને માન આપવા તે તરફ માથું રાખવાનું કહ્યું છે. વ્રણવાળાએ એ શયનમાં યથેષ્ટ રીતે બેસવું અને પ્રિય બોલનારા તથા અનુકળ વર્તનારા મિત્રોએ તે વ્રણવાળાની સેવા કરવી. ઘણી ઘણી રીતે આશ્વાસન આપતા અને પ્રિય લાગે એવી ઇતિહાસાદિકની વાતો કરતા અનુકૂળ મિત્રો પોતાની વાતોથી જ તુરત વ્રણની વેદનાઓને શાંત કરી દે છે. ૨

વ્રણવાળાએ પાળવાના નિયમો

न च दिवा निद्रावशगः स्यात् ।
दिवास्वमाद्व्रणे कण्डूगात्राणां गौरवं तथा ।
श्वयथुर्वेदना रागः स्रावश्चैव भृशं भवेत् ॥
उत्थानसंवेशनपरिवर्तनचङ्क्रमणोच्चैर्भाषणा-
देषु चात्मचेष्टास्वप्रमत्तो व्रणं संरक्षेत् ।
स्थानासनं चङ्क्रमणं यानयानातिभाषणम् ।
व्रणवान्न निषेवेत शक्तिमानपि मानवः ॥
उत्थानाद्यासनं स्थानं शय्यां चातिनिषेविता ।
आप्नुयान्मारुतादंगे रुजस्तस्माद्विवर्जयेत् ॥
गम्यानां च स्त्रीणां संदर्शनसंभाषणसंस्पर्श-
नानि दूरतः परिहरेत् ।
स्त्रीदर्शनादिभिः शुक्रं कदाचिच्चलितं स्रवेत् ।
ग्राम्यधर्मकृतान्दोषान् सोऽसंसर्गेऽप्यवाप्नुयात् ॥३

વ્રણવાળાએ દિવસે સૂવું નહિ; કારણ કે દિવસે ઊંઘવાથી વ્રણમાં ખરજ આવે છે, ગાત્રો ભારે થાય છે, સોજો થાય છે, વેદના થાય છે, રતાશ થાય છે અને અત્યંત સ્રાવ પણ થાય છે.[2] ઊઠવું, સૂવું, પડખાં ફેરવવાં, ફરવું તથા ઊંચા સ્વરથી બોલવું ઇત્યાદિક શારીર ચેષ્ટાઓ કરવાના સમયમાં વ્રણવાળાએ સાવધાનીથી વ્રણનું સંરક્ષણ કરવું. વ્રણવાળા માણસે પોતામાં શક્તિ છતાં પણ ઊભા રહેવાનું, બેસવાનું, આમતેમ જવા આવવાનું, વાહન પર બેસીને ફરવાનું અને અતિભાષણનું સેવન કરવું નહિ. વ્રણવાળો માણસ જો ઊઠવા વગેરેનું, બેસી રહેવાનું, ઊભા રહેવાનું અને શય્યાનું પણ અત્યંત સેવન કરે, તો પવનને લીધે અંગમાં તેને વેદનાઓ થાય છે; એટલા માટે તેવાં અતિસેવનો છોડી દેવાં. જે સ્ત્રીઓ ગમ્ય હોય, તેઓનાં પણ દર્શન, સંભાષણ અને સ્પર્શનને દૂરથી છોડી દેવાં; કારણ કે સ્ત્રીઓનાં દર્શન વગેરે કારણથી ચલિત થયેલું વીર્ય જો કદાચ સ્રવે તો સ્ત્રીઓનો સંગ નહિ કર્યા છતાં પણ મૈથુનથી થતી વિપત્તિઓ પ્રાપ્ત થાય છે. ૩

વ્રણવાળાએ પાળવાની પરેજી

नवधान्यमाषतिलकलायकुलत्थनिष्पावहरित-
कशाकाम्ललवणकटुकगुडपिष्टविकृतिवल्लूरशुष्कशा-
काजाविकानूपौदकमांसवसाशीतोदककृशरापायसद-
धिदुग्धतक्रप्रभृतीन्परिहरेत् ।
तक्रान्तो नवधान्यादिर्योऽयं वर्गः प्रकीर्तितः ।
दोषसंजननो ह्येष विज्ञेयः पूयवर्धनः ॥
मद्यपश्च मैरेयाऽरिष्टासवसीधुसुराविकारान् परिहरेत् ।
मद्यमम्लं तथा रूक्षं तीक्ष्णमुष्णं च वीर्यतः ।
आशुकारि च तत्पीतं क्षिप्रं व्यापादयेद्व्रणम् ॥४॥

નવાં ધાન્યો, અડદ, તલ, વટાણા, કળથી, વાલ, સરગવાનું, ચૂકા(એક જાતની ભાજી)નું તથા લૂણી વગેરેનું હરિત શાક, ખાટો રસ, ખારો

૧ હાલના વૈદ્ય-ડોક્ટરો ભૂત એટલે 'બેક્ટેરિયા' એવો અર્થ કરે છે, પણ લોઢું રાખવાથી 'બેક્ટેરિયા'નો નાશ થાય એ અર્થ સંભવતો નથી. પ્ર.

૨ ખરજ તથા ભારેપણું કફથી; સોજો તથા વેદના વાયુથી, રતાશ પિત્તથી અને સ્રાવ રુધિરથી થાય છે; માટે દિવસની નિદ્રા સઘળા દોષોને ઉત્પન્ન કરે છે.

રસ, તીખો રસ, ગોળના વિકારો, ચોખાના લોટના વિકારો, સૂકું માંસ, સૂકાં શાક, બકરાનું માંસ, ગાડરનું માંસ, જલપ્રાય પ્રદેશમાં ફરનારાં સૂવર વગેરે પશુઓનું તથા સારસ વગેરે પક્ષીઓનું માંસ, જલચરજંતુઓનું માંસ, ચરબી, ટાઢું જળ, તલ, ચોખા તથા અડદની રાબ કે ખીચડી, દૂધપાક, દહીં, દૂધ તથા છાશ વગેરેનો ત્યાગ કરવો. આ નવાં ધાન્યથી માંડીને છાશ સુધીનો જે વર્ગ કહ્યો તે વ્રણને દુષ્ટ કરનાર છે.[1] અને પરુને વધારનાર છે. મદ્ય પીવાનો અભ્યાસ હોય તોપણ મૈરેય (સુરા તથા આસવને મિશ્ર કરી મધનો યોગ આપીને કરેલું મદ્ય) અરિષ્ટ,[2] આસવ,[3] સીધુ[4] તથા સુરાના[5] વિકારોનો ત્યાગ કરવો;[6] કારણ કે મદ્ય ખાટું છે, રૂક્ષ છે, તીક્ષ્ણ છે, ઉષ્ણવીર્યવાળું છે અને ઝડપથી પ્રવૃત્તિ કરનારું છે. તેથી તે જો પીવામાં આવે તો તુરત જ વ્રણની ખરાબી કરે છે. ૪

### વ્રણવાળાએ છોડવાની ક્રિયાઓ તથા પીડાઓ

वातातपरजोधूमावश्यायातिसेवनातिभोजना-
निष्टश्रवणदर्शनेर्ष्यामर्षभयक्रोधशोकध्यानरात्रिजागरणविषमासनाशनशयनोपवासवाग्व्यायामस्थान-
चङ्क्रमणशीतवातविरुद्धाशनाजीर्णमक्षिकाद्याबाधाः
परिहरेत्॥

व्रणिनः संभृतस्तस्य कारणैरेवमादिभिः।
क्षीणशोणितमांसस्य भुक्तं सम्यङ्न जीर्यति॥
अजीर्णात्पवनादीनां विभ्रमो–बलवान्भवेत्।
ततः शोफरुजास्रावदाहपाकानवाप्नुयात् ॥५॥

પવનનું, તડકાનું, રજનું, ધુમાડાનું અને તુષારનું અતિસેવન, અતિભોજન, અનિષ્ટ શબ્દોનું શ્રવણ, અનિષ્ટ પદાર્થોનું દર્શન, ઈર્ષ્યા, અસહનતા, ભય, ક્રોધ, શોક, ચિંતા, રાતનું જાગરણ, વિષમ બેઠક, વિષમ ભોજન,[7] વિષમ શયન,[8] ઉપવાસ, ઘણું ભાષણ, ઊભું રહેવું, આડુંઅવળું ફરવું, ઠંડી, પવન, વિરુદ્ધ ભોજન,[9] અજીર્ણ અને માખીઓ તથા મચ્છર વગેરેથી પીડાનો ત્યાગ કરવો; કારણ કે જેનું રુધિર તથા માંસ ક્ષીણ થયેલું હોય છે એવા વ્રણવાળાને ઉપર કહેલાં પવનનાં અતિસેવન આદિ કારણોથી સંતાપ થાય, તો ખાધેલું અન્નાદિક સારી રીતે પચતું નથી. એવી રીતે અજીર્ણ થવાથી વાત, પિત્ત તથા કફની સ્થાનાંતરમાં જવા આદિ બલવત્તર ગરબડ થાય છે અને તેથી વ્રણમાં સોજો, વેદના, અતિસ્રાવ, બળતરા તથા પાક થાય છે. (સોજો તથા વેદના વાયુથી, અતિસ્રાવ કફથી અને બળતરા તથા પાક પિત્તથી થાય છે.) ૫

### રાક્ષસોનો ઉપદ્રવ અટકાવવાનો વિધિ

सदा नीचनखरोम्णा शुचिना शुक्लवाससा

---

૧ આ વર્ગમાં કેટલાક પદાર્થો વાતહર છે કેટલાક પિત્તહર છે અને કેટલાક કફહર પણ છે; તેથી અહીં દોષોની વૃદ્ધિ કહી નથી પણ વ્યાધિની જ કહી છે.

૨ પકાવેલાં ઔષધોથી તથા જળથી જે મદ્ય બનાવ્યું હોય, તે અરિષ્ટ કહેવાય છે; જેમ કે દ્રાક્ષારિષ્ટ.

૩ કાચાં ઔષધોથી તથા કાચાં પાણીથી જે મદ્ય બનાવ્યું હોય, તે આસવ કહેવાય છે; જેમ કે લોહાસવ.

૪ શેલડીના પાકા કે કાચા રસથી બનાવેલું મદ્ય

૫ ચોખાના અથવા સાઠી ચોખાના લોટ વગેરેથી બનાવવામાં આવેલું મદ્ય સુરા કહેવાય છે

૬ કેટલાક કહે છે કે, જે મદ્યો ખાટા વગેરે ગુણોવાળાં છે તે સઘળાંઓનો વ્રણવાળાએ ત્યાગ કરવો; પણ જે મદ્યો દ્રાક્ષ વગેરેથી બનાવાય છે તેમાં તેવા ગુણો નથી અને તેઓ રક્તપિત્તાદિકમાં પણ અપાય છે; માટે વૈદ્યે વ્રણવાળાઓને કોઈક વખતે એવાં મદ્યો આપવામાં હરકત ગણવી નહિ, એમ ગ્રંથકર્તાનો આશય છે.

૭ ઝાઝું જમવું, થોડું જમવું તથા સમય વગર જમવું એ વિષમ ભોજન ગણાય છે.

૮ જોકે રાતે જાગવું અને દિવસે સૂવું એ જ વિષમ શયન છે અને તેનો નિષેધ પ્રથમ જ કહેલો છે; તોપણ અહીં ફરીવાર જે નિષેધ કર્યો છે તે વિષમ શયનનું અત્યંત ખરાબપણું સૂચવવા માટે કર્યો છે. (ડલ્હન)

૯ જેમાં મધ તથા ઘી સમાન ભાગે આવ્યાં હોય ઇત્યાદિ ભોજનો.

शान्तिमंगलदेवताब्राह्मणगुरुपरेण भवितव्यमिति। तत्कस्य हेतोर्हिंसाविहाराणि हि महावीर्याणि रक्षांसि पशुपतिकुबेरकुमारानुचराणि मांसशोणितप्रियत्वात्क्षतजनिमित्तं व्रणिनमुपसर्पन्ति सत्कारार्थं जिघांसवो वा कदाचित्॥

भवति चात्र॥

तेषां सत्कारकामानां प्रयतेतान्तरात्मना।
धूपबल्युपहारांश्च भक्ष्यांश्चैवोपहारयेत्॥

ते तु संतर्पिता आत्मवन्तं न हिंस्युः। तस्मात्सततमतन्द्रितो जनपरिवृतो नित्यदीपोदकशस्त्रस्रग्दामपुष्पलाजाद्यलंकृते वेश्मनि सम्पन्मङ्गलमनोनुकूलाः कथाः शृण्वन्नासीत॥

सम्पदाद्यनुकूलाभिः कथाभिः प्रीतमानसः।
आशावान् व्याधिमोक्षाय क्षिप्रं सुखमवाप्नुयात्।

ऋग्यजुःसामाथर्ववेदाभिहितैरपरैश्चाशीर्विधानैरुपाध्याया भिषजश्च संध्ययो रक्षां कुर्युः॥

सर्षपारिष्टपत्राभ्यां सर्पिषा लवणेन च।
द्विरह्नः कारयेद्धूपं दशरात्रमतन्द्रितः॥

छत्रातिच्छत्रे लाङ्गलीं जटिलां ब्रह्मचारिणीं लक्ष्मीं गुहामतिगुहां शतवीर्यां सहस्रवीर्यां सिद्धार्थांश्च शिरसा धारयेत्॥

व्यज्येत वालव्यजनैर्व्रणं न च विघट्टयेत्।
न तुदेन्न च कण्डूयेच्छयानः परिपालयेत्॥
अनेन विधिना युक्तमादावेव निशाचराः।
वनं केसरिणाक्रान्तं वर्जयन्ति मृगा इव॥६॥

વ્રણવાળાએ સર્વદા પોતાના નખ અને વાળ સાદા રાખવા, પવિત્ર રહેવું, ધોળાં વસ્ત્રો પહેરવાં અને શાંતિમંગળ, દેવતાઓનાં પૂજન, બ્રાહ્મણોનાં પૂજન તથા ગુરુઓનાં પૂજનમાં તત્પર રહેવું; કારણ કે મહાદેવની, કુબેરની તથા કાર્તિકેય સ્વામીની સેવા કરનારા કેટલાક રાક્ષસો (એવા) કે જેઓ હિંસાને એક જાતની ક્રીડારૂપ માનનારા છે અને અત્યંત બળવાન છે, તેઓ પોતાને માંસ તથા રુધિર પ્યારાં હોવાથી કોઈ વખતે મારી નાખવાની ઇચ્છાથી અને ઘણું કરીને પૂજા લેવાની ઇચ્છાથી વ્રણવાળા પાસે આવે છે.

આ સ્થળના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'પૂજા લેવાની ઇચ્છાવાળા એ રાક્ષસો માટે વૈદ્યે સાવધાન અંતઃકરણથી ધૂપો કરાવવા, પૂજનો કરાવવાં, પશુઓનાં બલિદાન દેવડાવવાં અને ભક્ષ્યો પણ અપાવવાં.'

આ રીતે તૃપ્ત કરેલા એ રાક્ષસો જિતેંદ્રિય રહેનારા એ વ્રણવાળાને દુઃખ દેતા કે મારતા નથી. (રાક્ષસોના હાથથી ઘાત ન થવામાં સાદાઈ, પવિત્રતા, દેવ વગેરેનું પૂજન અને) શુભસ્થાનમાં નિવાસ ઇત્યાદિ બહુ ઉપયોગી થાય છે, એટલા માટે વ્રણવાળાએ નિરંતર આળસથી રહિત થઈ સારા લોકોનો સમાગમ રાખવો. અને અખંડ દીવાથી, પુષ્પોની માળાઓથી, જલથી, શસ્ત્રોથી, હાર આદિ આભરણોથી, પુષ્પોથી તથા ચોખાની ધાણી આદિથી શણગારેલા ઘરમાં રહેવું; તેમ જ સંપત્તિને, મંગળને તથા મનને અનુકૂળતા આપનારી કથાઓ સાંભળતા રહેવું. સંપત્તિ વગેરેને અનુકળતા આપનારી કથાઓથી પ્રસન્ન રહેતા મનવાળો માણસ વ્યાધિથી છૂટવાની દૃઢ આશાવાળો થવાથી તુરત સુખ પામે છે. ઉપાધ્યાયો અને વૈદ્યોએ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા અથર્વવેદમાં કહેલાં તથા તે ઉપરાંત બીજાં પણ આશીર્વાદોનાં વિધાનોથી પ્રાતઃકાળે તથા સાયંકાળે વ્રણવાળાની રક્ષા કરવી. (વૈદ્યે કાળજી રાખીને દશ રાત સુધી, દિવસમાં બેવાર સર્ષપ, લીંબડાનાં પાંદડાં, ઘી તથા લૂણનો ધૂપ કરાવવો,[1] જેથી રાક્ષસોની પીડા, રુધિર આદિની પીડા અને માખીઓ આદિની પીડા પણ ટળી જાય છે.)

१ धुमाडानी तीक्ष्णताथी॰ જીવજંતુ પણ આવી શકતાં નથી. म.

વ્રણવાળાએ છત્રા, અતિચ્છત્રા,[1] કૌંચ, જટામાંસી, બ્રાહ્મી, ખીજડી, શાલિપર્ણી, પૃશ્નિ-પર્ણી, શતાવરી, સફેદ ધરો અને ધોળા સર્ષપ એ ઔષધિઓને પણ માથા પર ધારણ કરવી. પોતાના શરીરને ચામરોથી પવન નખાવ્યા કરવો. વ્રણને હલાવવો, ખોતરવો તથા ખંજોળવો પણ નહિ અને સૂતી વખતે પણ તેનું રક્ષણ કરવું.

જેમ કેસરી સિંહે દબાવેલા વનને મૃગો પ્રથમથી જ છોડી દે છે તેમ આ વિધિથી સંયુક્ત રહેનારા વ્રણવાળા માણસને રાક્ષસો પ્રથમથી જ છોડી દે છે. ૬

વ્રણવાળાએ ખાવાના પદાર્થો

जीर्णशाल्योदनं स्निग्धमल्पमुष्णं द्रवोत्तरम् ।
भुञ्जानो जाङ्गलैर्मांसैः शीघ्रं व्रणमपोहति ॥
तण्डुलीयकजीवन्तीसुनिषण्णकवास्तुकैः ।
बालमूलकवार्ताकपटोलैः कारवेल्लकैः ॥
सदाडिमैः सामलकैर्घृतभृष्टैः ससैन्धवैः ।
अन्यैरेवंगुणैर्वापि मुद्गादीनां रसेन वा ॥
सक्तून् विलेपीं कुल्माषं जलं चापि शृतं पिबेत् ॥७

જૂના ચોખાનો[2] દ્રવ વગરનો,[3] સ્નિગ્ધ, ઊનો અને થોડો ભાત, હરણ આદિ જંગલી પશુઓના માંસની[4] સાથે ખાવામાં આવે તો તે ભાત તુરત જ વ્રણને મટાડે છે. તાંદળજો, ખરખોડી, સુનિષણ્ણક,[5] ટાંકો, કોમળ મૂળા, રીંગણાં, પરવળ તથા કારેલાંને દાડમ અને આમળાંનો યોગ આપી, ઘીમાં શેકી, સિંધવ નાખીને તેની સાથે અથવા એના જેવા ગુણોવાળાં બીજાં (કંકોડાં વગેરે શાકોની સાથે અથવા) મગ વગેરેના રસની સાથે જવનો અથવા ચોખાની ધાણીનો સાથવો, જવની કે ચોખાની થોડા દ્રવવાળી રાબ અથવા જવની ઘૂઘરી ખાવી અને ઉકાળીને ઠંડું કરેલું પાણી પીવું. ૭

નિષિદ્ધ આચરણ કરવાથી હાનિ

व्रणे श्वयथुरायासात्स च रागश्च जागरात् ।
तौ च रुक्च दिवास्वापात्ताश्च मृत्युश्च मैथुनात् ॥८

પરિશ્રમ કરવાથી વ્રણમાં સોજો થાય છે. જાગરણ કરવાથી સોજો તથા રતાશ થાય છે. દિવસે નિદ્રા કરવાથી સોજો, રતાશ તથા વેદના થાય છે અને મૈથુન કરવાથી સોજો, રતાશ, વેદના તથા મરણ થાય છે. ૮

વ્રણવાળાએ રાખવાનો વર્તાવ

दिवा न निद्रावशगो निर्वातगृहगोचरः ।
व्रणी वैद्यवशे तिष्ठञ्छीघ्रं व्रणमपोहति ॥
एवं वृत्तसमाचारो व्रणी सम्पद्यते सुखी ।
आयुश्च दीर्घमाप्नोति धन्वन्तरिवचो यथा ॥ ९ ॥

વ્રણવાળો માણસ જો દિવસે નિદ્રા ન કરે, પવન વગરના ઘરમાં રહે તથા વૈદ્યના કહ્યા પ્રમાણે જ વર્તે, તો તેનો વ્રણ તુરત મટી જાય છે. વ્રણવાળો માણસ આ પ્રમાણે વર્તે તો સુખી થાય છે અને લાંબું આયુષ્ય પ્રાપ્ત કરે છે એમ ભગવાન ધન્વંતરિએ કહ્યું છે. ૯

## અધ્યાય ૨૦ મો

ઉપક્રમ

अथातो हिताहितीयमध्यायं व्याख्यास्यामः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી ‘ હિતાહિતીય ’[6]

---

૧ છત્રા અને અતિછત્રા એ બે કુબાની જાતો છે. કુબો ભૂત સંબંધી પીડાને હરનાર છે

૨ નવા ધાન્યનો પ્રથમ જ નિષેધ કરેલો, છતાં અહીં ચોખાને ‘ જૂના ’ એ વિશેષણ આપ્યું તે ‘ એક ’ વર્ષના જૂના ચોખા ‘ લેવા ’ એમ સૂચવવા માટે છે.(ડલ્હન)

૩ જોકે મૂળના ‘ द्रवोत्तर ’ એ શબ્દથી ‘ અધિક દ્રવવાળો ’ એવો અર્થ પણ થાય છે; પણ વ્રણવાળાને દ્રવનો નિષેધ છે, તેથી આ બીજો અર્થ લીધો છે.

૪ જંગલી પશુઓના માંસનો ઉપયોગ વ્રણમાં ભરતી લાવવાના સમયમાં કરાવવો, કેમ કે માંસ માંસથી વધે છે.

૫ આ શાક ચારચાર પાંદડાંવાળું થાય છે. જળમાં ઊગે છે અને ગુજરાતીમાં એને ઓટીગણ કહે છે.

૬ હિત, અહિત(તથા હિતાહિત) પદાર્થોના વિવેચન વિષેનો.

નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

હિત, અહિત તથા હિતાહિતનો નિર્ણય

यद्वायोः पथ्यं तत्पित्तस्यापथ्यमित्यनेन हेतुना न किंचिद्द्रव्यमेकान्तेन हितमहितं वास्तीति केचिदाचार्या ब्रुवते तत्तु न सम्यक्। इह खलु यस्माद्द्रव्याणि स्वभावतः संयोगतश्चैकान्तहितान्येकान्ताहितानि हिताहितानि च भवन्ति। तत्रैकान्तहितानि जातिसात्म्यात् सलिलघृतदुग्धौदनप्रभृतीनि। एकान्ताहितानि दहनपचनमारणादिषु प्रवृत्तान्यग्निक्षारविषादीनि। संयोगादपराणि विषतुल्यानि भवन्ति। हिताऽहितानि तु यद्वायोः पथ्यं तत्पित्तस्यापथ्यमिति। अतः सर्वप्राणिनामयमाहारार्थे वर्ग उपदिश्यते।

तद्यथा। रक्तशालिषष्टिककंगुकमुकुन्दकपाण्डुकपीतकप्रमोदककालकाशनकपुष्पककर्दमकशकुनाहृतसुगन्धककलमनीवारकोद्रवोद्दालकश्यामाकगोधूमवेणुयवादयः। एणहरिणकुरङ्गमृगमातृकाश्वदंष्ट्राकरालक्रकरकपोतलावतित्तिरिकपिञ्जलवर्तीरवर्तिकादीनां मांसानि। मुद्गवनमुद्गमकुष्ठकलायमसूरमङ्गल्यचणकहरेणवाढकीसतीनाः। चिल्लितावास्तुकसुनिषण्णकजीवन्तीतण्डुलीयकमण्डूकपर्ण्यः। गव्यं घृतं सैन्धवदाडिमामलकमित्येष वर्गः सर्वप्राणिनां सामान्यतः पथ्यतमः।

तथा ब्रह्मचर्यनिवातशयनोष्णोदकनिशास्वप्नव्यायामाश्चैकान्ततः पथ्यतमाः।

एकान्तहितान्येकान्ताहितानि च प्रागुपदिष्टानि हिताहितानि तु यद्वायोः पथ्यं तत्पित्तस्यापथ्यमिति ॥ २ ॥

'વાયુને જે પથ્ય છે તે પિત્તને અપથ્ય'[1] છે, ઇત્યાદિ કારણોને લીધે 'અમુક દ્રવ્ય હિત જ છે અને અમુક દ્રવ્ય અહિત જ છે એવો નિર્ણય કરી શકાતો નથી એમ કેટલાક આચાર્યો કહે છે, પણ તેઓનું એ કહેવું બરાબર નથી; કેમ કે આ જગતમાં સ્વભાવથી[2] અને સંયોગથી[3] કેટલાંક દ્રવ્યો હિતરૂપ જ છે. કેટલાંક દ્રવ્યો અહિતરૂપ જ છે અને કેટલાંક દ્રવ્યો હિતાહિતરૂપ પણ છે. જેમ કે જળ, ઘી, દૂધ તથા ભાત વગેરે દ્રવ્યો મનુષ્યના દેહની સાથે જન્મથી જ સાત્મ્ય હોવાથી હિતરૂપ જ છે. અગ્નિ, ક્ષાર તથા ઝેર વગેરે દ્રવ્યો બાળવામાં, પકાવી નાખવામાં તથા મારી નાખવા વગેરેમાં પ્રવૃત્તિવાળાં હોવાથી અહિતરૂપ જ[4] છે અને કેટલાંક દ્રવ્યો હિતરૂપ છતાં પણ સંયોગથી ઝેર જેવાં થવાને લીધે અહિતરૂપ જ છે. કેટલાંક દ્રવ્યો 'જે વાયુને પથ્ય છે, તે પિત્તને અપથ્ય છે' ઇત્યાદિ નિયમને લીધે હિતાહિતરૂપ પણ છે.

એટલા માટે સામાન્ય રીતે સર્વ મનુષ્યોના આહાર માટે નીચે પ્રમાણે ઉપયોગી દ્રવ્યોનો વર્ગ નક્કી કરવામાં આવ્યો છે.

રાતા ચોખા, સાઠી ચોખા, પીળા ચોખા, કાળા સાઠી ચોખા, પાંડુ વર્ણનાં ફોતરાંવાળા ચોખા, પીતક, પ્રમોદક, કાલક, અશનક, પુષ્પક, કર્દમક, શકુનાહૃત, સુગંધક તથા કલમ નામના ચોખા,[5] બંટી, કોદરા, જંગલી કોદરા, સામો,

[1] તેલ તથા કાંજી વગેરે પદાર્થો વાયુને હિતરૂપ છે અને પિત્તને અહિતરૂપ છે ઇત્યાદિ સમજી લેવું.

[2] પદાર્થોથી કોઈ પણ અવસ્થામાં ન છૂટે એવી જે પ્રકૃતિ હોય છે તે સ્વભાવ કહેવાય છે, જેમ કે અગ્નિની ઉષ્ણતા અને જળની દ્રવતા

[3] એકથી વધારે પદાર્થોનું મિશ્રિત થવું તે સંયોગ કહેવાય છે સંયોગમાં પણ સ્વભાવનું કારણ હોવાપણું તો છે જ

[4] અગ્નિ વગેરે દ્રવ્યો સ્વસ્થને અહિતકર છે, પણ રોગીને તો તે તે રોગના અનુસારથી હિતરૂપ છે

[5] અહીં સુધી જાતજાતના ચોખાઓના નામો જ આપેલાં છે. હાલ દેશદેશની જુદી ભાષાઓને લીધે સંસ્કૃત ભાષાના એ નામો ચાલતા નથી, તેથી ગુજરાતીમાં

ઘઉં તથા પોલા વાંસના (બાંબુના) જવ ઇત્યાદિક ધાન્યો; કાળિયાર મૃગનું, રાતા હરણનું, કુરંગ નામના હરણનું, નાના કદની મોટા પેટવાળી કુરંગીનું, શ્વદંષ્ટ્રાનું, કસ્તૂરીમૃગનું, નીલકંઠ પક્ષીનું, હોલાનું, લાવા પક્ષીનું, તેતરનું, ગોરાં તેતરનું, બટાવડાં પક્ષીનું અને વૈયાં પક્ષીનું માંસ ઇત્યાદિક માંસો; મગ,[1] જંગલી મગ, મઠ, વટાણા, મસૂર, સફેદ રંગના મસૂર, ચણા, હરેણુ નામના વટાણા, તુવર, મટર, ચીલ નામના ટાંકાનું શાક, ટાંકાનું શાક, સુનિષણ્ણકનું શાક, રાહારોડીનું અથવા ખરખોડીનું શાક, તાંદળજાનું શાક, બ્રાહ્મીનું શાક, ગાયનું ઘી, સૈંધવ, દાડમ અને આમળાં એ વર્ગ સઘળાં મનુષ્યોને સામાન્ય રીતે અતિપથ્ય છે.

માણસોને જેમ ઉપર કહેલો વર્ગ આહારમાં સામાન્ય રીતે અત્યંત હિતકારી છે, તેમ જ વિહારોમાં મૈથુનની નિવૃત્તિ, બહુ પવન વગરની જગ્યામાં શયન, ઊનું પાણી, રાતની નિદ્રા અને નિયમિત કસરત એ સામાન્ય રીતે અત્યંત હિતકારી છે.

જે દ્રવ્યો હિતરૂપ જ છે અને જે દ્રવ્યો અહિતરૂપ જ છે તે સર્વ પ્રથમ કહેવાઈ ગયાં છે.

અમુક સંસ્કૃત નામવાળા તે અમુક જ ચોખા એમ બતાવી શકાતું નથી. હાલ ગુજરાતીમા તો જીરાસાળ, પટણી, આંબેમહોર, બંગાળી, ચીનીસકર, ઉડા સાઠેસાળી તથા બીરબટી ઇત્યાદિ નામો ચાલે છે. તેઓમા જેમ યોગ્ય જણાય તેમ સંસ્કૃત નામોની કલ્પના કરી લેવી

૧ ઘણું કરીને ચોમાસામા બાજરા ભેળા તથા જુદા પણ વવાય છે, તે ત્રપકિયા મગ કહેવાય છે અને ઉનાળામાં જે વવાય છે તે ઉનાળુ મગ કહેવાય છે. કચ્છી મગ તથા વાગડિયા મગ ઇત્યાદિ દેશો ઉપરથી મગનાં નામો બોલવામાં આવે છે. કચ્છી મગ કાળા હોય છે અને વાગડિયા મગ લીલા હોય છે. આ પ્રથમા લીલા રંગવાળા મગને વખાણ્યા છે, આ સ્થાનના ૪૬મા અધ્યાયનો ૧૧મો વિષય જુઓ.

હિતાહિત દ્રવ્યોનું જ્ઞાન 'વાયુને જે પથ્ય છે તે પિત્તને અપથ્ય છે' એ પદ્ધતિને અનુસરી મેળવી લેવું. ૨

સંયોગથી અહિતરૂપ થનારાં દ્રવ્યો

संयोगतस्त्वपराणि विषतुल्यानि भवन्ति। तद्यथा। वल्लीफलकवककरीराम्लफललवणकुलत्थपिण्याकदधितैलविरोहिपिष्टशुष्कशाकाजाविकमांसमद्यजाम्बवचिलिचिममत्स्यगोधावराहांश्च नैकध्यमश्नीयात्पयसा ॥ ३ ॥

કેટલાંક દ્રવ્યો બીજાં દ્રવ્યોના સંયોગથી વિષતુલ્ય થાય છે; જેમ કે વેલામાંથી ઉત્પન્ન થયેલાં કોળાં વગેરે ફળો, ચોમાસામાં થતા બીંદડાના ટોપ,[2] કેરડાં, અંબાડા વગેરે ખાટાં ફળો, ખારા પદાર્થો, કળથી, ખોળ, દહીં, તેલ, કાંટા ફૂટેલાં ધાન્યો, ચોખાના લોટના પદાર્થો, શાકોની સુકવણીઓ, બકરાંનું માંસ, ઘેટાનું માંસ, મદ્ય, જાંબુ, રાતી લીટીઓવાળાં તથા રાતી આંખોવાળાં માછલાં,[3] ચંદન ઘોનું અને સૂવરનું માંસ દૂધના સંયોગથી વિષ તુલ્ય થાય છે; માટે એમને દૂધની સાથે એકઠાં કરી ખાવાં નહિ.

રોગીના વિષયમાં વ્યવસ્થાનો અપવાદ

रोगं सात्म्यं च देशं च कालं देहं च बुद्धिमान्।
अवेक्ष्याग्र्यादिकान्भावान्रोगवृत्तेः प्रयोजयेत् ॥
अवस्थान्तरबाहुल्याद्रोगादीनां व्यवस्थितम्।
द्रव्यं नेच्छन्ति भिषज इच्छन्ति स्वस्थरक्षणे ॥
द्वयोरन्यतरादाने वदन्ति विषदुग्धयोः।
दुग्धस्यैकान्तहिततां विषमेकान्ततोऽहितम् ॥

૨ ઉકરડો બટાઈને ટોપ થાય છે. રોટલા ઉપર ફૂગ બાઝે છે આજે એમાથી બનતાં પેનિસિલિન વગેરે દ્રવ્યોની રોગનાશક દ્રવ્યમાં ગણનરી થાય છે; પરંતુ વાસ્તવિક રીતે એ અહિતકારક છે પ્ર

૩ 'કોડલીવર ઓઈલ' દૂધ સાથે યોજવાથી વિષ થાય છે. પ્ર.

एवं युक्तरसाढ्येषु द्रव्येषु सलिलादिषु ।
एकांतहिततां विद्धि वत्स सुश्रुत नान्यथा ॥४॥

ઊહાપોહવાળી, તર્કશાળી, બુદ્ધિવાળા વૈદ્યે ઉદરાદિક રોગને, પ્રકૃતિ, આતુર, ઔષધ, અન્ન, રસ, દેશ, ઋતુ તથા જળ એ ભેદોથી આઠ પ્રકારના સાત્મ્યને, અનૂપ આદિ દેશને, શીત, ઉષ્ણ તથા વર્ષા એ રૂપ) કાળને (અને સ્થૂલ, કૃશ તથા મધ્ય એ ભેદોવાળા) દેહને જોઈ. તેઓ વિષે સંપૂર્ણ વિચાર કરીને અગ્નિ તથા વિષ આદિ અહિતકર પદાર્થોની પણ રોગોના વિષયમાં યોજના કરવી. (જેમકે ઉદરના રોગવાળાને જરાક વિષ પણ દેવામાં આવે છે ઇત્યાદિ) રોગ વગેરેની સ્થિતિઓના ફેરફારો ઘણા હોવાને લીધે વૈદ્ય રોગીના વિષયમાં 'અમુક દ્રવ્ય હિત જ છે અને અમુક દ્રવ્ય અહિત જ છે' એ નિયમને સ્વીકારતા નથી, પણ સ્વાસ્થ્યના રક્ષણમાં એ નિયમને સ્વીકારે છે. ઉપર કહેલા રોગાદિકના વિષયોનો વિચાર ન લેતાં દૂધ અને ઝેરમાંથી એક એકનો જ વિચાર લઈએ તો દૂધ હિતરૂપ જ અને વિષ અહિતરૂપ જ સિદ્ધ થાય છે. હે પુત્ર સુશ્રુત ! એ રીતે યોગ્ય રસોવાળાં (ઘી તથા ભાત આદિ) દ્રવ્યોમાં તથા જળ આદિ દ્રવ્યોમાં જે હિતરૂપતા જ માનવામાં આવી છે, તેને પણ સ્વાસ્થ્યના વિષયમાં જ નિયમિત સમજવું (પણ રોગીના વિષયમાં નિયમિત સમજવું નહિ) ૪

સંયોગથી અહિતરૂપ થનારા પદાર્થો

अतोऽन्यान्यपि संयोगादहितानि वक्ष्यामः ॥

न च विरुढधान्यैर्वसामधुपयोगुडमाषैर्वा ग्राम्यानूपौदकपिशितादीन्यभ्यवहरेत् । न पयोमधुभ्यां रोहिणीशाकं जातुशाकं वाश्नीयात् । बलाकां वारुणीकुल्माषाभ्याम् । काकमाचीं पिप्पलीमरिचाभ्यां । नाडीभङ्गशाककुक्कुटदधीनि च नैकध्यम् । मधु चोष्णोदकानुपानं पित्तेन वा मांसानि । सुराकृशरापायसांश्च नैकध्यम् । सौवीरकेण सह तिलशष्कुलीम् । मत्स्यैः सहेक्षुविकारान् । गुडेन काकमाचीं मधुना मूलकं गुडेन वाराहं मधुना च सह विरुद्धम् । क्षीरेण मूलकम् । आम्रजाम्बुश्वाविच्छ्करगोधाश्च सर्वांश्च मत्स्यान्विशेषेण चिलिचिमं पयसा । कदलीफलं तालफलेन पयसा दध्ना तक्रेण वा । लकुचफलं पयसा दध्ना माषसूपेन वा मधुना घृतेन च । प्राक्पयसं पयसोऽन्ते वा ॥५॥

હવે સંયોગથી અહિતરૂપ થનારા બીજા પણ કેટલાક પદાર્થો કહીએ છીએ. ગ્રામ્ય પશુઓનાં, જલપ્રાય પ્રદેશમાં ફરનારાં સૂવર વગેરે પશુઓનાં તથા જલજંતુઓનાં માંસો વગેરેને ફણગા ફૂટેલાં ધાન્યો, ચરબી, મધ, દૂધ, ગોળ, મધ કે અડદની સાથે ખાવાં નહિ. કડુ અથવા સ્થળકમળના શાકને દૂધની કે મધની સાથે ખાવું નહિ. બલાકા નામની બગલાની જાતના માંસને મદ્ય કે ઘૂઘરીની સાથે ખાવું નહિ. અઘેડીના શાકને પીપર કે મરીની સાથે ખાવું નહિ. ડાંડલી કે પાંદડાંરૂપ શાકને, કૂકડાના માંસને અને દહીંને એકઠાં ખાવાં નહિ. ઊના પાણીના અનુપાનથી મધ ખાવું નહિ. પિત્તની સાથે માંસો ખાવાં નહિ. મદિરા, તલ, અડદ તથા ચોખાની ખીચડી અને દૂધપાકને સાથે ખાવાં નહિ. જવની કે ઘઉંની કાંજીની સાથે તેલની પૂરીઓ ખાવી નહિ. માછલાંની સાથે શેરડીના વિકારરૂપ ગોળ વગેરે પદાર્થો ખાવા નહિ. અઘેડી ગોળની સાથે, મૂળા મધની સાથે અને સૂવરનું માંસ મધની તથા ગોળની સાથે વિરુદ્ધ છે. મૂળા દૂધની સાથે વિરુદ્ધ છે. કેરી, જાંબુ, શેઢાઈનું માંસ, સૂવરનું માંસ, ચંદન ઘોનું માંસ, સઘળી જાતનાં માછલાં અને તેઓમાં પણ વિશેષે કરી રાતી લીટીઓવાળું તથા રાતી આંખોવાળું

માછલું[1] દૂધની સાથે વિરુદ્ધ છે. કેળાં, તાડનાં ફળ દૂધ, દહીં અને છાશની સાથે વિરુદ્ધ છે. જંગલી ફણસ, દૂધ, દહીં, અડદની દાળ, મધ અને ઘીની સાથે વિરુદ્ધ છે. દૂધ ખાધા પહેલાં અને પછી પણ જંગલી ફણસ વિરુદ્ધ છે. ૫

૨ ક્રિયાથી અહિતકર થતા પદાર્થો

अतः कर्मविरुद्धान् वक्ष्यामः ॥ कपोतान्सर्षपतैलभृष्टान्नाद्यात्। कपिञ्जलमयूरलावतित्तिरिगोधाश्चैरण्डदार्वग्निसिद्धा एरण्डतैलसिद्धा वा नाद्यात्। कांस्यभाजने दशरात्रपर्युषितं सर्पिर्मधु चोष्णैरुष्णे वा। मत्स्यपरिपचने शृङ्गवेरपरिपचने वा सिद्धां काकमाचीम्। तिलकल्कसिद्धामुपोदिकाशाकम् नारिकेलेन वराहवसापरिभृष्टां बलाकाम्। भासमङ्गारशूल्यं नाश्नीयादिति ॥ ६ ॥

સરસિયા તેલમાં શેકેલું હોલાનું કે કબૂતરનું માંસ ખાવું નહિ. ધોળાં તેતર, મોર, લાવાં, સામાન્ય તેતર અને ઘિંદનોઘોનાં માંસોને એરંડાના લાકડાંના અગ્નિથી અથવા એરંડિયા તેલથી પકાવીને ખાવાં નહિ. કાંસાના વાસણમાં દશ રાત સુધી રહેલું ઘી ખાવું નહિ. ઉષ્ણ કાળમાં મધ ખાવું નહિ. અગ્નિ આદિ ઉષ્ણ પદાર્થોથી સંબંધ પામેલું મધ ખાવું નહિ. માછલાં અથવા આદું પકાવવાના વાસણમાં પકાવેલું અઘેડીનું શાક તથા તેલના કલ્કથી પકાવેલું પોથીનું શાક ખાવું નહિ. સૂવરની ચરબીમાં પકાવેલું બલાકા (બગલાની એક જાત)નું માંસ નાળિયેરની સાથે ખાવું નહિ. નાની ચાંચવાળા ભૂખરા રંગના ગરંજના માંસને અંગારા ઉપર કાંટાથી પકાવીને ખાવું નહિ. ૬

૩ પ્રમાણથી અહિતકર થતા પદાર્થો

अतो मानविरुद्धान् वक्ष्यामः ॥ मध्वम्बुनी मधुसर्पिषी मानतस्तुल्ये नाश्नीयात्। स्नेहौ मधुस्नेहौ जलस्नेहौ वा विशेषादान्तरीक्षोदकानुपानौ ॥ ७ ॥

પરસ્પરથી સમાન વજનવાળાં મધ તથા પાણી કે મધ તથા ઘી ખાવાં નહિ. મધ તથા સ્નેહ, જળ તથા સ્નેહ, તેલ તથા ઘી, તેલ તથા ચરબી, તેલ તથા મજ્જા, ઘી તથા ચરબી, ઘી તથા મજ્જા અને મજ્જા તથા ચરબી—એમને સમાન વજનવાળાં કરીને સાથે ખાવાં નહિ. મધ તથા સ્નેહને વિશેષે કરી આકાશમાંથી ઝીલેલા જળના અનુપાનથી ખાવાં નહિ. ૭

૪ રસ, વીર્ય તથા વિપાકથી પરસ્પર વિરુદ્ધ બબ્બે પદાર્થો

अत ऊर्ध्वं रसद्वन्द्वानि रसतो वीर्यतो विपाकतश्च विरुद्धानि वक्ष्यामः ॥ तत्र मधुराम्लौ रसवीर्यविरुद्धौ मधुरलवणौ च मधुरकटुकौ च सर्वतः। मधुरतिक्तौ रसविपाकाभ्यां मधुरकषायौ चाम्ललवणौ रसतः। अम्लकटुकौ रसविपाकाभ्यामम्लतिक्तावम्लकषायौ च सर्वतः। लवणकटुकौ रसविपाकाभ्यां लवणतिक्तौ लवणकषायौ च सर्वतः। कटुतिक्तौ रसवीर्याभ्यां कटुककषायौ तिक्तकषायौ च रसतः ॥ ८ ॥

હવે રસ, વીર્ય[2] તથા વિપાકથી[3] પરસ્પર વિરુદ્ધ બબ્બે પદાર્થોનું નિરૂપણ કરીએ છીએ.

મધુર અને ખાટો પદાર્થ તથા મધુર અને ખારો પદાર્થ રસથી તથા વીર્યથી વિરુદ્ધ છે. મધુર અને તીખો પદાર્થ રસથી, વીર્યથી તથા વિપાકથી પણ વિરુદ્ધ છે. મધુર અને કડવો પદાર્થ તથા મધુર અને તૂરો પદાર્થ એ રસથી તથા વિપાકથી વિરુદ્ધ છે. ખાટો અને તીખો

૧ દરિયાનાં પ્રાણીઓ કફ કરનારાં છે. દૂધ પણ કફ વધારનાર છે. કફ વધવાથી કોઢ જેવા વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. પ્ર.

૨ ઉષ્ણ તથા શીત એ બે પ્રકારનું વીર્ય છે.

૩ જઠરાગ્નિથી સંયોગ થતાં રસો પરિણમ્યા પછી જે બીજો રસ ઉત્પન્ન થાય છે તે વિપાક કહેવાય છે.

પદાર્થ રસથી તથા વિપાકથી વિરુદ્ધ છે.[1] ખારો અને કડવો પદાર્થ તથા ખારો અને તૂરો પદાર્થ એ રસથી, વીર્યથી તથા વિપાકથી વિરુદ્ધ છે. ખારો અને તીખો પદાર્થ એ રસથી તથા વિપાકથી વિરુદ્ધ છે. ખારો અને કડવો પદાર્થ તથા ખારો અને તૂરો પદાર્થ રસથી, વીર્યથી તથા વિપાકથી વિરુદ્ધ છે. તીખો તથા કડવો પદાર્થ રસથી તથા વીર્યથી વિરુદ્ધ છે. તીખો અને તૂરો પદાર્થ તથા કડવો અને તૂરો પદાર્થ રસથી વિરુદ્ધ છે.[2]

### અત્યંત ગુણવાળા ત્યાજ્ય પદાર્થો

तरतमयोगयुक्तांश्च भावानतिरूक्षानतिस्निग्धानत्युष्णानतिशीतानित्येवमादीन् विवर्जयेत् ॥ ९ ॥

જે જે પદાર્થો પોતાની જાતના પદાર્થો કરતાં અતિશયિત ગુણોવાળા હોય, અર્થાત્ અતિ રૂક્ષ, અતિ સ્નિગ્ધ, અતિ ઉષ્ણ કે અતિ શીત હોય તેઓને તથા એવી જ રીતની અતિશયતા ધરાવનારા બીજા અતિ તીક્ષ્ણાદિક પદાર્થોને પણ છોડી દેવા. (ભેંસનું દૂધ કે જે ગાયના દૂધ કરતાં અતિસ્નિગ્ધ છે તેને સમ અગ્નિવાળા સ્વસ્થ માણસે સેવવું ઇત્યાદિક તર્ક આ ઉપરથી કરી લેવો.) ૯

### પરસ્પરમાં રસ, વીર્ય તથા વિપાકથી વિરુદ્ધ પદાર્થોથી નુકસાન

भवति चात्र ॥

विरुद्धान्येवमादीनि रसवीर्यविपाकतः ।
तान्येकान्ताहितान्येव शेषं विद्याद्धिताहितम् ॥१०॥

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'જેઓને પરસ્પરમાં રસથી, વીર્યથી, વિપાકથી કે એમાંના બેથી કે ત્રણથી વિરોધ હોય તે દ્રવ્યો તથા એવી જ રીતની બીજી જાતની વિરુદ્ધતા ધરાવનારાં દ્રવ્યો પણ અહિતરૂપ જ છે એમ સમજવું. બાકીના પદાર્થો તો કોઈને માટે હિતકર છે અને કોઈને માટે અહિતકર છે એમ સમજવું. (અડદ આદિ પદાર્થો જેના દોષને પ્રકુપિત કરે તેને માટે અહિતકર છે અને જેના દોષનું હરણ કરે તેને માટે હિતકર છે.)' ૧૦

### વિરુદ્ધ તથા અહિતકર ભોજન કરવાથી હાનિ

व्याधिमिन्द्रियदौर्बल्यं मरणं चाधिगच्छति ।
विरुद्धरसवीर्यादीन्भुञ्जानोऽनात्मवान्नरः ॥
यत्किंचिद्दोषमुत्क्लेश्य भुक्तं कायान्न निर्हरेत् ।
रसादिष्वयथार्थं वा तद्विकाराय कल्पते ॥११॥

જેમનાં રસ તથા વીર્ય વગેરે પરસ્પરથી વિરુદ્ધ છે એવા પદાર્થોને અનુચિત રીતે ખાતો મૂર્ખ માણસ વિસ્ફોટક તથા ભગંદર આદિ રોગોને, ઇંદ્રિયોના નબળાપણાને અને મરણને પણ પ્રાપ્ત થાય છે. માત્ર પરસ્પરથી વિરુદ્ધ પદાર્થ જ નહિ, પરંતુ જે કોઈ અહિતકર પદાર્થ પોતાના ખાવામાં આવ્યા પછી તે દોષને પ્રકુપિત કરે પણ પ્રકુપિત કરીને પાળા તથા નસોતર વગેરેની પેઠે પાછો તે દોષને શરીરમાંથી કાઢે નહિ અથવા દોષને પ્રકુપિત નહિ કરતાં રસ આદિ ધાતુઓમાં બગાડ કરે તે પદાર્થ વ્યાધિ ઉત્પન્ન કરવાને સમર્થ થાય છે. ૧૧

### વિરુદ્ધ પદાર્થ ખાવાથી થતા રોગોની ચિકિત્સા

विरुद्धाशनजान्रोगान्प्रतिहंति विरेचनम् ।
वमनं शमनं चापि पूर्वं वा हितसेवनम् ॥ १२ ॥

---

[1] અંદર પાકયા પછી ખોરાકનું કેવું રૂપાંતર થાય, એ સ્થૂળ પ્રયોગો કે પૃથક્કરણથી સમજાય તેવું નથી; કેમ કે તે દૈવી વાત છે. પ્ર.

[2] આ સઘળો ૮ મો પાઠ ઋષિપ્રણીત નથી અર્થાત્ ક્ષેપક છે એમ કેટલાક માને છે, કારણ કે 'પહેલા મધુર પદાર્થ ખાવો' ઇત્યાદિ વાક્યોથી સઘળા રસો ખાવાની સ્વસ્થ માણસને આજ્ઞા કરેલી છે અને 'એકજ રસનું જ સર્વદા સેવન કરવું નહીં' ઇત્યાદિ વાક્યોથી એક રસના સેવનનો નિષેધ કરેલો છે આ પાઠને સ્વીકારીએ, તોપણ આ પાઠ ઉપરથી કરેલો નિષેધ ઉપયોગ કરવા યોગ્ય નહીં, સાકર વગેરે પદાર્થોને લાગુ પડતો નથી; પણ જે પદાર્થો ઉપયોગ માટે અયોગ્ય છે તેઓને જ લાગુ પડે છે એમ સમજવું.

વિરુદ્ધ પદાર્થોનું ભક્ષણ કરવાથી ઉત્પન્ન થયેલા રોગો વિરેચનથી, વમનથી અથવા સંશમનથી મટે છે. (ઘણા દોષવાળાઓને તથા બળવાળાઓને વમન, વિરેચન દેવાં અને અલ્પ દોષવાળાઓને તથા અલ્પ બળવાળાઓને સંશમન દેવું.) અથવા વિરુદ્ધ પદાર્થો ખાવામાં આવી જાય તો પહેલાંથી જ હિતકર પદાર્થોનું સેવન કરવું કે જેથી વિરુદ્ધ પદાર્થો વ્યાધિઓને ઉત્પન્ન કરી શકે નહિ. ૧૨

વિરુદ્ધ પદાર્થોના ભક્ષણથી રોગો ન થવાનાં કારણો

सात्म्यतोऽल्पतया वापि दीप्ताग्नेस्तरुणस्य च।
स्निग्धव्यायामबलिनां विरुद्धं वितथं भवेत्॥

व्यायामशीलो बलवाञ्छिशुश्च स्निग्धोऽग्निमांश्चापि महाशनश्च। आप्नोति रोगान्न विरुद्धजातानभ्यासतो वाल्पतया च जन्तुः॥१३॥

કોઈ માણસને વિરુદ્ધ પદાર્થો સાત્મ્યરૂપ હોવાને લીધે, કોઈ માણસને વિરુદ્ધ પદાર્થોની અલ્પતાને લીધે, કોઈ માણસને જઠરાગ્નિની પ્રદીપ્તતાને લીધે, કોઈ માણસને જુવાનીને લીધે, કોઈ માણસને સ્નિગ્ધતાને લીધે, કોઈ માણસને કસરતને લીધે અને કોઈ માણસને બળને લીધે વિરુદ્ધ પદાર્થોનું ભક્ષણ અનર્થ ઉત્પન્ન કરી શકતું નથી. કસરત કરનારો માણસ, બળવાન માણસ, બાળક, સ્નિગ્ધ, પ્રબળ જઠરાગ્નિવાળો માણસ અને જે કાંઈ હોય તે ખાઈ જવાની આદતવાળો માણસ વિરુદ્ધ ભક્ષણથી થનારા રોગોને પ્રાપ્ત થતો નથી. વિરુદ્ધ ભક્ષણના અભ્યાસને લીધે અથવા વિરુદ્ધ ભક્ષણની અલ્પતાથી પણ તે સંબંધી રોગો ઉત્પન્ન થતા નથી. ૧૩

હિતરૂપ પવનની દિશાના કારણે થતી પ્રતિકૂળતાના ગુણો

अथ वातगुणान्वक्ष्यामः॥

पूर्वः समधुरः स्निग्धो लवणश्चैव मारुतः।
गुरुर्विदाहजननो रक्तपित्ताभिवर्द्धनः॥
क्षतानां विषजुष्टानां व्रणिनः श्लेष्मलाश्च ये।
तेषामेव विशेषेण सदा रोगविवर्द्धनः॥
वातलानां प्रशस्तश्च श्रान्तानां कफशोषिणाम्।
तेषामेव विशेषेण व्रणक्लेदविवर्द्धनः॥
मधुरश्चाविदाही च कषायानुरसो लघुः।
दक्षिणो मारुतः श्रेष्ठश्चक्षुष्यो बलवर्द्धनः॥
रक्तपित्तप्रशमनो न च वातप्रकोपणः॥
विशदो रूक्षपरुषः खरः स्नेहबलापहः।
पश्चिमो मारुतस्तीक्ष्णः कफमेदोविशोषणः।
सद्यः प्राणक्षयकरः शोषणस्तु शरीरिणाम्॥
उत्तरो मारुतः स्निग्धो मृदुर्मधुर एव च।
कषायानुरसः शीतो दोषाणामप्रकोपणः॥
तस्माच्च प्रकृतिस्थानां क्लेदनो बलवर्द्धनः।
क्षीणक्षतविषार्तानां विशेषेण तु पूजितः॥१४॥

પૂર્વ દિશાનો પવન[1] પેટામાં મધુર રસવાળો સ્નિગ્ધ, ખારો, ભારે, અન્નનો વિદાહ કરન અને રુધિરને તથા પિત્તને વધારનાર છે. માટે ભ ક્ષતવાળાઓના, ઝેરથી સંયુક્ત થયેલાઓન વ્રણવાળાઓના તથા કફપ્રકૃતિવાળાઓના રોગે વધારનાર છે અને વાતપ્રકૃતિવાળાઓ માટે, થાકેલ ઓ માટે અને કફના શોષવાળાઓ માટે સા છે; પણ જો તેઓ વ્રણવાળા હોય તો તેઓ વ્રણમાં ક્લેદ (પીડા) કરનાર છે.

દક્ષિણ દિશાનો પવન મધુર છે, અન્ન કનો વિદાહ કરનાર નથી. મધુરના પેટામાં ત રસવાળો, હલકો, ચક્ષુ માટે સારો, બળને વધારના., શ્રેષ્ઠ અને રુધિરનું તથા પિત્તનું પ્રશમન કરનાર છે અને શરીરના વાયુને પ્રકુપિત કરનાર નથી.

[1] પિત્તવાળાઓ માટે વધુ આણવાયુ હિતાવહ નથી. એ રીતે જ્યાનાં હવાની છૂટનો મહિમા યોગ્ય ન ગણાય. કઈ દિશાનો પવન કઈ ક્રિયા ઉપજાવે તે અને ચારેય દિશાના પવનના ગુણદોષ બીજા કોઈ વિજ્ઞાનમા વિચારાયા નથી. આયુર્વેદમાં કેટલું ઊંડું મનન અને વિચારણા છે તે આ ઉપરથી સહેજે સમજાશે. પ્ર.

પશ્ચિમ દિશાનો પવન આર્દ્રતાથી રહિત, રૂક્ષ, કઠોર, ઝેરછટ, સ્નેહને તથા બળને હણનાર, તીક્ષ્ણ, કફને તથા મેદને સૂકવનાર બળનો તુરત ક્ષય કરનાર અને માણસોને સૂકવનાર છે.

ઉત્તર દિશાનો પવન સ્નિગ્ધ, કોમળ, મધુર, મધુરતા પેટામાં તૂરા રસવાળો અને શીતળ છે. દોષોને પ્રકુપિત કરનાર નથી, સ્વસ્થ માણસોને પીડાકારી છે, બળને વધારનાર છે અને ક્ષીણ થયેલાઓ માટે, ક્ષતવાળાઓ માટે તથા ઝેરથી પીડાએલાઓ માટે બહુ સારો છે.[1] ૧૪

## અધ્યાય ૨૧ મો

### ઉપક્રમ

अथातो व्रणप्रश्नमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'વ્રણપ્રશ્ન'[2] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે.

### શરીરની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય, દોષોથી તથા રુધિરથી જ થાય છે

वातपित्तश्लेष्माण एव देहसंभवहेतवः । तैरेवाव्यापन्नैरधोमध्योर्ध्वसंनिविष्टैः शरीरमिदं धार्यतेऽगारमिव स्थूणाभिस्तिसृभिरतश्च त्रिस्थूणमाहुरेके । त एव च व्यापन्नाः प्रलयहेतवस्तदेभिरेव शोणितचतुर्थैः सम्भवस्थितिप्रलयेष्वप्यविरहितं शरीरं भवति ॥

भवति चात्र ।

नर्ते देहः कफादस्ति न पित्तान्न च मारुतात् ।
शोणितादपि वा नित्यं देह एतैस्तु धार्यते ॥ २ ॥

વાત, પિત્ત અને કફ એ જ શરીરની ઉત્પત્તિનાં[3] કારણો છે. શરીરના નીચા, વચલા, તથા ઊંચા ભાગમાં રહેલા એ વાત આદિ દોષો બગડેલા ન હોય, તો તેઓથી જ આ શરીરનું ધારણ થાય છે. જેમ મોટા ત્રણ સ્તંભોથી ઘરનું ધારણ થાય છે, તેમ વાત આદિ ત્રણ દોષોથી શરીરનું ધારણ થાય છે; તેથી કેટલાક વિદ્વાનો શરીરને 'ત્રિસ્થૂણ' કહે છે. એ વાત આદિ દોષો જો બગડ્યા હોય તો તેથી જ શરીરનો નાશ થાય છે. આ રીતે શરીરનાં ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય એ ત્રણે દોષો વગર અને ચોથા લોહી વગર[4] કદી પણ થતાં નથી.

આ શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'કફ, પિત્ત, વાત અને તેઓની સાથે ચોથું લઈએ તો લોહી, એ વિના દેહ હોતો જ નથી અને એથી જ સર્વદા દેહનું ધારણ થાય છે.' ૨

### વાત આદિ શબ્દોની વ્યુત્પત્તિ

तत्र वा गतिगन्धनयोरिति धातुः । तप सन्तापे । श्लिष आलिङ्गने । एतेषां कृद्विहितैः प्रत्ययैर्वातः पित्तं श्लेष्मेति च रूपाणि भवन्ति ॥३॥

સંસ્કૃત ભાષાના વ્યાકરણ પ્રમાણે ગતિ અને સૂચન અર્થવાળા વા ધાતુથી પર કૃત્સંજ્ઞક 'क्त' પ્રત્યય આવવાથી **વાત** શબ્દ થયો છે. સંતાપ અર્થવાળા **તપ** ધાતુથી પર કૃત્સંજ્ઞક

---

૧ કેટલાક કહે છે કે, આ અધ્યાય આહારોના નિરૂપણ માટે જ હોવાથી તેમાં પવનના ગુણદોષોનું વર્ણન અસંગત છે; માટે આ આખો ચૌદમો વિષય ક્ષેપક હોવો જોઈએ.

૨ વ્રણાદિકને ઉત્પન્ન કરનારા દોષોના સંબંધમાં શિષ્યોના પ્રશ્નોના ખુલાસા વિષેનો.

૩ જોકે શુક્ર અને શોણિત એ દેહની ઉત્પત્તિના કારણો છે, તોપણ વાત વગેરે દોષોને ઉત્પત્તિના કારણરૂપ કહ્યા તે એટલા માટે કે એ દોષો શુક્રના તથા શોણિતના મદદગાર છે.

૪ વ્રણના પાકવાના વિષયમાં મુખ્ય આચાર્યો માને છે કે, દોષોથી જ વ્રણ પાકે છે અને કેટલાક માને છે કે વ્રણના પાકવામાં લોહી પણ કારણરૂપ છે. (જુઓ આ સૂત્રસ્થાનના ૧૭મા અધ્યાયનો ૮મો તથા ૯મો વિષય.) આ પ્રમાણે જે મત છે, તેથી શરીરની ઉત્પત્તિ આદિના કારણરૂપે પ્રથમ દોષોને જ ગણીને પાછળથી લોહીને પણ દાખલ કર્યું છે.

'क्त' પ્રત્યય આવવાથી તથા પૃષોદરાદિ ગણની રીતિથી વર્ણનો વિપર્યય થવાથી પિત્ત શબ્દ થયો છે અને આલિંગન અર્થવાળા 'श्लिष' ધાતુથી પર કૃત્સંજ્ઞક 'मनि' પ્રત્યય આવવાથી તથા ઉપધાગુણ થવાથી 'श्लेष्मन्' શબ્દ થયો છે કે જે કફનો પર્યાય છે. એ ધાતુઓના અર્થો ઉપરથી જ સામાન્ય રીતે વાત, પિત્ત અને કફનાં રૂપો તથા કામો ધ્યાનમાં આવી જાય છે. ૩

દોષોનાં સ્થાનકો

दोषस्थानान्यत ऊर्ध्वं वक्ष्यामः ॥ तत्र समासेन वातः श्रोणिगुदसंश्रयः (श्रोणिगुदयोरुपर्यधो--नाभेः पक्वाशयः)पक्वामाशयमध्यं पित्तस्य । आमाशयः श्लेष्मणः ॥

अतः परं पंचधा विभज्यन्ते । तत्र वातस्य वातव्याधौ वक्ष्यामः । पित्तस्य यकृत्प्लीहानौ हृदयं दृष्टिस्त्वक् पूर्वोक्तं च । श्लेष्मणस्तूरःशिरःकण्ठसन्धय इति पूर्वोक्तं च । एतानि खलु दोषाणां स्थानान्यव्यापन्नानाम् ॥

भवति चात्र ॥

विसर्गादानविक्षेपैः सोमसूर्यानिला यथा ।
धारयन्ति जगद्देहं कफपित्तानिलास्तथा ॥ ४ ॥

હવે દોષોનાં સ્થાનકો કહીએ છીએ. સંક્ષેપથી કહીએ તો વાત (વાયુ) કટિ અને ગુદામાં રહેલો છે, પિત્ત પક્વાશયના તથા આમાશયના મધ્યમાં રહેલું છે અને કફ આમાશયમાં રહેલો છે. કટિની તથા ગુદાની ઉપર અને નાભિની નીચે પક્વાશય (પાકેલા આહારને રહેવાનું ખાનું) છે અને નાભિના તથા સ્તનના મધ્યમાં આમાશય (કાચા આહારને રહેવાનું ખાનું) છે.

હવે એ દોષોની પાંચ પાંચ પ્રકારની વહેંચણી થવાનાં જે પાંચ પાંચ સ્થાનકો છે તેમનું નિરૂપણ કરીએ છીએ. વાતનાં જે પાંચ સ્થાનકો છે, તેઓ વિષે તો નિદાનસ્થાનના 'વાતવ્યાધિ' નામના પહેલા અધ્યાયમાં કહેવામાં આવશે; તેથી અહીં કહેતા નથી. જમણા પડખાની યકૃત અથવા કાલખંડ નામની તથા ડાબા પડખાની પ્લીહન્ (બરલ) નામની ગાંઠ, હૃદય, દૃષ્ટિ, ત્વચા અને પક્વાશયનું તથા આમાશયનું મધ્ય એ પાંચ પિત્તનાં સ્થાનકો છે. સ્તનોનું મધ્ય, માથું, કંઠ, સાંધાઓ અને આમાશય એ પાંચ કફનાં સ્થાનકો છે. દોષો બગડેલા ન હોય ત્યાં સુધી તેમનાં એ જ મુખ્ય સ્થાનકો છે.

આ શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહેલું છે: 'જેમ ચંદ્ર રસના દાનથી (દેવાથી), સૂર્ય રસના આદાનથી (ખેંચવાથી) અને વાયુ શીતાદિકની પ્રેરણા કરવાથી જગતને ધારે છે તેમ કફ બળના દાનથી, પિત્ત બળને ખેંચવાથી અને વાત શીતાદિકનું પ્રેરણ કરવાથી દેહને ધારે છે.'

પિત્ત અને અગ્નિ એક જ છે

अत्र जिज्ञासा किं पित्तव्यतिरेकादन्योऽग्निराहोस्वित्पित्तमेवाग्निरिति । अत्रोच्यते । न खलु पित्तव्यतिरेकादन्योऽग्निरुपलभ्यते आग्नेयत्वात्पित्ते दहनपचनादिष्वभिवर्तमानेऽग्निवदुपचारः क्रियतेऽन्तरग्निरिति । क्षीणे ह्यग्निगुणे तत्समानद्रव्योपयोगादतिवृद्धे शीतक्रियोपयोगादागमाच्च पश्यामो न खलु पित्तव्यतिरेकादन्योऽग्निरिति ॥ ५ ॥

અહીં જાણવાની ઇચ્છા (સંશય) થાય છે કે, 'અગ્નિ પિત્તથી જુદો છે? અથવા પિત્ત તે જ અગ્નિ છે?' આ વિષયમાં ઉત્તર આપીએ છીએ કે, 'અગ્નિ પિત્તથી જુદો છે' એમ કોઈ પણ પ્રમાણથી સિદ્ધ થતું નથી. પ્રત્યક્ષપ્રમાણથી[1]

[1] ચરક-ચિકિત્સાસ્થાનના પંદરમા અધ્યાયમાં 'शान्तेऽग्नौ म्रियते' એવું પદ વાપર્યું છે, એટલે અગ્નિ શાંત થાય ત્યારે મરણ થાય છે, તેથી તે પ્રત્યક્ષ જાણી જ ન શકાય, શરીર ખોલીને ન જ જણાય એવો ભગવાન ચરકનો મત કાયચિકિત્સાનો વિષય હોવાથી માન્ય ગણવો જોઈએ. પ્ર.

જોઈએ તો શરીરમાં પિત્ત સિવાય બીજો અગ્નિ જોવામાં આવતો નથી. અગ્નિના સઘળા ગુણો પિત્તમાં છે તેથી પિત્ત જ આહારાદિકને પકાવવા તથા બાળવા વગેરે ક્રિયાઓમાં પ્રવર્તતું હોવાને લીધે તેને જ અગ્નિનું સાદશ્ય આપીને 'જઠરાગ્નિ' એ શબ્દથી ઓળખવામાં આવે છે. અનુમાન-પ્રમાણથી જોઈએ તો તેથી પણ સિદ્ધ થાય છે કે, શરીરમાં પિત્ત સિવાય બીજો અગ્નિ નથી; કેમ કે અગ્નિના જેવા જ ગુણોવાળું પિત્ત જ્યારે ક્ષીણ થાય છે, ત્યારે અગ્નિ જેવી જ ઉષ્ણતા તથા તીક્ષ્ણતાવાળાં ઔષધોનો ઉપયોગ કરવામાં આવે છે અને અત્યંત વધે છે, ત્યારે શીતક્રિયાઓનો ઉપયોગ કરવામાં આવે છે. આગમ(શાબ્દ)પ્રમાણથી જોઈએ, તોપણ 'શરીરમાં પિત્ત સિવાય બીજો અગ્નિ નથી' એમ સિદ્ધ થાય છે; કેમ કે આયુર્વેદમાં ક્યાંય પણ 'અગ્નિને પિત્તથી જુદો કહ્યો હોય એવું વચન જોવામાં આવતું નથી.'[1] ૫

[1] પિત્ત અને અગ્નિ એક જ હોય, તો 'ઘી પિત્તને શાંત કરે છે અને અગ્નિને પ્રદીપ્ત કરે છે. દિવસની નિદ્રા પિત્તને પ્રકુપિત કરે છે, પણ અગ્નિને શાંત કરે છે અને દૂધ તથા માછલાં પિત્તની વૃદ્ધિ કરે છે; પણ અગ્નિને પ્રદીપ્ત કરતાં નથી' ઇત્યાદિ સિદ્ધાંતો ખોટા પડી જાય છે; તેમ જ પિત્ત દ્રવરૂપ છે, સ્નિગ્ધ છે તથા નીચે ગતિ કરનારું પણ છે અને અગ્નિ દ્રવરૂપ નથી, રૂક્ષ છે તથા ઊંચી ગતિવાળો છે ઇત્યાદિ સ્વભાવોનો પણ વિરોધ આવે છે અને આ સૂત્રસ્થાનના પંદરમા અધ્યાયના ૩૩મા વિષયના 'समदोषः समाग्निश्च' એ શ્લોકમા દોષોને તથા અગ્નિને ભિન્ન ભિન્ન ગણ્યા છે. તે વાતનો પણ વિરોધ આવે છે; માટે પિત્તથી અગ્નિને જુદો જ સમજવો. આ વિષયમાં બન્નેની જે એકતા કહી, તે તો બન્નેની ચિકિત્સાની એકતા જણાવવા માટે છે. નહિતર અગ્નિ કે જે રસ તથા વિપાક આદિ ગુણોથી રહિત છે તેની કેમે કરી ચિકિત્સા થઈ શકે નહિ. (ડલન) જેમ ફાનસમાં દીવો રહે છે તેમ નાભિમાં સોમમંડળની અંદરના સૂર્યમંડળની અંદર જરાયુથી ઢંકાયેલો અગ્નિ છે. (તંત્રાંતર) જેમ અત્યંત તપાવેલા લોઢાના ગોળાને અગ્નિ કહેવામાં આવે છે તેમ પિત્તને જઠરાગ્નિ માનવામાં આવે છે; માટે વાસ્તવિક રીતે જઠરાગ્નિ પિત્તથી જુદો છે. (મધુકોશ) જઠરાગ્નિ મોટા દેહવાળાં પ્રાણીઓનાં શરીરોમાં જવ જેટલો, નાના દેહવાળાં પ્રાણીઓનાં શરીરોમાં તલ જેવડો અને કીટપતંગોનાં શરીરમાં વાળ જેટલો છે. (રસપ્રદીપ)

### સ્થાન પરત્વે પિત્તનાં કામ તથા નામ

तच्चादृष्टहेतुकेन विशेषेण पक्वामाशयमध्यस्थं पित्तं चतुर्विधमन्नपानं पचति, विवेचयति च रसदोषमूत्रपुरीषाणि तत्रस्थमेव चात्मशक्त्या शेषाणां पित्तस्थानानां शरीरस्य चाग्निकर्मणानुग्रहं करोति तस्मिन् पित्ते पाचकोऽग्निरिति संज्ञा ॥

यत्तु यकृत्प्लीह्नोः पित्तं तस्मिन् रंजकोऽग्निरिति संज्ञा स रसस्य रागकृदुक्तः ।

यत् पित्तं हृदयसंस्थितं तस्मिन् साधकोऽग्निरिति संज्ञा सोऽभिप्रार्थितमनोरथसाधनकृदुक्तः ।

यद्दृष्ट्यां पित्तं तस्मिन्नालोचकोऽग्निरिति संज्ञा स रूपग्रहणेऽधिकृतः ।

यत्तु त्वचि पित्तं तस्मिन् भ्राजकोऽग्निरिति संज्ञा सोऽभ्यङ्गपरिषेकावगाहावलेपनादीनां क्रियाद्रव्याणां पक्ता छायानां च प्रकाशकः ॥ ६ ॥

પક્વાશય અને આમાશયના મધ્યમાં રહેલું પિત્ત અદષ્ટે આપેલી શક્તિથી ચારે પ્રકારના (ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય) અન્નને પકાવે છે. રસ, દોષ, મૂત્ર તથા વિષ્ઠાનું પૃથક્કરણ કરે છે અને ત્યાં જ રહી પોતાની શક્તિથી અગ્નિનું કામ કરી બાકીનાં પિત્તસ્થાનોનો તથા આખા શરીરનો ઉપકાર કરે છે. આ પિત્ત 'પાચકાગ્નિ' નામથી ઓળખાય છે.

યકૃત તથા પ્લીહામાં રહેલું પિત્ત રસને રંગ્યા કરે છે, તેથી 'રંજકાગ્નિ' નામથી ઓળખાય છે.

હૃદયમાં રહેલું પિત્ત હૃદયમાં રહેલા કફરૂપી અંધકારને દૂર કરી મનને સ્પષ્ટ તથા ગુણવાન કરી ધારેલા મનોરથને (ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ) સિદ્ધ કરાવે છે, તેથી 'સાધકાગ્નિ' નામથી ઓળખાય છે.

દૃષ્ટિમાં રહેલું પિત્ત રૂપોનું ગ્રહણ કરાવે છે, તેથી 'આલોચકાગ્નિ' નામથી ઓળખાય છે.

ત્વચામાં રહેલું પિત્ત અભ્યંગ,[1] પરિષેક,[2] અવગાહન[3] તથા અવલેપન[4] આદિ ક્રિયાઓમાં ઉપયોગમાં લેવામાં આવેલાં દ્રવ્યોને પકાવે છે તથા કાંતિઓને ઉત્પન્ન કરે છે, તેથી 'ભ્રાજકાગ્નિ' નામથી ઓળખાય છે. ૬

**ચિકિત્સામાં ઉપયોગી પિત્તનું સ્વભાવરૂપ લક્ષણ**

भवति चात्र ॥

पित्तं तीक्ष्णं द्रवं पूति नीलं पीतं तथैव च ।
उष्णं कटुरसं चैव विदग्धं चाम्लमेव च ॥७॥

આ શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખથી કહ્યું છે: 'પિત્ત રાઈ તથા મરી વગેરેની પેઠે તીક્ષ્ણ છે, દ્રવરૂપ છે, કાચા માંસાદિકના જેવી ગંધવાળું છે. આમવાળું હોય ત્યારે નીલ રંગવાળું હોય છે, આમ વગરનું હોય ત્યારે પીળા રંગવાળું હોય છે, ઉષ્ણ છે, તીખા રસવાળું છે અને વિરુદ્ધ પક્વાવસ્થામાં ખાટું હોય છે.' ૭

**કફનાં સ્થાનો તથા કામો**

श्लेष्मस्थानान्यत ऊर्ध्वं वक्ष्यामः। तत्रामाशयः पित्ताशयस्योपरिष्टात्तत्प्रत्यनीकत्वादूर्ध्वगतित्वात्तेजसश्चन्द्र इवादित्यस्य स चतुर्विधस्याहारस्याधारः। स च तत्रौदकैर्गुणैराहारः प्रक्लिन्नो भिन्नसंघातः सुखजरश्च भवति।

माधुर्यात्पिच्छिलत्वाच्च प्रक्लेदित्वात्तथैव च।
आमाशये संभवति श्लेष्मा मधुरशीतलः॥

स तत्रस्थ एव स्वशक्त्या शेषाणां श्लेष्मस्थानानां शरीरस्य चोदककर्मणानुग्रहं करोति।

उरःस्थस्त्रिकसंधारणमात्मवीर्येणान्नरससहितेन हृदयावलम्बनं करोति।

जिह्वामूलकण्ठस्थो जिह्वेन्द्रियस्य सौम्यत्वात् सम्यग्रसज्ञाने वर्तते।

शिरस्थः स्नेहसंतर्पणाधिकृतत्वादिन्द्रियाणामात्मवीर्येणानुग्रहं करोति।

संधिस्थस्तु श्लेष्मा सर्वसंधिसंश्लेषात्सर्वसंध्यनुग्रहं करोति ॥८॥

હવે કફનાં સ્થાનકો કહીએ છીએ. એમાં આમાશય કે જે કફનું પહેલું સ્થાન છે, તે પિત્તાશયની ઉપર છે; કારણ કે તેજોમય પિત્ત[5] કે જે અગ્નિની પેઠે ઊંચી ગતિવાળું છે તે જો પોતાની ઉપર પોતાથી વિરુદ્ધ ગુણોવાળો આમાશય ન હોય, તો સ્વચ્છંદ ગતિવાળું થઈને શરીરને બાળી નાખે. જગત્કર્તાએ જેમ સૂર્યના તેજની ઊર્ધ્વ ગતિને અટકાવવા માટે સૂર્યની ઉપર ચંદ્ર ગોઠવ્યો[6] છે, તેમ પિત્તની ઊર્ધ્વ ગતિને અટકાવવા માટે પિત્તાશયની ઉપર આમાશયને ગોઠવ્યો છે. આમાશય ચારે પ્રકારના આહારનો આધાર છે, માટે તેની નીચે જો પિત્તરૂપ અગ્નિ ન હોય તો સઘળો આહાર કાચો જ રહે, તેથી પણ આમાશયની સ્થિતિ પિત્તાશયથી ઉપરજ સંભવે છે. આમાશયમાં આવેલો આહાર આમાશયમાં રહેલા દ્રવ તથા સ્નેહ આદિ જળ સંબંધી ગુણોને લીધે, છૂટા છૂટા

---

1 અંગ પર તેલાદિક ચોળવું.

2 ઉપરથી જળ વગેરેની ધારા કરવી

3 જળ વગેરેથી ભરેલી કોઠી વગેરેમાં બેસવું.

4 [illegible]

5 તેજોમય શબ્દ વાપર્યો છે. ત્યાં ડલ્લને જ અગ્નિ અને પિત્ત જુદાં પાડ્યાં છે, તે અર્થ જ અમને સંમત છે. પિત્તમા દ્રવ શબ્દ ભગવાન ધન્વંતરિએ વાપર્યો છે. દ્રવની નીચે ગતિ હોય છે એટલે તે પિત્તાશયમાંથી ગ્રહણીમા આવે છે, પણ અગ્નિનુ સ્થાન ક્લોમ- (પેન્ક્રીયાસ)મા છે, જેની ઉપર આમાશય આવેલું છે, જેમ સૂર્યની ઉપર ચંદ્ર છે તેમ ઘ.

6 જ્યોતિષશાસ્ત્રના સિદ્ધાંતગ્રંથોમાં સૂર્ય ઊંચો છે અને ચંદ્ર નીચો છે એમ લખ્યું છે; પણ પુરાણગ્રંથોમાં ચંદ્ર સૂર્યની ઉપર છે એમ લખ્યું છે. આ ગ્રંથકારે પુરાણના મતને દૃષ્ટાંત માટે જ સ્વીકારીને ચંદ્રને સૂર્યથી [illegible] સ્વીકાર્યો છે.

અવયવોવાળો થઈ જાય છે તથા પલળી જાય છે અને તેથી સહેજે પચે એવો બની જાય છે.

હોજરીમાં મધુરતા, ચીકણાશ તથા આર્દ્રતા ઇત્યાદિ ગુણો હોવાને લીધે તેમાં મધુરતાવાળો તથા શીતળતાવાળો કફ પૂરી સગવડ પામીને રહે છે.

એ કફ આમાશયમાં રહ્યોરહ્યો પોતાની શક્તિથી જળનાં પૂરણ તથા ક્લેદન આદિ કૃત્યો કરીને બીજાં કફસ્થાનોનો તથા શરીરનો ઉપકાર કરે છે.

સ્તનોના મધ્યમાં રહેલો કફ અન્નોના રસ સહિત પોતાની શક્તિથી કાંધના તથા બે હાથના સંધિસ્થાનને ધારણ કરી રાખે છે અને હૃદયને કાર્યમાં સમર્થ કરે છે.

જીભના મૂળને લગતો કંઠમાં રહેલો કફ સૌમ્યતાથી જીભને સારી રીતે રસનું જ્ઞાન આપે છે.

માથામાં રહેલો કફ સ્નેહથી તૃપ્ત કરવાના કાર્યમાં ગોઠવાયેલો હોવાને લીધે પોતાની શક્તિથી ઇંદ્રિયોની ઉપર અનુગ્રહ કરે છે.

સાંધાઓમાં રહેલો કફ સઘળા સાંધાઓને જોડી રાખવાથી તેઓના ઉપર અનુગ્રહ કરે છે.

ચિકિત્સામાં ઉપયોગી કફનું સ્વભાવરૂપ લક્ષણ

भवति चात्र ॥

श्लेष्मा श्वेतो गुरुः स्निग्धः पिच्छिलः शीत एव च।
मधुरस्त्वविदग्धः स्याद्विदग्धो लवणः स्मृतः ॥ ९ ॥

આ સ્થળના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'કફ સફેદ છે, ભારે છે, સ્નિગ્ધ છે, ચીકણો છે અને શીતળતા વગેરે ગુણોવાળો છે. એ કફ અપક્વ સ્થિતિમાં મધુર હોય છે અને પક્વાવસ્થામાં ખારો હોય છે; અથવા પ્રકૃતિસ્થ હોય ત્યારે મધુર હોય છે અને દુષ્ટ થયો હોય ત્યારે ખારો હોય છે.' ૯

લોહીનું સ્થાન તથા કામ

शोणितस्य स्थानं यकृत्प्लीहानौ तच्च प्रागभिहितं तत्रस्थमेव शोणितस्थानानामनुग्रहं करोति ॥ १०

યકૃત (જમણા પડખાની ગાંઠ) તથા પ્લીહા (ડાબા પડખાની ગાંઠ–બરલ) એ લોહીનું સ્થાનક છે કે જે વિષે આ સૂત્રસ્થાનના 'શોણિતવર્ણનીય' નામના ચૌદમા અધ્યાયમાં કહેવાઈ ગયું છે. એ લોહી ત્યાં રહ્યું રહ્યું પોતાનાં બીજાં સ્થાનકો પર અનુગ્રહ કરે છે. ૧૦

ચિકિત્સામાં ઉપયોગી લોહીનું સ્વભાવરૂપ લક્ષણ

भवति चात्र ॥

अनुष्णशीतं मधुरं स्निग्धं रक्तं च वर्णतः।
शोणितं गुरु विस्रं स्याद्विदाहश्चास्य पित्तवत् ॥ ११ ॥

આ સ્થળના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'લોહી અનુષ્ણાશીત છે, મધુર છે, સ્નિગ્ધ છે, રાતા વર્ણવાળું છે, ભારે છે, કાચા માંસાદિકના જેવા ગંધવાળું છે અને જે પદાર્થોથી પિત્તનો વિરુદ્ધ પાક થાય છે, તે પદાર્થોથી જ લોહીનો વિરુદ્ધ પાક થાય છે. ૧૧

દોષોની ચિકિત્સાનો અવસર અને ચય[૧]નાં લક્ષણો

एतानि खलु दोषस्थानान्येषु संचीयन्ते दोषाः। प्राक्संचयहेतुरुक्तः। तत्र संचितानां दोषाणां स्तब्धपूर्णकोष्ठता पीतावभासता मन्दोष्मता चाङ्गानां गौरवमालस्यं चयकारणविद्वेषश्चेति लिङ्गानि भवन्ति तत्र प्रथमः क्रियाकालः ॥ १२ ॥

ઉપર દોષોનાં જે સ્થાનકો કહ્યાં તેઓમાં દોષોનો ચય (સંચય) થાય છે. દોષોનો સંગ્રહ થવામાં જે કારણો છે, તે આ સૂત્રસ્થાનના ઋતુચર્યા નામના છઠ્ઠા અધ્યાયના છઠ્ઠા વિષયમાં કહેવાઈ ગયાં છે. વાતનો સંગ્રહ થયો હોય તો કોઠો સ્તબ્ધ અને પૂર્ણ થાય છે. પિત્તનો સંગ્રહ થયો હોય તો પીળો દેખાવ થાય છે અને મંદ

૧ વધવું–જમા થવું.

મંદ ગરમી દેખાય છે. કફનો સંગ્રહ થયો હોય તો અંગોમાં ભારેપણું તથા આળસ થાય છે. સર્વમાં સામાન્ય ચિહ્ન એ થાય છે, કે જે પદાર્થોથી સંગ્રહ થયો હોય, તે પદાર્થો ઉપર અરુચિ થાય છે. આ રીતે સંગ્રહ થાય ત્યારે 'ચિકિત્સાનો અવસર છે' એમ સમજવું. ૧૨

દોષો તથા લોહીની ચિકિત્સાનો બીજો અવસર અને પ્રકોપ[1]

अत ऊर्ध्वं प्रकोपणानि वक्ष्यामः। तत्र बलवद्विग्रहातिव्यायामव्यवायाध्ययनप्रपतनप्रधावनप्रपीडनाभिघातलंघनप्लवनतरणरात्रिजागरणभारहरणगजतुरङ्गरथपदातिचर्याकटुकषायतिक्तरूक्षलघुशीतवीर्यशुष्कशाकवल्लूरवरकोद्दालककोरदूषश्यामाकनीवारमुद्गमसूराढकीहरेणुकलायनिष्पावानशनविषमाशनाध्यशनवातमूत्रपुरीषशुक्रच्छर्दिक्षवथूद्गारबाष्पवेगविघातादिभिर्विशेषैर्वायुः प्रकोपमापद्यते॥

स शीताभ्रप्रवातेषु घर्मान्ते च विशेषतः।
प्रत्यूषस्यपराह्णे तु जीर्णेऽन्ने च प्रकुप्यति॥

क्रोधशोकभयायासोपवासविदग्धमैथुनोपगमनकट्वम्ललवणतीक्ष्णोष्णलघुविदाहितिलतैलपिण्याककुलत्थसर्षपातसीहरितकशाकगोधामत्स्याजाविकमांसदधितक्रकूर्चिकामस्तुसौवीरकसुराविकाराम्लफलकट्वराकप्रभृतिभिः पित्तं प्रकोपमापद्यते।

तदुष्णैरुष्णकाले च मेघान्ते च विशेषतः।
मध्याह्ने चार्द्धरात्रे च जीर्यत्यन्ने च कुप्यति॥

दिवास्वप्नाव्यायामालस्यमधुराम्ललवणशीतस्निग्धगुरुपिच्छिलाभिष्यन्दिहायनकयवकनैषधेत्कटमाषमहामाषगोधूमतिलपिष्टविकृतिदधिदुग्धकृशरापायसेक्षुविकारानूपौदकमांसवसाबिसमृणालकशेरुकशृङ्गाटकमधुरवल्लीफलसमशनाध्यशनप्रभृतिभिः श्लेष्मा प्रकोपमापद्यते।

स शीतैः शीतकाले च वसन्ते च विशेषतः।
पूर्वाह्णे च प्रदोषे च भुक्तमात्रे प्रकुप्यति॥

पित्तप्रकोपणैरेव चाभीक्ष्णं द्रवस्निग्धगुरुभिश्चाहारैर्दिवास्वप्नक्रोधानलातपश्रमाभिघाताजीर्णविरुद्धाध्यशनादिभिरसृक् प्रकोपमापद्यते।

यस्माद्रक्तं विना दोषैर्न कदाचित् प्रकुप्यति।
तस्मात्तस्य यथादोषं कालं विद्यात्प्रकोपणे॥

तेषां प्रकोपात्कोष्ठतोदसंचरणाम्लिकापिपासापरिदाहान्नद्वेषहृदयोत्क्लेदाश्च जायन्ते तत्र द्वितीयः क्रियाकालः॥१३॥

હવે દોષોનો પ્રકોપ થવાનાં કારણો કહીએ છીએ. બળવાનની સાથે લડાઈ, અત્યંત કસરત, અત્યંત મૈથુન, અત્યંત અધ્યયન, અત્યંત પડવું, અત્યંત દોડવું, અત્યંત દબાવું, અત્યંત અભિઘાત, વેગથી ખાડા વગેરેનું ઉલ્લંઘન કરવું, કૂદી કૂદીને ચાલવું, પાણીમાં અત્યંત તરવું, રાતના ઉજાગરા, અત્યંત બોજો ઉઠાવવો; હાથીથી, ઘોડાથી, રથથી કે પગથી અત્યંત ફરવું; તીખા, તૂરા, કડવા, રૂક્ષ, હલકા તથા શીતવીર્યવાળા પદાર્થોનું અતિ સેવન; શાકોની કાચરીઓ, સુકાયેલાં માંસો, નાગલી (બાવટા જેવું એક અનાજ), જંગલી કોદરા, કોદરા, સામો, બંટી, મગ, મસૂર, તુવેર, વટાણા, કલાય નામના વટાણા, વાલ, ચોળાનું સેવન; ઉપવાસ, અલ્પ ભોજન, વિષમ ભોજન, અજીર્ણમાં ભોજન, અધોવાયુ, મૂત્ર, વિષ્ઠા અને વીર્યના વેગનો, ઊલટી, છીંક, ઓડકારનો અને આંસુના વેગનો રોધ ઇત્યાદિ કારણોથી વાયુ પ્રકુપિત થાય છે. વિશેષે કરી શીતકાળ, વાદળાંનો સમય, ઘણા પવનવાળો સમય, વર્ષાકાળ, પરોઢિયું, રોંઢો અને જમેલું અન્ન જીર્ણ થવાનો સમય એટલા સમયોમાં વાયુનો પ્રકોપ થાય છે.[2]

---

[1] ઉદ્ધત થવું-ભરતીમા આવી જવુ-ગુસ્સે થવું.

[2] આ દોષની પ્રથમ અવસ્થામા સામદોષ હોય તો બંધન જ છે. દોષો વધે ત્યારે પ્રસર થયા પહેલાં તેનું શોધન કરવું જોઈએ અને માણસ નબળો હોય તો સંશમન કરવું જોઈએ. શોધનમાં કફને વમન, પિત્તને

ક્રોધ, શોક, ભય, પરિશ્રમ, ઉપવાસ, આહાર આદિથી થતી બળતરા, મૈથુનનું અત્યંત સેવન, તીખા, ખાટા, ખારા, તીક્ષ્ણ, ઉષ્ણ તથા હલકા પદાર્થો ખાટા થઈ બળતરા વગેરે ઉત્પન્ન કરીને માંડમાંડ પચે એવા આહારો, તલનું તેલ, ખોળ, કળથી, સર્ષપ, અળસી, સરગવા તથા સૂકા વગેરે લીલોતરી, ચંદનઘોનું માંસ, માછલાં, બકરાનું માંસ, ગાડરનું મંસ, દહીં, બગડીને ફોદાફોદા થયેલી છાસ, દહીંની નીચેનો ભાગ, કાંજી, પૈષ્ટી વગેરે તીક્ષ્ણ મદિરાઓ, ખાટાં ફળો, સ્નેહવાળું દહીં અને આકડો ઇત્યાદિકથી પિત્તનો પ્રકોપ થાય છે. વિશેષે કરી ઉષ્ણ દ્રવ્યોથી, ઉષ્ણ કાળમાં, શરદઋતુમાં, મધ્યાહ્નકાળમાં, મધરાતે અને અન્ન પચતું હોય તે સમયમાં પિત્તનો પ્રકોપ થાય છે.

દિવસની નિદ્રા, કસરતનો અભાવ, આળસ, મધુર, ખાટા, ખારા, શીત, સ્નિગ્ધ, ભારે, ચીકણા તથા અભિષ્યંદી (સ્રોત વગેરેને અત્યંત ક્લેદયુક્ત કરી ભારેપણું કરનારા) આહારો, હાયનક નામના ચોખા, યવક, નૈષધ અને ઇત્કટ નામનાં ધાન્ય, અડદ, ચોળા, ઘઉં, તલ, ચોખાના લોટની બનાવટ, દહીં, દૂધ, તલ, ચોખા તથા અડદની ખીચડી, દૂધપાક, શેલડીની બનાવટ, જલપ્રાય પ્રદેશમાં ફરનારાં સૂઅર વગેરે પશુઓનાં માંસો, જલચર જંતુઓનાં માંસો, ચરબી, કમળનાં મૂળ, કમળના નાળના તંતુ, કસેલાં, શિંગોડાં, નાળિયેર વગેરે મધુર ફળો, વેલામાંથી થતાં તૂંબડાં વગેરે ફળો, વિષમ ભોજન અને અજીર્ણમાં ભોજન ઇત્યાદિકથી કફનો પ્રકોપ થાય છે. વિશેષે કરી શીતદ્રવ્યોથી, શીતકાલમાં, વસંતઋતુમાં, પૂર્વાહ્‌ન સમયમાં, પ્રદોષ સમયમાં અને જમ્યા પછી તુરતના સમયમાં કફનો પ્રકોપ થાય છે.

પિત્તને પ્રકુપિત કરનારા આહારોથી, દ્રવ, સ્નિગ્ધ તથા ભારે આહારોનું વારંવાર સેવન કરવાથી, દિવસની નિદ્રાથી, ક્રોધથી, અગ્નિથી, તડકાથી, શ્રમથી, અભિઘાતથી, અજીર્ણથી, વિરુદ્ધ ભોજનથી, અતિ ભોજનથી તથા તેવા જ બીજા પ્રકારોથી લોહીનો પ્રકોપ થાય છે. લોહી દોષો વિના કદી પણ પ્રકુપિત થતું નથી; એટલા માટે જ દોષનો પ્રકોપ થવાના જે કારણો છે તે જ કારણો તે દોષથી દુષ્ટ થયેલા લોહીનો પ્રકોપ થવાના કારણો સમજવા. (વાયુથી દુષ્ટ થયેલું લોહી વાયુનો પ્રકોપ થવાના સમયમાં, પિત્તથી દુષ્ટ થયેલું લોહી પિત્તનો પ્રકોપ થવાના સમયમાં અને કફથી દુષ્ટ થયેલું લોહી કફનો પ્રકોપ થવાના પ્રસંગમાં પ્રકુપિત થાય છે.)

વાયુના પ્રકોપથી કોઠામાં વેદના તથા કોઠામાં વાયુનું પરિભ્રમણ એ ચિહ્નો થાય છે. પિત્તના પ્રકોપથી ખાટા ઓડકાર, તરસ તથા સર્વ અંગોમાં દાહ એ ચિહ્નો થાય છે અને કફના પ્રકોપથી અન્ન ઉપર અરુચિ તથા મોળ આવવી એ ચિહ્નો થાય છે. આ પ્રમાણે પ્રકોપ થાય ત્યારે ચિકિત્સાનો બીજો અવસર છે. ૧૩

દોષોની ચિકિત્સાનો ત્રીજો અવસર

अत ऊर्ध्वं प्रसरं वक्ष्यामः। तेषामेभिरातङ्कविशेषैः प्रकुपितानां पर्युषितकिण्वोदकपिष्टसमवाय इवोद्रिक्तानां प्रसरो भवति। तेषां वायुर्गतिमत्त्वात्प्रसरणहेतुः सत्यप्यचैतन्ये स हि रजोभूयिष्ठो रजश्च प्रवर्तकं सर्वभावानाम्। यथा महानुदकसंचयोऽतिवृद्धः सेतुमवदार्यापरेणोदकेन व्यामिश्रः सर्वतः प्रधावत्येवं दोषाः कदाचिदेकशो द्विशः समस्ताः शोणितसहिता वाऽनेकधा प्रसरन्ति।

तद्यथा—वातः पित्तं श्लेष्मा शोणितम्। वातपित्ते वातश्लेष्माणौ पित्तश्लेष्माणौ वातशोणिते

વિરેચન, વાયુને બસ્તિ; અને શમનમાં વાયુને તેલ, પિત્તને ઘી ને કફને મધ દેવું. પ્ર.

पित्तशोणिते श्लेष्मशोणिते। वातपित्तशोणितानि वातश्लेष्मशोणितानि पित्तश्लेष्मशोणितानि। वातपित्तकफा वातपित्तकफशोणितानीत्येवं पंचदशधा प्रसरन्ति ॥

कृत्स्नेऽर्द्धेऽवयवे वापि यत्राङ्गे कुपितो भृशम्।
दोषो विकारं नभसि मेघवत्तत्र वर्षति ॥
नात्यर्थं कुपितश्चापि लीनो मार्गेषु तिष्ठति।
निष्प्रत्यनीकः कालेन हेतुमासाद्य कुप्यति ॥

तत्र वायोः पित्तस्थानगतस्य पित्तवत् प्रतीकारः। पित्तस्य कफस्थानगतस्य कफवत्। कफस्य च वातस्थानगतस्य वातवदेष क्रियाविभागः ॥

एवं प्रकुपितानां प्रसरतां च वायोर्विमार्गगमनाटोपौ। ओपचोपपरिदाहधूमायनानि पित्तस्य। अरोचकाविपाकाङ्गसादाश्छर्दिश्चेति श्लेष्मणो लिङ्गानि भवन्ति। तत्र तृतीयः क्रियाकालः ॥१४॥

હવે દોષોના પ્રસર વિષે કહીએ છીએ. જેમ મદિરાનું બીજ ( દારૂની નીચે રહેલો કદડો કે જે બીજે દારૂ બનાવવાના સમયમાં દારૂના પદાર્થોમાં નાખવામાં આવે છે તે), જળ અને લોટના ગુણો પરસ્પરમાં પ્રવેશ કરવાથી તે પદાર્થોની રગડામાં આથો (ઓસ-ખમીર) આવવારૂપ ફેલાવો થાય છે તેમ ઉપર કહેલાં પ્રકોપનાં કારણોથી પ્રકોપ પામેલા દોષોનો જે ભારે ફેલાવો થાય છે, તે **પ્રસર** કહેવાય છે. વાયુ જો કે અચેતન છે, તોપણ તે ઘણા રજોગુણવાળો છે અને સર્વ પદાર્થોને પ્રવૃત્તિ આપવી એ રજોગુણનો ધર્મ છે; માટે રજોગુણને લીધે ગતિવાળો હોવાથી સર્વના પ્રસરણમાં કારણભૂત થાય છે. જેમ અત્યંત વૃદ્ધિ પામેલો પાણીનો મોટો જથ્થો પોતાની આડે બાંધેલી પાળને તોડી નાખી કોઈ સમયે એકલો જ અને કોઈ સમયે બીજાં પાણીથી મિશ્રિત થઈને ચારે કોર દોડે છે, તેમ દોષો પણ કોઈ સમયે એકલા, કોઈ સમયે બે મળીને, કોઈ સમયે સઘળા મળીને અને કોઈ સમયે રુધિર સાથે તથા કોઈ સમયે એકલું રુધિર પણ અનેક પ્રકારે પ્રસરે છે.

એકલા વાયુનો પ્રસર, એકલા પિત્તનો પ્રસર એકલા કફનો પ્રસર, એકલા રુધિરનો પ્રસર, વાયુને તથા પિત્તનો પ્રસર, વાયુનો તથા કફનો પ્રસર પિત્તનો તથા કફનો પ્રસર, વાયુનો તથા રુધિરનો પ્રસર, પિત્તનો તથા રુધિરનો પ્રસર, કફનો તથ રુધિરનો પ્રસર, વાયુનો, પિત્તનો તથા રુધિરનો પ્રસર, વાયુનો, કફનો તથા રુધિરનો પ્રસર, પિત્તનો, કફનો તથા રુધિરનો પ્રસર, વાયુનો, પિત્તનો તથા કફનો પ્રસર અને વાયુ, પિત્ત, કફ તથા રુધિર એ ચારેનો પ્રસર[1] એ રીતે પંદર પ્રકારના પ્રસરો થાય છે.

દોષ સઘળા અંગમાં, અરધા અંગમાં કે એક અવયવમાં જ્યાં પ્રસર પામ્યો હોય ત્યાં જેમ મેઘ આકાશમાં જળને વરસાવે છે, તેમ તે દોષ વિકારને વરસાવે છે. દોષ જો અત્યંત પ્રકોપ નહિ પામતાં (એટલે પ્રસર નહિ પામતાં) સાધારણ પ્રકોપ પામ્યો હોય અને તેની ચિકિત્સા કરવામાં ન આવે તો તે સંતાઈને શરીરના માર્ગોમાં રહે છે, તે જ્યારે કાળે કરીને પોતાને કારણ મળે ત્યારે પ્રસર[2] પામે છે.

પ્રસર થતાં જો વાયુ, પિત્તના સ્થાનમાં આવ્યો હોય, તો તેની પિત્તની પેઠે ચિકિત્સા કરવી, પિત્ત કફના સ્થાનમાં આવ્યું હોય તો તેની કફની પેઠે ચિકિત્સા કરવી અને કફ વાયુના સ્થાનમાં આવ્યો હોય, તો તેની વાયુની પેઠે ચિકિત્સા કરવી. એ ચિકિત્સાના વિભાગો સમજવા.

---

૧ પ્રસર એટલે ગતિ કરવી; ઊર્ધ્વ, અધઃ અને તિર્યગ્.પ્ર.

૨ જેમ ઘીને ઊનું કરતાં પ્રથમ તેનું સંચલન માત્ર થાય તેમ દોષોનું જે સંચલન માત્ર થાય તે પ્રકોપ કહેવાય છે અને જેમ તે ઘીને અત્યંત તપાવતાં ફીણના સમૂહથી ભરપૂર થઈને તેની બીજા પ્રદેશમાં ગતિ થાય છે, તેમ દોષોની જે બીજા પ્રદેશમાં ગતિ થાય તે પ્રસર કહેવાય છે. (પ્રશ્ન)

એ રીતે દોષો પ્રસરને અર્થાત્ અત્યંત પ્રકોપને પ્રાપ્ત થાય છે. તેમાં જો **વાયુ** પ્રસર પામ્યો હોય તો પોતાના માર્ગને મૂકી ને બીજે માર્ગે ચાલવા લાગે તથા પેટમાં વેદનાપૂર્વક ક્ષોભ કરે એવાં ચિહ્નો થાય છે. **પિત્ત** પ્રસર પામ્યું હોય તો એક અંગમાં અથવા સર્વ અંગમાં બળતરા, ચોસ અને જાણે ધુમાડા નીકળતા હોય એવી સ્થિતિ, એ ચિહ્નો થાય છે. કફ પ્રસર પામ્યો હોય તો અરુચિ, અપાક, અંગોમાં ગ્લાનિ અને ઊલટી એ ચિહ્નો થાય છે. આ રીતે પ્રસર[1] થાય ત્યારે ચિકિત્સાનો ત્રીજો અવસર છે.[2] ૧૪

**દોષચિકિત્સાનો ચોથો અવસર તથા સ્થાનસંશ્રય**

अत ऊर्ध्वं स्थानसंश्रयं वक्ष्यामः । एवं कुपितास्तांस्ताञ्छरीरप्रदेशानागत्य तांस्तान् व्याधीञ्जनयन्ति । ते यदोदरसंनिवेशं कुर्वन्ति तदा गुल्मविद्रध्युदराग्निसङ्गानाहविसूचिकातिसारप्रभृतीञ्जनयन्ति । बस्तिगताः प्रमेहाश्मरीमूत्राघातमूत्रदोषप्रभृतीन् । मेढ्रगता निरुद्धप्रकशोपदंशशुक्रदोषप्रभृतीन् । गुदगता भगंदरार्शः प्रभृतीन् । वृषणगता वृद्धीः । ऊर्ध्वजत्रुगतास्तूर्ध्वजान् । त्वङ्मांसशोणितस्थाः क्षुद्ररोगान् कुष्ठानि विसर्पांश्च । मेदोगता ग्रन्थ्यपच्यर्बुदगलगण्डालजीप्रभृतीन् । अस्थिगता विद्रध्यनुशयीप्रभृतीन् । पादगताः श्लीपदवातशोणितवातकण्टकप्रभृतीन् । सर्वाङ्गगता ज्वरसर्वाङ्गरोगप्रभृतीन् ।

तेषामेवमभिनिविष्टानां पूर्वरूपप्रादुर्भावस्तत्प्रतिरोगं वक्ष्यामः । तत्र पूर्वरूपगतेषु चतुर्थः क्रियाकालः ॥ १५ ॥

હવે દોષોના સ્થાનસંશ્રય વિષે કહીએ છીએ. એ રીતે પ્રસર થતાં દોષો શરીરના તે તે પ્રદેશોમાં આવીને તે તે વ્યાધિઓનાં પૂર્વરૂપોને ઉત્પન્ન કરે છે, તે સ્થાનસંશ્રય કહેવાય છે. એ દોષો જ્યારે **ઉદરમાં** જમા થાય ત્યારે ગુલ્મ, વિદ્રધિ, ઉદરના રોગો, અગ્નિની મંદતા, મલબંધ, કૉલેરા અને અતિસાર ઇત્યાદિ રોગોનાં પૂર્વરૂપોને ઉત્પન્ન કરે છે. જ્યારે **મૂત્રાશયમાં** જમા થાય ત્યારે પ્રમેહ, પથરી, મૂત્રાઘાત અને મૂત્રદોષ ઇત્યાદિ રોગોનાં પૂર્વરૂપોને ઉત્પન્ન કરે છે. જ્યારે **લિંગમાં** જમા થાય, ત્યારે નિરુદ્ધપ્રકાશ,[3] ચાંદી અને શુક્રદોષ[4] ઇત્યાદિ રોગોનાં પૂર્વરૂપોને ઉત્પન્ન કરે છે. જ્યારે **ગુદામાં** જમા થાય, ત્યારે ભગંદર અને અરશ ઇત્યાદિ રોગોનાં પૂર્વરૂપોને ઉત્પન્ન કરે છે. જ્યારે **વૃષણમાં** જમા થાય ત્યારે વંધરાવળનાં પૂર્વરૂપોને ઉત્પન્ન કરે છે. **ગળાના કાંડલાથી ઉપરના ભાગમાં** જમા થાય, ત્યારે તે ભાગના રોગનાં પૂર્વરૂપોને ઉત્પન્ન કરે છે. જ્યારે **ત્વચામાં** (રસમાં), **માંસમાં કે રુધિરમાં** જમા થાય, ત્યારે ક્ષુદ્ર રોગ, કોઢ તથા વિસર્પનાં પૂર્વરૂપોને ઉત્પન્ન કરે છે. જ્યારે **મેદમાં** જમા થાય ત્યારે ગાંઠ, અપચી,[5] અર્બુદ,[6] ગલગંડ[7] તથા અલજી ઇત્યાદિ રોગોનાં પૂર્વરૂપોને ઉત્પન્ન કરે છે, જ્યારે **અસ્થિઓમાં** જમા થાય, ત્યારે

૧ દોષોના પ્રસરનાં ચિહ્નો ઉપરથી દોષોનું જ્ઞાન થઈ ચિકિત્સા કરવાનો અવસર છે. કોઈ સાધનથી દોષોનો પ્રસર દેખાય તેમ નથી. પ્ર.

૨ પ્રસર થયો હોય ત્યાં સુધી દોષની તેનાં કારણો ઉપરથી તથા ચિહ્નો ઉપરથી આનુમાનિક ચિકિત્સાઓ થાય અને પ્રસર પછીની સ્થિતિમાં તો વ્યાધિઓ જણાઈ રહેવાથી પ્રત્યક્ષ ચિકિત્સાઓ થાય છે.

૩ લિંગનો મણિ ચામડીથી રોકાઈ જતા મૂત્રનો માર્ગ રોકાઈને થોડું થોડું મુતરાય છે તથા મણિ ખુલ્લો થતો નથી તે રોગ.

૪ લિંગને ઓષધો લગાડીને જાડું કરવા જતાં થતા રોગો.

૫ ગંડમાળની ગાંઠો પાકી ફૂટીને સવે તથા કેટલીએક નષ્ટ થઈને પાછી ઉત્પન્ન થાય તે રોગ.

૬ ઘણે કાળે વધે અને પાકે એવી ઊંડા મૂળવાળી મોટી ગોળ રસોળી.

૭ હડપચીની, ડોકની અથવા ગળાની ઉપર વૃષણની પેઠે લટકતો નાનો અથવા મોટો સોજો. (ભા. પ્ર.)

વિદ્રધિ અને અનુશયી[1] ઇત્યાદિ રોગોનાં પૂર્વરૂપોને ઉત્પન્ન કરે છે.[2] જ્યારે પગમાં જમા થાય, ત્યારે શ્લીપદ,[3] વાતરક્ત તથા વાતકંટક ઇત્યાદિ રોગોનાં[4] પૂર્વરૂપોને ઉત્પન્ન કરે છે. જ્યારે સઘળા શરીરમાં જમા થાય, ત્યારે જ્વર અને સર્વાંગવાત ઇત્યાદિ રોગોનાં પૂર્વરૂપોને ઉત્પન્ન કરે છે.

તે તે સ્થાનકોમાં જમા થયેલા દોષોથી જે જે રોગોનાં જે જે પૂર્વરૂપો થાય છે, તે તે પૂર્વરૂપો તે તે રોગના વિષયમાં કહીશું. રોગો પૂર્વરૂપની સ્થિતિમાં હોય, ત્યારે ચિકિત્સાનો ચોથો અવસર છે.[5] ૧૫

**દોષચિકિત્સાનો પાંચમો અવસર તથા વ્યક્તિ**

अत ऊर्ध्वं व्याधिदर्शनं वक्ष्यामः। शोफार्बुदग्रन्थिविद्रधिविसर्पप्रभृतीनां प्रव्यक्तलक्षणता ज्वरातिसारप्रभृतीनां च। तत्र पंचमः क्रियाकालः॥

હવે વ્યક્તિનું નિરૂપણ કરીએ છીએ. સોજા, અર્બુદ, ગ્રંથિ, વિદ્રધિ અને વિસર્પ ઇત્યાદિ રોગોનાં તથા જ્વર અને અતિસાર ઇત્યાદિ રોગોનાં રૂપો સ્પષ્ટ રીતે જોવામાં આવે, એ દોષોની વ્યક્તિ સમજવી. આ રીતની વ્યક્તિ થાય, ત્યારે ચિકિત્સાનો પાંચમો અવસર છે. ૧૬

**દોષોની ચિકિત્સાનો છઠ્ઠો અવસર–ભેદ**

अत ऊर्ध्वमेतेषामवदीर्णानां व्रणभावमापन्नानां षष्ठः क्रियाकालः। ज्वरातिसारप्रभृतीनां च दीर्घकालानुबंधः। तत्राप्रतिक्रियमाणेऽसाध्यतामुपयान्ति॥

સોજા, અર્બુદ, ગ્રંથિ, વિદ્રધિ અને વિસર્પ વગેરે રોગો જ્યારે ફાટીને વ્રણરૂપ થાય, ત્યારે અને જ્વર તથા અતિસાર વગેરે રોગો લાંબા કાળ સુધી ચાલે, ત્યારે દોષોનો ભેદ થયો સમજવો.[6] આ ભેદ[7] ચિકિત્સાનો છઠ્ઠો અવસર છે. આ અવસરમાં પણ જો ચિકિત્સા કરવામાં ન આવે તો રોગો અસાધ્ય થાય છે. (ભેદની પહેલાંની પાંચ સ્થિતિઓમાં વખત પર ચિકિત્સા ન થઈ હોય, તોપણ ચિકિત્સાનો અવસર રહે છે પણ ભેદ થયા પછી જો ચિકિત્સા ન કરવામાં આવે તો સાતમી કોઈ પણ સ્થિતિ નહિ હોવાથી રોગના નાશની આશા જ રાખી શકાતી નથી.[8]) ૧૭

**વૈદ્યનું લક્ષણ તથા પહેલા અવસરમાં કરેલી ચિકિત્સાથી લાભ**

भवतश्चात्र॥
संचयं च प्रकोपं च प्रसरं स्थानसंश्रयम्।
व्यक्तिं भेदं च यो वेत्ति दोषाणां स भवेद्भिषक्॥
संचयेऽपहृता दोषा लभन्ते नोत्तरा गतीः।
ते तूत्तरासु गतिषु भवन्ति बलवत्तराः॥ १८॥

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખેથી કહ્યું છે: 'દોષોનાં સંચય, પ્રકોપ, પ્રસર, સ્થાનસંશ્રય, વ્યક્તિ અને ભેદને અને

---

૧ પગ ઉપર ગંભીર અલ્પ સોજાવાળી, પગના જેવા વર્ણવાળી અને અંદર પાકવાળી ફોલ્લી થાય છે તે. (ભા૦ પ્ર૦)

૨ મજ્જામાં તથા શુક્રમાં દોષો જમા થતાં જે રોગો થાય છે તેઓ સ્વલ્પ છે અને કોઈ વખતે જ થાય છે; માટે તેઓ વિષે અહીં કશું કહ્યું નથી. (ડલ્હન)

૩ બહુ પીડાવાળો સાથળના મૂળમાં થઈને અનુક્રમે પગમાં ઊતરેલો સોજો. આવો સોજો કાન, નેત્ર, લિંગ, હોઠ તથા નાકમાં પણ થાય છે.

૪ શ્રમથી અથવા પગ વિષમ રીતે મુકાયાથી વાયુને લીધે ઘૂંટીમાં જે પીડા થાય તે.

૫ સૂક્ષ્મપણાને લીધે સ્થાનમાં જમા થવાનું લક્ષણ પણ નહિ કહેતા અને તેને ક્રિયાકાળ પણ નહિ આપતાં પરબારું તેના કાર્યરૂપ પૂર્વરૂપને જ ક્રિયાકાળ આપ્યો છે.

૬ કેટલાક કહે છે કે, દરેક વ્યાધિની જાતમાં લાંબા કાળ સુધી ચાલવું સંભવતું નથી; એટલા માટે જ્વરાદિક વ્યાધિઓમાં જે વાત વગેરેનાં લક્ષણો ઉપરથી જુદાઈ ગણાવી છે તેને જ ભેદરૂપ સમજવી; જેમ કે જ્વરના આઠ ભેદ છે ઇત્યાદિ.

૭ વાત, પિત્ત, કફ કે બે દોષવાળો. પ્ર.

૮ માટે સુજ્ઞ દરદીઓને સૂચના કરવામાં આવે છે કે શરૂઆતથી જ સાચા વિદ્વાન અનુભવી વૈદ્યની પાસે ચિકિત્સા કરાવવી. પ્ર.

સંચયાદિકનાં કારણો તથા સ્થાનો વગેરેને જે જાણતો હોય તે જ વૈદ્ય થવાને લાયક છે.

સંચયના સમયમાં જ જો ચિકિત્સા કરવામાં આવે તો દોષો પ્રકોપ આદિ ઉત્તરોત્તર સ્થિતિઓમાં આવી શકતા નથી અને ચિકિત્સા પણ અલ્પ કરવી પડે છે. એ દોષો જેમ જેમ ઉત્તરોત્તર સ્થિતિઓમાં આવતા જાય તેમ તેમ બલવત્તર થતા જાય છે. (જો દોષોનું બહુપણું હોય તો સંશોધનરૂપ, મધ્યપણું હોય તો લંઘન-પાચનરૂપ અને અલ્પતા હોય તો સંશમનરૂપ ચિકિત્સા કરવી.) ૧૮

રોગને ઉત્પન્ન કરનારા દોષો જાણવાની અને તેમની ચિકિત્સા કરવાની પદ્ધતિ

सर्वैर्भावैस्त्रिभिर्वापि द्वाभ्यामेकेन वा पुनः।
संसर्गे कुपितः क्रुद्धं दोषं दोषोऽनुधावति॥
संसर्गे यो गरीयान् स्यादुपक्रम्यः स वै भवेत्।
शेषदोषाविरोधेन सन्निपाते तथैव च॥१९॥

બે અથવા ત્રણ દોષ ભેળા થયા હોય તેઓમાં પ્રકોપ પામેલો જે દોષ અંશોથી પરિપૂર્ણ હોય, તેને મુખ્ય જાણવો અને પ્રકોપ પામેલા જે એક કે બે દોષ પોતાના એક, બે, કે ત્રણ અંશોથી પહેલા મુખ્ય દોષને અનુસર્યા હોય, તેઓને ગૌણ જાણવા (જે મુખ્ય હોય તે અનુબંધ્ય કહેવાય છે અને જે ગૌણ હોય તે અનુબંધ કહેવાય છે. અનુબંધ્યની ચિકિત્સા કરી તેનો પ્રશમ કરવાથી અનુબંધનો પ્રશમ થઈ જાય છે. જો બે કે ત્રણ દોષો પોતપોતાના સબળા અંશોથી પરિપૂર્ણ હોય, તો સર્વને પરસ્પરના અનુબંધરૂપ સમજવા.) બે દોષના સંસર્ગમાં અથવા ત્રણે દોષના સંનિપાતમાં જે દોષ બળવત્તર હોય, તેની ચિકિત્સા કરવી અને તેમાં બાકીના દોષને અથવા દોષોને અયોગ્ય ઉપચાર ન થાય એવી સંભાળ રાખવી.[1]

વ્રણ[2] શબ્દનો અર્થ

व्रणोति यस्माद्रूढेऽपि व्रणवस्तु न नश्यति।
आदेहधारणात्तस्माद्व्रण इत्युच्यते बुधैः॥२०॥

વ્રણ જે ભાગમાં ઉત્પન્ન થયો હોય, તે ભાગ ઢાંકી દે છે અને ભરતી આવીને રુઝાઈ ગયા પછી પણ શરીર રહે ત્યાં સુધી તેનું ચિહ્ન મટતું નથી એટલા માટે વિદ્વાન લોકો તેને 'વ્રણ' કહે છે.૨૦

## અધ્યાય ૨૨ મો

### ઉપક્રમ

अथातो व्रणास्रावविज्ञानीयमध्यायं व्याख्यास्यामः

હવે શિષ્યોના પૂછવાથી 'વ્રણાસ્રાવવિજ્ઞાનીય'[3] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

૧ વ્રણોનાં સ્થાનકો અને તેમની ચિકિત્સામાં સુગમતા તથા મુશ્કેલી

त्वङ्मांससिरास्नाय्वस्थिसंधिकोष्ठमर्माणीत्यष्टौ व्रणवस्तूनि। अत्र सर्वव्रणसंनिवेशः। तत्राद्यैकवस्तु संनिवेशी त्वग्भेदी व्रणः सूपचरः। शेषाः स्वयमेव दीर्यमाणा दुरुपचाराः॥ तत्रायतश्चतुरस्रो वृत्तस्त्रिपुटक इति व्रणाकृतिसमासः। शेषास्तु विकृताकृतयो दुरुपक्रमा भवन्ति। सर्व एव व्रणाः क्षिप्रं संरोहन्त्यात्मवतां सुभिषग्भिश्चोपक्रान्ताः। अनात्मवतामज्ञैश्चोपक्रान्ताः प्रदुष्यन्ति प्रवृद्धत्वाद्दोषाणाम्॥२

ત્વચા, માંસ, શિરા, સ્નાયુ, અસ્થિ, સંધિ, કોઠો અને મર્મ એ આઠ વ્રણોનાં સ્થાનકો છે.

૧ 'સાંનિપાતિક જ્વરોમાં પ્રથમ પિત્તનું જ શમન કરવું; કેમ કે જ્વરથી પીડાયેલા શરીરોમાં પિત્ત નિવારણ કરવાને અત્યંત અશક્ય છે. 'સંનિપાત જ્વરમાં અને સંનિપાતાતિસારમાં તો પ્રથમ પિત્તનું જ નિવારણ કરવાના ઉપચારો કરવા' ઇત્યાદિ વચનો તો સમસંનિપાત માટે છે. વિષમ સંનિપાતમાં તો જે દોષ બળવત્તર જણાય તેની જ ચિકિત્સા કરવી. (ડલ્લન)

૨ વ્રણનો અર્થ આ ઠેકાણે ચિહ્ન કર્યો છે. પ્ર.

૩ પરુ વગેરેના સ્રાવો ઉપરથી વ્રણોના દોષો વગેરેની પરીક્ષા વિષેનો.

જે વ્રણ થાય છે તે તેઓનાં જ સ્થાનકોમાં થાય છે. તેઓમાં જે વ્રણ પહેલા જ સ્થાનકવાળો એટલે કેવળ ત્વચાને જ ભેદીને થયો હોય, તેની ચિકિત્સા કરવી સુગમ છે.[1] બાકીના (માંસ આદિ સ્થાનકોવાળા) વ્રણો જો (આલેપન આદિ ક્રિયા વિના) પોતાની મેળે જ પાકીને ફાટ્યા હોય, તો તેઓની ચિકિત્સા કઠણ થઈ પડે છે.[2] વ્રણ લાંબી, ચોરસ, ગોળ અને ત્રિકોણ એમાંની કોઈ આકૃતિવાળો[3] હોય, તો ચિકિત્સા કરવામાં સુગમ થાય છે અને બાકીના અર્ધચંદ્ર તથા સાથિયા આદિ વિકૃત આકૃતિવાળા વ્રણો ચિકિત્સા કરવામાં મુશ્કેલી ભરેલા થઈ પડે છે. હિતકર આહાર તથા વિહારનું સેવન કરનારા માણસોને થયેલા અને જેઓની ચિકિત્સા સારા વૈદ્યોના હાથથી થતી હોય એવા સઘળા વ્રણો તુરત ધરતી આવવાથી રુઝાઈ જાય છે[4] અને અહિતકર આહાર તથા વિહારનું સેવન કરનારા માણસોને થયેલા તથા જેઓનીચિકિત્સા મૂર્ખ વૈદ્યોના હાથથી થતી હોય એવા વ્રણો દોષોની વૃદ્ધિથી દુષિત બને છે. ૨

૨ દુષ્ટ વ્રણોનાં ચિહ્નો

तत्रातिसंवृतोऽतिविवृतोऽतिकठिनोऽतिमृदुरुत्सन्नोऽवसन्नोऽतिशीतोऽत्युष्णः कृष्णरक्तपीतशुक्लादीनां वर्णानामन्यतमवर्णो भैरवः पूतिपूयमांसशिरास्नायुप्रभृतिपूर्णः पूतिपूयास्राव्युन्मार्ग्युत्सङ्गमनोज्ञदर्शनगन्धोऽत्यर्थं वेदनावान् दाहपाकरागकण्डूशोफपिडकोपद्रुतोऽत्यर्थं दुष्टशोणितास्रावी दीर्घकालानुबन्धी चेति दुष्टव्रणलिङ्गानि ॥ ३ ॥

જે વ્રણ અત્યંત સંકોચાયેલો, ઉઘાડા મુખવાળો, કઠણ, કોમળ, ઊંચા માંસવાળો, હીન માંસવાળો, (ઊંડા આકારવાળો) અત્યંત શીતળ, અત્યંત ઊનો, કાળા, રાતા, પીળા કે ધોળા વગેરે વર્ણવાળો, જેનું કારણ જાણવામાં ન આવતું હોય એવો, દુર્ગંધી પરુ, માંસ, શિરાઓ તથા સ્નાયુ વગેરેથી ભરેલો, દુર્ગંધી પરુના સ્રાવવાળો, આડી ગતિવાળો, અંદર ઊંડી કોતરવાળો, ખરાબ દેખાવવાળો અને ગંધવાળો, અત્યંત વેદનાવાળો, દાહથી, પાકથી, રતાશથી, ખરજથી, સોજાથીતથા ફોલ્લીઓથી ઉપદ્રવ પામેલો, દુષ્ટ રુધિરના અતિ સ્રાવવાળો કે લાંબા કાળથી થયેલો હોય તે વ્રણને દુષ્ટ જાણવો.[5] ૩

વ્રણની ૭ (ભેદમાં) ચિકિત્સા

तस्य दोषोच्छ्रायेण षट्त्वं विभज्य यथास्वं प्रतीकारे प्रयतेत ॥ ४ ॥

વ્રણને દોષના ઉત્કટપણા ઉપરથી વાત, પિત્ત, કફ, રુધિર, સંનિપાત અને આગંતુક એ ૭ ભેદમાં વહેંચી, સૂક્ષ્મ દૃષ્ટિથી અમુક ભેદનો નિશ્ચય કરીને દોષ પ્રમાણે તેની ચિકિત્સા કરવી.

વ્રણનાં સ્થાનકોની પરીક્ષા

अत ऊर्ध्वं सर्वस्रावान् वक्ष्यामः । तत्र घृष्टासु छिन्नासु वा त्वक्षु स्फोटेषु भिन्नेषु विदारितेषु वा

૧ એને અંગ્રેજીમાં ખોઈલ કહેવામાં આવે છે. 'એબ્સેસ' નથી, 'એબ્સેસ'ને કાપવું જ પડે છે. પ્ર.

૨ નાડીવ્રણ થઈ જાય છે. પ્ર

૩ જેમ સ્રાવનું જ્ઞાન ચિકિત્સામાં મદદ કરે છે તેમ આકૃતિનું જ્ઞાન પણ મદદ કરે છે.

૪ કોઢ તથા પ્રમેહવાળા લોકો યોગ્ય આહાર-વિહારવાળા હોય અને યોગ્ય વૈદ્યના હાથથી ચિકિત્સા પામતા હોય, તોપણ તેઓના વ્રણો કોઈ વખતે વીર્યની પ્રવૃત્તિ માત્રથી જ દુષ્ટ થઈ જાય છે.

૫ અત્યંત સંકોચ, કઠિનતા, ઊંચા માંસવાળું, વેદના અને સોજો એ વાયુથી થાય છે. અત્યંત ખુલ્લા મોઢાવાળું, અત્યંત ગેરું, ખરાબ દેખાવવાળું, ખરાબ ગંધવાળું, દાહ, પાક, રતાશ અને દુષ્ટ રુધિરનો સ્રાવ એ રુધિરથી તથા પિત્તથી થાય છે. અત્યંત કોમળતા, કોતર અને ખરજ એ કફથી થાય છે અતિશીતતા કફ સહિત વાયુથી થાય છે અને લાંબા કાળ સુધીની સ્થિતિ ત્રણે દોષોથી થાય છે ઇત્યાદિ યથાયોગ્ય સમજી લેવું.

(વ્રણની આવી સૂક્ષ્મ વિચારશ્રેણી બીજા કોઈ શલ્યતંત્રમાં વિચારાઈ નથી.) પ્ર.

सलिलप्रकाशो भवत्यास्रावः किंचिद्विस्रः पीतावभासश्च । मांसगतः सर्पिःप्रकाशः सान्द्रः श्वेतः पिच्छिलश्च । शिरागतः सद्यश्छिन्नासु शिरासु रक्तातिप्रवृत्तिः पक्वासु च तोयनाडीभिरिव तोयागमनं पूयस्यास्रावश्चात्र तनुर्विच्छिन्नः पिच्छिलोऽवलम्बीश्यावोऽवश्यायप्रतिमश्च । स्नायुगतः स्निग्धो घनः सिंघाणकप्रतिमः सरक्तश्च । अस्थिगतोऽस्थिन्यभिहते स्फुटिते भिन्ने दोषावदारिते वा दोषभक्षितत्वादस्थि निःसारं शुक्तिधौतमिवाभात्यास्रावश्चात्र मज्जमिश्रः सरुधिरः स्निग्धश्च ॥ संधिगतः पीड्यमानो न प्रवर्तते, आकुंचनप्रसारणोन्नमनविनमनप्रधावनोत्कासनप्रवाहणैश्च स्रवत्यास्रावश्चात्र पिच्छिलोऽवलम्बी सफेनपूयरुधिरोन्मथितश्च ॥ कोष्ठगतोऽसृङ्मूत्रपुरीषपूयोदकानि स्रवति ॥ मर्मगतस्त्वगादिष्ववरुद्धत्वान्नोच्यते ॥५॥

હવે દોષ સંબંધી વ્રણના તથા આગંતુક વ્રણના સ્રાવો કહીએ છીએ. ત્વચા ઘસાવાથી કે છેદાવાથી અથવા ફોલ્લા ભેદાવાથી કે કોઈએ ભેદવાથી **ત્વચામાં**[1] જે વ્રણ થાય છે તેમાંથી પાણી જેવો, કાંઈક કાચા માંસાદિકના જેવી ગંધવાળો અને પીળા દેખાવવાળો સ્રાવ[2] થાય છે. **માંસમાં** રહેલા વ્રણમાંથી ઘી જેવો, ઘાટો, ધોળો અને ચીકણો સ્રાવ થાય છે. શિરાઓનું આઘાત આદિથી તુરત છેદન થઈ જતાં જે વ્રણ[3] થાય છે તેમાંથી રુધિરની અત્યંત પ્રવૃત્તિ થાય છે અને શિરાઓ પાકી જતાં **શિરાઓમાં** જે વ્રણ થાય છે તેમાંથી જાણે નળીઓથી પાણી આવતું હોય તેમ સ્રાવ આવ્યા કરે છે અને પરુનો સ્રાવ પાતળો, થોડો થોડો ચીકણો, લટકતો, કાળો તથા ઝાકળ જેવો થાય છે. **સ્નાયુમાં**[4] રહેલા વ્રણમાંથી સ્નિગ્ધ, ઘાટો, નાકના જાડા લીંટ જેવો અને રતાશવાળો સ્રાવ થાય છે. અસ્થિ અભિઘાત પામતાં, ફૂટતાં, ભેદાતાં અથવા દોષથી ચિરાતાં **અસ્થિમાં** વ્રણ થાય છે, ત્યારે અસ્થિ દોષથી ખવાઈ જવાને લીધે હલકું થઈ જાય છે, છીપ[5] જેવું થઈ જાય છે તથા ધોયેલા જેવું લાગે છે અને તેમાંથી મજ્જાથી મિશ્રિત તથા રુધિરવાળો સ્નિગ્ધ સ્રાવ થાય છે. જો વ્રણ **સંધિમાં** થયો હોય, તો દબાવવા છતાં પણ તેમાંથી સ્રાવ થતો નથી; પરંતુ હાથ વગેરે ગાત્રોને સંકોચવાથી, લાંબાં કરવાથી, ઊંચાંનીચાં કરવાથી, દોડવાથી, ખાંસી આવવાથી તથા વેગ સંબંધી જોર કરવાથી સ્રાવ થાય છે અને તે સ્રાવ ચીકણો, લટકતો અને પરુથી તથા ફીણથી મિશ્રિત લોહીવાળો થાય છે. **કોઠામાં** રહેલા વ્રણમાંથી[6] લોહી, મૂત્ર, વિષ્ઠા, પરુ તથા પિત્ત અથવા રસના ઉલેદનો સ્રાવ થાય છે. **મર્મમાં** રહેલા વ્રણનો ત્વચા આદિમાં રહેલો વ્રણોમાં અંતર્ભાવ થઈ જાય છે તેથી તેના સ્રાવ વિષે અહીં જુદું કહેવામાં આવતું નથી.[7] ૫

વ્રણથી થતા સ્રાવો ઉપરથી તેના દોષોની પરીક્ષા

तत्र त्वगादिगतानामास्रावाणां यथाक्रमं पारुष्यश्यावावश्यायदधिमस्तुक्षारोदकमांसधावनपुलाकोदकसंनिभत्वानि मारुताद्भवन्ति । पित्ताद्गोमेद-

૧ ત્વચામાં થાય છે એટલે રસમા થાય છે એમ સમજવું. (ડલ્હન)

૨ કાચા માંસાદિકના જેવી ગંધ તથા પીળો દેખાવ એ પિત્તથી થતા સ્રાવનું લક્ષણ છે.

૩ શિરા કપાયાથી જે વ્રણ થાય તેનું અધિષ્ઠાન રુધિર છે એમ સમજવું.

૪ સ્નાયુના વ્રણનું અધિષ્ઠાન મેદ છે એમ સમજવું. કેટલાક કહે છે કે મેદ અને મજ્જા એ ઘીની પેઠે પીગળી જવાના સ્વભાવવાળા છે; માટે તેમાં વ્રણની સ્થિતિ સંભવતી નથી.

૫ છીપ જેવું પોળું થઈ જાય છે. પ્ર.

૬ 'કોઠામા રહેલો વ્રણ' એ શબ્દોથી મળોના તથા ધાતુઓના સમુદાયમાં રહેલો વ્રણ સમજવો. (ડલ્હન.)

૭ આ વિષયમા કહેવા વ્રણોમાં જે વ્રણો ઘસાવા તથા છેદાવા વગેરે બહારનાં કારણોથી થવા હોય, તેઓને આગંતુક વ્રણો સમજવા.

गोमूत्रभस्मशङ्खकषायोदकमाध्वीकतैलसंनिभत्वानि। पित्तवद्रक्तादतिविस्रत्वं च। कफान्नवनीतकासीसमज्जपिष्टतिलनारिकेलोदकवराहवसासंनिभत्वानि। सन्निपातात्तिलनारिकेलोदकैर्वारुकरसकाञ्जिकप्रसादारुकोदकप्रियङ्गुफलपकृन्मुद्गयूषसवर्णत्वानीति ॥६॥

ત્વચા વગેરેમાં રહેલા વ્રણોમાંથી જો અનુક્રમે[1] કઠણ, કાળો, ઝાકળ જેવો, દહીં જેવો, દહીંના પાણી જેવો, માંસનાં ધોણ જેવો અને કાચા ધાન્યના ધોણ જેવો સ્રાવ થતો હોય, તો જાણવું કે તે વ્રણ **વાયુથી** દુષ્ટ છે. ગોમેદ નામના મણિ જેવો, ગોમૂત્ર જેવો, ભસ્મ જેવો, શંખ જેવો, ક્વાથના પાણી જેવો, મદ્ય જેવો અને તેલ જેવો સ્રાવ થતો હોય, તો જાણવું કે તે વ્રણ **પિત્તથી** દુષ્ટ છે. પિત્તથી થતા સ્રાવ જેવો અને અત્યંત કાચા માંસના જેવી ગંધવાળો સ્રાવ થતો હોય તો જાણવું કે તે વ્રણ **રુધિરથી** દુષ્ટ છે. માખણ જેવો, હીરાકસી જેવો, મજ્જા જેવો, લોટના પાણી જેવો, તલના પાણી જેવો, નાળિયેરના પાણી જેવો અને સૂવરની ચરબી જેવો સ્રાવ થતો હોય, તો જાણવું કે તે વ્રણ **કફથી** દુષ્ટ છે. તલના તથા નાળિયેરના પાણી જેવો, કાકડીના રસ જેવો, કાંજીની આસ્રુ જેવો, અરુકના પાણી જેવો, ઘઉંલા, યકૃત અને મગના યૂષના જેવા વર્ણવાળો સ્રાવ થતો હોય, તો જાણવું કે તે વ્રણ **ત્રણે દોષોથી** દુષ્ટ છે. ૬

### સ્રાવ ઉપરથી વ્રણની અસાધ્યતાની પરીક્ષા

श्लोकौ चात्र भवतः ॥

पक्काशयादसाध्यस्तु पुलाकोदकसंनिभः।
क्षारोदकनिभः स्रावो वर्ज्यो रक्ताशयात्स्रवन् ॥
आमाशयात्कलायाम्भोनिभश्च त्रिकसंधिजः।
स्रावानेतान्परीक्ष्यादौ ततः कर्माचरेद्भिषक् ॥७॥

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'જો પક્વાશયમાંથી કાચા ધાન્યના ધોવણ જેવો સ્રાવ થતો હોય, તો તે વ્રણને અસાધ્ય જાણી છોડી દેવો; તેમ જ રક્તાશયમાંથી ખારાના પાણી જેવો, આમાશયમાંથી તેમ જ કાંધના તથા હાથના સંધિસ્થાનમાંથી મટરના ધોવણ જેવો સ્રાવ થતો હોય, તો તે વ્રણોને પણ અસાધ્ય જાણી છોડી દેવા. વૈદ્યે પ્રથમ આ પ્રમાણે સ્રાવોની પરીક્ષા કર્યા પછી ચિકિત્સા કરવી. ૭

### વેદનાઓ ઉપરથી વ્રણોની પરીક્ષા

अत ऊर्ध्वं सर्वव्रणवेदना वक्ष्यामः ॥

तोदनभेदनताडनच्छेदनायमनमन्थनविक्षेपणचुमचुमायननिर्दहनावभञ्जनस्फोटनविदारणोत्पाटनकम्पनविविधशूलविश्लेषणविकिरणपूरणस्तम्भनस्वपनाकुञ्चनाङ्कुशिकाः संभवन्त्यनिमित्तविविधवेदनाप्रादुर्भावो वा मुहुर्मुहुर्यत्रागच्छन्ति वेदनाविशेषास्तं वातिकमिति विद्यात्।

उपाचोषपरिदाहधूमायनानि यत्र गात्रमङ्गारावकीर्णमिव पच्यते यत्र चोष्माभिवृद्धिः क्षते क्षारावसिक्तवच्च वेदनाविशेषास्तं पैत्तिकमिति विद्यात् ॥

पित्तवद्रक्तसमुत्थं जानीयात् ॥

कण्डूर्गुरुत्वं सुप्तत्वमुपदेहोऽल्पवेदनत्वं स्तम्भः शैत्यं च यत्र तं श्लैष्मिकमिति विद्यात् ॥

यत्र सर्वासां वेदनानां समुत्पत्तिस्तं सांनिपातिकमिति विद्यात् ॥८॥

હવે કયા દોષવાળા વ્રણમાં કયા પ્રકારની વેદના થાય તે વિષે કહીએ છીએ. જે વ્રણમાં સોયથી ભોંકાયા જેવી, ચામડી ચિરાયા જેવી, ધોકાથી વાગતા માર જેવી, શસ્ત્રાદિકથી થતા છેદન જેવી, સંકોચાયેલા અંગને લાંબું કરવામાં આવતું હોય તેના જેવી, ખાઈથી વલોવાયા જેવી,

[1] મર્મને છોડી દઈને ત્વચા વગેરે સાત સ્થાનોમાં અનુક્રમ લેવો; એટલે ત્વચામાં રહેલા વ્રણોમાંથી કઠણ, માંસમાં રહેલા વ્રણમાંથી કાળો, શિરામાં રહેલા વ્રણમાંથી ઝાકળ જેવો ઇત્યાદિ સમજી લેવું. આવી રીતે પિત્તવ્રણ, રુધિરવ્રણ, કફવ્રણ તથા સંનિપાતવ્રણ એમના સ્રાવોમાં પણ ત્વચા વગેરે સાત સ્થાનોનો અનુક્રમ લેવો.

ઉંચકાવીને ફેંકી નંખાતા જેવી, રાઈ વગેરેના લેપ કરવાથી થતા ચમચમાટ જેવી, અગ્નિથી બાળી નખાતા જેવી, મરડીને ભાંગી નખાતા જેવી, પથરા વગેરેથી ફોડી નખાતા જેવી, નખ વગેરેથી ચીરી નખાતા જેવી, ઉખેડી નખાતા જેવી, હાથ વગેરેથી કંપાવાતા જેવી, અંગમાં અનેક શૂળ નીકળતાં હોય એવી, અવયવોને તોડીને જુદા જુદા મુકાતા હોય એવી, અંદર ડૂચા ભરાતા હોય એવી, દાબીને સ્તબ્ધ કરી નાખવામાં આવતું હોય એવી, જડતા થવા જેવી, સંકુચિત કરાતું હોય એવી અને ખાલી ચડ્યા જેવી તથા અંકુશો-થી આકર્ષણ થતું હોય એવી વેદનાઓ થતી હોય અથવા અકસ્માત અનેક વેદનાઓ પ્રકટ થતી હોય અથવા વારંવાર નવી નવી વેદનાઓ આવ્યા કરતી હોય તે વ્રણને **વાતજન્ય** જાણવો.

જે વ્રણમાં એક ઠેકાણે અથવા સર્વ ઠેકાણે દાહ થતો હોય, ચોસ થતો હોય, ધુમાડા નીક-ળવા જેવું લાગતું હોય, ચોતરફ બળતા અગ્નિ મુકાયાની પેઠે ગાત્ર રંધાઈ જતું હોય, ગરમીની અત્યંત વૃદ્ધિ થતી હોય અને જાણે જખમમાં ક્ષાર મુકાતો હોય એવી અનેક જાતની વેદનાઓ થતી હોય તે વ્રણને **પિત્તજન્ય** જાણવો.

**રુધિરજન્ય** વ્રણને પણ પિત્તજન્ય વ્રણના જેવી જ વેદનાઓથી પારખી લેવો.

જે વ્રણમાં ખરજ, ભારે જડતા, (નખ વાગ્યા વગેરેની કે માખી–મચ્છર વગેરેના દંશની વેદના જાણવામાં ન આવે એવું), સોજા વગેરેથી શરીરનું વધવું, વેદનાની અલ્પતા, અકડાઈ અને શીતતા હોય તે વ્રણને **કફજન્ય** જાણવો.

જે વ્રણમાં ઉપર કહેલી ત્રણે દોષોની વેદના-ઓ ઉત્પન્ન થતી હોય, તે વ્રણને **સંનિપાત-જન્ય** જાણવો. ૮

### વર્ણો ઉપરથી વ્રણોની પરીક્ષા

अत ऊर्ध्वं व्रणवर्णान्वक्ष्यामः। भस्मकपोता-स्थिवर्णः परुषोऽरुणः कृष्ण इति मारुतजस्य। नीलः पीतो हरितः श्यावः कृष्णो रक्तः कपिलः पिंगल इति रक्तपित्तसमुत्थयोः। श्वेतः स्निग्धः पाण्डुरिति श्लेष्मजस्य। सर्ववर्णोपेतः सांनिपातिक इति ॥ ९ ॥

હવે કયા દોષથી થયેલા વ્રણનો કેવો વર્ણ થાય છે તે વિષે કહીએ છીએ. જે વ્રણનો વર્ણ ભસ્મ અને હોલા જેવો, હાડકાં જેવો બરડ, રાતો કે કાળો હોય તે વ્રણ **વાતજન્ય** જાણવો.

જે વ્રણનો વર્ણ નીલ, પીળો, લીલો, જરા કાળો, કાળો, રાતો, કપિલ કે પિંગળો હોય તે વ્રણને **પિત્તજન્ય** જાણવો. **રુધિરજન્ય** વ્રણ પણ એવા જ વર્ણવાળો હોય છે.

જે વ્રણનો વર્ણ સફેદ, સ્નિગ્ધ કે પાંડુ હોય તે વ્રણને **કફજન્ય** જાણવો.

જે વ્રણનો વર્ણ ઉપર કહેલા સઘળા પ્રકારો-વાળો હોય તે વ્રણને **સંનિપાતજન્ય** જાણવો. ૯

### સોજા સંબંધીના વિકારોની પરીક્ષા

भवति चात्र ॥

न केवलं व्रणेपूक्तो वेदनावर्णसंग्रहः।
सर्वशोफविकारेषु व्रणवल्लक्षयेद्भिषक् ॥ १० ॥

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'ઉપર જે વેદનાઓનું, વર્ણોનું, સ્રાવોનું તથા બીજા પણ દોષજન્ય પ્રકારોનું વર્ણન કર્યું, તે કેવળ વ્રણોની પરીક્ષાને માટે જ નથી; માટે વૈદ્યે તેના વર્ણો વગેરે ઉપરથી વિદ્રધિ, અલજી તથા ગ્રંથિ વગેરે સઘળા સોજા સંબંધી વિકારોની પણ એ પ્રમાણે જ પરીક્ષા કરવી.' ૧૦

## અધ્યાય ૨૩ મો

### ઉપક્રમ

अथातः कृत्याकृत्यविधिमध्यायं व्याख्यास्यामः ॥१

હવે શિષ્યોના પૂછવાથી 'કૃત્યાકૃત્યવિધિ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

૧ કોના વ્રણો સુખસાધ્ય છે?

तत्र वयस्थानां दृढानां प्राणवतां सत्त्ववतां च सुचिकित्स्या व्रणा एकस्मिन्वा पुरुषे यत्रैतद्गुणचतुष्टयं तस्य सुखसाधनीयतमाः। तत्र वयस्थानां प्रत्यग्रधातुत्वादाशु व्रणा रोहन्ति। दृढानां स्थिरबहुमांसत्वाच्छस्त्रमवचार्यमाणं शिरास्नाय्वादिविशेषान्न प्राप्नोति। प्राणवतां वेदनाभिघाताहारयंत्रणादिभिर्न ग्लानिरुत्पद्यते। सत्त्ववतां दारुणैरपि क्रियाविशेषैर्न व्यथा भवति। तस्मादेतेषां सुखसाधनीयाः ॥ २ ॥

જુવાન, દૃઢ, શક્તિવાળા અને કષ્ટ પડતાં છતાં પણ વ્યાકુળ નહિ થનારા માણસોના વ્રણો સુખસાધ્ય છે. જે એક જ માણસમાં જુવાની, દૃઢતા, શક્તિ અને કષ્ટ પડવા છતાં અવ્યાકુળતા એ ચારે ગુણો હોય તેના વ્રણો તો અત્યંત સુખસાધ્ય છે. જુવાન માણસોની સઘળી ધાતુઓ નવી હોય છે. તેથી તેઓના વ્રણો તુરત રુઝાઈ જાય છે. દૃઢ માણસોનું માંસ સ્થિર તથા ઘણું હોય છે, તેથી તેઓના વ્રણોમાં નાખવામાં આવતું શસ્ત્ર તેઓની શિરાને કે સ્નાયુ વગેરેને પહોંચી જતું નથી. શક્તિવાળા માણસોને વેદના, અભિઘાત તથા આહારની પરેજી ઇત્યાદિકથી શરીરની શિથિલતા થતી નથી અને કષ્ટ પડતાં છતાં પણ વ્યાકુળ ન થનારા માણસોને અનેક પ્રકારની દારુણ ક્રિયાઓથી પણ વ્યથા થતી નથી; એટલા માટે એમના વ્રણો સુખસાધ્ય થાય છે. (એમાંથી એક ગુણ હોય, તો વ્રણ સુખસાધ્ય થાય છે, બે કે ત્રણ ગુણો હોય, તો વ્રણ વધારે સુખસાધ્ય થાય છે અને ચારે ગુણો હોય તો વ્રણ અત્યંત સુખસાધ્ય થાય છે.)[2] ૨

૨ કોના વ્રણો કષ્ટસાધ્ય છે?

त एव विपरीतगुणा वृद्धकृशाल्पप्राणभीरुषु दुष्टव्याः ॥३॥

જેઓ વૃદ્ધ, કૃશ (અદૃઢ), અલ્પ શક્તિવાળા કે બીકણ હોય તેઓના વ્રણો કષ્ટસાધ્ય થાય છે. (વૃદ્ધતા, અદૃઢતા, અલ્પશક્તિ અને બીકણપણું એમાંથી એક હોય, તો વ્રણ કષ્ટસાધ્ય થાય છે, બે કે ત્રણ હોય તો વધારે કષ્ટસાધ્ય થાય છે અને એ ચારે હોય તો અતિ કષ્ટસાધ્ય થાય છે.)

કયાં સ્થાનકોમાં થયેલા વ્રણો સુખસાધ્ય છે?

स्फिक्पायुप्रजननललाटगण्डौष्ठपृष्ठफलकोषजत्रुमुखाभ्यन्तरसंस्थाः सुखरोपणीया व्रणाः ॥ ४ ॥

કૂલા, ગુદા, લિંગ, લલાટ, ગાલ, હોઠ, પીઠ, વૃષણ, ગળાનો કાંઠલો અને મોઢાનો અંદરનો ભાગ એમાં થયેલા વ્રણો સહેલાઈથી રુઝાવી શકાય છે તેથી સુખસાધ્ય છે. ૪

કયાં સ્થાનકોમાં થયેલા વ્રણો કષ્ટસાધ્ય છે?

अक्षिदन्तनासापाङ्गश्रोत्रनाभिजठरसेवनीनितम्बपार्श्वकुक्षिवक्षःकक्षास्तनसंधिभागगताः ॥ ५ ॥

નેત્ર, દાંત, નાક, નેત્રોના પ્રાંત ભાગ, કાન, નાભિ, પેટ, સીવણી, નિતંબ, પડખાં, કૂખ, છાતી, કાખ અને સ્તનોનો સંધિભાગ એમાં થયેલા વ્રણો કષ્ટસાધ્ય છે. ૫

કેવા-કયા સ્થળમાં વ્રણો કષ્ટસાધ્ય છે?

सफेनपूयरक्तानिलवाहिनोऽन्तःशल्याश्च दुश्चि-

[1] વ્રણોના સાધ્યપણાના, કષ્ટસાધ્યપણાના, યાપ્યપણાના તથા અસાધ્યપણાના નિર્ણય વિષેનો.

[2] આ સબંધમાં નીચેના વિષયમાંથી 'દુશ્ચિકિત્સ્યાઃ' એ પદનો અપકર્ષ કરી લેવો; કેમ કે અનુકૂળતા માટે આ વિષયને જુદો પાડ્યો છે.

न्तिस्थाः। अधोभागाथोर्ध्वभागनिर्वाहिणो रोमान्तोपनखमर्मजङ्घास्थिसंश्रिताश्च। भगंदरमपि चान्तर्मुखं सेवनीकुकुन्दरास्थिसंश्रितम्॥

भवति चात्र॥

कुष्ठिनां विषजुष्टानां शोषिणां मधुमेहिनाम्।
व्रणाः कृच्छ्रेण सिद्ध्यन्ति येषां चापि व्रणे व्रणाः॥६

જેમાં ક્ષીણ, પરુ તથા રુધિરથી સંયુક્ત પવન નીકળતો હોય તથા જેની અંદર શલ્ય હોય, તે વ્રણો કષ્ટસાધ્ય છે. નીચે રહેલા જે વ્રણોના ઉપેના ભાગમાંથી સ્રાવ થતો હોય તે વ્રણો, વાળના છેડે થયેલા, નખોની સમીપમાં થયેલા, મર્મોમાં થયેલા અને પિંડીના અસ્થિમાં થયેલા વ્રણો પણ કષ્ટસાધ્ય છે. ભગંદર પણ જો અંદર મોઢાવાળું હોય અને સીવણીને, કટિકાંડના અસ્થિને કે મૂત્રમાર્ગના અસ્થિને આશ્રિત હોય તો કષ્ટસાધ્ય છે.

આ સ્થળના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'કોઢિયા, દૂષીવિષના[1] સંબંધવાળા, ક્ષયરોગવાળા, પ્રમેહવાળા અને જેમને એક વ્રણમાં બીજા વ્રણો થયા હોય તેમના વ્રણો કષ્ટસાધ્ય છે.' ૬

યાપ્ય વ્રણોનો નિર્દેશ અને 'યાપ્ય' શબ્દનો અર્થ

अवपाटिकानिरुद्धप्रकशसंनिरुद्धगुदजठरग्रन्थिक्षतकृमयः प्रतिश्यायजाः कोष्ठजाश्च कृमयस्त्वग्दोषिणां प्रमेहिनां वा ये परिक्षतेषु दृश्यन्ते शर्करासिकतामेहवातकुण्डलिकाष्ठीलादन्तशर्करोपकुशकण्ठशालूका निष्कोषणदूषिताश्च दन्तवेष्टो विसर्पास्थिक्षतोराक्षतव्रणग्रन्थिप्रभृतयश्च याप्याः॥

साध्या याप्यत्वमायान्ति याप्याश्चासाध्यतां तथा।
घ्नन्ति प्राणानसाध्यास्तु नराणामक्रियावताम्॥
यापनीयं विजानीयात्क्रिया धारयते तु यम्।
क्रियायां तु निवृत्तायां सद्य एव विनश्यति॥
प्राप्ता क्रिया धारयति याप्यव्याधितमातुरम्।
प्रपतिष्यदिवागारं विष्कम्भः साधुयोजितः॥७॥

જેમને અવપાટિકા,[2] નિરુદ્ધપ્રકશ, સંનિરુદ્ધગુદ,[3] ઉદરરોગ, પથરીની કાંકરી, સિકતામેહ,[4] વાતકુંડલિકા,[5] અષ્ઠીલા,[6] દંતશર્કરા,[7] ઉપકુશ,[8] કંઠશાલૂક,[9] વિસર્પ, અસ્થિક્ષત, ઉરઃક્ષત કે વ્રણગ્રંથિ ઇત્યાદિ રોગો થયેલા હોય, જેમને ગ્રંથિના ક્ષતમાં કીડા પડ્યા હોય, જેમને પ્રતિશ્યાયથી[10] કીડા પડ્યા હોય કે કોઠામાં કીડા પડ્યા હોય, જેમને ત્વચાના દોષના કે પ્રમેહના ક્ષતોમાં કીડા પડ્યા હોય અને જેમના દાંતોના પેઢાંઓ મસી દેવા વગેરેના ઝેરી પદાર્થથી દૂષિત થયાં હોય તેમના વ્રણોને યાપ્ય સમજવા.

જે રોગી માણસો ચિકિત્સાથી રહિત રહે તેમના સાધ્ય રોગો યાપ્ય થઈ જાય છે. યાપ્ય રોગો અસાધ્ય થઈ જાય છે અને તે અસાધ્ય

૧ અતિ જૂનું, ઝેરને હણનારી ઔષધિઓએ નિર્વીર્ય કરેલું, વાયુ વગેરેએ સુકાવેલું કે સ્વાભાવિક રીતે ગુણવગરનું ઝેર દૂષીવિષ કહેવાય છે.

૨ નાની ઉમ્મરવાળી સ્ત્રીનો બલાત્કારે સંભોગ કરવાથી કે હાથ વડે મૈથુનક્રિયા કરવા વગેરેથી લિંગની ચામડી ફાટી ગઈ હોય તે રોગ.

૩ ગુદાનું દ્વાર સૂક્ષ્મ થઈ ગયું હોય તે રોગ.

૪ પ્રમેહમાં રેતી જેવી કાંકરીઓ જતી હોય તે રોગ.

૫ મૂત્રાશયમાં વાયુ કુંડલીરૂપ થઈને ફરતાં વેદના સહિત થોડું થોડું મૂત્રાય છે તે રોગ.

૬ વાયુથી મળમૂત્ર રોકાઈ, ગુદા તથા મૂત્રાશય ફૂલી જતાં મલમૂત્રનો માર્ગ રોકનારી ચંચલ અને ઊંચી જે લાંબી ગાંઠ થાય છે તે. (ભા૦ પ્ર૦)

૭ દાંતનો મેલ અને કફ સુકાઈને કાંકરી જેવો ખરસટ સ્પર્શવાળો થાય છે તે. (ભા૦ પ્ર૦)

૮ દાંતનાં પેઢામાં દાહ તથા પાક થાય, દાંત હલાવવાથી થોડી વેદના સહિત લોહી સ્રવે અને મોઢું દુર્ગંધવાળું થાય તે રોગ (ભા૦ પ્ર૦)

૯ ગળામાં કફથી કાંટા જેવી, બોરના ઠળિયા જેવડી, ખરસટ તથા સ્થિર ગાંઠ થાય છે તે. (ભા૦ પ્ર૦)

૧૦ પ્રતિશ્યાયનું લક્ષણ ઉત્તરતંત્રના ૨૪મા અધ્યાયમાં જુઓ.

રોગો તુરત પ્રાણ લઈ જાય છે.

જે રોગ ચિકિત્સા ચાલુ રહેવાથી પ્રાણ લઈ શકતો ન હોય, પણ ચિકિત્સા બંધ પાડવામાં આવે તો તુરત જ પ્રાણ લઈ જાય એમ હોય તે રોગ યાપ્ય કહેવાય છે. જેમ પડવાને તૈયાર થયેલા ઘરને સારી રીતે લગાવેલો થાંભલો ધરી રાખે છે, તેમ યાપ્યવ્યાધિવાળા રોગીને સારી રીતે કરવામાં આવતી ચિકિત્સા જિવાડે છે. ૭

અસાધ્ય વ્રણો

अत ऊर्ध्वमसाध्यान्वक्ष्यामः ॥ मांसपिण्डवदुद्गताः प्रसेकिनोऽन्तःपूयवेदनावन्तोऽश्वापानवदुद्वृत्तौष्ठाः । केचित्कठिना गोशृंगवदुन्नतमृदुमांसप्ररोहाः । अपरे दुष्टरुधिरास्राविणस्तनुपिच्छिलास्राविणो वा मध्योन्नताः । केचिदवसन्नसुषिरपर्यन्ताः । शणतूलवत्स्नायुजालवन्तो दुर्दर्शा वसामेदोमज्जमस्तुलुङ्गस्राविणश्च दोषसमुत्थाः । पीतासितमूत्रपुरीषवातस्राहिनश्च कोष्ठस्थाः । क्षीणमांसानां च सर्वतोगतयश्चाणमुखाः । मांसबुद्बुदवन्तः सशब्दवातवाहिनश्च शिरःकण्ठस्थाः । क्षीणमांसानां चपूयरक्तनिर्वाहिणोऽरोचकाविपाककासश्वासोपद्रवयुक्ताः । भिन्ने वा शिरःकपाले यत्र मस्तुलुङ्गदर्शनं त्रिदोषलिङ्गप्रादुर्भावः कासश्वासौ वा यस्येति ॥

भवन्ति चात्र ॥

वसां मेदोऽथ मज्जानं मस्तुलुङ्गं च यः स्रवेत् ।<br>
आगन्तुस्तु व्रणः सिद्ध्येन्न सिद्ध्येद्दोषसम्भवः ॥<br>
अमर्मोपहिते देशे शिरासंध्यस्थिवर्जिते ।<br>
विकारो योऽनुपर्येति तदसाध्यस्य लक्षणम् ॥<br>
क्रमेणोपचयं प्राप्य धातूननुगतः शनैः ।<br>
न शक्य उन्मूलयितुं वृद्धो वृक्ष इवामयः ॥<br>
स स्थिरत्वान्महत्त्वाच धातनुक्रमणेन च ।<br>
निहन्त्यौषधवीर्याणि मन्त्रान्दुष्टग्रहो यथा ॥<br>
अतो यो निपरीतः स्यात्सुखसाध्यः स उच्यते ।<br>
अबद्धमूलः क्षुपको यद्वदुत्पाटने सुखः ॥८॥

હવે અસાધ્ય વ્રણોનો નિર્દેશ કરીએ છીએ. જે વ્રણો માંસના પિંડની પેઠે બહાર નીકળેલાં, બહુ સ્રાવવાળા, અંદર પરુની વેદનાવાળા અને ઘોડીની યોનિની પેઠે ઊઘડેલા હોઠવાળા હોય તેઓ અસાધ્ય છે. કઠણ તેમ જ જેમાં માંસના અંકુરો ગાયનાં શિંગડાંની પેઠે ઊંચાં તથા કોમળ હોય એવા કેટલાક વ્રણો અસાધ્ય છે. મધ્યમાં ઊંચા અને દુષ્ટ રુધિરના સ્રાવવાળા અથવા પાતળા અને ચીકણા સ્રાવવાળા કેટલાક વ્રણો અસાધ્ય છે. નીચા માંસવાળા અને છેડામાં ઊંડાં છિદ્રવાળા કેટલાક વ્રણો અસાધ્ય છે. અભિઘાતથી નહિ પણ દોષોથી ઉત્પન્ન થયેલા કેટલાક વ્રણો કે જેઓ શણના તાંતણા જેવા સ્નાયુઓનાં જાળાંઓવાળા, જોઈ શકાય નહીં એવા ભયંકર અને ચરબી, મેદ, મજ્જા તથા મગજના સ્રાવવાળા હોય છે તેઓ અસાધ્ય છે. કોઠામાં રહેલા જે વ્રણોને લીધે ગુદામાંથી, મોઢામાંથી તથા વ્રણના મુખમાંથી કાળાંપીળાં મૂત્ર, વિષ્ઠા કે પવન નીકળતાં હોય, તે વ્રણો અસાધ્ય છે. જેઓનાં માંસો ક્ષીણ થયાં હોય એવા માણસોના જે વ્રણો રસ વગેરે સર્વ ધાતુઓમાં ગતિવાળા અને ઝીણા મોઢાવાળા હોય તેઓ અસાધ્ય છે. માથાના કે કંઠના જે વ્રણોમાંથી શબ્દ સહિત પવન નીકળતો હોય તથા માંસના પરપોટા જેવા જોવામાં આવતા હોય, તે વ્રણો અસાધ્ય છે. જેમનાં માંસો ક્ષીણ થયાં હોય એવા માણસોના જે વ્રણો પરુના તથા રુધિરના વહનવાળા અને અરુચિ, અપાક, ખાંસી તથા શ્વાસ એ ઉપદ્રવોથી યુક્ત હોય તેઓ અસાધ્ય છે. માથાનું હાડકું ભેદાઈ જતાં થયેલા જે વ્રણોમાંથી મગજ (જરા પીગળેલા ઘી જેવી માથાની મજ્જા) દેખવામાં આવતું હોય, ત્રણે દોષોનાં ચિહ્નો પ્રકટ થયાં હોય કે ખાંસી તથા શ્વાસ થયેલો હોય, તો તે અસાધ્ય છે.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'જે વ્રણ ચરબી, મેદ, મજ્જા તથા માથાનું મગજ કે જે અર્ધા પીગળેલા ઘી જેવું હોય છે તેના સ્રાવવાળો હોય, તે વ્રણ જો આગંતુ હોય તો સાધ્ય છે; પણ જો દોષોથી થયેલો હોય તો અસાધ્ય છે. મર્મના સમીપમાં નહિ રહેલા અને શિરાઓ, સંધિઓ તથા અસ્થિઓ ઇત્યાદિ વગરના પ્રદેશમાં (ત્વચામાં) થયા છતાં પણ તથા ચિકિત્સા કરાતાં છતાં પણ જે વ્રણ સઘળી ધાતુઓમાં ફેલાતો જતો હોય તે વ્રણ અસાધ્ય છે. ક્રમથી વૃદ્ધિ પામીને ધીરે ધીરે ધાતુઓમાં પહોંચેલો રોગ વૃદ્ધિ પામેલા વૃક્ષની પેઠે ઉખેડી નાખવાને અશક્ય થાય છે. સ્થિરતાથી, મોટાઈ અને ધાતુઓમાં ગતિ કરવાથી પ્રબળ થયેલો રોગ, (જેમ દુષ્ટ ગ્રહ (સ્કંદાપસ્મારાદિક) મંત્રોની શક્તિને હણી નાખે છે તેમ) ઔષધોની શક્તિને હણી નાખે છે. જે વ્રણ અસાધ્યનાં લક્ષણોથી વિપરીત લક્ષણોવાળો હોય તે સુખસાધ્ય કહેવાય છે અને તે સુખસાધ્ય વ્રણ, નહિ બંધાયેલા મૂળવાળા તથા શાખાઓ આદિ વગરના નાના ઝાડની પેઠે ઉખેડી નાખવામાં સુગમ થાય છે. ૮

વ્રણ શુદ્ધ થયાના લક્ષણ

त्रिभिर्दोषैरनाक्रान्तः श्यावौष्ठोऽपिडकी समः ।
अवेदनो निरास्रावो व्रणः शुद्ध इहोच्यते ॥९॥

જ્યારે વ્રણ દોષો સંબંધી આકૃતિ, ગંધ તથા વર્ણથી રહિત થાય, કંઈક કાળાશ પડતા હોઠવાળો, ફોલ્લીઓ વગરનો, જીભનાં તળિયાં જેવો સમ થાય, દોષો સંબંધી વેદનાઓથી મુક્ત થઈને સામાન્ય વેદનાવાળો જ રહે અને સ્રાવ વગરનો થાય, ત્યારે તેને શુદ્ધ થયેલો સમજવો. ૯

વ્રણ રુઝાવાનાં લક્ષણ

कपोतवर्णप्रतिमा यस्यान्ताः क्लेदवर्जिताः ।
स्थिराश्चिपिटिकावन्तो रोहतीति तमादिशेत् ॥१०॥

જ્યારે વ્રણના છેડાઓ હોલાના વર્ણ જેવા ધૂસર, કઠણ, ક્લેદ વગરના અને ચામડીની ઉપડતી ધોળી સૂક્ષ્મ કરચલીવાળા થાય, ત્યારે 'તે રુઝાવા લાગ્યો છે' એમ કહેવું. ૧૦

વ્રણ સારી પેઠે રુઝાયાનાં લક્ષણ

रूढवर्त्मानमग्रन्थिमशूनमरुजं व्रणम् ।
त्वक्सवर्णं समतलं सम्यग्रूढं विनिर्दिशेत् ॥११॥

જ્યારે વ્રણ જામી ગયેલા મોઢાવાળો, ગ્રંથિ વગરનો, સોજા વગરનો, વેદના વગરનો, ચામડીના જેવા વર્ણવાળો અને હાથનાં તળિયાં જેવો સપાટ થઈ જાય, ત્યારે તેને બરાબર રુઝાયેલો કહેવો. ૧૧

વ્રણ રુઝાયા પછી ફાટવાનાં કારણો

दोषप्रकोपाद् व्यायामादभिघातादजीर्णतः ।
हर्षात्क्रोधाद्भयाद्वापि व्रणो रूढोऽपि दीर्यते ॥१२॥[1]

વ્રણ રુઝાઈ ગયા છતાં પણ દોષોના પ્રકોપથી, કસરત કે મહેનત કરવાથી, અભિઘાત થયાથી અને અજીર્ણ થવાથી પાછો ફાટે છે અને હર્ષથી, શોકથી કે ભયથી પણ પાછો ફાટે છે; એટલા માટે કેટલાક કાળ સુધી એ કારણોથી દૂર રહેવું.

## અધ્યાય ૨૪ મો

ઉપક્રમ

अथातो व्याधिसमुद्देशीयमध्यायं व्याख्यास्यामः ॥

હવે શિષ્યોના પૂછવાથી 'વ્યાધિસમુદ્દેશીય'[2] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

વ્યાધિઓની ક્રિયાનો સંક્ષેપ અને સંગ્રહ

द्विविधा व्याधयः शस्त्रसाध्याः स्नेहादिक्रियासाध्याश्च। तत्र शस्त्रसाध्येषु स्नेहादिक्रिया न प्रतिषिध्यते। स्नेहादिक्रियासाध्येषु शस्त्रकर्म न क्रियते।

૧ આ બારમા વિષયને સઘળા નિબંધકારોએ અનાર્ષ (ક્ષેપક) ગણ્યો છે.

૨ વ્યાધિઓના સંક્ષિપ્ત ઉદ્દેશ વિષેનો.

अस्मिन्पुनः शास्त्रे सर्वतन्त्रसामान्यात्सर्वेषां व्याधीनां यथा स्थूलमवरोधः क्रियते। प्रागभिहितं तद्दुःखसंयोगो व्याधिरिति। तच्च दुःखं त्रिविधमाध्यात्मिकमाधिभौतिकमाधिदैविकमिति तत्तु सप्तविधे व्याधावुपनिपतति ॥२॥

શસ્ત્રોથી સાધ્ય અને સ્નેહન, સ્વેદન આદિ ક્રિયાઓથી સાધ્ય, એમ વ્યાધિઓ બે પ્રકારના છે. તેમાં જે વ્યાધિઓ શસ્ત્રોથી સાધ્ય છે તેમાં સ્નેહન આદિ ક્રિયાઓનો નિષેધ કરવામાં આવતો નથી; પણ જે વ્યાધિઓ સ્નેહન આદિ ક્રિયાઓથી સાધ્ય છે તેમાં શસ્ત્રની ક્રિયાનો નિષેધ કરવામાં આવે છે. હવે આ સુશ્રુતતંત્ર સઘળાં તંત્રોની પંક્તિમાં પણ છે; એટલા માટે આ તંત્રમાં સ્થૂળ રીતે સઘળા વ્યાધિઓનો સંગ્રહ કરીએ છીએ. આ સ્થાનના પહેલા અધ્યાયના ૧૭મા વિષયમાં કહેવાઈ ગયું છે કે, 'પુરુષને જેથી દુઃખનો સંયોગ થાય છે તે વ્યાધિ કહેવાય છે.' આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એ રીતે દુઃખના ત્રણ પ્રકાર છે અને તે ત્રણ પ્રકારનું દુઃખ નીચે પ્રમાણે સાત પ્રકારના રોગોમાં પ્રાપ્ત થાય છે. ૨

રોગોના સાત પ્રકાર

ते पुनः सप्तविधा व्याधयः। तद्यथा—आदिबलप्रवृत्ता जन्मबलप्रवृत्ता दोषबलप्रवृत्ताः संघातबलप्रवृत्ताः कालबलप्रवृत्ता दैवबलप्रवृत्ताः स्वभावबलप्रवृत्ता इति। तत्रादिबलप्रवृत्ता ये शुक्रशोणितदोषान्वयाः कुष्ठार्शःप्रभृतयः। तेऽपि द्विविधा मातृजाः पितृजाश्च। जन्मबलप्रवृत्ता ये मातुरपचारात्पङ्ग्वात्यन्धबधिरमूकमिण्मिणवामनप्रभृतयो जायन्ते। तेऽपि द्विविधा रसकृता दौहृदापचारकृताश्च। दोषबलप्रवृत्ता य आतङ्कसमुत्पन्ना मिथ्याहाराचारभवाश्च। तेऽपि द्विविधा आमाशयसमुत्थाः पक्वाशयसमुत्थाश्च। पुनश्च द्विविधाः शारीरा मानसाश्च। त एत आध्यात्मिकाः। संघातबलप्रवृत्ता य आगन्तवो दुर्बलस्य बलवद्विग्रहात्। तेऽपि द्विविधाः शस्त्रकृता व्यालादिकृताश्च। एत आधिभौतिकाः। कालबलप्रवृत्ता ये शीतोष्णवातवर्षाप्रभृतिनिमित्ताः। तेऽपि द्विविधा व्यापन्नर्तुकृता अव्यापन्नर्तुकृताश्च। दैवबलप्रवृत्ता ये देवद्रोहादभिशस्तका अथर्वकृता उपसर्गकृताश्च। तेऽपि द्विविधा विद्युदशनिकृताः पिशाचादिकृताश्च। पुनश्च द्विविधाः संसर्गजा आकस्मिकाश्च। स्वभावबलप्रवृत्ताः क्षुत्पिपासाजरामृत्युनिद्राप्रभृतयः। तेऽपि द्विविधाः कालकृता अकालकृताश्च। तत्र परिरक्षणकृताः कालकृता अपरिरक्षणकृता अकालकृताः। एत आधिदैविकाः। तत्र सर्वव्याध्यवरोधः ॥३॥

આદિબળપ્રવૃત્ત, જન્મબળપ્રવૃત્ત, દોષબળપ્રવૃત્ત, સંઘાતબળપ્રવૃત્ત, કાળબળપ્રવૃત્ત, દૈવબળપ્રવૃત્ત અને સ્વભાવબળપ્રવૃત્ત એ રીતે સાત પ્રકારના રોગો છે. વીર્યના તથા રજના દોષથી સંતાનના શરીરમાં પ્રવર્તનારા જે કોઢ અને અરશ આદિ રોગો છે તેઓ **આદિબળપ્રવૃત્ત** કહેવાય છે. એમાં પણ માતૃજ અને પિતૃજ એ બે ભેદ છે. જે રોગો માતાના રજના સંબંધથી પ્રવર્તે છે, તેઓ માતૃજ કહેવાય છે અને જે રોગો પિતાના વીર્યના સંબંધથી પ્રવર્તે છે તેઓ પિતૃજ કહેવાય છે. લંગડાપણું, જન્માંધતા, બહેરાશ, ગૂંગાપણું, ગૂંગણું બોલનાર અને ઠીંગણાપણું ઇત્યાદિ રોગો કે જેઓ માતાએ કરેલી વિરુદ્ધ ક્રિયાથી થાય છે તેઓ **જન્મબળપ્રવૃત્ત** કહેવાય છે. એમાં પણ રસજ અને દૌહૃદાપચારકૃત એ બે ભેદ છે. જે રોગો માતાએ કરેલી આહારવિહારની ભૂલથી થાય છે, તેઓ રસજ કહેવાય છે અને જે રોગો ગર્ભ રહ્યા પછી ચોથા માસથી થતા ભાવાઅભાવાને પૂર્ણ કરવા વગેરેમાં થયેલી માતાની ભૂલથી થાય છે,

તેઓ દૌહૃદાપચારકૃત કહેવાય છે. જે રોગો સળેખમ આદિ રોગોથી ઉત્પન્ન થાય છે તથા જે રોગો ખોટા આહારથી તથા આચારથી થાય છે તેઓ દોષબળપ્રવૃત્ત કહેવાય છે. એમાં પણ આમાશયમાં ઉત્પન્ન થયેલા અને પક્વાશયમાં ઉત્પન્ન થયેલા એ બે ભેદ છે અને તેઓમાં પણ શારીર અને માનસ એ બીજા બે ભેદ છે. આ આદિબળપ્રવૃત્ત, જન્મબળપ્રવૃત્ત અને દોષબળપ્રવૃત્ત એ ત્રણે પ્રકારના વ્યાધિઓ આધ્યાત્મિક દુઃખવાળા એટલે શરીરમાં રહેલા વાત આદિ દોષોથી અથવા શરીરમાં રહેલા રજોગુણ આદિ દોષોથી ઉત્પન્ન થયેલા દુઃખવાળા સમજવા. જે રોગો નબળા માણસને બળવાનની સામે લડાઈ થવાથી નવા આવે છે, તેઓ સંઘાતબળપ્રવૃત્ત કહેવાય છે. એમાં પણ શસ્ત્રકૃત અને સિંહાદિકૃત એ બે ભેદ છે. આ સંઘાતબળપ્રવૃત્ત વ્યાધિઓ, આધિભૌતિક દુઃખવાળા એટલે બીજા પ્રાણીઓથી થયેલાં દુઃખવાળા સમજવા. જે જાડ્ય, દાહ તથા કંપ આદિ રોગો ટાઢ, તડકા, પવન કે વરસાદ આદિ નિમિત્તોથી થાય છે, તેઓ કાળબળપ્રવૃત્ત કહેવાય છે. એમાં પણ બગડેલી ઋતુથી થયેલા અને નહિ બગડેલી ઋતુથી થયેલા એ ભેદ છે. જે રોગો દેવ વગેરેનો દ્રોહ કરવામાં આવતાં તેઓના શાપ આદિ કારણથી અથવા શત્રુઓએ કરેલા અથર્વવેદોક્ત આભિચારિક પ્રયોગોથી અથવા પીડિત લોકોના સંસર્ગથી થાય છે, તેઓ દૈવબળપ્રવૃત્ત કહેવાય છે. એમાં પણ વીજળી તથા કડાકા વગેરેએ કરેલા અને પિશાચ વગેરેએ કરેલા એ બે ભેદ છે અને તેઓમાં પણ વળી સંસર્ગજન્ય અને આકસ્મિક એ બે ભેદ છે. ભૂખ, તરસ, જરા, મૃત્યુ તથા નિદ્રા આદિ જે રોગો સ્વભાવના બળથી થાય છે, તેઓ સ્વભાવબળપ્રવૃત્ત કહેવાય છે. એમાં પણ કાલકૃત અને અકાલકૃત એ બે ભેદ છે. યોગ્ય રીતે યત્ન કરતાં છતાં પણ જેઓ થાય છે, તેઓને કાલકૃત સમજવા અને યોગ્ય રીતે યત્ન નહિ કરવાથી જેઓ થાય છે, તેઓને અકાલકૃત સમજવા. આ કાળબળપ્રવૃત્ત, દૈવબળપ્રવૃત્ત અને સ્વભાવબળપ્રવૃત્ત એ ત્રણે પ્રકારના વ્યાધિઓ આધિદૈવિક દુઃખવાળા એટલે ઈશ્વરશક્તિએ કરેલાં દુઃખોવાળા સમજવા. આ રીતે સાત ભેદોમાં સ્થૂલ રીતે સઘળા વ્યાધિઓનો સંગ્રહ થયો છે.૩

સઘળા વ્યાધિઓનો વાત-પિત્ત-કફમાં સમાવેશ

सर्वेषां च व्याधीनां वातपित्तश्लेष्माण एव मूलं तल्लिङ्गत्वाद्दृष्टफलत्वादागमाच्च। यथा हि कृत्स्नं विकारजातं विश्वरूपेणावस्थितं सत्त्वरजस्तमांसि न व्यतिरिच्यन्ते। एवमेव कृत्स्नं विकारजातं विश्वरूपेणावस्थितमव्यतिरिच्य वातपित्तश्लेष्माणो वर्तन्ते॥ दोषधातुमलसंसर्गादायतनविशेषान्निमित्ततश्चैषां विकल्पा भवन्ति। दोषदूषितेष्वत्यर्थं धातुषु संज्ञा क्रियते रसजोऽयं शोणितजोऽयं मांसजोऽयं मेदोजोऽयमस्थिजोऽयं मज्जजोऽयं शुक्रजोऽयं व्याधिरिति॥

तत्रान्नाश्रद्धारोचकाविपाकाङ्गमर्दज्वरहृल्लासतृप्तिगौरवहृत्पाण्डुरोगमार्गोपरोधकार्श्यवैरस्याङ्गसादाकालवलीपलितदर्शनप्रभृतयो रसदोषजा विकाराः॥

कुष्ठविसर्पपिडकामशकनीलिकातिलकालकन्यच्छव्यङ्गेन्द्रलुप्तप्लीहविद्रधिगुल्मवातशोणितार्शोऽर्बुदाङ्गमर्दासृग्दररक्तपित्तप्रभृतयो रक्तदोषजा गुदमुखमेढ्रपाकाश्च॥

अधिमांसार्बुदार्शोऽधिजिह्वोपजिह्वोपकुशगलशुण्डिकाऽलजीमांससंघातौष्ठप्रकोपगलगण्डगण्डमालाप्रभृतयो मांसदोषजाः॥

ग्रन्थिवृद्धिगलगण्डार्बुदमेदोजौष्ठप्रकोपमधुमेहातिस्थौल्यातिस्वेदप्रभृतयो मेदोदोषजाः॥

अध्यस्थ्यधिदन्तास्थितोदशूलकुनखप्रभृतयोऽस्थिदोषजाः ॥
तमोदर्शनमूर्छाभ्रमपर्वस्थूलमूलारुर्जन्मनेत्राभिष्यन्दप्रभृतयो मज्जदोषजाः ॥
क्लैब्याप्रहर्षशुक्राश्मरीशुक्रमेहशुक्रदोषादयश्च तद्दोषजाः ॥
त्वग्दोषाःसङ्गोऽतिप्रवृत्तिर्वा मलायतनदोषाः ।
इन्द्रियाणामप्रवृत्तिरयथाप्रवृत्तिर्वेन्द्रियायतनदोषाः॥
इत्येवं समास उक्तो विस्तरनिमित्तानि चैषां प्रतिरोगं वक्ष्यामः ॥
भवति चात्र ॥
कुपितानां हि दोषाणां शरीरे परिधावताम् ।
यत्र सङ्गः खवैगुण्याद् व्याधिस्तत्रोपजायते ॥४॥

વાત, પિત્ત અને કફ જ સઘળા વ્યાધિઓનું મૂળ છે; કારણ કે સઘળા વ્યાધિઓમાં એમનાં ચિહ્નો જોવામાં આવે છે. એમનો પ્રતિકાર કરવાથી વ્યાધિઓનો પ્રતિકાર થાય છે અને સઘળો આયુર્વેદ જોતાં પણ એમનું જ મૂળ સિદ્ધ થાય છે. જેમ જગતરૂપે રહેલા સઘળા જન્ય પદાર્થોની સ્થિતિ સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ વિના નથી તેમ મોટા વિસ્તારથી રહેલા સઘળા વ્યાધિઓની સ્થિતિ વાત, પિત્ત અને કફ વિના નથી. દોષોની સાથે ધાતુઓના સંસર્ગોથી, દોષદૂષ્યોની સાથે મળોના સંસર્ગોથી, દોષના બગાડવાળાં ઇંદ્રિયોનાં સ્થાનકોના ભેદોથી અને નિમિત્તોના ભેદોથી વ્યાધિઓના ભેદોની કલ્પનાઓ કરવામાં આવી છે. જેમ અગ્નિથી અત્યંત તપી ગયેલા ઘીથી અથવા તેલથી માણસનું અંગ બળતાં અગ્નિનું નામ ન લઈ ને 'ઘીથી બળ્યું અને તેલથી બળ્યું' એમ કહેવામાં આવે છે; પણ વાસ્તવિક રીતે તે અગ્નિથી જ બળેલું હોય છે તેમ દોષોથી અત્યંત દૂષિત થયેલા રસ આદિ ધાતુઓથી વ્યાધિઓ થતાં દોષોનાં નામ નહિ લઈ ને 'આ વ્યાધિ રસથી, આ વ્યાધિ રુધિરથી, આ વ્યાધિ માંસથી, આ વ્યાધિ મેદથી, આ વ્યાધિ અસ્થિથી, આ વ્યાધિ મજ્જાથી અને આ વ્યાધિ વીર્યથી થયો છે' એમ સંજ્ઞાઓ આપવામાં આવે છે; પણ વાસ્તવિક રીતે સઘળા વ્યાધિઓ દોષોથી જ થયેલા હોય છે.

અન્ન[1] ઉપર દ્વેષ, અરોચક, અવિપાક, અંગોનું ભાંગવું, જ્વર, મોળ, તૃપ્તિ, ભારેપણું, હૃદયના રોગ, પાંડુરોગ, સ્રોતોનો ઉપરોધ, કૃશતા, વિરસતા, અંગોમાં ગ્લાનિ, સમય વગર અંગોમાં કરચલી પડવી અને સમય વગર કેશોનું સફેદ થઈ જવું ઇત્યાદિ વ્યાધિઓ દોષોથી દૂષિત થયેલા રસથી થાય છે.

કોઢ, વિસર્પ, ફોલ્લીઓ, મસ, દાઝ, તલ, લાખાં, ખીલ, ઉંદરી, બરલનું દરદ, વિદ્રધિ, ગુલ્મ, વાતરક્ત, અરશ, અર્બુદ, અંગોનું ભાંગવું, પ્રદર, ગુદાનુ પાકવું, મુખનુ પાકવું, લિંગનું પાકવું અને રક્તપિત્ત ઇત્યાદિ વ્યાધિઓ દોષોથી દૂષિત થયેલા રુધિરથી થાય છે.

અધિમાંસ, અર્બુદ, અરશ, અધિજિહ્વ, ઉપજિહ્વ, ઉપકુશ, ગલશુંડિકા,[2] અલજી, માંસસંઘાત નામનો મુખરોગ, હોઠનો પ્રકોપ, ગલગંડ અને ગંડમાલા ઇત્યાદિ વ્યાધિઓ દોષોથી દૂષિત થયેલા માંસથી થાય છે.

ગ્રંથિ, વતરાવળ, ગલગંડ, અર્બુદ, મેદથી થતો હોઠનો પ્રકોપ, મધુપ્રમેહ, અત્યંત જાડાઈ અને અત્યંત પસીનો ઇત્યાદિ વ્યાધિઓ દોષોથી દૂષિત થયેલા મેદથી થાય છે.

અસ્થિની અધિકતા, દાંતોની અધિકતા,

---

[1] ચિકિત્સાના પ્રકારો જણાવવા માટે તથા સુખસાધ્યત્વ વગેરે જણાવવા માટે પ્રત્યેક ધાતુથી થતા વિકારો દેખાડે છે.

[2] તાળવાના મૂળથી ચાલેલો ચામડાની ફૂલેલી નળી જેવો લાબો સોજો.

અસ્થિઓમાં વ્યથા, શૂળ, કુનખ ઇત્યાદિ વ્યાધિઓ દોષોથી દૂષિત થયેલાં અસ્થિઓથી થાય છે.

અંધારું દેખાવું, મૂર્છા, ચક્ર પર ચડેલાના જેવું ભ્રમણ, પર્વોમાં જાડાં મૂળવાળા વ્રણોની ઉત્પત્તિ અને નેત્રાભિષ્યંદ (આંખો દુખવી) ઇત્યાદિ વિકારો દોષોથી દૂષિત થયેલી મજ્જાથી થાય છે.

નપુંસકપણું, સ્ત્રીની પાસે જતાં શક્તિ ન આવવી, વીર્ય સંબંધી પથરી, શુક્રપ્રમેહ અને વીર્ય સંબંધી દોષો ઇત્યાદિ વ્યાધિઓ દોષોથી દૂષિત થયેલા વીર્યથી થાય છે.

ત્વચાના રોગ, મળોની અટકાયત અથવા મળોની અતિપ્રવૃત્તિ એ વ્યાધિઓ દોષદૂષ્યોથી સંસર્ગ પામેલા મળોથી થાય છે.

ઇંદ્રિયોની અપ્રવૃત્તિ અથવા જેવી જોઈએ તેવી પ્રવૃત્તિનો અભાવ એ વ્યાધિઓ દોષોના બગાડવાળાં ઇંદ્રિયોનાં સ્થાનકોના ભેદોથી થાય છે.

આ પ્રમાણે સંસર્ગથી તથા દોષોના બગાડવાળાં ઇંદ્રિયોનાં સ્થાનકોના ભેદથી જુદા જુદા વ્યાધિઓની ઉત્પત્તિ સંક્ષેપમાં કહી. વ્યાધિઓનો વિસ્તાર તથા વ્યાધિઓ ઉત્પન્ન થવાનાં નિમિત્તોનું નિરૂપણ તે તે વ્યાધિઓનાં પ્રકરણોમાં કરીશું.

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'પ્રકોપ પામીને શરીરમાં પ્રસરેલા દોષોનો સ્રોતોની વિગુણતાને લીધે જ્યાં જ્યાં જમાવ (સ્થાનસંશ્રય) થાય છે ત્યાં ત્યાં વ્યાધિઓ ઉત્પન્ન થાય છે.' ૪

### દોષો-વ્યાધિઓનો સંબંધ નિત્ય છે કે અનિત્ય?

भूयोऽत्र जिज्ञास्यं किं वातादीनां ज्वरादीनां च नित्यः संश्लेषः परिच्छेदो वेति ॥५॥

'દોષો કારણોરૂપ છે અને વ્યાધિઓ તેઓનાં કાર્યોરૂપ છે' એમ કહ્યું ત્યારે ફરી આ વિષયમાં જિજ્ઞાસા થાય છે કે, 'જેમ અગ્નિને અને ઉષ્ણતાને નિત્ય સંબંધ છે તેમ દોષોને અને વ્યાધિઓને નિત્ય સંબંધ છે કે જેમ કુંભારને અને ઘડાને જુદાં જુદાં સ્થળમાં રહેવારૂપ અનિત્ય સંબંધ છે તેમ દોષોને અને જ્વર આદિ વ્યાધિઓને જુદાં જુદાં રહેવારૂપ અનિત્ય સંબંધ છે? ૫

### નિત્ય અને અનિત્ય સંબંધ માનવામાં દોષ

यदि नित्यः संश्लेषः स्यात्तर्हि नित्यातुराः सर्व एव प्राणिनः स्युः । अथाप्यन्यथा वातादीनां ज्वरादीनां चान्यत्र वर्तमानानामन्यत्र लिङ्गं न भवतीति कृत्वा यदुच्यते वातादयो ज्वरादीनां मूलानीति तन्न ॥

જો નિત્ય સંબંધ હોય, તો સઘળાં પ્રાણીઓ સર્વદા રોગી જ રહેવાં જોઈએ અને અનિત્ય સંબંધ હોય, તો વાત આદિ દોષો અને જ્વર આદિ વ્યાધિઓ ભિન્ન ભિન્ન પ્રદેશમાં રહેનાર ઠરે છે; તેથી તેઓનું એક પ્રદેશમાં ચિહ્‌ન ન દેખાવું જોઈએ. આમ બન્ને પક્ષમાં દોષ આવે છે, તેથી 'વાત આદિ દોષો જ્વર વગેરે વ્યાધિઓનાં મૂળ છે' એમ બોલવું બરાબર જણાતું નથી. ૬

### જુદા જ પ્રકારનો સંબંધ

अत्रोच्यते । दोषान्प्रत्याख्याय ज्वरादयो न भवन्ति । अथ च न नित्यः संबन्धो । यथाहि विद्युद्वाताशनिवर्षाण्याकाशं प्रत्याख्याय न भवन्ति । सत्यप्याकाशे कदाचिन्न भवन्ति । अथ च निमित्ततस्तत एवोत्पत्तिरिति । तरङ्गबुद्बुदादयश्चोदकविशेषा एवम् । वातादीनां ज्वरादीनां च नाप्येवं संश्लेषो न परिच्छेदः शाश्वतिकः । अथ च निमित्तत एवोत्पत्तिरिति ॥

निर्विकारपरिमाणं च संख्या चैषां पृथक् पृथक्
विस्तरेणोत्तरे तन्त्रे सर्वा बाधाश्च वक्ष्यते ॥७॥

આ વિષયમાં નિર્ણય આપીએ છીએ કે, દોષોને છોડીને જ્વર વગેરે વ્યાધિઓની સ્થિતિ છે જ નહિ, પણ તેમ છતાં નિત્ય સંબંધ પણ નથી એટલે કે જેમ વાદળાંને છોડીને વીજળી. પવન, કડાકા તથા વરસાદની સ્થિતિ નથી, પણ

તેમ છતાં તેઓ, વાદળાં વિદ્યમાન છતાં પણ કોઈ સમયે હોતાં નથી, પરંતુ નિમિત્ત પ્રાપ્ત થયાથી તેની વાદળાંમાંથી ઉત્પત્તિ થાય છે, તેમ દોષો વિદ્યમાન છતાં પણ કોઈ સમયે વ્યાધિઓ હોતા નથી, પરંતુ નિમિત્ત પ્રાપ્ત થયાથી તેમની દોષોમાંથી ઉત્પત્તિ થાય છે. જેમ જળ છોડીને જળના તરંગ તથા પરપોટા આદિ પ્રકારોની સ્થિતિ નથી, પણ તેમ છતાં તેઓ, જળ વિદ્યમાન છતાં પણ કોઈ સમયે હોતાં નથી; પરંતુ પવનરૂપ નિમિત્ત પ્રાપ્ત થવાથી તેઓની જળમાંથી ઉત્પત્તિ થાય છે તેમ દોષોને છોડીને વ્યાધિઓની સ્થિતિ નથી પણ તેમ છતાં તેઓ, દોષો વિદ્યમાન છતાં પણ કોઈ સમયે હોતા નથી; પરંતુ નિમિત્તો પ્રાપ્ત થયાથી તેમની દોષોમાંથી ઉત્પત્તિ થાય છે. આ પ્રમાણે છે તેથી વાત આદિ દોષોને અને જ્વર આદિ વ્યાધિઓને અગ્નિની અને ઉષ્ણતાની પેઠે નિત્ય સંબંધ પણ નથી તેમ કુંભારની અને ઘડાની પેઠે જુદા જુદા પ્રદેશમાં રહેવારૂપ અનિત્ય સંબંધ પણ નથી; પરંતુ જુદા પ્રકારનો જ કાર્યકારણભાવ સંબંધ છે કે જેથી વીજળી વગેરેની પેઠે તથા તરંગ આદિની પેઠે નિમિત્તો પ્રાપ્ત થયાથી જ વ્યાધિઓની દોષોમાંથી અને દોષોના સ્થળમાં જ ઉત્પત્તિ થાય છે. આ નિમિત્તો તે તે વ્યાધિઓનાં પ્રકરણોમાં કહેવામાં આવશે.

વ્યાધિઓની કુલ સંખ્યા, પ્રત્યેક વ્યાધિની જુદી જુદી સંખ્યા અને જ્વર, અતિસાર તથા શોષ વગેરે વ્યાધિઓ હવે પછીના ગ્રંથસંદર્ભમાં કહેવામાં આવશે. ૭

## અધ્યાય ૨૫ મો

### ઉપક્રમ

अयातोऽष्टविधशस्त्रकर्मण्यमध्यायं व्याख्यास्यामः ॥

હવે શિષ્યોના પૂછવાથી 'અષ્ટવિધશસ્ત્રકર્મણ્ય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### છેદન કરવા યોગ્ય વ્યાધિઓ

छेद्या भगन्दरा ग्रन्थिः श्लेष्मिकस्तिलकालकः ।
व्रणवर्त्मार्बुदान्यर्शश्चर्मकीलोऽस्थिमांसगम् ॥
शल्यं जतुमणिर्मांससंघातो गलशुण्डिका ।
स्नायुमांसशिराकोथो वल्मीकं शतपोनकः ॥
अध्रुपश्चोपदंशाश्च मांसकन्द्यधिमांसकः ॥ २ ॥

ભગંદરો, કફ સંબંધી કાચી ગ્રંથિ, ક્ષુદ્ર રોગોમાં ગણેલો તિલકાલક, વ્રણનો માર્ગ, અર્બુદો, અરશ, ચર્મકીલ, માંસમાં કે અસ્થિમાં રહેલું શલ્ય, જતુમણિ, માંસસંઘાત, ગલશુંડિકા, સ્નાયુનો સડો, માંસનો સડો, શિરાનો સડો, વલ્મીક, શૂકદોષોમાં ગણેલો શતપોનક,[2] અધ્રુષ, ઉપદંશો, માંસનો અંકુર અને અધિમાંસક એટલા વ્યાધિઓ છેદન કરવાને યોગ્ય છે. (આ પરિગણન નથી, પણ ઉપલક્ષણ માત્ર છે એમ જણાય છે; કેમ કે મસ વગેરે જે બીજા પણ વ્યાધિઓને ચિકિત્સાસ્થાનમાં છેદ્ય કહ્યા છે, તેમનાં નામો અથવા કશું સૂચન આમાં જોવામાં આવતું નથી. નીચે આપેલા ભેદ્ય આદિ વ્યાધિઓના વિષયોમાં પણ ઉપલક્ષણપણું જ જણાય છે.) ૨

---

૧ કયા કયા વ્યાધિઓ (આઠ પ્રકારની શસ્ત્રક્રિયાઓમાં) કઈ કઈ શસ્ત્રક્રિયાને લાયક છે તે વિષેનો.

૨ ચિકિત્સાસ્થાનના ૨૧મા અધ્યાયના ૧૩મા વિષયમાં શતપોનકની જે ચિકિત્સા કહી છે તેમાં તો લેખન કરવાનું કહ્યું છે.

### ભેદન કરવા યોગ્ય વ્યાધિઓ

भेद्या विद्रधयोऽन्यत्र सर्वजाद् ग्रन्थयस्त्रयः ॥
आदितो ये विसर्पाश्च वृद्धयः सविदारिकाः।
प्रमेहपिडकाशोफस्तनरोगावमन्थकाः ॥
कुम्भीकानुशयीनाड्यो वृन्दौ पुष्करिकालजी।
प्रायशः क्षुद्ररोगाश्च पुप्पुटौ तालुदन्तजौ ॥
तुण्डिकेरी गिलायुश्च पूर्वं ये च प्रपाकिणः।
बस्तिस्तथाऽश्मरीहेतोर्मेदोजा ये च केचन ॥३॥

સર્વ દોષોથી ઉત્પન્ન થયેલા વિદ્રધિ સિવાય બાકીના સઘળા વિદ્રધિઓ, વાતિક, પૈત્તિક તથા શ્લૈષ્મિક એ ત્રણે ગ્રંથિઓ, વાતિક, પૈત્તિક તથા શ્લૈષ્મિક વિસર્પો, વૃદ્ધિઓ, વિદારિકા નામનો ક્ષુદ્રરોગ, પ્રમેહપિડકા, સોજો, સ્તનરોગો, શૂકદોષોમાંનો અવમંથક, કુંભિકા, અનુશયી, નાડીવ્રણો, કંઠરોગમાંના બે વૃંદો, શૂકદોષોમાંની પુષ્કરિકા, અલજી, ઘણાખરા ક્ષુદ્રરોગો, તાલુપુપ્પુટ, દંતપુપ્પુટ, તુંડિકેરી, ગિલાયુ, ભગંદરો અને જે કોઈ મેદથી થયેલા રોગો હોય, તેઓ ભેદન કરવાને યોગ્ય છે. મૂત્રાશયનું ભેદન પથરી સિવાય બીજા કોઈ કારણથી કરવું નહિ. ૩

### લેખન કરવા યોગ્ય વ્યાધિઓ

लेख्याश्चतस्रो रोहिण्यः किलासमुपजिह्विका।
मेदोजो दन्तवैदर्भो ग्रन्थिर्वर्त्माधिजिह्विका ॥
अर्शांसि मण्डलं मांसकन्दी मांसोन्नतिस्तथा ॥४॥

વાતિક, પૈત્તિક, શ્લૈષ્મિક અને સાંનિપાતિક એ ચારે પ્રકારની રોહિણીઓ, કિલાસ, ઉપજિહ્‌વિકા, મેદથી થયેલો રોગ, દંતવૈદર્ભ, ગ્રંથિ, વ્રણનું મોઢું, અધિજિહ્‌વિકા, અરશો, કોઢ વગેરેનાં મંડલો, માંસકંદી (સ્વલ્પ માંસનો અંકુર) અને માંસની ઊંચાઈ એટલા વ્યાધિઓ લેખન કરવા યોગ્ય છે. ૪

### વેધન કરવા યોગ્ય વ્યાધિઓ

वेध्याः शिरा बहुविधा मूत्रवृद्धिर्दकोदरम् ॥५॥

ઘણા પ્રકારની શિરાઓ, મૂત્રવૃદ્ધિ અને દકોદર એ વ્યાધિઓ વેધન કરવા યોગ્ય છે. ૫

### એષણ કરવા યોગ્ય વ્યાધિઓ

एष्या नाड्यः सशल्याश्च व्रणा उन्मार्गिणश्च ये ॥६

નાડીવ્રણો, શલ્યવાળા વ્રણો અને વિપરીત માર્ગમાં ગયેલા વ્રણો એષણ કરવાને (લોઢા વગેરેની સળીથી અંદર તપાસવાને) યોગ્ય છે. ૬

### આહાર્ય (ખેંચી કાઢવા યોગ્ય) વ્યાધિઓ

आहार्याः शर्करास्तिस्रो दन्तकर्णमलाऽश्मरी।
शल्यानि मूढगर्भाश्च वर्चश्च निचितं गुदे ॥७॥

દંતશર્કરા આદિ ત્રણ પ્રકારની શર્કરાઓ, અતિચલિત દંત, કર્ણમળ, પથરી, શલ્યો, મૂઢગર્ભો અને ગુદામાં જમા થયેલી વિષ્ટા આહાર્ય છે. ૭

### સ્રાવ કરાવવા યોગ્ય વ્યાધિઓ

स्राव्या विद्रधयः पंच भवेयुः सर्वजादृते ॥
कुष्ठानि वायुः सरुजः शोफो यश्चैकदेशजः।
पाल्यामयाः श्लीपदानि विषजुष्टं च शोणितम् ॥
अर्बुदानि विसर्पाश्च ग्रन्थयश्चादितस्तु ये।
त्रयस्त्रयश्चोपदंशाः स्तनरोगा विदारिका ॥
शौषिरो गलशालूकं कण्टकाः कृमिदन्तकः।
दन्तवेष्टः सोपकुशः शीतादो दन्तपुप्पुटः ॥
पित्तासृक्कफजाश्चोष्ठयाः क्षुद्ररोगाश्च भूयशः ॥८॥

સર્વ દોષોથી ઉત્પન્ન થયેલા વિદ્રધિ સિવાય બાકીના પાંચે પ્રકારના વિદ્રધિઓ, કુષ્ઠો, વેદનાવાળો વાયુ, એક પ્રદેશમાં ઉત્પન્ન થયેલો સોજો, કાનની બૂટીનાં દરદો, શ્લીપદો, ઝેરના સંયોગવાળું રુધિર, અર્બુદો, વિસર્પો, વાતિક, પૈત્તિક તથા શ્લૈષ્મિક ગ્રંથિઓ, ત્રણ જાતના ઉપદંશો, સ્તનરોગો, વિદારિકા, શૌષિર, ગલશાલૂક, કંટકો, કૃમિદંતક, દંતવેષ્ટ, ઉપકુશ, શીતાદ, દંતપુપ્પુટ, પિત્ત, રુધિર તથા કફથી ઉત્પન્ન થયેલા હોઠ સંબંધી રોગો અને ઘણાખરા ક્ષુદ્રરોગો સ્રાવ

કરાવવા યોગ્ય છે. ૮

સીવવા યોગ્ય વ્યાધિઓ

सीव्या मेदःसमुत्थाश्च भिन्नाः सुलिखिता गदाः।
सद्योव्रणाश्च ये चैव चलसंधिव्यपाश्रयाः ॥९॥

કેવળ મેદથી ઉત્પન્ન થયેલા જે વ્યાધિઓ ભેદવામાં આવ્યા હોય અને સારી પેઠે ખોતરાયા તથા ઉખેડાયા હોય તેઓ સીવવા યોગ્ય છે. તુરતના થયેલા અને હાથપગ વગેરેના હાલતા સાંધાઓમાં થયેલા વ્રણો પણ સીવવા લાયક છે. ૯

કેવા વ્રણોને ન સીવવા? અને કેવી ક્રિયા કરવી?

न क्षाराग्निविषैर्जुष्टा न वा मारुतवाहिनः।
नान्तर्लोहितशल्याश्च तेषु सम्यग्विशोधनम् ॥
पांशुरोमनखादीनि चलमस्थि भवेच्च यत्।
अहृतानि यतोऽमूनि पाचयेयुर्भृशं व्रणम् ॥
रुजश्च विविधाः कुर्युस्तस्मादेतान्विशोधयेत् ॥१०॥

જે વ્રણો ક્ષાર, અગ્નિ કે ઝેરથી સંસર્ગ પામ્યા હોય, જે વ્રણોમાંથી પવન નીકળતો હોય અને જે વ્રણોની અંદર લોહી કે શલ્ય રહી ગયેલાં હોય, તે વ્રણોને સીવવા નહિ. એવા વ્રણોને સારી રીતે શુદ્ધ કરવા એ જ સારું છે; કેમ કે રજ, રુવાંટાં, નખ વગેરે તથા ચંચળ અસ્થિ કાઢવામાં નહિ આવતાં વ્રણમાં રહી જાય તો વ્રણને અત્યંત પકાવે છે તથા અનેક પ્રકારની વેદનાઓ કરે છે. એટલા માટે તેવા વ્રણનું સારી પેઠે શોધન કરવું જોઈએ. ૧૦

વ્રણને કેવી રીતે સીવવો?

ततो व्रणं समुन्नम्य स्थापयित्वा यथास्थितम्।
सीव्येत् सूक्ष्मेण सूत्रेण वल्केनाश्मन्तकस्य वा ॥
शणजक्षौमसूत्राभ्यां स्नाय्वा वालेन वा पुनः।
मूर्वागडूचीतानैर्वा सीव्येद्वेल्लितकं शनैः ॥
सीव्येद्गोफणिकां वापि सीव्येद्वा तुन्नसेवनीम्।
ऋजुग्रन्थिमथो वापि यथायोगमथापि वा ॥
देशेऽल्पमांसे संधौ च सूची वृत्ताङ्गुलद्वयम्।
आयता त्र्यङ्गुला त्र्यस्रा मांसले वापि पूजिता ॥
धनुर्वक्रा हिता मर्मफलकोशोदरोपरि।
इत्येतास्त्रिविधाः सूचीस्तीक्ष्णाग्राः सुसमाहिताः।
कारयेन्मालतीपुष्पवृन्ताग्रपरिमण्डलाः ॥
नातिदूरे निकृष्टे वा सूचीं कर्मणि पातयेत्।
दूराद्रुजो व्रणौष्ठस्य संनिकृष्टेऽवलुञ्चनम् ॥११॥

વ્રણને ઊંચો કરી, ચામડી વગેરેને બરાબર બેસતાં કરી, ઝીણા સૂતરના દોરાથી કે આસોંદરાની છાલથી અથવા શણથી અથવા રેશમના દોરાથી અથવા શણ જેવા સ્નાયુ નામના ઉપધાતુના વાળાથી અથવા વાળથી કે ધનુષની દોરી બનાવવામાં કામ આવતી મૂર્વાથી; અથવા ગળોના તાંતણાથી ધીરે ધીરે વેલાની પેઠે, ગોફણની પેઠે અથવા દરજી લોકોની પદ્ધતિ પ્રમાણે સરળ ગાંઠો વાળી તૂની લેવાની રીતે અથવા જેમ યોગ્ય લાગે તેવી રીતે ટાંકા ભરીને સીવી લેવો. અલ્પમાંસવાળા પ્રદેશમાં અથવા સંધિમાં સીવવું હોય, તો ગોળ અને બે આંગળ લાંબી સોય જોઈએ. ઘણા માંસવાળા પ્રદેશમાં સીવવું હોય, તો ત્રણ આંગળ લાંબી અને ત્રણ હાંસોવાળી સોય અનુકૂળ થાય છે. મર્મોમાં, વૃષણોમાં કે પેટ ઉપર સીવવું હોય તો ધનુષ જેવી વાંકી સોય અનુકૂળ થાય છે. આ ત્રણે પ્રકારની સોયો તીક્ષ્ણ, સારી ગોઠવણવાળી, સ્વચ્છ અને માલતીના પુષ્પના ડીંટાના અગ્ર જેવી ગોળ કરાવવી. સીવવાના સમયમાં સોયને વ્રણની અંદર અતિ દૂર પણ નાખવી નહિ અને બહુ નજદીક પણ નાખવી નહિ. સોય જો બહુ ઊંડી નાખવામાં આવે, તો વેદના થાય છે અને બહુ જ નજદીકમાં નાખવામાં આવે તો ચામડી ઊચડી જાય છે. ૧૧

### વ્રણ સીવ્યા પછીની ક્રિયા

अथ क्षौमपिचुच्छन्नं सुस्यूतं प्रतिसारयेत् ।
प्रियङ्ग्वञ्जनयष्ट्याह्वरोध्रचूर्णैः समन्ततः ॥
शल्लकीफलचूर्णैर्वा क्षौमध्यामेन वा पुनः ।
ततो व्रणं यथायोगं बद्ध्वाचारिकमादिशेत् ॥१२॥

સારી રીતે સીવી લીધેલા વ્રણને રેશમી વસ્ત્રથી તથા રૂના પૂમડાથી ઢાંકી ચોતરફ ઘઉંલાં, રસવંતી, જેઠીમધ તથા લોધરનું ચૂર્ણ ભભરાવવું; અથવા સાલેડા નામના વૃક્ષના ફળનું ચૂર્ણ ભભરાવવું, અથવા અળસીના વસ્ત્રની ભસ્મ ભભરાવવી. વૈદ્યે આટલું કર્યા પછી વ્રણવાળાને યથાયોગ્ય રીતે વ્રણિતોપાસનીય નામના આ સૂત્રસ્થાનના ૧૯ મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે આચારવિધિ બતાવવો. ૧૨

### શસ્ત્રક્રિયાઓનો સંક્ષેપ

एतदष्टविधं कर्म समासेन प्रकीर्तितम् ।
चिकित्सितेषु कार्त्स्न्येन विस्तरस्तस्य वक्ष्यते ॥१३॥

આ આઠ પ્રકારનું શસ્ત્રકર્મ અહીં સંક્ષેપથી કહ્યું. સંપૂર્ણ વિસ્તારથી તો ચિકિત્સાનાં પ્રકરણોમાં કહેવામાં આવશે. ૧૩

### શસ્ત્રકર્મોમાં વ્યાપત્તિઓ (બગાડો)

हीनातिरिक्तं तिर्यक् च गात्रच्छेदनमात्मनः ।
एताश्चतस्रोऽष्टविधे कर्मणि व्यापदः स्मृताः ॥१४॥

શસ્ત્ર વ્રણની અંદર જેટલું નાખવું જોઈએ તેથી ઓછું નાખવામાં આવે અથવા શસ્ત્રથી જેટલું કામ કરવું જોઈએ તેથી ઓછું કરવામાં આવે, તો તે બગાડ છે. શસ્ત્ર વ્રણની અંદર જેટલું નાખવું જોઈએ તેથી અધિક નાખવામાં આવે અથવા શસ્ત્રથી જેટલું કામ કરવું જોઈએ તેથી અધિક કરવામાં આવે, તો તે પણ બગાડ છે. શસ્ત્ર વ્રણમાં આડું નાખવામાં આવે, તો તે પણ બગાડ છે અને શસ્ત્ર નાખતાં વૈદ્યનું જ અંગ કપાઈ જાય, તો તે પણ બગાડ છે. આઠે પ્રકારની શસ્ત્રક્રિયાઓમાં આ ચાર વ્યાપત્તિઓ છે.

### શસ્ત્રક્રિયા કરનારો વૈદ્ય પ્રવીણ તથા પ્રમાણિક જોઈએ

अज्ञानलोभाहितवाक्ययोगभयप्रमोहैरपरैश्च भावैः । यदा प्रयुञ्जीत भिषक्कुशस्त्रं तदा स शेषान्कुरुते विकारान् ॥ तं क्षारशस्त्राग्निभिरौषधैश्च भूयोऽभियुञ्जानमयुक्तियुक्तम् । जिजीविषुर्दूरत एव वैद्यं विवर्जयेदुग्रविषाग्नितुल्यम् ॥ तदेव युक्तं त्वतिमर्मसंधीन् हिंस्याच्छिराः स्नायुमथास्थि चैव । मूर्खप्रयुक्तं पुरुषं क्षणेन प्राणैर्वियुञ्ज्यादथवा कथंचित् ॥

જે વૈદ્ય અજ્ઞાન, લોભ, શત્રુઓની શીખવણી, ભય, મોહ કે વ્યગ્રતા વગેરેથી વ્રણમાં શસ્ત્રનો હીનયોગ કરે, તો બીજા પણ કેટલાક વિકારોને ઉત્પન્ન કરે છે. યુક્તિઓને નહિ જાણનારો એ મૂર્ખ વૈદ્ય ખોટી રીતે ફરી વાર પણ ક્ષાર, શસ્ત્ર, અગ્નિ કે ઔષધની ક્રિયા કરવા તૈયાર થાય, તો જીવવા ઇચ્છનારા રોગીએ તેને ઉગ્ર વિષ જેવો તથા ઉગ્ર અગ્નિ જેવો સમજીને દૂરથી જ છોડી દેવો.

મૂર્ખ વૈદ્યના હાથથી થયેલો શસ્ત્રનો અતિયોગ પણ મર્મને, સંધિને, શિરાને, સ્નાયુને તથા અસ્થિને કાપી નાખે છે અને તેમ થવાથી કદાચ એક જ ક્ષણમાં માણસને પ્રાણરહિત પણ કરે છે.

### શસ્ત્રક્રિયા કરતાં મર્મમાં જખમ થવાનાં ચિહ્નો

भ्रमः प्रलापः पतनं प्रमोहो विचेष्टनं संस्वपनोष्णता च । स्रस्तांगता मूर्छनमूर्ध्ववातस्तीव्रा रुजो वातकृताश्च तास्ताः ॥ मांसोदकाभं रुधिरं च गच्छेत्सर्वेन्द्रियार्थोपरमस्तथैव । दशार्द्धसंख्येष्वपि हि क्षतेषु सामान्यतो मर्मसु लिङ्गमुक्तम् ॥१६॥

પાંચ પ્રકારનાં મર્મો કે જેઓ શારીરસ્થાનના છઠ્ઠા અધ્યાયના બીજા વિષયમાં કહેવામાં આવશે, તેઓમાં શસ્ત્રથી વેધ થાય, તો રોગીને ભ્રમ (ચાકડા પર ચડેલાના જેવું ભ્રમણ), અસંબદ્ધ

ભાષણ, પડી જવું, મોહ, શારીર ચેષ્ટાઓથી રહિતપણું, ચિત્તની અશક્તતા, શરીરમાં પરિતાપ, શરીરની શિથિલતા, મૂર્છા, શ્વાસ અને વાયુએ કરેલી તે તે વેદનાઓ થાય છે. તેમ જ માંસના ધોણ જેવું રુધિર ચાલવા લાગે છે અને સઘળા વિષયોનું ગ્રહણ બંધ પડી જાય છે. ૧૬

૧ શિરા જખમ પામે તો કેવાં ચિહ્નો થાય છે?

सुरेन्द्रगोपप्रतिमं प्रभूतं रक्तं स्रवेद्धै क्षततश्च वायुः । करोति रोगान् विविधान् यथोक्ताञ्छिन्नासु भिन्नास्वथ वा शिरासु ॥१७॥

વ્રણાદિકમાં શસ્ત્ર ચલાવતાં તેનાથી મર્મ વગરની એકલી શિરાઓ જ છેદાય કે ભેદાય તો વરસાદમાં પૃથ્વી ઉપર થતા ઇંદ્રગોપ નામના લાલ કીડાઓના જેવું રાતું લોહી તે જખમમાંથી ખૂબ સ્રવે છે અને વાયુ આ સૂત્રસ્થાનના શોણિત વર્ણનીય નામના ૧૪મા અધ્યાયના ૧૬મા વિષયમાં કહેલા માથાનું શૂળ, અધિમંથ વગેરે અનેક પ્રકારના રોગોને ઉત્પન્ન કરે છે. ૧૭

સ્નાયુ જખમ પામે તો કેવાં ચિહ્નો થાય છે?

कौब्ज्यं शरीरावयवावसादः क्रियास्वशक्तिस्तुमुला रुजश्च । चिराद्व्रणो रोहति यस्य चापि तं स्नायुविद्धं मनुजं व्यवस्येत् ॥१८॥

જો શરીર ખૂંધું થઈ જાય, અવયવ તથા સઘળું શરીર પણ ક્રિયાઓમાં અશક્ત થઈ જાય, તુમુલ વેદનાઓ થાય અને વ્રણ લાંબે કાળે રુઝાય તો જાણવું કે સ્નાયુમાં જખમ થયો છે. ૧૮

૩ સંધિ જખમ પામે તો કેવાં ચિહ્નો થાય છે?

शोफातिवृद्धिस्तुमुला रुजश्च बलक्षयः पर्वसु भेदशोफौ । क्षतेषु संधिष्वचलाचलेषु स्यात्संधिकर्मोपरतिश्च लिङ्गम् ॥१९॥

ચલ કે અચલ સંધિ, શસ્ત્રથી જખમ પામે તો સોજો ખૂબ વધે છે, તુમુલ વેદનાઓ થાય છે, બળનો ક્ષય થાય છે, સંધિમાં ભેદ તથા સોજો થાય છે અને સંધિની સઘળી ક્રિયાઓ બંધ પડે છે.

૪ અસ્થિ જખમ પામતાં થતાં ચિહ્નો

घोरा रुजो यस्य निशादिनेषु सर्वास्ववस्थासु न शान्तिरस्ति । तृष्णाङ्गसादौ श्वयथुश्च रुक्च तमस्थिविद्धं मनुजं व्यवस्येत् ॥२०॥

જો ઘોર વેદનાઓ થાય, રાતે કે દિવસે કોઈ પણ અવસ્થામાં શાંતિ ન જ થાય, તરશ લાગ્યા કરે, અંગોમાં ગ્લાનિ થાય, સોજો થાય અને સંતાપ થાય તો જાણવું કે અસ્થિમાં જખમ થયો છે. ૨૦

સંધિ, શિરા વગેરે જખમાયાં હોય તો થતાં ચિહ્નો

यथास्वमेतानि विभावयेयुर्लिङ्गानि मर्मस्वभिताडितेषु ॥२१॥

સંધિ, શિરા, સ્નાયુ કે અસ્થિ પોતપોતાનાં મર્મ સહિત જખમ પામ્યાં હોય, તો ઉપર પ્રમાણે ચિહ્નો થવા ઉપરાંત આ અધ્યાયના ૧૯મા વિષયમાં કહ્યા પ્રમાણે ભ્રમ તથા અસંબદ્ધ ભાષણ (પ્રલાપ) આદિ ચિહ્નો થાય છે. ૨૧

૫ મર્મમાં જખમ પામતા માંસનાં ચિહ્નો

स्पर्शं न जानाति विपाण्डुवर्णो यो मांसमर्मण्यभिताडितः स्यात् ॥२२॥

માંસનું મર્મ શસ્ત્રક્રિયાથી જખમ પામે તો માણસને કોઈ સ્પર્શની ખબર પડતી નથી અને શરીરનો વર્ણ અત્યંત પાંડુ (ફિક્કો) થઈ જાય છે.

પોતાના જ અંગને કાપનારો મૂર્ખ વૈદ્ય

आत्मानमेवाथ जघन्यकारी शस्त्रेण यो हन्ति हि कर्म कुर्वन् । तमात्मवानात्महनं कुवैद्यं विवर्जयेदायुरभीप्समानः ॥२३॥

જે મૂર્ખ વૈદ્ય શસ્ત્રક્રિયા કરતાં પોતાના જ અંગને જખમ કરે તેને આત્મઘાતી સમજીને, જીવવા ઇચ્છનારા વિચક્ષણ રોગીએ છોડી જ દેવો.

શસ્ત્રક્રિયામાં કોઈ પણ ભૂલ થવા ન દેવી

तिर्यक्प्रणिहिते शस्त्रे दोषाः पूर्वमुदाहृताः । तस्मात्परिहरन्दोषान्कुर्याच्छस्त्रनिपातनम् ॥२४॥

જો શસ્ત્રને આડું નાખવામાં આવે તો આ સૂત્રસ્થાનના અગ્રોપહરણીય નામના ૫ મા અધ્યાયના ૮મા વિષયમાં કહેલા દોષો થાય છે; એટલા માટે વૈદ્યે કોઈ પણ દોષને નહિ લાગુ પડવા દેતાં શસ્ત્રક્રિયા કરવી. ૨૪

રોગીનું પુત્રની પેઠે પાલન કરવું

मातरं पितरं पुत्रान्बान्धवानपि चातुरः ।
अप्येतानभिशङ्केत वैद्ये विश्वासमेति च ।
विसृजत्यात्मनात्मानं न चैनं परिशङ्कते ।
तस्मात्पुत्रवदेवैनं पालयेदातुरं भिषक् ॥ २५ ॥

રોગી પોતાની માનો, બાપનો, પુત્રોનો તથા બાંધવોનો પણ વિશ્વાસ કરતો નથી; એટલું જ નહિ પણ તેમના ઉપર શંકા રાખે છે અને વૈદ્યનો પરિપૂર્ણ વિશ્વાસ કરે છે; પોતે જ પોતાના શરીરને વૈદ્યના હાથમાં સોંપી દે છે અને વૈદ્યની ઉપર કશી શક રાખતો નથી; એટલા માટે વૈદ્યે તેને પુત્રની પેઠે પાળવો જોઈએ. ૨૫

એક વ્યાધિને ટાળવા અનેક ક્રિયાઓની જરૂર

कर्मणा कश्चिदेकेन द्वाभ्यां कश्चित्त्रिभिस्तथा ।
विकारः साध्यते कश्चिच्चतुर्भिरपि कर्मभिः ॥ २६ ॥

કોઈ વ્યાધિ એક ક્રિયાથી, કોઈ વ્યાધિ બે ક્રિયાઓથી, કોઈ વ્યાધિ ત્રણ ક્રિયાઓથી અને કોઈ વ્યાધિ ચાર ક્રિયાઓથી પણ ટળે છે. ૨૬

ક્રિયાથી વ્યાધિ ટાળનારા વૈદ્યને મોટું ફળ મળે છે

धर्मार्थौ कीर्तिमित्यर्थं सतां ग्रहणमुत्तमम् ।
प्राप्नुयात्स्वर्गवासं च हितमारभ्य कर्मणा ॥ २७ ॥

ક્રિયા વડે રોગીનું હિત કરવાથી વૈદ્ય ધર્મ, ધન, અનંત કીર્તિ, સત્પુરુષો તરફથી ઉત્તમ માન અને અંતે સ્વર્ગવાસને પણ પામે છે. ૨૭

## અધ્યાય ૨૬ મો

ઉપક્રમ

अथातः प्रणष्टशल्यविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ॥

હવે શિષ્યોના પૂછવાથી 'પ્રણષ્ટશલ્યવિજ્ઞાનીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

શલ્ય શબ્દની વ્યુત્પત્તિ અને શલ્ય વિષે માહિતી

शल श्वल आशुगमने धातुस्तस्य शल्यमिति रूपम् । तद् द्विविधं शारीरमागन्तुकं च । सर्वशरीराबाधकरं शल्यं तदिहोपदिश्यत इत्यतः शल्यशास्त्रम् । तत्र शारीरं रोमनखादि धातवोऽन्नमला दोषाश्च दुष्टाः । आगन्त्वपि शारीरशल्यव्यतिरेकेण यावन्तो भावा दुःखमुत्पादयन्ति । अधिकारो हि लोहवेणुवृक्षतृणशृङ्गास्थिमयेषु, तत्रापि विशेषतो लोहमयेष्वेव विशसनार्थोपपन्नत्वाल्लोहस्य । लोहानामपि दुर्वारत्वादणुमुखत्वाद्दूरप्रयोजनकरत्वाच्च शर एवाधिकृतः । स द्विविधः कर्णी श्लक्ष्णश्च । प्रायेण विविधवृक्षपत्रपुष्पफलतुल्याकृतयो व्याख्याता व्यालमृगपक्षिवक्त्रसदृशाश्च ॥ २ ॥

સંસ્કૃત વ્યાકરણની રીત પ્રમાણે 'શલ' અને 'શ્વલ' એ બે ધાતુઓ શીઘ્રગતિરૂપ અર્થવાળા છે. તેઓમાં પહેલા ધાતુની આગળ કૃત્પ્રત્યય લાગવાથી 'શલ્ય' એ રૂપ થાય છે. એક શારીર અને બીજું આગંતુક એ રીતે તે શલ્ય બે પ્રકારનું હોય છે. શલ્ય એટલે સર્વ શરીરમાં ગમે ત્યાં પીડા કરનારી વસ્તુ. એ વસ્તુનો આ શાસ્ત્રમાં ઉપદેશ કરવામાં આવે છે, તેથી આ શાસ્ત્રનું 'શલ્યશાસ્ત્ર' એ નામ છે. રોમ તથા નખ વગેરે પદાર્થો, દુષ્ટ થયેલી ધાતુઓ, દુષ્ટ થયેલી ઉપધાતુઓ, દુષ્ટ થયેલા અન્નના

[1] શરીરમાં ગુમ થઈ ગયેલા શલ્યની પરીક્ષા કરવા વિષેનો.

મળો અને દુષ્ટ થયેલા દોષો એ શારીર શલ્યો કહેવાય છે. શારીર શલ્ય સિવાય બીજા જે કોઈ પદાર્થો દુઃખને ઉત્પન્ન કરે છે, તેઓ આગંતુ શલ્યો કહેવાય છે. લોઢાના, વાંસના, વૃક્ષના, ખડના, શિંગડાના અને અસ્થિઓના પદાર્થોમાં શલ્યરૂપ થવાની યોગ્યતા છે, અને તેઓમાં પણ વિશેષ કરી લોઢાના પદાર્થોમાં જ શલ્યરૂપ થવાની યોગ્યતા છે; કારણ કે લોઢું પીડવાના તથા મારવાના કામમાં વધારે ઉપયોગી થાય છે. લોઢાના પદાર્થોમાં પણ બાણ જ શલ્યપણાની વિશેષ યોગ્યતાવાળું છે; કારણ કે તે વારણ કરવાને અશક્ય છે. જે ઝીણા મોઢાવાળું હોય છે અને દૂરથી જ ધારેલા હેતુને પાર પાડે છે, એ બાણ કર્ણી (કાનવાળું–આડા કે વળેલા એક ભાગવાળું) અને શ્લક્ષ્ણ (કાન વગરનું સીધું) એમ બે જાતનું હોય છે. બાણો ઘણું કરીને અનેક જાતનાં વૃક્ષોનાં પાંદડાંઓ, પુષ્પો તથા ફળો જેવી આકૃતિઓવાળાં હોય છે અને હિંસક પશુઓનાં મોઢાં જેવી આકૃતિઓવાળાં પણ હોય છે.

**શલ્યોની ગતિ અને સામાન્ય તથા વિશેષ લક્ષણો**

सर्वशल्यानां तु महतामणूनां वा पञ्चविधो गतिविशेषः ऊर्ध्वमधोऽर्वाचीनस्तिर्यगृजुरिति। तानि यदा वेगक्षयात्प्रतिघाताद्वा त्वगादिषु व्रणवस्तुष्ववतिष्ठन्ते धमनीस्रोतोऽस्थिविवरपेशीप्रभृतिषु वा शरीरप्रदेशेषु।

तत्र शल्यलक्षणमुच्यमानमुपधारय। तच्च द्विविधं सामान्यं वैशेषिकं च। श्यावं पिडकाचितं शोफवेदनावन्तं मुहुर्मुहुः शोणितस्राविणं बुद्बुदवदुन्नतं मृदुमांसं च व्रणं जानीयात्सशल्योऽयमिति। सामान्यलक्षणमेतदुक्तम्।

वैशेषिकं तु त्वग्गते विवर्णः शोफो भवत्यायतः कठिनश्च। मांसगते शोफाभिवृद्धिः शल्यमार्गानुपसंरोहः पीडनासहिष्णुता चोषपाकौ च। पेश्यन्तरस्थेऽप्येतदेव चोषशोफवर्जम्। शिरागते शिराध्मानं शिराशूलं शिराशोफश्च। स्नायुगते स्नायुजालोत्क्षेपणं संरम्भश्चोग्रा रुक्च। स्रोतोगते स्रोतसां स्वकर्मगुणहानिः। धमनीस्थे सफेनं रक्तमीरयन्ननिलः सशब्दो निर्गच्छत्यङ्गमर्दः पिपासा हृल्लासश्च। अस्थिगते विविधवेदनाप्रादुर्भावः शोफश्च; अस्थिविवरगतेऽस्थिपूर्णताऽस्थितोदः संहर्षो बलवांश्च। संधिगतेऽस्थिवच्चेष्टोपरमश्च। कोष्ठगत आटोपानाहौ मूत्रपुरीषाहारदर्शनं च व्रणमुखात्। मर्मगते मर्मविद्धवच्चेष्टते॥

सूक्ष्मगतिषु शल्येष्वेतान्येव लक्षणान्यस्पष्टानि भवन्ति॥ २॥

નાનાં અથવા મોટાં સર્વ શલ્યોની ગતિ ઊંચે, નીચે, પાછળથી, આડી અને સીધી એમ પાંચ પ્રકારની હોય છે. (શલ્ય જો નીચેથી આવે તો શરીરમાં ઊંચે જાય છે, ઊંચેથી આવે તો નીચે જાય છે, પાછળથી આવે તો આગળ જાય છે, પડખાથી આવે તો આડું જાય છે અને સામેથી આવે તો સીધું જાય છે.) એ શલ્યો જ્યારે વેગ બંધ પડવાથી અથવા વેગનો પ્રતિઘાત થવાથી વ્રણનાં ત્વચા વગેરે (ત્વચા, માંસ, શિરા, સ્નાયુ, અસ્થિ, સંધિ, કોઠો અને મર્મ) આઠ સ્થાનોમાં અથવા ધમનીઓ, સ્રોતો કે અસ્થિઓનાં છિદ્રોમાં અથવા પેશીઓ (માંસખંડો) વગેરે રહી જાય છે, ત્યારે તેઓમાં નીચે પ્રમાણે લક્ષણો થાય છે.

શલ્યનાં લક્ષણો કહું છું તે સાંભળો. સામાન્ય અને વૈશેષિક એમ લક્ષણના બે પ્રકાર છે. વ્રણ કાળી ઝાંઈવાળો, ફોલ્લીઓવાળો, સોજાની વેદનાવાળો, વારંવાર લોહીનો સ્રાવ કરતો, પરપોટાની પેઠે ઊંચો અને કોમળ માંસવાળો જોવામાં આવે, ત્યારે જાણવું કે 'આ વ્રણ શલ્યવાળો છે.' શલ્યનું આ સામાન્ય લક્ષણ કહ્યું.

**વિશેષ** લક્ષણુ તો આ છે કે, શલ્ય જો **ત્વચામાં** હોય તો ત્વચાના વર્ણથી જુદા વર્ણવાળો, લાંબો અને કઠણ સોજો થાય છે. **માંસમાં** હોય તો સોજો વૃદ્ધિ પામેલો હોય છે, શલ્યનો માર્ગ રુઝાતો નથી, દબાણ ખમી શકાતું નથી, ચોસ થાય છે અને પાક થઈ જાય છે. શલ્ય **પેશીની** અંદર હોય, તોપણ ચોસ તથા સોજા સિવાય બીજાં સઘળાં એ જ (માંસમાં રહેલા શલ્યનાં જ) લક્ષણો થાય છે. શલ્ય જો **શિરામાં** હોય, તો શિરા ફૂલે છે, શિરામાં શૂળ થાય છે અને શિરામાં સોજો થાય છે. શલ્ય જો સ્નાયુમાં હોય તો સ્નાયુનું જાળું ઊંચું થઈ જાય છે, સોજો થાય છે અને ઉગ્ર વેદના થાય છે. શલ્ય જો **સ્રોતમાં** હોય તો સ્રોતો રસાદિકનું વહેવાનું કામ બરાબર કરી શકતાં નથી અને તેઓનો વર્ણ પણ બદલાઈ જાય છે. શલ્ય જો **ધમનીમાં** હોય તો પવન ફીણવાળા રુધિરને ચલાવતો તથા અવાજ કરતો નીકળે છે, ગાત્રો ભાંગે છે, તરશ લાગ્યા કરે છે અને વારંવાર થૂંકવું પડે છે. શલ્ય જો **અસ્થિમાં** હોય, તો અનેક પ્રકારની વેદનાઓ ઉત્પન્ન થાય છે અને સોજો થાય છે. શલ્ય જો **અસ્થિના છિદ્રમાં** હોય તો અસ્થિ ભરપૂર થઈ જાય છે, અસ્થિમાં વ્યથા થાય છે અને રૂંવાડાં ઊભાં કરી નાખનારો પવનનો પ્રબળ ઉપદ્રવ થાય છે. શલ્ય જો **સંધિમાં** હોય, તો અસ્થિમાં રહેલાં શલ્યના જેવો જ પ્રકાર થાય છે અને અંગની સંકોચવા તથા લાંબું કરવા વગેરે ક્રિયાની હાનિ થાય છે. શલ્ય જો **કોઠામાં** હોય, તો સોય વડે ભોંકાયાના જેવી વ્યથાવાળો વાયુનો ક્ષોભ થાય છે; વાયુ, મૂત્ર તથા વિષ્ઠા વગેરે રોકાઈ જાય છે; અને વ્રણના મોઢામાંથી મૂત્ર, વિષ્ઠા તથા આહાર નજરે પડે છે. શલ્ય જો **મર્મમાં** હોય તો શિરા વગેરેનાં મર્મો વીંધાયાનાં જે ચિહ્નો ગયા ૨૫ મા અધ્યાયમાં કહેલાં છે તે થાય છે.

શલ્યો સૂક્ષ્મ સ્થિતિવાળાં હોય તોપણ તે તે સ્થાનકોમાં ઉપર કહ્યા પ્રમાણે જ ચિહ્નો થાય છે, પરંતુ તેઓ અસ્પષ્ટ રહે છે. ૩

**શલ્યોનું શરીરની અંદર ગુમ થઈ જવાનું કારણ**

महान्ति खल्वानि वा शुद्धदेहानामनुलोमसंनिविष्टानि रोहन्ति विशेषतः कण्ठस्रोतःशिरात्वक्पेश्यस्थिविवरेषु । दोषप्रकोपव्यायामाभिघातेभ्यः प्रचलितानि पुनर्बाधन्ते ॥ ४ ॥

જેઓનાં શરીરો શુદ્ધ હોય (વાત આદિ દોષોથી દૂષિત ન હોય) તેઓનાં શરીરોમાં રૂંવાડાંની વલણ પ્રમાણે અનુકૂળ રીતે પેઠેલાં નાનાં અથવા મોટાં શલ્યો શરીરોમાં પાકાદિક નહિ થવાને લીધે અંદરના ભાગોમાં મળી જવાથી ગુમ થઈ જાય છે. કંઠ, સ્રોત, શિરા, ત્વચા, પેશી કે અસ્થિનાં છિદ્રમાં પેઠેલાં શલ્યો તો વિશેષે કરી તે તે ભાગોમાં મળી જવાથી ગુમ થઈ જાય છે; પરંતુ તેઓ જ્યારે કોઈ દોષના પ્રકોપથી, કસરત વગેરે મહેનત કરવાથી કે અભિઘાતથી ચલાયમાન થાય છે, ત્યારે પાછાં પીડા કરે છે. ૪

**ગુમ થયેલાં શલ્યોને શોધી કાઢવાના ઉપાય**

तत्र त्वक्प्रणष्टे स्निग्धस्विन्नायां मृन्मापयवगोधूमगोमयमृदितायां त्वचि यत्र संरम्भो वेदना वा भवति तत्र शल्यं जानीयात् । स्त्यानघृतमृच्चन्दनकल्कैर्वा प्रदिग्धायां शल्योष्मणाशु निसरति घृतमुपशुष्यति वा लेपो यत्र तत्र शल्यं विजानीयात् ॥

मांसप्रणष्टे स्नेहस्वेदादिभिः क्रियाविशेषैरविरुद्धैरातुरमुपपादयेत् । कर्शितस्य तु शिथिलीभूतमनवबद्धं क्षुभ्यमाणं यत्र संरम्भं वेदनां वा जनयति तत्र शल्यं विजानीयात् ॥

कोष्ठास्थिसंधिपेशीविवरेष्ववस्थितमेवं परीक्षेत ॥

शिराधमनीस्रोतःस्नायुप्रणष्टे खण्डचक्रसंयुक्त

याने व्याधितमारोप्याशु विषमेऽध्वनि यायाद्यत्र संरम्भो वेदना वा भवति तत्र शल्यं जानीयात् ॥

अस्थिप्रणष्टे स्नेहस्वेदोपपन्नान्यस्थीनि बन्धनपीडनाभ्यां भृशमुपाचरेद्यत्र संरम्भो वेदना वा भवति तत्र शल्यं जानीयात् ॥

संधिप्रणष्टे स्नेहस्वेदोपपन्नान् संधीन्प्रसारणाकुञ्चनबन्धनपीडनैर्भृशमुपाचरेद्यत्र संरम्भो वेदना वा भवति तत्र शल्यमिति जानीयात् ॥

मर्मप्रणष्टे त्वनन्यभावान्मर्मणामुक्तं परीक्षणं भवति ॥५॥

શલ્ય જો ત્વચામાં ગુમ થયું હોય, તો ત્વચાને સ્નેહનનો તથા સ્વેદનનો સંસ્કાર આપી માટીના, અડદના, જવના, ઘઉંના તથા છાણના ચૂર્ણથી ચોળતાં જે સ્થળમાં રતાશ, સોજો કે વેદના થાય, તે સ્થળમાં 'શલ્ય છે' એમ જાણી લેવું. અથવા ત્વચાનો થીજેલા ઘીનો, માટીનો કે ચંદનના કલ્કનો લેપ કરતાં જે સ્થળમાં શલ્યની ગરમીથી તુરત ઘી પીગળવા લાગે અથવા માટી વગેરેનો લેપ સુકાઈ જવા લાગે તે સ્થળમાં 'શલ્ય છે' એમ જાણી લેવું.

શલ્ય જો માંસમાં ગુમ થયું હોય, તો આતુરના અંગમાં સ્નેહન, સ્વેદન તથા વમન, વિરેચન વગેરે અવિરુદ્ધ ઉપચારો કરવા. આવા ઉપચારો થવાને લીધે, શરીરની કૃશતા થતાં શલ્ય જ્યાં ગોટી ગયું હોય, ત્યાંથી પોચું પડી છૂટું થઈને હાલવા લાગે છે. આમ થવાથી જે પ્રદેશમાં રતાશ, સોજો કે વેદના થાય તેમાં શલ્ય જાણવું.

શલ્ય જો કોઠામાં, અસ્થિના છિદ્રમાં, સંધિના છિદ્રમાં કે પેશીના છિદ્રમાં ગુમ થયું હોય, તોપણ તેની એવી જ રીતે પરીક્ષા કરવી.

શલ્ય જો શિરામાં, ધમનીમાં, સ્રોતમાં કે સ્નાયુમાં ગુમ થયું હોય તો આતુરને ભાંગેલાં પૈડાંવાળી ગાડીમાં બેસાડીને, વેગથી ખાડાખડબાવાળા નીચાઊંચા માર્ગમાં ફેરવવો. ગાડીનો થડકો લાગવાથી જે પ્રદેશમાં રતાશ, સોજો કે વેદના થાય, તે પ્રદેશમાં 'શલ્ય છે' એમ જાણવું.

શલ્ય જો અસ્થિમાં ગુમ થયું હોય, તો અસ્થિઓને સ્નેહનથી તથા સ્વેદનથી યુક્ત કરી અત્યંત બાંધવાં તથા દબાવવાં. આમ કરવાથી જ્યાં રતાશ, સોજો કે વેદના થાય તે પ્રદેશમાં 'શલ્ય છે' એમ જાણવું.

શલ્ય જો સંધિમાં ગુમ થયું હોય, તો સંધિઓને સ્નેહન તથા સ્વેદન આપી સારી પેઠે લાંબા ટૂંકા કરાવવા, બાંધવા તથા દબાવવા. આ પ્રમાણે કરતાં જે સ્થળમાં રતાશ, સોજો કે વેદના થાય તે સ્થળમાં 'શલ્ય છે' એમ જાણવું.

શલ્ય જો મર્મમાં ગુમ થયું હોય તો મર્મો, ઉપર કહેલાં ત્વચા આદિ સ્થાનકોથી જુદાં સ્થાનમાં હોતાં નથી, તેથી મર્મોમાં રહેલા શલ્યની પરીક્ષા ત્વચા આદિ સ્થાનકોમાં ગુમ થયેલાં શલ્યોની પરીક્ષા કરવાની પદ્ધતિ પ્રમાણે જ કરવી એમ સમજવું. ૫

**ગુમ થયેલા શલ્યનાં દૂરનાં સામાન્ય લક્ષણો**

सामान्यलक्षणमपि च हस्तिस्कन्धाश्वपृष्ठपर्वतद्रुमारोहणधनुर्व्यायामद्रुतयाननियुद्धाध्वगमनलङ्घनप्रतरणप्लवनव्यायामैर्जृम्भोद्गारकासक्षवथुष्ठीवनहसनप्राणायामैर्वातमूत्रपुरीषशुक्रोत्सर्गैर्वा यत्र संरम्भो वेदना वा भवति तत्र शल्यं जानीयात् ॥६॥

શરીરમાં રહી ગયેલા શલ્યનું નજીકનું સામાન્ય લક્ષણ આ અધ્યાયના ત્રીજા વિષયમાં કહેવાઈ ગયું છે, પણ તેનું દૂરનું સામાન્ય લક્ષણ આ છે કે, આતુરને હાથીની કાંધ ઉપર, ઘોડાની પીઠ પર, પર્વત પર કે ઝાડ પર, ધનુષ ખેંચવાની મહેનત કરવાથી, વેગવાળા વાહન પર ચડવા-

રૂપું, ત્રાંબું, પિત્તળ, કથીર તથા સીસું એનાં શલ્યો લાંબા કાળ સુધી શરીરમાં રહે, તો પિત્તરૂપી અગ્નિનો તાપ લાગવાથી પોતાની મેળે જ પીગળીને શરીરની ધાતુઓની સાથે એક થઈ જાય છે; માટે જો તેઓ વિશલ્યઘ્ન મર્મોમાં પડ્યાં હોય, તો તેઓને ન કાઢવાથી કશી હરકત નથી. કાંસા વગેરે જે પદાર્થો સ્વભાવથી જ શીતળ છે તથા કોમળ છે અને બીજા પણ જે જે પદાર્થો તેવાજ પ્રકારના છે તેઓનાં શલ્યો આ શરીરમાં પિત્તરૂપી અગ્નિના તાપથી પીગળી જઈને ધાતુઓની સાથે એકતા પામી જાય છે. શિંગડાં, દાંત, કેશ, અસ્થિ, વાંસ, કાષ્ઠ, પથ્થર અને માટીનાં શલ્યો તો કદી પણ શરીરની અંદર સડી જતાં નથી કે એકતા પામતાં નથી. ૯

આખા અધ્યાયનો પિંડાર્થ

द्विविधं पञ्चगतिकं त्वगादिव्रणवस्तुषु।
यो वेत्त्यधिष्ठितं शल्यं स राज्ञः कर्तुमर्हति ॥१०॥

શલ્યના કર્ણિપણાને તથા શ્લક્ષ્ણતાને, શલ્યની પાંચ પ્રકારની ગતિઓને અને ત્વચા આદિ વ્રણ વસ્તુઓમાં જેની અંદર શલ્ય હોય તેને, જે વૈદ્ય બરાબર જાણી શકે તે વૈદ્યજ રાજવૈદ્ય થવાને લાયક છે. ૧૦

## અધ્યાય ૨૭ મો

ઉપક્રમ

अथातः शल्यापनयनीयमध्यायं व्याख्यास्यामः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'શલ્યાપનયનીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

૧ શલ્યને કાઢવાના પ્રકારો વિષેનો.

શલ્યના બે ભેદ

शल्यं द्विविधमवबद्धमनवबद्धं च ॥ २ ॥

એક અવબદ્ધ (મજબૂત ચોંટી રહેલું) અને બીજું અનવબદ્ધ (નહિ ચોંટી રહેલું) એમ શલ્ય બે પ્રકારનાં હોય છે. ૨

અવબદ્ધ શલ્યને કાઢવાના ઉપાયો

तत्र समासेनावबद्धशल्योद्धरणार्थं पञ्चदश हेतून्वक्ष्यामः ॥

तद्यथा—स्वभावः पाचनं भेदनं दारणं पीडनं प्रमार्जनं निर्ध्मापनं वमनं विरेचनं प्रक्षालनं प्रतिमर्शः प्रवाहणमाचूषणमयस्कान्तो हर्षश्चेति ॥ ३ ॥

તેમાં અવબદ્ધ શલ્ય કાઢવાના પંદર ઉપાયો સંક્ષેપથી કહીએ છીએ (કે જેમાંના અમુક ઉપાયો અનવબદ્ધ શલ્ય કાઢવામાં પણ લાગુ પડે એમ પોતાની મેળે સમજી શકાશે).

**સ્વભાવ** (પ્રકૃતિ), **પાચન** (પાકતું ન હોય તેને પાચનદ્રવ્યોથી[2] પકાવવું), **ભેદન** (શસ્ત્રોથી ભેદવું), **દારણ** (ફાડી નાખનારાં દ્રવ્યોથી[3] ફાડી નાખવું), **પીડન** (દબાવનારાં દ્રવ્યોથી[4] દાબ દેવો), **પ્રમાર્જન** (વાળથી કે વસ્ત્ર વગેરેથી લૂછી દૂર કરી નાખવા વગેરે), **નિર્ધ્માપન** (નાકમાં નળી વડે પીપર તથા કાયફળ વગેરેનું ચૂર્ણ નાખવું વગેરે), **વમન**, **વિરેચન**, **પ્રક્ષાલન** (ધોવું), **પ્રતિમર્શ** (આંગળી વગેરેથી ઘસવું), **પ્રવાહણ** (વિષ્ઠા

૨ સણનાં બીજ, મૂળાનાં બીજ, સરગવાના બીજ, તલ, સાંપ, સાથવો, મદિરાની નીચે રહેલો કદડો, અળસી અને બીજાં પણ ઉષ્ણવીર્ય દ્રવ્યો પાચન કહેવાય છે.

૩ ગુગ્ગુળ કરંજ, દૂધિયો વછનાગ અથવા ભિલામું, નેપાળો, ચિતરો, કપૂર, કબૂતરની ચરક, ગરજની ચરક અને કંકપક્ષીની ચરક અથવા ક્ષારદ્રવ્યો કે ક્ષાર એ ફાડી નાખનારાં દ્રવ્યો કહેવાય છે,

૪ ચીકણી ઔષધિઓની છાલો તથા મૂળિયાં દબાવનારાં દ્રવ્યો કહેવાય છે. જવ, ઘઉં તથા અડદનો લોટ પણ દબાવનાર છે.

વગેરેને બળાત્કારથી કાઢવા માટે રોગીએ જોર કરવું), આચૂષણ (મોઢા વગેરેથી ચૂસવું), ૧૪ અયસ્કાંત (લોઢાને ખેંચનારો ચુંબક) અને હર્ષ એ પંદર ઉપાયોથી અવબદ્ધ શલ્ય નીકળે છે. ૩

ક્યાં શલ્યોમાં કયા ઉપાયો યોજવા ?

तत्राश्रुक्षवथूद्गारकासमूत्रपुरीषानिलैः स्वभावबलप्रवृत्तैर्नयनादिभ्यः पतति ॥

सावगाढं शल्यमनिदह्यमानं पाचयेत् प्रकोपात्तस्य पूयशोणितवेगाद्गौरवाद्वा पतति ॥

पक्वमभ्रियमानं भेदयेद्दारयेद्वा भिन्नमनिरस्यमानं पीडनीयैः पीडयेत्पाणिभिर्वा ॥

अणून्यक्षशल्यानि परिषेचनाध्मापनैर्वालवस्त्रपाणिभिः प्रमार्जयेत् ॥

आहारशेषश्लेष्महीनाणुशल्यानि श्वसनोत्कासनप्रधमनैर्निर्धमेत् ॥

अन्नशल्यानि वमनाङ्गुलिप्रतिमर्शप्रभृतिभिः। विरेचनैः पक्वाशयगतानि ॥

व्रणदोषाश्रयगतानि प्रक्षालनैः ॥

वातमूत्रपुरीषगर्भसङ्गेषु प्रवाहणमुक्तम् ॥

मारुतोदकमनिपरुधिरदुष्टस्तन्येष्वाचूषणमास्येन विषाणैर्वा ॥

अनुलोममनवबद्धमकर्णमनल्पव्रणमुखमयस्कान्तेन। हृदयस्थितमनेककारणोत्पन्नं शोकशल्यं हर्षेणेति ॥४

આંસુ, છીંક, ઓડકાર, ખાંસી, મૂત્ર, વિષ્ઠા અને પવન કે જેઓ સ્વભાવશક્તિથી જ પ્રવર્તે છે, તેઓના બળથી નેત્રાદિકમાં રહેલું શલ્ય પોતાની મેળે પડી જાય છે. (સ્વભાવ)

અંદર ગયેલું શલ્ય જો પાક્યું ન હોય, તો પાચનદ્રવ્યોથી પકાવવું એટલે માંસનો સડો થતાં પરુના તથા રુધિરના વેગથી અથવા પોતાના જ ભારેપણાથી તે પડી જાય છે. (પાચન)

શલ્ય પાકેલું છતાં ભેદાતું ન હોય, તો તેને વૃદ્ધિપત્ર આદિ શસ્ત્રોથી ભેદી નાખવું અને તેમ કર્યાં છતાં પણ ન પડે તો ફાડી નાખનારાં દ્રવ્યોથી ફાડી નાખવું, અથવા દબાવનારાં દ્રવ્યોથી કે હાથથી દબાવવું. (આ ભેદન, દારણ અને પીડન.)

ઇંદ્રિયોમાં રહેલાં નાનાં શલ્યોને જળની ધારાથી, ફૂંક મારવાથી અને વાળ, વસ્ત્ર કે હાથથી દૂર કરી નાખવાં. (પ્રમાર્જન)

ભોજન કરતાં ગળા વગેરેમાં રહી ગયેલા આહારના અવયવને, કફને અને પડી ગયેલાં શલ્યોના અવશેષ રહી ગયેલા ભાગોને શ્વાસથી, ખાંસી લાવવાથી અથવા નાકમાં ઔષધોનાં ચૂર્ણો નાખી છીંકો લાવવાથી કાઢી નાખવાં. (નિર્ધ્માપન)

અન્નરૂપ શલ્યોને વમનથી તથા અંદર આંગળી વગેરે ઘસવાથી કાઢી નાખવાં અને પક્વાશયમાં રહેલાં અન્નરૂપ શલ્યોને વિરેચનોથી કાઢી નાખવાં. (વમન, પ્રતિમર્શ તથા વિરેચન.)

પરુના સ્થાનમાં રહેલાં શલ્યોને ધોવાથી કાઢી નાખવાં. (પ્રક્ષાલન)

પવન, મૂત્ર, વિષ્ઠા કે ગર્ભ સાથે અટકી રહેલાં હોય, તો તે શલ્યોને જોર કરાવવાથી કાઢી નખાવવાં. (પ્રવાહણ)

પવન, જળ, ઝેરવાળું રુધિર અને દુષ્ટ ધાવણ એમને મોઢાથી અથવા શિંગડાથી ચૂસીને કાઢી નાખવાં. (આચૂષણ)

જે શલ્ય સરલ હોય, અવબદ્ધ ન હોય, સીધું હોય કે મોટા મોઢાવાળા વ્રણમાં રહેલું હોય તેને લોહચુંબકથી કાઢી નાખવું. (અયસ્કાંત)

અનેક કારણોથી ઉત્પન્ન થઈને હૃદયમાં રહેલા શોકરૂપી શલ્યને હર્ષથી કાઢી નાખવું. (હર્ષ) ૪

શલ્ય કાઢવાના બે માર્ગ તથા પદ્ધતિ

सर्वशल्यानां तु महतामणूनां वा द्वावेवाहरणहेतू भवतः प्रतिलोमोऽनुलोमश्च। तत्र प्रतिलोममर्वाचीनमानयेदनुलोमं पराचीनम्।

उत्तुण्डितं छित्त्वा निर्घातयेच्छेदनीयमुखम्। छेदनीयमुखान्यपि कुक्षिवक्षःकक्षावङ्क्षणपर्शुकान्तरपतितानि च हस्तशक्यं यथामार्गं हस्तेनैवापहर्तुं प्रयतेत।

अनुत्तुण्डितशल्यानि छेदनीयमुखानि च।
अनिर्घात्यानि जानीयाद्भूयश्छेदानुबन्धतः॥

हस्तेनापहर्तुमशक्यं विशस्य शस्त्रेण यन्त्रेण वापहरेत्॥५॥

નાનાં અથવા મોટાં સઘળાં શલ્યોને કાઢવાના બે જ માર્ગ છે: એક અનુલોમ અને બીજો પ્રતિલોમ. (જે રસ્તાથી શલ્ય પેઠું હોય તે રસ્તાથી જ કાઢવું એ અનુલોમ કહેવાય છે અને જે રસ્તાથી પેઠું હોય તેની સામેના રસ્તાથી કાઢવું એ પ્રતિલોમ કહેવાય છે.) અત્યંત દૂર નહિ પેસવાને લીધે અંગના પૂર્વાર્ધમાં રહેલું હોય તેને પ્રતિલોમ માર્ગથી કાઢવું અને અત્યંત દૂર પેસવાને લીધે જેનું મોઢું અંગના પરાર્ધમાં નીકળ્યું હોય તેને અનુલોમ રીતે કાઢવું.

શલ્યનું મોઢું પરાર્ધમાંથી બહાર નીકળ્યું ન હોય, પણ તે મોઢાના ગોદાથી તે અંગના પરાર્ધનો ભાગ ઊંચો થઈ રહ્યો હોય તો અને તે કાપવા લાયક મુખવાળો હોય તો તેને કાપી શલ્યને હાથ વડે કે મુદ્ગર આદિ વડે હલાવવું. પેટ, છાતી, કાખ, સાથળનું મૂળ કે પાંસળાંમાં રહેલાં શલ્યોએ પરાર્ધના ભાગને ઊંચો કર્યો હોય અને તે ભાગનું મોઢું કાપવા લાયક જણાય, તોપણ નહિ કાપતાં હાથથી બની શકે એમ હોય તો હાથથી જ પ્રતિલોમ માર્ગથી કાઢવાનો યત્ન કરવો અને હાથ આદિથી શલ્યને હલાવવું નહિ.

શલ્ય બહુ જ દૂર સુધી પેઠું હોય છતાં પણ તે શલ્યે પોતાના મોઢાથી પરાર્ધના ભાગને ઊંચો કર્યો ન હોય, તો પરાર્ધનો ભાગ છેદવા લાયક મુખવાળો જણાય છતાં પણ શલ્યને હાથ વગેરેથી હલાવવું નહિ; કારણ કે હલાવવાથી વધારે છેદ થઈ જશે.

હાથ વડે કાઢી શકાય એમ ન હોય, તો યોગ્ય યંત્ર વડે પકડીને કાઢી લેવું; પણ જો યંત્રથી પણ કાઢી શકાય એમ ન હોય તો શસ્ત્રથી કાપી જોઈતો રસ્તો કરીને કાઢી લેવું. ૫

શલ્ય કાઢતી વખતે થતા ઉપદ્રવની ચિકિત્સા

भवति चात्र॥

शीतलेन जलेनैनं मूर्छन्तमवसेचयेत्।
संरक्षेदस्य मर्माणि मुहुराश्वासयेच्च तम्॥६॥

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે 'શલ્ય કાઢવાના સમયમાં આતુર મૂર્છિત થયો હોય, તો તેનાં ઉપર શીતળ જળ છાંટવું, તેનાં મર્મોનું રક્ષણ કરવું અને વારંવાર (દૂધનું તર્પણ વગેરે આપવાથી) તેનું આશ્વાસન કરવું.' ૬

શલ્ય કાઢ્યા પછી કરવાની ક્રિયા

ततः शल्यमुद्धृत्य निर्लोहितं व्रणं कृत्वा स्वेदार्हमग्निघृतप्रभृतिभिः संस्वेद्य विदह्य प्रदिह्य सर्पिर्मधुभ्यां बद्ध्वाऽऽचारिकमुपदिशेत्॥७॥

શલ્ય કાઢી લીધા પછી વ્રણને રુધિર વગરનું કરી, સ્વેદનક્રિયાને લાયક જણાય તો યોગ્યતા પ્રમાણે અગ્નિથી કે ઊના ઘી વગેરેથી સ્વેદનક્રિયા કરી અને જો ડાંભવા લાયક જણાય તો ડાંભી, તે ઉપર મધ તથા ઘીનો લેપ કરી પાટો બાંધી વૈદ્યે યોગ્ય આહારવિહારાદિકનો ઉપદેશ કરવો. ૭

જુદાજુદા ભાગોમાંથી શલ્ય કાઢવાના પ્રકારો

शिरास्नायुविलग्नं शलाकादिभिर्विमोच्यापनयेत्।

श्वयथुग्रस्तमाराङ्गं समवपीड्य श्वयथुं दुर्बल-

वारङ्गं कुशादिभिर्बद्ध्वा ॥

हृदयमभितो वर्तमानं शल्यं शीतजलादिभिरुद्वेजितस्यापहरेद्यथामार्गम् । दुरुपहरमन्यतोऽपवाधमानं पाटयित्वोद्धरेत् ॥

अस्थिविवरप्रविष्टमस्थिविदष्टं वाऽवगृह्य पादाभ्यां यन्त्रेणापहरेदशक्यमेवं वा बलवद्भिः सुपरिगृहीतस्य यन्त्रेण ग्राहयित्वा शल्यवारङ्गं प्रविभुज्य धनुर्गुणैर्बद्ध्वैकतश्चास्य पञ्चाङ्ग्यामुपसंयतस्याश्वस्य वक्त्रकविके वा बध्नीयादथैनं कशया ताडयेद्यथोन्नमयञ्छिरो वेगेन शल्यमुद्धरति । दृढां वा वृक्षशाखामवनम्य तस्यां पूर्ववद्बद्ध्वोद्धरेत् ॥

अस्थिदेशोत्तुण्डितमष्ठीलाश्मसुद्गराणामन्यतमस्य प्रहारेण विचाल्य यथामार्गमेव ॥

यन्त्रेण विमृदितकर्णानि कर्णवन्त्यनावाधकरदेशोत्तुण्डितानि पुरस्तादेव ॥

जातुषे कण्ठासक्ते कण्ठे नाडीं प्रवेश्याग्नितप्तां च शलाकां तयावगृह्य शीताभिरद्भिः परिषिच्य स्थिरीभूतमुद्धरेत् ॥

अजातुषं जतुमधूच्छिष्टलिप्तया शलाकया पूर्वकल्पेनेत्येके ॥

अस्थिशल्यमन्यद्वा तिर्यक्कण्ठासक्तमवेक्ष्य केशोण्डुकं दृढैकसूत्रबद्धं द्रवभक्तोपहितं पाययेदाकण्ठाच्च पूर्णकोष्ठं वामयेद्वमतश्च शल्यैकदेशसक्तं ज्ञात्वा सूत्रं सहसा त्वाक्षिपेत् । मृदुना वा दन्तधावनकूर्चकेनापहरेत् प्रणुदेद्वान्तः । क्षतकण्ठाय च मधुसर्पिषी लेढुं प्रयच्छेत् त्रिफलाचूर्णं वा मधुशर्करामिश्रम् ॥

उदकपूर्णोदरमवाक्छिरसमवपीडयेद्धुनीयाद्वामयेद्वा भस्मराशौ वा निखनेदामुखात् ॥

ग्रासशल्ये तु कण्ठासक्ते निःशङ्कमनवबुद्धं स्कन्धे मुष्टिनाभिहन्यात् । स्नेहं मद्यं पानीयं वा पाययेत् ॥

वाहुरज्जुलतापाशशल्ये तु कण्ठपीडनाद्वायुः प्रकुपितः श्लेष्माणं कोपयित्वा स्रोतो निरुणद्धि लालास्रावं फेनागमनं संज्ञानाशं चापादयति । तमभ्यज्य संस्वेद्य शिरोविरेचनं तस्मै तीक्ष्णं दद्याद्रसं च वातघ्नं विदध्यादिति ॥ ८ ॥

શલ્ય શિરામાં કે સ્નાયુમાં ચોંટી રહ્યું હોય, તો તેને શલાકા આદિથી, શિરાથી તથા સ્નાયુથી છૂટું પાડ્યા પછી કાઢવું.

શલ્યનું પાંખું સોજામાં પેસાઈ ગયું હોય, તો સોજાને દબાવીને ક્રિયા કરવી અને શલ્યનું પાંખું નબળું હોય, તો તેને છાલ વગેરેની પટ્ટી આદિથી બાંધીને ક્રિયા કરવી.

હૃદયના સમીપના પ્રદેશમાં શલ્ય હોય તો શીતળ જળ વગેરેથી આતુરને જાગ્રત કરીને પ્રતિલોમ માર્ગથી શલ્ય કાઢવું. જો શલ્ય પ્રતિલોમ માર્ગથી કાઢવું મુશ્કેલ જણાય અને તે શલ્ય મર્મને પીડા કરનારું હોય, તો બીજા પ્રદેશમાં શસ્ત્રથી ચીરીને પણ તે શલ્યને કાઢી લેવું.

જે શલ્ય અસ્થિના છિદ્રમાં પેઠેલું હોય અથવા જેને અસ્થિ બહુ જ વળગી રહેલું હોય, તે શલ્યને વૈદ્યે યોગ્ય લાગમાં પોતાના પગ ભરાવીને યંત્ર વડે કાઢી લેવું. આ પ્રમાણે કરવા છતાં પણ તે ન કાઢી શકાય એમ હોય, તો આતુરને બળવાન પુરુષોના હાથોથી બરાબર પકડાવી, યંત્ર વડે શલ્યના પાંખાને વાંકું વાળી નાખી, તે પાંખામાં ધનુષની દોરીનો એક છેડો બાંધી, એક ઘોડાને પંચાંગી નામના બંધનમાં (જે બંધનથી મોઢું અને ચાર પગ આઘાંપાછાં કરી શકાય નહીં એવા દૃઢ બંધનમાં) બાંધી, ધનુષની દોરીના બીજા છેડાને ઊભા રાખેલા એ ઘોડાના ચોકડાની કડીમાં બાંધવો અને પછી તે ઘોડાને ચાબુક (કોરડો) એવી રીતે મારવો કે જે રીતે ઘોડો પોતાના માથાને ઊંચું કરતાં ઝડપથી શલ્યને કાઢી નાખે અથવા કોઈ ઝાડની મજબૂત

શાખાને નમાવી, તે શાખામાં ધનુષની દોરીના બીજા છેડાને બાંધીને શાખાને હાથમાંથી છોડી દેવી એટલે ઊંચી થતી તે શાખા જ શલ્યને કાઢશે.

જો શલ્ય અસ્થિના પાછળના ભાગમાં મોઢું કાઢી રહ્યું હોય, તો તે શલ્યને કાંકરાના, પથરાના અથવા મુદ્દગરના પ્રહારથી ચલાયમાન કરી પ્રતિલોમ માર્ગથી જ કાઢી લેવું.

કર્ણવાળું (આડી અથવા નમેલી એક અણીવાળું) શલ્ય જો મર્માદિકને પીડા ન કરે એવા પ્રદેશમાં મોઢું ઘાલીને તે પ્રદેશને ઊંચો કરી રહ્યું હોય, તો યંત્રથી શલ્યના કર્ણને (આડી અથવા નમેલી અણીને) ચગદી કે મરડી નાખીને પછી તે શલ્યને તે પ્રદેશમાંજ ખેંચી લેવું.

લાખનું શલ્ય કંઠમાં અટકી રહ્યું હોય, તો કંઠમાં નળી નાખી અને તે નળીની અંદર અગ્નિથી તપાવેલીસળી નાખી તે સળીમાં શલ્યને ચોંટાડી પછી સળી ઉપર ઠંડું જળ નાખી, જ્યારે શલ્ય તે સળીમાં સ્થિર થઈ જાય ત્યારે કાઢી લેવું.

લાખ સિવાય બીજા કોઈ પદાર્થનું શલ્ય કંઠમાં અટકી રહ્યું હોય, તો કંઠમાં નળી નાખી અને તે નળીની અંદર લાખથી અથવા મીણથી ચોપડેલી, અગ્નિથી તપાવેલી સળી નાખી તે સળીમાં શલ્ય ચોંટાડી પછી સળી ઉપર ઠંડું જળ નાખી, જ્યારે તે શલ્ય સળીમાં સ્થિર થઈ જાય ત્યારે કાઢી લેવું, એમ કેટલાક કહે છે.

અસ્થિનું અથવા બીજા કોઈ પદાર્થનું શલ્ય કંઠમાં આડું ભરાયું છે એમ જોવામાં આવે તો વાળનાં જાળાંને (ગૂંચળાને) એક મજબૂત દોરાથી બાંધી તે જાળું આતુરને ચોખાની પાતળી રાબની સાથે પાઈ દેવું. ગળા સુધી રાબ પાવાથી આતુરનો કોઠો પૂર્ણ થતાં આતુરને વમન કરાવવું અને વમન થતાંજ્યારે તે જાળું શલ્યના એક ભાગમાં વીંટાઈ રહેલું જણવામાં આવે, ત્યારે દોરાના બહારના છેડાને તુરત ખેંચી લેવો એટલે તે શલ્ય પેલા જાળાની સાથે બહાર નીકળી આવશે અથવા કંઠમાં આડા આવેલા શલ્યને દાતણના કોમળ કૂચાથી બહાર કાઢી લેવું અને બહાર કાઢવાનું ન બની શકે તો ઠેલીને અંદર પેસાડી દેવું. આમ કરવાથી જેનું ગળું છોલાઈ ગયું હોય એવા આતુરને મધ તથા ઘી ચાટવા આપવાં અથવા મધમાં તથાં સાકરમાં કાલવેલું ત્રિફળાનું ચૂર્ણ ચાટવા દેવું.

જેના પેટમાં નદી કે કૂવા વગેરેનું પાણી બહુ જ ભરાઈ ગયું હોય એવા માણસને ઊંધે માથે લટકાવીને દબાવવો અથવા હલાવવો, અથવા વમન કરાવવું અથવા ભસ્મના સમૂહમાં મોઢા સુધી દાટી દેવો.

કોળિયાનું શલ્ય ગળામાં ચોટી રહ્યું હોય, તો તે આતુરની કાંધ ઉપર બેધડક અચાનક મૂઠી મારવી અથવા સ્નેહ, મદ્ય કે પાણી પાવું.

હાથથી, દોરીથી કે લતાથી ગળાને ફાંસો આવ્યો હોય, તો ગળું દબાવાથી પ્રકુપિત થયેલો વાયુ કફને પ્રકુપિત કરી સ્રોતને રોકી દે છે અને લાળનો સ્રાવ કરાવે છે, ફીણ લાવી દે અને સંજ્ઞાનો નાશ પણ કરી દે છે. આવા આતુરને વૈદ્યે અભ્યંગ તથા સ્વેદન કરીને તીક્ષ્ણ શિરોવિરેચન (જેથી માથું ખાલી થાય એવું નસ્ય) દેવું અને વાયુને હણનારો રસ પણ દેવો.

શલ્ય કાઢવાની કેટલીક અપ્રકટ યુક્તિ

भवन्ति चात्र ॥

शल्याकृतिर्विशेषांश्च स्थानान्यावेक्ष्य बुद्धिमान् ।
तथा यन्त्रपृथक्त्वं च सम्यक्छल्यमथाहरेत् ॥
कर्णवन्ति तु शल्यानि दुःखाहार्याणि यानि च ।
आददीत भिषक्तस्मात्तानि युक्त्या समाहितः ।'

एतैरुपायैः शल्यं तु नैव निर्घात्यते यदि ।
मत्या निपुणया वैद्यो यन्त्रयोगैश्च निर्हरेत् ॥
शोथपाकौ रुजश्चोग्राः कुर्याच्छल्यमनिर्हृतम् ।
वैकल्यं मरणं चापि तस्माद्यत्नाद्धिनिर्हरेत् ॥९॥

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહેલું છે: 'બુદ્ધિમાન વૈદ્યે શલ્યનાં નેત્ર તથા હૃદય વગેરે સ્થાનકોને, શલ્યની જુદીજુદી આકૃતિઓને તથા યંત્રોની વિવિધતા જોઈને યોગ્ય યુક્તિથી શલ્ય કાઢવું. જે શલ્યો કર્ણવાળાં હોય છે તેઓને તથા બીજાં પણ જે શલ્યો કાઢવામાં બહુ મુશ્કેલી ભરેલાં જણાય તેઓને વૈદ્યે બહુ જ સાવચેતી રાખી બરાબર યુક્તિથી કાઢવાં. જો ઉપરોક્ત ઉપાયોથી શલ્ય ન કાઢી શકાય એમ જણાય તો વૈદ્યે નિપુણ બુદ્ધિથી બીજાં યંત્રો તથા બીજા સંયોગો ગોઠવીને પણ શલ્ય કાઢવું. જો શલ્ય કાઢવામાં ન આવ્યું હોય, તો તે શલ્ય સોજા, પાક, ઉગ્ર વેદનાઓ, ખોડખાંપણ અને મરણ પણ ઉત્પન્ન કરે છે, માટે કોઈ પણ યોગ્ય યત્નથી શલ્યને કાઢવું જોઈએ. ૯

## અધ્યાય ૨૮ મો

### ઉપક્રમ

अथातो विपरीताविपरीतव्रणविज्ञानीयमध्यायं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः॥१॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'વિપરીતાવિપરીતવ્રણવિજ્ઞાનીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### અરિષ્ટો મરણનું ભવિષ્ય સૂચવે છે

फलाग्निजलवृष्टीनां पुष्पधूमाम्बुदा यथा ।
ख्यापयन्ति भविष्यत्त्वं तथाऽरिष्टानि पञ्चताम् ॥
तानि सौक्ष्म्यात्प्रमादाद्वा तथैवाशु व्यतिक्रमात् ।
गृह्यन्ते नोद्गतान्यज्ञैर्मुमूर्षोर्नैत्वसम्भवात् ॥ २ ॥

જેમ પુષ્પો ફળોના ભવિષ્યને, ધુમાડો અગ્નિના ભવિષ્યને અને વાદળાં વૃષ્ટિના ભવિષ્યને સૂચવે છે, તેમ અરિષ્ટો રોગીના મરણના ભવિષ્યને સૂચવે છે. (એમાં જેમ ધુમાડાએ સૂચવેલું અગ્નિનું ભવિષ્ય ખરું જ નીવડે છે, તેમ દોષોએ સૂચવેલું મરણનું ભવિષ્ય ખરું જ નીવડે છે. દોષો સિવાય બીજાં ચિહ્નોએ સૂચવેલા મરણના ભવિષ્યમાં વખત પર વ્યભિચાર પણ થઈ જાય છે.) એ અરિષ્ટો પ્રકટ્યા છતાં પણ સૂક્ષ્મતાને લીધે, અથવા પ્રમાદને લીધે, અથવા ઝડપદાર હોવાને લીધે મૂર્ખ માણસોના ધારવામાં આવતાં નથી; પરંતુ જો અરિષ્ટો થાય તો તેઓથી મરણનો સંભવ નથી, એમ નથી. ૨

### દોષોથી ઉપજતું મરણ પણ અનિવાર્ય છે

ध्रुवं तु मरणं रिष्टे ब्राह्मणैस्तत्किलामलैः ।
रसायनतपोजप्यतत्परैर्वा निवार्यते ॥ ३ ॥

દોષજન્ય અરિષ્ટોએ સૂચવેલું મરણ જોકે વ્યભિચારવગરનું છે—અર્થાત્ અવશ્ય થાય છે, એમ કહેવામાં આવે છે, તોપણ રાગાદિક દોષોથી રહિત રહેનારા મહાત્મા બ્રાહ્મણ લોકો તેનું નિવારણ કરી શકે છે અને રસાયનોના સેવનથી, તપ અને જપ કરવામાં તત્પર રહેવાથી પણ તેનું નિવારણ થતું જોવામાં આવે છે. ૩

### અરિષ્ટનું ફળ લાંબે દિવસે પણ થાય છે

नक्षत्रपीडा बहुधा यथा कालाद्विपच्यते ।
तथैवारिष्टपाकं च ब्रुवते बहुधा जनाः ॥४॥

જેમ જ્યોતિઃશાસ્ત્રની રીતિ પ્રમાણે નક્ષત્રે ઉત્પન્ન કરેલી પીડા ઘણું કરીને લાંબે દિવસે પ્રગટ થાય છે, તેમ અરિષ્ટોનું ફળ કોઈ સમયે લાંબે દિવસે પણ થાય છે, એમ વિદ્વાન લોકો અનેક પ્રકારે બોલે છે. ૪

---

[1] વ્રણ આતુરને વિપરીત છે કે અવિપરીત છે તે જાણવાના ચિહ્નો વિષેનો.

વૈદ્યે અરિષ્ટો જોવાની જરૂર

असिद्धिमाप्नुयाल्लोके प्रतिकुर्वन्गतायुषः ।
अतोऽरिष्टानि यत्नेन लक्षयेत्कुशलो भिषक् ॥५॥

જેનું આયુષ્ય ક્ષીણ થયું હોય એવા રોગો-ની ચિકિત્સા કરવાથી વૈદ્યને ધર્મ, અર્થ તથા કામ વગેરેની હાનિ થાય છે; એટલા માટે પ્રવીણ વૈદ્યે અરિષ્ટો યત્નપૂર્વક જોવાં જોઈએ. ૫

વ્રણવાળા[1] માણસનાં અરિષ્ટોનો સામાન્ય સંગ્રહ

गन्धवर्णरसादीनां विशेषाणां स्वभावतः ।
वैकृतं यत्तदाचष्टे व्रणिनः पक्वलक्षणम् ॥६॥

વ્રણના ગંધ, વર્ણ, રસ, શબ્દ, સ્પર્શ તથા આકારના જે સ્વભાવો છે તેઓમાં વિકૃતિવાળો ફેરફાર જોવામાં આવે તો જાણવું કે તે ફેરફાર વ્રણવાળાના મરણની નિશાનીરૂપ છે. ૬

ગંધોના સ્વભાવના ફેરફારરૂપ અરિષ્ટ

कटुस्तीक्ष्णश्च विस्रश्च गन्धस्तु पवनादिभिः ॥
लोहगन्धिस्तु रक्तेन व्यामिश्रः सांनिपातिकः ॥
लाजातसीतैलसमाः किंचिद्विस्राश्च गन्धतः ।
व्रणाः प्रकृतिगन्धाः स्युरतोन्यद्गन्धवैकृतम् ॥
मद्यागुर्वाज्यसुमनःपद्मचन्दनचम्पकैः ।
सगन्धा दिव्यगन्धाश्च मुमूर्षूणां व्रणाः स्मृताः ॥
श्वनाजिमूषिकध्वाङ्क्षपूतिमांसमत्कुणैः ।
सगन्धाः पङ्कगन्धाश्च भूमिगन्धाश्च गर्हिताः ॥७॥

વાત સંબંધી વ્રણમાં તીખો, પિત્ત સંબંધી વ્રણમાં તીક્ષ્ણ, કફ સંબંધી વ્રણમાં કાચા માંસનાં જેવો, લોહી સંબંધી વ્રણમાં લોઢાના જેવો, ત્રણે દોષના સન્નિપાતથી થયેલા વ્રણમાં મિશ્રિત, વાતપૈત્તિક વ્રણમાં કાંઈક કાચા માંસના જેવો તથા ડાંગરની ધાણી જેવો, વાતશ્લેષ્મિક વ્રણમાં કાંઈક કાચા માંસના જેવો તથા અળસીના તેલ જેવો અને પિત્તશ્લેષ્મિક વ્રણમાં કાંઈક કાચા માંસના જેવો તથા તલના તેલના જેવી ગંધ હોય એ સ્વાભાવિક છે. એ સિવાય જુદી રીતની ગંધ આવે તો વિકૃતિ (અરિષ્ટ) થઈ છે, એમ સમજવું. જે વ્રણમાંથી મદ્યના જેવો, અગરના જેવો, ઘીના જેવો, જાઈનાં ફૂલના જેવો, કમળના જેવો, ચંદન કે ચંપકપુષ્પના જેવી ગંધ નીકળતી હોય અથવા દિવ્ય ગંધ નીકળતી હોય, તો તેને મૃત્યુના ચિહ્નરૂપ જાણવો. કૂતરાં ઘોડા, ઊંદર, કાગડા, સુકાયેલું દુર્ગંધી માંસ, કાદવ અને પૃથ્વીના જેવા ગંધો પણ મૃત્યુના ચિહ્નરૂપ છે. ૭

વર્ણોના સ્વભાવોના ફેરફારરૂપ અરિષ્ટ

श्यामकुङ्कुमकङ्कुष्ठसवर्णाः पित्तकोपतः ।
न दह्यन्ते न चूष्यन्ते भिषक्तान्परिवर्जयेत् ॥
कंडूमंतः स्थिराः श्वेताः स्निग्धाः कफनिमित्ततः ।
दूयंते च विदह्यन्ते भिषक्तान्परिवर्जयेत् ॥
कृष्णास्तु ये तनुस्रावा वातजा मर्मतापिनः ।
स्वल्पामपि न कुर्वन्ति रुजं तान्परिवर्जयेत् ॥८॥

પિત્તના કોપથી થયેલા વ્રણો કાંઈક કાળા, કેસર જેવા કે દારૂડીના રસના જેવા હોય છે, પણ તે વ્રણો જો બળતરા વગરના હોય તથા ચોસવગર-ના હોય તો વૈદ્યે તે વ્રણોની ચિકિત્સા કરવી નહીં. કફના કોપથી થયેલા વ્રણો ખરજવાળા, સ્થિર, સફેદ તથા સ્નિગ્ધ હોય છે, પણ તે વ્રણો જો અતિ પીડા કરતા હોય અને બળતરા કરતા હોય તો વૈદ્યે તે વ્રણોની ચિકિત્સા કરવી નહીં. વાતના કોપથી થયેલા વ્રણો કાળા, પાતળા સ્રાવ-વાળા અને મર્મોને તાપ કરનારા હોય છે, પણ તે વ્રણો જો જરા પણ વેદના ન કરતા હોય તો વૈદ્યે તે વ્રણોની ચિકિત્સા કરવી નહીં. (વેદના-ઓના ફેરફારને જ વર્ણોના ફેરફારરૂપ સમજવો.) ૮

શબ્દોના સ્વભાવોના ફેરફારરૂપ અરિષ્ટ

स्फोटन्ति घुर्घुरायन्ते ज्वलन्तीव च ये व्रणाः ।
त्वङ्मांसस्थाश्च पवनं सशब्दं विसृजन्ति ये ॥
ये च मर्मस्वसम्भूता भवन्त्यत्यर्थवेदनाः ॥९॥

[1] આ ઠેકાણે વ્રણની બાબત જ મુખ્ય છે, માટે પ્રથમ વ્રણવાળાનાં જ અરિષ્ટો બતાવ્યાં છે

જે વ્રણોમાં ખડખડાટ કે ઘરઘરાટ થતો હોય, જે વ્રણો સળગતા જેવા દેખાતા હોય, જે વ્રણો ત્વચામાં તથા માંસમાં રહ્યા છતાં પોતામાંથી અવાજવાળા[1] પવનને કાઢતા હોય અને જે વ્રણો મર્મોમાં નહીં થયેલા છતાં અત્યંત વેદનાવાળા હોય તે વ્રણોની વૈદ્યે ચિકિત્સા કરવી નહીં. ૯

સ્પર્શોના સ્વભાવોના ફેરફારરૂપ અરિષ્ટ

दह्यन्ते चान्तरत्यर्थं बहिः शीताश्च ये व्रणाः ।
दह्यन्ते बहिरत्यर्थं भवन्त्यन्तश्च शीतलाः ॥ १० ॥

જે વ્રણો અંદર અત્યંત ઉષ્ણતાવાળા છતાં બહારના ભાગમાં શીતળ જણાતા હોય અથવા અંદર શીતળતાવાળા છતાં બહારના ભાગમાં ઉષ્ણતાવાળા જણાતા હોય તેઓની વૈદ્યે ચિકિત્સા કરવી નહીં. ૧૦

આકારોના સ્વભાવોના ફેરફારરૂપ અરિષ્ટ

शक्तिकुन्तध्वजरथा वाजिवारणगोवृषाः ॥
येषु चाप्यवभासेरन्प्रासादाकृतयस्तथा ।
चूर्णावकीर्णा इव ये भान्ति वा न च चूर्णिताः ॥ ११

જે વ્રણો સાંગ, ભાલાં, ધ્વજ, રથ, ઘોડા, હાથી, બળદ અને મહેલ એના જેવી આકૃતિઓવાળા દેખાય અથવા જેઓ પોતાની ઉપર ચૂર્ણો ભભરાવેલાં નહીં છતાં ચૂર્ણોનો સંયોગ પામેલા જેવા દેખાય તે વ્રણોની વૈદ્યે ચિકિત્સા ન કરવી.

ઉપદ્રવોરૂપ અરિષ્ટ

प्राणमांसक्षयश्वासकासारोचकपीडिताः ।
प्रवृद्धपूयरुधिरा व्रणा येषां च मर्मसु ॥ १२ ॥

જે વ્રણોથી શક્તિનો તથા બળનો ક્ષય થયો હોય, જે વ્રણોથી શ્વાસ, ખાંસી તથા અરોચક થયાં હોય, જે વ્રણોમાં પરુ તથા રુધિર બહુજ વધી પડ્યાં હોય તથા જે વ્રણો મર્મોમાં થયા હોય તે વ્રણોની ચિકિત્સા કરવી નહીં. ૧૨

ચિકિત્સાની નિષ્ફળતારૂપ અરિષ્ટ

क्रियाभिः सम्यगारब्धा न सिद्ध्यन्ति च ये व्रणाः ॥
वर्जयेत्तान्भिषक्प्राज्ञः संरक्षन्नात्मनो यशः ॥ १३ ॥

જે વ્રણો શાસ્ત્રોક્ત રીતિ પ્રમાણે બરાબર ચિકિત્સાઓ કરવામાં આવતાં છતાં પણ કેમે કરી મટે નહીં, તેઓની પોતાના યશનો બચાવ કરવા ઇચ્છનારા વૈદ્યે ચિકિત્સા છોડીજ દેવી. ૧૩

## અધ્યાય ૨૯ મો

ઉપક્રમ

अथातो विपरीताविपरीतदूतशकुनस्वप्ननिदर्शनीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'વિપરીતાવિપરીતદૂતશકુનસ્વપ્નનિદર્શનીય'[2] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

રોગીના શુભ-અશુભ ભવિષ્યની પરીક્ષા

दूतदर्शनसंभाषावेषाश्चेष्टितमेव च ।
ऋक्षं वेला तिथिश्चैव निमित्तं शकुनोऽनिलः ॥
देशो वैद्यस्य वाग्देहमनसां च विचेष्टितम् ।
कथयन्त्यातुरगतं शुभं वा यदि वाऽशुभम् ॥ २ ॥

દૂતનું દર્શન, ભાષણ, વેશ અને ચેષ્ટા; નક્ષત્ર, વેલા, તિથિ, નિમિત્ત, શકુન, પવન, વૈદ્યનો પ્રદેશ અને વૈદ્યની કાયિક, વાચિક તથા માનસિક ચેષ્ટા—એ આતુરના શુભ કે અશુભ ભવિષ્યને

૧ આ અધ્યાયના છઠ્ઠા વિષયમાં કહ્યા પ્રમાણે શબ્દોના સ્વભાવોના ફેરફારરૂપ અરિષ્ટ કહેતા પહેલા રસોના સ્વભાવોના ફેરફારરૂપ અરિષ્ટ કહેવું જોઈએ, પણ તે મુદ્દલ કહ્યું જ નથી; માટે વૈદ્યે વાતના કષાય રસનો, પિત્તના તીખા રસનો અને કફના મધુર રસનો ફેરફાર કીડી વગેરેના આવવા ન આવવા વગેરે ઉપરથી પોતાની મેળે જ જાણી લેવો. (જાતે ચાખીને પણ નિશ્ચય કરવામાં આવે છે.)

૨ વિપરીત કે અવિપરીત દૂત, શકુન તથા સ્વપ્ન ઇત્યાદિક ઉપરથી રોગીના શુભ કે અશુભ ભવિષ્યની કલ્પના વિષેનો.

સૂચવી આપે છે. ૨

દૂતોનું[1] અશુભ દર્શન

पाखण्डाश्रमवर्णानां सपक्षाः कर्मसिद्धये।
त एव विपरीताः स्युर्दूताः कर्मविपत्तये॥
नपुंसकं स्त्री बहवो नैककार्या असूयकाः।
गर्दभोष्ट्ररथप्राप्ताः प्राप्ता वा स्युः परम्पराः॥
वैद्यं य उपसर्पन्ति दूतास्ते चापि गर्हिताः॥३॥

હરકોઈ પાખંડ ધર્મવાળા રોગી તરફથી તેવા જ પાખંડ ધર્મવાળો દૂત આવે, અથવા રોગી બ્રહ્મચર્ય આદિ જે આશ્રમવાળો હોય તેવા જ આશ્રમવાળો તેના તરફથી દૂત આવે અથવા રોગી જે વર્ણનો હોય તે જ વર્ણવાળો તેના તરફથી દૂત આવે, તો રોગીનું કાર્ય સિદ્ધ થશે એમ સમજવું; પણ રોગીથી વિપરીત પાખંડ-વાળો, વિપરીત આશ્રમવાળો અને વિપરીત વર્ણવાળો દૂત આવે, તો રોગીનું કાર્ય બગડશે એમ સમજવું. (જૈન તરફથી જૈન, માર્ગી તરફથી માર્ગી, બ્રહ્મચારી તરફથી બ્રહ્મચારી અને ગૃહસ્થ તરફથી ગૃહસ્થ દૂત આવે તો કાર્યની સિદ્ધિ સમજવી અને જૈન તરફથી માર્ગી, માર્ગી તરફથી જૈન, બ્રહ્મચારી તરફથી ગૃહસ્થ કે ગૃહસ્થ તરફથી બ્રહ્મચારી દૂત આવે તો કાર્યની અસિદ્ધિ સમજવી.)

નપુંસક, સ્ત્રી, ઘણા, અનેક કાર્ય માટે આવનારા, પરસ્પર કજિયા કરતા, ગધેડાની કે ઊંટની ગાડીમાં બેઠેલા અથવા પોતાની પંક્તિ બાંધીને આવનારા જે દૂતો વૈદ્યની પાસે આવે, તેઓને અશુભનાં ચિહ્નોરૂપ સમજવા. ૩

દૂતોના અશુભ વેશ (તથા અંગ)

पाशदण्डायुधधराः पाण्डुरेतरवाससः॥
आर्द्रजीर्णापसव्यैकमलिनोद्ध्वस्तवाससः।
न्यूनाधिकाङ्गा उद्विग्ना विकृता रौद्ररूपिणः॥४॥

દોરી વગેરેના પાશ, કડિયાળી લાકડી તથા ખડ્ગાદિ આયુધોને ધરનારા; કાળાં, પીળાં કે રાતાં વસ્ત્રોવાળા, જમણા ખભા પર રહેલાં એક જ ભીનાં, જૂનાં, મેલાં કે ફાટેલાં વસ્ત્રોવાળા, ન્યૂન કે અધિક અંગોવાળા, ભય પામેલા, કોઢ આદિ વિકારોવાળા કે ભયંકર રૂપોવાળા દૂતો વૈદ્યની પાસે આવે તો તેઓને અશુભનાં ચિહ્નોરૂપ સમજવા. ૪

દૂતોનાં અશુભ ભાષણ

रूक्षनिष्ठुरवादाश्चाप्यमाङ्गल्याभिधायिनः॥५॥

સ્નેહ વગરનાં વચનો બોલતા, કઠોર વચનો બોલતા અથવા 'મૂઓ ગયો' ઇત્યાદિ અમંગલ શબ્દો બોલતા દૂતો વૈદ્યની પાસે આવે, તો તેઓને અશુભનાં ચિહ્નોરૂપ સમજવા. ૫

દૂતોની અશુભ ચેષ્ટાઓ

छिन्दन्तस्तृणकाष्ठानि स्पृशन्तो नासिकां स्तनम्।
वस्त्रान्तानामिकाकेशनखरोमदशास्पृशः॥
स्रोतोऽवरोधहृद्गण्डमूर्धोरःकुक्षिपाणयः।
कपालोपलभस्मास्थितुषाङ्गारकराश्च ये॥
विलिखन्तो महीं किंचिन्मुञ्चन्तो लोष्टभेदिनः।
तैलकर्दमदिग्धाङ्गा रक्तस्रगनुलेपनाः॥
फलं पक्वमसारं वा गृहीत्वान्यच्च तद्विधम्।
नखैर्नखान्तरं वापि करेण चरणं तथा॥
उपानच्चर्महस्ता वा विकृतव्याधिपीडिताः।
वामाचारा रुदन्तश्च श्वासिनो विकृतेक्षणाः॥
याम्यां दिशं प्राञ्जलयो विषमैकपदे स्थिताः।
वैद्यं य उपसर्पन्ति दूतास्ते चापि गर्हिताः॥६॥

તૃણ તથા કાષ્ઠ વગેરેનું છેદન કરતા કરતા અને નાક, સ્તન, વસ્ત્રના છેડા, અનામિકા આંગળી, કેશ, નખ, રુવાંટાં કે વસ્ત્રના છેડાનો સ્પર્શ કરતા કરતા જે દૂતો આવે, તેઓને અશુભનાં ચિહ્નોરૂપ સમજવા. કાન વગેરેનાં છિદ્રો, કાંધ, ગુહ્ય, હૃદય, ગાલ, માથું, છાતી કે કૂખ—એની ઉપર હાથ

[1] રોગી તરફથી વૈદ્યને બોલાવવા માટે અથવા પૂછવા માટે જે માણસ આવે તે દૂત કહેવાય છે.

રાખીને જે દૂતો આવે, તેઓને અશુભનાં ચિહ્નોરૂપ સમજવા. માથાના અસ્થિનો ખંડ, પથરો, ભસ્મ, અસ્થિ, ફોતરાં કે ઠોલસાને હાથમાં લઈને જે દૂતો આવે, તેઓને અશુભનાં ચિહ્નોરૂપ સમજવા. ધરતીને ખોતરતા, કોઈ પકડેલી વસ્તુને મૂકી દેતા, ઢેફાં ભાંગતા, તેલથી ખરડાયેલા, કાદવથી ખરડાયેલા, રાતાં વસ્ત્રોવાળા, રાતી માળાઓવાળા, જેમાં અંદર કાંઈ સાર ન હોય એવા પાકા ફળને અથવા એવી જ કોઈ બીજી વસ્તુને હાથમાં લઈ આવેલા, નખથી નખને અથવા હાથથી પગને પકડતા, હાથમાં પગરખાં કે બીજાં ચામડાંવાળા, ઝરતો કોઢ આદિ વિકૃત વ્યાધિઓથી પીડાયેલા, વિપરીત વ્યવહારવાળા, રોતા, હાંફતા, વિકૃત નેત્રોવાળા, દક્ષિણ દિશામાં હાથ જોડતા તથા વિષમ સ્થિતિથી કે એક પગથી ઊભેલા અથવા કોઈ એક વિષમ સ્થાનમાં ઊભા રહેલા દૂતોને અશુભનાં ચિહ્નોરૂપ સમજવા. ૬

વૈદ્યના અશુભ પ્રદેશો અને કાયિક, વાચિક તથા માનસિક ચેષ્ટાઓ

दक्षिणाभिमुखं देशे त्वशुचौ वा हुताशनम् ।
ज्वलयन्तं पचन्तं वा क्रूरकर्मणि चोद्यतम् ॥
नग्नं भूमौ शयानं वा वेगोत्सर्गेषु वाऽशुचिम् ।
प्रकीर्णकेशमभ्यक्तं स्विन्नं विक्लवमेव च ॥
वैद्यं य उपसर्पन्ति दूतास्ते चापि गर्हिताः ॥७॥

વૈદ્ય પોતે દક્ષિણ દિશા તરફ મુખ રાખી બેઠો કે ઊભો હોય, અપવિત્ર પ્રદેશમાં હોય, અગ્નિને સળગાવતો હોય, કોઈ વસ્તુને પકાવતો હોય, પશુવધ આદિ ક્રૂર કર્મ કે મુંડન આદિ કર્મ કરવા તૈયાર થયો હોય, નાગો હોય, ધરતી પર સૂતો હોય, મૂત્ર કે વિષ્ટા વગેરેનો ઉત્સર્ગ કરીને અપવિત્ર સ્થિતિમાં હોય, છૂટા કેશવાળો હોય, તેલના અભ્યંગવાળો હોય, પસીનાવાળો હોય કે વિહ્વળ હોય, તે સમયે જે દૂતો આવે, તેઓને અશુભનાં ચિહ્નોરૂપ સમજવા. ૭

દૂતોની અશુભ વેળા

वैद्यस्य पैत्र्ये दैवे वा कार्ये चोत्पातदर्शने ॥
मध्याह्ने चार्धरात्रे वा संध्ययोः........

વૈદ્ય શ્રાદ્ધ આદિ પિતૃકાર્યમાં કે હોમ આદિ દેવકાર્યમાં લાગ્યો હોય તે સમયે, ઉત્પાત જોવામાં આવતો હોય તે સમયે, મધ્યાહ્ને, મધરાતે, સૂર્યોદયના સમયમાં અથવા સૂર્યાસ્તના સમયમાં જે દૂતો આવે, તેઓને અશુભનાં ચિહ્નોરૂપ સમજવા.

દૂતોના સમાગમનાં અશુભ નક્ષત્રો

....... .......... कृत्तिकासु च ।
आर्द्राश्लेषामघामूलपूर्वासु भरणीषु च ॥८-९॥

કૃત્તિકા, આર્દ્રા, આશ્લેષા, મઘા, મૂળ, પૂર્વાફાલ્ગુની, પૂર્વાભાદ્રપદ, પૂર્વાષાઢા અને ભરણી એમાંનાં કોઈ નક્ષત્રમાં દૂતો આવે, તો તેઓને અશુભનાં ચિહ્નોરૂપ સમજવાં. ૮,૯

દૂતોના સમાગમમાં અશુભ તિથિઓ

चतुर्थ्यां वा नवम्यां वा षष्ठ्यां संधिदिनेषु च ।
वैद्यं य उपसर्पन्ति दूतास्ते चापि गर्हिताः ॥१०॥

ચોથ, નોમ, છઠ, અમાવાસ્યા, પૂનમ તથા પ્રતિપદા એ તિથિઓમાં દૂતો વૈદ્યની પાસે આવે, તો તેઓને અશુભનાં ચિહ્નોરૂપ સમજવા. ૧૦

અમુક અમુક રોગોમાં સ્થાન પરત્વે દૂતોના સમાગમનું શુભાશુભપણું

स्विन्नाभितप्ता मध्याह्ने ज्वलनस्य समीपतः ।
गर्हिताः पित्तरोगेषु दूता वैद्यमुपागताः ॥
त एव कफरोगेषु कर्मसिद्धिकराः स्मृताः ।
एतेन शेषं व्याख्यातं बुद्धया संविभजेत्तु तद् ॥
रक्तपित्तातिसारेषु प्रमेहेषु तथैव च ।
प्रशस्तो जलरोधेषु दूतवैद्यसमागमः ॥
विज्ञायैवं विभागं तु शेषं बुध्येत पण्डितः ॥११॥

પસીનાવાળા તથા પરિતાપ પામેલા દૂતો

અગ્નિના સમીપમાંથી મધ્યાહ્નના સમયમાં વૈદ્યની પાસે આવે અને રોગીને પિત્ત સંબંધી રોગ હોય, તો તે દૂતોને અશુભનાં ચિહ્નોરૂપ સમજવા; પણ રોગીને કફ સંબંધી રોગ હોય તો એ જ દૂતોને કાર્યની સિદ્ધિ કરનારા સમજવા. આ ઉપરથી બાકીનું કહેવાઈ ગયું છે; માટે એ પદ્ધતિ ઉપર ધ્યાન આપીને આવા વિષયમાં બુદ્ધિથી શુભાશુભના વિભાગો કરી લેવા. (રોગીને વાયુ સંબંધી રોગ હોય અને દૂતો ઠંડા પવનના કે બલવત્તર પવનના સમયમાં આવે, તો તેઓને અશુભ સમજવા, ઇત્યાદિ.)

રોગીઓને રક્તપિત્ત, અતિસાર કે પ્રમેહ હોય અને તે રોગીઓના દૂતો જે જગ્યાએ જલનો અટકાવ થતો હોય, તે જગ્યામાં આવીને વૈદ્યને મળે, તો તે સમાગમને શુભનાં ચિહ્નરૂપ સમજવો. પંડિત વૈદ્યે આ ઉપરથી સમજી લઈને બીજા સ્થળોમાં થતા સમાગમના શુભપણાનો પણ નિર્ણય કરી લેવો. (રોગીઓને ઉદાવર્ત્ત અને મૂત્રકૃચ્છ્ર આદિ રોગો હોય અને તે રોગીઓના દૂતો જ્યાં જળ વહેતું હોય એવા સ્થળમાં આવીને વૈદ્યને મળે, તો તે સમાગમ શુભના ચિહ્નરૂપ છે, ઇત્યાદિ.) ૧૧

કેવાં દૂતદર્શનાદિકને શુભ ચિહ્નો સમજવાં?

शुक्लवासाः शुचिर्गौरः श्यामो वा प्रियदर्शनः ॥
स्वस्यां जातौ सगोत्रो वा दूतः कार्यकरः स्मृतः ।
गोयानेनागतस्तुष्टः पादाभ्यां शुभचेष्टितः ॥
धृतिमान्विधिकालज्ञः स्वतन्त्रः प्रतिपत्तिमान् ।
अलंकृतो मङ्गलवान्दूतः कार्यकरः स्मृतः ॥
स्वस्थं प्राङ्मुखमासीनं समे देशे शुचौ शुचिम् ।
उपसर्पति यो वैद्यं स च कार्यकरः स्मृतः ॥ १२ ॥

દૂત જે સફેદ વસ્ત્રવાળો, સ્વચ્છ, ગૌર વર્ણવાળો, શ્યામ વર્ણવાળો છતાં પણ રૂપાળો, રોગીની જાતનો કે રોગીના ગોત્રવાળો હોય, તો તેને કાર્યની સિદ્ધિ કરનાર સમજવો. જે દૂત બળદ કે ઘોડા વગેરે સારાં વાહનથી અથવા પગે ચાલીને આવ્યો હોય, પ્રસન્ન હોય, શુભ ચેષ્ટાવાળો હોય, ધીરજવાળો હોય, પૂર્વાપર વગેરેના જ્ઞાનવાળો હોય, સ્વતંત્ર હોય, વિધિને તથા સમયને જાણનારો હોય, શણગારેલો હોય, સ્નિગ્ધ તથા કોમળ બોલનારો હોય, માંગલિક પદાર્થોવાળો હોય અને અવિપરીત તિથિ–નક્ષત્રાદિકમાં આવેલો હોય, તેને કાર્યની સિદ્ધિ કરનાર સમજવો. જે દૂત આધિવ્યાધિ વગરના, પવિત્ર તથા સમ પ્રદેશમાં ઉગમણે મોઢે બેઠેલા અને પવિત્ર સ્થિતિવાળા વૈદ્યની પાસે આવે, તેને કાર્યની સિદ્ધિ કરનાર સમજવો. ૧૨

દૂતને વૈદ્યને ઘેર જતાં અને વૈદ્યને રોગીને ઘેર જતાં થતાં શુભાશુભ શકુનો તથા નિમિત્તો

मांसोदकुम्भातपत्रविप्रवारणगोवृषाः ।
शुक्लवर्णाश्च पूज्यन्ते प्रस्थाने दर्शनं गताः ॥
स्त्री पुत्रिणी सवत्सा गौर्वर्द्धमानमलंकृता ।
कन्या मत्स्याः फलं चामं स्वस्तिकं मोदका दधि ॥
हिरण्याक्षतपात्रं वा रत्नानि सुमनोनृपः ।
अप्रशान्तोऽनलो वाजी हंसश्चापः शिखी तथा ॥
ब्रह्मदुन्दुभिजीमूतशङ्खवेणुरथस्वनाः ।
सिंहगोवृषनादाश्च ह्रेषितं गजबृंहितम् ॥
शस्तं हंसरुतं नृणां कौशिकं चैव वामतः ।
प्रस्थाने यायिनः श्रेष्ठा वाचश्च हृदयंगमाः ॥
पत्रपुष्पफलोपेतान्सक्षीरान्नीरुजो द्रुमान् ।
आश्रिता वा नभोवेश्मध्वजतोरणवेदिकाः ॥
दिक्षु शान्तासु वक्तारो मधुरं पृष्ठतोऽनुगाः ।
वामा वा दक्षिणा वापि शकुनाः कर्मसिद्धये ॥
शुष्केऽशनिहतेऽपत्रे वल्लीनद्धे सकण्टके ।
वृक्षेऽश्मभस्मास्थिविट्तुषाङ्गारपांसुषु ॥
चैत्यवल्मीकविषमस्थिता दीप्तखरस्वराः ।
पुरतो दिक्षु दीप्तासु वक्तारो नार्थसाधकाः ॥

સુકાયેલા, વીજળીથી બળેલા, પાંદડાં વગરના, વેલાઓથી ઘેરાયેલા કે કાંટાવાળા વૃક્ષની ઉપર બેઠેલાં અથવા પથરા, ભસ્મ, અસ્થિ, વિષ્ઠા, ફોતરાં, કોલસા, રજ, ચોતરાવાળાં વૃક્ષો, રાફડા કે વિષમ સ્થાન ઉપર બેઠેલાં દીપ્ત તથા કઠોર શબ્દવાળાં પક્ષીઓ સામી દિશામાં અથવા ખરાબ દિશાઓમાં અવાજ કરે, તો અશુભ થશે એમ સમજવું. પુલ્લિંગ નામવાળાં પક્ષીઓ ડાબાં ઊતરે અને સ્ત્રીલિંગ નામવાળાં પક્ષીઓ જમણાં ઊતરે, તો શુભ થશે એમ સમજવું. કૂતરો કે શિયાળ જમણી બાજુથી ડાબી બાજુએ જાય તો શુભ છે અને નોળિયો કે ચાષપક્ષી ડાબા ભાગમાંથી જમણો ઊતરે તો શુભ છે. સસલો, સર્પ, ગરંજ કે ઘુવડ એ ડાબાં કે જમણાં ઊતરે તોપણ અશુભ છે. ચંદનઘો કે કાચંડાનું દર્શન તથા તેમનો અવાજ અશુભ જ છે. અશુભસૂચક દૂતો જેવાં જ વેશાદિકવાળાં બીજાં પણ કોઈ માણસો જોવામાં આવે, તો તેઓ અશુભ છે. કળથી, તલ, કપાસ, ફોતરાં, પથરા તથા ભસ્મનું દર્શન અશુભ છે. કોલસાથી, તેલથી, કાદવથી ભરેલા પાત્રનું દર્શન અશુભ છે. સ્વચ્છ મદ્યથી ભરેલા પાત્રનું દર્શન અશુભ નથી પણ તે વગરનાં બીજાં—ગંદાં મદ્યોથી અથવા રાતા સર્ષપોથી ભરેલા પાત્રનું દર્શન અશુભ છે. માર્ગમાં ચાલતાં શબો, સુકાયેલાં કાષ્ઠો તથા પાંદડાંનો સમાગમ અશુભ છે. પતિત, મરવા તૈયાર થયેલ અથવા ચંડાલ, દીન, અંધ, તથા શત્રુનો સમાગમ પણ અશુભ છે. કોમળ, શીતળ, અનુકૂળ તથા સુગંધવાળો પવન શુભકારી છે. કઠોર, ગરમ, ખરાબ ગંધવાળો તથા સામેથી આવતો પવન અશુભ છે. ગ્રંથિ કે અર્બુદ વગેરે રોગવાળાની પાસે જવું હોય, ત્યારે કાપવાના અર્થવાળો શબ્દ સાંભળવામાં આવે તો શુભ છે. વિદ્રધિ, ઉદરરોગ કે ગુલ્મ એ રોગવાળાની પાસે જવું હોય, ત્યારે ભેદનના અર્થવાળો શબ્દ કાને પડે તો શુભ છે. રક્તપિત્ત કે અતિસારવાળાની પાસે જવું હોય ત્યારે રોકાવાના અર્થવાળો શબ્દ કાને પડે, તો શુભ છે. આ પ્રમાણે વ્યાધિઓના ભેદો ઉપરથી શબ્દોનું શુભાશુભમાં નિમિત્તપણું સમજવું. તેમ જ ગાળો ભાંડવાનો, 'હાય ભૂંડું થયું' એવો, બરાડાનો ને રોવાનો શબ્દ, વમનનો, અધોવાયુનો, વિષ્ઠાના ઉત્સર્ગનો, ગધેડાનો અને ઊંટનો અવાજ એ પણ અશુભ છે. વૈદ્ય પોતાના ઘરથી ચાલે તે સમયમાં મના થાય, કાંઈ ભાંગી જાય, છીંક થાય, લથડી જવાય, આઘાત થાય કે મનમાં ખેદ થાય, તોપણ અશુભ થાય છે. રોગીના ઘરમાં પ્રવેશ કરતી વખતે પોતાની અને રોગીની પણ એ સઘળી સ્થિતિઓ વૈદ્યે જોવી. રોગીના ઘરમાં ગયા પછી તે ઘરના દ્વારની આગળ કે તે ઘરમાં એવી કોઈ સ્થિતિઓ થાય, તો તેઓને અશુભ કરનારી ગણવી નહિ. વૈદ્ય પોતાના ઘરથી ચાલે તે સમયમાં અને રોગીના ઘરમાં પેસે તે સમયમાં કેશ, ભસ્મ, અસ્થિ, કાષ્ઠ, પથરા, ફોતરાં, કપાસ, કાંટા, ઊંધો પડેલો ખાટલો, મદ્યનું જળ, ચરબી, તેલ, તલ, ખડ, નપુંસક, ખોડખાંપણવાળો માણસ, ભાંગેલાં અંગવાળો માણસ, નગ્ન, મુંડેલા મસ્તકવાળો કે તમામ કાળાં વસ્ત્રોવાળો માણસ જોવામાં આવે, તો તે અશુભનાં ચિહ્નરૂપ છે, એમ સમજવું. વૈદ્ય રોગીના ઘરમાં જાય કે બેસે તે સમયમાં એકઠાં કરી રાખેલાં વાસણો સ્થાનમાંથી ખસી જાય, ઊંડા ખાડામાંની વસ્તુ ઉખેડવામાં આવતી હોય, કોઈ વસ્તુ ભાંગી નાખવામાં આવતી હોય, કોઈ વસ્તુ પડતી હોય, કોઈ વસ્તુને બહાર લઈ જવામાં આવતી હોય, વૈદ્યનું આસન ગબડી જાય કે રોગી નીચું મોઢું કરી બેઠો હોય તો તે અશુભનાં ચિહ્નરૂપ

છે. રોગી વૈદ્યની સામે વાત કરતો કરતો ભીંતને, બિછાનાને, પોતાના હાથને, પીઠને કે માથાને ચોળ્યા કરે અથવા હલાવ્યા કરે, તો તે પણ અશુભ છે. જે રોગી માણસ વૈદ્યના હાથને ખેંચીને પોતાના માથા ઉપર કે છાતી ઉપર મૂકે અથવા ઊંચું મોઢું રાખીને વૈદ્યને પૂછે અથવા પૂછતો પૂછતો પોતાના અંગને સાફ કર્યા કરે, તો તે રોગીને આરામ થતો નથી. જેના ઘરમાં વૈદ્યનો સત્કાર ન થાય તે રોગીને પણ આરામ થતો નથી. જેના ઘરમાં વૈદ્ય પૂજાય તે રોગી રોગથી મુક્ત થાય છે. દૂતાદિક શુભ હોય તો રોગીનું શુભ થાય છે અને અશુભ હોય તો રોગીનું અશુભ થાય છે; એટલા માટે વૈદ્યે અવશ્ય દૂતાદિકની પરીક્ષા કરવી. ૧૩

### સ્વપ્નો ઉપરથી શુભાશુભનું દર્શન

स्वमानतः प्रवक्ष्यामि मरणाय शुभाय च ॥
सुहृदो यांश्च पश्यन्ति व्याधितो वा स्वयं तथा।
स्नेहाभ्यक्तशरीरस्तु करभव्यालगर्दभैः॥
वराहैर्महिषैर्वापि यो यायाद्दक्षिणामुखः।
रक्ताम्बरधरा कृष्णा हसन्ती मुक्तमूर्द्धजा॥
यं वा कर्षति बद्ध्वा स्त्री नृत्यन्ती दक्षिणामुखम्।
अन्तावसायिभिर्यो वा कृष्यते दक्षिणामुखः॥
परिष्वजेरन्यं वापि प्रेताः प्रव्रजितास्तथा।
मूर्द्धन्याघ्रायते यस्तु श्वापदैर्विकृताननैः॥
पिबेन्मधु च तैलं च यो वा पङ्केऽवसीदति।
पङ्कप्रदिग्धगात्रो वा प्रनृत्येत्प्रहसेत्तथा॥
निरम्बरश्च यो रक्तां धारयेच्छिरसि स्रजम्।
यस्य वंशो नलो वापि तालो वोरसि जायते॥
यं वा मत्स्यो ग्रसेद्यो वा जननीं प्रविशेन्नरः।
पर्वताग्रात्पतेद्यो वा श्वभ्रे वा तमसा वृते॥
ह्रियते स्रोतसा यो वा यो वा मौण्ड्यमवाप्नुयात्।
पराजीयेत बध्येत काकाद्यैर्वाभिभूयते॥
पतनं तारकादीनां प्रणाशं दीपचक्षुषोः।
यः पश्येद्देवतानां वा प्रकम्पमवनेस्तथा॥
यस्य छर्दिर्विरेको वा दशनाः प्रपतन्ति वा।
शाल्मलीं किंशुकं यूपं वल्मीकं पारिभद्रकम्॥
पुष्पाढ्यं कोविदारं वा चितां वा योऽधिरोहति।
कार्पासतैलपिण्याकलोहानि लवणं तिलान्॥
लभेताश्नीत वा पक्वमन्नं यश्च पिबेत्सुराम्।
स्वस्थः स लभते व्याधिं व्याधितो मृत्युमृच्छति॥
यथास्वं प्रकृतिस्वप्नो विस्मृतो विहतश्च यः।
चिन्ताकृतो दिवा दृष्टो भवन्त्यफलदास्तु ते॥
ज्वरितानां शुना सख्यं कपिसख्यं तु शोषिणाम्।
उन्मादे राक्षसैः प्रेतैरपस्मारे प्रवर्तनम्॥
मेहातिसारिणां तोयपानं स्नेहस्य कुष्ठिनाम्।
गुल्मेषु स्थावरोत्पत्तिः कोष्ठे मूर्ध्नि शिरोरुजि॥
शष्कुलीभक्षणं छर्द्यामध्वा श्वासपिपासयोः।
हारिद्रं भोजनं वापि यस्य स्यात्पाण्डुरोगिणः॥
रक्तपित्ती पिबेद्यश्च शोणितं स विनश्यति।
स्वप्नानेवंविधान्दृष्ट्वा प्रातरुत्थाय यत्नवान्॥
दद्यान्माषांस्तिलाल्लोहं विप्रेभ्यः काञ्चनं तथा।
जपेच्चापि शुभान्मन्त्रान्गायत्रीं त्रिपदां तथा॥
दृष्ट्वा च प्रथमे यामे स्वप्याद्ध्यात्वा पुनः शुभम्।
जपेद्वान्यतमं देवं ब्रह्मचारी समाहितः।
न चाचक्षीत कस्मैचिद्दृष्ट्वा स्वप्नमशोभनम्॥
देवतायतने चैव वसेद्रात्रित्रयं तथा।
विप्रांश्च पूजयेन्नित्यं दुःस्वप्नात्प्रविमुच्यते॥
अत ऊर्ध्वं प्रवक्ष्यामि प्रशस्तं स्वप्नदर्शनम्।
देवान्द्विजान्गोवृषभाञ्जीवतः सुहृदो नृपान्॥
समिद्धमग्निं विप्रांश्च निर्मलानि जलानि च।
पश्येत्कल्याणलाभाय व्याधेरपगमाय च॥
मांसं मत्स्यान्स्रजः श्वेता वासांसि च फलानि च।
लभन्ते धनलाभाय व्याधेरपगमाय च॥
महाप्रासादसफलवृक्षवारणपर्वतान्।
आरोहेद् द्रव्यलाभाय व्याधेरपगमाय च॥
नदीनदसमुद्रांश्च क्षुभितान्कलुषोदकान्।
तरेत्कल्याणलाभाय व्याधेरपगमाय च॥

उरगो वा जलौका वा भ्रमरो वापि यं दशेत् ।
आरोग्यं निर्दिशेत्तस्य धनलाभं च बुद्धिमान् ॥
एवंरूपाञ्छुभान्स्वप्नान्यः पश्येद् व्याधितो नरः ।
स दीर्घायुरिति ज्ञेयस्तस्मै कर्म समाचरेत् ॥१४॥

હવે રોગીના સંબંધીઓને અથવા રોગીને પોતાને પ્રાપ્ત થયેલાં જે સ્વપ્નો મરણની કે શુભની સૂચના આપે છે, તે સ્વપ્નો વિષે કહું છું:

જે માણસ સ્વપ્નમાં તેલથી ખરડાયેલા શરીરવાળો થઈ ઊંટ, હિંસક જાનવર, ગધેડો, સૂવર કે પાડો એમના ઉપર બેસી દક્ષિણ દિશા તરફ જાય, તે માણસ સ્વસ્થ હોય તો રોગી થાય છે અને રોગી હોય તો મરણ પામે છે. જે માણસને સ્વપ્નમાં રાતાં વસ્ત્રોને ધરનારી, હસતી, છૂટા કેશવાળી અને નાચતી કાળી સ્ત્રી બાંધીને દક્ષિણ દિશા તરફ ખેંચે, તે માણસ સ્વસ્થ હોય તો રોગી થાય છે અને રોગી હોય તો મરણ પામે છે. જે માણસને સ્વપ્નમાં ચાંડાલ લોકો દક્ષિણ દિશા તરફ ખેંચે અથવા પ્રેતો (મરણ પામેલાઓ) કે સંન્યાસીઓ આલિંગન કરે, તે માણસ સ્વસ્થ હોય તો રોગી થાય છે અને રોગી હોય તો મરણ પામે છે. સ્વપ્નમાં વિકૃત મોઢાવાળાં, ફાડી ખાનારાં જનાવરો જે માણસનું માથું સૂંઘે અથવા જે માણસ સ્વપ્નમાં મદ્યને કે તેલને પીએ અથવા કાદવમાં ખૂંચી જાય, તે માણસ સ્વસ્થ હોય તો રોગી થાય છે અને રોગી હોય તો મરણ પામે છે. જે માણસ સ્વપ્નમાં કાદવથી ખરડાયેલાં ગાત્રોવાળો થઈ નાચે તથા હસે અથવા નાગોનાગો માથા પર રાતી માળાને ધારણ કરે, તે માણસ સ્વસ્થ હોય તો રોગી થાય છે અને રોગી હોય તો મરણ પામે છે. જે માણસને સ્વપ્નમાં છાતી પર વાંસ, બરુ કે તાડ ઊગે અથવા જેને સ્વપ્નમાં મત્સ્ય ગળી જાય અથવા જે માણસ સ્વપ્નમાં માતાના ઉદરમાં પેસી જાય, તે માણસ સ્વસ્થ હોય તો રોગી થાય છે અને રોગી હોય તો મરણ પામે છે. જે માણસ સ્વપ્નમાં પર્વતની ટોચ ઉપરથી પડે અથવા અંધકારથી ઘેરાયેલા ખાડામાં પડે અથવા પ્રવાહમાં તણાઈ જાય અથવા માથાથી મુંડાઈ જાય અથવા હારી જાય, બંધાય કે કાગડાઓ વગેરેથી પરાભવ પામે, તે રોગી માણસ સ્વસ્થ હોય તો રોગી થાય છે અને રોગી હોય તો મરણ પામે છે. જે માણસ સ્વપ્નમાં તારાઓને પડતા દેખે અથવા દીવાને કે ચક્ષુને નષ્ટ થઈ ગયેલાં દેખે અથવા દેવમૂર્તિઓના કે પૃથ્વીના કંપને દેખે, તે તે માણસ સ્વસ્થ હોય તો રોગી થાય છે અને રોગી હોય તો મરણ પામે છે. જે માણસને સ્વપ્નમાં વમન થાય કે વિરેચન થાય અથવા દાંત પડી જાય અથવા જે માણસ સ્વપ્નમાં શીમળાના ઝાડ પર, ખાખરા પર, યજ્ઞમાં પશુ બાંધવાના ખીલા પર, રાફડા પર, લીંબડા પર, પુષ્પોથી ભરપૂર રક્તકાંચન નામના વૃક્ષ ઉપર અથવા ચિતા ઉપર ચડે, તે માણસ સ્વસ્થ હોય તો રોગી થાય છે અને રોગી હોય તો મરણ પામે છે. જે માણસને સ્વપ્નમાં કપાસ, તેલ, ખોળ, લોઢાના પદાર્થ, લૂણ કે તલ એમાંનું કાંઈ મળે અથવા જે માણસ સ્વપ્નમાં રાંધેલુ અન્ન ખાય અથવા મદિરા પીએ, તે માણસ સ્વસ્થ હોય તો રોગી થાય છે અને રોગી હોય તો મરણ પામે છે.

જે સ્વપ્ન પોતાની વાત આદિ પ્રકૃતિ પ્રમાણે જોવામાં આવે[1], જે સ્વપ્ન અત્યંત ભુલાઈ જાય, જે સ્વપ્ન તુરત જ સારા સ્વપ્નથી હણાઈ જાય, જે સ્વપ્ન

[1] વાતપ્રકૃતિવાળો માણસ સ્વપ્નમાં આકાશમાં જાય છે. પિત્તપ્રકૃતિવાળો માણસ સ્વપ્નમાં અગ્નિને, વીજળીને તથા ઉલ્કાઓને દેખે છે. કફપ્રકૃતિવાળો માણસ સ્વપ્નમાં કમળોને, હંસોને તથા સુંદર જલાશયોને દેખે છે. (ભાવપ્રકાશ.) શારીરસ્થાનના ચોથા અધ્યાયનો ૩૩મો, ૩૪મો તથા ૩૫મો વિષય જુઓ.

ચિંતાએ કરેલું હોય અને જે સ્વપ્ન દિવસે જોવામાં આવે, તે સ્વપ્નો કશું ફળ આપતાં નથી.

જ્વરવાળા માણસોને સ્વપ્નમાં કૂતરાની સાથે મૈત્રી થાય, ક્ષયવાળાઓને સ્વપ્નમાં વાનરોની સાથે મૈત્રી થાય, ઉન્માદવાળાઓને સ્વપ્નમાં રાક્ષસોનો સમાગમ થાય અને અપસ્મારવાળાઓને સ્વપ્નમાં પ્રેતોનો સમાગમ થાય, તો તે રોગીઓ મરણ પામે છે. જો પ્રમેહ કે અતિસારવાળો રોગી સ્વપ્નમાં પાણી પીએ, કોઢવાળો રોગી સ્વપ્નમાં તેલ આદિ સ્નેહ પીએ, ગુલ્મવાળો રોગી સ્વપ્નમાં પોતાના કોઠા પર વૃક્ષની ઉત્પત્તિ થયેલી દેખે, માથાનો દરદી સ્વપ્નમાં માથા પર વૃક્ષની ઉત્પત્તિ થયેલી દેખે, વમનનો દરદી સ્વપ્નમાં ચણા વગેરેની તેલમાં તળેલી પૂરી ખાય, શ્વાસનો કે તરશનો દરદી સ્વપ્નમાં ચાલે, પાંડુરોગનો દરદી સ્વપ્નમાં હળદરવાળું ભોજન જમે અને રક્તપિત્તનો દરદી સ્વપ્નમાં લોહી પીએ, તો મરી જાય છે.

આવાં દુષ્ટ સ્વપ્નો જોવામાં આવ્યાં હોય તો પ્રભાતમાં ઊઠી યત્નપૂર્વક બ્રાહ્મણોને અડદ, તલ, લોઢું તથા સોનું એનાં દાનો દેવાં અને શુભ મંત્રોનો તથા ત્રિપદા ગાયત્રીનો જપ કરવો. રાત્રિના પહેલા પહોરમાં દુષ્ટ સ્વપ્ન જોવામાં આવે તો શુભનું ધ્યાન કરી પાછુ સૂઈ જવુ અથવા બ્રહ્મચર્ય રાખી એકાગ્ર ચિત્તથી કોઈ દેવના મંત્રનો જપ કરવો. ખરાબ સ્વપ્ન જોવામાં આવેલું હોય, તો તે વાત કોઈને ન કહેતાં દેવમંદિરમાં ત્રણરાત સુધી રહેવું અને નિત્ય બ્રાહ્મણોનું પૂજન કરવું. આમ કરવાથી દુઃસ્વપ્નનું ફળ થતું નથી.

હવે સારાં સ્વપ્નો કહું છું. જો સ્વપ્નમાં દેવ, શુભ પક્ષીઓ, બળદો, જીવતા સંબંધીઓ, રાજાઓ, પ્રદીપ્ત અગ્નિ, બ્રાહ્મણો કે નિર્મળ જળ જોવામાં આવે, તો કલ્યાણની પ્રાપ્તિ થાય છે અને જે વ્યાધિ હોય તે ટળી જાય છે. જો સ્વપ્નમાં માંસ, મત્સ્ય, સફેદ માળાઓ, સફેદ વસ્ત્ર કે ઉત્તમ ફળોની પ્રાપ્તિ થાય, તો ધનનો લાભ થાય છે અને જે વ્યાધિ હોય તે ટળી જાય છે. સ્વપ્નમાં મોટા મહેલ પર, ફળવાળાં વૃક્ષો પર, હાથી કે પર્વતની ઉપર ચડે તો દ્રવ્ય મળે છે અને જે વ્યાધિ હોય તે ટળી જાય છે. સ્વપ્નમાં વૃદ્ધિ પામેલાં અને મેલાં જળવાળી નદીઓ, નદો કે સમુદ્રોને તરે, તો કલ્યાણની પ્રાપ્તિ થાય છે અને જે વ્યાધિ હોય તે ટળી જાય છે. જે માણસને સ્વપ્નમાં સર્પ, જળો કે ભ્રમર કરડે તેનું શરીર આરોગ્યવાળું થવાનું અને તેને ધનનો લાભ થવાનું ભવિષ્ય બુદ્ધિમાન વૈદ્યે કહેવું. જે રોગી માણસ આવી રીતનાં શુભ સ્વપ્નોને દેખે તેને લાંબા આયુષ્યવાળો જાણવો અને તેવો જાણીને ચિકિત્સા કરવી. ૧૪

## અધ્યાય ૩૦ મો*

### ઉપક્રમ

अथातः पञ्चेन्द्रियार्थविप्रतिपत्तिमध्यायं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'પંચેન્દ્રિયાર્થવિપ્રતિપત્તિ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### અરિષ્ટનું સંક્ષિપ્ત લક્ષણ

शरीरशीलयोर्या तु प्रकृतेर्विकृतिर्भवेत् ।
तत्त्वरिष्टं समासेन व्यासतस्तु निबोध मे ॥ २ ॥

* ચરકે શારીરસ્થાન પછી ઇંદ્રિયસ્થાન લખ્યું છે. અહીં સૂત્રસ્થાનમાં તેનો સમાવેશ છે, કારણ કે આ ગ્રંથમાં શલ્યતંત્ર પ્રધાન છે, સર્જનને પણ સાધ્ય-અસાધ્યનું જ્ઞાન હોવું જોઈએ. હવે પછીના અધ્યાયોમાંથી સાધ્ય-અસાધ્યનું જ્ઞાન આપેલું છે. આ આખો વિષય ફિઝિયોલોજી (દેહધર્મવિદ્યા)નો છે તે અત્યંત ગહન અને સૂક્ષ્મ છે, એકેક ચિહ્ન પાછળ ઘણી ગહન ક્રિયાઓનો સમાવેશ થાય છે. પ્ર.

[1] પાંચે ઇંદ્રિયોના વિષયોના વિપરીતપણારૂપ અરિષ્ટ જણાવવા વિષેનો.

શરીરની અને સ્વભાવની પ્રકૃતિનું વિપરીતપણું થઈ જાય એ અરિષ્ટ (મરણનું લક્ષણ) સમજવું. અરિષ્ટનું આ સંક્ષિપ્ત લક્ષણ કહ્યું. હવે અરિષ્ટ વિષે વિસ્તારથી કહું છું, તે સાંભળો.

### શબ્દોનો ફેરફાર એ માણસના મરણનું ચિહ્ન છે

शृणोति विविधाञ्छब्दान्यो दिव्यानामभावतः।
समुद्रपुरमेघानामसंपत्तौ च निःस्वनान्॥
तान्स्वनान्नावगृह्णाति मन्यते चान्यशब्दवत्।
ग्राम्यारण्यस्वनांश्चापि विपरीताञ्छृणोत्यपि॥
द्विषच्छब्देषु रमते सुहृच्छब्देषु कुप्यति।
न शृणोति च योऽकस्मात्तं ब्रुवन्ति गतायुषम्॥३

જે માણસ આસપાસમાં કોઈ પણ સિદ્ધ, ગંધર્વ કે કિન્નર આદિ દિવ્ય પ્રાણીઓ ન હોવા છતાં પણ તેઓના વિવિધ શબ્દોને સાંભળે અથવા સમુદ્ર, પુરવાસી લોકો કે મેઘના શબ્દોનો અભાવ છતાં પણ તેઓના શબ્દોને સાંભળે અથવા સમુદ્રાદિકના શબ્દો થવા છતાં પણ તેઓને ન સાંભળે અથવા એ સમુદ્રાદિકના શબ્દોને અન્ય પદાર્થોના શબ્દો માને અથવા ગ્રામ્ય પ્રાણીઓના શબ્દોને જંગલી પ્રાણીઓના શબ્દો માને અને જંગલી પ્રાણીઓના શબ્દોને ગ્રામ્ય પ્રાણીઓના શબ્દો માને અથવા શત્રુઓની વાતો સાંભળીને રાજી થાય અને સ્નેહીની વાતો સાંભળીને કોપ કરે અથવા અકસ્માત્ કશુ સાંભળે જ નહીં, તે માણસનું આયુષ્ય ક્ષીણ થયુ છે, એમ સમજવું.

### સ્પર્શનો ફેરફાર પણ માણસના મરણનું ચિહ્ન છે

यस्तूष्णमिव गृह्णाति शीतमुष्णं च शीतवत्।
संजातशीतपिडको यश्च दाहेन पीड्यते॥
उष्णगात्रोऽतिमात्रं च यः शीतेन प्रवेपते।
प्रहारान्नाभिजानाति योऽङ्गच्छेदमथापि वा॥४॥

જે માણસ ઉષ્ણસ્પર્શને શીતસ્પર્શ જેવો તથા શીતસ્પર્શને ઉષ્ણસ્પર્શ જેવો ગણે, અથવા ઠંડ સંબંધી ફોલ્લીઓ થયા છતાં પણ બળતરાથી પીડાય અથવા અત્યંત ગરમ ગાત્રોવાળો છતાં પણ શીતથી ધ્રૂજે અથવા લાકડી વગેરેના પ્રહારોને કે અંગના છેદનને પણ ન જાણે તે માણસનું આયુષ્ય ક્ષીણ થયું છે, એમ સમજવું. ૪

### રૂપની વિપરીતતા પણ માણસના મરણનું ચિહ્ન છે

पांसुनेवावकीर्णानि यश्च गात्राणि मन्यते।
वर्णान्यभावो राज्यो वा यस्य गात्रे भवन्ति हि॥५

જે માણસ પોતાનાં અંગોને રજથી ખરડાયેલા જેવાં માને અથવા જે માણસના શરીરમાં વર્ણનો મોટો ફેરફાર થઈ જાય અથવા જે માણસના શરીરમાં કાળી તથા રાતી વગેરે લીટીઓ થાય, તે માણસનું આયુષ્ય ક્ષીણ થયું છે, એમ સમજવું. ૫

### રસનો ફેરફાર પણ માણસના મરણનું ચિહ્ન છે

स्नातानुलिप्तं यं चापि भजन्ते नीलमक्षिकाः॥६॥

નાહીને શરીર પર ચંદનનું લેપન કરવા છતાં પણ જેના શરીર પર નીલ માખીઓ બેસે—અર્થાત્ જેનું શરીર અત્યંત મધુર રસમય થઈ ગયું હોય, તે માણસનું આયુષ્ય ક્ષીણ થયું છે, એમ સમજવું. (આવા માણસનું મરણ એક વર્ષની અંદર થાય છે.) ૬

### ગંધનો ફેરફાર પણ માણસના મરણનું ચિહ્ન છે

सुगन्धिर्वाति योऽकस्मात्तं ब्रुवंति गतायुषम्॥७॥

જે માણસના શરીરમાં સુગંધી પદાર્થોનો પ્રયોગ ન કર્યા છતાં પણ અકસ્માત્ સુગંધ નીકળવા લાગે તે માણસનું આયુષ્ય ક્ષીણ થયું છે એમ સમજવું. (આવા માણસનું મરણ એક વર્ષની અંદર થાય છે.) ૭

### રસોના ફેરફારરૂપ અરિષ્ટનું વિશેષ વ્યાખ્યાન

विपरीतेन गृह्णाति रसान्यश्चोपयोजितान्।
उपयुक्ताः क्रमाद्यस्य रसा दोषाभिवृद्धये॥

यस्य दोषाग्निसाम्यं च कुर्युर्मिथ्योपयोजिताः ।
यो वा रसान्न संवेत्ति गतासुं तं प्रचक्षते ॥८॥

જે માણસે ઉપયોગમાં લીધેલા રસોને વિપરીત સમજે–અર્થાત્ મધુરને ખાટો અને ખાટાને મધુર ઇત્યાદિ વિપરીત માને, અથવા રસો ભોજનવિધિમાં કહેલા ક્રમ પ્રમાણે ઉપયોગમાં લીધેલા છતાં પણ જેના દોષોને વધારે અથવા અયોગ્ય રીતે ઉપયોગમાં લેવામાં આવતા રસો પણ જેના શરીરમાં દોષોની અને અગ્નિની સમતારૂપ સ્વસ્થતા આપે અથવા જે માણસને રસોનું મુદ્દલ જ્ઞાન જ ન રહે, તે માણસનું આયુષ્ય ક્ષીણ થયું છે, એમ સમજવું. (આવા માણસનું મરણ એક મહિનાની અંદર થાય છે.)૮

ગંધોના ફેરફારરૂપ અરિષ્ટનું વિશેષ વ્યાખ્યાન

सुगन्धं वेत्ति दुर्गन्धं दुर्गन्धस्य सुगन्धताम् ।
यो वा गन्धान्न जानाति गतासुं तं विनिर्दिशेत् ॥९

જે માણસ સુગંધને દુર્ગંધ જાણે તથા દુર્ગંધને સુગંધ જાણે અથવા જે માણસને ગંધોનું મુદ્દલ જ્ઞાન જ ન રહે, તે માણસનું આયુષ્ય ક્ષીણ થયું છે એમ સમજવું. ૯

સ્પર્શોના ફેરફારરૂપ અરિષ્ટનું વિશેષ વ્યાખ્યાન

द्वन्द्वान्युष्णहिमादीनि कालावस्था दिशस्तथा ।
विपरीतेन गृह्णाति भावानन्यांश्च यो नरः ॥१०॥

જે માણસ ગરમ તથા ઠંડાં અને ઉષ્ણવીર્ય તથા શીતવીર્ય ઇત્યાદિ દ્વંદ્વોને તેઓની સ્થિતિથી ઊલટાં સમજે અથવા જે માણસ વાયુનો અભાવ, વાયુની પ્રબળતા તથા જળનો વરસાદ ઇત્યાદિ કાળની અવસ્થાઓને તેઓની સ્થિતિથી વિપરીત સમજે તથા મનના સ્પર્શથી દિશાઓને પણ ઊલટી સમજે, અર્થાત્ પૂર્વને પશ્ચિમ અને પશ્ચિમને પૂર્વ ઇત્યાદિ ઊલટી રીતે સમજે અને બીજા પદાર્થોને પણ તેઓ જે સ્થિતિના હોય તે સ્થિતિથી ઊલટા સમજે, તે માણસના આયુષ્યની સમાપ્તિ થઈ છે, એમ સમજવું. (આવા માણસનું મરણ એક મહિનાની અંદર થાય છે.) ૧૦

રૂપોનું ફેરફારરૂપ અરિષ્ટનું વિશેષ વ્યાખ્યાન

दिवा ज्योतींषि यश्चापि ज्वलितानीव पश्यति ।
रात्रौ सूर्यं ज्वलन्तं वा दिवा वा चन्द्रवर्चसम् ॥
अमेघोपप्लवे यश्च शक्रचापतडिद्गुणान् ।
तडित्वतोऽसितान्यो वा निर्मले गगने घनान् ॥
विमानयानप्रासादैर्यश्च संकुलमम्बरम् ।
यश्चानिलं मूर्तिमन्तमन्तरिक्षं च पश्यति ॥
धूमनीहारवासोभिरावृतामिव मेदिनीम् ।
प्रदीप्तमिव लोकं च यो वाऽऽप्लुतमिवाम्भसा ॥
भूमिमष्टापदाकारां लेखाभिर्यश्च पश्यति ।
न पश्यति सनक्षत्रां यश्च देवीमरुन्धतीम् ॥
ध्रुवमाकाशगङ्गां वा तं वदन्ति गतायुषम् ।
ज्योत्स्नादर्शोष्णतोयेषु छायां यश्च न पश्यति ॥
पश्यत्येकाङ्गहीनां वा विकृतां वाऽन्यसत्त्वजाम् ।
श्वकाककङ्कगृध्राणां प्रेतानां यक्षरक्षसाम् ॥
पिशाचोरगनागानां भूतानां विकृतामपि ।
यो वा मयूरकण्ठाभं विधूमं वह्निमीक्षते ॥
आतुरस्य भवेन्मृत्युः स्वस्थो व्याधिमवाप्नुयात् ॥११

જે માણસ દિવસે તારાઓને પ્રજ્વલિત જેવા દેખે, રાતે સૂર્યને પ્રકાશ પામેલો દેખે, દિવસે સૂર્યને ચંદ્ર જેવા તેજવાળો દેખે, આકાશ વાદળાંથી ઢંકાયેલું ન હોય છતાં પણ તેમાં ઇંદ્રધનુષને તથા વીજળીના ચમકારાઓને દેખે, નિર્મલ આકાશમાં પણ વીજળીવાળાં કાળાં વાદળાંને દેખે, આકાશને વિમાનોથી, વાહનોથી તથા મહેલોથી ભરપૂર દેખે, વાયુને તથા અંતરિક્ષને દેવતા જેવા આકારવાળાં દેખે, પૃથ્વીને ધુમાડાથી, ઝાકળથી તથા વસ્ત્રોથી ઢંકાયેલા જેવી દેખે, જગતને ગ્રીષ્મકાલ વિના પણ સળગેલા જેવું તથા વર્ષાકાલ વિના પણ જળથી

વ્યાઘ્ર જેવું દેખે, પૃથ્વીને ચોપાટબાજીના પાટિયા જેવી દેખે, રાતે નક્ષત્રોની સાથે અરુંધતીદેવીને દેખે નહીં, ધ્રુવને તથા આકાશગંગાને દેખે નહીં, ચંદ્રના પ્રકાશમાં કે સૂર્યના તડકામાં પોતાના પડછાયાને દેખે નહીં, જળમાં કે અરીસામાં પોતાના પ્રતિબિંબને દેખે નહીં, જો દેખે તો એકાદ અંગ વગરની, વિકારવાળી અથવા કોઈ પ્રાણીના જેવી છાયા દેખે, કૂતરાં, કાગડા, કંક, ગરંજ, પ્રેત, યક્ષ, રાક્ષસ, પિશાચ, સર્પ તથા ભૂત આદિ પ્રાણીઓની વિકૃત છાયાઓને દેખ્યા કરે અથવા નિર્ધૂમ અગ્નિને મોરના કંઠ જેવો આસમાની દેખે, તે માણસ રોગી હોય તો મરી જાય છે અને સ્વસ્થ હોય તો રોગી થાય છે. (વાદળાંનો આડંબર નહિ છતાં ઇંદ્રધનુષ કે વીજળી જોવામાં આવે, તો બેત્રણ મહિનામાં મરણ થાય છે.) ૧૧

## અધ્યાય ૩૧ મો

### ઉપક્રમ

अथातश्छायाविप्रतिपत्तिमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'છાયાવિપ્રતિપત્તિ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલુ છે. ૧

છાયાઓના (કાંતિઓના) ફેરફારરૂપ અરિષ્ટ

श्यावा लोहितिका नीला पीतिका वापि मानवम् ।
अभिद्रवन्ति यं छायाः स परासुरसंशयम् ॥ २ ॥

જે માણસની અસલની કાંતિ ટળી જઈને કાળી, રાતી, આસમાની અથવા પીળી કાંતિ થઈ જાય, તે માણસ અવશ્ય તુરત મરે છે. ૨

[1] કાંતિ વગેરેના ફેરફારરૂપ અરિષ્ટો જણાવવા વિષેનો.

લાજ વગેરેના ફેરફારરૂપ અરિષ્ટ

ह्रीश्रियौ नश्यतो यस्य तेज ओजः स्मृतिः प्रभा ।
अकस्माद्यं भजन्ते वा स परासुरसंशयम् ॥ ३ ॥

જે માણસનાં લાજ, શોભા, તેજ, બળ, સ્મરણ અને પ્રભા અકસ્માત નષ્ટ થઈ જાય, અથવા જે માણસને એ લાજ, શોભા, તેજ, બળ, સ્મરણ અને પ્રભા અકસ્માત પ્રાપ્ત થાય, તે માણસ અવશ્ય તુરત મરે છે. ૩

અવયવોના ફેરફાર (વિકૃતિ)રૂપ અરિષ્ટ

यस्याधरोष्ठः पतितः क्षिप्तश्चोर्ध्वं तथोत्तरः ।
उभौ वा जाम्बवाभासौ दुर्लभं तस्य जीवितम् ॥
आरक्ता दशना यस्य श्यावा वा स्युः पतन्ति च ।
खञ्जनप्रतिमा वापि तं गतायुषमादिशेत् ॥
कृष्णा स्तब्धावलिप्ता वा जिह्वा शूना च यस्य वै ।
कर्कशा वा भवेद्यस्य सोऽचिराद्विजहात्यसून् ॥
कुटिला स्फुटिता वापि शुष्का वा यस्य नासिका ।
अवस्फूर्जति भग्ना वा न स जीवति मानवः ॥
संक्षिप्ते विषमे स्तब्धे रक्ते स्रस्ते च लोचने ।
स्रवतो वा प्रस्नुते यस्य स गतायुर्नरो ध्रुवम् ॥
केशाः सीमन्तिनो यस्य संक्षिप्ते विनते भ्रुवौ ।
लुनन्ति चाक्षिपक्ष्माणि सोऽचिराद्याति मृत्यवे ॥ ४

જેનો નીચલો હોઠ લાંબો થાય તથા ઉપલો હોઠ ઊંચો ચડી જાય અથવા બન્ને હોઠ જાંબુનાં ફળો જેવા શ્યામ થઈ જાય, તે માણસનું જીવવું દુર્લભ થાય છે. જેના દાંતો રતાશવાળા થઈ જાય, કાળાશવાળા થઈ જાય, પડી જાય અથવા ખંજન પક્ષીના રંગ જેવા કાળાધોળા થઈ જાય અથવા મૃદંગના મોઢા ઉપરના કાળા ભાગ જેવા થઈ જાય, તેને ક્ષીણ આયુષ્યવાળો જાણવો. જેની જીભ કાળી, અક્કડ, પ્રમેહાદિક વિના પણ લેપવાળી, સૂજેલી અથવા ખરસટ થઈ જાય, તે માણસ થોડા સમયમાં પ્રાણ છોડી દે છે. (આ થવાથી એક પખવાડિયાની અંદર મરણ થાય

છે.) જેની નાસિકા વાંકી, ખૂલી ગયેલી, સુકાયેલી, ઘણા અવાજવાળી કે તૂટેલી થઈ જાય, તે માણસ જીવતો નથી. (આ અરિષ્ટ થવાથી સાત રાતની અંદર મરણ થાય છે.) જેનાં નેત્રો સંકોચાયેલાં, ઊંચાંનીચાં, અક્કડ, રાતાં, નીચે પડેલા જેવાં અથવા આંસુના પ્રવાહવાળાં થઈ જાય, તે માણસને અવશ્ય ક્ષીણ આયુષ્યવાળો જાણવો. જેના કેશો વચમાં અનેક સેંથાઓવાળા થઈ જાય, ભ્રૂકુટિઓ ટૂંકી તથા નમેલી થઈ જાય, કે આંખોની પાંપણોના વાળો કંપ્યા કરતા હોય અથવા ખરી પડતા હોય, તે માણસ તુરત જ મૃત્યુની પાસે જાય છે. ૪

અવયવોની ક્રિયાના ફેરફારરૂપ અરિષ્ટ

नाहरत्यन्नमास्यस्थं न धारयति यः शिरः ।
एकाग्रदृष्टिर्मूढात्मा सद्यः प्राणाञ्जहाति सः ॥
बलवान्दुर्बलो वाऽपि संमोहं योऽधिगच्छति ।
उत्थाप्यमानो बहुशस्तं धीरः परिवर्जयेत् ॥
उत्तानः सर्वदा शेते पादौ विकुरुते च यः ।
विप्रसारणशीलो वा न स जीवति मानवः ॥
शीतपादकरोच्छ्वासश्छिन्नश्वासश्च यो भवेत् ।
काकोच्छ्वासश्च यो मर्त्यस्तं धीरः परिवर्जयेत् ॥
निद्रा न छिद्यते यस्य यो वा जागर्ति सर्वदा ।
मुह्येद्वा वक्तुकामस्तु प्रत्याख्येयः स जानता ॥
उत्तरौष्ठं च यो लिह्यादुत्कारांश्च करोति यः ।
प्रेतैर्वा भाषते सार्धं प्रेतरूपं तमादिशेत् ॥५॥

જે માણસ મોઢામાં નાખેલા અન્નને ગળી શકતો ન હોય, માથું સ્થિર રાખી શકતો ન હોય, દૃષ્ટિને એકાગ્ર રાખ્યા કરતો હોય કે મૂઢ ચિત્તવાળો બની ગયો હોય, તે માણસ તુરત મરી જાય છે. જે બળવાન અથવા દુર્બળ રોગી ઉઠાડવાના સમયમાં વારંવાર મૂર્છિત થઈ જતો હોય, તેની ધીર વૈદ્યે ચિકિત્સા કરવી નહીં. (વારંવાર મૂર્છિત થવાથી ઊઠી જ શકે નહીં, તે માણસ સાત રાતની અંદર મરી જાય છે.) જે રોગી સર્વદા ચત્તો જ સૂએ, પગને લાંબાટૂંકા કર્યા કરે અથવા સંકોચી જ રાખે, તે રોગી તુરત મરી જાય છે. જે રોગીના હાથપગ તથા શ્વાસ ઠંડા થઈ ગયા હોય, શ્વાસ તૂટકતૂટક રીતે ઊંચો જ રહેતો હોય અથવા જે રોગી કાગડાની પેઠે મોઢું કાઢીને શ્વાસ લીધા કરતો હોય, તેની ચિકિત્સા વૈદ્યે છોડી દેવી; કારણ કે તે તુરત મરી જાય છે. જે રોગી ઊંઘ્યા જ કરતો હોય અથવા જાગ્યા જ કરતો હોય અને બોલવાની મરજી કરે ત્યારે ગભરાઈ જતો હોય કે મુંઝાઈ જતો હોય, તેની ચિકિત્સા કરવાની સમજુ વૈદ્યે ના પાડવી. જે રોગી ઉપલા હોઠને ચાટ્યા કરતો હોય, હાથપગ પછાડ્યા કરતો હોય કે પ્રેતોની સાથે વાતો કરતો હોય, તેને પ્રેતરૂપ જ સમજવો. ૫

શરીરના પ્રદેશોમાં વ્યાધિઓરૂપ અરિષ્ટ

सेम्यः सरोमकूपेभ्यो यस्य रक्तं प्रवर्तते ।
पुरुषस्याविषार्तस्य सद्यो जह्यात्स जीवितम् ॥
वाताष्ठीला तु हृदये यस्योर्ध्वमनुयायिनी ।
रुजान्नविद्वेषकरी स परासुरसंशयम् ॥
अनन्योपद्रवकृतः शोफः पादसमुत्थितः ।
पुरुषं हन्ति नारीं तु मुखजो गुह्यजो द्वयम् ॥
अतिसारो ज्वरो हिक्का छर्दिः शूनाण्डमेढ्रता ।
श्वासिनः कासिनो वाऽपि यस्य तं परिवर्जयेत् ॥
स्वेदो दाहश्च बलवान्हिक्का श्वासश्च मानवम् ।
बलवन्तमपि प्राणैर्वियुञ्जन्ति न संशयः ॥
श्यावा जिह्वा भवेद्यस्य सव्यं चाक्षि निमज्जति ।
मुखं च जायते पूति यस्य तं परिवर्जयेत् ॥
वक्त्रमापूर्यतेऽश्रूणां स्विद्यतश्चरणावुभौ ।
चक्षुश्चाकुलतां याति यमराष्ट्रं गमिष्यतः ॥
अतिमात्रं लघूनि स्युर्गात्राणि गुरुकाणि च ।
यस्याकस्मात्स विज्ञेयो गन्ता वैवस्वतालयम् ॥
पङ्कमत्स्यवसातैलघृतगन्धांश्च ये नराः ।
मृष्टगन्धांश्च ये वान्ति गन्तारस्ते यमालयम् ॥

यूका ललाटमायान्ति बलिं नाश्नन्ति वायसाः ।
येषां चापि रतिर्नास्ति यातारस्ते यमालयम् ॥
ज्वरातिसारशोफाः स्युर्यस्यान्योन्यावसादिनः ।
प्रक्षीणबलमांसस्य नासौ शक्यश्चिकित्सितुम् ॥
क्षीणस्य यस्य क्षुत्तृष्णे हृद्यैर्मिष्टैर्हितैस्तथा ।
न शाम्यतोऽन्नपानैश्च तस्य मृत्युरुपस्थितः ॥
प्रवाहिका शिरःशूलं कोष्ठशूलं च दारुणम् ।
पिपासा बलहानिश्च तस्य मृत्युरुपस्थितः ॥ ६ ॥

ઝેરથી નહિ પીડાયા છતાં જે રોગીની ઇંદ્રિયોનાં છિદ્રોમાંથી તથા રુવાંટાંનાં છિદ્રોમાંથી લોહી ચાલ્યા કરતું હોય, તે રોગી તુરત મરી જાય છે. જેના હૃદયમાં વાતાષ્ઠીલા નામની ગાંઠ ઊંચે ચઢ્યા કરતી હોય, અને તેથી અન્ન ઉપર અરુચિ તથા અતિ પીડા થતાં હોય, તો તે રોગી અવશ્ય મરી જાય છે. શ્વાસ, તરશ તથા દુર્બલતા વગેરેથી પગમાં ઉત્પન્ન થયેલો અથવા પાંડુ રોગાદિક કારણો સિવાય બીજાં કારણોથી થયેલો પગનો સોજો, અથવા શ્વાસ, તરશ તથા દુર્બલતા આદિ ઉપદ્રવોવાળો પગનો સોજો અથવા પગના તળિયાથી મોઢા સુધી થયેલો સોજો પુરુષને મારી નાખે છે. એવી રીતનો સોજો મોઢા પર થયો હોય, તો સ્ત્રીને મારી નાખે છે. એવો સોજો જો ગુહ્ય સ્થળમાં થયો હોય તો પુરુષને, અને સ્ત્રીને પણ મારી નાખે છે. જે શ્વાસના કે ખાંસીના દરદીને અતિસાર, જ્વર, હેડકી, ઊલટી કે વૃષણમાં તથા લિંગમાં સોજો થાય, તે દરદીને વૈદ્યે છોડી દેવો. (આવા દરદીનું મરણ સાત રાતની અંદર થાય છે.) બહુ પસીનો, બહુ બળતરા, બહુ હેડકી અને બહુ શ્વાસ એ બળવાન માણસને પણ પ્રાણમુક્ત કરી નાખે છે, એમાં કોઈ સંશય નથી. જેની જીભ કાળી પડી ગઈ હોય, ડાબી આંખ ઊંડી ઊતરી ગઈ હોય અને મોઢું દુર્ગંધવાળું થઈ ગયું હોય, તે રોગીને વૈદ્યે છોડી દેવો. (આવો રોગી ત્રણ રાતની અંદર-મરી જાય છે.) જેનું મોઢું આંસુઓથી વ્યાપ્ત થઈ જતું હોય, બન્ને પગ પસીનાથી ભિજાઈ જતા હોય અને નેત્ર વ્યાકુળ થઈ જતાં હોય, તે રોગીને યમપુરીમાં જવાને તૈયાર થયેલો સમજવો. (આવો રોગી બે ઘડી કે એક પહોરની અંદર મરી જાય છે.) પરિચારકો ઉઠાડતા હોય તે સમયમાં જેનાં ગાત્રો એકાએક ભારે અથવા હલકાં થઈ જાય તે રોગી યમને ઘેર જાય છે. જે રોગીઓનાં શરીરોમાંથી કાદવના જેવો, માછલાંના જેવો, ચરબીના જેવો, ઘીના જેવો કે અત્યંત પ્રિય લાગે એવો ગંધ નીકળે, તે રોગીઓને યમના દ્વારમાં જનારા સમજવા. જેમના લલાટ પર જૂ આવે, જેમના હાથથી નખાયેલા કાકબલિને કાગડાઓ ખાય નહીં અને જેમને કોઈ પ્રકારે સુખ જ મળતું ન હોય, તેઓ યમપુરીમાં જાય છે. (આવા દરદી એક વર્ષની અંદર મરે છે.) જેનાં માંસ તથા બળ ક્ષીણ થઈ ગયાં હોય એવા રોગીને જ્વર, અતિસાર તથા સોજા પરસ્પરના ઉપદ્રવરૂપ થયા હોય તો તેની ચિકિત્સા વૈદ્યે કરવી નહીં. ક્ષીણ થયેલા જે રોગીની ભૂખ અને તરશ પ્રિય, મીઠાં તથા હિતકારી અન્નપાનોથી પણ શાંતિ ન પામે, તેનું મૃત્યુ આવી પહોંચેલું સમજવું. જેને પ્રવાહિકા રોગ, માથાનું શૂળ, કોઠામાં દારુણ શૂળ, તરશ અને બળનાશ થયેલાં હોય, તે રોગીનું મરણ પાસે આવેલું સમજવું. ૬

ત્રણ પ્રકારે પ્રાણીઓનું મરણ

विषमेणोपचारेण कर्मभिश्च पुराकृतैः ।
अनित्यत्वाच्च जन्तूनां जीवितं निधनं व्रजेत् ॥७॥

વિષમ ચિકિત્સા થવાથી અથવા પ્રાચીન કર્મોથી અથવા શરીરનો અનિત્ય હોવાનો જ સ્વભાવ છે તેથી (એમ ત્રણ પ્રકારે) પ્રાણીઓનું જીવિત નષ્ટ થાય છે. ૭

મોત આવેલા ઉપર ચિકિત્સા લાગુ પડતી નથી

प्रेतभूतपिशाचाश्च रक्षांसि विविधानि च ।
मरणाभिमुखं नित्यमुपसर्पन्ति मानवम् ॥
तानि भेषजवीर्याणि प्रतिघ्नन्ति जिघांसया ।
तस्मान्मोघाः क्रियाः सर्वा भवन्त्येव गतायुषः ॥८॥

જેનું મોત આવ્યું હોય તે માણસની પાસે પ્રેતો, ભૂતો, પિશાચો અને અનેક જાતના રાક્ષસો સર્વદા આવ્યા કરે છે અને તેઓ તે માણસને મારી નાખવાની ઇચ્છાથી ઔષધોનાં વીર્યોને હણી નાખે છે; માટે જેનું આયુષ્ય ક્ષીણ થયું હોય તેના ઉપર સઘળી ચિકિત્સાએ નિષ્ફળ જાય છે. (કેટલાક કહે છે કે શારીર વ્યાધિઓમાં ચિકિત્સા નિષ્ફળ થવાનાં કારણો આ સૂત્રસ્થાનના ૨૩ મા અધ્યાયના આઠમા વિષયમાં 'सस्थिरत्वान्महत्त्वाच्च धात्वनुक्रमणेन च । निहन्त्यौषधवीर्याणि मंत्रान्दुष्टग्रहो यथा ॥' એ શ્લોકાથી કહેવાઈ ગયાં છે. માટે અહીં એમ સમજવું કે આગંતુ રોગોમાં જ ભૂતપ્રેતાદિક લોકો ચિકિત્સાને નિષ્ફળ કરે છે.) ૮

## અધ્યાય ૩૨ મો

### ઉપક્રમ

अथातः स्वभावविप्रतिपत्तिमध्यायं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'સ્વભાવવિપ્રતિપત્તિ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### અવયવોના સ્વભાવોનું બદલી જવું મરણના ચિહ્નરૂપ છે

स्वभावप्रसिद्धानां शरीरैकदेशानामन्यभावित्वं मरणाय। तद्यथा–शुक्लानां कृष्णता कृष्णानां शुक्लता रक्तानामन्यवर्णत्वं स्थिराणामस्थिरत्वं मृदूनां स्थिरता चलानामचलत्वमचलानां चलता पृथूनां संक्षिप्तत्वं संक्षिप्तानां पृथुता दीर्घाणां ह्रस्वत्वं ह्रस्वानां दीर्घताऽपतनधर्मिणां पतनधर्मित्वं पतनधर्मिणामपतनधर्मित्वमकस्माच्च शैत्यौष्ण्यस्नैग्ध्यरौक्ष्यप्रस्तम्भवैवर्ण्यावसादनं चाङ्गानाम् ॥२॥

માણસના શરીરના અવયવો, જેઓ પ્રસિદ્ધ સ્વભાવવાળા છે, તેઓના સ્વભાવોનો અરિષ્ટરૂપ ફેરફાર થાય છે; જેમ કે આંખોના આસપાસના ખૂણા કે જેઓ સફેદ છે, તેઓ અકસ્માત્ કાળા થઈ જાય; આંખોના વચલા ડોળા કે જેઓ કાળા છે, તેઓ અકસ્માત્ સફેદ થઈ જાય; હોઠ, તાળવું તથા જીભ વગેરે, કે જેઓ રાતા હોય છે તેઓ અકસ્માત્ ધોળાં, કાળાં કે પીળાં થઈ જાય; દાંતો, શિરાઓ તથા સ્નાયુઓ વગેરે કે જેઓ કઠણ છે, તેઓ અકસ્માત્ કોમળ થઈ જાય; માંસ, લોહી, મેદ તથા મજ્જા વગેરે કે જેઓ કોમળ છે, તેઓ અકસ્માત્ કઠણ થઈ જાય; સંધિ તથા જીભ વગેરે કે જેઓ ચલ છે તેઓ અકસ્માત્ અચલ થઈ જાય; માંસ, મેદ તથા અસ્થિ વગેરે પદાર્થો કે જેઓ અચલ છે, તેઓ અકસ્માત્ ચલ થઈ જાય; માથું, લલાટ, છાતી તથા પીઠ વગેરે કે જેઓ મોટાં (પહોળાં) છે, તેઓ અકસ્માત્ નાનાં (સંકુચિત) થઈ જાય; ચીટી, નખ, રુવાંટાં તથા ધૂંટી વગેરે કે જેઓ નાનાં છે, તેઓ અકસ્માત્ મોટાં થઈ જાય; નેત્રો, નાસિકા તથા ભુજાઓ વગેરે કે જેઓ લાંબાં છે, તેઓ અકસ્માત્ ટૂંકાં થઈ જાય; પિંડી તથા કંઠ વગેરે કે જેઓ ટૂંકાં છે, તેઓ અકસ્માત્ લાંબાં થઈ જાય; આંગળીઓ વગેરે કે જેઓ ન પડવાના સ્વભાવવાળા છે, તેઓ અકસ્માત્ પડવા લાગે; રુવાંટાં વગેરે કે જેઓ પડવાના સ્વભાવવાળાં છે, તેઓ અકસ્માત્ ન પડે એવાં થઈ જાય; હાથ તથા પગ વગેરે કે જેઓ ઉષ્ણ સ્વભાવવાળાં છે, તેઓ

[1] સ્વભાવાદિકના ફેરફારરૂપ અરિષ્ટો જણાવનારા વિષેનો.

અકસ્માત્ શીતળ થઈ જાય; જીભ વગેરે કે જેઓ શીતળ સ્વભાવવાળાં છે, તેઓ અકસ્માત્ ઉષ્ણ થઈ જાય; નેત્રોની કીકીઓ વગેરે કે જેઓ સ્નિગ્ધ સ્વભાવવાળાં છે, તેઓ અકસ્માત્ રૂક્ષ થાય; કેશ તથા રુવાંટાં વગેરે કે જેઓ રૂક્ષ સ્વભાવવાળાં છે, તેઓ અકસ્માત્ સ્નિગ્ધ થઈ જાય; પગના કૂણા તથા કાંડા ઉપરના ભાગો વગેરે કે જેઓ અક્કડ રહેવાના સ્વભાવવાળા છે, તેઓ અકસ્માત્ શિથિલ થઈ જાય; વસ્ત્રાદિકથી ઢંકાયેલા રહેતા જે અવયવો સારા વર્ણવાળા રહેવાના સ્વભાવવાળા છે, તેઓ અકસ્માત્ ખરાબ વર્ણવાળા થઈ જાય અને હાથ વગેરે અવયવો કે જેઓ પ્રવૃત્તિસ્વભાવવાળા છે, તેઓ અકસ્માત્ પ્રવૃત્તિ વગરના થઈ જાય; તો સ્વભાવોનો ફેરફાર થયો ગણાય. ૨

**સ્થાનોથી અવયવોનું ખસવું તથા તેઓના વજનનો ફેરફાર મરણના ચિહ્નરૂપ છે**

स्वेभ्यः स्थानेभ्यः शरीरैकदेशानामवस्रस्तोत्क्षिप्तभ्रान्तावक्षिप्तपतितविमुक्तनिर्गतान्तर्गतगुरुलघुत्वानि ॥ ३ ॥

અવયવોનું પોતપોતાનાં સ્થાનકોથી જરા પણ ખસવું તથા અવયવોના ફેરફાર પણ મરણના ચિહ્નરૂપ છે; જેમ કે ભમરો તથા પાંપણો વગેરેનું સ્થાનકોથી લટકી જવું તથા ઊંચે ચડી જવું, ચક્ષુ વગેરેનું પરિભ્રમણ થવું અને આડું થઈ જવું, મસ્તક તથા કંઠ વગેરેનું નમી જવું, સાંધાઓનું પરસ્પરથી છૂટા પડી જવું, જીભ તથા નેત્ર વગેરેનું બહાર નીકળી જવું, જીભ, નેત્ર તથા નાક વગેરેનું અંદર પેસી જવું, હાથ તથા સાથળ વગેરેનું હલકું વજન થઈ જવું અને આંખની પાંપણો વગેરેનું ભારે થઈ જવું એ સઘળાં ચિહ્નો મરણની સૂચના આપે છે. ૩

**મરણની સૂચના આપતાં બીજાં વિપરીત ચિહ્નો**

प्रवालवर्णव्यङ्गप्रादुर्भावोऽप्यकस्मात् । सिराणां च दर्शनं ललाटे । नासावंशे वा पिडकोत्पत्तिः । ललाटे वा प्रभातकाले स्वेदः । नेत्ररोगाद्विना वाऽश्रुप्रवृत्तिः । गोमयचूर्णप्रकाशस्य वा रजसो दर्शनमुत्तमाङ्गे निलयनं वा कपोतकङ्कप्रभृतीनाम् । मूत्रपुरीषवृद्धिरभुञ्जानानां तत्प्रणाशो भुञ्जानानां वा स्तनमूलहृदयोरःसु च शूलोत्पत्तयः । मध्ये शूनत्वमन्तेषु परिम्लायित्वं विपर्ययो वा तथार्द्धाङ्गे श्वयथुः । शोषोऽङ्गपक्षयोर्वा नष्टहीनविकलविकृतस्वरता विवर्णपुष्पप्रादुर्भावो वा दन्तमुखनखशरीरेषु । यस्य वाप्सु कफपुरीषरेतांसि निमज्जन्ति । यस्य वा दृष्टिमण्डले भिन्नविकृतानि रूपाण्यालोक्यन्ते । स्नेहामयक्तकेशाङ्ग इव यो भाति ॥ ४ ॥

શરીરમાં થયેલા વ્યંગ નામના કાળા વર્ણવાળા ક્ષુદ્રરોગનો વર્ણ અકસ્માત્ પરવાળાના વેલાના જેવો અત્યંત લાલ થઈ જાય, લલાટમાં લાલ રંગની શિરાઓ જોવામાં આવે, નાકની ડાંડીમાં અત્યંત લાલ રંગની ફોલ્લીઓ થાય, પ્રભાતકાળે લલાટ પર પસીનો આવે, નેત્રરોગ આદિ કારણ વિના નેત્રોમાંથી આંસુ વહેવા લાગે, માથા પર છાણના ચૂર્ણ જેવી રજ પડેલી જોવામાં આવે, માથા પર હોલા કે કંક વગેરે અશુભ પક્ષીઓ બેસી જાય, અતિ ભોજન ન કરવા છતાં મૂત્ર તથા વિષ્ઠાની વૃદ્ધિ થાય, ભોજન કરવા છતાં મૂત્ર તથા વિષ્ઠાનો નાશ થાય, સ્તનનાં મૂળ, હૃદય તથા છાતીમાં શૂળની ઉત્પત્તિ થાય, અંગોનું મધ્યમાં સૂજવું તથા અંતમાં ચિમળાવું અથવા અંતમાં સૂજવું તથા મધ્યમાં ચિમળાવું વગેરે થાય, અરધા અંગમાં સોજો અને અર્ધું અંગ ચિમળાયેલું હોય, અંગો અથવા અરધું શરીર સુકાઈ જાય, સ્વર નષ્ટ થઈ જાય, સ્વર હીન થઈ જાય, સ્વર ગદ્ગદ અને સ્વર વિકૃત થઈ જાય; દાંત, મુખ, નખ તથા શરીરમાં ફીકાં સફેદ રંગવાળાં પુષ્પો જેવાં બિંદુઓ

ઉત્પન્ન થાય, કફ, વિષ્ટા તથા વીર્ય જળમાં ડૂબી જાય, નેત્રોની કીકીઓમાં પ્રતિબિંબરૂપે દેખાતા પદાર્થો છિન્નભિન્ન તથા વિકૃતરૂપે દેખાય અને કેશોમાં કે અંગોમાં તૈલાદિકનો અભ્યંગ ન કર્યા છતાં તેઓ અભ્યંગવાળાં જેવાં દેખાય, એ ચિહ્નો મરણની સૂચના આપે છે. ૪

વ્યાધિઓમાં થતા ઉપદ્રવો, મરણના ચિહ્નરૂપ

यश्च दुर्बलो भक्तद्वेषातिसाराभ्यां पीड्यते। कासमानश्च तृष्णाभिभूतः। क्षीणश्छर्दिभक्तद्वेषयुक्तः। सफेनपूयरुधिरोद्वामी हतस्वरः शूलाभिपन्नश्च मनुष्यः। शूनकरचरणवदनः क्षीणोऽन्नद्वेषी स्रस्तपिण्डिस्तनपाणिपादो ज्वरकासाभिभूतो यस्तु पूर्वाह्ने भुक्तमपराह्ने छर्दयत्यविदग्धमतिसार्यते वा ज्वरकासाभिभूतः सश्वासो म्रियते। बस्तवद्विलपन्यश्च भूमौ पतति स्रस्तमुष्कः स्तब्धमेढ्रो भग्नग्रीवः प्रणष्टमेहनश्च मनुष्यः ॥५॥

દુર્બળતામાં અન્ન ઉપર અરુચિ તથા અતિસાર એ ઉપદ્રવો મરણનાં ચિહ્નરૂપ છે. ખાંસીના દરદમાં તરશથી દુઃખી થવું એ ઉપદ્રવ મરણના ચિહ્નરૂપ છે. ક્ષીણતામાં ઊલટી, અન્ન ઉપર દ્વેષ, ફીણ તથા પરુ સહિત લોહીનું વમન, સ્વરભંગ તથા શૂલ એ ઉપદ્રવો મરણના ચિહ્નરૂપ છે. જ્વર તથા ખાંસી એના સંયોગમાં હાથ, પગ તથા મોઢાના સોજા, ક્ષીણતા, અન્ન ઉપર દ્વેષ અને સ્તન, પિંડીઓ, ખભા તથા હાથપગની શિથિલતા એ ઉપદ્રવો મરણના ચિહ્નરૂપ છે. સ્વર, ખાંસી તથા શ્વાસ એ વ્યાધિઓના સંયોગમાં પૂર્વાહ્નમાં જમેલા અન્નની અપરાહ્ણમાં ઊલટી થવી અથવા જેમાં કાચું અન્ન નીકળે એવા અતિસારનું થવું એ ઉપદ્રવો મરણના ચિહ્નરૂપ છે. વૃષણોની સ્થાનથી ભ્રષ્ટતા, લિંગની સ્તબ્ધતા કે સંકોચાવું, ગળાનું ભાંગી જવું તથા ખાટકીના હાથથી કપાતા બકરાની પેઠે બરાડા પાડતાં પાડતાં નીચે પડવું એ ઉપદ્રવો પણ મરણના ચિહ્નરૂપ છે. ૫

મરણના ચિહ્નરૂપ અમુક સ્થિતિ તથા ચેષ્ટાઓ

प्राग्विशुष्यमाणहृदय आर्द्रशरीरो यश्च लोष्टं लोष्टेनाभिहन्ति काष्ठं काष्ठेन तृणानि वा छिनत्त्यधरोष्ठं दशत्युत्तरोष्ठं वा लेढ्युल्लुञ्चति वा कर्णौ केशांश्च देवद्विजगुरुसुहृद्वैद्यांश्च द्वेष्टि ॥६॥

જેનું સઘળું શરીર જળથી ભીનું હોવા છતાં હૃદય પ્રથમથી સુકાવા લાગે તે માણસ (પંદર દિવસની અંદર) મરી જાય છે. જે માણસ ઢેફાંથી ઢેફાંને ભાંગ્યા કરતો હોય, કાષ્ઠથી કાષ્ઠને ભાંગ્યા કરતો હોય, નખ વગેરેથી તૃણનું છેદન કર્યા કરતો હોય, નીચલા હોઠને દાંતોથી ડસ્યા કરતો હોય, ઉપલા હોઠને ચાટ્યા કરતો હોય, કાનને અથવા કેશોને હાથથી તોડ્યા કરતો હોય કે દેવતાઓની, બ્રાહ્મણોની, ગુરુઓની, સ્નેહીઓની અથવા વૈદ્યની નિંદા કર્યા કરતો હોય તે માણસ (એક વર્ષની અંદર) મરી જાય છે.

જન્મનક્ષત્ર અને જન્મલગ્નનું પીડાવું મરણના ચિહ્નરૂપ છે

यस्य वक्रानुवक्रगा ग्रहा गर्हितस्थानगताः पीडयन्ति जन्मर्क्षं वा यस्योल्काशनिभ्यामभिहन्यते होरा वा ॥७॥

જેના જન્મનક્ષત્રને વક્ર થયેલા અથવા વક્ર થઈને તુરત સીધા ચાલેલા ગ્રહો જ્યોતિષશાસ્ત્રમાં બતાવેલાં દુષ્ટ સ્થાનોમાં રહીને પીડતા હોય અથવા જેનું જન્મલગ્ન ઉલ્કાપાતથી કે વીજળીના કડાકાથી પીડાય તે માણસ મરી જાય છે. ૭

સંહિતા ગ્રંથો પ્રમાણે ઘરમાં ખરાબ નિમિત્તનો પ્રાદુર્ભાવ મરણના ચિહ્નરૂપ છે

गृहदारशयनासनयानवाहनमणिरत्नोपकरणगर्हितलक्षणनिमित्तप्रादुर्भावो वेति ॥८॥

(વારાહીસંહિતા વગેરે) સંહિતા ગ્રંથોમાં કહ્યા પ્રમાણે, જેના ઘરમાં, સ્ત્રીમાં, શયનમાં,

આસનમાં, ગાડી તથા ઘોડા વગેરે વાહનોમાં, મણિરત્નોમાં કે ઘરનાં રાચરચીલાંઓમાં ખરાબ નિમિત્તો પ્રકટે, તે માણસ મરી જાય છે. ૮

ચિકિત્સા છતાં વિકારની વૃદ્ધિ, મોટા વ્યાધિનું અકસ્માત્ બંધ પડી જવું વગેરે મરણનાં ચિહ્નો છે

भवतश्चात्र ।
चिकित्स्यमानः सम्यक् च विकारो योऽभिवर्द्धते ।
प्रक्षीणबलमांसस्य लक्षणं तद्गतायुषः ॥
निवर्तते महाव्याधिः सहसा यस्य देहिनः ।
न चाहारफलं यस्य दृश्यते स विनश्यति ॥९॥

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'બળ તથા માંસ ક્ષીણ થયાં હોય તે માણસનો કોઈ વિકાર સારી રીતે ચિકિત્સા કરવાં છતાં પણ વૃદ્ધિ પામે, તો તે વિકારને આયુષ્યની ક્ષીણતાના ચિહ્નરૂપ સમજવો. જે માણસનો વાતવ્યાધિ વગેરે કોઈ મોટો વ્યાધિ ધીરે ધીરે નહિ પણ અકસ્માત્ બંધ પડી જાય અને જેને આહારાદિકથી કશું ફળ ન થતું હોય, તે મરી જાય છે. ૯

અરિષ્ટો જાણવાથી ફળ

एतान्यरिष्टरूपाणि सम्यग्बुद्ध्येत यो भिषक् ।
साध्यासाध्यपरीक्षायां स राज्ञः संमतो भवेत् ॥१०

જે વૈદ્ય ઉપર કહ્યા પ્રમાણે અરિષ્ટોનાં રૂપોને સારી રીતે સમજતો હોય, તે વૈદ્ય સાધ્ય તથા અસાધ્ય રોગોની પરીક્ષામાં રાજા તરફથી માન પામે છે.' ૧૦

## અધ્યાય ૩૩ મો

ઉપક્રમ

अथातोऽवारणीयमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'અવારણીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

૧ અસાધ્યરોગોના નિરૂપણ વિષેનો.

વિષયનો નિર્દેશ

उपद्रवैस्तु ये जुष्टा व्याधयो यान्त्यवार्यताम् ।
रसायनाद्विना वत्स ताञ्छृण्वेकमना मम ॥२॥

હે પુત્ર સુશ્રુત ! ઉપદ્રવોથી[2] સંયુક્ત થયેલા જે વ્યાધિઓ રસાયનપ્રયોગો વિના[3] અસાધ્ય થઈ પડે છે, તે વ્યાધિઓ વિષે કહું છું, તે એકાગ્રચિત્ત થઈ મારી પાસેથી સાંભળો. ૨

આઠ મહારોગોને અસાધ્ય કરનારા ઉપદ્રવો

वातव्याधिः प्रमेहश्च कुष्ठमर्शो भगंदरः ।
अश्मरी मूढगर्भश्च तथैवोदरमष्टमम् ॥
अष्टावेते प्रकृत्यैव दुश्चिकित्स्या महागदाः ।
प्राणमांसक्षयश्वासतृष्णाशोषवमीज्वरैः ॥
मूर्च्छातिसारहिक्काभिः पुनश्चैतैरुपद्रुताः ।
वर्जनीया विशेषेण भिषजा सिद्धिमिच्छता ॥३॥

વાતવ્યાધિ, પ્રમેહ, કોઢ, અરશ, ભગંદર, પથરી, મૂઢગર્ભ અને ઉદરરોગ એ આઠ મહારોગો કે જેઓ સ્વભાવથી જ ચિકિત્સા કરવામાં મુશ્કેલી ભરેલા છે; તેઓ વળી જો ઉત્સાહક્ષય, બલક્ષય, શ્વાસ, તરશ, શોષ, વમન, જ્વર, મૂર્છા, અતિસાર કે હેડકી, એ ઉપદ્રવોથી સંયુક્ત થયેલા જોવામાં આવે, તો કીર્તિને ઇચ્છનારા વૈદ્યે તેઓની ચિકિત્સા કરવી જ નહીં. ૩

વાતવ્યાધિને અસાધ્ય કરનારા ઉપદ્રવો

शूनं सुप्तत्वचं भग्नं कम्पाध्माननिपीडितम् ।
नरं रुजार्तमन्तश्च वातव्याधिर्विनाशयेत् ॥४॥

૨ પ્રથમ ઉત્પન્ન થયેલા વ્યાધિને પાછળથી તેમાં ઉત્પન્ન થયેલો જે વ્યાધિ બલવત્તર કરી નાખે છે, તે ઉપદ્રવ કહેવાય છે.

૩ રસાયનપ્રયોગો અસાધ્ય વ્યાધિને પણ ઘણું કરીને સાધ્ય કરી નાખે છે; એટલા માટે 'રસાયનપ્રયોગો વિના' એમ કહ્યું છે.

વાતવ્યાધિ જો સોજાથી, ત્વચાની બહેરાશથી, તૂટવાથી, કંપથી, પેટના આફરાથી અને અંદરની ગંભીર વેદનાથી સંયુક્ત થયો હોય, તો માણસને તે મારી નાખે છે. (આ ઉપદ્રવોમાંના ત્રણ ઉપદ્રવોથી તે સંયુક્ત થાય તોપણ તે મારી નાખે છે.) ૪

પ્રમેહને અસાધ્ય કરનારા ઉપદ્રવો

यथोक्तोपद्रवाविष्टमतिप्रस्नुतमेव वा ।
पिडकापीडितं गाढं प्रमेहो हन्ति मानवम् ॥५॥

પ્રમેહ જો મૂત્રના અત્યંત સ્રાવથી, શરાવિકા વગેરે ફોલ્લીઓની પીડાથી, શ્લૈષ્મિક સ્થિતિમાં માખીઓના આવવા વગેરેથી, પૈત્તિક સ્થિતિમાં વૃષણોના ફાટી જવા વગેરેથી અને વાતિક સ્થિતિમાં હૃદયગ્રહ વગેરેથી સંયુક્ત હોય, તો તે માણસને મારી નાખે છે. ૫

કોઢને અસાધ્ય કરનારા ઉપદ્રવો

प्रभिन्नं प्रस्नुताङ्गं च रक्तनेत्रं हतस्वरम् ।
पञ्चकर्मगुणातीतं कुष्ठं हन्तीह कुष्ठिनम् ॥६॥

કોઢ જો અંગના ભેદાવાથી, અતિ સ્રાવથી, નેત્રોની લાલાશથી અને સ્વરનાશથી સંયુક્ત થયો હોય અને તે વળી અસ્થિમાં રહીને સંશોધનાદિક ક્રિયાઓને પણ ન માનતો હોય, તો માણસને તે મારી નાખે છે. ૬

અરશને અસાધ્ય કરનારા ઉપદ્રવો

तृष्णारोचकशूलार्तमतिप्रस्नुतशोणितम् ।
शोफातीसारसंयुक्तमर्शोव्याधिर्विनाशयेत् ॥७॥

અરશ જો તરશથી, અરોચકથી, શૂલથી, સોજાથી અને અતિસારથી સંયુક્ત થયો હોય અને રુધિરના અત્યંત સ્રાવવાળો થયો હોય, તો તે માણસને મારી નાખે છે. ૭

ભગંદરને અસાધ્ય કરનારા ઉપદ્રવો

वातमूत्रपुरीषाणि क्रिमयः शुक्रमेव च ।
भगंदरात्प्रस्रवन्ति यस्य तं परिवर्जयेत् ॥८॥

જો ભગંદરમાંથી વાયુ નીકળતો હોય, મૂત્રનો તથા વિષ્ઠાનો સ્રાવ થતો હોય, કીડાઓ નીકળતા હોય અને વીર્યનો સ્રાવ થતો હોય, તે ભગંદરની વૈદ્યે ચિકિત્સા કરવી નહીં. ૮

પથરીને અસાધ્ય કરનારા ઉપદ્રવો

प्रशूननाभिवृषणं रुद्धमूत्रं रुजान्वितम् ।
अश्मरी क्षपयत्याशु सिकताशर्करान्विता ॥९॥

રેતી જેવી કાંકરીવાળી પથરી, જો નાભિના તથા વૃષણના સોજાથી, મૂત્રના રોધથી અને અતિ વેદનાથી સંયુક્ત થઈ હોય, તો માણસને તે તુરત મારી નાખે છે. ૯

મૂઢગર્ભને અસાધ્ય કરનારા ઉપદ્રવો

गर्भकोषपरासङ्गो मक्कल्लो योनिसंवृतिः ।
हन्यात् स्त्रियं मूढगर्भे यथोक्ताश्चाप्युपद्रवाः ॥१०॥

મૂઢગર્ભ જો ગર્ભના અત્યંત નિરોધથી, મક્કલ્લ[1] નામના વ્યાધિથી, યોનિના સંકોચથી અને મૂઢગર્ભના નિદાનમાં (નિદાનસ્થાનના ૮મા અધ્યાયના ૫મા વિષયમાં) કહેલા આક્ષેપક, ખાંસી, શ્વાસ તથા ભ્રમ વગેરે ઉપદ્રવોથી સંયુક્ત થયો હોય, તો તે સ્ત્રીને મારી નાખે છે. ૧૦

ઉદરરોગને અસાધ્ય કરનારા ઉપદ્રવો

पार्श्वभङ्गान्नविद्वेषशोफातीसारपीडितम् ।
विरिक्तं पूर्यमाणं च वर्जयेदुदरार्दितम् ॥११॥

ઉદરરોગ જો પડખાંઓને ભાંગી નાખનારી વેદનાથી, અન્નના દ્વેષથી, સોજાથી તથા અતિસારથી સંયુક્ત થયો હોય અને વિરેચનથી ખાલી કરાતાં છતાં પણ પાછો ભરાઈ જતો હોય, તો વૈદ્યે તેની ચિકિત્સા કરવી નહીં. ૧૧

---

૧ સુવાવડી સ્ત્રીનો રૂક્ષે વધારેલો વાયુ તીક્ષ્ણે તથા ઉષ્ણે સુકાવેલા રુધિરને રોકીને નાભિની નીચે, પડખાંમાં, મૂત્રાશયમાં અથવા મૂત્રાશયની ઉપરના ભાગમાં ગાંઠને ઉત્પન્ન કરે છે. એ ગાંઠ થવાથી નાભિમાં, મૂત્રાશયમાં તથા પેટમાં શૂળ નીકળે છે, પક્વાશય ફૂલી જાય છે અને મૂત્રની અટકાયત થાય છે એ મક્કલ્લ રોગ કહેવાય છે. (ભા૦ પ્ર૦)

જ્વરને અસાધ્ય કરનાર ઉપદ્રવો

यस्ताम्यति विसंज्ञश्च शेते निपतितोऽपि वा।
शीतार्दितोन्तरुष्णश्च ज्वरेण म्रियते नरः॥
यो हृष्टरोमा रक्ताक्षो हृदि संघातशूलवान्।
नित्यं वक्त्रेण चोच्छ्वस्यात्तं ज्वरो हन्ति मानवम्॥
हिक्काश्वासपिपासार्तं मूढं विभ्रान्तलोचनम्।
संततोच्छ्वासिनं क्षीणं नरं क्षपयति ज्वरः॥
आविलाक्षं प्रताम्यन्तं निद्रायुक्तमतीव च।
क्षीणशोणितमांसं च नरं क्षपयति ज्वरः॥१२॥

જ્વરવાળો જે માણસ અત્યંત ગભરાયા કરતો હોય, બેભાન થઈને સૂઈ રહેતો હોય, પડ્યોજ રહેતો હોય અને અંદર દાહ પામતાં છતાં બહાર શીતથી પીડાતો હોય, તે માણસ જ્વરથી મરી જાય છે. જે જ્વરવાળા માણસનાં રવાંટાં ઊભાં થઈ જતાં હોય, આંખો લાલ થઈ જતી હોય, હૃદયમાં પ્રબળ શૂલ નીકળતું હોય અને નિરંતર મોઢાથી ઊંચો શ્વાસજ ચાલતો હોય, તે માણસને જ્વર મારી નાખે છે. હેડકી, શ્વાસ તથા તરશથી પીડાતા, ભાનરહિત થઈ જતા, ભ્રમણ કરતી આંખોવાળા, ક્ષીણ થયેલા અને નિરંતર ઊંચો શ્વાસ લીધા કરતા માણસને જ્વર તુરતજ મારી નાખે છે. આંસુઓથી ભરપૂર રહેતી આંખોવાળા, અત્યંત બેભાન થઈ જતા, રાતદિવસ ઊંઘ્યા કરતા અને જેનાં રુધિર તથા માંસ ક્ષીણ થઈ ગયાં હોય, એવા માણસને જ્વર મારી નાખે છે. ૧૨

અતિસારને અસાધ્ય કરનારા ઉપદ્રવો

श्वासशूलपिपासार्तं क्षीणं ज्वरनिपीडितम्।
विशेषेण नरं वृद्धमतीसारो विनाशयेत्॥१३॥

શ્વાસ, શૂળ તથા તરશથી પીડાતા, ક્ષીણ થયેલા, જ્વરથી દુઃખી થતા અને વિશેષે કરી વૃદ્ધ અવસ્થાવાળા માણસને અતિસાર મારી નાખે છે.

ક્ષયરોગને અસાધ્ય કરનારા ઉપદ્રવો

शुक्लाक्षमन्नद्वेष्टारमूर्ध्वश्वासनिपीडितम्।
कृच्छ्रेण बहु मेहन्तं यक्ष्मा हन्तीह मानवम्॥१४॥

સફેદ થઈ ગયેલાં નેત્રોવાળા, અન્નનો દ્વેષ કરનારા, ઊંચા શ્વાસે અત્યંત પીડાતા અને અતિકષ્ટથી ઘણા મળનો ઉત્સર્ગ કરતા[1] માણસને યક્ષ્મા (ક્ષયરોગ) મારી નાખે છે. ૧૪

ગુલ્મને અસાધ્ય કરનારા ઉપદ્રવો

श्वासशूलपिपासान्नविद्वेषग्रन्थिमूढताः।
भवन्ति दुर्बलत्वं च गुल्मिनो मृत्युमेष्यतः॥१५॥

ગુલ્મવાળો જે માણસ મરી જવાનો હોય તેને શ્વાસ, શૂળ, તરશ, અન્ન ઉપર દ્વેષ, ગુલ્મની અદૃશ્યતા અને દુર્બળતા પ્રાપ્ત થાય છે. ૧૫

વિદ્રધિને અસાધ્ય કરી દેનારા ઉપદ્રવો

आध्मातं बद्धनिष्यन्दं छर्दिहिक्कातृडन्वितम्।
रुजाश्वाससमाविष्टं विद्रधिर्नाशयेन्नरम्॥१६॥

જો વિદ્રધિવાળો માણસ આફરી ગયો હોય, ઊલટી, હેડકી, તૃષા, વેદના તથા શ્વાસથી ઘેરાયેલો હોય અને વળી તેને મૂત્રની અટકાયત થઈ હોય કે પરુની ગતિ રોકાઈ ગઈ હોય, તો તે માણસને વિદ્રધિ મારી નાખે છે. ૧૬

પાંડરોગને અસાધ્ય કરનારા ઉપદ્રવો

पाण्डुदन्तनखो यश्च पाण्डुनेत्रश्च मानवः।
पाण्डुसङ्घातदर्शी च पाण्डुरोगी विनश्यति॥१७॥

પાંડુરોગવાળા જે માણસનાં નેત્રો, નખો તથા દાંતો પાંડુ થઈ જાય અને સઘળી દિશાઓમાં પાંડુ પદાર્થોનો સમૂહ જ તેના જોવામાં આવે, તો તે માણસ મરી જાય છે. ૧૭

રક્તપિત્તને અસાધ્ય કરનારા ઉપદ્રવો

लोहितं छर्दयेद्यस्तु बहुशो लोहितेक्षणः।
रक्तानां च दिशां द्रष्टा रक्तपित्ती विनश्यति॥१८॥

---

[1] આ માણસનો આહાર અત્યંત મળરૂપ થઈ જાય છે અને તેથી માંસનો તથા રુધિરનો ક્ષય થાય છે. આવો ક્ષય થતાં નેત્રોમાં ધોળાશ તથા અન્ન ઉપર દ્વેષ આદિ ઉપદ્રવો થાય છે.

જે રક્તપિત્તવાળો માણસ લોહીનું વમન કરે, વારંવાર રાતાં નેત્રોવાળો થઈ જાય અને સઘળી દિશાઓને રાતી દેખે, તે માણસ મરી જાય છે.

ઉન્માદને અસાધ્ય કરનારા ઉપદ્રવો

अवाङ्मुखस्तून्मुखो वा क्षीणमांसबलो नरः ।
जागरिष्णुरसंदेहमुन्मादेन विनश्यति ॥ १९॥

ઉન્માદવાળો જે માણસ મોઢાને નીચું અથવા ઊંચું જ રાખતો હોય, જાગ્યા જ કરતો હોય અને માંસની તથા ઉત્સાહની ક્ષીણતા પામ્યો હોય, તે માણસ અવશ્ય મરી જાય છે.

અપસ્માર(વાઈ)ને અસાધ્ય કરનારા ઉપદ્રવો

बहुशोऽपस्मरन्तं तु प्रक्षीणं चलितभ्रुवम् ।
नेत्राभ्यां च विकुर्वाणमपस्मारो विनाशयेत् ॥२०॥

જે અપસ્મારવાળો માણસ વારંવાર અપસ્મારના વેગોથી ઘેરાતો હોય, ક્ષીણ થઈ ગયો હોય, બંને નેત્રોને વિકારવાળાં કરી નાખતો હોય અને ચલિત થયેલી ભમરોવાળો હોય, તે માણસ મરી જાય છે. ૨૦

## અધ્યાય ૩૪ મો

### ઉપક્રમ

अयातो युक्तसेनीयमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'યુક્તસેનીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### અધ્યાયના વિષયનો નિર્દેશ

युक्तसेनस्य नृपतेः परानभिजिगीषतः ।
भिषजा रक्षणं कार्यं यथा तदुपदेक्ष्यते ॥ २ ॥

સેના તૈયાર કરી, શત્રુઓને જીતવાની ઇચ્છાથી પ્રયાણ કરનાર રાજાનું વૈદ્યે જે પ્રકારથી રક્ષણ કરવું જોઈએ, તે પ્રકારનો ઉપદેશ કરીએ છીએ.

ઝેરના પ્રયોગોથી રાજાનો બચાવ કરવો જોઈએ

विजिगीषुः सहामात्यैर्यात्रायुक्तः प्रयत्नतः ।
रक्षितव्यो विशेषेण विषादेव नराधिपः ॥
पन्थानमुदकं छायां भक्तं यवसमिन्धनम् ।
दूषयन्त्यरयो यस्माज्जानीयाच्छोधयेत्तथा ।
तस्य लिङ्गं चिकित्सा च कल्पस्थाने प्रवक्ष्यते ॥३॥

શત્રુઓને જીતવાની ઇચ્છાથી પોતાના મંત્રીઓની સાથે ફોજ સહિત પ્રયાણ કર્યું હોય એવા રાજા ઉપર કે તેની સેના ઉપર શત્રુઓ તરફથી ઝેરના પ્રયોગોની જ બહુ ધાસ્તી રહે છે; માટે વૈદ્યે મુખ્યત્વે કરી પ્રયત્નપૂર્વક તેવા પ્રયોગોથી રાજાનો બચાવ કરવો જોઈએ. શત્રુઓ વિષપ્રયોગોથી રસ્તાની ધૂળને, જળને, અન્નને, ખડને, કાષ્ઠોને અને વૃક્ષોની છાયાને[2] પણ વિષથી દૂષિત કરી નાખે છે; માટે વૈદ્યે ચિહ્નો ઉપરથી તે તે સ્થળોમાં વિષની પરીક્ષા કરવી અને વિષપ્રયોગ થયો જાણવામાં આવે, તો ચિકિત્સા કરવી. વિષનાં ચિહ્નો અને ચિકિત્સા કલ્પસ્થાનમાં કહેવામાં આવશે. ૩

અકાલ મૃત્યુથી બચવા વૈદ્ય અને પુરોહિતની જરૂર

एकोत्तरं मृत्युशतमथर्वाणः प्रचक्षते ।
तत्रैकः कालसंज्ञस्तु शेषास्त्वागन्तवः स्मृताः ॥
दोषागन्तुजमृत्युभ्यो रसमन्त्रविशारदौ ।
रक्षेतां नृपतिं नित्यं यत्नाद्वैद्यपुरोहितौ ॥ ४॥

મૃત્યુ એક નથી પણ એકસો અને એક છે, એમ અથર્વવેદના આચાર્યો કહે છે. એ મૃત્યુમાં કાળમૃત્યુ તો એક જ છે અને બાકીનાં સઘળાં તો અકાળમૃત્યુઓ જ છે. (એટલા માટે પ્રાણીઓનું મરણ કાળ વિના થતું જ નથી એવી અનાડી પકડ રાખવી નહિ.) ઔષધો-

૧ શત્રુઓના ઉપર ચઢાઈ લઈ જતા રાજાનું તથા તેની સેનાનું શત્રુઓએ કરેલા વિષપ્રયોગોથી રક્ષણ કરવા વિશેનો તથા ચિકિત્સાના ચાર પાયાઓ વિશેનો.

૨ કેટલાક વિષો એવા પ્રભાવવાળા હોય છે કે જેઓ વૃક્ષોને લગાવ્યા હોય, તો તે વૃક્ષોની છાયાઓ પણ વિષમય થઈ જાય છે

માં પ્રવીણતા ધરાવનારા વૈદ્યે અને મંત્રોમાં પ્રવીણતા ધરાવનારા પુરોહિતે વાત આદિ દોષોથી થતા મૃત્યુથી અને વિષપ્રયોગાદિકથી થતા મૃત્યુથી સર્વદા પ્રયત્નપૂર્વક રાજાનું રક્ષણ કરવું. ૪

રાજવૈદ્યે પુરોહિતનો મત લેવો

ब्रह्मा वेदाङ्गमष्टाङ्गमायुर्वेदमभाषत ।
पुरोहितमते तस्माद्वर्तेत भिषगात्मवान् ॥५॥

બ્રહ્માએ આઠે અંગોવાળા આયુર્વેદને અથર્વવેદના[1] અંગરૂપ કહેલો છે અને અથર્વવેદનું સંપૂર્ણ જ્ઞાન પુરોહિતને હોય છે (વૈદ્યને તો અથર્વવેદના અંગરૂપ આયુર્વેદનું જ જ્ઞાન હોય છે); માટે બુદ્ધિમાન વૈદ્યે પુરોહિતનો મત લઈને સર્વ કાર્યો કરવાં. ૫

રાજાના રક્ષણ માટે પૂરી કાળજી રાખવાનાં કારણો

संकरः सर्ववर्णानां प्रणाशो धर्मकर्मणाम् ।
प्रजानामपि चोच्छित्तिर्नृपव्यसनहेतुतः ॥
पुरुषाणां नृपाणां च केवलं तुल्यमूर्तिता ।
आज्ञा त्यागः क्षमा धैर्यं विक्रमश्चाप्यमानुषः ॥
तस्माद्देवमिवाभीक्ष्णं वाङ्मनःकर्मभिः शुभैः ।
चिन्तयेन्नृपतिं नित्यं श्रेयांसीच्छन्विचक्षणः ॥६॥

જો રાજા વિપત્તિ પામે અથવા મરણ પામે તો કોઈ દંડકારક ન હોવાથી સર્વ વર્ણો વર્ણસંકર થઈ જાય, ધર્મોનો તથા ધંધારોજગારનો વિનાશ થઈ જાય અને પ્રજાઓનું પણ ઉચ્છેદન થઈ જાય. રાજાઓનાં શરીરો તો બીજાં માણસોનાં જેવાં જ હોય છે, પણ રાજાઓમાં જે આજ્ઞાશક્તિ, દાનશક્તિ, ક્ષમાશક્તિ, ધૈર્યશક્તિ અને પરાક્રમશક્તિ હોય છે, તે સઘળાં માણસોથી વિલક્ષણ હોય છે; એટલા માટે અખંડ કલ્યાણોને ઇચ્છતા વિચક્ષણ વૈદ્યે સર્વદા શુભ મનથી અને શુભ કર્મોથી દેવની પેઠે જ રાજાને માનવો. ૬

સેનાના પડાવમાં વૈદ્યનું રહેઠાણ અને સ્થિતિ

स्कन्धावारे च महति राजगेहादनन्तरम् ।
भवेत्संनिहितो वैद्यः सर्वोपकरणान्वितः ॥
तत्रस्थमेनं ध्वजवद्यशःख्यातिसमुच्छ्रितम् ।
उपसर्पन्त्यमोहेन विषशल्यामयार्दिताः ॥
स्वतन्त्रकुशलोऽन्येषु शास्त्रार्थेष्वबहिष्कृतः ।
वैद्यो ध्वज इवाभाति नृपतद्विधपूजितः ॥७॥

સેનાના મોટા પડાવમાં રાજાને રહેવાનું જે ઠેકાણું હોય તેની પાસે જ વૈદ્યનું રહેઠાણ જોઈએ. વૈદ્યે પોતાના રહેઠાણમાં (ઉતારામાં) યંત્રો, શસ્ત્રો, ક્ષારો તથા ઔષધો વગેરે સઘળાં ઉપકરણો તૈયાર રાખવાં. યશની પ્રખ્યાતિથી ઉન્નતિ પામેલા વૈદ્યે, ધ્વજની પેઠે ઊંચા રહેઠાણમાં રહેવું કે જેથી તે ઠેકાણાની શોધ કરવાની પંચાત ન રહેવાને લીધે, જે જે લોકો વિષથી, બાણાદિકનાં શલ્યોથી કે રોગોથી પીડાય તે સઘળાઓ કશી અગવડ વગર ત્યાં આવી શકે. પોતાના શાસ્ત્રમાં પ્રવીણતાવાળો, બીજાં શાસ્ત્રોના વિષયોને પણ જાણનારો અને રાજાએ તથા રાજા જેવા સરદાર લોકોએ પૂજેલો વૈદ્ય જેમ દેવમંદિરમાં ધ્વજ શોભે તેમ સેનાના પડાવમાં શોભે છે. ૭

ચિકિત્સાના ચાર પાદો અને તેમાં વૈદ્યની શ્રેષ્ઠતા

वैद्यो व्याध्युपसृष्टश्च भेषजं परिचारकः ।
एते पादाश्चिकित्सायाः कर्मसाधनहेतवः ॥
गुणवद्भिस्त्रिभिः पादैश्चतुर्थो गुणवान्भिषक् ।
व्याधिमल्पेन कालेन महान्तमपि साधयेत् ॥
वैद्यहीनास्त्रयः पादा गुणवन्तोऽप्यपार्थकाः ।
उद्गातृहोतृब्रह्माणो यथाध्वर्युं विनाध्वरे ॥
वैद्यस्तु गुणवानेकस्तारयेदातुरान्सदा ।
प्लवं प्रतितरैर्हीनं कर्णधार इवाम्भसि ॥८॥

[1] અથર્વવેદમાં ક્રિયા મુખ્ય છે એટલે તેમાં શલ્યતંત્ર પ્રધાન છે. તેથી આયુર્વેદ અથર્વવેદનો ઉપવેદ છે એમ અહીં લખ્યું છે, ત્યારે ભગવાન ચરકે ઋગ્વેદનો ઉપવેદ લખ્યો છે; કારણ કે કાયચિકિત્સા ચરકમાં પ્રધાન છે, જે ઋગ્વેદમાં છે. તેથી વિરોધાભાસ સમજવાનો નથી. પણ જ્યાં જ્યાં શલ્યતંત્રની વાત છે ત્યાં ત્યાં અથર્વવેદનો જ ઉપવેદ છે એમ દર્શાવેલું છે. પ્ર.

વૈદ્ય, રોગી, ઔષધ અને પરિચારક એ ચાર ચિકિત્સાના પાદો (પાયાઓ) ગણાય છે; કારણ કે એ પાયાઓ ઠીક હોય તો ચિકિત્સાના ફળની (આરોગ્યની) સિદ્ધિ થાય છે. ગુણવાન વૈદ્યરૂપી ચોથો પાયો, જો બીજા ત્રણ પાયા સારા હોય તો મોટા વ્યાધિને પણ અલ્પ કાળમાં, વશ કરી (ટાળી) શકે છે. જો વૈદ્ય ન હોય તો ઉપર કહેલા બીજા ત્રણે પાયાઓ સારા છતાં પણ નકામા જ થઈ પડે છે. જેમ યજ્ઞમાં અધ્વર્યુ ન હોય, તો ઉદ્ગાતા, હોતા અને બ્રહ્મા એ ત્રણે ઋત્વિજો સારા હોય, તોપણ વ્યર્થ છે, તેમ વૈદ્ય ન હોય તો રોગી વગેરે ત્રણ પાયાઓ સારા હોય તોપણ વ્યર્થ છે. જેમ ખલાસીઓ સારા ન હોય પણ સુકાની સારો હોય, તો વહાણને જળમાંથી તારી શકે છે, તેમ બીજા પાયા ગુણવાન ન હોય તોપણ વૈદ્યરૂપી ચોથો પાયો ગુણવાન હોય, તો રોગીઓને રોગોમાંથી સર્વદા તારી શકે છે. ૮

વૈદ્યરૂપી પાયો કેવો હોવો જોઈએ?

**तत्त्वाधिगतशास्त्रार्थो दृष्टकर्मा स्वयं कृती ।**
**लघुहस्तः शुचिः शूरः सज्जोपस्करभेषजः ॥**
**प्रत्युत्पन्नमतिर्धीमान्व्यवसायी विशारदः ।**
**सत्यधर्मपरो यश्च स भिषक्पाद उच्यते ॥ ९ ॥**

જેણે આયુર્વેદનો અર્થ સહિત સંપૂર્ણ અભ્યાસ કર્યો હોય, બીજા ઉત્તમ વૈદ્યોના હાથથી થતી છેદાદિક તથા સ્નેહનાદિક ક્રિયાઓને નજરે જોયેલી હોય, પોતાના હાથથી પણ તે ક્રિયાઓ કરેલી હોય અને યંત્રાદિક સાધનોને તથા ઔષધોને સજ્જ રાખ્યાં હોય એવો; છેદ આદિ ક્રિયાઓ કરવામાં ધ્રૂજે નહિ તથા રોગીને વધારે વેદના પણ કરે નહિ એવા હલકા હાથવાળો, બહારની તથા અંદરની પવિત્રતાવાળો, ક્રિયાઓ કરવામાં ઉત્સાહવાળો, હાજર રહેતા વિચારવાળો, ઊહાપોહ કરવામાં કુશળ બુદ્ધિવાળો, વિષમ સ્થિતિઓમાં પણ ચિકિત્સા કરવામાં ન મૂંઝાય એવો, પાંડિત્યવાળો અને સત્યમાં તથા ધર્મમાં તત્પર રહેનારો વૈદ્ય ચિકિત્સાના પહેલા પાયારૂપ કહેવાય છે. ૯

રોગીરૂપી પાયો કેવો જોઈએ?

**आयुष्मान्सत्त्ववान्साध्यो द्रव्यवानात्मवानपि ।**
**आस्तिको वैद्यवाक्यस्थो व्याधितः पाद उच्यते ॥१०**

લાંબા આયુષ્યનાં ચિહ્નોવાળો, દુઃખો સહી શકે એવો, સાધ્ય વ્યાધિવાળો, ધનવાળો, ઇંદ્રિયોની લોલુપતા વગરનો, સ્વધર્મ ઉપર આસ્થાવાળો અને વૈદ્યના કહેવા પ્રમાણે વર્તનારો રોગી ચિકિત્સાના બીજા પાયારૂપ કહેવાય છે. ૧૦

ઔષધરૂપી પાયો કેવો જોઈએ?

**प्रशस्तदेशसंभूतं प्रशस्तेऽहनि चोद्धृतम् ।**
**युक्तमात्रं मनःकान्तं गन्धवर्णरसान्वितम् ॥**
**दोषघ्नमग्लानिकरमविकारि विपर्यये ।**
**समीक्ष्य दत्तं काले च भेषजं पाद उच्यते ॥११॥**

સારા પ્રદેશમાં ઉત્પન્ન થયેલું, જ્યોતિઃ-શાસ્ત્રાદિકની રીતિ પ્રમાણે સારા દિવસમાં લેવામાં આવેલું, યોગ્ય માત્રાવાળું, મનને પ્રિય લાગે એવું, યોગ્ય ગંધવાળું, યોગ્ય વર્ણવાળું, યોગ્ય રસવાળું, વાત આદિ દોષોને હરનારું, ગ્લાનિ નહિ આપનારું, ક્રિયામાં બગાડ થતાં પણ કશી વિકૃતિ નહિ કરનારું અને આયુષ્ય વગેરેની પરીક્ષા કરીને તથા સમય જોઈને આપવામાં આવેલું ઔષધ ચિકિત્સાના ત્રીજા પાયારૂપ કહેવાય છે.

પરિચારકરૂપી પાયો કેવો જોઈએ?

**स्निग्धोऽजुगुप्सुर्बलवान्युक्तो व्याधितरक्षणे ।**
**वैद्यवाक्यकृदश्रान्तः पादः परिचरः स्मृतः ॥१२॥**

પ્રીતિવાળો, આતુરની ગમે તેવી સ્થિતિ હોય તોપણ તેની સૂગ કે નિંદા નહિ કરનારો, સઘળા ક્લેશો સહન કરી શકાય એવા બળવાળો, આતુરનું રક્ષણ કરવામાં નિપુણ તથા તત્પર,

વૈદ્યના વચનને સંપૂર્ણ રીતે પાળનારો અને કામ કરવામાં થાકે નહિ એવો પરિચારક ચિકિત્સાના ચોથા પાયારૂપ કહેવાય છે. ૧૨

## અધ્યાય ૩૫ મો

### ઉપક્રમ

अथात आतुरोपक्रमणीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'આતુરોપક્રમણીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### આતુરના આયુષ્યની અને વ્યાધિ વગેરેની પરીક્ષા પ્રથમ કરવાની જરૂર

आतुरमुपक्रममाणेन भिषजायुरेवादौ परीक्ष्येत । सत्यप्यायुषि व्याध्यृत्वग्निवयोदेहबलसत्त्वसात्म्यप्रकृतिभेषजदेशान्परीक्षेत ॥ २ ॥

આતુરની ચિકિત્સા કરવા ધારતા વૈદ્યે પ્રથમ તો એ આતુરના આયુષ્યની જ પરીક્ષા કરવી જોઈએ. આયુષ્ય લાંબું છે એમ સિદ્ધ થયા પછી પણ વ્યાધિ, ઋતુ, અગ્નિ, અવસ્થા, દેહ, બળ, સત્ત્વ, સાત્મ્ય (જે કાંઈ આહારવિહારાદિક હમેશના સેવનને લીધે શરીરને ગોઠી રહેલ હોય તે), પ્રકૃતિ, ઔષધ અને દેશ વગેરેની પરીક્ષા કરવી જોઈએ. ૨

### આયુષ્યની પરીક્ષા

तत्र महापाणिपादपार्श्वपृष्ठस्तनाग्रदशनवदनस्कन्धललाटं दीर्घाङ्गुलिपर्वोच्छ्वासप्रेक्षणबाहुं विस्तीर्णभ्रूस्तनान्तरोरस्कं ह्रस्वजङ्घामेढ्रग्रीवं गम्भीरसत्त्वस्वरनाभिमनुच्चैर्बद्धस्तनमुपचितमहारोमशकर्णं पश्चान्मस्तिष्कं स्नातानुलिप्तं मूर्धानुपूर्व्या विशुष्यमाणशरीरं पश्चाच्च विशुष्यमाणहृदयं पुरुषं जानीयाद्दीर्घायुः खल्वयमिति । तमेकान्तेनोपक्रमेत् । एभिर्लक्षणैर्विपरीतैरल्पायुः । मिश्रैर्मध्यमायुरिति ॥

भवन्ति चात्र ॥

गूढसंधिशिरास्नायुः संहताङ्गः स्थिरेन्द्रियः ।
उत्तरोत्तरसुक्षेत्रो यः स दीर्घायुरुच्यते ॥
गर्भात्प्रभृत्यरोगो यः शनैः समुपचीयते ।
शरीरज्ञानविज्ञानैः स दीर्घायुः समासतः ॥
मध्यमस्यायुषो ज्ञानमत ऊर्ध्वं निबोध मे ।
अधस्तादक्षयोर्यस्य लेखाः स्युर्व्यक्तमायताः ॥
द्वे वा तिस्रोऽधिका वापि पादौ कर्णौ च मांसलौ ।
नासाग्रमूर्ध्वं च भवेदूर्ध्वलेखाश्च पृष्ठतः ॥
यस्य स्युस्तस्य परमायुर्भवति सप्ततिः ।
जघन्यस्यायुषो ज्ञानमत ऊर्ध्वं निबोध मे ॥
ह्रस्वानि यस्य पर्वाणि सुमहच्चापि मेहनम् ।
तथोरस्यवलीढानि न च स्यात्पृष्ठमायतम् ॥
ऊर्ध्वं च श्रवणौ स्थानान्नासा चोच्चा शरीरिणः ।
हसतो जल्पतो वापि दन्तमांसं प्रदृश्यते ।
प्रेक्षते यश्च विभ्रान्तं स जीवेत्पञ्चविंशतिम् ॥३॥

જેનાં હાથ, પગ, પડખાં, પીઠ, સ્તનનાં અગ્રો, દાંત, મુખ, કાંધ અને લલાટ મોટાં[2] હોય; આંગળીઓનાં પર્વો, શ્વાસ, નેત્રો તથા બાહુઓ લાંબા હોય; ભ્રુકુટીઓ, સ્તનનો મધ્ય ભાગ તથા છાતી વિશાળ હોય; પિંડીઓ, શિશ્ન તથા કંઠ ટૂંકાં હોય; સત્ત્વ ગંભીર(ઘણું) હોય, સ્વર ઉદ્ધતાઈ વગરનો તથા સ્નિગ્ધ હોય, નાભિ ઊંડી હોય; સ્તનો થાટા બંધાયેલા તથા કાંઈક ઊંચા હોય; કાન માંસની ભરતીવાળા, મોટા તથા રુવાંટાંવાળા હોય, માથાના પાછલા ભાગમાં મસ્તિષ્ક (મગજ) અધિક[3] હોય; નાહ્યા પછી અથવા ચંદન વગેરેનું

[1] કેટલું જોઈ-તપાસીને આતુરની ચિકિત્સા કરવી તે વિષયનો.

[2] ચોથા વિષયમા હાથ વગેરેનાં જે પ્રમાણો કહ્યા છે, તેઓથી કાંઈક અધિક. (ડલ્હન)

[3] પાછળના ભાગમા નાનું મગજ (સેરે... આવેલુ છે પ્ર.

લેપન કર્યા પછી પ્રથમ માથાથી માંડીને શરીર સુકાતું હોય અને છેવટે છાતી સુકાતી હોય, તે પુરુષને **લાંબા આયુષ્યવાળો** જાણવો. વૈદ્યે આવા માણસની ચિકિત્સા મનમાં બેવડક કરવી.

જે પુરુષમાં ઉપર કહેલાં લક્ષણોથી ઊલટાં જ લક્ષણો હોય તેને **અલ્પ આયુષ્યવાળો** જાણવો.

જે પુરુષમાં લાંબા આયુષ્યવાળાનાં તથા અલ્પ આયુષ્યવાળાનાં લક્ષણો મિશ્રિત દેખાતાં હોય તેને મધ્યમ આયુષ્યવાળો જાણવો.

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'જે પુરુષ માંસાદિકથી ગૂઢ સાંધાઓવાળો, ગૂઢ શિરાઓવાળો, ગૂઢ સ્નાયુઓવાળો, દૃઢ અંગોવાળો, સ્થિર ઇંદ્રિયોવાળો અને પગની આંગળીઓથી માંડીને ઉત્તરોત્તર સુંદર અવયવોવાળો હોય, તે પુરુષ લાંબા આયુષ્યવાળો કહેવાય છે. ટૂંકામાં એટલું સમજવું કે જે પુરુષ ગર્ભસ્થિતિથી માંડીને રોગ વગરનો હોય અને જેનાં શરીર, તત્ત્વબોધ તથા શિલ્પ વગેરેનાં જ્ઞાનો ધીરે ધીરે વધતાં હોય[1] તે પુરુષ **લાંબા આયુષ્યવાળો** હોય છે. હવે **મધ્યમ આયુષ્યવાળાની** પરીક્ષા કહું છું, તે સાંભળો. જેનાં અક્ષક નામનાં બે અસ્થિઓની[2] નીચે બે, ત્રણ અથવા તેથી વધારે લાંબી અને સ્પષ્ટ લીટીઓ હોય, પગ તથા કાન માંસથી ભરપૂર હોય, નાકની અણી ઊંચી હોય અને પીઠમાં ઊંચી લીટીઓ હોય, તેનુ પરમ આયુષ્ય સિત્તેર વર્ષનું થાય છે. હવે **અલ્પ આયુષ્યવાળાની** પરીક્ષા કહું છું તે સાંભળો. જેની આંગળીઓનાં પર્વો (વેઢાઓ) ટૂંકાં હોય, શિશ્ન બહુ મોટું હોય, છાતીમાં અવળીસવળી રુવાંટાંની ચકરીઓ હોય, પીઠ પહોળી ન હોય, કાન તથા નાક પોતાના સ્થાનથી ઊંચાં હોય, હસતાં તથા બોલતાં દાંતનાં પેઢાં દેખાતાં હોય અને નેત્રોથી જોતું ભ્રમણવાળું હોય તે પુરુષનું પરમ આયુષ્ય પચીસ વર્ષનું થાય છે. ૩

### દીર્ઘાયુ-અલ્પાયુના જ્ઞાન માટે અંગ-પ્રત્યંગોનાં પ્રમાણો અને સત્ત્વ આદિ સારો

अथ पुनरायुषो विज्ञानार्थमङ्गप्रत्यङ्गप्रमाणसारानुपदेक्ष्यामः। तत्राङ्गान्यन्तराधिसक्थिबाहुशिरांसि तदवयवाः प्रत्यङ्गानीति। तत्र स्वैरङ्गुलैः पादाङ्गुष्ठप्रदेशिन्यौ द्व्यङ्गुलायते। प्रदेशिन्यास्तु मध्यमाऽनामिकाकनिष्ठिका यथोत्तरं पञ्चमभागहीनाः। चतुरङ्गुलायते पञ्चाङ्गुलविस्तृते प्रपदपादतले। पञ्चचतुरङ्गुलायतविस्तृता पार्ष्णिः। चतुर्दशाङ्गुलायतः पादः। चतुर्दशाङ्गुलपरिणाहानि पादगुल्फजङ्घाजानुमध्यानि। अष्टादशाङ्गुला जङ्घा। जानूपरिष्टाच्चद्वात्रिंशदङ्गुलम्। एवं पञ्चाशत्। जङ्घायामसमावूरू। द्व्यङ्गुलानि वृषणचिबुकदशननासापुटभागकर्णमूलनयनान्तराणि। चतुरङ्गुलानि मेहनवदनांतरनासाकर्णललाटग्रीवोच्छ्रायदृष्ट्यन्तराणि। द्वादशाङ्गुलानि भगविस्तारमेहननाभिहृदयग्रीवास्तनान्तरमुखायाममणिबन्धप्रकोष्ठस्थौल्यानि। इन्द्रबस्तिपरिणाहांसपीठकूर्परान्तरायामः षोडशाङ्गुलः। चतुर्विंशत्यङ्गुलो हस्तः। द्वात्रिंशदङ्गुलपरिमाणौ भुजौ। द्वात्रिंशत्परिणाहावूरू। मणिबन्धकूर्परान्तरं षोडशाङ्गुलम्। तलं षट्चतुरङ्गुलायामविस्तारम्। अङ्गुष्ठमूलप्रदेशिनीश्रवणापाङ्गान्तरमध्यमाङ्गुल्यौ पञ्चाङ्गुले। अर्द्धपञ्चाङ्गुले प्रदेशिन्यनामिके। सार्द्धत्र्यङ्गुलौ कनिष्ठाङ्गुष्ठौ। चतुर्विंशतिविस्तारपरिणाहं मुखग्रीवम्।

---

[1] व्यञ्जनादिशुभा विद्या मेदो मेधादयो यशः।
अल्पे वयसि यस्यैतन्न स जीवेत् कदाचन ॥ (डल्हन)

જે માણસના વ્યંજન આદિ શુભ વિદ્યા, મેદ, ઉત્તમ પ્રકારની બુદ્ધિ વગેરે તથા યશ આ નાની ઉંમરમાં જ (એકદમ) વધી જાય, તે કદી (લાંબો કાળ) જીવતો નથી.

[2] શારીરસ્થાનના ૫ મા અધ્યાયનો ૨૦ મો વિષય જુઓ.

त्रिभागाङ्गुलविस्तारा नासापुटमर्यादा। नयनत्रिभागपरिणाहा तारका। नवमस्तारकांशो दृष्टिः। केशान्तमस्तकान्तरमेकादशाङ्गुलम्। मस्तकादवटुकेशान्तो दशाङ्गुलः। कर्णावट्वन्तरं चतुर्दशाङ्गुलम्। पुरुषोरःप्रमाणविस्तीर्णा स्त्रीश्रोणिः। अष्टादशाङ्गुलविस्तीर्णमुरः। तत्प्रमाणा पुरुषस्य कटी। सविंशमङ्गुलशतं पुरुषायाम इति॥

भवन्ति चात्र॥

पञ्चविंशे ततो वर्षे पुमान्नारी तु षोडशे।
समत्वागतवीर्यौ तौ जानीयात्कुशलो भिषक्॥
देहः स्वैरङ्गुलैरेष यथावदनुकीर्तितः।
युक्तः प्रमाणेनानेन पुमान्वा यदि वाङ्गना॥
दीर्घमायुरवाप्नोति वित्तं च महदृच्छति।
मध्यमं मध्यमैरायुर्वित्तं हीनैस्तथाऽवरम्।

अथ सारान्वक्ष्यामः—

स्मृतिभक्तिप्रज्ञाशौर्यशौचोपेतं कल्याणाभिनिवेशं सत्त्वसारं विद्यात्। स्निग्धसंहतश्वेतास्थिदन्तनखं बहुलकामप्रजं शुक्रेण। अकृशमुत्तमबलं स्निग्धगम्भीरस्वरं सौभाग्योपपन्नं महानेत्रं च मज्ज्ञा। महाशिरःस्कन्धं दृढदन्तहन्वस्थिनखमस्थिभिः। स्निग्धमूत्रस्वेदस्वरं बृहच्छरीरमायासासहिष्णुं मेदसा। अच्छिद्रगात्रं गूढास्थिसंधिं मांसोपचितं च मांसेन। स्निग्धताम्रनखनयनतालुजिह्वौष्ठपाणिपादतलं रक्तेन। सुप्रसन्नमृदुत्वग्रोमाणं त्वक्सारं विद्यात्। इत्येषां पूर्वं पूर्वं प्रधानमायुःसौभाग्ययोरिति।

भवति चात्र॥

सामान्यतोऽङ्गप्रत्यङ्गप्रमाणादथ सारतः।
परीक्ष्यायुः सुनिपुणो भिषक्सिध्यति कर्मसु॥४॥

હવે માણસના આયુષ્યના જ્ઞાન માટે અંગોનાં તથા પ્રત્યંગોનાં પ્રમાણો તથા સારો પણ કહીએ છીએ. શરીરનો મધ્યભાગ, કમરના સંધિથી માંડીને પગની આંગળીઓ સુધીનો ભાગ, બાહુ અને મસ્તક એ અંગો કહેવાય છે. એ અંગોના જે અવયવો તે પ્રત્યંગો કહેવાય છે. એમાં પગનો અંગૂઠો અને પ્રદેશિની (પગના અંગૂઠા પાસેની આંગળી) એ નખના ભાગો સિવાય પોતાનાં (જેનાં હોય તે માણસનાં) બે આંગળ જેટલાં લાંબાં હોય છે. પગની પ્રદેશિની પછીની વચલી આંગળી, તે પછીની અનામિકા આંગળી અને તે પછીની કનિષ્ઠિકા આંગળી—એ ઉત્તરોત્તર પાંચમા પાંચમા ભાગે ટૂંકી હોય છે. પગનાં કૂળાં અને તળિયાં ચાર આંગળ પહોળાં અને પાંચ આંગળ લાંબાં[1] હોય છે. પગની પાની પાંચ આંગળ પહોળી અને ચાર આંગળ લાંબી હોય છે. પગ ચૌદ આંગળ લાંબો હોય છે. પગનું મધ્ય, ઘૂંટીઓનું મધ્ય, પિંડીનું ઘૂંટીને લગતું મધ્ય અને ગોઠણનુ મધ્ય એ ચૌદ આંગળના પરિણાહ-(જાડાઈ)વાળાં હોય છે.[2] (ચૌદ આંગળના દોરાથી વીંટાઈ રહે છે). ઘૂંટી અને ગોઠણ એનું મધ્ય અઢાર આંગળ લાંબુ હોય છે.[3] ગોઠણના સંધિથી ઉપર કમરના સંધિ સુધીનો ભાગ બત્રીશ આંગળ લાંબો હોય છે. આ પ્રમાણે ઘૂંટીથી કમરના સંધિ સુધીનો ભાગ કુલ પચાસ આંગળ લાંબો હોય છે. સાથળો અઢાર આંગળ લાંબા હોય છે. વૃષણ, હડપચી, દાંત, નાકનો અગ્રભાગ, કાનનાં મૂળ અને નેત્રોનું મધ્ય એ બબ્બે આંગળ લાંબાં હોય છે શિશ્ન,[4] ફાડેલા મોઢાનું મધ્ય, નાકની ડાંડી, કાન, લલાટ, કંઠ અને ડોકીઓનું મધ્ય એ ચારચાર આંગળ લાંબાં હોય

૧ પાઠાંતરમાં 'છ આંગળ લાંબા હોય છે.' એવો પાઠ છે.

૨ પાઠાંતરમાં 'તેર આંગળના પરિણાહવાળા હોય છે' એવો અર્થ છે

૩ પાઠાંતરમાં એવો અર્થ છે કે પિંડી ચોવીસ આંગળ લાંબી હોય છે

૪ જે શશ જાતિનો પુરુષ હોય તેનું શિશ્ન જ નમ્ર અવસ્થામાં ચાર આંગળનું હોય એમ કામશાસ્ત્રમાં કહ્યું છે.

છે. સ્રીની યોનિનો પરિણાહ[1] શિશ્નનું તથા નાભિનું અંતર, નાભિનું તથા હૃદયનું અંતર, હૃદયનું તથા ડોકનું અંતર, સ્તનોનું અંતર, હડપચીથી માંડીને લલાટ સુધીના મુખની લંબાઈ, મણિબંધનો પરિણાહ અને તેથી ઉપરનો કાંડાનો પરિણાહ[2] બાર બાર આંગળનો હોય છે. પિંડીના ગોઠણને લગતા મધ્યનો પરિણાહ, બે ખભાની ટોચો વચ્ચેની લંબાઈ એ સોળ આંગળનાં હોય છે.[3] હાથ કે જે કોણીથી માંડીને મધ્યમા (વચલી) આંગળીનાં અગ્ર સુધી ગણાય છે, તે ચોવીસ આંગળનો હોય છે. બંને ભુજાઓની લંબાઈ મળીને બત્રીશ આંગળની થાય છે. સાથળો-નો પરિણાહ (ગોળ—જાડાઈ) બત્રીશ આંગળ-ની હોય છે. મણિબંધ અને કોણી વચ્ચેનું અંતર સોળ આંગળનું હોય છે. હાથનું તળિયું ચાર આંગળ પહોળું અને છ આંગળ લાંબું હોય છે. અંગૂઠાનું મૂળ અને પ્રદેશિની વચ્ચેનું અંતર, કાન અને નેત્રના છેડા વચ્ચેનું અંતર અને વચલી આંગળી પાંચ પાંચ આંગળનાં લાંબાં હોય છે. પ્રદેશિની અને અનામિકા એ સાડાચાર સાડાચાર આંગળની લાંબી હોય છે. કનિષ્ઠિકા અને અંગૂઠો એ સાડાત્રણ સાડાત્રણ આંગળ લાંબાં હોય છે. મોઢું ચાર આંગળ લાંબું હોય છે. કંઠ વીશ આંગળના પરિણાહવાળો હોય છે. નાકના અગ્રભાગની મર્યાદા પોણાબે આંગળની હોય છે. કાળા ડોળાની ગોળાઈ આંખોના ત્રીજા ભાગ જેટલી હોય છે. કીકીનું પ્રમાણ કાળા ડોળાના નવમા ભાગ જેટલું હોય છે. કેશોના અંતની જગ્યા અને માથાના મધ્ય વચ્ચેનું અંતર અગિયાર આંગળનું હોય છે. માથાથી દાઢી ઉપરના કેશનો અંત દશ આંગળ દૂર હોય છે. બે કાનની ટોચો અને દાઢીનું અંતર ચૌદ આંગળનું હોય છે. પુરુષનો હૃદયથી ઉપરનો અને કંઠથી નીચેનો છાતીનો ભાગ, કે જે બાર આંગળ-નો છે; તેવડો જ સ્રીનો શ્રોણિભાગ (સાથળના સંધિથી નીચેનો અને યોનિથી ઉપરનો ભાગ) હોય છે. સ્રીનું ઉરઃસ્થલ અઢાર આંગળ લાંબું હોય છે. પુરુષની કમર પણ અઢાર આંગળ લાંબી હોય છે. પગની પાનીઓ અને બાહુઓને ઊંચા કરી ઊભેલા પુરુષનું પ્રમાણ એકસોવીસ આંગળ છે.

આ શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'પુરુષ પચીસમે વર્ષે પરિપૂર્ણ સર્વ ધાતુઓવાળો થાય છે અને સ્રી સોળમે વર્ષે પરિપૂર્ણ સર્વ ધાતુઓવાળી થાય છે; માટે તે તે સમયે તેઓનાં અંગપ્રત્યંગોનું પ્રમાણ ઉપર કહ્યા પ્રમાણે થાય છે, એમ પ્રવીણ વૈદ્યે જાણી લેવું. ઉપર કહ્યા પ્રમાણે અંગુલોથી દેહનું જે માપ કહ્યું છે, તે પોતપોતાનાં અંગુલોથી જાણવું. દેહનું આ સંપૂર્ણ પ્રમાણ કહેવામાં આવ્યું. જે પુરુષ અથવા જે સ્રી આ પ્રમાણથી યુક્ત હોય, તે અધિક આયુષ્ય પામે છે અને ઘણું ધન મેળવે છે. જો મધ્યમ પ્રમાણ હોય તો મધ્યમ આયુષ્યની તથા મધ્યમ ધનની પ્રાપ્તિ થાય છે અને અલ્પ પ્રમાણ હોય તો અલ્પ આયુષ્યની તથા અલ્પ ધનની પ્રાપ્તિ થાય છે.'

લાંબા, મધ્યમ તથા અલ્પ આયુષ્યની પરીક્ષામાં શરીરના સારોનું જ્ઞાન પણ ઉપયોગી છે, માટે હવે સારો વિષે કહીએ છીએ.

જે પુરુષ સ્મરણશક્તિથી, દેવ તથા ગુરુજન આદિ ઉપરની ભક્તિથી, કોઈ સમયમાં પણ બાધિત ન થાય એવી બુદ્ધિથી, શૂરવીરતાથી (કોઈ

---

[1] આવો ભારે પરિણાહ હસ્તિની જાતિની સ્રીના ભગનો હોય એમ કામશાસ્ત્રમાં કહ્યું છે.

[2] જે સ્થળમાં પહોંચીઓ પહેરાય છે, તે સ્થળથી ઉપર ચાર આંગળનો ભાગ પ્રકોષ્ઠ કહેવાય છે.

[3] પાઠાંતરમાં એ લંબાઈ અઢાર આંગળની હોય છે, એવો અર્થ છે.

પણ કામમાં નહિ ગભરાવારૂપ ધૈર્યથી) તથા પવિત્રતાથી યુક્ત હોય અને કલ્યાણકારી બાબતોમાં જ યત્ન ધરાવનારો હોય, તેને સત્ત્વગુણ સંબંધી સારવાળો જાણવો.

જેનાં હાડકાં, દાંત તથા નખો સ્નિગ્ધ, ઘાટાં અને સફેદ હોય તથા જેને રતિની ઇચ્છા ઘણી હોય તથા પ્રજા પણ ઘણી હોય તે પુરુષને શુક્ર (વીર્ય) સંબંધી સારવાળો જાણવો.

જે પુરુષ પાતળો ન હોય, ઉત્તમ બળવાળો હોય, સ્નિગ્ધ તથા ગંભીર સ્વરવાળો હોય, સૌભાગ્યવાળો હોય અને મોટાં નેત્રોવાળો હોય, તેને મજ્જા સંબંધી સારવાળો જાણવો.

જે પુરુષનાં મસ્તક તથા કાંધ મોટાં હોય અને દાંતો, હડપચી, હાડકાં તથા નખો દૃઢ હોય, તેને અસ્થિ સંબંધી સારવાળો સમજવો.

જે પુરુષ મોટા શરીરવાળો તથા પરિશ્રમો સહન કરી શકે એવો હોય તથા જેનાં મૂત્ર, પરસેવો અને સ્વર સ્નિગ્ધ હોય, તેને મેદ સંબંધી સારવાળો જાણવો.

જે પુરુષ ઉન્નત ગાત્રોવાળો તથા માંસની ભરતીવાળા શરીરવાળો હોય અને જેનાં અસ્થિઓના સાંધાઓ ગૂઢ હોય, તેને માંસ સંબંધી સારવાળો જાણવો.

જે પુરુષનાં નખો, નેત્રો, તાળવું, જીભ, હોઠ, હાથનાં તળિયાં સ્નિગ્ધ તથા રાતાં હોય, તેને લોહીના સારવાળો જાણવો.

જે પુરુષની ત્વચા અતિ પ્રસન્ન તથા કોમળ હોય અને રુવાંટાં પણ તેવાં જ હોય તે પુરુષને રસ સંબંધી સારવાળો જાણવો.

ઉપર કહેલા આઠ સારોમાં પહેલો સાર પોતા પછીના સાત સારો કરતાં, બીજો સાર પોતા પછીના છ સારો કરતાં, ત્રીજો સાર પોતા પછીના પાંચ સારો કરતાં, ચોથો સાર પોતા પછીના ચાર સારો કરતાં, પાંચમો સાર પોતાના પછીના ત્રણ સારો કરતાં, છઠ્ઠો સાર પોતા પછીના બે સારો કરતાં અને સાતમો સાર પોતા પછીના એક સાર કરતાં અધિક આયુષ્ય તથા અધિક સૌભાગ્ય આપનાર છે, એટલે ઉત્તરોત્તર કરતાં પૂર્વપૂર્વ શ્રેષ્ઠ છે, એમ સમજવું.

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'ગયા ઓગણત્રીસમા અધ્યાયથી તે તેત્રીસમા અધ્યાય સુધીમાં વ્રણાદિકની પરીક્ષાઓનાં જ ચિહ્નો કહ્યાં છે, તેઓ ઉપરથી, અંગોનાં તથા પ્રત્યંગોનાં પ્રમાણો ઉપરથી અને સારો ઉપરથી આયુષ્યની પરીક્ષા કરીને ચિકિત્સા કરનારો નિપુણ વૈદ્ય ચિકિત્સા સંબંધી સઘળી ક્રિયાઓમાં સિદ્ધિ પામે છે (ફતેહમંદ નીવડે છે).'૪

### વ્યાધિઓની પરીક્ષા

व्याधिविशेषास्तु प्रागभिहिताः । सर्व एवैते त्रिविधाः—साध्या याप्याः प्रत्याख्येयाश्च । तत्रैतान् भूयस्त्रिधा परीक्षेत–किमसावौपसर्गिकः प्राक्केवलोऽन्यलक्षण इति ।

तत्रौपसर्गिको यः पूर्वोत्पन्नं व्याधिं जघन्यकालजातो व्याधिरुपसृजति स तन्मूल एवोपद्रवसंज्ञः ।

प्राक्केवलो यः प्रागेवोत्पन्नो व्याधिरपूर्वरूपोऽनुपद्रवश्च ।

अन्यलक्षणो यो भविष्यद्व्याधिख्यापकः स पूर्वरूपसंज्ञः ॥५॥

વ્યાધિઓના ભેદો તો આ સૂત્રસ્થાનના વેદોત્પત્તિ નામના પહેલા અધ્યાયમાં અને વ્યાધિસમુદ્દેશીય નામના ચોવીસમા અધ્યાયમાં કહેવાઈ ગયા છે. એ સઘળા વ્યાધિઓના સાધ્ય, યાપ્ય અને પ્રત્યાખ્યેય[1] (અસાધ્ય) એ ત્રણ ભેદો છે.

[1] ચિકિત્સા કરવાની ના પાડવા યોગ્ય કેટલાક વ્યાધિઓના વિષયમાં એમ પણ કહેવામાં આવશે કે, વૈદે આ વ્યાધિની ચિકિત્સા કરવાની પ્રથમ ના પાડીને પછી તે રોગી વગેરેનો આગ્રહ જણાય તો કરવી, કે જેથી વૈદ્યને અપયશ આવે નહિ.

વળી દરેક વ્યાધિની ત્રણ પ્રકારની પરીક્ષા કરવી કે 'આ વ્યાધિ ઔપસર્ગિક છે, પ્રાક્કેવલ છે કે અન્યલક્ષણ છે?'

પાછળથી ઉત્પન્ન થયેલો જે વ્યાધિ પ્રથમથી ઉત્પન્ન થયેલા વ્યાધિને તેની સાથે મળી જઈને જોર આપે, તે વ્યાધિ **ઔપસર્ગિક** કહેવાય છે. ઔપસર્ગિક વ્યાધિનું મૂળ પહેલો વ્યાધિ હોય છે, તેથી ઔપસર્ગિક વ્યાધિને 'ઉપદ્રવ' એ નામ પણ આપવામાં આવે છે.[1]

જે વ્યાધિ કશા પણ પૂર્વરૂપ વિના પ્રથમથી પોતાના રૂપે જ ઉત્પન્ન થયો હોય અને ઉપદ્રવો વગરનો હોય, તે **પ્રાક્કેવલ** કહેવાય છે. (મશ, તલ તથા લાખાં વગેરે વ્યાધિઓ પૂર્વરૂપો વિના જ ઉત્પન્ન થાય છે અને ઉપદ્રવો વગરના જ હોય છે, માટે તેઓ પ્રાક્કેવલ ગણાય.)

જે વ્યાધિ ભવિષ્યવ્યાધિની સૂચના આપનારો થાય તે **અન્યલક્ષણ** કહેવાય છે. અન્યલક્ષણને જ પૂર્વરૂપ કહેવામાં આવે છે. ૫

**ત્રણે વ્યાધિઓની ચિકિત્સા કરવાની પદ્ધતિ**

**तत्र सोपद्रवमन्योन्याविरोधेनोपक्रमेत बलवन्तमुपद्रवं वा ।**
**प्राक्केवलं यथास्वं प्रतिकुर्वीत ।**
**अन्यलक्षणे त्वादिव्याधौ प्रयतेत ॥**
**भवति चात्र ॥**
**नास्ति रोगो विना दोषैर्यस्मात्तस्माद्विचक्षणः ।**
**अनुक्तमपि दोषाणां लिङ्गैर्व्याधिमुपाचरेत् ॥६॥**

જે વ્યાધિ ઉપદ્રવવાળો હોય તેની ચિકિત્સા કરવી હોય, ત્યારે મૂલવ્યાધિની ચિકિત્સા ઉપદ્રવોની ચિકિત્સાથી વિરુદ્ધ ન થાય અને ઉપદ્રવોની ચિકિત્સા મૂલવ્યાધિની ચિકિત્સાથી વિરુદ્ધ ન થાય એવી પદ્ધતિ પકડવી; અથવા ઉપદ્રવોમાં જે કોઈ બળવાન ઉપદ્રવ હોય તેની પ્રથમ ચિકિત્સા કરવી, પણ તે ચિકિત્સા બીજા ઉપદ્રવોની ચિકિત્સાથી વિરુદ્ધ ન થાય એમ કરવું.

પ્રાક્કેવલ વ્યાધિની ચિકિત્સા તો તેને પોતાને માટે જ કહી હોય તે જ કરવી.

અન્યલક્ષણ (પૂર્વરૂપાત્મક) વ્યાધિની ચિકિત્સા કરવી હોય, ત્યારે જે વ્યાધિ શરૂઆતમાં જોવામાં આવતો હોય તેની જ તેને પોતાને માટે કહેલી ખાસ ચિકિત્સા કરવી.

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યુ છે: 'કોઈ પણ રોગ દોષો વિના હોતો નથી; એટલા માટે જેનું લક્ષણાદિક આ ગ્રંથમાં ન કહેવામાં આવ્યું હોય, તેવા વ્યાધિની ચિકિત્સા પણ વિચક્ષણ વૈદ્યે દોષોનાં ચિહ્નો ઉપરથી કલ્પના કરી લઈ કરવી.' ૬

**ઋતુઓની પરીક્ષા**

**प्रागभिहिता ऋतवः ॥ ७ ॥**

ઋતુઓનું નિરૂપણ આ સૂત્રસ્થાનના ઋતુચર્યાધ્યાય નામના છઠ્ઠા અધ્યાયમાં કહેવામાં આવ્યુ છે; તે ઉપરથી ઋતુઓની પરીક્ષા કરી લેવી.

**આત્યયિક રોગની ચિકિત્સા કરવાની પદ્ધતિ**

**शीते शीतप्रतीकारमुष्णे चोष्मनिवारणम् ।**
**कृत्वा कुर्यात्क्रियां प्राप्तां क्रियाकालं न हापयेत् ॥**
**अप्राप्ते वा क्रियाकाले प्राप्ते वा न कृता क्रिया ।**
**क्रिया हीनाऽतिरिक्ता वा साध्येष्वपि न सिध्यति ॥**
**या ह्युदीर्णं शमयति नान्यं व्याधिं करोति च ।**
**सा क्रिया न तु या व्याधिं हरत्यन्यमुदीरयेत् ॥८॥**

શીતકાળમાં (શિયાળામાં તથા ચોમાસામાં) પ્રથમ શીતનો પ્રતિકાર–એટલે ઉષ્ણતા કરીને અને ઉષ્ણકાળમાં પ્રથમ ઉષ્ણનું નિવારણ–એટલે શીતતા કરીને તે પછી તે તે આત્ય-

[1] મૂલવ્યાધિની સાથે થયેલા ચિહ્નો ઉપદ્રવ ન ગણાય, પણ પાછળથી જે નવીન વ્યાધિઓ થાય છે, તેઓ ઉપદ્રવો કહેવાય. મૂલવ્યાધિના ચિહ્નો પણ જો લાબા કાળ સુધી રહેતાં આવે, તો તેઓને પણ ઉપદ્રવો કહી શકાય છે. (ડલ્હન)

યિક (તુરત ઉપાય કર્યા વિના ચાલે નહિ એવા) રોગ માટે જે ક્રિયા શાસ્ત્રની આજ્ઞાથી પ્રાપ્ત હોય તે કરવી, પણ ઋતુના સ્વભાવને વળગી રહીને તે ક્રિયા કરવાનો વખત ગુમાવવો નહીં; (આ સૂત્રસ્થાનના અગ્નિકર્મવિધિ નામના બારમા અધ્યાયનો ચોથો વિષય જુઓ.) કેમ કે સમય પ્રાપ્ત થયા છતાં ન કરવામાં આવેલી ક્રિયા સમય વીત્યા પછી કરવામાં આવે તો સાધ્ય રોગોમાં પણ સિદ્ધ થતી નથી; (જેમ કે જ્વરમાં પ્રથમ ન કરવામાં આવેલું લંઘન જ્વર જીર્ણ થયા પછી કરવામાં આવે તોપણ સિદ્ધ થતું નથી—અર્થાત્ વિફળ જ જાય છે.[1]) જેમ સમય વીતી ગયા પછી કરવામાં આવેલી ક્રિયા સાધ્ય રોગોમાં પણ નિષ્ફળ જાય છે, તેમ સમય પ્રાપ્ત થયા વિના કરવામાં આવેલી ક્રિયા પણ નિષ્ફળ જાય છે. (જેમ કે આમજ્વરમાં આપવામાં આવતું ઔષધ ઊલટું તે જ્વરને વધારવાને લીધે નિષ્ફળ જ જાય છે.) ક્રિયા જેટલી કરવી જોઈએ તેથી ઓછી કરવામાં આવે તોપણ વ્યર્થ જાય છે. (જેમ કે દોષ બહુ છતાં ઓછી ક્રિયા કરવામાં આવે, તો રોગનો સંપૂર્ણ નાશ કરતી નથી.) જેટલી કરવી જોઈએ તેથી અધિક કરવામાં આવે, તોપણ સિદ્ધ ન થતાં ઊલટી ખરાબી જ કરે છે. (જેમ કે દોષ અલ્પ હોય તે ઉપર મોટી ક્રિયા કરવામાં આવે, તો બીજા રોગને ઉત્પન્ન કરી દે છે અથવા રોગીના પ્રાણ હરે છે.) મિથ્યા ક્રિયા કરવામાં આવે તો તેનું પણ એ પ્રમાણે જ સમજવું. (જેમ કે શીતળક્રિયાથી મટે એવા રોગમાં ઉષ્ણક્રિયા અને ઉષ્ણક્રિયાથી મટે એવા રોગમાં શીતળક્રિયા રોગની હાનિ કરવાને બદલે વૃદ્ધિ જ કરે છે.) જે ક્રિયા વૃદ્ધિ પામેલા વ્યાધિને શમાવે અને બીજા વ્યાધિને ઉત્પન્ન ન કરે તે જ ક્રિયા કહેવાય છે; પરંતુ જે ક્રિયા એક વ્યાધિને હરે, પણ બીજા વ્યાધિને ઉત્પન્ન કરે તે ક્રિયા જ કહેવાતી નથી.[2] ૮

### અગ્નિપરીક્ષા

प्रागभिहितोऽग्निरन्नस्य पाचकः। स चतुर्विधो भवति–दोषानभिपन्न एको; विक्रियामापन्नस्त्रिविधो भवति–विषमो वातेन तीक्ष्णः पित्तेन मन्दः श्लेष्मणा, चतुर्थः समः सर्वसाम्यादिति।

तत्र यो यथाकालमुपयुक्तमन्नं सम्यक्पचति स समः समदोषैः।

यः कदाचित्सम्यक्पचति कदाचिदाध्मानशूलोदावर्तातिसार जठरगौरवान्त्रकूजनप्रवाहणानि कृत्वा स विषमः।

यः प्रभूतमप्युपयुक्तमन्नमाशु पचति स तीक्ष्णः, स एवाभिवर्द्धमानोऽत्यग्निरित्याभाष्यते. स मुहुर्मुहुः प्रभूतमप्युपयुक्तमाशुतरं पचति पाकान्ते च गलताल्वोष्ठशोषदाहसन्तापाञ्जनयति। ૯

यस्त्वल्पमप्युपयुक्तमुदरशिरोगौरवकासश्वासप्रसेकच्छर्दिगात्रसदनानि कृत्वा महता कालेन पचति स मन्दः॥

विषमो वातजान्रोगांस्तीक्ष्णः पित्तनिमित्तजान्।
करोत्यग्निस्तथा मन्दो विकारान्कफसंभवान्॥९॥

જે અગ્નિ અન્નને પકાવે છે, તેનું આ સૂત્રસ્થાનના વ્રણપ્રશ્ન નામના ૨૧મા અધ્યાયના ૫મા તથા ૬ઠ્ઠા વિષયમાં નિરૂપણ કરી આવ્યા છીએ; એ અગ્નિ સમ, વિષમ, તીક્ષ્ણ અને મંદ એ રીતે ચાર પ્રકારનો થાય છે. જે અગ્નિ દોષોની સમતાને લીધે ખરાબી ન પામેલો હોય તે પહેલા

૧ જીર્ણજ્વર લંઘનાદિકથી મટતો નથી, પણ દૂધથી તથા માંસરસ આદિ સ્નેહોથી મટે છે.

૨ દુર્બળ માણસની બૃંહણક્રિયા અવિવેકથી કરવામાં આવે, તો અગ્નિમંદતા, પ્રમેહ તથા અતિસાર આદિ રોગો ઉત્પન્ન થાય છે; અને સ્થૂળ માણસની કર્શણક્રિયા અવિવેકથી કરવામાં આવે, તો ક્ષયરોગ તથા વાતરોગ આદિ રોગો ઉત્પન્ન થાય છે. એ વાત પ્રસિદ્ધ જ છે.

પ્રકારમાં આવે છે અને દોષોથી ખરાબ થઈને વિક્રિયા પામેલા અગ્નિઓ વિષમ આદિ ત્રણ પ્રકારોમાં આવે છે. અગ્નિની વિષમતા વાયુથી, તીક્ષ્ણતા પિત્તથી તથા મંદતા કફથી થાય છે અને સમતા સર્વ દોષોની સમતાથી રહે છે.

જે અગ્નિ કાળનું ઉલ્લંઘન ન કરતાં જમવામાં આવેલા અન્નને સારી રીતે પકાવે, તે સમ કહેવાય છે. અગ્નિની સમતા સર્વ દોષોની સમતાથી જ રહે છે.

જે અગ્નિ કોઈ સમયે સારી રીતે પકાવે અને કોઈ સમયે આફરાને, શૂળને, ઉદાવર્તને, અતિસારને, પેટના ભારેપણાને, ગડગડાટને કે વેગના પ્રવાહને ઉત્પન્ન કરીને પછી અન્નને પકાવે તે **વિષમ** કહેવાય છે.[1]

જે અગ્નિ ખાવામાં આવેલા ઘણા અન્નને તુરત પકાવી નાખે તે **તીક્ષ્ણ** કહેવાય છે; એ તીક્ષ્ણ અગ્નિ જ જો વધતો જતો હોય તો અત્યગ્નિ (ભસ્મક) કહેવાય છે અને બહુ જ વધી જાય તો તીક્ષ્ણતમ કહેવાય છે. અત્યંત તીક્ષ્ણ થયેલો અગ્નિ વારંવાર અને ઘણા ખાધેલા અન્નને પણ તુરત પકાવી નાખે છે અને પકાવી નાખ્યા પછી ગળામાં, તાળવામાં તથા હોઠમાં શોષ, દાહ તથા સંતાપ ઉત્પન્ન કરે છે.

પરંતુ જે અગ્નિ થોડા ખાધેલા અન્નને પણ, પેટ તથા માથાને ભારે કરીને અને ખાંસી, શ્વાસ, લાળનો સ્રાવ, ઊલટી તથા અંગગ્લાનિને પણ ઉત્પન્ન કરીને ઘણે કાળે પકાવે છે તે **મંદ** કહેવાય છે.

વિષમ અગ્નિ વાયુ સંબંધી રોગોને, તીક્ષ્ણ અગ્નિ પિત્ત સંબંધી રોગોને અને મંદ અગ્નિ કફ સંબંધી રોગોને ઉત્પન્ન કરે છે. ૯

[1] વિષમ અગ્નિવાળા માણસના અગ્નિને વાયુ જ્યારે વિખેરી નાખતો નથી ત્યારે તે અગ્નિ સારી રીતે પકાવે છે; અને જ્યારે વાયુ અગ્નિને આમતેમ વિખેરી નાખે છે ત્યારે તે અગ્નિ બરાબર પકાવી શકતો નથી.

સમ વગેરે અગ્નિઓની ચિકિત્સાપદ્ધતિ

तत्र समे परिरक्षणं कुर्वीत । विषमे स्निग्धाम्ललवणैः क्रियाविशेषैः प्रतिकुर्वीत । तीक्ष्णे मधुरस्निग्धशीतैर्विरेकैश्च; एवमेवात्यग्नौ, विशेषेण माहिषैश्च क्षीरदधिसर्पिर्भिः । मन्दे कटुतिक्तकषायैर्वमनैश्च ॥

जाठरो भगवानग्निरीश्वरोऽन्नस्य पाचकः ।
सौक्ष्म्याद्रसानाददानो विवेक्तुं नैव शक्यते ॥
प्राणापानसमानैस्तु सर्वतः पवनैस्त्रिभिः ।
ध्मायते पाल्यते चापि स्वे स्वे स्थाने व्यवस्थितैः ॥१०

અગ્નિ **સમ** હોય તો એવી ચિકિત્સા કરવી કે જેથી તે સમ જ રહ્યા કરે. **વિષમ** હોય તો સ્નિગ્ધ, ખાટા તથા ખારા પદાર્થોથી અનેક પ્રકારની ક્રિયાઓ કરવારૂપ ચિકિત્સા કરવી. **તીક્ષ્ણ** હોય તો મધુર, સ્નિગ્ધ તથા શીત પદાર્થોથી અને વિરેચનોથી ચિકિત્સા કરવી. **અત્યગ્નિ** કે **તીક્ષ્ણતમ** હોય, તો એ જ રીતે અને વિશેષે કરી ભેંસનાં દહીં, દૂધ અને ઘીથી ચિકિત્સા કરવી. **મંદ** હોય તો તીખા, કડવા તથા તૂરા પદાર્થોથી અને વમનોથી ચિકિત્સા કરવી.

અન્નને પકાવનારો જઠરાગ્નિ મોટા મહિમાવાળો અને અપાર શક્તિવાળો છે. એ જઠરાગ્નિ સઘળા રસોને પકાવવા માટે પોતાના વશમાં લીધા કરે છે, પણ પોતે અતિ સૂક્ષ્મ હોવાને લીધે પ્રત્યક્ષ નહિ દેખાતાં અન્નને પકાવવારૂપ કાર્યથી જ જાણવામાં આવે છે. વાયુ જેમ બહારના અગ્નિનો સહાયક થાય છે, તેમ અંદરના અગ્નિનો પણ સહાયક થાય છે. અંદરના સઘળા વાયુઓમાંથી પ્રાણ, અપાન અને સમાન એ ત્રણ વાયુઓ જ જઠરાગ્નિને મદદ આપે છે. પોતપોતાના માર્ગમાં રહી ક્રિયા કર્યા કરતા એ

ત્રણ વાયુઓમાંથી પ્રાણ તથા અપાન એ અગ્નિને ધમ્યા કરે છે અને સમાનવાયુ પાળ્યા કરે છે. ૧૦

અવસ્થાઓની પરીક્ષા

वयस्तु त्रिविधं—बाल्यं मध्यं वृद्धमिति। तत्रोनषोडशवर्षा बालाः। तेऽपि त्रिविधाः—क्षीरपाः क्षीरान्नादा अन्नादा इति। तेषु संवत्सरपराः क्षीरपा द्विसंवत्सरपराः क्षीरान्नादाः परतोऽन्नादा इति। षोडशसप्तत्योरन्तरे मध्यं वयस्तस्य विकल्पो वृद्धिर्यौवनं संपूर्णता हानिरिति। तत्राविंशतेर्वृद्धिरात्रिंशतो यौवनमाचत्वारिंशतः सर्वधात्विन्द्रियबलवीर्यसंपूर्णता। अत ऊर्ध्वमीषत्परिहाणिर्यावत्सप्ततिरिति। सप्ततेरूर्ध्वं क्षीयमाणधात्विन्द्रियबलवीर्योत्साहमहन्यहनि वलीपलितखालित्यजुष्टं कासश्वासप्रभृतिभिरुपद्रवैरभिभूयमानं सर्वक्रियास्वसमर्थं जीर्णागारमिवाभिवृष्टमवसीदन्तं वृद्धमाचक्षते ॥११

બાળ, મધ્ય અને વૃદ્ધ એ રીતે અવસ્થાના ત્રણ ભેદ છે. જ્યાં સુધી સોળ વર્ષ પૂરાં ન થયાં હોય, ત્યાં સુધી **બાળ** ગણાય છે. બાળના પણ ક્ષીરપ, ક્ષીરાન્નાદ અને અન્નાદ એ રીતે ત્રણ ભેદ છે. પહેલું વર્ષ પૂરું થતાં સુધી ધાવણ ઉપર મુખ્ય આધાર રહે છે તેથી ક્ષીરપ કહેવાય છે. બીજું વર્ષ પૂરું થતાં સુધી દૂધ અને અન્ન એ બન્નેની ઉપર મુખ્ય આધાર રહે છે તેથી ક્ષીરાન્નાદ કહેવાય છે અને તે પછી અન્ન ઉપર જ મુખ્ય આધાર રહે છે તેથી અન્નાદ કહેવાય છે. સોળ વર્ષ અને સિત્તેર વર્ષની વચમાં જે અવસ્થા હોય છે તે **મધ્ય** ગણાય છે. મધ્યના પણ વૃદ્ધિ, યૌવન, સંપૂર્ણતા અને હાનિ એ રીતે ચાર ભેદ છે. વીસમા વર્ષ સુધી ધાતુઓ વગેરે વધે છે, તેથી વીસ વર્ષ સુધી વૃદ્ધિ કહેવાય છે. ત્રીસમા વર્ષ સુધી ધાતુઓ વગેરેની વૃદ્ધિનો અને સંપૂર્ણતાનો મિશ્રભાવ રહે છે, તેથી ત્રીસ વર્ષ સુધીની ઉંમર યૌવન[1] કહેવાય છે. ચાળીસમા વર્ષ સુધી સર્વ ધાતુઓ, ઇંદ્રિયો, બળ તથા વીર્યની પૂર્ણતા રહે છે, તેથી સંપૂર્ણતા કહેવાય છે. ચાળીસમા વર્ષ પછી સિત્તેરમા વર્ષ સુધીમાં એ ધાતુઓ વગેરે સર્વ પદાર્થોની ઉત્તરોત્તર કાંઈક હાનિ થયા કરે છે, તેથી તે મધ્ય ઉંમરનો ભાગ હાનિ કહેવાય છે. સિત્તેરમા વર્ષ પછી ધાતુઓ, ઇંદ્રિયો, બળ, વીર્ય તથા ઉત્સાહ એ દિવસે દિવસે ક્ષીણ થતાં જાય છે, વળી (ચામડીની કરચલી), વાળોની શ્વેતતા તથા ટાલ એ વધારે પ્રાપ્ત થયા કરે છે, *ખાંસી* તથા *શ્વાસ* વગેરે ઉપદ્રવો પરાભવ કરતા રહે છે, સઘળી ક્રિયાઓમાં અશક્તતા થઈ જાય છે અને શરીર વરસાદથી ભિંજાયેલા જૂના ઘરની પેઠે પડવાની હાલતમાં આવી જાય છે, માટે સિત્તેરમા વર્ષ પછીની અવસ્થા **વૃદ્ધ** કહેવાય છે. ૧૧

અવસ્થાઓના સંબંધમાં ચિકિત્સા-પદ્ધતિ

तत्रोत्तरोत्तरासु वयोऽवस्थासूत्तरोत्तरा भेषजमात्राविशेषा भवन्त्यृते च परिहाणेस्तत्राद्यापेक्षया प्रतिकुर्वीत।

भवतश्चात्र॥

बाले विवर्द्धते श्लेष्मा मध्यमे पित्तमेव तु।
भूयिष्ठं वर्द्धते वायुर्वृद्धे तद्वीक्ष्य योजयेत्॥
अग्निक्षारविरेकैस्तु बालवृद्धौ विवर्जयेत्।
तत्साध्येषु विकारेषु मृद्वीं कुर्यात् क्रियां शनैः॥१२

એમાં ઉત્તરોત્તર અવસ્થાઓમાં ઔષધોની માત્રાઓ અધિક-અધિક દેવી, પરંતુ સિત્તેરમા વર્ષ પછી તે પ્રમાણે કરવું નહિ. સિત્તેરમા વર્ષ પછી તો બાળ અવસ્થાની પદ્ધતિ પ્રમાણે જ ચિકિત્સા કરવી (સોળ વર્ષના માણસને જેટલી

[1] આ 'યૌવન' શબ્દ 'યુ' *મિશ્રણામિશ્રણયો.* (પાણિનીય ધાતુપાઠ અદાદિ ગણ)-એ 'મિશ્રઅમિશ્ર કરવુ' અર્થમા વપરાતા ધાતુ ઉપરથી બન્યો છે.

માત્રા અપાય તેટલી જ વૃદ્ધને માત્રા દેવી.)

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'ઘણું કરીને બાળ અવસ્થામાં કફ વધે છે, મધ્ય અવસ્થામાં પિત્ત વધે છે અને વૃદ્ધ અવસ્થામાં વાયુ વધે છે; માટે તે ઉપર ધ્યાન આપીને વૈદ્યે ચિકિત્સાની યોજના કરવી. બાળક અને વૃદ્ધ એમની અગ્નિથી, ક્ષારથી કે વિરેચનથી ચિકિત્સા કરવી નહિ; બાળકને કે વૃદ્ધને અગ્નિથી, ક્ષારથી કે વિરેચનથી જ મટે એવા રોગો થયા હોય તો વૈદ્યે ધીરે ધીરે અગ્નિ વગેરેની કોમળ ક્રિયાઓ કરવી.' (જેમ કે અગ્નિક્રિયા કરવી હોય તો બકરીની લીંડીના અગ્નિથી કરવી; છેદનભેદનાદિક કરવું હોય તો કબૂતરની કે ગરંજની ચરકથી કરવું; ક્ષારથી જ ક્રિયા કરવી હોય તો મૃદુ ક્ષારથી કરવી અને વિરેચન કરવું હોય તો ગરમાળા વગેરેથી કરવું ઇત્યાદિ.) ૧૨

દેહની પરીક્ષા

देहः स्थूलः कृशो मध्य इति प्रागुपदिष्टः ॥१३॥

દેહ સ્થૂલ, મધ્ય અને કૃશ એમ ત્રણ પ્રકારનો હોય છે. આ વિષે આ સૂત્રસ્થાનના 'દોષધાતુમલક્ષયવૃદ્ધિવિજ્ઞાનીય' નામના ૧૫મા અધ્યાયમાં કહેવાઈ ગયું છે. ૧૩

દેહના સંબંધમાં ચિકિત્સાની પદ્ધતિ

कर्षयेद्बृंहयेच्चापि सदा स्थूलकृशौ नरौ।
रक्षणं चैव मध्यस्य कुर्वीत सततं भिषक् ॥१४॥

વૈદ્યે સર્વદા સ્થૂલ દેહવાળાં માણસોનું કર્ષણ કરવું, કૃશ દેહવાળાં માણસોનું બૃંહણ કરવું અને મધ્ય દેહવાળાં માણસોનું હમેશ તેવી ને તેવી સ્થિતિમાં રહે એવી રીતે રક્ષણ કરવું. ૧૪

બળની પરીક્ષા

बलमभिहितगुणम्। दौर्बल्यं च स्वभावदोषजरादिभिरवेक्षितव्यम्। यस्माद्बलवतः सर्वक्रियाप्रवृत्तिस्तस्माद्बलमेव प्रधानमधिकरणानाम् ॥

केचित्कृशाः प्राणवन्तः स्थूलाश्चाल्पबला नराः।
तस्मात्स्थिरत्वं व्यायामैर्बलं वैद्यः प्रतर्कयेत् ॥१५॥

બળનું નિરૂપણ આ સૂત્રસ્થાનના 'દોષધાતુમલક્ષયવૃદ્ધિવિજ્ઞાનીય' નામના પંદરમા અધ્યાયના ૨૨મા વિષયમાં કહેવાઈ ગયું છે. બળની પરીક્ષામાં માણસની દુર્બળતા તપાસવાની જરૂર છે. દુર્બળતા માતાપિતાનાં શુક્રશોણિત સંબંધી સ્વભાવથી વાત આદિ દોષોથી અને વૃદ્ધાવસ્થા વગેરેથી પણ થાય છે. માટે વૈદ્યે તપાસ કરવી કે, 'દુર્બળતા શા કારણથી થઈ છે?' જે માણસ બળવાન હોય તે સઘળી ક્રિયાઓમાં પ્રવર્તી શકે છે; માટે ક્રિયાઓના જે જે આધારો છે તે તે સઘળાઓમાં બળ જ મુખ્ય છે.

કેટલાક માણસો પાતળા હોય, છતાં સારા બળવાળા હોય છે અને કેટલાક માણસો સ્થૂલ હોય, છતાં અલ્પ બળવાળા હોય છે; માટે કસરત તથા મહેનત વગેરે વ્યાયામો ઉપરથી જ સ્થિરતારૂપી લક્ષણવાળા બળની પરીક્ષા કરવી. ૧૫

સત્ત્વની પરીક્ષા

सत्त्वं तु व्यसनाभ्युदयक्रियास्थानेष्ववैक्लव्यकरम्।
सत्त्ववान्सहते सर्वं संस्तभ्यात्मानमात्मना।
राजसः स्तभ्यमानोऽन्यैः सहते नैव तामसः ॥१६॥

ગમે તેવાં દુઃખનાં કારણો કે દુઃખો આવી પડ્યાં છતાં જેને લીધે મનમાં ગ્લાનિ કે વિહ્વળતા ન થાય; અને ગમે તેવાં સુખનાં કારણો કે સુખો આવી પડ્યાં છતાં જેને લીધે મનમાં હર્ષનો પ્રબળ વેગ ઉત્પન્ન ન થાય એવું મનનું એક જાતનું જે સત્ત્વગુણાત્મક બળ હોય છે, તે સત્ત્વ કહેવાય છે.

સત્ત્વવાળો માણસ પોતાની બુદ્ધિથી પોતાના મનને દૃઢ રાખીને સઘળું સહન કરે છે. રજોગુણવાળો માણસ બીજા લોકોથી કરાતા આશ્વાસનાદિકથી મનને દૃઢ રાખીને સઘળું સહન કરે

છે; પણ તમોગુણવાળો માણસ બીજા લોકોથી આશ્વાસનાદિક કરાતા છતાં મનને દૃઢ નહીં રાખી શકતાં દુઃખ સહન કરી શકતો નથી. ૧૬

પ્રકૃતિની તથા ઔષધની પરીક્ષા

प्रकृतिं भेषजं चोपरिष्टाद्वक्ष्यामः ॥ १७ ॥

પ્રકૃતિની પરીક્ષાનો પ્રકાર શારીરસ્થાનના 'ગર્ભવ્યાકરણ' નામના ચોથા અધ્યાયમાં કહેવામાં આવશે અને ઔષધની પરીક્ષા આ સૂત્રસ્થાનના 'ભૂમિપ્રવિભાગીય' નામના ૩૭ મા અધ્યાયમાં કહેવામાં આવશે. (આ અધ્યાય પછી સૂત્રસ્થાનની સમાપ્તિ સુધીના સઘળા અધ્યાયોમાં ઔષધની પરીક્ષા છે એમ કહેવામાં પણ કાંઈ ખોટું નથી.)

સાત્મ્યની પરીક્ષા

सात्म्यानि तु देशकालजात्यृतुरोगव्यायामदिवास्वप्नरसप्रभृतीनि प्रकृतिविरुद्धान्यपि यान्यबाधकराणि भवन्ति।

यो रसः कल्पते यस्य सुखायैव निषेवितः। ‑
व्यायामजातमन्यद्वा तत्सात्म्यमिति निर्दिशेत् ॥१८॥

જેઓ પ્રકૃતિથી (સ્વભાવથી) કદાચ વિરુદ્ધ હોય, તોપણ નિરંતર સેવન આદિ કારણને લીધે કશી હરકત કરનારાં હોતાં નથી, પરંતુ સુખદાયી જ હોય છે તેઓ સાત્મ્ય કહેવાય છે. એ સાત્મ્યો દેશસાત્મ્ય, કાલસાત્મ્ય, જાતિસાત્મ્ય, ઋતુસાત્મ્ય, રોગસાત્મ્ય, વ્યાયામસાત્મ્ય, દિવાસ્વપ્નસાત્મ્ય, રસસાત્મ્ય ઇત્યાદિ અનેક પ્રકારનાં હોય છે.

અત્યંત સેવવામાં આવતો જે રસ અથવા કસરત વગેરે જે માણસને સુખદાયી થતા હોય, તે રસ અથવા તે કસરત વગેરે તે માણસને સાત્મ્ય છે, એમ સમજવું. ૧૮

દેશની પરીક્ષા

देशस्त्वानूपो जाङ्गलः साधारण इति। तत्र बहूदकनिम्नोन्नतनदीवर्षगहनो मृदुशीतानिलो बहुमहापर्वतवृक्षो मृदुसुकुमारोपचितशरीरमनुष्यप्रायः कफवातरोगभूयिष्ठश्चानूपः। आकाशसमः प्रविरलाल्पकण्टकिवृक्षप्रायोऽल्पवर्षप्रस्रवणोदपानोदकप्राय उष्णदारुणवातः प्रविरलाल्पशैलः स्थिरकृशशरीरमनुष्यप्रायो वातपित्तरोगभूयिष्ठश्च जाङ्गलः। उभयदेशलक्षणः साधारण इति ॥

भवति चात्र ॥

समाः साधारणे यस्माच्छीतवर्षोष्ममारुताः।
दोषाणां समता जन्तोस्तस्मात्साधारणो मतः ॥१९॥

આનૂપ, જાંગલ અને સાધારણ એ રીતે દેશના ત્રણ ભેદ છે. જે દેશમાં ઘણા જળથી, ઘણા નીચાઊંચા પ્રદેશોથી, ઘણી નદીઓથી તથા ઘણા વરસાદથી ઊંડાણ હોય; કોમળ તથા ઠંડો પવન વાતો હોય; પર્વતો તથા વૃક્ષો ઘણાં તથા મોટાં હોય; માણસો ઘણું કરીને કોમળ, સુકુમાર તથા પુષ્ટ શરીરોવાળાં જ થતાં હોય અને કફ તથા વાત સંબંધી રોગો ઘણા થતા હોય તે દેશને **આનૂપ** સમજવો. જે દેશમાં બહુ નીચાણઊંચાણ કે પહાડ આદિ ન હોવાને લીધે આકાશ જેવી સપાટી હોય; ઘણું કરીને વૃક્ષો થોડાં તથા કાંટાવાળાં જ થતાં હોય; પર્વતો પણ છૂટાછવાયા તથા થોડા જ હોય; ઘણું કરીને વરસાદ થોડો થતો હોય; ઝરણાં, જળાશયો અને તેમાં જળ પણ થોડું હોય; પવન ગરમ તથા દારુણ વાતો હોય; માણસો ઘણું કરીને સ્થિર તથા દૂબળાં શરીરવાળાં જ થતાં હોય અને વાત તથા પિત્ત સંબંધી રોગો ઘણા થતા હોય તે દેશને **જાંગલ** સમજવો. જે દેશમાં આનૂપ દેશનાં પણ લક્ષણો હોય અને જાંગલ દેશનાં પણ લક્ષણો હોય, તે દેશને **સાધારણ** સમજવો.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'સાધારણ દેશમાં ઠંડી, વરસાદ, ગરમી અને પવન એ સમતાવાળાં હોય

છે અને માણસોનાં શરીરોમાં દોષોની પણ સમતા હોય છે; માટે સાધારણ દેશ ઉત્તમ છે.' ૧૯

રોગથી વિપરીત ગુણોવાળા દેશમાં ચિકિત્સા કરવાની સુગમતા

न तथा बलवन्तः स्युर्जलजा वा स्थलाहृताः ।
स्वदेशे निचिता दोषा अन्यस्मिन्कोपमागताः ॥
उचिते वर्तमानस्य नास्ति देशकृतं भयम् ।
आहारस्वप्नचेष्टादौ तद्देशस्य गुणे सति ॥ २० ॥

આનૂપ દેશમાં ઉત્પન્ન થયેલા શ્લીપદ આદિ રોગોને (રોગીઓને) જાંગલ દેશમાં લઈ જવામાં આવ્યા હોય, તો તે રોગો જેવા આનૂપ દેશમાં બળવાન હોય તેવા જાંગલ દેશમાં બળવાન રહેતા નથી. પોતાના જેવા ગુણોવાળા દેશમાં વૃદ્ધિ પામેલા દોષો પોતાથી વિરુદ્ધ ગુણોવાળા દેશમાં પ્રકોપ પામે, તોપણ પ્રથમના જેવા બળવાન રહેતા નથી. એક દેશમાંથી વિરુદ્ધ ગુણોવાળા બીજા દેશમાં આવેલો રોગી જો યોગ્ય આહાર, યોગ્ય નિદ્રા તથા યોગ્ય ચેષ્ટા વગેરે કરે તો રોગને, તે દેશની અસર થવાથી, રોગીને પ્રથમના દેશે ઉત્પન્ન કરેલી ધાસ્તી રહેતી નથી. (જેમ કે આનૂપ દેશમાં ઉત્પન્ન થયેલા કફ સંબંધી રોગવાળો માણસ જાંગલ દેશમાં આવે અને ત્યાં દિવસે સૂઈ રહેવા આદિ કફવર્ધક ક્રિયાઓ ન કરે, પણ કફ વિરુદ્ધ ક્રિયાઓ કરે તો આનૂપ દેશમાં ઉત્પન્ન થયેલો રોગ, દેશના મહિમાને લીધે વધારે નિર્બળ થઈ ટળી જાય છે.) ૨૦

રોગોની સુખસાધ્યતા–અસાધ્યતા–કષ્ટસાધ્યતા

देशप्रकृतिसात्म्यर्तुविपरीतोऽचिरोत्थितः ।
संपत्तौ भिषगादीनां बलसत्त्वायुषां तथा ॥
केवलः समदेहाग्नेः सुखसाध्यो मतो गदः ।
अतोऽन्यथा त्वसाध्यः स्यात्कृच्छ्रो व्यामिश्रलक्षणः ॥

જે રોગ દેશથી, પ્રકૃતિથી, સાત્મ્યથી તથા ઋતુથી વિપરીત હોય,[1] થોડા સમયથી ઉત્પન્ન થયો હોય, એક જ દોષવાળો હોય અને સમ દેહવાળા તથા સમ અગ્નિવાળા માણસને થયો હોય તે રોગને સુખસાધ્ય સમજવો; પણ તેમાં વૈદ્ય વગેરેની, બળની, સત્ત્વની તથા આયુષ્યની સંપત્તિ જોઈએ.

જે રોગમાં ઉપર કહેલાં લક્ષણોથી ઊલટાં જ લક્ષણો હોય તે રોગને અસાધ્ય સમજવો.

જે રોગમાં સુખસાધ્યનાં અને અસાધ્યનાં લક્ષણો મિશ્રિત થયાં હોય, તે રોગને કષ્ટસાધ્ય સમજવો. ૨૧

એક ક્રિયા નિષ્ફળ જતાં બીજી ક્રિયા ક્યારે?

क्रियायास्तु गुणालाभे क्रियामन्यां प्रयोजयेत् ।
पूर्वस्यां शान्तवेगायां न क्रियासंकरो हितः ॥
गुणालाभेऽपि संपदि यदि सैव क्रिया हिता ।
कर्तव्यैव तदा व्याधिः कृच्छ्रसाध्यो भवेद्यदि ॥२२

એક ક્રિયાથી ગુણ થયો ન જોવામાં આવે, તો તે ક્રિયાનો વેગ શાંત થયા પછી બીજી ક્રિયા કરવી;[2] કેમ કે ક્રિયાઓની ભેળસેળ થાય એ હિતકારી નથી; પરંતુ કષ્ટસાધ્ય વ્યાધિમાં એક ક્રિયાથી ગુણ થયો ન જોવામાં આવે, તો જે બીજી ક્રિયા હિતકારી જણાય તે જલદી કરવી. ૨૨

રોગોનો નાશ કેમ થાય?

य एवमेनं विधिमेकरूपं बिभर्ति कालादिवशेन धीमान् । स मृत्युपाशाञ्जगतो गदौघान् छिनत्ति भैषज्यपरश्वधेन ॥२३॥

જે બુદ્ધિમાન વૈદ્ય આ અધ્યાયમાં કહ્યા પ્રમાણે કાળ વગેરેના સામર્થ્ય ઉપર પૂરું ધ્યાન

---

૧ જેમ કે જાંગલ દેશમાં કફ સંબંધી રોગ થયો હોય, તો તે દેશથી વિપરીત છે. પિત્તપ્રકૃતિવાળાને કફ સંબંધી રોગ થયો હોય, તો તે પ્રકૃતિથી વિપરીત છે. જેને તીખા પદાર્થો સાત્મ્ય હોય તેને કફ સંબંધી રોગ થયો હોય, તો તે સાત્મ્યથી વિપરીત છે. શરદમાં વાતિક, હેમંતમાં પૈત્તિક અને ગ્રીષ્મમાં શ્લૈષ્મિક રોગ થયો હોય તો તે ઋતુથી વિપરીત છે.

૨ પહેલી ક્રિયાને પાંચ કે છ રાત વ્યતીત થઈ જાય તે પછી બીજી ક્રિયા કરવી. (ડલ્હન)

આપીને ચિકિત્સા કરે, તે વૈદ્ય જગતના મૃત્યુપાશો જેવા રોગોના સમૂહોને ઔષધરૂપી કુહાડાથી કાપી નાખે છે. ૨૩

## અધ્યાય ૩૬ મો[1]

### મિશ્રકાધ્યાય ઉપક્રમ

अथातो मिश्रकमध्यायं व्याख्यास्यामः।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'મિશ્રક'[2] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

વિમ્લાપન (સોજાઓ દૂર કરનારા) લેપો

मातुलुङ्गाग्निमन्थौ च देवदारु महौषधम्।
अहिंस्रा चैव रास्ना च प्रलेपो वातशोफहृत् ॥
दूर्वा च नलमूलं च मधुकं चन्दनं तथा।
शीतलाश्च गणाः सर्वे प्रलेपः पित्तशोफहृत्
आगन्तुजे रक्तजे च ह्येष एव विधिः स्मृतः।
विधिर्विषघ्नो विषजे पित्तघ्नोऽपि हितस्तथा ॥
अजगन्धाऽश्वगन्धा च काला सरलया सह।
एकैषिकाऽजशृङ्गी च प्रलेपः श्लेष्मशोफहृत् ॥
एते वर्गास्त्रयो लोध्रं पथ्या पिण्डीतकानि च।
अनन्ता चेति लेपोऽयं सान्निपातिकशोफहृत् ॥
स्निग्धाम्ललवणो वाते कोष्णः शीतः पयोयुतः।
पित्ते चोष्णः कफे क्षारमूत्राढ्यस्तत्प्रशान्तये ॥२॥

બિજોરું, અરણી, દેવદાર, સૂંઠ, કંથારી અને રાસ્નાનો લેપ **વાયુથી** થયેલા સોજાને હરે છે.

ધ્રોખડ, બરુનું મૂળ, જેઠીમધ, રતાંજલિ અને કાકોલ્યાદિ, ઉત્પલાદિ તથા ન્યગ્રોધાદિ એ ત્રણ શીતળગણોનો[3] લેપ **પિત્તથી** થયેલા સોજાને હરે છે.

**આગંતુકથી** તથા **રુધિરથી** થયેલા સોજાની ઉપર પણ એ જ (પિત્તથી થયેલા સોજા ઉપર જે કહ્યો તે જ) લેપ કરવો. **વિષથી** થયેલા સોજાની ઉપર વિષને હણનારો વિધિ કે જે કલ્પસ્થાનમાં કહેવામાં આવશે, તે પણ હિતકારી છે; અને આ ઉપર કહેલો પિત્તને શાંત કરનારો લેપ પણ હિતકારી છે.

તલવણી, આસોંદ, કંથારી અથવા કાળીજીરી, રાતાં મૂળવાળું નસોતર, ધોળાં મૂળવાળું નસોતર અને કાકડાશીંગીનો લેપ **કફથી** થયેલા સોજાને હરે છે.

ઉપર કહેલા બિજોરાં આદિ, ધ્રોખડ આદિ તથા તલવણી આદિ ત્રણ વર્ગો, લોધર, મીંઢળ, હરડે અને ધમાસાનો લેપ **સાન્નિપાતિક** (ત્રણે દોષોથી થયેલા) સોજાને હરે છે.

વાયુથી થયેલા સોજાની ઉપર જે લેપ કહ્યો, તે લેપ સ્નિગ્ધ, ખાટા તથા ખારા પદાર્થોથી મિશ્રિત કરીને જરા ઊનો ઊનો લગાડવો. પિત્તથી થયેલા સોજાની ઉપર જે લેપ કહ્યો, તે લેપ દૂધથી મિશ્રિત કરીને ઠંડો જ લગાડવો. કફથી થયેલા સોજાની ઉપર જે લેપ કહ્યો, તે લેપ ક્ષારોથી તથા મૂત્રોથી સંયુક્ત કરી ગરમ કરીને લગાડવો. આથી સોજાઓની શાંતિ થાય છે. ૨

સોજાઓનું પાચન (પકાવી નાખનાર)

शणमूलकशिग्रूणां फलानि तिलसर्षपाः।
सक्तवः किण्वमतसी द्रव्याण्युष्णानि पाचनम् ॥३॥

શણનાં બીજ, મૂળાનાં બીજ, સરગવાનાં બીજ, તલ, સર્ષપ, સાથવો,[4] મદિરાની નીચે

૧ આ અધ્યાય નિર્ણયસાગરની પ્રતમા ૩૭મો છે, અને આ પછીનો અધ્યાય તે પ્રતમા ૩૬ મો છે

૨ સોજાની તથા વ્રણોની ચિકિત્સામા વિમ્લાપન, પાચન, દારણ, પ્રપીડન, શોધન રોપણ ઉત્સાદન તથા અવસાદન એ આઠ પ્રધાન ક્રિયાઓના એકંદર કથનવાળો અથવા સોજા અને વ્રણના મિશ્રયોગોના કથનવાળો.

૩ આ ત્રણે ગણો આ સૂત્રસ્થાનના 'દ્રવ્યસંગ્રહણીય' નામના ૩૮ મા અધ્યાયમાં જોવા.

૪ સાથવો જોકે શીતવીર્ય છે, તોપણ પ્રભાવવિશેષથી અથવા સંયોગવિશેષથી તેમાં પાચનપણું છે.

રહેલો કદડો, અળસી અને બીજા પણ કઠ તથા અગરુ વગેરે ઉષ્ણવીર્યવાળા પદાર્થો પાચન છે (સોજાને પકાવી નાખે છે). એમાંનું એક એક દ્રવ્ય પણ પાચન છે. ૩

### સોજાઓનું દારણ (પાકેલા સોજાને ફાડી નાખનાર)

चिरबिल्वोऽग्निको दन्ती चित्रको हयमारकः।
कपोतगृध्रकङ्कानां पुरीषाणि च दारणम्।
क्षारद्रव्याणि वा यानि क्षारो वा दारणं परम् ॥४॥

ચિરબિલ્વ નામની કરંજ (ગુચ્છકરંજ), દૃધિયો વછનાગ અથવા ભિલામું, નેપાળો, ચિત્રો, કણેર, કબૂતરની ચરક, ગરજની ચરક અને કંકપક્ષીની ચરક દારણ છે. (ચરકરૂપ દારણ સુકુમાર છે, માટે બાળકના કે વૃદ્ધના સોજા ઉપર તેનો ઉપયોગ કરવો.) મખરો, ખાખરો, ઇંદ્રજવનું ઝાડ તથા રાળનું ઝાડ ઇત્યાદિ ક્ષારનાં દ્રવ્યો પણ દારણ છે; એનાથી બનાવેલો પ્રતિસારણીય ક્ષાર એ પ્રબળ દારણ છે. ૪

### વ્રણોનું પ્રપીડન (વ્રણ દબાવી તેમાંથી રસી કાઢનાર)

द्रव्याणां पिच्छिलानां तु त्वङ्मूलानि प्रपीडनम्।
यवगोधूममाषाणां चूर्णानि च समासतः ॥५॥

શીમળા તથા વડ વગેરે ચીકણી ઔષધિઓનાં છાલ તથા મૂળિયાં પ્રપીડન છે. જવ, ઘઉં તથા અડદનો લોટ પણ પ્રપીડન છે. આ પ્રપીડનનો સંક્ષેપ કહ્યો. (પ્રપીડનની રીતિ એમ છે કે વ્રણના મોઢાને ખુલ્લું રાખી વ્રણની ઉપર પ્રપીડનનો લેપ કરી તે લેપને સુકાવા દેવો. સુકાઈ ગયેલો આ લેપ વ્રણને દબાવે છે.) ૫

### વ્રણોનું શોધન (ધોવા વગેરેથી વ્રણને શુદ્ધ કરનાર)

शङ्खिन्यङ्कोठसुमनःकरवीरसुवर्चलाः।
शोधनानि कषायाणि वर्गश्चारग्वधादिकः ॥
अजगन्धाऽजशृङ्गी च गवाक्षी लाङ्गलाह्वया।
पूतीकश्चित्रकः पाठा विडङ्गैलाहरेणवः ॥
कटुत्रिकं यवक्षारो लवणानि मनःशिला।
कासीसं त्रिवृता दन्ती हरितालं सुराष्ट्रजा ॥
संशोधनीनां वर्तीनां द्रव्याण्येतानि निर्दिशेत्।
एतैरेवौषधैः कुर्यात्कल्कानपि च शोधनान् ॥
कासीसकटुरोहिण्योर्जातीकन्दहरिद्रयोः।
पूर्वोद्दिष्टेषु चाङ्गेषु कुर्याच्चैलघृतानि वै ॥
अर्कोत्तमां स्नुहीक्षीरं पिष्ट्वा क्षारोत्तमानपि।
जातीमूलं हरिद्रे द्वे कासीसं कटुरोहिणीम् ॥
पूर्वोद्दिष्टानि चान्यानि कुर्यात्संशोधनं घृतम्।
(मयूरको राजवृक्षो निम्बः कोशातकी तिलाः ॥
बृहती कण्टकारी च हरितालं मनःशिला।
शोधनानि च योज्यानि तैले द्रव्याणि शोधने ॥)
कासीसे सैन्धवे किण्वे वचायां रजनीद्वये।
शोधनाङ्गेषु चान्येषु चूर्णं कुर्वीत शोधनम् ॥
सालसारादिसारेषु पटोलत्रिफलासु च।
रसक्रिया विधातव्या शोधनी शोधनेषु च ॥
श्रीवेष्टके सर्जरसे सरले देवदारुणि।
सारेष्वपि च कुर्वीत मतिमान्व्रणधूपनम् ॥६॥

શંખવેલ (આંખફૂટામણી), અંકોલ, ચમેલી, કણેર અને સૂરજમુખી એમના કષાયો[1] અને આરગ્વધાદિ ગણ[2] એ શોધન છે.

તલવણી, કાકડાશીંગી, ઇંદ્રવરણાં, દૃધિયો વછનાગ, ગુચ્છકરંજ, ચિત્રો, કાળીપાડ, વાવડિંગ, એલચી, હરેણુ,[3] સૂંઠ, મરી, પીપર, જવખાર,

---

૧ સ્વરસ, કવાથ, હિમ અથવા ફાંટ. લીલી ઔષધિઓ લાવી તેઓને તે વખતે જ ખાંડી અથવા વાટીને તેઓનો રસ કપડાથી ગાળી લેવામાં આવે તે સ્વરસ કહેવાય છે. ઔષધને ખાંડી અથવા વાટી પાણીમાં પલાળી રાખી આખી રાત એમ ને એમ રહેવા દઈ સવારે ગાળી લેવું તે હિમ કહેવાય છે. ઔષધના બારીક ચૂર્ણને માટીના વાસણમાં નાખી તેમાં ઊનું પાણી નાખીને પછી કપડાથી ગાળી લેવું એ ફાંટ કહેવાય છે.

૨ આ ગણ આ સૂત્રસ્થાનના ૩૮ મા અધ્યાયમાં જુઓ.

૩ આનો ગુજરાતીમાં ખરો પર્યાય મળતો નથી.

પંચલવણ,[1] મણશીલ, હીરાકસી, નસોતર, નેપાળો, હરતાલ અને ફટકડીની વાટ પણ વ્રણને શુદ્ધ કરનાર છે. (વાટ ઉપર એ પદાર્થોનો કલ્ક લગાવીને તે વાટ વ્રણમાં નાખવી.)

વ્રણને શુદ્ધ કરવાના કલ્કો પણ એ જ પદાર્થોના બનાવવા.

હીરાકસી અને કડુ, ચમેલી અને હળદર અને ઉપર કહેલાં શંખવેલ (આંખફૂટામણી) આદિ તથા તલવણી આદિ દ્રવ્યોનાં તેલ તથા ઘી પણ શોધન માટે કરવાં.

આકડાનાં મૂળ, હરડાં, બહેડાં, આમળાં, થોરનું દૂધ, મખરા તથા ખાખરા વગેરે ક્ષારના પદાર્થો; જાઈનાં મૂળ, હળદર, દારુહળદર, થોડી પીળી હીરાકસી, કડુ અને ઉપર કહેલી શોધનની વાટના પણ સઘળા પદાર્થો વાટીને તેમનું ઘી બનાવવું. આ ઘી પણ વ્રણને શુદ્ધ કરનાર છે.

અઘેડો, ગરમાળો, લીંબડો, કડવી ઘિસોડી, તલ, ઊભી ભોંરીંગણી, બેઠી ભોંરીંગણી, હરતાલ, મણશીલ અને શોધન કરનારી વાટનાં ઉપર કહેલાં દ્રવ્યો અથવા વિરેચન દ્રવ્યોનું તેલ બનાવવું. તે પણ વ્રણને શુદ્ધ કરે છે

હીરાકસી, સૈંધવ, મદિરાની નીચેનો કદડો, વજ, હળદર, દારુહળદર અને શોધનની વાટ માટે કહેલાં નસોતર વગેરે વિરેચન દ્રવ્યોનું ચૂર્ણ બનાવવું. આ ચૂર્ણ પણ વ્રણને શુદ્ધ કરનાર છે.

શાલસારાદિ[2] ગણના સાર, પટોલ અને ત્રિફળાં (હરડાં, બહેડાં, આમળાં)ની તથા વમન-વિરેચનનાં દ્રવ્યોની રસક્રિયા કરવી આ રસક્રિયા પણ વ્રણને શુદ્ધ કરનાર છે. (રસક્રિયા કરવાની રીતિ એમ છે કે દ્રવ્યોમાં તેનાથી આઠગણું કે સોળગણું પાણી નાખી આઠમો ભાગ કે સોળમો ભાગ બાકી રહે એવો ક્વાથ કરવો. પછી તે ક્વાથને ગાળી લઈ પાછો અગ્નિ પર ચડાવી તેનો મલમ જેવો રગડો બનાવીને ચોપડવો.)

ચંદ્રસ, રાળ, સરલ નામનું દેવદાર, દેવદાર અને શાલસારાદિક ગણના પદાર્થોની ધુમાડી દેવાથી પણ વ્રણ શુદ્ધ થાય છે, માટે બુદ્ધિમાન વૈદ્યે તે ધુમાડી પણ દેવી. ૬

વ્રણોનું રોપણ (વ્રણમાં ભરતી લાવનાર)

कषायाणामनुष्णानां वृक्षाणां त्वक्षु साधितम् ।
भृतं शीतं कषायं वा रोपणार्थेषु शस्यते ॥
सोमामृताश्वगन्धासु काकोल्यादौ गणे तथा ।
क्षीरिप्ररोहेष्वपि च वर्तयो रोपणाः स्मृताः ॥
समङ्गा सोमसरला सोमवल्कः सचन्दनः ।
काकोल्यादिश्च कल्कः स्यात्प्रशस्तो व्रणरोपणे ॥
पृथक्पर्ण्यात्मगुप्ता च हरिद्रे मालती सिता ।
काकोल्यादिश्च योज्यः स्याद् भिषजा रोपणे घृते ।
कालानुसार्याऽगुरुणी हरिद्रे देवदारु च ।
प्रियङ्गवश्च रोध्रं च तैले योज्यानि रोपणे ॥
कङ्गुका त्रिफला रोध्रं कासीसं श्रवणाह्वया ।
धवाश्वकर्णयोस्त्वक्च रोपणं चूर्णमिष्यते ॥
प्रियङ्गुका सर्जरसः पुष्पकासीसमेव च ।
त्वक्चूर्णं धवजं चैव रोपणार्थं प्रशस्यते ॥
त्वक्षु न्यग्रोधवर्गस्य त्रिफलायास्तथैव च ।
रसक्रियां रोपणार्थे विदधीत यथाक्रमम् ॥७॥

વડ, ઉંબરો, પીપળો તથા મોટી પીપર ઇત્યાદિ અનુષ્ણ તૂરાં વૃક્ષોની છાલનો ક્વાથ અથવા હિમ કરવો અથવા એ છાલોનો ફાંટ કે સ્વરસ કરવો. આ ક્વાથ હિમ, ફાંટ અથવા સ્વરસ એ વ્રણમાં ધરતી લાવવાના કામમાં ઉત્તમ છે.

સોમવલ્લી અથવા બ્રાહ્મી, ગળો, આસોંદ, કાકોલ્યાદિ ગણ અને ક્ષીરવૃક્ષોના[3] અંકુરોના

[1] સિંધાલૂણ, સાભરલૂણ, દરિયાઈલૂણ, બીડલૂણ અને સંચળ.

[2] આ ગણ સૂત્રસ્થાનના ૩૮ મા અધ્યાયમાં જુઓ.

[3] વડ, ઉંબરો, પીપળો, પારસપીપળો અને પીપર એ પાંચ ક્ષીરવૃક્ષો કહેવાય છે.

કલ્ક ચોપડીને કરેલી વાટો પણ વ્રણનું રોપણ કરવામાં ઉત્તમ છે.

રિસામણી, સોમવલ્લી, સરલ નામનો દેવદાર, કાયફળ, રતાંજલિ અને કાકોલ્યાદિ ગણનો કલ્ક પણ વ્રણનું રોપણ કરવામાં ઉત્તમ છે.

પૃશ્નિપર્ણી,[1] કૌંચાં, હળદર, દારુહળદર, માલતી, સાકર અથવા સફેદ ફ્રોખડ અને કાકોલ્યાદિ ગણનું ઘી પણ વ્રણનું રોપણ કરવામાં ઉત્તમ છે.

તગર, અગરુ, હળદર, દારુહળદર, દેવદાર, ધઉંલાં અને લોધરનું તેલ પણ વ્રણનું રોપણ કરવામાં ઉત્તમ છે.

કાંગ, ત્રિફળા (હરડે, બહેડાં, આમળાં), લોધર, હીરાકસી, ગોરખમુંડી, ધાવડાની છાલ અને રાળના ઝાડની છાલના ચૂર્ણથી પણ વ્રણનું રોપણ થાય છે.

કાંગ અથવા ધઉંલાં, રાળ, સફેદ રંગની હીરાકસી અને ધાવડાની છાલનું ચૂર્ણ પણ વ્રણનું રોપણ કરવામાં સ્વીકારેલું છે.

ન્યગ્રોધાદિ[2] વર્ગની છાલનો અને ત્રિફળાનો ક્વાથ કરી તે ક્વાથને ગાળી લઈ પાછો અગ્નિ પર ચડાવી જાડો રગડો બનાવીને ચોપડવો. એ રસક્રિયા વ્રણનું રોપણ કરવા માટે યોગ્ય સમયે કરવી. ૭

વ્રણનું ઉત્સાદન (વ્રણમાં માંસની વૃદ્ધિ કરનાર)

अपामार्गोऽश्वगन्धा च तालपत्री सुवर्चला।
उत्सादने प्रशस्यन्ते काकोल्यादिश्च यो गणः ॥८॥

અઘેડાનાં મૂળ, આસોંદ, મુસલી, સૂરજમુખીનું મૂળ અને કાકોલ્યાદિ ગણનો લેપ વ્રણની અંદર માંસ વધારવાના કામમાં ઉત્તમ છે. ૮

વ્રણનું અવસાદન (વ્રણના અધિક માંસને તોડી નાખનાર)

कासीसं सैन्धवं किण्वं कुरुविन्दो मनःशिला।
कुक्कुटाण्डकपालानि सुमनोमुकुलानि च ॥
फले शैरीषकारञ्जे धातुचूर्णानि यानि च।
व्रणेपूत्सन्नमांसेषु प्रशस्तान्यवसादने ॥ ९ ॥

હીરાકસી, સૈંધવ, મદિરાનું બીજ (નીચેનો રગડો), જરા પીળાશવાળું માણેક, મણશીલ, કૂકડાનાં ઈંડાંનાં કોટલાં, જાઈની કળીઓ, સરસડિયાનું ફળ, કરંજનું ફળ અને હરતાલ તથા હીરાકસી વગેરે ધાતુઓનાં ચૂર્ણોનો લેપ વ્રણોમાં અધિક થયેલા માંસને તોડી નાખવામાં ઉત્તમ છે. ૯

શોધન-રોપણ વગેરે ઔષધોના વર્ગો ન મળે તો?

समस्तं वर्गमर्धं वा यथालाभमथापि वा।
प्रयुञ्जीत भिषक्प्राज्ञो यथोद्दिष्टेषु कर्मसु ॥ १० ॥

વિદ્વાન વૈદ્યે આ મિશ્રકાધ્યાયમાં, 'દ્રવ્ય-સંગ્રહણીય' નામના ૩૮મા અધ્યાયમાં અને 'સંશોધનસંશમનીય' નામના ૩૯મા અધ્યાયમાં ઔષધોના જે જે વર્ગો કહેવામાં આવ્યા છે, તેઓમાંથી જે જે વર્ગ સંપૂર્ણ મળે તેનો સંપૂર્ણનો, અરધો મળે તેનો અર્ધનો અને અર્ધ પણ ન મળે તો જેટલો મળે તેટલા યથોક્ત કર્મોમાં ઉપયોગ કરવો. ૧૦

## અધ્યાય ૩૭ મો

ઉપક્રમ

अथातो भूमिप्रविभागविज्ञानीयमध्यायं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः॥

હવે શિષ્યોના પૂછવાથી 'ભૂમિપ્રવિભાગ-વિજ્ઞાનીય'[3] નામના અધ્યાયનું તે પ્રમાણે

૧ આનો પર્યાય ગુજરાતીમાં સાચો મળતો નથી.
૨ આ વર્ગ આ સૂત્રસ્થાનના ૩૮મા અધ્યાયમાં જુઓ.
૩ ઔષધિઓ લેવા લાયક પૃથ્વીના સારા ભાગોની પરીક્ષા વગેરે વિષયોવાળો.

વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

પૃથ્વીની અને ઓષધોની પરીક્ષા

श्वभ्रशर्कराश्मविषमवल्मीकश्मशानाघातनदेवतायतनसिकताभिरनुपहतामनूषरामभङ्गुरामदूरोदकां स्निग्धां प्ररोहवतीं मृद्वीं स्थिरां समां कृष्णां गौरीं लोहितां वा भूमिमौषधार्थं परीक्षेत।

तस्यां जातमपि कृमिविषशस्त्रातपपवनदहनतोयसंबाधमार्गैरनुपहतमेकरसं पुष्टं पृथ्ववगाढमूलमुदीच्यां चौषधमाददीत।

इत्यौषधभूमिपरीक्षाविशेषः सामान्यः॥ २॥

જેમાંથી ઔષધિઓ લેવી હોય તે પૃથ્વી એવી જોઈએ કે જે ખાડાઓથી, કાંકરીઓથી તથા પથરાઓથી વિષમતા પામેલી ન હોય, રાફડાઓથી, શ્મશાનથી, પ્રાણીઓના વધસ્થાનથી, દેવસ્થાનથી કે રેતીથી દૂષિત થયેલી ન હોય; ખારી ન હોય, જેમાં રેખાઓ પડી ન હોય, જેમાં જળ દૂર હોય એવી ન હોય, ચીકણી હોય, બીજાંકુરોની સારી ઉત્પત્તિવાળી હોય, કોમળ હોય, જેની માટી વાયુથી કે વરસાદ વગેરેથી જતી રહી ન હોય, સપાટ હોય અને કાળા રંગવાળી, સોનેરી રંગવાળી કે રાતા રંગવાળી હોય, એવી પૃથ્વીની, વૈદ્યે ઔષધિઓ લેવા માટે, પરીક્ષા કરવી.

એવી પૃથ્વીમાં ઉત્પન્ન થયેલી ઔષધિઓ પણ એવી લેવી કે જે કીડાઓથી, વિષથી, શસ્ત્રોથી, તડકાથી, પવનથી, અગ્નિથી, જળથી કે સાંકડા રસ્તાઓથી દૂષિત થયેલી ન હોય, ઉત્કૃષ્ટ રસવાળી હોય, પુષ્ટ હોય, જાડી છાલવાળી હોય અને ઊંડાં મૂળવાળી હોય એવી ઔષધિઓનું વૈદ્યે ઉત્તરાભિમુખ રહીને ગ્રહણ કરવું.

ઔષધિઓની અને પૃથ્વીની આ સામાન્ય પરીક્ષા કહી. ૨

પૃથ્વીની વિશેષ પરીક્ષા

विशेषतस्तु–तत्राश्मवती स्थिरा गुर्वी श्यामा कृष्णा वा स्थूलवृक्षशस्यप्राया स्वगुणभूयिष्ठा॥

स्निग्धा शीतलाऽऽसन्नोदका स्निग्धशस्यतृणकोमलवृक्षप्राया शुक्लाऽम्बुगुणभूयिष्ठा॥

नानावर्णा लघ्वश्मवती प्रविरलाल्पपाण्डुवृक्षप्ररोहाऽग्निगुणभूयिष्ठा॥

रूक्षा भस्मरासभवर्णा तनुरूक्षकोटराल्परसवृक्षप्रायाऽनिलगुणभूयिष्ठा॥

मृद्वी समा श्वभ्रवत्यव्यक्तरसजला सर्वतोऽसारवृक्षा महापर्वतवृक्षप्राया श्यामा चाकाशगुणभूयिष्ठा॥ ३॥

પૃથ્વીની વિશેષ પરીક્ષા આ પ્રમાણે કરવી: જે પૃથ્વી પથરાવાળી, પવનથી કે વરસાદથી નહીં ગયેલી માટીવાળી, ભારે, ઝાંઝી અથવા થોડી કાળાશવાળી અને ઘણાંખરાં સ્થૂલ વૃક્ષોવાળી તથા સ્થૂલ ઘાસવાળી હોય, તેને પોતાના (પાર્થિવ) ગુણના આધિક્યવાળી સમજવી.

જે પૃથ્વી, સ્નિગ્ધ, શીતલ, નજદીક જળવાળી, સફેદ, ઘણાંખરાં કોમળ વૃક્ષોવાળી અને ઘણાંખરાં સ્નિગ્ધ ધાન્યોવાળી તથા સ્નિગ્ધ ઘાસવાળી હોય, તેને જળગુણના આધિક્યવાળી સમજવી.

જે પૃથ્વી અનેક વર્ણોવાળી, નાના તથા હલકા પથરાવાળી અને જેમાં વૃક્ષો આછાં, થોડાં તથા પાંડુ વર્ણવાળાં થતાં હોય, તેને અગ્નિગુણના આધિક્યવાળી સમજવી.

જે પૃથ્વી રૂક્ષ, ભસ્મના કે ગધેડાના જેવા વર્ણવાળી, અને જેમાં ઘણાંખરાં વૃક્ષો નાનાં, સૂકાં કોતરોવાળાં તથા અલ્પ રસવાળાં હોય, તેને વાયુગુણના આધિક્યવાળી સમજવી.

જે પૃથ્વી કોમળ, સપાટ, કોતરોવાળી, અસ્ફુટ રસ અને અસ્ફુટ જળવાળી, ચોમેર નિઃસાર વૃક્ષોવાળી, ઘણાખરા પ્રદેશોમાં મોટા પર્વતો તથા

મોટાં વૃક્ષોવાળી અને શ્યામ વર્ણવાળી હોય, તેને આકાશગુણના આધિક્યવાળી સમજવી. ૩

કઈ ઋતુઓમાં કયાં ઔષધો લેવાં?

अत्र केचिदाहुराचार्याः-प्रावृड्वर्षाशरद्धेमन्तवसन्तग्रीष्मेषु यथासंख्यं मूलपत्रत्वक्क्षीरसारफलान्याददीतेति। तत्तु न सम्यक्, कस्मात्सौम्याग्नेयत्वाज्जगतः। सौम्यान्यौषधानि सौम्येष्वृतुष्वाददीताग्नेयान्याग्नेयेष्वेवमव्यापन्नगुणानि भवन्ति। सौम्यान्यौषधानि सौम्येष्वृतुषु गृहीतानि सोमगुणभूयिष्ठायां भूमौ जातान्यतिमधुरस्निग्धशीतानि जायन्ते। एतेन शेषं व्याख्यातम् ॥ ४ ॥

આ વિષયમાં કેટલાક આચાર્યો કહે છે: 'પ્રાવૃષઋતુમાં મૂળરૂપ, વર્ષાઋતુમાં પાંદડાંરૂપ, શરદઋતુમાં છાલરૂપ, હેમંતઋતુમાં ક્ષીરરૂપ, વસંતઋતુમાં સારરૂપ અને ગ્રીષ્મઋતુમાં ફળરૂપ ઔષધો લેવાં.' પણ તે આચાર્યોનું એ કહેવું બરાબર નથી; કારણ કે સઘળું જગત સૌમ્ય (ચંદ્રમય) અને આગ્નેય (અગ્નિમય) છે; માટે ઋતુઓની શીતળતા અને ઉષ્ણતા ઉપરથી જ ઔષધો લેવાની કલ્પના કરવી યોગ્ય છે. જેટલાં ઔષધો સૌમ્ય (શીતળતાવાળાં) છે, તેઓને સૌમ્ય ઋતુમાં લેવાં અને જેટલાં ઔષધો આગ્નેય (ઉષ્ણતાવાળાં) છે તેઓને આગ્નેય ઋતુમાં લેવાં; કેમ કે દરેક ઔષધ પોતપોતાના સ્વભાવને લગતી ઋતુઓમાં અવ્યાપન્ન- (નહીં બગડેલા) ગુણોવાળાં હોય છે. સૌમ્ય ઔષધો જળના ગુણોના આધિક્યવાળી પૃથ્વીમાં ઉત્પન્ન થયાં હોય અને વળી તેઓ સૌમ્ય ઋતુઓમાં લેવામાં આવે, તો અત્યંત મધુર, અત્યંત સ્નિગ્ધ અને અત્યંત શીતલ જ રહે. બાકીનું જે કહેવાનું રહ્યું, તે આ ઉપરથી કહેવાઈ ગયું સમજવું. (આગ્નેય ઔષધો અગ્નિના ગુણોના આધિક્યવાળી પૃથ્વીમાં ઉત્પન્ન થયાં હોય અને વળી તેઓ આગ્નેય ઋતુઓમાં જ લેવામાં આવે, તો પોતાના ગુણોથી ભરપૂર જ રહે.) ૪

કયાં ઔષધો કયાં ઉત્પન્ન થયાં હોય તો બલવત્તર થાય?

तत्र पृथिव्यम्बुगुणभूयिष्ठायां भूमौ जातानि विरेचनद्रव्याण्याददीत। अग्न्याकाशमारुतगुणभूयिष्ठायां वमनद्रव्याणि। उभयगुणभूयिष्ठायामुभयतोभागानि। आकाशगुणभूयिष्ठायां संशमनानि। एवं बलवत्तराणि भवन्ति ॥५॥

વિરેચનનાં ઔષધો પૃથ્વી તથા જળના ગુણોના આધિક્યવાળી પૃથ્વીમાં ઉત્પન્ન થયેલાં હોય તે લેવાં. વમનનાં ઔષધો અગ્નિના, આકાશના તથા વાયુના ગુણોના આધિક્યવાળી પૃથ્વીમાં ઉત્પન્ન થયેલાં હોય તે લેવાં. જેઓથી વિરેચન અને વમન બન્ને થાય, એવાં ઔષધો પૃથ્વી વગેરે પંચભૂતોના ગુણોના આધિક્યવાળી પૃથ્વીમાં ઉત્પન્ન થયેલાં હોય તે લેવાં. સંશમન ઔષધો એટલે કે વિરેચન કે વમન કશું ન કરાવતાં વ્યાધિની સાથે એક થઈ જઈને પોતે જ વ્યાધિને શમાવે છે, તેઓ આકાશના ગુણોના આધિક્યવાળી પૃથ્વીમાં ઉત્પન્ન થયેલાં હોય તે લેવાં. આ પ્રમાણે લેવાયેલાં ઔષધો બલવત્તર થાય છે. ૫

કયાં ઔષધો નવાં તથા જૂનાં લેવાં?

सर्वाण्येव चाभिनवान्यन्यत्र मधुघृतगुडपिप्पलीविडङ्गेभ्यः। सर्वाण्येव सक्षीराणि वीर्यवन्ति। तेषामसंपत्तावनतिक्रान्तसंवत्सराण्याददीतेति ॥६॥

મધ, ઘી, ગોળ, પીપર અને વાવડિંગ સિવાય સઘળાં ઔષધો નવાં જ લેવાં; કેમ કે રસ ભરેલાં ઔષધો જ સામર્થ્યવાળાં હોય, એ સ્વાભાવિક છે; પરંતુ નવાં ન મળે તો જેઓને એક વર્ષ વીતી ગયું ન હોય એવાં લેવાં. (નવાં લેવાં એટલે પાક્યા પછીના તુરતના કાળમાં જ લેવાં એમ સમજવું, પણ ઉત્પન્ન થયા પછી

તુરત જ લેવાં એમ સમજવું નહીં.) ૬

ઔષધિઓની ઓળખાણ શી રીતે મેળવવી?

भवन्ति चात्र ॥

गोपालास्तापसा व्याधा ये चान्ये वनचारिणः ।
मूलाहाराश्च ये तेभ्यो भेषजव्यक्तिरिष्यते ॥७॥

આ શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે. 'ગાય વગેરે પશુઓને ચારનારા તપસ્વી પારધી જંગલોમાંજ ફરનારા મ્લેચ્છાદિ અને કંદમૂળાદિનો આહાર કરીને જીવનારા લોકોને પૂછી ઔષધિઓની ઓળખાણ મેળવવી. ૭

અમુક યોગોમાં 'નવાં ઔષધો જ લેવાં' એ નિયમ નથી

सर्वावयवसाध्येषु पलाशलवणादिषु ।
व्यवस्थितो न कालोऽस्ति तत्र सर्वो विधीयते ॥८

પત્રલવણ વગેરે યોગો કે જેમાં ઔષધોના મૂળ આદિ સઘળા અવયવો લેવાય છે, તેમાં 'અમુક ઋતુમાં જ લેવાં' એવો કશો નિયમ નથી. એમાં પ્રાવૃષ આદિ સર્વ સમયનાં ઔષધો લેવાની છૂટ છે. (પત્રલવણયોગ ચિકિત્સાસ્થાનના વાતવ્યાધિ નામના ચોથા અધ્યાયના ૨૪ મા વિષયમાં કહેવામાં આવશે.)

ઔષધોની ઉત્પત્તિભૂમિની પરીક્ષાનો મૂળ હેતુ

गन्धवर्णरसोपेता षड्विधा भूमिरिष्यते ।
तस्माद्भूमिस्वभावेन बीजिनः षड्रसायुताः ॥
अव्यक्तः किल तोयस्य रसो निश्चयनिश्चितः ।
रसः स एव चाव्यक्तो व्यक्तो भूमिरसाद्भवेत् ॥
सर्वलक्षणसंपन्ना भूमिः साधारणा स्मृता ।
द्रव्याणि यत्र तत्रैव तद्गुणानि विशेषतः ॥९॥

પૃથ્વી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચે ગુણોથી યુક્ત છે; અને તે પોતાના ગુણના આધિક્યવાળી, જળગુણના આધિક્યવાળી, અગ્નિગુણના આધિક્યવાળી, વાયુગુણના આધિક્યવાળી, આકાશગુણના આધિક્યવાળી અને સર્વ ગુણોના આધિક્યવાળી એ રીતે ૭ પ્રકારની છે; એટલા માટે વૃક્ષો પૃથ્વીના સ્વભાવ પ્રમાણે જ ૭ રસોથી યુક્ત થાય છે અથવા છયે રસો પૃથ્વીના સ્વભાવ સાથે મળીને જ વૃક્ષોરૂપ થાય છે. જોકે રસ જળનો જ ગુણ છે એ વાત પ્રમાણસિદ્ધ છે, તોપણ જળમાં રહેલો રસ અવ્યક્ત છે અને તે અવ્યક્ત રસ જ પૃથ્વીના સંબંધથી મધુરપણું વગેરેને પ્રાપ્ત થાય છે. પૃથ્વી પાંચે ભૂતોનાં લક્ષણોવાળી છે, તેથી તેને સર્વ ગુણોના સાધારણ આશ્રયરૂપ માનવામાં આવી છે. એ પૃથ્વીમાં જ તે તે સ્થળોમાં સર્વ ઔષધો ઉત્પન્ન થાય છે; માટે વિશેષે કરી સર્વ ઔષધો પૃથ્વીના ગુણોવાળાં જ થાય છે. ૯

નવું-જૂનું ઔષધ કેવા પ્રકારનું લેવું?

विगन्धेनापरामृष्टमविपन्नं रसादिभिः ।
नवं द्रव्यं पुराणं वा ग्राह्यमेवं विनिर्दिशेत् ॥
विडङ्गं पिप्पली क्षौद्रं सर्पिश्चाप्यनवं हितम् ।
शेषमन्यत्त्वभिनवं गृह्णीयाद्दोषवर्जितम् ॥ १० ॥

નવું કે જૂનું જે કોઈ ઔષધ વિરુદ્ધ ગંધના સંબંધવાળું ન થયું હોય અને તેના રસાદિક બગડેલા ન હોય તેવું લેવું. વાવડિંગ, પીપર, મધ, ઘી અને ગોળ એટલાં ઔષધો જૂનાં હોય તો હિતકારી છે; પણ તેઓ જો વિરુદ્ધ ગંધ કે રસાદિકના બગાડવાળાં થયાં હોય તો ત્યાજ્ય છે. બાકીનાં સઘળાં ઔષધો નવાં હોય તો હિતકારી છે, પણ તે જો વિરુદ્ધ ગંધ કે રસાદિકના બગાડવાળાં હોય તો ત્યાજ્ય છે. ૧૦

જંગમ ઔષધોના પદાર્થો લેવાનો નિયમ

जङ्गमानां वयःस्थानां रक्तरोमनखादिकम् ।
क्षीरमूत्रपुरीषाणि जीर्णाहारेषु संहरेत् ॥ ११ ॥

રુધિર, વાળ તથા નખ વગેરે જે પદાર્થો પશુ વગેરે જંગમોના લેવાય છે, તે પદાર્થો જુવાન જંગમોના જ લેવા; પણ બાળક કે વૃદ્ધ જંગમોના

લેવા નહિ. જંગમોનાં દૂધ, મૂત્ર કે છાણ લેવાનાં હોય, તો તે જંગમોએ કરેલો આહાર પચ્યા પછીનાં જ લેવાં. ૧૧

ઔષધો રાખવાનું સ્થાન કેવું જોઈએ?

प्लोतमृद्भाण्डफलकशङ्कुविन्यस्तभेषजम् ।
प्रशस्तायां दिशि शुचौ भेषजागारमिष्यते ॥१२॥

ઔષધોનું સ્થાન ઉત્તર અથવા પૂર્વ દિશામાં અને પવિત્ર તથા સ્વચ્છ પ્રદેશમાં જોઈએ. એ સ્થાનની અંદર ઔષધો યોગ્યતા પ્રમાણે વસ્ત્રોમાં, માટીનાં વાસણોમાં, પાટિયાં ઉપર અને ખીલાઓ ઉપર તૈયાર રાખેલાં હોવાં જોઈએ. ૧૨

## અધ્યાય ૩૮ મો

### ઉપક્રમ

अथातो द्रव्यसंग्रहणीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'દ્રવ્યસંગ્રહણીય'[૧] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

દ્રવ્યોના ગણોની સંક્ષિપ્ત સંખ્યા

समासेन सप्तत्रिंशद् द्रव्यगणा भवन्ति ॥२॥

સંક્ષેપથી ગણતાં દ્રવ્યોના ગણો ૩૭ છે. ૨

વિદારીગંધાદિ ગણ અને તેના ગુણો

तद्यथा–विदारिगन्धा विदारी सहदेवा विश्वदेवा श्वदंष्ट्रा पृथक्पर्णी शतावरी सारिवा कृष्णसारिवा जीवकर्षभकौ महासहा क्षुद्रसहा बृहत्यौ पुनर्नवैरण्डो हंसपादी वृश्चिकाल्यृषभी चेति ॥
विदारिगन्धादिरयं गणः पित्तानिलापहः ।
शोषगुल्माङ्गमर्दोर्ध्वश्वासकासविनाशनः ॥ ३ ॥

શાલિપર્ણી, વિદારીકંદ (ફગવેલાનો કંદ), સહદેવા (પીળાં ફૂલવાળી ખપાટ–કાંકસી અથવા પીળાં ફૂલવાળી મહાબલા કે જે બલદાણાની જાત છે તે), વિશ્વદેવા (ગંગેટી), ગોખરુ, પૃથક્પર્ણી, શતાવરી, સારિવા (કપૂરી), કાળી કપૂરી, જીવક, ઋષભક, જંગલી અડદ, જંગલી મગ, ઊભી ભોંરીંગણી, બેઠી ભોંરીંગણી, સાટોડી, એરંડો, હંસરાજ, વૃશ્ચિકાલી (જરા રુંછડાંવાળી અને જમણી તરફ આવર્તવાળી તથા સફેદ ફૂલવાળી મેંઢાશીંગી) અને કૌવચ એ વીશ દ્રવ્યો મળીને વિદારિગંધાદિ ગણ કહેવાય[૨] છે.

આ વિદારીગંધાદિ ગણ પિત્તને તથા વાતને મટાડનાર છે અને શોષ, ગુલ્મ, અંગમર્દ, ઊર્ધ્વશ્વાસ તથા ખાંસીને નષ્ટ કરનાર છે. ૩

આરગ્વધાદિ ગણ અને તેના ગુણો

आरग्वधमदनगोपघोण्टाकुटजपाठाकण्टकीपाटलामूर्वेन्द्रयवसप्तपर्णनिम्बकुरुण्टकदासीकुरुण्टकगुडूचीचित्रकशार्ङ्गेष्टाकरञ्जद्वयपटोलकिराततिक्तकानि सुषवी चेति ॥
आरग्वधादिरित्येष गणः श्लेष्मविषापहः ।
मेहकुष्ठज्वरवमीकण्डूघ्नो व्रणशोधनः ॥४॥

ગરમાળો, મીંઢળ, કંટોલી અથવા એક

---

૧ દ્રવ્યોના ગણપાઠ વિષેનો.

૨ વિદારીગંધાદિ ગણમાં શાલિપર્ણી, પૃથક્પર્ણી, જીવક અને ઋષભક એ ચાર દ્રવ્યોના ગુજરાતી પર્યાયો મળતા જ નથી. જીવક અને ઋષભક તો કોઈની પણ જાણમાં નથી. ભાવપ્રકાશ કહે છે કે, 'જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, ઋદ્ધિ અને વૃદ્ધિ એ આઠ કંદો રાજાઓને પણ અતિ દુર્લભ છે.' આ આઠનાં નામો સંસ્કૃત ભાષા સિવાય બીજી કોઈ ભાષામાં મળતાં નથી, તેથી કોઈ રીતે એમની શોધ કરી શકાતી નથી. સાલમ વગેરે પૌષ્ટિક કંદો હાલ મળે છે, પણ તેમના નામો સંસ્કૃત વૈદ્યકના કોઈ પણ પ્રાચીન ગ્રંથમાં મળતાં નથી; તેથી શંકા થાય છે કે રખેને એ કંદો જીવક આદિ આઠમાંના હોય? આ ગણપાઠોમાં લખેલાં જે દ્રવ્યોના વિશિષ્ટ ગુણો અન્નપાનવિધિ નામના આ સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં જોવામાં ન આવે, તેઓના ગુણોનો સામાન્ય નિર્ણય આ ગણપાઠો ઉપરથી જ કરી લેવો. 'વૃશ્ચિકાલી' એ નામ ચમારદૂધેલીનું પણ છે; અને તેના ગુણો પણ આ ગણના ગુણોથી મળતા આવે છે.

જાતની સોપારી, ઇંદ્રજવનું ઝાડ, કાળીપાડ, વિકળો, પાડલ, મૂર્વા,[1] ઇંદ્રજવ, સપ્તપર્ણ,[2] લીંબડો, પીળાં તથા આસમાની ફૂલવાળો કાંટાઅશેળિયો, ગળો, ચિત્રો, પીલુડી અથવા અઘેડી, કરંજ, ગુચ્છકરંજ, પટોલ, કરિયાતું અને કારેલી એ એકવીશ દ્રવ્યો મળીને **આરગ્વધાદિ** ગણ કહેવાય છે.

આ આરગ્વધાદિ ગણ કફ, પ્રમેહ, કોઢ, જ્વર, વમન તથા ખરજને મટાડે છે અને વ્રણને શુદ્ધ કરે છે. ૪

વરુણાદિ ગણ અને તેના ગુણો

वरुणार्तगलशिग्रुमधुशिग्रुतर्कारीमेषशृङ्गीपूतीकनक्तमालमोरटाग्निमन्थसैरेयकद्वयबिम्बीवसुकवसिरचित्रकशतावरीबिल्वाजशृङ्गीदर्भा बृहतीद्वयं चेति ॥
वरुणादिर्गणो ह्येष कफमेदोनिवारणः ।
विनिहन्ति शिरःशूलं गुल्माभ्यन्तरविद्रधीन् ॥५॥

વાયવરણાં, કાળાં ફૂલવાળો કાંટાઅશેળિયો, સરગવો, રાતો સરગવો, એરણી, ચમારદૂધેલી, ગુચ્છકરંજ, કરંજ, મોરટ, મોટી અરણી, રાતાં તથા આસમાની ફૂલવાળો કાંટાઅશેળિયો, કડવી, આકડો, ગજપીપર, ચિત્રો, શતાવરી, બીલી, મેંઢાશીંગી, દર્ભ, ઊભી ભોંરીંગણી અને બેઠી ભોંરીંગણી એ બાવીશ દ્રવ્યો મળીને **વરુણાદિ** ગણ કહેવાય છે.[3]

આ વરુણાદિ ગણ કફ, મેદ, માથાનું શૂળ તથા ગુલ્મને અને અંદરના વિદ્રધિને મટાડનાર છે.

[1] જેમાથી ધનુષની દોરી બનાવાય છે તે મૂર્વા કહેવાય છે. પણ હજુ સુધી ગુજરાતીમાં તેનો પર્યાય મળ્યો નથી.

[2] આ ઝાડની એક ડાખળીમા સાત સાત પાંદડાં થાય છે અને તે ઝાડ ગોવા તરફ થાય છે.

[3] આ ગણમા મોરટ શબ્દનો ગુજરાતી પર્યાય મળ્યો નથી.

વીરતર્વાદિ ગણ અને તેના ગુણો

वीरतरुसहचरद्वयदर्भवृक्षादनीगुन्द्रानलकुशकाशाश्मभेदकाग्निमन्थमोरटावसुकवसिरभल्लूककुरण्टकेन्दीवरकपोतवङ्काः श्वदंष्ट्रा चेति ।
वीरतर्वादिरित्येष गणो वातविकारनुत् ।
अश्मरीशर्करामूत्रकृच्छ्राघातरुजापहः ॥६॥

વેલતરુ કે જે સફેદ તથા લાલ ફૂલવાળો મારવાડ તરફ થાય છે તે, રાતાં ફૂલવાળો તથા આસમાની ફૂલવાળો કાંટાઅશેળિયો, દર્ભ, વંદો (એક વૃક્ષ ઉપર બીજું વૃક્ષ થાય છે તે), પાન્ય, બરુ, નાનો દર્ભ, કાસડો, પાષાણભેદ, અરણી, મોરટા, સફેદ ફૂલનો આકડો, અઘેડો, અરડૂસો, આગિયો, ચમારદૂધેલી, સૂરજમુખી અને ગોખરુ એ ઓગણીશ દ્રવ્યો મળીને **વીરતર્વાદિ** ગણ કહેવાય છે.[4]

આ વીરતર્વાદિ ગણ વાયુના વિકારો, પથરી, કાંકરી, મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાઘાતને મટાડનાર છે. ૬

સાલસારાદિ ગણ અને તેના ગુણો

सालसाराजकर्णखदिरकदरकालस्कन्धक्रमुकभूर्जमेषशृङ्गीतिनिशचन्दनकुचन्दनशिंशपाशिरीषासनधवार्जुनतालशाकनक्तमालपूतीकाश्वकर्णाऽगुरूणि कालीयकं चेति ॥
सालसारादिरित्येष गणः कुष्ठविनाशनः ।
मेहपाण्डवामयहरः कफमेदोविशोषणः ॥७॥

સાગનો સાર, રાળનું નાનું ઝાડ, ખેર, સફેદ ખેર, ઉંબરો, સોપારી, ભોજપત્રનું ઝાડ, કાકડાશીંગી, મીણોહરમો, સુખડ, રતાંજલિ, સીસમ, સરસડિયો, બીબલો, ધાવડો, કડાયો, તાડ, શાક (સાગની જ એક જાત), કરંજ, ગુચ્છકરંજ, રાળનું ઝાડ, અગરુ અને પીળી સુખડ એ ત્રેવીશ દ્રવ્યો મળીને **સાલસારાદિ** ગણ કહેવાય છે.

[4] આ ગણમા મોરટાનો ગુજરાતી પર્યાય મળ્યો નથી. સંસ્કૃતમા તો મૂર્વા પર્યાય શબ્દ છે.

આ સાલસારાદિ ગણ કોઢ, પ્રમેહ તથા પાંડુરોગને મટાડનાર છે અને કફને તથા મેદને સુકાવનાર છે. ૭

રોધ્રાદિ ગણ અને તેના ગુણો

रोध्रसावररोध्रपलाशकुटन्नटाशोकफञ्जीकट्फलैलवालुकशल्लकीजिङ्गिनीकदम्बसालाः कदली चेति ॥
एष रोध्रादिरित्युक्तो मेदःकफहरो गणः।
योनिदोषहरः स्तम्भी वर्ण्यो विषविनाशनः ॥८॥

લોધર, પઠાણી લોધર, ખાખરો, અરડૂસો, આસોપાલવ, ભારંગી, કાયફળ, એલવાલુક, સાલેડો (કિંદરુનું ઝાડ), અઘેડી, કદંબ, સાગ અને કેળ એ તેર દ્રવ્યો મળીને રોધ્રાદિ ગણ કહેવાય છે.[1]

આ રોધ્રાદિ ગણ મેદ, કફ તથા યોનિના દોષને હરનાર, અતિ સારાદિકને રોકનાર, વર્ણને માટે સારો અને વિષનો નાશ કરનાર છે. ૮

અર્કાદિ ગણ અને તેના ગુણો

अर्कालर्ककरञ्जद्वयनागदन्तीमयूरकभार्गीरास्नेन्द्रपुष्पीक्षुद्रश्वेतामहाश्वेतावृश्चिकाल्यलवणास्तापस वृक्षश्चेति।
अर्कादिको गणो ह्येष कफमेदोविषापहः।
कृमिकुष्ठप्रशमनो विशेषाद्व्रणशोधनः ॥९॥

આકડો, સફેદ આકડો, કરંજ, ગુચ્છકરંજ, નેપાળો, અઘેડો, ભારંગી, રાસ્ના, દૂધિયો વછનાગ, કાળી ગરણી, સફેદ ગરણી, ચમારદૂધેલી, માલકાંકણી અને ઇંગોળિયો એ ચૌદ દ્રવ્યો મળીને અર્કાદિ ગણ કહેવાય છે.

આ અર્કાદિ ગણ કફ, મેદ તથા વિષને મટાડનાર, કૃમિઓને તથા કોઢને શાંત કરનાર અને વિશેષે કરી વ્રણને શુદ્ધ કરનાર છે.

સુરસાદિ ગણ અને તેના ગુણો

सुरसाश्वेतसुरसाफणिज्झकार्जकभूस्तृणसुगन्धकसुमुखकालमालकासमर्दक्षवककरपुष्पाविडङ्गकट्फलसुरसीनिर्गुण्डीकुलाहलोन्दुरुकर्णिकाफञ्जीप्राचीबलकाकमाच्यो विषमुष्टिश्चेति।
सुरसादिर्गणो ह्येष कफहृत्कृमिसूदनः।
प्रतिश्यायारुचिश्वासकासघ्नो व्रणशोधनः ॥१०॥

કાળી તુલસી, ધોળી તુલસી, મરવો, રામતુલસી, રોહિસ ખડ, મોટું સુગંધી ખડ, શર્દ, બીજી જાતની કાળી તુલસી, કાસોંદરો, નાકછીંકણી, જંગલી તુલસી, વાવડિંગ, કાયફળ, ધોળી નગોડ, કાળી નગોડ, ગોરખમુંડી, ઉંદરકની, ભારંગી, અઘેડી, પીલુડી અને બકાન એ એકવીસ દ્રવ્યો મળીને સુરસાદિ ગણ કહેવાય છે.

આ સુરસાદિ ગણ કફ, કૃમિ, સળેખમ, અરુચિ, શ્વાસ તથા ખાંસીને ટાળનાર છે અને વ્રણને શુદ્ધ કરનાર છે. ૧૦

મુષ્કકાદિ ગણ અને તેના ગુણો

मुष्ककपलाशधवचित्रकमदनवृक्षकशिंशपावज्रवृक्षास्त्रिफला चेति ॥
मुष्ककादिर्गणो ह्येष मेदोघ्नः शुक्रदोषहृत्।
मेहार्शःपाण्डुरोगघ्नः शर्कराश्मरिनाशनः ॥११॥

મખરો, ખાખરો, ધાવડો, ચિત્રો, મીંઢળનું ઝાડ, સીસમ, થોર, હરડે, બહેડાં તથા આમળાં એ દશ દ્રવ્યો મળીને મુષ્કકાદિ ગણ કહેવાય છે.

આ મુષ્કકાદિ ગણ મેદ, પ્રમેહ, અરશ, પાંડુરોગ, પથરી તથા કાંકરીને નષ્ટ કરનાર છે અને વીર્યના દોષને હરનાર છે. ૧૧

પિપ્પલ્યાદિ ગણ અને તેના ગુણો

पिप्पलीपिप्पलीमूलचव्यचित्रकशृङ्गवेरमरिचहस्तिपिप्पलीहरेणुकैलाजमोदेन्द्रयवपाठाजीरकसर्षपमहानिम्बफलहिङ्गुभार्गीमधुरसातिविषावचाविडङ्गानि कटुरोहिणी चेति ॥
पिप्पल्यादिः कफहरः प्रतिश्यायानिलारुचीः।
निहन्याद्दीपनो गुल्मशूलघ्नश्चामपाचनः ॥१२॥

---

[1] આ ગણમાં એલવાલુકનો ગુજરાતી પર્યાય મળ્યો નથી.

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રો, સૂંઠ, મરી, ગજપીપર, હરેણુકા, એલચી, બોડી અજમોદ, ઇંદ્રજવ, કાળીપાડ, જીરું, સર્પપ, બકાનનાં ફળ, હિંગ, ભારંગી, મૂર્વા, અતિવિખ, વજ, વાવડિંગ અને કડુ એ બાવીસ દ્રવ્યો મળીને **પિપ્પલ્યાદિ** ગણ કહેવાય[1] છે.

આ પિપ્પલ્યાદિ ગણ કફ, સળેખમ, વાયુ, અરુચિ, ગુલ્મ તથા શૂળને મટાડનાર, અગ્નિને દીપ્ત કરનાર અને આમને પકાવનાર છે. ૧૨

### એલાદિ ગણ અને તેના ગુણો

एलातगरकुष्ठमांसीध्यामकत्वक्पत्रनागपुष्पप्रियङ्गुहरेणुकाव्याघ्रनखशुक्तिचण्डास्थौणेयकश्रीवेष्टकचोचचोरकवालकगुग्गुलुसर्जरसतुरुष्ककुन्दुरुकागरुस्पृक्कोशीरभद्रदारुकुङ्कुमानि पुंनागकेशरं चेति।
एलादिको वातकफौ निहन्याद्विषमेव च।
वर्णप्रसादनः कण्डूपिडकाकोठनाशनः ॥१३॥

એલચી, તગર, કઠ, જટામાંસી, રોહિસખડ, તજ, તમાલપત્ર, નાગકેસર, ઘઉંલાં, હરેણુકા, મોટા નખલા, નાના નખલા, કરમાણી, સ્થૌણેયક, ચંદ્રસ, ઝીણી તજ, ચોરક (તગરની ગાંઠનો એક ભેદ), વાળો, ગૂગળ, રાળ, શિલારસ, કિંદુરુ, અગરુ, સુગંધી પાંદડી, કાળો વાળો, દેવદાર, કેસર, નાગકેસરનું ઝાડ અને બોલસરી એ ઓગણત્રીસ દ્રવ્યો મળીને **એલાદિ** ગણ કહેવાય છે.[2]

આ એલાદિ ગણ વાત, કફ, વિષ, ખરજ, ફોલ્લીઓ તથા કોઢને નષ્ટ કરનાર છે અને વર્ણને સ્વચ્છ કરનાર છે. ૧૩

### વચાદિ તથા હરિદ્રાદિ ગણ અને તેમના ગુણો

वचामुस्तातिविषाभयाभद्रदारूणि नागकेशरं चेति।
हरिद्रादारुहरिद्राकलशीकुटजबीजानि मधुकं चेति।
एतौ वचाहरिद्रादी गणौ स्तन्यविशोधनौ।
आमातिसारशमनौ विशेषाद्दोषपाचनौ॥ १४ ॥

વજ, મોથ, અતિવિખ, હરડે, દેવદાર અને નાગકેસર એ ૭ દ્રવ્યો મળીને **વચાદિ** ગણ કહેવાય છે.

હળદર, દારુહળદર, પૃશ્નિપર્ણી, ઇંદ્રજવ અને જેઠીમધ એ પાંચ દ્રવ્યો મળીને **હરિદ્રાદિ** ગણ કહેવાય[3] છે.

આ વચાદિ અને હરિદ્રાદિ એ બન્ને ગણો ધાવણને શુદ્ધ કરનારા આમને તથા અતિસારને શાંત કરનારા અને વિશેષે કરી આમથી થયેલા દોષોને પકાવનારા છે. ૧૪

### શ્યામાદિ ગણ અને તેના ગુણો

श्यामामहाश्यामात्रिवृद्दन्तीशङ्खिनीतिल्वककम्पिल्लकरम्यकक्रमुकपुत्रश्रेणीगवाक्षीराजवृक्षकरञ्जद्वयगुडूचीसप्तलाच्छगलान्त्रीसुधाः सुवर्णक्षीरी चेति।
उक्तः श्यामादिरित्येष गणो गुल्मविषापहः।
आनाहोदरविड्भेदी तथोदावर्तनाशनः ॥ १५ ॥

ધોળું નસોતર, વરધારો,[4] રાતાં મૂળનું નસોતર, નેપાળો, આંખફૂટામણાં, લોધર, કપિલો, બકાન સોપારી, ઉંદરકની, ઇંદ્રવારણી, ગરમાળો, કરંજ, ગુચ્છકરંજ, ગળો, હાથલો (થોર), બીજી જાતનો વરધારો, થોર અને દારુડી એ ઓગણીસ દ્રવ્યો મળીને **શ્યામાદિ** ગણ કહેવાય છે.

આ શ્યામાદિ ગણ ગુલ્મ, વિષ, મળબંધ,

---

૧ આ ગણમા હરેણુકાનો તથા મૂર્વાનો ગુજરાતી પર્યાય શબ્દ મળ્યો નથી.

૨ આ ગણમાં હરેણુકા અને સ્થૌણેયક એ બેના પર્યાય શબ્દો ગુજરાતીમા મળ્યા નથી.

૩ આ ગણમાં પૃશ્નિપર્ણીનો પર્યાય શબ્દ ગુજરાતીમાં મળ્યો નથી.

૪ વરધારો એ સમુદ્રશોષ હોય એમ લાગે છે. સમુદ્રશોષનું નામ કોઈ પણ પ્રાચીન ગ્રંથમાં નથી. વરધારાના સર્વે ગુણો તથા રૂપ સમુદ્રશોષમા બરાબર મળે છે.

ઉદરરોગ તથા ઉદાવર્તને નષ્ટ કરનાર છે અને દસ્ત લગાડનાર છે. ૧૫

બૃહત્યાદિ ગણ અને તેના ગુણો

बृहतीकण्टकारिकाकुटजफलपाठा मधुकं चेति ॥
पाचनीयो बृहत्यादिर्गणः पित्तानिलापहः ।
कफारोचकहृद्रोगमूत्रकृच्छ्ररुजापहः ॥ १६ ॥

ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, ઇંદ્રજવ, કાળીપાડ અને જેઠીમધ એ પાંચ દ્રવ્યો મળીને **બૃહત્યાદિ** ગણ કહેવાય છે.

આ બૃહત્યાદિ ગણ પાચન કરનાર છે અને પિત્ત, વાત, કફ, અરોચક, મોળ તથા મૂત્રકૃચ્છ્રને મટાડનાર છે. ૧૬

પટોલાદિ ગણ અને તેના ગુણો

पटोलचन्दनकुचन्दनमूर्वागुडूचीपाठाः कटुरोहिणी चेति ।
पटोलादिर्गणः पित्तकफारोचकनाशनः ।
ज्वरोपशमनो व्रण्यश्छर्दिकण्डूविषापहः ॥ १७ ॥

પટોલ, સુખડ, રતાંજલિ, મૂર્વા, ગળો, કાળીપાડ અને કડુ એ સાત દ્રવ્યો મળીને **પટોલાદિ** ગણ કહેવાય છે.[1]

આ પટોલાદિ ગણ પિત્ત, કફ, અરોચક, ઊલટી, ખરજ તથા ઝેરને ટાળનાર છે, જ્વરને શાંત કરનાર છે અને વ્રણ માટે પણ સારો છે. ૧૭

કાકોલ્યાદિ ગણ અને તેના ગુણો

काकोलीक्षीरकाकोलीजीवकर्षभकमुद्गपर्णीमाषपर्णीमेदामहामेदाच्छिन्नरुहाकर्कटशृङ्गीतुगाक्षीरीपद्मकप्रपौण्डरीकर्द्धिवृद्धिमृद्वीकाजीवन्त्यो मधुकं चेति ।
काकोल्यादिरयं पित्तशोणितानिलनाशनः ।
जीवनो बृंहणो वृष्यः स्तन्यश्लेष्मकरस्तथा ॥१८॥

કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, ઋષભક, અડબાઉ મગ, અડબાઉ અડદ, મેદા, મહામેદા, ગળો, કાકડાશિંગી, વંશલોચન, પદ્મકાષ્ઠ, પાંડેરો, ઋદ્ધિ, વૃદ્ધિ, દ્રાક્ષ, જીવંતી[2] અને જેઠીમધ એ અઢાર દ્રવ્યો મળીને કાકોલ્યાદિ ગણ કહેવાય છે.[3]

આ કાકોલ્યાદિ ગણ પિત્ત, રુધિર સંબંધી રોગ તથા વાત સંબંધી રોગને નષ્ટ કરનાર છે, પ્રાણને ધારણ કરનાર છે, પુષ્ટિ આપનાર છે, વીર્યને વધારનાર છે, ધાવણને હિતકારી છે અને કફ કરનાર છે. ૧૮

ઊપકાદિ ગણ અને તેના ગુણો

ऊषकसैन्धवशिलाजतुकासीसद्वयहिङ्गूनि तुत्थकं चेति
ऊषकादिः कफं हन्ति गणो मेदोविशोषणः ।
अश्मरीशर्करामूत्रकृच्छ्रगुल्मप्रणाशनः ॥१९॥

ખારી માટી, સિંધવ, શિલાજિત, ભસ્મ જેવા રંગોવાળી કાંઈક ખાટી અને ખારા રસવાળી હીરાકસી, કાંઈક પીળી તથા તૂરી બીજી જાતની હીરાકસી, હિંગ અને મોરથુથુ અથવા ખાપરિયો એ સાત દ્રવ્યો મળીને ઊપકાદિ ગણ કહેવાય છે.

આ ઊપકાદિ ગણ કફ, પથરી, કાંકરી, મૂત્રકૃચ્છ્ર તથા ગોળાને નષ્ટ કરનાર છે અને મેદનું શોષણ કરનાર છે. ૧૯

સારિવાદિ ગણ અને તેના ગુણો

सारिवामधुकचन्दनकुचन्दनपद्मककाश्मरीफलमधूकपुष्पाण्युशीरं चेति ।
सारिवादिः पिपासाघ्नो रक्तपित्तहरो गणः ।
पित्तज्वरप्रशमनो विशेषाद्दाहनाशनः ॥२०॥

કપૂરી, જેઠીમધ, સુખડ, રતાંજલિ અથવા પતંગ, પદ્મક, શીવણનાં ફળ, મહુડાનાં ફૂલ અને વાળો એ આઠ દ્રવ્યો મળીને **સારિવાદિ**

---

૧ આ ગણમાં મૂર્વાનો પર્યાય ગુજરાતીમાં મળ્યો નથી.

૨ કડવો ખરખોડો, ખરખેંગ, રાડારૂડી, શિંગરોટી (સુકિયાના વેલા) અને ત્રણ ધારની મોટી ખરખોડી એ સઘળી જીવંતીઓ કહેવાય છે. તેમાથી આ ગણમાં ત્રણ ધારની મોટી ખરખોડી લેવી યોગ્ય છે.

૩ આ ગણમાં કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, ઋષભક, મેદા, મહામેદા, ઋદ્ધિ અને વૃદ્ધિ એ આઠ અલભ્ય જ છે.

ગણ કહેવાય છે.

આ સારિવાદિ ગણ તરશને તથા રક્તપિત્તને હણનાર છે, પિત્તજ્વરને શાંત કરનાર છે અને વિશેષે કરી દાહને નષ્ટ કરનાર છે. ૨૦

અંજનાદિ ગણ અને તેના ગુણો

अञ्जनरसाञ्जननागपुष्पप्रियङ्गुनीलोत्पलनलदनलिनकेशराणि मधुकं चेति ॥
अञ्जनादिर्गणो ह्येष रक्तपित्तनिबर्हणः ।
विषोपशमनो दाहं निहन्त्याभ्यन्तरं तथा ॥ २१ ॥

સુરમો, રસવંતી, નાગકેસર, ઘઉંલાં, નીલકમળ, જટામાંસી, કમળના કેસરા અને જેઠીમધ એ આઠ દ્રવ્યો મળીને **અંજનાદિ** ગણ કહેવાય છે.

આ અંજનાદિ ગણ રક્તપિત્તને નષ્ટ કરનાર છે, વિષને શાંત કરનાર છે અને અંદરના દાહને ટાળી નાખે છે. ૨૧

પરૂષકાદિ ગણ અને તેના ગુણો

परूषकद्राक्षाकट्फलदाडिमराजादनकतकफलशाकफलानि त्रिफला चेति ।
परूषकादिरित्येष गणोऽनिलविनाशनः ।
मूत्रदोषहरो हृद्यः पिपासाघ्नो रुचिप्रदः ॥ २२ ॥

ફાલસાં, દ્રાક્ષ, કાયફળ, દાડમ, રાણ, નિર્મળી, સાગનાં ફળ, હરડે, બહેડાં અને આમળાં એ દશ દ્રવ્યો મળીને **પરૂષકાદિ** ગણ કહેવાય છે.

આ પરૂષકાદિ ગણ વાતના કોપને તથા તરશને મટાડનાર, મૂત્રના દોષને હણનાર, હૃદયને પ્રિય લાગે એવો અને રુચિ આપનાર છે. ૨૨

પ્રિયંગ્વાદિ તથા અંબષ્ઠાદિ ગણ અને તેમના ગુણો

प्रियङ्गुसमङ्गाधातकीपुंनागरक्तचन्दनकुचन्दनमोचरसाञ्जनकुम्भीकस्रोतोऽञ्जनपद्मकेसरयोजनवल्ल्योदीर्घमूला चेति ॥
अम्बष्ठाधातकीकुसुमसमङ्गाकट्वङ्गमधुकबिल्वपेशिकारोध्रसावररोध्रपलाशनन्दीवृक्षपद्मकेशराणि चेति ॥

गणौ प्रियङ्ग्वम्बष्ठादी पक्वातीसारनाशनौ ।
संधानीयौ हितौ पित्ते व्रणानां चापि रोपणौ ॥२३॥

ઘઉંલાં, રિસામણી, ધાવણી, નાગકેસરનું ઝાડ, રતાંજલિ, પતંગ, મોચરસ, રસવંતી, પાડલ, સુરમો, કમળના કેસરા, મજીઠ અને જવાસો એ તેર દ્રવ્યો મળીને **પ્રિયંગ્વાદિ** ગણ કહેવાય છે.

કાળીપાડ અથવા મોરશિખા, ધાવણીનાં ફૂલ, રિસામણી, અરડૂસો, જેઠીમધ, બીલાંની પેશી, લોધર, પઠાણી લોધર, ખાખરો, પિંડીતગર અને કમળના કેસરા એ અગિયાર દ્રવ્યો મળીને **અંબષ્ઠાદિ** ગણ કહેવાય છે.

આ પ્રિયંગ્વાદિ ગણ અને અંબષ્ઠાદિ ગણ એ બન્ને ગણો પાકા અતિસારને નષ્ટ કરનારા છે, ભાંગ્યાને સાંધનારા છે, પિત્તમાં પણ હિતકારી છે અને વ્રણોમાં પણ ભરતી લાવનારા છે. ૨૩

ન્યગ્રોધાદિ ગણ અને તેના ગુણો

न्यग्रोधोदुम्बराश्वत्थप्लक्षमधूककपीतनककुभाम्रकोशाम्रसोमवल्कजम्बूद्वयप्रियालमधूकरोहिणीवञ्जुलकदम्बबदरीतिन्दुकीसल्लकीरोध्रसावररोध्रभल्लातकपलाशा नन्दीवृक्षश्चेति ।
न्यग्रोधादिर्गणो व्रण्यः संग्राही भग्नसाधकः ।
रक्तपित्तहरो दाहमेदोघ्नो योनिदोषहृत् ॥ २४ ॥

વડ, ઉંબરો, પીપળો, પીપર, જેઠીમધ, અંબાડો, કડાયો, આંબો, પહાડી આંબો, સફેદ સારવાળો ખેર, મોટાં ફળોવાળું જાંબુનું ઝાડ, ઝીણાં ફળોવાળું જંગલી જાંબુનું ઝાડ, ચારોળી, મહુડો, કાયફળ, નેતર, કદંબ, બોરડી, ટીંબરુ, સાલેડો, લોધર, પઠાણી લોધર, ભિલામું, ખાખરો અને પારસપીપળો એ પચીશ દ્રવ્યો મળીને **ન્યગ્રોધાદિ** ગણ કહેવાય છે.

આ ન્યગ્રોધાદિ ગણ વ્રણ માટે સારો છે, દસ્ત રોકનાર છે, ભાંગેલાને સાંધનાર છે અને રક્તપિત્ત, દાહ, મેદ તથા યોનિના દોષોને

મટાડનાર છે. ૨૪

ગુડૂચ્યાદિ ગણ અને તેના ગુણો

गुडूचीनिम्बकुस्तुम्बुरुचन्दनानि पद्मकं चेति ॥
एष सर्वज्वरान्हन्ति गुडूच्यादिस्तु दीपनः ।
हृल्लासारोचकवमीपिपासादाहनाशनः ॥ २५ ॥

ગળો, લીંબડો, ધાણા, રતાંજલિ અને પદ્મક (પદ્મકાષ્ઠ) એ પાંચ દ્રવ્યો મળીને ગડૂચ્યાદિ ગણ કહેવાય છે.

આ ગણ સર્વ પ્રકારના જ્વરો, મોળ, અરોચક, ઊલટી, તરશ તથા દાહને નષ્ટ કરે છે અને અગ્નિને પ્રદીપ્ત કરે છે. ૨૫

ઉત્પલાદિ ગણ અને તેના ગુણો

उत्पलरक्तोत्पलकुमुदसौगन्धिककुवलयपुण्डरीकाणि मधुकं चेति ॥
उत्पलादिरयं दाहपित्तरक्तविनाशनः ।
पिपासाविषहृद्रोगच्छर्दिमूर्च्छाहरो गणः ॥२६॥

નીલકમળ, રક્તકમળ, કુમુદ (પોયણું), સુગંધી નીલકમળ, જરા શ્યામ તથા જરા સફેદ રાત્રિવિકાસી કમળ, શ્વેત કમળ અને જેઠીમધ એ સાત દ્રવ્યો મળીને ઉત્પલાદિ ગણ કહેવાય છે.

આ ઉત્પલાદિ ગણ દાહ, પિત્ત, લોહીનો બગાડ, તરશ, વિષ, હૃદયના રોગો તથા ઊલટી અને મૂર્છા મટાડનાર છે. ૨૬

મુસ્તાદિ ગણ અને તેના ગુણો

मुस्ताहरिद्रादारुहरिद्राहरीतक्यामलकबिभीतककुष्ठहैमवतीवचापाठाकटुरोहिणीशार्ङ्गेष्टातिविषाद्राविडीभल्लातकानि चित्रकश्चेति ॥
एष मुस्तादिको नाम्ना गणः श्लेष्मनिषूदनः ।
योनिदोषहरः स्तन्यशोधनः पाचनस्तथा ॥२७॥

મોથ, હળદર, દારુહળદર, હરડે, આમળાં, બહેડાં, કઠ, ધોળી વજ, રાતી વજ, કાળીપાડ, કડુ, પીલુડી, અતિવિખ, એલચી, ભિલામું અને ચિત્રો એ સોળ દ્રવ્યો મળીને મુસ્તાદિ ગણ કહેવાય છે.

આ મુસ્તાદિ ગણ કફને તથા યોનિના દોષોને મટાડનાર, ધાવણને શુદ્ધ કરનાર અને પાચન છે. ૨૭

ત્રિફળા ગણ અને તેના ગુણો[1]

हरीतक्यामलकबिभीतकानि त्रिफला ॥
त्रिफला कफपित्तघ्नी मेहकुष्ठविनाशनी ।
चक्षुष्या दीपनी चैव विषमज्वरनाशनी ॥२८॥

હરડે, બહેડાં અને આમળાં એ ત્રણ દ્રવ્યો મળીને ત્રિફળા ગણ કહેવાય છે.

આ ત્રિફળા ગણ કફ, પિત્ત, પ્રમેહ, કોઢ તથા વિષમજ્વરને નષ્ટ કરનાર અગ્નિને દીપ્ત કરનાર તથા નેત્રોને હિતકારી છે. ૨૮

ત્રિકટુક ગણ અને તેના ગુણો

पिप्पलीमरिचशृङ्गवेराणि त्रिकटुकम् ॥
त्र्यूषणं कफमेदोघ्नं मेहकुष्ठत्वगामयान् ।
निहन्याद्दीपनं गुल्मपीनसाग्न्यल्पतामपि ॥२९॥

પીપર, મરી અને સૂંઠ એ ત્રણ દ્રવ્યો મળીને ત્રિકટુક અથવા ત્ર્યૂષણ ગણ કહેવાય છે.

આ ત્રિકટુક ગણ અગ્નિને પ્રદીપ્ત કરનાર છે અને કફ, મેદ, પ્રમેહ, કોઢ, ત્વચાના રોગો, ગોળો, શરદી અને અગ્નિની મંદતાને મટાડનાર છે. ૨૯

આમલક્યાદિ ગણ અને તેના ગુણો

आमलकीहरीतकीपिप्पल्यश्चित्रकश्चेति ॥
आमलक्यादिरित्येष गणः सर्वज्वरापहः ।
चक्षुष्यो दीपनो वृष्यः कफारोचकनाशनः ॥३०॥

આમળાં, હરડે, પીપર અને ચિત્રો એ ચાર દ્રવ્યો મળીને આમલક્યાદિ ગણ કહેવાય છે.

આ આમલક્યાદિ ગણ સર્વ પ્રકારના જ્વરોને, કફને તથા અરોચકને મટાડનાર છે, નેત્રોને હિતકારી છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે

[1] 'હારીતસંહિતામાં' ત્રિફળાના પ્રમાણમાં હરડે ૧ ભાગ, બહેડા ૨ ભાગ અને આમળાં ૩ ભાગ એમ પ્રમાણ લેવાનું કહ્યું છે. પ્ર.

અને વીર્યની વૃદ્ધિ કરનાર છે. ૩૦

ત્રપ્વાદિ ગણ અને તેના ગુણો

त्रपुसीसताम्ररजतकृष्णलोहसुवर्णानि लोहमलं चेति॥
गणस्त्रप्वादिरित्येष गरक्रिमिहरः परः।
पिपासाविषहृद्रोगपाण्डुमेहहरस्तथा॥

કથીર, સીસું, ત્રાંબુ, રૂપું, ગજવેલ, સોનું અને લોઢાનો કાટ[1] એ સાત દ્રવ્યો મળીને ત્રપ્વાદિ ગણ કહેવાય છે.

આ ત્રપ્વાદિ ગણ ઝેર તથા કીડાઓને મટાડવામાં બહુ ઉત્તમ છે અને તરસ, વિષસંબંધી રોગો, હૃદયના રોગો,[2] પાંડુરોગ તથા પ્રમેહને મટાડનાર છે. ૩૧

લાક્ષાદિ ગણ અને તેના ગુણો

लाक्षाऽऽरेवतकुटजाऽश्वमारकट्फलहरिद्राद्वयनिम्बसप्तच्छदमालत्यस्त्रायमाणा चेति॥
कषायस्तिक्तमधुरः कफपित्तार्तिनाशनः।
कुष्ठक्रिमिहरश्चैव दुष्टव्रणविशोधनः॥ ३२॥

લાખ, ગરમાળો, ઇંદ્રજવ, કણેર, કાયફળ, હળદર, દારુહળદર, લીમડો, સપ્તપર્ણ, માલતી અને ત્રાયમાણ એ અગિયાર દ્રવ્યો મળીને લાક્ષાદિ ગણ કહેવાય છે.

આ લાક્ષાદિ ગણ તૂરો, કડવો, મધુર, દુષ્ટ વ્રણોને શુદ્ધ કરનાર અને કફના તથા પિત્તના રોગોને, કોઢોને તથા કૃમિઓને નષ્ટ કરનાર છે. ૩૨

લઘુપંચમૂળ તથા બૃહત્પંચમૂળ ગણ અને તેમના ગુણો

पञ्च पञ्चमूलान्यत ऊर्ध्वं वक्ष्यामः। तत्र त्रिकण्टकबृहतीद्वयपृथक्पर्ण्यो विदारिगन्धा चेति कनीयः॥
कषायतिक्तमधुरं कनीयः पञ्चमूलकम्।
वातघ्नं पित्तशमनं बृंहणं बलवर्द्धनम्।
बिल्वाग्निमन्थटुण्टुकपाटलाकाश्मर्यश्चेति महत्।
सतिक्तं कफवातघ्नं पाके लघ्वग्निदीपनम्।
मधुरानुरसं चैव पञ्चमूलं महत्स्मृतम्॥ ३३॥

ગોખરુ, ઊભી ભોંરીંગણી, બેઠી ભોંરીંગણી, પૃશ્નિપર્ણી અને શાલિપર્ણી એ પાંચ દ્રવ્યો મળીને લઘુપંચમૂળ ગણ કહેવાય છે.[3]

આ લઘુપંચમૂળ ગણ તૂરો, કડવો, મધુર, પુષ્ટિ આપનાર, બળ વધારનાર અને વાયુના તથા પિત્તના રોગો શાંત કરનાર છે.

બીલી, અરણી, અરડૂસો, કાકચ અને સીવણ એ પાંચ દ્રવ્યો મળીને બૃહત્પંચમૂળ ગણ કહેવાય છે.

આ બૃહત્પંચમૂળ ગણ કડવા રસવાળો, કડવાને અનુસરતા મધુર રસવાળો, પાકમાં હલકો, અગ્નિને દીપ્ત કરનાર અને કફના તથા વાયુના રોગો નષ્ટ કરનાર છે. ૩૩

દશમૂલ ગણ અને તેના ગુણો

अनयोर्दशमूलमुच्यते॥
गणः श्वासहरो ह्येष कफपित्तानिलापहः।
आमस्य पाचनश्चैव सर्वज्वरविनाशनः॥ ३४॥

ઉપર કહેલાં લઘુપંચમૂળ અને બૃહત્પંચમૂળ એ દશ દ્રવ્યો મળીને દશમૂળ ગણ કહેવાય છે.

આ દશમૂળ ગણ શ્વાસ, કફ, પિત્ત, વાયુ તથા સર્વ પ્રકારના જ્વરોને હરનાર છે અને આમને પકાવનાર છે. ૩૪

---

૧ લોઢાનો કાટ વાપર્યો છે ચરકે પણ અયસ શબ્દ વાપર્યો છે લોહભસ્મ વપરાયેલી નથી રસમાત્રમા પારો ગંધક છે પ્ર.

૨ પાંડુરોગમા આ રીતે સુશ્રુતે પણ લોહ વાપરી છે, પરંતુ આ કાયચિકિત્સાનો વિષય હોવાથી ચરકનો સિદ્ધાંત વધુ માન્ય રાખવો, જેમા આમળા, હરડે, ગૌમૂત્ર વગેરે વાપરી રંજક પિત્ત સુધારવાની વાત છે પ્ર.

૩ આ ગણમા પૃશ્નિપર્ણી અને શાલિપર્ણીના પર્યાય શબ્દો ગુજરાતીમા મળતા નથી. કેટલાક વૈદ્યો આ ગણમા ગોખરુને બદલે એરંડો દાખલ કરે છે.

વલ્લીપંચમૂળ ગણ તથા કંટકપંચમૂળ ગણ અને તેના ગુણો

विदीरासारिवाजनीगुडूच्योऽजशृङ्गी चेति वल्लीसंज्ञः ॥

करमर्दीत्रिकण्टकसैरीयकशतावरीगृध्रनख्य इति कण्टकसंज्ञः ॥

रक्तपित्तहरौ ह्येतौ शोफत्रयविनाशनौ ।
सर्वमेहहरौ चैव शुक्रदोषविनाशनौ ॥३५॥

ફગવેલો, કપૂરી, હળદર, ગળો અને ચમાર-દૂધેલી[1] એ પાંચ વેલારૂપ દ્રવ્યો મળીને વલ્લી-પંચમૂળ ગણ કહેવાય છે.

કરમદાં, ગોખરુ, કાંટાઅશેળિયો, શતાવરી અને બોરડી એ પાંચ કાંટાવાળાં દ્રવ્યો મળીને કંટકપંચમૂળ ગણ કહેવાય છે.

આ વલ્લીપંચમૂળ ગણ અને કંટકપંચમૂળ ગણ ત્રણે દોષોના સોજાઓને, સર્વ પ્રકારના પ્રમેહોને, વીર્યના દોષોને અને રક્તપિત્તને નષ્ટ કરનારા છે. ૩૫

તૃણપંચમૂળ ગણ અને તેના ગુણો

कुशकाशनलदर्भकाण्डेक्षुका इति तृणसंज्ञकः ॥
मूत्रदोषविकारं च रक्तपित्तं तथैव च ।
अन्त्यः प्रयुक्तः क्षीरेण शीघ्रमेव विनाशयेत् ॥३६॥

ટૂંકા, કોમળ તથા સોય જેવાં પત્રવાળો દર્ભ, કાસડો, બરુ, પહોળો ખરસટ પત્રવાળો તથા લાંબો દર્ભ અને ધોળી શેરડી એ પાંચ દ્રવ્યો મળીને તૃણપંચમૂળ ગણ કહેવાય છે.

આ તૃણપંચમૂળ ગણનો દૂધની સાથે ઉપ-યોગ કરવામાં આવે, તો તેથી મૂત્રદોષના વિકારો તથા રક્તપિત્ત તુરત જ નષ્ટ થાય છે. ૩૬

[1] ચમારદૂધેલી વેલરૂપ છે અને આ ગણને છાજતા ગુણોવાળી છે મેઢાશીંગી કે જે મગડાશીંગી પણ કહેવાય છે, તે તો મોટા વૃક્ષરૂપ છે ચમારદૂધેલીના મેઢા, વિષા-ણિકા તથા શૃંગી એ ત્રણ નામો જોતા 'અજશૃંગી' એ નામ પણ બંધબેસતું જણાય છે.

લઘુ વગેરે પંચમૂળના જુદા જુદા સામાન્ય ગુણો

एषां वातहरावाद्यावन्त्यः पित्तविनाशनः ।
पञ्चकौ श्लेष्मशमनावितरौ परिकीर्तितौ ॥३७॥

લઘુપંચમૂળ અને બૃહત્પંચમૂળ એ બે ગણો વાયુને હરનારા છે. વલ્લીપંચમૂળ અને કંટક-પંચમૂળ એ બે ગણો કફને હરનારા છે અને તૃણપંચમૂળ ગણ પિત્તને હરનારો છે. ૩૭

त्रिवृदादिकमन्यत्रोपदेक्ष्यामः ॥३८॥

ત્રિવૃદાદિ ગણ બીજા સ્થળમાં કહેવામાં આવશે. ત્રિવૃદાદિ નામનો આડત્રીસમો ગણ ઉપર લખેલા સાડત્રીસ ગણોથી જુદો છે, તે અન્ય સ્થળમાં કહેવામાં આવશે. (આ પછીના અધ્યાય-નો ચોથો વિષય જુઓ.) ૩૮

ગણોનો યથાયોગ્ય ઉપયોગ

समासेन गणा ह्येते प्रोक्तास्तेषां तु विस्तरम् ।
चिकित्सितेषु वक्ष्यामि ज्ञात्वा दोषबलाबलम् ॥
एभिर्लेपान्कषायांश्च तैलं सर्पींषि पानकान् ।
प्रविभज्य यथान्यायं कुर्वीत मतिमान्भिषक् ॥३९॥

આ સાડત્રીસ ગણો સંક્ષેપથી કહેવામાં આવ્યા છે. એમનો ઉપયોગ ચિકિત્સાનાં પ્રકરણો-માં કહેવામાં આવશે. બુદ્ધિમાન વૈદ્યે દોષોના બળાબળની પરીક્ષા કર્યા પછી આ ગણોની વહેંચણી કરીને લેપો, ક્વાથો, હિમો, ફાંટા, સ્વરસો, તેલો, ઘી તથા પીવાનાં પીણાં વગેરે ઔષધો કરવાં. ૩૯

વૈદ્યે યોગ્ય ઘરમાં ઔષધોનો સંગ્રહ કરવો

धूमवर्षानिलक्लेदैः सर्वर्तुष्वनभिद्रुते ।
ग्राहयित्वा गृहे न्यस्येद्विधिनौषधसंग्रहम् ॥४०॥

વૈદ્યે ઔષધો મંગાવી, સઘળી ઋતુઓમાં જેને ધુમાડાથી, વરસાદથી, પવનથી કે ભીનાશથી કશી હરકત ન થતી હોય એવા ઘરમાં તે ઔષધો-નો સંગ્રહ રાખવો. ૪૦

ગણોનો ઉપયોગ કરવાની પદ્ધતિ

समीक्ष्य दोषभेदांश्च भिन्नान्मिश्रान्प्रयोजयेत् ।
पृथङ्मिश्रान्समस्तान्वा गणं वा व्यस्तसंहतम् ॥४१॥

દોષોના ભેદો કે જેઓ ઉત્તરતંત્રના ૬૬ મા અધ્યાયમાં કહેવાશે, તેમની તપાસ કરી રોગીના શરીરમાં એક દોષ જો બીજા દોષોના મિશ્રણ વગરનો જોવામાં આવે, તો એક ગણનો પ્રયોગ કરવો; જો બે દોષો મિશ્રણ થયેલા જોવામાં આવે તો બે ગણોનો પ્રયોગ કરવો અને જો ત્રણે દોષો મિશ્રિત થયેલા જોવામાં આવે, તો ત્રણ ગણોનો પ્રયોગ કરવો. (કેટલાક ગણો બબ્બે દોષોને ટાળનારા પણ છે.) ગણનાં દ્રવ્યોમાં જો બે, ત્રણ કે ચાર વગેરે દ્રવ્યોનો પ્રયોગ કરવો યોગ્ય જણાય તો તેમ કરવું અને સઘળાં દ્રવ્યોનો પ્રયોગ કરવો યોગ્ય જણાય તો તેમ કરવું. ૪૧

## અધ્યાય ૩૯ મો.

### ઉપક્રમ

अथातः संशोधनसंशमनीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'સંશોધનસંશમનીય[1]' નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુત ની પાસે કહેલુ છે. ૧

### વમનદ્રવ્યો

मदनकुटजजीमूतकेक्ष्वाकुधामार्गवकृतवेधनसर्षपविडङ्गपिप्पलीकरञ्जप्रपुन्नाडकोविदारकर्बुदारारिष्टाश्वगन्धाविदुलबन्धुजीवकश्वेताशणपुष्पीबिम्बीवचामृगेर्वारुश्चित्रा चेत्यूर्ध्वभागहराणि ॥ २ ॥

મીંઢળ, ઇંદ્રજવ, કુકડવેલ, કડવી તુંબડી, કડવાં તૂરિયાં, કડવી ઘિસોડી, સફેદ સર્ષપ, વાવડિંગ, પીપર, કરંજ, કુંવાડિયો, કંચનાર, ગુંદો, લીંબડો, આસોંદ, નેતર, બપોરિયો, ધોળી વજ, શણ, કડવી ઘોલી, રાતી વજ, ઇંદ્રવારણી અને ઉંદરકની આ દ્રવ્યો વમન કરાવનારાં[2] છે.

વમનમાં એ દ્રવ્યોના કયા કયા ભાગો લેવા?

तत्र कोविदारपूर्वेषां फलानि कोविदारादीनां मूलानि ॥ ३ ॥

મીંઢળથી કુંવાડિયા સુધીનાં દ્રવ્યોનાં ફળો લેવાં અને કંચનારથી ઉંદરકની સુધીનાં દ્રવ્યોનાં મૂળ લેવાં. ૩

### વિરેચન દ્રવ્યો

त्रिवृच्छ्यामादन्तीद्रवन्तीसप्तलाशङ्खिनीविषाणिकागवाक्षीच्छगलान्त्रीस्नुक्सुवर्णक्षीरीचित्रककिणिहीकुशकाशतिल्वककम्पिल्लकरम्यकपाटलापूगहरीतक्यामलकबिभीतकनीलिनीचतुरङ्गुलैरण्डपूतीकमहावृक्षसप्तच्छदार्का ज्योतिष्मती चेत्यधोभागहराणि ॥ ४ ॥

રાતાં મૂળવાળું નસોતર, ધોળું નસોતર, નેપાળો, નાનો નેપાળો, હાથલો, આંખફૂટામણી, મેંઢાશીંગી, ધોળાં ફૂલવાળી ઇંદ્રવારુણી, વરધારો, થોર, દારુડી અથવા પીળિયો, ચિત્રો, નાની માલકાંકણી, દર્ભ, કાસડો, તિલ્વક (મોટા લોધર), કંપિલો, બકાન, પાડલ, સોપારી, હરડે, આમળાં, બહેડાં, ગળી, ગરમાળો, એરંડો, ગુચ્છકરંજ, કંટાળા નામનો થોર, સપ્તપર્ણ, આકડો અને માલકાંકણી એટલાં દ્રવ્યો વિરેચન કરાવનારાં છે. (લોધરના ગુણોનું નિરૂપણ જોતાં તેમાં ગ્રાહીપણું જોવામાં આવે છે. મોટા લોધરનાં નામોમાં 'વિરેકી' શબ્દ છે, તેથી તેમાં વિરેચનપણું હશે? કોશમાં જોતાં 'તિલ્વક' એ નામ ઇંગોળિયાનું પણ નીકળે છે.) ૪

[1] સંશોધન તથા સંશમન દ્રવ્યોના નિરૂપણ વિષેનો. ૩૮ મા અધ્યાયમા રોગોની સામે થનારા દ્રવ્યો કહ્યા છે અને આ અધ્યાયમાં તો દોષોની સામે થનારા તથા પંચકર્મોમા ઉપયોગી સંશોધન—સંશમન દ્રવ્યોના જથાઓ કહેવાય છે એ ભેદ છે. (ડલ્હન)

[2] આ દ્રવ્યોમા કેટલાક દ્રવ્યો સાક્ષાત્ વમન કરાવનારા છે અને કેટલાક દ્રવ્યો વમનદ્રવ્યોમાં મળ્યા પછી વમન કરાવનારા છે. (ડલ્હન.)

વિરેચનમાં એ દ્રવ્યોના કયા કયા ભાગો લેવા ?

तत्र तिल्वकपूर्वेषां मूलानि । तिल्वकादीनां पाटलान्तानां त्वचः । कम्पिल्लकफलरजः । पूगादीनामेरण्डान्तानां फलानि । पूतीकारग्वधयोः पत्राणि । शेषाणां क्षीराणीति ॥ ५ ॥

રાતાં મૂળવાળા નસોતરથી લોધર સુધીનાં દ્રવ્યોનાં મૂળ લેવાં; લોધર, બકાન અને પાડલની છાલ લેવી; કપિલાના ફળનું ચૂર્ણ લેવું; સોપારીથી એરંડા સુધીનાં દ્રવ્યોનાં ફળો લેવાં; ગુચ્છકરંજ અને ગરમાળાનાં પાંદડાં લેવાં અને બાકીનાં દ્રવ્યોનું દૂધ લેવું. ૫

વમન તથા વિરેચન કરનારાં દ્રવ્યો

कोशातकी सप्तला शङ्खिनी देवदाली कारवेल्लिका चेत्युभयतोभागहराणि ॥ ६ ॥

કડવી ઘિસોડી, હાથલો, આંખફૂટામણી, કુકડવેલ અને કારેલી એટલાં દ્રવ્યો વમન પણ કરાવે છે અને વિરેચન પણ કરાવે[1] છે. ૬

બન્ને કામ કરનારાં દ્રવ્યોનો કયો ભાગ લેવો ?

एषां स्वरसा इति ॥ ७ ॥

એ દ્રવ્યોના સ્વરસો લેવા. ૭

શિરોવિરેચન એટલે માથામાંથી દોષને દૂર કરનારાં દ્રવ્યો

पिप्पलीविडङ्गापामार्गशिग्रुसिद्धार्थकशिरीषमरिचकरवीरबिम्बीगिरिकर्णिकाकिणिहीवचाज्योतिष्मतीकरञ्जार्कालर्कलशुनातिविषाशृङ्गवेरतालीशतमालसुरसार्जकेङ्गुदीमेषशृङ्गीमातुलुङ्गीसुरङ्गीपीलुजातीशालतालमधूकलाक्षाहिङ्गुलवणमद्यगोशकृद्रसमूत्राणीति शिरोविरेचनानि ॥ ८ ॥

પીપર, વાવડિંગ, અઘેડો, સરગવો, સફેદ સર્ષપ, સરસડિયો, મરી, કણેર, કડવી ઘોલી, ગરણી, નાની માલકાંકણી, વજ, મોટી માલકાંકણી, કરંજ, આકડો, સફેદ આકડો, લસણ, અતિવિખ, સૂંઠ, તાલીસ, તમાલ, તુલસી, જંગલી તુલસી, ઇંગોળિયો, મેંઢાશીંગી, જંગલી બિજોરું, રાતાં ફૂલોવાળો સરગવો, પીલુડી, માલતી, સાગ, તાડ, મહુડો, લાખ, હિંગ, લવણો, મદ્યો, ગાયના છાણનો રસ અને ગાયનું મૂત્ર એટલા પદાર્થો શિરોવિરેચન છે. ૮

શિરોવિરેચનમાં દ્રવ્યોના કયા ભાગો લેવા ?

तत्र करवीरपूर्वेषां फलानि । करवीरादीनामर्कान्तानां मूलानि । तालीशपूर्वेषां कन्दाः । तालीशादीनामर्जकान्तानां पत्राणि । इङ्गुदीमेषशृङ्ग्योस्त्वचः । मातुलुङ्गीसुरङ्गीपीलुजातीनां पुष्पाणि । शालतालमधूकानां साराः । हिंगुलाक्षे निर्यासौ । लवणानि पार्थिवविशेषाः । मद्यान्यासवसंयोगाः । गोमूत्रशकृद्रसौ मलाविति ॥ ९ ॥

પીપરથી મરી સુધીનાં દ્રવ્યોનાં ફળ લેવાં. કણેરથી સફેદ આકડા સુધીનાં દ્રવ્યોનાં મૂળ લેવાં. લસણથી સૂંઠ સુધીનાં દ્રવ્યોનાં કંદ લેવાં. તાલીસથી જંગલી તુલસી સુધીનાં દ્રવ્યોનાં પાંદડાં લેવાં. ઇંગોળિયો અને મેંઢાશીંગીની છાલ લેવી. જંગલી બિજોરું, રાતાં ફૂલવાળો સરગવો, પીલુડી અને માલતીનાં પુષ્પો લેવાં. સાગ, તાડ અને મહુડાના સાર લેવા. હિંગ અને લાખ એ ગુંદરરૂપ છે, માટે તેને જ લેવી. લવણો (લૂણો) પૃથ્વીના અવયવો છે, માટે તેઓને જ લેવાં. મદ્યો આસવોના સંયોગરૂપ છે, માટે તેઓને જ લેવાં. ગાયનું મૂત્ર અને ગાયના છાણનો રસ એ રસરૂપ છે, માટે તેને જ લેવાં. ૯

વાયુનાં સંશમન દ્રવ્યો

संशमनान्यत ऊर्ध्वं वक्ष्यामः—तत्र भद्रदारुकुष्ठहरिद्रावरुणमेषशृङ्गीबलातिबलार्तगलकच्छुराशल्लकीकुबेराक्षीवीरतरुसहचराग्निमन्थवत्सादन्येरण्डाश्म-

[1] ૧ કડવી ઘિસોડી વગેરે દ્રવ્યો નિયમથી બન્ને કામ કરનારાં છે અને ઇંદ્રવારણા વગેરે દ્રવ્યો તો પત્ર, પુષ્પ તથા મૂળ વગેરેના ભેદથી કોઈ વખતે વમન કરાવે છે અને કોઈ વખતે વિરેચન કરાવે છે. (ડલ્હન)

भेदकालर्कार्कशतावरीपुनर्नवावसुकवशिरकाश्चनक-भार्गीकार्पासीवृश्चिकालीपत्तूरवदरयवकोलकुलत्थ-प्रभृतीनिविदारिगन्धादिश्च द्वे चाद्ये पञ्चमूल्यौ समासेन वातसंशमनो वर्गः ॥ १० ॥

દેવદાર, કઠ, હળદર, વાયવરણાં, મેંઢાશીંગી, ખલદાણા, પીળાં ફૂલવાળી ખપાટ, કાળાં પુષ્પોવાળો કાંટાઅશેળિયો, કૌવચ, સાલેડા, કાકચ, વેલતરુ, પીળાં ફૂલવાળો કાંટાઅશેળિયો, અરણી, ગળો, એરંડો, પાષાણભેદ, સફેદ ફૂલનો આકડો, રાતાં ફૂલનો આકડો, શતાવરી, સાટોડી, શિવલિંગી, અઘેડો, ધંતૂરો, ભારંગી, હીરવણી, ચમારદૂધેલી, પતંગ, બોર, જવ, મોટાં બોર તથા કળથી ઇત્યાદિ પદાર્થો, વિદારીગંધાદિ ગણ, લઘુપંચમૂળ ગણ અને બૃહત્પંચમૂળ ગણ એ વાયુનું સંશમન કરનારાં છે. આ વાયુનું સંશમન કરનારો વર્ગ સંક્ષેપથી[1] કહ્યો છે. ૧૦

### પિત્તનાં સંશમન દ્રવ્યો

चन्दनकुचन्दनह्रीवेरोशीरमञ्जिष्ठापयस्याविदारीशतावरीगुन्द्राशैवालकह्लारकुमुदोत्पलकदलीदूर्वामूर्वाप्रभृतीनि काकोल्यादिर्न्यग्रोधादिस्तृणपञ्चमूलमिति समासेन पित्तसंशमनो वर्गः ॥

સુખડ, રતાંજલિ, અથવા પતંગ, વાળો, કાળા વાળાનું મૂળ, મજીઠ, ખરણેર, વિદારીકંદ, શતાવરી, મોથ, શેવાળ, કલ્હાર નામનું કમળ, કુમુદ નામનું રાત્રિવિકાસી કમળ, ઉત્પલ નામનું કમળ, કેળના અંકુર, ધ્રોખડ, તથા મૂર્વા આદિ દ્રવ્યો, કાકોલ્યાદિ ગણ, ન્યગ્રોધાદિ ગણ અને તૃણપંચમૂળ ગણ એ પિત્તનું સંશમન કરનારાં છે. આ પિત્તનું સંશમન કરનારો વર્ગ સંક્ષેપથી કહ્યો છે.[2] ૧૧

### કફનાં સંશમન દ્રવ્યો

कालेयकागुरुतिलपर्णीकुष्ठहरिद्राशीतशिवशतपुष्पासरलारास्नाप्रकीर्योदकीर्यङ्गुदीसुमनःकाकादनीलाङ्गलकीहस्तिकर्णमुञ्जातकलामकज्जप्रभृतीनि वल्लीकण्टकपञ्चमूल्यौ पिप्पल्यादिर्बृहत्यादिर्मुष्ककादिर्वचादिः सुरसादिरारग्वधादिरिति समासेन श्लेष्मसंशमनो वर्गः ॥ १२ ॥

પીળી સુખડ, અગરુ, તલવણી, કઠ, હળદર, કપૂર, અથવા પથ્થરફૂલ, સુવા, નસોતર, રાસ્ના, કરંજ, ગુચ્છકરંજ, ઇંગોળિયો, જાઈ, દૂધિયો વછનાગ, રાતો એરંડો, નાનું મુંજ નામનું ખડ તથા વાળો ઇત્યાદિ દ્રવ્યો, વલ્લીપંચમૂળ ગણ, કંટકપંચમૂળ ગણ, પિપ્પલ્યાદિ ગણ, બૃહત્યાદિ ગણ, મુષ્કકાદિ ગણ, વચાદિ ગણ, સુરસાદિ ગણ અને આરગ્વધાદિ ગણ એ કફનું સંશમન કરનારાં છે. આ કફનું સંશમન કરનારો વર્ગ સંક્ષેપથી કહ્યો.[3] ૧૨

### સંશોધન તથા સંશમન દ્રવ્યોની માત્રા

तत्र सर्वाण्येवौषधानि व्याध्यग्निपुरुषबलान्यभिसमीक्ष्य विदध्यात् । तत्र व्याधिबलादधिकमौषधमुपयुक्तं तमुपशमय्य व्याधिं व्याधिमन्यमावहति । अग्निबलादधिकमजीर्णं विष्टभ्य वा पच्यते । पुरुषबलादधिकं ग्लानिमूर्छामदानावहति संशमनम् । एवं संशोधनमतिपातयति । हीनमेभ्यो दत्तमकिंचित्करं भवति । तस्मात्सममेव विदध्यात् ॥ १३ ॥

વૈદ્યે વ્યાધિના, અગ્નિના અને પુરુષના બળને સારી પેઠે જોઈ–વિચારીને સઘળાં ઔષધોની યોજના કરવી. જો સંશમન ઔષધ વ્યાધિના બળના પ્રમાણ કરતાં અધિક આપવામાં આવે, તો તે એ વ્યાધિને શાંત કરીને બીજા વ્યાધિ

૧ આથી એમ જણાવ્યું કે આટલા જ દ્રવ્યો વાયુનાં સંશમન છે એમ સમજવું નહિ

૨ ચંદન આદિ દ્રવ્યો ગણોમાં આવી ગયા છતાં પણ જુદાં લખ્યાં છે, તેથી એમ જણાવ્યું છે કે એમાંના એચાર પણ પોતાનું કાર્ય સારી રીતે કરી શકે છે.

૩ આથી એમ જણાવ્યું કે આટલા જ દ્રવ્યો કફનું સંશમન કરનારાં છે એમ સમજવું નહિ.

ઉત્પન્ન કરે છે;[1] જો અગ્નિના બળના પ્રમાણ કરતાં અધિક આપવામાં આવે તો અજીર્ણ ઉત્પન્ન કરે છે અથવા લાંબા કાળ સુધી સ્થિર રહી પાકે છે અને પુરુષના બળના પ્રમાણ કરતાં અધિક આપવામાં આવે, તો ગ્લાનિ, મૂર્છા તથા મદ ઉત્પન્ન કરે છે. એ પ્રમાણેજ સંશોધન ઔષધ પણ જો અધિક આપવામાં આવે, તો ઉપર પ્રમાણે કરે છે, અને તે ઉપરાંત રોગીના બળને બહુ જ હાનિ પહોંચાડે છે. એ ઔષધો વ્યાધિના, અગ્નિના તથા પુરુષના બળથી ઓછાં આપવામાં આવે, તો અલ્પ ગુણ કરનારાં અથવા નકામાંજ થઈ પડે છે; માટે જે ઔષધ દેવું તે સમ જ ( રોગથી વિષમ જ ) દેવું. ૧૩

નબળા રોગીને બળવાન સંશોધન ન દેવું

भवन्ति चात्र ॥

रोगे शोधनमाघ्ये तु यो भवेद्दोपदुर्बलः ।
तस्मै दद्याद्भिपक्प्राज्ञो दोपप्रच्यावनं मृदु ॥१४॥

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે : 'રોગ સંશોધનથી મટે એવો હોય અને રોગી ઉપવાસાદિકથી નહિ, પણ દોષોથી નબળો થયેલો હોય, તો તેને વિદ્વાન વૈદ્યે કોમળ વીર્યવાળું ગરમાળા વગેરે સંશોધન દેવું.

નબળા થયેલા રોગીને સંશોધન ક્યારે દેવું ?

चले दोपे मृदौ कोष्ठे नेक्षेतात्र बलं नृणाम् ।
अव्याधिदुर्बलस्यापि शोधनं हि तदा भवेत् ॥
स्वयं प्रवृत्तदोपस्य मृदुकोष्ठस्य शोधनम् ।
भवेदल्पबलस्यापि प्रयुक्तं व्याधिनाशनम् ॥१५॥

રોગી વ્યાધિથી નહિ પણ ઉપવાસાદિકથી નબળો થયેલો હોય, પરંતુ જો તેનો દોષ સ્થાનથી ચલિત થયો હોય અને કોઠો કોમળ હોય, તો તેને સંશોધન દેવામાં બળ ઉપર લક્ષ્ય ન આપવું; કેમ કે એ સ્થિતિમાં સંશોધન હિતકારી છે. રોગી અલ્પ બળવાળો હોય, પરંતુ તેનો દોષ પોતાની મેળે જ સ્થાનથી ચલિત થયો હોય અને કોઠો કોમળ હોય તો દેવામાં આવેલું સંશોધન વ્યાધિને નષ્ટ કરનારું થાય છે. ૧૫

વ્યાધિ, અગ્નિ તથા રોગી મધ્ય બળવાળાં હોય તો ઔષધોની માત્રા

व्याध्यादिषु तु मध्येषु क्राथस्याञ्जलिरिष्यते ।
बिडालपदकं चूर्णं देयः कल्कोऽक्षसंमितः ॥ १६ ॥

વ્યાધિ, અગ્નિ તથા રોગી મધ્યમ બળવાળાં હોય, તો ક્વાથની માત્રા સોળ તોલાભાર દેવી, ચૂર્ણની માત્રા એક તોલાભાર દેવી અને કલ્કની માત્રા પણ એક તોલાભાર જ દેવી. (જો વ્યાધિ, અગ્નિ તથા રોગી હીન બળવાળાં હોય, તો એ માત્રાઓ ઓછી કરવી અને અધિક બળવાળાં હોય તો એ માત્રાઓ વધારવી.) ૧૬

## અધ્યાય ૪૦ મો

ઉપક્રમ

अथातो द्रव्यरसगुणवीर्यविपाकविज्ञानीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'દ્રવ્યરસગુણવીર્યવિપાકવિજ્ઞાનીય'[2] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

કેટલાકના મતમાં દ્રવ્ય પ્રધાન છે

केचिदाचार्या ब्रुवते द्रव्यं प्रधानम् । कस्मात् ? व्यवस्थितत्वादिह खलु द्रव्यं व्यवस्थितं न रसादयो यथाऽऽमे फले ये रसादयस्ते पक्के न सन्ति । नित्य-

૧ એટલા માટે જ્યાં અતિ દુબળાપણું હોય અને શોધનક્રિયા સહન ન જ થઈ શકે તેમ હોય, ત્યાં જ સંશમન ઔષધનો ઉપયોગ કરવો—એ રોગના દોષને દબાવવાનો ઉપાય છે, દોષને બહાર કાઢવાનો નહિ પ્ર

૨ દ્રવ્યોના મધુર આદિ રસોના, શીતોષ્ણાદિક ગુણોના, તે તે દ્રવ્યોના પ્રભાવોના અને પરિપાકસમયમાં જે ગ્સાતરો થાય છે, તેઓના વિશેષ જ્ઞાન વિષેનો

त्वाच्च नित्यं हि द्रव्यमनित्या गुणा यथा कल्कादिप्रविभागः। स एव सम्पन्नरसगन्धो व्यापन्नरसगन्धो वा भवति। स्वजात्यवस्थानाच्च यथा हि पार्थिवं द्रव्यमन्यभावं न गच्छत्येवं शेषाणि। पञ्चेन्द्रियग्रहणाच्च पञ्चभिरिन्द्रियैर्गृह्यते द्रव्यं न रसादयः। आश्रयत्वाच्च द्रव्यमाश्रिता रसादयो भवन्ति। आरम्भसामर्थ्याच्च द्रव्याश्रित आरम्भो यथा—विदारिगन्धादिमाहृत्य संक्षुद्य विपचेदित्येवमादिषु न रसादिष्वारम्भः। शास्त्रप्रामाण्याच्च शास्त्रे हि द्रव्यं प्रधानमुपदेशे हि योगानां यथा—मातुलुङ्गाग्निमन्थौ चेत्यादौ न रसादय उपदिश्यन्ते। क्रमापेक्षितत्वाच्च रसादीनां रसादयो हि द्रव्यक्रममपेक्षन्ते यथा तरुणे तरुणाः संपूर्णे संपूर्णा इति। एकदेशसाध्यत्वाच्च द्रव्याणामेकदेशेनापि व्याधयः साध्यन्ते यथा महावृक्षक्षीरेणेति। तस्माद् द्रव्यं प्रधानम्। द्रव्यलक्षणं तु क्रियागुणवत्समवायिकारणमिति ॥ २॥

કેટલાક આચાર્યો કહે છે · 'દ્રવ્ય, રસ,[1] ગુણ,[2] વીર્ય[3] અને વિપાક[4]માં દ્રવ્ય જ પ્રધાન છે. આ વિષયમાં પહેલું કારણ એ છે કે દ્રવ્ય એનું એ જ રહે છે અને રસાદિક એના એ જ ન રહેતાં બદલાઈ જાય છે. જેમ કે આંબા વગેરેનું ફળ એનું એ જ રહે છે અને રસાદિક, જેવા કાચા ફળમાં હોય છે તેવા પાકા ફળમાં હોતા નથી. **બીજું કારણ** એ છે કે દ્રવ્ય નિત્ય છે અને ગુણો અનિત્ય છે. જેમ કે કલ્ક, સ્વરસ તથા ક્વાથ વગેરે પદાર્થ એનો એ રહે છે, પણ તે પદાર્થમાં રસ તથા ગંધ અમુક કાળમાં જેવા જોઈએ તેવા રહે છે અને અમુક કાળમાં બગડી જાય છે. **ત્રીજું કારણ** એ છે કે દ્રવ્ય પોતાની જે પાર્થિવ આદિ જાતિમાં હોય તે જાતિમાં જ રહે છે, પણ બીજી જાતિને પ્રાપ્ત થતું નથી. જેમ કે જે દ્રવ્ય પૃથ્વી સંબંધી હોય તે પૃથ્વી સંબંધી જ રહે છે પણ જલ સંબંધી, અગ્નિ સંબંધી, વાયુ સંબંધી કે આકાશ સંબંધી થઈ જતું નથી; તેમજ જે દ્રવ્ય જલ સંબંધી હોય તે જલ સંબંધી જ રહે છે; પણ પૃથ્વી સંબંધી અગ્નિ સંબંધી, વાયુ સંબંધી કે આકાશ સંબંધી થઈ જતું નથી. આ પ્રમાણે જ· અગ્નિ સંબંધી, વાયુ સંબંધી તથા આકાશ સંબંધી દ્રવ્યો વિષે સમજી લેવું. **ચોથું કારણ** એ છે કે દ્રવ્યોનુ પાંચે ઇંદ્રિયોથી ગ્રહણ થાય છે અને રસ, ગુણ, વીર્ય તથા વિપાકનું પાંચે ઇંદ્રિયોથી ગ્રહણ થતું નથી; પણ અમુક અમુક ઇંદ્રિયોથી જ ગ્રહણ થાય છે. **પાંચમું કારણ** એ છે કે દ્રવ્ય જ રસના, ગુણના, વીર્યના તથા વિપાકના આશ્રયરૂપ છે; પણ રસ, ગુણ, વીર્ય કે વિપાક દ્રવ્યના આશ્રયરૂપ નથી. **છઠ્ઠું કારણ** એ છે કે જે કલ્ક તથા ક્વાથ વગેરેની બનાવટ થાય છે તે દ્રવ્યના આશ્રયથી જ થાય છે; પણ રસાદિકના આશ્રયથી થતી નથી. જેમ કે 'શાલિપર્ણી આદિ ઔષધને લાવી કૂટીને પકાવવું' વગેરે

---

૧ મધુર, અમ્લ, કટુ, તિક્ત, લવણ અને કષાય એ ૭ રસો કહેવાય છે

૨ શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ, મંદ, તીક્ષ્ણ, ગુરુ, લઘુ, પિચ્છિલ, વિશદ, શ્લક્ષ્ણ, પરુષ, કઠિન, મૃદુ, દ્રવ, સાંદ્ર, સ્થિર, સર, સ્થૂલ અને સૂક્ષ્મ એ વીશ ગુણો કહેવાય છે. (આ સ્થાનના ૪૬મા અધ્યાયના ૨૪૧મા વિષયમા આ જ ગુણો થોડા ફેરફારથી જણાવ્યા છે (ડલ્હન)

૩ એમાના શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ, વિશદ, પિચ્છિલ, મૃદુ અને તીક્ષ્ણ એ આઠ ગુણો વીર્ય કહેવાય છે, ગુણોથી વીર્યોમા જુદાઈ છે. જુઓ કે જે ગુણો આમળીમા છે તે જ ગુણો હરડેમા છે; પરંતુ આમળી શીતવીર્ય છે અને હરડે ઉષ્ણવીર્ય છે. દ્રવ્ય, રસ ગુણ અને વિપાક એ જે કામ કરી શકતા નથી તે કામને કરનારો જે પ્રભાવ હોય છે તે વીર્ય છે. (ડલ્હન)

૪ દ્રવ્ય પરિપાકના સમયમા પોતાના સ્વાભાવિક રસને છોડી દઈને જે રસાંતરને પ્રાપ્ત થાય છે તે રસ તદ્વિપાક કહેવાય છે. (ડલ્હન)

વાક્યો પ્રમાણે દ્રવ્યને જ લાવી કૂટીને તેને પકાવી શકાશે; પણ રસાદિકને લાવી કૂટીને તેને પકાવી શકાશે નહીં. સાતમું કારણ એ છે કે શાસ્ત્રમાં પણ તે યોગોના ઉપદેશમાં દ્રવ્યોનાં જ નામો આપેલાં છે; પણ રસાદિકનાં નામો આપેલાં નથી. જેમ કે અમુક યોગમાં બિલ્લેરુ અને અરણીને મિશ્રિત કરવાં અને અમુક યોગમાં અમુક દ્રવ્યોને મિશ્રિત કરવાં ઇત્યાદિ લખ્યું છે; પણ અમુક યોગમાં અમુક રસોને, અમુક ગુણોને, અમુક વીર્યોને કે અમુક વિપાકોને મિશ્રિત કરવાં એમ લખ્યું નથી. આઠમું કારણ એ છે કે રસ, ગુણ, વીર્ય અને વિપાકને દ્રવ્યના ક્રમની અપેક્ષા છે; પણ દ્રવ્યને એમના ક્રમની અપેક્ષા નથી. જેમ કે દ્રવ્ય નવું હોય ત્યારે એ સઘળા નવા હોય છે અને દ્રવ્ય સંપૂર્ણ હોય, ત્યારે એ સઘળા સંપૂર્ણ હોય છે. નવમું કારણ એ છે કે અમુક વ્યાધિઓને દ્રવ્યનો એક ભાગ પણ મટાડે છે; પરંતુ રસનો, ગુણનો, વીર્યનો કે વિપાકનો એક ભાગ કોઈ વ્યાધિને મટાડે છે એમ નથી. જેમ કે થોરના એકલા દૂધનો જ ઉપયોગ કરવાથી કોઈ વ્યાધિ મટે છે, તેમ રસાદિકના એકલા અમુક ભાગનો જ ઉપયોગ કરવાથી કોઈ વ્યાધિ મટે છે એ સંભવિત નથી. રસાદિક પદાર્થો ભાગ વગરના જ છે. આ નવ કારણોથી સિદ્ધ થયું કે દ્રવ્ય જ પ્રધાન છે.' ક્રિયાઓવાળું, ગુણોવાળું અને ઘટપટાદિ પદાર્થોમાં સમવાયી (ઉપાદાન) કારણરૂપે રહેનારું જે હોય છે તે દ્રવ્ય કહેવાય છે, એ દ્રવ્યનું લક્ષણ છે. ૨

### કેટલાકના મતમાં રસની પ્રધાનતા

नेत्याहुरन्ये। रसास्तु प्रधानम्। कस्मात्? आगमात् आगमो हि शास्त्रमुच्यते, शास्त्रे हि रसा अधिकृता यथा-रसायत्त आहार इति तस्मिंश्च प्राणाः। उपदेशाच्चोपदिश्यन्ते हि रसा यथा—मधुराम्ललवणा वातं शमयन्ति। अनुमानाच्च रसेन ह्यनुमीयते द्रव्यं यथा मधुरमिति। ऋषिवचनाच्च ऋषिवचनं वेदो यथा किंचिदिज्यार्थं मधुरमाहरेदिति। तस्माद्रसाः प्रधानम् ॥ ३ ॥

કેટલાક આચાર્યો દ્રવ્યોની પ્રધાનતા માનતા નથી, પણ રસોની પ્રધાનતા માને છે. તેઓ કહે છે કે, 'રસો જ પ્રધાન છે.' આ વિષયમાં પહેલું કારણ એ છે કે આગમમાં રસોની પ્રધાનતા માનેલી છે. આગમ અને શાસ્ત્ર એ બે પર્યાય શબ્દો છે. 'આહાર રસોને આધીન છે અને પ્રાણો આહારને આધીન છે' ઇત્યાદિ શાસ્ત્રવચનોથી સિદ્ધ થાય છે કે, શાસ્ત્રોએ રસોની જ પ્રધાનતા સ્વીકારેલી છે. બીજું કારણ એ છે કે ચિકિત્સાશાસ્ત્રમાં પણ 'મધુર, અમ્લ અને લવણ એ રસો વાયુને શાંત કરે છે' ઇત્યાદિ વાક્યોથી રસોનો ઉપદેશ મુખ્ય કરેલો છે. ત્રીજું કારણ એ છે કે, રસો ઉપરથી જ દ્રવ્યોની મધુરતા વગેરેનું અનુમાન થાય છે; જેમ કે મધુર રસ અનુભવમાં આવવાથી અનુમાન કરવામાં આવે છે કે, 'આ દ્રવ્ય મધુર છે.' ચોથું કારણ એ છે કે, 'યજન કરવાને માટે થોડોક મધુર રસ લાવવો' એવાં વેદવચનથી પણ રસનું પ્રાધાન્ય સિદ્ધ થાય છે. આ કારણોથી સિદ્ધ થયું કે રસો જ પ્રધાન છે.' ૩

### ગુણો પ્રધાન છે એ જણાવવાની જરૂર નથી

रसेषु गुणसंज्ञा। रसलक्षणमन्यत्रोपदेक्ष्यामः॥४॥

જેમ દ્રવ્યની અને રસોની પ્રધાનતા વિષે જુદા જુદા વાદો લખ્યા અને વીર્યની તથા વિપાકની પ્રધાનતાના વાદો હવે પછી જુદા જુદા લખવામાં આવશે, તેમ ગુણોની પ્રધાનતાનો વાદ જુદો લખવાની જરૂર નથી; કારણ કે રસ, વીર્ય અને વિપાક એ એક જાતના ગુણો જ છે; માટે તેમની પ્રધાનતાનો વાદ જ ગુણોની પ્રધાનતાનો વાદ છે. રસોનાં લક્ષણો આ સૂત્ર-

સ્થાનના 'રસવિશેષવિજ્ઞાનીય' નામના ૪૨ મા અધ્યાયમાં આવશે. ૪

કેટલાકના મતમાં વીર્યની પ્રધાનતા

नेत्याहुरन्ये। वीर्यं प्रधानमिति। कस्मात् ? तद्वशेनौषधकर्मनिष्पत्तेः। इहौषधकर्माण्यूर्ध्वाधोभागोभयभागसंशोधनसंशमनसंग्राहकाग्निदीपनप्रपीडनलेखनबृंहणरसायनवाजीकरणश्वयथुकरविलयनदहनदारणमादनप्राणघ्नविषप्रशमनानि वीर्यप्राधान्याद्भवन्ति। तच्च वीर्यं द्विविधमुष्णं शीतं चाग्नीषोमीयत्वाज्जगतः। केचिदष्टविधमाहुरुष्णं शीतं स्निग्धं रूक्षं विशदं पिच्छिलं मृदु तीक्ष्णं चेत्येतानि वीर्याणि स्वबलगुणोत्कर्षाद्रसमभिभूयात्मकर्म कुर्वन्ति। यथा तावन्महत्पञ्चमूलं कषायं तिक्तानुरसं वातं शमयत्युष्णवीर्यत्वात्तथा कुलत्थः कषायः कटुकः पलाण्डुः स्नेहभावाच्च। मधुरश्चेक्षुरसो वातं वर्द्धयति शीतवीर्यत्वात्। कटुका पिप्पली पित्तं शमयति मृदुशीतवीर्यत्वादम्लमामलकं लवणं सैन्धवं च। तिक्ता काकमाची पित्तं वर्द्धयत्युष्णवीर्यत्वान्मधुरा मत्स्याश्च। कटुकं मूलकं श्लेष्माणं वर्द्धयति स्निग्धवीर्यत्वात्। अम्लं कपित्थं श्लेष्माणं शमयति रूक्षवीर्यत्वान्मधुरं क्षौद्रं च। तदेतन्निदर्शनमात्रमुक्तम्॥

भवन्ति चात्र॥

ये रसा वातशमना भवन्ति यदि तेषु वै।
रौक्ष्यलाघवशैत्यानि न ते हन्युः समीरणम्॥
ये रसाः पित्तशमना भवन्ति यदि तेषु वै।
तैक्ष्ण्यौष्ण्यलघुताश्चैव न ते तत्कर्मकारिणः॥
ये रसाः श्लेष्मशमना भवन्ति यदि तेषु वै।
स्नेहगौरवशैत्यानि बलासं वर्द्धयन्ति ते॥
तस्माद्वीर्यं प्रधानमिति॥५॥

કેટલાક આચાર્યો દ્રવ્યોની કે રસોની પ્રધાનતા માનતા નથી, પણ વીર્યની જ પ્રધાનતા માને છે; કારણ કે ઔષધોનાં કર્મોની સિદ્ધિ વીર્યને લીધે જ થાય છે. આ ચિકિત્સાશાસ્ત્રમાં ઔષધોનાં વમન, વિરેચન, ઉભય ભાગ સંશોધન (વમન તથા વિરેચન એ બન્ને), સંશમન, સંગ્રહણ, અગ્નિદીપન, પ્રપીડન (દબાવવું), લેખન (દોષોનું ઉખેડી તથા ખોતરીને પાતળાપણું કરવું), બૃંહણ (શરીરની પુષ્ટિ કરવી), રસાયન (યૌવનનું સ્થાપન વગેરે), વાજીકરણ, શ્વયથુકરણ (સોજો કરવો), વિલયન (સોજાને નરમ પાડવો), દહન, દારણ (ચીરવું), મદ કરવો, પ્રાણ હરવા અને વિષનું શમન કરવું, ઇત્યાદિ કામો વીર્યના પ્રાધાન્યથી જ થાય છે. એ વીર્ય ઉષ્ણ અને શીત એમ બે પ્રકારનું છે; કારણ કે સઘળું જગત અગ્ન્યાત્મક અને સોમાત્મક જ છે. કેટલાક આચાર્યો ઉષ્ણ, શીત, સ્નિગ્ધ, રૂક્ષ, વિશદ, પિચ્છિલ, મૃદુ અને તીક્ષ્ણ એ રીતે વીર્યને આઠ પ્રકારનું માને છે. આ વીર્યો પોતાનાં બળોના અને પોતાના ગુણોના ઉત્કર્ષથી રસનો પરાભવ કરીને પોતાનું કામ કરે છે; જેમ કે બૃહત્પંચમૂળ ગણ તૂરા રસવાળો અને કડવા અનુરસવાળો હોવાથી વાયુને વધારનારો સંભવતાં છતાં પણ ઉષ્ણ વીર્યપણાને લીધે વાયુને શાંત કરે છે. તેમ જ કળથી તૂરા રસવાળી અને ડુંગળી (કાંદા) તીખા રસવાળી હોવાને લીધે વાયુને વધારનારી સંભવતાં છતાં પણ ઉષ્ણ તથા સ્નિગ્ધ વીર્યવાળી હોવાને લીધે વાયુને શાંત કરે છે. શેરડીનો રસ મધુર હોવાથી વાયુનો નાશ કરનાર–શત્રુ સંભવતાં છતાં પણ શીતવીર્ય હોવાને લીધે વાયુને વધારે છે. પીપર તીખી, આમળું ખાટું અને સિંધવ ખારું હોવાને લીધે પિત્તને વધારનારાં સંભવતાં છતાં પણ મૃદુ તથા શીત વીર્યવાળાં હોવાને લીધે પિત્તને શાંત કરે છે. પીલુડી[1] કડવી હોવાથી

[1] બીજા આચાર્યોએ પીલુડીને ઉષ્ણ વીર્ય માનીને પિત્તને વધારનારી ગણી છે, પણ આ ગ્રંથના આચાર્યે તો સમશીતોષ્ણ ગણીને ત્રણે દોષોને હણનારી જ માની છે

અને માછલાં મધુર હોવાથી પિત્તનો નાશ કરનાર સંભવતાં છતાં પણ ઉષ્ણ વીર્યપણાને લીધે પિત્તને વધારે છે. મોટા મૂળા[1] તીખા હોવાથી કફનો નાશ કરનાર સંભવતાં છતાં પણ સ્નિગ્ધ વીર્યવાળા હોવાને લીધે કફને વધારે છે. કોઠું ખાટું અને મધ મધુર[2] હોવાથી કફને વધારનાર સંભવતાં છતાં પણ રૂક્ષ વીર્યવાળાં હોવાને લીધે કફને શાંત કરે છે. આ જે કહ્યું, તે કેવળ દિક્પ્રદર્શન માત્ર છે.

આ સ્થળના શ્લોકોમાં કેટલાક વૈદ્યો કહે છે: 'જેમ ઉપર પ્રમાણે અમુક વીર્યો અમુક દ્રવ્યોમાં પોતાનાં હોવાથી એટલે અન્વયથી ઉપકાર કરે છે, તેમ અમુક વીર્યો અમુક રસોમાં પોતાનાં નહિ હોવાથી એટલે વ્યતિરેકથી પણ ઉપકાર કરે છે; જેમ કે મધુર, ખાટો અને ખારો એ ત્રણ રસો કે જેઓ વાયુને શાંત કરનારા છે, તેઓમાં જો રૂક્ષતા, લઘુતા કે શીતતા હોય, તો તે રસો વાયુને હણી શકે જ નહિ. મધુર, તિક્ત (કડવો) તથા તૂરો એ ત્રણ રસો કે જેઓ પિત્તને શાંત કરનારા છે, તેઓમાં તીક્ષ્ણતા, ઉષ્ણતા કે લઘુતા હોય, તો તે રસો પિત્તને હણી શકે જ નહિ. તેમ જ કટુ (તીખો), તિક્ત, (કડવો) અને તૂરો એ ત્રણ રસો કે જેઓ કફને હણનારા છે, તેઓમાં સ્નિગ્ધતા, ગુરુતા કે શીતતા હોય તો તેઓ કફને વધારે. (આ જ વિષયમાં લઘુ તથા ગુરુને વીર્યોમાં ગણેલાં નથી છતાં તે અહીં ગણ્યાં છે તે મતાંતરથી ગણ્યાં હશે એમ જણાય છે.)'

આ કારણોથી સિદ્ધ થયું કે વીર્ય જ પ્રધાન છે.

૧ નાના મૂળા તો ત્રણે દોષોને હણનારા છે,

૨ લગભગ બધા જ મધુર રસો કફ વધારનાર છે, પણ મધ નથી. પ્ર.

### કેટલાકના મતે વિપાકની પ્રધાનતા

नेत्याहुरन्ये । विपाकः प्रधानमिति कस्मात् ? सम्यङ्मिथ्याविपाकत्वादिह सर्वद्रव्याण्यभ्यवहृतानि सम्यङ्मिथ्याविपक्वानि गुणं दोषं वा जनयन्ति । तत्राहुरन्ये प्रतिरसं पाक इति । केचित् त्रिविधमिच्छन्ति मधुरमम्लं कटुकं चेति । तत्तु न सम्यग्भूतगुणादागमाच्चाम्लो विपाको नास्ति पित्तं हि विदग्धमम्लतामुपैत्यग्नेर्मन्दत्वात् । यद्येवं लवणोऽप्यन्यः पाको भविष्यति श्लेष्मा हि विदग्धो लवणतामुपैति । मधुरो मधुरस्याम्लोऽम्लस्यैवं सर्वेषामिति केचिदाहुर्दृष्टान्तं चोपदिशन्ति यथा—तावत्क्षीरं स्थालीगतमभिपच्यमानं मधुरमेव स्याद्यथा वा शालियवमुद्गादयः प्रकीर्णाः स्वभावमुत्तरकालेऽपि न परित्यजन्ति तद्वदिति । केचिद्वदन्त्यबलवन्तो बलवतां वशमायान्तीत्येवमनवस्थितिस्तस्मादसिद्धान्त एषः । आगमे हि द्विविध एव पाको मधुरः, कटुकश्च । तयोर्मधुराख्यो गुरुः कटुकाख्यो लघुरिति । तत्र पृथिव्यप्तेजोवाय्वाकाशानां द्वैविध्यं भवति गुणसाधर्म्याद्गुरुता लघुता च । पृथिव्यापश्च गुर्व्यः शेषाणि लघूनि तस्माद् द्विविध एव पाक इति ॥

भवन्ति चात्र ॥

द्रव्येषु पच्यमानेषु येष्वम्बुपृथिवीगुणाः ।
निर्वर्तन्तेऽधिकास्तत्र पाको मधुर उच्यते ॥
तेजोऽनिलाकाशगुणाः पच्यमानेषु येषु तु ।
निर्वर्तन्तेऽधिकास्तत्र पाकः कटुक उच्यते ॥६॥

કેટલાક આચાર્યો દ્રવ્યોની, રસોની કે વીર્યોની પ્રધાનતા માનતા નથી, પણ વિપાકની જ પ્રધાનતા માને છે; કારણ કે ખાવામાં આવતાં સર્વ દ્રવ્યો સારી રીતે વિપાક પામે તો ગુણને ઉત્પન્ન કરે છે અને મિથ્યા વિપાક પામે તો દોષને ઉત્પન્ન કરે છે. આ વિષયમાં કેટલાક કહે છે કે દરેક રસનો જુદો જુદો વિપાક થાય છે. કેટલાક કહે છે કે મધુર, અમ્લ (ખાટો) અને કટુક

(તીખો) એમ ત્રણ જ વિપાકો થાય છે, પણ એ ત્રણ વિપાકો માનવા યોગ્ય નથી; કારણ કે મહાભૂતોના ગુણોનો તથા શાસ્ત્રનો વિચાર કરતાં 'અમ્લવિપાક થતો જ નથી' એમ જણાય છે. એ અગ્નિના મંદપણાને લીધે વિદાહ પામેલા પિત્તનો જે અમ્લપાક થાય છે તેને વિપાકરૂપ માનીએ, તો ચોથો એક લવણવિપાક પણ માનવો જોઈએ; કેમ કે વિદાહ પામેલો કફ લવણપણાને (ખારાપણાને) પ્રાપ્ત થાય છે. મધુરનો મધુર અને અમ્લનો અમ્લ એ રીતે સર્વ રસોના પોતાના જેવા જ વિપાકો થાય છે, એમ કહેનારા કેટલાક આચાર્યો એ વિષયમાં દૃષ્ટાંત પણ આપે છે કે, જેમ દૂધ કડાઈમાં નાખીને પકાવતાં છતાં પણ છેવટ સુધી મધુર ને મધુર જ રહે છે અને ચોખા, જવ તથા મગ ઇત્યાદિ ધાન્યો ધરતીમાં વાવ્યા પછી પાકવા છતાં પણ પોતાના સ્વભાવને છોડતાં નથી, તેમ રસો જઠરાગ્નિથી થતી પરિપાક અવસ્થામાં પણ પોતાનો સ્વભાવ ન છોડે એ સંભવિત જ છે. કેટલાક આચાર્યો વળી એમ કહે છે કે નિર્બળ રસો બળવાન રસોને વશ થઈ જાય છે. આ પ્રમાણે અનેક મતો હોવાથી વિપાકો વિષે કશું મુકરર થતું નથી અને તેથી જ જાણવું જોઈએ કે એ કોઈ પણ મતો સિદ્ધાંતરૂપ નથી. શાસ્ત્ર જોતાં તો 'મધુર અને કટુક' એમ બે જાતનો જ વિપાક સિદ્ધ થાય છે. એમાં મધુર વિપાક ભારે છે અને કટુક વિપાક હલકો છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશના ગુણોને અનુસરી વિપાકમાં ગુરુતા અને લઘુતા થાય છે. પૃથ્વી તથા જળ એ બે ભૂતો ગુરુ (ભારે) છે અને બાકીનાં ત્રણ ભૂતો લઘુ (હલકાં) છે; તેથી વિપાકોમાં ગુરુતા અને લઘુતા થાય છે. આથી સિદ્ધ થયું કે વિપાક બે પ્રકારનો જ છે અને એ જ પ્રધાન છે.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વન્તરિએ સ્વમુખે કહ્યું છે: 'પાકવા આવેલા પદાર્થોમાં જે પદાર્થોની અંદર પૃથ્વીના અને જળના ગુણો અધિક થાય છે, તે પદાર્થોનો વિપાક મધુર થાય છે, અને જે પદાર્થોની અંદર તેજ, વાયુ અને આકાશના ગુણો અધિક થાય છે, તે પદાર્થોનો વિપાક કટુક થાય છે.' ૬

**ધન્વંતરિના સિદ્ધાંતમાં ચાર મુખ્ય અને તેમાં દ્રવ્યો વિશેષ**

पृथक्त्वदर्शिनामेष वादिनां वादसंग्रहः।
चतुर्णामपि सामर्थ्यमिच्छन्त्यत्र विपश्चितः॥
तद्द्रव्यमात्मना किंचित्किंचिद्वीर्येण सेवितम्।
किंचिद्रसविपाकाभ्यां दोषं हन्ति करोति वा॥
पाको नास्ति विना वीर्याद्वीर्यं नास्ति विना रसात्।
रसो नास्ति विना द्रव्याद्द्रव्यं श्रेष्ठमतः स्मृतम्।
जन्म तु द्रव्यरसयोरन्योऽन्यापेक्षिकं स्मृतम्।
अन्योऽन्यापेक्षिकं जन्म यथा स्याद्देहदेहिनोः॥
वीर्यसंज्ञा गुणा येऽष्टौ तेऽपि द्रव्याश्रयाः स्मृताः।
रसेषु न वसन्त्येते निर्गुणास्तु गुणाः स्मृताः॥
द्रव्ये द्रव्याणि यस्माद्धि विपच्यन्ते न षड्रसाः।
श्रेष्ठं द्रव्यमतो ज्ञेयं शेषा भावास्तदाश्रयाः॥७॥

અમે ઉપરના સઘળા સંદર્ભથી ભેદદર્શીના વાદોનો સંગ્રહ બતાવ્યો છે. ધન્વંતરિના સિદ્ધાંત પ્રમાણે તો વિદ્વાન લોકો દ્રવ્ય, રસ, વીર્ય અને વિપાક એ ચારેની પ્રધાનતા સ્વીકારે છે અને ચારેયમાં પણ દ્રવ્યનું વિશેષ મહત્ત્વ સ્વીકારે છે; કારણ કે સેવવામાં આવેલું કોઈ દ્રવ્ય, પોતાના પાર્થિવ આદિ સ્વરૂપથી દોષોને તથા વ્યાધિને હણે છે અથવા કરે છે; કોઈ દ્રવ્ય વીર્યથી દોષને તથા વ્યાધિને હણે છે અથવા કરે છે; અને કોઈ દ્રવ્ય વિપાકથી દોષને તથા વ્યાધિને હણે છે અથવા કરે છે. (જેમ કે ખેર કોઢને હણે છે, તે કેવળ પોતાના સ્વરૂપથી હણે છે; બૃહત્પંચમૂળ ગણ પોતાના વીર્યથી જ વાયુને હણે છે;

ગળો પોતાના રસથી જ પિત્તને હણે છે અને સૂંઠ પોતાના વિપાકથી જ વાયુને હણે છે ઇત્યાદિ.) વિપાક વીર્ય વિના થતો નથી, વીર્ય રસ વિના થતું નથી અને રસ દ્રવ્ય વિના થતો નથી; એટલા માટે ચારેયમાં દ્રવ્યની વિશેષ પ્રધાનતા માનવામાં આવે છે. જેમ જીવ અને શરીરનો જન્મ, પરસ્પરની અપેક્ષાથી છે, તેમ દ્રવ્ય અને રસનો જન્મ પણ પરસ્પરની અપેક્ષાથી છે. (આ અધ્યાયના ૫ મા વિષયમાં કહ્યા પ્રમાણે) કેટલાક વૈદ્યોએ 'વીર્ય' એ નામથી માનેલા ઉષ્ણ આદિ આઠ ગુણોને રસોમાં રહેનારા પણ માન્યા છે; પરંતુ એ લોકોનું એ માનવું ભૂલભરેલું છે; કારણ કે તે ગુણો દ્રવ્યોમાં રહે છે, પણ રસોમાં રહેતા નથી. ગુણોમાં ગુણોની સ્થિતિ પ્રમાણવિરુદ્ધ છે. રસો પણ ગુણ છે અને ઉષ્ણતાદિ આઠ પણ ગુણ છે. (ગુણોમાં ગુણોની સ્થિતિ તર્કશાસ્ત્રીઓએ પણ સ્વીકારી નથી.) (આ અધ્યાયના છઠ્ઠા વિષયમાં કહ્યા પ્રમાણે) કેટલાક આચાર્યોએ વિપાકોને રસોમાં રહેનારા સ્વીકાર્યા છે, તો એ સ્વીકાર પણ ભૂલભરેલો છે, કેમ કે રસો તથા વિપાકો એ બન્ને ગુણો છે અને ગુણોની ગુણોમાં સ્થિતિ પ્રમાણવિરુદ્ધ છે. આ પાંચભૌતિક શરીરમાં દ્રવ્યો પાકે છે, પણ છ રસો પાકતા નથી; કેમ કે રસો નિરવયવ છે અને નિરવયવ પદાર્થોને પાકવું સંભવતું જ નથી; આ કારણોથી વિપાકો પણ દ્રવ્યોમાં રહેનારા જ ઠરે છે; માટે દ્રવ્ય, રસ, વીર્ય અને વિપાક એ ચારમાં દ્રવ્યની વિશેષ પ્રધાનતા છે. દ્રવ્યોના આશ્રયથી જ રસ, વીર્ય અને વિપાકની સ્થિતિ છે. ૭

શાસ્ત્રાધારથી જ ઔષધો વાપરવાની યોગ્યતા

अमीमांस्यान्यचिन्त्यानि प्रसिद्धानि स्वभावतः।
आगमेनोपयोज्यानि भेषजानि विचक्षणैः ॥
प्रत्यक्षलक्षणफलाः प्रसिद्धाश्च स्वभावतः ।
नौषधीर्हेतुभिर्विद्वान्परीक्षेत कथंचन ॥
सहस्रेणापि हेतूनां नाम्बष्ठादिर्विरेचयेत् ।
तस्मात्तिष्ठेत्तु मतिमानागमे न तु हेतुषु ॥ ८ ॥

જે ઔષધો પ્રસિદ્ધ સ્વભાવવાળાં છે, તેમાં રસ, વીર્ય તથા વિપાક વગેરેનો ઊંડો વિચાર કે તર્ક નહિ કરતાં વિચક્ષણ વૈદ્યોએ કેવળ શાસ્ત્ર ઉપર જ આધાર રાખીને તે વાપરવાં. જે ઔષધિઓનું ફળ પ્રત્યક્ષ જોવામાં આવે છે અને સ્વભાવપ્રસિદ્ધ જ છે, તે ઔષધિઓની વિદ્વાને તેઓના રસ વગેરે હેતુઓથી કોઈ રીતે પણ પરીક્ષા કરવી નહિ. (એવી ઔષધિઓના રસ, વીર્ય તથા વિપાકાદિ અનુમાનથી વિરુદ્ધ જતાં હોય, તોપણ તે વાતની કશી દરકાર ન રાખતાં શાસ્ત્રવચન ઉપર આધાર રાખીને તેઓનો પ્રયોગ કરવો.[1]) જો કે અંબષ્ઠાદિગણમાં વિરેચનશક્તિ હોવાના હજાર હેતુઓ જોવામાં આવે છે; તોપણ તે ગણથી કદી પણ વિરેચન થતું નથી; એટલા માટે વિદ્વાન વૈદ્યે એવા કેટલાક વિષયોમાં શાસ્ત્ર ઉપર જ આધાર રાખવો, પણ હેતુઓ ઉપર નહિ.

## અધ્યાય ૪૧ મો

### ઉપક્રમ

अथातो द्रव्यविशेषविज्ञानीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'દ્રવ્યવિશેષવિજ્ઞાનીય'[2] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

---

૧ ખેર, રસવંતી તથા હળદર વગેરે દ્રવ્યો કે જેઓ કોઢ વગેરેને હરનારા છે, તેઓના વિષયમાં જ તર્ક ન કરતાં શાસ્ત્રવચન ઉપર આધાર રાખવો એમ સમજવું. જો સર્વ ઔષધોના વિષયમાં એમ સમજવામાં આવે, તો 'એક વર્ગને બીજા વર્ગની સાથે મિશ્રિત કરવો' અને 'એ યુક્તિથી વૈદ્યે સેંકડો ઔષધો બનાવી લેવાં' ઇત્યાદિ વચનોનો વિરોધ આવે. (ડલ્હન)

૨ દ્રવ્યોના પાર્થિવ આદિ ભેદો જણાવનાર વિષેનો.

'અમુક દ્રવ્ય અમુક ભૂતના વિકારરૂપ' હોવાનું કારણ

पृथिव्यप्तेजोवाय्वाकाशानां समुदायाद्द्रव्याभिनिर्वृत्तिरुत्कर्षस्त्वभिव्यञ्जको भवतीदं पार्थिवमिदमाप्यमिदं तैजसमिदं वायवीयमिदमाकाशीयमिति॥

જો કે પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચે ભૂતોના સમૂહથી સર્વ દ્રવ્યોની ઉત્પત્તિ છે, તોપણ જે દ્રવ્યમાં જે ભૂતના ગુણોનું આધિક્ય હોય છે, તે દ્રવ્યને તે ભૂતના વિકારરૂપ અથવા તે ભૂત સંબંધી કહેવામાં આવે છે. જેમ કે અમુક દ્રવ્ય પાર્થિવ (પૃથ્વીના વિકારરૂપ અથવા પૃથ્વી સંબંધી) છે, અમુક દ્રવ્ય આપ્ય (જળના વિકારરૂપ અથવા જળ સંબંધી) છે, અમુક દ્રવ્ય તૈજસ (તેજના વિકારરૂપ અથવા તેજ સંબંધી) છે, અમુક દ્રવ્ય વાયવીય (વાયુના વિકારરૂપ અથવા વાયુ સંબંધી) છે અને અમુક દ્રવ્ય આકાશીય (આકાશના વિકારરૂપ અથવા આકાશ સંબંધી) છે. ૨

પાર્થિવ દ્રવ્ય કયું? તે શું કરે છે?

तत्र स्थूलसारसान्द्रमन्दस्थिरसरगुरुकठिनगन्धबहुलमीषत्कषायं प्रायशो मधुरमिति पार्थिवम्। तत्स्थैर्यबलसङ्घातोपचयकरं विशेषतश्चाधोगतिस्वभावमिति ॥ ३ ॥

જે દ્રવ્ય જાડું, દૃઢ, ઘાટું, મંદ, સ્થિર, ખરસટ, ભારે (ઘણે સમયે પાકે એવું), કઠણ, ઘણા ગંધવાળું, જરા તૂરું અને ઘણે અંશે મધુર હોય, તે પાર્થિવ કહેવાય છે.

પાર્થિવ દ્રવ્ય સ્થિરતા, બળ, કઠિનતા અને પુષ્ટિ આપે છે તેમ જ વિશેષે કરી તે નીચે જવાના સ્વભાવવાળું હોય છે. ૩

આપ્ય દ્રવ્ય કયું? તે શું કરે છે?

शीतस्तिमितस्निग्धमन्दगुरुसरसान्द्रमृदुपिच्छिलं रसबहुलमीषत्कषायाम्ललवणं मधुररसप्रायमाप्यम्। तत्स्नेहनप्रह्लादनक्लेदनबन्धनविष्यन्दनकरमिति ॥ ४ ॥

જે દ્રવ્ય શીતળ, આર્દ્ર, સ્નિગ્ધ, મંદ, ભારે, રસના આધિક્યવાળું, સર (મળની પ્રવૃત્તિ કરાવનાર), ઘાટું, કોમળ, ચીકાશવાળું, જરા તૂરું, ખાટું તથા ખારું અને ઘણા માધુર્યવાળું હોય તે આપ્ય જલ સંબંધી કહેવાય છે.

આપ્ય દ્રવ્ય સ્નિગ્ધતા આપે છે, સુખ આપે છે, આર્દ્રતા કરે છે, ચૂર્ણ વગેરે છૂટા પદાર્થને બાંધી આપે છે અને સ્રાવ કરે છે. ૪

તૈજસ દ્રવ્ય કયું? તે શું કરે છે?

उष्णतीक्ष्णसूक्ष्मरूक्षखरलघुविशदं रूपगुणबहुलमीषदम्ललवणं कटुकरसप्रायं विशेषतश्चोर्ध्वगतिस्वभावमिति तैजसम् ॥

तद्दहनपचनदारणतापनप्रकाशनप्रभावर्णकरमिति ॥

જે દ્રવ્ય ઉષ્ણ, તીક્ષ્ણ, સ્રોતોને અનુસરવાના સ્વભાવવાળું, રૂક્ષ, ખરસટ, હલકું, ચીકાશ વગરનું, રૂપગુણના આધિક્યવાળું, જરા ખાટું તથા ખારું, ઘણા તીખા રસવાળું અને વિશેષે કરી ઊંચે ગતિ કરવાના સ્વભાવવાળું હોય તે તૈજસ કહેવાય છે.

તૈજસ દ્રવ્ય બાળે છે, પકાવે છે, ફાડી નાખે છે, તપાવે છે, પ્રકાશ કરે છે અને કાંતિ તથા ગૌરાદિક વર્ણને આપે છે. ૫

વાયવીય દ્રવ્ય કયું? તે શું કરે છે?

सूक्ष्मरूक्षखरशिशिरलघुविशदं स्पर्शबहुलमीषत्तिक्तं विशेषतः कषायमिति वायवीयम् ॥

तद्वैशद्यलाघवग्लपनविरूक्षणविचारणकरमिति ॥ ૬

જે દ્રવ્ય સૂક્ષ્મ, રૂક્ષ, ખરસટ, શીતળ, હલકું, જુદાજુદા અવયવોવાળું, ઘણા સ્પર્શવાળું, જરા કડવું અને વિશેષે કરી તૂરા રસવાળું હોય, તે વાયવીય કહેવાય છે.

વાયવીય દ્રવ્ય અવયવોને જુદાજુદા કરે છે, હલકાશ આપે છે, સ્ત્રીના વિષયમાં પ્રહર્ષ

રહેવા દેતું નથી, રૂક્ષતા કરે છે અને મનમાં અનેક વિકલ્પો કરાવે છે. ૬

આકાશીય દ્રવ્ય કોને કહેવાય? તે શું કરે છે?

श्लक्ष्णसूक्ष्ममृदुव्यवायिविविक्तमव्यक्तरसं शब्दबहुलमाकाशीयम् ॥

तन्मार्दवशौषिर्यलाघवकरमिति ॥ ७ ॥

જે દ્રવ્ય લીસું, સૂક્ષ્મ, કોમળ, વિષની પેઠે તથા મદ્યની પેઠે સઘળા શરીરમાં વ્યાપ્ત થયા પછી પાકનારું, જુદા જુદા અવયવોવાળું, જેમાં કોઈ પણ રસ સ્પષ્ટ ન હોય એવું અને ઘણા શબ્દવાળું હોય, તે આકાશીય કહેવાય છે.

આકાશીય દ્રવ્ય કોમળતા આપે છે, છિદ્ર કરે છે અને હલકાશ કરે છે. ૭

ઔષધિરૂપ સઘળા પદાર્થો પ્રયોજન પ્રમાણે કામ કરે છે

अनेन निदर्शनेन नानौषधीभूतं जगति किंचिद्द्रव्यमस्तीति कृत्वा तं तं युक्तिविशेषमर्थं चाभिसमीक्ष्य स्ववीर्यगुणयुक्तानि द्रव्याणि कर्मकराणि भवन्ति ॥ ८ ॥

આ દિક્પ્રદર્શન ઉપરથી જાણી લેવું કે, જગતમાં એવું કોઈ પણ દ્રવ્ય નથી કે જે ઔષધિરૂપ ન હોય; એટલા માટે વ્યાધિના નાશરૂપ પ્રયોજનને જોઈ જુદા જુદા પાકાદિક સંસ્કાર તથા ભાવના વગેરે યોજનાઓ આપવાથી પોતપોતાનાં વીર્યોવાળાં તથા પોતપોતાનાં ગુણોવાળાં દ્રવ્યો કામ કરનારાં થાય છે. ૮

દ્રવ્યોનાં કાળ, કર્મ, વીર્ય, અધિકરણ ઉપાય અને ફળ

तानि यदा कुर्वन्ति स कालः। यत्कुर्वन्ति तत्कर्म। येन कुर्वन्ति तद्वीर्यम्। यत्र कुर्वन्ति तदधिकरणम्। यथा कुर्वन्ति स उपायः। यन्निष्पादयन्ति तत्फलमिति ॥ ९ ॥

એ દ્રવ્યો જે સમયમાં કર્મ કરે છે તે તેમનો કાળ કહેવાય છે, જે કાંઈ કામ કરે છે તે કર્મ કહેવાય છે, જેથી કામ કરે છે તે વીર્ય કહેવાય છે. જેમાં કામ કરે છે તે (માણસ) અધિકરણ કહેવાય છે, જે સ્વરસ કે કલ્ક આદિ પ્રકારથી કામ કરે છે તે પ્રકાર ઉપાય કહેવાય છે અને જેને (સ્વસ્થતા કે અસ્વસ્થતાને) ઉત્પન્ન કરે છે તે ફળ કહેવાય છે. ૯

અનુમાનોથી દ્રવ્યોની પાર્થિવતા આદિ સ્વભાવોની પરીક્ષા

तत्र विरेचनद्रव्याणि पृथिव्यम्बुगुणभूयिष्ठानि पृथिव्यापो गुर्व्यौ गुरुत्वादधो गच्छन्ति तस्माद्विरेचनमधोगुणभूयिष्ठमनुमानात् ।

वमनद्रव्याण्यग्निवायुगुणभूयिष्ठान्यग्निवायू हि लघू। लघुत्वाच्च तान्यूर्ध्वमुत्तिष्ठन्ति तस्माद्वमनमप्यूर्ध्वगुणभूयिष्ठमुक्तम् ।

उभयगुणभूयिष्ठमुभयतोभागम्। आकाशगुणभूयिष्ठं संशमनम्। सांग्राहिकमनिलगुणभूयिष्ठमनिलस्य शोषणात्मकत्वात्। दीपनमग्निगुणभूयिष्ठम्। लेखनमनिलानलगुणभूयिष्ठम्। बृंहणं पृथिव्यम्बुगुणभूयिष्ठम् ॥ १० ॥

જે કોઈ વિરેચનદ્રવ્યો છે, તેઓ સઘળાં પૃથ્વીના અને જળના આધિક્યવાળાં છે; કેમ કે પૃથ્વી અને જળ એ ભારે છે અને ભારેપણાને લીધે નીચે ગતિ કરવાના સ્વભાવવાળાં છે. વિરેચન દ્રવ્યો પણ નીચે ગતિ કરવારૂપ ગુણથી અત્યંત યુક્ત હોય છે, માટે તેઓ પૃથ્વીના અને જળોના ગુણોના આધિક્યવાળાં હોવાં જ જોઈએ.

જે કોઈ વમનદ્રવ્યો છે તેઓ અગ્નિના અને વાયુના ગુણોના આધિક્યવાળાં છે; કેમ કે અગ્નિ તથા વાયુ હલકા છે અને હલકાપણાને લીધે ઊંચે ગતિ કરવાના સ્વભાવવાળા છે.[1] વમનદ્રવ્યો પણ ઊંચે ગતિ કરવાના સ્વભાવથી

[1] વાયુ આડી ગતિવાળો છે એમ નિદાનસ્થાનના પહેલા અધ્યાયના ત્રીજા વિષયમાં કહ્યું છે; માટે અહીં ઉપપત્તિ વિચારવા જેવી છે.

તેમાં તેજના, વાયુના તથા આકાશના ગુણોનું આધિક્ય છે; એ નિર્ણય (૪૦ મા અધ્યાયના ૬ઠ્ઠા વિષયમાં) કહેવાઈ ગયો છે. ૧૪

કયું વીર્ય કયો દોષ હણે?

तत्रोष्णस्निग्धौ वातघ्नौ । शीतमृदुपिच्छिलाः पित्तघ्नाः । तीक्ष्णरुक्षविशदाः श्लेष्मघ्नाः ॥ १५ ॥

ઉષ્ણ અને સ્નિગ્ધ એ વીર્યો વાયુને હણે છે; શીત, મૃદુ તથા પિચ્છિલ એ વીર્યો પિત્તને હણે છે અને તીક્ષ્ણ, રૂક્ષ તથા વિશદ એ વીર્યો કફને હણે છે. ૧૫

કયો વિપાક કયો દોષ હણે?

गुरुपाको वातपित्तघ्नः । लघुपाकः श्लेष्मघ्नः ॥

ગુરુવિપાક (મધુર વિપાક) વાયુ તથા પિત્તને અને લઘુ વિપાક (કટુ વિપાક) કફને હણે છે.

વીર્યો શી રીતે જાણી શકાય?

तेषां मृदुशीतोष्णाः स्पर्शग्राह्याः । पिच्छिलविशदौ चक्षुःस्पर्शाभ्याम् । स्निग्धरुक्षौ चाक्षुषौ । तीक्ष्णो घ्राणदुःखोत्पादनेन ॥ १७ ॥

મૃદુ, શીત અને ઉષ્ણ એ ત્રણ વીર્યો સ્પર્શથી જાણવામાં આવે છે; પિચ્છિલ અને વિશદ એ બે વીર્યો ચક્ષુ તથા સ્પર્શથી જાણવામાં આવે છે; સ્નિગ્ધ અને રૂક્ષ એ બે વીર્યો ચક્ષુ જણાય છે; તીક્ષ્ણ વીર્ય નાકમાં (અને મુખમાં) દુઃખ ઉત્પન્ન કરવાથી જણાય છે. ૧૭

વિપાકો શી રીતે જાણી શકાય?

गुरुपाकः सृष्टविण्मूत्रतया कफोत्क्लेशेन च । लघुर्बद्धविण्मूत्रतया मारुतकोपेन च ॥ १८ ॥

મધુરતાવાળો ગુરુ વિપાક વિષ્ઠા તથા મૂત્રની વધારે પ્રવૃત્તિથી અને કફનું ઉત્ક્લેશન (સ્થાનચ્યુતતા) થવાથી જાણવામાં આવે છે. કટુકતાવાળો લઘુ વિપાક વિષ્ઠા તથા મૂત્રની કબજિયાતથી અને વાયુના પ્રકોપથી જાણી શકાય છે. ૧૮

દ્રવ્યોમાં પાર્થિવતા વગેરેની પરીક્ષા

तत्र तुल्यरसेषु भूतेषु गुणवैशेष्यमुपलक्षयेत् । तद्यथा–मधुरो गुरुश्च पार्थिवः । मधुरः स्निग्धश्चाप्य इति ॥ १९ ॥

જે દ્રવ્યો રસોથી સમાન જોવામાં આવતાં હોય તેમની પાર્થિવતા આદિની પરીક્ષા ગુણોની વિશેષતા ઉપરથી કરી લેવી; જેમ કે મધુરતા ધરાવનારા બે પદાર્થોમાં જે પદાર્થ મધુરતાની સાથે ગુરુતાથી સંયુક્ત હોય, તેને પાર્થિવ સમજવો અને જે પદાર્થ મધુરતાની અને ગુરુતાની સાથે વિશેષ સ્નિગ્ધતાથી સંયુક્ત હોય, તેને આપ્ય સમજવો. ૧૯

દ્રવ્યોથી દોષોની સમતા, વૃદ્ધિ તથા ક્ષીણતા

भवति चात्र ॥

गुणा य उक्ता द्रव्येषु शरीरेष्वपि ते तथा । स्थानवृद्धिक्षयास्तस्माद्देहिनां द्रव्यहेतुकाः ॥ २० ॥

આ સ્થળના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'દ્રવ્યોમાં જે ગુણો કહેવામાં આવ્યા તે ગુણો પ્રાણીનાં શરીરોમાં પણ તેવી જ રીતે જોવામાં આવે છે; તેથી નિશ્ચય કરી શકાય છે કે દોષોની સમતા, વૃદ્ધિ અને ક્ષીણતા એ દ્રવ્યોના ઉપયોગથી જ થાય છે.'[1] ૨૦

## અધ્યાય ૪૨ મો

ઉપક્રમ

अथातो रसविशेषविज्ञानीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'રસવિશેષવિજ્ઞાનીય'[2] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન

---

૧ તેથી ચિકિત્સાનું પ્રધાન અંગ પથ્ય છે, પથ્ય-આહારથી પ્રકૃતિ બંધાય છે. તેમાં પણ વિપાકનું જ્ઞાન આવશ્યક છે; જેમ કે મગ વિપાકે તીખા છે એટલે કફપ્રકૃતિને હિતકર છે. પ્ર.

૨ રસના ભેદોના વિશેષ જ્ઞાન વિષેનો

કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

રસ જળનો જ છે

आकाशपवनदहनतोयभूमिषु यथासंख्यमेकोत्तरपरिवृद्धाः शब्दस्पर्शरूपरसगन्धाः तस्मादाप्यो रसः। परस्परसंसर्गात्परस्परानुग्रहात्परस्परानुप्रवेशाच्च सर्वेषु सर्वेषां सांनिध्यमस्त्युत्कर्षापकर्षात्तु ग्रहणम् ॥ २ ॥

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી એ પાંચ ભૂતોમાં અનુક્રમથી વધેલાં જોવામાં આવે છે; જેમ કે આકાશ કેવળ શબ્દગુણવાળું જ છે; વાયુ શબ્દ તથા સ્પર્શ એ બે ગુણોવાળો છે; અગ્નિ શબ્દ, સ્પર્શ તથા રૂપ એ ત્રણ ગુણોવાળો છે; જળ શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ એ ચાર ગુણોવાળું છે અને પૃથ્વી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ પાંચ ગુણોવાળી છે. આ ઉપરથી નિશ્ચય કરી શકાય છે કે રસ જળનો જ છે, પણ બીજા કોઈ ભૂતોનો નથી; જો કે સર્વ દ્રવ્યોમાં સર્વ ભૂતોના પરસ્પરના સંયોગથી, પરસ્પરના ઉપકારથી અને પરસ્પરના પ્રવેશથી સર્વ ભૂતોનું સાંનિધ્ય છે, તોપણ ભૂતોની અધિકતા અને ન્યૂનતા ઉપરથી શબ્દાદિકની અધિકતાનું અને ન્યૂનતાનું ગ્રહણ થાય છે. (જેમ કે જે દ્રવ્યમાં આકાશ અધિક હોય છે, તે દ્રવ્યમાં શબ્દ અધિક હોય છે અને જે દ્રવ્યમાં વાયુ અધિક હોય છે, તે દ્રવ્યમાં સ્પર્શ અધિક હોય છે ઇત્યાદિ.) ૨

રસના ૭ પ્રકાર અને ત્રેસઠ પેટા પ્રકાર

स खल्वाप्यो रसः शेषभूतसंसर्गाद्विदग्धः षोढा विभज्यते। तद्यथा—मधुरोऽम्लो लवणः कटुकस्तिक्तकः कषाय इति। ते च भूयः परस्परसंसर्गात् त्रिषष्टिधा भिद्यन्ते ॥ ३ ॥

જળનો જ ગુણરૂપ એ રસ, કાળનાં સહાયવાળાં પૃથ્વી, અગ્નિ, વાયુ અને આકાશના સંસર્ગથી વિકૃતિ પામીને મધુર, ખાટો, તીખો, ખારો, કડવો અને તૂરો એ રીતે છ પ્રકારનો થાય છે; અને તે છ પ્રકારોમાંથી પણ પરસ્પરના સંસર્ગથી ત્રેસઠ પ્રકારોનો બને છે. (રસોના ત્રેસઠ ભેદોનું નિરૂપણ ઉત્તરતંત્રના ૬૩મા અધ્યાયમાં સ્પષ્ટતાથી આપવામાં આવશે.)[1] ૩

કયાં ભૂતોના ગુણોના આધિક્યથી કયો રસ બને

तत्र भूम्यम्बुगुणबाहुल्यान्मधुरः। भूम्यग्निगुणबाहुल्यादम्लः। तोयाग्निगुणबाहुल्याल्लवणः। वाय्वग्निगुणबाहुल्यात्कटुकः। वाय्वाकाशगुणबाहुल्यात्तिक्तः। पृथिव्यनिलगुणबाहुल्यात्कषाय इति॥

પૃથ્વી અને જળના ગુણોના આધિક્યથી મધુર રસ બને છે; પૃથ્વી અને અગ્નિના ગુણોના આધિક્યથી ખાટો રસ બને છે; જળ અને અગ્નિના ગુણોના આધિક્યથી ખારો રસ બને છે; વાયુ અને અગ્નિના ગુણોના આધિક્યથી તીખો રસ બને છે; વાયુ અને આકાશના ગુણોના આધિક્યથી કડવો રસ બને છે; અને પૃથ્વી તથા વાયુના ગુણોના આધિક્યથી કષાય રસ બને છે. ૪

કયા રસો કયો દોષ હણે છે?

तत्र मधुराम्ललवणा वातघ्नाः। मधुरतिक्तकषायाः पित्तघ्नाः। कटुतिक्तकषायाः श्लेष्मघ्नाः ॥५

મધુર, ખાટો અને ખારો એ ત્રણ રસો વાયુને હણે છે; મધુર, કડવો અને તૂરો એ ત્રણ રસો પિત્તને હણે છે; અને તીખો, કડવો તથા તૂરો એ ત્રણ રસો કફને હણે છે. ૫

દોષોની ઉત્પત્તિ

तत्र वायुरात्मनैवात्मा पित्तमाग्नेयं श्लेष्मा सौम्य इति ॥ ६ ॥

---

[1] રસના ત્રેસઠ ભેદના એકલા જ જ્ઞાનથી તમામ રોગોમા ફેરફાર થાય છે આ ત્રેસઠ ભેદનું જ્ઞાન એક

વાયુ પોતે જ સ્વતંત્ર મહાભૂતરૂપ છે. (એટલે વાયુ વાયુમાંથી જ ઉત્પન્ન થાય છે;) પિત્ત અગ્નિમાંથી ઉત્પન્ન થયું છે અને કફ જળમાંથી ઉત્પન્ન થયો છે. ૬

રસોનો સામાન્ય સ્વભાવ

त एते रसाः स्वयोनिवर्द्धना अन्ययोनिप्रशमनाश्च ॥ ७ ॥

દરેક રસ જેનાથી પોતે ઉત્પન્ન થયા હોય છે તે કારણોને વધારે છે અને જેનાથી અન્ય રસો ઉત્પન્ન થયા હોય છે તેનો નાશ કરે છે. ૭

કેટલાકના મતમાં રસોના મુખ્ય બે જ ભેદો

केचिदाहुरग्नीषोमीयत्वाज्जगतो रसा द्विविधाः सौम्या आग्नेयाश्च। तत्र मधुरतिक्तकषायाः सौम्याः कट्वम्ललवणा आग्नेयाः। मधुराम्ललवणाः स्निग्धा गुरवश्च। कटुतिक्तकषाया रूक्षा लघवश्च। सौम्याः शीता आग्नेयाश्चोष्णाः ॥ ८ ॥

કેટલાક આચાર્યો કહે છે કે સૌમ્ય અને આગ્નેય એ ભેદોમાં જ રસો વહેંચાઈ જાય છે. સઘળું જગત અગ્ન્યાત્મક અને જળાત્મક જ છે, તેથી રસોને એ બે ભેદોમાં જ વહેંચવા યોગ્ય છે. મધુર, તીખો અને તૂરો એ ત્રણ રસો સૌમ્ય (જળાત્મક) છે અને કડવો, ખાટો તથા ખારો એ ત્રણ રસો અગ્ન્યાત્મક છે. મધુર, ખાટો અને ખારો એ ત્રણ રસો સ્નિગ્ધ છે અને ગુરુ છે. તીખો, કડવો અને તૂરો એ ત્રણ રસો રૂક્ષ છે અને લઘુ છે. સૌમ્ય રસો શીત છે અને આગ્નેય રસો ઉષ્ણ છે. ૮

કયા રસો કયા દોષો વધારે છે તેનાં કારણો

तत्र शैत्यरौक्ष्यलाघववैशद्यवैष्टम्भ्यगुणलक्षणो वायुस्तस्य समानयोनिः कषायो रसः। सोऽस्य शैत्याच्छैत्यं वर्द्धयति रौक्ष्याद्रौक्ष्यं लाघवाल्लाघवं वैशद्याद्वैशद्यं वैष्टम्भ्याद्वैष्टम्भ्यमिति।

औष्ण्यतैक्ष्ण्यरौक्ष्यलाघववैशद्यगुणलक्षणं पित्तं तस्य समानयोनिः कटुको रसः सोऽस्यौष्ण्यादौष्ण्यं वर्द्धयति तैक्ष्ण्यात्तैक्ष्ण्यं रौक्ष्याद्रौक्ष्यं लाघवाल्लाघवं वैशद्याद्वैशद्यमिति ॥

माधुर्यस्नेहगौरवशैत्यपैच्छिल्यगुणलक्षणः श्लेष्मा तस्य समानयोनिर्मधुरो रसः सोऽस्य माधुर्यान्माधुर्यं वर्द्धयति स्नेहात्स्नेहं गौरवाद्गौरवं शैत्याच्छैत्यं पैच्छिल्यात्पैच्छिल्यमिति ॥ ९ ॥

વાયુમાં શીતતા, રૂક્ષતા, લઘુતા, વિશદતા અને વિષ્ટંભકતા (મલાદિકને અટકાવનારી ક્રિયા) એ ગુણો છે; અને તૂરો રસ પણ એ જ સ્વભાવવાળો છે; માટે તૂરો રસ પોતાની શીતતાથી વાયુની શીતતાને, પોતાની રૂક્ષતાથી વાયુની રૂક્ષતાને, પોતાની લઘુતાથી વાયુની લઘુતાને, પોતાની વિશદતાથી વાયુની વિશદતાને અને પોતાની વિષ્ટંભકતાથી વાયુની વિષ્ટંભકતાને વધારે છે કે જેથી વાયુ વૃદ્ધિ પામે છે.

પિત્તમાં ઉષ્ણતા, તીક્ષ્ણતા, રૂક્ષતા, લઘુતા અને વિશદતા એ ગુણો છે અને તીખો રસ પણ એ જ સ્વભાવોવાળો છે; માટે તીખો રસ પોતાની ગરમીથી પિત્તની ગરમીને, પોતાની તીક્ષ્ણતાથી પિત્તની તીક્ષ્ણતાને, પોતાની રૂક્ષતાથી પિત્તની રૂક્ષતાને, પોતાની લઘુતાથી પિત્તની લઘુતાને અને પોતાની વિશદતાથી પિત્તની વિશદતાને વધારે છે, જેથી પિત્તની વૃદ્ધિ થાય છે.

કફમાં મધુરતા, સ્નિગ્ધતા, ગુરુતા, શીતતા અને પિચ્છિલતા એ ગુણો છે અને મધુર રસ પણ એ જ સ્વભાવોવાળો છે; માટે મધુર રસ પોતાની મધુરતાથી કફની મધુરતાને, પોતાની ચીકાશથી કફની ચીકાશને, પોતાની ગુરુતાથી કફની ગુરુતાને, પોતાની શીતતાથી કફની શીતતાને અને પોતાની પિચ્છિલતાથી કફની પિચ્છિલતાને વધારે છે, જેથી કફની વૃદ્ધિ થાય છે.

### રસોથી દોષો હણાવાનાં કારણો

तस्य पुनरन्ययोनिः कटुको रसः। स श्लेष्मणः प्रत्यनीकत्वात् कटुकत्वान्माधुर्यमभिभवति रौक्ष्यात्स्नेहं लाघवाद्गौरवमौष्ण्याच्छैत्यं वैशद्यात् पैच्छिल्यमिति।

तदेतन्निदर्शनमात्रमुक्तम् ॥ १० ॥

તીખો રસ કફથી વિપરીત સ્વભાવવાળો છે, માટે તે રસ કફનો શત્રુ (કફથી વિરુદ્ધ) હોવાને લીધે પોતાની તીખાશથી કફની મધુરતાનો, પોતાના રૂક્ષપણાથી કફની સ્નિગ્ધતાનો, પોતાની લઘુતાથી કફની ગુરુતાનો, પોતાની ગરમીથી કફના શીતતાનો અને પોતાની વિશદતાથી કફના પિચ્છિલપણાનો (તાંતણાવાળી ચીકાશનો) પરાભવ કરી નાખે છે, કે જેથી કફ હણાઈ જાય છે.

આ એક દૃષ્ટાંતમાત્ર કહ્યું, તે ઉપરથી બીજા અમુક રસો વડે બીજા અમુક દોષોનો નાશ થવાનાં કારણો સમજી લેવાં. ૧૦

### પ્રત્યેક રસનાં જુદાં જુદાં લક્ષણો

रसलक्षणमत ऊर्ध्वं वक्ष्यामः ॥

तत्र यः परितोषमुत्पादयति प्रह्लादयति तर्पयति जीवयति मुखोपलेपं जनयति श्लेष्माणं चाभिवर्द्धयति स मधुरः ॥

यो दन्तहर्षमुत्पादयति मुखास्रावं जनयति श्रद्धां चोत्पादयति सोऽम्लः ॥

यो भक्तरुचिमुत्पादयति कफप्रसेकं जनयति मार्दवं चापादयति स लवणः ॥

यो जिह्वाग्रं बाधत उद्वेगं जनयति शिरो गृह्णीते नासिकां च स्रावयति स कटुकः ॥

यो गले चोषमुत्पादयति मुखवैशद्यं जनयति भक्तरुचिं चापादयति हर्षं च स तिक्तः ॥

यो वक्त्रं परिशोषयति जिह्वां स्तम्भयति कण्ठं बध्नाति हृदयं कर्षति पीडयति च स कषायः ॥११॥

હવે રસોનાં લક્ષણો કહીએ છીએ :

જે રસ સંતોષ ઉત્પન્ન કરે છે, સુખ આપે છે, તૃપ્તિ આપે છે, પ્રાણોને ધારણ કરે છે, લાળની વૃદ્ધિ કરે છે અને કફ વધારે છે, તે રસ મધુર કહેવાય છે.

જે રસ દાંતોને અંબાવી નાખે છે, મોઢામાંથી લાળ સ્રવાવે છે અને રુચિ ઉત્પન્ન કરે છે, તે રસ અમ્લ (ખાટો) કહેવાય છે.

જે રસ અન્ન ઉપર રુચિ ઉત્પન્ન કરે છે, કફનો સ્રાવ કરાવે છે અને અંગોમાં કોમળતા કરી દે છે, તે રસ લવણ (ખારો) કહેવાય છે.

જે રસ જીભની અણીને પીડા કરે છે, ઉદ્વેગને (ચમકી જવાને) ઉત્પન્ન કરે છે, ઉદ્વેગ કરવાથી માથાને પકડી લે છે અને નાકમાંથી સ્રાવ કરાવે છે તે રસ કટુક (તીખો) કહેવાય છે.

જે રસ ગળામાં દાહ કરે, મુખ સ્વચ્છ કરે, અન્નો પર રુચિ ઉપજાવે અને રુવાંટાં ઊભાં કરી નાખે છે, તે રસ તિક્ત (કડવો) કહેવાય છે.

જે રસ મોઢાને સુકાવી નાખે, જીભને સ્તબ્ધ કરી દે, કંઠને બાંધી લે અને હૃદયને ખેંચે તથા પીડે છે તે રસ કષાય (તૂરો) કહેવાય છે. ૧૧

### પ્રત્યેક રસના જુદા જુદા ગુણો તથા દોષો

रसगुणानत ऊर्ध्वं वक्ष्यामः ॥

तत्र मधुरो रसो रसरक्तमांसमेदोऽस्थिमज्जौजःशुक्रस्तन्यवर्द्धनश्चक्षुष्यः केश्यो वर्ण्यो बलकृत्संधानः शोणितरसप्रसादनो बालवृद्धक्षतक्षीणहितः षट्पदपिपीलिकानामिष्टतमस्तृष्णामूर्छादाहप्रशमनः षडिन्द्रियप्रसादनः कृमिकफकरश्चेति। स एवंगुणोऽप्येक एवात्यर्थमासेव्यमानः कासश्वासालसकवमथुवदनमाधुर्यस्वरोपघातकृमिगलगण्डानापादयति तथार्बुदश्लीपदवस्तिगुदोपलेपाभिष्यन्दप्रभृतींश्च जनयति ॥

अम्लो जरणः पाचनो दीपनः पवननिग्रहणोऽनुलोमनः कोष्ठविदाही बहिःशीतः क्लेदनः प्रायशो

हृद्यश्चेति। स एवंगुणोऽप्येक एवात्यर्थमुपसेव्यमानो दन्तहर्षनयनसंमीलनरोमसंवेजनकफविलयनशरीरशैथिल्यान्यापादयति तथा क्षताभिहतदग्धदष्टभग्नशूनरुग्णप्रच्युतावमूत्रितविसर्पितच्छिन्नभिन्नविद्धोत्पिष्टादीनि पाचयत्याग्नेयस्वभावात्परिदहति कण्ठमुरो हृदयं चेति ॥

लवणः संशोधनः पाचनो विश्लेषणः क्लेदनः शैथिल्यकृदुष्णः सर्वरसप्रत्यनीको मार्गविशोधनः सर्वशरीरावयवमार्दवकरश्चेति। स एवंगुणोऽप्येक एवात्यर्थमासेव्यमानो गात्रकण्डूकोठशोफवैवर्ण्यपुंस्त्वोपघातेन्द्रियोपतापांस्तथा मुखाक्षिपाकं रक्तपित्तवातशोणिताम्लिकाप्रभृतीनापादयति ॥

कटुको दीपनः पाचनो रोचनः शोधनः स्थौल्यालस्यकफकृमिविषकुष्ठकण्डूपशमनः संधिबन्धविच्छेदनोऽवसादनः स्तन्यशुक्रमेदसामुपहन्ता चेति। स एवंगुणोऽप्येक एवात्यर्थमुपसेव्यमानो भ्रममदगलताल्वोष्ठशोषगात्रसंतापबलविघातकम्पतोदभेदकृत्करचरणपार्श्वपृष्ठप्रभृतिषु च वातशूलानापादयति ॥

तिक्तश्छेदनो रोचनो दीपनः शोधनः कण्डूकोठतृष्णामूर्च्छाज्वरप्रशमनः स्तन्यशोधनो विण्मूत्रक्लेदमेदोवसापूयोपशोषणश्चेति। स एवंगुणोऽप्येक एवात्यर्थमुपसेव्यमानो गात्रमन्यास्तम्भाक्षेपकार्दितशिरःशूलभ्रमतोदभेदच्छेदास्यवैरस्यान्यापादयति ॥

कषायः संग्राहको रोपणः स्तम्भनः शोधनो लेखनः शोषणः पीडनः क्लेदोपशोषणश्चेति। स एवंगुणोऽप्येक एवात्यर्थमुपसेव्यमानो हृत्पीडास्यशोषोदराध्मानवाक्यग्रहमन्यास्तम्भगात्रस्फुरणचुमचुमायनाकुञ्चनाक्षेपणप्रभृतीञ्जनयति ॥ १२ ॥

હવે રસોના ગુણો કહીએ છીએ; (અને દોષો પણ કહીએ છીએઃ)

**મધુરરસ** રસ, રુધિર, માંસ, મેદ, અસ્થિઓ, મજ્જા, ઓજ, વીર્ય તથા ધાવણ વધારે છે, ચક્ષુઓનું તેજ વધારે છે, કેશોને સારા રાખે છે, વર્ણને સારો કરે છે, બળ આપે છે, ભાંગેલાંને સાંધી દે છે, રુધિરને તથા રસને સ્વચ્છ કરે છે, બાળક, વૃદ્ધ તથા ક્ષતથી ક્ષીણ[1] થયેલાઓનું હિત કરે છે, ભ્રમરોને તથા કીડીઓને બહુ જ પ્યારો છે, તરસ, મૂર્છા તથા દાહને શાંત કરે છે, પાંચે ઇંદ્રિયોને તથા મનને પ્રસન્ન કરે છે અને કૃમિઓને તથા કફને ઉત્પન્ન કરે છે. એ મધુર રસ એવા ગુણોવાળો છતાં પણ જો તે એકલો જ સેવાય, તો તેથી ખાંસી, શ્વાસ, આળસ, ઊલટી, મોઢાની મધુરતા, સ્વરનું ભારેપણું, કૃમિ, ગલગંડ, અર્બુદ, શ્લીપદ, મૂત્રાશયમાં ઉપલેપ, ગુદામાં ઉપલેપ અને અભિષ્યંદ (એક જાતનો નેત્રરોગ) ઇત્યાદિ વ્યાધિઓ ઉત્પન્ન કરે છે.

અમ્લ[2] રસ આહારને પચાવે છે, દોષને તથા રોગને પકાવે છે, અગ્નિને તેજ કરે છે, પવનને પકડી લે છે, વાયુ, મૂત્ર તથા વિષ્ઠાનું અનુલોમન કરે છે (સીધે રસ્તે લાવે છે), કોઠામાં બળતરા કરે છે, બહારથી શીતતા દેખાડે છે, આર્દ્રતા કરે છે અને ઘણું કરીને હૃદયને પ્રિય લાગે એવો છે. એ અમ્લ રસ એવા ગુણોવાળો છતાં પણ જો તે એકલો જ અત્યંત સેવાય, તો દાંતોને અંબાવે છે, નેત્રોને મિચાવી દે છે, રુવાંટાંને ઊભાં કરે છે, કફને પિગળાવે છે, શરીરને શિથિલ કરે છે અને જખમી થયેલા, અભિઘાત પામેલા, બળેલા, કરડાયેલા, ભાંગેલા, સૂજી ગયેલા, વાંકા થઈ ગયેલા, સ્થાનથી ખસી ગયેલા, ઝેરી મૂત્રવાળાં પ્રાણીઓનાં મૂત્રથી સ્પર્શ પામેલા, ઝેરી

---

૧ તેથી મધુપ્રમેહના રોગીના પેશાબમાં કીડીઓ બાઝે છે, જેનાથી પેશાબમાં સાકર જાય છે, તેનું જ્ઞાન થાય છે. પ્ર

૨ ખાટા રસથી સોજો થાય છે એવું શસ્ત્રતંત્રમાં પણ આલેખેલું નથી, ઊલટો ખાટો રસ વાયુનું શમન કરનાર છે; છતાં ખટાશથી સોજો આવે એ જ્ઞાન આમના જ્ઞાનને લીધે ખટાશને માથે ઓઢાડેલું છે. પ્ર-

સ્પર્શવાળાં પ્રાણીઓથી સ્પર્શ પામેલા, છેદાયેલા, ભેદાયેલા, વીંધાયેલા કે મર્દન પામેલા અવયવને પકાવી દે છે તથા અગ્ન્યાત્મક હોવાને લીધે કંઠમાં, છાતીમાં અને હૃદયમાં દાહ કરે છે.

**લવણ** રસ વમન તથા વિરેચન કરવાથી સંશોધન કરે છે, દુષ્ટ વ્રણને પકાવે છે, અવયવોને જુદા પાડી દે છે, વ્રણને આર્દ્ર કરે છે, શરીરમાં શિથિલતા કરી દે છે, ઉષ્ણ છે, સઘળા રસોનો શત્રુ છે, મૂત્રાદિકના માર્ગોને સાફ કરનાર છે અને સઘળા શરીરના અવયવોને કોમળ કરનાર છે. એ લવણરસ એવા ગુણોવાળો છતાં પણ જો તે એકલો જ અત્યંત સેવાય, તો શરીરમાં ખરજ, ધ્રામઠાં, સોજા, વર્ણની ખરાબી, વીર્યનો ક્ષય, ઇંદ્રિયોનો ઉપતાપ, મોઢાનું પાકવું, આંખોનું પાકવું, રક્તપિત્ત, વાતરક્ત તથા ખાટા ઓડકાર વગેરે વ્યાધિઓને ઉત્પન્ન કરે છે.

**કટુક** રસ અગ્નિને દીપ્ત કરે છે, પાચન છે, રુચિ ઉપજાવે છે, માર્ગોને સ્વચ્છ કરે છે, સ્થૂલતા મટાડે છે, આલસ્ય, કફ, કૃમિ, વિષ, કોઢ તથા ખરજને શાંત કરે છે, સાંધાઓનાં બંધનોને ઢીલાં કરી નાખે છે, ઉત્સાહને ટાળે છે અને ધાવણ, વીર્ય તથા મેદનો ઉપઘાત કરે છે. એ કટુક રસ એવા ગુણોવાળો છતાં પણ જો તે એકલો જ અત્યંત સેવાય તો ભ્રમણ, હર્ષનો ક્ષય, ગળાનો શોષ, તાળવાંનો શોષ, હોઠનો શોષ, ગાત્રોમાં સંતાપ, બળનો ઉપઘાત, કંપ, ભોંકાયા જેવી વ્યથા તથા ભેદનને કરે છે અને હાથ, પગ, પડખાં તથા પીઠ વગેરેમાં વાતશૂળને ઉત્પન્ન કરે છે.

**તિક્ત** રસ કફનો નાશ કરે છે, બીજી ભક્ષ્ય વસ્તુઓ ઉપર રુચિ કરાવે છે, અગ્નિને દીપ્ત કરે છે, શોધન કરે છે, ખરજ, ધ્રામઠાં, તરશ, મૂર્છા તથા જ્વરને શાંત કરે છે, ધાવણને સાફ કરે છે અને વિષ્ઠા, મૂત્ર, ક્લેદ, મેદ, ચરબી તથા પરુને સુકાવે છે. એ તિક્ત રસ એવા ગુણોવાળો હોવા છતાં પણ જો તે એકલો જ અત્યંત સેવાય, તો ગાત્રોને તથા ડોકની પાછલી શિરાઓને ઝાલી લે છે અને આક્ષેપક, અર્દિત, શિરઃશૂળ, ભ્રમ, ભોંકાયા જેવી પીડા, ભેદન, છેદન તથા મુખની વિરસતા એ વ્યાધિઓને ઉત્પન્ન કરે છે.

**કષાય રસ** મળોની પ્રવૃત્તિને અટકાવે છે, વ્રણમાં ધરતી લાવે છે, ગાત્રોને દૃઢ કરે છે, વ્રણનું શોધન કરે છે, વ્રણના માંસને ઉખેડી નાખે છે, દ્રવનું શોષણ કરે છે, વ્રણને તથા હૃદયને દબાવે છે અને ક્લેદને સુકાવી નાખે છે. એ કષાય રસ એવા ગુણોવાળો છતાં પણ જો તે એકલો જ અત્યંત સેવાય, તો હૃદયમાં પીડા, મોઢાનો શોષ, પેટનો આફરો, બોલવામાં અટકાયત, ડોકની પાછલી શિરાઓનું ઝલાઈ જવું, ગાત્રોનું ફરકવું, ચમચમાટી, ગાત્રોનું સંકોચાવું અને અત્યંત કંપવું વગેરે વ્યાધિઓ ઉત્પન્ન કરે છે. ૧૨

### પ્રત્યેક રસનાં દ્રવ્યો

अतः सर्वेषामेव द्रव्याण्युपदेक्ष्यामः। तद्यथा-काकोल्यादिः क्षीरघृतवसामज्जशालिषष्टिकयवगोधूममाषशृङ्गाटककसेरुक-त्रपुसैर्वारुककर्कारुकालाबूकालिन्दकतकगिलोड्यप्रियालपुष्करबीजकाश्मर्यमधूकद्राक्षाखर्जूरराजादनतालनालिकेरेक्षुविकार-बलातिबलात्मगुप्ताविदारीपयस्यागोक्षुरक्षीरमोरटमधूलिकाकूष्माण्डप्रभृतीनि समासेन मधुरो वर्गः॥

दाडिमामलकमातुलुङ्गाम्रातककपित्थकरमर्दबदरकोलप्राचीनामलकतिन्तिडीककोशाम्रकभव्यपारावतवेत्रफललकुचाम्लवेतसदन्तशठदधितक्रसुराशुक्तसौवीरकतुषोदकधान्याम्लप्रभृतीनि समासेनाम्लो वर्गः।

सैन्धवसौवर्चलबिडपाक्यरोमकसामुद्रकपक्त्रिमयवक्षारोषरप्रसूतसुवर्चिकाप्रभृतीनि समासेन लवण

वर्गः ।

पिप्पल्यादिः सुरसादिः शिग्रुमधुशिग्रुमूलकलशुनसुमुखशीतशिवकुष्ठदेवदारुहरेणुकावल्गुजफलचण्डागुग्गुलुमुस्तलाङ्गलकीशुकनासापीलुप्रभृतीनि सालसारादिश्च प्रायशः कटुको वर्गः ।

आरग्वधादिर्गुडूच्यादिर्मण्डूकपर्णीवेत्रकरीरहरिद्राद्वयेन्द्रयववरुणस्वादुकण्टकसप्तपर्णबृहतीद्वयशङ्खिनीद्रवन्तीत्रिवृत्कृतवेधनकर्कोटककारवेल्लकवार्ताककरीरकरवीरसुमनःशङ्खपुष्प्यपामार्गत्रायमाणाऽशोकरोहिणीवैजयन्तीसुवर्चलापुनर्नवावृश्चिकालीज्योतिष्मतीप्रभृतीनि समासेन तिक्तो वर्गः ।

न्यग्रोधादिरम्बष्ठादिः प्रियङ्ग्वादी रोध्रादिस्त्रिफला शल्लकीजम्ब्वाम्रबकुलतिन्दुकफलानि कतकशाकपाषाणभेदकवनस्पतिफलानि सालसारादिश्च प्रायशः कुरवककोविदारकजीवन्तीचिल्लीपालङ्क्यासुनिषण्णकप्रभृतीनि नीवारकादयो मुद्गादयश्च वैदलाः समासेन कषायो वर्गः ॥ १३ ॥

હવે સઘળા રસોનાં દ્રવ્યો બતાવીએ છીએ:

કાકોલ્યાદિ ગણ, દૂધ, ઘી, ચરબી, મજ્જા, ચોખા, સાઠીચોખા, જવ, ઘઉં, અડદ, શિંગોડાં, કસેરુકંદ, ત્રપુસ (કાકડીની જાત છે), એર્વારુક (મોટી કાકડી), કર્કારુક (પદકોળાં), મીઠાં તૂંબડાં, તડબૂચ, નિર્મળી, ગિલોડ્ય,[1] ચારોળી, કમળકાકડી, સીવણનાં ફળ, મહુડાં, દ્રાક્ષ, ખજૂર, રાણ, તાડનાં ફળ, નાળિયેર, શેરડીમાંથી થતા ગોળ વગેરે સઘળા પદાર્થો, બલદાણા, ખપાટ, કૌચાં, ફગવેલાનો કંદ, ખરણેર, ગોખરુ, ફાટેલા દૂધનું પાણી, જેઠીમધ અને કોળું વગેરે પદાર્થો **મધુરવર્ગ** છે. તેને સંક્ષેપથી કહ્યો છે.

દાડમ, આમળાં, બિજોરાં, અંબાડાં, કોઠ, કરમદાં, નાનાં બોર, મોટાં બોર, પાન આમળાં, કોકમ, પહાડી આંબાનાં ફળ, ઓટનાં ફળ, અનનાસ, નેતરનાં ફળ, લકુચ (નાનાં ફનસ), અમલવેત, લીંબુ, દહીં, છાશ, મદિરા, શુક્ત,[1] સૌવીરક,[2] તુષોદક[3] અને ધાન્યામ્લ[4] ઇત્યાદિ પદાર્થો **અમ્લવર્ગ** છે. તેને સંક્ષેપથી કહ્યો છે.

સૈંધવ, સંચળ, બિડલૂણ, વડાગરું લૂણ, સાંભરલૂણ, દરિયાઈ લૂણ, પકાવીને બનાવેલું લૂણ, જવખાર, ખારો અને સાજીખાર વગેરે પદાર્થો લવણવર્ગ છે. તેને સંક્ષેપથી કહ્યો છે.

પિપ્પલ્યાદિ ગણ, સુરસાદિ ગણ, સરગવો, રાતો સરગવો, મૂળા, લસણ, સુમુખ નામની જંગલી તુલસી, કપૂર અથવા પથ્થરફૂલ, કઠ, દેવદાર, હરેણુકા, બાવચી, કરમાણી, ગૂગળ, મોથ, દૂધિયો વછનાગ, અરડૂસો, પીલુ અને ઘણુંખરું સાલસારાદિ ગણ એ **કટુકવર્ગ** છે. આ કટુકવર્ગ સંક્ષેપથી કહ્યો છે.

આરગ્વધાદિ ગણ, ગડૂચ્યાદિ ગણ, બ્રાહ્મી, નેતરના અંકુરો, હળદર, દારુહળદર, ઇંદ્રજવ, વાયવરણાં, ગોખરુ, સપ્તપર્ણ, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, આંખફૂટામણી, ઉંદરકની, નસોતર, કડવી વિસોટી, કડવી કંટોલી, કારેલી, રીંગણી, કેરડા, કણેર, માલતી, મોટી સફેદ જૂઈ, અઘેડો, ત્રાયમાણ, કડુ, મોટી અરણી, સૂરજમુખી, સાટોડી, મેંઢાશીંગી અને મોટી માલકાંકણી વગેરે પદાર્થો **तिक्तवर्ग** છે. આ तिक्तवर्ग સંક્ષેપથી કહ્યો છે.

ન્યગ્રોધાદિ ગણ, અંબષ્ઠાદિ ગણ, પ્રિયંગ્વાદિ

[1] ગિલોડાનો પર્યાય ગુજરાતીમાં મળ્યો નથી.

[1] તેલ, ગોળ, કાંજી અને લૂણ વગેરેનાળો આથો.

[2] ફોતરાં કાઢી નાખી કાચા અથવા પાકા જવના ટુકડે ટુકડા કરી પાણીમાં આથ્યા હોય, તે પાણી સૌવીરક કહેવાય છે.

[3] ફોતરા સહિત કાચા જવના ટુકડે ટુકડા કરીને પાણીમા આથ્યા હોય, તે પાણી તુષોદક કહેવાય છે.

[4] ચોખાનું તથા કોદરા વગેરેનું ચૂર્ણ આથવાથી ધાન્યામ્લ થાય છે.

ગણ, રોધ્રાદિ ગણ, ત્રિફળા ગણ, સાલેડો, જાંબુ, આંબો, બોલસરી, ટીંબરુનાં કાચાં ફળો, નિર્મળી, સાગ, પાષાણભેદ, વડ વગેરે વનસ્પતિઓનાં ફળો, ઘણું ખરું સાલસારાદિ ગણ, કાંટાઅશેળિયો, કંચનાર, કડવી ખરખોડી, ટાંકાની ભાજી, પાલખની ભાજી, ઓટીંગણ વગેરે, બંટી આદિ તૃણધાન્યો અને મગ આદિ કઠોળ–ધાન્યો એ પદાર્થો કષાય વર્ગ છે. આ કષાયવર્ગ સંક્ષેપથી કહ્યો છે. ૧૩

### રસોના ત્રેસઠ સંયોગો

तत्रैतेषां रसानां संयोगास्त्रिषष्टिर्भवन्ति। तद्यथा पञ्चदश द्विका विंशतिस्त्रिकाः पञ्चदश चतुष्काः षट् पञ्चका एकशः षड्रसा एकः षट्क इति। तेषामन्यत्र प्रयोजनानि वक्ष्यामः ॥१४॥

એ રસોના સંયોગો ત્રેસઠ થાય છે; જેમ કે બબ્બે રસોના સંયોગો પંદર થાય છે, ત્રણ ત્રણ રસોના સંયોગો વીશ થાય છે, ચાર ચાર રસોના સંયોગો પંદર થાય છે, પાંચ પાંચ રસોના સંયોગો ૬ થાય છે, જુદા જુદા રસો ૬ થાય છે અને છનો સંયોગ એક થાય છે. એમનાં પ્રયોજનો ઉત્તરતંત્રના ૬૩મા અધ્યાયમાં કહીશું.[1] ૧૪

### બળવાન ઉપર રસની અસર

भवति चात्र ॥

जग्धाः षडधिगच्छन्ति बलिनो वशतां रसाः।
यथा प्रकुपिता दोषा वशं यान्ति बलीयसः ॥१५॥

આ રસોના વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'જેમ દોષો પ્રકોપ પામેલા છતાં પણ અતિ બળવાન માણસને વશ થઈ જાય છે, તેમ વારંવાર એક એક કરી ખાધેલા છયે રસો પણ અતિ બળવાન માણસને વશ થઈ જાય છે (કશો વ્યાધિ ઉત્પન્ન કરી શકતા નથી).'

૧ રસો ઉપર અત્યંત ઊંડો વિચાર કરાયેલો છે; કારણ કે રોગનું કારણ અમુક રસો જ છે આ રસોમાં ફેરફાર કરવાથી રોગમાં, પ્રકૃતિમાં ફેરફાર થઈ શકે છે; માટે ૬ રસો અને એકબીજાના સંયોગનાં પરિણામ જાણવાની અત્યંત આવશ્યકતા છે. પ્ર.

# અધ્યાય ૪૩ મો

### ઉપક્રમ

अथातो वमनद्रव्यविकल्पविज्ञानीयमध्यायं व्याख्यास्यामः, यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'વમનદ્રવ્યવિકલ્પવિજ્ઞાનીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### મીંઢળ વમન કરાવવાનો પહેલો યોગ

वमनद्रव्याणां फलाख्यानां मदनफलानि श्रेष्ठतमानि भवन्ति।

अथ मदनपुष्पाणामातपपरिशुष्काणां चूर्णमञ्जलिं प्रत्यक्पुष्पासदापुष्पीनिम्बकषायाणामन्यतमेनालोड्य मधुसैन्धवयुक्तां मात्रां पाययित्वा वामयेत्।

मदनशलाटुचूर्णान्येवं वा वकुलरम्यकोपयुक्तानि मधुलवणयुक्तान्यभिप्रतप्तानि मदनशलाटुचूर्णसिद्धां वा तिलतण्डुलयवागूम्।

निर्वृत्तानां वा नातिहरितपाण्डूनां कुशमूढावबद्धमृद्गोमयप्रलिप्तानां यवतुषमुद्गमाषशाल्यादिधान्यराशावष्टरात्रोषितक्लिन्नभिन्नानां फलानां फलपिप्पलीरुद्धृत्यातपे शोषयेत्तासां दधिमधुपललविमृदितपरिशुष्काणां सुभाजनस्थानामन्तर्नखमुष्टिमुष्णे यष्टीमधुककषाये कोविदारादीनामन्यतमे वा कषाये विमृद्य रात्रिपर्युषितं मधुसैन्धवयुक्तमाशीर्भिरभिमन्त्रितमुदङ्मुखः प्राङ्मुखमातुरं पाययेतानेन मन्त्रेणाभिमन्त्र्य–

'ब्रह्मदक्षाश्विरुद्रेन्द्रभूचन्द्रार्कानलानिलाः।
ऋषयः सौषधीग्रामा भूतसङ्घास्तु पान्तु ते ॥
रसायनमिवर्षीणां देवानाममृतं यथा।
सुधेवोत्तमनागानां भैषज्यमिदमस्तु ते ॥'

विशेषेण श्लेष्मज्वरप्रतिश्यायान्तर्विद्रधिष्वप्रवर्तमाने वा दोषे पिप्पलीवचागौरसर्षपकल्कोन्मिश्रैः सलवणैरुष्णाम्बुभिः पुनः पुनः प्रवर्तयेदासम्यग्वा–

૧ વમનદ્રવ્યના પ્રયોગો જણાવવા વિષેનો.

न्तलक्षणादिति ॥

मदनफलमज्जचूर्णं वा तत्कायपरिभावितं मदनफलकषायेण। मदनफलमज्जसिद्धस्य वा पयसः संतानिकां क्षौद्रयुक्ताम्। मदनफलमज्जसिद्धं वा पयः। मदनफलमज्जसिद्धेन वा पयसा यवागूमधोभागासृक्पित्तहृद्दाहयोः ॥

मदनफलमज्जसिद्धस्य वा पयसो दधिभावमुपगतस्य दध्युत्तरं दधि वा कफप्रसेकच्छर्दिमूर्च्छातमकेषु ॥

मदनफलमज्जस्नेहं वा भल्लातकस्नेहवदादाय फाणितीभूतं लेहयेदातपपरिशुष्कं वा मदनफलमज्जचूर्णं जीवन्तीकषायेण पित्ते कफस्थानगते ॥

मदनफलमज्जक्वाथं वा पिप्पल्यादिप्रतीवापं तच्चूर्णं वा निम्बरूपिकाकषाययोरन्यतरेण कफव्याधिहरं मदनफलमज्जचूर्णं वा मधूककाश्मर्यद्राक्षाकषायेण संतर्पणं च। मदनफलविधानमुक्तम् ॥२

મીંઢળ, કુકડવેલ તથા કડવાં તૂરિયાં વગેરે જે જે વમનદ્રવ્યો[1] કહેલાં છે, તેઓમાં મીંઢળ અત્યંત શ્રેષ્ઠ છે.

પહેલો યોગ:

મીંઢળને તડકામાં સૂકવી, તેનું ચૂર્ણ કરી, તે ચૂર્ણમાંથી ચાર તોલાભાર ચૂર્ણ લઈ, તે ચૂર્ણને અઘેડાના ક્વાથમાં ઘોળી, તેમાં મધ તથા સૈંધવ નાખી, તે ક્વાથ પાઈને વમન કરાવવું.

બીજો યોગ:

મીંઢળને તડકામાં સૂકવી, તેનું ચૂર્ણ કરી, તે ચૂર્ણમાંથી ચાર તોલાભાર ચૂર્ણ લઈ તેને આકડાના ક્વાથમાં ઘોળી, તેમાં મધ તથા સૈંધવ નાખી, તે ક્વાથ પાઈને વમન કરાવવું.

ત્રીજો યોગ:

મીંઢળને તડકામાં સૂકવી, તેનું ચૂર્ણ કરી, તે ચૂર્ણમાંથી ચાર તોલાભાર ચૂર્ણ લઈ, તેને લીંબડાના ક્વાથમાં ઘોળી, તેમાં મધ તથા સૈંધવ નાખી, તે ક્વાથને પાઈને વમન કરાવવું.

ચોથો યોગ:

કાચાં મીંઢળના ચાર તોલાભાર ચૂર્ણમાં બોલસરી તથા બકાન નાખી, અઘેડાના રસમાં ઘોળી, ગરમ કરી, તેમાં મધ તથા સૈંધવ નાખી, તે રસ પાઈને વમન કરાવવું.

પાંચમો યોગ:

કાચાં મીંઢળના ચાર તોલાભાર ચૂર્ણમાં બોલસરી તથા બકાન નાખી, આકડાના રસમાં ઘોળી, ગરમ કરી, તેમાં મધ તથા સૈંધવ નાખી તે રસ પાઈને વમન કરાવવું.

છઠ્ઠો યોગ:

કાચાં મીંઢળના ચાર તોલાભાર ચૂર્ણમાં બોલસરી તથા બકાન નાખી, લીંબડાના રસમાં ઘોળી, ગરમ કરી, તેમાં મધ તથા સૈંધવ નાખી, તે રસ પાઈને વમન કરાવવું.

સાતમો યોગ:

કાચાં મીંઢળનું ચાર તોલાભાર ચૂર્ણ નાખીને પકાવેલી તલની તથા ચોખાની રાબ ચટાડીને વમન કરાવવું.

આઠમો યોગ:

પાકેલાં છતાં અત્યંત લીલાં કે પાંડુ ન થઈ ગયાં[1] હોય એવાં મીંઢળોને ચોતરફ દર્ભના પાટાથી બાંધી, તે પાટા ઉપર છાણમાટીનો

---

૧ આયુર્વેદમાં વમનને અતિ મહત્ત્વનું અંગ શોધનનું ગણ્યું છે, કારણ કે હોજરીમાં રહેલો કફ હોજરીમાંથી જ સીધો બહાર આવે તો તે ગ્રહણીમાં જઈ છિદ્રોને પૂરી દેતો નથી. વમન સિવાય જે વિરેચન દ્રવ્યો યોજવામાં આવે છે તેનાથી હોજરીનો કફ ગ્રહણીમાં જઈ ગ્રહણીના છિદ્રોને પૂરી દે છે. આ રીતે જોતાં હોજરીમાં મીંઢળ વગેરે આ અધ્યાયમાં દર્શાવેલાં દ્રવ્યો યોજાય તો કફ સીધો જ બહાર ચાલ્યો જાય અને વિરેચન દ્રવ્યો દોષોનું બરોબર વિરેચન પણ કરી શકે. પ્ર.

૧ પાકીને અત્યંત લીલા વર્ણવાળા, પાંડુ વર્ણવાળા થઈ ગયાં હોય, તો તેઓના વીર્યનો અતિક્રમ થઈ જાય છે.

લેપ કરી, જવનાં ફોતરાંના ઢગલામાં અથવા મગ, અડદ કે ચોખા વગેરે ધાન્યના ઢગલામાં આઠ રાત સુધી રાખવાં. આમ કરવાથી એ મીંઢળો ઢીલાં થઈ પોતાની મેળે ફાટી જાય; એટલે તેમનાં બીજ કાઢી લઈને તડકામાં સૂકવવાં. પછી એ બીજોને દહીં, મધ તથા માંસમાં ખૂબ વાટી ફરી વાર સૂકવીને સારા વાસણમાં ભરી રાખવાં. એ ચૂર્ણમાંથી નાની મૂઠી ભરી તે ચૂર્ણને જેઠીમધના ગરમ કાઢામાં ચોળી નાખી, રાતવાસી રહેવા દઈ તેમાં મધ તથા સૈંધવ નાખવાં. પછી વૈદ્યે તે કાઢાને વેદોક્ત આશીર્વાદના મંત્રોથી મંતરી, પોતાનું મુખ ઉત્તર તરફ રાખી, આતુરને ઊગમણે મોઢે બેસાડી તથા નીચે પ્રમાણે અર્થવાળા મૂલોક્ત મંત્રોથી અભિમંત્રિત કરી તે કાઢો પાવો.

'બ્રહ્મા, દક્ષ, અશ્વિનીકુમાર, રુદ્ર, ઇંદ્ર, પૃથ્વી, ચંદ્ર, સૂર્ય, અગ્નિ, પવન, ઋષિઓ, ઔષધિઓના સમૂહો અને સર્વ ભૂતોના સમૂહો તારું રક્ષણ કરજો. જેમ રસાયન ઋષિઓને, અમૃત દેવતાઓને આપે છે અને સુધા ઉત્તમ નાગોને આરોગ્ય આપે છે, તેમ આ ઔષધ તને આરોગ્ય આપજો.'

**નવમાથી ઓગણીસમા સુધીના યોગો:**

ઉપર પ્રમાણે જ મીંઢળનાં બીજોનાં ચૂર્ણને તૈયાર કરી, તેમાંથી એક મૂઠી ચૂર્ણ લઈ, તે ચૂર્ણને આ સ્થાનના સંશોધનસંશમનીય નામના ઓગણચાળીસમા અધ્યાયના બીજા વિષયમાં કહેલાં કંચનાર વગેરે અગિયાર ઔષધોમાંથી કોઈ ઔષધના કાઢામાં ચોળી નાખી, રાતવાસી રહેવા દઈ, તેમાં મધ તથા સૈંધવ નાખવાં અને પછી વૈદ્યે ઉપર પ્રમાણે જ મંત્રોચ્ચાર વગેરેની ગોઠવણ કરીને તે કાઢો આતુરને પાવો.

**આઠમાથી ઓગણીસમા સુધીના યોગોનો વિષય:**

વિશેષે કરી કફજ્વર, સળેખમ અને અંદરના વિદ્રધિમાં ઉપર કહેલા યોગોનો ઉપયોગ કરવો.

**યોગ આપ્યા પછી વમન ન થાય તો?:**

યોગ આપ્યા પછી દોષની પ્રવૃત્તિ ન થાય, તો પીપર, વજ તથા ધોળા સર્ષપના કલ્કથી તથા સૈંધવથી ઊના જળને મિશ્રિત કરી, તે પાઈને વમનનો યોગ થયાનાં ચિહનો જોવામાં આવે ત્યાં સુધી વારંવાર વમન કરાવવું.

**વીસમો યોગ:**

મીંઢળની મજ્જાનું (મીંઢળની અંદરના સ્નિગ્ધ ભાગનું) ચૂર્ણ કરી, તેમાંથી ચાર તોલાભાર ચૂર્ણ લઈ, મીંઢળના ક્વાથની ભાવના આપી, મીંઢળના ક્વાથની સાથે જ પાઈને વમન કરાવવું.

**એકવીસમો યોગ:**

મીંઢળની મજ્જાનું ચાર તોલાભાર ચૂર્ણ અંદર નાખીને પકાવેલા દૂધની તર મધની સાથે ચટાડીને વમન કરાવવું.

**બાવીસમો યોગ:**

મીંઢળની મજ્જાનું ચાર તોલાભાર ચૂર્ણ નાખી પકાવેલું દૂધ પાઈને વમન કરાવવું.

**ત્રેવીસમો યોગ:**

મીંઢળની મજ્જાનું ચૂર્ણ અંદર નાખી પકાવેલા દૂધની સાથે રાબ પાઈને વમન કરાવવું.

**વીસમાથી ત્રેવીસમા સુધીના યોગોનો વિષય**

અધોભાગના રક્તપિત્તમાં[1] અને પિત્તે કરેલા હૃદયના દાહમાં ઉપર કહેલા યોગોનો ઉપયોગ કરવો.[2]

---

૧ સ્નાયુઓ ઉપરની બાજુએ સંકોચાવાથી લોહી બંધ થાય છે પ્ર.

૨ અધોભાગના રક્તપિત્તમાં અને પિત્તે કરેલા દાહમાં કેવળ એકવીસમા યોગનો જ ઉપયોગ કરવો, એમ ડલ્હન કહે છે; પણ મૂળ ગ્રંથનો અન્વય જોતાં એમાં વીસમાથી તેવીસમા સુધીના ચારે યોગોનો ઉપયોગ કરવો, એમ જણાય છે.

ચોવીસમો યોગ અને તેનો વિષય

મીંઢળની મજ્જાના ચાર તોલાભાર ચૂર્ણની સાથે પકાવેલા દૂધનું દહીં કરીને ને દહીંની ઉપરનો જાડો ભાગ ચટાડી વમન કરાવવું. કફ સંબંધી લાળનો સ્રાવ, ઊલટી, મૂર્છા અને તમકશ્વાસમાં આ યોગનો ઉપયોગ કરવો.

પચીસમો યોગ અને તેનો વિષય

મીંઢળની મજ્જાના ચાર તોલાભાર ચૂર્ણની સાથે પકાવેલા દૂધનું દહીં કરી, તે પાઈને વમન કરાવવું. આ યોગનો ઉપયોગ પણ કફ સંબંધી લાળનો સ્રાવ, ઊલટી, મૂર્છા અને તમકશ્વાસમાં કરવો.

છવ્વીસમો યોગ અને તેનો વિષય

ચિકિત્સિતસ્થાનના દ્વિવ્રણીયચિકિત્સિત નામના પહેલા અધ્યાયના ૯૭મા વિષયમાં કહ્યા પ્રમાણે ભિલામાના સ્નેહની પેઠે મીંઢળની મજ્જાનો સ્નેહ લઈ તે રાબ જેવો સ્નેહ ચટાડીને વમન કરાવવું. પિત્ત કફના સ્થાનમાં આવ્યું હોય, ત્યારે આ યોગનો ઉપયોગ કરવો.

સત્તાવીસમો યોગ અને તેનો વિષય

મીંઢળની મજ્જાના ચાર તોલાભાર ચૂર્ણને તડકામાં સૂકવી જીવંતીના[1] ક્વાથની સાથે પાઈને વમન કરાવવું. પિત્ત કફના સ્થાનમાં આવ્યું હોય, ત્યારે આ યોગનો ઉપયોગ કરવો.

અઠ્ઠાવીસમો યોગ અને તેનો વિષય

મીંઢળની ચાર તોલાભાર મજ્જાના ક્વાથમાં (તે ક્વાથ પાકવા આવે તે સમયમાં) પિપ્પલ્યાદિ ગણનો કલ્ક નાખી તે ક્વાથ સિદ્ધ થાય, ત્યારે પાવો. કફ સંબંધી વ્યાધિમાં આ યોગનો ઉપયોગ કરવો.

[1] જીવંતી એ એક સાકા અજમાની જાત છે અને ખારા રસવાળી છે, તથા પહાડોમા લતારૂપે થાય છે. (ડલ્હન)

ઓગણત્રીસમો યોગ અને તેનો વિષય

મીંઢળની ચાર તોલાભાર મજ્જાનું ચૂર્ણ લીંબડાના ક્વાથની સાથે પાઈને વમન કરાવવું. કફ સંબંધી વ્યાધિમાં આ યોગનો ઉપયોગ કરવો.

ત્રીસમો યોગ અને તેનો વિષય

મીંઢળની ચાર તોલાભાર મજ્જાનું ચૂર્ણ આંકડાના ક્વાથની સાથે પાઈને વમન કરાવવું. કફ સંબંધી વ્યાધિમાં આ યોગનો ઉપયોગ કરવો.

એકત્રીસમો યોગ અને તેનો વિષય

મીંઢળની ચાર તોલાભાર મજ્જાનું ચૂર્ણ મહુડાં, સીવણનાં ફળ અને દ્રાક્ષના ક્વાથની સાથે પાઈને વમન કરાવવું. આ યોગ કફ સંબંધી રોગોને હરે છે તથા પીવામાં પણ રુચિ આપે છે. આ પ્રમાણે મીંઢળના એકત્રીસ યોગો કહ્યા. ૨

કૂકડવેલનાં પુષ્પોથી વમન કરાવવાના યોગો અને તેઓનો વિષય

जीमूतककुसुमचूर्णं वा पूर्ववदेव क्षीरेण। निर्वृत्तेषु क्षीरयवागूं, रोमशेषु सन्तानिकामरोमशेषु दध्युत्तरं, हरितपाण्डुषु दधि तत्कषायसंसृष्टां वा सुरां, कफारोचककासश्वासपाण्डुरोगयक्ष्मसु पर्यागतेषु मदनफलमज्जवदुपयोगः ॥ ३ ॥

કૂકડવેલનાં પુષ્પોનું ચાર તોલાભાર ચૂર્ણ લઈ તે ચૂર્ણને અઘેડાના, આકડાના અથવા લીંબડાના ક્વાથમાં ઘોળી, તેમાં મધ તથા સૈંધવ નાખીને તે ક્વાથ પાવો; અથવા તેના એક નાની મૂઠીથી ભરેલા ચૂર્ણને જેઠીમધના કે કંચનાર આદિ અગિયાર ઔષધોમાંના કોઈ ઔષધના ક્વાથમાં ઘોળી, રાતવાસી રહેવા દઈ, તેમાં મધ તથા સૈંધવ નાખીને તે ક્વાથ પાવો; અથવા કૂકડવેલનાં પુષ્પોનું ચૂર્ણ દૂધમાં ઘોળીને તે દૂધ પાઈ દેવું. કૂકડવેલનાં પુષ્પો પાકી ગયાં હોય તો તેઓનું ચાર તોલાભાર ચૂર્ણ નાખી,

દૂધ પકાવીને તે દૂધની સાથે રાબ પાવી. કૂકડવેલનાં પુષ્પો રૂંછાડવાળાં થઈ ગયાં હોય અર્થાત્ કઠણ થઈ ગયાં હોય, તો તેના ચાર તોલાભાર ચૂર્ણની સાથે પકાવેલા દૂધની તર મધની સાથે ચટાડીને વમન કરાવવું. જો રૂંછાડ વગરનાં હોય અર્થાત્ વધારે પાકી ગયાં હોય, તો તેના ચાર તોલાભાર ચૂર્ણની સાથે પકાવેલા દૂધનું દહીં કરીને તે દહીંનો ઉપરનો જાડો ભાગ ચટાડવો. જો એ પુષ્પો અત્યંત પાકીને લીલા વર્ણવાળાં કે પાંડુ વર્ણવાળાં થઈ ગયાં હોય, તો તેના ચાર તોલાભાર ચૂર્ણની સાથે પકાવેલા દૂધનું દહીં કરીને તે દહીં પાવું અથવા એ પુષ્પોના ક્વાથના સંસર્ગથી પૈષ્ટી મદિરા બનાવીને તે મદિરા પાવી.

કફ, અરોચક, ખાંસી, શ્વાસ, પાંડુરોગ અને યક્ષ્મરોગમાં ઉપર કહેલા યોગોનો ઉપયોગ કરવો.

કૂકડવેલનાં પુષ્પો બહુ પાકી ન ગયાં હોય, પણ લીલા વર્ણનાં કે પાંડુ વર્ણનાં થઈ ગયાં હોય, તો મીંઢળની મજ્જાની પેઠે જ બીજા યોગો કરીને તેમનો ઉપયોગ કરાવવો. ૩

### ઇંદ્રજવ તથા કડવી ઘિસોડીથી વમન કરાવવાના યોગો

तद्वदेव कुटजफलविधानम् ॥ कृतवेधनानामप्येष एव कल्पः ॥ ४ ॥

ઇંદ્રજવનાં ફળોથી વમન કરાવવાના યોગો પણ ઉપર પ્રમાણે જ કરવા અને કડવી ઘિસોડીથી વમન કરાવવાની ગોઠવણ પણ એ પ્રમાણે જ કરવી.

### કડવી તુંબડીથી વમન કરાવવાના યોગો અને તેમનો વિષય

इक्ष्वाकुकुसुमचूर्णं वा पूर्ववदेव क्षीरेण । कासश्वासच्छर्दिकफरोगेष्वप्योगः ॥ ५ ॥

કડવી તુંબડીનાં ફૂલોથી વમન કરાવવાના યોગો પણ મીંઢળથી વમન કરાવવાના યોગોની પેઠે ગોઠવી લેવા, અથવા તે ફૂલોનું ચૂર્ણ દૂધમાં ઘોળીને તે દૂધ પાઈ દેવું.

આ યોગોનો ઉપયોગ ખાંસી, શ્વાસ, ઊલટી અને કફ સંબંધીના રોગોમાં કરવો. ૫

### કડવાં તૂરિયાંથી વમન કરાવવાના યોગો અને તેમનો વિષય

धामार्गवस्यापि मदनफलमज्जवदुपयोगो विशेषतस्तु गरगुल्मोदरकासश्वासश्लेष्मामयेषु वायौ च कफस्थानगते ॥ ६ ॥

કડવાં તૂરિયાંથી વમન કરાવાના યોગો પણ મીંઢળની મજ્જાથી વમન કરાવવાના યોગોની પેઠે જ કરવા.

આ યોગોનો વિશેષ ઉપયોગ ઝેર, ગુલ્મ, ઉદરરોગ, ખાંસી, શ્વાસ તથા કફ સંબંધી રોગોમાં કરવો અને વાયુ કફના સ્થાનમાં ગયો હોય, તો તે સંબંધીના વ્યાધિમાં પણ કરવો. ૬

### સૂંઘાડવાથી વમન કરાવવાનો યોગ અને તેનો વિષય

कृतवेधनफलपिप्पलीनां वमनद्रव्यकषायपरिपीतानां बहुशश्चूर्णमुत्पलादिषु दत्तमाघ्रातं वामयति, तत्त्वनवबद्धदोषेषु यवागूमाकण्ठात्पीतवत्सु च विदध्यात् ॥ ७ ॥

કડવી ઘિસોડીનાં ફળોમાંથી બીજ કાઢી લઈ તે બીજોને વમનદ્રવ્યોના ક્વાથોની તથા સ્વરસ વગેરેની ઘણીઘણી ભાવનાઓ આપી, પછી તેમના ચૂર્ણને ઉત્પલાદિ ગણની સાથે મિશ્રિત કરીને સૂંઘાડતાં તે ચૂર્ણ વમન કરાવે છે.

અત્યંત વૃદ્ધિ પામેલા દોષોવાળા આતુરોને ગળા સુધી રાબ પાઈને પછી ઉપર કહેલું ચૂર્ણ સૂંઘાડવું. ૭

### ભાવનાઓ દેવાથી વધારે ફળ

वमनविरेचनशिरोविरेचनद्रव्याण्येवं वा प्रधानतमानि भवन्ति ॥ ८ ॥

વમન, વિરેચન અને શિરોવિરેચનનાં દ્રવ્યોને પણ જેમ જેમ તેવા જ પ્રકારનાં દ્રવ્યોની ઘણી

ઘણી ભાવનાઓ દેવામાં આવે, તેમ તેમ તે દ્રવ્યો અતિશય શક્તિવાળાં થાય છે. ૮

વમન સંબંધી યોગોની કલ્પના

भवतश्चात्र ॥

वमनद्रव्ययोगानां दिगियं सम्प्रकीर्तिता।
तां विभज्य यथाव्याधि कालशक्तिविनिश्चयात् ॥
कषायैः स्वरसैः कल्कश्चूर्णैरपि च बुद्धिमान्।
पेयलेह्याद्यभोज्येषु वमनान्युपकल्पयेत् ॥ ९ ॥

આ શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'આ વમનદ્રવ્યોના યોગોનો માર્ગ અમે કહ્યો છે. બુદ્ધિમાન વૈદ્યે કાળનો તથા વીર્ય વગેરેનો નિશ્ચય કરી, જેવો રોગ હોય તે પ્રમાણે આ માર્ગના વિભાગો કરી નાખી ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય (ચાટવા યોગ્ય) તથા પેય (પીવા યોગ્ય) પદાર્થોમાં ક્વાથોથી, સ્વરસોથી, કલ્કોથી તથા ચૂર્ણોથી પણ વમનદ્રવ્યોના પ્રયોગો ગોઠવવા.

## અધ્યાય ૪૪ મો

### ઉપક્રમ

अथातो विरेचनद्रव्यविकल्पविज्ञानीयमध्यायं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥१

હવે શિષ્યોના પૂછવાથી 'વિરેચનદ્રવ્યવિજ્ઞાનીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

વિરેચનમાં પ્રધાન દ્રવ્યો

अरुणाभं त्रिवृन्मूलं श्रेष्ठं मूलविरेचने।
प्रधानं तिल्वकस्त्वक्षु फलेष्वपि हरीतकी ॥
तैलेष्वेरण्डजं तैलं स्वरसे कारवेल्लिका।
सुधापयः पयस्सूक्तमिति प्राधान्यसंग्रहः ॥
तेषां विधानं वक्ष्यामि यथावदनुपूर्वशः ॥२॥

મૂળરૂપ વિરેચનોમાં કાંઈક રતાશવાળું નસોતરનું[1] મૂળ ઉત્તમ છે. છાલરૂપ વિરેચનોમાં મોટા લોધર[2] ઉત્તમ છે. ફળરૂપ વિરેચનોમાં હરડે ઉત્તમ છે. તેલરૂપ વિરેચનોમાં એરંડિયું તેલ ઉત્તમ છે. સ્વરસરૂપ વિરેચનોમાં કારેલીનો સ્વરસ ઉત્તમ છે અને દૂધરૂપ વિરેચનોમાં થોરનું દૂધ ઉત્તમ છે. આ પ્રમાણે વિરેચનદ્રવ્યોમાં જેઓ મુખ્ય છે તેમનો સંગ્રહ કહ્યો. હવે યોગ્યતાનુસાર તેમના પ્રયોગની રીત અનુક્રમથી કહું છું.

વાતરોગી માટે વિરેચન

वैरेचनद्रव्यरसानुपीतं मूलं महत्त्रैवृतमस्तदोषम्। चूर्णीकृतं सैन्धवनागराढ्यमम्लैः पिबेन् मारुतरोगजुष्टः ॥३॥

જેમાં કીડા પડવા વગેરે કશી ખરાબી ન થઈ હોય એવું નસોતરનું મોટું મૂળ લઈ, તેનું ચૂર્ણ કરી, તેને નસોતર વગેરે વિરેચન દ્રવ્યોના રસોની ભાવના આપી, સિંધવથી તથા સૂંઠથી મિશ્રિત કરીને સૌવીરક તથા દહીં વગેરે ખાટા પદાર્થોની સાથે પાવું. આ પ્રયોગ વાયુના રોગવાળા માટે છે. ૩

પિત્તરોગી માટે વિરેચન

इक्षोर्विकारैर्मधुरै रसैस्तत्
पैत्ते गदे क्षीरयुतं पिबेच्च ॥४॥

જેમાં કીડા પડવા વગેરે કશી ખરાબી ન થઈ હોય એવું નસોતરનું મોટું મૂળ લઈ, તેનું ચૂર્ણ કરી, તેને નસોતર વગેરે વિરેચન દ્રવ્યોના રસોની ભાવના આપી, સિંધવથી તથા સૂંઠથી મિશ્રિત કરીને તેને ખાંડના કે સાકરના પાણીની સાથે, અથવા કાકોલી આદિ મધુર ગણના

[1] વિરેચનદ્રવ્યોના ભેદનું જ્ઞાન આપવા વિષેનો.

[1] નસોતર ધોળા મૂળવાળું અને રાતા મૂળવાળું એમ બે જાતનું હોય છે, તેમાંથી રાતા મૂળવાળું લેવું. પ્ર.

[2] લોધરના ગુણોનું નિરૂપણ જોતાં તો તેમાં ગ્રાહીપણું જોવામાં આવે છે। મોટા લોધરનાં નામોમાં 'વિરેકી' એ નામ પણ છે, કે જેથી તેમાં વિરેચનશક્તિ હોવાનું માલમ પડે છે.

ક્વાથની સાથે, અથવા દૂધની સાથે પાવું. આ યોગ પિત્તના રોગવાળા માટે છે. ૪

**કફરોગી માટે વિરેચન**

गुडूच्यरिष्टत्रिफलारसेन
सव्योषमूत्रं कफजे विरेचत्॥५॥

જેમાં કીડા પડવા વગેરે કશી ખરાબી ન થઈ હોય, એવું નસોતરનું મોટું મૂળ લઈ, તેનું ચૂર્ણ કરી, તેને નસોતર વગેરે વિરેચન દ્રવ્યોના રસોની ભાવના આપી, સિંધવથી તથા સૂંઠથી મિશ્રિત કરીને ગળોના, લીમડાના તથા ત્રિફળાના ક્વાથની સાથે, અથવા જેમાં સૂંઠ, મરી તથા પીપરનું ચૂર્ણ નાખ્યું હોય, એવા ગોમૂત્રની સાથે પાવું. આ યોગ કફના રોગવાળા માટે છે. ૫

**વાતશ્લેષ્મિકરોગી માટે વિરેચનના બે યોગ**

त्रिवर्णकत्र्यूपणयुक्तमेतद् गुडेन लिह्यादनवेन चूर्णम्। प्रस्थे च तन्मूलरसस्य दत्त्वा तन्मूलकल्कं कुडवप्रमाणम्। कर्षोन्मिते सैन्धवनागरे च विपाच्य कल्कीकृतमेतदद्यात्॥६॥

જેમાં કીડા પડવા વગેરે કશી ખરાબી ન થઈ હોય, એવું નસોતરનું મોટું મૂળ લઈ, તેનું ચૂર્ણ કરી, તેને નસોતર વગેરે વિરેચન દ્રવ્યોના રસોની ભાવના આપી, તેમાં તેના જેટલું જ તજ, તમાલપત્ર, એલચી, સૂંઠ, મરી તથા પીપરનું ચૂર્ણ મિશ્રિત કરી, તે ચૂર્ણ જૂના ગોળની સાથે ખવરાવવું; અથવા જેમાં કીડા પડવા વગેરે કશી ખરાબી ન થઈ હોય, એવાં નસોતરનાં મોટાં મૂળ લઈ, તેના ચોસઠ તોલાભારના ક્વાથમાં તે જ મૂળનો સોળ તોલાભાર કલ્ક નાખી અને તેમાં એક એક તોલાભાર સિંધવ તથા સૂંઠ પણ નાખી, તે ક્વાથને પકાવી; લુગદી જેવો થઈ જાય ત્યારે તેમાંથી યોગ્ય માત્રા ખવડાવવી. આ બે યોગો વાતશ્લેષ્મિકરોગવાળા માટે છે. ૬

**વિરેચનનો છઠ્ઠો યોગ**

तत्कल्कभागः समहौषधार्द्धः
ससैन्धवो मूत्रयुतश्च पेयः॥७॥

નસોતરના કલ્કનો એક ભાગ લઈ તેમાં અરધા ભાગ જેટલી સૂંઠ તથા અરધા ભાગ જેટલો સિંધવ નાખી ગોમૂત્ર સાથે પાવો. ૭

**વિરેચનનો સાતમો યોગ**

समास्त्रिवृन्नागरकाऽभयाः स्युर्भागार्द्धकं पूगफलं सुपक्वम्। विडङ्गसारो मरिचं सदारु योगः ससिन्धूद्भवमूत्रयुक्तः॥८॥

નસોતર, સૂંઠ તથા હરડેનાં ચૂર્ણોને સમભાગે લઈ, મિશ્રિત કરી, તેમાં નસોતરના અરધા ભાગ જેટલાં જૂનાં પાકેલાં સોપારી, વાવડિંગનાં બીજ, મરી, દેવદાર તથા સિંધવનાં ચૂર્ણો નાખી તે એકઠા કરેલા ચૂર્ણને ગોમૂત્ર સાથે પાવું. ૮

**વિરેચનનો આઠમો યોગ**

विरेचनद्रव्यभवं तु चूर्णं रसेन तेषां मतिमान्विमृद्य। तन्मूलसिद्धेन च सर्पिषाक्तं सेव्यं तदाज्ये गुटिकीकृतं च॥९॥

વિરેચન દ્રવ્યોના ચૂર્ણને તે દ્રવ્યોના જ રસની ભાવના આપી અને પછી તે દ્રવ્યોનાં મૂળોના કલ્કથી પકાવેલાં ઘીની ભાવના[1] આપીને તેની એ જ ઘીમાં ગોળીઓ વાળીને તે ગોળીઓનું સેવન કરાવવું. ૯

**વિરેચનનો નવમો યોગ**

गुडे च पाकाभिमुखे निधाय चूर्णीकृतं सम्यगिदं विपाच्य। शीतं त्रिजातात्क्तमयो विमृद्य योगानुरूपा गुटिकाः प्रयोज्याः॥१०॥

ચૂર્ણથી બમણા ગોળને એક પાત્રમાં નાખી, અગ્નિ પર મૂકી, તે ગોળ પાકવા આવે,

[1] જેટલા રસથી ચૂર્ણ ભીનું થાય તેટલા રસની જ ભાવના દેવી અને જેટલા ઘીથી ચૂર્ણ સ્નિગ્ધ થાય તેટલા ઘીની જ ભાવના દેવી.

ત્યારે તેમાં તે વિરેચન દ્રવ્યોનું ચૂર્ણ નાખી, સારી રીતે પકાવી, નીચે ઉતારી લઈ, ગોળ ઠંડો પડે ત્યારે તેમાં સુગંધી માટે તજ, તમાલપત્ર તથા એલચી નાખી, બરાબર ચોળીને તે ગોળની યોગને અનુસરતી ગોળીઓ વાળીને તેનો પ્રયોગ કરવો. ૧૦

વિરેચનનો દશમો યોગ

वैरेकीयद्रव्यचूर्णस्य मागं सिद्धं सार्द्धं क्काथभागैश्चतुर्भिः । आमृद्गीयात्सर्पिषा तच्छृतेन तत्क्काथोष्मस्वेदितं सामितं च॥ पाकप्राप्ते फाणिते चूर्णितं तद् क्षिप्तं पक्कं चावतार्य प्रयत्नात् । शीतीभूता मोदका हृद्यगन्धाः कार्यास्त्वेवे भक्ष्यकल्पाः समासात् ॥ ११ ॥

નસોતર વગેરે વિરેચન દ્રવ્યોના ચૂર્ણનો એક ભાગ લઈ, તેને તે જ દ્રવ્યોના ચોગણા ક્વાથમાં પકાવવો; પછી તે જ દ્રવ્યોના કલ્કથી પકાવેલા ઘીમાં તે ચૂર્ણ જેટલો જ ઘઉંનો મેંદો નાખી ખૂબ શેકીને તેને તે જ દ્રવ્યોના જુદા ક્વાથમાં પકાવવો. પછી એ શીરો પાકવા આવે ત્યારે તેમાં પેલું ચૂર્ણ નાખી દેવું અને પાકી રહે ત્યારે પ્રયત્નપૂર્વક તે શીરાને નીચે ઉતારી લેવો. શીરો ઠંડો પડીને લાડુ વાળવા જેવો થાય, ત્યારે તેમાં તજ વગેરે સુગંધી પદાર્થો નાખીને તેના નાના લાડુ વાળવા અને તેનો પ્રયોગ કરવો.

વિરેચનનો અગિયારમો યોગ

रसेन तेषां परिभाव्य मुद्गान् यूषः ससिन्धूद्भवसर्पिरिष्टः । वैरेचनेरन्यैरपि वैदलैः स्याद् एवं विदध्याद्वमनौषधैश्च ॥ १२ ॥

નસોતર વગેરે વિરેચન દ્રવ્યોના રસથી મગને ભાવના આપી, તે મગનો યૂષ[1] બનાવી તેમાં સિંધવ તથા ઘી નાખીને તે યૂષનો ઉપયોગ કરાવવો.

આ મગના યૂષની પેઠે જ મસૂર આદિ બીજાં પણ શિંબી ધાન્યોના[2] યૂષો બનાવીને તેઓનો પણ ઉપયોગ કરાય. વમન કરાવવું હોય ત્યારે મગ વગેરે શિંબીધાન્યોને વમનદ્રવ્યોના રસથી ભાવના આપી તે ધાન્યોના યૂષો બનાવીને તેઓનો પણ ઉપયોગ કરાય. ૧૨

વિરેચનનો બારમો યોગ

भित्त्वा द्विधेक्षुं परिलिप्य कल्कैस्त्रिमण्डिजातैः प्रतिबध्य रज्ज्वा । पक्कं च सम्यक् पुटपाकयुक्त्या खादेत्तु तं पित्तगदी सुशीतम् ॥ १३ ॥

શેરડીને ચીરી તેમાં ધોળા નસોતરનો કલ્ક ભરી, તે શેરડીને દોરાઓથી બાંધી, સીવણ વગેરેનાં પાંદડાંથી ઢાંકી દઈ, ઉપર માટી લગાવી, નિર્ધૂમ અંગારાની અંદર બાફવા આદિ પુટપાકની રીતિ પ્રમાણે પકાવીને તે શેરડી ઠંડી પડી જાય, ત્યારે ખવડાવવી. આ યોગ પિત્ત સંબંધી રોગવાળા માટે છે. ૧૩

વિરેચનનો તેરમો યોગ

सिताजगन्धात्वक्क्षीरीविदारीत्रिवृतः समाः
लिह्यान्मधुघृताभ्यां तु तृड्दाहज्वरशान्तये ॥१४॥

સાકર, કરમાણી, વંશલોચન, ફગવેલાનો કંદ અને નસોતર–એ સમભાગે લઈ મધની તથા ઘીની સાથે મિશ્રિત કરીને ચટાડવાં. તેથી તૃષાની, દાહની અને જ્વરની શાંતિ થાય છે.

વિરેચનનો ચૌદમો યોગ

शर्कराक्षौद्रसंयुक्तं त्रिवृच्चूर्णावचूर्णितम् ।
रेचनं सुकुमाराणां त्वक्पत्रमरिचांशकम् ॥ १५ ॥

સાકર અને મધમાં નસોતરનું ચૂર્ણ મિશ્રિત કરી, તેમાં નસોતરથી ચોથા ભાગનાં તજ,

[1] આઠ તોલાભાર મગ એકસો અઠ્ઠાવીસ તોલાભાર પાણીમાં પકાવવા. ચોથા ભાગનું પાણી રહે, ત્યારે તેને લૂગડામાં ચોળીને ગાળી લેવું અને પછી તે પાણીને ધાણાજીરા વગેરેથી વઘારવું, એટલે તે યૂષ કહેવાય છે

[2] શીંગમાંથી જે દાણા નીકળે છે તે ધાન્ય, જેમકે મગ, મસૂર, મઠ, તુવેર વગેરે.

તમાલપત્ર તથા મરી નાખીને તે અવલેહ ચટાડવો. આ સુકુમાર મનુષ્યો માટે ઉત્તમ છે. ૧૫

વિરેચનનો પંદરમો યોગ

पचेल्लेहं सिताक्षौद्रपलार्द्धकुडवान्वितम् ।
त्रिवृच्चूर्णयुतं शीतं पित्तघ्नं तद्विरेचनम् ॥ १६ ॥

ચાર તોલાભાર સાકર અને આઠ તોલાભાર મધમાં ચતુર્થાંશભાર નસોતરનું ચૂર્ણ મેળવીને તેને પકાવવું; અને પાક્યા પછી ઠંડું થાય ત્યારે ચટાડવું. આ વિરેચન પિત્તને ટાળનાર છે. (આ યોગમાં મધને અગ્નિથી ગરમ કરવાની કશી હરકત સમજવી નહિ.) ૧૬

વિરેચનનો સોળમો યોગ

त्रिवृच्छ्यामाक्षारशुण्ठीपिप्पलीर्मधुनाऽऽप्नुयात् ।
सर्वश्लेष्मविकाराणां श्रेष्ठमेतद्विरेचनम् ॥ १७ ॥

નસોતર, વરધારો, જવખાર, સૂંઠ અને પીપરને સમભાગે લઈ ચૂર્ણ કરી મધમાં કાલવીને ચટાડવાં. આ વિરેચન કફ સંબંધી સઘળા વિકારો માટે ઉત્તમ છે. ૧૭

વિરેચનનો સત્તરમો યોગ

बीजाढ्यपथ्याकाश्मर्यधात्रीदाडिमकोलजान् ।
तैलभृष्टान्रसानम्लफलैरावाप्य साधयेत् ॥
घनीभूतं त्रिसौगन्ध्यत्रिवृत्क्षौद्रसमन्वितम् ।
लेह्यमेतत्कफप्रायैः सुकुमारैर्विरेचनम् ॥ १८ ॥

સારી પેઠે પાકેલાં હરડે, સીવણનાં ફળ, આમળાં, દાડિમ અને બોર–એટલાં ફળોને તેનાં બીજ સહિત સોળગણા પાણીમાં પકાવીને ક્વાથ કરવો; એ ક્વાથને એરંડિયા તેલમાં પકાવી લઈ, તેમાં તેથી ચોથા ભાગનાં બિજોરાં વગેરે ખાટાં ફળો નાખીને તેનો ફરીવાર પાક કરવો, એ પાક ઘટ્ટ થાય, ત્યારે તેમાં તજ, તમાલપત્ર તથા એલચીનું ચૂર્ણ તથા તે પાકના ચતુર્થાંશ જેટલું નસોતરનું ચૂર્ણ, અને તેના જેટલું જ મધ નાખી તે પાક ચટાડવો. આ અવલેહ ઘણા કફવાળા સુકુમાર માણસો માટે ઉત્તમ છે.

વિરેચનનો અઢારમો યોગ

नीलीतुल्यं त्वगेलं च तैस्त्रिवृत्ससितोपला ।
चूर्णं संतर्पणं क्षौद्रफलाम्लं संनिपातनुत् ॥ १९ ॥

એક ભાગ ગળીની શિંગ, એક ભાગ તજ તથા એલચી અને બે ભાગ નસોતરના ચૂર્ણને સાકરથી, મધથી તથા બિજોરાં વગેરે ખાટાં ફળોથી મિશ્રિત કરીને ખવરાવવું. આ વિરેચન ખાવામાં પણ રુચિ આપનાર છે અને સન્નિપાત મટાડનાર છે. ૧૯

વિરેચનનો ઓગણીસમો યોગ

त्रिवृच्छ्यामासिताकृष्णात्रिफलामाक्षिकैः समैः ।
मोदकाः संनिपातोर्ध्वरक्तपित्तज्वरापहाः ॥ २० ॥

નસોતર, વરધારો, પીપર અને ત્રિફળાને સમભાગે લઈ, ચૂર્ણ કરી, તે ચૂર્ણને બમણી સાકર તથા બમણા મધમાં પકાવીને તેના લાડુ વાળવા. આ લાડુઓ સન્નિપાતને, ઉપરના ભાગના રક્તપિત્તને અને જ્વરને મટાડે છે. ૨૦

વિરેચનનો વીસમો યોગ

त्रिवृद्भागास्त्रयः प्रोक्तास्त्रिफला तत्समा तथा ।
क्षारकृष्णाविडङ्गानि संचूर्ण्य मधुसर्पिषा ॥
लिह्याद्गुडेन गुटिकां कृत्वा वाप्यथ भक्षयेत् ।
कफवातकृतान्गुल्मान्प्लीहोदरहलीमकान् ॥
हन्त्यन्यानपि चाप्येतन्निरपायं विरेचनम् ॥ २१ ॥

ત્રણ ભાગ નસોતર, ત્રણ ભાગ ત્રિફળા અને એક એક ભાગ જવખાર, પીપર તથા વાવડિંગનું ચૂર્ણ કરી, તેને મધમાં તથા ઘીમાં કાલવીને ચટાડવું અથવા ગોળમાં નાખી ગોળી બનાવીને ખવડાવવું. આ વિરેચન કફથી તથા વાયુથી થયેલા ગુલ્મોને, બરલના દરદને, ઉદરરોગોને, હલીમકને તથા બીજા પણ કેટલાક રોગોને મટાડે છે અને તે નિર્દોષ–નિર્ભય છે. ૨૧

વિરેચનનો એકવીસમો યોગ

चूर्णं श्यामा त्रिवृन्नीली कटवी मुस्ता दुरालभा ।
चव्येन्द्रबीजं त्रिफला सर्पिर्मांसरसाम्बुभिः ॥
पीतं विरेचनं तद्धि रूक्षाणामपि शस्यते ॥२२॥

વરવારો, નસોતર, ગળીની શિંગ, કડુ, મોથ, રાતો ધમાસો, ચવક, ઇંદ્રજવ અને ત્રિફળાનું ચૂર્ણ કરી, ઘીની તથા માંસના રસની સાથે પાવામાં આવે, તો તે વિરેચન રૂક્ષ શરીરવાળાઓ માટે ઉત્તમ છે. અને જળની સાથે પાવામાં આવે, તો સ્નિગ્ધ શરીરવાળાઓ માટે પણ ઉત્તમ છે.

વિરેચનનો બાવીસમો યોગ (આસવ)

वैरेचनिकनिःक्वाथभागाः शीतास्त्रयो मताः ।
द्वौ फाणितस्य तच्चापि पुनरग्नावधिश्रयेत् ॥
तत्साधु सिद्धं विज्ञाय शीतं कृत्वा निधापयेत् ।
कलशे कृतसंस्कारे विमज्यर्तू हिमाहिमौ ॥
मासादूर्ध्वं जातरसमासवं मधुगन्धिकम् ।
पिबेदसावेव विधिः क्षारमूत्रासवेष्वपि ॥२३॥

થોર સિવાય બીજાં વિરેચન દ્રવ્યોનો ક્વાથ કરવો; તે ક્વાથને ઠંડો કરી તેના ત્રણ ભાગ અને સાથવાની રાબના બે ભાગ—એમ પાંચ ભાગોને મિશ્રિત કરી પાછા અગ્નિ પર ચડાવવા; સારી રીતે પાકી અરધું પ્રવાહી રહે ત્યારે ઉતારી લઈ તે પાકને ઠંડો પાડવો; પછી એક ઘડો લઈ, તેને સારી પેઠે અંદર ધોઈ, લૂછી, સુકાવા દઈ, અંદર મધ તથા પીપરનો લેપ કરી, અગરુની ધુમાડી દઈ, તેમાં પેલો પાક ભરી, તે ઘડાને શિયાળામાં એક મહિના સુધી અને ઉનાળામાં પંદર દિવસ સુધી ધાન્યના ગંજમાં દાટી મૂકવો. મુદત પૂરી થતાં તેમાં ખમીર આવીને રસ ઉત્પન્ન થાય છે અને મધના જેવી ગંધ નીકળવા લાગે છે; એટલે આસવ સિદ્ધ થયો ગણાય છે. આ આસવને પાવાથી વિરેચન થાય છે. ચિકિત્સાનાં પ્રકરણોમાં જે ક્ષારાસવો અને મૂત્રાસવો કહેવામાં આવશે, તેઓને બનાવવાની રીત પણ આ પ્રમાણે જ સમજી લેવી. ૨૩

વિરેચનનો ત્રેવીસમો યોગ (પૈષ્ટી સુરા)

वैरेचनिकमूलानां क्वाथे माषान्सुभावितान् ।
सुधौतांस्तत्कषायेण शालीनां चापि तण्डुलान् ॥
अवक्षुद्यैकतः पिण्डान्कृत्वा शुष्कान्सुचूर्णितान् ।
शालितण्डुलचूर्णं च तत्कषायोष्मसाधितम् ॥
तस्य पिष्टस्य भागांस्त्रीन्किण्वभागविमिश्रितान् ।
मण्डोदकार्थे क्वाथं च दद्यात्तत्सर्वमेकतः ॥
निदध्यात्कलशे तां तु सुरां जातरसां पिबेत् ।
एष एव सुराकल्पो वमनेष्वपि कीर्तितः ॥२४॥

અડદની દાળને નસોતર વગેરે વિરેચન દ્રવ્યોનાં મૂળોના ક્વાથની ખૂબ ભાવના આપવી અને ચોખાને પણ તે ક્વાથ વડે સારી પેઠે ધોવા; પછી તે અડદની દાળને તથા ચોખાને સારી પેઠે વાટી, એકઠાં કરી, તેના પિંડા બનાવી સૂકવી મૂકવા; પછી ચોખાના લોટને વિરેચન દ્રવ્યોના ક્વાથમાં પકાવી, તે લોટના ત્રણ ભાગ અને પેલા પિંડાનો એક ભાગ—એમ ચાર ભાગને મિશ્રિત કરી, તેમાં વિરેચન દ્રવ્યોનો જ ક્વાથ રેડી, તે સર્વને ઉપર પ્રમાણે સંસ્કાર આપેલા—એટલે જેને ધોઈ, લૂછી, સૂકવી, અંદર મધ તથા પીપરનો લેપ દીધો હોય તથા અગરુની ધુમાડી દીધી હોય એવા ઘડામાં નાખી, તે ઘડાને ધાન્યના ગંજમાં દાટી મૂકવો. એમાં જ્યારે ખમીર આવીને રસ ઉત્પન્ન થાય અને ગંધ નીકળવા લાગે, ત્યારે પૈષ્ટી સુરા સિદ્ધ થઈ સમજવી. આ સુરા પાવાથી વિરેચન થાય છે. મીંઢળ વગેરે વમનદ્રવ્યોની સુરા પણ આ પ્રમાણે જ બનાવવી. ૨૪

વિરેચનનો ચોવીસમો યોગ (સૌવીરક)

मूलानि त्रिवृदादीनां प्रथमस्य गणस्य च ।
महतः पञ्चमूलस्य मूर्वाशार्ङ्गष्टयोरपि ॥

सुधां हैमवतीं चैव त्रिफलातिविषे वचाम् ।
संहृत्यैतानि भागौ द्वौ कारयेदेकमेतयोः ॥
कुर्यान्निःक्वाथमेकस्मिन्नेकस्मिंश्चूर्णमेव तु ।
क्षुण्णांस्तस्मिंस्तु निःक्वाथे भावयेद्वहुशो यवान् ॥
शुष्काणां मृदुभृष्टानां तेषां भागास्त्रयो मताः ।
चतुर्थं भागमावाप्य चूर्णानामनुकीर्तितम् ॥
प्रक्षिप्य कलशे सम्यक्समस्तं तदनन्तरम् ।
तेषामेव कषायेण शीतलेन सुयोजितम् ॥
पूर्ववत्संनिदध्यात्तु ज्ञेयं सौवीरकं हि तत् ॥२५॥

આ સ્થાનના ૩૯મા અધ્યાયના ચોથા વિષયમાં કહેલાં નસોતર વગેરે દ્રવ્યોનાં મૂળ, ૩૮મા અધ્યાયમાં કહેલા વિદારીગંધાદિ ગણનાં મૂળ, બૃહત્પંચમૂળનાં મૂળ, મૂર્વાનું મૂળ, પીલુડીનું મૂળ, થોર, સફેદ વજ, ત્રિફળા, અતિવિખ અને વજને એકઠાં કરીને તેના બે ભાગ કરવા; એક ભાગનો ક્વાથ કરવો અને બીજા ભાગનું ચૂર્ણ કરવું; પછી જવને ફૂટી તેને સાત દિવસ સુધી તે ક્વાથની ભાવના દેવી; પછી તે જવને સૂકવી થોડા થોડા શેકી, તેના ત્રણ ભાગ અને ચોથો ચૂર્ણનો ભાગ–એ ચાર ભાગને એકઠા કરી, ઘડામાં નાખી, તે ચાર ભાગની સાથે પહેલો ઠંડો ક્વાથ પણ તે ઘડામાં ભરી દઈ એ ઘડાને ધાન્યના ગંજમાં દાટી દેવો. જ્યારે આથો આવીને સારી ગંધવાળો રસ થઈ જાય, ત્યારે સૌવીરક થયું સમજવું. આ સૌવીરકથી વિરેચન થાય છે. ૨૫

વિરેચનનો પચીસમો યોગ (તુષોદક)

पूर्वोक्तं वर्गमाहृत्य द्विधा कृत्वैकमेतयोः ।
भागं संक्षुद्य संसृज्य यवान् स्थाल्यामधिश्रयेत् ॥
अजशृङ्ग्याः कषायेण तानभ्यासिच्य साधयेत् ।
सुसिद्धांश्चावतार्यैतानोषधिभ्यो विवेचयेत् ॥
निमृद्य सतुषान्सम्यक्ततस्तान्पूर्ववन्मितान् ।
पूर्वोक्तौषधभागस्य चूर्णं दत्वा तु पूर्ववत् ॥
तेनैव सह यूषेण कलशे पूर्ववन्न्यसेत् ।
ज्ञात्वा जातरसं चापि तत्तुषोदकमादिशेत् ॥
तुषाम्बुसौवीरकयोर्विधिरेष प्रकीर्तितः ।
षड्रात्रात्सप्तरात्राद्वा ते च पेये प्रकीर्तिते ॥२६॥

નસોતર વગેરેનાં મૂળો, વિદારીગંધાદિ ગણોનાં મૂળ, બૃહત્પંચમૂળનાં મૂળ, મૂર્વાનું મૂળ, પીલુડીનું મૂળ, થોર, સફેદ વજ, ત્રિફળા, અતિવિખ અને વજને એકઠાં કરી તેના બે ભાગ કરવા; એક ભાગને ફૂટી, ફોતરાંવાળા જવની સાથે મિશ્રિત કરી, તે જવને હાંડલીમાં નાખી, તેમાં ચમારદૂધેલીનો અથવા મેંઢાશિંગીનો ક્વાથ રેડી, તે ક્વાથમાં તે જવને પકાવવા; પાકી રહે ત્યારે ચૂલા પરથી ઉતારી લઈ, ઔષધિઓથી જવને જુદા વીણી લઈ, તેને ફોતરાં સાથે જ સારી પેઠે ફૂટી, તેના ત્રણ ભાગ અને ચોથો બાકી બચાવેલાં ઔષધોનાં ચૂર્ણનો ભાગ–એ રીતે ચાર ભાગને એકઠા કરી, તેમાં પહેલાંનો (જેમાંથી જવને કાઢી લીધા હોય તે) ક્વાથ નાખી, એક ઘડામાં ભરીને ઉપર કહ્યા પ્રમાણે જ તે ઘડાને ધાન્યના ગંજમાં દાટી દેવો. એ ઘડામાં જ્યારે આથો આવીને ખાટો રસ ઉત્પન્ન થાય, ત્યારે તુષોદક થયું જાણવું. આ તુષોદકથી પણ વિરેચન થાય છે. આ તુષોદક બનાવવાનો પ્રકાર કહ્યો અને ઉપરના વિષયમાં સૌવીરક બનાવવાનો પણ પ્રકાર કહ્યો. સૌવીરક અને તુષોદકમાં ખટાશ બરાબર ન આવે, તોપણ ઉનાળામાં છ રાત વીત્યા પછી અને શિયાળામાં સાત રાત વીત્યા પછી તે પાવા લાયક થાય છે. ૨૬

અતિદેશ

वैरेचनेषु द्रव्येषु त्रिवृन्मूलविधिः स्मृतः ॥२७॥

આ અધ્યાયમાં નસોતરનાં મૂળોના જે જે વિધિઓ કહ્યા, તે તે વિધિઓ જ બીજાં વિરેચન દ્રવ્યોની પણ કરવી. ૨૭

વિરેચનનો છવ્વીસમો યોગ

दन्तीद्रवन्त्योर्मूलानि विशेषान्मृत्कुशांतरे ॥
पिप्पलीक्षौद्रयुक्तानि स्विन्नान्युद्धृत्य शोषयेत् ।
ततस्त्रिवृद्विधानेन योजयेच्छ्लेष्मपित्तयोः ॥२८॥

મોટા તથા નાના નેપાળાનાં મૂળને પીપર તથા મધવાળાં કરી, ગોળો બનાવી, દર્ભથી વીંટી, કપડમાટી કરીને અગ્નિમાં સારી પેઠે બાફવાં. બફાઈ રહે ત્યારે કાઢી લઈને સુકવવાં; પછી નસોતરની રીતિ પ્રમાણે જ તેના કફ તથા પિત્ત ઉપર પ્રયોગો કરવા. ૨૮

વિરેચનનો સત્યાવીસમો તથા અઠ્યાવીસમો યોગ

तयोः कल्ककषायाभ्यां चक्रतैलं विपाचयेत् ।
सर्पिश्च पक्वं वीसर्पकक्षादाहालजीर्जयेत् ।
मेहगुल्मानिलश्लेष्मविबन्धांस्तैलमेव च ॥२९॥

મોટા તથા નાના નેપાળાના કલ્કથી તથા ક્વાથથી[1] ચક્રતેલ (ચક્રમાં પિલાયેલું તેલ) પકાવવું અને એ જ કલ્કથી તથા ક્વાથથી ઘી પણ પકાવવું; આ ઘી વિસર્પ, કક્ષ, દાહ તથા અલજીને મટાડે છે અને તેલ પ્રમેહ, ગુલ્મ, વાયુ, કફ તથા મળબંધને મટાડે છે. ૨૯

વિરેચનનો ઓગણત્રીસમો યોગ

चतुःस्नेहं शकृच्छुक्रवातसंरोधजा रुजः ॥३०॥

મોટા તથા નાના નેપાળાના કલ્કથી તથા ક્વાથથી પકાવેલાં ઘી, તેલ, ચરબી અને મજ્જા એ ચાર સ્નેહો વિષ્ઠાના, વીર્યના તથા વાયુના રોધથી ઉત્પન્ન થયેલા રોગો મટાડે છે. ૩૦

વિરેચનનો ત્રીસમો યોગ

दन्तीद्रवन्तीमरिचकनकाह्वयनागरैः ।
निम्बमेषजमृद्वीकाचित्रकैर्मूत्रभावितैः ॥
समांशं सर्पिषा चूर्णं योज्यमेतद्विरेचनम् ।
जीर्णे संतर्पणं क्षौद्रं पित्तश्लेष्मरुजापहम् ।
अजीर्णपार्श्वरुक्पाण्डुप्लीहोदरनिबर्हणम् ॥३१॥

નાનો નેપાળો, મોટો નેપાળો, મરી, પીળીઓ, જવાખાર, સૂંઠ, દ્રાક્ષ અને ચિત્રકને સાત દિવસ સુધી ગોમૂત્રની ભાવના આપી, તેઓનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને ઘીથી મિશ્રિત કરીને ચટાડવાથી વિરેચન થાય છે. આ ચૂર્ણ પચી જાય ત્યારે તે ઉપર મધ સહિત સાથવો ખવરાવવો. આ ચૂર્ણથી પિત્તના રોગો, કફના રોગો, અજીર્ણ, પડખાંની પીડા, પાંડુરોગ, બરલનું દરદ અને ઉદરરોગો મટી જાય છે. ૩૧

વિરેચનનો એકત્રીસમો યોગ

गुडस्याष्टपले पथ्या विंशतिः स्युः पलं पलम् ।
दन्तीचित्रकयोः कर्षौ पिप्पलीत्रिवृतोर्दश ॥
कृत्वैतान्मोदकानेकं दद्यमे दशमेऽह्नि ।
ततः स्यादुष्णतोयसेवी निर्यन्त्रणास्त्विमे ॥
दोषघ्ना ग्रहणीपाण्डुरोगार्शःकुष्ठनाशना ॥३२॥

બત્રીસ તોલાભાર ગોળમાં વીસ હરડેનું ચૂર્ણ, ચાર તોલાભાર નાના નેપાળાનું ચૂર્ણ, ચાર તોલાભાર ચિત્રકનું ચૂર્ણ, એક તોલાભાર પીપરનું ચૂર્ણ અને એક તોલાભાર નસોતરનું ચૂર્ણ મિશ્રિત કરી તેના દશ લાડુ કરવા, એમાંથી દશમે દિવસે એક લાડુ ખવરાવવો અને તે ઉપર ઊના પાણીનું સેવન કરાવવું. આ લાડુઓ દોષોને હણનારા છે અને ગ્રહણી, પાંડુરોગ, અર્શ તથા કોઢનો નાશ કરનારા છે. આમાં કાંઈ પરેજ રાખવાની પ્રકારની જરૂર નથી.

વિરેચનનો બત્રીસમો યોગ (ત્રિવૃદષ્ટક)

व्योषं त्रिजातकं मुस्ता विडङ्गामलके तथा ।
नवैतानि समांशानि त्रिवृद्दष्टगुणानि वै ।
श्लक्ष्णचूर्णीकृतानीह दन्तीभागद्वयं तथा ॥
सर्वाणि चूर्णितानीह गालितानि विमिश्रयेत् ।
षड्भिश्च शर्कराभागैरीपत्नम्नयमाक्षिकैः ॥

[1] બત્રીસ પલ (આઠ તોલાભારનો એક પલ ગણાય તેટલા) તેલમાં આઠ પલભાર મોટા નેપાળાનો કલ્ક અને એકસો અઠ્ઠાવીસ પલભાર અને નેપાળાનો ક્વાથ નાખીને તેલ પકાવવું. પાયસો પલભાર પાણીમાં સો પલભાર નાનો તથા મોટો નેપાળો નાખી ઉકાળતાં એકસો અઠ્ઠાવીસ પલ ભાર પાણી બાકી રહે ત્યારે ક્વાથ થયો ગણાય (કથન)

पिण्डितं भक्षयित्वा तु ततः शीताम्बु पाययेत्।
वस्तिरुक्तृड्ज्वरच्छर्दिशोषपाण्डुभ्रमापहम् ॥
निर्यन्त्रणमिदं सर्वं विषमं तु विरेचनम्।
त्रिवृदष्टकसंज्ञोऽयं प्रशस्तः पित्तरोगिणाम् ॥
भक्ष्यः क्षीरानुपानो वा पित्तश्लेष्मातुरैर्नरैः।
भक्ष्यरूपसधर्मत्वादाढ्येष्वेव विधीयते ॥ ३३ ॥

સૂંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એલચી, મોથ, વાવડિંગ તથા આમળાં એ નવ દ્રવ્યોનો એક એક ભાગ અને નસોતરના આઠ ભાગ લઈ, તેનું ચૂર્ણ કરી, કપડાથી ચાળી લઈને તેમાં છ ભાગ સાકર અને ચતુર્થાંશ જેટલાં સિંધવ તથા મધ નાખી તેના ગોળા કરવા; આ ગોળાઓનો યોગ્ય માત્રાથી ઉપયોગ કરાવવો અને તેના ઉપર ટાઢું પાણી પાવું. આ વિરેચન મૂત્રાશયના રોગને, તૃષાને, જ્વરને, ઊલટીને, શોષને, પાંડુરોગને તથા ભ્રમને મટાડે છે અને ઝેરને પણ નષ્ટ કરે છે. આ વિરેચનમાં કશી પરેજ પાળવાની જરૂર નથી. આ **ત્રિવૃદષ્ટક** નામનો યોગ પિત્તજન્ય રોગવાળાઓ માટે બહુ ઉત્તમ છે. પિત્ત તથા કફથી આતુર થયેલા લોકો આ ભક્ષ્યનું દૂધના અનુપાન સાથે સેવન કરે, તોપણ તે યોગ્ય છે. આ ગોળાઓનું રૂપ ખાવાના લાડુઓ જેવું જ થાય છે અને તે ગોળાઓ ધનવાન લોકો માટે જ છે. ૩૩

વિરેચનનો તેત્રીસમો યોગ

तिल्वकस्य त्वचं बाह्यामन्तर्वल्कविवर्जिताम्।
चूर्णयित्वा तु द्वौ भागौ तत्कषायेण गालयेत् ॥
तृतीयं भावितं तेन भागं शुष्कं तु भावितम्।
दशमूलीकषायेण त्रिवृद्वत्तत्प्रयोजयेत् ॥
विधानं त्वक्षु निर्दिष्टं फलानामथ वक्ष्यते ॥३४॥

લોધરની અંતરછાલ વગરની ઉપરની જ છાલ લઈ, ચૂર્ણ કરીને તેના ત્રણ ભાગ કરવા, એમાંથી બે ભાગને લોધરની છાલના જ ક્વાથથી એકવીસ વાર ગાળી લેવા; પછી બાકી રાખેલા ત્રીજા ભાગના ચૂર્ણને એ ગાળેલા ક્વાથની ભાવના દેવી અને તે ભાવના સુકાઈ ગયા પછી દશમૂળના ક્વાથની ભાવના દેવી: પછી તે ચૂર્ણનો નસોતરના ચૂર્ણની પેઠે તે તે પ્રકારોથી ઉપયોગ કરાવવો. જે જે દ્રવ્યોની છાલ વિરેચનમાં ઉપયોગી થાય છે, તે સઘળાં દ્રવ્યોની છાલનો વિધિ આ લોધરની છાલના વિધિ પ્રમાણે જ કરવો. હવે ફળોનો વિધિ કહેવામાં આવશે. ૩૪

વિરેચનનો ચોત્રીસમો યોગ

हरीतक्याः फलं त्वस्थिविमुक्तं दोषवर्जितम्
योज्यं त्रिवृद्विधानेन सर्वव्याधिनिबर्हणम्।
रसायनं परं मेध्यं दुष्टान्तर्व्रणशोधनम् ॥ ३५ ॥

જેમાં સડો વગેરે કશો દોષ ન હોય એવું હરડેનું ફળ લઈ, ઠળિયો કાઢી નાખી, તે ફળનો નસોતરના પ્રકારો પ્રમાણે જ ઉપયોગ કરાવવામાં આવે, તો તેથી સર્વ વ્યાધિઓનો નાશ થાય છે. આ યોગ રસાયન[1] પરમ પવિત્ર, બુદ્ધિને વધારનાર અને અંદર દુષ્ટ થયેલા વ્રણને શુદ્ધ કરનાર છે. ૩૫

વિરેચનનો પાંત્રીસમો યોગ

हरीतकी विडङ्गानि सैन्धवं नागरं त्रिवृत्।
मरिचानि च तत्सर्वं गोमूत्रेण विरेचनम् ॥ ३६ ॥

હરડે, વાવડિંગ, સિંધવ, સૂંઠ, નસોતર અને મરીનું ચૂર્ણ ગોમૂત્ર સાથે દેવામાં આવે, તો તેથી યોગ્ય વિરેચન થાય છે. ૩૬

વિરેચનનો છત્રીસમો યોગ

हरीतकी भद्रदारु कुष्ठं पूगफलं तथा।
सैन्धवं शृङ्गवेरं च गोमूत्रेण विरेचनम् ॥ ३७॥

હરડે, દેવદાર, કઠ, સોપારી, સિંધવ અને સૂંઠનું ચૂર્ણ ગોમૂત્ર સાથે દેવામાં આવે, તો

૧ શાર્ઙ્ગધરમાં વીર્યરોપિણી શબ્દ છે તે બરાબર નથી. સુશ્રુતે પણ રસાયનમાં હરડેની ગણતરી કરી છે, પ્ર

તેથી યોગ્ય વિરેચન થાય છે. ૩૭

વિરેચનનો સાડત્રીસમો યોગ

नीलिनीफलचूर्णं च नागराभययोस्तथा ।
लिह्याद्गुडेन सलिलं पश्चादुष्णं पिबेन्नरः ॥ ३८ ॥

ગળીની શિંગો, સૂંઠ અને હરડેનું ચૂર્ણ ગોળથી મિશ્રિત કરી ચટાડવું અને તે ઉપર ઊનું પાણી પાવું. ૩૮

વિરેચનનો આડત્રીસમો યોગ

पिप्पल्यादिकषायेण पिबेत्पिष्टां हरीतकीम् ।
सैन्धवोपहितां सद्य एष योगो विरेचयेत् ॥ ३९ ॥

પિપ્પલ્યાદિ ગણના ક્વાથમાં સિંધવ સહિત હરડેનું ચૂર્ણ નાખીને પાવામાં આવે, તો તે યોગથી તુરત જ વિરેચન થાય છે. ૩૯

હરડેના યોગોનાં સામાન્ય ફળો

हरीतकी भक्ष्यमाणा नागरेण गुडेन वा ।
सैन्धवोपहिता वापि सातत्येनाग्निदीपनी ॥
वातानुलोमनी वृष्या चेन्द्रियाणां प्रसादनी ॥४०॥

ગોળની સાથે, સૂંઠની સાથે અથવા સિંધવ સાથે નિત્ય હરડેનું સેવન કરવામાં આવે, તો તે હરડે અગ્નિને પ્રદીપ્ત કરે છે,[1] પવનનું અનુલોમન કરે છે, વીર્યને વધારે છે અને ઇંદ્રિયોને પ્રસન્ન રાખે છે. ૪૦

ત્રિફળાના ગુણો તથા પ્રયોગ

संतर्पणकृतान्रोगान्प्रायो हन्ति हरीतकी ॥
शीतमामलकं रूक्षं पित्तमेदःकफापहम् ।
बिभीतकमनुष्णं तु कफपित्तनिबर्हणम् ॥
त्रीण्यप्यम्लकषायाणि सतिक्तमधुराणि च ।
त्रिफला सर्वरोगघ्नी त्रिभागघृतमूर्च्छिता ॥
वयसः स्थापनं चापि कुर्यात्सततसेविता ॥ ४१ ॥

હરડે ઘણું કરીને સંતર્પણથી (અત્યંત તૃપ્ત થવાથી) થતા તરશ આદિ રોગોને હણે છે. આમળું શીત છે, રૂક્ષ છે અને પિત્ત, મેદ તથા કફને મટાડનારું છે. બહેડું ઉષ્ણ નથી અને કફને તથા પિત્તને મટાડનારું છે. આ ત્રણે ફળો અમ્લ, કષાય, તિક્ત તથા મધુર એ ચારે રસોથી યુક્ત છે; અને એ ત્રણે મળીને ત્રિફળા કહેવાય છે. ત્રિફળાનું ચૂર્ણ ત્રીજા ભાગ જેટલા ઘીવાળું કરી નિત્ય સેવાય, તો તે સર્વે રોગોનો નાશ કરે છે અને યૌવનને સ્થાપે છે. ૪૧

[1] વીર્યશોષણ કરતી નથી પણ વધારે છે. અને નિત્ય શબ્દ ભગવાન સુશ્રુત પણ વાપરે છે; તેથી રોજ સેવન કરવા લાયક જ છે. પ્ર.

વિરેચનનો ઓગણચાળીસમો યોગ

हरीतकीविधानेन फलान्येवं प्रयोजयेत् ।
विरेचनानि सर्वाणि विशेषाच्चतुरङ्गुलात् ॥
फलं काले समुद्धृत्य सिकतायां निधापयेत् ।
सप्ताहमातपे शुष्कं ततो मज्जानमुद्धरेत् ॥
तैलं ग्राह्यं जले पक्त्वा तिलवद्वा प्रपीड्य च ।
तस्योपयोगो बालानां यावद्वर्षाणि द्वादश ॥४२॥

હરડેનો જે વિધિ કહ્યો તે જ વિધિ વિરેચન કરનારાં બીજાં ફળોનો કરવો; પણ ગરમાળાના ફળથી (શિંગથી) વિરેચન કરાવવું હોય, તો યોગ્ય સમયમાં તે ફળને લઈ, સાત દિવસ સુધી રેતીમાં દાટી રાખી, પછી તડકામાં સૂકવી, તેમાંથી મજ્જા કાઢી, તે મજ્જાને જળમાં પકાવીને તેનું તેલ લઈ લેવું અથવા તલની પેઠે દબાવીને તેનું તેલ લઈ લેવું. બાળક બાર વર્ષનું થાય ત્યાં સુધી તેને વિરેચન દેવામાં આ તેલનો ઉપયોગ કરવો એ ઉત્તમ છે. ૪૨

વિરેચનનો ચાળીસમો યોગ

लिह्यादेरण्डतैलेन कुष्ठं त्रिकटुकान्वितम् ॥
सुखोदकं चानुपिबेदेष योगो विरेचयेत् ॥ ४३ ॥

કઠ, સૂંઠ, મરી તથા પીપરના ચૂર્ણને એરંડિયા તેલમાં કાલવીને ખવરાવવામાં આવે, અને તે ઉપર જરા ગરમ પાણી પાવામાં આવે, તો તેથી યોગ્ય વિરેચન થાય છે. ૪૩

### વિરેચનનો એકતાળીસમો યોગ

एरण्डतैलं त्रिफलाक्वाथेन द्विगुणेन तु।
युक्तं पीतं तथा क्षीररसाभ्यां तु विरेचयेत्॥
बालवृद्धक्षतक्षीणसुकुमारेषु योजितम्।
फलानां विधिरुद्दिष्टः क्षीराणां शृणु सुश्रुत॥४४॥

એરંડિયું તેલ બમણા ત્રિફળાના ક્વાથની સાથે, દૂધની સાથે કે માંસના રસની સાથે પાવામાં આવે, તો તેથી બાળકોને, વૃદ્ધોને, ક્ષતથી ક્ષીણ થયેલાઓને તથા સુકુમાર શરીરવાળાઓને સહેજ વિરેચન થાય છે. હે સુશ્રુત! આ ફળ-રૂપ વિરેચનોનો વિધિ કહ્યો; હવે દૂધરૂપ વિરેચનોનો વિધિ કહું છું તે સાંભળો. ૪૪

### વિરેચનનો બેતાળીસમો યોગ

विरेचनानां तीक्ष्णानां पयः सौधं परं मतम्।
अज्ञप्रयुक्तं तद्घ्नन्ति विषवत्कर्मविभ्रमात्॥
विजानता प्रयुक्तं तु महान्तमपि संचयम्।
भिनत्त्याशेव दोषाणां रोगान्हन्ति च दुस्तरान्॥
महत्याः पंचमूल्यास्तु बृहत्योश्चैकशः पृथक्।
कषायैः समभागं तु तदङ्गारैर्विशोषितम्।
अम्लादिभिः पूर्ववत्तु प्रयोज्यं कोलसंमितम्॥४५॥

જેટલાં તીક્ષ્ણ વિરેચનો છે, તેમાં સર્વથી થોરનું દૂધ અતિ ઉત્તમ છે; પણ ક્રિયાઓના વિધિને નહીં જાણતા મૂર્ખ વૈદ્યના હાથે અપાયેલુ એ દૂધ, વિષની પેઠે મારી નાખે છે; અને ક્રિયાઓના વિધિને જાણનારા વિદ્વાન વૈદ્યના હાથે અપાયેલું એ થોરનું દૂધ દોષોના મોટા સંચયને પણ તુરત ભેદી નાખે છે અને દુસ્તર રોગોને પણ નષ્ટ કરે છે. એ દૂધને બૃહત્પંચમૂળ, ઊભી ભોરીંગણી અને બેઠી ભોરીંગણીના ક્વાથની સાથે મિશ્રિત કરી અંગારાની ઉપર ચડાવીને સુકાવવું અને પછી એ ક્વાથના સાત ભાગ અને દૂધનો એક ભાગ—એમ આઠ ભાગોથી મિશ્રણ કરેલો એક તોલાભાર યોગ, નસોતરની પેઠે ખાટી કાંજી તથા મદિરા વગેરે સાથે દેવો.

### વિરેચનનો તેંતાળીસમો યોગ

महावृक्षपयःपीतैर्यवागूस्तण्डुलैः कृता।
पीता विरेचयत्याशु

તંદુલ(ચોખા)ને થોરના દૂધની ભાવના આપી, તેની યવાગૂ[1] બનાવીને પાવામાં આવે, તો તે યવાગૂ તુરત વિરેચન કરાવે છે.

### વિરેચનનો ચૂંવાળીસમો યોગ

गुडेनोत्कारिका कृता॥ ४६, ४७॥

ઘઉંને થોરના દૂધની ભાવના આપી, તે ઘઉંને દળાવી, તેમાં ઘી, દૂધ તથા ગોળ નાખીને લાપસી બનાવવી. તે તુરત વિરેચન કરાવે છે.

### વિરેચનનો પિસ્તાળીસમો યોગ

लेहो वा साधितः सम्यक्स्नुहीक्षीरसिताघृतैः॥४८

ઘઉંના લોટને થોરના દૂધની ભાવના આપી, તેનો સાકર, ઘી તથા દૂધથી સારી રીતે બનાવેલો શીરો તુરત વિરેચન કરાવે છે. ૪૮

### વિરેચનનો છેતાળીસમો યોગ

भावितास्तु स्नुहीक्षीरे पिप्पल्यो लवणान्विताः॥४९

પીપરને થોરના દૂધની ભાવના આપી, સેંધવની સાથે ખવરાવવામાં આવે, તો તેથી પણ ઉત્તમ વિરેચન થાય છે. ૪૯

### વિરેચનનો સુડતાળીસમો યોગ

चूर्णं काम्पिल्लकं वाऽपि तत्पीतं गुटिकीकृतम्॥५०॥

કપિલાના ચૂર્ણને થોરના દૂધની ભાવના આપી, ગોળી વાળીને ખવરાવવામાં આવે, તો તેથી ઉત્તમ વિરેચન થાય છે. ૫૦

### વિરેચનનો અડતાળીસમો યોગ

सप्तला शङ्खिनी दन्ती त्रिवृदारग्वधं गवाम्।
मूत्रेणाप्लाव्य सप्ताहं स्नुहीक्षीरे ततः परम्।
कीर्णं तेनैव चूर्णेन माल्यं वसनमेव च॥
आघ्रायाऽऽवृत्य वा सम्यङ् मृदुकोष्ठो विरिच्यते॥५१

[1] ધાન્યને છગણા પાણીમા પકાવતા ધાટી કણીઓ રહે અને પાણી થોડું પચપચ્યા કરતું દેખાતું હોય, ત્યારે તે યવાગૂ કહેવાય છે.

કાથલા, આંખફૂટામણી, નાનો નેપાળો, નસોતર અને ગરમાળાના ચૂર્ણને સાત દિવસ સુધી ગોમૂત્રની ભાવના આપીને અને તે પછી સાત દિવસ સુધી થોરના દૂધની ભાવના આપીને તે ચૂર્ણ પુષ્પ ઉપર અથવા વસ્ત્ર ઉપર છાંટવું. કોમળ કોઠાવાળો માણસ સારી પેઠે એ પુષ્પને સૂંઘે અથવા એ વસ્ત્રને શરીર પર વીંટી રાખે તો તેથી તેને વિરેચન થાય છે. ૫૧

વૈદ્યે રોગ પ્રમાણે વિરેચન આપવું

क्षीरत्वक्फलमूलानां विधानैः परिकीर्तितैः ।
अवेक्ष्य सम्यग्रोगादीन्यथावदुपयोजयेत् ॥५२॥

દૂધ, છાલ, ફળ તથા મૂળના જે જે વિધિઓ કહેવામાં આવ્યા, તે પ્રમાણે તૈયાર કરેલાં વિરેચનોનો વૈદ્યે રોગાદિકનું સારી પેઠે અવલોકન કરીને પછી યોગ્યતા પ્રમાણે ઉપયોગ કરાવવો. ૫૨

વિરેચનનો ઓગણપચાસમો યોગ

त्रिवृच्छाणा सितास्तिस्रस्तिस्रश्च त्रिफलात्वचः ।
विडङ्गपिप्पलीक्षारशाणास्तिस्रश्च चूर्णिताः ॥
लिह्यात्सर्पिर्मधुभ्यां च मोदकं वा गुडेन वा ।
भक्षयेन्निष्परीहारमेतच्छ्रेष्ठं विरेचनम् ॥
गुल्मान्प्लीहोदरं कासं हलीमकमरोचकम् ।
कफवातकृतांश्चान्यान्व्याधीनेतद्व्यपोहति ॥५३॥

પોણા તોલાભાર નસોતર, પોણા તોલાભાર ત્રિફળાની છાલ અને પોણા તોલાભાર વાવડિંગ, પીપર તથા જવખારનું ચૂર્ણ કરી, ઘીની તથા મધની સાથે ચટાડવાં અથવા ગોળમાં મિશ્રિત કરી લાડુ બનાવીને તે લાડુ ખવડાવવો. આ વિરેચન શ્રેષ્ઠ છે અને તેમાં કોઈ જાતની પરેજ પાળવાની જરૂર નથી. આ વિરેચન ગુલ્મોને, બરલના રોગને, ઉદરરોગને, ખાંસીને, હલીમકને, અરોચકને અને કફથી તથા વાયુથી થયેલા બીજા રોગોને પણ મટાડે છે.

'વિરેચન અમુક પદાર્થો સાથે આપવું' એમ જણાવ્યું ન હોય ત્યાં તે પદાર્થો કલ્પી લેવા.

घृतेषु तैलेषु पयःसु चापि मद्येषु मूत्रेषु तथा रसेषु । भक्ष्यान्नलेहेषु च तेषु तेषु विरेचनान्यत्र मतिर्विदध्यात् ॥५४॥

સૂક્ષ્મ બુદ્ધિવાળા વૈદ્યે ઘી, તેલ, દૂધ, મદ્ય, મૂત્ર, રસ તથા તે તે પ્રકારનાં ભક્ષ્યો, ભોજ્યો અને લેહ્યોમાં વિરેચનોના પ્રયોગો સંયુક્ત કરી દેવા.

ઔષધોના ઉત્તરોત્તર લઘુતાવાળા છ કલ્પો

क्षीरं रसः कल्कमथो कषायः शृतश्च शीतश्च तथैव चूर्णम् । कल्पाः षडेते खलु भेषजानां यथोत्तरं ते लघवः प्रदिष्टाः ॥५५॥

દૂધ, સ્વરસ, કલ્ક, ક્વાથ, હિમ અને ચૂર્ણ એ રીતે ઔષધોના છ કલ્પો છે;[1] અને તેઓમાં પહેલાથી બીજો, બીજાથી ત્રીજો, ત્રીજાથી ચોથો, ચોથાથી પાંચમો અને પાંચમાથી છઠ્ઠો કલ્પ લઘુ છે. ૫૫

## અધ્યાય ૪૫ મો.

ઉપક્રમ

अथातो द्रवद्रव्यविज्ञानीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'દ્રવદ્રવ્યવિજ્ઞાનીય'[2] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

૧ લીલી ઔષધિઓને લાવી, તે વખતેજ ખાંડી, અથવા વાટીને તેઓનો રસ કપડાથી ગાળી લેવામાં આવે તે સ્વરસ કહેવાય છે. ઔષધની ચટણી જેવી લુગદી કરવામાં આવે, તે કલ્ક કહેવાય છે. ઔષધને ખાંડી અથવા વાટી ચોવીસ તોલાભાર પાણીમાં પલાળી આખી રાત એમ ને એમ રહેવા દઈ સવારે લેવું, એ હિમ કહેવાય છે

૨ પાણી તથા દૂધ વગેરે પ્રવાહી પદાર્થોના ભેદોના ગુણોનું જ્ઞાન આપવા વિષેનો.

वरसादना पाणीना गुणो

पानीयमान्तरीक्षमनिर्देश्यरसममृतं जीवनं तर्पणं धारणमाश्वासजननं श्रमघ्नं क्लमपिपासामदमूर्च्छातन्द्रानिद्रादाहप्रशमनमेकान्ततः पथ्यतमं च ॥

અંતરિક્ષમાંથી ઝીલી લીધેલું વરસાદનું જળ અપ્રકટ રસવાળું છે, અમૃત સમાન છે, પ્રાણને ધારણ કરનાર છે, તૃપ્તિ આપનાર છે, ઓજ દેનાર છે, આશ્વાસના આપનાર છે, થાકને હણનાર છે અને ગ્લાનિ, તરસ, મદ્ય વગેરેથી થયેલો મદ, મૂર્છા, તંદ્રા–સ્વાભાવિક નિદ્રાથી જુદી નિદ્રા તથા દાહને શાંત કરનાર છે, અને સર્વ કાળોમાં, સર્વ દેશોમાં સર્વ પુરુષોમાં તથા સર્વ વ્યાધિઓમાં પથ્યરૂપ છે. સ્વસ્થ માણસને તો અત્યંત પથ્યરૂપ છે. ૨

જળ પૃથ્વી પર પડતાં પ્રકટતા રસો

तदेवावनीपतितमन्यतमं रसमुपलभते स्थानविशेषान्नदीनदसरस्तडागवापीकूपचुण्टीप्रस्रवणोद्भिदविकिरकेदारपल्वलादिषु स्थानेष्ववस्थितमिति ॥३

વરસાદનું જળ પૃથ્વી ઉપર પડે ત્યારે નદી, નદ, સરોવર, ખોદેલાં તળાવ, વાવ, કૂવા, બાંધ્યા વગરના કૂવા, પર્વત આદિ ઊંચા પ્રદેશમાંથી પડતાં ઝરણાંનાં સ્થાનો, ધરતીમાંથી ઊંચે ભપકતાં જળનાં સ્થાનો, વીરડા, ક્યારા (ખેતર) અને જળથી ભરાઈ રહેતી મોટી ખાડો[1] વગેરે સ્થાનકોના મહિમાને લીધે મધુર આદિ છ રસોમાંથી કોઈ રસને પ્રાપ્ત થાય છે. ૩

વરસાદના જળમાં રસ થવાના કારણ વિષે મતભેદ

तत्र लोहितकपिलपाण्डुपीतनीलशुक्लेष्ववनिप्रदेशेषु मधुराम्ललवणकटुतिक्तकषायाणि यथासंख्यमुदकानि सम्भवन्तीत्येके भाषन्ते ॥ ४ ॥

કેટલાક આચાર્યો કહે છે. 'વરસાદનું જળ રાતી પૃથ્વીના પ્રદેશોમાં પડવાથી મધુર, પીંગળા વર્ણની પૃથ્વીના પ્રદેશોમાં પડવાથી ખાટું, ધોળા વર્ણની પૃથ્વીના પ્રદેશોમાં પડવાથી ખારું, પીળા વર્ણની પૃથ્વીના પ્રદેશોમાં પડવાથી તીખું, અને કાળી પૃથ્વીના પ્રદેશોમાં પડવાથી તૂરું થાય છે.' ૪

વરસાદના જળમાં રસ થવામાં પોતાનો મત

तत्तु न सम्यक् । तत्र पृथिव्यादीनामन्योन्यानुप्रवेशकृतः सलिलरसो भवत्युत्कर्षापकर्षेण । तत्र स्वगुणभूयिष्ठायां भूमावम्लं लवणं च । अम्बुगुणभूयिष्ठायां मधुरम् । तेजोगुणभूयिष्ठायां कटुकं तिक्तं च । वायुगुणभूयिष्ठायां कषायं च । आकाशगुणभूयिष्ठायामव्यक्तरसमव्यक्तं ह्याकाशमित्यतस्तत्प्रधानमव्यक्तरसत्वात् । तत्पेयमान्तरीक्षालाभे ॥ ५ ॥

કેટલાક આચાર્યોનું આ કથન બરાબર નથી. ખરી વાત આ છે કે પૃથ્વી આદિ ભૂતોના પરસ્પરમાં અનુપ્રવેશને લઈને તે અનુપ્રવેશની વધઘટ પ્રમાણે જળમાં મધુર આદિ રસો થાય છે. જે પૃથ્વીમાં પાર્થિવ ગુણો અધિક હોય, તે પૃથ્વીમાં પડેલું જળ ખાટું અને ખારું થાય છે.[1] જેમાં જળના ગુણો અધિક હોય, તે પૃથ્વીમાં પડેલું જળ મધુર થાય છે. જેમાં અગ્નિના ગુણો અધિક હોય, તે પૃથ્વીમાં પડેલું જળ તીખું તથા કડવું થાય છે. જેમાં વાયુના ગુણો અધિક હોય, તે પૃથ્વીમાં પડેલું જળ તૂરું થાય છે. જેમાં આકાશના ગુણો અધિક હોય, તે પૃથ્વીમાં પડેલું જળ અપ્રકટ રસવાળું થાય છે, કેમ કે આકાશ પોતે અવ્યક્ત છે. જો અંતરિક્ષ જળ ન મળે તો જેમાં આકાશના ગુણો અધિક હોય એવી પૃથ્વીનું જળ પીવું; કારણ કે તે જળ અવ્યક્ત

---

૧ સૂર્ય મૃગશીર્ષ નક્ષત્રમાં આવે ત્યારે જેઓમાં પાણી ન રહે એવી ખાડો.

૧ રસવિશેષવિજ્ઞાનીય નામના ૪૨મા અધ્યાયના ચોથા વિષયમાં 'પૃથ્વીના ગુણોની અને જળના ગુણોની અધિકતાથી મધુર રસ થાય છે' એમ જે કહ્યું છે તેનો આ અપવાદ છે, એમ સમજવું

રસવાળું હોવાને લીધે શ્રેષ્ઠ છે. ૫

આંતરિક્ષ જળના ભેદ–ગાંગજળની પરીક્ષા

तत्रान्तरीक्षं चतुर्विधम् । तद्यथा–धारं कारं तौषारं हैममिति । तेषां धारं प्रधानं लघुत्वात्तत्पुनर्द्विविधं गाङ्गं सामुद्रं चेति । तत्र गाङ्गमाश्वयुजे मासि प्रायशो वर्षति । तयोर्द्वयोरपि परीक्षणं कुर्वीत । शाल्योदनपिण्डमकुथितमविदग्धं रजतभाजनोपहितं वर्षति देवे बहिष्कुर्वीत स यदि मुहूर्तं स्थितस्तादृश एव भवति तदा गाङ्गं पततीत्यवगन्तव्यं वर्णान्यत्वे सिक्थक्लेदे च सामुद्रमिति विद्यात्तन्नोपादेयम् । सामुद्रमप्याश्वयुजे मासि गृहीतं गाङ्गवद्भवति । गाङ्गं पुनः प्रधानं तदुपाददीताश्वयुजे मासि । शुचिशुक्लविततपटैकदेशच्युतमथवा हर्म्यतलपरिभ्रष्टमन्यैर्वा शुचिभिर्भाजनैर्गृहीतं सौवर्णे राजते मृण्मये वा पात्रे निदध्यात्तत्सर्वकालमुपयुञ्जीत । तस्यालाभे भौमम् । तच्चाकाशगुणबहुलम् ॥ ६ ॥

ધાર, કાર, તૌષાર અને હૈમ એ રીતે આંતરિક્ષ જળ ચાર પ્રકારનું છે. વરસાદની નીચે પડતી ધારાઓનું ઝીલી લીધેલું જળ **ધાર** કહેવાય છે. આકાશમાંથી જળના પથરા જેવા જે કરા પડે છે, તેનું જળ **કાર** કહેવાય છે. તુષારનાં (નદીથી સમુદ્ર પર્યંત જે અગ્નિ રહેલો છે, તે અગ્નિમાંથી ઉત્પન્ન થયેલાં અને જેઓમાં ધુમાડાનો લેશ પણ હોતો નથી, એવાં જળો–રાતે પડતાં ઝાકળનાં) જળો **તૌષાર** કહેવાય છે. હિમાલય વગેરેનાં શિખરોમાંથી હિમ પીગળીને જે જળરૂપે વરસે છે, તે જળ **હૈમ** કહેવાય છે. એ ચાર પ્રકારનાં આંતરિક્ષ જળોમાં ધારજળ હલકું હોવાને લીધે મુખ્ય છે. એ ધાર જળ, ગાંગ અને સામુદ્ર એ રીતે બે પ્રકારનું હોય છે. જે જળ આસો મહિનામાં વરસે છે, તે ઘણું કરીને **ગાંગ** હોય છે; અને તે સિવાયનું ધારજળ **સામુદ્ર** હોય છે. આસો મહિનામાં પણ ગાંગજળની અને સામુદ્રજળની પરીક્ષા કરી ગાંગજળ જ લેવું. જરા પણ સડેલું કે બળ્યા વગરનું ભાતનું ઢેફું રૂપાના વાસણમાં રાખીને તે વાસણ વરસાદમાં બહાર મૂકવું. જરા વાર વરસાદમાં રાખતાં એ ઢેફું જો એવું ને એવું રહે, તો જાણવું કે ગાંગજળ પડે છે અને જો તે ઢેફાનો વર્ણ બદલાઈ જાય અથવા ભાતના દાણામાં પચપચાટ થઈ જાય તો જાણવું કે સામુદ્રજળ પડે છે.[1] સામુદ્રજળ પડતું હોય તો લેવું નહિ. ગાંગજળ ન મળે એમ હોય તો સામુદ્રજળ પણ લેવું; કેમ કે આસો મહિનામાં લીધેલું સામુદ્રજળ પણ ગાંગજળના જેવું જ કામ કરે છે. ગાંગજળ શ્રેષ્ઠ છે અને તે આસો મહિનામાં લેવું; તે એવી રીતે કે વરસાદમાં અક્કર સ્વચ્છ વસ્ત્રને પહોળું કરી તેના એક ભાગમાંથી પડતું જળ લેવું અથવા સ્વચ્છ મહેલના ઉપરના ભાગ પરથી પડતું હોય તે લેવું અથવા રૂપાનાં કે સુવર્ણ વગેરેનાં સ્વચ્છ પાત્રોમાં ઝીલીને લેવું. એ જળને સુવર્ણના, રૂપાના કે માટીના વાસણમાં રાખી મૂકવું અને તેનો સર્વ કાળમાં ઉપયોગ કરવો. એ ગાંગજળ અથવા સામુદ્રજળ ન મળે, તો પછી પૃથ્વી પર પડેલું જળ લેવું; પણ તે એવું લેવું કે જે આકાશના ગુણોના આધિક્યવાળું હોય. ૬

વરસાદના જળના સાત પ્રકાર

तत्पुनः सप्तविधम् । तद्यथा–कौपं नादेयं सारसं ताडागं प्रास्रवणमौद्भिदं चौण्ट्यमिति । तत्र वर्षास्वान्तरिक्षमौद्भिदं वा सेवेत महागुणत्वात् । शरदि सर्वं प्रसन्नत्वात् । हेमन्ते सारसं ताडागं वा । वसन्ते कौपं प्रास्रवणं वा । ग्रीष्मेऽप्येवम् । प्रावृषि चौण्ट्यमनवमनभिवृष्टं सर्वं चेति ॥ ७ ॥

પૃથ્વી પર પડેલું જળ કૂવાનું, નદીનું,

[1] રૂપાનું વાસણ ખાટા રસવાળું હોય છે, તેમાં સામુદ્રજળ પડ્યા વિના ભાતમાં બગાડ થાય નહિ.

સરોવરનું, તળાવનું, ઝરણાનું, પૃથ્વીમાંથી નીકળતું અને બાંધ્યા વગરના કૂવાનું—એ રીતે સાત પ્રકારનું હોય છે. વર્ષાઋતુમાં આંતરિક્ષ જળ અથવા પૃથ્વીમાંથી નીકળતું જળ સેવવું; કેમ કે તે ઉત્તમ ગુણોવાળું છે. શરદઋતુમાં અગસ્ત્યના ઉદયને લીધે સઘળાં જળો સ્વચ્છ જ હોય છે; માટે ઉપર કહેલાં સઘળાં જળો સેવવાં. હેમંતઋતુમાં સરોવરનું અથવા તળાવનું જળ સેવવું. વસંતઋતુમાં કૂવાનું અથવા ઝરણાંનું જળ સેવવું. ગ્રીષ્મઋતુમાં પણ કૂવાનું અથવા ઝરણાંનું જળ સેવવું. પ્રાવૃષ ઋતુમાં બાંધ્યા વગરના કૂવાનું જળ તથા જૂનું જળ સેવવું અને વરસાદ ન થયો હોય ત્યાં સુધી સરોવર તથા તળાવ વગેરેના જળનું સેવન કરવામાં પણ કશી હરકત નથી. ૭

**વરસાદનું નવું જળ પીવાથી તથા નાહવાથી થતા રોગો**

कीटमूत्रपुरीषाण्डशवक्रोथप्रदूषितम् ।
तृणपर्णोत्करयुतं कलुषं विषसंयुतम् ॥
योऽवगाहेत वर्षासु पिबेद्वापि नवं जलम् ।
स बाह्याभ्यन्तरान्रोगान्प्राप्नुयात् क्षिप्रमेव तु ॥८॥

અષાડ, શ્રાવણ અને ભાદ્રપદમાં નવું જળ કીડાઓના, મૂત્રોના, વિષ્ઠાના, ઈંડાંઓના તથા શબોના સડાથી દૂષિત હોય છે; ખડના તથા પાંદડાંના કચરાવાળું હોય છે, મલિન હોય છે અને સ્થાવર તથા જંગમ વિષોવાળું પણ હોય છે, માટે તે જળને જે માણસ પીએ તેને ઉદર-રોગો વગેરે અંદરના રોગો તુરત જ થાય છે અને તે જળમાં જે માણસ નહાય તેને કોઢ વગેરે બહારના રોગો તુરત જ થાય છે. ૮

**બગડેલા જળનાં લક્ષણો**

तत्र यच्छैवालपङ्कहटतृणपद्मपत्रप्रभृतिभिरवच्छन्नं शशिसूर्यकिरणानिलैर्नाभिजुष्टं गन्धवर्णरसोपसृष्टं च तद्व्यापन्नमिति विद्यात् । तस्य स्पर्शरूपरसगन्धवीर्यविपाकदोषाः षट् सम्भवन्ति । तत्र खरता पैच्छिल्यमौष्ण्यं दन्तग्राहिता च स्पर्शदोषः । पङ्कसिकताशैवालबहुवर्णता रूपदोषः । व्यक्तरसता रसदोषः । अनिष्टगन्धत्ता गन्धदोषः । यदुपयुक्तं तृष्णागौरवशूलकफप्रसेकानापादयति स वीर्यदोषाः। यदुपयुक्तं चिराद्विपच्यते विष्टम्भयति वा स विपाकदोष इति । त एत आन्तरिक्षे न सन्ति ॥ ९ ॥

શેવાળ, કાદવ, રાતાં પોડાં, ખડ તથા કમળપત્ર વગેરેથી ઢંકાયેલું, જેને સૂર્યનાં તથા ચંદ્રનાં કિરણોનો અને પવનનો સ્પર્શ ન થતો હોય એવું અથવા ગંધથી, વર્ણથી કે રસથી સંયુક્ત થયેલું જે જળ હોય તેને બગડેલું સમજવું. જળમાં સ્પર્શદોષ, રૂપદોષ, રસદોષ, ગંધદો[ષ] વીર્યદોષ અને વિપાકદોષ એ રીતે છ પ્રકાર[ના] દોષો થાય છે. ખરસટપણું, ચીકાશ, પૃથ્વી[ની] બાફથી ગરમપણું અને જેથી દાંત ખડખડ[વા] લાગે અથવા કળે એવું ઠંડાપણું એ સ્પર્શદો[ષ] ગણાય છે. કાદવ, રેતી, શેવાળ, અને અને[ક] વર્ણોવાળું એ રૂપદોષો ગણાય છે. રસ[નું] સ્પષ્ટપણું એ રસદોષ ગણાય છે. ગંધ ખરા[બ] હોય તે ગંધદોષ ગણાય છે. પીવાથી તરશ, ભારેપણું, શૂળ તથા કફનું ઝરવું થાય [છે] તે વીર્યદોષ ગણાય છે. પીધા પછી ઘણી વા[રે] પચે અથવા ગડગડાટ કરે તે વિપાકદોષ ગણા[ય] છે. આ દોષો આંતરિક્ષ જળમાં હોતા નથી અ[ને] જેમાં આકાશના ગુણો ઘણા હોય તે જળમ[ાં] પણ હોતા નથી. ૯

**બગડેલા જળને સ્વચ્છ કરવાના ઉપાયો**

व्यापन्नस्य चाग्निक्वथनं सूर्यातपप्रतापनं तप्तायःपिण्डसिकतालोष्ट्राणां वा निर्वापणं प्रसादनं च कर्तव्यं नागचम्पकोत्पलपाटलापुष्पप्रभृतिभिश्चाधिवासनमिति ॥ १० ॥

અગ્નિથી ઉકાળવું, સૂર્યના તડકાથી તપાવવું, તપાવેલા લોઢાના ગોળાથી, રેતીથી કે ઈંટ વગેરેથી ઝામવું અને નાગકેસર, રાજચંપક સૌગંધિક કમળ કે પાડલનાં પુષ્પો વગેરેથી સુગંધવાળું કરવું—એ બગડેલા જળને સ્વચ્છ તથા સારું કરવાના ઉપાયો છે. ૧૦

જળ કેવું અને કેવા પાત્રમાં રાખેલું પીવું?

सौवर्णे राजते ताम्रे कांस्ये मणिमये तथा।
पुष्पावतंसं भौमे वा सुगन्धि सलिलं पिबेत्॥११

સોનાના, રૂપાના, ત્રાંબાના, કાંસાના, મણિના કે માટીના વાસણમાં રાખેલું અને પુષ્પોથી સુગંધવાળું કરેલું જળ પીવું. ૧૧

બગડેલું તથા કવખતે પડેલું જળ ન લેવું

व्यापन्नं वर्जयेन्नित्यं तोयं यच्चाप्यनार्तवम्।
दोपसंजननं ह्येतन्नाददीताहितं तु तत्॥
व्यापन्नं सलिलं यस्तु पिबतीहाप्रसाधितम्।
श्वयथुं पाण्डुरोगं च त्वग्दोषमविपाकताम्॥
श्वासकासप्रतिश्यायशूलगुल्मोदराणि च।
अन्यान्वा विषमान्रोगान्प्राप्नुयात् क्षिप्रमेव च॥

બગડેલું તથા ઋતુ વગર પડેલું જળ સર્વદા છોડી જ દેવું. એ જળ દોષો ઉત્પન્ન કરનારું અને અહિતકર જ છે; માટે તે લેવું જ નહિ. જે માણસ બગડેલા જળને ગરમ કર્યા વગર પીએ છે તેને સોજો, પાંડુરોગ, ચામડીના રોગો, મંદાગ્નિ, શ્વાસ, ખાંસી, સળેખમ, શૂળ, ગુલ્મ, ઉદરરોગો તથા બીજા પણ કેટલાક વિષમ રોગો તુરત જ થાય છે. ૧૨

મેલા જળને સ્વચ્છ કરવાના ઉપાયો

तत्र सप्त कलुषस्य प्रसादनानि भवन्ति। तद्यथा—कतकगोमेदकबिसग्रन्थिशैवालमूलवस्त्राणि मुक्ता मणिश्चेति॥ १३ ॥

નિર્મળીનું ચૂર્ણ, ગોમેદ નામનો મણિ, કમળનું મૂળ, શેવાળનું મૂળ, વસ્ત્ર, મોતી અને સ્ફટિક વગેરે મણિ એ સાત, મેલા જળને સ્વચ્છ કરવાના ઉપાયો છે. (આ રૂપદોષને ટાળવાના ઉપાયો બતાવ્યા છે.) ૧૩

જળ ભરેલાં વાસણો ક્યાં રાખવાં?

पंच निक्षेपणानि भवन्ति। तद्यथा—फलकं त्र्यष्टकं मुञ्जवलय उदकमञ्चिका शिक्यं चेति॥१४

પાટિયાં, આઠ હાંસવાળી ત્રિપદીઓ, મુંજ નામના ખડની ઉઢેણીઓ, માંચીઓ અને શીંકાં એ પાંચ જળને રાખવાના આધારો સમજવા. એમાંથી કોઈના ઉપર જળ ભરેલાં વાસણો રાખવાં. ૧૪

જળને ઠંડું કરવાના ઉપાયો

सप्त शीतीकरणानि भवन्ति। प्रवातस्थापनमुदकप्रक्षेपणं यष्टिकाभ्रामणं व्यजनं वस्त्रोद्धरणं वालुकाप्रक्षेपणं शिक्यावलम्बनं चेति॥ १५ ॥

પવનવાળી ખુલ્લી જગ્યામાં રાખવું, જળથી ભરેલા પાત્રનું વસ્ત્ર વડે, મોઢું બાંધીને ચોતરફ બીજું જળ સીંચવું, લાકડી વગેરેથી બનાવેલા યંત્રમાં જળના પાત્રને લઈને ફેરવવું, પંખા નાખવા, વસ્ત્રથી ગાળવું, જળના પાત્રને રેતીમાં નાખવું અને શીંકામાં લટકાવવું એ સાત જળને ઠંડું કરવાના ઉપાયો છે. ૧૫

પૃથ્વીનું જળ કેવું લેવું?

निर्गन्धमव्यक्तरसं तृष्णाघ्नं शुचि शीतलम्।
अच्छं लघु च हृद्यं च तोयं गुणवदुच्यते॥१६॥

જે જળ ગંધ વગરનું, અપ્રકટ રસવાળું, તરશ મટાડનારું, પવિત્ર, ઠંડું, સ્વચ્છ, હલકું અને મનને પ્રિય લાગે એવું હોય, તે જળ ગુણવાળું કહેવાય છે. ૧૬

નદીઓના ગુણો

तत्र नद्यः पश्चिमाभिमुखाः पथ्या लघूदकत्वात्। पूर्वाभिमुखास्तु न प्रशस्यन्ते गुरूदकत्वात्। दक्षिणाभिमुखा नातिदोषलाः साधारणत्वात्। तत्र

सह्यप्रभवाः कुष्ठं जनयन्ति। विन्ध्यप्रभवाः कुष्ठं पाण्डुरोगं च, मलयप्रभवाः कृमीन्महेन्द्रप्रभवाः श्लीपदोदराणि, हिमवत्प्रभवा हृद्रोगश्वयथुशिरोरोगश्लीपदगलगण्डान्। प्राच्यावन्त्या अपरावन्त्याश्चार्शांस्युपजनयन्ति। पारियात्रप्रभवाः पथ्य बलारोग्यकर्य इति।

नद्यः शीघ्रवहा लघ्व्यः प्रोक्ता याश्चामलोदकाः।
गुर्व्यः शैवालसंछन्नाः कलुषा मन्दगाश्च याः॥
प्रायेण नद्यो मरुषु सतिक्ता लवणान्विताः।
ईषत्कषाया मधुरा लघुपाका बले हिताः॥१७॥

પશ્ચિમ તરફ જનારી નદીઓ હલકા જળવાળી છે, માટે તે પથ્ય છે. પૂર્વ તરફ જનારી નદીઓ ભારે જળવાળી છે, તેથી તે સારી ગણાતી નથી. દક્ષિણ તરફ જનારી નદીઓ સાધારણ છે; માટે તે બહુ દોષવાળી નથી. સહ્યાદ્રિમાંથી નીકળેલી નદીઓ કોઢને ઉત્પન્ન કરે છે. વિંધ્યાચળમાંથી નીકળેલી નદીઓ કોઢને તથા પાંડુરોગને ઉત્પન્ન કરે છે. મલયાચલમાંથી નીકળેલી નદીઓ કૃમિઓને ઉત્પન્ન કરે છે.[1] મહેંદ્રાચલમાંથી નીકળેલી નદીઓ શ્લીપદને તથા ઉદરરોગોને ઉત્પન્ન કરે છે અને હિમાલયમાંથી નીકળેલી નદીઓ છાતીનાં દરદો, સોજાઓ, માથાના રોગો, શ્લીપદ અને ગલગંડને ઉત્પન્ન કરે[2] છે. માળવામાં પૂર્વદિશાના પર્વતોમાંથી નીકળેલી નદીઓ તથા પશ્ચિમ દિશાના પર્વતોમાંથી નીકળેલી નદીઓ અરશો કરે છે. પારિયાત્ર નામના પર્વતમાંથી નીકળેલી નદીઓ પથ્ય છે અને બળ તથા આરોગ્ય આપનારી છે.

જે નદીઓ ઉતાવળા વેગવાળી તથા નિર્મળ જળવાળી હોય, તે હલકા જળવાળી હોય છે અને જે નદીઓ શેવાળથી ઢંકાયેલી, મેલી તથા મંદ વેગવાળી હોય, તે ભારે જળવાળી હોય છે. ઘણું કરીને મારવાડની નદીઓ કડવા તથા ખારા રસોવાળી અને કાંઈક તૂરી તથા મધુર હોય છે; તેથી તેઓનું જળ પાકમાં હલકું છે અને બળ માટે પણ સારું છે. ૧૭

પૃથ્વીનું જળ ક્યારે ભરી લેવું?

तत्र सर्वेषां भौमानां ग्रहणं प्रत्यूषसि। तत्र ह्यमलत्वं शैत्यं चाधिकं भवति। स एव चापां परो गुण इति॥१८॥

સર્વ પ્રકારનાં પૃથ્વીનાં જળો પરોઢિયાના સમયમાં લેવાં; કારણ કે એ સમયે તે જળોમાં સ્વચ્છતા તથા શીતતા અધિક હોય છે. સ્વચ્છતા અને શીતળતા એ જળના મુખ્ય ગુણો છે. ૧૮

સામાન્ય રીતે પૃથ્વીનું ઉત્તમ જળ કયું?

दिवार्ककिरणैर्जुष्टं निशायामिन्दुरश्मिभिः।
अरूक्षमनभिष्यन्दि तत्तुल्यं गगनाम्बुना॥१९॥

જે જળ ઉપર દિવસે સૂર્યનાં કિરણો પડતાં હોય અને રાતે ચંદ્રનાં કિરણો પડતાં હોય, તે જલને રૂક્ષ કે શરદી કરનાર ન હોવાને લીધે આંતરિક્ષ જળ જેવું સમજવું. (અર્થાત્ આંતરિક્ષ જળ ન મળે તો તે જળ લેવું.) ૧૯

આંતરિક્ષ જળના વિશેષ ગુણો

गगनाम्बु त्रिदोषघ्नं गृहीतं यत्सुभाजने।
बल्यं रसायनं मेध्यं पात्रापेक्षि ततः परम्॥२०॥

સારા વાસણમાં લઈ રાખેલું આકાશનું જળ ત્રણે દોષોને હણનાર, બળને વધારનાર, રસાયન હોવાથી સર્વને ઉપયોગી અને પવિત્ર છે. જો એ જળ અતિશ્રેષ્ઠ વાસણમાં રાખવામાં આવ્યું

[1] મલયાચલની નદીઓ બે જાતની છે કેટલીક પથરાઓવાળી તથા રેતીવાળી છે અને કેટલીક કેવળ રેતીવાળી જ છે. એમાં પહેલી જાતની નદીઓ પથ્ય છે (ડલ્હન)

[2] હિમાલયના ઉપરના ભાગમાંથી પ્રકટ થયેલી નદીઓ પથ્ય છે અને નીચેના ભાગમાંથી પ્રકટ થયેલી નદીઓ દરદોને ઉત્પન્ન કરે છે. (ડલ્હન)

हिमवत्प्रभवा यास्तु नद्योऽश्माहतपाथसः।
गङ्गाशतद्रुसरयूयमुनाद्या गुणोत्तमाः॥ (ભાવપ્રકાશ)

હોય, તો અધિક ગુણ કરે છે. ૨૦

ચંદ્રકાંત મણિમાંથી ઝરેલા જળના ગુણો

रक्षोघ्नं शीतलं ह्लादि ज्वरदाहविषापहम् ।
चन्द्रकान्तोद्भवं वारि पित्तघ्नं विमलं स्मृतम् ॥२१॥

ચંદ્રકાંત મણિનું જળ રાક્ષસોના ભયને ટાળનાર, શીતલ, સુખદાયી, નિર્મળ અને જ્વર, દાહ, વિષ તથા પિત્તને મટાડનાર છે.

શીત જળ કયા રોગમાં દેવું?

मूर्च्छापित्तोष्णदाहेषु विषे रक्ते मदात्यये ।
भ्रमक्लमपरीतेषु तमके वमथौ तथा ॥
ऊर्ध्वगे रक्तपित्ते च शीतमम्भः प्रशस्यते ॥२२॥

મૂર્છા, પિત્ત, દાહ, વિષ, રુધિર સંબંધી રોગ, મદાત્યય, ભ્રમણ, થાક, <u>તમકશ્વાસ</u>, મોહ, ઊલટી અને ઉપરના ભાગના રક્તપિત્તમાં શીતળ જળ દેવું ઉત્તમ છે. સામાન્ય રીતે શરદઋતુમાં અને ગ્રીષ્મઋતુમાં પણ શીતળ જળ દેવું ઉત્તમ છે. ૨૨

કયા રોગોમાં શીતળ જળ ન આપવું?

पार्श्वशूले प्रतिश्याये वातरोगे गलग्रहे ॥
आध्माने स्तिमिते कोष्ठे सद्यःशुद्धे नवज्वरे ।
हिक्कायां स्नेहपीते च शीताम्बु परिवर्जयेत् ॥२३॥

પડખાંનું શૂળ, સળેખમ, વાયુસંબંધી રોગ, ગલગ્રહ, આફરો, કોઠાનું સ્તબ્ધપણું (આમકોઠ), નવીન જ્વર અને <u>હેડકીમાં શીતળ જળનો</u> ત્યાગ કરવો. જે દિવસે શોધન કર્યું હોય તે દિવસે અથવા તે પછી સાત દિવસ સુધી શીતળ જળનો ત્યાગ કરવો. સ્નેહપાન કર્યા પછી પણ શીતળ જળ પીવું નહીં. ૨૩

નદીના જળના સામાન્ય ગુણો

नादेयं वातलं रूक्षं दीपनं लघु लेखनम् ।
तदभिष्यन्दि मधुरं सान्द्रं गुरु कफापहम् ॥२४॥

નદીનું જળ વાયુને ઉત્પન્ન કરનાર, રૂક્ષ, અગ્નિને દીપ્ત કરનાર, હલકું અને કફને તથા મેદને હણનારું છે; પણ જો નદીનું જળ મધુર તથા ઘાટું હોય, તો શરદી કરનારું, ભારે અને કફ કરનારું છે. ૨૪

સરોવરના જળના ગુણો

तृष्णाघ्नं सारसं बल्यं कषायं मधुरं लघु ॥२५॥

સરોવરનું જળ તરશને મટાડનાર છે, બળ આપનાર છે, તૂરું છે, મધુર છે અને હલકું છે. ૨૫

તળાવના જળના ગુણો

ताडागं वातलं स्वादु कषायं कटुपाकि च ॥२६॥

તળાવનું જળ વાયુને ઉત્પન્ન કરનાર છે, મધુર છે, તૂરું છે અને કટુ પાકવાળું છે. ૨૬

વાવના જળના ગુણો

वातश्लेष्महरं वाप्यं सक्षारं कटु पित्तलम् ॥२७॥

વાવનું જળ ખારું હોય, તો વાયુને તથા કફને હણનાર, તીખું અને પિત્તને વધારનાર છે. (મીઠું હોય તો કફ કરનાર અને વાયુને તથા પિત્તને હણનાર છે.) ૨૭

કૂવાના જળના ગુણો

सक्षारं पित्तलं कौपं श्लेष्मघ्नं दीपनं लघु ॥२८॥

કૂવાનું જળ ખારું હોય, તો પિત્ત કરનાર છે, કફને હણનાર છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે અને હલકું છે. (મીઠું હોય તો ત્રણે દોષને હરનાર છે, હિતકારી છે અને હલકું છે.) ૨૮

નહીં બાંધેલા કૂવાના જળના ગુણો

चौण्ड्यमग्निकरं रूक्षं मधुरं कफकृन्न च ॥२९॥

નહીં બાંધેલા કૂવાનું જળ અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, રૂક્ષ છે અને મધુર છતાં કફ કરનારું નથી. ૨૯

ઝરણાંના જળના ગુણો

कफघ्नं दीपनं हृद्यं लघु प्रस्रवणोद्भवम् ॥३०॥

ઝરણાંનું જળ કફને હણનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને પ્રિય લાગે એવું અને હલકું છે. ૩૦

પૃથ્વીમાંથી નીકળતા જળના ગુણો

मधुरं पित्तशमनमविदाह्यौद्भिदं स्मृतम् ॥३१॥

પૃથ્વીમાંથી નીકળતું જળ મધુર છે, પિત્તને શાંત કરનાર છે અને સારી રીતે પથ્ય એવું છે. ૩૧

વીરડાના જળના ગુણો

वैकिरं कटु सक्षारं श्लेष्मघ्नं लघु दीपनम् ॥३२॥

વીરડાનું જળ ખારું હોય, તો તીખું છે, કફને હણનાર છે, હલકું છે અને અગ્નિને પ્રદીપ્ત કરનાર છે. (મીઠું હોય તો નિર્દોષ છે, શીતળ છે, હલકું છે અને પિત્તને હરનાર છે.) ૩૨

ક્યારાના (ખેતરના) જળના ગુણો

कैदारं मधुरं प्रोक्तं विपाके गुरु दोषलम् ॥३३॥

ક્યારાનું જળ મધુર છે, વિપાકમાં ભારે છે અને દોષોને ઉત્પન્ન કરનાર છે. ૩૩

ખાબોચિયાના જળના ગુણો

तद्वत्पाल्वलमुद्दिष्टं विशेषाद्दोषलं तु तत् ॥३४॥

ખાબોચિયાનું જળ ખેતરના જળ જેવું જ છે અને વિશેષે કરી દોષોને ઉત્પન્ન કરનાર છે. ૩૪

સમુદ્રજળના ગુણો

सामुद्रमुदकं विस्रं लवणं सर्वदोषकृत् ॥३५॥

સમુદ્રનું જળ ખરાબ ગંધવાળું છે, ખારું છે અને સઘળા દોષો નિપજાવનારું છે. ૩૫

જળમય દેશના જળના ગુણો

अनेकदोषमानूपं वार्यभिष्यन्दि गर्हितम् ॥३६॥

જળમય દેશનું જળ અનેક દોષવાળું છે, શરદી કરનાર છે અને ખરાબ છે. ૩૬

જાંગલદેશના જળના ગુણો

एभिर्दोषैरसंयुक्तं निरवद्यं तु जाङ्गलम् ॥३७॥

જાંગલદેશનુ જળ (ઘણું કરીને) આ અધ્યાયના નવમા વિષયમાં કહેલા સ્પર્શાદિક છ દોષોથી રહિત અને ઉત્તમ હોય છે. ૩૭

સાધારણ દેશના જળના ગુણો

पाकेऽनिदाहि तृष्णाघ्नं प्रशस्तं प्रीतिवर्द्धनम् ।
दीपनं स्वादु शीतं च तोयं साधारणं लघु ॥३८॥

સાધારણ દેશનું જળ પાકમાં દાહ કરતું નથી, તરશને હણે છે, ઉત્તમ છે, પ્રીતિને વધારે છે, અગ્નિને દીપ્ત કરે છે, મધુર છે, શીતળ છે અને હલકું છે. ૩૮

ઊના પાણીના ગુણો

कफमेदोऽनिलामघ्नं दीपनं बस्तिशोधनम् ॥
श्वासकासज्वरहरं पथ्यमुष्णोदकं सदा ।
यत्क्वाथ्यमानं निर्वेगं निष्फेनं निर्मलं लघु ॥
चतुर्भागावशेषं तु तत्तोयं गुणवत्स्मृतम् ॥ ३९ ॥

ઉકાળીને અરધું બાકી રાખેલું ઊનું પાણી અગ્નિને દીપ્ત કરનાર છે, મૂત્રાશયને સાફ કરનાર છે, સર્વદા પથ્ય છે અને કફ, મેદ, વાયુ, આમ, શ્વાસ, ખાંસી તથા જ્વરને હણનાર છે.

ઉકાળવાના સમયમાં વેગથી તથા ફીણથી રહિત રહેલું, નિર્મળ, હલકું અને ઉકાળીને ચોથા ભાગનું બાકી રાખેલું ઊનું જળ ઉત્તમ ગુણવાળું છે. ૩૯

વૈદ્યે વાસી ઊનું જળ રોગીને દેવું નહિ

न च पर्युषितं देयं कदाचिद्वारि जानता ।
अम्लीभूतं कफोत्क्लेशि न हितं तत् पिपासवे ॥४०

સમજુ વૈદ્યે કદી પણ રાતવાસી રાખેલું ઊનું પાણી રોગીને દેવું નહિ; કેમ કે તે ખાટું થઈ ગયેલું હોય છે અને કફને સ્થાનચ્યુત કરનારું છે; માટે તરસ્યા થયેલાને હિતકારી નથી.

ઊનું કરીને ઠંડું પાડેલું જળ દેવાના વિષયો

मद्यपानात्समुद्भूते रोगे पित्तोत्थिते तथा ।
संनिपातसमुत्थे च शृतशीतं प्रशस्यते ॥ ४१ ॥

મદાત્યયથી, પિત્તથી અને સન્નિપાતથી ઉત્પન્ન થયેલા રોગમાં ઊનું કર્યા પછી ઠંડું પાડેલું જળ દેવું એ ઉત્તમ છે. (મદાત્યયમાં તો શીતળ જળ પણ ઉત્તમ છે અને ઊનું કર્યા પછી ઠંડું કરેલું જળ પણ ઉત્તમ છે.) ૪૧

નાળિયેરના જળના ગુણો

स्निग्धं स्वादु हिमं हृद्यं दीपनं बस्तिशोधनम् ।
वृष्यं पित्तपिपासाघ्नं नारिकेलोदकं गुरु ॥ ४२ ॥

નાળિયેરનું જળ સ્નિગ્ધ છે, મધુર છે, ઠંડું છે, હૃદયને પ્રિય લાગે એવું છે, અગ્નિને દીપ્ત કરનાર છે, મૂત્રાશયને સાફ કરનાર છે, વીર્યને વધારનાર છે, પ્રિયને તથા તરશને મટાડનાર અને ભારે છે. ૪૨

ઊનું કરી ઠંડું પાડેલું જળ દેવાના બીજા વિષયો

दाहातीसारपित्तासृङ्मूर्च्छामद्यविषार्तिषु।
शृतशीतं जलं शस्तं तृष्णाच्छर्दिभ्रमेषु च ॥४३॥

દાહ, અતિસાર, પિત્તજન્યરોગ, રુધિરજન્ય રોગ, મૂર્છા, મદ્ય સંબંધી પીડા, વિષ સંબંધી પીડા, તરશ, ઊલટી અને શ્રમ-એમાં ઊનું કરી ઠંડું પાડેલું જળ દેવું, એ ઉત્તમ છે. ૪૩

કયા રોગમાં થોડું જળ પીવું?

अरोचके प्रतिश्याये प्रसेके श्वयथौ क्षये ॥
मन्दाग्नावुदरे कुष्ठे ज्वरे नेत्रामये तथा।
व्रणे च मधुमेहे च पानीयं मन्दमाचरेत् ॥४४॥

અરોચક, સળેખમ, લાળનો સ્રાવ, સોજો, ક્ષય, અગ્નિનું મંદપણું, ઉદરરોગ, કોઢ, જ્વર, નેત્રના રોગ, વ્રણ અને મધુપ્રમેહ-એમાં થોડું થોડું પાણી પીવું. ૪૪

इति जलवर्गः

अथ क्षीरवर्गः

દૂધના આઠ ભેદ

गव्यमाजं तथा चौष्ट्रमाविकं माहिषं च यत्।
अश्वायाश्चैव नार्याश्च करेणूनां च यत्पयः ॥४५॥

ગાયનું, બકરીનું, ઊંટડીનું, ગાડરનું, ભેંસનું, ઘોડીનું, સ્ત્રીનું અને હાથણીનું-એ રીતે દૂધના આઠ ભેદ[1] છે. ૪૫

દૂધના સામાન્ય ગુણો

तच्चनेकौषधिरसप्रसादं प्राणदं गुरु।
मधुरं पिच्छिलं शीतं स्निग्धं श्लक्ष्णं सरं मृदु ॥
सर्वप्राणभृतां तस्मात्सात्म्यं क्षीरमिहोच्यते ॥

तत्र सर्वमेव क्षीरं प्राणिनामप्रतिषिद्धं जातिसात्म्यात्। वातपित्तशोणितमानसविकारेष्वविरुद्धम्। जीर्णज्वरकासश्वासशोषक्षयगुल्मोन्मादोदरमूर्च्छाभ्रममददाहपिपासाहृद्बस्तिपाण्डुरोगग्रहणीदोषार्शःशूलोदावर्तातिसारप्रवाहिकायोनिरोगगर्भास्रावरक्तपित्तश्रमक्लमहरं पाप्मापहं बल्यं वृष्यं वाजीकरणं रसायनं मेध्यं संधानमास्थापनं वयःस्थापनमायुष्यं जीवनं बृंहणं वमनं विरेचनं च तुल्यगुणत्वाच्चौजसो वर्द्धनमिति बालवृद्धक्षतक्षीणानां क्षुद्व्यवायव्यायामकर्शितानां च पथ्यतमम् ॥४६॥

દૂધ અનેક દ્રવ્યોના રસના પ્રસાદરૂપ છે, પ્રાણ આપનાર છે, ભારે છે, મધુર છે, ચીકણું છે, ટાઢું છે, સ્નિગ્ધ છે, લીસું છે, મળની પ્રવૃત્તિ કરાવનાર છે અને કોમળ છે. આ પ્રમાણે હોવાને લીધે દૂધ સર્વ પ્રાણીઓને સાત્મ્ય (પ્રકૃતિથી જ હિતકારી) છે, એમ કહેવાય છે.

દૂધ સર્વ પ્રાણીઓને જન્મથી જ સાત્મ્ય છે, એટલા માટે કોઈ પણ પ્રાણીને એ આઠ પ્રકારના દૂધનો નિષેધ નથી. વાતવિકાર, પિત્તવિકાર, રુધિરવિકાર અને રજોગુણ વગેરેથી થતા માનસિક વિકારોમાં પણ દૂધનો નિષેધ નથી. દૂધ જીર્ણજ્વર, કફજન્ય વગરની બીજી ખાંસીઓ, શ્વાસ, મુખ તથા કંઠ વગેરેનો શોષ, ક્ષયરોગ, વાતિક તથા પૈત્તિક ગુલ્મો, ઉન્માદો, વાતિક તથા પૈત્તિક ઉદરરોગો, કફ વગરની મૂર્છા, કફ વગરનો શ્રમ, કફ, મદ, દાહ, કફ વગરની તરશ, વાતિક તથા પૈત્તિક હૃદય રોગો, મૂત્રાશયના રોગો, વાતિક તથા પૈત્તિક પાંડુરોગ, ગ્રહણી-

[1] ખચરી, ગધેડી, હરિણી અને ઝૂંડી વગેરેનાં દૂધો ઘણું કરીને લેપાદિકમાં ઉપયોગી છે; પણ પીવામાં ઉપયોગી નથી, તેથી તેઓને આ પ્રકરણમાં દાખલ કર્યાં નથી.

છે, ખાટા રસવાળું છે, રૂક્ષ છે, ખારાશને અનુસરતા રસવાળું છે અને હલકું છે. ૫૨

સ્ત્રીના દૂધના ગુણો

नार्यास्तु मधुरं स्तन्यं कषायानुरसं हितम् ।
नस्याश्च्योतनयोः पथ्यं जीवनं लघु दीपनम् ॥५३॥

સ્ત્રીનું દૂધ મધુર છે, તૂરા રસને અનુસરતું છે, ટાઢું છે, નસ્ય દેવામાં તથા આંખોની અંદર ટીપાં પાડવામાં પથ્ય છે, જીવન દેનાર છે, હલકું છે અને અગ્નિને દીપ્ત કરનાર છે. ૫૩

હાથણીના દૂધના ગુણો

हस्तिन्या मधुरं वृष्यं कषायानुरसं गुरु ।
स्निग्धं स्थैर्यकरं शीतं चक्षुष्यं बलवर्द्धनम् ॥५४॥

હાથણીનું દૂધ મધુર છે, વીર્યને વધારનાર છે, તૂરા રસને અનુસરતું છે, ભારે છે, સ્નિગ્ધ છે, શરીરને દૃઢ કરનાર છે, ટાઢું છે, નેત્રોને હિતકારી છે અને બળને વધારનાર છે. ૫૪

પ્રભાતમાં દોહેલા દૂધના ગુણો

प्रायः प्राभातिकं क्षीरं गुरु विष्टम्भि शीतलम् ।
रात्र्याः सोमगुणत्वाच्च व्यायामाभावतस्तथा ॥५५

રાત્રિ ચંદ્રના ગુણોવાળી છે અને પશુઓ રાતે વ્યાયામ કરતાં નથી, તેથી પ્રભાતનું દૂધ ઘણું કરીને ભારે હોય છે, પેટમાં ગડગડાટ કરે છે અને શીતળ હોય છે. ૫૫

દિવસના પાછલા પહોરના દૂધના ગુણો

तदेवोक्तं लघुतरमनभिष्यन्दि वै शृतम् ।
वर्जयित्वा स्त्रियाः स्तन्यमाममेव हि तद्धितम् ॥
धारोष्णं गुणवत्क्षीरं विपरीतमतोऽन्यथा ।
तदेवातिशृतं सर्वं गुरु बृंहणमुच्यते ॥ ५७ ॥

ટાઢું દૂધ ઘણું કરીને સ્રોતો વગેરેને મંદતાથી તથા ભીનાશથી યુક્ત કરનાર છે અને ભારે છે. ગરમ કરેલું દૂધ અત્યંત હલકું છે અને સ્રોતો વગેરેને મંદતાથી તથા ભીનાશથી યુક્ત કરનાર નથી. સ્ત્રીનું દૂધ તો ગરમ કરેલુ હિતકારી નથી, પણ ટાઢું જ હિતકારી છે. શેડકઢું દૂધ ઉત્તમ ગુણકારી છે અને જે દૂધ શેડકઢું ન હોય તે તેવું ગુણકારી નથી. બહુ જ પકાવેલું (કઢેલું) સર્વ પ્રકારનું દૂધ ભારે છે અને શરીરને પુષ્ટિ આપનાર છે. ૫૭

કેવા દૂધનો ત્યાગ કરવો ?

अनिष्टगन्धमम्लं च विवर्णं विरसं च यत् ।
वर्ज्यं सलवणं क्षीरं यच्च विग्रथितं भवेत् ॥५८॥

જે દૂધ ખરાબ ગંધવાળું, ખાટું, બદલી ગયેલા વર્ણવાળું, રસ વગરનું, ખારાશવાળું કે ફોદા ફોદા થઈ બગડી ગયેલું હોય તેનો ત્યાગ કરવો. ૫૮

इति क्षीरवर्गः

अथ दधिवर्गः

દહીંના સામાન્ય ગુણો

લિક છે અને સળેખમ, વિષમજ્વર, અતિસાર, અરોચક, મૂત્રકૃચ્છ્ર તથા કૃશતાને મટાડનાર છે. **મધુર** દહીં સ્રોતો વગેરેને અત્યંત મંદતા તથા ભેજ આપનારું છે, અને કફને તથા મેદને વધારનાર છે. **ખાટું** દહીં કફને તથા પિત્તને કરનાર છે અને **અત્યંત ખાટું** દહીં રુધિરને ખરાબ કરનાર છે. **જામવા લાગેલું** દહીં બળતરા કરનાર, વિષ્ઠાની તથા મૂત્રની વધારે પ્રવૃત્તિ કરનાર અને એ઼ઈવખતે ત્રણે દોષોને કરનાર છે.

ગાયના દહીંના ગુણો

स्निग्धं विपाके मधुरं दीपनं बलवर्द्धनम्।
वातापहं पवित्रं च दधि गव्यं रुचिप्रदम् ॥६०॥

ગાયનું દહીં સ્નિગ્ધ, વિપાકમાં મધુર, અગ્નિને દીપ્ત કરનાર, બળને વધારનાર, વાયુને હણનાર, પવિત્ર અને રુચિ આપનાર છે. ૬૦

બકરીના દહીંના ગુણો

दध्याजं कफपित्तघ्नं लघु वातक्षयापहम्।
दुर्नामश्वासकासेषु हितमग्नेः प्रदीपनम् ॥ ६१ ॥

બકરીનું દહીં કફને તથા પિત્તને હણનાર છે, હલકું છે, વાયુનો તથા ક્ષયનો નાશ કરનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે અને અરશ, શ્વાસ તથા ખાંસી ઉપર હિતકારી છે. ૬૧

ભેંશના દહીંના ગુણો

विपाके मधुरं वृष्यं वातपित्तप्रसादनम्।
बलासवर्द्धनं स्निग्धं विशेषाद्दधि माहिषम् ॥ ६२ ॥

ભેંશનું દહીં વિપાકમાં મધુર, વીર્યને વધારનાર, વાયુને તથા પિત્તને શાંત કરનાર, કફને અત્યંત વધારનાર અને અત્યંત સ્નિગ્ધ છે. ૬૨

ઊંટડીના દહીંના ગુણો

विपाके कटु सक्षारं गुरु मैथ्यौष्ट्रिकं दधि।
वातमर्शांसि कुष्ठानि कृमीन्हन्त्युदराणि च ॥ ६३ ॥

ઊંટડીનું દહીં વિપાકમાં તીખું, ક્ષારવાળું, ભારે, દસ્ત લગાડનાર અને વાયુ, અરશ, કોઢ, કૃમિઓ તથા ઉદરરોગોને નષ્ટ કરનાર છે. ૬૩

ગાડરના દહીંના ગુણો

कोपनं कफवातानां दुर्नाम्नां चाविकं दधि।
रसे पाके च मधुरमत्यभिष्यन्दि दोषलम् ॥६४॥

ગાડરનું દહીં રસમાં તથા પાકમાં મધુર છે, સ્રોતો વગેરેને અતિ મંદતા તથા અતિ ભીનાશ આપનારું છે, વિકારો આપનારું છે અને અરશ, કફ તથા વાયુને પ્રકુપિત કરનારું છે. ૬૪

ઘોડીના દહીંના ગુણો

दीपनीयमचक्षुष्यं वाडवं दधि वातलम्।
रूक्षमुष्णं कषायं च कफमूत्रापहं च तत् ॥ ६५ ॥

ઘોડીનું દહીં અગ્નિને દીપ્ત કરનાર છે, વાયુને ઉત્પન્ન કરનાર છે, રૂક્ષ છે, ઉષ્ણ વીર્યવાળું છે, તૂરું છે, કફને તથા મૂત્રને હણનારું છે અને નેત્ર માટે સારું નથી. ૬૫

સ્ત્રીના દહીંનાં ગુણો

स्निग्धं विपाके मधुरं बल्यं संतर्पणं गुरु।
चक्षुष्यमग्र्यं दोषघ्नं दधि नार्या गुणोत्तरम् ॥६६॥

સ્ત્રીનું દહીં વિપાકમાં મધુર છે, બળ આપનાર છે, તૃપ્તિ આપનાર છે, ભારે છે, નેત્રોને અત્યંત હિતકારી છે, દોષોને હણનારું છે અને સઘળી રીતે ઉત્કૃષ્ટ ગુણોવાળું છે. ૬૬

હાથણીના દહીંના ગુણો

लघु पाके बलासघ्नं वीर्योष्णं शक्तिनाशनम् ॥
कषायानुरसं नाग्या दधि वर्चोविवर्द्धनम् ॥६७॥

હાથણીનું દહીં પાકમાં હલકું, કફ હણનાર, ઉષ્ણ વીર્યવાળું, શક્તિને નષ્ટ કરનાર, પેટમાં તૂરા રસવાળું અને વિષ્ઠાને વધારનાર છે. ૬૭

સર્વ દહીંમાં ગાયના દહીંની ઉત્તમતા

दधीन्युक्तानि यानीह गव्यादीनि पृथक् पृथक्।
विज्ञेयमेषु सर्वेषु गव्यमेव गुणोत्तरम् ॥ ६८ ॥

ઉપર જે ગાય, બકરી, ભેંસ, ઊંટડી, ગાડર, ઘોડી, સ્ત્રી તથા હાથણીનાં દહીં જુદાં જુદાં કહ્યાં,

તે સઘળાંમાં ગાયના દહીંને જ ઉત્કૃષ્ટ ગુણોવાળું સમજવું. ૬૮

વસ્ત્રથી ગાળેલા દહીંના ગુણો

वातघ्नं कफकृत्स्निग्धं बृंहणं न च पित्तकृत् ।
कुर्याद्भक्ताभिलाषं च दधि यत्सुपरिस्रुतम् ॥६९॥

વસ્ત્રથી સારી રીતે ગાળી લીધેલું દહીં વાયુને હણે છે, કફને ઉત્પન્ન કરે છે, સ્નિગ્ધ છે, પુષ્ટિ આપનાર છે, પિત્ત કરનાર નથી અને અન્ન ખાવામાં રુચિ ઉપજાવનાર છે. ૬૯

કઢેલા દૂધમાંથી કરેલા દહીંના ગુણો

शृतात्क्षीरात्तु यज्जातं गुणवद्दधि तत्स्मृतम् ।
वातपित्तहरं रुच्यं धात्वग्निबलवर्द्धनम् ॥७०॥

કઢેલા દૂધમાંથી કરેલું દહીં ગુણવાળું છે, વાયુને તથા પિત્તને હણનાર છે, રુચિ ઉપજાવનાર છે, અને ધાતુઓને, અગ્નિને, તથા બળને વધારનાર છે. ૭૦

દહીંની તરના ગુણો

दध्नः सरो गुरुर्वृष्यो विज्ञेयोऽनिलनाशनः ।
वह्नेर्विधमनश्चापि कफशुक्रविवर्द्धनः ॥७१॥

દહીંની તર ભારે સ્ત્રીસંગમાં પ્રહર્ષ આપનાર, વાયુને નષ્ટ કરનાર, અગ્નિને મંદ કરનાર અને કફને તથા વીર્યને વધારનાર છે. ૭૧

તર વગરના દહીંના ગુણો

दधि त्वसारं रूक्षं च ग्राहि विष्टम्भि वातलम् ।
दीपनीयं लघुतरं सकषायं रुचिप्रदम् ॥७२॥

તર વગરનું દહીં રૂક્ષ, દસ્તને રોકનાર, પેટમાં ગડગડાટ કરનાર, વાયુને ઉત્પન્ન કરનાર, અગ્નિને દીપ્ત કરનાર, અત્યંત હલકું, કાંઈક તૂરા રસવાળું અને રુચિ આપનાર છે. ૭૨

ઋતુ પરત્વે દહીંના ગુણદોષ

शरद्ग्रीष्मवसंतेषु प्रायशो दधि गर्हितम् ।
हेमंते शिशिरे चैव वर्षासु दधि शस्यते ॥७३॥

ઘણું કરીને શરદ, ગ્રીષ્મ તથા વસંત એ ત્રણ ઋતુઓમાં દહીં ખાવું ખરાબ છે અને હેમંત, શિશિર તથા વર્ષા એ ત્રણ ઋતુઓમાં દહીં ખાવું સારું છે. ૭૩

દહીંના નીચે રહેલા જળમિશ્રિત ભાગના ગુણો

तृष्णाक्लमहरं मस्तु लघु स्रोतोविशोधनम् ।
अम्लं कषायं मधुरमवृष्यं कफवातनुत् ॥
प्रह्लादनं प्रीणनं च भिनत्त्याशु मलं च तत् ।
बलमावहते क्षिप्रं भक्तच्छन्दं करोति च ॥७४॥

દહીંની નીચે રહેલો જળમિશ્રિત ભાગ તરશને તથા થાકને મટાડનાર છે, સ્રોતોને સાફ કરનાર છે, ખાટો છે, તૂરો છે, મધુર છે, સ્ત્રીસંગમાં હર્ષ આપનાર નથી, કફને તથા વાયુને તોડનાર છે, સુખ આપનાર છે, તૃપ્તિ આપનાર છે, મળને જલદી તોડી નાખનાર છે, તુરત બળ આપે છે અને અન્ન ખાવામાં રુચિ-ઉપજાવે છે. ૭૪

આ વર્ગમાંની બાબતોની અનુક્રમણિકા

स्वाद्वम्लमत्यम्लकमन्दजातं तथा शृतक्षीरभवं सरश्च । असारमेवं दधि सप्तधाऽस्मिन् वर्गे स्मृता मस्तुगुणास्तथैव ॥७५॥

મધુર દહીં, ખાટું દહીં, અત્યંત ખાટું દહીં, જામવા લાગેલું દહીં, કઢેલા દૂધનું દહીં, દહીંની તર તથા તર વગરનું દહીં—એ સાતના ગુણો આ વર્ગમાં કહ્યા છે અને તે પછી દહીંના નીચે રહેલા જલમિશ્રિત ભાગના ગુણો કહ્યા છે.

इति दधिवर्गः

अथ तक्रवर्गः

છાશના સામાન્ય ગુણો

तक्रं मधुरमम्लं कषायानुरसमुष्णवीर्यं लघु रूक्षमग्निदीपनं गरशोफातिसारग्रहणीपाण्डुरोगार्शः-प्लीहगुल्मारोचकविषमज्वरतृष्णाच्छर्दिप्रसेकशूलमेदःश्लेष्मानिलहरं मधुरविपाकं हृद्यं मूत्रकृच्छ्रस्नेहव्यापत्प्रशमनमवृष्यं च ॥७६॥

છાશ મધુર છે, ખાટી છે, પેટામાં તૂરા

રસવાળી છે, ઉષ્ણ વીર્યવાળી છે, હલકી છે, રૂક્ષ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, મધુર વિપાકવાળી છે, હૃદયને પ્રિય લાગે એવી છે, મૂત્રકૃચ્છ્રને તથા સ્નેહના અતિયોગથી કે મિથ્યાયોગથી થયેલા બગાડને શાંત કરનાર છે, સ્રીસંગમાં પ્રહર્ષ આપનાર નથી અને ઝેર, સોજા, અતિસાર, ગ્રહણી, પાંડુરોગ, અરશ, બરલનું દરદ, ગુલ્મ, અરોચક, વિષમજ્વર, તરશ, ઊલટી, લાળનો સ્રાવ, શૂળ, મેદ, કફ તથા વાયુને મટાડનાર છે. ૭૬

આ ગુણો કેવી છાશના હોય?

मन्थनादिपृथग्भूतस्नेहमर्द्धोदकं तु यत्।
नातिसांद्रद्रवं तक्रं स्वाद्वम्लं तुवरं रसे॥
यत्तु सस्नेहमजलं मथितं घोलमुच्यते॥७७॥

જેમાંથી વલોવવા વગેરે ઉપાયો વડે માખણ કાઢી લેવામાં આવ્યું હોય, જેમાં દહીંથી અરધું પાણી નાખવામાં આવ્યુ હોય, જેનો દ્રવ બહુ થાટો ન હોય તથા જેનો રસ મધુર, ખાટો અને તૂરો હોય, તે છાશમાં ઉપર કહેલા ગુણો સમજવા. જેમાંથી સ્નેહ કાઢી લેવામાં ન આવ્યો હોય તથા જેને જળ નાખ્યા વગર જ વલોવી હોય, તે છાશ ઘોલ કહેવાય છે. ઘોલમાં બીજા ગુણો છે, પણ ઉપર કહેલા ગુણો નથી. ૭૭

છાશ ક્યારે ન અપાય?

तक्रं नैव क्षते दद्यान्नोष्णकाले न दुर्बले।
न मूर्च्छाभ्रमदाहेषु न रोगे रक्तपैत्तिके॥७८॥

ક્ષતમાં, શરદઋતુમાં, ગ્રીષ્મઋતુમાં, દુર્બળ માણસને, મૂર્છામાં, ભ્રમમાં, દાહમાં અને રક્તપિત્ત સંબંધી રોગમાં છાશ દેવી નહીં. ૭૮

કયા વિષયોમાં છાશ દેવી સારી છે?

शीतकालेऽग्निमान्द्ये च कफोत्थेष्वामयेषु च।
मार्गावरोधे दुष्टे च वायौ तक्रं प्रशस्यते॥७९॥

શીતકાળમાં, અગ્નિની મંદતામાં, કફથી થયેલા રોગોમાં, સ્રોતો રોકાઈ ગયા હોય ત્યારે અને વાયુ દુષ્ટ થયો હોય, ત્યારે છાશ દેવી, એ ઉત્તમ છે. ૭૯

મીઠી છાશના તથા ખાટી છાશના ગુણો

तत्पुनर्मधुरं श्लेष्मप्रकोपणं पित्तप्रशमनं च।
अम्लं वातघ्नं पित्तकरं च॥८०॥

મીઠી છાશ કફને પ્રકુપિત કરનાર અને પિત્તને શાંત કરનાર છે. ખાટી છાશ વાયુને હણનાર અને પિત્તને ઉત્પન્ન કરનાર છે. ૮૦

કયા દોષમાં કેવી છાશનો ઉપયોગ કરવો?

वातेऽम्लं सैन्धवोपेतं स्वादु पित्ते सशर्करम्।
पिबेत्तक्रं कफे चापि व्योषक्षारसमायुतम्॥८१॥

વાતદોષ હોય તો સિંધવના યોગવાળી ખાટી છાશનો ઉપયોગ કરવો, પિત્તદોષ હોય તો સાકરના યોગવાળી મીઠી છાશનો ઉપયોગ કરવો અને કફદોષ હોય તો સૂંઠ, મરી, પીપર તથા જવખારના યોગવાળી છાશનો ઉપયોગ કરવો. ૮૧

બગડેલી છાશના તથા બગડેલા દહીંના ગુણો

ग्राहिणी वातला रूक्षा दुर्जरा तक्रकूर्चिका।
तक्राल्लघुतरो मण्डः कूर्चिकादधितक्रजः॥८२॥

બગડવાથી જેમાં નાની નાની ગાંઠો પડી ગઈ હોય, તે છાશ તક્રકૂર્ચિકા કહેવાય છે. તક્રકૂર્ચિકા દસ્તને રોકનાર રૂક્ષ અને માંડ પચે એવી છે.

બગડેલી છાશનો તથા બગડેલા દહીંનો ઉપરનો ભાગ છાશથી અત્યંત હલકો છે. ૮૨

इति तक्रवर्गः

બગડેલા દૂધના માવાના, સાત દિવસની અંદરના ખીરાના અને ફાટી ગયેલા દૂધના પાણીના ગુણો

गुरुः किलाटोऽनिलहा पुंस्त्वनिद्राप्रदः स्मृतः।
मधुरौ बृंहणौ वृष्यौ तद्वत्पीयूषमोरटौ॥८३॥

બગડેલા દૂધનો માવો ભારે છે, વાયુને હણનાર છે, વીર્યને વધારે છે અને નિદ્રા આપે છે.

વિયાયા પછી સાત દિવસની અંદરનું ખીરું મધુર છે, વીર્યને વધારનાર છે અને પુષ્ટિકારક છે.

ફાટી ગયેલા દૂધનું પાણી પણ એવા જ ગુણોવાળું છે. ૮૩

માખણના સામાન્ય ગુણો

नवनीतं पुनः सद्यस्कं लघु सुकुमारं मधुरं कषायमीषदम्लं शीतलं मेध्यं दीपनं हृद्यं संग्राहि पित्तानिलहरं वृष्यमविदाहि क्षयकासश्वासव्रणशोषार्शोऽर्दितापहम् ॥८४॥

તાજું માખણ હલકું છે, દેહને સુકુમાર કરનારું છે, મધુર છે, તૂરું છે, કાંઈક ખાટું છે, ટાઢું છે, બુદ્ધિને વધારનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, હૃદયને પ્રિય લાગે એવું છે, દસ્તને રોકનાર છે, પિત્તને તથા વાયુને હરનાર છે, વીર્યને વધારનાર છે, પાકમાં બળતરા કરનારું નથી અને ક્ષય, ખાંસી, શ્વાસ, વ્રણ, શોષ, અરશ તથા અર્દિતને મટાડનાર છે. ૮૪

વાસી માખણના ગુણો

चिरोत्थितं गुरु कफमेदोविवर्द्धनं बलकरं बृंहणं शोषघ्नं विशेषतो बालानां प्रशस्यते ॥८५॥

વાસી માખણ ભારે, કફને તથા મેદને વધારનાર, બળ આપનાર, પુષ્ટિ આપનાર, શોષને હણનાર અને વિશેષે કરી બાળકોને ઉત્તમ છે.

દૂધમાંથી કાઢી લીધેલા માખણના ગુણો

क्षीरोत्थं पुनर्नवनीतमुत्कृष्टस्नेहमाधुर्ययुक्तमतिशीतं सौकुमार्यकरं चक्षुष्यं संग्राहि रक्तपित्तनेत्ररोगहरं प्रसादनं च ॥८६॥

દહીં કર્યા પછી નહિ, પણ દૂધમાંથી જ પરબારું કાઢી લીધેલું માખણ ઉત્કૃષ્ટ સ્નેહવાળું છે, મધુરતાથી યુક્ત છે, અત્યંત શીત છે, સુકુમારતા આપનારું છે, નેત્રો માટે સારું છે, દસ્તને રોકનાર છે અને રક્તપિત્તને તથા નેત્રરોગોને સાફ કરી ટાળી નાખે એવું છે. ૮૬

દૂધની તરના ગુણો

संतानिका पुनर्वातघ्नी तर्पणी बल्या वृष्या स्निग्धा रुच्या मधुरा मधुरविपाका रक्तपित्तप्रसादनी गुर्वी च ॥८७॥

દૂધની તર વાયુને હણનારી, તૃપ્તિ આપનારી, બળને તથા વીર્યને વધારનારી, સ્નિગ્ધ, રુચિ ઉપજાવનારી, મધુર, મધુર વિપાકવાળી, રક્તપિત્તને સાફ કરી નાખનારી અને ભારે છે. ૮૭

છાશ વગેરે પદાર્થો ગાયના જ ઉત્તમ છે

विकल्प एष दध्यादिः श्रेष्ठो गव्योऽभिवर्णितः ।
विकल्पानवशिष्टांस्तु क्षीरवीर्यात्समादिशेत् ॥८८॥

આ જ છાશ વગેરે જુદા જુદા પદાર્થો કહેવામાં આવ્યા, તેઓ ગાયના દૂધના જ ઉત્તમ છે અને ગુણો પણ તેઓના જ કહ્યા છે એમ સમજવું. બીજા છાશ વગેરે દૂધના પદાર્થોના ગુણો તે તે દૂધોના ગુણો પ્રમાણે સમજી લેવા. ૮૮

इति प्रकीर्णवर्गः

अथ घृतम्

ઘીના સામાન્ય ગુણો

घृतं तु सौम्यं शीतवीर्यं मृदु मधुरमल्पाभिष्यन्दि स्नेहनमुदावर्तोन्मादापस्मारशूलज्वरानाहवातपित्तप्रशमनमग्निदीपनं स्मृतिमतिमेधाकान्तिस्वरलावण्यसौकुमार्यौजस्तेजोबलकरमायुष्यं वृष्यं मेध्यं वयःस्थापनं गुरु चक्षुष्यं श्लेष्माभिवर्द्धनं पाप्माऽलक्ष्मीप्रशमनं विषहरं रक्षोघ्नं च ॥८९॥

ઘી ચંદ્રાત્મક પદાર્થ છે, શીતવીર્યવાળું છે, કોમળ છે, મધુર છે, સ્રોતો વગેરેને થોડીક મંદતા તથા થોડીક ભીનાશ આપનારું છે, સ્નિગ્ધ કરનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, આયુષ્યને તથા વીર્યને વધારનાર છે, બુદ્ધિ આપનાર છે, યૌવનને સ્થિર રાખનાર છે, ભારે છે, નેત્રોનું હિત કરનાર છે, કફને વધારનાર છે, પાપને તથા અલક્ષ્મીને શાંત કરનાર છે, વિષને હરનાર છે, રાક્ષસોને હણનાર છે અને ઉદાવર્ત, ઉન્માદ, અપસ્માર, શૂળ, જ્વર, મલબંધ, વાયુ તથા પિત્તને શમાવનાર છે. ઘીથી

સ્મરણશક્તિ, ભવિષ્યના જ્ઞાનની શક્તિ, ગ્રંથાદિકને ધારણ કરવાની શક્તિ, કાંતિ, સ્વરનું સારાપણું, રૂપની અતિશયતા, અંગોની સુકુમારતા, ઓજ, તેજ અને બળની પ્રાપ્તિ થાય છે.

ગાયના ઘીના ગુણો

विपाके मधुरं शीतं वातपित्तविषापहम् ।
चक्षुष्यमग्र्यं बल्यं च गव्यं सर्पिर्गुणोत्तरम् ॥९०॥

ગાયનું ઘી વિપાકમાં મધુર છે, ટાઢું છે, વાત, પિત્ત તથા વિષને તોડનાર છે, નેત્રોનું અત્યંત હિત કરનાર છે, બળ આપનાર છે અને સઘળા ઉત્કૃષ્ટ ગુણોવાળું છે. ૯૦

બકરીના ઘીના ગુણો

आजं घृतं दीपनीयं चक्षुष्यं बलवर्द्धनम् ।
कासे श्वासे क्षये चापि पथ्यं पाके च तल्लघु ॥९१॥

બકરીનું ઘી અગ્નિને દીપ્ત કરનાર, નેત્રોનું હિત કરનાર, બળને વધારનાર, પાકમાં હલકું છે અને ખાંસી, શ્વાસ તથા ક્ષય ઉપર પથ્ય છે.

ભેંશના ઘીના ગુણો

मधुरं रक्तपित्तघ्नं गुरु पाके कफावहम् ।
वातपित्तप्रशमनं सुशीतं माहिषं घृतम् ॥ ९२ ॥

ભેંશનું ઘી મધુર છે, રક્તપિત્તને હણનાર છે, પાકમાં ભારે છે, કફ કરનાર છે, વાયુને તથા પિત્તને શાંત કરનાર છે અને બહુ ટાઢું છે. ૯૨

ઊંટડીના ઘીના ગુણો

औष्ट्रं कटुरसं पाके शोफक्रिमिविषापहम् ।
दीपनं कफवातघ्नं कुष्ठगुल्मोदरापहम् ॥ ९३ ॥

ઊંટડીનું ઘી પાકમાં તીખા રસવાળું છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે અને સોજા, કૃમિઓ, ઝેર, કફ, વાયુ, કોઢ, ગુલ્મ તથા ઉદરરોગને મટાડનાર છે. ૯૩

ગાડરના ઘીના ગુણો

पाके लघ्वाविकं सर्पिर्न च पित्तप्रकोपणम् ।
कफेऽनिले योनिदोषे शोषे कम्पे च तद्धितम् ॥९४

ગાડરનું ઘી પાકમાં હલકું છે, પિત્તને પ્રકુપિત કરનાર નથી અને કફ, વાયુ, યોનિદોષ, શોષ તથા કંપ ઉપર હિતકારી છે. ૯૪

ઘોડીના ઘીના ગુણો

पाके लघूष्णवीर्यं च कषायं कफनाशनम् ।
दीपनं बद्धमूत्रं च विद्यादैकशफं घृतम् ॥ ९५ ॥

ઘોડીનું ઘી પાકમાં હલકું, ઉષ્ણવીર્યવાળું, તૂરું, કફને નષ્ટ કરનાર, અગ્નિને દીપ્ત કરનાર અને મૂત્રની અટકાયત કરનાર છે. ૯૫

સ્ત્રીના ઘીના ગુણો

चक्षुष्यमग्र्यं स्त्रीणां तु सर्पिः स्यादमृतोपमम् ।
वृद्धिं करोति देहाग्न्योर्लघुपाकं विषापहम् ॥९६॥

સ્ત્રીઓનું ઘી નેત્રોનું અત્યંત હિત કરનાર, અમૃત જેવું, દેહને તથા અગ્નિને વૃદ્ધિ આપનાર, પાકમાં હલકું અને વિષને ટાળનારું છે. ૯૬

હાથણીના ઘીના ગુણો

कषायं बद्धविण्मूत्रं तिक्तमग्निकरं लघु ।
हन्ति कारेणवं सर्पिः कफकुष्ठविषक्रिमीन् ॥९७॥

હાથણીનું ઘી તૂરું, વિષ્ઠાને તથા મૂત્રને રોકનાર, કડવું, અગ્નિને પ્રદીપ્ત કરનાર, હલકું અને કફ, કોઢ, વિષ તથા કૃમિઓને હણનાર છે.

દૂધ વલોવીને કાઢેલા માખણના ઘીના ગુણો

क्षीरघृतं पुनः संग्राहि रक्तपित्तभ्रममूर्च्छाप्रशमनं नेत्ररोगहितं च ॥ ९८ ॥

દૂધ વલોવીને કાઢેલા માખણમાંથી કરેલું ઘી દસ્તને રોકનાર છે, નેત્રના રોગો ઉપર સારું છે અને રક્તપિત્ત, ભ્રમ તથા મૂત્રને શાંત કરનાર છે.

પીગળેલા ઘી ઉપર જામેલા ઘાટા ભાગના ગુણો

सर्पिर्मण्डस्तु मधुरः सरो योनिश्रोत्राक्षिशिरसां शूलघ्नो बस्तिनस्याक्षिप्रपूरणेषूपदिश्यते ॥ ९९ ॥

પીગળેલા ઘી ઉપર જામેલો ઘાટો ભાગ મધુર છે, મળને પ્રવૃત્તિ આપનાર છે અને યોનિ, કાન, નેત્રો તથા માથાના શૂળને હણનાર છે. પિચકારી દેવામાં, નસ્ય દેવામાં અને નેત્રોની

અંદર નાખવાના કામમાં એ ભાગ ઉપયોગી છે.

## જૂના ઘીના ગુણો

सर्पिः पुराणं सरं कटुविपाकं त्रिदोषापहं मूर्च्छा-मदोन्मादोदर-ज्वरगरशोफापस्मारयोनिश्रोत्राक्षि-शिरःशूलघ्नं दीपनं वस्तिनस्याक्षिपूरणेषूपदिश्यते ॥

भवन्ति चात्र ॥

पुराणं तिमिरश्वासपीनसज्वरकासनुत् ।
मूर्च्छाकुष्ठविषोन्मादग्रहापस्मारनाशनम् ॥
एकादशशतं चैव वत्सरानुषितं घृतम् ।
रक्षोघ्नं कुम्भसर्पिः स्यात्परतस्तु महाघृतम् ॥
पेयं महाघृतं भूतैः कफघ्नं पवनाधिकैः ।
बल्यं पवित्रं मेध्यं च विशेषात्तिमिरापहम् ॥
सर्वभूतहरं चैव घृतमेतत्प्रशस्यते ॥ १०० ॥

જૂનું ઘી મળની પ્રવૃત્તિ કરનાર, વિપાકમાં તીખું, ત્રણે દોષોને હણનાર, અગ્નિને દીપ્ત કરનાર અને મૂર્છા, મદ, ઉન્માદ, ઉદરરોગ, જ્વર, ઝેર, સોજો, અપસ્માર, યોનિશૂળ, કર્ણશૂળ, નેત્રશૂળ તથા મસ્તકશૂળને મટાડનાર છે. પિચકારી અને નસ્ય દેવામાં તથા નેત્રોની અંદર નાખવાના કામમાં એ ઉપયોગી છે.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'દશ વર્ષનું જૂનું ઘી તિમિર, શ્વાસ, સળેખમ, જ્વર, ખાંસી, મૂર્છા, કોઢ, વિષ, ઉન્માદ, ગ્રહો તથા અપસ્મારને નષ્ટ કરે છે, એકસો અગિયાર વર્ષનું જૂનું ઘી કુંભસર્પિ કહેવાય છે અને તે રાક્ષસોને હણે છે. એથી વધારે જૂનું ઘી મહાઘૃત કહેવાય છે. વાયુની અધિકતાવાળાં મનુષ્યોએ મહાઘૃત પીવું. એ મહાઘૃત કફને હણનાર છે, બળને વધારનાર છે, પવિત્ર છે, બુદ્ધિની વૃદ્ધિ કરનાર છે, વિશેષે કરી તિમિરને હણનાર છે અને સઘળાં ભૂતો સંબંધી ઉપદ્રવોને હણનાર છે. ૧૦૦

इति घृतवर्गः ।

## अथ तैलानि

## તલના તેલના ગુણો તથા કામો

तैलं त्वाग्नेयमुष्णं तीक्ष्णं मधुरं मधुरविपाकं बृंहणं प्रीणनं व्यवायि सूक्ष्मं विशदं गुरु सरं विकासि वृष्यं त्वक्प्रसादनं मेधामार्दवमांसस्थैर्यवर्णबलकरं चक्षुष्यं बद्धमूत्रं लेखनं तिक्तकषायानुरसं पाचनम-निलबलासक्षयकरं कृमिघ्नमशितपित्तजननं योनि-शिरःकर्णशूलप्रशमनं गर्भाशयशोधनं च तथा छिन्न-भिन्नविद्धोत्पिष्टच्युतमथितक्षतपिचितभग्नस्फुटित-क्षाराग्निदग्धविश्लिष्टदारिताभिहतदुर्भग्नमृगव्याल-विदष्टप्रभृतिषु च परिषेकाभ्यङ्गावगाहादिषु तिलतैलं प्रशस्यते ॥

तद्बस्तिषु च पाने च नस्ये कर्णाक्षिपूरणे ।
अन्नपानविधौ चापि प्रयोज्यं वातशान्तये ॥१०१

તલનું તેલ આગ્ન્યાત્મક છે, ઉષ્ણ છે,[1] તીક્ષ્ણ છે, મધુર છે, વિપાકમાં પણ મધુર છે, શરીરને દૃઢ કરનાર છે, તૃપ્તિ આપનાર છે, પચ્યા વિના પણ સઘળા દેહમાં વ્યાપ્ત થનાર છે, સૂક્ષ્મ સ્રોતોમાં પણ પેસે એવું છે, નિર્મળ છે, ભારે છે, મળની પ્રવૃત્તિ કરનાર છે, સાંધાના બંધોને મોકળા કરનાર છે, વીર્યને વધારનાર છે, ત્વચાને સ્વચ્છ કરનાર છે, નેત્રોનું હિત કરનાર છે, મૂત્રને રોકનાર છે, મેદને ઉખેડ-નાર છે, પેટામાં કડવા તથા તૂરા રસવાળું છે, પાચન છે, વાયુનો તથા કફનો ક્ષય કરનાર છે, વાયુના તથા કફના સ્રોતોને શુદ્ધ કરનાર છે, કીડાઓને હણનાર છે, શરીરને કાંઈક પાતળું કરનાર છે, પિત્તને ઉત્પન્ન કરનાર છે, ગર્ભાશય-ને શુદ્ધ કરનાર છે, ધારણશક્તિ આપનાર છે,

[1] કેટલાક પદાર્થો આગ્ન્યાત્મક છતાં પણ ઉષ્ણ હોતા નથી અને કેટલાક ઉષ્ણ છતાં પણ આગ્નેય હોતા નથી. તેથી અહીં તલના તેલનાં આગ્નેય અને ઉષ્ણ એ બંને વિશેષણ આપ્યાં છે. જુઓ કે પ્રકાશ આગ્નેય છતાં પણ ઉષ્ણ નથી અને માછલાં ઉષ્ણ છતાં આગ્નેય નથી.

કોમળતા કરનાર છે, માંસની સ્થિરતા કરનાર છે, વર્ણને સારો કરનાર છે, બળ આપનાર છે અને યોનિશૂળ, મસ્તકશૂળ તથા કર્ણશૂળને શાંત કરનાર છે. છેદાયેલ, ભેદાયેલ, વીંધાયેલ, ચૂર્ણિત થયેલ, સ્થાનથી ખસી ગયેલ, હાલી ગયેલ, જખમી થયેલ, ચગદાઈ ગયેલ, ભાંગી ગયેલ, ફૂટી ગયેલ, ક્ષારથી કે અગ્નિથી બળેલ, સંધિથી છૂટું પડેલ, ચિરાઈ ગયેલ, અભિઘાત પામેલ, બહુ જ ખરાબ રીતે ભાંગી ગયેલ, દુષ્ટ પશુઓએ કરડેલ અને સર્પાદિએ ડંસેલ વગેરે ઉપર સીંચવામાં, ચોળવામાં અને અંગોને ડુબાડવામાં તલનું તેલ ઉત્તમ છે.

વાયુની શાંતિ માટે પિચકારીઓમાં, પીવામાં, નસ્યમાં, કાનમાં નાખવામાં, નેત્રોની અંદર નાખવામાં અને અન્નપાનવિધિમાં પણ તલના તેલનો પ્રયોગ કરવો. ૧૦૧

**એરંડિયા તેલના ગુણો તથા કામો**

एरण्डतैलं मधुरमुष्णं तीक्ष्णं दीपनं कटुकषायानुरसं सूक्ष्मं स्रोतोविशोधनं त्वच्यं वृष्यं मधुरविपाकं वयःस्थापनं योनिशुक्रविशोधनमारोग्यमेधाकान्तिस्मृतिबलकरं वातकफहरमधोभागदोषहरं च ॥

એરંડિયું તેલ મધુર છે, ઉષ્ણ છે, તીક્ષ્ણ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, પેટામાં તીખા તથા તૂરા રસવાળું છે, સૂક્ષ્મ સ્રોતોમાં પેસી જાય એવું છે, સ્રોતોને શુદ્ધ કરનાર છે, ચામડીને સારી કરે છે, વીર્યને વધારે છે, વિપાકમાં મધુર છે, જુવાનીને સ્થિર રાખનાર છે, યોનિને તથા વીર્યને શુદ્ધ કરનાર છે અને આરોગ્ય આપનાર, ધારણશક્તિ દેનાર, કાંતિ આપનાર, સ્મરણશક્તિ દેનાર, બળ આપનાર છે, તથા વાયુને કફને તેમ જ વિરેચન દ્વારા દોષોને હરનાર છે. ૧૦૨

**લીંબડા વગેરેનાં ફળોના તેલોના ગુણો તથા કામો**

निम्बातसीकुसुम्भमूलकजीमूतकवृक्षककृतवेधनार्ककम्पिल्लकहस्तिकर्णपृथ्वीकापीलुकरञ्जेङ्गुदीशिग्रुसर्षपसुवर्चलाविडङ्गज्योतिष्मतीफलतैलानि तीक्ष्णानि लघून्युष्णवीर्याणि कटूनि कटुविपाकानि सराण्यनिलकफकृमिकुष्ठप्रमेहशिरोरोगहराणि चेति ॥

લીંબડો, અળસી, કસુંબો, મૂળા, ફૂકડવેલ, ઇંદ્રજવ, કડવી ઘિસોડી, આંકડો, કપિલો, રાતો એરંડો, કાળીજીરી, પીલુ, કરંજ, ઇંગોળિયો, સરગવો, સરસવ, સૂરજમુખી, વાવડિંગ અને માલકાંકણીનાં ફળોનાં તેલો તીક્ષ્ણ, હલકાં, ઉષ્ણ વીર્યવાળાં, તીખાં, વિપાકમાં પણ તીખાં, મળની પ્રવૃત્તિ કરાવનારાં અને વાયુ, કફ, કૃમિ, કોઢ, પ્રમેહ તથા માથાના રોગોને હરનારાં છે. ૧૦૩

**અળસીના તેલના ગુણો તથા કામો**

वातघ्नं मधुरं तेषु क्षौमं तैलं बलावहम् ।
कटुपाकमचक्षुष्यं स्निग्धोष्णं गुरु पित्तलम् ॥१०४॥

અળસીનું તેલ વાયુને હણનાર છે, મધુર છે, બળ આપનાર છે, પાકમાં તીખું છે, નેત્રો માટે સારું નથી, સ્નિગ્ધ છે, ઉષ્ણ છે, ભારે છે અને પિત્ત કરનાર છે. ૧૦૪

**સરસિયા તેલના ગુણો તથા કામો**

कृमिघ्नं सार्षपं तैलं कण्डूकुष्ठापहं लघु ।
कफमेदोऽनिलहरं लेखनं कटु दीपनम् ॥ १०५॥

સરસિયું તેલ કૃમિઓ, ખરજ, કોઢ, કફ, મેદ તથા વાયુને હરનાર છે, હલકું છે, લેખન છે, તીખું છે અને અગ્નિને દીપ્ત કરનાર છે. ૧૦૫

**ઇંગોળિયાના તેલના ગુણો તથા કામો**

कृमिघ्नमिङ्गुदीतैलमीषत्तिक्तं तथा लघु ।
कुष्ठामयकृमिहरं दृष्टिशुक्रबलापहम् ॥ १०६॥

ઇંગોળિયાનું તેલ કૃમિઓ, કોઢ, કૃમિજન્ય વિકારો, દષ્ટિ, વીર્ય તથા બળને હણનાર છે, કાંઈક કડવું છે અને હલકું છે. ૧૦૬

**કસુંબાના તેલના ગુણો તથા કામો**

विपाके कटुकं तैलं कौसुम्भं सर्वदोषकृत् ।
रक्तपित्तकरं तीक्ष्णमचक्षुष्यं विदाहि च ॥१०७॥

કસુંબાનું તેલ વિપાકમાં તીખું, સર્વ દોષોને તથા રક્તપિત્તને કરનારું, તીક્ષ્ણ છે, નેત્રો માટે અહિતકારી અને બળતરા કરનાર છે. ૧૦૭

કરિયાતા વગેરેના તેલના ગુણો તથા કામો

किराततिक्तकाऽतिमुक्तकनिमीतकनालिकेरकोलाक्षोडजीवन्तीप्रियालकर्बुदारसूर्यवल्लीत्रपुसैर्वारुककर्कारुकूष्माण्डप्रभृतीनां तैलानि मधुराणि मधुरवीर्यविपाकानि वातपित्तप्रशमनानि शीतवीर्याण्यभिष्यन्दीनि सृष्टविण्मूत्राण्यग्निसादनानि चेति ॥

કરિયાતું[1], ટીંબરુ, બહેડાં, નાળિયેર, બોરની મજ્જા, અખોડ, મીઠી ખરખોટી, ચારોળી, કંચનાર, ખરણેર, પતકાળું, ત્રપુસ (તુસડું કહેવાય છે તે), કાકડી, પદકોળું, કોળું વગેરેનાં તેલો મધુર છે; મધુર વીર્યવાળાં છે; વિપાકમાં પણ મધુર છે, વાયુ તથા પિત્ત શમાવનારાં છે; શીતવીર્યવાળાં છે; સ્રોતો વગેરેને મંદતા તથા ભીનાશ આપનારાં છે; વિષ્ઠાની તથા મૂત્રની વધારે પ્રવૃત્તિ કરનારાં છે અને અગ્નિને મંદ કરનારાં છે. ૧૦૮

મહુડા, સીવણ તથા ખાખરાનાં ફળોનાં તેલોના ગુણો તથા કામો

मधूककाश्मर्यपलाशतैलानि मधुरकषायाणि कफपित्तप्रशमनानि ॥ १०९ ॥

મહુડાંનાં, સીવણનાં તથા ખાખરાનાં ફળોનાં તેલ મધુર, તૂરાં, કફને અને પિત્તને શાંત કરનારાં છે.

ચેર[2] અને ભિલામાંનાં ફળોના તેલોના ગુણો તથા કામો

तुवरकभल्लातकतैले उष्णे मधुरकषाये तिक्तानुरसे वातकफकुष्ठमेदोमेहकृमिहरे उभयतोभागदोषहरे च ॥११०॥

ચેર અને ભિલામાંનાં તેલ ઉષ્ણ છે, મધુર છે, તૂરાં છે, પેટામાં કડવા રસવાળાં છે, વમનથી તથા વિરેચનથી પણ દોષોને હરનારાં છે અને વાત, કફ, કોઢ, મેદ, પ્રમેહ તથા કૃમિને હરનારાં છે. ૧૧૦

સારોના સ્નેહોના ગુણો તથા કામો

सरलदेवदारुगण्डीरशिंशपागुरुसारस्नेहास्तिक्तकटुकषाया दुष्टव्रणशोधनाः कृमिकफकुष्ठानिलहराश्च ॥

સરલ નામનો દેવદાર, દેવદાર, ગંડીર[1], સીસમ અને અગરના સારોના સ્નેહો કડવા છે, તીખા છે, તૂરા છે, દુષ્ટ વ્રણોને શુદ્ધ કરનારા છે અને કૃમિ, કફ, કોઢ તથા વાયુને હરનારા છે.

કડવી તુંબડી વગેરેના સ્નેહોના ગુણો તથા કામો

तुम्बीकोशाम्रदन्तीश्यामासप्तलानीलिकाकम्पिल्लकशङ्खिनीस्नेहास्तिक्तकटुकषाया अधोभागदोषहराः कृमिकफकुष्ठानिलहरा दुष्टव्रणविशोधनाश्च ॥११२॥

કડવી તુંબડી, જંગલી આંબો, નેપાળો, વરધારો, હાથલા, ગળી, કપિલો અને શંખાવલીના સ્નેહો કડવા છે, તીખા છે, વિરેચનથી દોષોને હરનારા છે અને કૃમિ, કફ, કોઢ તથા વાયુને હરનાર છે તથા દુષ્ટ વ્રણોને શુદ્ધ કરનારા છે.

આખફૂટામણીના તેલના ગુણો તથા કામો

यवतिक्तातैलं सर्वदोषप्रशमनमीषत्तिक्तमग्निदीपनं लेखनं मेध्यं पथ्यं रसायनं च ॥ ११३ ॥

આંખફૂટામણીનું તેલ સર્વ દોષોને શાંત કરનાર, જરાક કડવું, અગ્નિને દીપ્ત કરનાર, કફને ઉખેડનાર, પવિત્ર, પથ્ય અને રસાયન છે.

નસોતરના તેલના ગુણો

एकैषिकातैलं मधुरमतिशीतं पित्तहरमनिलप्रकोपणं श्लेष्माभिवर्द्धनम् ॥ ११४ ॥

નસોતરનું તેલ મધુર છે, અત્યંત ટાઢું છે; પિત્ત હરનાર છે, વાયુને પ્રકુપિત કરનાર છે અને કફ વધારનાર છે. ૧૧૪

---

[1] કરિયાતા વગેરે કડવા પદાર્થોનું તેલ મધુર થાય છે એ પ્રત્યક્ષ જોયેલું છે. (ડલ્હન)

[2] ચેરનાં વૃક્ષો સમુદ્રના કિનારા પર કાદવમાં મોટાં મોટાં જથાબંધ થાય છે.

[1] ગંડીરનો ગુજરાતી પર્યાય મળ્યો નથી.

સુગંધી આંબાની ગોટલીના તેલના ગુણો તથા કામો

सहकारतैलमीषत्तिक्तमतिसुगन्धिवातकफहरं रूक्षं कषायं मधुररसवन्नातिपित्तकरं च ॥ ११५॥

કલમી આંબાનું તેલ કાંઈક કડવું છે, અતિસુગંધી છે, વાયુને તથા કફને હરનાર છે, રૂક્ષ છે, તૂરુ છે, પેટામાં મધુર રસવાળું છે અને અતિપિત્ત કરનાર નથી. ૧૧૫

ગુણો તથા કામોની સમજણ

फलोद्भवानि तैलानि यान्युक्तानीह कानिचित्।
गुणान्कर्म च विज्ञाय फलवत्तानि निर्दिशेत् ॥११६

આ વર્ગમાં જે જે ફળોનાં તેલો કહ્યાં, તે તેલોના ગુણો તથા કામો કહ્યા પ્રમાણે જ સમજવાં; પણ જે ફળોનાં તેલો કહ્યાં નથી, તે તેલોના ગુણો તથા કામો તે તે ફળોના ગુણોને તથા કામોને જાણી લઈને તે પ્રમાણે જ સમજવાં.

સ્થાવર સ્નેહોમાં તલના તેલના જેવા જ ગુણો તથા કામો

यावन्तः स्थावराः स्नेहाः समासात्परिकीर्तिताः।
सर्वे तैलगुणा ज्ञेयाः सर्वे चानिलनाशनाः ॥११७॥

આ વર્ગમાં જેટલા સ્થાવર સ્નેહો સંક્ષેપથી કહ્યા છે, તેમાં કેટલાકમાં તલના તેલ જેવા જ અમુક ગુણો છે તથા કેટલાકમાં તલના તેલના જેવાં જ અમુક કામો છે. સર્વે સ્નેહો વાયુનાશક છે.

સઘળાં તેલોમાં તલનું તેલ ઉત્તમ છે

सर्वेभ्यस्त्विह तैलेभ्यस्तिलतैलं प्रशस्यते।
निष्पत्तेस्तद्गुणत्वाच्च तैलत्वमितरेष्वपि ॥ ११८॥

સઘળાં તેલો તલના તેલની પેઠે થાય છે અને તલના તેલના જેવા જ અમુક ગુણોવાળાં છે તેથી તેલ કહેવાય છે; પરંતુ સઘળાં તેલોથી તલનું તેલ ઉત્તમ છે. ૧૧૮

ચરબી, મેદ તથા મજ્જાના ગુણો

ग्राम्यानूपौदकानां च वसामेदोमज्जानो गुरूष्णमधुरा वातघ्ना जाङ्गलैकशफक्रव्यादादीनां लघुशीतकषाया रक्तपित्तघ्नाः प्रतुदविष्किराणां श्लेष्मघ्नाः॥

तत्र घृततैलवसामेदोमज्जानो यथोत्तरं गुरुविपाका वातहराश्च ॥ ११९ ॥

ઊંટ તથા બકરાં વગેરે ગ્રામ્ય પ્રાણીઓ, પાડા વગેરે આનૂપ (જલપ્રાય પ્રદેશમાં ફરનારાં) પ્રાણીઓ અને માછલાં વગેરે જલચર પ્રાણીઓનાં ચરબી, મેદ અને મજ્જા એ ભારે છે, ઉષ્ણ છે, મધુર છે અને વાયુને હરનારાં છે. હરણ વગેરે જંગલ પ્રાણીઓ, એક ખરીવાળાં ઘોડા તથા ગધેડા વગેરે અને સિંહ વગેરે માંસભક્ષક પ્રાણીઓનાં ચરબી, મેદ અને મજ્જા એ હલકાં છે, ટાઢાં છે, તૂરાં છે અને રુધિર તથા પિત્તના દોષોને હણનારાં છે. હોલા તથા કબૂતર વગેરે પ્રતુદ (ચાંચ વડે ફોલીફોલીને ખાનારાં) અને લાવા વગેરે વિષ્કિર (ધરતીને ખોતરીખોતરીને ખાનારાં) પક્ષીઓનાં ચરબી, મેદ તથા મજ્જા કફને હણનારાં છે.

ઘી, તેલ, ચરબી, મેદ અને મજ્જા તે ઉત્તરોત્તર અધિક અધિક ભારે વિપાકવાળાં છે અને ઉત્તરોત્તર અધિક અધિક વાયુને હરનારાં છે.

इति तैलवर्गः

अथ मधुवर्गः

મધના સામાન્ય ગુણો

मधु तु मधुरं कषायानुरसं रूक्षं शीतमग्निदीपनं वर्ण्यं बल्यं लघु सुकुमारं लेखनं हृद्यं संधानं शोधनं रोपणं वाजीकरणं संग्राहि चक्षुःप्रसादनं सूक्ष्ममार्गानुसारि पित्तश्लेष्ममेदोमेहहिक्काश्वासकासातिसारच्छर्दितृष्णाकृमिविषप्रशमनं ह्लादि त्रिदोषप्रशमनं च। तत्तु लघुत्वात्कफघ्नं पैच्छिल्यान्माधुर्यात्कषायभावाच्च वातपित्तघ्नम् ॥ १२० ॥

મધ મધુર છે, પેટામાં તૂરા રસવાળું છે, રૂક્ષ છે, ટાઢું છે, અગ્નિને દીપ્ત કરનાર છે, વર્ણને સારો કરનાર છે, બળને વધારનાર છે, હલકું

છે, સુકુમારપણું આપનાર છે, કફને ઉખેડનાર છે, હૃદયને પ્રિય લાગે એવું છે, ભાંગેલાને સાંધનાર છે, વ્રણાદિકને શુદ્ધ કરનાર છે, વ્રણને ધરતી લાવીને રુઝાવનાર છે, સ્ત્રીસંગમાં જલદી ઉત્સુકતા આપનાર છે, મળનું શોષણ કરનાર છે, નેત્રોને સ્વચ્છ કરનાર છે, સૂક્ષ્મ માર્ગોમાં ગતિ કરનાર છે, સુખ કરનાર છે અને પિત્ત, કફ, મેદ, પ્રમેહ, હેડકી, શ્વાસ, ખાંસી, અતિસાર, ઊલટી, તરશ, કૃમિઓ તથા વિષને શાંત કરનાર છે. મધ ત્રણે દોષોને હણનાર છે; કેમ કે તે હલકું હોવાથી કફને હણે છે અને ચીકણું, મધુર તથા તૂરું હોવાથી વાયુને તથા પિત્તને હણે છે. (જોકે શીતપણું, રૂક્ષપણું અને હલકાપણું એ ગુણો વાયુ કરનારા છે અને મધુરપણું વગેરે ગુણો કફ કરનારા છે, તોપણ દ્રવ્ય અને ગુણો એ બન્નેના પ્રભાવથી મધ ત્રણે દોષોને હણનાર છે.) ૧૨૦

મધની આઠ જાતિઓ

पौत्तिकं भ्रामरं क्षौद्रं माक्षिकं छात्रमेव च।
आर्घ्यमौद्दालकं दालमित्यष्टौ मधुजातयः॥१२१॥

પૌત્તિક, ભ્રામર, ક્ષૌદ્ર, માક્ષિક, છાત્ર, આર્ઘ્ય, ઔદ્દાલક અને દાલ એમ આઠ જાતનું મધ થાય છે. (મચ્છર જેવી અત્યંત ઝીણી, કાળી, લોકોને બહુ પીડા કરનારી અને વૃક્ષોની ઝાતરોમાં રહેનારી પુત્તિકા નામની માખીઓએ બનાવેલું મધ પૌત્તિક કહેવાય છે. પ્રસિદ્ધ ભમરાઓ કરતાં કાંઈક નાના ભમરાઓએ બનાવેલું સ્ફટિકમણિ સરખું મધ ભ્રામર કહેવાય છે. પીંગળાં વર્ણવાળી ઝીણી માખીઓએ બનાવેલું મધ ક્ષૌદ્ર કહેવાય છે. પીળા વર્ણવાળી મોટી માખીઓએ બનાવેલું મધ માક્ષિક કહેવાય છે. પીંગળી અને પીળી માખીઓ ઘણું કરીને હિમાલયના વનમાં છત્ર જેવા આકારવાળા મધપૂડા બનાવે છે, તે મધપૂડાનું મધ છાત્ર કહેવાય છે. ભમરા જેવી તીક્ષ્ણ મુખોવાળી માખીઓએ બનાવેલું મધ આર્ઘ્ય કહેવાય છે. ઘણું કરીને રાફડામાં રહેનારા પીંગળા વર્ણવાળા ઝીણાઝીણા કીડાઓ, જે પીંગળા વર્ણવાળું થોડુંક મધ બનાવે છે, તે ઔદ્દાલક કહેવાય છે, પુષ્પોમાંથી ઝરીને પાંદડાંની ઉપર પડેલો જે મધુર, ખારો અને તૂરો મકરંદ હોય છે, તે દાલ કહેવાય છે.) ૧૨૧

પૌત્તિક મધના ગુણો

विशेषात्पौत्तिकं तेषु रूक्षोष्णं सविषान्वयात्।
वातसृक्पित्तकृच्छेदि विदाहि मदकृन्मधु॥१२२॥

એ આઠ જાતનાં મધમાં પૌત્તિક મધ, ઝેરવાળા રસોને ખાનારી માખીઓના સંબંધને લીધે વિશેષે કરી રૂક્ષ તથા ઉષ્ણ છે; મેદ તથા ગ્રંથિ વગેરેને કાપનાર છે; પાકમાં દાહ કરનારું છે, ઝેર સંબંધી મદ ઉત્પન્ન કરનારું છે અને વાયુ, રુધિર તથા પિત્ત પેદા કરનારું છે. (આ મધ ઘીના જેવા વર્ણવાળું હોય છે.) ૧૨૨

ભ્રામર મધના ગુણો

पैच्छिल्यात्स्वादुभूयस्त्वाद्भ्रामरं गुरुसंज्ञितम्॥१२३॥

ભ્રામર મધ ચીકણું તથા વધારે મધુરતાવાળું હોવાને લીધે ભારે છે. ૧૨૩

ક્ષૌદ્ર મધના ગુણો

क्षौद्रं विशेषतो ज्ञेयं शीतलं लघु लेखनम्॥१२४॥

ક્ષૌદ્ર મધ વિશેષે કરી શીતળ, હલકું અને કફ ઉખેડનાર છે. (આ મધ પીળા વર્ણનું હોય છે.)

માક્ષિક મધના ગુણો

तस्माल्लघुतरं रूक्षं माक्षिकं प्रवरं स्मृतम्।
श्वासादिषु च रोगेषु प्रशस्तं तद्विशेषतः॥१२५॥

માક્ષિક મધ, ક્ષૌદ્ર કરતાં પણ વધારે હલકું છે, રૂક્ષ છે અને ઉત્તમ ગણવામાં આવે છે. એ મધ શ્વાસ આદિ રોગોમાં ઉપયોગ કરવા માટે બહુ વખણાયું છે. (તે તેલના જેવા વર્ણવાળું હોય છે.)

छात्र મધના ગુણો

स्वादुपाकं गुरु हिमं पिच्छिलं रक्तपित्तजित् ।
श्वित्रमेहक्रिमिहरं विद्याच्छात्रं गुणोत्तरम् ॥१२६॥

છાત્ર મધ પાકમાં મધુર, ભારે, ટાઢું, ચીકણું છે અને રક્તપિત્ત, શ્વિત્ર નામનો કોઢ, પ્રમેહ તથા કૃમિને હરનાર અને ઉત્કૃષ્ટ ગુણોવાળું છે. ૧૨૬

આર્ધ્ય મધના ગુણો

आर्घ्यं मध्वतिचक्षुष्यं कफपित्तहरं परम् ।
कषायं कटु पाके च वल्यं तिक्तमवातकृत् ॥१२७॥

આર્ધ્ય મધ નેત્રોનું અત્યંત હિત કરનાર, કફને તથા પિત્તને સારી પેઠે મટાડનાર, તૂરું, પાકમાં તીખું, બળ આપનારું તથા કડવું છે અને વાયુ કરનાર નથી. ૧૨૭

ઔદ્દાલક મધના ગુણો

औद्दालकं रुचिकरं स्वर्यं कुष्ठविषापहम् ।
कषायमुष्णमम्लं च पित्तकृत्कटुपाकि च ॥१२८॥

ઔદ્દાલક મધ રુચિ કરનાર, સ્વરને સારો કરનાર, કોઢને તથા વિષને હણનાર, તૂરું, ઉષ્ણ, ખાટું, પિત્ત કરનાર અને પાકમાં તીખું છે.

દાલ મધના ગુણો

छर्दिमेहप्रशमनं मधु रूक्षं दलोद्भवम् ॥१२९॥

દાલ મધ ઊલટીને તથા પ્રમેહને શાંત કરનાર અને રૂક્ષ છે. ૧૨૯

નવા મધના ગુણો

बृंहणीयं मधु नवं नातिश्लेष्महरं सरम् ॥१३०॥

નવું એટલે જેને મધપૂડામાંથી લીધા પછી ઘણો કાળ ન થયો હોય, એવું મધ શરીરને પુષ્ટિ આપનારું છે, કફને અત્યંત તોડનારું નથી અને મળની પ્રવૃત્તિ કરનાર છે. ૧૩૦

જૂના મધના ગુણો

मेदःस्थौल्यापहं ग्राहि पुराणमतिलेखनम् ॥१३१॥

જૂનું મધ મેદથી થયેલી સ્થૂળતાને મટાડનાર, મળાદિકને શોષણ આપનાર અને કફને અત્યંત ઉખેડનાર છે. ૧૩૧ •

પાકા તથા કાચા મધના ગુણો

दोषत्रयहरं पक्वमाममम्लं त्रिदोषकृत् ॥१३२॥

અગ્નિથી નહિ, પણ યોગ્ય સમયથી પાકીને ઘાટું થયેલું મધ ત્રણે દોષો હરનાર છે અને કાચું મધ ત્રણે દોષોને કરનાર છે. ૧૩૨

મધ યોગવાહી હોવાને લીધે ઘણાં કામો કરે છે

तद्युक्तं विविधैर्योगैर्निहन्यादामयान्बहून् ।
नानाद्रव्यात्मकत्वाच्च योगवाहि परं मधु ॥१३३॥

મધ વિવિધ ઔષધોથી સંયુક્ત થઈને ઘણા રોગો મટાડે છે અને જાતે પણ અનેક દ્રવ્યોથી યુક્ત છે; માટે સઘળા યોગવાહી પદાર્થોમાં શ્રેષ્ઠ છે. (અમુક સંસ્કારને લીધે જે જે દ્રવ્યની સાથે ગોઠવાય, તે તે દ્રવ્યના ગુણોને વધારીને જે દ્રવ્ય અમૃત સમાન થાય, તે દ્રવ્ય યોગવાહી કહેવાય છે.)

મધને ઉષ્ણ ઉપચારોથી તથા આંતરિક્ષ જળથી વિરોધ છે

तत्तु नानाद्रव्यरसगुणवीर्यविपाकविरुद्धत्वात्पुष्परसविषमक्षिकासम्भवत्वाच्चानुष्णोपचारम् ।
उष्णैर्विरुध्यते सर्वं विषान्वयतया मधु ।
उष्णार्तमुष्णैरुष्णे वा तन्निहन्ति यथा विषम् ॥

तत्सौकुमार्याच्च तथैव शैत्यान्नानौषधीनां रससम्भवाच्च । उष्णैर्विरुध्येत विशेषतश्च तथान्तरीक्षेण जलेन चापि ॥१३४॥

મધ અનેક દ્રવ્યોના પરસ્પર વિરુદ્ધ રસોથી, ગુણોથી, વીર્યોથી તથા વિપાકોથી યુક્ત છે અને પુષ્પરસોમાં ફરનારી ઝેરી માખીઓએ ઉત્પન્ન કરેલુ હોય છે; માટે તેને ઉષ્ણ ઉપચારોથી વિરોધ છે. સઘળી જાતનું મધ ઝેરી માખીઓએ ઉત્પન્ન કરેલું હોવાને લીધે ઝેરના સંબંધવાળું છે, માટે તેને ઉષ્ણ પદાર્થોની સાથે વિરોધ જ છે. ઉષ્ણથી (ઘામથી) પીડાગેલા માણસને આપવામાં આવેલુ અથવા ઉષ્ણ વીર્યવાળાં નહીં, પણ ઉષ્ણ સ્પર્શવાળાં દ્રવ્યોની સાથે આપવામાં આવેલું અથવા

ઉષ્ણ કાળમાં આપવામાં આવેલું મધ, ઝેરની પેઠે મારી નાખે છે. મધ સુકુમાર, શીતળ અને અનેક ઔષધિઓના રસોથી ઉત્પન્ન થયેલું હોવાથી તેને ઉષ્ણ સ્પર્શવાળા પદાર્થોની સાથે વિશેષ વિરોધ છે. મધને જેમ ઉષ્ણ સ્પર્શવાળા પદાર્થો સાથે સકારણ વિરોધ છે, તેમ આંતરિક્ષ જળની સાથે સ્વાભાવિક-વિરોધ છે. (આર્ઘ્ય મધને ઉષ્ણ પદાર્થોની સાથે વિરોધ નથી.)

શેલડીમાં મધને ઉષ્ણ પદાર્થો સાથે આપવાથી નુકસાન નથી

उष्णेन मधु संयुक्तं वमनेष्ववचारितम् ।
अपाकादनवस्थानान्न विरुध्येत पूर्ववत् ॥१३५॥

વમનકર્મોમાં મધને ઉષ્ણ પદાર્થોની સાથે સંયુક્ત કરીને આપવામાં નુકસાન થતું નથી; કેમ કે વમનમાં આપેલું મધ અંદર પાકતું નથી અને અંદર રહેતું પણ નથી; માટે વમનમાં તેને ઉષ્ણ પદાર્થોના યોગનો નિષેધ નથી. (આ પ્રમાણે છે, તોપણ વૃદ્ધ વૈદ્યો વમનની અધોદ્વારમાં જવાની ધાસ્તીને લીધે વમનમાં મધનો પ્રયોગ કરતા નથી.) ૧૩૫

મધનું અજીર્ણ મહાકષ્ટદાયી છે

मध्वामात्परतरस्त्वन्यदामं कष्टं न विद्यते ।
विरुद्धोपक्रमत्वात्तत्सर्वं हन्ति यथा विषम् ॥१३६॥

મધના અજીર્ણ કરતાં બીજું કોઈ પણ અજીર્ણ વધારે કષ્ટદાયી નથી; કેમ કે અજીર્ણની સ્વેદન તથા ઉષ્ણ જલપાન આદિ સઘળી ચિકિત્સાઓ મધથી વિરુદ્ધ છે; માટે મધનું અજીર્ણ ઝેરની પેઠે જ માણસને મારી નાખે છે. ૧૩૬

इति मधुवर्गः

अथेक्षुवर्गः

શેરડીના સામાન્ય ગુણો તથા બાર જાતો

इक्षवो मधुरा मधुरविपाका गुरवः शीताः स्निग्धा बल्या वृष्या मूत्रला रक्तपित्तप्रशमनाः कृमिकफकराश्चेति । ते चानेकविधाः । तद्यथा-
पौण्ड्रको भीरुकश्चैव वंशकः शतपोरकः ।
कान्तारस्तापसेक्षुश्च काष्ठेक्षुः सूचिपत्रकः ॥
नैपालो दीर्घपत्रश्च नीलपोरोऽथ कोशकृत् ।
इत्येता जातयः स्थौल्याद् गुणान्वक्ष्याम्यतः परम् ॥

શેરડીઓ મધુર છે, વિપાકમાં પણ મધુર છે, ભારે છે, ટાઢી છે, સ્નિગ્ધ છે, બળ આપનારી છે, વીર્ય વધારનારી છે, મૂત્ર વધારનારી છે, રક્તપિત્તને શાંત કરનારી છે અને કૃમિઓ તથા કફ કરનારી છે. શેરડીઓ પૌંડ્રક,[1] ભીરુક,[2] વંશક,[3] શતપોરક,[4] કાંતાર,[5] તાપસેક્ષુ,[6] કાષ્ઠેક્ષુ,[7] સૂચિપત્રક,[8] નૈપાલ,[9] દીર્ઘપત્ર,[10] નીલપોર[11] અને કોશકાર[12] ઇત્યાદિ અનેક જાતની થાય છે. આ તેની બાર જાતો સ્થૂલ દૃષ્ટિએ માનવામાં આવેલી છે; હવે એ બાર જાતિઓના ગુણો કહું છું. ૧૩૭

બાર જાતની શેલડીઓના ગુણો

सुशीतो मधुरः स्निग्धो बृंहणः श्लेष्मलः सरः ।
अविदाही गुरुर्वृष्यः पौण्ड्रको भीरुकस्तथा ॥
आभ्यां तुल्यगुणः किंचित्सक्षारो वंशको मतः ।
वंशवच्छतपोरस्तु किंचिदुष्णः स वातहा ॥
कान्तारतापसाविक्षू वंशकानुगुणौ मतौ ।
एवंगुणस्तु काष्ठेक्षुः स तु वातप्रकोपणः ॥
सूचीपत्रो नीलपोरो नैपालो दीर्घपत्रकः ।
वातलाः कफपित्तघ्नाः सकषाया विदाहिनः ।
कोशकारो गुरुः शीतो रक्तपित्तक्षयापहः ॥१३८॥

પૌંડ્રક અને ભીરુક એ બે અત્યંત શીત

૧ મિશ્રવર્ણોવાળી શેરડી, ૨ કાળી શેરડી. ૩ વાંસ જેવા આકારવાળી શેરડી, ૪ ઘણી કાતરીઓવાળી શેરડી, ૫ કાળી જંગલી શેરડી, ૬ પાતળી શેરડી, ૭ ધોળી શેરડી. બીજા ગ્રંથોમાં આનું નામ કાઉેક્ષુ છે, ૮ સોય જેવાં પાંદડાંવાળી શેરડી, ૯ નેપાળ દેશની શેરડી, ૧૦ લાંબાં પાંદડાંવાળી શેરડી. ૧૧ નીલવર્ણની કાતરીઓવાળી શેરડી. ૧૨ પોટા જેવી કાતરીઓવાળી શેરડી.

છે, મધુર છે, સ્નિગ્ધ છે, પુષ્ટિ આપનાર છે, કફ કરનાર છે, મળની પ્રવૃત્તિ કરાવનાર છે, વિદાહી નથી, ભારે છે અને વીર્ય વધારનાર છે. **વંશક** ઉપર કહેલા ગુણોવાળી છે અને કાંઈક ખારી છે. **શતપોરક** વંશકના જેવા જ ગુણોવાળી છે, કાંઈક ઉષ્ણ છે અને વાયુને હણનારી છે. **કાંતાર** અને **તાપસેક્ષુ** એ બે વંશકને મળતા ગુણોવાળી માનવામાં આવે છે. **કાષ્ઠેક્ષુ** પણ વંશકને મળતા ગુણોવાળી છે, પણ વાયુને પ્રકુપિત કરનારી છે. **સૂચીપત્ર, નીલપોર, નૈપાળ** અને **દીર્ઘપત્ર** એ ચાર વાયુ કરનારી છે, કફ તથા પિત્ત હણનારી છે, તૂરા રસવાળી છે અને વિદાહ કરનારી છે. **કોશકાર** ભારે છે, ટાઢી છે અને રક્તપિત્ત તથા ક્ષય હરનારી છે. ૧૩૮

શેલડીના અવયવોમાં જુદા જુદા રસો

**अतीव मधुरो मूले मध्ये मधुर एव तु।**
**अग्रेष्वक्षिपु विज्ञेय इक्षूणां लवणो रसः ॥१३९॥**

શેલડીના મૂળમાં અત્યંત મધુર રસ છે, મધ્યમાં મધુર રસ છે અને અગ્રભાગોમાં તથા આંખોવાળી ગાંઠોમાં ખારો રસ છે. ૧૩૯

ચૂસેલી શેલડીના રસના ગુણો

**अविदाही कफकरो वातपित्तनिवारणः।**
**वक्त्रप्रह्लादनो वृष्यो दन्तनिष्पीडितो रसः ॥१४०॥**

શેલડીને દાંતથી દાબીને ચૂસેલો રસ પાકમાં બળતરા કરનારો થતો નથી, કફ કરનાર છે, વાયુનું તથા પિત્તનું નિવારણ કરનાર છે, મોઢાને સુખ આપનાર છે અને વીર્ય વધારનાર છે. ૧૪૦

યંત્રથી પીલેલો શેલડીના રસના ગુણો

**गुरुर्विदाही विष्टम्भी यान्त्रिकस्तु प्रकीर्तितः ॥१४१॥**

યંત્રથી પીલીને કાઢેલો શેલડીનો રસ પવનથી તથા તડકા વગેરેથી સંયોગ પામવાને લીધે અને છાલ સહિત પિલાવાને લીધે ભારે છે, પાકમાં બળતરા કરનાર છે, પેટમાં ગડગડાટ કરનાર છે અને મળ રોકનાર છે. ૧૪૧

અગ્નિથી પકાવેલા શેલડીના રસના ગુણો

**पक्वो गुरुः सरः स्निग्धः सतीक्ष्णः कफवातनुत् ॥१४२॥**

અગ્નિથી પકાવેલો શેલડીનો રસ ભારે છે, મળની પ્રવૃત્તિ કરાવનાર છે, સ્નિગ્ધ છે, તીક્ષ્ણ છે અને કફ તથા વાયુ મટાડનાર છે. ૧૪૨

શેલડીના રસની ગોળ થયા પહેલાંની રાબના ગુણો

**फाणितं गुरु मधुरमभिष्यन्दि बृंहणमवृष्यं त्रिदोषकृच्च ॥ १४३ ॥**

ગોળ બનાવવા માટે કરવામાં આવતી શેલડીના રસની રાબ ભારે છે, મધુર છે, સ્રોતો વગેરેમાં ભીનાશ કરનારી છે, પુષ્ટિ આપનારી છે, વીર્યવર્ધક નથી અને ત્રણે દોષોને કરનારી છે.

ગોળના સામાન્ય ગુણો

**गुडः सक्षारमधुरो नातिशीतः स्निग्धो मूत्ररक्तशोधनो नातिपित्तजिद्वातघ्नो मेदःकफकरो बल्यो वृष्यश्च ॥ १४४ ॥**

ગોળ ક્ષાર સહિત મધુર રસવાળો છે, બહુ ઠંડો નથી, સ્નિગ્ધ છે, મૂત્રને તથા રુધિરને શુદ્ધ કરનાર છે, પિત્તને અત્યંત મટાડનાર નથી. વાયુને હણનાર, મેદ તથા કફ કરનાર, બળવધારનાર અને સ્ત્રીસંગમાં પ્રહર્ષ આપનાર છે.

શુદ્ધ તથા જૂના ગોળના ગુણો

**पित्तघ्नो मधुरः शुद्धो वातघ्नोऽसृक्प्रसादनः।**
**स पुराणोऽधिकगुणो गुडः पथ्यतमः स्मृतः ॥१४५**

શુદ્ધ ગોળ પિત્તને હણનાર, મધુર, વાયુને હણનાર અને લોહીને શુદ્ધ કરનાર છે. જૂનો થયેલો આ ગોળ અધિક ગુણોવાળો અને અત્યંત પથ્ય છે.

કાચી ખાંડ, પાકી સફેદ ખાંડ, સાકર અને ખડીસાકરના ગુણો

**मत्स्यण्डिकाखण्डशर्करा विमलजाता उत्तरोत्तरं शीताः स्निग्धा गुरुतरा मधुरतरा वृष्या रक्तपित्तप्रसादनास्तृष्णाप्रशमनाश्च ॥ १४६ ॥**

કાચી ખાંડ, પાકી સફેદ ખાંડ, સાકર અને ખડીસાકર એ ઉત્તરોત્તર વધારે વધારે ઠંડી છે, મધુર, વીર્યવર્ધક, રક્તપિત્તને શાંત કરનારી અને તરસને શાંત કરનારી છે. ૧૪૬

શેલડીના ગોળ વગેરે વિકારો જેટલા શુદ્ધ તેટલા વધુ ગુણોવાળા હોય છે

यथा यथैषां वैमल्यं मधुरत्वं तथा तथा।
स्नेहलाघवशैत्यानि सरत्वं च तथा तथा॥१४७॥

શેલડીના ગોળ વગેરે વિકારોમાં જેમ જેમ વધારે નિર્મળતા હોય, તેમ તેમ તેઓમાં મધુરતા, સ્નિગ્ધતા, હલકાપણું, ઠંડાપણું અને રેચકતત્ત્વ વધુ હોય છે. ૧૪૭

ખાંડના મેલોમાં તેવા જ ગુણો

यो यो मत्स्यण्डिकाखण्डशर्कराणां स्वको गुणः।
तेन तेनैव निर्देश्यस्तेषां विस्रावणो गुणः॥१४८

કાચી ખાંડ, પાકી સફેદ ખાંડ તથા સાકરને બનાવતાં જે તેનો ક્ષાર સહિત મેલ કાઢવામાં આવે છે, તે મેલમાં (કેટલેક અંશે) એમના જેવા જ ગુણો છે. (ખાંડના મેલમાં ખાંડના જેવા અને સાકરના મેલમાં સાકરના જેવા ગુણો હોય છે.) ૧૪૮

સાકરની શ્રેષ્ઠતાની પરીક્ષા

सारस्थिता सुविमला निःक्षारा च यथा यथा।
तथा तथा गुणवती विज्ञेया शर्करा बुधैः॥१४९॥

સાકર જેમ જેમ સારરૂપે રહેલી, નિર્મળ અને ક્ષાર વગરની હોય, તેમ તેમ સમજુ વૈદ્યોએ તેને અધિક અધિક ગુણોવાળી સમજવી. ૧૪૯

મધની સાકરના ગુણો

मधुशर्करा पुनश्छर्द्यतीसारहरी रूक्षा छेदनी प्रह्लादनी कषायमधुरा मधुरविपाका च॥१५०॥

મધની સાકર ઊલટી તથા અતિસાર હરનારી, રૂક્ષ, કફ વગેરે કાપનારી, સુખ આપનારી તૂરી તથા મધુર છે અને વિપાકમાં પણ મધુર છે. (મધ કાળાંતરે સુકાઈ ઘાટું થઈને સાકર જેવું બની જાય છે, એ જ મધની સાકર સમજવી, એમ ડલ્હન કહે છે.) ૧૫૦

જવાસાની સાકરના ગુણો

यवासशर्करा मधुरकषाया तिक्तानुरसा श्लेष्महरी सरा चेति॥१५१॥

જવાસાની સાકર મધુર, તૂરી, પેટામાં કડવા રસવાળી, કફ હરનારી અને દસ્ત લાવનારી છે.

સઘળી સાકરોના સામાન્ય ગુણો

यावत्यः शर्कराः प्रोक्ताः सर्वा दाहप्रणाशनाः।
रक्तपित्तप्रशमनाश्छर्दिमूर्च्छातृषापहाः॥१५२॥

જેટલી સાકરો કહેવામાં આવી, તે સઘળી સાકરો દાહને નષ્ટ કરનારી, રક્તપિત્તને શાંત કરનારી અને ઊલટી, મૂર્છા તથા તરસ હણનારી છે.

મહુડાનાં ફૂલોની સાકર બનાવવા માટેની રાબના ગુણો

रूक्षं मधूकपुष्पोत्थं फाणितं वातपित्तकृत्।
कफघ्नं मधुरं पाके कषायं बस्तिदूषणम्॥१५३॥

મહુડાનાં ફૂલોની સાકર બનાવવાની રાબ રૂક્ષ છે, વાયુ તથા પિત્ત વધારનારી છે, કફ હણનારી છે, પાકમાં મધુર છે, તૂરી છે અને મૂત્રાશયમાં વાતાદિનો પ્રકોપ કરનારી છે. ૧૫૩

इति इक्षुवर्गः।

अथ मद्यवर्गः।

મદ્યના સામાન્ય ગુણો

सर्वं पित्तकरं मद्यमम्लं दीपनरोचनम्।
भेदनं कफवातघ्नं हृद्यं बस्तिविशोधनम्॥
पाके लघु विदाह्युष्णं तीक्ष्णमिन्द्रियबोधनम्।
विकासि सृष्टविण्मूत्रं शृणु तस्य विशेषणम्॥१५४

સર્વ પ્રકારનાં મદ્યો પિત્ત કરનારાં છે, ખાટા રસની અધિકતાવાળાં છે, અગ્નિને દીપ્ત કરનારાં છે, રુચિ ઉપજાવનારાં છે, દસ્ત લાવનારાં છે, કફને તથા વાયુને હણનારાં છે, હૃદયને પ્રિય

લાગે એવાં છે, મૂત્રાશયને શુદ્ધ કરનારાં છે, પાકમાં હલકાં તથા બળતરા કરનારાં છે, ઉષ્ણ છે, તીક્ષ્ણ છે, ઇંદ્રિયોને જાગ્રત કરનારાં છે, સાંધાઓના બંધોને મોકળા કરનારાં છે અને વિષ્ઠાની તથા મૂત્રની વધારે પ્રવૃત્તિ કરાવનારાં છે. હવે મદ્યોના ભેદો કહું છું, તે સાંભળો. ૧૫૪

દ્રાક્ષના દારૂના ગુણો

मार्द्वीकमनिदाहित्वान्मधुरान्वयतस्तथा ।
रक्तपित्तेऽपि सततं बुधैर्न प्रतिषिध्यते ॥
मधुरं तद्धि रूक्षं च कषायानुरसं लघु ।
लघुपाकि सरं शोषविषमज्वरनाशनम् ॥ १५५ ॥

દ્રાક્ષનો દારૂ સંતાપ કરનાર નથી અને મધુર દ્રવ્યના સંબંધવાળો છે, તેથી વિદ્વાન વૈદ્યો રક્તપિત્તમાં પણ કદી તેની અટકાયત કરતા નથી. તે મધુર, રૂક્ષ, પેટામાં તૂરા રસવાળો, હલકો, તુરત પાકી જનાર, દસ્ત ઉતારનાર છે અને શોષને તથા વિષમજ્વરને નષ્ટ કરનાર છે. ૧૫૫

ખજૂરના દારૂના ગુણો

मार्द्वीकाल्पान्तरं किंचित्खार्जूरं वातकोपनम् ।
तदेव विशदं रुच्यं कफघ्नं कर्शनं लघु ॥
कषायमधुरं हृद्यं सुगन्धीन्द्रियबोधनम् ॥ १५६ ॥

ખજૂરનો દારૂ દ્રાક્ષના દારૂથી થોડા જ અંતરવાળો છે અને કાંઈક વાયુને પ્રકુપિત કરનાર છે. એ નિર્મળ હોય તો રુચિ ઉપજાવનાર, કફ હણનાર, કૃશતા આપનાર, હલકો, તૂરો તથા મધુરો, હૃદયને પ્રિય લાગે એવો, સુગંધી અને ઇંદ્રિયોને જાગ્રત કરનારો છે. ૧૫૬

ચોખાના લોટની રાતી મદિરાના ગુણો

कासार्शोग्रहणीदोषमूत्राघातानिलापहा ।
स्तन्यरक्तक्षयहिता सुरा बृंहणदीपनी ॥ १५७ ॥

લોટની રાતી મદિરા ધાવણ માટે તેમ જ રુધિરના ક્ષય ઉપર પણ સારી, શરીરને પુષ્ટિ આપનાર, અગ્નિને દીપ્ત કરનાર અને ખાંસી, અરશ, ગ્રહણીદોષ તથા મૂત્રાઘાત મટાડનાર છે.

ચોખાના લોટની સફેદ મદિરાના ગુણો

कासार्शोग्रहणीश्वासप्रतिश्यायविनाशनी ।
श्वेता मूत्रकफस्तन्यरक्तमांसकरी सुरा ॥ १५८ ॥

લોટની સફેદ મદિરા ખાંસી, અરશ, ગ્રહણી, શ્વાસ તથા સળેખમને નષ્ટ કરનારી અને મૂત્ર, કફ, ધાવણ, રુધિર તથા માંસ વધારનારી છે. ૧૫૮

મદિરા ઉપરની આછના ગુણો

छर्द्यरोचकहृत्कुक्षितोदशूलप्रमर्दनी ।
प्रसन्ना कफवातार्शोविबन्धानाहनाशनी ॥ १५९ ॥

મદિરા ઉપરની આછ ઊલટી, અરોચક, હૃદયની વ્યથા, કુક્ષિની વ્યથા, શૂળ, કફ, વાયુ, અરશની, દસ્તની અટકાયતને અને પેટના આફરાને નષ્ટ કરનારી છે. ૧૫૯

જવની મદિરાના ગુણો

पित्तलाल्पकफा रूक्षा यवैर्वातप्रकोपणी ॥ १६० ॥

જવની મદિરા પિત્ત કરનારી, કાંઈક કફ કરનારી, રૂક્ષ અને વાયુને પ્રકુપિત કરનારી છે.

ઝીણા ઘઉંની મદિરાના ગુણો

विष्टम्भिनी सुरा गुर्वी श्लेष्मला तु मधूलिका ॥ १६१

ઝીણા ઘઉંની મદિરા પેટમાં ગડગડાટ કરનારી, મળ અટકાવી પેટમાં શૂળ વગેરેની પીડા કરનારી, ભારે અને કફ વધારનારી છે.

બહેડાંની છાલ નાખીને બનાવેલી મદિરાના ગુણો

रूक्षा नातिकफा वृष्या पाचनी चाक्षिकी स्मृता ॥

બહેડાંની છાલ નાખીને કરેલી મદિરા રૂક્ષ છે, કફને અત્યંત વધારનારી નથી, સ્ત્રીસંગમાં પ્રહર્ષ આપનારી છે અને પાચન કરનારી છે. ૧૬૨

જવના સાથવાથી બનાવેલી મદિરાના ગુણો

त्रिदोषो भेद्यवृष्यश्च क्रोहलो वदनप्रियः ॥ १६३ ॥

જવના સાથવાથી બનાવેલી મદિરા ત્રણે

દોષો ઉત્પન્ન કરનારી છે, દસ્તની પ્રવૃત્તિ કરાવનારી છે, સ્ત્રીસંગમાં પ્રહર્ષ આપનારી છે અને મુખને પ્રિય લાગે એવી છે. ૧૬૩

મદિરાની નીચે રહેલા ભાગના ગુણો

ग्राह्युष्णो जगलः पक्ता रूक्षस्तृट्कफशोफहा ।
हृद्यः प्रवाहिकाटोपदुर्नामानिलशोषहृत् ॥१६४॥

મદિરાની નીચે રહેલો ભાગ દસ્ત વગેરેનું શોષણ કરનાર, ઉષ્ણ, પાચન, રૂક્ષ, હૃદયને પ્રિય લાગે એવો અને તરશ, કફ, સોજો, પ્રવાહિકા, પેટની અંદરનો ગડગડાટ, અરશ, વાયુ અને ક્ષય મટાડનાર છે. (લેપ કરવાથી સોજાને મટાડે છે.)

સાર વગરના દારૂના ગુણો

वक्कसो हृतसारत्वाद्विष्टम्भी वातकोपनः ।
दीपनः सृष्टविण्मूत्रो विशदोऽल्पमदो गुरुः ॥१६५

સાર કાઢી લઈ બાકી રાખેલા દારૂની નીચેનો જુદા જુદા અવયવોવાળો કૂચો નિ:સાર હોવાને લીધે ગડગડાટ કરનાર, વાયુને પ્રકુપિત કરનાર, અગ્નિને દીપ્ત કરનાર, વિષ્ઠાની તથા મૂત્રની પ્રવૃત્તિ કરનાર, થોડો મદ આપનાર અને ભારે છે.

ગોળના દારૂના ગુણો

कषायो मधुरः शीधुर्गौडः पाचनदीपनः ॥१६६

ગોળનો દારૂ તૂરો, મધુર, પાચન અને અગ્નિને દીપ્ત કરનાર છે ૧૬૬

સાકરના દારૂના ગુણો

शार्करो मधुरो रुच्यो दीपनो बस्तिशोधनः ।
वातघ्नो मधुरः पाके हृद्य इन्द्रियबोधनः ॥१६७॥

સાકરનો દારૂ મધુર, રુચિ ઉપજાવનાર, અગ્નિને દીપ્ત કરનાર, મૂત્રાશયને શુદ્ધ કરનાર, વાયુને હણનાર, પાકમાં મધુર, હૃદયને પ્રિય લાગે એવો અને ઇંદ્રિયોને જાગ્રત કરનાર છે. ૧૬૭

શેલડીના પકાવેલા રસના દારૂના ગુણો

तद्वत्पक्वरसः शीधुर्बलवर्णकरः सरः ।
शोफघ्नो दीपनो हृद्यो रुच्यः श्लेष्मार्शसां हितः ॥

શેલડીના પાકા રસથી બનાવેલો દારૂ સાકરના દારૂના જેવા જ ગુણોવાળો, બળ આપનાર, વર્ણને સારો કરનાર, દસ્ત ઉતારનાર, સોજો હણનાર, અગ્નિને દીપ્ત કરનાર, હૃદયને પ્રિય લાગે એવો, રુચિ ઉપજાવનાર અને કફ તથા અરશ ઉપર સારો છે. ૧૬૮

શેલડીના કાચા રસના દારૂના ગુણો

कर्षणः शीतरसिकः श्वयथूदरनाशनः ।
वर्णकृज्जरणः स्वर्यो विबन्धघ्नोऽर्शसां हितः ॥१६९

શેલડીના રસનો અગ્નિથી ક્વાથ કર્યા વગર બનાવેલો દારૂ ધાતુઓનું કર્ષણ કરનાર, સોજાને તથા ઉદરરોગને નષ્ટ કરનાર, વર્ણને સારો કરનાર, પાચક, સ્વરને સારો કરનાર, મલબંધ તોડનાર અને અરશ ઉપર સારો છે. ૧૬૯

બહેડાંના ક્વાથથી તથા ગોળથી બનાવેલા અને પુષ્પોના સંસ્કારવાળા દારૂના ગુણો

आक्षिकः पाण्डुरोगघ्नो व्रण्यः संग्राहको लघुः ।
कषायमधुरः शीधुः पित्तघ्नोऽसृक्प्रसादनः ॥१७०॥

બહેડાંના ક્વાથથી તથા ગોળથી બનાવેલ અને ધાવણીનાં પુષ્પો વગેરેનો સંસ્કાર આપેલ દારૂ પાંડુરોગને હણનાર, વ્રણ માટે સારો, સંગ્રાહી, હલકો, તૂરો તથા મધુર, પિત્તને હણનાર અને રુધિરને સ્વચ્છ કરનાર છે. ૧૭૦

જાંબુના દારૂના ગુણો

जाम्बवो बद्धनिष्यन्दस्तुवरो वातकोपनः ॥१७१॥

જાંબુનો દારૂ મૂત્રને રોકનાર, તૂરો અને વાયુને પ્રકુપિત કરનાર છે. ૧૭૧

સુરા નાખી બનાવેલા આસવના ગુણો

तीक्ष्णः सुरासवो हृद्यो मूत्रलः कफवातनुत् ।
मुखप्रियः स्थिरमदो विज्ञेयोऽनिलनाशनः ॥१७२

જળને બદલે સુરા નાખીને બનાવેલો આસવ તીક્ષ્ણ, હૃદયને પ્રિય લાગે એવો, મૂત્રને વધારનાર, કફને તથા વાયુને ટાળનાર, મુખને

પ્રિય, ઘણી વાર સુધી ઠેક રાખે એવો અને પવન સંબંધી રોગોને નષ્ટ કરનાર છે. ૧૭૨

મધ-ગોળના બનાવેલા આસવના ગુણો

लघुर्मध्वासवश्छेदी मेहकुष्ठविषापहः ।
तिक्तः कषायः शोफघ्नस्तीक्ष्णः स्वादुरवातकृत् ॥

મધ તથા ગોળને મિશ્રિત કરીને બનાવેલો આસવ હલકો છે, કડવો તથા તૂરો છે, મધુર છે, તીક્ષ્ણ છે, વાયુ કરનાર નથી, કફને કાપનાર છે અને પ્રમેહ, કોઢ, ઝેર તથા સોજાને હણનાર છે.

સુરા અને આસવને મિશ્રિત કરી બનાવેલા અને મધથી યુક્ત કરેલા દારૂના ગુણો

तीक्ष्णः कषायो मदकृद्दुर्नामकफगुल्महृत् ।
कृमिमेदोऽनिलहरो मैरेयो मधुरो गुरुः ॥१७४॥

લોટની સુરાને અને ગોળના આસવને જુદા જુદા બનાવી, પાછાં તેઓને મિશ્રિત કરી, મધનો યોગ આપીને બનાવેલો દારૂ, કે જે મૈરેય કહેવાય છે તે તીક્ષ્ણ, તૂરો, મદ કરનાર, મધુર, ભારે અને અરશ, કફ, ગુલ્મ, કૃમિઓ, મેદ તથા વાયુને ટાળનાર છે. (લોટની સુરાને અને મધના આસવને મિશ્રિત કરીને ગોળનો યોગ આપીને બનાવેલા દારૂના પણ એજ ગુણો છે.) ૧૭૪

દ્રાક્ષ તથા શેલડીના આસવના ગુણો

बल्यः पित्तहरो वर्ण्यो मृद्वीकेक्षुरसासवः ॥१७५॥

દ્રાક્ષ તથા શેલડીના રસથી બનાવેલો આસવ બળ આપનાર છે, પિત્ત હણનાર છે અને વર્ણને સારો કરનાર છે. ૧૭૫

મહુડાંનાં ફૂલના દારૂના ગુણો

शीधुर्मधूकपुष्पोत्थो विदाह्यग्निबलप्रदः ।
रूक्षः कषायः कफहृद्वातपित्तप्रकोपणः ॥१७६॥

મહુડાનાં ફૂલનો દારૂ પાકમાં બળતરા કરનાર, અગ્નિને બળ આપનાર, રૂક્ષ, તૂરો, કફ હરનાર અને વાયુ તથા પિત્તને પ્રકુપિત કરનાર છે. ૧૭૬

આ પ્રકરણમાં નહિ કહેલા અન્ય આસવોના ગુણો જાણવાની પદ્ધતિ

निर्दिशेद्रसतश्चान्यान्कन्दमूलफलासवान् ॥१७७॥

જે કંદ, મૂળ, ફળ તથા છાલ વગેરેના બીજા આસવો આ પ્રકરણમાં કહ્યા નથી, તેઓના ગુણો તે તે કંદ, મૂળ વગેરેના રસો પ્રમાણે જાણી લેવા. ૧૭૭

નવા દારૂના ગુણો

नवं मद्यमभिष्यन्दि गुरु वातादिकोपनम् ।
अनिष्टगन्धं विरसमहृद्यं च विदाहि च ॥१७८॥

નવો દારૂ સ્રોતો વગેરેને ભીનાશ આપનારો છે, ભારે છે, વાયુ વગેરેને પ્રકુપિત કરનારો છે, અપ્રિય ગંધવાળો છે, સારા રસ વગરનો છે, હૃદયને પ્રિય લાગે એવો નથી અને ખાટા પાકવાળો હોવાથી વિદાહ કરનારો છે. ૧૭૮

જૂના દારૂના ગુણો

सुगन्धि दीपनं हृद्यं रोचिष्णु कृमिनाशनम् ।
स्फुटस्रोतस्करं जीर्णं लघु वातकफापहम् ॥१७९॥

જૂનો દારૂ સુગંધી છે, અગ્નિને દીપ્ત કરનારો છે, તૃપ્તને પણ રુચિ આપનારો છે, કૃમિઓને નષ્ટ કરનારો છે, સ્રોતોને ચોખ્ખાં કરનારો છે, હલકો છે અને વાયુને તથા કફને ટાળનારો છે.

અરિષ્ટના ગુણો

अरिष्टो द्रव्यसंयोगसंस्कारादधिको गुणैः ॥
बहुदोषहरश्चैव दोषाणां शमनश्च सः ।
दीपनः कफवातघ्नः सरः पित्ताविरोधनः ॥
शूलाध्मानोदरप्लीहज्वराजीर्णार्शसां हितः ।
पिप्पल्यादिकृतो गुल्मकफरोगहरः स्मृतः ॥
चिकित्सितेषु वक्ष्यन्तेऽरिष्टा रोगहराः पृथक् ।

અરિષ્ટ હરડે વગેરે દ્રવ્યોના સંયોગને લીધે અને સંસ્કારને લીધે દારૂ કરતાં અધિક ગુણોવાળો છે, ઘણા દોષોને હરનારો છે, ઘણા વ્યાધિઓને શાંત કરનારો છે, અગ્નિને દીપ્ત કરનારો

છે, વિશેષ કરી કફને તથા વાયુને હણનારો છે, દસ્તની પ્રવૃત્તિ કરનારો છે, પિત્તને જરાક હણનારો છે અને શૂળ, પેટનો આફરો, ઉદરરોગ, બરલનું દરદ, જ્વર, અજીર્ણ તથા અરશની ઉપર હિતકારી છે. પીપર વગેરેથી કરેલો અરિષ્ટ ગુલ્મને અને કફ સંબંધી રોગોને હણનારો છે. જુદા જુદા રોગોને હરનારા જુદા જુદા અરિષ્ટો ચિકિત્સાનાં પ્રકરણોમાં કહેવામાં આવશે. (ચિકિત્સાસ્થાનના ૧૦મા અધ્યાયનો ૫મો વિષય જુઓ. એવી રીતે બીજાં સ્થળોમાં પણ કહેવામાં આવશે.) ૧૮૦

બીજા અરિષ્ટ, આસવ અને મદ્યોના ગુણો તથા કર્મો જાણવાની પદ્ધતિ

अरिष्टासवशीधूनां गुणान्कर्माणि चादिशेत् ॥
बुद्ध्या यथास्वं संस्कारमवेक्ष्य कुशलो भिषक् ।

આ વર્ગમાં જે અરિષ્ટો, આસવો તથા જે મદ્યો કહેવામાં આવ્યાં નથી, તેમના ગુણો અને કર્મો, તેઓના પદાર્થો તથા સંસ્કારો પ્રમાણે વિચક્ષણ વૈદ્યે પોતાની બુદ્ધિથી જાણી લેવાં.

ખરાબ દારૂ અને તેની ખરાબી

सान्द्रं विदाहि दुर्गन्धं विरसं क्रमिलं गुरु ।
अहृद्यं तरुणं तीक्ष्णमुष्णं दुर्भाजनस्थितम् ॥
अल्पौषधं पर्युषितमत्यच्छं पिच्छिलं च यत् ।
तद्वर्ज्यं सर्वदा मद्यं किंचिच्छेषं तु यद्भवेत् ॥
तत्र यत्स्तोकमम्भारं तरुणं पिच्छिलं गुरु ।
कफप्रकोपि तन्मद्यं दुर्जरं च विशेषतः ॥
पित्तप्रकोपि बहलं तीक्ष्णमुष्णं विदाहि च ।
अहृद्यं दुष्टगं पूति क्रमिलं विरसं तनु ॥
तथा पर्युषितं चापि विद्यादनिलकोपनम् ।
सर्वदोषैरुपेतं तु सर्वदोषप्रकोपणम् ॥१८२॥

જે મદ્ય ઘાટું, પાકમાં ખાટું થઈ જઈને બળતરા કરનાર, દુર્ગંધવાળું, વિરુદ્ધ રસવાળું, કીડાઓવાળું, ભારે, પ્રિય ન લાગે એવું, નવું, તીક્ષ્ણ, ઊના સ્પર્શવાળું, ખરાબ વાસણમાં રહેલું, અલ્પ ઔષધોવાળું, પ્યાલા વગેરેમાં રાતવાસી રહેલું, અત્યંત આછું, ચીકણું કે વાસણમાં નીચે કદડાની સાથે થોડું બાકી રહેલું હોય, તે મદ્યનો સર્વદા ત્યાગ કરવો.

જે મદ્ય અલ્પ ઔષધોવાળું, નવું, ચીકણું કે ભારે હોય, તે મદ્ય કફને પ્રકુપિત કરે છે અને વિશેષે કરી દુર્જર (માંડ પચે એવું) હોય છે.

જે મદ્ય ઘાટું, તીક્ષ્ણ, ઊના સ્પર્શવાળું કે પાકમાં ખાટું થઈને બળતરા કરનારું હોય, તે મદ્ય પિત્તને પ્રકુપિત કરે છે.

જે મદ્ય પ્રિય ન લાગે એવું, ખરાબ વાસણમાં રહેલું, અત્યંત આછું, દુર્ગંધવાળું, કીડાઓવાળું, વિરુદ્ધ રસવાળું, વાસણમાં કદડાની સાથે જરાક બાકી રહેલું કે પ્યાલા વગેરેમાં રાતવાસી રહેલું હોય, તે મદ્ય વાયુને પ્રકુપિત કરે છે.

જે મદ્ય ઘાટાપણાથી માંડીને વાસણમાં કદડાની સાથે બાકી રહેવા સુધીના સઘળા દોષોથી યુક્ત હોય, તે મદ્ય વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષોને પ્રકુપિત કરે છે. ૧૮૨

કેવા મદ્યનું સેવન કરવું?

चिरस्थितं जातरसं दीपनं कफवातजित् ।
रुच्यं प्रसन्नं सुरभि मद्यं सेव्यं मदावहम् ॥१८३॥

જે મદ્ય જૂનું, ઉત્પન્ન થયેલા રસવાળું, અગ્નિને દીપ્ત કરનારું, કફને તથા વાયુને જીતનારું, રુચિકારક, નિર્મળ, સુગંધી તથા હર્ષ-આપનારું હોય, તે મદ્યનું સેવન કરવું. ૧૮૩

શરીરમાં મદ્ય મદને કેવી રીતે ઉત્પન્ન કરે છે?

तस्यानेकप्रकारस्य मद्यस्य रसवीर्यतः ।
सौक्ष्म्यादौष्ण्याच्च तैक्ष्ण्याच्च विकासित्वाच्च वह्निना ॥
समेत्य हृदयं प्राप्य धमनीरूर्ध्वमागतम् ।
विक्षोभ्येन्द्रियचेतांसि वीर्यं मदयतेऽचिरात् ॥१८४

મદ્ય કે જે દ્રાક્ષ આદિ અનેક દ્રવ્યોના

ભેદને લીધે, લવણવર્જિત બીજા પાંચ રસોના ભેદને લીધે અને ઉષ્ણ તથા રૂક્ષ આદિ વીર્યોના ભેદને લીધે અનેક પ્રકારનું છે, તેની શક્તિ જઠરાગ્નિની સાથે મળી અગ્નિના ઊર્ધ્વગામીપણાને લીધે મધના આગ્નેયદ્રવ્યપણાથી તેના પણ ઊર્ધ્વગામીપણારૂપ સ્વભાવને લીધે તથા હલકાપણાને લીધે ધમનીઓ દ્વારા ઊંચે ચડી હૃદયને પ્રાપ્ત થઈ, તીક્ષ્ણતા તથા સાંધાઓના બંધોને મોકળા કરી દેવાના સ્વભાવને લીધે, ઝડપદાર હોવાથી અને સૂક્ષ્મ હોવાથી તુરત જ ઇંદ્રિયોને તથા ચિત્તને ચલાયમાન કરી નાખી મદયુક્ત કરી દે છે. ૧૮૪

શરીર સંબંધી દોષો ઉપરથી મદ પ્રાપ્ત થવાના સમયના ભેદો

चिरेण श्लैष्मिके पुंसि पानतो जायते मदः ।
अचिराद्वातिके दृष्टः पैत्तिके शीघ्रमेव तु ॥१८५॥

કફપ્રકૃતિવાળા માણસને દારૂ પીધા પછી ઘણી વારે, વાયુપ્રકૃતિવાળા માણસને દારૂ પીધા પછી થોડી વારે અને પિત્તપ્રકૃતિવાળા માણસને દારૂ પીધા પછી તુરત જ મદ ઉત્પન્ન થાય છે.

મદ્ય પીનારની સત્ત્વ આદિ ગુણો ઉપરથી જુદી જુદી ચેષ્ટાઓ

सात्त्विके शौचदाक्षिण्यहर्षमण्डनलालसः ।
गीताध्ययनसौभाग्यसुरतोत्साहकृन्मदः ॥
राजसे दुःखशीलत्वमात्मत्यागं ससाहसम् ।
कलहं सानुबंधं तु करोति पुरुषे मदः ॥
अशौचनिद्रामात्सर्यागम्यागमनलोलताः ।
असत्यभाषणं चापि कुर्याद्धि तामसे मदः ॥१८६

દારૂ સાત્ત્વિક માણસમાં પવિત્રતાની, પરાયા મનને અનુસરીને વર્તવાની, હર્ષની અને શણગારની લાલસાઓ ઉત્પન્ન કરે છે તથા ગાયન, અધ્યયન, સૌભાગ્ય અને મૈથુનોત્સાહને ઉત્પન્ન કરે છે.

એ જ દારૂ રજોગુણી માણસમાં દુઃખના સેવનને, દેહનો વિનાશ કરી નાખે એવા સાહસને અને નિરંતર ચાલ્યા કરે એવા કલહને (કજિયાને) ઉત્પન્ન કરે છે.

એ જ દારૂ તમોગુણી માણસમાં અપવિત્રતા, નિદ્રા, મત્સર, અગમ્યાગમનની લાલસા અને અસત્ય ભાષણને ઉત્પન્ન કરે છે. ૧૮૬

શુક્તના ગુણો

रक्तपित्तकरं शुक्तं छेदि भुक्तविपाचनम् ।
वैस्वर्यं जरणं श्लेष्मपाण्डुक्रिमिहरं लघु ॥
तीक्ष्णोष्णं मूत्रलं हृद्यं कफघ्नं कटुपाकि च ॥१८७

(દહીં, મધ, ગોળ, લૂણ તથા કાંજી વગેરે પદાર્થોને સ્વચ્છ વાસણમાં ભરી ધાન્યના ગંજમાં ત્રણ રાત સુધી રાખી મૂકતાં તેમાં જ આથો આવે છે તે શુક્ત કહેવાય છે.) એ શુક્ત રક્તપિત્ત કરનાર, કફ વગેરેનું છેદન કરનાર, ખાધેલું પચાવનાર, સ્વર બગાડનાર, આમને જીર્ણ કરનાર, હલકું, કફના વધારાવાળા પાંડુરોગને તથા કૃમિઓને હરનાર, તીક્ષ્ણ, ઉષ્ણ, મૂત્રજનક, પ્રિય લાગે એવું, કફ હણનાર અને પાકમાં તીખું છે. ૧૮૭

આસુતના ગુણો

तद्वत्तदासुतं सर्वं रोचनं च विशेषतः ॥ १८८ ॥

ઉપર કહેલા શુક્તમાં આથેલાં કંદમૂળ વગેરે કે જેઓ આસુત કહેવાય છે, તેઓ પણ શુક્તના જેવા જ ગુણોવાળાં છે અને વિશેષે કરી રુચિ ઉપજાવનારાં છે. ૧૮૮

દ્રવ્યોના ભેદથી શુક્તોના ગુણોના ભેદ

गौडानि रसशुक्तानि मधुशुक्तानि यानि च ।
यथापूर्वं गुरुतराण्यभिष्यन्दकराणि च ॥ १८९ ॥

ગોળના સંબંધવાળા, શેલડી વગેરેના રસના સંબંધવાળા અને મધના સંબંધવાળા આથાઓમાં મધના સંબંધવાળા આથાઓ કરતાં શેલડી વગેરેના રસના સંબંધવાળા આથાઓ અને તેના કરતાં ગોળના સંબંધવાળા આથાઓ વધારે ભારે

અભિષ્યંદી (સ્રોતોને ભીના કરી દેનારા) છે. લીંબુનો રસ, પીપરીમૂળ અને મધને સ્વચ્છ વાસણમાં ભરી તે વાસણને ધાન્યના ગંજમાં ત્રણ રાત સુધી દાટી મૂકવાથી જે આથો થાય, તે મધુશુક્ત કહેવાય છે. ૧૮૯

તુષોદકના તથા સૌવીરકના ગુણો

तुषाम्बु दीपनं हृद्यं हृत्पाण्डुक्रिमिरोगनुत्।
ग्रहण्यर्शोविकारघ्नं भेदि सौवीरकं तथा ॥१९०॥

ફોતરાં સહિત કાચા જવને ટુકડે ટુકડા કરીને (ભરડીને) પાણીમાં આથવાથી થયેલું તુષોદક અગ્નિને દીપ્ત કરનાર છે, પ્રિય લાગે એવું છે અને હૃદયરોગ, પાંડુરોગ તથા કૃમિરોગને હરનાર છે. ફોતરાં કાઢી નાખી પકાવેલા જવના ટુકડે ટુકડા કરી આથવાથી જે સૌવીરક થાય છે, તે ગ્રહણીના તથા અરશના વિકારને હણનાર અને દસ્ત લગાડનાર છે. ૧૯૦

ધાન્યામ્લના ગુણો

धान्याम्लं धान्ययोनित्वाज्जीवनं दाहनाशनम्।
स्पर्शात्पानात्तु पवनकफतृष्णाहरं लघु॥
तैक्ष्ण्याच्च निर्हरेदाशु कफं गण्डूषधारणात्।
मुखवैरस्यदौर्गन्ध्यमलशोषक्लमापहम्॥
दीपनं जरणं भेदि हितमास्थापनेषु च।
समुद्रमाश्रितानां च जनानां सात्म्यमुच्यते ॥१९१

ચોખાનું તથા કોદરા વગેરેનું ચૂર્ણ આથવાથી જે ધાન્યામ્લ થાય છે, તે ધાન્યથી ઉત્પન્ન થયેલું હોવાને લીધે પ્રાણધારક બને છે, સ્પર્શથી દાહનો નાશ કરે છે, પીવાથી વાયુ તથા કફ સંબંધી તરશને હરે છે અને હલકું છે. તે તીક્ષ્ણ હોવાને લીધે કફને તુરત બહાર કાઢી નાખે છે. તેના કોગળા કરવાથી મોઢાની મોળ, દુર્ગંધપણું, મળ, શોષ તથા થાકનો નાશ થાય છે. ધાન્યામ્લ જેમ અગ્નિને દીપ્ત કરનાર છે, તેમ પાચન છે, દસ્ત પાડનાર છે અને નિરૂહબસ્તિ(ક્વાથ, દૂધ તથા તેલને મિશ્રિત કરી દેવામાં આવતી પિચકારી)-માં પણ હિતકારી છે તથા સમુદ્રના કિનારા પર રહેનારા લોકોને તો સાત્મ્યજ (સ્વાભાવિક અનુકૂળજ) છે. ૧૯૧

इति मद्यवर्गः

अथ मूत्राणि

અમુક મૂત્રોના સામાન્ય ગુણો

गोमहिष्यजाविगजहयखरोष्ट्राणां मूत्राणि तीक्ष्णानि कट्‌न्युष्णानि तिक्तानि लवणानुरसानि लघूनि शोधनानि कफवातक्रिमिमेदोविषगुल्मार्शउदरकुष्ठशोफारोचकपाण्डुरोगहराणि हृद्यानि दीपनानि च सामान्यतः

भवतश्चात्र॥

तत्सर्वं कटुतीक्ष्णोष्णं लवणानुरसं लघु।
शोधनं कफवातघ्नं क्रिमिमेदोविषापहम्॥
अर्शोजठरगुल्मघ्नं शोफारोचकनाशनम्।
पाण्डुरोगहरं भेदि हृद्यं दीपनपाचनम्॥१९२॥

ગાય, ભેંસ, બકરી, ગાડરી, હાથી, ઘોડો, ગધેડો અને ઊંટનાં મૂત્રો તીક્ષ્ણ છે, તીખાં છે, ઉષ્ણ છે, કડવાં છે, ખારા રસને અનુસરતાં છે, હલકાં છે, મળોની શુદ્ધિ કરનારાં છે, પ્રિય લાગે એવાં છે, અગ્નિને દીપ્ત કરનારાં છે અને કફ, વાયુ, કૃમિ, મેદ, વિષ, ગુલ્મ, અરશ, ઉદરરોગ, કોઢ, સોજો, અરોચક તથા પાંડુરોગને હરનારાં છે.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'સર્વ જાતનાં મૂત્રો તીખાં છે, તીક્ષ્ણ છે, ઉષ્ણ છે, ખારા રસને અનુસરનારાં છે, હલકાં છે, મળોની શુદ્ધિ કરનારાં છે, દસ્ત લગાડનારાં છે, પ્રિય લાગે એવાં છે, અગ્નિને દીપ્ત કરનારાં છે, પાચન છે અને કફ, વાયુ, કૃમિ, મેદોરોગ, વિષ, અરશ, ઉદરરોગ, ગુલ્મ, સોજો, અરોચક તથા પાંડુરોગને નષ્ટ કરનારાં છે. ૧૯૨

ગોમૂત્રના ગુણો

गोमूत्रं कटु तीक्ष्णोष्णं सक्षारत्वान्न वातलम् ।
लघ्वग्निदीपनं मेध्यं पित्तलं कफवातजित् ॥
शूलगुल्मोदरानाहविरेकास्थापनादिषु ।
मूत्रप्रयोगसाध्येषु गव्यं मूत्रं प्रयोजयेत् ॥१९३॥

ગાયનું મૂત્ર તીખું છે, તીક્ષ્ણ છે, ઉષ્ણ છે, ક્ષારવાળું હોવાને લીધે વાયુને ઉત્પન્ન કરનાર નથી, હલકું છે, અગ્નિને દીપ્ત કરનાર છે, પવિત્ર છે, પિત્તને વધારનાર છે અને કફ તથા વાયુને મટાડનાર છે. શૂળ, ગુલ્મ, ઉદરરોગ, મલબંધ, વિરેચન તથા નિરૂહબસ્તિ વગેરે જે વિષયો મૂત્રના પ્રયોગને લાયક જણાય, તેઓમાં ગાયના મૂત્રનો પ્રયોગ કરવો. ૧૯૩

ભેંસના મૂત્રના ગુણો

दुर्नामोदरशूलेषु कुष्ठमेहाविशुद्धिषु ।
आनाहशोफगुल्मेषु पाण्डुरोगे च माहिषम् ॥१९४॥

ભેંસનું મૂત્ર અરશ, ઉદરરોગ, શૂળ, કોઢ, પ્રમેહ, ઊલટીની બરાબર નહિ થયેલી શુદ્ધિ, મલબંધ, સોજા, ગુલ્મ અને પાંડુરોગ ઉપર હિતકારી છે. ૧૯૪

બકરીના મૂત્રના ગુણો

कासश्वासापहं शोषकामलापाण्डुरोगनुत् ।
कटुतिक्तान्वितं छागमीषन्मारुतकोपनम् ॥१९५॥

બકરીનું મૂત્ર તીખા તથા કડવા રસવાળું છે, કાંઈક વાયુને પ્રકુપિત કરનાર છે અને ખાંસી શ્વાસ, શોષ, કમળો તથા પાંડુરોગને મટાડનાર છે.

ગાડરીના મૂત્રના ગુણો

कासप्लीहोदरश्वासशोषवर्चोग्रहे हितम् ।
सक्षारं तिक्तकटुकमुष्णं वातघ्नमाविकम् ॥ १९६ ॥

ગાડરીનું મૂત્ર ક્ષારવાળું, કડવું, તીખું, ઉષ્ણ, વાયુને હણનાર અને ખાંસી, બરલનું દરદ, ઉદરરોગ, શ્વાસ તથા મલબંધ ઉપર હિતકારી છે.

ઘોડાના મૂત્રના ગુણો

दीपनं कटुतीक्ष्णोष्णं वातचेतोविकारनुत् ।
आश्वं कफहरं मूत्रं क्रमिदद्रुषु शस्यते ॥१९७॥

ઘોડાનું મૂત્ર અગ્નિને દીપ્ત કરનાર, તીખું, તીક્ષ્ણ, ઉષ્ણ, કૃમિ તથા દાદર ઉપર હિતકારી અને વાયુ, ચિત્તના વિકારો તથા કફ ટાળનાર છે.

હાથીના મૂત્રના ગુણો

सतिक्तं लवणं भेदि वातघ्नं पित्तकोपनम् ।
तीक्ष्णं क्षारे किलासे च नागं मूत्रं प्रयोजयेत् ॥

હાથીનું મૂત્ર કડવું, ખારું, દસ્ત પાડનાર, વાયુને હણનાર, પિત્તને પ્રકુપિત કરનાર અને તીક્ષ્ણ છે. ક્ષાર કરવામાં અને કિલાસ નામના કોઢ ઉપર હાથીના મૂત્રનો પ્રયોગ કરવો. ૧૯૮

ગધેડાના મૂત્રના ગુણો

गरचेतोविकारघ्नं तीक्ष्णं ग्रहणिरोगनुत् ।
दीपनं गार्दभं मूत्रं क्रमिवातकफापहम् ॥१९९॥

ગધેડાનું મૂત્ર તીક્ષ્ણ છે, અગ્નિને દીપ્ત કરનાર છે અને વિષ, ચિત્તના વિકારો, ગ્રહણીરોગ, કૃમિઓ, વાયુ તથા કફને ટાળનાર છે.

ઊંટના મૂત્રના ગુણો

शोफकुष्ठोदरोन्मादमारुतक्रमिनाशनम् ।
अर्शोघ्नं कारभं मूत्रं ॥२००॥

ઊંટનું મૂત્ર સોજા, કોઢ, ઉદરરોગ, ઉન્માદ, વાયુ, કૃમિઓ તથા અરશને હણનાર છે અને ઝેરને પણ ટાળનાર છે. ૨૦૦

માણસના મૂત્રના ગુણો

मानुषं च विषापहम् ॥२०१॥

માણસનું મૂત્ર ઝેરને ટાળનાર છે. (જોકે માણસનું મૂત્ર ગોમૂત્ર વગેરે આઠ મૂત્રોમાં ગણ્યું નથી, તોપણ ધન્વંતરિના શ્લોકોમાં 'સર્વ જાતનાં મૂત્રો' એ વાક્યમાં સૂચવાઈ ગયેલ છે, માટે એ મૂત્રને અહીં દાખલ કર્યું છે.) ૨૦૧

ઉક્ત-અનુક્ત પ્રવાહી દ્રવ્યોના ગુણોનો વિચાર

द्रवद्रव्याणि सर्वाणि समासात्कीर्तितानि तु ।
कालदेशविभागज्ञो नृपतेर्दातुमर्हति ॥ २०२॥

આ અધ્યાયમાં સઘળાં પ્રવાહી દ્રવ્યો ગુણોની સાથે સંક્ષેપથી કહ્યાં છે; પણ વિસ્તારથી કહ્યાં નથી; એટલા માટે દેશકાળના વિભાગોને જાણનારા રાજવૈદ્યે આ દિગ્દર્શન પ્રમાણે પોતાની બુદ્ધિથી પ્રવાહી દ્રવ્યોના ગુણોનો સંપૂર્ણ વિચાર કરી તેઓનો પ્રયોગ કરવો. ૨૦૨

## અધ્યાય ૪૬ મો

ઉપક્રમ

अथातोऽन्नपानविधिमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'અન્નપાનવિધિ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

અન્નપાનના વિધિ વિષે સુશ્રુતનો પ્રશ્ન

धन्वन्तरिमभिवाद्य सुश्रुत उवाच । प्रागभिहितः प्राणिनां पुनर्मूलमाहारो बलवर्णौजसां च । स षट्सु रसेष्वायत्तो, रसाः पुनर्द्रव्याश्रयिणो द्रव्यरसगुणवीर्यविपाकनिमित्ते च क्षयवृद्धी दोषधातूनां साम्यं च । ब्रह्मादेरपि च लोकस्याहारः स्थित्युत्पत्तिविनाशहेतुराहारादेवाभिवृद्धिर्बलमारोग्यं वर्णेन्द्रियप्रसादश्च, तथाहारवैषम्यादस्वास्थ्यम् । तस्याशितपीतलीढखादितस्य नानाद्रव्यात्मकस्यानेकविधविकल्पस्यानेकविधप्रभावस्य पृथक्पृथग्द्रव्यरसगुणवीर्यविपाकप्रभावकर्माणीच्छामि ज्ञातुम् । नह्यनवबुद्धस्वभावा भिषजः स्वस्थानुवृत्तिं रोगनिग्रहणं च कर्तुं समर्थाः । आहारमूलाश्च सर्वप्राणिनो यस्मात्तस्मादन्नपानविधिमुपदिशतु मे भगवान् ॥ २ ॥

સુશ્રુતે પ્રણામ કરીને ભગવાન ધન્વંતરિને પૂછ્યું : 'મહારાજ ! પ્રાણીઓનું તથા પ્રાણીઓના બળનું, વર્ણનું અને ઓજસનું મૂળ કારણ આહાર છે. એ આહાર છ રસોને આધીન છે, છ રસો દ્રવ્યોને આધીન છે અને દોષોનાં તથા ધાતુઓનાં ક્ષય, વૃદ્ધિ તથા સામ્ય, એ દ્રવ્યોના રસોથી, ગુણોથી, વીર્યોથી તથા વિપાકોથી થાય છે, એમ આપ પ્રથમ કહી ગયા છો. બ્રહ્માથી માંડીને જે જે પ્રાણીઓ છે તેઓની ઉત્પત્તિનો, સ્થિતિનો અને પ્રલયનો હેતુ આહાર જ છે. આહારથી જ શરીરની અભિવૃદ્ધિ, બળ તથા આરોગ્ય થાય છે; આહારથી જ વર્ણોનું સારાપણું તથા ઇંદ્રિયોનું સામર્થ્ય થાય છે અને આહારના જ અન્યથા ઉપયોગથી અસ્વસ્થપણું થાય છે. ભક્ષ્ય, ભોજ્ય, પેય અને લેહ્ય એ રીતે—ચાર પ્રકારોવાળા, પૃથ્વી આદિ અનેક દ્રવ્યોથી ઉત્પન્ન થતા, અનેક ગોઠવણોવાળા તથા અનેક પ્રભાવોવાળા તે આહારનાં જે જે જુદાં જુદાં દ્રવ્યો છે, તેઓનાં રસોને, ગુણોને, વીર્યોને, વિપાકોને, પ્રભાવોને તથા કર્મોને હું જુદાં જુદાં જાણવા ઇચ્છું છું; કેમ કે જેઓએ આહારના સ્વભાવો જાણ્યા ન હોય, તે વૈદ્યો સ્વસ્થ માણસોની સ્વસ્થતાને ચાલુ રાખી શકતા નથી અને રોગી માણસોના રોગોનો નિગ્રહ કરી શકતા નથી. આહાર જ જ સર્વ પ્રાણીઓનું મૂળ છે; એટલા માટે આપ અન્નો તથા અનુપાનાદિકના પ્રકારોને ઉપદેશો.'

ધન્વંતરિના ઉત્તરનો આરંભ

इत्युक्तः प्रोवाच भगवान्धन्वन्तरिरथ खलु वत्स सुश्रुत यथाप्रश्नमुच्यमानमुपधारयस्व ॥ ३ ॥

આ પ્રમાણે સુશ્રુતના પ્રશ્નને સાંભળી, ભગવાન ધન્વંતરિ બોલ્યા : 'પુત્ર સુશ્રુત ! હું તમારા પૂછવા પ્રમાણે ઉત્તર આપું છું, તે શ્રવણ કરો. ૩

[1] અન્નોના તથા અનુપાનાદિકના ગુણો

શાલિ(હેમંતઋતુમાં પાકનારા ચોખા)ની જાતો અને ગુણો

तत्र लोहितकशालिकलमकर्दमकपाण्डुकसुगन्धकशकुनाहृतपुष्पाण्डकपुण्डरीकमहाशालिशीतभीरुकरोध्रपुष्पकदीर्घशूककाञ्चनकमहिषमस्तकहायनकदूषकमहादूषकप्रभृतयः शालयः।
मधुरा वीर्यतः शीता लघुपाका बलावहाः।
पित्तघ्नाल्पानिलकफाः स्निग्धा बद्धाल्पवर्चसः॥
तेषां लोहितकः श्रेष्ठो दोषघ्नः शुक्रमूत्रलः।
चक्षुष्यो वर्णबलकृत्स्वर्यो हृद्यः श्रमापहः॥
व्रण्यो ज्वरहरश्चैव सर्वदोषविषापहः।
तस्मादल्पान्तरगुणाः क्रमशः शालयोऽवराः॥४॥

લોહિતક (રાતા સંધીચોખા), કલમક, કર્દમક (ઘણા કાદવમાં ઉત્પન્ન થનારા), પાંડુક (સફેદ ફોતરાંવાળા તથા સફેદ અણીવાળા), સુગંધક (રંધાય ત્યારે જેમાંથી સુગંધ આવે છે તે), શકુનાહૃત (ઉત્તરકુરુ ખંડમાંથી હંસોએ અથવા ગરુડે આણેલા), પુષ્પાંડક (ફૂલ જેવા), પુંડરીક (સફેદ કમળ જેવા સફેદ, સુકુમાર તથા સુગંધી), મહાશાલિ (જાડા), શીતભીરુક (ઠંડીથી બગડી જનાર), રોધ્રપુષ્પક (લોધરના ફૂલ જેવી અણીવાળી), દીર્ઘશૂક (લાંબી અણીવાળા), કાંચનક (પીળા વર્ણવાળા), મહિષમસ્તક, હાયનક (વધારેમાં વધારે એક વર્ષ સુધી સારા રહેનારા), દૂષક અને મહાદૂષક વગેરે શાલિની જાતિઓ[1] છે.

સઘળા શાલિઓ મધુર છે, શીતવીર્યવાળા છે, પાકમાં હલકા છે, બળ આપનારા છે, પિત્તને હણનારા છે, કાંઈક વાયુને તથા કફને ઉત્પન્ન કરનારા છે, સ્નિગ્ધ છે અને વિષ્ઠાને બાંધનારા તથા અલ્પ કરનારા છે. એ સઘળા શાલિઓમાં લોહિતક (રાતા સંધીચોખા) શ્રેષ્ઠ છે, દોષોને હણનારા છે, વીર્યને તથા મૂત્રને વધારનારા છે, નેત્રોનું હિત કરનારા છે, વર્ણને સારો કરનારા છે, બળ આપનારા છે, સ્વરને સારો કરનારા છે, હૃદયને પ્રિય લાગે એવા છે, શ્રમને ટાળી નાખનારા છે, વ્રણને શુદ્ધ કરનારા છે અને સર્વ દોષોને તથા સર્વ વિષોને હણનારા છે. લોહિતક પછીના ઉપર કહેલા બીજા શાલિઓ એથી ઉત્તરોત્તર અનુક્રમે ઓછાં ગુણોવાળા છે. ૪

બે મહિને પાકનારા ચોખાની જાતો

षष्टिककाङ्गुकमुकुन्दकपीतकप्रमोदककाकलकासनपुष्पकमहाषष्टिकचूर्णककुरबककेदारकप्रभृतयः षष्टिकाः।
रसे पाके च मधुराः शमना वातपित्तयोः।
शालीनां च गुणैस्तुल्या बृंहणाः कफशुक्रलाः॥
षष्टिकः प्रवरस्तेषां कषायानुरसो लघुः।
मृदुः स्निग्धस्त्रिदोषघ्नः स्थैर्यकृद्बलवर्धनः॥
विपाके मधुरो ग्राही तुल्यो लोहितशालिभिः।
शेषास्त्वल्पान्तरगुणाः षष्टिकाः क्रमशो गुणैः॥५॥

ષાષ્ટિક (વધારે ધોળાશવાળા સાઠીચોખા), કાંગુક, મુકુંદક, પીતક, પ્રમોદક, કાકલક, અસનપુષ્પક, મહાષષ્ટિક, ચૂર્ણક, કુરબક અને કેદાર વગેરે જાતના ચોખા ષાષ્ટિક કહેવાય છે. (એમાં મુકુંદક, કાકલક, અસનપુષ્પક, કુરબક અને કેદાર; એ કાળા વર્ણવાળા થાય છે અને બીજા ધોળા તથા કાળા વર્ણવાળા થાય છે.)

સઘળા ષષ્ટિકો રસમાં તથા પાકમાં મધુર છે, વાયુને તથા પિત્તને શમાવનારા છે, શાલિઓના

[1] ચોખા અનેક જાતના થાય છે. એમાંથી કેટલીક જાતના અહીં બતાવીને ડલ્હન લખે છે કે, 'ચોખાની જાતો તે તે દેશોમાં જુદાં જુદાં નામોથી બોલવામાં આવે છે, માટે તે તે દેશના લોકોને પૂછીને જાણી લેવી.' ગુજરાતીમાં પણ જીરાશાલ, પટણી, આંબેમહોર, બંગાલી, ચીનીસકર, ઉદા તથા વીરમટી વગેરે અનેક જાતો બોલવામાં આવે છે, પણ તેઓમાં અમુક જાત સંસ્કૃતમાં અમુક નામથી કહેવાય છે; એ ઓળખાવવું બની શકતું નથી.

ગુણોથી પણ યુક્ત છે, પુષ્ટિ આપનારા છે અને કફ તથા વીર્યને વધારનારા છે. એ સઘળા ષષ્ટિકાઓમાં ષષ્ટિક (અધિક ધોળાશવાળા સાઠીચોખા[1]) ઉત્તમ છે, પેટામાં કષાય રસવાળા છે, હલકા છે, કોમળ છે, સ્નિગ્ધ છે, ત્રણે દોષોને હણનારા છે, શરીરને દઢ કરનારા છે, બળ વધારનારા છે, વિપાકમાં મધુર છે, દસ્ત રોકનાર છે અને રાતા સંધીચોખાના જેવા ગુણોવાળા છે. બાકીના ષષ્ટિક ઉત્તરોત્તર અનુક્રમે કાંઈક કાંઈક ઓછા ગુણોવાળા છે. ૫

વ્રીહિ(ચોમાસામાં પાકનારા ચોખા)ની જાતો અને ગુણો

कृष्णव्रीहिशालामुखजतुमुखनन्दीमुखलावाक्षकत्वरितककुक्कुटाण्डकपारावतकपाटलप्रभृतयो व्रीहयः॥
कषायमधुराः पाके मधुरा वीर्यतोऽहिमाः।
अल्पाभिष्यन्दिनस्तुल्याः षष्टिकैर्बद्धवर्चसः॥
कृष्णव्रीहिर्वरस्तेषां कषायानुरसो लघुः।
तस्मादल्पान्तरगुणाः क्रमशो व्रीहयोऽपरे॥ ६॥

કૃષ્ણવ્રીહિ (કાળીઅણીવાળા), શાલામુખ (શ્વેત તથા શ્યામવર્ણવાળા), જતુમુખ (લાખ જેવી અણીવાળા), નંદીમુખ (આડની ચાંચ જેવી અણીવાળા), લાવાક્ષક (લાવાં પક્ષીની આંખ જેવા વર્ણવાળા), ત્વરિતક (સાઠીચોખાઓની પેઠે જ તુરત પાકનારા), કુક્કુટાંડક (કૂકડાના ઈંડા જેવા ગોળ તથા સફેદ), પારાવતક (કબૂતર જેવા વર્ણવાળા) અને પાટલક (પાડળના ફૂલ જેવા વર્ણવાળા) વગેરે વ્રીહિની જાતો છે.

સઘળા વ્રીહિઓ પાકમાં મધુર છે, ઉષ્ણવીર્યવાળા છે, જરાક અભિષ્યંદી (સ્રોતો વગેરેને ભીના કરનારા) છે, વિષ્ટાને બાંધનારા છે અને ષષ્ટિકાના જેવા ગુણોવાળા છે. વ્રીહિઓમાં કાળા વ્રીહિઓ સર્વથી ઉત્તમ છે, પેટામાં કષાય રસવાળા છે અને હલકા છે. એ પછીના બાકીના વ્રીહિઓ ઉત્તરોત્તર અનુક્રમે થોડા થોડા ઓછા ગુણોવાળા છે. ૬

ભૂમિ પરત્વે ચોખાના ગુણો

दग्धायामवनौ जाताः शालयो लघुपाकिनः।
कषाया बद्धविण्मूत्रा रूक्षाः श्लेष्मापकर्षणाः॥
स्थलजाः कफपित्तघ्नाः कषायाः कटुकान्वयाः।
किंचित्सतिक्तमधुराः पवनानलवर्द्धनाः॥
कैदारा मधुरा वृष्या बल्याः पित्तनिबर्हणाः।
ईषत्कषायाल्पमला गुरवः कफशुक्रलाः॥७॥

ખડ વગેરે પાથરીને બાળેલી પૃથ્વીમાં ઉત્પન્ન થયેલા શાલિઓ પેટમાં જલદી પાકી જનારા છે, તૂરા છે, વિષ્ટા તથા મૂત્રને બાંધનારા છે, રૂક્ષ છે અને કફને ઓછો કરનારા છે.

જાંગલપ્રદેશમાં ઉત્પન્ન થયેલા શાલિઓ કફને તથા પિત્તને હણનારા છે, તૂરા છે, પેટામાં તીખા રસવાળા છે, કાંઈક કડવાશવાળા, મીઠાશવાળા છે અને વાયુ તથા જઠરાગ્નિને વધારનાર છે.

આનૂપ[2] પ્રદેશમાં ઉત્પન્ન થયેલા શાલિઓ મધુર છે, વીર્યની પ્રવૃત્તિ કરાવનારા છે, બળ આપનારા છે, પિત્તને ટાળનારા છે, કાંઈક તૂરા છે, વિષ્ટાને અલ્પ કરનારા છે, ભારે છે અને કફને તથા વીર્યને વધારનારા છે. ૭

એક વાર કે વધારે વાર ઉખેડીને બીજા સ્થળમાં વાવેલા ચોખાના ગુણો

रोप्यातिरोप्या लघवः शीघ्रपाका गुणोत्तराः।
अदाहिनो दोषहरा बल्या मूत्रविवर्द्धनाः॥८॥

[1] આ ચોખાને એક જગ્યાએ વાવ્યા બાદ ઉપાડવામા આવતા નથી. તે ફક્ત આઠ દિવસમા જ પાકે છે. તે ઓછા રસકસવાળા અને ચીકાશવાળા હોવાથી હલકા છે. જ્યારે બીજા ચોખાનું રોપેલું ધરુ એક મહિને બીજા ખેતરમાં, બીજામાથી ત્રીજામા એમ ચારપાંચ માસ પાકતાં થાય છે. આ રીતે તે રસકસવાળા હોવાથી ભારે થાય છે. પ્ર.

[2] આનૂપ એટલે જ્યાં ઝાડપાન વિશેષ હોય તેવો લીલો પ્રદેશ.

એક વાર કે બેત્રણ વાર ઉખેડી–ઉખેડીને બીજા સ્થળમાં વાવેલા ચોખા હલકા છે, તુરત પાકી જનારા છે, અધિક ગુણોવાળા છે, દાહ કરતા નથી, દોષોને હરનારા છે, બળ આપનારા છે અને મૂત્રને વધારનારા છે. ૮

છોડવાઓને કાપીને ઉગાડેલા ચોખાના ગુણો તથા શાલિવર્ગનો ઉપસંહાર

शालयश्छिन्नरूढा ये रूक्षास्ते बद्धवर्चसः ।
तिक्ताः कषायाः पित्तघ्नाः लघुपाकाः कफावहाः ॥
विस्तरेणायमुद्दिष्टः शालिवर्गो हिताहितः ।
तद्वत्कुधान्यमुद्गादिमाषादीनां च वक्ष्यते ॥९॥

છોડવાઓને કાપીને ઉગાડેલા ચોખા રૂક્ષ છે, વિષ્ઠાને બાંધનારા છે, કડવા છે, તૂરા છે, પિત્તને હણનારા છે, પેટમાં જલદી પચી જનારા છે અને કફ કરનારા છે.

શાલિવર્ગનું આ હિતાહિતપણું વિસ્તારથી કહ્યું; હવે એવી રીતે જ ખડધાન્ય, મગ વગેરે તથા અડદ વગેરેનું પણ હિતાહિતપણું કહેવાશે.

इति शालिवर्गः

अथ कुधान्यवर्गः

ખડધાન્યોની જાતો તથા તેઓના ગુણો

कोरदूषकश्यामाकनीवारशान्तनुवरकोद्दालप्रियङ्गुमधूलिकानान्दीमुखीकुरविन्दगवेधुकसरवरुकतोदपर्णीमुकुन्दकवेणुयवप्रभृतयः कुधान्यविशेषाः ।
उष्णाः कषायमधुरा रूक्षाः कटुविपाकिनः ।
श्लेष्मघ्ना बद्धनिष्यन्दा वातपित्तप्रकोपणाः ॥
कषायमधुरास्तेषां शीतपित्तापहाः स्मृताः ।
कोद्रवश्च सनीवारः श्यामाकश्च सशान्तनुः ॥
कृष्णा रक्ताश्च पीताश्च श्वेताश्चैव प्रियङ्गवः ।
यथोत्तरं प्रधानाः स्यू रूक्षाः कफहराः स्मृताः ॥
मधूली मधुरा शीता स्निग्धा नान्दीमुखी तथा ।
विशोषी तत्र भूयिष्ठं वरुकः समुकुन्दकः ॥
रूक्षा वेणुयवा ज्ञेया वीर्योष्णाः कटुपाकिनः ।
बद्धमूत्राः कफहराः कषाया वातकोपनाः ॥१०॥

કોદરા, સામો, બંટી, શાંતનુ, નાગલી, જંગલી કોદરા, કાંગ, ઝીણા ઘઉં, નાંદીમુખી (અણી વગરના ઝીણા તથા લાંબા ઘઉં), કુરુવિંદક, ગવેધુક, બરુક (પર્વતોમાં થતા બરુ સરખા કાંસડાંઓનાં બીજે કે જઓ કસયા દાણા કહેવાય છે તે), સર (કાંગની જાત છે), તોદપર્ણી[1], મુકુંદક અને વાંશિયા ઘઉં વગેરે ખડધાન્યોની જાતિઓ છે. (શાંતનુ, કુરુવિંદક, તોદપર્ણી અને મુકુંદક એ ચારના ગુજરાતી પર્યાયો મળ્યા નથી.)

ખડધાન્યો ઉષ્ણ, તૂરાં, મધુર, રૂક્ષ, વિપાકમાં તીખાં, કફને ટાળનારાં, મૂત્રને રોકનારાં અને વાતને તથા પિત્તને પ્રકુપિત કરનારાં છે.

એમાં કોદરો, બંટી, સામો અને શાંતનુ તૂરાં છે, મધુર છે અને શીતપિત્તને ટાળનારાં છે.

કાંગ કાળી, રાતી, પીળી અને સફેદ એમ ચાર પ્રકારની થાય છે. તેમાં ઉત્તરોત્તર પ્રધાન છે, રૂક્ષ છે અને કફને હરનારી છે. ઝીણા ઘઉં તથા અણી વગરના ઝીણા લાંબા ઘઉં મધુર છે, ટાઢા છે તથા સ્નિગ્ધ છે. બરુક અને મુકુંદક એ દ્રવ્યધાતુઓને બહુ જ શોષણ આપનારા છે. વાંશિયા ઘઉં રૂક્ષ, ઉષ્ણવીર્યવાળા, પાકમાં તીખા, મૂત્રને રોકનારા, કફને હરનારા, તૂરા અને વાયુને પ્રકુપિત કરનારા છે. ૧૦

૧ આ અધ્યાયમા જે જે ધાન્ય, તૃણધાન્ય, શાક, કંદમૂળ તથા પશુપક્ષીઓ વગેરેના નામો આપવામા આવ્યા છે, તેમાથી કેટલાકની ઓળખાણ આપવામાં અનિશ્ચિત હોવાથી ભગવાન ડલ્હન કહે છે. 'ધાન્યો વિષે દેશદેશના ખેડૂતોને પૂછીને, મૃગો વિષે તથા પક્ષીઓ વિષે દેશદેશના પારધીઓને પૂછીને, કંદમૂળાદિક વિષે વનચર તથા તપસ્વી લોકોને પૂછીને, શાકો વિષે ગામના તથા જંગલના લોકોને પૂછીને, રાંધેલા અન્નો વિષે રસોઇયાઓને પૂછીને અને કેટલાક દ્રવ્યો વિષે માળીઓને પૂછીને ઓળખાણ મેળવી લેવી.'

મગ વગેરે વૈદલ (કઠોળ) ધાન્યોની જાતો અને તેમના ગુણો

मुद्गवनमुद्गकलायमकुष्टमसूरमङ्गल्यचणकसतीनत्रिपुटकहरेण्वाढकीप्रभृतयो वैदलाः ।
कषायमधुराः शीताः कटुपाका मरुत्कराः ।
बद्धमूत्रपुरीषाश्च पित्तश्लेष्महरास्तथा ॥
नात्यर्थं वातलास्तेषु मुद्गा दृष्टिप्रसादनाः ।
प्रधाना हरितास्तत्र वन्या मुद्गसमाः स्मृताः ॥
विपाके मधुराः प्रोक्ता मसूरा बद्धवर्चसः ।
मकुष्ठकाः कृमिकराः कलायाः प्रचुरानिलाः ॥
आढकी कफपित्तघ्नी नातिवातप्रकोपणी ।
वातलाः शीतमधुराः सकषाया विरूक्षणाः ॥
कफशोणितपित्तघ्नाश्चणकाः पुंस्त्वनाशनाः ।
हरेणवः सतीनाश्च विज्ञेया बद्धवर्चसः ॥
ऋते मुद्गमसूराभ्यामन्ये त्वाध्मानकारकाः ॥११॥

મગ, વનમુદ્ગ (જંગલી મગ), વટાણા, મઠ, મસૂર, સફેદ વર્ણવાળી મસૂર, ચણા, મટર, બીજી જાતના મટર, નાના વટાણા અને તુવેર વગેરે ધાન્યોની જાતિઓ વૈદલ કહેવાય છે.

એ જાતિઓ તૂરી તથા મધુર, ટાઢી, વિપાકમાં તીખી, વાયુ કરનારી, વિષ્ઠાને તથા મૂત્રને રોકનારી અને પિત્ત તથા કફને હરનારી છે.

એમાં મગ અત્યંત વાયુ કરનારા નથી અને નેત્રોને સ્વચ્છ કરનારા છે. મગમાં પણ લીલાવર્ણવાળા મગ શ્રેષ્ઠ છે, વનમુદ્ગો મગના જેવા જ ગુણોવાળા છે. મસૂર વિપાકમાં મધુર છે અને વિષ્ઠાને રોકનાર છે. મઠ કૃમિ ઉપજાવનારા છે. વટાણા બહુ વાયુ કરનાર છે. તુવેર કફને તથા પિત્તને હણનારી છે અને વાયુને જરાક પ્રકુપિત કરનારી છે. ચણા વાયુ કરનારા છે, ટાઢા છે, મધુર છે, તુરાશવાળા છે, રૂક્ષતા કરનારા છે, કફ, રુધિર તથા પિત્તને હણનારા છે અને પુરુષત્વને ઓછું કરનારા છે. નાના વટાણા અને મટર વિષ્ઠાને બાંધનારા (રોકનારા) છે. આ વૈદલ જાતિઓમાં મગ અને મસૂર એ સિવાય સઘળી જાતિઓ પેટમાં આફરો કરનારી છે.[1] ૧૧

અડદના ગુણો

माषो गुरुर्भिन्नपुरीषमूत्रः स्निग्धोष्णवृष्यो मधुरोऽनिलघ्नः । संतर्पणः स्तन्यकरो विशेषाद् बलप्रदः शुक्रकफावहश्च ॥ १२ ॥

અડદ ભારે છે, વિષ્ઠા તથા મૂત્રને વિશેષ ગતિ આપનારા, સ્નિગ્ધ, ઉષ્ણ, વીર્યની પ્રવૃત્તિ કરનારા, મધુર, વાયુને હણનારા, તૃપ્તિ આપનારા, વિશેષે કરી ધાવણ કરનારા, બળ આપનારા અને વીર્ય તથા કફને વધારનારા છે. ૧૨

ચોળાના ગુણો

कषायभावान्न पुरीषभेदी न मूत्रलो नैव कफस्य कर्ता । स्वादुर्विपाके मधुरोऽलसान्द्रः संतर्पणः स्तन्यरुचिप्रदश्च ॥ १३ ॥

ચોળા તૂરા હોવાથી દસ્ત લગાડનારા નથી, મૂત્ર વધારનારા નથી, કફ કરનારા પણ નથી, મધુર છે, વિપાકમાં પણ મધુર છે, તૃપ્તિ આપનારા, ધાવણને વધારનારા, અને રુચિ ઉપજાવનારા છે.

કૌચાં તથા કાકડોળિયાંનાં ફળોના ગુણો

माषैः समानं फलमात्मगुप्तमुक्तं च काकाण्डफलं तथैव ॥ १४ ॥

કૌચાંનાં ફળો અને કાકડોળિયાં (અડદવેલ પણ કહેવાય છે,) તેનાં ફળો અડદ જેવા જ ગુણોવાળાં છે. ૧૪

જંગલી અડદના ગુણો

आरण्यमाषा गुणतः प्रदिष्टा रूक्षाः कषाया अविदाहिनश्च ॥ १५ ॥

જંગલી (અડબાઉ) અડદ સારા અડદો કરતાં રૂક્ષ છે, તૂરા છે અને ઘણી વારે પચીને

[1] વાતલ હોવાથી તેમાં તેલ સાથે જ ખાવાનો રિવાજ છે, કારણ કે તેલ વાયુવિરોધી છે.

બળતરા કરનારા નથી. ૧૫

કળથીના ગુણો

उष्णः कुलत्थो रसतः कषायः कटुर्विपाके कफमारुतघ्नः। शुक्राश्मरीगुल्मनिषूदनश्च सांग्राहिकः पीनसकासहारी ॥ १६ ॥

કળથી ઉષ્ણ વીર્યવાળી છે, તૂરા રસવાળી છે, વિપાકમાં તીખી છે, મિશ્રિત થયેલા કફ અને વાયુને તોડનારી છે, દસ્તને રોકનારી છે અને વીર્યની પથરી, ગુલ્મ, પીનસ તથા ખાંસી હણનારી છે. ૧૬

ચમેડના ગુણો

आनाहमेदोगुदकीलहिक्काश्वासापहः शोणितपित्तकृच्च। कफस्य हन्ता नयनामयघ्नो विशेषतो वन्यकुलत्थ उक्तः ॥ १७॥

ચમેડ વિશેષે કરી નેત્રોના રોગોને હણનારી છે, રુધિર તથા પિત્તને વધારનારી છે અને મલબંધ, મેદ, ગુદકીલ નામના અરશ, હેડકી, શ્વાસ તથા કફને હણનારી છે. ૧૭

તલના ગુણો

ईषत्कषायो मधुरः सतिक्तः सांग्राहिकः पित्तकरस्तथोष्णः। तिलो विपाके मधुरो बलिष्ठः स्निग्धो व्रणालेपन एव पथ्यः॥ दन्त्योऽग्निमेधाजननोऽल्पमूत्रस्त्वच्योऽथ केश्योऽनिलहा गुरुश्च। तिलेषु सर्वेष्वसितः प्रधानो मध्यः सितो हीनतरास्तथान्ये॥१८

તલ જરાક તૂરા છે, મધુર છે, કડવાશવાળા છે, મળને રોકનારા છે, પિત્ત કરનારા છે, ઉષ્ણવીર્યવાળા છે, વિપાકમાં મધુર છે, બળ આપનારા છે, સ્નિગ્ધ છે, દુષ્ટ વ્રણો ઉપર લેપ કરવામાં ઉત્તમ છે; પણ ખાવામાં અપથ્ય છે. દાંતો માટે સારા છે, જઠરાગ્નિ તથા બુદ્ધિ વધારનારા છે, મૂત્રને અલ્પ કરનાર છે, ધાવણ વધારનારા છે, ત્વચાને સારી કરનારા છે, કેશને પણ સારા કરનારા છે, વાયુને હણનારા છે અને ભારે છે. તલોમાં કાળા તલ સર્વથી મુખ્ય છે, ધોળા તલ મધ્યમ છે અને પીળા તથા રાતા વગેરે બીજા તલો અતિહીન–અધમ છે. ૧૮

જવના ગુણો

यवः कषायो मधुरो हिमश्च कटुर्विपाके कफपित्तहारी। व्रणेषु पथ्यस्तिलवच्च नित्यं प्रबद्धमूत्रो बहुवातवर्चाः॥ स्थैर्याग्निमेधास्वरवर्णकृच्च सपिच्छिलः स्थूलविलेखनश्च। मेदोमरुत्तृड्हरणोऽतिरूक्षः प्रसादनः शोणितपित्तयोश्च॥ १९॥

જવ તૂરા છે, મધુર છે, ટાઢા છે, વિપાકમાં તીખા છે, કફ તથા પિત્તને હરનારા છે, વ્રણ ઉપર સર્વદા તલો જેવા જ પથ્ય છે, મૂત્રને અલ્પ કરનારા છે, કોઠાના વાયુને તથા વિષ્ઠાને વધારનારા છે, ચીકાશવાળા છે, જાડા માણસના મેદને ઓછો કરનારા છે, મેદથી આવરણ પામેલા વાયુને તથા તૃષાને હરનારા છે, અતિરૂક્ષ છે, રુધિરને તથા પિત્તને સ્વચ્છ કરનારા છે, દઢતા કરનારા છે, જઠરાગ્નિને વધારનારા છે, બુદ્ધિ આપનારા છે, સ્વર સારો કરનારા છે અને વર્ણને પણ સારો કરનારા છે.

અતિયવ(અણી વગરના નાના જવ)ના ગુણો

एभिर्गुणैर्हीनतरांस्तु किंचिद्विद्याद्यवेभ्योऽतियवानशेषैः॥ २०॥

અણીવગરના કાળા તથા રાતા નાના જવમાં, ઉપર કહેલા જવના સઘળા ગુણો અત્યંત ઓછા છે.

ઘઉંના ગુણો

गोधूम उक्तो मधुरो गुरुश्च बल्यः स्थिरः शुक्ररुचिप्रदश्च॥ स्निग्धोऽतिशीतोऽनिलपित्तहन्ता संधानकृच्छ्लेष्मकरः सरश्च॥ २१॥

ઘઉં મધુર છે, ભારે છે, બળ આપનારા છે, શરીરને દઢ કરનારા છે, વીર્યને વધારનારા છે, રુચિ આપનારા છે, અત્યંત સ્નિગ્ધ છે, અત્યંત ટાઢા છે, વાયુ તથા પિત્તને હણનારા છે, ભાંગેલાને સાંધનારા છે, દસ્ત ઉતારનાર છે;

અને નવા હોય તો કફ કરનારા છે. ૨૧

શિંગોના સામાન્ય ગુણો

रूक्षः कषायो विपशोफशुक्रवलासदृष्टिक्षयकृद्विदाही ॥ कटुर्विपाके मधुरस्तु शिम्बः प्रभिन्नविण्मारुतपित्तलश्च ॥ २२ ॥

શિંગો રૂક્ષ છે, તૂરી છે, બળતરા કરનારી છે, વિપાકમાં તીખી છે, મધુર છે, વિષ્ટાનું ભેદન કરનારી છે, વાયુ તથા પિત્તને વધારનારી છે, અને વિષ, સોજો, કફ તથા દષ્ટિનો ક્ષય કરનારી છે.

જુદાજુદા વર્ણો ઉપરથી શિંગોના ગુણો

सितासिताः पीतकरक्तवर्णा भवन्ति येऽनेकविधास्तु शिम्बाः ॥ यथादितास्ते गुणतः प्रधाना ज्ञेयाः कटूष्णा रसपाकयोश्च ॥ २३ ॥

ધોળી, કાળી, પીળી તથા રાતી જે અનેક પ્રકારની શિંગો થાય છે, તેમાં રાતી કરતાં પીળી, પીળી કરતાં કાળી અને કાળી કરતાં ધોળી શિંગો ઉત્તમ ગુણોવાળી છે અને રસમાં તથા પાકમાં તીખી તથા ઉષ્ણવીર્યવાળી છે. ૨૩

પરચૂરણ શિંગોના ગુણો

सहाद्वयं मूलकजाश्च शिम्बाः कुशिम्बिवल्लीप्रभवास्तु शिम्बाः ॥ ज्ञेया विपाके मधुरा रसे च वलप्रदाः पित्तनिवर्हणाश्च ॥ २४ ॥

અડબાઉ મગની તથા અડબાઉ અડદની શિંગો, મોધરા તથા પરઓલિયાં વેલાની શિંગો વિપાકમાં મધુર છે, રસમાં પણ મધુર છે, બળ દેનારી છે અને પિત્તને શાંત કરનારી છે. ૨૪

મગ વગેરે વૈદલ ધાન્યોની શિંગોના ગુણો

विदाहवन्तश्च भृशं च रूक्षा विष्टभ्य जीर्यन्त्यनिलप्रदाश्च ॥ रुचिप्रदाश्चैव सुदुर्जराश्च सर्वे स्मृता वैदलिकास्तु शिम्बाः ॥ २५ ॥

મગ વગેરે વૈદલ ધાન્યોની કૂણી શિંગો બળતરા કરનારી છે, અત્યંત રૂક્ષ છે, પેટમાં ગડગડાટ કર્યા પછી પચે છે, વાયુ વધારનારી છે, રુચિકારક છે અને માંડમાંડ પચે એવી હોય છે. ૨૫

કસુંબાના તથા અળસીના ગુણો

कटुर्विपाके कटुकः कफघ्नो विदाहिभावादहितः कुसुम्भः ॥ उष्णातसीस्वादुरसाऽनिलघ्नी पित्तोल्वणा स्यात्कटुका विपाके ॥ २६ ॥

કસુંબો તીખો છે, વિપાકમાં પણ તીખો છે, કફને હણનાર છે અને ઘણી વારે પચવાને લીધે બળતરા કરનાર હોવાથી અહિતરૂપ છે.

અળસી ઉષ્ણવીર્યવાળી છે, મધુર છે, વાયુને હણનારી છે, પિત્તને બહુ જ પ્રકુપિત કરનારી છે અને વિપાકમાં તીખી છે. ૨૬

ધોળા સરસવના ગુણો

पाके रसे चापि कटुः प्रदिष्टः सिद्धार्थकः शोणितपित्तकोपी ॥ तीक्ष्णोष्णरूक्षः कफमारुतघ्नः ॥

ધોળા સરસવ પાકમાં તથા રસમાં તીખા છે, રુધિરને તથા પિત્તને પ્રકુપિત કરનારા છે, તીક્ષ્ણ છે, ઉષ્ણવીર્યવાળા છે, રૂક્ષ છે અને કફને તથા વાયુને હણનારા છે. ૨૭

રાતા સરસવના ગુણો

तथागुणश्चासितसर्षपोऽपि ॥ २८ ॥

રાતા સરસવ પણ તીક્ષ્ણ છે, ઉષ્ણવીર્યવાળા છે, રૂક્ષ છે, કફને તથા વાયુને હણનારા છે, રુધિરને તથા પિત્તને પ્રકુપિત કરનારા છે અને પાકમાં તથા રસમાં તીખા છે. ૨૮

કેવું ધાન્ય સારું નથી?

अनार्तवं व्याधिहतमपर्यागतमेव च।<br>
अभूमिजं नवं चापि न धान्यं गुणवत्स्मृतम्।<br>
नवं धान्यमभिष्यन्दि लघु संवत्सरोषितम्।<br>
विदाहि गुरु विष्टम्भि विरूढं दृष्टिदूषणम् ॥२९॥

પોતાની ઋતુ વગર બીજી ઋતુમાં ઉત્પન્ન થયેલું, ગેરુ વગેરે રોગથી ખરાબ થયેલું, નહિ પાકેલુ, ખરાબ પ્રદેશમાં ઊગેલું, નવું અને જેની

અંકુરો ઉત્પન્ન કરવાની શક્તિ જતી રહી હોય એવું ધાન્ય ગુણકારી નથી. નવું ધાન્ય કફનો વધારો કરનાર છે. જે ધાન્ય એક વર્ષનું જૂનું હોય તે હલકું છે.[1] જેની અંકુરો ઉત્પન્ન કરવાની શક્તિ જતી રહી હોય એવું ધાન્ય બળતરા કરનાર છે, ભારે છે, ગડગડાટ કરનાર છે અને નેત્રોને ખરાબ કરનાર છે. (જેના કાંટા ફૂટેલા હોય અથવા જે જરાક શેકેલું ધાન્ય હોય, તે પણ ખરાબ છે. કેટલાક કહે છે કે અડદ તથા ચણા વગેરે ધાન્યો તો નવાં જ શ્રેષ્ઠ છે.) ૨૯

ધાન્યોનો ઉપયોગ કરવામાં સાધારણ સમજણ અને ઉપસંહાર

शाल्यादेः सर्षपान्तस्य विविधस्यास्य भागशः ।
कालप्रमाणसंस्कारमात्राः संपरिकीर्तिताः ॥३०॥

ચોખાથી માંડીને સરસવ સુધીનાં જે આ જુદાં જુદાં ધાન્યો કહેવામાં આવ્યાં છે, તેઓનો તેઓની ઉત્પત્તિના સમય ઉપર, તેઓને આપવામાં આવેલા રાંધવા તથા ભૂંજવા વગેરે સંસ્કાર ઉપર તથા તેઓની માત્રાઓ ઉપર ધ્યાન રાખીને ઉપયોગ કરવો. ૩૦

इति कुधान्यवर्गः

अथ मांसवर्गः

માંસોના મુખ્ય બે વર્ગો

अत ऊर्ध्वं मांसवर्गानुपदेक्ष्यामः। तद्यथा- जलेशया आनूपा ग्राम्याः क्रव्यभुज एकशफा जाङ्गलाश्चेति षण्मांसवर्गास्तेषां वर्गाणामुत्तरोत्तरं प्रधानतमाः। ते पुनर्द्विविधा जाङ्गला आनूपाश्चेति ॥ ३१ ॥

હવે માંસોના વર્ગોનો ઉપદેશ કરીએ છીએ. જલેશય (જળમાં રહેનારા પ્રાણીઓનું માંસ), આનૂપ (જળાશયોના કિનારા વગેરે જળપ્રાય પ્રદેશોમાં રહેનારાં પ્રાણીઓનું માંસ), ગ્રામ્ય (ગામમાં રહેનારાં પ્રાણીઓનું માંસ), ક્રવ્યભુજ (માંસભક્ષક પ્રાણીઓનું માંસ), એકશફ (એક ખરીવાળાં પ્રાણીઓનું માંસ) અને જાંગલ (જંગલમાં રહેનારાં પશુઓનું માંસ), એ રીતે માંસોના છ વર્ગ છે અને તેઓ ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે. એ છ વર્ગોનો જાંગલવર્ગ અને આનૂપવર્ગ એ બે વર્ગોમાં સમાવેશ કરવામાં આવે છે. ૩૧

જાંગલવર્ગના આઠ પ્રકાર-તેમનાં નામ

तत्र जाङ्गलवर्गोऽष्टविधः। तद्यथा—जङ्घाला विष्किराः प्रतुदा गुहाशयाः प्रसहाः पर्णमृगा बिलेशया ग्राम्याश्चेति। तेषां जङ्घालविष्किरौ प्रधानतमौ॥

જાંગલવર્ગ આઠ પ્રકારનો છે: જંઘાલ, વિષ્કિર, પ્રતુદ, ગુહાશય, પ્રસહ, પર્ણમૃગ, બિલેશય અને ગ્રામ્ય. તેમાં જંઘાલ અને વિષ્કિર મુખ્ય છે. ૩૨

જંઘાલ પ્રાણીઓ અને તેઓના ગુણો

तावेणहरिणर्ष्यकुरङ्गकरालकृतमालशरभश्वदंष्ट्रापृषतचारुष्करमृगमातृकाप्रभृतयो जङ्घाला मृगाः कषाया मधुरा लघवो वातपित्तहरास्तीक्ष्णा हृद्या बस्तिशोधनाश्च ॥
कषायो मधुरो हृद्यः पित्तासृक्कफरोगहा ।
संग्राही रोचको बल्यस्तेषामेणो ज्वरापहः ॥
मधुरो मधुरः पाके दोषघ्नोऽनलदीपनः ।
शीतलो बद्धविण्मूत्रः सुगन्धिर्हरिणो लघुः ॥
एणः कृष्णस्तयोर्ज्ञेयो हरिणस्ताम्र उच्यते ।
न कृष्णो न च ताम्रश्च कुरङ्गः सोऽभिधीयते ॥
शीतासृक्पित्तशमनी विज्ञेया मृगमातृका ।
संनिपातक्षयश्वासकासहिक्काऽरुचिप्रणुत् ॥ ३३ ॥

કાળિયાર, રાતો મૃગ, રોઝ, કાળો પણ નહીં તથા રાતો પણ નહીં એવો મધ્યવર્ણવાળો મૃગ, કસ્તૂરીમૃગ, જથ્થામાં જ ફરનારા મૃગો,

[1] કારણ કે એક વર્ષમાં ઉનાળાની ગરમ હવા પસાર થવાથી ધાન્યની ચીકાશ ઓછી થાય છે અને એક ચોમાસું પસાર થવાથી ધાન્યમાં ભીનાશ આવી ખટાશ થઈ આથો થાય છે. આ રીતે ધાન્ય હલકું થઈ જાય છે.

શરભ (આઠપગવાળો એટલે બીજા ચાર પગ જેની પીઠમાં હોય છે એવો મૃગ), શ્વદંષ્ટ્રા (ચાર દાઢોવાળો અતિક્રૂર મૃગ), પૃષત (છાંટણવાળો નાના કદનો મૃગ કે જે પસુડો કહેવાય છે તે), ચારુષ્ક (રૂપાળો નાના કદનો મૃગ) અને મૃગમાતૃકા (ગુજરાતીમાં પર્યાય મળ્યો નથી): એટલા મૃગો સાથળના જોરવાળા હોવાથી જંઘાલ કહેવાય છે.

જંઘાલ મૃગોનું માંસ તૂરું છે, મધુર છે, હલકું છે, વાયુને તથા પિત્તને હરનાર છે, તીક્ષ્ણ છે, પ્રિય લાગે એવું છે અને મૂત્રાશયને સ્વચ્છ કરનાર છે; એટલે મૂત્રકૃચ્છ્ર, પથરી તથા મૂત્રાઘાત વગેરે રોગોમાં પથ્ય છે.

એમાં કાળિયારનું માંસ તૂરું છે, મધુર છે, પ્રિય લાગે એવું છે, પ્રવાહીનું શોષણ કરનાર છે, રુચિ ઉપજાવનાર છે, બળ આપનાર છે અને પિત્ત સંબંધી રોગ, રુધિર સંબંધી રોગ, કફ સંબંધી રોગ અને જ્વરને મટાડનાર છે.

રાતાં હરણનું માંસ શીતલ છે, વિષ્ટાને તથા મૂત્રને રોકનાર છે, સુગંધી છે અને હલકું છે.

કાળિયાર એણ કહેવાય છે, રાતો મૃગ હરણ કહેવાય છે અને કાળો પણ નહીં તથા રાતો પણ નહીં એવો મૃગ કુરંગ કહેવાય છે.

મૃગમાતૃકાનું માંસ શીત છે, રક્તપિત્તને શાંત કરનાર છે અને સન્નિપાત, ક્ષય, શ્વાસ, ખાંસી, હેડકી તથા અરુચિને મટાડનાર છે. ૩૩

### વિષ્કિર પક્ષીઓના માંસના ગુણો

लावतित्तिरिकपिञ्जलवर्तीरवर्तिकावर्तकनप्तृका-
वार्तीकचकोरकलविङ्कमयूरकक्रोपचक्रकुक्कुटसारङ्ग-
शतपत्रकतित्तिरिकुरुवाहकयवालकप्रभृतयरुपाहला
विष्किरा लघवः शीतमधुराः कषाया दोषशमनाश्च ॥
संग्राही दीपनश्चैव कषायमधुरो लघुः ।
लावः कटुविपाकश्च संनिपाते च पूजितः ॥
ईषद्गुरूष्णमधुरो वृष्यो मेधाग्निवर्द्धनः ।
तित्तिरिः सर्वदोषघ्नो ग्राही वर्णप्रसादनः ॥
हिकाश्वासानिलहरो विशेषाद्गौरतित्तिरिः ।
रक्तपित्तहरः शीतो लघुश्चापि कपिञ्जलः ॥
कफोत्थेषु च रोगेषु मन्दवाते च शस्यते ।
वातपित्तहरा वृष्या मेधाग्निबलवर्द्धनाः ॥
लघवः क्रकरा हृद्यास्तथा चैवोपचक्रकाः ।
कषायः स्वादुलवणस्त्वच्यः केश्यो रुचिप्रदः ॥
मयूरः स्वरमेधाग्निदृक्छ्रोत्रेन्द्रियदार्ढ्यकृत् ।
स्निग्धोष्णोऽनिलहा वृष्यः स्वेदस्वरबलावहः ॥
बृंहणः कुक्कुटो वन्यस्तद्वद्ग्राम्यो गुरुस्तु सः ।
वातरोगक्षयवमीविषमज्वरनाशनः ॥३४॥

લાવાં, કાળાં તેતર, ગોરાં તેતર, લવાઈડાં, બટાકડાં, વૈયાં, નપ્તૃકા, વાતીક, ચકોર, રાતાં-માથાંવાળાં તથા કાળી ડોકવાળાં ચકલાં, મોર, કલકલિયો, ઉપચક્ર (કલકલિયાની એક જાત), કૂકડાં, બપૈયા, સુતાર-ટંકારા, ભૂરા વર્ણનાં તેતર, કુરબાહુક અને યવાલક વગેરે વ્યાહલ (બે પગથી અને ચાંચથી પ્રહાર કરનારાં) પક્ષીઓ ધરતીને ખોતરી ખોતરીને તેમાંથી કીડા વગેરે ખાય છે; માટે વિષ્કિર કહેવાય છે. (જેઓના પર્યાયો ગુજરાતીમાં મળ્યા નથી તેઓનાં સંસ્કૃત નામો જ રાખ્યાં છે.)

વિષ્કિરોનું માંસ હલકું છે, ટાઢું છે, મધુર છે, તૂરું છે અને દોષોને શમાવનાર છે.

એમાં લાવાંનું માંસ પ્રવાહીનું શોષણ કરનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, તૂરું તથા મધુર છે, હલકું છે, વિપાકમાં તીખું છે અને સન્નિપાત ઉપર અતિપથ્ય છે.

કાળાં તેતરનું માંસ જરાક ભારે છે, કાંઈક ઉષ્ણવીર્ય છે, કાંઈક મધુર છે, વીર્ય, જઠરાગ્નિ તથા બુદ્ધિને વધારનાર છે, સર્વ દોષોને હણનાર છે, દ્રવનું શોષણ કરનાર છે અને વર્ણને સારો

કરનાર છે.

ગોરા તેતરનું માંસ ઉપર કહેલા ગુણોવાળું છે અને વિશેષ કરી હેડકી, શ્વાસ તથા વાયુને હણનાર છે.

રાતાં માથાંવાળાં તથા કાળી ડોકવાળાં ચકલાંનું માંસ રક્તપિત્તને હરનાર છે, ટાઢું છે, હલકું છે અને કફથી થયેલા રોગો ઉપર તથા મંદ થયેલા વાયુ ઉપર બહુ સારું છે.

કલકલિયા તથા ઉપચક્રકનું માંસ વાયુ તથા પિત્તને હરનાર છે, વીર્ય, બુદ્ધિ તથા જઠરાગ્નિને વધારનાર, હલકું અને પ્રિય લાગે એવું છે.

મોરનુ માંસ તૂરું છે, મધુર છે, ખારું છે, ચામડીને સારી કરનાર છે, કેશ માટે સારું છે, રુચિ આપનાર છે અને સ્વર, બુદ્ધિ, જઠરાગ્નિ, દૃષ્ટિ તથા શ્રોત્રેંદ્રિયને દૃઢ કરનાર છે.

જંગલી કૂકડાનું માંસ સ્નિગ્ધ છે. ગરમ છે, વાયુને શાંત કરનાર છે, વીર્યને વધારનાર છે, પસીનો લાવનાર છે, સ્વરને સારો કરનાર છે, બળ આપનાર છે અને પુષ્ટિ આપનાર છે. ગામઠી કૂકડાનું માંસ પણ એવું જ છે, પણ તે વધારે ભારે છે અને વાયુ સંબંધી રોગ, ક્ષય, ઊલટી તથા વિષમજ્વરને નષ્ટ કરનાર છે ૩૪

પ્રતુદ પક્ષીઓ–તેઓના માંસના ગુણો

कपोतपारावतभृङ्गराजपरभृतकोयष्टिककुलिङ्ग-
गृहकुलिङ्गगोक्ष्वेडकडिंडिमाणकशतपत्रकमातृनिन्द-
कभेदाशिशुकसारिकावल्गुलीगिरिशालट्वाल्वदूषक-
सुगृहीखञ्जरीटकहारीतदात्यूहप्रभृतयः प्रतुदाः ॥
कषायमधुरा रूक्षाः फलाहारा मरुत्कराः ।
पित्तश्लेष्महराः शीता बद्धमूत्राल्पवर्चसः ॥
सर्वदोषकरस्तेषां भेदाशी मलदूषकः ।
कषायस्वादुलवणो गुरुः काणकपोतकः ॥
रक्तपित्तप्रशमनः कषायविशदोऽपि च ।
विपाके मधुरश्चापि गुरुः पारावतः स्मृतः ॥
कुलिङ्गो मधुरः स्निग्धः कफशुक्रविवर्द्धनः ।
रक्तपित्तहरो वेश्मकुलिङ्गस्त्वतिशुक्रलः ॥३५॥

હોલા, કબૂતર, ભૃંગરાજ, કોયલ, કોયષ્ટિક, જંગલી ચકલી, ગામઠી ચકલી, ગોક્ષ્વેડક, ડિંડિમાણક, કાકાકૂવા, માતૃનિંદક, ભેદાશી, પોપટ, મેના, વડવાનરી, પહાડીચકલી, લાટપક્ષી, અલ્વદૂષક, સુઘરી, ખંજન, હારિત અને દાત્યૂહ ઇત્યાદિ પક્ષીઓ ચાંચ વડે ફલાદિક પદાર્થોને ફોલીફોલીને ખાય છે, માટે પ્રતુદ કહેવાય છે. (જેઓના પર્યાયો ગુજરાતીમાં મળ્યા નથી, તેઓનાં સંસ્કૃત નામો જ રાખેલાં છે.)

પ્રતુદોનું માંસ તૂરું, મધુર, રૂક્ષ, વાયુ કરનાર, પિત્ત તથા કફને હરનારું છે, ટાઢું છે, મૂત્રને રોકનાર અને વિષ્ઠાને અલ્પ કરનાર છે.

એમાં ભેદાશીનું માંસ સર્વ દોષોને કરનારું છે અને મળોને બગાડનારું છે.

હોલાનુ માંસ તૂરું છે, મધુર છે, ખારું છે અને ભારે છે.

કબૂતરનુ માંસ રક્તપિત્તને શાંત કરનારું છે, તૂરું છે, ચીકણું નથી, વિપાકમાં મધુર છે અને ભારે છે.

જંગલી ચકલાનું માંસ મધુર છે, સ્નિગ્ધ છે અને કફ તથા વીર્યને વધારનાર છે.

ગામઠી ચકલાંનું એટલે જે ચકલાં ઘરમાં માળા કરે છે, તેઓનું માંસ રક્તપિત્તને હરનાર છે તથા વીર્યને અત્યંત વધારનારું છે. ૩૫

ગુહાશય પશુઓ–તેઓના માંસના ગુણો

सिंहव्याघ्रवृकतरक्ष्वृक्षद्वीपिमार्जारसृगालमृगे-
र्वारुकप्रभृतयो गुहाशयाः ॥
मधुरा गुरवः स्निग्धा बल्या मारुतनाशनाः ।
उष्णवीर्या हिता नित्यं नेत्रगुह्यविकारिणाम् ॥३६॥

સિંહ, વાઘ, વરુ, ઝરખ, રીંછ, દીપડા, જંગલી બિલાડા, શિયાળ તથા મૃગેર્વારુક

(અપ્રસિદ્ધ છે) વગેરે પશુઓ ગુફાઓમાં રહે છે, તેથી ગુહાશય કહેવાય છે.

ગુહાશયોનું માંસ મધુર છે, ભારે છે, સ્નિગ્ધ છે, બળ આપનાર છે, વાયુને નષ્ટ કરનાર છે, ઉષ્ણવીર્ય છે અને નેત્રોના વિકારોવાળાઓને તથા ગુહ્યના વિકારવાળાઓને સર્વદા પથ્ય છે. ૩૬

પ્રસહ પક્ષીઓ-તેઓના માંસના ગુણો

काककङ्ककुररचापभासशशघात्युलूकचिल्लिश्येन-गृध्रप्रभृतयः प्रसहाः ॥
एते सिंहादिभिः सर्वे समाना वायसादयः ।
रसवीर्यविपाकेषु विशेषाच्छोषिणे हिताः ॥३७॥

કાગડા, કંક (જેઓનાં પીછાં બાણુનાં પુંખોમાં વાપરવામાં આવે છે તે), ટિટોડા, ગરંજ, ભાસ (ગરંજની એક જાત), બાજ, ઘુવડ, સમળા, શકરા અને ગીધ વગેરે પક્ષીઓ બળાત્કારથી ઝૂંટીને ખાય છે, માટે પ્રસહ કહેવાય છે.

એ કાગડા વગેરે પ્રસહોનું માંસ રસમાં, વીર્યમાં તથા વિપાકમાં ઉપર કહેલા સિંહાદિકના માંસના જેવા જ ગુણોવાળું છે અને ખાસ કરી ક્ષયરોગવાળાઓને હિતકારી છે. ૩૭

પર્ણમૃગો તથા તેઓના માંસના ગુણો

मद्गुमूषिकवृक्षशायिकावकुशपूतिघासवानर-प्रभृतयः पर्णमृगाः ॥
मधुरा गुरवो वृष्याश्चक्षुष्याः शोषिणे हिताः ।
सृष्टमूत्रपुरीषाश्च कासार्शःश्वासनाशनाः ॥३८॥

મદ્ગુ ઝાડના ઉંદર, ખિસકોલી, ગોલાંગૂલ જાતના વાનર, પૂતિઘાસ (જેઓનાં વૃષણોમાંથી જબાદિયા કસ્તૂરી થાય છે તે બિલાડા) અને વાનર વગેરે પ્રાણીઓ પાંદડાંઓમાં મૃગોની પેઠે ઠેકનારા છે, તેથી પર્ણમૃગો કહેવાય છે.

પર્ણમૃગોનું માંસ મધુર, ભારે, વીર્યને વધારનાર, નેત્રો તથા ક્ષયરોગવાળા માટે હિતકારી, વિષ્ઠાની તથા મૂત્રની પ્રવૃત્તિ કરાવનાર અને ખાંસી, અરશ તથા શ્વાસને મટાડનાર છે. ૩૮

બિલેશય પ્રાણીઓ તથા તેઓના માંસના ગુણો

श्वाविच्छल्यकगोधाशशवृषदंशलोपाकलोमश-कर्णकदलीमृगप्रियकाजगरसर्पमूषिकनकुलमहाब-भ्रुप्रभृतयो बिलेशयाः ॥
वर्चोमूत्रं संहतं कुर्युरेते वीर्ये चोष्णाः पूर्ववत्स्वादुपाकाः । वातं हन्युः श्लेष्मपित्ते च कुर्युः स्निग्धाः कासश्वासकार्श्यापहाश्च ॥
कषायमधुरस्तेषां शशः पित्तकफापहः ।
नातिशीतलवीर्यत्वाद्वातसाधारणो मतः ॥
गोधा विपाके मधुरा कषायकटुका स्मृता ।
वातपित्तप्रशमनी बृंहणी बलवर्द्धनी ॥
शल्यकः स्वादुपित्तघ्नो लघुः शीतो विषापहः ।
प्रियको मारुते पथ्योऽजगरस्त्वर्शसां हितः ॥
दुर्नामानिलदोषघ्नाः कृमिदूषीविषापहाः ।
चक्षुष्या मधुराः पाके सर्पा मेधाग्निवर्द्धनाः ॥
दर्वीकरा दीपकाश्च तेषूक्ताः कटुपाकिनः ।
मधुराश्चातिचक्षुष्याः सृष्टविण्मूत्रमारुताः ॥३९॥

શેઢાઈ, શેળા, ઘો, સસલાં, ગામઠી બિલાડા, લોંકડી, લોમશકર્ણ, કદલીમૃગ, પ્રિયક મૃગ, અજગર, સર્પ, ઉંદર, નોળિયા તથા મોટા નોળિયા વગેરે પ્રાણીઓ દરમાં રહે છે; તેથી બિલેશય કહેવાય છે. (જેઓના ગુજરાતી પર્યાયો મળ્યા નથી, તેઓનાં સંસ્કૃત નામો જ રાખેલાં છે.)

બિલેશયોનું માંસ વિષ્ઠાને તથા મૂત્રને ઘાટાં કરનારું છે, સિંહાદિકના માંસની પેઠે જ ઉષ્ણવીર્યવાળું છે, વિપાકમાં મધુર છે, વાયુને હણનાર છે, કફ તથા પિત્ત વધારનાર છે, સ્નિગ્ધ છે અને ખાંસી, શ્વાસ તથા કૃશતા મટાડનાર છે.

એમાં સસલાનું માંસ તૂરું તથા મધુર છે. તે પિત્ત તથા કફ ટાળનાર છે અને અત્યંત શીતવીર્યવાળું નહિ હોવાથી વાયુને કુપિત પણ કરતું નથી અને શાંત પણ કરતું નથી.

શ્વોનું માંસ વિપાકમાં મધુર છે, તૂરું તથા તીખું છે, વાતને તથા પિત્તને શાંત કરનાર છે, પુષ્ટિ આપનાર છે અને બળને વધારનાર છે.

શેળાનું માંસ મધુર છે, પિત્તને હણનાર છે, હલકું છે, ટાઢું છે અને ઝેર ટાળનારું છે.

પ્રિયક મૃગનું માંસ વાયુના રોગ ઉપર પથ્ય છે.

અજગરનું માંસ અર્શના દરદ ઉપર હિતકારી છે.

સર્પોનું માંસ અર્શને, વાયુ સંબંધી રોગને, કૃમિઓ તથા વાયુ કે તડકા વગેરેથી મંદ થયેલા ઝેરને હણનાર છે. તે નેત્રોને હિતકારી, પાકમાં મધુર અને બુદ્ધિ તથા અગ્નિ વધારનાર છે.

સર્પોમાં દર્વીકર[1] સર્પોનું માંસ અને રેખાઓવાળા સર્પોનું માંસ પાકમાં તીખું છે, મધુર છે, નેત્રોને અત્યંત હિત કરનારું છે અને વિષ્ઠા, મૂત્ર તથા પવનની પ્રવૃત્તિ કરનારું છે. ૩૯

**ગ્રામ્ય પશુઓ-તેઓના માંસના ગુણો**

अश्वाश्वतरखरोष्ट्रबस्तोरभ्रमेदः पुच्छकप्रभृतयो ग्राम्याः ॥

ग्राम्या वातहराः सर्वे बृंहणाः कफपित्तलाः ।
मधुरा रसपाकाभ्यां दीपना बलवर्द्धनाः ॥
नातिशीतो गुरुः स्निग्धो मन्दपित्तकफः स्मृतः ।
छगलस्त्वनभिष्यन्दी तेषां पीनसनाशनः ॥
बृंहणं मांसमौरभ्रं पित्तश्लेष्मावहं गुरु ।
मेदःपुच्छोद्भवं वृष्यमौरभ्रसदृशं गुणैः ॥
श्वासकासप्रतिश्यायविषमज्वरनाशनम् ।
श्रमात्यग्निहितं गव्यं पवित्रमनिलापहम्
औरभ्रवत्सलवणं मांसमेकशफोद्भवम् ॥ ४० ॥

ઘોડા, ખચ્ચર, ગધેડાં, ઊંટ, બકરાં, ઘેટાં અને દુંબાવાળા ઘેટાં વગેરે ગ્રામ્ય (ગામમાં રહેનારાં) પશુઓ કહેવાય છે.

ગ્રામ્ય પશુઓનું માંસ વાયુને હણનારું છે, પુષ્ટિ આપનારું છે, કફ તથા પિત્ત કરે છે, રસમાં તથા પાકમાં મધુર છે, અગ્નિને દીપ્ત કરનારું છે અને બળ વધારનારું છે.

બકરાનું માંસ બહુ ટાઢું નથી, ભારે છે, સ્નિગ્ધ છે, જરાક કફ તથા પિત્ત કરનારું છે, સ્રોતો વગેરેને ભીનાશ કરનાર નથી અને પીનસને હણનાર છે.

ઘેટાનું માંસ પુષ્ટિ આપનાર છે, પિત્ત તથા કફ વધારનાર છે અને ભારે છે.

દુંબાવાળા ઘેટાનું માંસ વીર્ય વધારનારું છે અને બીજા સઘળા ગુણોથી ઉપર કહેલા ઘેટાના માંસ જેવું જ છે.

બળદનું માંસ શ્રમને દૂર કરનાર, જઠરાગ્નિને હિતકારી, પવિત્ર તથા વાયુનો નાશ કરનાર છે; અને શ્વાસ, ખાંસી, પ્રતિશ્યાય તથા વિષમજ્વરને હણનારું છે.

એક ખરીવાળા ઘોડા વગેરે પશુઓનું માંસ ઘેટાના માંસના જેવા જ ગુણોવાળું તથા ખારાશવાળું છે. ૪૦

**જાંગલવર્ગના માંસની વિશેષતા**

अल्पाभिष्यन्द्ययं वर्गो जाङ्गलः समुदाहृतः ।
दूरे जनान्तनिलया दूरे पानीयगोचराः ॥
ये मृगाश्च विहङ्गाश्च तेऽल्पाभिष्यन्दिनो मताः ॥
अतीवासन्ननिलयाः समीपोदकगोचराः ।
ये मृगाश्च विहङ्गाश्च महाभिष्यन्दिनस्तु ते ॥४१॥

આ જે જાંગલ પ્રાણીઓનો માંસવર્ગ કહ્યો તે જરાક અભિષ્યંદી (શરદી કરનાર) છે. તેમાં એમ સમજવાનું છે કે, જે જાંગલ પશુઓ તથા પક્ષીઓ ગામથી તથા જળાશયોથી દૂરના પ્રદેશોમાં રહેનારાં હોય, તેઓનું માંસ થોડીક શરદી કરનારું છે; અને જે જાંગલ પશુઓ તથા પક્ષીઓ ગામ તથા જળાશયોની સમીપમાં રહેતાં

[1] દર્વીકર સર્પોનું લક્ષણ કલ્પસ્થાનના ચોથા અધ્યાયના ૯મા વિષયમાં જોવું.

હોય, તેઓનું માંસ બહુ શરદી કરનારું છે. ૪૧

આનૂપવર્ગના પાંચ પ્રકાર-તેઓનાં નામો

आनूपवर्गस्तु पंचविधः । तद्यथा-कूलचराः प्लवाः कोशस्थाः पादिनो मत्स्याश्चेति ॥४२॥

કૂલચર, પ્લવ, કોશસ્થ, પાદી અને મત્સ્ય; એ રીતે આનૂપવર્ગ પાંચ પ્રકારનો છે. ૪૨

કૂલચરો તથા તેઓના માંસના ગુણો

तत्र गजगवयमहिषरुरुचमरसृमररोहितवराहखड्गिगोकर्णकालपुच्छकौद्रन्यङ्कुरण्यगवयप्रभृतयः कूलचराः पशवः ॥

वातपित्तहरा वृष्या मधुरा रसपाकयोः ।
शीतलाः बलिनः स्निग्धा मूत्रलाः कफवर्द्धनाः ॥
विरूक्षणो लेखनश्च वीर्योष्णः पित्तदूषणः ।
स्वाद्वम्ललवणस्तेषां गजः श्लेष्मानिलापहः ॥
गवयस्य तु मांसं हि स्निग्धं मधुरकासजित् ।
विपाके मधुरं चापि व्यवायस्य तु वर्द्धनम् ॥
स्निग्धोष्णमधुरो वृष्यो महिषस्तर्पणो गुरुः ।
निद्रापुंस्त्वबलस्तन्यवर्द्धनो मांसदार्ढ्यकृत् ॥
रुरोर्मांसं समधुरं कषायानुरसं स्मृतम् ।
वातपित्तोपशमनं गुरु शुक्रप्रवर्द्धनम् ॥
तथा चमरमांसं तु स्निग्धं मधुरकासजित् ।
विपाके मधुरं चापि वातपित्तप्रणाशनम् ॥
सृमरस्य तु मांसं च कषायानुरसं स्मृतम् ।
वातपित्तोपशमनं गुरु शुक्रविवर्द्धनम् ॥
स्वेदनं बृंहणं वृष्यं शीतलं तर्पणं गुरु ।
स्निग्धं श्रमानिलहरं वाराहं बलवर्द्धनम् ॥
कफघ्नं खड्गिपिशितं कषायमनिलापहम् ।
पित्र्यं पवित्रमायुष्यं बद्धमूत्रं विरूक्षणम् ॥
गोकर्णमांसं मधुरं स्निग्धं मृदु कफावहम् ।
विपाके मधुरं चापि रक्तपित्तविनाशनम् ॥४३॥

હાથી, ગવય, પાડા, રુરુ,[1] ચમર (જેનાં પૂછડાંનાં ચામર થાય છે તે), સૃમર (પ્રબળ ગતિવાળો મોટો સૂઅર), રોહિત (રાતા વર્ણવાળો મૃગવિશેષ), સૂઅર, ગેંડા, ગોકર્ણ (ગાયના જેવા કાનવાળો મૃગવિશેષ), કાલપુચ્છક (ચંચળ થતા શ્યામ પૂછડાવાળો મૃગવિશેષ), ઔન્દ્ર (પાણીનો બિલાડો), ન્યંકુ (સાબરની જાત છે) અને જંગલી ગવય વગેરે પશુઓ જળાશયોના કિનારાઓમાં ફરે છે તથા ચરે છે, તેથી કૂલચરો છે.

કૂલચરોનું માંસ વાયુ તથા પિત્ત હરનાર છે, વીર્ય વધારે છે, રસમાં તથા પાકમાં મધુર છે, ટાઢું છે, બળ આપનાર છે, સ્નિગ્ધ છે અને મૂત્ર તથા કફ વધારનાર છે. (કૂલચરોમાં કેટલાકના માંસો ઉષ્ણ પણ છે.)

એમાં હાથીનું માંસ રૂક્ષતા કરનાર, કફ વગેરેને ઉખેડનાર છે, ઉષ્ણવીર્યવાળું છે, પિત્તને પ્રકુપિત કરનાર, મધુર, ખાટો તથા ખારો એ ત્રણ રસોથી યુક્ત અને કફ તથા પવનને ટાળનાર છે.

ગવયનું માંસ સ્નિગ્ધ, મધુર, ખાંસીને ટાળનાર, વિપાકમાં પણ મધુર અને મૈથુન-શક્તિને વધારનાર છે.

પાડાનું માંસ સ્નિગ્ધ, ઉષ્ણવીર્યવાળું, મધુર, વીર્ય વધારનાર, તૃપ્તિ આપનાર, ભારે, નિદ્રા, પુરુષત્વ, બળ તથા ધાવણને વધારનાર છે અને માંસની મજબૂતી કરે છે.

રુરુનું માંસ મધુર છે, પેટામાં તૂરું છે, વાયુ તથા પિત્તને શમાવનાર છે, ભારે છે અને વીર્ય વધારનાર છે.

ચમરનું માંસ સ્નિગ્ધ છે, મધુર છે, ખાંસીને ટાળનાર છે, વિપાકમાં પણ મધુર છે અને વાયુ તથા પિત્તને નષ્ટ કરનાર છે.

સૃમરનું માંસ પેટામાં તૂરા રસવાળું છે, વાયુ તથા પિત્ત શમાવનાર છે, ભારે છે અને વીર્ય વધારનાર છે.

[1] સાબર જેવાં જ ઘણાં વિકટ શિંગડાંવાળો, સામરના જેવા આકારવાળો, ભારે અવાજ કરનારો અને શરદઋતુમાં શિંગડાંનો ત્યાગ કરનારો મૃગ રુરુ કહેવાય છે.

સૂવરનું માંસ પસીનો આપનાર છે, પુષ્ટિ આપનાર છે, વીર્ય વધારનાર છે, ટાઢું છે, તૃપ્તિ આપનાર છે, ભારે છે, સ્નિગ્ધ છે, શ્રમ તથા વાયુને હરનાર છે અને બળ વધારનાર છે.

ગેંડાનું માંસ કફ હણનાર છે, તૂરું છે, વાયુ હણનાર છે, શ્રાદ્ધમાં વાપરવાથી પિતૃઓને પ્રસન્ન કરે એવું છે, પવિત્ર છે, આયુષ્ય વધારનાર છે, મૂત્ર રોપનાર છે અને કાંઈક રૂક્ષ છે.

ગોકર્ણનું માંસ મધુર છે, સ્નિગ્ધ છે, કોમળ છે, કફ વધારનાર છે, વિપાકમાં પણ મધુર છે અને રક્તપિત્તનો વિનાશ કરનાર છે. ૪૩

પ્લવ પક્ષીઓ-તેઓના માંસના ગુણો

हंससारसक्रौञ्चचक्रवाककुररकादम्बकारण्डव-जीवंजीवकबकबलाकापुण्डरीकप्लवशरारीमुखनन्दि-मुखमद्गूदुत्क्रोशकाचाक्षमल्लिकाक्षशुक्लाक्षपुष्कर-शायिकाकोनालकाम्बुकुक्कुटिकामेघरावश्वेतचरण-प्रभृतयः प्लवाः संघातचारिणः ।
रक्तपित्तहराः शीताः स्निग्धा वृष्या मरुज्जितः ।
सृष्टमूत्रपुरीषाश्च मधुरा रसपाकयोः ॥
गुरूष्णमधुरः स्निग्धः स्वरवर्णबलप्रदः ।
बृंहणः शुक्रलस्तेषां हंसो मारुतनाशनः ॥ ४४ ॥

હંસ, સારસ, ક્રૌંચ, ચક્રવાક, ટિટોડો (પ્રસહોમાં પણ ટિટોડાનો પાઠ છે તેથી તેમાં બન્ને જાતના ગુણો છે એમ સમજવું), બતક, કારંડવ (લાંબા પગવાળું કાળું જળચર પક્ષી), જીવંજીવ (મોર જેવાં પીછાંવાળો અને જેના દર્શનથી વિષનો નાશ થાય છે તે), બલાકા (બગલાની એક જાત), પુંડરીક, પ્લવ, શરારી-મુખ, નંદિમુખ, જળનો કાગડો, ઉત્ક્રોશ (ટિટોડાની એક જાત), કાચાક્ષ, મલ્લિકાક્ષ (જેની ચાંચ તથા પગ કાંઈક ધૂમ્રવર્ણવાળાં હોય એવો સફેદ હંસ), શુક્લાક્ષ, પુષ્કરશાયિકા, કોનાલક, જળકૂકડી, બપૈયો (આનો વિષ્કિરોમાં પણ પાઠ છે, તેથી તેમાં બન્ને જાતના ગુણો સમજવા) અને શ્વેતચરણ (મોટા કદવાળી બગલાની જાત) વગેરે પક્ષીઓ પાણીમાં તરે છે, તેથી પ્લવ કહેવાય છે અને તેઓ પોતાના જૂથમાં ફરનારાં છે.

પ્લવોનું માંસ રક્તપિત્ત તથા વાયુ હરનાર છે, સ્નિગ્ધ છે, ટાઢું છે, વીર્યવર્ધક છે, વિષ્ઠાની તથા મૂત્રની પ્રવૃત્તિ કરનાર છે અને રસમાં તથા વિપાકમાં મધુર છે.

એમાં હંસનું માંસ ભારે છે, ઉષ્ણ છે, મધુર છે, સ્નિગ્ધ છે, સ્વર, વર્ણ તથા બળ દેનાર છે, વીર્ય વધારનાર છે અને વાયુને નષ્ટ કરનાર છે. ૪૪

કોશસ્થો, પાદીઓ અને તેઓના માંસના ગુણો

शङ्खशङ्खनखशुक्तिशम्बूकभल्लूकप्रभृतयः कोशस्थाः ।
कूर्मकुम्भीरकर्कटककृष्णकर्कटकशिशुमारप्रभृतयः पादिनः ।
शङ्खकूर्मादयः स्वादुरसपाका मरुन्नुदः ।
शीताः स्निग्धा हिताः पित्ते वर्चस्याः श्लेष्मवर्द्धनाः ॥
कृष्णकर्कटकस्तेषां बल्यः कोष्णोऽनिलापहः ।
शुक्लः संधानकृत्सृष्टविण्मूत्रोऽनिलपित्तहा ॥४५॥

શંખનાં જીવડાં, શંખલાંનાં જીવડાં, છીપનાં જીવડાં, કડાનાં જીવડાં અને ભલ્લૂક (મોટા કડાનાં જીવડાં) વગેરે પ્રાણીઓ સંપુટોમાં રહેનારા છે તેથી કોશસ્થ કહેવાય છે.

કાચબા, કુંભીર, સફેદ કુડચલ, કાળો કુડચલ અને શિશુમારક (દરિયાઈ કૂતરો) વગેરે જળજંતુઓ પગવાળાં છે, તેથી પાદી કહેવાય છે.

કોશસ્થ અને પાદી એ બન્ને જાતનાં જળજંતુઓનાં માંસ રસમાં તથા વિપાકમાં મધુર, વાયુ તોડનારાં, ટાઢાં, સ્નિગ્ધ, પિત્ત ઉપર હિતકારી, વિષ્ઠાને ઠીક કરનારાં અને કફ વધારનારાં છે.

કાળા કુડચલનું માંસ બળ આપનાર જરાક ઉષ્ણવીર્યવાળું અને વાયુને નષ્ટ કરનાર છે.

સફેદ કુડચલનું માંસ ભાંગેલાંને સાંધનાર,

વિષ્ઠાની તથા મૂત્રની પ્રવૃત્તિ કરનાર અને વાયુ તથા પિત્તને હણનાર છે. ૪૫

મત્સ્યોના બે ભેદ

मत्स्यास्तु द्विविधा नादेयाः सामुद्राश्च ॥ ४६ ॥

નાદેય અને સામુદ્ર; એ રીતે મત્સ્યો બે પ્રકારના છે. ૪૬

નાદેય મત્સ્યો અને તેઓના ગુણો

तत्र नादेयाः—

रोहितपाठीनपाटलाराजीववर्मिगोमत्स्यकृष्णमत्स्यवागुञ्जारमुरलसहस्रदंष्ट्रप्रभृतयो नादेयाः ॥

नादेया मधुरा मत्स्या गुरवो मारुतापहाः ।
रक्तपित्तकराश्चोष्णा वृष्याः स्निग्धाल्पवर्चसः ॥
कषायानुरसास्तेषां शष्पशैवालभोजिनः ।
रोहितो मारुतहरो नात्यर्थं पित्तकोपनः ॥
पाठीनः श्लेष्मलो वृष्यो निद्रालुः पिशिताशनः ।
दूषयेदम्लपित्तं तु कुष्ठरोगं करोत्यसौ ॥
मुरलो बृंहणो वृष्यः स्तन्यश्लेष्मकरस्तथा ।
सरस्तडागसम्भूताः स्निग्धाः स्वादुरसाः स्मृताः ।
महाह्रदेषु बलिनः स्वल्पेऽम्भस्यबलाः स्मृताः ॥४७

રોહિત (રોહીડો), પાઠીન (લાંબો, નિર્મળ તથા પાંખો વગરનો), પાટલા, રાજીવ, વર્મી (સર્પ જેવા આકારવાળો), ગોમત્સ્ય, કૃષ્ણમત્સ્ય (ઘણા કાંટાવાળો તથા રાતી આંખવાળો), વાગુંજાર, મુરલ અને સહસ્રદંષ્ટ્ર (ઘણી દાઢોવાળો) વગેરે જાતનાં મત્સ્યો નાદેય કહેવાય છે. (માછીમાર લોકોને પૂછી પૂછીને મત્સ્યો ઓળખી લેવાં.)

નાદેય મત્સ્યો મધુર, ભારે, વાયુને તોડનારાં, રક્તપિત્ત કરનારાં, ઉષ્ણવીર્યવાળાં, વીર્ય વધારનારાં અને વિષ્ઠાને થોડી તથા સ્નિગ્ધ કરે છે.

એમાં જે મત્સ્યો લીલું ખડ તથા શેવાળ ખાય છે, તેઓ કાંઈક તૂરા રસવાળાં છે.

રોહિત વાયુને હરનાર છે અને પિત્તને અત્યંત પ્રકુપિત કરનાર નથી.

માંસનું ભક્ષણ કરનારો પાઠીન કફ કરનાર, વીર્ય વધારનાર, નિદ્રા આપનાર, અમ્લપિત્તને દૂષિત કરનાર અને કોઢ ઉત્પન્ન કરનાર છે.

મુરલ પુષ્ટિ આપનાર છે, વીર્ય વધારનાર છે અને ધાવણ તથા કફ ઉત્પન્ન કરનાર છે.

સ્વાભાવિક તળાવો તથા ખોદેલા તળાવોનાં મત્સ્યો સ્નિગ્ધ છે અને મધુર રસવાળાં છે.

મોટાં જળાશયોનાં મત્સ્યો બળ આપનારાં છે અને નાનાં જળાશયોનાં મત્સ્યો બળ આપનારાં નથી. ૪૭

સામુદ્ર મત્સ્યો અને તેઓના ગુણદોષ

तिमितिमिङ्गिलकुलिशपाकमत्स्यनिरालकनन्दिवारलकमकरगर्गरकचन्द्रकमहामीनराजीवप्रभृतयः सामुद्राः ॥

सामुद्रा गुरवः स्निग्धा मधुरा नातिपित्तलाः ।
उष्णा वातहरा वृष्या वर्चस्याः श्लेष्मवर्द्धनाः ।
बलावहा विशेषेण मांसाशित्वात्समुद्रजाः ॥४८॥

તિમિ (અતિ મોટા મત્સ્ય), તિમિંગિલ (તેથી પણ અત્યંત મોટા મત્સ્ય), કુલિશ, પાકમત્સ્ય, નિરાલક, નંદિવારલક, મકર, ગર્ગરક, ચંદ્રક (પડખામાં કાંટાવાળો ગોળ મત્સ્ય), મહામીન અને રાજીવ વગેરે જાતનાં મત્સ્યો સામુદ્ર કહેવાય છે.

સામુદ્ર મત્સ્યો ભારે છે, સ્નિગ્ધ છે, મધુર છે, જરાક પિત્ત કરનારાં છે, ઉષ્ણવીર્યવાળાં છે, વાયુ હરનારાં છે, વીર્ય વધારનાર છે, વિષ્ઠાને ઠીક કરનારાં છે અને કફ વધારનાર છે. તેઓ માંસભક્ષક હોવાથી ખાસ કરી બળ આપનારાં છે. ૪૮

બાંધ્યા વગરના તથા બાંધેલા કૂવાનાં અને વાવનાં મત્સ્યોના ગુણો

तेषामप्यनिलघ्नत्वाच्चौण्ट्यकौप्यौ गुणोत्तरौ ।
स्निग्धत्वात्स्वादुपाकत्वात्तयोर्वाप्या गुणोत्तराः ॥

નાદેય મત્સ્યોમાં બાંધ્યા વગરના અને

બાંધેલા કૂવાનાં મત્સ્યો ઉત્તમ ગુણોવાળાં છે; એથી પણ વાવનાં મત્સ્યો સ્નિગ્ધ તથા મધુર પાકવાળાં હોવાથી વિશેષ ગુણોવાળાં છે. ૪૯

નદી વગેરેનાં મત્સ્યોના હલકા અને ભારે અવયવો

नादेया गुरवो मध्ये यस्मात्पुच्छास्यचारिणः ।
सरस्तडागजानां तु विशेषेण शिरो लघु ॥
अदूरगोचरा यस्मात्तस्मादुत्सोदपानजाः ।
किंचिन्मुक्त्वा शिरोदेशमत्यर्थं गुरवस्तु ते ।
अधस्ताद्गुरवो ज्ञेया मत्स्याः सरसिजाः स्मृताः ॥
उरोविचरणात्तेषां पूर्वमङ्गं लघु स्मृतम् ।
इत्यानूपो महाभिष्यन्दिमांसवर्गो व्याख्यातः ॥५०॥

નદીનાં મત્સ્યો પૂંછડાથી તથા મોઢાથી ગતિ કરનારાં છે, માટે તેઓ મધ્યભાગમાં ભારે હોય છે. સ્વાભાવિક તળાવોનાં તથા ખોદીને કરેલાં તળાવોનાં મત્સ્યોનાં માથાં વિશેષે કરી હલકાં હોય છે. પર્વતોનાં ઝરણાંનાં મત્સ્યો બહુ જ થોડો વ્યાયામ કરનાર હોય છે, તેથી કાંઈક માથાના ભાગ વિના તેઓના બાકીના સઘળા અવયવો અત્યંત ભારે હોય છે. મોટાં તળાવોનાં મત્સ્યોના નીચેના અવયવો ભારે હોય છે. એ મત્સ્યો છાતીથી ગતિ કરે છે, માટે તેઓના છાતીથી ઉપરના અવયવો હલકા ગણવામાં આવે છે.

આ પ્રમાણે આનૂપ માંસવર્ગ કે જે ભારે અભિષ્યંદી (સ્રોતો વગેરેને ક્લેદયુક્ત કરનાર–શરદી કરનાર) છે; તેઓનું વ્યાખ્યાન કર્યું. ૫૦

કેવા માંસો છોડી દેવા ?

तत्र शुष्कपूतिव्याधितविषमर्पहतदिग्धविद्धजीर्णकृशबालानामसात्म्यचारिणां च मांसान्यभक्ष्याणि, यस्माद्विगतव्यापन्नापहतपरिगताल्पासंपूर्णवीर्यत्वाद्दोषकराणि भवन्ति ॥

अरोचकं प्रतिश्यायं गुरु शुष्कं प्रकीर्तितम् ।
विषव्याधिहतं मृत्युं बाल छर्दिं च कोपयेत् ॥
कासश्वासकरं वृद्धं त्रिदोषं व्याधिदूषितम् ।
क्लिन्नमुत्क्लेशजननं कृशं वातप्रकोपणम् ।
एभ्योऽन्येषामुपादेयं मांसमिति ॥५१॥

સુકાયેલું, દુર્ગંધવાળું (સડેલું), રોગવાળા પ્રાણીનું, ઝેરથી મરેલા પ્રાણીનું, સર્પથી મરેલાનું, ઝેરથી ખરડેલાં શસ્ત્રાદિકથી વીંધાયેલા પ્રાણીનું, વૃદ્ધ પ્રાણીનું, દુર્બળ પ્રાણીનું, બાળક પ્રાણીનું અને અસાત્મ્ય આહાર કરનારા પ્રાણીના માંસનું ભક્ષણ કરવું નહીં; કારણ કે એ માંસો નિર્વીર્ય, બગડેલા વીર્યવાળાં, હણાયેલા વીર્યવાળાં, જૂના થયેલા વીર્યવાળાં, અલ્પવીર્યવાળાં અને અસંપૂર્ણ વીર્યવાળાં હોવાથી દોષો કરનારાં છે.

સુકાયેલું માંસ અરુચિ કરનાર છે, પ્રતિશ્યાય નામનો રોગ ઉત્પન્ન કરે છે અને ભારે છે. રોગી પ્રાણીનું માંસ તથા વિષથી મરેલા પ્રાણીનું માંસ મરણ આપે છે. બાળક પ્રાણીનું માંસ ઊલટી કરાવે છે. વૃદ્ધ પ્રાણીનું માંસ ખાંસી તથા શ્વાસ ઉત્પન્ન કરે છે. વ્યાધિથી મરણ પામેલા પ્રાણીનું માંસ ત્રણે દોષો ઉત્પન્ન કરે છે. સડેલું માંસ ઉત્ક્લેશ કરે છે (ઉછાળા આણે છે) અને દૂબળા પ્રાણીનું માંસ વાયુને પ્રકુપિત કરે છે. જે માંસ ઉપર કહેલા દોષોથી રહિત હોય તે ગ્રહણ કરવું. ૫૧

જાતિ તથા શરીરના નાના-મોટા કદ ઉપરથી માંસની ઉત્તમતા

स्त्रियश्चतुष्पादेषु पुमांसो विहङ्गेषु महाशरीरेष्वल्पशरीरा अल्पशरीरेषु महाशरीराः प्रधानतमाः, एवमेकजातीयानां महाशरीरेभ्यः कृशशरीराः प्रधानतमाः ॥५२॥

પશુઓમાં સ્ત્રીજાતિનું, પક્ષીઓમાં પુરુષજાતિનું, મોટા શરીરવાળાં પ્રાણીઓમાં નાનાં શરીરવાળાં પ્રાણીઓનું, નાનાં શરીરવાળાં પ્રાણીઓમાં મોટા શરીરવાળાં પ્રાણીઓનું અને એક જાતનાં પ્રાણીઓમાં મોટાં શરીરવાળાં કરતાં

કૃશ શરીરવાળાંનું માંસ શ્રેષ્ઠ છે. ૫૨

શરીરોના પ્રદેશોને લીધે માંસનું ભારે તથા હલકાપણું

स्थानादिकृतं मांसस्य गुरुलाघवमुपदेक्ष्यामः। तद्यथा रक्तादिषु शुक्रान्तेषु धातुषूत्तरोत्तरास्तु गुरुतरास्तथा सक्थिस्कन्धक्रोडशिरःपादकरकटीपृष्ठचर्मकालेयकयकृदन्त्राणि ॥
शिरः स्कन्धं कटी पृष्ठं सक्थिनी चात्मपक्षयोः।
गुरुपूर्वं विजानीयाद्धातवस्तु यथोत्तरम् ॥
सर्वस्य प्राणिनो देहे मध्यो गुरुरुदाहृतः।
पूर्वभागो गुरुः पुंसामधोभागस्तु योषिताम् ॥
उरोग्रीवं विहङ्गानां विशेषेण गुरु स्मृतम्।
पक्षोत्क्षेपात्समो दिष्टो मध्यभागस्तु पक्षिणाम् ॥५३

હવે સ્થાન વગેરેને લીધે માંસમાં ભારે તથા હલકાપણાનો ઉપદેશ કરીએ છીએ. જેમ રુધિરથી માંડીને વીર્ય સુધીની ધાતુઓમાં ઉત્તરોત્તર ધાતુઓ વધારે ભારે છે, તેમ સાથળ, ખભા, હૃદય, માથું, પગ, હાથ, કમર, પીઠ, ચામડી, કાલેયક (બુક્કા–કાળજું), જમણા પડખાની ગાંઠ અને આંતરડાં ઉત્તરોત્તર ભારે છે.

ખભા કરતાં માથું, પીઠ કરતાં કમર અને સાથળના ઉત્તર ભાગ કરતાં પૂર્વ ભાગ ભારે છે. રુધિરથી માંડીને વીર્ય સુધીની ધાતુઓ શરીરના ઉત્તરોત્તર ભાગોમાં ઉત્તરોત્તર ભારે છે. સર્વ પ્રાણીઓનાં શરીરોનો મધ્ય ભાગ ભારે છે. પુરુષોનાં શરીરોનો ઉપરનો ભાગ અને સ્ત્રીઓનાં શરીરોનો નીચેનો ભાગ ભારે હોય છે. પક્ષીઓનાં છાતી તથા કંઠ વધારે ભારે હોય છે અને પાંખો ફફડાવવાને લીધે મધ્ય ભાગ સમ હોય છે. ૫૩

આહાર ઉપરથી માંસમાં વિશેષતા

अतीव रूक्षं मांसं तु विहङ्गानां फलाशिनाम्।
बृंहणं मांसमत्यर्थं खगानां पिशिताशिनाम् ॥
मत्स्याशिनां पित्तकरं वातघ्नं धान्यचारिणाम् ॥५४॥

ફળ ખાનારાં પક્ષીઓનું માંસ અત્યંત રૂક્ષ, માંસ ખાનારાં પક્ષીઓનું માંસ અત્યંત પુષ્ટિકારક, મત્સ્ય ખાનારાં પક્ષીઓનું માંસ પિત્ત કરનાર અને ધાન્ય ખાનારાં પક્ષીઓનું માંસ વાયુને હણનાર હોય છે. ૫૪

ઉપર કહેલા વર્ગોનાં માંસોમાં ઉત્તરોત્તર હલકાપણું

जलजानूपजा ग्राम्याः क्रव्यादैकशफास्तथा।
प्रसहा बिलवासाश्च ये च जङ्घालसंज्ञिताः ॥
प्रतुदा विष्किराश्चैव लघवः स्युर्यथोत्तरम्।
अल्पाभिष्यन्दिनश्चैव यथापूर्वमतोऽन्यथा ॥५५॥

જળચર, આનૂપ, ગ્રામ્ય, માંસભક્ષક, એક ખરીવાળાં, પ્રસહ, બિલેશય, જંઘાલ, પ્રતુદ અને વિષ્કિરમાં ઉત્તરોત્તરનાં માંસો પૂર્વ પૂર્વનાં માંસો કરતાં હલકાં છે અને થોડાં અભિષ્યંદી (શરદી કરનારાં) છે. ઉત્તરોત્તર વર્ગનાં માંસો કરતાં પૂર્વ પૂર્વ વર્ગનાં માંસો ભારે છે તથા વધારે અભિષ્યંદી છે.

એક જાતિનાં પશુપક્ષીઓ વગેરેમાં કદાવરનું માંસ સારું નથી

प्रमाणाधिकास्तु स्वजातौ चाल्पसारा गुरवश्च ॥५६

એક જાતિનાં પશુપક્ષીઓ વગેરેમાં, જેઓ મોટાં કદવાળાં હોય, તેઓનું માંસ અલ્પ સારવાળું છે અને ભારે છે. ૫૬

શરીરના કયા પ્રદેશનું માંસ અતિ ઉત્તમ છે?

सर्वप्राणिनां सर्वशरीरेभ्यो ये प्रधानतमा भवन्ति यकृत्प्रदेशवर्तिनस्तानाददीत। प्रधानलाभाभावे मध्यमवयस्कं सद्यस्कमक्लिष्टमुपादेयं मांसमिति।

સર્વ પ્રાણીઓનાં સર્વ શરીરોમાં જમણા પડખાની ગાંઠના પ્રદેશમાં રહેનારી જે લાંબી લાંબી માંસની વાટો હોય છે, તેઓ અતિશ્રેષ્ઠ છે; માટે તેને ગ્રહણ કરવી. આ જે મુખ્ય સ્થાનનું માંસ કહ્યું છે, તે જો ન મળે, તો તાજું અને અનુકૂળ તથા નિર્દોષ માંસ હોય તે લેવું.[1] ૫૭

[1] માસ એટલે પ્રોટીન એટલું જ જ્ઞાન પૂરતું નથી; પરંતુ કયા માંસો અને માંસનો કયો ભાગ કેવી

માંસવર્ગનો સંક્ષિપ્ત સાર

भवति चात्र ॥

चरः शरीरावयवाः स्वभावो धातवः क्रियाः ।
लिङ्गं प्रमाणं संस्कारो मात्रा चास्मिन्परीक्षिता ॥५८

આ સ્થળના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'પ્રાણીઓનો આહાર, શરીરના અવયવો, વિહાર આદિ સ્વભાવ, એક અવયવના પણ પૂર્વોત્તર ભાગો, ચલન આદિ ક્રિયાઓ, સ્ત્રીપુરુષરૂપ જાતિ, શરીરનાં કદ, રાંધવા વગેરેનો સંસ્કાર અને માત્રા વગેરે વિષયોની તપાસ કરીને માંસનું હલકાપણું, ભારેપણું તથા સ્નિગ્ધ–રૂક્ષતા વગેરેનો નિર્ણય કરવો. ૫૮

इति मांसवर्गः ।

अथ फलवर्गः

દાડમ વગેરે ફળો–તેઓના સામાન્ય ગુણો

अत ऊर्ध्वं फलवर्गानुपदेक्ष्यामः । तद्यथा-दाडिमामलकबदरकोलकर्कन्धुसौवीरसिञ्चितिकाफलकपित्थमातुलुङ्गाम्राम्रातककरमर्दप्रियाललकुचभव्यपारावतवेत्रफलप्राचीनामलकतिन्तिडीकनीपकोशाम्राम्लिकानारङ्गजम्बीरप्रभृतीनि ॥

अम्लानि रसतः पाके गुरूण्युष्णानि वीर्यतः ।
पित्तलान्यनिलघ्नानि कफोत्क्लेशकराणि च ॥५९॥

હવે ફળના વર્ગો કહીએ છીએ. દાડમ, આમળાં, બોર, નાનાં બોર, ચણીબોર, ખારેક જેવાં લાંબાં બોર, મૂઠી જેવાં મોટાં મીઠાં બોર, કોઠ, બિજોરાં, આંબા, અંબાડાં, કરમદાં, ચારોળી, લકુચ (નાનાં ફણસ), ઓટનાં ફળ, અનનાસ, નેતરનાં ફળ, પાણીઆમળાં, કોકમ, કદંબનાં ફળ, પહાડી આંબાનાં ફળ, આંબલીનાં ફળ, નારંગી અને ખાટાં લીંબુ વગેરેના સામાન્ય ગુણો નીચે પ્રમાણે છે.

ઉપર કહેલાં ફળો ખાટા રસવાળાં, પાકમાં ભારે, ઉષ્ણ વીર્યવાળાં, પિત્ત ઉત્પન્ન કરનારાં, વાયુને હણનારાં અને કફનો ઉત્ક્લેશ કરનારાં છે.

દાડમના વિશેષ ગુણદોષ

कषायानुरसं तेषां दाडिमं नातिपित्तलम् ।
दीपनीयं रुचिकरं हृद्यं वर्चोविबन्धनम् ॥
द्विविधं तत्तु विज्ञेयं मधुरं चाम्लमेव च ।
त्रिदोषघ्नं च मधुरमम्लं वातकफापहम् ॥ ६० ॥

એમાં દાડમ પેટામાં તૂરા રસવાળું છે, જરાક પિત્ત કરનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, રુચિ ઉપજાવનાર છે, હૃદયને પ્રિય લાગે એવું છે અને વિષ્ઠાને રોકનાર છે. દાડમ મીઠું અને ખાટું એમ બે પ્રકારનું થાય છે. તેમાં મીઠું દાડમ ત્રણે દોષોને હણનાર છે અને ખાટું દાડમ વાયુને તથા કફને હણનાર છે. ૬૦

આમળાંના વિશેષ ગુણો

अम्लं समधुरं तिक्तं कषायं कटुकं सरम् ।
चक्षुष्यं सर्वदोषघ्नं वृष्यमामलकीफलम् ॥
हन्ति वातं तदम्लत्वात्पित्तं माधुर्यशैत्यतः ।
कफं रूक्षकषायत्वात्फलेभ्योऽभ्यधिकं च तत् ॥६१

આમળાં ખાટાં, મધુર રસવાળાં, કડવાં, તૂરાં, તીખાં, દસ્તને સારનારાં, નેત્રોને હિતકારી, સર્વ દોષોને હણનારાં અને વીર્ય વધારનારાં છે. તે ખાટાં હોવાથી વાયુને, મધુર તથા શીત હોવાથી પિત્તને અને રૂક્ષ તથા તૂરાં હોવાથી વાયુને પણ હણે છે; માટે સઘળાં ફળોમાં આમળાં શ્રેષ્ઠ છે. ૬૧

બોરના વિશેષ ગુણો

कर्कन्धुकोलबदरमामं पित्तकफावहम् ।
पक्वं पित्तानिलहरं स्निग्धं समधुरं सरम् ॥
पुरातनं तृट्छमघ्नं श्रमघ्नं दीपनं लघु ।
सौवीरं बदरं स्निग्धं मधुरं वातपित्तजित् ॥ ६२ ॥

ચણીબોર, નાનાં બોર અને સામાન્ય બોર કાચાં હોય, તો પિત્ત તથા કફને ઉત્પન્ન કરે છે, પાકાં હોય તો પિત્ત તથા વાયુને હરે છે. સ્નિગ્ધ,

અસર ઉપજાવે છે તે જ્ઞાન આયુર્વેદની જેમ પશ્ચિમના વિદ્વાનોમાં હજી વિચારાયું નથી. પ્ર.

મધુર રસવાળાં અને દસ્તને સારનાર છે. સુકાયેલાં જૂનાં બોર તૃષાને શાંત કરનારાં, શ્રમને હણનારાં, અગ્નિને દીપ્ત કરનારાં અને હલકાં છે.

ખારેક જેવાં લાંબાં મીઠાં બોર સ્નિગ્ધ છે, મધુર છે અને વાયુને તથા પિત્તને જીતનારાં છે. ૬૨

સેવફળ( મૂઠી જેવાં મોટાં મીઠાં બોર )ના વિશેષ ગુણો

कषायं स्वादु संग्राहि शीतं सिञ्चितिकाफलम् ।

સેવફળ તૂરું છે, મધુર છે, દસ્તને સૂકવનાર છે અને શીતવીર્યવાળું છે. ૬૩

કોઠાના વિશેષ ગુણો

आमं कपित्थमस्वर्यं कफघ्नं ग्राहि वातलम् ।
कफानिलहरं पक्वं मधुराम्लरसं गुरु ॥ ६४ ॥

કાચું કોઠું સ્વરને બગાડનાર, કફને હણનાર, દસ્તને સુકાવનાર તથા વાયુ ઉત્પન્ન કરનાર છે; અને પાકું કોઠું કફ તથા વાયુને હરનાર, મધુર ખાટા રસવાળું તથા ભારે છે. ૬૪

બિજોરાંના વિશેષ ગુણો

श्वासकासारुचिहरं तृष्णाघ्नं कण्ठशोधनम् ।
लघ्वम्लं दीपनं हृद्यं मातुलुङ्गमुदाहृतम् ॥
त्वक्तिक्ता दुर्जरा तस्य वातक्रिमिकफापहा ।
स्वादु शीतं गुरु स्निग्धं मांसं मारुतपित्तजित् ॥
मेध्यं शूलानिलच्छर्दिकफारोचकनाशनम् ।
दीपनं लघु संग्राहि गुल्मार्शोघ्नं तु केसरम् ॥
शूलाजीर्णविबन्धेषु मन्दाग्नौ कफमारुते ।
अरुचौ च विशेषेण रसस्तस्योपदिश्यते ॥
पित्तानिलकरं बालं पित्तलं बद्धकेसरम् ।
हृद्यं वर्णकरं रुच्यं रक्तमांसबलप्रदम् ॥ ६५ ॥

બિજોરું કંઠને સ્વચ્છ કરનાર, હલકું, ખાટું, અગ્નિને દીપ્ત કરનાર, પ્રિય લાગે એવું અને શ્વાસ, ખાંસી, અરુચિ તથા તરસને હરનાર છે. બિજોરાંની છાલ કડવી, માંડ પચે એવી અને વાયુ, કૃમિ તથા કફને હણનારી છે. બિજોરાંનો ગર્ભ મધુર છે, ટાઢો છે, ભારે છે, સ્નિગ્ધ છે અને વાયુ તથા પિત્તને ટાળનાર છે. બિજોરાંના તંતુઓ બુદ્ધિ વધારનાર, અગ્નિને દીપ્ત કરનાર, હલકા, દસ્તનું શોષણ કરનાર અને શૂળ, વાયુ, ઊલટી, કફ, ગુલ્મ, અર્શ તથા અરોચકને નષ્ટ કરનાર છે. શૂળ, અજીર્ણ, મલબંધ, અગ્નિની મંદતા, કફ સહિત વાયુ અને અરુચિ એટલાં દરદોમાં બિજોરાંનો રસ વિશેષ ઉપયોગી છે. નાનું બિજોરું પિત્ત તથા વાયુ કરનારું છે. બંધાઈ ગયેલા તંતુઓવાળું બિજોરું પિત્ત ઉત્પન્ન કરનાર, પ્રિય લાગે એવું, વર્ણને સારો કરનાર, રુચિ ઉપજાવનાર અને રુધિર, માંસ તથા બળ આપનાર છે. ૬૫

આંબાના ફળના વિશેષ ગુણો

कषायानुरसं स्वादु वातघ्नं बृंहणं गुरु ।
पित्ताविरोधि संपक्वमाम्रं शुक्रविवर्द्धनम् ॥ ६६ ॥

બરાબર પાકેલું આંબાનું ફળ મધુર છે, પેટામાં તૂરા રસવાળું છે, વાયુને હણનાર છે, પુષ્ટિ આપનાર છે, ભારે છે, પિત્તને જરાક શાંત કરનાર છે અને વીર્ય વધારનાર છે. ૬૬

અંબાડાના વિશેષ ગુણો

बृंहणं मधुरं बल्यं गुरु विष्टभ्य जीर्यति ।
आम्रातकफलं वृष्यं सस्नेहं श्लेष्मवर्द्धनम् ॥ ६७ ॥

અંબાડાનું ફળ પુષ્ટિ આપનાર, મધુર રસવાળું, બળ વધારનાર છે, ભારે, ઘણી વાર સુધી પેટમાં પીડા કરીને પછી પચે તેવું વીર્ય તથા કફ વધારનાર અને સ્નિગ્ધ છે. ૬૭

નાના ફણસના વિશેષ ગુણો

त्रिदोषविष्टम्भकरं लकुचं शुक्रनाशनम् ॥ ६८ ॥

નાનું (જંગલી) ફણસ ત્રણે દોષો તથા મળની કબજિયાત કરનાર અને વીર્યનો નાશ કરનાર છે. ૬૮

કરમદાંના વિશેષ ગુણો

अम्लं तृष्णापहं रुच्यं पित्तकृत्करमर्दकम् ॥ ६९ ॥

કરમદાં ખાટાં, તરસને મટાડનાર, રુચિ

ઉપજાવનાર છે અને પિત્ત કરનાર છે. ૬૯

### ચારોળીના વિશેષ ગુણો

वातपित्तहरं वृष्यं प्रियालं गुरु शीतलम् ॥७०॥

ચારોળી વાયુ તથા પિત્ત હરનાર છે, વીર્ય વધારનાર છે, ભારે છે અને ઠંડી છે. ૭૦

### ઓટના ફળના વિશેષ ગુણો

हृद्यं स्वादु कषायाम्लं भव्यमास्यविशोधनम् ।
पित्तश्लेष्महरं ग्राहि गुरु विष्टम्भि शीतलम् ॥७१॥

ઓટનું ફળ પ્રિય લાગે એવું છે, મધુર છે, તૂરું તથા ખાટું છે, મુખને સ્વચ્છ કરનાર છે, પિત્ત તથા કફ હરનાર છે, દસ્તને સૂકવનાર છે, ભારે છે, પેટમાં ગડગડાટ કરનાર છે અને ટાઢું છે.

### અનનાસના વિશેષ ગુણો

पारावतं समधुरं रुच्यमत्यग्निवातनुत् ॥७२॥

અનનાસ મધુર છે, રુચિ કરનાર છે અને અગ્નિ તથા વાયુને અત્યંત ટાળનાર છે. ૭૨

### કદંબનાં ફળ તથા પાણીઆમળાંના વિશેષ ગુણો

गरदोपहरं नीपं प्राचीनामलकं तथा ॥७३॥

કદંબનાં ફળ ઝેરના દોષને હરે છે અને પાણીઆમળાં પણ તેવા જ ગુણોવાળાં છે. ૭૩

### કોકમ, પહાડી આંબાનાં ફળ તથા આંબલીનાં ફળના વિશેષ ગુણો

वातापहं तिन्तिडीकमामं पित्तबलासकृत् ।
ग्राह्युष्णं दीपनं रुच्यं संपक्कं कफवातनुत् ॥
तस्मादल्पान्तरगुणं कोशाम्रफलमुच्यते ।
अम्लिकायाः फलं पक्वं तद्वद्भेदि तु केवलम् ॥७४॥

કાચું કોકમ વાયુને હણનાર અને પિત્ત તથા કફ કરનાર છે. પાકું કોકમ દસ્તને સૂકવનાર, ઉષ્ણ, અગ્નિને દીપ્ત કરનાર અને કફ તથા વાયુ ટાળનાર છે. પહાડી આંબાનાં ફળ કોકમ કરતાં થોડા જ ઓછા ગુણોવાળાં છે. આંબલીનું પાકું ફળ પણ એવું જ છે, પરંતુ મળને પાડનાર છે. ૭૪

### નારંગીના વિશેષ ગુણો

अम्लं समधुरं हृद्यं विशदं भक्तरोचनम् ।
वातघ्नं दुर्जरं प्रोक्तं नारङ्गस्य फलं गुरु ॥७५॥

નારંગીનું ફળ ખાટું છે, મધુર છે, પ્રિય લાગે એવું છે, ચીકાશવાળું નથી, અન્ન ઉપર રુચિ કરાવનાર છે, વાયુને હણનાર છે, માંડ પચે એવું છે અને ભારે છે.[1] ૭૫

### ખાટા લીંબુના વિશેષ ગુણો

तृष्णाशूलकफोत्क्लेशच्छर्दिश्वासनिवारणम् ।
वातश्लेष्मविबन्धघ्नं जम्बीरं गुरु पित्तकृत् ॥७६॥

ખાટું લીંબુ વાયુ, કફ તથા મળબંધને તોડનાર, ભારે, પિત્ત કરનાર અને તરશ, શૂળ, કફનો વધારો, ઊલટી તથા શ્વાસને મટાડનાર છે.

### દોડિંગા લીંબુના ગુણો

ऐरावतं दन्तशठमम्लं शोणितपित्तकृत् ॥७७॥

દોડિંગું લીંબુ ખાટું છે અને રુધિર તથા પિત્ત વધારનાર છે. ૭૭

### ક્ષીરવૃક્ષાદિકનાં ફળો અને તેમના સામાન્ય ગુણો

क्षीरवृक्षफलजाम्बवराजादनतोदनशीतफलति-
न्दुकबकुलधन्वनाश्मन्तकाश्वकर्णफल्गुपरूपकगाङ्गे-
रुकीपुष्करवर्तिबिल्वबिम्बीप्रभृतीनि ॥
फलान्येतानि शीतानि कफपित्तहराणि च ।
संग्राहकाणि रूक्षाणि कषायमधुराणि च ॥७८॥

વડ, ઉમરો, પીપળો તથા પીપર ઇત્યાદિ ક્ષીરવૃક્ષોનાં ફળો, જાંબુ, રાણ, બખાઈ આંબલીનાં ફળ, શીતફળ (રાવણ આંબલી અથવા કાશ્મીરી આંબલી), ટીંબરુ, બોલસરીનાં ફળ, ધાવડાનાં ફળ, આસોંદરાનાં ફળ, અશ્વકર્ણ (રાળના ઝાડનાં

[1] તેમાં ફળશર્કરા છે તેથી બળપ્રદ છે, તે વાત અહીં પણ કબૂલ કરેલ છે; પરંતુ તે કેટલા પ્રમાણમાં ગ્રહણીમાંથી લીવરમાં જઈ સર્વાંગમાં પહોંચી શકે તેમ છે, તેનું ધ્યાન અન્ય વિજ્ઞાનોમાં ખેંચાયું નથી. ભારે-દુર્જર હોવાથી માંદાને અગ્નિ જ ન હોય તો ફળ-શર્કરાની શી કિંમત? આ વિચારે માંદા માટે નારંગી ન જ યોજવી જોઈએ. પ્ર.

ફળ), અંજીર, ધ્રામઠાં, ગંગેટીનાં ફળ, પુષ્કરવર્તિ (અપ્રસિદ્ધ), બીલાં અને ધોલાં વગેરે ફળોના સામાન્ય ગુણો નીચે પ્રમાણે છે.

એ સઘળાં ફળો ટાઢાં છે, કફ તથા પિત્તને હરનારાં છે, દ્રવને સૂકવનારાં છે, રૂક્ષ છે અને તૂરાં તથા મધુર છે. ૭૮

ક્ષીરવૃક્ષોનાં ફળોના વિશેષ ગુણો

क्षीरवृक्षफलं तेषां गुरु विष्टम्भि शीतलम् ।
कषायं मधुरं साम्लं नातिमारुतकोपनम् ॥७९॥

ક્ષીરવૃક્ષોનાં ફળો ભારે છે, પેટમાં ગડગડાટ કરનારાં છે, ટાઢાં છે, તૂરાં છે, મધુર છે, ખટાશવાળાં છે અને વાયુને જરાક પ્રકુપિત કરનારાં છે.

જાંબુના ફળના વિશેષ ગુણો

अत्यर्थं वातलं ग्राहि जाम्बवं कफपित्तजित् ॥८०॥

જાંબુનું ફળ અત્યંત વાયુ કરનાર છે, દસ્તને સૂકવનાર છે અને કફ તથા પિત્તને જીતનાર છે.

રાણના ફળના વિશેષ ગુણો

स्निग्धं स्वादु कषायं च राजादनफलं गुरु ॥८१॥

રાણનું ફળ સ્નિગ્ધ છે, મધુર, છે, તૂરું છે અને ભારે છે. ૮૧

બખાઈ આંબલીના ફળના ગુણો

कषायं मधुरं रूक्षं तोदनं कफवातजित् ।
अम्लोष्णं लघु संग्राहि स्निग्धं पित्ताग्निवर्द्धनम् ॥

બખાઈ આંબલીનું ફળ તૂરું છે, મધુર છે, રૂક્ષ છે, કફ તથા વાયુને જીતનાર છે, ખાટું છે, ઉષ્ણ છે, હલકું છે, દસ્તને સૂકવનાર છે, સ્નિગ્ધ છે અને પિત્ત તથા અગ્નિને વધારનાર છે. ૮૨

ટીંબરુના ફળના વિશેષ ગુણો

आमं कषायं संग्राहि तिन्दुकं वातकोपनम् ।
विपाके गुरु संपक्वं मधुरं कफपित्तजित् ॥८३॥

ટીંબરુનું કાચું ફળ તૂરું છે, દસ્તને સૂકવનાર છે અને વાયુને પ્રકુપિત કરનાર છે. ટીંબરુનું પાકું ફળ વિપાકમાં ભારે છે, મધુર છે અને કફ તથા પિત્તને જીતનાર છે. ૮૩

બોલસરીના ફળના વિશેષ ગુણો

मधुरं च कषायं च स्निग्धं संग्राहि बाकुलम् ।
स्थिरीकरं च दन्तानां विशदं फलमुच्यते ॥८४॥

બોલસરીનું ફળ મધુર છે, તૂરું છે, સ્નિગ્ધ છે, દાંતને મજબૂત કરનાર છે, દસ્તને સૂકવનાર છે અને ચીકણું નથી. ૮૪

ધાવડા, ગંગેટી અને આસોંદરાના ફળના વિશેષ ગુણો

कषायं च हिमं स्वादु धान्वनं कफवातजित् ।
तद्वद्गाङ्गेरुकं विद्यादश्मन्तकफलानि च ॥८५॥

ધાવડાનાં, ગંગેટીનાં અને આસોંદરાનાં ફળ તૂરાં, ટાઢાં અને કફ તથા વાયુને મટાડનારાં છે.

અંજીરના વિશેષ ગુણો

विष्टम्भि मधुरं स्निग्धं फल्गुजं तर्पणं गुरु ॥८६॥

અંજીર પેટમાં ગડગડાટ કરનારું છે, મધુર છે, સ્નિગ્ધ છે, તૃપ્તિ આપનાર છે અને ભારે છે.

ધ્રામણના વિશેષ ગુણો

अत्यम्लमीषन्मधुरं कषायानुरसं लघु ।
वातघ्नं पित्तजननमामं विद्यात्परूपकम् ॥
तदेव पक्वं मधुरं वातपित्तनिबर्हणम् ।
विपाके मधुरं शीतं रक्तपित्तप्रसादनम् ॥८७॥

કાચું ધ્રામણું અત્યંત ખાટું છે, જરાક મધુર છે, પેટામાં તૂરા રસવાળું છે, હલકું છે, વાયુને હણનાર છે અને પિત્તને ઉત્પન્ન કરનાર છે. પાકું ધ્રામણું મધુર છે, વાયુ તથા પિત્તને ટાળનાર છે, વિપાકમાં મધુર છે, ટાઢું છે અને રુધિર તથા પિત્તને સ્વચ્છ કરનાર છે. ૮૭

પુષ્કરવર્તિના વિશેષ ગુણો

पौष्करं स्वादु विष्टम्भि वल्यं कफकरं गुरु ॥८८॥

પુષ્કરવર્તિ મધુર છે, ઘણી વારે પચનારી હોવાથી ગડગડાટ કરે છે, બળ આપનાર છે, કફ કરનાર છે અને ભારે.છે. ૮૮

બીલાંના વિશેષ ગુણો

कफानिलहरं तीक्ष्णं स्निग्धं संग्राहि दीपनम् ।
कटुतिक्तकषायोष्णं बालं बिल्वमुदाहृतम् ॥
तदेव विद्यात्सम्पक्वं मधुरानुरसं गुरु ।
विदाहि विष्टम्भकरं दोषकृत्पूतिमारुतम् ॥८९॥

કાચું બીલું કફ તથા વાયુને હણનાર, તીક્ષ્ણ, સ્નિગ્ધ, દસ્તને રૂકવનાર, અગ્નિને દીપ્ત કરનાર, તીખું, કડવું તથા તૂરું છે અને ઉષ્ણ વીર્યવાળું છે. પાકું બીલું પેટામાં મધુરરસવાળું, ભારે, ઘણી વારે પચનારું હોવાથી બળતરા કરનાર, દસ્તને કબજિયાત કરનાર, સુગંધી પવનવાળું અને દોષોને ઉત્પન્ન કરનાર છે. ૮૯

ઘોલી તથા સાગના ફળના વિશેષ ગુણો

बिम्बीफलं स्वादुकर्णं स्तन्यकृत्कफपित्तजित् ।
तृड्दाहज्वरपित्तासृक्कासश्वासक्षयापहम् ॥९०॥

ઘોલીનું ફળ તથા સાગનું ફળ ધાવણ વધારનાર છે, કફ તથા પિત્તને જીતનાર છે અને તૃષા, દાહ, જ્વર, પિત્ત, રુધિર, ખાંસી, શ્વાસ તથા ક્ષયને મટાડનાર છે. ૯૦

તાડી વગેરેનાં ફળો અને તેના સામાન્ય ગુણો

तालनारिकेलपनसमोचप्रभृतीनि ॥
स्वादुपाकरसान्याहुर्वातपित्तहराणि च ॥
बलप्रदानि स्निग्धानि बृंहणानि हिमानि च ॥९१॥

તાડીનું ફળ, નાળિયેર, ફણસ તથા કેળાં વગેરે ફળોના સામાન્ય ગુણો નીચે પ્રમાણે છે.

એ ફળો રસમાં તથા પાકમાં મધુર છે, વાયુ તથા પિત્તને હરનારાં છે, બળ આપનારાં છે, સ્નિગ્ધ છે, પુષ્ટિ આપનારાં છે અને ટાઢાં છે.

તાડીના ફળના તથા બીજના વિશેષ ગુણો

फलं स्वादुरसं तेषां तालजं गुरु पित्तजित् ।
तद्बीजं स्वादुपाकं च मूत्रलं वातपित्तजित् ॥९२॥

એમાં તાડીનું ફળ મધુર રસવાળું છે, ભારે છે અને પિત્તને જીતનાર છે, તાડીના ફળનું બીજ પાકમાં મધુર છે, મૂત્રને વધારનાર છે અને વાયુ તથા પિત્તને જીતનાર છે. ૯૨

નાળિયેરના વિશેષ ગુણો

नारिकेलं गुरु स्निग्धं पित्तघ्नं स्वादु शीतलम् ।
बलमांसप्रदं हृद्यं बृंहणं बस्तिशोधनम् ॥९३॥

નાળિયેરીનું ફળ ભારે, સ્નિગ્ધ, પિત્તને હણનાર, મધુર, ટાઢું, બળ તથા માંસ વધારનાર, હૃદયને પ્રિય લાગે એવું, પુષ્ટિ આપનાર અને મૂત્રાશયને સ્વચ્છ કરનાર છે ૯૩

ફણસના વિશેષ ગુણો

पनसं सकषायं तु स्निग्धं स्वादुरसं गुरु ॥९४॥

ફણસ પેટામાં તૂરા રસવાળું છે, સ્નિગ્ધ છે, મધુર છે અને ભારે છે. ૯૪

કેળાંના વિશેષ ગુણો

मोचं स्वादुरसं प्रोक्तं कषायं नातिशीतलम् ।
रक्तपित्तहरं वृष्यं रुच्यं श्लेष्मकरं गुरु ॥९५॥

કેળું મધુર રસવાળું છે, તૂરું છે, બહુ ટાઢું નથી, રક્તપિત્ત હરનાર છે, વીર્ય વધારનાર છે, રુચિકારક છે, કફ કરનાર છે અને ભારે છે. ૯૫

દ્રાક્ષ વગેરે ફળો અને તેઓના સામાન્ય ગુણો

द्राक्षाकाश्मर्यमधूकपुष्पखर्जूरप्रभृतीनि ।
रक्तपित्तहराण्याहुर्गुरूणि मधुराणि च ॥९६॥

દ્રાક્ષ, સીવણનું ફળ, મહુડાનાં ફૂલ તથા ફળ અને ખજૂર વગેરે રક્તપિત્તને હરનારાં, ભારે અને મધુર છે. ૯૬

દ્રાક્ષના વિશેષ ગુણો

तेषां द्राक्षा सरा स्वर्या मधुरा स्निग्धशीतला ।
रक्तपित्तज्वरश्वासतृष्णादाहक्षयापहा ॥ ९७ ॥

એમાં દ્રાક્ષ દસ્તને સારનાર છે, સ્વરને સારો કરનારી છે, મધુર છે, સ્નિગ્ધ છે, શીતલ છે અને રક્તપિત્ત, જ્વર, શ્વાસ, તરસ, દાહ તથા ક્ષય મટાડનારી છે. ૯૭

સીવણના ફળના વિશેષ ગુણો

हृद्यं मूत्रविबन्धघ्नं पित्तासृग्वातनाशनम् ।
केश्यं रसायनं मेध्यं काश्मर्यं फलमुच्यते ॥९८॥

સીવણનું ફળ હૃદયને પ્રિય લાગે એવું છે, મૂત્રની અટકાયતને મટાડનાર છે, કેશ માટે સારું છે, રસાયન છે, બુદ્ધિ વધારનાર છે અને પિત્ત, રુધિરના રોગ તથા વાયુનો નાશ કરનાર છે. ૯૮

ખજૂરના વિશેષ ગુણો

क्षतक्षयापहं हृद्यं शीतलं तर्पणं गुरु ।
रसे पाके च मधुरं खार्जूरं रक्तपित्तजित् ॥९९॥

ખજૂર હૃદયને પ્રિય લાગે એવું શીતળ, તૃપ્તિ આપનાર, ભારે, રસમાં તથા પાકમાં મધુર અને ક્ષત, ક્ષય તથા રક્તપિત્ત મટાડનાર છે. ૯૯

મહુડાના ફૂલના તથા ફળના વિશેષ ગુણો

बृंहणीयमहृद्यं च मधूककुसुमं गुरु ।
वातपित्तोपशमनं फलं तस्योपदिश्यते ॥१००॥

મહુડાનું ફૂલ પુષ્ટિ આપનાર છે, હૃદયને પ્રિય લાગે એવું નથી અને ભારે છે. તેનું ફળ વાયુ અને પિત્તને શાંત કરનાર છે. ૧૦૦

બદામ વગેરે ફળો અને તેઓના સામાન્ય ગુણો

वातामाक्षोडाभिषुकनिचुलपिचुनिकोचकोरुमाणप्रभृतीनि ॥

पित्तश्लेष्महराण्याहुः स्निग्धोष्णानि गुरूणि च ।
बृंहणान्यनिलघ्नानि बल्यानि मधुराणि च ॥१०१॥

બદામ, અખરોટ, અભિષુક, નિચુલ,[1] કપાસનાં ડોડવાં, પિસ્તાં તથા વાયવરણાં વગેરે ફળોના સામાન્ય ગુણો નીચે પ્રમાણે છે.

એ ફળો પિત્ત તથા કફ હણનારાં, સ્નિગ્ધ, ઉષ્ણ વીર્યવાળાં, ભારે, પુષ્ટિ આપનારાં, વાયુને હણનારાં, બળ આપનારાં અને મધુર છે. ૧૦૧

હરફારેવડી (ખાટી આમળી) ના વિશેષ ગુણો

कषायं कफपित्तघ्नं किंचित्तिक्तं रुचिप्रदम् ।
हृद्यं सुगन्धि विशदं लवलीफलमुच्यते ॥१०२॥

હરફારેવડીનું ફળ તૂરું છે, કફ તથા પિત્તને હણનાર છે, કાંઈક કડવું છે, રુચિ આપનાર છે, પ્રિય લાગે એવું છે, સુગંધી છે અને ચીકણું નથી.

અઘેડાનાં ફળ, બળદાણાનાં ફળ અને ભિલામાંનાં દીટિયાંના ગુણો

यरिरं शीतपाक्यं च सारुष्करनिबन्धनम् ।
विष्टम्भि दुर्जरं रूक्षं शीतलं वातकोपनम् ॥
विपाके मधुरं चापि रक्तपित्तप्रणाशनम् ॥१०३॥

અઘેડાનાં ફળ, બળદાણા અને ભિલામાંનું દીંટીયું કબજિયાત કરનારાં છે, માંડ પચે એવાં છે, રૂક્ષ છે, શીતળ છે, વાયુને પ્રકુપિત કરનારાં છે અને રક્તપિત્તનો નાશ કરનારાં છે. ૧૦૩

ટંકનામના ફળના ગુણો

शीतं कषायं मधुरं टङ्कं मारुतकृद्गुरु ॥१०४॥

ટંકફળ (કાશ્મીરમાં થતું ફળ) ટાઢું છે, તૂરું છે, મધુર છે, વાયુ કરનાર છે અને ભારે છે.

ઇંગોળિયાના ફળના વિશેષ ગુણો

स्निग्धोष्णं तिक्तमधुरं वातश्लैष्मिकमैङ्गुदम् ॥१०५

ઇંગોળિયાનું ફળ સ્નિગ્ધ, ઉષ્ણવીર્યવાળું, કડવું, મધુર અને વાયુ તથા કફ કરનારું છે.

ખીજડાના ફળના વિશેષ ગુણો

शमीफलं गुरु स्वादु रूक्षोष्णं केशनाशनम् ॥१०६॥

ખીજડાનું ફળ ભારે છે, મધુર છે, રૂક્ષ છે, ઉષ્ણ છે અને કેશોનો નાશ કરનાર છે. ૧૦૬

ગૂંદાના ફળના વિશેષ ગુણો

गुरु श्लेष्मातकफलं कफकृन्मधुरं हिमम् ॥१०७॥

ગૂંદાનું ફળ ભારે છે, કફ કરનાર છે, મધુર છે અને ટાઢું છે. ૧૦૭

કેરડાં, ભિલામાંનાં ફળ, પીલુ અને કેવડાનાં ફળના સામાન્ય ગુણો

करीराक्षिकपीलूनि तृणशून्यफलानि च ।
स्वादुतिक्तकटूष्णानि कफवातहराणि च ॥१०८॥

કેરડાં, ભિલામાંનાં ફળ, પીલુનાં ફળ અને કેવડાનાં ફળ મધુર છે, કડવાં છે, તીખાં છે, ઉષ્ણવીર્યવાળાં છે અને કફ તથા વાયુને હરનારાં છે.

[1] અભિષુક તથા નિચુલના ગુજરાતી પર્યાયો મળ્યા નથી.

પીલુના ફળના વિશેષ ગુણો

तिक्तं पित्तकरं तेषां सरं कटुविपाकि च ।
तीक्ष्णोष्णं कटुकं पीलु सस्नेहं कफवातजित् ॥

એમાં પીલુનું ફળ કડવું છે, પિત્ત કરનાર છે, દસ્તને સારનાર છે, પાકમાં તીખું છે, તીક્ષ્ણ છે, ઉષ્ણવીર્યવાળું છે, સ્નિગ્ધ છે અને કફ તથા વાયુને જીતનાર છે. ૧૦૯

કાજુકળિયા અને ચેરના ફળના ગુણો

आरुष्करं तौवरकं कषायं मधुरं लघु ।
उष्णं क्रिमिज्वरानाहमेहोदावर्तनाशनम् ।
कुष्ठगुल्मोदराशोघ्नं कटुपाकि तथैव च ॥११०॥

કાજુકળિયા તથા ચેરિયાં તૂરાં છે, મધુર છે, હલકાં છે, ઉષ્ણ છે, તીખા પાકવાળાં છે અને કૃમિ, જ્વર, મલબંધ, પ્રમેહ, ઉદાવર્ત, કોઢ, ગુલ્મ, ઉદરરોગ તથા અર્શને હણનાર છે. ૧૧૦

કરંજ, ખાખરો તથા લીંબડાના ફળોના ગુણો

करञ्जकिंशुकारिष्टफलं जन्तुप्रमेहनुत् ।
रूक्षोष्णं कटुकं पाके लघु वातकफापहम् ॥१११॥

કરંજ, ખાખરો તથા લીંબડાનાં ફળો કૃમિઓ તથા પ્રમેહને ટાળનાર છે, રૂક્ષ છે, ઉષ્ણ વીર્યવાળાં છે, પાકમાં તીખાં છે, હલકાં છે અને વાયુ તથા કફને મટાડનારાં છે. ૧૧૧

વાવડિંગના ગુણો

तिक्तमीषद्विषहितं विडङ्गं क्रिमिनाशनम् ॥११२॥

વાવડિંગ કાંઈક કડવાં છે, કૃમિઓનો નાશ કરનારાં છે અને ઝેરને પણ હણનારાં છે. ૧૧૨

હરડેના ગુણો

व्रण्यमुष्णं सरं मेध्यं दोषघ्नं शोफकुष्ठनुत् ।
कषायं दीपनं चाम्लं चक्षुष्यं चाभयाफलम् ॥११३

હરડેનું ફળ વ્રણ ઉપર હિતકારી છે, ઉષ્ણ વીર્યવાળું છે, દસ્તની પ્રવૃત્તિ કરનાર છે, બુદ્ધિ વધારનાર છે, દોષોને હણનાર છે, સોજા તથા કોઢને ટાળનાર છે, તૂરું છે, અગ્નિને દીપ્ત કરનાર છે, ખાટું છે અને નેત્રો માટે સારું છે. ૧૧૩

બહેડાંના ગુણો

भेदनं लघु रूक्षोष्णं वैस्वर्यक्रिमिनाशनम् ।
चक्षुष्यं स्वादुपाक्याक्षं कषायं कफपित्तजित् ॥११४

બહેડાંનું ફળ દસ્તની પ્રવૃત્તિ કરનાર છે, હલકું છે, રૂક્ષ છે, ઉષ્ણ છે, સ્વરના ભંગને તથા કૃમિઓને નષ્ટ કરનાર છે, નેત્રો માટે સારું છે, મધુરપાકવાળું છે અને કફ તથા પિત્તને જીતનાર છે. ૧૧૪

સોપારીના ગુણો

कफपित्तहरं रूक्षं वक्त्रक्लेदमलापहम् ।
कषायमीषन्मधुरं किंचित्पूगफलं सरम् ॥११५॥

સોપારીનું ફળ કફને તથા પિત્તને હરનાર, રૂક્ષ, મુખની ચીકાશને તથા મેલને ટાળનાર, તૂરું, જરાક મધુર અને કાંઈક દસ્ત લગાડનાર છે.

જાવંત્રી, કપૂર, જાયફળ, નાનો ચણકબાબ
અથવા લતાકસ્તૂરી, મોટો ચણકબાબ
અને લવિંગના સામાન્ય ગુણો

जातीकोशोऽथ कर्पूरं जातीकटुकयोः फलम् ।
कक्कोलकं लवङ्गं च तिक्तं कटु कफापहम् ॥
लघु तृष्णापहं वक्त्रक्लेददौर्गन्ध्यनाशनम् ॥११६॥

જાવંત્રી, કપૂર, જાયફળ, નાનો ચણકબાબ અથવા લતાકસ્તૂરીનું ફળ, મોટો ચણકબાબ અને લવિંગ કડવાં છે, તીખાં છે, કફ તથા તરશને ટાળનારાં છે, હલકાં છે અને મુખની ચીકાશને તથા દુર્ગંધપણાને નષ્ટ કરનારાં છે. ૧૧૬

કપૂરના વિશેષ ગુણો

सतिक्तः सुरभिः शीतः कर्पूरो लघुलेखनः ।
तृष्णायां मुखशोषे च वैरस्ये चापि पूजितः ॥११७

કપૂર કડવાશવાળું છે, સુગંધી છે, શીતળ છે, હલકું છે, કફનું લેખન કરનાર છે અને તરશ, મુખનો શોષ અને મુખના વિરસપણા ઉપર બહુ સારું છે. ૧૧૭

લતાકસ્તૂરીના વિશેષ ગુણો

लताकस्तूरिका तद्वच्छीता बस्तिविशोधनी ॥११८

લતાકસ્તૂરી પણ કપૂર જેવી જ છે, શીતલ છે અને મૂત્રાશયને શુદ્ધ કરનારી છે. (આ લતાકસ્તૂરી દક્ષિણ દેશમાં થાય છે એમ ગ્રંથકારો લખે છે, પણ તે કોઈ જગ્યાએ વાપરવામાં કે દેખવામાં આવી નથી.) ૧૧૮

ફળોની મજ્જાઓના ગુણો

प्रियालमज्जा मधुरो वृष्यः पित्तानिलापहः ।
बैभीतको मदकरः कफमारुतनाशनः ॥
कषायमधुरो मज्जा कोलानां पित्तनाशनः ।
तृष्णाच्छर्द्यनिलघ्नश्च तद्वच्चामलकस्य च ॥
बीजपूरकशम्याकमज्जा कोशाम्रसम्भवः ।
स्वादुपाकोऽग्निबलकृत्स्निग्धः पित्तानिलापहः ॥
यस्य यस्य फलस्येह वीर्यं भवति यादृशम् ।
तस्य तस्यैव वीर्येण मज्जानमपि निर्दिशेत् ॥११९

ચારોળીની મજ્જા મધુર, વીર્ય વધારનાર, પિત્ત તથા વાયુને નષ્ટ કરનાર છે. બહેડાંની મજ્જા મદ કરનાર અને કફ તથા વાયુને નષ્ટ કરનાર છે. બોરની મજ્જા તૂરી ને મધુર છે, પિત્તને નષ્ટ કરનાર છે તથા તરશ, ઊલટી અને વાયુને પણ ટાળનાર છે. આમળાંની મજ્જામાં પણ બોરની મજ્જાના જેવા જ ગુણો છે. બિજોરું, ગરમાળાની શિંગ અને પહાડી આંબાનાં ફળોની મજ્જા મધુર પાકવાળી છે, અગ્નિ તથા બળને વધારનારી છે, સ્નિગ્ધ છે અને પિત્ત તથા વાયુને નષ્ટ કરનાર છે.

જે જે ફળનું જેવું જેવું વીર્ય હોય, તે તે વીર્ય પ્રમાણે, તે તે ફળની મજ્જાના ગુણો પણ કહેવા.

બીલાં સિવાય પાકેલાં ફળો ગુણકારી છે

फलेषु परिपक्वं यद्गुणवच्चदुदाहृतम् ।
बिल्वादन्यत्र विज्ञेयमामं तद्धि गुणोत्तरम् ॥
ग्राह्युष्णं दीपनं तद्धि कषायं कटुतिक्तकम् ॥१२०

ફળોમાં જે પરિપક્વ ફળ હોય, તેને ગુણકારી સમજવું; પણ બીલું કાચું ગુણકારી સમજવું. કાચું બીલું દસ્તને રૂકવનાર, અગ્નિને દીપ્ત કરનાર, તૂરું, તીખું અને કડવું હોવાથી વિશેષ ગુણકારી છે. ૧૨૦

કેવાં ફળનો ત્યાગ કરવો ?

व्याधितं कृमिजुष्टं च पाकातीतमकालजम् ।
वर्जनीयं फलं सर्वमपर्यागतमेव च ॥ १२१ ॥

જે ફળ વ્યાધિવાળું, કીડાવાળું, જેનો પાકકાલ જતો રહ્યો હોય એવું, અયોગ્ય સમયમાં ઉત્પન્ન થયેલું કે અપરિપક્વ હોય, તેનો ત્યાગ કરવો.

इति फलवर्गः ।

अथ शाकवर्गः

શાકો તથા તેઓના સામાન્ય ગુણો

शाकान्यत ऊर्ध्वं वक्ष्यामः । तत्र पुष्पफलालाबुकालिन्दकप्रभृतीनि ॥
पित्तघ्नान्यनिलं कुर्युस्तथा मन्दकफानि च ।
सृष्टमूत्रपुरीषाणि स्वादुपाकरसानि च ॥ १२२ ॥

હવે શાકવર્ગ કહીએ છીએ : કોળું, દૂધીલું તથા તડબૂચ વગેરે શાકો કહેવાય છે.

સઘળાં શાકો પિત્તને હણનારાં છે, જરાક કફ કરનારાં છે, વિષ્ઠા તથા મૂત્રને વિશેષ ઉત્પન્ન કરનારાં છે અને વિપાકમાં તથા રસમાં મધુર છે.

કોળાંના વિશેષ ગુણો

पित्तघ्नं तेषु कूष्माण्डं बालं मध्यं कफावहम् ।
पक्वं लघूष्णं सक्षारं दीपनं बस्तिशोधनम् ।
सर्वदोषहरं हृद्यं पथ्यं चेतोविकारिणाम् ॥१२३॥

શાકોમાં કાચું કોળું પિત્તને હણનાર છે, મધ્યમ–કાચું પાકું કફ કરનાર છે અને પાકેલું હલકું, ઉષ્ણ વીર્યવાળું, કાંઈક ક્ષારતાવાળું, અગ્નિને દીપ્ત કરનાર, મૂત્રાશયને શુદ્ધ કરનાર, સર્વ દોષોને હરનાર, હૃદયને પ્રિય લાગે એવું તથા ઉન્માદ વગેરે ચિત્તવિકારો ઉપર પથ્ય છે.

તડબૂચના વિશેષ ગુણો

दृष्टिशुक्रक्षयकरं कालिन्दं कफवातकृत् ॥१२४॥

તડબૂચ દૃષ્ટિનો તથા વીર્યનો ક્ષય કરનારું છે અને કફ તથા વાયુને વધારનાર છે. ૧૨૪

દૂધીના વિશેષ ગુણો

अलाबूर्भिन्नविट्का तु रूक्षा गुर्व्यतिशीतला ॥१२५

દૂધી વિષ્ઠાનું ભેદન કરનાર છે, રૂક્ષ છે, ભારે છે અને અત્યંત શીતળ છે. ૧૨૫

કડવી તૂંબડીના વિશેષ ગુણો

तिक्तालाबूरहृद्या तु वामनी वातपित्तजित् ॥१२६॥

કડવી તૂંબડી હૃદયને અપ્રિય લાગે એવી છે, વમન કરાવનારી છે, વાયુ તથા પિત્તને જીતનારી છે. ૧૨૬

ત્રપુસ, એર્વારુક, કર્કારુક તથા શીર્ણવૃંત વગેરે કાકડીઓના[1] સામાન્ય ગુણો

त्रपुसैर्वारुककर्कारुकशीर्णवृन्तप्रभृतीनि ॥
स्वादुतिक्तरसान्याहुः कफवातकराणि च ॥
सृष्टमूत्रपुरीषाणि रक्तपित्तहराणि च ॥ १२७ ॥

ત્રપુસ, એર્વારુક, કર્કારુક તથા શીર્ણવૃંત વગેરે કાકડીની જાતોને સ્વાદિષ્ટ, કડવા રસવાળી, કફ તથા વાયુને કરનાર, વિષ્ઠા તથા મૂત્રને પ્રવૃત્તિ આપનાર અને રક્તપિત્તને હરનાર કહે છે. ૧૨૭

કાકડીઓના વિશેષ ગુણો

बालं सुनीलं त्रपुसं तेषां पित्तहरं स्मृतम् ।
तत्पाण्डु कफकृज्जीर्णमम्लं वातकफापहम् ।
एर्वारुकं सकर्कारु सम्पक्वं कफवातकृत् ॥
सक्षारं मधुरं रुच्यं दीपनं नातिपित्तलम् ।
सक्षारं मधुरं चैव शीर्णवृन्तं कफापहम् ॥
भेदनं दीपनं हृद्यमानाहाष्ठीलनुल्लघु ॥ १२८ ॥

ત્રપુસ નામની કાકડી કાચી તથા અત્યંત નીલ વર્ણવાળી હોય તો પિત્ત હરે છે, પાંડુ વર્ણવાળી હોય તો કફ કરે છે અને જૂની હોય તો ખાટી છે તથા વાયુ અને કફ ઉત્પન્ન કરે છે.

એર્વારુક અને કર્કારુક એ જાતની કાકડીઓ પાકી હોય તો કફ તથા વાયુ કરનાર છે. કાંઈક ક્ષારતાવાળી, મધુર, રુચિકારક, અગ્નિને દીપ્ત કરનાર અને જરાક પિત્ત કરનાર છે.

શીર્ણવૃંત જાતની કાકડી કાંઈક ક્ષારપણાવાળી, મધુર, કફ તોડનાર, દસ્ત પાડનાર, અગ્નિ દીપ્ત કરનાર, પ્રિય લાગે એવી, હલકી અને આફરો તથા મૂત્રાશયની પથરીના રોગને નષ્ટ કરે છે.

પીપર તથા મરી વગેરેના સામાન્ય ગુણો

पिप्पलीमरिचशृङ्गवेरार्द्रकहिङ्गुजीरककुस्तुंबुरुजम्बीरसुमुखसुरसार्जकभूस्तृणसुगन्धककासमर्दककालमालकुठेरकक्षवकखरपुष्पशिग्रुमधुशिग्रुफणिज्झकसर्षपराजिकाकुलाहलवेणुगण्डीरतिलपर्णिकावर्षाभूचित्रकमूलकपोतिकालशुनपलाण्डुकलायप्रभृतीनि॥
कट्वन्युष्णानि रुच्यानि वातश्लेष्महराणि च ।
कृतान्नेषूपयुज्यन्ते संस्कारार्थमनेकधा ॥१२९॥

પીપર, મરી, સૂંઠ, આદું, હિંગ, જીરું, ધાણા, બખાઈ સૂકાં લીંબુ, તીખાં પાંદડાંવાળી તુલસી, જંગલી તુલસી, ક્ષુદ્ર તુલસી, ભૂસ્તૃણ, સુગંધક (એક જાતનું નાનું સુગંધી ખડ), કાસુંદરો, કાળી તુલસી, કુઠેરક (બીજી જાતની કાળી તુલસી), ક્ષવક (કાળા સરસવ), ખરપુષ્પ, સરગવો, રાનો સરગવો, મરવો, સર્ષપ, રાઈ, કુલાહલ (ગોરખમુંડી), વેણુ (વાંસ), ગંડીર (કડવું સૂરણ), તિલપર્ણિકા (તલવણી), સાટોડી, ચિત્રક, કોમળ મૂળા, લસણ, ડુંગળી–કાંદા અને વટાણા વગેરે પદાર્થો તીખા છે, ઉષ્ણ છે, રુચિકારક છે, વાયુ તથા કફ હરનારા છે અને એમાં કેટલાંક ગરેલાં અન્નોને વઘાર વગેરે સંસ્કારો આપવાના કામમાં અનેક પ્રકારોથી ઉપયુક્ત

[1] કાકડીઓ ઘણી જાતની થાય છે, પણ તેમાં ત્રપુસ, કાકડી અને શીર્ણવૃંત કઈ એ જુદી કહાતું નથી. જેનું ડીંટિયું ખરી પડતું હોય તે શીર્ણવૃંત કહેવાય, ઉત્તમ કાકડીને એર્વારુક કહે છે.

થાય[1] છે. (આ પદાર્થોમાં જેઓના ગુજરાતી પર્યાયો મળ્યા નથી, તેઓનાં સંસ્કૃત નામો જ રાખ્યાં છે.) ૧૨૯

પીપરના વિશેષ ગુણો

तेषां गुर्वी स्वादुशीता पिप्पल्यार्द्रा कफावहा ।
शुष्का कफानिलघ्नी सा वृष्या पित्ताविरोधिनी ॥

તેઓમાં લીલી પીપર ભારે, મધુર, શીત અને કફ કરનારી છે. સૂકી પીપર કફ તથા વાયુ હણનારી, વીર્ય વધારનારી અને પિત્તથી વિરુદ્ધ નથી. ૧૩૦

મરીના વિશેષ ગુણો

स्वादुपाक्यार्द्रमरिचं गुरु श्लेष्मप्रसेकि च ।
कटूष्णं लघु तच्छुष्कमवृष्यं कफवातजित् ॥
नात्युष्णं नातिशीतं च वीर्यतो मरिचं सितम् ।
गुणवन्मरिचेभ्यश्च चक्षुष्यं च विशेषतः ॥१३१॥

લીલાં મરી પાકમાં મધુર, ભારે અને મુખથી કફનો સ્રાવ કરાવનાર છે. સૂકાં મરી તીખું, ઉષ્ણ, હલકું, વીર્ય માટે સારું નથી અને કફ તથા વાયુ જીતનાર છે. સફેદ મરી અત્યંત ઉષ્ણ વીર્ય નથી, અત્યંત શીત વીર્ય પણ નથી, સઘળાં મરીઓ કરતાં ઉત્તમ ગુણોવાળું છે અને વિશેષે કરી નેત્રોને હિતકારી છે. (કેટલાક કહે છે કે સરગવાનાં બીજ એ જ ધોળાં મરી છે.)

સૂંઠના વિશેષ ગુણો

नागरं कफवातघ्नं विपाके मधुरं कटु ।
वृष्योष्णं रोचनं हृद्यं सस्नेहं लघु दीपनम् ।१३२॥

સૂંઠ કફ તથા વાયુને હરનાર, પાકમાં મધુર, તીખી, વીર્યને વધારનાર, ઉષ્ણવીર્યવાળી, રુચિ ઉપજાવનાર, પ્રિય લાગે એવી, કાંઈક સ્નિગ્ધ, આદુંથી હલકી અને અગ્નિને દીપ્ત કરનારી છે.

[1] આ પદાર્થોમા કેટલાક પદાર્થો વઘાર વગેરેમાં કામ આવે છે, કેટલાક શાકરૂપ છે કેટલાક ઔષધોરૂપ છે અને કેટલાક આહારરૂપ છે. (ડહ્લન)

આર્દ્રક(આદું)ના વિશેષ ગુણો

कफानिलहरं स्वर्यं विबन्धानाहशूलनुत् ।
कटूष्णं रोचनं हृद्यं वृष्यं चैवार्द्रकं स्मृतम् ॥१३३॥

આદું કફ તથા વાયુને હરનાર, સ્વરને સારો કરનાર, તીખું, ઉષ્ણવીર્ય, રુચિ ઉપજાવનાર, પ્રિય લાગે એવું, વીર્યને વધારનાર અને કબજિયાત, આફરો તથા શૂળને મટાડનાર છે.

હિંગના વિશેષ ગુણો

लघूष्णं पाचनं हिङ्गु दीपनं कफवातजित् ।
कटु स्निग्धं सरं तीक्ष्णं शूलाजीर्णविबन्धनुत् ॥

હિંગ હલકી છે, ઉષ્ણવીર્ય છે, પાચન છે, અગ્નિને દીપ્ત કરનારી છે, કફ તથા વાયુને જીતનારી છે, તીખી છે, સ્નિગ્ધ છે, દસ્ત લગાડનાર છે, તીક્ષ્ણ છે અને શૂળ, અજીર્ણ તથા અધોવાયુ વગેરેની કબજિયાતને ટાળનાર છે. ૧૩૪

સફેદ જીરું, શાહજીરું, કાળીજીરી, કલૌંજી જીરું તથા અજમાના વિશેષ ગુણો

तीक्ष्णोष्णं कटुकं पाके रुच्यं पित्ताग्निवर्द्धनम् ।
कटु श्लेष्मानिलहरं गन्धाढ्यं जीरकद्वयम् ॥
कारवी करवी तद्वद्विज्ञेया सोपकुञ्चिका ॥१३५॥

સફેદ જીરું તથા શાહજીરું તીક્ષ્ણ, ઉષ્ણવીર્ય, પાકમાં તીખું, રુચિકારક, પિત્ત તથા અગ્નિને વધારનાર, તીખું, કફ તથા વાયુને હરનાર અને સુગંધવાળું છે. કાળીજીરી, કલૌંજી જીરું તથા અજમાના પણ એવા જ ગુણો છે.

લીલા તથા સૂકા ધાણાના ગુણો

भक्ष्यव्यञ्जनभोज्येषु विविधेष्ववचारिता ।
आर्द्रा कुस्तुम्बरी कुर्यात्स्वादुसौगन्ध्यहृद्यताम् ।
सा शुष्का मधुरा पाके स्निग्धा तृड्दाहनाशनी ॥
दोषघ्नी कटुका किंचित्तिक्ता स्रोतोविशोधनी ।१३६

કોથમરી (લીલા ધાણા) અનેક પ્રકારનાં ભક્ષ્યોમાં, ભોજ્યોમાં તથા કઢી વગેરેમાં નાખવાથી તે પદાર્થોને સ્વાદિષ્ટ, સુગંધી તથા પ્રિય

લાગે એવા બનાવે છે. સૂકા ધાણા પાકમાં મધુર તથા સ્નિગ્ધ છે, તૃષા તથા દાહને નષ્ટ કરનાર છે, દોષોને હણનાર છે, કાંઈક તીખા છે, કાંઈક કડવા છે અને સ્રોતોને શુદ્ધ કરનારા છે. ૧૩૬

સૂકા બખાઈ લીંબુના વિશેષ ગુણો

जम्बीरः पाचनस्तीक्ष्णः कृमिवातकफापहः ।
सुरभिर्दीपनो रुच्यो मुखवैशद्यकारकः ॥ १३७ ॥

સૂકું બખાઈ લીંબુ પાચક છે, તીક્ષ્ણ છે, કૃમિ, વાયુ તથા કફને નષ્ટ કરે છે, સુગંધી છે, અગ્નિને દીપ્ત કરનાર છે, રુચિકારક છે અને મુખને સ્વચ્છ કરનાર છે. ૧૩૭

સફેદ માંજરવાળી તથા તીખાં પાંદડાંવાળી તુલસી અને જંગલી તુલસીના વિશેષ ગુણો

कफानिलविषश्वासकासदौर्गन्ध्यनाशनः ।
पित्तकृत्पार्श्वशूलघ्नः सुमुखः समुदाहृतः ।
तद्वत्तु सुरसो ज्ञेयो विशेषाज्ज्वरनाशनः ॥१३८॥

સફેદ માંજરવાળી તથા તીખાં પાંદડાંવાળી તુલસી કફ, વાયુ, વિષ, શ્વાસ, ખાંસી તથા દુર્ગંધને નષ્ટ કરનાર છે, પિત્ત કરનાર છે અને પડખાંના શૂળને હણનાર છે. જંગલી તુલસી પણ એવા જ ગુણોવાળી છે અને વિશેષે કરી જ્વરને નષ્ટ કરે છે.

કાળી માંજરવાળી તુલસી, ક્ષુદ્ર તુલસી અને ભૂસ્તૃણના વિશેષ ગુણો

कफघ्ना लघवो रूक्षाः स्निग्धोष्णाः पित्तवर्द्धनाः ।
कटुपाकरसाश्चैव सुरसार्जकभूस्तृणाः ॥१३९॥

કાળી માંજરવાળી તુલસી, ક્ષુદ્ર તુલસી અને ભૂસ્તૃણ કફને હણનાર, હલકાં, રૂક્ષ, કાંઈક સ્નિગ્ધ, ઉષ્ણવીર્ય, પિત્તને વધારનારાં અને પાકમાં તથા રસમાં તીખાં છે. ૧૩૯

કાસુંદરાના વિશેષ ગુણો

मधुरः कफवातघ्नः पाचनः कण्ठशोधनः ।
विशेषतः पित्तहरः सतिक्तः कासमर्दकः ॥१४०॥

કાસુંદરો મધુર છે, કફ તથા વાયુને હણે છે, પાચન છે, કંઠને શુદ્ધ કરે છે, કડવો છે અને વિશેષે કરી પિત્તને હણે છે. ૧૪૦

સરગવાના તથા રાતા સરગવાના વિશેષ ગુણો

कटुः सक्षारमधुरः शिग्रुस्तिक्तोऽथ पित्तलः ।
मधुशिग्रुः सरस्तिक्तः शोफघ्नो दीपनः कटुः ॥१४१

સરગવો તીખો છે, ક્ષાર સહિત મધુર રસવાળો છે અને કડવો છે. રાતો સરગવો પિત્ત કરનાર છે, દસ્ત લાવનાર છે, કડવો છે, સોજા ટાળનાર છે, અગ્નિ દીપ્ત કરનાર છે અને તીખો છે.

સરસવ, કડવું સૂરણ તથા વેગના વિશેષ ગુણો

विदाहि बद्धविण्मूत्रं रूक्षं तीक्ष्णोष्णमेव च ।
त्रिदोषं सार्षपं शाकं गाण्डीरं वेगनाम च ॥१४२

સરસવ, કડવું સૂરણ તથા વેગ(અપ્રસિદ્ધ જાત)નાં શાક બળતરા કરનારાં છે, વિષ્ઠા તથા મૂત્રને રોકનારાં છે, રૂક્ષ છે, તીક્ષ્ણ છે, ઉષ્ણવીર્ય છે અને ત્રણે દોષોને ઉત્પન્ન કરનારાં છે. ૧૪૨

ચિત્રક અને તલવણીના વિશેષ ગુણો

चित्रकस्तिलपर्णी च कफशोफहरे लघू ॥ १४३ ॥

ચિત્રક અને તલવણી કફ તથા સોજાને હરે છે અને હલકાં છે. ૧૪૩

સાટોડીના વિશેષ ગુણો

वर्षाभूः कफवातघ्नी हिता शोफोदरार्शसाम् ॥१४४

સાટોડી કફ તથા વાયુને હણનારી છે અને સોજા, ઉદરરોગ તથા અરશરોગ ઉપર હિતકારી છે.

મૂળાના વિશેષ ગુણો

कटुतिक्तरसा हृद्या रोचनी वह्निदीपनी ।
सर्वदोषहरा लघ्वी कण्ठ्या मूलकपोतिका ॥
महत्तद्गुरु विष्टम्भि तीक्ष्णमामं त्रिदोषकृत् ।
तदेव स्नेहसिद्धं तु पित्तनुत्कफवातजित् ॥
त्रिदोषशमनं शुष्कं विषदोषहरं लघु ।
विष्टम्भि वातलं शाकं शुष्कमन्यत्र मूलकात् ॥

पुष्पं च पत्रं च फलं तथैव यथोत्तरं ते लघवः प्रदिष्टाः । तेषां तु पुष्पं कफपित्तहन्तृ फलं निहन्यात्कफमारुतौ च ॥ १४५ ॥

નાના કોમળ મૂળા તીખા તથા કડવા રસવાળા છે, પ્રિય લાગે એવા છે, રુચિકારક છે, અગ્નિને દીપ્ત કરનારા છે, સર્વ દોષોને હરનારા છે, હલકા છે અને કંઠ માટે ઉત્તમ છે. મોટા મૂળા ભારે છે અને મળ વગેરેની કબજિયાત કરનારા છે. અગ્નિથી નહીં પકાવેલા મોટા મૂળા તીક્ષ્ણ છે અને ત્રણે દોષોને કરનારા છે. ઘી તથા તેલ વગેરે સ્નેહોમાં પકાવેલા એ જ મૂળા પિત્તને ટાળનાર છે અને કફ તથા વાયુ જીતનાર છે. સુકાયેલા મૂળા ત્રણે દોષોને શાંત કરનારા છે, વિષના દોષને હરનારા છે અને હલકા છે. મૂળા સિવાય બીજું સૂકવણીરૂપ શાક કબજિયાત કરનાર છે અને વાયુને ઉત્પન્ન કરનાર છે. મૂળાનાં પુષ્પોથી પાંદડાં અને પાંદડાંઓથી ફળો વધારે હલકાં છે. મૂળાનાં પુષ્પો કફ તથા પિત્ત અને મૂળો કફ તથા વાયુ હણનાર છે. ૧૪૫

લસણના વિશેષ ગુણો

स्निग्धोष्णतीक्ष्णः कटुपिच्छिलश्च गुरुः सरः स्वादुरसश्च बल्यः । वृष्यश्च मेधास्वरवर्णचक्षुर्भग्नास्थिसंधानकरो रसोनः ॥ हृद्रोगजीर्णज्वरकुक्षिशूलविबन्धगुल्मारुचिकासशोफान् । दुर्नामकुष्ठानलसादजन्तुसमीरणश्वासकफांश्च हन्ति ॥ १४६ ॥

લસણ સ્નિગ્ધ, ઉષ્ણવીર્ય, તીક્ષ્ણ, તીખું, ચીકાશવાળું, ભારે, દસ્ત લાવનાર, મધુરસવાળું, બળ આપનાર, વીર્યને વધારનાર, બુદ્ધિને સારી કરનાર, સ્વરને હિતકારી, વર્ણ તથા નેત્રો માટે સારું, ભાંગેલાં અસ્થિઓને સાંધનાર અને હૃદયના રોગ, જીર્ણજ્વર, કુક્ષિશૂળ, કબજિયાત, ગુલ્મ, અરુચિ, ખાંસી, સોજા, અરશ, કોઢ, અગ્નિની મંદતા, કૃમિ, વાયુ, શ્વાસ તથા કફને હણનાર છે.

ડુંગળી( કાંદા )ના વિશેષ ગુણો

नात्युष्णवीर्योऽनिलहा कटुश्च तीक्ष्णो गुरुर्नातिकफावहश्च । बलावहः पित्तकरोऽथ किंचित्पलाण्डुरग्निं च विवर्द्धयेच ॥ स्निग्धो रुचिष्यः स्थिरधातुकर्ता बल्योऽथ मेधाकफपुष्टिदश्च । स्वादुर्गुरुः शोणितपित्तशस्तः स पिच्छिलः क्षीरपलाण्डुरुक्तः ॥

ડુંગળી અત્યંત ઉષ્ણ વીર્યવાળી નથી, વાયુને હણે છે, તીક્ષ્ણ છે, ભારે છે, અત્યંત કફ કરતી નથી, બળ આપનારી છે, કાંઈક પિત્ત કરનારી છે અને અગ્નિને વધારનારી છે. લીલી ડુંગળી સ્નિગ્ધ છે, રુચિ આપનારી છે, ધાતુને સ્થિર કરનારી છે, બળ આપનારી છે, બુદ્ધિને વધારનારી છે, કફ કરનારી છે, પુષ્ટિ આપનારી છે, સ્વાદિષ્ટ છે, ભારે છે, રક્તપિત્ત ઉપર સારી છે અને ચીકણી છે. ૧૪૭

વટાણાના શાકના વિશેષ ગુણો

कलायशाकं पित्तघ्नं कफघ्नं वातलं गुरु ।
कषायानुरसं चैव विपाके मधुरं च तत् ॥१४८॥

વટાણાનું શાક પિત્તને હણનાર છે, કફ હરનાર છે, વાયુને કરનાર છે, ભારે છે, પેટામાં તૂરા રસવાળું છે અને વિપાકમાં મધુર છે. ૧૪૮

છૂંચ વગેરે ભાજીઓ-તેઓના ગુણો

चुञ्चूयूथिकातरुणीजीवन्तिबिम्बीतिकानंताभल्लातकच्छगलान्त्रीवृक्षादनीफञ्जीशाल्मलीशेलुवनस्पतिप्रसवशणकर्बुदारकोविदारप्रभृतीनि ॥
कषायस्वादुतिक्तानि रक्तपित्तहराणि च ।
कफघ्नान्यनिलं कुर्युः संग्राहीणि लघूनि च ॥१४९॥

છૂંચ, યૂથિકા (અપ્રસિદ્ધ છે), કુંવાર, રાડારૂડી, ટીંડોરી, દૂધિયો વછનાગ, ભિલામાં, વરધારા, બાંદા (અપરવૃક્ષ), ફાંગ, શેમલા, ગૂંદી, ઉંબરા વગેરે વનસપતિઓનાં પલ્લવોની, શણની, ગૂંદાની અને કંચનાર વગેરેની ભાજીઓ તૂરી, મધુર, કડવી, રક્તપિત્ત તથા કફને હણનારી, વાયુ કરનારી, દસ્તને રોકનારી અને હલકી છે. ૧૪૯

છૂંચના વિશેષ ગુણો

लघुः पाके च जन्तुघ्नः पिच्छिलो व्रणिनां हितः ।
कषायमधुरो ग्राही चुञ्चूस्तेषां त्रिदोषहा ॥१५०॥

એમાં છૂંછની ભાજી પાકમાં હલકી છે, કૃમિઓને હણનારી છે, ચીકણી છે, વ્રણવાળાઓને હિતકારી છે, તૂરી છે, મધુર છે, દસ્તને સૂકવનારી છે અને ત્રણે દોષોને હણનારી છે.

રાડારૂડીની, બાંદાની તથા ફાંગ્યની ભાજીઓના વિશેષ ગુણો

चक्षुष्या सर्वदोषघ्नी जीवन्ती समुदाहृता ।
वृक्षादनी वातहरा फञ्जी त्वल्पबला मता ॥१५१॥

રાડારૂડીની ભાજી નેત્રોને હિતકારી અને સર્વ દોષોને હરનારી છે. બાંદાની ભાજી વાયુને હરનારી છે. ફાંગ્યની ભાજી અલ્પબળ દેનારી છે.

ઉમ્બરા વગેરે વનસ્પતિઓના તથા કમળ વગેરેનાં પલ્લવોની ભાજીઓના વિશેષ ગુણો

क्षीरवृक्षोत्पलादीनां कषायाः पल्लवाः स्मृताः ।
शीताः संग्राहिणः शस्ता रक्तपित्तातिसारिणाम् ॥

છીરવાળાં ઉંબરા વગેરે વૃક્ષોનાં પલ્લવો અને ઉત્પલ વગેરે કમળ જાતિઓનાં પાનની ભાજીઓ તૂરી, ટાઢી, દસ્તને સૂકવનારી, અને રક્તપિત્ત તથા અતિસારમાં પથ્ય છે. ૧૫૨

ધોળી સાટોડી વગેરેની ભાજીઓ અને તેઓના સામાન્ય ગુણો

पुनर्नवावरुणतर्कार्युरुबूकवत्सादनीबिल्वशाकप्रभृतीनि ।
उष्णानि स्वादुतिक्तानि वातप्रशमनानि च ॥१५३॥

ધોળી સાટોડીની ભાજી, વાયવરણાંની ભાજી, અરણીની ભાજી, ધોળા એરંડાની ભાજી, જંગલી કપાસની ભાજી અને બીલીની ભાજી વગેરે ભાજીઓ ઉષ્ણ વીર્યવાળી છે, સ્વાદિષ્ટ છે. કડવી છે અને વાયુને શાંત કરનારી છે. ૧૫૩

ધોળી સાટોડીની ભાજીના વિશેષ ગુણો

तेषु पौनर्नवं शाकं विशेषाच्छोफनाशनम् ॥१५४॥

એમાં ધોળી સાટોડીનું શાક વિશેષ કરી સોજાને નષ્ટ કરનારું છે. ૧૫૪

તાંદળજા વગેરેની ભાજીઓ અને તેઓના સામાન્ય ગુણો

तण्डुलीयकोपोदकाश्वबलाचिल्लीपालङ्क्या वास्तुकप्रभृतीनि ॥
सृष्टमूत्रपुरीषाणि सक्षारमधुराणि च ।
मन्दवातकफान्याहू रक्तपित्तहराणि च ॥१५५॥

તાંદળજાની ભાજી; પોથીની ભાજી, અશ્વબલા નામની મોટાં પાંદડાંવાળી મેથીની ભાજી (ગદભની ભાજી હોવી જોઈએ), ચીલની ભાજી, પાલખની ભાજી અને ટાંકાની ભાજી વગેરે ભાજીઓ વિષ્ટા તથા મૂત્રને વૃદ્ધિ આપનારી તથા પ્રવર્તાવનારી છે, કાંઈક ક્ષારતાવાળી છે, મધુર છે, કાંઈક વાયુ તથા કફ કરનારી છે અને રક્તપિત્ત હરનારી છે. ૧૫૫

તાંદળજાની ભાજીના વિશેષ ગુણો

मधुरो रसपाकाभ्यां रक्तपित्तमदापहः ।
तेषां शीततमो रूक्षस्तण्डुलीयो विषापहः ॥१५६॥

એમાં તાંદળજાની ભાજી રસમાં તથા પાકમાં મધુર છે, રક્તપિત્ત, મદ તથા વિષને મટાડનારી છે, અત્યંત ટાઢી છે અને રૂક્ષ છે. ૧૫૬

પોથીની ભાજીના વિશેષ ગુણો

स्वादुपाकरसा वृष्या वातपित्तमदापहा ।
उपोदिका सरा स्निग्धा बल्या श्लेष्मकरी हिमा ॥

પોથીની ભાજી રસમાં તથા પાકમાં મધુર, વીર્યને વધારનારી, વાત, પિત્ત તથા મદને ટાળનારી, દસ્તની પ્રવૃત્તિ કરનારી, સ્નિગ્ધ, બળ આપનારી, કફ કરનારી અને ટાઢી છે. ૧૫૭

ટાંકાની, ચીલની તથા પાલખની ભાજીના વિશેષ ગુણો

कटुर्विपाके कृमिहा मेधाग्निबलवर्द्धनः ।
सक्षारः सर्वदोषघ्नो वास्तूको रोचकः सरः ॥
चिल्ली वास्तूकवज्ज्ञेया पालङ्क्या तण्डुलीयवत् ।
वातकृद्बद्धविण्मूत्रा रूक्षा पित्तकफे हिता ॥१५८॥

ટાંકાની ભાજી ક્ષારવાળી, પાકમાં તીખી,

કૃમિઓને હણનારી, બુદ્ધિ, અગ્નિ તથા બળને વધારનારી, સર્વ દોષોને હણનારી, રુચિકારક અને દસ્તની પ્રવૃત્તિ કરનાર છે. ચીલની ભાજીના ગુણો ટાંકાની ભાજીના જેવા જ છે પાલખની ભાજી તાંદળજાની ભાજીના જેવા ગુણોવાળી છે. તે વાયુને કરનારી છે, વિષ્ઠા તથા મૂત્રને રોકનારી, રૂક્ષ અને પિત્ત તથા કફ ઉપર સારી છે. ૧૫૮

અશ્વબલા નામની મોટા પાદડાંવાળી મેથીના વિશેષ ગુણો

शाकमाश्वबलं रूक्षं बद्धविण्मूत्रमारुतम् ॥१५९॥

અશ્વબલા નામની મોટા પાદડાવાળી મેથીની ભાજી રૂક્ષ છે અને વિષ્ઠા, મૂત્ર તથા વાયુને અટકાવનારી છે ૧૫૯

બ્રાહ્મી વગેરેની ભાજીઓ તથા તેઓના સામાન્ય ગુણો

मण्डूकपर्णीसप्तलासुनिषण्णकसुवर्चलाब्रह्मसुवर्चलापिप्पलीगुडूचीगोजिह्वाकाकमाचीप्रपुन्नाडावल्गुजसतीनबृहतीकण्टकारिकाफलपटोलवार्ताककारवेल्लककटुकिकाकेबुकोरुबूकपर्पटककिराततिक्तकर्कोटकारिष्टकोशातकीवेत्रकरीराटरूषकार्कपुष्पीप्रभृतीनि ।

रक्तपित्तहराण्याहुर्हृद्यानि सुलघूनि च ।
कुष्ठमेहज्वरश्वासकासारुचिहराणि च ॥ १६० ॥

બ્રાહ્મી, હાથલા અથવા કટાળા, ઓટીગણ —અડદિયાની ભાજી, સુવર્ચલા (સૂરજમુખીની ભાજી), બ્રહ્મસુવર્ચલા(બ્રાહ્મીની જાત)ની ભાજી, પીપરની ભાજી, ગળોની ભાજી, ગળજીભી(ભોપાથરી)ની ભાજી, અઘેડીની ભાજી, કુવાડિયાની ભાજી, બાબચીની અથવા ગુવારની ભાજી, વટાણાના પાદડાની ભાજી, ઊભી ભોરિંગણીના ડોડવાનુ શાક, બેઠી ભોરિંગણીના ડોડવાનુ શાક, મીઠા પટોલ, રીંગણા, કારેલા, જંગલી કાસુંદરાની ભાજી, કોબી, રાતા એરંડાની ભાજી, ખડસલિયાની ભાજી, કરિયાતાની ભાજી, કંટોલાં, ચીબડાની ભાજી, તૂરિયાં, નેતરનાં અગ્ર, અરડૂસીની ભાજી અને ખરસાણીની ભાજી વગેરે ભાજીઓ રક્તપિત્તને હરનારી છે, હૃદયને પ્રિય લાગે એવી છે, અત્યંત હલકી છે અને કોઢ, પ્રમેહ, જ્વર, શ્વાસ, ખાંસી તથા અરુચિ એ રોગોને હરનારી છે. ૧૬૦

બ્રાહ્મી અને ગળજીભીના વિશેષ ગુણો

कषाया तु हिता पित्ते स्वादुपाकरसा हिमा ।
लघ्वी मण्डूकपर्णी तु तद्वद्गोजिह्विका मता ॥१६१॥

બ્રાહ્મી તૂરી છે, પિત્ત ઉપર સારી છે, સ્વાદમા તથા પાકમા મધુર છે, ટાઢી છે અને હલકી છે ગળજીભી (ભોપાથરી) પણ એવી જ છે.

ઓટીગણ, બાબચીની અથવા ગુવારની ભાજી, વટાણાની ભાજી તથા અઘેડીની ભાજીના વિશેષ ગુણો

अविदाही त्रिदोषघ्नः संग्राही सुनिषण्णकः ।
अवल्गुजः कटुः पाके तिक्तः पित्तकफापहः ॥
ईषत्तिक्तं त्रिदोषघ्नं शाकं रुच्यं सतीनजम् ।
नात्युष्णशीतं कुष्ठघ्नं काकमाच्यास्तु तद्विधम्॥१६२

ઓટીગણ (સુનિષણ્ણક) ત્રણે દોષોને હણનાર અને દસ્તને બાંધનાર છે બાબચીની અથવા ગુવારની ભાજી પાકમા કડવી, તીખી અને પિત્ત તથા કફને હણનારી છે વટાણાની ભાજી જરા કડવી, ત્રણે દોષોને હણનારી અને તીખી છે. અઘેડીની ભાજી બહુ ઉષ્ણ પણ નથી તથા બહુ શીત પણ નથી તથા કોઢને હણનારી, તીખી, જરા કડવી અને ત્રણે દોષોને પણ હણનારી છે

ભોરિંગણીના ડોડવાના વિશેષ ગુણો

कण्डूकुष्ठकृमिघ्नानि कफवातहराणि ।
फलानि बृहतीनां तु कटुतिक्तलघूनि च ॥१६३॥

ભોરિંગણી(બન્ને જાતની)ના ડોડવા તીખા છે, કડવા છે, હલકા છે અને ખરજ, કોઢ, કૃમિઓ, કફ તથા વાયુને હરનાર છે ૧૬૩

મીઠાં પટોળના વિશેષ ગુણો

कफपित्तहरं व्रण्यमुष्णं तिक्तमवातलम् ।
पटोलं कटुकं पाके वृष्यं रोचनदीपनम् ॥ १६४॥

મીઠું પટોળ કફ તથા પિત્તને હરનાર છે, વ્રણ ઉપર હિતકારી છે, ઉષ્ણવીર્ય છે, કડવું છે, વાયુ ઉત્પન્ન કરનાર નથી, પાકમાં તીખું છે, વીર્ય વધારનાર છે, રુચિ ઉપજાવનાર છે અને અગ્નિને દીપ્ત કરનાર છે. ૧૬૪

રીંગણાં, કંટોલાં તથા કારેલાંના વિશેષ ગુણો

कफवातहरं तिक्तं रोचनं कटुकं लघु ।
वार्ताकं दीपनं प्रोक्तं जीर्णं सक्षारपित्तलम् ॥
तद्वत्कर्कोटकं प्रोक्तं कारवेल्लकमेव च ॥ १६५॥

રીંગણું કફ તથા વાયુ હરનાર, કડવું, રુચિકારક, તીખું, હલકું અને અગ્નિને દીપ્ત કરનાર છે. પાકી ગયેલું રીંગણું ક્ષારતાવાળું છે અને પિત્ત ઉત્પન્ન કરનાર છે. કંટોલામાં અને કારેલામાં પણ એવા જ ગુણો છે. ૧૬૫

અરડૂસીની, નેતરના અગ્રોની, ગળોની, લીંબડાની, ખડસલિયાની અને કરિયાતાની ભાજીના વિશેષ ગુણો

आटरूषकवेत्राग्रगुडूचीनिम्बपर्पटाः ।
किराततिक्तसहितास्तिक्ताः पित्तकफापहाः ॥१६६

અરડૂસીની, નેતરના અગ્રોની, ગળોની, લીંબડાની, ખડસલિયાની અને કરિયાતાની ભાજી કડવી તથા પિત્ત અને કફને મટાડનારી છે. ૧૬૬

વાયવરણાંની તથા કુંવાડિયાની ભાજીના વિશેષ ગુણો

कफापहं शाकमुक्तं वरुणप्रपुनाडयोः ।
रूक्षं लघु च शीतं च वातपित्तप्रकोपणम् ॥१६७॥

વાયવરણાંની ભાજી તથા કુંવાડિયાની ભાજી કફને હણનારી છે, રૂક્ષ છે, હલકી છે, ટાઢી છે અને વાયુને તથા પિત્તને પ્રકુપિત કરનારી છે. ૧૬૭

શરપંખાની તથા કસુંબાની ભાજીના વિશેષ ગુણો

दीपनं कालशाकं तु गरदोषहरं कटु ।
कौसुम्भं मधुरं रूक्षमुष्णं श्लेष्महरं लघु ॥ १६८॥

શરપંખાની ભાજી અગ્નિને દીપ્ત કરનાર છે, ઝેરના દોષને હરનાર છે અને તીખી છે. (ભાવપ્રકાશમાં શરપંખાને કડવો કહ્યો છે. ડલ્હન તો કાલશાક એટલે શ્રાદ્ધને લાયક શાક એટલોજ અર્થ આપે છે.) કસૂંબાની ભાજી મધુર છે, રૂક્ષ છે, ઉષ્ણ છે, કફને હરનાર છે અને હલકી છે. ૧૬૮

નાળા નામના પાણીમાં થતા વેલાની ભાજીના ગુણો

वातलं नालिकाशाकं पित्तघ्नं मधुरं च तत् ।
ग्रहण्यर्शोविकारघ्नी साम्ला वातकफेऽहिता ॥१६९

નાળાની ભાજી વાયુ કરનાર છે, પિત્ત હરનાર છે, મધુર છે, ગ્રહણી તથા અરશને મટાડનારી છે, ખટાશવાળી છે અને વાયુ તથા કફ ઉપર અહિતકર છે. ૧૬૯

ખાટી લૂણી-ચુક્રોની ભાજીના વિશેષ ગુણો

उष्णा कषायमधुरा चाङ्गेरी चाग्निदीपनी ॥१७०॥

ખાટી લૂણી ઉષ્ણ વીર્યવાળી છે, પેટામાં તૂરી તથા મધુર છે અને અગ્નિને દીપ્ત કરે છે. ૧૭૦

લૂણી વગેરે ભાજીઓ અને તેઓના સામાન્ય ગુણો

लोणिकाजातुकपर्णिकापत्तूरजीवकसुवर्चलाकुस्तकुठिञ्जरकुन्तलिकाकुरण्टिकाप्रभृतीनि ॥
स्वादुपाकरसाः शीताः कफघ्ना नातिपित्तलाः ।
लवणानुरसा रूक्षाः सक्षारा वातलाः सराः ॥१७१

લૂણી, જાતુક, પર્ણિકા (વાલોળપાનડી), પત્તૂર, જીવક, સુવર્ચલા, કુરબક, કુઠિંજર (તુલસીની જાત), પરપોટી અને આગિયો વગેરે ભાજીઓ પાકમાં તથા રસમાં મધુર છે, ટાઢી છે, કફને હણનારી છે, બહુ પિત્ત કરનારી નથી, રૂક્ષ છે, ક્ષારવાળી છે, વાયુને ઉત્પન્ન કરનાર છે અને દસ્ત લગાડનાર છે. (આમાં જાતુક, પત્તૂર, જીવક, સુવર્ચલા અને કુરબકના ગુજરાતી પર્યાયો મળ્યા નથી. ડલ્હને આ સ્થાનના ૨૦ મા અધ્યાયના ૫ મા વિષયમાં જાતુશાકનો અર્થ 'પૌષ્કરશાક' આપેલો છે.) ૧૭૧

પરપોટી તથા આગિયાની ભાજીના વિશેષ ગુણો
स्वादुतिक्ता कुन्तलिका सकषाया कुरण्टिका ॥१७२
પરપોટી મધુર છે તથા કડવી છે અને આગિયો તૂરાશવાળો છે. ૧૭૨

કાળી રાઈની ભાજીના તથા કપૂર કાચરીની ભાજીના ગુણો
संग्राहि शीतलं चापि लघु दोषविरोधि च।
राजक्षवकशाकं तु शटीशाकं तु तद्विधम् ॥१७३॥
કાળી રાઈની ભાજી દસ્તને સૂકવનાર, શીતળ, હલકી અને દોષોથી વિરુદ્ધ નથી. કપૂર-કાચરીની ભાજી પણ એવી જ છે. ૧૭૩

ચણેચીના તથા વટાણાના શાકના વિશેષ ગુણો
स्वादुपाकरसं शाकं दुर्जरं हरिमन्थजम्।
मेदनं मधुरं रूक्षं कलायमतिवातलम् ॥ १७४ ॥
ચણેચીનું શાક રસમાં તથા પાકમાં મધુર છે અને માંડ પચે એવું છે. વટાણાનું શાક દસ્તની પ્રવૃત્તિ કરનાર, મધુર, રૂક્ષ અને અત્યંત વાયુ કરનાર છે. (૧૪૮મા વિષયમાં પણ વટાણાના શાકના ગુણો કહ્યા છે અને અહીં પણ કહ્યા છે, તેથી અહીં બીજી કોઈ જાતના વટાણા સમજવા.) ૧૭૪

ગુચ્છકરંજનાં પાંદડાંના ગુણો
स्रंसनं कटुकं पाके लघु वातकफापहम्।
शोफघ्नमुष्णवीर्यं तु पत्रं पूतिकरञ्जजम् ॥ १७५॥
ગુચ્છકરંજનાં પાંદડાં મળને પાડનાર, પાકમાં તીખાં, હલકાં, વાયુ તથા કફને હણનારાં, સોજાને મટાડનારાં અને ઉષ્ણ વીર્યવાળાં છે. ૧૭૫

નાગરવેલનાં પાનના ગુણો
ताम्बूलपत्रं तीक्ष्णोष्णं कटु पित्तप्रकोपणम्।
सुगन्धि विशदं तिक्तं स्वर्यं वातकफापहम् ॥
स्रंसनं कटुकं पाके कषायं वह्निदीपनम्।
वक्त्रकण्डूमलक्लेददौर्गन्ध्यादिविशोधनम् ॥१७६
નાગરવેલનું પાન તીક્ષ્ણ, ઉષ્ણવીર્યવાળું, તીખું, પિત્તને પ્રકુપિત કરનાર, સુગંધી, ચીકાશ વગરનું છે, કડવું છે, સ્વરને સારો કરનાર, વાયુ તથા કફને ટાળનાર, મળને સ્થાનથી પાડનાર, પાકમાં તીખું, તૂરું, અગ્નિને દીપ્ત કરનાર અને મોઢાની ખરજ, મળ, ચીકાશ તથા દુર્ગંધપણું વગેરેને સાફ કરનાર છે. ૧૭૬

इति शाकवर्गः।

## अथ पुष्पवर्गः।

કાંચનારના પુષ્પોની ભાજીઓના ગુણો

कोविदारशणशाल्मलीपुष्पाणि मधुराणि मधुरविपाकानि रक्तपित्तहराणि च। वृषागस्त्ययोः पुष्पाणि तिक्तानि कटुविपाकानि क्षयकासापहानि च। मधुशिग्रुकरीरकुसुमानि कटुविपाकानि वातहराणि सृष्टमूत्रपुरीषाणि च।
आगस्त्यं नातिशीतोष्णं नक्तान्धानां प्रशस्यते।
रक्तवृक्षस्य निम्बस्य मुष्ककार्कासनस्य च ॥
कफपित्तहरं पुष्पं कुष्ठघ्नं कुटजस्य च।
सतिक्तं मधुरं शीतं पद्मं पित्तकफापहम् ॥
मधुरं पिच्छिलं स्निग्धं कुमुदं ह्लादि शीतलम्।
तस्मादल्पान्तरगुणे विद्यात्कुवलयोत्पले ॥
सिन्दुवारं विजानीयाद्धितं पित्तविनाशनम्।
मालतीमल्लिके तिक्ते सौरभ्यात्पित्तनाशने ॥
सुगन्धि विशदं हृद्यं बाकुलं पाटलानि च।
श्लेष्मपित्तविषघ्नं तु नागं तद्वच्च कुङ्कुमम् ॥
चम्पकं रक्तपित्तघ्नं शीतोष्णं कफनाशनम्।
किंशुकं कफपित्तघ्नं तद्वदेव कुरण्टकम् ॥
यथावृक्षं विजानीयात्पुष्पं वृक्षोचितं तथा।
मधुशिग्रुकरीराणि कटुश्लेष्महराणि च ॥ १७७॥

કાંચનારનાં, શણનાં અને શીમળાનાં પુષ્પો મધુર છે, વિપાકમાં પણ મધુર છે અને રક્તપિત્ત હરનારાં છે. અરડૂસીનાં તથા અગથિયાનાં પુષ્પો કડવાં છે, વિપાકમાં તીખાં છે અને ક્ષય તથા ખાંસી ટાળનારાં છે. રાતાં સરગવાનાં અને

કેરડાનાં પુષ્પો વિપાકમાં તીખાં છે, વાયુ હરનારાં છે અને વિષ્ઠા તથા મૂત્રની વિશેષ પ્રવૃત્તિ કરાવનારાં છે. અગથિયાનું પુષ્પ અત્યંત શીતળ નથી તથા અત્યંત ઉષ્ણ પણ નથી અને રાત્રે નહિ દેખતા લોકોને હિતકારી છે. રક્તવૃક્ષ- (પર્યાય મળ્યો નથી)નું, લીંબડાનું, મરખાનું, આકડાનું, બીબલાનું અને ઇંદ્રજવનું ફૂલ કફ તથા પિત્ત હરનાર છે અને કોઢને ટાળનાર છે. કમળનું પુષ્પ કડવાશવાળું છે, મધુર છે, શીત છે અને પિત્ત તથા કફને ટાળનાર છે. કુમુદ નામના રાત્રિવિકાસી કમળનું ફૂલ મધુર, ચીકાશવાળું, સ્નિગ્ધ તથા સુખદાયી છે અને શીતળ છે. કુવલય અને ઉત્પલ એ નામનાં કમળોનાં પુષ્પો લગભગ કુમુદનાં પુષ્પ જેવા જ ગુણોવાળાં છે. (કુવલય પણ રાત્રિવિકાસી જ છે.) નગોડનું પુષ્પ હિતકારી છે અને પિત્તને ટાળનાર છે. માલતીનાં ફૂલ અને મોગરાનાં ફૂલ કડવાં છે અને સુગંધથી પિત્તનો નાશ કરનારાં છે. બોલસરીનાં તથા પાડલનાં પુષ્પો સુગંધી છે, ચીકાશ વગરનાં છે અને પ્રિય લાગે એવાં છે. નાગકેસરનાં તથા કેસરનાં પુષ્પો કફ, પિત્ત તથા વિષને હણનારાં છે. ચંપાનું પુષ્પ રક્તપિત્તને હણનાર છે, શીત છે, ઉષ્ણ પણ છે અને કફને નષ્ટ કરનાર છે. ખાખરાનું ફૂલ અને કાંટાઅશેળિયાનું ફૂલ કફ તથા પિત્તને હણનાર છે. આ પ્રકરણમાં જે પુષ્પોના ગુણો નથી કહ્યા, તે પુષ્પોના ગુણો તેઓનાં વૃક્ષોના ગુણો પ્રમાણે જાણી લેવા. રાતા સરગવાની અને કેરડાની ડાંડલીઓ તીખી છે અને કફને હણનારી છે. ૧૭૭

ઉદ્‌ભિદ (ધરતીને ફોડી નીકળનારાં) શાકોના ગુણો

क्षवककुलेचरवंशकरीरप्रभृतीनि कफहराणि सृष्टमूत्रपुरीषाणि ॥

क्षवकं कृमिलं तेषु स्वादुपाकं सपिच्छिलम् ।
विष्यन्दि वातलं नातिपित्तश्लेष्मकरं च तत् ॥
वेणोः करीराः कफला मधुरा रसपाकतः ।
विदाहिनो वातकराः सकषाया विरूक्षणाः ॥

उद्भिदानि पलालेक्षुकरीषवेणुक्षितिजानि। तत्र पलालजातं मधुरं मधुरविपाकं रूक्षं दोषप्रशमनं च। इक्षुजं मधुरं कषायानुरसं कटुकं शीतलं च। तद्वदेवोष्णं कारीषं वातकोपनं च। वेणुजातं कषायं वातकोपनं च। भूमिजं गुरु नातिवातलं भूमितथास्यानुरमः ॥१७८॥

ક્ષવક (અપ્રસિદ્ધ છે), ચોમાસામાં ઊગતા બિલાડીના ટોપ અને વાંસના અંકુર વગેરે શાકો કફ હરનારાં છે અને વિષ્ઠા તથા મૂત્રની વિશેષ પ્રવૃત્તિ કરનારાં છે. એમાં ક્ષવક કૃમિઓને ઉત્પન્ન કરનાર છે, પાકમાં મધુર છે, ચીકાશવાળું છે, કફનો સ્રાવ કરનાર છે, વાયુને વધારનાર છે અને કફ તથા પિત્તને કાંઈક ઉત્પન્ન કરનાર છે. વાંસના અંકુરો કફ ઉત્પન્ન કરનારા છે, રસમાં તથા પાકમાં મધુર છે, પાક્યા પહેલાં બળતરા ઉત્પન્ન કરનારા છે, વાયુ કરનારા છે, તૂરાશવાળા છે અને રૂક્ષતા કરનારા છે. બિલાડીના ટોપો ધાન્યનાં ફોતરાંઓ વગેરેમાં, શેલડીઓમાં, છાણમાં, વાંસમાં અને પૃથ્વીમાં થાય છે. તેમાં ફોતરાંઓ વગેરેમાં ઉત્પન્ન થયેલા ટોપો મધુર છે, વિપાકમાં પણ મધુર છે, રૂક્ષ છે અને દોષોને શાંત કરનારા છે. શેલડીમાં ઉત્પન્ન થયેલા ટોપો મધુર છે, પેટામાં તૂરાશવાળા છે, તીખા અને શીતળ છે. છાણમાં ઉત્પન્ન થયેલા ટોપો ઉષ્ણ વીર્યવાળા છે, તૂરા છે અને વાયુને પ્રકુપિત કરનારા છે. વાંસમાં ઉત્પન્ન થયેલા ટોપો તૂરા છે અને વાયુને પ્રકુપિત કરનારા છે. પૃથ્વીમાં ઉત્પન્ન થયેલા ટોપો ભારે છે, વાયુને અત્યંત ઉત્પન્ન કરનારા નથી અને જે પૃથ્વીમાં ઉત્પન્ન થયા હોય, તે પૃથ્વીને

અનુસરતા ગુણોવાળા હોય છે. ૧૭૮

ખોળ વગેરેનાં શાકોના તથા વડીઓ અને ખેરા વગેરે શુષ્ક શાકોના ગુણો

पिण्याकतिलकल्कस्थूणिकाशुष्कशाकानि सर्वदोषप्रकोपणानि ।
विष्टम्भिनः स्मृताः सर्वे वटका वातकोपनाः ।
सिण्डाकी वातला सान्द्रा रुचिष्यानलदीपनी ॥

સરસવ તથા અળશી વગેરેના ખોળ, તલના ખોળ અને વડીઓ તથા ખેરા વગેરે શુષ્ક શાકો સર્વ દોષોને પ્રકુપિત કરનારાં છે. સર્વ પ્રકારના ખેરા તથા વડીઓ દસ્ત અટકાવનાર છે અને વાયુને પ્રકુપિત કરનાર છે. મૂળા વગેરેને કાંઈક બાફી–કચરી, સુગંધી પદાર્થોથી તથા રાઈ વગેરે તીખા પદાર્થોથી યુક્ત કરીને આથ્યા હોય, તે સિંડાકી કહેવાય છે. એ સિંડાકી વાયુને ઉત્પન્ન કરનારી છે, પુષ્ટિ આપનારી છે, રુચિકારક છે અને અગ્નિને દીપ્ત કરનારી છે. ૧૭૯

મધુર શાકોના સામાન્ય ગુણો

विड्भेदि गुरु रूक्षं च प्रायो विष्टम्भिदुर्जरम् ।
सकषायं च सर्वं हि स्वादु शाकमुदाहृतम् ॥
पुष्पं पत्रं फलं नालं कन्दाश्च गुरवः क्रमात् ॥१८०॥

સઘળાં મધુર શાકો વિષ્ઠાનું ભેદન કરનારાં (દસ્ત ઉત્પન્ન કરનારાં) છે, ભારે છે, રૂક્ષ છે, ઘણું કરી દસ્ત અટકાવીને તેની વ્યથા તથા શૂલ સહિત પ્રવૃત્તિ કરનારાં છે, માંડ પચે એવાં છે અને તૂરાશવાળાં છે. પુષ્પશાક કરતાં પત્રશાક ભારે છે, પત્રશાક કરતાં ફળશાક ભારે છે, ફળશાક કરતાં નાળશાક (ડાંડલીઆરૂપ શાક) ભારે છે અને નાળશાક કરતાં કંદશાક ભારે છે. ૧૮૦

કેવા પત્રશાક(પાંદડાંરૂપ શાક)નો ત્યાગ કરવો?

कर्कशं परिजीर्णं च कृमिजुष्टमदेशजम् ।
वर्जयेत्पत्रशाकं तद्यदकालविरोहि च ॥१८१॥

જે પત્રશાક કઠોર સ્પર્શવાળું, જૂનું, કીડાઓએ ખાધેલું, અયોગ્ય પ્રદેશમાં ઉત્પન્ન થયેલું કે અયોગ્ય કાળમાં ઊગેલું હોય તેનો ત્યાગ કરવો.

કંદો અને તેઓના સામાન્ય ગુણો

कन्दानत ऊर्ध्वं वक्ष्यामः–विदारीकन्दशतावरीबिसमृणालशृङ्गाटककशेरुकपिण्डालुकमध्वालुकहस्त्यालुककाष्ठालुकशङ्खालुकरक्तालुकेन्दीवरोत्पलकन्दप्रभृतीनि ॥
रक्तपित्तहराण्याहुः शीतानि मधुराणि च ।
गुरूणि बहुशुक्राणि स्तन्यवृद्धिकराणि च ॥१८२॥

હવે કંદો વિષે કહીએ છીએ: ફગવેલાનો કંદ, શતાવરી, કમળનાં મૂળ, તેમાંથી ઉત્પન્ન થયેલા જાડા દાંડલા, મૃણાલો, શિંગોડાં, કસેરુકંદ, પિંડાલુક[1], મધ્વાલુક, હસ્ત્યાલુક, કાષ્ઠાલુક, શંખાલુક, રક્તાલુક (રતાળુ), ઇંદીવર નામના કમળનો કંદ અને ઉત્પલ નામના કમળનો કંદ વગેરે કંદો કહેવાય છે. (આમાં જે કેટલાંક અકંદ છે, તેઓને પણ ગુણસામ્યને લીધે સાથે ગણી દીધાં હોય એમ જણાય છે.)

કંદો રક્તપિત્તને હરનારા, ટાઢા, મધુર, ભારે, વીર્યને ઘણું કરનારા અને ધાવણની વૃદ્ધિ કરનારા કહેવાય છે. ૧૮૨

વિદારીકંદના વિશેષ ગુણો

मधुरो बृंहणो वृष्यः शीतः स्वर्योऽतिमूत्रलः ।
विदारीकन्दो बल्यस्तु पित्तवातहरस्तु सः ॥१८३॥

વિદારીકંદ (ફગવેલાનો કંદ) મધુર છે, પુષ્ટિ કરનાર છે, વીર્ય વધારનાર છે, ટાઢો છે, સ્વર સારો કરનાર છે, મૂત્રને અત્યંત વધારે

૧ હાલ જે અનેક જાતના કંદો થાય છે તેઓમાં કેટલાક પિંડાલુક તથા મધ્યાલુક વગેરે અહીં લખેલા કંદો જ હશે, પણ નામોના ફેરફાર થઈ જવાથી લખ્યા પ્રમાણે ઓળખી શકાતા નથી. જંગલમાં પણ અનેક કંદો થાય છે કે જેઓમાં કેટલાક ખાવા યોગ્ય હોય છે અને કેટલાક ઝેરી હોય છે. સાધુલોકો ઝેરી કંદોને પણ ખટાશમાં બાફી ઝેર વગરના કરીને ખાય છે.

છે, બળ આપે છે અને પિત્ત તથા વાયુને હરે છે.

શતાવરીના વિશેષ ગુણો

वातपित्तहरी वृष्या स्वादुतिक्ता शतावरी।
महती चैव हृद्या च मेधाग्निबलवर्द्धिनी॥
ग्रहण्यर्शोविकारघ्नी वृष्या शीता रसायनी।
कफपित्तहरास्तिक्तास्तस्या एवाङ्कुराः स्मृताः॥१८४

શતાવરી વાયુ તથા પિત્તને હરનારી છે, વીર્ય વધારનારી છે અને મધુર તથા કડવી છે. મોટી શતાવરી હૃદયને સારું કરે છે; બુદ્ધિ, અગ્નિ તથા બળ વધારનારી છે, ગ્રહણી તથા અરશના રોગને હણનારી છે, વીર્યને વધારનારી છે, ટાઢી છે અને રસાયન છે. શતાવરીના અંકુરો કફ તથા પિત્ત હરનારા છે અને કડવા છે. ૧૮૪

કમળના મૂળમાં થયેલા અંકુરોના વિશેષ ગુણો

अविदाहि त्रिसं प्रोक्तं रक्तपित्तप्रसादनम्।
विष्टम्भि दुर्जरं रूक्षं विरसं मारुतावहम्॥१८५॥

કમળના અંકુરો બળતરાને ઉત્પન્ન કરનાર નથી, રક્તપિત્તને સ્વચ્છ કરનાર છે, દસ્ત અટકાવનાર છે, માંડ પચે એવા છે, રૂક્ષ છે, રસરહિત છે અને વાયુ ઉત્પન્ન કરનાર છે. ૧૮૫

શિંગોડાના-કસેરૂકંદના વિશેષ ગુણો

गुरू विष्टम्भिशीतौ च शृङ्गाटककशेरुकौ॥१८६॥

શિંગોડું તથા કસેરૂકંદ ભારે છે અને દસ્ત અટકાવનાર તથા શીતળ છે. ૧૮૬

પિંડાલુકના વિશેષ ગુણો

पिण्डालुकं कफकरं गुरु वातप्रकोपणम्॥१८७॥

પિંડાલુક કફ કરનાર, ભારે અને વાયુને પ્રકુપિત કરનાર છે. ૧૮૭

સુરેન્દ્રકંદ(શકરકંદ)ના વિશેષ ગુણો

सुरेन्द्रकन्दः श्लेष्मघ्नो विपाके कटुपित्तकृत्॥१८८॥

શકરકંદ કફને હણનાર છે, વિપાકમાં તીખો અને પિત્ત કરનાર છે. ૧૮૮

વાંસના અંકુરોના વિશેષ ગુણો

वेणोः करीरा गुरवः कफमारुतकोपनाः॥१८९॥

વાંસના અંકુરો ભારે, કફ તથા વાયુને પ્રકુપિત કરનારા છે. ૧૮૯

સૂરણ આદિ કંદો-તેઓના સામાન્ય ગુણો

स्थूलसूरणमाणकप्रभृतयः कन्दा ईषत्कषायाः कटुका रूक्षा विष्टम्भिनो गुरवः कफवातलाः पित्तहराश्च॥१९०॥

સ્થૂલ, સૂરણ અને માણક (માનકંદ) વગેરે પણ કંદો જ છે અને તેઓ જરાક તૂરા, તીખા, રૂક્ષ, દસ્તની અટકાયત કરનારા, ભારે, કફ તથા વાયુ વધારનારા છે અને પિત્ત હરનારા છે. ૧૯૦

એમાંના કેટલાક કંદોના વિશેષ ગુણો

माणकं स्वादु शीतं च गुरु चापि प्रकीर्तितम्।
स्थूलकन्दस्तु नात्युष्णः सूरणो गुदकीलहा॥
कुमुदोत्पलपद्मानां कन्दा मारुतकोपनाः।
कषायाः पित्तशमना विपाके मधुरा हिमाः॥
वाराहकन्दः श्लेष्मघ्नः कटुको रसपाकतः।
मेहकुष्ठकृमिहरो बल्यो वृष्यो रसायनः॥१९१॥

માનકંદ મધુર છે, શીતળ છે અને ભારે છે. સ્થૂલકંદ અત્યંત ઉષ્ણ નથી. સૂરણ અરશને મટાડનાર છે. કુમુદ, ઉત્પલ અને પદ્મ (શ્વેત કમળ) વગેરે જાતનાં કમળોના કંદો વાયુને પ્રકુપિત કરનારા છે, તૂરા છે, પિત્તને શાંત કરનારા છે, પાકમાં મધુર છે અને ટાઢા છે. વારાહીકંદ કફ હણનાર છે, રસમાં તથા પાકમાં તીખો છે, બળ આપનાર છે; વીર્ય વધારનાર છે, રસાયન છે અને પ્રમેહ, કોઢ તથા કૃમિઓને હરનાર છે. ૧૯૧

તાડી વગેરેનાં અગ્રોની મજ્જાના ગુણો

तालनालिकेरखर्जूरप्रभृतीनां मस्तकमज्जानः।
स्वादुपाकरसानाहु रक्तपित्तहरांस्तथा॥
शुक्रलाननिलघ्नांश्च कफवृद्धिकरानपि॥१९२॥

તાડી, નાળિયેરી અને ખજૂરીઓની અગ્રોની મજ્જાઓ રસમાં તથા પાકમાં મધુર છે, રક્તપિત્ત તથા વાયુ હરનારી છે અને કફ તથા

વીર્યને વધારનાર છે. ૧૯૨

કેવા કંદનો ત્યાગ કરવો?

वालं ह्यनार्तवं जीर्णं व्याधितं क्रिमिभक्षितम् ।
कन्दं विवर्जयेत्सर्वं यो वा सम्यङ्न रोहति ॥१९३॥

જે કંદ કાચો, ઋતુ વગર ઉત્પન્ન થયેલો, જૂનો, કરદવાળો, કીડાઓએ ખાધેલો કે વાવતાં બરાબર ન ઊગે એવો હોય, તે સર્વ કંદનો ત્યાગ કરવો. ૧૯૩

લવણો અને તેઓના સામાન્ય ગુણો

अथ लवणानि ।

सैन्धवसामुद्रविडसौवर्चलरोमकौद्भिदप्रभृतीनि लवणानि यथोत्तरमुष्णानि वातहराणि कफपित्तकराणि यथापूर्वं स्निग्धानि स्वादूनि सृष्टमूत्रपुरीषाणि चेति ॥१९४॥

સૈંધવ, દરિયાઈલૂણ, બિડલૂણ, સંચળ, વડાગરું અને ઔદ્‌ભિદ (પૃથ્વીને ફોડીને નીકળતા ક્ષારજળને સૂર્યનાં કિરણોથી અથવા અગ્નિથી તપાવીને જે લૂણ બનાવવામાં આવે છે તે) વગેરે લવણો કહેવાય છે. તેઓ ઉત્તરોત્તર એટલે સૈંધવ કરતાં દરિયાઈલૂણ, દરિયાઈલૂણ કરતાં બિડલૂણ, બિડલૂણ કરતાં સંચળ, સંચળ કરતાં વડાગરું અને વડાગરું કરતાં ઔદ્‌ભિદ વધારે ઉષ્ણ છે, વધારે વાયુ હરનાર છે અને વધારે કફ તથા પિત્ત કરનાર છે. ઔદ્‌ભિદ કરતાં વડાગરું, વડાગરા કરતાં સંચળ, સંચળ કરતાં બિડલૂણ, બિડલૂણ કરતાં દરિયાઈલૂણ અને દરિયાઈલૂણ કરતાં સૈંધવ વધારે સ્નિગ્ધ છે, વધારે સ્વાદયુક્ત છે અને વધારે મૂત્ર તથા વિષ્ઠાની પ્રવૃત્તિ કરાવનાર છે. ૧૯૪

સૈંધવના વિશેષ ગુણો

चक्षुष्यं सैन्धवं हृद्यं रुच्यं लघ्वग्निदीपनम् ।
स्निग्धं समधुरं वृष्यं शीतं दोषघ्नमुत्तमम् ॥१९५॥

સૈંધવ ચક્ષુનું હિત કરનાર છે, હૃદયને પ્રિય લાગે એવું છે, રુચિકારક છે, હલકું છે, અગ્નિને દીપ્ત કરનાર છે, સ્નિગ્ધ છે, મધુર છે, વીર્ય વધારનાર છે, ટાઢું છે, દોષોને હણનાર છે અને સઘળાં લૂણોથી ઉત્તમ છે. (આ લૂણ સિંધદેશની અમુક ખાણમાં ઉત્પન્ન થાય છે, તેથી સૈંધવ કહેવાય છે). ૧૯૫

સામુદ્ર (દરિયાઈલૂણ)ના વિશેષ ગુણો

सामुद्रं मधुरं पाके नात्युष्णमविदाहि च ।
भेदनं स्निग्धमीषच्च शूलघ्नं नातिपित्तलम् ॥१९६॥

દરિયાઈલૂણ પાકમાં મધુર છે; અત્યંત ઉષ્ણ નથી, બળતરા કરનારું નથી, દસ્ત લાવનાર છે, કાંઈક સ્નિગ્ધ છે, શૂળ ટાળનાર છે અને કાંઈક પિત્ત કરનાર છે. (આ લૂણ દરિયાના પાણીને જમાવીને બનાવવામાં આવે છે, તેથી સામુદ્ર કહેવાય છે.) ૧૯૬

બિડલૂણના વિશેષ ગુણો

सक्षारं दीपनं सूक्ष्मं शूलहृद्रोगनाशनम् ।
रोचनं तीक्ष्णमुष्णं च विडं वातानुलोमनम् ॥१९७॥

બિડલૂણ ક્ષારવાળું છે, અગ્નિને દીપ્ત કરનાર છે, સૂક્ષ્મ સ્રોતોમાં પેસી જાય એવું છે, શૂળ તથા હૃદયના રોગને નષ્ટ કરનાર છે, રુચિ ઉપજાવનાર છે, તીક્ષ્ણ છે, ઉષ્ણ છે અને સ્રોતોની શુદ્ધિ કરનારું હોવાથી વાયુને ગતિ આપનાર છે. (આ લૂણ પ્રસારણીના પુટ દઈને જે ક્ષાર બનાવવામાં આવે છે તે છે.) ૧૯૭

સંચળના વિશેષ ગુણો

लघु सौवर्चलं पाके वीर्योष्णं विशदं कटु ।
गुल्मशूलविबन्धघ्नं हृद्यं सुरभि रोचनम् ॥१९८॥

સંચળ પાકમાં હલકું, ઉષ્ણવીર્યવાળું, ચીકાશ વગરનું, તીખું, રુચિકારક અને ગુલ્મ, શૂળ તથા મળબંધને ટાળનાર છે. (સાજીખાર અને દરિયાઈલૂણમાંથી સંચળ બનાવવામાં આવે છે.)

વડાગરાના વિશેષ ગુણો

रोमकं तीक्ष्णमत्युष्णं व्यवायि कटुपाकि च ।
वातघ्नं लघु विष्यन्दि सूक्ष्मं विड्भेदि मूत्रलम् ॥१९९॥

વડાગરું તીક્ષ્ણ છે, અત્યંત ઉષ્ણ છે, જઠરાગ્નિથી પાકયા વિના જ સઘળા દેહમાં વ્યાપ્ત થઈને પછી પાકે એવુ છે, પાકમાં તીખું છે, વાયુ હણનાર છે, હલકું છે, કફ કરનાર છે, સ્રોતોમાં પેસી જાય એવુ છે, દસ્ત લાવનાર છે અને મૂત્રને વધારનાર છે. (આ લૂણ ખારી જમીનમાં ક્યારા બાંધી પાણી પાઈ જમાવવામાં આવે છે.) ૧૯૯

ઔદ્‌ભિદ લવણના વિશેષ ગુણો

लघु तीक्ष्णोष्णमुत्क्लेदि सूक्ष्मं वातानुलोमनम्।
सतिक्तं कटु सक्षारं विद्याल्लवणमौद्भिदम् ॥२००॥

ઔદ્‌ભિદ લવણ હલકું છે, તીક્ષ્ણ છે, ઉષ્ણ છે, આર્દ્રપણું કરનાર છે, સ્રોતોમાં પેસી જાય એવુ છે, વાયુને અનુકૂળ કરનાર છે, કડવાશવાળું છે, તીખું છે અને ક્ષારવાળું છે. ૨૦૦

ગડલવણ(વડાગરાની જાત)ના વિશેષ ગુણો

कफवातक्रिमिघ्नं च लेखनं पित्तकोपनम्।
दीपनं पाचनं मेदि लवणं गुटिकाह्वयम् ॥२०१॥

ગડલવણ મલાદિકને ઉખેડનાર છે, પિત્તને પ્રકુપિત કરનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, દસ્ત લાવનાર છે અને કફ, વાયુ તથા કૃમિઓને ટાળનાર છે. ૨૦૧

ધરતીના ખારા વગેરે લવણોના ગુણો

ऊषप्रसूतं वालुकैलं शैलमूलाकरोद्भवम्।
लवणं कटुकं छेदि विहितं कटु चोच्यते ॥२०२॥

ખારી જમીનમાં થતો ખારો, રેતાળ જમીનનો ખારો, પહાડી ખારો અને ખાણમાં થયેલો ખારો વગેરે લવણો તીખાં છે અને કફને કાપનારાં છે. આ સિવાય બનાવટથી કરેલાં બીજાં પણ લવણો તીખાં જ કહેવામાં આવે છે. ૨૦૨

ક્ષારો અને તેઓના સામાન્ય ગુણો

यवक्षारस्वर्जिकाक्षारपाकिमटङ्कणक्षाराः।
गुल्मार्शोग्रहणीदोषशर्कराश्मरिनाशनाः॥
क्षारास्तु पाचनाः सर्वे रक्तपित्तकराः स्मृताः ॥२०३॥

જવખાર, સાજીખાર, પાકિમ (પકાવીને કરેલો પ્રતિસારણીય તથા પાનીય ક્ષાર) અને ટંકણખાર એ ક્ષારો કહેવાય છે. સઘળા ક્ષારો દ્રવ્યણાદિકનું પાચન કરનારા છે, રક્તપિત્ત કરનારા છે અને ગુલ્મ, અરશ, ગ્રહણીદોષ, કાંકરી તથા પથરીને નષ્ટ કરનારા છે. ૨૦૩

સાજીખાર-જવખારના વિશેષ ગુણો

ज्ञेयौ वह्निसमौ क्षारौ स्वर्जिकायावशूकजौ।
शुक्रश्लेष्मविबन्धार्शोगुल्मप्लीहविनाशनौ ॥२०४॥

સાજીખાર અને જવખાર એ બન્ને ક્ષારો અગ્નિ જેવા ગુણોવાળા છે અને વીર્ય, કફ, મલબંધ, અરશ, ગુલ્મ તથા બરલના દર્દને નષ્ટ કરનારા છે. ૨૦૪

ખારી જમીનના ખારાના વિશેષ ગુણો

उष्णोऽनिलघ्नः प्रक्लेदी चोपक्षारो बलापहः ॥२०५॥

ખારી જમીનનો ખારો વાયુ હણનાર છે, ભીનાશ કરનાર છે અને બળને નષ્ટ કરનાર છે.

પાકિમ ક્ષારના વિશેષ ગુણો

मेदोघ्नः पाकिमः क्षारो मूत्रवस्तिविशोधनः ॥२०६॥

પાકિમ ક્ષાર મેદને તોડનાર છે અને મૂત્ર તથા મૂત્રાશયને શુદ્ધ કરનાર છે. ૨૦૬

ટંકણખારના વિશેષ ગુણો

विरूक्षणोऽनिलकरः श्लेष्मघ्नः पित्तदूषणः।
अग्निदीप्तिकरस्तीक्ष्णष्टङ्कणः क्षार उच्यते ॥२०७॥

ટંકણખાર રૂક્ષપણું કરનાર છે, વાયુ કરનાર છે, કફ તોડનાર છે, પિત્તને દૂષિત કરનાર છે, અગ્નિ પ્રદીપ્ત કરનાર છે અને તીક્ષ્ણ છે. ૨૦૭

સુવર્ણના ગુણો

सुवर्णं स्वादु हृद्यं च बृंहणीयं रसायनम्।
दोषत्रयघ्नं शीतं च चक्षुष्यं विषसूदनम् ॥२०८॥

સુવર્ણ મધુર છે, હૃદય માટે સારું છે, પુષ્ટિ આપનાર છે, રસાયન છે, ત્રણે દોષોને હણનાર છે, ટાઢું છે, નેત્રોનુ હિત કરનાર છે અને ઝેરને

નષ્ટ કરનાર છે. ૨૦૮

રૂપાના ગુણો.

रूप्यमम्लं सरं शीतं सस्नेहं पित्तवातनुत् ॥२०९॥

રૂપું ખાટું, સ્નેહની પ્રવૃત્તિ કરનાર, ટાઢું, સ્નિગ્ધ અને પિત્ત તથા વાયુને ટાળનાર છે.

ત્રાંબાના ગુણો

ताम्रं कषायं मधुरं लेखनं शीतलं सरम् ॥२१०॥

ત્રાંબું તૂરું છે, મધુર છે, કફાદિકને ઉખેડનાર છે, ટાઢું છે અને દસ્તની પ્રવૃત્તિ કરનાર છે.

કાંસાના ગુણો

तिक्तं कांस्यं लेखनं च चक्षुष्यं कफवातजित् ॥२११

કાંસું કડવું, કફાદિકને ઉખેડનાર, નેત્રો માટે સારું અને કફ તથા વાયુને ટાળનાર છે.

લોઢાના ગુણો

वातकृच्छीतलं लोहं तृष्णापित्तकफप्रणुत् ॥२१२॥

લોઢું વાયુ કરનાર છે, ટાઢું છે અને તરશ, પિત્ત તથા કફને ટાળનાર છે. ૨૧૨

કથીર તથા સીસાના ગુણો

कटुक्रिमिघ्ने लवणे त्रपुसीसे विलेखने ॥ २१३ ॥

કથીર તથા સીસું કડવાં, કૃમિઓને હણનારાં, ખારાં અને કફાદિકને ઉખેડનારાં છે.

મણિઓ તથા તેઓના ગુણો

मुक्ताविद्रुमवज्रेन्द्रवैदूर्यस्फटिकादयः ॥
चक्षुष्या मणयः शीता लेखना विषसूदनाः ।
पवित्रा धारणीयाश्च पाप्मालक्ष्मीमलापहा ॥२१४

મોતી, પરવાળાં, હીરા, નીલમ, લસણિયા તથા સ્ફટિક વગેરે મણિઓ કહેવાય છે. મણિઓ નેત્રોનું હિત કરનાર છે, ટાઢા છે, કફને ઉખેડનારા છે, ઝેર ટાળનારા છે, પવિત્ર છે, ધારણ કરવા યોગ્ય છે અને પાપો, અલક્ષ્મી તથા મળોને ટાળનારા છે. ૨૧૪

इति लवणादिवर्गः

બીજાં ધાન્યો વગેરેના ગુણોની કલ્પનાની પદ્ધતિ

धान्येषु मांसेषु फलेषु चैव शाकेषु चानुक्तमिहाप्रमेयात् । आस्वादतो भूतगुणैश्च मत्वा तदादिशेद्द्रव्यमनल्पबुद्धिः ॥ २१५ ॥

ધાન્યો, માંસો, ફળો, શાકો તથા કંદમૂળો વગેરે પદાર્થો અપરિમિત હોવાથી સર્વના ગુણો કહેવાનું બની શકે એમ નથી, એટલા માટે જે પદાર્થોના ગુણો આ ગ્રંથમાં કહ્યા નથી, તેઓના ગુણો ઉત્તમ બુદ્ધિવાળા વૈદે રસો ઉપરથી તથા તે તે પદાર્થોને ઉત્પન્ન કરનારાં પૃથ્વી આદિ ભૂતોના ગુણો ઉપરથી કલ્પી લઈને કહેવા. ૨૧૫

ધાન્યવર્ગમાં ઉત્તમ ધાન્યો

षष्टिका यवगोधूमा लोहिता ये च शालयः ।
मुद्गाढकीमसूराश्च धान्येषु प्रवराः स्मृताः ॥२१६॥

ધાન્ય વર્ગમાં સાઠી ચોખા, જવ, ઘઉં, રાતા ચોખા, મગ, તુવેર અને મસૂર ઉત્તમ ગણાય છે.

માંસવર્ગમાં ઉત્તમ માંસો

लावतित्तिरिसारङ्गकुरङ्गैणकपिञ्जलाः ।
मयूरवर्मिकूर्माश्च श्रेष्ठा मांसगणेष्विह ॥ २१७॥

લાવાં, તેતર, ધોળાં હરણ, કુરંગ, કાળિયાર મૃગ, ધોળાં તેતર, મયૂર, વર્મિ નામનો મત્સ્ય, રોહિત (રોહિડો) નામનો મત્સ્ય અને કાચબાનાં માંસો સઘળા માંસવર્ગમાં ઉત્તમ છે. ૨૧૭

ફળવર્ગમાં ઉત્તમ ફળો

दाडिमामलकं द्राक्षा खर्जुरं सपरूपकम् ।
राजादनं मातुलुङ्गं फलवर्गे प्रशस्यते ॥ २१८ ॥

ફળવર્ગમાં દાડમ, આમળાં, દ્રાક્ષ, ખજૂર, ફાલસાં, રાણ અને બિજોરાં ઉત્તમ ગણાય છે. ૨૧૮

શાકવર્ગમાં ઉત્તમ શાકો

सतीनो वास्तुकश्चुचूचिल्लीमूलकपोतिकाः ।
मण्डूकपर्णी जीवन्ती शाकवर्गे प्रशस्यते ॥२१९॥

શાકવર્ગમાં વટાણાની ભાજી, ટાંકાની ભાજી, છૂંછની ભાજી, ચીલની ભાજી, નાના તથા

કુમળા મૂળાની ભાજી, બ્રાહ્મીની ભાજી અને રાડારૂડી તથા મીઠી ખરખોડી ઉત્તમ ગણાય છે.

દૂધ તથા ઘી કોનાં ઉત્તમ?

गव्यं क्षीरं घृतं श्रेष्ठम् ॥ २२० ॥

સઘળાં દૂધોમાં ગાયનું દૂધ ઉત્તમ છે અને સઘળાં ઘીમાં ગાયનું ઘી ઉત્તમ છે. ૨૨૦

રસોમાં ઉત્તમ રસવાળા પદાર્થો

सैन्धवं लवणेषु च ।
धात्री दाडिममम्लेषु पिप्पली नागरं कटौ ॥
तिक्ते पटोलवार्ताके मधुरे घृतमुच्यते ।
क्षौद्रं पूगफलं श्रेष्ठं कषाये सपरूपकम् ॥ २२१ ॥

લવણોમાં સિંધવ ઉત્તમ છે. અમ્લ (ખાટા) પદાર્થોમાં આમળાં તથા દાડમ ઉત્તમ છે. તીખા પદાર્થોમાં પીપર તથા સૂંઠ ઉત્તમ છે. કડવા પદાર્થોમાં પટોલ તથા રીંગણાં ઉત્તમ છે. મધુર પદાર્થોમાં ઘી તથા મધ ઉત્તમ છે અને તૂરા પદાર્થોમાં સોપારી તથા ધ્રામણાં ઉત્તમ છે. (ખાટા કરવાના પ્રયોગોમાં જ્યાં અમુક પદાર્થોનાં નામ ન આપ્યાં હોય, ત્યાં આમળાં તથા દાડમનો જ પ્રયોગ કરવો એમ આ ઉપરથી સમજી લેવું.)

શેરડીના વિકારો તથા પીવાના પદાર્થોમાં ઉત્તમ કયો?

शर्करेक्षुविकारेषु पाने मध्वासवौ तथा ॥ २२२॥

શેરડીના વિકારોમાં સાકર સર્વથી ઉત્તમ છે અને પીવાના પદાર્થોમાં દ્રાક્ષનાં મદ્ય અને આસવ ઉત્તમ છે. ૨૨૨

ધાન્યોમાં તથા માંસોમાં પ્રધાન કયું?

परिसंवत्सरं धान्यं मांसं वयसि मध्यमे ॥ २२३॥

ધાન્યોમાં જે ધાન્યને ઉત્પન્ન થયાને એક વર્ષ વીતી ગયું હોય, અર્થાત્ જે ધાન્ય એક વર્ષનું જૂનું હોય તેને ગ્રહણ કરવું અને માંસોમાં જે માંસ મધ્યમ વયવાળા પ્રાણીનું હોય તેનું માંસ ગ્રહણ કરવું. ૨૨૩

અન્નો, ફળો-શાકોમાં પ્રધાન કયું?

अपर्युषितमन्नं तु संस्कृतं मात्रया शुभम् ।
फलं पर्यागतं शाकमशुष्कं तरुणं नवम् ॥२२४॥

જે રાંધેલું અન્ન રાતવાસી ન રહ્યું હોય અને યોગ્ય માત્રાથી દેવામાં આવ્યું હોય, તેને ઉત્તમ સમજવું. ફળોમાં પાકેલા ફળને ઉત્તમ સમજવું અને શાકોમાં જે શાક સુકાયેલું ન હોય, તાજું હોય તથા કરમાયેલું ન હોય તે ઉત્તમ છે.

अथ कृतान्नवर्गः

જુદા જુદા પ્રકારનાં રાંધેલાં અન્નોના ગુણો

अतःपरं प्रवक्ष्यामि कृतान्नगुणविस्तरम् ।
लाजमण्डो विशुद्धानां पथ्यः पाचनदीपनः ।
वातानुलोमनो हृद्यः पिप्पलीनागरायुतः ॥
स्वेदाग्निजननी लघ्वी दीपनी बस्तिशोधनी ।
क्षुत्तृट्च्छ्रमग्लानिहरी पेया वातानुलोमनी ॥
विलेपी तर्पणी हृद्या ग्राहिणी बलवर्द्धनी ।
पथ्या स्वादुरसा लघ्वी दीपनी क्षुत्तृषापहा ॥
हृद्या सन्तर्पणी वृष्या बृंहणी बलवर्द्धनी ।
शाकमांसफलैर्युक्ता विलेप्यम्ला च दुर्जरा ॥
सिक्थैर्विरहितो मण्डः पेया सिक्थसमन्विता ॥
विलेपी बहुसिक्था स्याद्यवागूर्विरलद्रवा ।
विष्टम्भी पायसो बल्यो मेदःकफकरो गुरुः॥
कफपित्तकरी बल्या कृशराऽनिलनाशनी ।
धौतस्तु विमलः शुद्धो मनोज्ञः सुरभिः समः ॥
स्विन्नः सुप्रस्रुतस्तूष्णो विशदस्त्वोदनो लघुः ।
अधौतोऽप्रस्रुतोऽस्विन्नः शीतश्चाप्योदनो गुरुः ॥
लघुः सुगन्धिः कफहा विज्ञेयो भृष्टतण्डुलः ।
स्नेहैर्मांसैः फलैः कन्दैर्वैदलाम्लैश्च संयुताः ॥
गुरवो बृंहणा बल्या ये च क्षीरोपसाधिताः ।
सुस्विन्नो निस्तुषो भृष्ट ईषत्सूपो लघुर्हितः ॥
स्विन्नं निष्पीडितं शाकं हितं स्यात्स्नेहसंस्कृतम् ।
अस्विन्नं स्नेहरहितमपीडितमतोऽन्यथा ॥२२५॥

હવે રાંધેલાં અન્નોના ગુણો વિષે વિસ્તારથી

કહું છું. જેમાં કણીઓ ન હોય, એવો રાબનો જ ઉપરનો ભાગ તે મંડ કહેવાય છે. વિરેચન વગેરે કર્મોથી શુદ્ધ થયેલા રોગીઓને શાળની ધાણીનો મંડ પથ્ય છે, પાચન કરનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, વાયુને અનુકૂળ ગતિ આપનાર છે અને પ્રિય લાગે એવો છે. એ મંડમાં જરાક પીપરનો અને સૂંઠનો યોગ કરવો જોઈએ. જેમાં કણીઓ થોડી હોય અને દ્રવ પાતળો હોય અર્થાત્ જે રાબ પીવા જેવી હોય તે પેયા કહેવાય છે. તે ઉષ્ણ હોવાથી પસીનો ઉત્પન્ન કરે છે, અગ્નિને ઉત્પન્ન કરનારી છે, હલકી છે, અગ્નિને દીપ્ત કરનારી છે, મૂત્રાશયને શુદ્ધ કરનારી છે, વાયુને અનુકૂળ કરનારી છે અને ક્ષુધા, તૃષા, શ્રમ તથા ગ્લાનિ હરનારી છે. ઘણી કણીઓવાળી ચાટવા જેવી રાબ વિલેપી કહેવાય છે. વિલેપી તૃપ્તિ આપનારી છે, હૃદયને પ્રિય લાગે એવી છે, દ્રવને સૂકવનારી છે, બળ વધારનારી છે, પથ્ય છે, સ્વાદુ રસવાળી છે, હલકી છે, અગ્નિને દીપ્ત કરનારી છે અને ક્ષુધા તથા તૃષાને ટાળનારી છે. જેને અમ્લ વગેરેથી સંસ્કાર આપ્યો હોય અને શાક, માંસ તથા ફળથી યુક્ત કરી હોય, એવી વિલેપી પચવી મુશ્કેલ થાય છે; પણ તે હૃદયનું હિત કરનારી છે, તૃપ્તિ આપનારી છે, વીર્ય વધારનારી છે, પુષ્ટિ આપનારી છે અને બળ વધારનારી છે. (કેટલાક કહે છે કે પાંચગણા પાણીમાં પકાવેલો મંડ કહેવાય, છગણા પાણીમાં પકાવેલ હોય તે યવાગૂ કહેવાય, ચૌદગણા પાણીમાં પકાવેલ હોય તે પેયા કહેવાય અને ચોગણા પાણીમાં પકાવેલ હોય તે વિલેપી કહેવાય.)

ચોખાને દૂધમાં રાંધીને કરેલો દૂધપાક ગડગડાટ તથા વ્યથા કરીને મળને પ્રવર્તાવનાર, બળ આપનાર, મેદ તથા કફ કરનાર અને ભારે છે.

તલ, ચોખા અને અડદની ખીચડી કફ તથા પિત્ત કરનારી છે, બળ આપનારી છે અને વાયુને નષ્ટ કરનારી છે.

સફેદ, ખાંડીને નિર્મળ કરેલો, જળથી ધોઈને સાફ કરેલો, મનને પ્યારો લાગે એવો, સુગંધવાળો, સઘળા ભાગોમાં બફાયેલો, બાફીને છાબડા વગેરેથી ગાળેલો (ઓસાવેલો), ઊનો અને જુદા જુદા રહેલા દાણાઓવાળો ભાત હલકો છે.

જળથી નહિ ધોયેલો, નહિ ઓસાવેલો, બરાબર નહિ બફાયેલો અને ટાઢો ભાત ભારે છે.

ચોખાને શેકીને પછી કરવામાં આવેલો ભાત હલકો છે, સુગંધવાળો હોય છે અને કફને હણનારો છે.[1]

ઘી વગેરે સ્નેહો, માંસો સાથે, ફળો. કંદો મગ વગેરે શિંબીધાન્યોની સાથે કે દાડમ વગેરે અમ્લ પદાર્થોની સાથે પકાવેલો ભાત ભારે છે, પુષ્ટિ આપે છે અને બળ આપે છે. પ્રથમ પાણીથી પકાવી પાછળથી દૂધ નાખીને પકાવેલો ભાત પણ એવા જ ગુણોવાળો છે.

પ્રથમ ફોતરાં વગરની કરી, જરાક શેકીને પછી સારી પેઠે જળમાં પકાવેલી દાળ હલકી છે અને હિત કરનારી છે.

પ્રથમ બાફીને નિચોવેલું અને પછી ઘીમાં કે તેલમાં જેને સંસ્કાર આપ્યો હોય એવું શાક હિતકારી છે. બાફ્યા વગરનું, નીચોવ્યા વગરનું અને ઘી તથા તેલ વગરનું શાક હિતકારી નથી. ૨૨૫

જુદા જુદા પ્રકારના રાંધેલાં માંસોના ગુણો

मांसं स्वभावतो वृष्यं स्नेहनं बलवर्द्धनम् ।
स्नेहगोरसधान्याम्लफलाम्लकटुकैः सह ॥

૧ શેકવાથી ચોખામાં રહેલી ચીકાશ બળી જાય છે. ચીકાશ બળવાથી કફકારક તત્ત્વ રહેતું નથી. આ રીતે શેકેલો અને પછી રાંધેલો ભાત માંદાની ગ્રહણીને લાયક ગણાય. જીવનતત્ત્વનો નાશ થાય એ કલ્પના ઠીક નથી, કારણ કે મંદાગ્નિમાં ચીકાશયુક્ત શી રીતે ગ્રહણ થાય? પ્ર.

सिद्धं मांसं हितं बल्यं रोचनं बृंहणं गुरु।
तदेव गोरसादानं सुरभिद्रव्यसंस्कृतम् ॥
विद्यात्पित्तकफोद्रेकी बलमांसाग्निवर्द्धनम्।
परिशुष्कं स्थिरं स्निग्धं हर्षणं प्रीणनं गुरु ॥
रोचनं बलमेधाग्निमांसौजःशुक्रवर्द्धनम्।
तदेवोल्लुप्तपिष्टत्वादुल्लुप्तमिति पाचकाः ॥
परिशुष्कगुणैर्युक्तं वह्नौ पक्वमतो लघु।
तदेव शूलिकाप्रोतमङ्गारे परिपाचितम् ॥
ज्ञेयं गुरुतरं किंचित्प्रदिग्धं गुरुपाकतः।
उल्लुप्तं भर्जितं पिष्टं प्रतप्तं कन्दुपाचितम् ॥
परिशुष्कं प्रदिग्धं च शूल्यं यच्चान्यदीदृशम्।
मांसं यत्तैलसिद्धं तु वीर्योष्णं पित्तकृद्गुरु ॥
लघ्वग्निदीपनं हृद्यं रुच्यं दृष्टिप्रसादनम्।
अनुष्णवीर्यं पित्तघ्नं मनोज्ञं घृतसाधितम् ॥
प्रीणनः प्राणजननः श्वासकासक्षयापहः।
वातपित्तश्रमहरो हृद्यो मांसरसः स्मृतः ॥
स्मृत्योजःस्वरहीनानां ज्वरक्षीणक्षतोरसाम्।
भग्नविश्लिष्टसन्धीनां कृशानामल्परेतसाम् ॥
आप्यायनः संहननः शुक्रौजोबलवर्द्धनः।
स दाडिमयुतो वृष्यः संस्कृतो दोषनाशनः।
यन्मांसमुद्धृतरसं न तत्पुष्टिबलावहम्।
विष्टम्भि दुर्जरं रूक्षं विरसं मारुतावहम् ॥
दीप्ताग्नीनां सदा पथ्यः खानिष्कस्तु परं गुरुः।
मांसं निरस्थि सुस्विन्नं पुनर्दृषदि चूर्णितम् ॥
पिप्पलीशुण्ठिमरिचगुडसर्पिःसमन्वितम्।
ऐकध्यं पाचयेत्सम्यग्वेसवार इति स्मृतः ॥
वेसवारो गुरुः स्निग्धो बल्यो वातरुजापहः।
प्रीणनः सर्वधातूनां विशेषान्मुखशोषिणाम् ॥
क्षुत्तृष्णापहरः श्रेष्ठः स एव स्वादुशीतलः ॥२२६॥

માંસ સ્વાભાવિક રીતે જ વીર્ય વધારનાર છે, સ્નિગ્ધપણું આપનાર છે અને બળ વધારનાર છે.

ઘી વગેરે સ્નેહ, દહીં વગેરે ગોરસ, ધાન્યામ્લ,[1] દાડમ વગેરે અમ્લ ફળો અને મરી વગેરે તીખાં પદાર્થોની સાથે પકાવેલું માંસ હિતકારી છે, બળ વધારનાર છે, રુચિ ઉપજાવનાર છે, પુષ્ટિ આપનાર છે અને ભારે છે.

જેમાં ઉપરથી દહીં વગેરે ગોરસ નાખેલું અને હિંગ, મરી તથા જીરા વગેરેથી સંસ્કાર આપેલું માંસ પિત્ત તથા કફને વધારે છે. તે બળ, માંસ તથા અગ્નિને પણ વધારે છે. (વારંવાર ઊના પાણીથી સેચન કરી ઘણા ઘીમાં શેકેલું, કોમળ અને જીરા વગેરેથી સંસ્કાર આપેલું હોય એવું ધાટું માંસ પરિશુષ્ક કહેવાય છે. એ પરિશુષ્ક માંસમાં ઉપર કહ્યા પ્રમાણે દહીં વગેરે ગોરસ નાખેલ હોય તો તે માંસ પ્રદિગ્ધ કહેવાય છે.)

પરિશુષ્ક માંસ સ્થિર હોય છે, સ્નિગ્ધ હોય છે, મૈથુનોત્સાહને ઉત્પન્ન કરે છે, તૃપ્તિ આપે છે, ભારે છે, રુચિકારક છે અને ઉત્સાહ, બુદ્ધિ, અગ્નિ, માંસ, ઓજસ તથા વીર્ય વધારે છે.

પરિશુષ્ક માંસ જ ઝીણા ઝીણા ટુકડારૂપે કાપીને વાટેલા જેવું કરવામાં આવ્યું હોય, તે ઉલ્લુપ્ત કહેવાય, એમ પકાવનારા લોકો કહે છે. તેમાં પરિશુષ્ક માંસના જેવા જ ગુણો હોય છે.

અંગારા ઉપર પકાવેલું પરિશુષ્ક માંસ, ઉપર કહેલા પરિશુષ્ક માંસ કરતાં હલકું હોય છે.

લોઢાના કાંટા વગેરેમાં પરોવી અંગારા ઉપર પકાવેલું અને પછી પ્રદિગ્ધ કરેલું અર્થાત્ જેમાં દહીં વગેરે ગોરસ નાખવામાં આવ્યું હોય એવું પરિશુષ્ક માંસ પેલા ભારે પાકવાળા પરિશુષ્ક કરતાં કાંઈક વધારે ભારે છે.

કાપીને ટુકડાટુકડા કરેલું, ઘી વગેરેમાં શેકીને પાછું પકાવેલું, દહીં, દાડમ, સુગંધી પદાર્થો, જીરું, લૂણ તથા મરીની સાથે પકાવી પુડલા વગેરે અન્નોમાં ગોઠવેલું, અંગારા વગેરેમાં

[1] ગત ૪૫મા અધ્યાયનો ૧૯૧મો વિષય જુઓ.

પકાવેલું, સુગંધી પદાર્થોથી તથા ગર્ઇના કલ્કથી લિપ્ત કરી મદ્ય બનાવવાના વાસણમાં પકાવેલું, પરિશુષ્ક, પ્રદિગ્ધ, હિંગના પાણીમાં નાખી લોઢાની સળીમાં દબાવી, જળની ધારાઓથી વારંવાર સેચન કરી, નિર્ધૂમ અગ્નિમાં તપાવી, દાડમ વગેરે ફલામ્લની સાથે પકાવી, સુગંધી પદાર્થોથી યુક્ત કરેલું અને એવા જ પ્રકારનું બીજું પણ તેલમાં સિદ્ધ કરેલું માંસ ઉષ્ણવીર્ય, પિત્ત કરનાર અને ભારે છે. એ જો ઘીમાં પકાવેલું હોય તો હલકું છે, અગ્નિને દીપ્ત કરે છે, હૃદયનું હિત કરે છે, રુચિકારક છે, નેત્રોને સારાં કરે છે, ઉષ્ણવીર્યવાળું નથી, પિત્ત હણે છે અને પ્રિય લાગે છે.

માંસના દ્રવ (રસો) તૃપ્તિ આપનાર છે, બળને વધારનાર છે, હૃદયનુ હિત કરનાર છે અને શ્વાસ, ખાંસી, ક્ષય, વાત, પિત્ત તથા શ્રમ ટાળનાર છે.

દાડમથી યુક્ત કરીને પકાવેલો માંસનો રસો મૈથુનોત્સાહને વધારનાર છે, દોષોને નષ્ટ કરનાર છે, વીર્ય, ઓજસ તથા બળ વધારનાર છે, ભાગેલા તથા છૂટા પડી ગયેલા સાંધાઓને સાધનાર છે અને સ્મૃતિ વગરના, ઓજસ વગરના, સ્વરથી રહિત થયેલા, જ્વરથી ક્ષીણ થયેલા, કૃશ, ઉર ક્ષતવાળા તથા અલ્પ વીર્યવાળા લોકોને સ્વસ્થ તથા દઢ કરનાર છે.

જેમાથી રસો કાઢી લીધો હોય એવુ માંસ પુષ્ટિ કે બળ આપતું નથી, દસ્તને રોકે છે, માંડ પચે છે, રૂક્ષ હોય છે, સ્વાદ વગરનુ હોય છે અને વાયુ કરે છે

માંસનો ખાનિષ્ક કે જે નીચે લખેલા વેસવારનો જ ભેદ છે, તે પ્રદીપ્ત અગ્નિવાળાઓને સર્વદા પથ્ય છે અને અત્યંત ભારે છે

અસ્થિઓ કાઢી નાખીને સારી રીતે બાફેલું, પછી છીપર ઉપર વાટેલુ અને તે પછી પીપર, સૂંઠ, મરી, ગોળ તથા ઘીથી સંયુક્ત કરીને સારી રીતે પકાવેલું માંસ વેસવાર કહેવાય છે એ વેસવાર ભારે છે, સ્નિગ્ધ છે, બળ આપનાર છે, વાયુના દરદને ટાળનાર છે, સર્વ ધાતુઓને તૃપ્ત કરનાર છે અને વિશેષે કરી સુખના રોષવાળાઓનું હિત કરનાર છે. એ જ વેસવાર મધુર તથા શીતળ કરેલો હોય, તો શ્રેષ્ઠ છે અને ક્ષુધા તથા તૃષાને ટાળે છે. ૨૨૬

જુદા જુદા પ્રકારના યૂષના ગુણો

कफघ्नो दीपनो हृद्यः शुद्धानां प्राणिनामपि।
ज्ञेयः पथ्यतमश्चापि मुद्गयूषः कृताकृतः ॥
स तु दाडिममृद्वीकायुक्तः स्याद्रागषाडवः।
रुचिष्यो लघुपाकश्च दोषाणामविरोधकृत् ॥
मसूरमुद्गगोधूमकुलत्थलवणैः कृतः।
कफपित्ताविरोधी स्याद्वातव्याधौ च शस्यते ॥
मृद्वीकादाडिमैर्युक्तः स एवोक्तोऽनिलार्दिते ।
रोचनो दीपनो हृद्यो लघुपाक्युपदिश्यते ॥
पटोलनिम्बयूषौ तु कफमेदोविशोषिणौ।
पित्तघ्नौ दीपनौ हृद्यौ कृमिकुष्ठज्वरापहौ ॥
श्वासकासप्रतिश्यायप्रसेकारोचकज्वरान् ।
हन्ति मूलकयूपस्तु कफमेदोगलामयान् ॥
कुलत्थयूषोऽनिलहा श्वासपीनसनाशनः।
तूणीप्रतूणीकासार्शोगुल्मोदावर्तनाशनः ॥
दाडिमामलकैर्यूषो हृद्यः संशमनो लघुः।
प्राणाग्निजननो मूर्छामेदोघ्नः पित्तवातजित् ॥
मुद्गामलकयूषस्तु ग्राही पित्तकफे हितः।
यवकोलकुलत्थानां यूषः कण्ठ्योऽनिलापहः॥
सर्वधान्यकृतस्तद्वद्बृंहणः प्राणवर्द्धनः।
खलकाम्बलिकौ हृद्यौ तथा वातकफे हितौ ॥
बल्यः कफानिलौ हन्ति दाडिमाम्लोऽग्निदीपनः।
दध्यम्लः कफकृद्बल्यः स्निग्धो वातहरो गुरुः ॥
तक्राम्लः पित्तकृत्प्रोक्तो विषरक्तप्रदूषणः।
खडाः खडयवाग्वश्च षाडवाः पानकानि च ॥

एवमादीनि चान्यानि क्रियन्ते वैद्यवाक्यतः ।
अस्नेहलवणं सर्वमकृतं कटुकैर्विना ॥
विज्ञेयं लवणस्नेहकटुकैः संयुतं कृतम् ।
अथ गोरसधान्याम्लफलाम्लैरन्वितं च यत् ।
यथोत्तरं लघु हितं संस्कृतासंस्कृतं रसम् ।
दधिमस्त्वम्लसिद्धस्तु यूषः काम्बलिकः स्मृतः ॥

(જે ધાન્યો શિંગોમાંથી પેદા થાય છે, તેઓને અઢારગણા પાણીમાં પકાવતાં, તેઓનો થોડી કણીઓવાળો અને પેયાથી કાંઈક ઘાટો જે રસ થાય, તે યૂષ કહેવાય છે. શિંગોમાંથી ઉત્પન્ન થતાં ધાન્યને ચાર તોલાભાર લઈ અને પીપર તથા સૂંઠ એ બન્નેને અરધા તોલાભાર લઈ, તેઓની જુદી જુદી લૂગદીઓ કરી, ચોસઠ તોલાભાર પાણીમાં તે સઘળી લૂગદીઓને સાથે પકાવતાં પાકીને જે રસ થાય, તે પણ યૂષ કહેવાય છે.) સ્નેહ (ઘી અથવા તેલ), લૂણ તથા સૂંઠ વગેરે તીખા પદાર્થો નહિ નાખતાં જે યૂષાદિક કરેલ હોય, તે અકૃત કહેવાય છે; અને સ્નેહ, લૂણ, તથા સૂંઠ વગેરે તીખા પદાર્થો નાખીને જે યૂષાદિક કરેલ હોય, તે કૃત કહેવાય છે. મગનો કૃત અથવા અકૃત યૂષ કફ હણનાર છે, અગ્નિ પ્રદીપ્ત કરનાર છે, પ્રિય લાગે છે અને વિરેચન વગેરેથી શુદ્ધ થયેલાં પ્રાણીઓને પણ અત્યંત પથ્યરૂપ છે. યૂષ જો દાડમ અને દ્રાક્ષથી યુક્ત કરેલો હોય, તો રાગખાડવ કહેવાય છે. એ રાગખાડવ રુચિકારક છે, પાકમાં હલકો છે અને વાયુ વગેરે દોષોને કાંઈક શમાવનાર છે. મસૂર, મગ, ઘઉં, કળથી અને લૂણથી કરેલો યૂષ કફ તથા પિત્તના રોગ ઉપર અવિરુદ્ધ છે અને વાયુસંબંધી રોગ ઉપર બહુ સારો[1] છે. એ યૂષ દ્રાક્ષથી તથા દાડમથી યુક્ત કરવામાં આવ્યો હોય, તો વાયુસંબંધી રોગને અત્યંત ટાળે છે, રુચિકારક થાય છે, અગ્નિને દીપ્ત કરે છે, હૃદયને પ્રિય લાગે છે અને તુરત જ પચી જાય છે. પટોલનાં પાંદડાં અને લીંબડાનાં પાંદડાં નાખીને કરેલો મગ[2] વગેરેનો યૂષ કફનું તથા મેદનું શોષણ કરે છે, પિત્તને હણે છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે, હૃદયનું હિત કરે છે અને કૃમિ, કોઢ તથા જ્વરને નષ્ટ કરે છે. નાના કુમળા મૂળા નાખીને કરેલો મગ વગેરેનો યૂષ કફ, મેદ તથા ગળાના રોગો ટાળે છે અને શ્વાસ, ખાંસી, પ્રતિશ્યાય, લાળનો સ્રાવ, અરોચક તથા જ્વરને પણ હણે છે.

એકલી કળથીનો અથવા કળથી અને મગનો યૂષ વાયુને ટાળે છે અને શ્વાસ, પીનસ, તૂણી, પ્રતૂણી, ખાંસી, અરશ, ગુલ્મ તથા ઉદાવર્તને પણ નષ્ટ કરે છે. દાડમ તથા આમળાં નાખીને કરેલો એકલી કળથીનો અથવા કળથી અને મગનો યૂષ હૃદયને પ્રિય લાગે છે, વિરેચન કે વમન નહીં કરાવતાં દોષને શાંત કરે છે, હલકો છે, બળ તથા અગ્નિ ઉત્પન્ન કરે છે, મૂર્છા તથા મેદ હણે છે અને પિત્ત તથા વાયુને પણ જીતે છે. મગનો તથા આમળાંનો યૂષ દ્રવનું શોષણ કરે છે અને પિત્ત તથા કફ ઉપર હિતકારી થાય છે. જવ, મધ્યમ પ્રમાણનાં બોર અને કળથીનો યૂષ કંઠ સારો કરે છે અને વાયુ મટાડે છે. મગ વગેરે બીજાં પણ પથ્ય ધાન્યોથી બનાવેલો યૂષ પુષ્ટિ આપે છે અને બળની વૃદ્ધિ કરે છે. (છાશ નાખીને કરેલો મગ વગેરે ધાન્યોનો યૂષ અને છાશ,

---

૧ મસૂર, મગ તથા ઘઉં—એ ત્રણ પદાર્થો શીતળ છે; તેથી કળથી અને લૂણ પણ પિત્તની વૃદ્ધિ કે પ્રકોપ કરી શકતા નથી અને કળથીના તથા લૂણના યોગને લીધે મગ તથા મસૂર પણ વાયુના રોગ ઉપર હિતકારી બની જાય છે.

૨ આવા યૂષોમાં મગ વગેરે ધાન્યો ત્રણગણાં નાખવાનો સંપ્રદાય છે.

મરી, જીરું તથા ચિત્રક નાખીને કરેલો કોઠનો તથા ગુક્રાનો યૂષ ખડયૂષ કહેવાય છે. દહીંની તર, દાડમ, લૂણ તથા સ્નેહ નાખીને કરેલો તલનો તથા અડદનો યૂષ કાંબલિક યૂષ કહેવાય છે. તલનાં ફોતરાં કાઢી નાખી, તે તલને વાટી, ત્રણ દિવસ સુધી દૂધમાં રાખી, વસ્ત્રથી ગાળી લઈ આદું નાખી, પકાવીને તેમાં મરી, જીરું તથા લૂણ નાખ્યાં હોય, એ યૂષ પણ ખડયૂષ કહેવાય છે.) ખડયૂષ તથા કાંબલિક યૂષ હૃદયને ગમે એવા છે અને વાયુ તથા કફ ઉપર હિતકારી છે.

દાડમ નાખીને ખાટો કરેલો યૂષ બળ આપે છે, કફ તથા વાયુ હણે છે અને અગ્નિને દીપ્ત કરે છે. દહીં નાખીને ખાટો કરેલો યૂષ કફ ઉત્પન્ન કરે છે, બળ આપે છે, સ્નિગ્ધ છે, વાયુને હરે છે અને ભારે છે. છાશ નાખીને ખાટો કરેલો યૂષ પિત્ત કરે છે અને વિષ તથા રુધિરને પ્રકુપિત કરે છે.

ખડયૂષો, ખડયૂષોથી પકાવેલી રાબો, જાતજાતના ખાડવો,[1] આંબલી તથા દ્રાક્ષ વગેરેનાં શરબતો અને એવા જ બીજા પણ કેટલાક પદાર્થો વૈદ્યના કહેવા પ્રમાણે કરવામાં આવે છે. ગોરસ (દહીં વગેરે) નાખીને બનાવેલા યૂષાદિક કરતાં ધાન્યામ્લ[2] નાખીને બનાવેલાં યૂષાદિક હલકાં છે અને તે કરતાં પણ દાડમ તથા બિજોરાં વગેરે ફળોની ખટાશથી યુક્ત કરેલાં યૂષાદિક હલકાં છે. અમ્લ પદાર્થોના સંયોગથી સંસ્કાર આપેલા યૂષો તથા માંસના રસો કરતાં, સંસ્કાર આપ્યા વગરના યૂષો તથા માંસના રસો હલકા છે.

તલના લાડુઓ, ખોળ, સૂકાં શાકો, કાંટા ફૂટેલાં ધાન્યો, સિંડાકી અને સિંડાકી વડીના સામાન્ય ગુણો

तिलपिण्याकविकृतिः शुष्कशाकं विरूढकम् ।
सिण्डाकी च गुरूणि स्युः कफपित्तकराणि च ।
तद्वच्च वटकान्याहुर्विदाहीनि गुरूणि च ॥ २२८॥

તલના લાડુઓ વગેરે વિકૃતિઓ, ખોળ, સૂકાં શાકો, કાંટા ફૂટેલાં ધાન્યો અને સિંડાકી ભારે છે અને કફ તથા પિત્તને કરનારાં છે. સિંડાકીની વડીઓ પણ બળતરા કરનારી અને ભારે કહેવામાં આવે છે. (મૂળા વગેરે શાકને કાંઈક બાફી, કચરી તેમાં સુગંધી તથા તીખાં દ્રવ્યો વગેરે નાખી સ્નેહમાં તળી લેવામાં આવે, તે પણ એક જાતની સિંડાકી કહેવાય છે.)

રાગોના અને ખાડવોના વિશેષ ગુણો

लघवो बृंहणा वृष्या हृद्या रोचनदीपनाः ।
तृष्णामूर्छाभ्रमच्छर्दिश्रमघ्ना रागखाडवाः ॥२२९॥

(સાકર, સંચળ, સિંધવ, અમ્લવેતસ અથવા કોકમ, ધીમોણાં, જાંબુ અને રાઈથી બનાવેલા પદાર્થો રાગ કહેવાય છે.) રાગ અને ખાડવો હલકા, પુષ્ટિ આપનારા, વીર્ય વધારનારા, હૃદયને પ્રિય લાગે એવા, રુચિકારક, અગ્નિને દીપ્ત કરનારા છે અને તરશ, મૂર્છા, ભ્રમ, ઊલટી તથા શ્રમને મટાડનારા છે. (દાડમથી તથા દ્રાક્ષથી યુક્ત કરેલા યૂષો રાગ–ખાડવ કહેવાય છે.) ૨૨૯

શિખંડના ગુણો

रसाला बृंहणी बल्या स्निग्धा वृष्या च रोचनी ॥२३०

શિખંડ પુષ્ટિ આપનાર, બળ આપનાર, સ્નિગ્ધ, વીર્ય વધારનાર અને રુચિકારક છે.[3] ૨૩૦

૧ અમ્લ, મધુર, કષાય તથા લવણ પદાર્થોના સંયોગોથી અનેક જાતના ખાડવો બનાવવામાં આવે છે. દહીં, સાકર, મધ તથા કેસરને એકત્ર કરી ગાળીને કરવામાં આવેલો શિખંડ પણ ખાડવ કહેવાય છે.

૨ ગોખાનું ચૂર્ણ તથા કોદરા વગેરેનું ચૂર્ણ આથવાથી જે ખાટો રસ થાય છે, તે ધાન્યામ્લ કહેવાય છે. ૪૫મા અધ્યાયનો ૧૯૧મો વિષય જુઓ.

૩ સ્નિગ્ધ, વીર્ય વધારનાર, બળ આપનાર અને ભારે હોવાથી તે ગ્રીષ્મમાં ખાવા યોગ્ય છે; કારણ કે ગ્રીષ્મમાં શરીરની ચીકાશ ઓછી થઈ જાય છે. કફનો નાશ હોય છે. પણ વસંતમાં તે ન યોજવો જોઈએ; કારણ કે વસંતમાં કફ તેના સ્થાનમાંથી છૂટો પડતો હોય છે. પ્ર.

ગોળથી સંયુક્ત કરેલા દહીંના ગુણો

स्नेहनं गुडसंयुक्तं हृद्यं दध्यनिलापहम् ॥२३१॥

ગોળથી સંયુક્ત કરેલું દહીં સ્નિગ્ધ કરનારું, હૃદયને પ્રિય લાગે એવું અને વાયુને હણનારું છે.

સાથવાના મંથોના ગુણો

सक्तवः सर्पिषाभ्यक्ताः शीतवारिपरिप्लुताः ।
नातिद्रवा नातिसान्द्रा मन्थ इत्युपदिश्यते ।
मन्थः सद्योबलकरः पिपासाश्रमनाशनः ॥
साम्लस्नेहगुडो मूत्रकृच्छ्रोदावर्तनाशनः ।
शर्करेक्षुरसद्राक्षायुक्तः पित्तविकारनुत् ॥
द्राक्षामधूकसंयुक्तः कफरोगनिबर्हणः ।
वर्गत्रयेणोपहितो मलदोषानुलोमनः ॥२३२॥

જવ વગેરેના સાથવાને ઘી લગાવી ઠંડા પાણીમાં નાખી તેનો બહુ ઢીલો નહિ અને બહુ ઘાટો પણ નહિ, એવો જે રસ બનાવવામાં આવે તે મંથ કહેવાય છે. મંથ તુરત બળ આપે છે પણ રૂક્ષ હોવાથી ઉત્તર કાળમાં બળ આપતો નથી અને તરસ તથા શ્રમનો નાશ કરે છે. ખાટા પદાર્થોથી, ઘીથી તથા ગોળથી યુક્ત કરેલો મંથ મૂત્રકૃચ્છ્રને તથા ઉદાવર્તને નષ્ટ કરે છે. સાકર, શેરડીનો રસ અને દ્રાક્ષથી યુક્ત કરેલો મંથ, પિત્તના વિકારોને નષ્ટ કરે છે. દ્રાક્ષથી તથા મહુડાથી યુક્ત કરેલો મંથ કફના રોગોને નષ્ટ કરે છે. ખાટા પદાર્થો, ઘી, ગોળ, સાકર, શેરડીનો રસ, દ્રાક્ષ તથા મહુડાં–સર્વથી યુક્ત કરેલો મંથ મળોને તથા દોષો અનુકૂળ કરનાર છે. ૨૩૨

જુદા જુદા પ્રકારનાં શરબતોના ગુણો

गौडमम्लमनम्लं वा पानकं गुरु मूत्रलम् ।
तदेव खण्डमृद्वीकाशर्करासहितं पुनः ॥
साम्लं सतीक्ष्णं सहिमं पानकं स्यान्निरत्ययम् ।
मार्द्वीकं तु श्रमहरं मूर्छादाहतृषापहम् ॥
परूषकाणां कोलानां हृद्यं विष्टम्भि पानकम् ।
द्रव्यसंयोगसंस्कारं ज्ञात्वा मात्राश्च सर्वतः ।
पानकानां यथायोगं गुरुलाघवमादिशेत् ॥२३३॥

જેમાં ખટાશ નાખી હોય એવું અથવા ખટાશ વગરનું ગોળનું શરબત ભારે છે અને મૂત્રને વધારનાર છે. ખાંડ, દ્રાક્ષ તથા સાકરથી યુક્ત કરેલું, આંબલી વગેરેની ખટાશવાળું અને મરી વગેરે તીક્ષ્ણ પદાર્થો તથા ભીમસેની બરાસથી યુક્ત કરેલું શરબત અતિ ઉત્તમ છે. દ્રાક્ષનું શરબત શ્રમને મટાડે છે અને મૂર્છા, દાહ તથા તરસને પણ નષ્ટ કરે છે. ફાલસાનું શરબત અને બોરનું શરબત હૃદયને પ્રિય લાગે છે અને દસ્તની અટકાયત કરે છે. પાનકો અનેક પ્રકારનાં થાય છે, માટે વૈદ્યે તે તે પાનકો (શરબતો)માં દ્રવ્યોના સંયોગને, દ્રવ્યોથી આપવામાં આવેલા સંસ્કારોને તથા દ્રવ્યોની માત્રાઓ જાણીને યથાયોગ્ય રીતે તે તે શરબતોનું હલકાપણું તથા ભારેપણું કહેવું. ૨૩૩

इति कृतान्नवर्गः

अथ भक्ष्यवर्गः

જુદા જુદા પ્રકારના ભક્ષ્ય પદાર્થોના ગુણો

वक्ष्याम्यतः परं भक्ष्यान्रसवीर्यविपाकतः ।
भक्ष्याः क्षीरकृता बल्या वृष्या हृद्याः सुगन्धिनः ।
अदाहिनः पुष्टिकरा दीपनाः पित्तनाशनाः ॥
तेषां प्राणकरा हृद्या घृतपूराः कफावहाः ।
वातपित्तहरा वृष्या गुरवो रक्तमांसलाः ॥
बृंहणा गौडिका भक्ष्या गुरवोऽनिलनाशनाः ।
अदाहिनः पित्तहराः शुक्रलाः कफवर्द्धनाः ॥
मधुमस्तकसंयावाः पूपा ह्येते विशेषतः ।
गुरवो बृंहणाश्चैव मोदकास्तु सुदुर्जराः ॥
रोचनो दीपनः स्वर्यः पित्तघ्नः पवनापहः ।
गुरुर्विष्टम्भश्चैव सट्टकः प्राणवर्द्धनः ॥
हृद्यः सुगन्धिर्मधुरः स्निग्धः कफकरो गुरुः ।
वातापहस्तृप्तिकरो बल्यो विष्यन्दनः स्मृतः ॥

बृंहणा वातपित्तघ्ना भक्ष्या बल्यास्तु सामिताः ।
हृद्याः पथ्यतमास्तेषां लघवः फेनकादयः ॥
मुद्गादिवेसवाराणां पूर्णा विष्टम्भिनो मताः ।
वेसवारैः सपिशितैः सम्पूर्णा गुरुबृंहणाः ॥
पाललाः श्लेष्मजननाः शष्कुल्यः कफपित्तलाः ।
वीर्योष्णाः पैष्टिकाः भक्ष्याः कफपित्तप्रकोपणाः ॥
विदाहिनो नातिबला गुरवश्च विशेषतः ।
वैदला लघवो भक्ष्याः कषायाः सृष्टमारुताः ॥
विष्टम्भिनः पित्तसमाः श्लेष्मघ्ना भिन्नवर्चसः ।
बल्या वृष्यास्तु गुरवो विज्ञेया माषसाधिताः ॥
कूर्चिकाविकृता भक्ष्या गुरवो नातिपित्तलाः ।
विरूढककृता भक्ष्या गुरवोऽनिलपित्तलाः ॥
विदाहोत्क्लेशजनना रूक्षा दृष्टिप्रदूषणाः ।
हृद्याः सुगन्धिनो वृष्या लघवो घृतपाचिताः ॥
वातपित्तहरा बल्या वर्णदृष्टिप्रसादनाः ।
विदाहिनस्तैलकृता गुरवः कटुपाकिनः ॥
उष्णा मारुतदृष्टिघ्नाः पित्तलास्त्वक्प्रदूषणाः ॥
फलमांसेक्षुविकृतितिलमाषोपसंस्कृताः ॥
भक्ष्या बल्यास्तु गुरवो बृंहणा हृदयप्रियाः ।
कपालाङ्गारपक्वास्तु लघवो वातकोपनाः ॥
सुपक्वास्तनवश्चापि भूयिष्ठं लघवो मताः ।
सकिलाटादयो भक्ष्या गुरवः कफवर्द्धनाः ॥
कुल्माषा वातला रूक्षा गुरवो भिन्नवर्चसः ।
उदावर्तहरो वाट्यः कासपीनसमेहनुत् । ૐ ૬૫
धानोलुम्बास्तु लघवः कफमेदोविशोषणाः ॥
सक्तवो बृंहणा वृष्यास्तृष्णापित्तकफापहाः ।
पीताः सद्योबलकरा भेदिनः पवनापहाः ॥
गुर्वी पिण्डी खरात्यर्थं लघ्वी सैव विपर्ययात् ॥
सक्तूनामाशु जीर्येत मृदुत्वादवलेहिका ।
लाजाश्छर्द्यतिसारघ्ना दीपनाः कफनाशनाः ॥
बल्याः कषायमधुरा लघवस्तृण्मलापहाः ।
तृट्छर्दिदाहघर्मार्तिक्षुदस्तत्सक्तवो मताः ॥
रक्तपित्तहराश्चैव दाहज्वरविनाशनाः ॥
पृथुका गुरवः स्निग्धा बृंहणाः कफवर्द्धनाः ।
बल्याः सक्षीरभावात्तु वातघ्ना भिन्नवर्चसः ॥
संधायकृतपिष्टमामं ताण्डुलं कृमिमेहनुत् ॥
सुदुर्जरः स्वादुरसो बृंहणस्तण्डुलो नवः ।
सन्धानकृन्मेहहरः पुराणस्तण्डुलः स्मृतः ॥
द्रव्यसंयोगसंस्कारविकारान्समवेक्ष्य तु ।
यथाकारणमासाद्य भोक्तॄणां छन्दतोऽपि वा ॥
अनेकद्रव्ययोनित्वाच्छास्त्रवस्तान्विनिर्दिशेत् ॥२२४

હવે રસો, વીર્યો તથા વિપાકોનો વિચાર કરીને લાડુ વગેરે ભક્ષ્ય પદાર્થોના ગુણો કહું છુ. ઘઉંના લોટને દૂધનો યોગ આપી બનાવેલા ભક્ષ્ય પદાર્થો બળ આપનારા છે, વીર્ય વધારનાર છે, પ્રિય લાગે તેવા હોય છે, સુગંધી હોય છે, દાહ કરનારા હોતા નથી, પુષ્ટિ કરે છે, અગ્નિને દીપ્ત કરે છે અને પિત્તનો નાશ કરે છે.

ઘેબર ઘણું બળ આપનાર છે, હૃદયને પ્રિય લાગે છે, કફ કરનાર છે, વાયુ તથા પિત્તને હરનાર છે, વીર્ય વધારનાર છે, ભારે છે અને રુધિર તથા માંસ વધારે છે.

ગોળનાં ભક્ષ્યો પુષ્ટિ આપે છે, ભારે હોય છે, વાયુનો નાશ કરે છે, દાહ કરતા નથી, પિત્તને હરે છે અને વીર્ય તથા કફને વધારે છે.

ખાજાં, સંયાવો[1] અને માલપૂડા વિશેષે કરી ભારે છે અને પુષ્ટિ આપનાર છે.

લાડુઓ તો અત્યંત દુર્જર (માંડમાંડ પચે એવા) હોય છે.

---

૧ પરસૂદીને ઘીનુ મોણ દઈ પાપડી બનાવી, ઘીમાં તળીને કૂટવી, ચાળી નાખવી અને પછી શુદ્ધ સાકરનુ બૂરું તેમા ચોળાચોળીને મેળવવુ. એમા–ઘણુ ઘણુ એલચી, લવિંગ, મરી, ટોપરું, ભીમસેની બરાસ અને ચારોળીના બીજ નાખવા. પછી ઘીના મોણવાળી પરસૂદીની રોટલી કરી, તેની અંદર પેલા ચૂર્ણનું પૂરણ ભરી દૃઢ રીતે મોઢું બંધ કરી દેવુ. એ રોટલીને આઝા ઘીમા પકાવવી એટલે તે સંયાવ કહેવાય છે.

સટ્ટક[1] રુચિ ઉપજાવનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, સ્વર સારો કરનાર છે, પિત્ત તથા વાયુ હણનાર છે, ભારે છે, અત્યંત સ્વાદિષ્ટ છે અને બળને વધારનાર છે.

ઘઉંના લોટને ઘીથી, દૂધથી તથા ગોળથી યુક્ત કરીને જે પકાવવામાં આવે છે, તે વિષ્યંદન કહેવાય છે. વિષ્યંદન પ્રિય લાગે છે, સુગંધી હોય છે, મધુર છે, સ્નિગ્ધ છે, કફ કરનાર છે, ભારે છે, વાયુને હણનાર છે, તૃપ્તિ આપનાર છે અને બળ આપનાર છે.

પરસૂદીમાંથી બનતા પદાર્થો પુષ્ટિ આપે છે, વાયુ તથા પિત્તને હણે છે અને બળ આપે છે. એમાં સૂતરફેણી વગેરે પદાર્થો હૃદયને પ્રિય લાગનારા છે, અત્યંત પથ્ય છે અને હલકા છે.

બાફીને વાટેલા તથા જેઓને હિંગ વગેરેના સંસ્કારો આપ્યા હોય, એવા મગ વગેરેના કલ્કો (વેસણ–મસાલા) વેસવાર કહેવાય છે. એ મસાલાઓનું પૂરણ ભરીને, કરેલા પરસૂદીના ભક્ષ્ય પદાર્થો દસ્તની કબજિયાત કરનારા છે. માંસ સહિત મગ વગેરેના મસાલાઓનું પૂરણ ભરીને બનાવેલા પરસૂદીના ભક્ષ્ય પદાર્થો ભારે છે અને પુષ્ટિ આપનારા છે.

ગોળ વગેરેથી સંયુક્ત કરેલા તલના પિષ્ટથી બનાવેલા ભક્ષ્ય પદાર્થો કફને ઉત્પન્ન કરનાર છે.

પરસૂદીની સુંવાળીઓ કફ તથા પિત્ત વધારનારી છે.

ચોખાના લોટથી બનાવેલા ભક્ષ્ય પદાર્થો ઉષ્ણવીર્યવાળા છે, કફ તથા પિત્તને પ્રકુપિત કરનારા છે, બળતરા કરનારા છે, બળને અત્યંત વધારનારા નથી અને વધારે ભારે છે.

મગ વગેરે શિંગનાં ધાન્યોથી બનાવેલા ભક્ષ્યો હલકા, તૂરા અને વાયુનું વિસર્જન કરાવનારા છે, પરંતુ અડદના ભક્ષ્યો દસ્તની અટકાયત કરીને પછી દસ્તનું ભેદન કરનાર છે, પિત્તને સાધારણ રીતે ઉત્પન્ન કરનાર છે, કફને હણનારા છે, બળ દેનારા છે, વીર્ય વધારનારા છે અને ભારે છે.

ઉતરી જઈને ઘાટું થયેલુ (બગડેલું) દૂધ નાખીને બનાવેલા ભક્ષ્યો ભારે છે અને પિત્તને જરાક ઉત્પન્ન કરનારા છે.

કોંટા ફૂટેલા મગ વગેરે ધાન્યોથી બનાવેલા ભક્ષ્ય પદાર્થો ભારે છે, વાયુ તથા પિત્તને વધારનારા છે, બળતરા તથા દોષોનો વધારો કરનારા છે, રૂક્ષ છે અને નેત્રોનું અહિત કરનારા છે.

ઘીમાં પકાવેલા ભક્ષ્ય પદાર્થો હૃદયને પ્રિય લાગે છે, સુગંધવાળા હોય છે, વીર્ય વધારે છે, હલકા છે, વાયુ તથા પિત્તને હરે છે, બળ આપે છે અને વર્ણ તથા દૃષ્ટિને સ્વચ્છ કરનારા છે.

તેલમાં પકાવેલા ભક્ષ્ય પદાર્થો ઘણો દાહ કરે છે, ભારે છે, વિપાકમાં કડવા થાય છે, ઉષ્ણ છે, વાયુ તથા દૃષ્ટિને હણે છે, પિત્તને ઉત્પન્ન કરે છે અને ચામડીને ખરાબ કરે છે.

ફળ, માંસ, ગોળ વગેરે શેરડીના વિકારો તથા તલ અને અડદના બનાવેલા ભક્ષ્ય પદાર્થો બળ આપે છે, ભારે છે, પુષ્ટિ કરે છે અને હૃદયને પ્રિય લાગે છે.

તાવડી ઉપર કે અંગારા ઉપર પકાવેલા ભક્ષ્ય પદાર્થો હલકા છે અને વાયુને પ્રકુપિત કરનારા છે. એ પદાર્થો અત્યંત પકાવેલા તથા પાતળા હોય તો બહુ જ હલકા છે.

બગડેલા દૂધનો માવો તથા તક્રપિંડ (ધાટી છાશને વસ્ત્રથી ગાળી નાખતાં તેનો છેવટ રહેલો

[1] સટ્ટક ઘણી જાતના થાય છે તેઓમાંનો એક પ્રકાર નીચે પ્રમાણે છે લવિંગ, સૂઠ, મરી, પીપર અને ખાંડની સાથે દહીંને મથી, ગાળી તેને દાડમના રસનો તથા ભીમસેની બરાસનો યોગ આપી, તે દહીં નાખીને બનાવેલુ ભક્ષ સટ્ટક કહેવાય છે.

લીંદો) વગેરે નાખીને બનાવેલા ભક્ષ્ય પદાર્થો ભારે છે તથા કફને વધારે છે.

ધઉં વગેરે ધાન્યોને બાફીને કરેલી ઘૂઘરીઓ વાયુ કરનારી છે, રૂક્ષ છે, ભારે છે અને વિષ્ટાનું ભેદન કરનારી છે.

ઢોકળાં ઉદાવર્તને કરનારાં છે અને ખાંસી, પીનસ તથા પ્રમેહને ટાળનારાં છે.

ધાણી અને ઓળા હલકા છે અને કફ તથા મેદનું શોષણ કરનારા છે.[1]

સાથવો પુષ્ટિ આપનાર છે, વીર્ય વધારનાર છે, તરશ, પિત્ત તથા કફને હણનાર છે, પીવામાં આવે તો તુરત બળ આપે છે, પણ પાછળથી બળ આપનાર નથી, વિષ્ટાનું ભેદન કરનાર છે અને વાયુને તોડનાર છે. સાથવાની લાડુડી અત્યંત કઠણ (ભારે) છે અને પ્રવાહીરૂપે રાખેલો સાથવો હલકો છે. સાથવાનું ચાટણ કોમળ હોવાથી તુરત પચી જાય છે.

ચોખાની સાળની ધાણી ઊલટી તથા અતિસારને હણે છે, અગ્નિને દીપ્ત કરે છે, બળ આપે છે, કફનો નાશ કરે છે, તૂરી છે, મધુર છે, હલકી છે અને તરશ તથા મળને મટાડે છે. ધાણીનો સાથવો તૃષા, ઊલટી, દાહ, ઘામની પીડા, રક્તપિત્ત, દાહ તથા જ્વરને મટાડે છે.

પૌંઆ ભારે છે, સ્નિગ્ધ છે, પુષ્ટિ આપનારા છે, કફ વધારનારા છે અને બળ આપનારા છે. એઓ દૂધના સંયોગથી વાયુને હણનારા છે અને વિષ્ટાનું ભેદન કરનારા છે.

ચોખાનો કાચો લોટ ભાંગેલાંને સાંધનાર છે અને કૃમિ તથા પ્રમેહનો નાશ કરે છે.

નવા ચોખા મંદ પચે છે, મધુર રસવાળા છે અને પુષ્ટિ આપનારા છે. જૂના ચોખા ભાંગેલાને સાંધનાર છે અને બહુમૂત્રતાને હરનાર છે.

જ્યારે રોગીને તે તે ભક્ષ્યો ખવરાવવાનું કારણ પ્રાપ્ત થાય, અથવા તે તે ભક્ષ્ય ખાવાની રોગીને ઇચ્છા થાય, ત્યારે દ્રવ્યોના સંયોગો, સંસ્કારો તથા વિકારોનો શાસ્ત્રથી વિચાર કરીને વૈદ્યે શાસ્ત્રાનુસાર તે તે ભક્ષ્યોનું ભારેપણું તથા હલકાપણું વગેરે કહેવું; કેમ કે ભક્ષ્ય પદાર્થો અનેક દ્રવ્યોમાંથી બને છે, માટે તે સર્વના ગુણદોષો કહેવાનું આ સંક્ષિપ્ત ગ્રંથમાં બની શકે એમ નથી. ૨૩૪

इति भक्ष्यवर्गः

### સઘળાં અનુપાનો (ખાધા ને પીધા પછી પીવાના પદાર્થો)ના ગુણો

अतः सर्वाण्यनुपानान्युपदेक्ष्यामः ।
अम्लेन केचिद्विहता मनुष्या
माधुर्ययोगे प्रणयीभवन्ति ॥
तथाम्लयोगे मधुरेण तृप्ता-
स्तेषां यथेष्टं प्रवदन्ति पथ्यम् ।
शीतोष्णतोयासवमद्ययूप-
फलाम्लधान्याम्लपयोरसानाम् ॥
यस्यानुपानं तु हितं भवेद्य-
त्तस्मै प्रदेयं त्विह मात्रया तत् ।
व्याधिं च कालं च विभाव्य धीरै-
र्द्रव्याणि भोज्यानि च तानि तानि ॥
सर्वानुपानेषु वरं वदन्ति
मेध्यं यदम्भः शुचिभाजनस्थम् ।
लोकस्य जन्मप्रभृति प्रशस्तं
तोयात्मकाः सर्वरसाश्च दृष्टाः ॥
सङ्क्षेप एषोऽभिहितोऽनुपाने-
ष्वतःपरं विस्तरतोऽभिधास्ये ॥
उष्णोदकानुपानं तु स्नेहानामथ शस्यते ।
ऋते भल्लातकस्नेहात्स्नेहात्तौवरकात्तथा ॥ ૨૪૨૬

[1] રૂક્ષ હોવાથી આંતરડાંના અંદરના કફના પડનું શોષણ થતાં વસંતમાં કફ તેના સ્થાનમાંથી છૂટો પડે છે ત્યારે આવા ધાણી જેવા લૂખા પદાર્થો ખાવાથી કફ શોષાઈ બહાર આવે છે. પ્ર.

अनुपानं वदन्त्येके तैले यूषाम्लकाञ्जिके।
शीतोदकं माक्षिकस्य पिष्टान्नस्य च सर्वशः॥
दधिपायसमद्यार्तिविषजुष्टे तथैव च।
केचित्पिष्टमयस्याहुरनुपानं सुखोदकम्॥
पयो मांसरसो वाऽपि शालिमुद्गादिभोजिनाम्॥
युद्धाध्वातपसन्तापविषमद्यरुजासु च।
माषादेरनुपानं तु धान्याम्लं दधिमस्तु वा।
मद्यं मद्योचितानां तु सर्वमांसेषु पूजितम्॥
अमद्यपानामुदकं फलाम्लं वा प्रशस्यते।
क्षीरं घर्माध्वभाष्यस्त्रीक्लान्तानाममृतोपमम्॥
सुरा कृशानां स्थूलानामनुपानं मधूदकम्।
निरामयानां चित्रं तु भक्तमध्ये प्रकीर्तितम्॥
स्निग्धोष्णं मारुते पथ्यं कफे रूक्षोष्णमिष्यते।
अनुपानं हितं चापि पित्ते मधुरशीतलम्॥
हितं शोणितपित्तिभ्यः क्षीरमिक्षुरसस्तथा।
अर्कश्लेष्मशिरीषाणामासवास्तु विषार्तिषु॥
अतः परं तु वर्गाणामनुपानं पृथक्पृथक्।
प्रवक्ष्याम्यानुपूर्व्येण सर्वेषामेव मे शृणु॥

तत्र पूर्वशस्यजातीनां बदराम्लं वैदलानां धान्याम्लम्॥ जङ्गालानां वर्तकादीनां च पिप्पल्यासवः। विष्किराणां कोलबदरासवः। प्रतुदानां तु क्षीरवृक्षासवः। गुहाशयानां तु खर्जूरनारिकेलासवः। प्रसहानामश्वगन्धासवः॥ पर्णमृगाणां कृष्णगन्धासवः। विलेशयानां फलसारासवः। एकशफानां त्रिफलासवः। अनेकशफानां खदिरासवः। कूलचराणां तु शृङ्गाटककशेरुकासवः। कोशवासिनां पादिनां च स एव। प्लवानामिक्षुरसासवः। नादेयानां मत्स्यानां मृणालासवः। सामुद्राणां तु मातुलुङ्गासवः। अम्लानां फलानां पद्मोत्पलकन्दासवः। कषायाणां दाडिमवेत्रासवः। मधुराणां त्रिकटुकयुक्तः कन्दासवः। तालफलादीनां धान्याम्लम्। कटुकानां दूर्वानलवेत्रासवः। पिप्पल्यादीनां श्वदंष्ट्रावसुकासवः। कूष्माण्डादीनां दार्वीकरीरासवः। चुचुप्रभृतीनां लोध्रासवः। जीवन्त्यादीनां त्रिफलासवः। कुसुम्भशाकस्य स एव। मण्डूकपर्ण्यादीनां महापंचमूलासवः। तालमस्तकादीनामम्लफलासवः। सैन्धवादीनां सुरासव आरनालं च। तोयं वा सर्वत्रेति॥२३५॥

હવે સઘળાં અનુપાનોનો ઉપદેશ કરીએ છીએ. ખાટા પદાર્થો ખાવાપીવાથી ઉદ્વેગ પામેલાં કેટલાંક માણસો મધુર પદાર્થોના ઉપયોગથી સુખી થાય છે અને મધુર પદાર્થો ખાવાપીવાથી ઉદ્વેગ પામેલાં કેટલાંક માણસો ખાટા પદાર્થોના ઉપયોગથી સુખી થાય છે; આથી ખાટા પદાર્થોથી તૃપ્ત થયેલાઓને મધુર પથ્ય છે અને મધુર પદાર્થોથી તૃપ્ત થયેલાઓને ખાટું પથ્ય છે.) (ખાટા રસ તથા મધુર રસ સિવાય બીજા રસો તૃપ્તિ પર્યંત ખાઈ શકાય એવા નથી, માટે અહીં બે રસ વિષે જ કહ્યું છે એમ સમજવું; અથવા જે રસથી તૃપ્તિ થઈને ઉદ્વેગ થયો હોય, તે રસથી વિરુદ્ધ રસવાળા પદાર્થનું અનુપાન દેવું એમ આ ઉપરથી સમજી લેવું.)

ટાઢું જળ, ઊનું જળ, આસવ, મદ્ય, યૂષ; દાડમ વગેરે ફળોનો ખાટો રસ, અનાજની ખટાશ, દૂધ અને માંસના રસોમાંથી જે અનુપાન જે માણસને હિતકર હોય, તે માણસને તે અનુપાન યોગ્ય માત્રાથી દેવું.

ધીર વૈદ્યોએ વ્યાધિ, ઋતુ અને અવસ્થાના સમયનો વિચાર કરી, તે તે રસોની તથા ભોજ્ય પદાર્થોની યોજના કરવી.

પવિત્ર અને સ્વચ્છ વાસણમાં રાખેલું આંતરીક્ષ (વરસાદનું ઝીલી રાખેલું) જળ, સઘળાં અનુપાનોમાં ઉત્તમ છે; કેમ કે સર્વ લોકોને જન્મભર સુધી એ જળ પથ્ય છે અને સઘળા રસો પણ જલાત્મક જ જોવામાં આવે છે. મેં આ અનુપાન વિષે સંક્ષેપ કહ્યો, હવે વિસ્તારથી કહું છું.

બિલામાના તથા ગેરિયાંના સ્નેહ સિવાય

બાકીના સઘળા સ્નેહોની ઉપર ઊના જળનું અનુપાન દેવું ઉત્તમ છે. (ભિલામાંનો તથા ચેરિયાંનો સ્નેહ અત્યંત ઉષ્ણ છે, માટે તેની ઉપર તો ટાઢા જળનું જ અનુપાન દેવું.) કેટલાક કહે છે કે, તેલ ઉપર ઉષ્ણકાળમાં યૂષનું અને શીતકાળમાં ખાટી કાંજીનું અનુપાન દેવું.

સર્વ પ્રકારનું મદ્ય, ચોખાના લોટનું અન્ન, દહીં, દૂધપાક, મદ્ય પીવાથી થતો દાહ અને ઝેર ચડવાથી થતા મૂંઝારા ઉપર ટાઢા પાણીનું અનુપાન દેવું. કેટલાક કહે છે કે, ચોખાના લોટના અન્ન ઉપર જરાક ઊના કરેલા પાણીનું અનુપાન દેવું.

ભાત તથા મગ વગેરેના ભોજન ઉપર, યુદ્ધથી થયેલી પીડા ઉપર, તડકાથી કે પંથથી થયેલી પીડા ઉપર, અગ્નિના તાપથી થયેલી પીડા ઉપર અને ઝેરથી કે મદ્યથી થયેલી પીડા ઉપર દૂધનું અથવા માંસના રસોનું અનુપાન દેવું ઉત્તમ છે.

અડદ વગેરેના ભોજન ઉપર ધાન્યામ્લનું[1] અથવા દહીંની તરનું કે દહીંની નીચે રહેલા પાણીનું અનુપાન દેવું.

જેઓને મદ્ય પીવાનો અભ્યાસ હોય, તેઓને તો સઘળા પ્રકારનાં માંસોની ઉપર મદ્યનું અનુપાન દેવું ઉત્તમ છે; જેઓને મદ્ય પીવાનો અભ્યાસ ન હોય, તેઓને સઘળા પ્રકારનાં માંસો ઉપર જળનું અથવા દાડમ વગેરે ફળોની ખટાશનું અનુપાન દેવું.

ઘામથી, પંથ કરવાથી, ઊંચે સ્વરે ભાષણ વગેરે કરવાથી અને સ્ત્રીસંગ કરવાથી પરિશ્રમ પામેલાઓને દૂધનું અનુપાન અમૃત જેવું ગુણકારી થાય છે.

મદ્ય પીવાથી નિર્બળ થયેલાં સ્થૂળ માણસોને, મધ નાખેલા જળનું અનુપાન દેવું ઉત્તમ છે.

સ્વસ્થ માણસોને ભોજનના મધ્યમાં વિચિત્ર પ્રકારનું અનુપાન દેવું.

વાયુ ઉપર સ્નિગ્ધ તથા ઉષ્ણ અનુપાન દેવું, પિત્ત ઉપર મધુર તથા શીતળ અનુપાન દેવું, કફ ઉપર રૂક્ષ તથા ઉષ્ણ અનુપાન દેવું, રક્તપિત્ત ઉપર દૂધનું તથા શેરડીના રસનું અનુપાન દેવું અને ઝેરની પીડાઓ ઉપર આકડો, ગુંદો તથા સરસડિયાના આસવોનું અનુપાન દેવું હિતકારી છે.

હવે ધાન્ય વગેરે સઘળા વર્ગો ઉપર અનુક્રમથી જુદાં જુદાં અનુપાનો કહું છું, તે સાંભળો.

તેમાં પ્રથમ કહેવામાં આવેલાં શૂકધાન્ય (અણીવાળા જવ વગેરે ધાન્ય), કુધાન્ય (સામા તથા બંટી વગેરે ધાન્ય) અને શમીધાન્ય (અડદ વગેરે)ની ઉપર બોરની ખટાશવાળું અનુપાન દેવું. મગ તથા તુવેર વગેરે કઠોળ ધાન્યો ઉપર ધાન્યામ્લનું અનુપાન દેવું.

જંઘાલ પ્રાણીઓ તથા બટાઉડાં વગેરે વિષ્કિર પક્ષીઓના માંસ ઉપર પીપરના આસવનું અનુપાન દેવું. વિષ્કિર પક્ષીઓના માંસની ઉપર નાનાં તથા મોટાં બોરના આસવનું અનુપાન પણ ઉત્તમ છે. પ્રતુદ પક્ષીઓનાં માંસની ઉપર ઉંબરાં વગેરે છીરવાળાં વૃક્ષોના આસવનું અનુપાન દેવું. ગુફાવાસી પ્રાણીઓનાં માંસની ઉપર ખજૂર તથા નાળિયેરના આસવનું અનુપાન દેવું. પ્રસહ પક્ષીઓનાં માંસની ઉપર આસોંદના આસવનું અનુપાન દેવું. પર્ણમૃગોનાં માંસો ઉપર સરગવાના આસવનું અનુપાન દેવું. દરવાસીના માંસ ઉપર ઉત્તમ ફળોના આસવનું અનુપાન દેવું. એક ખરીવાળાં ઘોડા વગેરે પ્રાણીઓના માંસ ઉપર ત્રિફળાના આસવનું અનુપાન દેવું. બે ખરીઓવાળાં પ્રાણીઓનાં માંસ ઉપર ખેરના આસવનું અનુપાન દેવું. પાડા વગેરે કૂલચરોનાં માંસ ઉપર શિંગોડાના અને કશેરુ-

[1] ૪૫મા અધ્યાયનો ૧૯૧મો વિષય જુઓ.

કંદના આસવનું અનુપાન દેવું. કોશવાસીઓનાં તથા કાચબા વગેરે પાદીઓનાં માંસ ઉપર પણ શિંગોડાના અને કશેરુકંદના આસવનું અનુપાન દેવું. બતક વગેરે પ્લવોનાં માંસ ઉપર શેરડીના રસના આસવનું અનુપાન દેવું. નદીનાં માછલાં ઉપર કમળના નાળના આસવનું અનુપાન દેવું અને સમુદ્રનાં માછલાં ઉપર બિજોરાંના આસવનું અનુપાન દેવું.

દાડમ વગેરે ખાટાં ફળો ઉપર ધોળાં કમળો તથા ઉત્પલોના કંદોના આસવનું અનુપાન દેવું. ઉંબરાનાં તથા વડનાં ફળ વગેરે તૂરાં ફળો ઉપર દાડમ તથા નેતરના આસવનું અનુપાન દેવું. દ્રાક્ષ વગેરે મધુર ફળો ઉપર સૂંઠ, મરી તથા પીપરથી સંયુક્ત કરેલા કંદોના આસવનું અનુપાન દેવું. તાડી વગેરેનાં ફળો ઉપર ધાન્યામ્લનું અનુપાન દેવું. તીખાં ફળોની ઉપર દ્રોકડ, બરુ તથા નેતરના આસવનું અનુપાન દેવું. પીપર વગેરે ઉપર ગોખરુ તથા બોલસરીના આસવનું અનુપાન દેવું.

કોળાં વગેરે શાકો ઉપર દારુહળદર તથા કેરડાંના આસવનું અનુપાન દેવું. ચૂંચ વગેરે શાકો ઉપર લોદરના આસવનું અનુપાન દેવું. રાડારૂડી તથા ખરખોડી વગેરેનાં શાકો ઉપર હરડે, બહેડાં તથા આમળાંના આસવનું અનુપાન દેવું. કસૂંબાની ભાજી ઉપર પણ એ જ અનુપાન દેવું. બ્રાહ્મી વગેરેની ભાજી ઉપર બૃહતપંચમૂલના આસવનું અનુપાન દેવું.

તાડીના અથની મજ્જા વગેરે ઉપર ખાટાં (દાડમ વગેરે) ફળોના આસવનું અનુપાન દેવું.

સિંધવ આદિ લૂણો ઉપર મદિરા, આસવ અને આરનાલ(ફોતરાં વગરના કાચા અથવા પકાવેલા ઘઉંના આથા.)નું અનુપાન દેવું.

અથવા સર્વ પદાર્થો ઉપર જળનું અનુપાન દેવું. ૨૩૫

અનુપાનના ગુણો, સમય અને નિષેધ

भवन्ति चात्र।

सर्वेषामनुपानानां माहेन्द्रं तोयमुत्तमम्।
सात्म्यं वा यस्य यत्तोयं तत्तस्मै हितमुच्यते॥
उष्णं वाते कफे तोयं पित्ते रक्ते च शीतलम्।
दोषवद्गुरु वा भुक्तमतिमात्रमथापि वा॥
यथोक्तेनानुपानेन सुखमन्नं प्रजीर्यति।
रोचनं बृंहणं वृष्यं दोषसङ्घातभेदनम्॥
तर्पणं मार्दवकरं श्रमक्लमहरं सुखम्।
दीपनं दोषशमनं पिपासाच्छेदनं परम्॥
वल्यं वर्णकरं सम्यगनुपानं सदोच्यते।
तदादौ कर्शयेत्पीतं स्थापयेन्मध्यसेवितम्॥
पश्चात्पीतं बृंहयति तस्माद्वीक्ष्य प्रयोजयेत्।
स्थिरतां गतमक्लिन्नमन्नमद्रवपायिनाम्॥
भवत्याबाधजननमनुपानमतः पिबेत्।
न पिबेच्छ्वासकासार्तो रोगे चाप्यूर्ध्वजत्रुगे।
क्षतोरस्कः प्रसेकी च यस्य चोपहतः स्वरः।
पीत्वाऽध्वभाष्याध्ययनगेयस्वप्नान्न शीलयेत्॥
प्रदूष्यामाशयं तद्धि तस्य कण्ठोरसि स्थितम्।
स्यन्दाग्निसादच्छर्द्यादीनामयाञ्जनयेद्बहून्॥२३६

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે. 'સઘળાં અનુપાનોમાં આંતરિક્ષ જળનું અનુપાન શ્રેષ્ઠ છે; આંતરિક્ષ જળ ન મળે, તો પછી જે માણસને જે જળ સાત્મ્ય હોય તે માણસને તે જળનું અનુપાન દેવું. વાયુ તથા કફ ઉપર ઊના જળનું અનુપાન દેવું અને પિત્ત ઉપર તથા રુધિર ઉપર શીતળ જળનું અનુપાન દેવું. દોષવાળું, ભારે કે માત્રા કરતાં અધિક જમવામાં આવેલું અન્ન ઉપર કહેલાં અનુપાનોથી સુખાકારી રીતે પચી જાય છે, વળી તે રુચિ ઉપજાવનાર છે, પુષ્ટિ

કારક છે, વીર્ય વધારનાર છે, દોષોના સમૂહનું પૃથક્કરણ કરનાર છે, તૃપ્તિ આપનાર છે, શરીરને કોમળ કરનાર છે, શ્રમ તથા ગ્લાનિ હરનાર છે, સ્વસ્થતા આપનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, વાયુ વગેરે દોષોનું શમન કરનાર છે, તૃષા ટાળનાર છે, બળ આપનાર છે અને વર્ણને સારો કરનાર છે. માટે સર્વદા અતિ ઉત્તમ ગણવામાં આવે છે. ભોજનના આદિમાં અનુપાન પીવામાં આવે તો તે અનુપાન શરીરને કૃશ કરી નાખે છે, ભોજનના મધ્યમાં પીવામાં આવે તો શરીરને મધ્યમ સ્થિતિમાં રાખે છે અને ભોજનના અંતમાં પીવામાં આવે, તો શરીરને પુષ્ટ કરે છે, માટે કૃશતા ઇચ્છનારાએ ભોજનના આદિમાં, મધ્યતા ઇચ્છનારાએ ભોજનના મધ્યમાં અને પુષ્ટતા ઇચ્છનારાએ ભોજનના અંતમાં પીવું અને વૈદ્યે તે પ્રમાણે વિચારીને જ દેવું. જેઓ અનુપાન રૂપ રસ પીએ નહીં, તેઓએ ખાધેલું અન્ન પેટમાં ભીનું થયા વગર અચળ થઈને રહેવાથી તેઓને પીડાકારી થઈ પડે છે, એટલા માટે અનુપાન પીવું યોગ્ય છે. શ્વાસના દરદીએ, ખાંસીના દરદીએ, ગળાની હાંસડીથી ઉપરના ભાગના દરદવાળાએ, ઉરઃક્ષતવાળાએ, જેને લાળનો સ્રાવ થયા કરતો હોય તેણે અને જેનો સ્વર ઉપઘાત પામ્યો હોય તેણે અનુપાન પીવું નહીં. અનુપાન પીધા પછી પંથ કરવો નહીં, ઊંચા સ્વરથી ભાષણ કરવું નહીં, ભણવું નહીં, ગાવું નહીં અને નિદ્રા પણ કરવી નહીં, કેમ કે કંઠમાં તથા છાતીમાં રહેલું અનુપાન તે માણસના આમાશયને દૂષિત કરી, અર્થાત્ વાયુ આદિ દોષોને પ્રકુપિત કરીને કફનો સ્રાવ, અગ્નિની મંદતા તથા વમન આદિ ઘણા રોગોને ઉત્પન્ન કરે છે.' ૨૩૬

કયા માણસોને કયા પદાર્થો હલકા-ભારે છે

गुरुलाघवचिन्तेयं स्वभावं नातिवर्तते ।
तथा संस्कारमात्रान्नकालांश्चाप्युत्तरोत्तरम् ॥
मन्दकर्मानलारोग्याः सुकुमाराः सुखोचिताः ।
जन्तवो ये तु तेषां हि चिन्तेयं परिकीर्तिता ॥
बलिनः खरभक्ष्या ये ये च दीप्ताग्नयो नराः ।
कर्मनित्याश्च ये तेषां नावश्यं परिकीर्त्यते ॥२३७

ખાવાપીવાના પદાર્થોના હલકા તથા ભારેપણાનો જે વિચાર કહેવામાં આવ્યો, તે વિચાર તે તે પદાર્થોના સ્વભાવનું ઉલ્લંઘન કરતો નથી. (જેમ કે જંગલના જાનવરો સ્વભાવથી જ હલકાં હોવાથી તેઓનું માંસ પણ સ્વભાવથી જ હલકું છે.) સ્વભાવ પછી સંસ્કારનું ઉલ્લંઘન કરતો નથી. (જેમ કે ચોખા હલકા છતાં પણ ચોખાનો લોટ ભારે છે.) સંસ્કાર પછી માત્રાનું ઉલ્લંઘન કરતો નથી. (જેમ કે હલકાં અન્નોથી તૃપ્તિ કરવી અને ભારે અન્નોથી અરધી તૃપ્તિ કરવી.) માત્રા પછી અન્નનું ઉલ્લંઘન કરતો નથી. (જેમ કે મંડ, પેયા, વિલેપી ભાત તથા પૂડામાં ઉત્તરોત્તર ભારે છે અને પૂર્વપૂર્વ હલકાં છે.) અન્ન પછી કાળનું ઉલ્લંઘન કરતો નથી. (જેમ કે નવું ધાન્ય કફ કરનાર છે અને એક વર્ષ સુધી રહેલું જૂનું ધાન્ય હલકું છે.)

જે માણસો થોડું કામ કરનારા, મંદ અગ્નિવાળા, મંદ આરોગ્યવાળા, કોમળ શરીરવાળા અને સુખ ભોગવવાના અભ્યાસી હોય તે માણસો માટે પદાર્થોના હલકા તથા ભારેપણાનો આ વિચાર કહ્યો છે, પરંતુ જે માણસો બળવાળા, કઠોર પદાર્થો ખાનારા, પ્રદીપ્ત જઠરાગ્નિવાળા અને હમેશ કામ કરવાના જ અભ્યાસવાળા હોય તેઓ માટે પદાર્થોના હલકા તથા ભારેપણાનો વિચાર કરવાની જરૂર નથી. ૨૩૭

इत्यनुपानवर्गः ।

આહારનો વિધિ

अथाहारविधिं वत्स विस्तरेणाखिलं शृणु ।
आप्तान्वितमसंकीर्णं शुचि कार्यं महानसम् ॥

सौमनस्यं बलं पुष्टिमुत्साहं हर्षणं सुखम् ।
स्वादु संजनयत्यन्नमस्वादु च विपर्ययम् ॥
भुक्त्वाऽपि यत्प्रार्थयते भूयस्तत्स्वादु भोजनम् ।
अशितश्चोदकं युक्त्या भुञ्जानश्चान्तरा पिबेत् ॥
दन्तान्तरगतं चान्नं शोधनेनाहरेच्छनैः ।
कुर्यादनाहृतं तद्धि मुखस्यानिष्टगन्धताम् ॥
जीर्णेऽन्ने वर्द्धते वायुर्विदग्धे पित्तमेव तु ॥
भुक्तमात्रे कफश्चापि तस्माद्भुक्ते हरेत्कफम् ॥
धूमेनापोह्य हृद्यैर्वा कषायकटुतिक्तकैः ।
पूगकङ्कोलकर्पूरलवङ्गसुमनःफलैः ॥
कटुतिक्तकषायैर्वा मुखवैशद्यकारकैः ।
ताम्बूलपत्रसहितैः सुगन्धैर्वा विचक्षणः ॥
भुक्त्वा राजवदासीत यावदन्नक्लमो गतः ।
ततः पादशतं गत्वा वामपार्श्वे तु संविशेत् ॥
शब्दरूपरसान्गन्धान्स्पर्शांश्च मनसः प्रियान् ।
भुक्तवानुपसेवेत तेनान्नं साधु तिष्ठति ॥
शब्दरूपरसस्पर्शगन्धाश्चापि जुगुप्सिताः ।
अशुच्यन्नं तथाभुक्तमतिहास्यं च वामयेत् ॥
शयनं चासनं चापि नेच्छेद्वापि द्रवोत्तरम् ।
नाग्न्यातपौ न प्लवनं न यानं नापि वाहनम् ॥
नचैकरससेवायां प्रसज्येत कदाचन ।
शाकावरान्नभूयिष्ठमम्लं च न समाचरेत् ॥
एकैकशः समस्तान् वा नाभ्यश्नीयाद्रसान्सदा ।
प्राग्भुक्ते त्वविविक्तेऽग्नौ द्विरन्नं न समाचरेत् ॥
पूर्वभुक्ते विदग्धेऽन्ने भुञ्जानो हन्ति पावकम् ।
मात्रागुरुं परिहरेदाहारं द्रव्यतश्च यः ॥
पिष्टान्नं नैव भुञ्जीत मात्रया वा बुभुक्षितः ।
द्विगुणं च पिबेत्तोयं सुखं सम्यक्प्रजीर्यति ।
पेयलेह्याद्यभक्ष्याणां गुरु विद्याद्यथोत्तरम् ॥
गुरूणामर्द्धसौहित्यं लघूनां तृप्तिरिष्यते ।
द्रवोत्तरो द्रवश्चापि न मात्रागुरुरिष्यते ॥
द्रवाढ्यमपि शुष्कं तु सम्यगेवोपपद्यते ।
विशुष्कमन्नमभ्यस्तं न पाकं साधु गच्छति ॥
पिण्डीकृतमसंक्लिन्नं विदाहमुपगच्छति ।
स्रोतस्यन्नवहे पित्तं पक्तौ वा यस्य तिष्ठति ॥
विदाहि भुक्तमन्यद्वा तस्याप्यन्नं विदह्यते ।
शुष्कं विरुद्धं विष्टम्भि वह्निव्यापदमावहेत् ॥२३८

હે પુત્ર સુશ્રુત! હવે આહારનો વિધિ સંપૂર્ણ રીતે કહું છું તે સાંભળો. રસોઈ કરવાનું સ્થાન સ્વચ્છ અને મોકળું બનાવવું અને તેમાં જે માણસો વિશ્વાસપાત્ર હોય, તેમને જ રાખવાં. એ સ્થાનમાં તે વિશ્વાસપાત્ર માણસોએ સારી રીતે પકાવેલું અને જેના ગંધ, રસ, સ્પર્શ તથા વર્ણ પ્રિય લાગે એવું ખાવાનું અન્ન, વૈદ્યે કોઈની પણ નજર ન પડે એવી રીતે સ્વચ્છ જગ્યામાં રખાવવું. વૈદ્યે એ અન્નને વિષહર ઔષધોથી યુક્ત કરી તથા વિષહર ઔષધોના યોગવાળાં જળો વડે ભિંજવેલા પંખાઓથી તેના ઉપર પવન નાખી, અથર્વવેદના વિષનાશક સિદ્ધ મંત્રોથી અભિમંત્રિત કરી, રાજાની પાસે હાજર કરીને પીરસવું તથા રસોઇયાના હાથથી પિરસાવવું.

હવે કયા પદાર્થો કેવાં કેવાં પાત્રોમાં પીરસવા તથા કયા કયા પ્રદેશમાં મૂકવા વગેરે વિષેની સઘળી યોજના કહું છું. ઘી લોઢાના પાત્રમાં દેવું. પેયા રૂપાના પાત્રમાં દેવી, ફળો તથા સર્વ પ્રકારનાં ભક્ષ્યો પાંદડાંઓમાં અથવા પાંદડાંઓથી ઢાંકેલા વાંસ વગેરેનાં પાત્રોમાં પીરસવાં; પરિશુષ્ક માંસો તથા પ્રદિગ્ધ માંસો સુવર્ણનાં પાત્રોમાં પીરસવાં, મંડ વગેરે ઉત્તમ રસો તથા માંસોના રસો રૂપાનાં પાત્રોમાં પીરસવા; છાશ, કાંજી તથા સર્વ પ્રકારનાં ખડયૂષો પથરાનાં પાત્રોમાં પીરસવા; સારી પેઠે ઉકાળીને યોગ્ય રીતે ઠંડું કરેલું દૂધ ત્રાંબાના પાત્રમાં પીરસવું; જળ, શરબત તથા મદ્ય માટીનાં પાત્રોમાં પીરસવાં; રાગો શીતળ તથા શુભ કાચનાં પાત્રોમાં પીરસવા; ખાડવો શીતળ તથા

શુભ સ્ફટિકનાં પાત્રોમાં પીરસવા અને સટ્ટકો શીતળ તથા શુભ વૈદૂર્ય (લસણિયા મણિઓ)નાં પાત્રોમાં પીરસવા. રસોઇયાએ સારી રીતે સંસ્કાર આપેલાં દાળ, ભાત અને પ્રદિગ્ધ માંસો સામા ભાગમાં રાખેલા નિર્મળ, વિસ્તીર્ણ અને મનોહર પાત્રમાં પીરસવાં. ફળો, સર્વ પ્રકારનાં ભક્ષ્યો અને પરિશુષ્ક માંસો ભોજન કરનારના જમણા હાથ તરફ રાખવાં. મંડ આદિ ઉત્તમ રસો, માંસના રસો, જળ, શરબતો, દૂધ, ખડયૂષો, યૂષો તથા પીવાના પદાર્થો ભોજન કરનારના ડાબા હાથ તરફ રાખવાં. ગોળસંબંધી સઘળા વિકારો, રાગો, ખાડવો તથા સટ્ટકો સમજુ રસોઇયાએ ભોજન કરનારાની સામે મધ્યભાગમાં અને જમણી તથા ડાબી બાજુએ પીરસવા. બુદ્ધિમાન વૈદ્યે આ પ્રમાણે ભોજનની ગોઠવણ જાણીને, જમનારને એકાંત, રમણીય, સુગંધી પુષ્પોની રચનાવાળાં, સપાટ, રજ વગેરે ન પડે એવા, શુભ અને પવિત્ર પ્રદેશમાં જમાડવો. મનને પ્રિય લાગે એવા વઘાર વગેરે સંસ્કારોથી યુક્ત કરેલું પથ્ય તથા પ્રિય રસોવાળું, ગંધથી, વર્ણથી તથા સ્પર્શથી પણ પ્રિય લાગે એવું, પવિત્ર, અત્યંત ઊનું ન હોય એવું અને તુરતનું પકાવેલું ભોજન હિતકારી થાય છે. વૈદ્યે ભોજનમાં પ્રથમ મધુર રસ જમાડવો, મધ્યમાં ખાટો તથા ખારો રસ જમાડવો અને તે પછી બાકીના રસો જમાડવા.[1] બુદ્ધિમાન વૈદ્યે પ્રથમ દાડમ વગેરે ફળો જમાડવાં, પછી પીવાના પદાર્થોનો ઉપયોગ કરાવવો, પછી ભોજ્ય પદાર્થોનો ઉપયોગ કરાવવો અને તે પછી વિચિત્ર લાડુ વગેરે ભક્ષ્ય પદાર્થોનો ઉપયોગ કરાવવો.[2] કેટલાક કહે છે કે, પ્રથમ કઠણ પદાર્થો જમાડવા અને કેટલાક કહે છે કે પ્રથમ પ્રવાહી પદાર્થો જમાડવા. ભોજનના આદિમાં, મધ્યમાં અને અંતમાં માણસોને આમળાંનો ઉપયોગ કરાવવો, બહુ ઉત્તમ છે; કેમ કે આમળાં કશી હરકત કરે એવાં નથી અને નેત્રોનું હિત કરનારાં છે[3] તથા દોષોને હરનારાં છે. વૈદ્યે કમળનાં નાળ, કમળના કંદ, કમળના કંદોમાંથી ફૂટેલા કોંટા, સૂરણ વગેરે કંદો અને શેરડી વગેરે પદાર્થોનો ઉપયોગ કરાવવો હોય તો પ્રથમ કરાવવો; પણ ભોજન કર્યા પછી કોઈ રીતે પણ કરાવવો નહિ. ઊંચા આસન પર સારી રીતે બેસાડી, શરીરને વાંકુંચૂકું નહિ પણ સમાન રખાવી, મનને કામાદિક પ્રવૃત્તિઓમાં ન રહેવા દેતાં અન્નમાં જ તત્પર રખાવીને યોગ્ય સમયમાં હિતકારી, હલકું, સ્નિગ્ધ તથા જેમાં પ્રવાહી પ્રધાન હોય એવું ઉષ્ણ અન્ન જમાડવું. જમવામાં અત્યંત ઉતાવળ પણ ન કરાવવી અને અત્યંત વિલંબ પણ ન કરાવવો. શાસ્ત્રોક્ત માર્ગ ઉપર ધ્યાન આપી, ભૂખ લાગે ત્યારે યોગ્ય સમયમાં યોગ્ય માત્રાથી[4] અન્ન જમાડવું.

---

૧ ભૂખ્યા માણસને પ્રથમ મધુર રસ દેવો, કે જેથી પક્વાશયમાં રહેનો વાયુ જિતાય. મધ્યમાં ખાટો તથા ખારો રસ દેવો, કે જેથી પિત્તાશયમાં અગ્નિ દીપ્ત થાય. અંતમાં તીખા વગેરે રસો દેવા કે જેથી કફ જિતાય.

શરૂઆતમાં અગ્નિ પૂરેપૂરો હોવાથી ભારે પદાર્થ જઠરરસ સાથે ભળી પચી જાય છે. પાછળથી જઠરરસનું પ્રમાણ ઓછું હોવાથી હલકો અને છાશ, આદું જેવો જેમાં ભૂતાગ્નિ છે તેવો પદાર્થ લેવો, મધ્યમાં પાણી પીવું કે હોજરીનો ૧ ભાગ પાણીથી ભરાય અને એ રીતે બનેલો પ્રવાહી ખોરાક શોષણને લાયક થાય. પ્ર.

૨ વાયુ જીતવા માટે પ્રથમ દાડમ આદિ ખાટા પદાર્થોનો ઉપયોગ કરાવવો. પછી દાડમ આદિ કઠણ પદાર્થોને કોમળ કરવા માટે તથા વય સ્થાપન માટે પીવાના પદાર્થોનો ઉપયોગ કરાવવો.

૩ આલોચક પિત્તને સુધારીને આંખની દૃષ્ટિ સુધારે છે. પ્ર.

૪ જેટલું અન્ન જમવાથી દુઃખમાં દબાણ ન થાય.

યોગ્ય સમયમાં જમવામાં આવેલું અન્ન તૃપ્તિ આપે છે, હિતકારી અન્ન પીડા ઉત્પન્ન કરતું નથી, હલકું અન્ન તુરત પાક પામે છે, સ્નિગ્ધ તથા ઉષ્ણ અન્ન બળની તથા અગ્નિની વૃદ્ધિ કરે છે, ઉતાવળથી પણ નહિ અને વિલંબથી પણ નહિ, પરંતુ સમ રીતે જમવામાં આવેલું અન્ન સમપાકને પામે છે. જેમાં પ્રવાહી પ્રધાન હોય એવું અન્ન નિર્દોષ રીતે પાકે છે અને માત્રાથી જમવામાં આવેલું અન્ન સુખેથી પચી જાય છે તથા દોષો વગેરેની સમતા કરે છે. જે ઋતુઓમાં રાત્રિઓ અત્યંત લાંબી થાય છે, તે ઋતુઓમાં (હેમંત અને શિશિરમાં) તે ઋતુ-ઓના ગુણોથી વિપરીત ગુણોવાળું અન્ન જમાડવું અને તે સવા પહોર દિવસ ચડે ત્યારે જમાડવું. જે ઋતુઓમાં દિવસો અત્યંત લાંબા થાય છે, તે ઋતુઓમાં (ગ્રીષ્મ તથા વર્ષામાં) તે ઋતુઓના ગુણોથી વિપરીત ગુણોવાળું અન્ન જમાડવું અને તે અપરાહ્નમાં જમાડવું—એટલે દિવસના અઢી પહોર ગયા પછી જમાડવું. જે ઋતુઓમાં દિવસો અને રાત્રિઓ સમાન થાય છે, તે ઋતુઓ(શરદ અને વસંત)માં તે ઋતુઓના ગુણોથી વિપરીત ગુણોવાળું અન્ન જમાડવું અને તે મધ્યાહ્ન સમયમાં જમાડવું. (આ જમાડવાનો વિધિ એક ટંક જ જમવાના અભ્યાસવાળા માણસ માટે છે. જેને બે ટંક જમવાની ટેવ હોય, તે માણસને સવા પહોર દિવસ ચડે ત્યારે જમાડવું અને તે ભોજનની માત્રાથી અડધું અથવા ત્રીજા ભાગનું અન્ન દિવસના સાડાત્રણ પહોર ગયા પછી કે રાતે જમાડવું.) ભોજનનો સમય પ્રાપ્ત થયા વિના જમાડવું નહિ, ભોજનનો સમય વ્યતીત કરીને પણ જમાડવું નહિ, ઓછી માત્રાથી પણ જમાડવું નહિ અને અધિક માત્રાથી પણ જમાડવું નહિ. ભોજનનો સમય પ્રાપ્ત થયા વિના ભોજન કરતો માણસ શરીર ભારે થઈ જવાથી તે તે વ્યાધિઓ પ્રાપ્ત કરે છે અથવા મરણ પામે છે. ભોજનનો સમય વ્યતીત થયા પછી ભોજન કરનારા માણસનો જઠરાગ્નિ વાયુથી ઉપઘાત પામે છે, તેથી તેને ખાધેલું અન્ન માંડ-માંડ પચે છે અને બીજીવાર જમવાની ઇચ્છા થતી નથી. ઓછી માત્રાથી ખાધેલું અન્ન તૃપ્તિ આપતું નથી અને બળનો ક્ષય કરે છે. અધિક માત્રાથી ખાધેલુ અન્ન આળસ, ભારેપણું, પેટના ફૂલવાને અને અંગોની ગ્લાનિને ઉત્પન્ન કરે છે; આમ છે એટલા માટે સારી રીતે સંસ્કાર આપેલું, ઉપર કહેલા દોષો વગરનું અને ઉપર કહેલા ઉત્તમ ગુણોવાળું ભોજન યોગ્ય માત્રાથી કરાવવાનો અભ્યાસ રખાવવો. સમયોનો તથા દોષ વગેરેનો વિભાગ કરી, ઉપર કહ્યા પ્રમાણે નિત્ય બે વખત ભોજન કરાવવું. જે અન્ન ચોખ્ખાઈ વગરનું, દુષ્ટ, એઠું, કાંકરા-વાળું, તણખલાંવાળું, ઢેફાંવાળું, જેના ઉપર અરુચિ થતી હોય એવું, વાસી રહેલું, ઘણીવાર સુધી પડયું રહેલું, સ્વાદ વગરનું કે સડેલું હોય તેને છોડી દેવું. જે અન્ન રંધાયા પછી ઘણીવાર સુધી પડ્યું રહેલું, કઠણ, ટાઢું થઈ ગયેલું, ફરીવાર ઊનું કરેલું, નહિ સીજેલું કે બળી ગયેલુ હોય તે અન્ન તેવું સ્વાદિષ્ટ લાગતું નથી. ઘણા પ્રકારનાં અન્નો સ્વાદિષ્ટ હોય તો તેઓમાં જે જે અન્ન વધારે વધારે સ્વાદિષ્ટ હોય, તે તે અન્નને પાછળપાછળથી પીરસવું એટલે એક સ્વાદિષ્ટ જમાયા પછી તેથી વધારે સ્વાદિષ્ટ અન્ન પીરસવું

પડખાં ફાટે નહિ, હ્રદયમાં પીડા ન થાય, પેટ ભારે ન થાય ચક્ષુ વગેરે ઇંદ્રિયો પ્રસન્ન થાય, ક્ષુધા તથા તૃષા શાંત થાય અને હસવામા, શ્વાસોચ્છ્વાસમા તથા વાતો કરવામા સુખ રહે તેટલુ જમાડવુ, એ માત્રા કહેવાય છે

અને તે જમાયા પછી જ તેથી પણ વધારે સ્વાદિષ્ટ હોય તે પીરસવું. જમવા લાગેલા માણસના મુખને જળ વડે વારંવાર ધોવરાવવું. એટલે વારંવાર જળથી કોગળા કરાવવા; કેમ કે કોગળા કરવાથી જીભ શુદ્ધ થતાં બીજા સ્વાદ અપૂર્વની પેઠે રુચે છે. પહેલા સ્વાદથી તૃપ્ત થયેલી માણસની જીભ બીજા સ્વાદને પહેલાંની પેઠે ગ્રહણ કરી શકતી નથી, એટલા માટે વચમાં વચમાં જળથી કોગળા કરાવવા. સ્વાદવાળું અન્ન મનની સ્વસ્થતા, બળ, પુષ્ટિ, ઉત્સાહ, હર્ષ તથા સુખ ઉત્પન્ન કરે છે અને સ્વાદ વગરનું અન્ન મનના અસ્વસ્થપણાને, બળની હાનિને, પુષ્ટિની હાનિને, ઉત્સાહનો અભાવ, અહર્ષ તથા અસુખ ઉત્પન્ન કરે છે. જમનારો, જે અન્નને જમ્યા પછી ફરીવાર માગે, તે અન્નને સ્વાદિષ્ટ જાણવું. જમી રહ્યા પછી અને જમતાં જમતાં વચમાં પણ માત્રાથી પાણી પાવું.[1]

દાંતોના મધ્યમાં પેસી રહેલા કે ચોંટી રહેલા અન્નને ધીરેધીરે ખડની સળી વગેરે વડે કાઢી નખાવવું. જો એ અન્નને દાંતોના મધ્યમાંથી કાઢી નાખવામાં ન આવે, તો તે અન્ન મોઢાને ખરાબ ગંધવાળું કરી નાખે છે.

જમેલું અન્ન પચી ગયા પછી વાયુ વધે છે અને પચવા લાગે, ત્યારે પિત્ત વધે છે. ભોજન કર્યા પછી તુરત કફની વૃદ્ધિ થાય છે; માટે ભોજન કર્યા પછી તુરત જ બીડી પાવાથી અથવા હૃદયને પ્રિય લાગનારાં તૂરાં, તીખાં તથા કડવાં સોપારી, ચણકબાબ, ભીમસેની બરાસ, લવિંગ તથા જાયફળથી અથવા મુખને સ્વચ્છ કરે એવા તૂરા, તીખા તથા કડવા બીજા પદાર્થોથી અથવા નાગરવેલનાં પાન સહિત પદાર્થોથી કફને દૂર કરવો.

સમજુ માણસે ભોજન કર્યા પછી જ્યાં સુધી અન્નનો કલમ મટે, ત્યાં સુધી રાજાની પેઠે બેસવું અને તે પછી સો પગલાં ચાલી શય્યામાં ડાબું પડખું દબાવી સૂવું. જમેલા માણસે મનને પ્રિય લાગે એવા શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શનું સેવન કરવું; એમ કરવાથી ઉદરમાં અન્નની સારી રીતે સ્થિતિ થાય છે. ખરાબ શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ વમન કરાવે છે. જમવામાં આવેલું અશુચિ અન્ન પણ વમન કરાવે છે અને અતિ હાસ્ય પણ વમન કરાવે છે.

જમ્યા પછી લાંબા સમય સુધી શયનનું કે આસનનું સેવન કરવું નહિ; જેમાં પ્રવાહી પ્રધાન હોય એવા પદાર્થનો પણ ઉપયોગ કરવો નહિ; અગ્નિના તાપનો, સૂર્યના તડકાનો, નાહવાનો, જળમાં તરવાનો, દૂર પ્રદેશમાં જવાનો અને વાહનનો પણ ત્યાગ કરવો.

એકના એક રસનું વારંવાર કદી પણ સેવન કરવું નહિ. જેમાં શાક કે વૈદલાન્નો (તૂવેરની દાળ વગેરે અન્નો) ઘણાં આવતાં હોય એવા ભોજનનું વારંવાર સેવન કરવું નહિ; તેમ જ ખાટા રસનું અતિસેવન કરવું નહિ. એક એક રસ પણ ઝાઝો જમવો નહિ; તેમ જ સઘળા રસો પણ ઝાઝા જમવા નહિ; અથવા એક એક રસનું જ સેવન કરવું નહિ અને સઘળા રસોને એકઠા કરીને પણ જમવા નહિ.

એક વાર જમ્યા પછી જ્યાં સુધી જઠરાગ્નિ નિર્મળ ન થયો હોય, ત્યાં સુધી બીજી વાર જમવું નહિ. પહેલાં જમેલું અન્ન જઠરાગ્નિથી કાંઈક પાકું હોય અને કાંઈક કાચું હોય, તેટલામાં જ માણસ બીજી વાર જમે, તે પોતાના જઠરાગ્નિનો જ વિનાશ કરે છે.

[1] બહુ પાણી પીવાથી જઠરરસ મંદબળવાળો થઈ અગ્નિ મંદ કરશે. તરસ મુજબ જ પાણી પિવાવું જોઈએ. પ્ર.

જે અન્ન માત્રાથી અથવા દ્રવ્યથી ભારે હોય તેનો આહાર કરવો નહિ. જેમાં ફક્ત ચોખાનો લોટ જ આવતો હોય, એવું અન્ન જમવું નહિ. બહુ જ ભૂખ લાગી હોય, તોપણ એવું અન્ન માપસર જ જમવું. અને એવું અન્ન જમવામાં આવ્યું હોય, તો તેઉપર પાણી પીવું કે જેથી તે અન્ન કશું કષ્ટ આપ્યા વગર પચી જાય.

પીવા યોગ્ય પદાર્થો કરતાં ચાટવા યોગ્ય પદાર્થો ભારે છે, ચાટવા યોગ્ય પદાર્થો કરતાં દાળ, ભાત વગેરે ભોજ્ય પદાર્થો ભારે છે અને ભોજ્ય પદાર્થો કરતાં લાડુ વગેરે ભક્ષ્ય પદાર્થો ભારે છે. લાડુ તથા અડદ વગેરે ભારે પદાર્થોથી અરધી તૃપ્તિ કરવી અને સૂવર વગેરેનાં માંસો વગેરે અત્યંત ભારે પદાર્થોથી ત્રીજા ભાગની તૃપ્તિ કરવી. હલકા પદાર્થોથી પણ જરાક ઓછી તૃપ્તિ કરવી. જે અત્યંત હલકા પદાર્થો છે, તેઓથી તૃપ્તિ કરવી, પણ માપસર કરવી. જેમાં પ્રવાહી પ્રધાન હોય એવો પદાર્થ અથવા જાતે પ્રવાહી પદાર્થ પણ માપથી ભારે પડતો થાય, એમ કરવું નહિ. શુષ્ક અન્ન પણ પ્રવાહી સાથે સંયુક્ત કરીને જમવામાં આવે, તો જઠરાગ્નિથી સારી રીતે પાકી જાય છે. શુષ્ક અન્ન વારંવાર ખાવામાં આવે, તો તે સારી પેઠે પાકતું નથી, પણ તે અન્ન પેટમાં પિંડારૂપે તથા નરમાશ પામ્યા વગરનું રહીને ખાટો પાક પામે છે.

જે માણસના આમાશયમાં અથવા અગ્નિના સ્થાનકમાં પિત્ત હોય, તે માણસને જમવામાં આવેલું વિદાહી (ખાટો પાક પામે એવું) અન્ન અને બીજું અન્ન પણ કાચુંપાકું જ રહે છે.

શુષ્ક અન્નો, દૂધ તથા માછલાં આદિ વિરુદ્ધ પદાર્થો અનેચણા, મસૂર વગેરે વિષ્ટંભી (કબજિયાત કરનાર) પદાર્થો જઠરાગ્નિની મંદતા કરે છે.

અજીર્ણના ભેદ, કારણો, હાનિ તથા ચિકિત્સા

आमं विदग्धं विष्टब्धं कफपित्तानिलैस्त्रिभिः ।
अजीर्णं केचिदिच्छन्ति चतुर्थं रसशेषतः ॥

अत्यम्बुपानाद्विषमाशनाद्वा संधारणात्स्वप्नविपर्ययाच्च । कालेऽपि सात्म्यं लघु चापि भुक्तमन्नं न पाकं भजते नरस्य ॥ ईर्ष्याभयक्रोधपरिक्षतेन लुब्धेन रुग्दैन्यनिपीडितेन । प्रद्वेषयुक्तेन च सेव्यमानमन्नं न सम्यक्परिणाममेति ॥ माधुर्यमन्नं गतमामसंज्ञं विदग्धसंज्ञं गतमम्लभावम् । किंचिद्विपक्वं भृशतोदशूलं विष्टब्धमाबद्धविरुद्धवातम् ॥ उद्गारशुद्धावपि भक्तकाङ्क्षा न जायते हृद्गुरुता च यस्य । रसावशेषेण तु सप्रसेकं चतुर्थमेतत्प्रवदन्त्यजीर्णम् ॥

मूर्छा प्रलापो वमथुः प्रसेकः सदनं भ्रमः ।
उपद्रवा भवन्त्येते मरणं चाप्यजीर्णतः ।
तत्रामे लंघनं कार्यं विदग्धे वमनं हितम् ।
विष्टब्धे स्वेदनं पथ्यं रसशेषे शयीत च ॥
वामयेदाशु तं तस्मादुष्णेन लवणाम्बुना ।
कार्यं चानशनं तावद्यावन्न प्रकृतिं भजेत् ।
लघुकायमतश्चैनं लंघनैः समुपाचरेत् ॥
यावन्न प्रकृतिस्थः स्याद्दोषतः प्राणतस्तथा ॥
हिताहितोपसंयुक्तमन्नं समशनं स्मृतम् ।
बहु स्तोकमकाले वा विज्ञेयं विषमाशनम् ।
अजीर्णे भुज्यते यत्तु तदध्यशनमुच्यते ।
त्रयमेतन्निहन्त्याशु बहून्व्याधीन्करोति वा ॥

अन्नं विदग्धं हि नरस्य शीघ्रं शीताम्बुना वै परिपाकमेति । तद्ध्यस्य शैत्येन निहन्ति पित्तमाक्लेदिभावाच्च नयत्यधस्तात् ॥ विदह्यते यस्य तु भुक्तमात्रे दह्येत हृत्कोष्ठगलं च यस्य । द्राक्षाऽभयां माक्षिकसम्प्रयुक्तां लीढ्वाऽभयां वा स सुखं लभेत ॥ भवेदजीर्णं प्रति यस्य शङ्का स्निग्धस्य जन्तोर्बलिनोऽन्नकाले । प्रातः सशुण्ठीमभयामशङ्को भुञ्जीत सम्प्राश्य हितं हितार्थी ॥ स्वल्पं यदा दोषविबद्ध-

मामं लीनं न तेजःपथमावृणोति। भवत्यजीर्णेऽपि तदा बुभुक्षा सा मन्दबुद्धिं विषवन्निहन्ति ॥२२९॥

આમાજીર્ણ, વિદગ્ધાજીર્ણ અને વિષ્ટબ્ધાજીર્ણ એ ત્રણ પ્રકારનાં અજીર્ણ છે. આમાજીર્ણ કફથી થાય છે, વિદગ્ધાજીર્ણ પિત્તથી થાય છે અને વિષ્ટબ્ધાજીર્ણ વાયુથી થાય છે. કેટલાક આચાર્યો માને છે કે, 'રસશેષાજીર્ણ' નામનું ચોથું પણ એક અજીર્ણ છે અને તે, ખાધા પછી પાકી ગયેલાં અન્નોનો (સારરૂપ) જે પ્રવાહી ભાગ અપક્વ રહી ગયો હોય છે તેથી થાય છે.

ઘણું પાણી પીવાથી, વિષમ ભોજન કરવાથી, ક્ષુધા, મૂત્ર તથા વિષ્ઠા વગેરે રોકી રાખવાથી, દિવસે સૂવાથી અને રાતે જાગવાથી માણસને સમયસર ખાધેલું, પ્રકૃતિથી હિતાવહ, હલકું અને સ્નિગ્ધતા તથા ઉષ્ણતા આદિ ગુણોવાળું અન્ન પણ પચતું નથી. ઈર્ષ્યાથી, ભયથી, ક્રોધથી કે લોભથી વ્યાપ્ત થયેલો અથવા રોગથી કે દીનતાથી પીડાયેલો અથવા મત્સરથી સંયુક્ત થયેલો માણસ, જે અન્નનું ભોજન કરે, તે અન્ન તે માણસને સારી રીતે પચતું નથી.

(૧) કફથી દૂષિત થયાના પ્રભાવથી જે અન્ન મધુરતા પામેલું હોય, તેથી થયેલું અજીર્ણ આમાજીર્ણ કહેવાય છે. ખાવામાં આવેલું અન્ન પિત્તથી દૂષિત થયાના પ્રભાવથી કાંઈક કાચું તથા કાંઈક પાકું થઈને ખાટાપણાને પામ્યું હોય તેથી જે અજીર્ણ થાય, તે વિદગ્ધાજીર્ણ કહેવાય છે. પ્રવૃત્ત ન થતા તથા વિશેષે કરી રોકાઈ ગયેલા વાયુથી જે અજીર્ણ થાય છે તે વિષ્ટબ્ધાજીર્ણ કહેવાય છે. કેટલાક કહે છે કે, અન્નનો સારરૂપ જે રસ ભાગ અપક્વ રહી ગયો હોય છે, તેથી જે અજીર્ણ થાય છે, તે રસશેષાજીર્ણ કહેવાય છે.

(જો આમાજીર્ણ હોય તો પેટમાં તથા અંગોમાં ભારેપણું થાય છે, વમનની તૈયારી જેવું થઈ રહે છે, ગાલ ઉપર તથા આંખોના ડોડલા ઉપર થોથર (સોજો) થાય છે, જેવું ખાધું હોય તેવા જ ઓડકાર આવે છે તથા શરીરમાં ચળ આવે છે.

જો વિદગ્ધાજીર્ણ હોય તો ભ્રમ થાય છે, તરશ લાગે છે, મૂર્છા આવે છે, પિત્તને લીધે સંતાપ તથા ચોસ વગેરે ઘણા પ્રકારની વ્યથાઓ થાય છે, ધુમાડાવાળા તથા ખાટા ઓડકાર આવે છે, પસીનો વળ્યા કરે છે અને દાહ થાય છે.

જો વિષ્ટબ્ધાજીર્ણ હોય તો અત્યંત શળ નીકળે છે, આફરો થાય છે, ચોળાવા જેવી તથા ભેદાવા જેવી વગેરે અનેક પ્રકારની વાયુ સંબંધી વેદનાઓ થાય છે, મળ તથા અધોવાયુ રોકાઈ જાય છે, અંગો ઝલાઈ ગયા જેવાં થઈ જાય છે, મૂર્છા થાય છે અને અંગોમાં પીડા થાય છે.)

જો રસશેષાજીર્ણ હોય, તો ઓડકાર સાફ આવતા છતાં પણ જમવાની ઇચ્છા થતી નથી, લાળ સ્રવ્યા કરે છે અને છાતીમાં ભારેપણું થાય છે.

અજીર્ણથી મૂર્છા, અસંબદ્ધ ભાષણ, વમન, લાળનો સ્રાવ, અંગોની ગ્લાનિ અને ભ્રમણ વગેરે ઉપદ્રવો થાય અને કદાચ મરણ પણ થાય છે.

આમાજીર્ણ થયુ હોય તો લંઘન કરાવવું હિતકારી છે. વિદગ્ધાજીર્ણ હોય તો વમન કરાવવું હિતકારી છે. વિષ્ટબ્ધાજીર્ણ હોય તો સ્વેદન (બાફ દેવી) હિતકારી છે અને રસશેષાજીર્ણ હોય તો શયન કરાવવું હિતકારી છે. યોગ્ય જણાય તો આમાજીર્ણમાં લંઘનની સાથે વમન પણ કરાવવું અને શયનની સાથે સ્વેદન તથા ભોજનના સમયમાં પાચન પણ દેવું. વિદગ્ધાજીર્ણમાં લૂણથી સંયુક્ત કરેલા ઊના પાણીથી તુરત જ વમન કરાવવું, આમાજીર્ણમાં જ્યાં સુધી અજીર્ણ-

ની વિકૃતિ ન મટે ત્યાં સુધી લંઘન કરાવવું. ઉપર્યુક્ત વિધિ કર્યા પછી અજીર્ણનો દરદી હલકા શરીરવાળો થયા છતાં પણ જ્યાં સુધી સમદોષવાળો અને સ્વસ્થ પ્રાણવાળો ન થાય, ત્યાં સુધી તેને માટે લંઘન જેવા જ ઉપચારો કર્યા કરવા.

ઘણું, થોડું અથવા સમય પ્રાપ્ત થયા વગર જે ભોજન કરવામાં આવે, તે વિષમાશન કહેવાય છે. હિતકર પદાર્થોથી તથા અહિતકર પદાર્થોથી પણ સંયુક્ત ભોજન કરવામાં આવે, તે સમશન કહેવાય છે અને અજીર્ણ છતાં ભોજન કરવામાં આવે, તે અધ્યશન કહેવાય છે. વિષમાશન, સમશન તથા અધ્યશન એ ત્રણે તુરત મારી નાખે છે અથવા ઘણા વ્યાધિઓને ઉત્પન્ન કરે છે.

વિદગ્ધ થયેલું (કાંઈક કાચું અને કાંઈક પાકું રહીને ખાટું થયેલું) અન્ન શીતળ જળથી તુરત પાકી જાય છે; કેમ કે શીતળ જળ વધારે ભીનાશવાળું હોવાથી પોતાની શીતળતાથી પિત્તને તોડીને નીચે લઈ જાય છે.

જે માણસને જમતાંવેંત જ આમાશયમાં વિદાહ થાય, હૃદયમાં, કોઠામાં તથા ગળામાં દાહ થાય તે માણસ એ દ્રાક્ષથી અથવા મધથી સંયુક્ત હરડેનું ચૂર્ણ ચાટે તો સુખ પામે છે.

*જે સ્નિગ્ધ તથા બળવાન માણસને પ્રભાતમાં* રસશેષાજીર્ણની શંકા ઉત્પન્ન થાય, તે માણસે પોતાના હિત માટે ભોજનના સમયમાં સૂંઠથી સંયુક્ત હરડેનું ચૂર્ણ ખાઈને પછી નિઃશંક રીતે હિતકારી ભોજન કરવું.

જ્યારે થોડુંક આમદોષથી રોકાઈને એક પડખામાં છુપાઈ રહેલું હોવાથી જઠરાગ્નિના માર્ગને રોકતું નથી, ત્યારે અજીર્ણ છતાં પણ જમવાની ઇચ્છા થાય છે; પરંતુ તે ઇચ્છા મંદબુદ્ધિવાળાને અન્ન ખવડાવીને ઝેરની પેઠે મારે છે.

શીત આદિ ગુણો[1] તથા તેઓનાં કામો

अत ऊर्ध्वं प्रवक्ष्यामि गुणानां कर्मविस्तरम् ।
कर्मभिस्त्वनुमीयन्ते नानाद्रव्याश्रया गुणाः ॥
ह्लादनः स्तम्भनः शीतो मूर्छातृट्स्वेददाहजित् ।
उष्णस्तद्विपरीतः स्यात्पाचनश्च विशेषतः ॥
स्नेहमार्दवकृत्स्निग्धो बलवर्णकरस्तथा ।
रूक्षस्तद्विपरीतः स्याद्विशेषात्स्तम्भनः खरः ॥
पिच्छिलो जीवनो बल्यः संधानः श्लेष्मलो गुरुः ।
विशदो विपरीतोऽस्मात्क्लेदाचूषणरोपणः ॥
दाहपाककरस्तीक्ष्णः स्रावणो मृदुरन्यथा ।
सादोपलेपबलकृद्गुरुस्तर्पणबृंहणः ॥
लघुस्तद्विपरीतः स्याल्लेखनो रोपणस्तथा ।
दशाद्याः कर्मतः प्रोक्तास्तेषां कर्मविशेषणैः ॥
दशैवान्यान्प्रवक्ष्यामि द्रवादींस्तान्निबोध मे ।
द्रवः प्रक्लेदनः सान्द्रः स्थूलः स्याद्बन्धकारकः ॥
श्लक्ष्णः पिच्छिलवज्ज्ञेयः कर्कशो विशदो यथा ॥
सुखानुबन्धी सूक्ष्मश्च सुगन्धो रोचनो मृदुः
दुर्गन्धो विपरीतोऽस्माद्हृल्लासारुचिकारकः ॥
सरोऽनुलोमनः प्रोक्तो मंदो यात्राकरः स्मृतः ।
व्यवायी चाखिलं देहं व्याप्य पाकाय कल्पते ॥
विकासी विकसन्नेवं धातुबन्धान्विमोक्षयेत् ।
आशुकारी तथाशुत्वाद्धावत्यम्भसि तैलवत् ॥
सूक्ष्मस्तु सौक्ष्म्यात्सूक्ष्मेषु स्रोतस्स्वनुसरः स्मृतः ।
*गुणा विंशतिरित्येवं यथावत्परिकीर्तिताः ॥२४०॥*

હવે ગુણોનાં કામોનો વિસ્તાર કહું છું. ગુણો કે જેઓ અનેક દ્રવ્યોમાં રહેલા છે, તેઓનું અનુમાન તેઓનાં કામો ઉપરથી થાય છે.

જે ગુણ સુખ ઉત્પન્ન કરે છે, લોહી વગેરેનું

[1] અર્વાચીન ગ્રંથોમા સ્વીકારેલા શીત તથા ઉષ્ણ આદિ વીસ ગુણો કે જેઓ આ સ્થાનના ૪૦મા અધ્યાયના બીજા વિષયની નોંધમાં આપેલા છે, તે જ ગુણો જૂજ ફેરફારથી ગ્રંથકારે અહીં આપેલા છે અને બે ગુણો અધિક દાખલ કર્યા છે. આ ફેરફારનું કારણ સૂક્ષ્મબુદ્ધિથી વિચારવા જેવું છે.

સ્તંભન કરે છે અને મૂર્છા, તૃષા, સ્વેદ તથા દાહ મટાડે છે, તે ગુણ **શીત** કહેવાય છે–અર્થાત્ એવા ગુણોવાળું જે દ્રવ્ય હોય, તે શીત-ગુણવાળું દ્રવ્ય કહેવાય છે.

જે ગુણ સુખ આપતો નથી, લોહી વગેરેની પ્રવૃત્તિ કરે છે, મૂર્છા, તૃષા, સ્વેદ તથા દાહ ઉત્પન્ન કરે છે અને વિશેષે કરી વ્રણાદિકને પકાવનાર છે, તે ગુણ **ઉષ્ણ** કહેવાય છે.

જે ગુણ સ્નિગ્ધ કરે, કોમળ કરે, બળ આપે અને વર્ણને સારો કરે છે, તે ગુણ **સ્નિગ્ધ** કહેવાય છે.

જે ગુણ રૂક્ષ કરે, કઠણ કરે, બળને ઓછું કરે, વર્ણને ખરાબ કરે, વિશેષે કરી અતિસાર વગેરેને અટકાવે અને કર્કશ હોય તે ગુણ **રૂક્ષ** કહેવાય છે.

જે ગુણ (તાંતણાવાળો છે), જીવન આપે છે, બળ આપે છે, ભાંગેલાંને સાંધે છે, કફ કરનાર છે અને ગુરુત્વવાળો છે, તે ગુણ **પિચ્છિલ** કહેવાય છે.

જે ગુણ જીવન આપનાર નથી, બળ ઓછું કરનાર છે, ભાંગેલાંને સાંધતો નથી, પણ જુદું ને જુદું રાખે છે, આર્દ્રપણાને ચૂસનાર છે, હલકો છે અને વ્રણને રુઝાવનારો છે, તે ગુણ **વિશદ** કહેવાય છે.

જે ગુણ દાહ કરનાર છે, વ્રણાદિકને પકાવનાર છે અને સ્રાવ કરનાર છે, તે ગુણ **તીક્ષ્ણ** કહેવાય છે.

જે ગુણ દાહ કરતો નથી, વ્રણાદિકને પાકવા દેતો નથી અને પરુ વગેરેનો સ્રાવ થવા દેતો નથી (તથા કોમળ છે), તે ગુણ **મૃદુ** કહેવાય છે.

જે ગુણ અંગને ગ્લાનિ કરે, મળોની વૃદ્ધિ કરે, કફ કરે, તૃપ્તિ આપે અને પુષ્ટિ આપે છે, તે ગુણ **ગુરુ** કહેવાય છે.

જે ગુણ અંગોને ઉત્સાહ આપે છે, મળોની વૃદ્ધિ કરતો નથી, કફ હરે છે, ચોખ્ખાઈ આપે છે, વિશેષ તૃપ્તિ કે પુષ્ટિ કરતો નથી અને વ્રણને રુઝાવે છે, તે ગુણ **લઘુ** કહેવાય છે.

આ પ્રમાણે પહેલા શીત આદિ દશ ગુણો તેઓનાં કર્મોરૂપ વિશેષો ઉપરથી કર્મો સહિત કહેવામાં આવ્યા; હવે બીજા દ્રવ આદિ દશ ગુણો કહું છું, તે સાંભળો.

જે ગુણ ભીનાશ કરનાર છે તે ગુણ **દ્રવ** કહેવાય છે.

જે ગુણ માંસાદિકનો ઉપચય (વધારો) કરનાર છે અને ઘાટાપણું કરનાર છે, તે ગુણ **સાંદ્ર** કહેવાય છે.

જે ગુણ (સ્નેહ વગરના પદાર્થોમાં પણ હોય છે, કઠણ છતાં પણ ચીકણો છે) અને તે ઉપરાંત કફ કરનાર છે, જીવન આપે છે, બળ આપે છે, ગુરુત્વવાળો છે અને ભાંગેલાંને સાંધનાર છે, તે ગુણ **શ્લક્ષ્ણ** કહેવાય છે.

જે ગુણ જીવન આપતો નથી, બળ આપતો નથી, ભાંગેલાંને સાંધતો નથી, કૃશતા કરે છે, હલકાશવાળો છે અને ખરસટપણાવાળો છે, તે ગુણ **કર્કશ** કહેવાય છે.

જે ગુણ દ્રવ્યને શરીરમાં ઝીણાં છિદ્રોમાં પ્રવેશ કરાવે છે, સુખને ઉત્પન્ન કરે છે, રુચિકારક છે અને કોમળ છે, તે ગુણ **સુગંધ** કહેવાય છે.

જે ગુણ સુગંધથી ઊલટો છે, આહારને સ્વાદ વગરનો કરનાર છે અને મોળ તથા ઊલટીને કરનાર છે, તે ગુણ **દુર્ગંધ** કહેવાય છે.

જે ગુણ વાયુ તથા મળને અનુલોમ ગતિ આપીને પ્રવર્તાવનાર છે, તે ગુણ **સર** કહેવાય છે.

જે ગુણ શરીરમાં રહીને શરીરની વૃત્તિ ચલાવે છે, તે ગુણ **મન્દ** કહેવાય છે.

જે ગુણ અપક્વ છતાં જ સઘળા શરીરમાં

વ્યાપીને પાછળથી પાકે છે, તે ગુણ **વ્યવાયી** કહેવાય છે.

જે ગુણ અપકવ છતાં જ સઘળા શરીરમાં ફેલાય છે અને ફેલાતાં જ ધાતુઓને તથા સાંધાઓને શિથિલ કરી નાખે છે, તે ગુણ **વિકાસી** કહેવાય છે.

જે ગુણ તેલ જળમાં ઝડપથી દોડે છે, તેમ શરીરમાં ઝડપથી દોડનાર છે, તે ગુણ **આશુકારી** કહેવાય છે.

જે ગુણ પોતે સૂક્ષ્મ હોવાથી શરીરનાં સૂક્ષ્મ સ્રોતોમાં ગતિ કરનાર છે, તે ગુણ **સૂક્ષ્મ** કહેવાય છે.

આ પ્રમાણે વીસ ગુણોનું સંપૂર્ણ રીતે વ્યાખ્યાન આપ્યુ. (પ્રતિજ્ઞા પ્રમાણે વીસ જ ગુણો થવા જોઈએ; તેને બદલે બાવીસ ગુણો થાય છે અને સ્થૂળનો પાઠ ઉમેરીએ તો ત્રેવીસ થાય છે; આ વિરોધ ટાળવા માટે કેટલાક કહે છે કે, વ્યવાયી, વિકાસી અને આશુકારી એ ત્રણનો પાઠ ક્ષેપક જ છે. કેટલાક કહે છે કે, વીસ કહેવા જોઈએ, તેને બદલે ત્રેવીસ કહેવાથી એમ જણાવ્યું છે કે, ગુણોની સંખ્યાનો નિયમ જ નથી. કેટલાક કહે છે કે '**દશ ચાન્યાન્પ્રવક્ષ્યામિ**' એવો મૂળમાં પાઠ છે; તેમાં ચકારના બળથી વધારાના ત્રણ ગુણોનો સંગ્રહ પણ કરી શકાય છે. વ્યવાયી, વિકાસી અને આશુકારી એ ત્રણ ગુણોનો નિર્દેશ આ ગ્રંથમાં ઘણી વાર આવે છે, તેથી એ ત્રણ ગુણોના પાઠને ક્ષેપક કહેવો, એ તો દેખીતું જ અયોગ્ય છે.) ૨૪૦

### આહારથી શરીરમાં ઉપજતા અને પોષાતા પદાર્થો

संप्रवक्ष्याम्यतश्चोर्ध्वमाहारगतिनिश्चयम् ॥
पंचभूतात्मके देह आहारः पांचभौतिकः ।
विपक्वः पञ्चधा सम्यग्गुणान्स्वानभिवर्द्धयेत् ॥
अविदग्धः कफं पित्तं विदग्धः पवनं पुनः ।
सम्यग्विपक्वो निःसार आहारः परिबृंहयेत् ॥
विण्मूत्रमाहारमलः सारः प्रागीरितो रसः ।
स तु व्यानेन विक्षिप्तः सर्वान्धातून्प्रतर्पयेत् ॥
कफः पित्तं मलः खेषु स्वेदः स्यान्नखरोम च ।
नेत्रविट् त्वक्षु च स्नेहो धातूनां क्रमशो मलाः ॥२४१

હવે આહારની ગતિનો નિશ્ચય કહું છું: આ પંચભૂતાત્મક દેહમાં પંચભૂતાત્મક આહાર, પંચભૂતોના અગ્નિઓથી સારી રીતે પાકીને પોતપોતાને લગતાં પંચભૂતોને તથા તે પૃથ્વી આદિ ભૂતોના ગંધ આદિ પાંચ ગુણોને વધારે છે. કાચો રહીને મધુર થતો આહાર કફને અત્યંત વધારે છે. કાંઈક કાચો તથા કાંઈક પાકો રહીને ખાટો થતો આહાર પિત્તને અત્યંત વધારે છે (કે જે વિદાહી કહેવાય છે) અને સારી પેઠે પકવ થયેલો નિઃસાર આહાર, પોતાના રૂક્ષપણાને લીધે વાયુને અત્યંત વધારે છે. આહારનો જે મળ બાકી રહે છે તે વિષ્ઠારૂપ અને મૂત્રરૂપ થાય છે. રસ કે જે આહારના સારરૂપ છે તે વિષે તો આ સૂત્રસ્થાનના શોણિતવર્ણનીય નામના ૧૪ મા અધ્યાયમાં વ્યાખ્યાન અપાઈ ગયું છે. વ્યાન નામનો વાયુ કે જે સઘળા દેહમાં વ્યાપ્ત રહે છે, તેણે પ્રેરેલો એ રસ સઘળા ધાતુઓને પોષણરૂપ તૃપ્તિ આપે છે. શરીરમાં જે કફ છે તે રસનો મળ છે, જે પિત્ત છે તે રુધિરનો મળ છે; કાન તથા મુખ વગેરે સ્રોતોમાં જે મેલ થાય છે, તે માંસનો મળ છે; જે પસીનો થાય છે તે મેદનો મળ છે; જે નખો તથા રૂંવાડાં છે, તે અસ્થિઓનો મળ છે અને નેત્રોના ચીપડાઓ તથા ત્વચામાં જે સ્નેહ રહે છે તે મજ્જાનો મળ છે. (વીર્ય તો હજાર વાર ગાળેલા સુવર્ણ જેવું નિર્મળ જ છે, તેથી તેનો કોઈ પણ મળ નથી. કેટલાક કહે છે કે, 'જે પુરુષના

વૃષણ ખેંચી કાઢવામાં આવે, તેના મૂછ વગેરેના વાળ પડી જાય છે, માટે મૂછ વગેરેના વાળોને વીર્યના મળરૂપ ગણવા;' પણ એ વાતનું ટીકાકારોએ ખંડન કરેલું છે.) ૨૪૧

### દિવસ તથા રાતના આહારના અજીર્ણનો વિચાર

दिवा विबुद्धे हृदये जाग्रतः पुण्डरीकवत् ।
अन्नमक्लिन्नधातुत्वादजीर्णेऽपि हितं निशि ॥
हृदि संमीलिते रात्रौ प्रसुप्तस्य विशेषतः ।
क्लिन्नविस्रस्तधातुत्वादजीर्णे न हितं दिवा ॥२४२॥

માણસ દિવસે જાગતો હોય કે સૂતો હોય તોપણ તેનું હૃદય સ્વભાવથી જ કમળની પેઠે પ્રફુલ્લિત રહેવાથી વાતુઓમાં ભેજ થતો નથી, તેથી દિવસે કરેલો આહાર પચ્યો ન હોય, તો પણ રાતે આહાર કરવો એ અહિતરૂપ થતો નથી; પરંતુ રાતે હૃદય કમળની પેઠે સંકોચાઈ જાય છે અને સૂતેલા માણસનું તો વિશેષે કરી સંકોચાઈ જાય છે, તેથી ધાતુઓ ભીની તથા શિથિલ થઈ જાય છે, માટે રાતે કરેલો આહાર પચ્યો ન હોય, તો દિવસે આહાર કરવો, એ હિતકારી નથી. ૨૪૨

### આ અધ્યાયના અથવા સૂત્રસ્થાનના અભ્યાસની પ્રશંસા

इमं विधिं योऽनुमतं महामुनेर्नृपर्षिमुख्यस्य पठेद्धि यत्नतः । स भूमिपालाय विधातुमौषधं महात्मनां चार्हति सूरिसत्तमः ॥२४३॥

રાજર્ષિઓમાં મુખ્ય મહામુનિ ધન્વંતરિના મત પ્રમાણે કહેલા આ અન્નપાનવિધિ નામના અધ્યાયનો અથવા આખા સૂત્રસ્થાનનો જે વૈદ્ય યત્નપૂર્વક અભ્યાસ કરે છે, તે વૈદ્ય વિદ્વાનોમાં શ્રેષ્ઠ થવાને લીધે રાજાઓની અને રાજા જેવાઓની ચિકિત્સા કરવાને યોગ્ય થાય છે. ૨૪૩ [1]

इति श्रीसौश्रुत आयुर्वेदे सूत्रस्थानं समाप्तम्

[1] આયુર્વેદના તમામ નિદાનોનુ સામાન્ય જ્ઞાન આવી ગયું, આટલું જ્ઞાન મેળવ્યા બાદ શલ્યતંત્ર પ્રધાન આવશે આ સ્થાનમા લગભગ આઠેય અંગો સમાવેશ થઈ જાય છે એ રીતે જેમ ઘણા સૂત્રો મળી ફાળકો થાય છે, તેમ ઘણા સૂત્રો અહીં ભેગા મૂકયા છે, તેથી સૂત્રસ્થાન નામ આપ્યું છે આટલું જાણ્યા બાદ જ નિદાન સમજવાની સમજ આવે. પ્ર.

॥ श्रीधन्वन्तर्यै नमः ॥

# सुश्रुत आयुर्वेद

## સરળ ગુજરાતી ભાષાંતર સાથે

## निदानस्थान

### અધ્યાય ૧ લો

#### ઉપક્રમ

अथातो वातव्याधिनिदानं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः॥१॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'વાતવ્યાધિનિદાન'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

#### સુશ્રુતનો પ્રશ્ન

धन्वंतरिं धर्मभृतां वरिष्ठममृतोद्भवम्। चरणावुपसंगृह्य सुश्रुतः परिपृच्छति वायोः प्रकृतिभूतस्य व्यापन्नस्य च कोपनैः। स्थानं कर्म च रोगांश्च वद मे वदतां वर॥२॥

ધર્માત્માઓમાં ઉત્તમ અને ક્ષીરસમુદ્રમાંથી અમૃતની સાથે પૂર્વજન્મમાં ઉત્પન્ન થયેલા ભગવાન ધન્વંતરિને, સુશ્રુતે તેમના ચરણોમાં પ્રણામ કરી પૂછ્યું 'હે વક્તાઓમાં ઉત્તમ! પ્રકૃતિસ્થ[2] (એટલે પોતાના સ્વભાવ પ્રમાણે રહેલા—અર્થાત્ નહિ બગડેલા) વાયુનાં સ્થાનો તથા કામો અને કુપિત કરનારાં દ્રવ્યો વગેરેથી બગડેલાં વાયુનાં સ્થાનો, કામો તથા રોગો પણ મારી પાસે કહો.' (મને કહી સમજાવો.) ૨

#### પ્રકૃતિસ્થ વાયુનાં માહાત્મ્ય, સ્થાનો અને કામો[3]

तस्य तद्वचनं श्रुत्वा प्राब्रवीद्द्विपजां वरः स्वयम्भूरेप भगवान्वायुरित्यभिशब्दितः॥
स्वातन्त्र्यान्नित्यभावाच्च सर्वगत्वात्तथैव च। सर्वेपामेव सर्वात्मा सर्वलोकनमस्कृतः॥
स्थित्युत्पत्तिविनाशेपु भूतानामेप कारणम्। अव्यक्तो व्यक्तकर्मा च रूक्षः शीतो लघुः खरः॥
तिर्यग्गो द्विगुणश्चैव रजोबहुल एव च। अचिन्त्यवीर्यो दोपाणां नेता रोगसमूहराट्॥
आशुकारी मुहुश्चारी पक्वाधानगुदालयः। देहे विचरतस्तस्य लक्षणानि निबोध मे॥
दोपधात्वाग्निसमतां संप्राप्तिं विपयेपु च। क्रियाणामानुलोम्यं च करोत्यकुपितोऽनिलः॥३॥

એ પ્રમાણે સુશ્રુતનું વચન સાંભળીને વૈદ્યોમાં શ્રેષ્ઠ ધન્વંતરિ ભગવાન, નીચે પ્રમાણે

---

૧ વાયુ સંબંધી રોગોના જે કારણો, નામો અને લક્ષણો છે તેઓના કથન વિષેનો.

૨ વાયુ એટલે જ્ઞાનતંતુનો સમૂહ (નર્વસ સીસ્ટીમ) નહિ, કારણ કે જ્ઞાન કરનાર પિત્ત છે, નર્વસેલ–જ્ઞાનતંતુમાં પિત્ત અને વાયુ પણ છે. પંચમહાભૂતની રચના પ્રમાણે જો પૃથક્કરણ કરીએ તો દરેક અવયવનું અંદરનું પડ કફનું છે વચલું સ્નાયુનું પડ વાયુનું છે, કારણ કે ત્યાં ગતિ છે જ્યાં ગતિ છે ત્યાં વાયુ છે પ્ર.

૩ શલ્યતંત્રમાં વાયુ અગત્યનો ભાગ લે છે આગંતુક વ્યાધિમાં અને વાગવા–ભાગવા બાદ વાયુનો પ્રકોપ થાય છે તેથી વાયુનું વર્ણન પ્રથમ કરેલું છે પ્ર.

બોલ્યા : સઘળાં ઐશ્વર્યોથી સંપન્ન આ વાયુદેવ સઘળાં કામોમાં સ્વતંત્ર છે, અવિનાશી છે અને સર્વ જગતમાં વ્યાપી રહેલ છે; તેથી સ્વયંભૂ કહેવાય છે. એ વાયુ સર્વ જગતનાં સઘળાં પ્રયોજનોમાં કારણરૂપ છે, તેથી સર્વ લોકો તેને પ્રણામ કરે છે. એ વાયુ સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ, જીવન અને મરણનું કારણ છે, અદૃશ્ય મૂર્તિવાળો છતાં પણ પ્રકટ ક્રિયાઓવાળો છે, રૂક્ષ છે, સ્વાભાવિક રીતે શીત છે, બીજા પદાર્થોના યોગથી ઉષ્ણ પણ થાય છે, હલકો છે, ખરસટ સ્પર્શવાળો છે, આડી ગતિવાળો છે, શબ્દ તથા સ્પર્શ–એ બે ગુણોવાળો છે, સત્ત્વ આદિ ત્રણે ગુણોવાળો છે, એ ત્રણે ગુણોમાં પણ પ્રવૃત્તિસ્વભાવવાળો હોવાને લીધે રજોગુણના આધિક્યવાળો ગણવામાં આવે છે, અચિંત્ય શક્તિવાળો છે, દોષો, ધાતુઓ તથા મળોનો પ્રેરક છે. જો તે બગડે તો પિત્ત, કફ તથા રુધિર આદિ જે જે રોગોનાં કારણો છે, તે સઘળાં કારણોમાં મુખ્ય છે, ઝડપથી ક્રિયા કરનારો છે, પ્રકૃતિસ્થ દશામાં પણ વારંવાર ગતિ કરનારો છે અને મુખ્યત્વે કરી પક્વાશયમાં તથા ગુદામાં રહે છે. હવે હું દેહમાં ગતિ કર્યા કરતા એ વાયુદેવનાં લક્ષણો કહું છું તે સાંભળો. દેહમાં રહેનારો વાયુ કુપિત થયો ન હોય તો દોષો, ધાતુઓ, મળો, ઉપધાતુઓ તથા અગ્નિની સમતા કરે છે, સઘળી ઇંદ્રિયોને વિષયોની પ્રાપ્તિ કરી આપે છે અને શરીર, વાણી તથા મનની ક્રિયાઓને અનુકૂળ પ્રવર્તાવે છે. ૩

વાયુનાં નામ, કામ તથા રોગો

यथाग्निः पञ्चधा भिन्नो नामस्थानात्मकर्मभिः ।
भिन्नोऽनिलस्तथा ह्येको नामस्थानक्रियामयैः ।
प्राणोदानौ समानश्च व्यानश्चापान एव च ।
स्थानस्था मारुताः पञ्च यापयन्ति शरीरिणम् ॥
वायुर्यो वक्त्रसंचारी स प्राणो नाम देहधृक् ।
सोऽन्नं प्रवेशयत्यन्तः प्राणांश्चाप्यवलम्बते ॥
प्रायशः कुरुते दुष्टो हिक्काश्वासादिकान्गदान् ।
उदानो नाम यस्तूर्ध्वमुपैति पवनोत्तमः ॥
तेन भाषितगीतादिविशेषोऽभिप्रवर्तते ।
ऊर्ध्वजत्रुगतान्रोगान्करोति च विशेषतः ॥
आमपक्वाशयचरः समानो वह्निसङ्गतः ।
सोऽन्नं पचति तज्जांश्च विशेषान्विविनक्ति हि ॥
गुल्माग्निसादातीसारप्रभृतीन्कुरुते गदान् ।
कृत्स्नदेहचरो व्यानो रससंवहनोद्यतः ॥
स्वेदासृक्स्रावणश्चापि पञ्चधा चेष्टयत्यपि ।
क्रुद्धश्च कुरुते रोगान्प्रायशः सर्वदेहगान् ॥
पक्वाधानालयोऽपानः काले कर्षति चाप्ययम् ।
समीरणः शकृन्मूत्रशुक्रगर्भार्तवान्यधः ॥
क्रुद्धश्च कुरुते रोगान्घोरान्बस्तिगुदाश्रयान् ।
शुक्रदोषप्रमेहास्तु व्यानापानप्रकोपजाः ॥
युगपत्कुपिताश्चापि देहं भिन्द्युरसंशयम् ॥४॥

જેમ પિત્ત પોતાનાં નામો, સ્થાનો તથા કામોથી પાંચ પ્રકારનું ગણવામાં આવે[1] છે, તેમ વાયુ પણ પોતાનાં નામો, સ્થાનો, કામો તથા રોગોથી પાંચ પ્રકારનો ગણવામાં આવે છે. સ્થાનોના ભેદને લીધે પ્રાણ, ઉદાન, સમાન, વ્યાન તથા અપાન–એ પાંચ નામો પામેલો વાયુ–અર્થાત્ એ નામોથી ગણાતા પાંચ વાયુઓ, પોતપોતાનાં સ્થાનકોમાં રહી સર્વ પ્રાણીઓનો નિર્વાહ ચલાવે છે.

મુખમાં, મસ્તકમાં, છાતીમાં, કંઠમાં તથા નાસિકામાં ફરનારો અને શરીરને નિભાવનારો જે પ્રાણ નામનો વાયુ છે, તે વાયુ અન્નને અંદર પેસાડે છે અને જીવવાના આધારભૂત હૃદયને ધરી રાખે છે. (જેમ સિંધુ દેશનો ઘોડો ખીલો ઉપાડીને દોડી જાય, તેમ એ પ્રાણવાયુ શરીરના મરણસમયમાં સઘળા વાયુઓને ઉપાડીને દોડી જાય છે.) એ પ્રાણવાયુ જો કોપે છે, તે

૧ સૂત્રસ્થાનના ૨૧ મા અધ્યાયનો છઠ્ઠો વિષય જુઓ.

...ણું કરીને હેડકી, શ્વાસ, ખાંસી, સ્વરભેદ તથા પ્રતિશ્યાય (સળેખમ) આદિ રોગો ઉત્પન્ન કરે છે.

ઉદાન નામનો વાયુ કે જે નાભિ, છાતી તથા કંઠરૂપી ઊંચા સ્થાનકોમાં ગતિ કર્યા કરે છે, તે વાયુથી ભાષણ, ગાયન તથા શ્વાસ આદિ ક્રિયાઓ ચાલ્યા કરે છે. એ ઉદાનવાયુ જો કુપિત થાય, તો વિશેષે કરી ગળાની હાંસડીથી ઉપરના ભાગોના રોગોને એટલે નેત્ર, મુખ, નાસિકા, કાન તથા માથા વગેરેના રોગો ઉત્પન્ન કરે છે.

સમાન નામનો વાયુ કે જે પચવા લાગેલા આહારના આશયમાં ( સ્થાનકમાં ) રહેનારો છે, તે વાયુ જઠરાગ્નિની સહાયથી અન્નને પચાવે છે અને અન્નના પચવાથી થતા રસ, દોષો, મૂત્ર તથા વિષ્ઠાને જુદાં પાડે છે. એ ઉદાનવાયુ જો કુપિત થાય તો ગુલ્મ, અગ્નિની મંદતા તથા અતિસાર વગેરે રોગો ઉત્પન્ન કરે છે.

વ્યાન નામનો વાયુ કે જે સઘળા શરીરમાં ફર્યા કરે છે, તે વાયુ અન્નના સારભૂત રસને શરીરના સર્વ ભાગોમાં ગતિ આપ્યા કરે છે, પસીનાનો તથા રુધિરનો સ્રાવ કરે છે અને હાથ, પગ વગેરે અવયવોને પ્રસારણ, આકુંચન, નમન, ઉન્નમન તથા તિર્યગ્ગમન ( આડી ગતિ )—એ પાંચ પ્રકારની ચેષ્ટાઓ આપે છે. એ વ્યાનવાયુ જો કુપિત થાય, તો ઘણું કરીને સઘળા દેહમાં વ્યાપ્ત થનારા જ્વર, અતિસાર તથા રક્તપિત્ત વગેરે રોગો ઉત્પન્ન કરે છે.

અપાન નામનો વાયુ કે જે પક્વાશયમાં રહે છે, તે વાયુ સમય પ્રાપ્ત થાય ત્યારે વિષ્ઠા, મૂત્ર, વીર્ય, ગર્ભ તથા રજને નીચે ખેંચી જાય છે. એ અપાનવાયુ જો કુપિત થાય, તો મૂત્રાશયમાં થનારા પથરી વગેરે રોગો અને ગુદામાં થનારા ભગંદર વગેરે રોગો ઉત્પન્ન કરે છે.

(૧) વીર્ય સઘળાં અંગોમાં રહેલું છે તથા ઉપસ્થદ્વારરૂપી આશ્રયવાળું છે, તેથી વીર્યસંબંધી રોગોને વ્યાન તથા અપાન—એ બન્ને વાયુઓના પ્રકોપથી થતા ગણવામાં આવે છે, એવી રીતે પ્રમેહો પણ સઘળા દેહમાં રહેનારા મેદ આદિ દૂષ્યો( વાયુ આદિ દોષોથી જે પદાર્થો દૂષિત થાય છે તેઓ દૂષ્ય કહેવાય છે, તે )થી થાય છે તથા ઉપસ્થદ્વારરૂપી આશ્રયવાળા છે, તેથી તેઓને પણ વ્યાન તથા અપાન એ બન્ને વાયુઓના પ્રકોપથી થતા ગણવામાં આવે છે.

એ પાંચે વાયુઓ એકીવખતે પ્રકુપિત થાય, તો દેહને નષ્ટ કરી નાખે છે એ વાત નિઃસંશય છે. ૪

પ્રકુપિત વાયુ કયા રોગો ઉત્પન્ન કરે છે ?

अत ऊर्ध्वं प्रवक्ष्यामि नानास्थानान्तराश्रितः ।
बहुशः कुपितो वायुर्विकारान्कुरुते हि यान् ।
वायुरामाशये क्रुद्धश्छर्द्यादीन्कुरुते गदान् ॥
मोहं मूर्छां पिपासां च हृद्ग्रहं पार्श्ववेदनाम् ।
पक्वाशयस्थोऽन्त्रकूजं शूलं नाभौ करोति च ॥
कृच्छ्रमूत्रपुरीपत्वमानाहं त्रिकवेदनाम् ।
श्रोत्रादिष्विन्द्रियवधं कुर्यात्क्रुद्धः समीरणः ॥
वैवर्ण्यं स्फुरणं रौक्ष्यं सुप्ति चुमुचुमायनम् ।
त्वक्स्थो निस्तोदनं कुर्याच्चर्मभेदं परिपोटनम् ॥
व्रणांश्च रक्तगो ग्रंथीन्सशूलान्मांससंश्रितः ।
तथा मेदःश्रितः कुर्याद्ग्रन्थीनमन्दरुजोऽव्रणान् ॥
कुर्याच्छिरागतः शूलं शिराकुंचनपूरणम् ।
स्नायुप्राप्तः स्तम्भकम्पौ शूलमाक्षेपणं तथा ॥
हन्ति संधिगतः संधीञ्छूलशोफौ करोति च ।
अस्थिशोषं च भेदं च कुर्याच्छूलं च तत्स्थितः ॥
तथा मज्जगते रुक्च न कदाचित्प्रशाम्यति ।
अप्रवृत्तिः प्रवृत्तिर्वा विकृता शुक्रगेऽनिले ॥ ५ ॥

હવે બીજાં પણ અનેક સ્થાનકોમાં વાયુ પ્રકુપિત થાય, ત્યારે જે જે ઘણા ઘણા રોગો ઉત્પન્ન કરે છે, તે રોગો કહું છું.

આમાશયમાં વાયુ પ્રકુપિત થાય,[1] ત્યારે

૧ સ્થાન છોડી ગતિ કરે પ્ર.

ઊલટી, ઉદરસ્તંભ તથા ઊંચી ગતિ કરનારું રક્તપિત્ત વગેરે રોગો અને મોહ, મૂર્ચ્છા, તરસ, હૃદયગ્રહ તથા પડખાંની વેદના ઉત્પન્ન કરે છે.

પક્વાશયમાં વાયુ પ્રકુપિત થાય, ત્યારે આંતરડાંઓમાં અવાજ, નાભિમાં શૂળ, દસ્તનું માંડમાંડ ઊતરવું, મૂત્રનું માંડમાંડ ઊતરવું, પેડુનું ચડી આવવું અને કૂલા તથા બરડાનાં અસ્થિઓની સંધિમાં (હાડાંમાં) વેદના વગેરે રોગો ઉત્પન્ન કરે છે.

કાન વગેરે ઇંદ્રિયોમાં વાયુ પ્રકુપિત થાય, ત્યારે તે તે ઇંદ્રિયોને નષ્ટ કરી નાખે છે એટલે પોતપોતાના દર્શન તથા સ્પર્શન આદિ વિષયોનું ગ્રહણ કરવામાં ઇંદ્રિયોને અશક્ત કરી નાખે છે.[1]

ત્વચામાં અર્થાત્ રસમાં વાયુ પ્રકુપિત થાય, ત્યારે ત્વચાના વર્ણને ખરાબ કરી નાખે છે, સ્ફુરણ (અંગોનું ફરકવું) કરે છે, રૂક્ષતા કરે છે, સ્પર્શની ખબર પડવા દેતો નથી, રાઈ વગેરેના લેપના જેવો ચમચમાટ કરે છે, ત્વચામાં ભોંકાયા જેવી વ્યથા કરે છે, ત્વચાનું ભેદન થયા જેવું કરે છે અને ત્વચાને ઊપસેલી તથા ફાટેલી કરે છે.

રુધિરમાં વાયુ પ્રકુપિત થાય ત્યારે વ્રણોને ઉત્પન્ન કરે છે. (રુધિરમાં રહેલા વાયુના પ્રકોપથી તીવ્ર પીડાઓ થાય છે, સંતાપ થાય છે, ફીકાશ આવે છે, કૃશતા થાય છે, અરુચિ થાય છે અને જમ્યા પછી તૃપ્તિને લીધે રુધિરની વૃદ્ધિ થવાથી સ્તબ્ધતા પણ થાય છે.)

માંસમાં વાયુ પ્રકુપિત થાય તો શૂળ સહિત ગ્રંથિઓ ઉત્પન્ન થાય છે. (અંગ ભારે થઈ જાય છે, લાકડીનો કે મૂઠીનો પ્રહાર વાગ્યા જેવી પીડા થાય છે, સ્તબ્ધતા થાય છે અને વ્યથા પણ થાય છે.)

મેદમાં વાયુ પ્રકુપિત થાય, ત્યારે મંદ પીડાવાળી તથા વ્રણ વગરની ગાંઠો થાય છે.

શિરાઓમાં વાયુ પ્રકુપિત થાય, ત્યારે શૂળ થાય છે, શિરાઓનો સંકોચ થાય છે અને શિરાઓ ભારે થઈ જાય છે. (બાહ્યાયામ તથા અંતરાયામ થાય છે.)

સ્નાયુઓમાં વાયુ પ્રકુપિત થાય તો સ્તંભ, કંપ, શૂળ તથા ચાલન થાય છે.

સંધિઓમાં વાયુ પ્રકુપિત થાય, તો સંધિઓનાં આકુંચન તથા પ્રસારણ બંધ પડી જાય છે, શૂળ નીકળે છે અને સોજો પણ થાય છે.

અસ્થિઓમાં વાયુ પ્રકુપિત થાય, તો અસ્થિઓ સુકાઈ જાય છે, અસ્થિઓમાં ભેદન થયા જેવી પીડા થાય છે. શૂળ નીકળે છે. (માંસ તથા બળનો ક્ષય થાય છે અને નિદ્રા આવતી નથી.)

મજ્જામાં વાયુ પ્રકુપિત થાય, તો પીડા એવી થાય છે કે જે કદી પણ શાંત થતી નથી. (જેમ અસ્થિઓમાં વાયુ પ્રકુપિત થઈને અસ્થિઓનું શોષણ કરે છે, તેમ મજ્જામાં વાયુ પ્રકુપિત થઈને મજ્જાનું શોષણ કરે છે.)

વીર્યમાં વાયુ પ્રકુપિત થાય, ત્યારે વીર્યનું સ્ખલન બંધ પડી જાય છે અને જો સ્ખલન થાય તો વીર્ય મંદ, ગાંઠાઓવાળું તથા ફિક્કું સ્ખલિત થાય છે. (એ વાયુ કાચા ગર્ભને પાડી નાખે છે, ગર્ભને મૂઢ કરી નાખે છે તથા ગર્ભનાં અંગોને બગાડવા વગેરે વિકૃતિ કરે છે. વાયુથી દુષ્ટ થયેલા વીર્યથી ઉત્પન્ન થયેલો ગર્ભ કાચો જ પડી જાય અથવા મૂઢ કે વિકૃત થઈ જાય, એ સંભવિત છે.) ૫

### અંગો અને ધાતુઓમાંનો પ્રકુપિત વાયુ કયા રોગો ઉત્પન્ન કરે છે?

हस्तपादशिरोधातूंस्तथा संचरति क्रमात्।
व्याप्नुयाद्वाखिलं देहं वायुः सर्वगतो नृणाम्॥

---

૧ વાયુનો ધર્મ સુકવવાનો છે, તેથી જે સ્થાન છોડી ગતિ કરી જ્યાં જાય તે ભાગને સુકવી દે છે. પ્ર.

स्तम्भनाक्षेपणस्वापशोफशूलानि सर्वगः ।
स्थानेषूक्तेषु मिश्रश्च संमिश्राः कुरुते रुजः ।
कुर्यादवयवप्राप्तो मारुतस्त्वमितान्गदान् ॥६॥

(એક અંગમાં અથવા એક ધાતુમાં પ્રકુપિત થયેલા વાયુની જો ચિકિત્સા નહિ કરતાં ઉપેક્ષા કરવામાં આવે, તો તે વાયુ સર્વ અંગોમાં તથા સર્વ ધાતુઓમાં પ્રાપ્ત થાય છે. એ) વાયુ ક્રમથી માણસોના હાથ, પગ, મસ્તક તથા ધાતુઓમાં ગતિ કરવા લાગે છે અથવા એકી વખતે સઘળા દેહમાં વ્યાપ્ત થઈ જાય છે. સઘળા શરીરમા વ્યાપેલો પ્રકુપિત વાયુ શરીરમાં સ્તંભન, ચાલન, જડતા, સોજા[1] તથા શૂળને ઉત્પન્ન કરે છે. જો ઉપર કહેલાં આમાશય વગેરે સ્થાનોમાં પ્રાપ્ત થયેલો પ્રકુપિત વાયુ પિત્ત, કફ કે રુધિરથી મિશ્રિત થયો હોય, તો પિત્તનાં, કફનાં તથા રુધિરનાં ચિહનો સહિત પીડા ઉપજાવે છે. (વાયુ કેવળ શીત સ્વભાવવાળો હોવાથી દાહ ઉત્પન્ન કરે નહીં પણ પિત્તથી સંયુક્ત થયો હોય, તો દાહ પણ ઉત્પન્ન કરે છે, વગેરે સમજી લેવું.) અવયવોમાં પ્રાપ્ત થયેલો પ્રકુપિત વાયુ અનેક રોગો ઉત્પન્ન કરે છે. ૬

### પિત્તના મિશ્રિત વાયુનાં સામાન્ય લક્ષણો

दाहसन्तापमूर्छाः स्युर्वायौ पित्तसमन्विते ॥
शैत्यशोफगुरुत्वानि तस्मिन्नेव कफान्विते ।
सूचीभिरिव निस्तोदः स्पर्शद्वेषः प्रसुप्तता ॥
शेषाः पित्तविकाराः स्युर्मारुते शोणितान्विते ॥७॥

વાયુ પિત્તથી સંયુક્ત થયો હોય, તો દાહ થાય છે, સંતાપ થાય છે તથા મૂર્છા થાય છે. વાયુ કફથી સંયુક્ત થયો હોય, તો અતિશીતપણું, સોજા તથા ભારેપણું થાય છે વાયુ રુધિરથી સંયુક્ત થયો હોય, તો સોયોથી ભોંકાયા જેવી પીડા થાય છે, સ્પર્શ ઉપર દ્વેષ થાય છે, જડપણું થાય છે અને બાકી સઘળાં પિત્ત સંબંધી ચિહ્નો થાય છે. ૭

### વાયુને થયેલાં આવરણો[1]ના ભેદોથી વાતવ્યાધિઓના ભેદ

प्राणे पित्तावृते छर्दिर्दाहश्चैवोपजायते ।
दौर्बल्यं सदनं तन्द्रा वैरस्यं च कफावृते ।
उदाने पित्तसंयुक्ते मूर्छादाहभ्रमक्लमाः ॥
अस्वेदहर्षौ मंदोऽग्निः शीतस्तम्भौ कफावृते ।
समाने पित्तसंयुक्ते स्वेददाहौष्ण्यमूर्छनम् ॥
कफाधिक्यं च विण्मूत्रं रोमहर्षः कफावृते ।
अपाने पित्तसंयुक्ते दाहौष्ण्ये स्यादसृग्दरः ॥
अधःकाये गुरुत्वं च तस्मिन्नेव कफावृते ।
व्याने पित्तावृते दाहो गात्रविक्षेपणं क्लमः ॥
गुरूणि सर्वगात्राणि स्तम्भनं चास्थिपर्वणाम् ।
लिङ्गं कफावृते व्याने चेष्टास्तम्भस्तथैव च ॥८॥

પ્રાણવાયુ જો પિત્તથી આવરણ પામ્યો હોય, તો ઊલટી તથા દાહ થાય છે અને કફથી આવરણ પામ્યો હોય, તો દુર્બલપણું, ગ્લાનિ, તંદ્રા તથા ફીકાશ થાય છે.

ઉદાનવાયુ પિત્તથી આવરણ પામ્યો હોય તો મૂર્છા, દાહ, ભ્રમ તથા ગ્લાનિ થાય છે અને કફથી આવરણ પામ્યો હોય તો પસીનાનો અભાવ, રૂંવાડાંઓનુ ઊભું થવુ, અગ્નિનુ મંદપણું અને શરીરનુ શીતપણું તથા સ્તમ્ભપણું થાય છે.

સમાનવાયુ પિત્તથી આવરણ પામ્યો હોય તો પસીનો, દાહ, ઉષ્ણતા તથા મૂર્છા થાય છે અને કફથી આવરણ પામ્યો હોય તો વિષ્ઠા તથા મૂત્ર, કફની અધિકતાવાળાં થાય છે અને

[1] વાયુ કફને, પિત્તના દોષને શિરાઓની બહાર પોતાના દબાણથી ધકેલે છે અને ચામડી અને સ્નાયુ વચ્ચેના પોલાણમા (એરીઓલર સ્પેસ) દોષ ભરાઈ સોજો ઉત્પન્ન કરે છે, એ રીતે વાયુ સોજાને કરનાર છે. મ

[1] ગતિનુ રોકાવુ એ આવરણ કહેવાય છે, જેમ કે પિત્તથી પ્રાણવાયુની ગતિ રોકાય અને તેમ થવાથી પ્રાણવાયુ પાછો ફરે, એ પ્રાણવાયુને પિત્તથી આવરણ થયું ગણાય

રૂંવાડાં ઊભાં થાય છે.

અપાનવાયુ પિત્તથી આવરણ પામ્યો હોય તો દાહ થાય છે, ઉષ્ણતા થાય છે તથા સ્ત્રીઓને પ્રદર પણ થાય છે; અને કફથી આવરણ પામ્યો હોય તો કાયાના નીચલા ભાગમાં ભારેપણું (તથા શીતપણું) થાય છે.

વ્યાનવાયુ પિત્તથી આવરણ પામ્યો હોય તો દાહ, ગાત્રોનું પછાડવું તથા ગ્લાનિ થાય છે અને કફથી આવરણ પામ્યો હોય, તો સઘળાં ગાત્રો ભારે થઈ જાય છે, અસ્થિઓના સાંધાઓ સ્તબ્ધ થઈ જાય છે તથા ચેષ્ટા થતી અટકી જાય છે. (શૂળ તથા સોજા પણ થાય છે.) ૮

**વાતરક્તનાં નિદાનો, સંપ્રાપ્તિ, ભેદો અને લક્ષણો**

प्रायशः सुकुमाराणां, मिथ्याहारविहारिणाम् ।
शोकाच्च प्रमदामद्यव्यायामैश्चातिपीडनात् ॥
ऋतुसात्म्यविपर्यासात्स्नेहादीनां च विभ्रमात् ।
अव्यवाये तथा स्थूले वातरक्तं प्रकुप्यति ॥

हस्त्यश्वोष्ट्रैर्गच्छतोऽन्यैश्च वायुः कोपं यातः कारणैः सेवितैः स्वैः । तीक्ष्णोष्णाम्लक्षारशाकादिभोज्यैः संतापाद्यैर्भूयसा सेवितैश्च ॥ क्षिप्रं रक्तं दुष्टिमायाति तच्च वायोर्मार्गं संरुणद्ध्याशु यातः । क्रुद्धोऽत्यर्थं मार्गरोधात्स वायुरत्युद्रिक्तं दूषयेद्रक्तमाशु ॥ तत्सम्पृक्तं वायुना दूषितेन तत्प्राबल्यादुच्यते वातरक्तम् । तद्वत्पित्तं दूषितेनासृजाक्तं श्लेष्मा दुष्टो दूषितेनासृजाक्तः ॥ स्पर्शोद्विग्नौ तोदभेदप्रशोषस्वापोपेतौ वातरक्तेन पादौ । पित्तासृग्भ्यामुग्रदाहौ भवेतामत्यर्थोष्णौ रक्तशोफौ मृदू च ॥ कण्डूमन्तौ श्वेतशीतौ सशोफौ पीनस्तब्धौ श्लेष्मदुष्टे तु रक्ते । सर्वैर्दुष्टे शोणिते चापि दोषाः स्वं स्वं रूपं पादयोर्दर्शयन्ति ॥ ९ ॥

ઘણું કરીને અનુચિત આહાર તથા અનુચિત વિહાર કરનારા, સુકુમાર શરીરવાળા લોકોને અને મૈથુનથી રહિત રહેનારા સ્થૂલ શરીરવાળા લોકોને વાતરક્તનો (વાયુનો અને રુધિરનો) પ્રકોપ થાય છે. શોક કરવાથી, અત્યંત સ્ત્રીસંગથી, મદ્યપાનથી કે કસરતથી અત્યંત પીડાવાથી, ઋતુઓમાં પાળવાના વિધિઓનું વિપરીતપણું કરવાથી, અહિતકર પદાર્થોના ભક્ષણાદિકથી અને સ્નેહન, વિરેચન તથા વમન વગેરે ક્રિયાઓમાં બગાડ થવાથી વાતરક્તનો પ્રકોપ થાય છે.

હાથી, ઘોડા કે ઊંટ વગેરે ઉપર ચડીને પંથ કરવાથી અને એવી જ રીતના બીજા પણ ભાર ઉપાડવા વગેરે તથા વિદાહી[1] પદાર્થોનાં ભક્ષણ વગેરે કારણોનું સેવન થવાથી વાયુ પ્રકોપ પામે છે. તીક્ષ્ણ, ઉષ્ણ, ખાટાં તથા ખારાં શાક વગેરે પદાર્થોના અતિભક્ષણથી અને અગ્નિના તથા સૂર્યના તાપ વગેરેનું અતિસેવન કરવાથી રુધિર તુરત જ દુષ્ટ થઈ જાય છે. દુષ્ટ થયેલુ એ રુધિર ઝડપથી ગતિ કરવાના સ્વભાવવાળા વાયુના માર્ગને રોકી દે છે. માર્ગ રોકાવાથી અત્યંત પ્રકુપિત થયેલો વાયુ અત્યંત વૃદ્ધિ પામેલા રુધિરને દૂષિત કરી નાખે છે. એ દૂષિત થયેલુ રુધિર કુપિત થયેલા વાયુથી સંયુક્ત થઈ જાય છે, તેથી વાતરક્ત થાય છે. (લોકો હાલ આ રોગને રક્તપિત્ત કહે છે.)[2]

જેમ વાયુથી દૂષિત થયેલું રુધિર વાયુથી સંયુક્ત થતાં વાતરક્ત થાય છે, તેમ વાયુથી દૂષિત થયેલુ રુધિર પિત્તથી સંયુક્ત થતાં પણ વાતરક્ત થાય છે. વાયુથી દૂષિત થયેલું રુધિર કફથી

૧ જે પદાર્થો ખાવાથી ખાટા ઓડકાર આવે, તરસ લાગે અને હૃદયની અંદર દાહ થાય, તે પદાર્થ વિદાહી કહેવાય છે.

૨ લોકો આ રોગને રક્તપિત્ત કહે છે તે યથાર્થ નથી. વાતરક્ત એટલે પત (લેપ્રસી) ગણવો જોઈએ રક્તપિત્ત એટલે રક્ત જેવું પિત્ત. એ પિત્તનો રોગ છે, જ્યારે વાતરક્તમાં વાયુ દૂષિત થયો છે અને રુધિર બગાડે છે, જેમા શૂન્યતા, સોજો વગેરે થાય છે. પ્ર.

સંયુક્ત થતાં પણ વાતરક્ત થાય છે અને વાયુથી દૂષિત થયેલું રુધિર ત્રણે દોષોથી સંયુક્ત થતાં પણ વાતરક્ત થાય છે. આમાં વાયુ અને રુધિરનો પ્રથમ સંબંધ હોય જ છે તેથી આ રોગ વાતરક્ત કહેવાય છે.

જો વાતરક્ત વાયુના પ્રાબલ્યવાળું હોય, તો પગ સ્પર્શથી ઉદ્વેગ પામે છે અને ભોંકાયા જેવી વ્યથા, ભેદાયા જેવી વ્યથા, શુષ્કપણું તથા જડતાથી યુક્ત થઈ જાય છે.

જો વાતરક્ત પિત્ત કે રુધિરના પ્રાબલ્યવાળું હોય, તો પગ ઉગ્ર બળતરાવાળા, અત્યંત ઉષ્ણ, રાતા સોજાવાળા અને કોમળ થઈ જાય છે.

જો વાતરક્ત કફના પ્રાબલ્યવાળું હોય, તો પગ ખરજવાળા, સફેદ, શીતળ, સોજાવાળા, પુષ્ટ અને સ્તબ્ધ થઈ જાય છે.

જો વાતરક્ત ત્રણે દોષોના પ્રાબલ્યવાળું હોય, તો પગમાં ઉપર કહેલા ત્રણે દોષોનાં લક્ષણો જોવામાં આવે છે.[1] ૯

વાતરક્તનું પૂર્વરૂપ

प्राग्रूपे शिथिलौ स्विन्नौ शीतलौ सविपर्ययौ।
वैवर्ण्यतोदसुप्तत्वगुरुत्वोपसमन्वितौ ॥१०॥

વાતરક્ત થવાનું હોય, ત્યારે પગ શિથિલ થઈ જાય છે, પસીનાવાળા થઈ જાય છે, શીતળ થાય છે અથવા કઠણ, પસીના વગરના તથા ઉષ્ણ થઈ જાય છે. પગમાં ફીકાશ, વ્યથા, સ્પર્શનું અજ્ઞાન, ભારેપણું તથા દાહ થાય છે. ૧૦

વાતરક્તના આરંભનું બીજું સ્થાન

पादयोर्मूलमास्थाय कदाचिद्धस्तयोरपि ।
आखोर्विषमिव क्रुद्धं तद्देहमनुसर्पति ॥ ११ ॥

પગના મૂળથી માંડીને અને કોઈ સમયે હાથના મૂળથી માંડીને પણ જેમ ઉંદરનું કુપિત થયેલું ઝેર ધીરેધીરે દેહમાં ફેલાય છે, તેમ કુપિત થયેલું તે વાતરક્ત, ચિકિત્સાથી રહિત રહેનારાઓના શરીરમાં ધીરેધીરે ફેલાય છે. ૧૧

વાતરક્તનું અસાધ્યપણું તથા યાપ્યપણું

आजानु स्फुटितं यच्च प्रभिन्नं प्रस्रुतं च यत् ॥
उपद्रवैश्च यज्जुष्टं प्राणमांसक्षयादिभिः ॥
शोणितं तदसाध्यं,स्याद्याप्यं संवत्सरोत्थितम् ॥

જે વાતરક્ત પગથી તે ગોઠણ સુધી ફેલાયું હોય તેને અસાધ્ય સમજવું. જે વાતરક્તથી ત્વચા જેમ ટાઢથી ફાટી જાય છે તેમ ફાટી ગઈ હોય તે વાતરક્તને અસાધ્ય સમજવું. જે વાતરક્ત અત્યંત ભેદાઈ ગયું હોય અથવા અત્યંત સ્રાવવાળું હોય અથવા બળક્ષય, માંસક્ષય અને આંગળીઓની વક્રતા વગેરે ઉપદ્રવોથી સંયુક્ત હોય તેને પણ અસાધ્ય સમજવું. (વાતરક્તમાં ત્વચાનું ફાટવું વાયુના પ્રાબલ્યથી થાય છે; અને ભેદાવું તથા સ્રાવ થાય છે, તે પિત્ત અને રુધિરના પ્રાબલ્યથી થાય છે.) જે વાતરક્તની ઉત્પત્તિ થયાને એક વર્ષ વીતી ગયું હોય, તે વાતરક્તને યાપ્ય સમજવું. ૧૨

આક્ષેપકનું નિદાન, સંપ્રાપ્તિ તથા સામાન્ય લક્ષણ

यदा तु धमनीः सर्वाः कुपितोऽभ्येति मारुतः ।
तदाक्षिपत्याशु मुहुर्मुहुर्देहं मुहुश्चरः ।
मुहुर्मुहुस्तदाक्षेपादाक्षेपक इति स्मृतः ॥ १३ ॥

જ્યારે પ્રકુપિત થયેલો વાયુ સઘળી ધમનીઓમાં આવે છે, ત્યારે વારંવાર સંચરણ કરનારા એ વાયુથી, જેમ હાથી ઉપર બેઠેલા માણસનું શરીર વારંવાર હલે છે, તેમ રોગીનું શરીર વારંવાર હલે છે. આ પ્રમાણે શરીરને વારંવાર અને તુરત હલાવવાને લીધે એ રોગ આક્ષેપક કહેવાય છે. ૧૩

આક્ષેપકના વિશેષરૂપ અપતાનકનું સામાન્ય લક્ષણ

सोऽपतानकसंज्ञो यः पातयत्यन्तरान्तरा ॥१४॥

[1] વાતરક્ત બે બે દોષોની પ્રબળતાવાળું પણ થાય છે, એમ ચિકિત્સાસ્થાનના ૫મા અધ્યાયના ૧૨મા વિષય ઉપરથી જણાય છે.

જે આક્ષેપક વચમાં વચમાં પાડી નાખે, તે અપતાનક કહેવાય છે. ૧૪

**અપતાનકના ચાર ભેદોનાં જુદાંજુદાં લક્ષણો**

कफान्वितो भृशं वायुस्तास्वेव यदि तिष्ठति ॥
स दण्डवत्स्तम्भयति कृच्छ्रो दण्डापतानकः ।
नुग्रहस्तदास्यर्थं सोऽन्नं कृच्छ्रान्निषेवते ॥
नुस्तुल्यं नमेद्यस्तु स धनुःस्तम्भसंज्ञकः ।
ङ्गुलीगुल्फजठरहृद्वक्षोगलसंश्रितः ॥
नायुप्रतानमनिलो यदाऽऽक्षिपति वेगवान् ।
वेष्टब्धाक्षः स्तब्धहनुर्भग्नपार्श्वः कफं वमन् ॥
भ्यन्तरं धनुरिव यदा नमति मानवः ।
दा स्याऽभ्यन्तरायामं कुरुते मारुतो बली ॥
ाह्यस्नायुप्रतानस्थो बाह्यायामं करोति च ।
मसाध्यं बुधाः प्राहुर्वक्षःकट्यूरुभञ्जनम् ॥
कफपित्तान्वितो वायुर्वायुरेव च केवलः ।
कुर्यादाक्षेपकं त्वन्यं चतुर्थमभिघातजम् ॥१५॥

વાયુ કફથી સંયુક્ત થઈ ધમનીઓમાં જ રહે અને શરીરને લાકડીની પેઠે સ્તબ્ધ કરી નાખે, એ **દંડાપતાનક** કહેવાય છે. આ દંડાપતાનક કષ્ટસાધ્ય છે. તેમાં દાઢી અત્યંત ઝલાઈ જાય છે, તેથી અન્ન માંડમાંડ જમી શકાય છે.

જ્યારે આંગળીઓ, ઘૂંટીઓ, પેટ, હૃદય, વક્ષઃસ્થલ અને ગળામાં રહેલો બળવાન પવન વેગવાળો થઈને સ્નાયુઓના સમૂહને, શિરાઓ તથા કંઠને પણ કંપાવે છે, ત્યારે રોગીની આંખો તથા દાઢી સ્તબ્ધ થઈ જાય છે, પડખાં ભાંગી ગયેલાં જેવાં થઈ જાય છે, કફનું વમન થાય છે અને રોગી છાતીથી કમાનની પેઠે નમી જાય છે, એ **અંતરાયામ ધનુઃસ્તંભ** કહેવાય છે. નિદાનોથી પ્રબળ થયેલો વાયુ પગના મૂળમાં પિંડીઓ, કમર, ઓડ તથા પીઠમાં રહેલી પછવાડાની શિરાઓ, સ્નાયુઓ તથા કંડરાઓને કંપાવે છે અને તેથી રોગી વાંસા તરફ કમાનની પેઠે નમી જાય છે, એ **બહિરાયામ ધનુઃસ્તંભ** કહેવાય છે. બહિરાયામમાં છાતી, સાથળ તથા કેડનું સંમર્દન થઈ જતું હોય, તો તે બહિરાયામને વિદ્વાન વૈદ્યો અસાધ્ય કહે છે.

૧ દંડાપતાનક કફથી સંયુક્ત થયેલા વાયુથી, ૨ અંતરાયામ પિત્તથી સંયુક્ત થયેલા વાયુથી, અને ૩ બહિરાયામ કેવળ વાયુથી થાય છે.

અપતાનકનો **અભિઘાતજાક્ષેપ** નામનો ચોથો ભેદ અભિઘાતથી ઉત્પન્ન થયેલા વાયુથી થાય છે. (અભિઘાતજાક્ષેપનું લક્ષણ જુદું લખ્યું નથી, માટે આક્ષેપકનું તથા અપતાનકનું જે સામાન્ય લક્ષણ કહ્યું છે, તે જ એનું લક્ષણ સમજવું, એમ કલ્પી શકાય છે.) ૧૫

**અપતાનકની અસાધ્યતા**

गर्भपातनिमित्तश्च शोणितातिस्रवाच्च यः ।
अभिघातनिमित्तश्च न सिध्यत्यपतानकः ॥१६॥

જે અપતાનક ગર્ભપાતથી, રુધિરના અત્યંત સ્રાવથી કે અભિઘાતથી થયેલ હોય તો તેને અસાધ્ય સમજવો. ૧૬

**પક્ષાઘાતનું નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ**

अधोगमाः सतिर्यग्गा धमनीरूर्ध्वदेहगाः ।
यदा प्रकुपितोऽत्यर्थं मातरिश्वा प्रपद्यते ॥
तदाऽन्यतरपक्षस्य संधिबन्धान्विमोक्षयन् ।
हन्ति पक्षं तमाहुर्हि पक्षाघातं भिषग्वराः ॥
यस्य कृत्स्नं शरीरार्द्धमकर्मण्यमचेतनम् ।
ततः पतत्यसून्वापि जहात्यनिलपीडितः ॥१७॥

અત્યંત કુપિત થયેલો વાયુ શરીરના એક અર્ધને છોડી દઈ, બીજા અર્ધમાં રહેલી નીચેની, આડી તથા ઊંચેની ધમનીઓમાં આવે છે,[1] ત્યારે તે બીજા-અર્ધના સંધિબંધોને છૂટા કરીને અરધા

[1] વાયુનો અવરોધ થાય છે. અવરોધ કરનાર દોષ કફ અથવા પિત્ત ધમનીમાં ભરાઈ જાય છે; તેથી વાયુ આગળ જઈ શકતો નથી. પક્ષાઘાત એટલે વાયુનો ક્ષય નહિ પણ વાયુનો અવરોધ. પ્ર.

શરીરને હણે છે; (જમણા અથવા ડાબા પડખાને તે તરફના હાથ વગેરે અવયવો સહિત નકામા કરી નાખે છે.) તે રોગને ઉત્તમ વૈદ્યો પક્ષાઘાત કહે છે. આ રોગથી શરીરનો સઘળો અર્ધભાગ કામ કરવામાં અસમર્થ અને સ્પર્શ વગેરેના અલ્પજ્ઞાનવાળો થઈ જાય છે. આમ થવાથી એ વાયુએ પીડેલો માણસ પ્રાણ છોડી દે છે. ૧૭

પક્ષાઘાતની કષ્ટસાધ્યતા, સાધ્યતા તથા અસાધ્યતા

शुद्धवातहतं पक्षं कृच्छ्रसाध्यतमं विदुः ।
साध्यमन्येन संसृष्टमसाध्यं क्षयहेतुकम् ॥१८॥

કેવળ એટલે બીજા દોષથી મિશ્રિત નહીં થયેલા વાયુએ કરેલો પક્ષાઘાત અતિ કષ્ટસાધ્ય છે, બીજા દોષથી મિશ્રિત થયેલા વાયુએ કરેલો પક્ષાઘાત સાધ્ય છે અને ધાતુઓના ક્ષયથી કુપિત થયેલા વાયુએ કરેલો પક્ષાઘાત અસાધ્ય છે. ૧૮

અપતંત્રકનાં નિદાન, સંપ્રાપ્તિ ને લક્ષણ

वायुरूर्ध्वं व्रजेत्स्थानात्कुपितो हृदयं शिरः ।
शङ्खौ च पीडयत्यङ्गान्याक्षिपेन्नमयेच्च सः ॥
निमीलिताक्षो निश्चेष्टः स्तब्धाक्षो वापि कूजति ।
निरुच्छ्वासोऽथ वा कृच्छ्रादुच्छ्वस्यान्नष्टचेतनः ।
स्वस्थः स्याद्धृदये मुक्त आवृते च प्रमुह्यति ।
कफान्वितेन वातेन ज्ञेय एषोऽपतंत्रकः ॥१९॥

પોતાને કુપિત કરનારાં નિદાનોથી પ્રકોપ પામેલો વાયુ પક્વાશયમાંથી ઊંચે જઈ હૃદય, માથું તથા લમણાઓને પીડે છે; હાથ, પગ વગેરે અંગોને પ્રચલિત કરે છે તથા કમાનની પેઠે નમાવે છે અને ચિત્તને મોહયુક્ત કરી દે છે, કે જેથી માણસ મિચાયેલી આંખોવાળો અથવા સ્તબ્ધ આંખોવાળો થઈ જાય છે; ચેષ્ટાઓથી રહિત થઈ જાય છે, હોલાની પેઠે ઘૂઘવે છે, ઊંચા શ્વાસ લઈ શકતો નથી અથવા માંડમાંડ ઊંચા શ્વાસ લઈ શકે છે અને બેભાન થઈ જાય છે. આ રોગ અપતંત્રક કહેવાય[1] છે. આ રોગમાં કફથી સંયુક્ત થયેલો વાયુ જ્યારે હૃદયને છોડી દે છે, ત્યારે માણસ સ્વસ્થ થાય છે અને હૃદયને ઘેરી લે છે, ત્યારે માણસ સંજ્ઞાવગરનો થઈ જાય છે.[2] ૧૯

મન્યાસ્તંભનાં નિદાન, સંપ્રાપ્તિ, લક્ષણ

दिवास्वप्नासनस्थानविकृतोर्ध्वनिरीक्षणैः ।
मन्यास्तम्भं प्रकुरुते स एव श्लेष्मणा वृतः ॥२०॥

દિવસે નિદ્રા કરવાથી, વિપરીત રીતે બેસવાથી, વિપરીત રીતે ઊભવાથી અને ડોક વગેરે અવયવો આડાઅવળા રહે એવી રીતે ઊંચા ભાગમાં જોવાથી કુપિત થયેલો તે જ વાયુ, કફથી વીંટાઈને ડોકના પાછળના ભાગમાં રહેલી મન્યા નામની શિરાઓને સ્તબ્ધ કરી દે છે, એ રોગો મન્યાસ્તંભ કહેવાય[3] છે. ૨૦

અર્દિતનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

गर्भिणीसूतिकाबालवृद्धक्षीणेष्वसृक्क्षये ।
उच्चैर्व्याहरतोऽत्यर्थं खादतः कठिनानि च ॥
हसतो जृम्भतो भाराद्विषमाच्छयनादपि ।
शिरोनासौष्ठचिबुकललाटेक्षणसंधिगः ॥
अर्दयित्वाऽनिलो वक्त्रमर्दितं जनयत्यतः ।
वक्रीभवति वक्त्रार्द्धं ग्रीवा चाप्यपवर्तते ॥
शिरश्चलति वाक्सङ्गो नेत्रादीनां च वैकृतम् ।
ग्रीवाचिबुकदन्तानां तस्मिन्पार्श्वे तु वेदना ॥२१॥

(ઘણું કરીને) ગર્ભિણી, સૂતિકા, બાળક વૃદ્ધ અને ક્ષીણ માણસને લોહીનો ક્ષય થવાથી અર્દિત[4] થાય છે. ઊંચે સ્વરે બોલવાથી, સોપારી વગેરે અત્યંત કઠણ પદાર્થો ખાવાથી, અત્યંત હસવાથી, અત્યંત બગાસાં ખાવાથી, અત્યંત

૧ કેટલાક વૈદ્યો અપતંત્રકને અને અપતાનકને એક જ ગણીને આ પાઠનું અધ્યયન છોડી જ દે છે.

૨ આ રીતે ચેતનાસ્થાન હૃદયમાં છે, મગજમાં નથી. પ્ર.

૩ કેટલાક વૈદ્યો મન્યાસ્તંભને અપતાનકનું પૂર્વરૂપ જ માને છે.

૪ મોઢું વાંકુ થવું. પ્ર.

ભાર ઉપાડવાથી, ડોકને આડીઅવળી કરી વિષમ રીતે સૂવાથી અને વિષમ રીતે બેસવાથી માથું, નાક, હોઠ, હડપચી, લલાટ તથા નેત્રની સંધિમાં ગયેલો વાયુ મોઢાને પીડે છે, તેથી અર્દિત રોગ થાય છે. આ રોગથી અરધું મોઢું વાંકું થઈ જાય છે, ડોક વાંકી થઈ જાય છે, માથું ચલાયમાન થાય છે, બોલવામાં અટકાયત થાય છે; નેત્ર, ભમર, ગાલ તથા નાકમાં સ્ફુરણ તથા વાંકાપણું વગેરે થાય છે અને જે તરફ અર્દિત (અરદિયો) થયેલ હોય, તે પડખે ડોક, હડપચી તથા દાંતમાં વેદના થાય છે. ૨૧

અર્દિતનું પૂર્વરૂપ

यस्याग्रजो रोमहर्षो वेपथुर्नेत्रमाविलम् ॥
वायुरूर्ध्वं त्वचि स्वापस्तोदो मन्याहनुग्रहः ।
तमर्दितमिति प्राहुर्व्याधिं व्याधिविशारदाः ॥२२॥

અર્દિત રોગ થવાનો હોય, ત્યારે પ્રથમ રૂંવાડાં ઊભાં થઈ જાય છે, કંપ થાય છે, નેત્ર ચીપડાવાળું થાય છે, વાયુ ઊંચે ચાલે છે, ચામડીમાં જડતા આવે છે (સ્પર્શની ખબર પડતી નથી), વ્યથા થાય છે અને ડોકના પાછલા ભાગની શિરાઓ તથા હડપચી ઝલાઈ જાય છે એમ વિદ્વાન વૈદ્યો કહે છે. ૨૨

અર્દિતની અસાધ્યતા

क्षीणस्यानिमिषाक्षस्य प्रसक्ताव्यक्तभाषिणः ।
न सिध्यत्यर्दितं गाढं त्रिवर्षं वेपनस्य च ॥२३॥

જે માણસ ક્ષીણ હોય, જેની આંખો નિમેષોથી રહિત થઈ ગઈ હોય અને જેનું ભાષણ પરસ્પરની સાથે મળેલા અક્ષરોવાળું તથા અસ્ફુટ હોય, તે માણસના અર્દિત રોગને અસાધ્ય સમજવો. જેના અર્દિત રોગને ત્રણ વર્ષ થઈ ગયાં હોય અથવા જે માણસ ધ્રૂજતો હોય, અથવા જેનાં નેત્ર, નાક તથા મોઢું સ્રવતાં હોય, તે માણસનો અર્દિત તો મટતો જ નથી. ૨૩

ગૃધ્રસીનું નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

पार्ष्णिप्रत्यङ्गुलीनां तु कण्डरा याऽनिलार्दिता ।
सक्थ्नोः क्षेपं निगृह्णीयाद्गृध्रसीति हि सा स्मृता ॥२४

પગની પાનીઓ તથા આંગળીઓની (વાયુએ પીડેલી) કંડરા (મોટી નસ), સાથળોનાં હાલવા-ચાલવાને રોકી દે, તે રોગ ગૃધ્રસી[1] કહેવાય છે. (વાયુએ કરેલી અને વાયુ તથા કફ એ બન્નેએ કરેલી—એમ ગૃધ્રસી બે પ્રકારની થાય છે.) ૨૪

વિશ્વાચીનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

तलप्रत्यङ्गुलीनां तु कण्डरा बाहुपृष्ठतः ।
बाह्वोः कर्मक्षयकरी विश्वाचीति हि सा स्मृता ॥२५

બાહુના અથવા બન્ને બાહુઓના પૃષ્ઠભાગથી માંડીને હાથનાં તળાંને લાગતી આંગળીઓની જાડી નસ, વાયુથી પીડાઈ બાહુના અથવા બન્ને બાહુઓના કામનો ક્ષય કરી નાખે છે, એ રોગ વિશ્વાચી કહેવાય છે. ૨૫

ક્રોષ્ટુકશિરનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

वातशोणितजः शोफो जानुमध्ये महारुजः ॥
शिरः क्रोष्टुकपूर्वं तु स्थूलः क्रोष्टुकमूर्द्धवत् ॥२६॥

વાયુ તથા રુધિરથી અથવા વાતરક્ત નામના રોગથી ગોઠણના મધ્યમાં શિયાળિયાના માથા જેવો જાડો તથા ઊંચો અને મોટી પીડાવાળો જે સોજો થાય છે, તે ક્રોષ્ટુકશિર કહેવાય છે.[2]

ખંજવાતનાં અને પંગુવાતનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

वायुः कट्यां स्थितः सक्थ्नः कण्डरामाक्षिपेद्यदा ।
खञ्जस्तदा भवेज्जन्तुः पङ्गुः सक्थ्नोर्द्वयोर्वधात् ॥२७

1 ગૃધ્રસીને સાયેટિકા કહે છે. આ પણ વાતવ્યાધિ છે પ્ર.

2 આ રોગને અર્થ્રાઈટીસ કહે છે, જેમા વિશેષે સામવાત હોય છે.

આ સર્વ રોગમા જ્યાં સામવ્યાધિ હોય ત્યાં પ્રથમ ચોક્કસ નિદાન કરવું કે દોષ સામ છે કે નિરામ છે. જેવી પ્રથમ સામની લંઘનચિકિત્સા કરવાની સમજ પડે. પ્ર.

કમરમાં રહેલો વાયુ કમરથી તે ઘૂંટી સુધીના ભાગની કંડરા(મોટી નસ)ને જ્યારે ખેંચે છે (ચાલવા વગેરેમાં કંપાવે છે), ત્યારે માણસ ખંજ (લૂલો) થઈ જાય છે. આ રોગ **ખંજવાત** કહેવાય છે. કમરમાં રહેલો વાયુ બન્ને પગની કમરથી તે ઘૂંટી સુધીની કંડરાઓને ખેંચી બન્ને સાથળોની ક્રિયાને અટકાવી દે, તે રોગ **પંગુવાત** કહેવાય છે. ૨૭

**કલાયખંજનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ**

**प्रक्रामन्वेपते यस्तु खञ्जन्निव गच्छति ।**
**कलायखञ्जं तं विद्यान्मुक्तसंधिप्रबंधनम् ॥२८॥**

માણસ વાયુથી પીડાઈને ચાલવાની શરૂઆત કરતાં કંપે તથા જાણે લુલકાતો હોય એવો દેખાય અને સાંધાઓનાં બંધનોની શિથિલતા થઈ જાય, તે માણસને **કલાયખંજ** નામનો રોગ પ્રાપ્ત થયો સમજવો. (ચાલવા લાગતી વખતે કંપ થવો તથા લુલકાતા જેવું દેખાવું, એટલી ખંજવાતથી કલાયખંજતાની જુદાઈ છે. 'કલાયખંજ' નામ, અર્થને અનુસરીને નહિ હોવાથી યૌગિક નથી, પણ રૂઢ છે એમ સમજવું.) ૨૮

**વાતકંટકનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ**

**न्यस्ते तु विषमे पादे रुजः कुर्यात्समीरणः ।**
**वातकण्टक इत्येष विज्ञेयः खुडुकाश्रितः ॥२९॥**

પગ વિષમ રીતે મુકાઈ જતાં પગની પિંડીના સંધિમાં રહેલો વાયુ જે પીડાને ઉત્પન્ન કરે છે, તે પીડા **વાતકંટક** કહેવાય છે. ૨૯

**પાદદાહનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ**

**पादयोः कुरुते दाहं पित्तासृक्सहितोऽनिलः ।**
**विशेषतश्चंक्रमतः पाददाहं तमादिशत् ॥३०॥**

પિત્ત તથા રુધિરથી સંયુક્ત થયેલો વાયુ બન્ને પગમાં દાહ કરે છે અને પગથી ચાલવાના સમયમાં વિશેષ દાહ કરે એ રોગ **પાદદાહ** કહેવાય છે. ૩૦

**પાદહર્ષનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ**

**हृष्यतश्चरणौ यस्य भवतश्च प्रसुप्तवत् ।**
**पादहर्षः स विज्ञेयः कफवातप्रकोपजः ॥ ३१ ॥**

કફથી સંયુક્ત થયેલા વાયુના પ્રકોપને લીધે બન્ને પગ રોમાંચવાળા, અંદર ઠંડીવાળા અને જાણે સ્પર્શના જ્ઞાનથી રહિત જ હોય એવા થઈ જાય છે, એ રોગ **પાદહર્ષ** કહેવાય છે. ૩૧

**અંસશોષનાં તથા અપબાહુકનાં નિદાન, સંપ્રાપ્તિ અને લક્ષણ**

**अंसदेशस्थितो वायुः शोषयित्वांसबन्धनम् ।**
**शिरास्त्वाकुञ्च्य तत्रस्थो जनयत्यपबाहुकम्॥३२॥**

બાહુની ટોચના સમીપના પ્રદેશમાં રહેલો વાયુ ત્યાંના કફને સૂકવી નાખે છે, એ રોગ **અંસશોષ** કહેવાય છે. બાહુની ટોચના સમીપના પ્રદેશમાં રહેલો વાયુ બાહુની શિરાઓને સંકોચી નાખે છે, તે રોગ **અપબાહુક** કહેવાય છે.

**બાધિર્ય(બહેરાપણા)નાં નિદાન, સંપ્રાપ્તિ અને લક્ષણ**

**यदा शब्दवहं स्रोतो वायुरावृत्य तिष्ठति ।**
**शुद्धः श्लेष्मान्वितो वापि बाधिर्यं तेन जायते ॥**

જ્યારે શુદ્ધ (કેવળ) અથવા કફસંયુક્ત વાયુ કાનના શબ્દવાહી સ્રોતને રોકી દે છે ત્યારે બહેરાપણું થાય છે, એ **બાધિર્ય** કહેવાય છે. (રુધિર કે પિત્તથી સંયુક્ત થયેલો વાયુ કાનના શબ્દવાહી સ્રોતને રોકી દે, તો તેથી પણ બાધિર્ય થાય છે આ રોગ ઉત્તરતંત્રના ૨૦ મા અધ્યાયના ૫ મા વિષયમાં પણ કહેવામાં આવશે.) ૩૩

**કર્ણશૂળનું નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ**

**हनुशङ्खशिरोग्रीवं यस्य भिन्दन्निवानिलः ।**
**कर्णयोः कुरुते शूलं कर्णशूलं तदुच्यते ॥ ३४ ॥**

પ્રતિલોમ ગતિ કરતો વાયુ જાણે હડપચી, લમણાં, માથું તથા ડોકને ભેદી નાખતો

હોય એવી રીતે કાનમાં શૂળ ઉત્પન્ન કરે છે, એ રોગ કર્ણશૂળ કહેવાય છે. (આ રોગ ઉત્તરતંત્રના ૨૦મા અધ્યાયના ત્રીજા વિષયમાં પણ કહેવામાં આવશે.) ૩૪

મૂક, મિન્મિન તથા ગદ્દગદનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

आवृत्य वायुः सकफो धमनीः शब्दवाहिनीः ।
नरान्करोत्यक्रियकान्मूकमिन्मिनगद्गदान् ॥३५॥

કફથી સંયુક્ત થયેલો વાયુ શબ્દને ચલાવનારી ધમનીઓનું આવરણ કરી નાખીને (ધમનીઓને રોકી દઈને) બોલવાની ક્રિયામાં અડચણ કરનારા મૂક, મિન્મિન તથા ગદ્દગદ એ ત્રણ રોગોને ઉત્પન્ન કરે છે. (તમામ મૂંગાપણું, કાલાપણું એ મૂક કહેવાય છે. ગૂંગણી રીતે એટલે જેમાં અક્ષરો નાકમાંથી બોલવામાં આવે એવું બોલનારપણું એ મિન્મિન કહેવાય છે અને પદોને તથા વ્યંજનોનો જેમાં લોપ થઈ જાય, એવું અસ્ફુટ બોલનારપણું એ ગદ્દગદ કહેવાય છે. જોકે આ ત્રણે રોગોનું સ્થાનક એક જ છે, તોપણ દોષના વધારા–ઘટાડા ઉપરથી અથવા પ્રારબ્ધના યોગ ઉપરથી એ રોગોનો ભેદ થાય છે, એમ સમજવું.) ૩૫

તૂનીવાતનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

अधो या वेदना याति वर्चोमूत्राशयोत्थिता ।
भिन्दन्तीव गुदोपस्थं स तूनीत्युपदिश्यते ॥३६॥

વાયુના પ્રકોપથી, વિષ્ઠાના સ્થાનકથી તથા મૂત્રાશયથી ઊઠેલી અને જાણે ગુદાને તથા ઉપસ્થને (લિંગને અથવા યોનિને) ભેદી નાખતી હોય એવી જે વેદના નીચે જતી હોય તે તૂની કહેવાય છે. ૩૬

પ્રતિતૂનીનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

गुदोपस्थोत्थिता सैव प्रतिलोमविसर्पिणी ।
वेगैः पक्वाशयं याति प्रतितूनी तु सा स्मृता ॥३७॥

વાયુના પ્રકોપને લીધે જે વેદના ગુદામાંથી તથા ઉપસ્થમાંથી ઊઠી ઊંચે દોડીને ઉત્પન્ન થતા અને ઉપશમ પામતા વેગોથી વારંવાર પક્વાશયમાં જાય, તે વેદના **પ્રતિતૂની** કહેવાય છે. ૩૭

આધ્માનનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

साटोपमत्युग्ररुजमाध्मातमुदरं भृशम् ।
आध्मानमिति जानीयाद्घोरं वातनिरोधजम् ॥३८॥

અધોવાયુના નિરોધને લીધે પેટ ગડગડાટવાળું, અત્યંત ઉગ્ર પીડાવાળું અને પવનથી ભરાયેલી ધમણની પેઠે અત્યંત ફૂલેલું થઈ જાય છે, એ કષ્ટકારી રોગ **આધ્માન** કહેવાય છે. ૩૮

પ્રત્યાધ્માનનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

विमुक्तपार्श्वहृदयं तदेवामाशयोत्थितम् ।
प्रत्याध्मानं विजानीयात्कफव्याकुलितानिलम् ॥३९

વાયુ કફથી વ્યાકુળ થવાને લીધે (રોકાઈ જવાને લીધે) પડખાંઓ તથા હૃદયને છોડી દઈને થયેલું અને આમાશયમાંથી ઊઠેલું (નાભિના તથા સ્તનના મધ્યમાંથી ઊઠેલું) જે આધ્માન થાય છે, તે જ પ્રત્યાધ્માન કહેવાય છે. ૩૯

વાતાષ્ઠીલાનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

अष्ठीलावद्घनं ग्रन्थिमूर्ध्वमायतमुन्नतम् ।
वाताष्ठीलां विजानीयाद्बहिर्मार्गावरोधिनीम् ॥४०॥

નાભિની નીચે લંબગોળ પથરા જેવી ઘાટી, ઊંચી તથા ઊંચેના ભાગમાં વિસ્તારવાળી જે સ્થિર અથવા ચંચળ ગાંઠ, વાયુના પ્રકોપથી થાય છે, તે **વાતાષ્ઠીલા** કહેવાય છે. આ ગાંઠ લિંગ, યોનિ તથા ગુદાને રોકી દે છે કે જેથી વિષ્ઠા, મૂત્ર અને અધોવાયુનો રોધ થાય છે. (પિત્તે કરેલી કે કફે કરેલી અષ્ઠીલા હોતી નથી, એટલા માટે આ સ્થળમાં 'વાતાષ્ઠીલા' એ નામ જ સમજવું, પણ તેમાં વાત શબ્દને વ્યાવર્તક સમજવો નહિ. ૪૦

પ્રત્યષ્ઠીલાનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

एनामेव रुजायुक्तां वातविण्मूत्ररोधिनीम् ।
प्रत्यष्ठीलामिति वदेज्जठरे तिर्यगुत्थिताम् ॥ ४१ ॥

વાયુના પ્રકોપને લીધે અધોવાયુ, વિષ્ઠા તથા મૂત્રને રોકનારી અને વેદના કરનારી જે અષ્ઠીલા પેટમાં આડી ઉત્પન્ન થઈ હોય, તે પ્રત્યષ્ઠીલા કહેવાય છે.[1] ૪૧

## અધ્યાય ૨ જો

### ઉપક્રમ

अथातोऽर्शसां निदानं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'અર્શોનિદાન'[2] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

અરશોના ભેદો, નિદાનો અને સંપ્રાપ્તિ

षडर्शांसि भवन्ति वातपित्तकफशोणितसंनिपातैः सहजानि चेति ॥

तत्रानात्मवतां यथोक्तैः प्रकोपणैर्विरुद्धाध्यशनस्त्रीप्रसङ्गोत्कटुकासनपृष्ठयानवेगविधारणादिभिर्विशेषैः प्रकुपिता दोषा एकशो द्विशः समस्ताः शोणितसहिता वा यथोक्तं प्रसृताः प्रधानधमनीरनुप्रपद्याऽधो गत्वा गुदमागम्य प्रदूष्य वलीर्मांसप्ररोहाञ्जनयन्ति विशेषतो मन्दाग्नेस्तथा तृणकाष्ठोपललोष्टवस्त्रादिभिः शीतोदकसंस्पर्शनाद्वा कन्दाः परिवृद्धिमासादयन्ति तान्यर्शांसीत्याचक्षते ॥ २ ॥

વાયુ, પિત્ત, કફ એ ત્રણે દોષોથી, રુધિર, સંનિપાત અને સ્વભાવથી એમ છ પ્રકારના અરશો થાય છે.

અજિતેંદ્રિય લોકોને સૂત્રસ્થાનના વ્રણપ્રશ્ન નામના ૨૧ મા અધ્યાયના ૧૩ મા વિષયમાં કહેલા ક્રોધ, શોક, બળવાન સાથે વિરોધ તથા દિવસની નિદ્રા વગેરે પ્રકોપણોથી અને વિરુદ્ધ ભોજન, અજીર્ણમાં ભોજન, અત્યંત સ્ત્રીસંગ, ગુદાને પાનીથી દબાવીને બેસવાની ટેવ અથવા ઉભડક બેસવાની ટેવ, ઘોડા તથા ઊંટ વગેરેની પીઠ ઉપર બેસીને પ્રવાસ કરવો અને વિષ્ઠા તથા મૂત્ર વગેરેની હાજતો રોકવી વગેરે વિશેષોથી પ્રકુપિત થયેલા એક એક દોષ અથવા બબ્બે કે ત્રણે દોષો અથવા પિત્ત જેવા જ પ્રકારવાળું, દોષથી સંયુક્ત થયેલું રુધિર સૂત્રસ્થાનના ૨૧ મા અધ્યાયના ૧૪ મા વિષયમાં કહ્યા પ્રમાણે વધવાપૂર્વક પ્રસાર પામી, વિષ્ઠાનું વહન કરનારી ધમનીઓમાં પ્રાપ્ત થઈ, નીચે જઈ ગુદામાં આવી, ગુદાની વળીઓને દૂષિત કરી, માંસના અંકુરોને ઉત્પન્ન કરે છે. એ અંકુરો મંદ અગ્નિવાળા પુરુષને અત્યંત થાય છે. એ માંસના કંદ જેવા અંકુરો તૃણ, કાષ્ઠ, પથ્થર, ઢેફાં કે વસ્ત્ર વગેરેનો સંયોગ થવાથી અથવા શીત જળનો સ્પર્શ થવાથી વૃદ્ધિ પામે છે એ અંકુરોને વૈદ્યો અરશ કહે છે. (બે બે દોષોના સંસર્ગવાળા અરશો વિષે આ અધ્યાયના ૧૮ મા વિષયમાં જુઓ.) ૨

ગુદાનું તથા ગુદાની વળીઓનું વ્યાખ્યાન

तत्र स्थूलान्त्रप्रतिबद्धमर्धपञ्चाङ्गुलं गुदमाहुस्तस्मिन् वलयस्तिस्रोऽध्यर्धाङ्गुलान्तरभूताः प्रवाहणी विसर्जनी संवरणी चेति चतुरङ्गुलायताः सर्वास्तिर्यगेकाङ्गुलोच्छ्रिताः ॥

[1] જેમ રબરના ફુગ્ગામાં વાયુ ભરાય છે અને કઠણ લાગે છે, જો કે તે વાયુ છે તેમ જ આંતરડામાં રહેનારો વાયુ જ પ્રત્યષ્ઠીલામાં છે પ્ર.

[2] અરશોનાં કારણો તથા લક્ષણો વગેરેના કથન વિષેનો

अरिवत् शृणोति इति अर्शः । જે દુશ્મનની માફક મારી નાખે તે અર્શ. અર્શ એ શિરાઓનાં ફૂલેલાં જાળાં નથી પણ સ્નાયુઓના અંકુરો છે આ ભયંકર વ્યાધિ છે, કારણ કે તેથી ઝાડો અને પેશાબ બન્નેય રોકાય છે પ્ર.

शङ्खावर्तनिभाश्चापि ह्युपर्युपरि संस्थिताः ।
गजतालुनिभाश्चापि वर्णतः संप्रकीर्तिताः ॥
रोमान्तेभ्यो यवाध्यर्द्धो गुदोष्ठः परिकीर्तितः ॥
प्रथमा तु गुदोष्ठादङ्गुलमात्रे ॥ ३ ॥

સ્થૂળ આંતરડું કે જે ગુદાંત્ર કહેવાય છે, તેની સાથે ગુદા જોડાયેલી છે અને તે સાડાચાર આંગળના પ્રમાણવાળી કહેવાય છે. એ ગુદામાં પ્રવાહણી,[1] વિસર્જની,[2] અને સંવરણી[3] એ નામની ત્રણ વળીઓ છે અને તેઓ એક એકની ઉપર રહેલી છે. ગુદાનો હોઠ કે જે રોમાવલિના અંતની ઉપર અડધા આંગળનો છે, તેની ઉપર એક આંગળને છેટે પહેલી વળી; તેની ઉપર દોઢ આંગળને છેટે બીજી વળી અને તે બીજી વળીની ઉપર દોઢ આંગળને છેટે ત્રીજી વળી છે. ગુદાના હોઠનું અને ત્રણ વળીઓનું એકંદર અંતર સાડાચાર આંગળનું છે, કે જેથી ગુદા સાડાચાર આંગળની કહેવાય છે. સઘળી વળીઓ ચાર આંગળ લાંબી છે, એક આંગળની આડી ઊંચાઈવાળી છે, શંખના આવર્તોના જેવા આકારવાળી છે અને હાથીના તાળવાના જેવા વર્ણવાળી છે. પહેલી વળી ગુદાના હોઠથી એક આંગળ દૂર છે.

અરશોનાં પૂર્વરૂપ તથા સામાન્ય લક્ષણ

तेषां तु भविष्यतां पूर्वरूपाणि—अन्ने न श्रद्धा कृच्छ्रात्पक्तिरम्लिका सक्थिसदनमाटोपः कार्श्यमुद्गारबाहुल्यमक्ष्णोश्च श्वयथुरन्त्रकूजनं गुदपरिकर्तनमाशङ्का—पाण्डुरोगग्रहणीदोषशोषाणां कासश्वासौ बलहानिर्भ्रमस्तन्द्रा निद्रेन्द्रियदौर्बल्यं च । जातेष्वेतानि रूपाणि प्रव्यक्ततराणि भवन्ति ॥ ४ ॥

અરશો થવાના હોય ત્યારે અન્ન ઉપર અરુચિ થાય છે, ખાધેલું અન્ન માંડ માંડ પચે છે, ખાટા ઓડકાર આવે છે, સાથળોમાં ગ્લાનિ થાય છે, પેટમાં ગડગડાટ થાય છે, શરીર દૂબળું થઈ જાય છે, ઓડકાર ઘણા આવે છે, આંખો પર સોજો થાય છે, આંતરડાંઓમાં અવાજ થાય છે, ગુદામાં વાઢકાપ થયા જેવી વ્યથા થાય છે, ખાંસી આવે છે, શ્વાસ થાય છે, બળની હાનિ થાય છે, ભ્રમ થાય છે, તંદ્રા થાય છે, નિદ્રા વધે છે, ઇંદ્રિયોમાં નબળાપણું થાય છે અને પાંડુરોગ, ગ્રહણીદોષ તથા શોષ ઉત્પન્ન થયાની શંકા થાય છે. જ્યારે અરશો ઉત્પન્ન થાય ત્યારે એ સઘળાં લક્ષણો અત્યંત સ્પષ્ટ થાય છે. ૪

વાયુથી થયેલા અરશોનાં વિશિષ્ટ લક્ષણો

तत्र मारुतात्परिशुष्कारुणवर्णानि विषममध्यानि कदम्बपुष्पतुण्डिकेरीनाडीमुखसूचीमुखाकृतीनि च भवन्ति । तैरुपहतः सशूलं संहतमुपवेश्यते कटीपृष्ठपार्श्वमेढ्रगुदनाभिप्रदेशेषु चास्य वेदना गुल्माष्ठीलाप्लीहोदराणि चास्य तन्निमित्तान्येव भवन्ति, कृष्णत्वङ्नखनयनदशनवदनमूत्रपुरीषश्च पुरुषो भवति ॥ ५ ॥

વાયુથી થયેલા અરશો સ્રાવ વગરના હોય છે, કાંઈક રાતા વર્ણવાળા હોય છે, નીચાંઊંચાં મધ્યોવાળા હોય છે અને કદંબનાં પુષ્પો જેવી, જંગલી કપાસની દાંડલીના મુખ જેવી કે સોયના મુખ જેવી આકૃતિઓવાળા હોય છે. એ અરશોથી ઉપહત થયેલા માણસને શૂળ નીકળી નીકળીને કઠણ દસ્ત આવે છે; કમર, પીઠ, પડખાં, લિંગ, ગુદા તથા નાભિમાં વેદના થાય છે, અરશોને લીધે જ ગુલ્મ, અષ્ઠીલા, બરલનું દરદ તથા ઉદરરોગ થાય છે અને એ માણસની ત્વચા, નખો, નેત્રો, દાંતો, મોઢું, મૂત્ર અને વિષ્ઠા શ્યામ થઈ જાય છે.

૧ વિષ્ઠાને બહાર કાઢવા માટે જોર કરનારી જે વળી છે, તે પ્રવાહણી કહેવાય છે

૨ વિષ્ઠાને બહાર કાઢનારી જે વળી છે, તે વિસર્જની કહેવાય છે

૩ વિષ્ઠા નીકળી ગયા પછી ગુદાને ભીડી દેનારી જે વળી છે, તે સંવરણી કહેવાય છે.

પિત્તથી થયેલા અરશોનાં વિશિષ્ટ લક્ષણો

पित्तान्नीलाग्राणि तनूनि विसर्पीणि पीतावभासानि यकृत्प्रकाशानि शुकजिह्वासंस्थानानि यवमध्यानि जलौकोवक्त्रसदृशानि प्रक्लिन्नानि च भवन्ति तैरुपहतः सदाहं सरुधिरमतिसार्यते ज्वरदाहपिपासामूर्छाश्चास्योपद्रवा भवन्ति पीतत्वङ्नखनयनदशनवदनमूत्रपुरीषश्च पुरुषो भवति ॥६॥

પિત્તથી થયેલાં અરશો શ્યામ અગ્રોવાળાં, મૂળમાં તથા અગ્રમાં પાતળાં, પ્રસાર પામનારાં, પીળાં અવભાસવાળાં, જમણા પડખાની ગાંઠ જેવા વર્ણવાળાં, પોપટની જીભ જેવી આકૃતિવાળાં, જવની પેઠે જાડાં મધ્યોવાળાં, જળોના મોઢા જેવાં અને ક્લેદના સ્રાવવાળાં હોય છે. એ અરશોથી ઉપહત થયેલા માણસને બળતરા થઈથઈને લોહીવાળો પાતળો ઝાડો આવ્યા કરે છે. જ્વર, દાહ, તરસ તથા મૂર્છા; એ ઉપદ્રવો થાય છે અને એ માણસનાં ત્વચા, નખો, નેત્રો, દાંતો, મોઢું, મૂત્ર તથા વિષ્ઠા પીળાં થઈ જાય છે. ૬

કફથી થયેલાં અરશોનાં વિશિષ્ટ લક્ષણો

श्लेष्मजानि श्वेतानि महामूलानि स्थिराणि वृत्तानि स्निग्धानि पाण्डूनि करीरपनसास्थिगोस्तनाकाराणि न भिद्यन्ते न स्रवन्ति कण्डूबहुलानि च भवन्ति तैरुपहतः सश्लेष्माणमनल्पं मांसधावनप्रकाशमतिसार्यते शोफशीतज्वरारोचकाविपाकशिरोगौरवाणि चास्य तन्निमित्तान्येव भवन्ति शुक्लत्वङ्नखनयनदशनवदनमूत्रपुरीषश्च पुरुषो भवति ॥७

કફથી થયેલા અરશો શ્વેત, મોટા મૂળવાળા, કઠણ, ગોળ, સ્નિગ્ધ, ધૂસર વર્ણવાળા, કેરડા જેવા, ફણસના ઠળિયા જેવા કે ગાયના આંચળ જેવા આકારવાળા હોય છે. તે ભેદાતા નથી, સ્રવતા નથી અને ઘણી ખરજવાળા હોય છે. એ અરશોથી ઉપહત થયેલા માણસને કફવાળો, ઝાઝો તથા માંસના ધોણ જેવો પાતળો ઝાડો આવ્યા કરે છે. એ અરશોને લીધે જ સોજા, શીતજ્વર, અરુચિ, અન્નનું નહીં પાકવું અને માથાનું ભારેપણું એ ઉપદ્રવો થાય છે. એ માણસનાં ત્વચા, નખો, નેત્રો, દાંતો, મોઢું, મૂત્ર તથા વિષ્ઠા સફેદ વર્ણવાળાં થઈ જાય છે. ૭

રુધિરથી થયેલા અરશોનાં વિશિષ્ટ લક્ષણો

रक्तजानि न्यग्रोधप्ररोहविद्रुमकाकणन्तिकाफलसदृशानि पित्तलक्षणानि च यदावगाढपुरीषप्रपीडितानि भवन्ति तदात्यर्थं दुष्टमनल्पमसृक्सहसा विसृजन्ति तस्यैवातिप्रवृत्तौ शोणितातियोगोपद्रवा भवन्ति ॥८॥

રુધિરથી થયેલા અરશો વડવાઈઓ જેવા, પરવાળાં જેવા કે ચણોઠી જેવા વર્ણવાળા હોય છે અને ઉપર પિત્તથી થયેલા અરશોનાં જે લક્ષણો કહ્યાં તે લક્ષણોવાળા હોય[1] છે. એ અરશો જ્યારે દૃઢ વિષ્ઠાથી દબાય છે, ત્યારે તુરત જ અત્યંત દુષ્ટ તથા ઝાઝા રુધિરનો સ્રાવ કરે છે. એ રુધિરની અત્યંત પ્રવૃત્તિ થતાં તે માણસને રુધિરના અતિ સ્રાવથી થનારા આક્ષેપક વગેરે ઉપદ્રવો થાય છે. ૮

ત્રણે દોષથી થયેલા અરશોના વિશિષ્ટ લક્ષણો

संनिपातजानि सर्वदोषलक्षणयुक्तानि ॥ ९ ॥

સન્નિપાતથી એટલે ત્રણે દોષોના સંયોગથી થયેલા અરશો ઉપર કહેલાં ત્રણે દોષોનાં લક્ષણોવાળા હોય છે. ૯

સ્વભાવથી થયેલા અરશોનાં વિશિષ્ટ લક્ષણો

सहजानि दुष्टशोणितशुक्रनिमित्तानि तेषां दोषत एव प्रसाधनं कर्तव्यम्। विशेषतश्चात्र दुर्दर्शनानि परुषाणि पाण्डूनि दारुणान्यन्तर्मुखानि। तैरुपद्रुतः कृशोऽल्पभुक्छिरासन्ततगात्रोऽल्पप्रजः–क्षीणरेताः क्षामस्वरः क्रोधनोऽल्पाग्निप्राणः परमलसश्च तथा घ्राणशिरोऽक्षिनासाश्रवणरोगवान्सततमन्त्रकूजाटोपहृदयोपलेपारोचकप्रभृतिभिः पीड्यते ॥१०॥

[1] વાયુ કે કફ કારણરૂપ થયા હોય, તો તેઓનાં લક્ષણો પણ જોવામાં આવે છે.

સ્વાભાવિક એટલે શરીરના જન્મની સાથે જ થયેલા અરશો માતાના રજના દોષથી અને પિતાના વીર્યના દોષથી થયેલા હોય છે, માટે તેઓની ચિકિત્સા રજના તથા વીર્યના દોષ ઉપર અથવા તેઓમાં પોતામાં જ દોષ જોવામાં આવતો હોય, તે દોષ ઉપર ધ્યાન આપીને કરવી. વિશેષે કરી આ સ્વાભાવિક અરશો અંદરના વિદ્રધિઓની પેઠે જોવાને અશક્ય, કઠણ, ભૂખરા વર્ણવાળા, અત્યંત દુઃખ દેનારા અને અંદર મોઢાવાળા હોય છે. આ અરશોથી પીડાતો માણસ કૃશ શરીરવાળો, અલ્પ જમનારો, નસોથી વ્યાપ્ત થયેલા શરીરવાળો, અલ્પ પ્રજાવાળો, ક્ષીણ વીર્યવાળો, ક્ષીણ સ્વરવાળો, ક્રોધી, અલ્પ અગ્નિવાળો, અલ્પ પ્રાણવાળો, અત્યંત આળસુ અને નાક, માથું, નેત્રો તથા કાનના રોગોવાળો હોય છે. એ માણસ આંતરડાંનો અવાજ, પેટનો ગડગડાટ, છાતીનું કફથી લેપાઈ રહેવું અને અરોચક વગેરે રોગોથી પણ નિરંતર પીડાય છે. ૧૦

અરશોની સામાન્ય રીતે સાધ્યતા તથા અસાધ્યતા

भवति चात्र ॥

बाह्यमध्यवलिस्थानां प्रतिकुर्याद्भिषग्वरः।
अन्तर्वलिसमुत्थानां प्रत्याख्यायाचरेत्क्रियाम् ॥११

આ વિષયમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'અરશો સંવરણી કે વિસર્જની નામની વળીઓમાં રહ્યા હોય, તો ઉત્તમ વૈદ્યે તેઓની ચિકિત્સા કરવી; પણ જો પ્રવાહણી નામની વળીમાં રહ્યા હોય, તો તેઓ ઘણું કરી અસાધ્ય છે એટલા માટે ચિકિત્સા કરવાની ના પાડીને પછી રોગી વગેરેનો આગ્રહ જણાય તો ચિકિત્સા કરવી.'૧૧

લિંગમાં થયેલા અરશોનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

प्रकुपितास्तु दोषा मेढ्रमभिप्रपन्ना मांसशोणिते प्रदूष्य कण्डूं जनयन्ति, ततः कण्डूयनात्क्षतं समुपजायते, तस्मिंश्च क्षते दुष्टमांसजाः प्ररोहाः पिच्छिलरुधिरस्राविणो जायन्ते कूर्चकिनोऽभ्यन्तरमुपरिष्टाद्वा, ते तु शेफो विनाशयन्त्युपघ्नन्ति च पुंस्त्वम् ॥१२॥

પ્રકુપિત થયેલા દોષો લિંગમાં આવી, માંસ તથા રુધિરને દૂષિત કરી, ખરજ ઉત્પન્ન કરે છે; ખરજને લીધે ખંજવાળવાથી લિંગમાં ક્ષત થાય છે અને તે ક્ષતમાં દુષ્ટ માંસના અંકુરો થાય છે. મણિની અંદર કે બહારની ચામડીમાં ઉત્પન્ન થયેલા એ અંકુરો ચીકણા લોહીનો સ્રાવ કરે છે અને ઝીણા તથા લાંબા તંતુઓવાળા હોય છે. આ અંકુરો લિંગનો વિનાશ કરે છે અને પુરુષત્વનો પણ નાશ કરે છે.[1] ૧૨

યોનિમાં થયેલા અરશોનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

योनिमभिप्रपन्नाः सुकुमारान्दुर्गन्धान् पिच्छिलरुधिरस्राविणश्छत्राकारान्करीराञ्जनयन्ति ॥१३॥

પ્રકુપિત થયેલા દોષો યોનિમાં આવી કોમળ, દુર્ગંધવાળા, ચીકણા તંતુઓવાળા, રુધિરને સ્રવનારા અને છત્ર જેવા આકારવાળા દુષ્ટ માંસના અંકુરો ઉત્પન્ન કરે છે. ૧૩

કાન, નેત્ર, નાક તથા મુખના અરશોનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણો

त एवोर्ध्वमागताः श्रोत्राक्षिघ्राणवदनेष्वर्शांस्युपनिर्वर्तयन्ति । तत्र कर्णजेषु बाधिर्यं शूलं पूतिकर्णता च। नेत्रजेषु वर्त्मावरोधो वेदना स्रावो दर्शननाशश्च। घ्राणजेषु प्रतिश्यायोऽतिमात्रं क्षवथुः कृच्छ्रोच्छ्वासता पूतिनस्यं सानुनासिकवाक्यत्वं शिरोदुःखं च। वक्त्रजेषु कण्ठोष्ठताल्वन्यतमस्मिंस्तैर्गद्गदवाक्यता रसाज्ञानं मुखरोगाश्च भवन्ति ॥१४॥

પ્રકુપિત થયેલા દોષો ઊંચે આવી કાન, નેત્ર, નાક તથા મુખમાં અરશો ઉત્પન્ન કરે છે.

[1] કારણ કે અર્શના દોળાવાથી-વાયુની અનુલોમન ગતિ અવળી થાય છે, જે ધાતુઓને સૂકવી દે છે. ધાતુ સુકાવાથી પુરુષત્વનો નાશ થાય છે. પ્ર.

અરશો કાનમાં થયા હોય, તો બહેરાપણું થાય છે, કાનમાં શૂળ નીકળે છે અને કાન દુર્ગંધયુક્ત થઈ જાય છે.

અરશો નેત્રમાં થયા હોય, તો પાંપણો રોકાય છે, નેત્રોમાં વેદના થાય છે, સ્રાવ થાય છે અને નેત્રોની જોવાની શક્તિ બંધ પડી જાય છે.

અરશો નાકમાં થયા હોય, તો પ્રતિશ્યાય, પ્રબલ ક્ષવથુરોગ, ઉચ્છ્વાસનું માંડ માંડ લેવાવું, પૂતિનસ્યરોગ, ગૂંગળા અક્ષરે બોલવાપણું અને માથાનું દુખ ઉત્પન્ન થાય છે. (પ્રતિશ્યાય, ક્ષવથુ અને પૂતિનસ્યનાં લક્ષણો ઉત્તરતંત્રના ૨૨મા તથા ૨૩મા અધ્યાયમાં જુઓ.)

અરશો મુખમાં થયા હોય તો કંઠ, હોઠ, કે તાળવામાંથી એક સ્થાનમાં રહેલા તે અરશોથી બોલવામાં ગદ્ગદપણું થાય છે, રસની ખબર પડતી નથી અને મુખના રોગો ઉત્પન્ન થાય છે. ૧૪

**ચર્મકીલ નામના અરશનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ**

**व्यानस्तु प्रकुपितः श्लेष्माणं परिगृह्य बहिः स्थिराणि कीलवदर्शांसि निर्वर्तयति, तानि चर्मकीलान्यर्शांसीत्याचक्षते ॥१५॥**

પ્રકુપિત થયેલો વ્યાનવાયુ કફને સાથે લઈને ગુદાના હોઠની બહાર અથવા બીજા પ્રદેશોમાં પણ ત્વચાથી બહાર કઠણ અને ખીલા જેવા આકારવાળા અરશો ઉત્પન્ન કરે છે. એ અરશોને વૈદ્યો **ચર્મકીલ** કહે છે. (ચર્મકીલ પણ માંસના અંકુર જેવો જ થાય છે, માટે તેને અરશોમાં ગણ્યો છે.) ૧૫

**ચર્મકીલમાં વાત આદિ દોષોની પ્રબલતાનાં લક્ષણો**

**भवन्ति चात्र ॥**

**तेषु कीलेषु निस्तोदो मारुतेनोपजायते ।**
**श्लेष्मणा तु सवर्णत्वं ग्रन्थित्वं च विनिर्दिशेत् ॥**
**पित्तशोणितजं रौक्ष्यं कृष्णत्वं शुक्लता तथा ।**
**समुदीर्णखरत्वं च चर्मकीलस्य लक्षणम् ॥१६॥**

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'ચર્મકીલમાં જો વાયુ પ્રબળ હોય, તો તેમાં સોય ભોંકાયા જેવી વેદના થાય છે. જો કફ પ્રબળ હોય, તો ચર્મકીલનો વર્ણ શરીરના વર્ણ જેવો જ થાય છે અને તે ચર્મકીલ ગ્રંથિ જેવો થાય છે. જો પિત્ત કે રુધિર પ્રબળ હોય, તો ચર્મકીલમાં રૂક્ષતા, શ્યામતા, શ્વેતતા તથા અત્યંત કઠિનતા થાય છે.' ૧૬

**લિંગ વગેરે પ્રદેશોમાં થતા અરશોમાં વાયુ વગેરે દોષોનાં વિશિષ્ટ લક્ષણોનું જ્ઞાન**

**अर्शसां लक्षणं व्यासादुक्तं सामान्यतस्तु यत् ।**
**तत्सर्वं प्राग्विनिर्दिष्टात्साधयेद्भिषजां वरः ॥१७॥**

લિંગ વગેરે પ્રદેશોમાં થતા અરશોનાં સામાન્ય લક્ષણો વિસ્તારથી કહેવામાં આવ્યાં છે, પણ વાયુ આદિ દોષોનાં વિશિષ્ટ લક્ષણો કહેવામાં આવ્યાં નથી, માટે ઉત્તમ વૈદ્યને તે લક્ષણો જાણવાની ઇચ્છા થાય, તો તેણે આ અધ્યાયના પાંચમા, છઠ્ઠા, સાતમા, આઠમા તથા નવમા વિષયમાં જે જે લક્ષણો કહેવામાં આવ્યાં છે, તે લક્ષણો ઉપરથી આ અરશોમાં પણ વાયુ વગેરે દોષોનાં લક્ષણોની પરીક્ષા કરી લેવી ૧૭

**ઔષધોની કલ્પના માટે અરશોમાં બીજા દોષોના સંસર્ગનું નિરૂપણ**

**अर्शःसु दृश्यते रूपं यदा दोषद्वयस्य तु ।**
**संसर्गं तं विजानीयात्संसर्गः स च षड्विधः ॥१८॥**

અરશોમાં જો બે દોષનાં લક્ષણો જોવામાં આવે, તો બે દોષનો સંસર્ગ થયેલો સમજવો. એ સંસર્ગ વાતપિત્તસંસર્ગ, વાતકફસંસર્ગ, પિત્તકફસંસર્ગ, વાતરુધિરસંસર્ગ, પિત્તરુધિરસંસર્ગ અને કફરુધિરસંસર્ગ; એમ ૭ પ્રકારનો થાય છે. ૧૮

અરશોની યાપ્યતા, કષ્ટસાધ્યતા અને અસાધ્યતા

त्रिदोषाण्यल्पलिङ्गानि याप्यानि तु विनिर्दिशेत् ।
द्वन्द्वजानि द्वितीयायां वलौ यान्याश्रितानि च ॥
कृच्छ्रसाध्यानि तान्याहुः परिसंवत्सराणि च ।
संनिपातसमुत्थानि सहजानि च वर्जयेत् ॥
सर्वाः स्युर्वलयो येषां दुर्नामभिरुपद्रुताः ।
तैस्तु प्रतिहतो वायुरपानः संनिवर्तते ॥
ततो व्यानेन संगम्य ज्योतिर्मृद्नाति देहिनाम् ॥१९॥

અરશો ત્રણે દોષોના ચિહ્નોવાળા હોય છતાં જો તેઓમાં એ ચિહ્નો અલ્પ હોય, તો તે અરશોને યાપ્ય કહેવા. બે દોષોના સંસર્ગથી થયેલા જે અરશો, બીજી વળીમાં રહ્યા હોય, તેઓને તથા જેઓની ઉત્પત્તિને એક વર્ષ વીતી ગયું હોય, તે અરશોને કષ્ટસાધ્ય કહેવા. જે અરશો ત્રણે દોષોનાં પૂરેપૂરાં ચિહ્નોવાળા હોય અથવા સ્વાભાવિક હોય તેઓને તો (ઘણું કરી) અસાધ્ય સમજીને છોડી જ દેવા.

જે માણસોની ત્રણે વળીઓ અરશોથી ઘેરાયેલી હોય, તે માણસોનો અપાનવાયુ અરશોથી પ્રતિઘાત પામીને બહાર નીકળતો નથી અને પછી વ્યાનની સાથે મળીને જઠરાગ્નિનું મર્દન કરી નાખે છે. (આમ થવાથી અરશો અસાધ્ય થઈ પડે છે અથવા આ પ્રમાણે થતી અગ્નિની મંદતા સ્વાભાવિક અરશોમાં ઉપદ્રવરૂપ હોય છે.) ૧૯

## અધ્યાય ૩ જો[1]

### ઉપક્રમ

अथातोऽश्मरीणां निदानं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'અશ્મરીનિદાન'[2] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### પથરીના ભેદો તથા નિદાનો

चतस्रोऽश्मर्यो भवन्ति श्लेष्माधिष्ठानास्तद्यथा श्लेष्मणा वातेन पित्तेन शुक्रेण चेति । तत्रासंशोधनशीलस्यापथ्यकारिणः प्रकुपितः श्लेष्मा मूत्रसंसृक्तोऽनुप्रविश्य वस्तिमश्मरीं जनयति ॥ २ ॥

કફ, વાયુ, પિત્ત અને વીર્યથી ચાર પ્રકારની પથરીઓ થાય છે. સઘળી પથરીઓમાં કફ મૂળકારણ હોય છે; પણ વીર્યથી થયેલી પથરીમાં વીર્ય મૂળકારણ હોય છે. (કેટલાક વૈદ્યો તો વીર્યની પથરીમાં પણ કફનું મૂળકારણ માને છે.)

વમનવિરેચનાદિકથી સંશોધન કરવાની આદત વગરના અને અપથ્ય કરનારા પુરુષનો પ્રકુપિત થયેલો કફ મૂત્રનો સંયોગ પામી, મૂત્રાશયમાં પ્રવેશ કરીને પથરી ઉત્પન્ન કરે છે. ૨

### પથરીનાં પૂર્વરૂપ

तासां पूर्वरूपाणि वस्तिपीडाऽरोचकौ मूत्रकृच्छ्रं वस्तिशिरोमुष्कशेफसां वेदना कृच्छ्राज्ज्वरावसादौ वस्तगन्धित्वं मूत्रस्येति ॥
यथास्वं वेदनावर्णं दुष्टं सान्द्रमथाविलम् ।
पूर्वरूपेऽश्मनः कृच्छ्रान्मूत्रं सृजति मानवः ॥३॥

પથરી થવાની હોય ત્યારે મૂત્રાશયમાં પીડા થાય છે, અન્ન વગેરે ઉપર અરુચિ થાય છે, મૂતરવામાં કષ્ટ થાય છે, એ કષ્ટથી મૂત્રાશયનો ઉપરનો ભાગ, વૃષણ તથા લિંગમાં આકર્ષણ થઈને વેદના થાય છે, જ્વર આવે છે, ગ્લાનિ થાય છે

[1] નિદાનસ્થાનની અનુક્રમણિકા શલ્યતંત્ર પ્રધાન ગણી ગોઠવેલી છે. ચરકના નિદાન અહીં જુદું લાગશે. માધવે જ્વર પછી અતિસાર પછી ગ્રહણી એ પ્રથમ ક્રમ અગ્નિના રોગ ઉપર ગોઠવેલ છે. જ્યારે અહીં શલ્યતંત્ર પ્રધાન રાખી ગોઠવેલ છે. પ્ર.

[2] પથરીનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણોના કથન વિષેનો.

અને મૂત્ર મોટા બકરાના જેવી ગંધવાળું થાય છે. પથરીનું પૂર્વરૂપ પ્રાપ્ત થાય ત્યારે માણસ જે દોષથી પથરી થવાની હોય, તે દોષને અનુસરતી વેદનાવાળું, તે દોષને અનુસરતા વર્ણવાળું, ઘાટું તથા મેલુ મૂતરે છે અને તે પણ માંડ-માંડ મૂતરી શકે છે. ૩

સઘળા પ્રકારની પથરીઓનાં લક્ષણો

अथ जातासु नाभिवस्तिसेवनीमेहनेष्वन्यतमस्मिन्मेहतो वेदना मूत्रधारासंगः सरुधिरमूत्रता मूत्रविकिरणं च गोमेदकप्रकाशमनाविलं ससिकतं विसृजति धावनलङ्घनप्लवनपृष्ठयानाध्वगमनैश्चास्य वेदना भवति ॥४॥

જ્યારે પથરી થાય ત્યારે મૂતરવાના સમયમાં નાભિ, મૂત્રાશય, સીવણી અને લિંગમાંથી એકમાં વેદના થાય છે, મૂત્રની ધારા અટકી જાય છે, લોહીવાળું મૂત્ર નીકળે છે, મૂત્ર વીંખાઈ જઈને આમતેમ પડે છે અને કોઈ સમયે વાયુને લીધે પથરી મૂત્રના માર્ગમાંથી ખસી જાય, ત્યારે ગોમેદ નામના પીળા મણિ જેવા વર્ણવાળું તથા રેતીવાળું સ્વચ્છ મૂત્ર નીકળે છે આ માણસને દોડતાં, કૂદતાં, પાણીમાં તરતાં, વાહનની પીઠ ઉપર બેસીને ચાલતાં અને પંથ કરતાં વેદના થાય છે. ૪

કફથી થયેલી પથરીના વિશિષ્ટ લક્ષણો

तत्र श्लेष्माश्मरी श्लेष्मलमन्नमभ्यवहरतोऽत्यर्थमुपलिप्याधः परिवृद्धिं प्राप्य वस्तिमुखमधिष्ठाय स्रोतो निरुणद्धि, तस्य मूत्रप्रतिघाताद्दाल्यते भिद्यते निस्तुद्यत इव च वस्तिर्गुरुः शीतश्च भवति । अश्मरी चात्र श्वेता स्निग्धा महती कुक्कुटाण्डप्रतीकाशा मधूकपुष्पवर्णा वा भवति तां श्लैष्मिकीमिति विद्यात् ॥५

કફવર્ધક અન્ન ખાનારા માણસનો કફ તે માણસના શરીરના અંદરના ભાગને અત્યંત ખરડી નાખી, નીચેના ભાગમાં અતિવૃદ્ધિ પામી, મૂત્રાશયના મોઢામાં રહીને સ્રોતને રોકી દે છે. આ માણસનું મૂત્રાશય મૂત્રના રોકાવાને લીધે જાણે છેદી નખાતું હોય, ભેદી નખાતું હોય તથા સોયોથી ભોંકાતું હોય, તેવી વ્યથા પામે છે, ભારે થઈ જાય છે અને ટાઢું થઈ જાય છે. એમાં પથરી સફેદ, સ્નિગ્ધ, મોટી અને કૂકડાના ઈંડા જેવી અથવા મહુડાના ફૂલ જેવા વર્ણવાળી હોય છે. આવી પથરીને કફની અધિકતાથી થયેલી સમજવી. ૫

પિત્તથી થયેલી પથરીનાં વિશિષ્ટ લક્ષણો

पित्तयुक्तस्तु श्लेष्मा सङ्घातमुपगम्य यथोक्तां परिवृद्धिं प्राप्य वस्तिमुखमधिष्ठाय स्रोतो निरुणद्धि, तस्य मूत्रप्रतीघाताद्दूष्यते चूष्यते दह्यते पच्यत इव वस्तिरुष्णवातश्च भवति । अश्मरी चात्र सरक्ता पीतावभासा कृष्णा भल्लातकास्थिप्रतिमा मधुवर्णा वा भवति, तां पैत्तिकीमिति विद्यात् ॥६॥

પિત્તથી સંયુક્ત થયેલો કફ, કઠણ થઈ તથા ઉપર કહ્યા પ્રમાણે અતિવૃદ્ધિ પામી, મૂત્રાશયના મોઢામાં રહીને સ્રોતને રોકી દે છે. આ માણસનુ મૂત્રાશય મૂત્રના રોકાણથી તપ્યા કરતું હોય, ખેંચાતું હોય, બાળી નખાતું હોય અને ક્ષારાદિકથી પકાવી નખાયું હોય તેવી વ્યથા પામે છે અને એ માણસને ઉત્તરતંત્રના ૫૮મા અધ્યાયના ૧૨મા વિષયમાં કહેલો ઉષ્ણવાત નામનો રોગ થાય છે. એમાં પથરી કાંઈક રાતી, પીળા અવભાસવાળી, કાળી, ભિલામાંના ઠળિયા જેવી અથવા મધના જેવા વર્ણવાળી હોય છે આવી પથરીને પિત્તની અધિકતાથી થયેલી સમજવી. ૬

વાયુથી થયેલી પથરીનાં વિશિષ્ટ લક્ષણો

वातयुक्तस्तु श्लेष्मा सङ्घातमुपगम्य यथोक्तां परिवृद्धिं प्राप्य वस्तिमुखमधिष्ठाय स्रोतो निरुणद्धि, तस्य मूत्रप्रतीघातात्तीव्रा वेदना भवति तथात्यर्थं पीड्यमानो दन्तान्खादति नाभिं पीडयति मेढ्रं मृद्-

नाति पायुं स्पृशति विशर्द्धते विदहति वातमूत्रपुरीषाणि कृच्छ्रेण चास्य मेहतो निःसरन्ति। अश्मरी चात्र श्यामा परुषा विषमा खरा कदम्बपुष्पवत्कण्टकाचिता भवति, तां वातिकीमिति विद्यात् ॥७॥

વાયુથી સંયુક્ત થયેલો કફ કઠણ થઈ તથા ઉપર કહ્યાં પ્રમાણે અતિવૃદ્ધિ પામી, મૂત્રાશયના મોઢામાં રહીને સ્રોતને રોકી દે છે. આવો માણસ મૂત્રના રોકાણથી તીવ્ર વેદના પામે છે, અત્યંત પીડાવાથી દાંત કરડે છે, નાભિને દબાવ્યા કરે છે, લિંગને ચોળી નાખે છે, ગુદાનો સ્પર્શ કરે છે, અધોવાયુનો ઉત્સર્ગ કરે છે અને લિંગમાં બળતરાવાળો થાય છે. એ માણસ જ્યારે મૂતરે ત્યારે વાયુ, મૂત્ર તથા વિષ્ઠા અત્યંત કષ્ટથી નીકળે છે. આમાં પથરી કાળી, ખરસટ, નીચી, ઊંચી, કઠણ તથા કદંબના ફૂલની પેઠે કાંટાઓથી વ્યાપ્ત હોય છે. આવી પથરીને વાયુની ઉગ્રતાથી થયેલી સમજવી. ૭

**આ ત્રણે પથરીઓ ઘણું કરી બાળકોને જ થાય છે અને તે કાઢવી સહેલી છે**

प्रायेणैतास्तिस्रोऽश्मर्यो दिवास्वप्नसमशनाध्यशनशीतस्निग्धगुरुमधुराहारप्रियत्वाद्विशेषेण बालानां भवन्ति; तेषामेवाल्पबस्तिकायत्वादनुपचितमांसत्वाच्च बस्तेः सुखग्रहणाहरणा भवन्ति ॥८॥

બાળકો દિવસે નિદ્રા કરે છે, હિતાહિત પદાર્થોનું ભક્ષણ કરે છે, અજીર્ણમાં ખાય છે અને ટાઢા, સ્નિગ્ધ, ભારે તથા મધુર આહારો પર અતિપ્રેમ રાખે છે. તેથી ઘણું કરીને આ ઉપર કહેલી ત્રણે પથરીઓ બાળકોને જ થાય છે. એ બાળકોનાં મૂત્રાશયો તથા શરીરો નાનાં હોય છે અને મૂત્રાશયોનાં માંસો વૃદ્ધિ પામેલાં હોતાં નથી અર્થાત્ તેઓનાં મૂત્રાશયોની જાડાઈ પણ થોડી હોય છે તેથી બાળકોની પથરીઓ સહેલાઈથી પકડી શકાય છે તથા કાઢી શકાય છે.[1] ૮

**મોટાઓને વીર્યથી થતી પથરીનાં વિશિષ્ટ નિદાનો, સંપ્રાપ્તિ તથા લક્ષણો**

महतां तु शुक्राश्मरी शुक्रनिमित्ता भवति। मैथुनाभिघातादतिमैथुनाद्वा शुक्रं चलितमनिर्गच्छद्विमार्गगमनादनिलोऽभितः संगृह्य मेढ्रवृषणयोरंतरे संहरति, संहृत्य चोपशोषयति। सा मूत्रमार्गमावृणोति मूत्रकृच्छ्रं बस्तिवेदनां वृषणयोश्च श्वयथुमापादयति, पीडितमात्रे च तस्मिन्नेव प्रदेशे प्रविलयमापद्यते, तां शुक्राश्मरीमिति विद्यात् ॥९॥

મોટાઓને વીર્યથી પથરી થાય છે અને તે પથરી શુક્રાશ્મરી કહેવાય છે. મૈથુનના રોકાણથી અથવા અતિમૈથુનથી ચલિત થયેલા અને અવળા માર્ગે જવાને લીધે બહાર નહિ નીકળતા વીર્યને વાયુ નીચેથી તથા ઊંચેથી ધરી લઈને લિંગ અને વૃષણોની મધ્યમાં (મૂત્રાશયના દ્વારની નીચે) વર્તુલ (ગોળ) કરી સૂકવી નાખે છે કે જેથી તે વીર્ય પથરીરૂપ બની જાય છે. આ પથરી મૂત્રના માર્ગને રોકી દે છે તથા મૂત્રકૃચ્છ્ર, મૂત્રાશયમાં વ્યથા અને વૃષણોમાં સોજા ઉત્પન્ન કરે છે. એ પથરીવાળો પ્રદેશ દબાવતાં તે પથરી નાની હોવાથી તુરત છુપાઈ જાય છે અને દબાણ મટે એટલે પાછી પ્રકટ થાય છે. આવી પથરીને શુક્રાશ્મરી એટલે વીર્યથી થયેલી જાણવી. ૯

**પથરીના ઉપદ્રવો**

भवन्ति चात्र ॥

शर्करा सिकता मेहो भस्माख्योऽश्मरिवैकृतम् ॥१०॥

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે : 'કાંકરી, રેતી, પ્રમેહ અને મૂત્રશુક્ર નામનો ઉત્તરતંત્રના ૫૮મા અધ્યાયના ૧૧મા વિષયમાં કહેલો રોગ પથરીમાં ઉપદ્રવરૂપે થાય છે. ૧૦

**કાંકરી તથા રેતીનાં લક્ષણ અને સ્થિતિ**

अश्मर्याः शर्करा ज्ञेया तुल्यव्यञ्जनवेदना ॥
पवनेऽनुगुणे सा तु निरेत्यल्पा विशेषतः ।

[1] પરંતુ ભેદી કે ચૂર્ણ કરી શકાતી નથી. પ્ર.

सा भिन्नमूर्तिर्वातेन शर्करेत्यभिधीयते ॥ ११ ॥

કાંકરી પથરીનાં જેવાં જ લક્ષણોવાળી તથા પથરીના જેવી જ વેદનાવાળી થાય છે. વીર્યની પથરી જ જ્યારે વાયુથી ભેદાઈ જાય છે, ત્યારે **કાંકરી** કહેવાય છે. વાયુથી વીંખાઈને ટુકડા ટુકડારૂપ થયેલી એ પથરી (કાંકરી અથવા રેતી), જ્યારે વાયુ સવળી રીતે ચાલે, ત્યારે ઘણું કરીને થોડી થોડી નીકળે છે અને વાયુ ઊલટો ચાલે ત્યારે અટકી જાય છે. ૧૧

### કાંકરી તથા રેતીના ઉપદ્રવો

हृत्पीडा सक्थिसदनं कुक्षिशूलः सवेपथुः ।
तृष्णोर्ध्वगोऽनिलः कार्ष्ण्यं दौर्बल्यं पाण्डुगात्रता ॥
अरोचकाविपाकौ तु शर्करार्ते भवन्ति च ।
मूत्रमार्गप्रवृत्ता सा सक्ता कुर्यादुपद्रवान् ॥
दौर्बल्यं सदनं कार्श्यं कुक्षिशूलमरोचकम् ।
पाण्डुत्वमुष्णवातं च तृष्णां हृत्पीडनं वमिम् ॥१२

કાંકરી અથવા રેતીથી પીડાયેલા માણસને હૃદયમાં પીડા થાય છે, સાથળોમાં ગ્લાનિ થાય છે, કૂખમાં શૂળ નીકળે છે, કંપ થાય છે, તરસ લાગે છે, શ્વાસ ઊંચો ચાલે છે, શરીર કાળું થાય છે, દુર્બળ થાય છે, ગાત્રો ફિક્કાં થઈ જાય છે, અન્નાદિક ઉપર અરુચિ થાય છે અને ખાધેલું અન્નાદિક પચતું નથી. મૂત્રના માર્ગમાં પ્રાપ્ત થઈને તેમાં અંદર ચોંટી રહેલી તે કાંકરી અથવા રેતીથી દુર્બળતા, ગ્લાનિ, કૃશતા, કૂખમાં શૂળ, અન્નાદિક ઉપર અરુચિ, ફીકાશ, ઉષ્ણવાત, તરસ, હૃદયમાં પીડા અને ઊલટી—એ ઉપદ્રવો થાય છે. ૧૨

### મૂત્રાશયનું સ્થાન-આકાર : મૂત્ર ભરવાનો અને તેમાં પથરી બનવાનો પ્રકાર

नाभिपृष्ठकटीमुष्कगुदवङ्क्षणशेफसाम् ।
एकद्वारस्तनुत्वको मध्ये वस्तिरधोमुखः ॥
अलाब्वा इव रूपेण शिरास्नायुपरिग्रहः ।
वस्तिर्वस्तिशिरश्चैव पौरुषं वृषणौ गुदम् ॥
एकसंबन्धिनो ह्येते गुदास्थिविवरस्थिताः ।
मूत्राशयो मूलाधारः प्राणायतनमुत्तमम् ॥
पक्वाशयगतास्तत्र नाड्यो मूत्रवहास्तु याः ।
तर्पयन्ति सदा मूत्रं सरितः सागरं यथा ॥—
सूक्ष्मत्वान्नोपलभ्यन्ते मुखान्यासां सहस्रशः ।
नाडीभिरुपनीतस्य मूत्रस्यामाशयान्तरात् ॥
जाग्रतः स्वपतश्चैव स निःस्यन्देन पूर्यते ।
आमुखात्सलिले न्यस्तः पार्श्वेभ्यः पूर्यते नवः
घटो यथा तथा विद्धि वस्तिर्मूत्रेण पूर्यते ।
एवमेव प्रवेशेन वातः पित्तं कफोऽपि वा ॥
मूत्रयुक्तमुपस्नेहात्प्रविश्य कुरुतेऽश्मरीम् ।
अप्सु स्वच्छास्वपि यथा निषिक्तासु नवे घटे ।
कालांतरेण पङ्कः स्यादश्मरीसंभवस्तथा ।
संहन्त्यपो यथा दिव्या मारुतोऽग्निश्च वैद्युतः ।
तद्वद्बलासं वस्तिस्थमुष्मा संहन्ति सानिलः ॥१३

નાભિ, પીઠ, કમર, વૃષણ, ગુદા, સાથળના સંધિ અને લિંગના મધ્યમાં એક દ્વારવાળું, પાતળી ત્વચાવાળું, નીચે રહેલા મુખવાળું, તૂંબડીના જેવા રૂપવાળું અને શિરાઓ તથા સ્નાયુઓના આશ્રયવાળું મૂત્રાશય છે. મૂત્રાશય, તેનો ઉપરનો ભાગ, લિંગ, વૃષણો અને ગુદા એ સંબંધવાળાં છે અને ગુદાના અસ્થિના છિદ્ર લગતી સ્થિતિવાળાં છે. મૂત્રાશય કે જે મૂલધાર પણ કહેવાય છે, તે પ્રાણોનું ઉત્તમ સ્થાન છે. જેમ નદીઓ સમુદ્રને વધાર્યા કરે છે, તેમ મૂત્રનું વહન કરનારી, પક્વાશયમાં રહેલી નાડીઓ મૂત્રને સર્વદા વધાર્યા કરે છે. મૂત્રનું વહન કરનારી એ ધમનીઓની શાખારૂપ બીજી હજારો નાડીઓ છે. તેઓનાં હજારો મુખો સૂક્ષ્મપણાને લીધે જોવામાં આવતાં નથી. માણસ જાગતો હોય અને સૂતો હોય ત્યારે પણ આમાશયના અંતરથી નાડીઓએ આણેલા મૂત્રના ઝરવાથી

મૂત્રાશય પુરાયા કરે છે. જેમ મોઢું બહાર રાખી પાણીમાં ડુબાડેલો નવો ઘડો પોતાનાં પડખાંઓમાંથી પેસતા જળ વડે ભરાઈ જાય છે, તેમ મૂત્રાશય નીચે રહેલા મુખવાળું છતાં ઉપરના ભાગોમાંથી પેસતા મૂત્ર વડે ભરાઈ જાય છે. બગડેલા વાયુ, પિત્ત તથા કફ એ દોષો પણ મૂત્રની સાથે જ મૂત્રાશયમાં પ્રવેશ કરે છે અને પ્રવેશ કરી સમીપના ભાગોને ભીનાશવાળા કરી, પથરી બનાવે છે. જેમ નવા ઘડામાં સ્વચ્છ પાણી ભરવામાં આવ્યું હોય, તોપણ અમુક સમય જતાં તેમાં કીચડ બને છે, તેમ મૂત્રાશયમાં પથરી ગોઠવાય છે. જેમ આકાશમાં રહેલા મેઘના જળને વાયુ તથા વીજળીરૂપ અગ્નિ કઠણ બનાવી દે છે ( કરારૂપ કરે છે ), તેમ વાયુ અને પિત્ત મૂત્રાશયમાં રહેલા કફને ઘાટો બનાવી દે છે. ૧૩

મૂત્રાશયમાં થતા બીજા વિકારોનું
કારણ પણ વાયુ જ છે

मारुते प्रगुणे वस्तौ मूत्रं सम्यक्प्रवर्तते ।
विकारा विविधाश्चापि प्रतिलोमे भवन्ति हि ॥
मूत्राघाताः प्रमेहाश्च शुक्रदोषास्तथैव च ।
मूत्रदोषाश्च ये केचिद्वस्तावेव भवन्ति हि ॥१४॥

મૂત્રાશયમાં વાયુ અનુકૂળ ચાલતો હોય, તો મૂત્ર સારી રીતે પ્રવર્તે છે અને એ ઊલટો ચાલતો હોય, તો અનેક વિકારો ઉત્પન્ન થાય છે. મૂત્રાઘાતો,[1] પ્રમેહો, વીર્યના દોષો તથા બીજા પણ જે કોઈ મૂત્રના દોષો છે, તેઓ મૂત્રાશયમાં જ થાય છે.

## અધ્યાય ૪ થો

### ઉપક્રમ

अथातो भगन्दराणां निदानं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'ભગંદર-નિદાન[2]' નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

ભગંદરનાં નિદાનો તથા ભેદો

वातपित्तश्लेष्मसंनिपातागन्तुनिमित्ताः शतपोनकोष्ट्रग्रीवपरिस्राविशंबूकावर्तोन्मार्गिणो यथासंख्यं पञ्च भगंदरा भवन्ति ॥२॥

વાયુ, પિત્ત તથા કફથી; ત્રણે દોષોથી અને આગંતુક કારણથી એમ પાંચ કારણોથી પાંચ પ્રકારના ભગંદર થાય છે. વાયુથી થયેલો ભગંદર **શતપોનક** કહેવાય છે, પિત્તથી થયેલો ભગંદર **ઉષ્ટ્રગ્રીવ** કહેવાય છે, કફથી થયેલો ભગંદર **પરિસ્રાવી** કહેવાય છે, ત્રણે દોષોથી થયેલો ભગંદર **શંબૂકાવર્ત** કહેવાય છે અને આગંતુક કારણથી થયેલો ભગંદર **ઉન્માર્ગી** કહેવાય છે. ૨

ભગંદરનો અર્થ અને તે ભગંદર ક્યારે?

ते तु भगवद्गुदवस्तिप्रदेशदारणाच्च भगंदरा इत्युच्यन्ते। अपक्काः पिडकाः पक्कास्तु भगंदराः ॥३॥

ગુદા અને મૂત્રાશયના પ્રદેશને આ રોગ ભગ(યોનિ)ની પેઠે ફાડી નાખે છે, તેથી ભગંદર કહેવાય છે. પાકેલ ન હોય ત્યાં સુધી પિડકા ( ફોડલી ) કહેવાય છે અને પાકે ત્યારે ભગંદર કહેવાય છે. ૩

ભગંદરનાં પૂર્વરૂપો

तेषां तु पूर्वरूपाणि कटीकपालवेदना गुदकण्डूर्दाहः शोफश्च गुदस्य भवति ॥ ४ ॥

ભગંદર થવાનું હોય, ત્યારે કમરમાં ભોંકાયા જેવી વ્યથા થાય છે, ગુદામાં ખરજ, દાહ અને સોજો થાય છે. ૪

શતપોનક નામના ભગંદરનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ

तत्रापथ्यसेविनां वायुः प्रकुपितः संनिवृत्तः स्थिरीभूतो गुदमभितोऽङ्गुले वा द्व्यङ्गुले मांसशो-

[1] મૂત્રાઘાત એટલે પેશાબનું ન બનવું તે. प्र.

[2] ભગંદરનાં કારણો તથા લક્ષણો વગેરેના નિરૂપણ વિષેનો.

णिते प्रदूष्यारुणवर्णां पिडकां जनयति, सास्य तोदादीन्वेदनाविशेषाञ्जनयत्यप्रतिक्रियमाणा च पाकमुपैति, मूत्राशयाभ्यासगतत्वाच्च व्रणः प्रक्लिन्नः शतपोनकवदणुमुखैश्छिद्रैरापूर्यते, तानि च च्छिद्राण्यजस्रमच्छं फेनानुविद्धमधिकमास्रावं स्रवन्ति, व्रणश्च ताड्यते भिद्यते च्छिद्यते सूचीभिरिव निस्तुद्यते गुदं चावदीर्यते उपेक्षिते च वातमूत्रपुरीषरेतसामप्यागमश्च तैरेव च्छिद्रैर्भवति तं, भगंदरं शतपोनकमित्याचक्षते ॥५॥

અપથ્ય પદાર્થોનું સેવન કરનારા માણસોનો પ્રકુપિત થયેલો વાયુ પાછો ફરી, સ્થિર થઈ, ગુદાની પાસે એક આંગળ જેટલા અથવા બે આંગળ જેટલા પ્રદેશમાં માંસ તથા રુધિરને દૂષિત કરી, રાતા વર્ણવાળી ફોડલી ઉત્પન્ન કરે છે. એ ફોડલી ભોંકાયા જેવી વ્યથા જેવી અનેક પ્રકારની વ્યથાઓ ઉત્પન્ન કરે છે અને જો ચિકિત્સા કરવામાં ન આવે તો એ ફોડલી પાકી જાય છે. એ ફોડલી મૂત્રાશયની સમીપ હોય છે તેથી તેનો વ્રણ ભેજ પામે છે અને ચાળણીના જેવાં અથવા આ સ્થાનના ૧૪ મા અધ્યાયના ૧૪ મા વિષયમાં કહેલા શતપોનક નામના વ્યાધિના જેવા ઝીણા મોઢાવાળાં છિદ્રોથી પુરાય છે. એ છિદ્રોમાંથી નિરંતર સ્વચ્છ તથા ફીણવાળો સ્રાવ થાય છે અને વ્રણ જાણે દંડાદિકથી ઠોકાતો હોય, શસ્ત્રોથી ભેદાતો તથા છેદાતો હોય અને સોયોથી ભોંકાતો હોય એવી વ્યથા કરે છે તથા ગુદા ચિરાઈ જાય છે. તેની બેદરકારી કરાય તો એ માણસને વાયુ, મૂત્ર, વિષ્ઠા તથા વીર્ય પણ તે વ્રણનાં છિદ્રોમાંથી જ નીકળે છે. આ ભગંદરને આચાર્યો **શતપોનક** કહે છે. ૫

**ઉષ્ટ્રગ્રીવ નામના ભગંદરનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ**

पित्तं तु प्रकुपितमनिलेनाधःप्रेरितं पूर्ववदवस्थितं रक्तां तन्वीमुच्छ्रितामुष्ट्रग्रीवाकारां पिडकां जनयति । सास्य चोषादीन्वेदनाविशेषाञ्जनयत्यप्रतिक्रियमाणा च पाकमुपैति व्रणश्चाग्निक्षाराभ्यामिव दह्यते दुर्गन्धमुष्णमास्रावं स्रवत्युपेक्षितश्च वातमूत्रपुरीषरेतांसि विसृजति तं भगंदरमुष्ट्रग्रीवमित्याचक्षते ॥६॥

પ્રકુપિત થયેલું અને વાયુએ નીચે પ્રેરેલું પિત્ત ગુદાની પાસે એક આંગળ જેટલા અથવા બે આંગળ જેટલા પ્રદેશમાં માંસ તથા રુધિરને દૂષિત કરી રાતી, ઝીણી અને ઊંટની ડોક જેવા આકારવાળી ઊંચી ફોડલી ઉત્પન્ન કરે છે. એ ફોડલી દાહ વગેરે અનેક વેદનાઓ ઉત્પન્ન કરે છે અને જો ચિકિત્સા કરવામાં ન આવે, તો પાકી જાય છે. તે ફોડલીનો વ્રણ અગ્નિ કે ક્ષારથી બાળી નખાતો હોય એવી બળતરાથી યુક્ત થાય છે, દુર્ગંધવાળો ઊનો સ્રાવ સ્રવે છે અને જો ચિકિત્સા વગરનો રાખવામાં આવે, તો તે વ્રણમાંથી જ વાયુ, મૂત્ર, વિષ્ઠા તથા વીર્ય નીકળે છે. આ ભગંદરને આચાર્યો **ઉષ્ટ્રગ્રીવ** કહે છે. ૬

**પરિસ્રાવી નામના ભગંદરનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ**

श्लेष्मा तु प्रकुपितः समीरणेनाधःप्रेरितः पूर्ववदवस्थितः शुक्लावभासां स्थिरां कण्डूमतीं पिडकां जनयति, सास्य कण्ड्वादीन्वेदनाविशेषाञ्जनयत्यप्रतिक्रियमाणा च पाकमुपैति व्रणश्च कठिनः संरम्भी कण्डूप्रायः पिच्छिलमजस्रमास्रावं स्रवत्युपेक्षितश्च वातमूत्रपुरीषरेतांसि विसृजति तं भगंदरं परिस्राविणमित्याचक्षते ॥७॥

પ્રકુપિત થયેલો અને વાયુએ નીચે પ્રેરેલો કફ ગુદાની પાસે એક આંગળ જેટલા અથવા બે આંગળ જેટલા પ્રદેશમાં માંસ તથા રુધિરને દૂષિત કરી સફેદ અવભાસવાળી, સ્થિર (કઠણ) અને ખરજવાળી ફોડલી ઉત્પન્ન કરે છે. એ ફોડલી તે રોગીને ખરજ વગેરે અનેક પ્રકારની વેદનાઓ કરે છે અને જો ચિકિત્સા કરવામાં ન

આવે તો પાકી જાય છે. એ પાકેલી ફોડલીનો વ્રણ કાંઈક કઠણ હોય છે, સોજાવાળો થાય છે, ઘણી ખરજવાળો થાય છે અને તેમાંથી નિરંતર ચીકણો સ્રાવ થાય છે. એ વ્રણને જો ચિકિત્સા વગરનો રાખવામાં આવે, તો તેમાંથી જ વાયુ, મૂત્ર, વિષ્ઠા તથા વીર્ય નીકળે છે. આ ભગંદરને આચાર્યો **પરિસ્રાવી** કહે છે. ૭

શંબૂકાવર્ત નામના ભગંદરનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ

वायुः प्रकुपितः प्रकुपितौ पित्तश्लेष्माणौ परिगृह्याऽधो गत्वा पूर्ववदवस्थितः पादाङ्गुष्ठप्रमाणां सर्वलिङ्गां पिडकां जनयति सास्य तोददाहकण्ड्वादीन्वेदनाविशेषाञ्जनयत्यप्रतिक्रियमाणा च पाकमुपैति व्रणश्च नानाविधवर्णमास्रावं स्रवति पूर्णनदीशम्बूकावर्तवच्चात्रसमुत्तिष्ठन्ति वेदनाविशेषास्तं भगंदरं शम्बूकावर्तमित्याचक्षते ॥ ८ ॥

પ્રકુપિત થયેલો વાયુ પ્રકુપિત થયેલા પિત્તને તથા પ્રકુપિત થયેલા કફને સાથે લઈ, નીચે જઈ, ગુદાની પાસે એક આંગળ જેટલા અથવા બે આંગળ જેટલા પ્રદેશમાં માંસ તથા રુધિરને દૂષિત કરી, પગના અંગૂઠા જેવડી અને ઉપર કહેલાં ત્રણે દોષોનાં ચિહ્નોવાળી ફોડલીને ઉત્પન્ન કરે છે. એ ફોડલી તે રોગીને સોયોથી ભોંકાયા જેવી વ્યથા, દાહ તથા ખરજ વગેરે અનેક પ્રકારની વેદનાઓ કરે છે અને જો ચિકિત્સાથી રહિત રાખવામાં આવે તો પાકી જાય છે. એ પાકેલી ફોડલીના વ્રણમાંથી અનેક પ્રકારના વર્ણોવાળો સ્રાવ થાય છે અને તે વ્રણમાં ભરપૂર નદીમાં થતી શંખલાંઓની ચકરીઓની પેઠે અનેક પ્રકારની વેદનાઓ ઊઠે છે અને સ્રાવનો માર્ગ પણ શંખલાંની ચકરી જેવો થાય છે. આ ભગંદરને આચાર્યો **શંબૂકાવર્ત** કહે છે. (શંખલાંઓનું નામ 'શંબૂક' છે, તે ઉપરથી આ ભગંદર શંબૂકાવર્ત કહેવાય છે.) ૮

ઉન્માર્ગી નામના ભગંદરનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ

मूढेन मांसलुब्धेन यदस्थिशल्यमन्नेन सहाभ्यवहृतं यदावगाढपुरीषोन्मिश्रमपानेनाधःप्रेरितमसम्यगागतं गुदं क्षिणोति तत्र क्षतनिमित्तः कोथ उपजायते तस्मिंश्च क्षते पूयरुधिरावकीर्णमांसकोथे भूमाविव जलप्रक्लिन्नायां क्रिमयः संजायन्ते ते भक्षयन्तो गुदमनेकधा पार्श्वतो दारयन्ति तस्य तैर्मार्गैः क्रमिकृतैर्वातमूत्रपुरीषरेतांस्यभिनिःसरन्ति तं भगंदरमुन्मार्गिणमित्याचक्षते ॥ ९ ॥

માંસ ખાવામાં અત્યંત આસક્તિવાળા મૂઢ માણસે અન્નની સાથે જે અસ્થિરૂપ શલ્ય ખાધેલું હોય, તે શલ્ય ઘાટી વિષ્ઠાથી સંયુક્ત થઈ, અપાનવાયુની ગતિને લીધે નીચેના ભાગમાં હેલાઈ, આડુંતેડું આવી જઈ ગુદાને જખમી કરે છે કે જે જખમને લીધે તેમાં દુર્ગંધવાળો સડો થાય છે. પરુ તથા રુધિરથી વ્યાપ્ત થયેલા માંસના સડાવાળા તે જખમમાં જેમ જળના ભેજવાળી પૃથ્વીમાં કીડાઓ ઉત્પન્ન થાય છે, તેમ કીડાઓ ઉત્પન્ન થાય છે. એ કીડાઓ ગુદાને ભક્ષણ કરતા કરતા પાસેના પ્રદેશોમાં અનેક પ્રકારે ફાડી નાખે છે અને તે કીડાઓએ કરેલા માર્ગોમાંથી વાયુ, મૂત્ર, વિષ્ઠા તથા વીર્ય નીકળે છે. આ ભગંદરને આચાર્યો **ઉન્માર્ગી** કહે છે. (કાંટા વગેરેથી, નખથી કે ખંજવાળવા વગેરેથી પણ જખમ થતાં ગુદામાં ફોડલી થઈને કીડાવાળો વ્રણ થાય છે, તે પણ ઉન્માર્ગી ભગંદર ગણાય છે. કીડાઓએ કરેલા આડા માર્ગોમાંથી વિષ્ઠા વગેરે નીકળે છે, તેથી આને 'ઉન્માર્ગી' નામ આપેલું છે.) ૯

બીજી ફોડલીમાં અને ભગંદરની ફોડલીમાં તફાવત

भवन्ति चात्र ॥

उत्पद्यतेऽल्परुक्शोफा क्षिप्रं चाप्युपशाम्यति ।
पाय्वन्तदेशे पिडका सा ज्ञेयाऽन्या भगंदरात् ॥

भगंदरी तु विज्ञेया पिडकाऽतो विपर्ययात् ।
पायोः स्याद्व्द्यङ्गुले देशे गूढमूला सरुज्ज्वरा ॥१०॥

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યુ છે: 'ગુદાના છેડાના પ્રદેશમાં અલ્પ પીડાવાળી તથા અલ્પ સોજાવાળી જે ફોડલી ઉત્પન્ન થાય છે અને પાછી તુરત શાંત થઈ જાય છે, તે ફોડલીને ભગંદરની ફોડલીથી જુદી સમજવી. ભગંદરની ફોડલી તો એથી ઊલટા પ્રકારની જ થાય છે અને તે ગુદાની પાસે એક આંગળના અથવા બે આંગળના પ્રદેશમાં ગૂઢ મૂળવાળી થાય છે તથા મોટી પીડાથી અને જ્વરથી સંયુક્ત થાય છે.' ૧૦

ભગંદરનાં પૂર્વરૂપ

यानयानान्मलोत्सर्गात्कण्डूरुग्दाहशोफवान् ।
पायुर्भवेद्रुजः कट्यां पूर्वरूपं भगंदरे ॥ ११ ॥

વાહન પર બેસી પંથ કરવાથી તથા વિષ્ઠાના ઉત્સર્ગથી, ગુદા ખરજવાળી, વેદનાવાળી, દાહવાળી તથા સોજાવાળી થઈ જાય અને કમરમાં પીડાઓ ઊઠે એ ભગંદરનુ પૂર્વરૂપ સમજવું. ૧૧

ભગંદરો કષ્ટસાધ્ય તથા અસાધ્ય

घोराः साधयितुं दुःखाः सर्व एव भगंदराः ।
तेष्वसाध्यस्त्रिदोषोत्थः क्षतजश्च भगंदरः ॥ १२ ॥

સઘળા પ્રકારના ભગંદરો અતિદુઃખદાયી છે અને કષ્ટસાધ્ય છે. તેઓમાં ત્રણે દોષથી ઉત્પન્ન થતો શંબૂકાવર્ત નામનો ભગંદર અને ક્ષતથી થતો ઉન્માર્ગી નામનો ભગંદર તો અસાધ્ય જ છે.

## અધ્યાય ૫ મો

### ઉપક્રમ

अथातः कुष्ठनिदानं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'કુષ્ઠનિદાન'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

[1] કોઢના કારણો તથા સંપ્રાપ્તિ વગેરેના નિરૂપણ વિષે.

કોઢનાં દૂરનાં તથા પાસેનાં નિદાનો અને સંપ્રાપ્તિ

मिथ्याहाराचारस्य विशेषाद्गुरुविरुद्धासात्म्याजीर्णाहिताशिनः स्नेहपीतस्य वान्तस्य वा व्यायामग्राम्यधर्मसेविनो ग्राम्यानूपौदकमांसानि वा पयसाभीक्ष्णमश्नतो यो वा मज्जत्यप्सूष्माभितप्तः सहसा छर्दिं वा प्रतिहन्ति तस्य पित्तश्लेष्माणौ प्रकुपितौ परिगृह्यानिलः प्रवृद्धस्तिर्यग्गाः शिराः संप्रतिपद्य समुद्धूय बाह्यं मार्गं प्रति समन्ताद्विक्षिपति । यत्र यत्र च दोषो निक्षिप्तो निःसरति तत्र तत्र मण्डलानि प्रादुर्भवन्त्येवमुत्पन्नस्त्वचि दोषस्तत्र च परिवृद्धिं प्राप्याप्रतिक्रियमाणोऽभ्यन्तरं प्रतिपद्यते धातून्दूषयन् ॥ २ ॥

અનુચિત આહાર તથા વિહાર કરવાથી, વિશેષે કરી ભારે, વિરુદ્ધ, અસાત્મ્ય કે અહિત ભોજન કરવાથી, અજીર્ણમાં ભોજન કરવાથી, સ્નેહપાન કર્યા પછી કે વમન કર્યા પછી કસરતનુ કે મૈથુનનુ સેવન કરવાથી, ગ્રામ્ય, આનૂપ કે જળજંતુઓનાં માંસોનું દૂધ સાથે વારંવાર ભોજન કરવાથી, ઊલટીને રોકવાથી અને ગરમીથી તપી જઈને જલદીથી જળમાં ડૂબકી મારવાથી પિત્ત, કફ તથા વાયુ એ ત્રણે દોષો પ્રકુપિત થાય છે. પ્રકોપ પામેલો વાયુ પ્રકોપ પામેલા એ પિત્ત તથા કફને સાથે લઈ, આડી શિરાઓમાં આવી, તે શિરાઓને ચલાયમાન કરીને પિત્તને તથા કફને ચોતરફ શરીરના બહારના માર્ગો તરફ ફેંકે છે. એ પ્રમાણે વાયુએ ફેંકેલા દોષ જે જે પ્રદેશમાં નીકળે છે, તે તે પ્રદેશમાં કોઢરૂપ મંડલો (ચકરડાં) ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે ચામડીમાં ઉત્પન્ન થયેલો દોષ ચામડીમાં વૃદ્ધિ પામી, જો ચિકિત્સાથી રહિત

રાખવામાં આવે, તો ધાતુઓને દૂષિત કરતો કરતો અંદર પેસે છે. ૨

### કોઢનાં પૂર્વરૂપો

तस्य पूर्वरूपाणि—त्वक्पारुष्यमकस्माद्रोमहर्षः कण्डूः स्वेदबाहुल्यमस्वेदनं वाङ्गप्रदेशानां स्वापः क्षतविसर्पणमसृजः कृष्णता चेति ॥ ३ ॥

કોઢ થવાનો હોય ત્યારે ચામડી ખરસટ થઈ જાય છે, અકસ્માત રૂંવાડાં ઊભાં થઈ જાય છે, ખરજ આવે છે, પસીનો બહુ થાય છે, અથવા થતો જ નથી, અંગોને સ્પર્શની ખબર પડતી નથી, વ્રણો ફેલાતા જાય છે અને લોહી કાળું થઈ જાય છે. ૩

### કોઢની સંખ્યા

तत्र सप्त महाकुष्ठान्येकादश क्षुद्रकुष्ठान्येवमष्टादश कुष्ठानि भवन्ति । तत्र महाकुष्ठान्यरुणौदुम्बरर्क्षजिह्वकपालकाकणकपुण्डरीकदद्रुकुष्ठानीति। क्षुद्रकुष्ठान्यपि स्थूलारुष्कं महाकुष्ठमेककुष्ठं चर्मदलं विसर्पः परिसर्पः सिध्मं विचर्चिका किटिभं पामा रकसा चेति ॥ ४ ॥

સાત મહાકોઢ અને અગિયાર ક્ષુદ્ર કોઢ એમ કોઢ અઢાર પ્રકારના છે. તેઓમાં અરુણ, ઔદુંબર, ઋક્ષજિહ્વ, કપાલ, કાકણક, પુંડરીક અને દદ્રુકુષ્ઠ, એ સાત મહાકુષ્ઠ કહેવાય છે. સ્થૂલારુષ્ક, મહાકુષ્ઠ, એકકુષ્ઠ, ચર્મદલ, વિસર્પ, પરિસર્પ, સિધ્મ, વિચર્ચિકા, કિટિભ, પામા અને રકસા એ અગિયાર મહાકુષ્ઠો કહેવાય છે. (આ જે સંખ્યા બતાવી છે, તે કેવળ દિક્પ્રદર્શનમાત્ર છે એમ સમજવું; કેમ કે કોઢોની સંખ્યા મુકરર કરી શકાતી નથી.) ૪

### સઘળા કોઢોમાં સઘળા દોષો તથા કૃમિઓનો સંભવ

सर्वाणि कुष्ठानि सवातानि सपित्तानि सश्लेष्माणि सक्रिमीणि च भवन्त्युत्सन्नतस्तु दोषग्रहणमभिभवात्॥

સઘળા પ્રકારના કોઢ વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષોવાળા હોય છે અને કૃમિઓ (કીડાઓ)વાળા પણ હોય છે. એકે આ પ્રમાણે કોઢ ત્રિદોષજન્ય જ છે, તોપણ તેમાં જે દોષની અધિકતાથી બીજા બે દોષ દબાઈ ગયા હોય, તે દોષને પ્રધાન આપીને અમુક કોઢો વાયુથી, અમુક પિત્તથી અને અમુક કફથી થાય છે, એમ કહેવાય છે. ૫

### કયા મોટા કોઢમાં કયા દોષનું પ્રાધાન્ય તથા સાત મહાકુષ્ઠ શાથી?

तत्र वातेनारुणं पित्तेनौदुम्बरर्क्षजिह्वकपालकाकणकानि श्लेष्मणा पुण्डरीकं दद्रुकुष्ठं चेति। तेषां तु महत्त्वं क्रियागुरुत्वादुत्तरोत्तरं धात्वनुवेशादसाध्यत्वाच्चेति ॥ ६ ॥

તેઓમાં અરુણ વાયુથી થાય છે. ઔદુંબર, ઋક્ષજિહ્વ, કપાલ અને કાકણક પિત્તથી થાય છે. પુંડરીક અને દદ્રુકુષ્ઠ કફથી થાય છે. આ સાત મોટા કોઢો કહેવાય છે, તેનું કારણ એ છે કે, તેઓ ધાતુઓમાં ઉત્તરોત્તર પ્રવેશ કરે છે ત્યારે અસાધ્ય થાય છે અને સાધ્ય હોય, ત્યારે પણ તેઓની ચિકિત્સા મોટા પ્રયાસથી થાય છે. ૬

### સાત મહાકુષ્ઠોનાં જુદાં જુદાં લક્ષણો

तत्र वातेनारुणाभानि तनूनि विसर्पीणि तोदभेदस्वापयुक्तान्यरुणानि । पित्तेन पक्वोदुम्बरफलाकृतिवर्णान्यौदुम्बराणि। ऋक्षजिह्वाप्रकाशखरत्वानि ऋक्षजिह्वानि । कृष्णकपालिकाप्रकाशानि कपालकुष्ठानि। काकणन्तिकाफलसदृशान्यतीव रक्तकृष्णानि काकणकानि । तेषां चतुर्णामप्योषचोषपरिदाहधूमायनानि क्षिप्रोत्थानप्रपाकभेदित्वानि क्रिमिजन्म च सामान्यानि लिङ्गानि। पुण्डरीकपत्रप्रकाशानि पौण्डरीकाणि। अतसीपुष्पवर्णानि ताम्राणि वा विसर्पीणि पिडकावन्ति च दद्रुकुष्ठानि। तयोर्द्वयोरप्युत्सन्नता परिमण्डलता कण्डू-

शिरोत्थानत्वं चेति सामान्यरूपाणि ॥७॥

તેઓમાં વાયુની અધિકતાને લીધે રાતા વર્ણવાળાં, પાતળાં, પ્રસાર પામનારાં, સોયથી ભોંકાયાના જેવી તથા શસ્ત્રાદિકથી ભેદાયાના જેવી વ્યથાવાળાં તથા જડતાવાળાં જે મંડળો થાય છે, તેઓ **અરુણ** કહેવાય છે.

પિત્તની અધિકતાને લીધે પાકેલાં ઉંબરાનાં ફળોના જેવા આકારવાળાં તથા તેઓના જેવા જ વર્ણવાળાં જે મંડળો થાય છે, તેઓ **ઔદુંબર** કહેવાય છે.

પિત્તની જ અધિકતાને લીધે રીંછની જીભ જેવા વર્ણવાળાં તથા ખરસટપણાવાળાં જે મંડળો થાય છે, તેઓ **ઋક્ષજિહ્વ** કહેવાય છે.

પિત્તની જ અધિકતાને લીધે કાળી ઠીકરીઓ જેવા વર્ણવાળાં જે મંડળો થાય છે, તેઓ **કપાલકુષ્ઠ** કહેવાય છે.

પિત્તની જ અધિકતાને લીધે અત્યંત ચણોઠીના ફળ જેવા વર્ણવાળાં એટલે મધ્યમાં કાળાં અને અંતમાં રાતાં અથવા મધ્યમાં રાતાં અને અંતમાં કાળાં જે મંડળો થાય છે, તેઓ **કાકણક** કહેવાય છે.

ઔદુંબર, ઋક્ષજિહ્વ, કપાલ અને કાકણક એ ચારે મહાકુષ્ઠોમાં તાપ, ચોપ, બળતરા, ધૂંધવતાં હોય એવાપણું (ચમચમાટ), તુરત ઊઠવું, તુરત પાકવું, તુરત ભેદાવું અને કીડાઓની ઉત્પત્તિ; એટલાં સામાન્ય ચિહ્નો થાય છે.

કફની અધિકતાને લીધે કમળપત્રોના જેવા આકાર તથા વર્ણવાળાં જે મંડળો થાય છે, તેઓ **પુંડરીક** કહેવાય છે.

કફની જ અધિકતાને લીધે અળસીના ફૂલના જેવા વર્ણવાળાં અથવા રાતા વર્ણવાળાં, પ્રસાર પામનારાં અને ફોડલીઓવાળાં જે મંડળો થાય છે, તેઓ **દદ્રુકુષ્ઠ** (દાદર) કહેવાય છે.

દદ્રુકુષ્ઠ અને પુંડરીક એ બન્ને મહાકુષ્ઠોમાં ઊંચાં મંડળવાળાપણું, ગોળપણું, ખરજ અને લાંબે સમયે ઊઠનારપણું, એટલાં સામાન્ય ચિહ્નો થાય છે. (કાળી તથા ઊંડા મૂળવાળી જે દાદર થાય છે, તે મહાકુષ્ઠોમાં ગણાય છે અને એ સિવાય બીજા પ્રકારની તથા ઊંડાં મૂળ વગરની જે દાદર થાય છે, તે તો ક્ષુદ્રકુષ્ઠોમાં જ ગણવા યોગ્ય છે. ચરકે પણ એવી રીતની દાદરને ક્ષુદ્રકુષ્ઠોમાં ગણી છે.) ૭

અગિયાર ક્ષુદ્ર કુષ્ઠોનાં જુદાં જુદાં લક્ષણો

क्षुद्रकुष्ठान्यत ऊर्ध्वं वक्ष्यामः ॥

स्थूलानि संधिष्वतिदारुणानि स्थूलारुपि स्युः कठिनान्यरूंपि । त्वक्संकोचभेदस्वपनाङ्गसादाः कुष्ठे महत्पूर्वयुते भवन्ति ॥ कृष्णारुणं येन भवेच्छरीरं तदेककुष्ठं प्रवदन्त्यसाध्यम् । स्युर्येन कण्डूव्यथनौपचोषास्तलेषु तच्चर्मदलं वदन्ति ॥ विसर्पवत्सर्पति सर्वतो यस्त्वग्रक्तमांसान्यभिभूय शीघ्रम् । मूर्छाविदाहारतितोदपाकान् कृत्वा विसर्पः स भवेद्विकारः॥। शनैः शरीरे पिडकाः स्रवन्त्यः सर्पन्ति यास्तं परिसर्पमाहुः । कण्ड्वन्वितं श्वेतमपायि सिध्मं विद्यात्तनु प्रायश ऊर्ध्वकाये ॥ राज्योऽतिकण्ड्वर्तिरुजः सरूक्षा भवन्ति गात्रेषु विचर्चिकायाम् । कण्डूमती दाहरुजोपपन्ना विपादिका पादगतेयमेव ॥ यत्स्रावि वृत्तं घनमुग्रकण्डु तत्स्निग्धकृष्णं किटिभं वदन्ति । सास्रावकण्डूपरिदाहकाभिः पामाऽणुकाभिः पिडकाभिरुक्ता॥ स्फोटैः सदाहैरति सैव कच्छूः स्फिक्पाणिपादप्रभवैर्निरूप्या । कण्ड्वन्विता या पिडका शरीरे संस्रावहीना रकसोच्यते सा ॥८॥

હવે ક્ષુદ્ર કુષ્ઠોનાં લક્ષણોનું નિરૂપણ કરીએ છીએ.

સંધિઓમાં જાડા, અતિદારુણ (કષ્ટસાધ્ય) અને કઠણપણાવાળા જે વ્રણો થાય છે, તેઓ

સ્થૂલારુષ્ક કહેવાય છે.

મહાકુષ્ઠ થયેલ હોય તો ચામડીનો સંકોચ થાય, ચામડી ભેદાઈ જાય, અચેતન (સ્પર્શના જ્ઞાન વગરની) થઈ જાય છે અને અંગમાં ગ્લાનિ થાય છે.

જે કોઢથી શરીર કાળું તથા રાતું થઈ જાય છે, તે કોઢ એકકુષ્ઠ કહેવાય છે. આ કોઢ અસાધ્ય છે એમ કહેવામાં આવે છે.

જે કોઢથી હાથનાં તથા પગનાં તળાંઓમાં ખરજ, વ્યથા, દાહ અને ચોપ થાય છે, તે કોઢને વૈદ્યો **ચર્મદલ** કહે છે.

જે કોઢ મૂર્છાને, દાહને, અરુચિને તથા ભોંકાયા જેવી વ્યથા ઉત્પન્ન કરીને પાકીને અને ત્વચાનો, રુધિરનો તથા માંસનો પરાભવ કરી વિસર્પની પેઠે શરીરમાં ચોતરફ તુરત ફેલાય છે, તે કોઢને **વિસર્પ** કહે છે.

જે ફોડલીઓ, સ્રાવ કરતી કરતી શરીરમાં ધીરેધીરે ફેલાય છે, તે ફોડલીઓને વૈદ્યો **પરિસર્પ** કહે છે.

જે કોઢ ખરજવાળો, સફેદ, પાતળો તથા વધારે કષ્ટ ન આપે એવો થાય છે તે સિધ્મ કહેવાય છે. આ કોઢ ઘણું કરીને શરીરના ઉપરના ભાગમાં, વિશેષે કરી છાતીમાં અને કોઈ વખતે નાભિથી નીચેના ભાગમાં પણ થાય છે. (જે સિધ્મ ધાતુઓમાં પેસી ગયું હોય, તે તો મહાકુષ્ઠ જ ગણાય છે. ચરકે પણ ધાતુઓમાં પેસી ગયેલા સિધ્મને મહાકુષ્ઠોમાં ગણેલું છે.)

ગાત્રોમાં (હસ્તોમાં) અત્યંત ખરજની પીડાવાળી, અત્યંત વેદનાવાળી અને અત્યંત રૂક્ષપણાવાળી રેખાઓ (ફાટો) થઈ જાય છે, તે કોઢ વિચર્ચિકા કહેવાય છે. ખરજવાળી, દાહવાળી તથા વેદનાવાળી આ વિચર્ચિકા જો પગમાં થઈ હોય, તો તે જ વિપાદિકા કહેવાય છે.

સ્રાવવાળી, ગોળ, ઘાટી, ઉગ્ર ખરજવાળી, સ્નિગ્ધ અને કાળી જે ફોલ્લી થાય છે, તે કોઢ કિટિભ કહેવાય છે.

સ્રાવવાળી, ખરજવાળી તથા બળતરાવાળી જે નાની નાની ફોડલીઓ થાય છે તે કોઢ **પામા** (ખસ) કહેવાય છે. એ પામા જ જો તીવ્ર વેદનાવાળા ફોડલાઓથી યુક્ત હોય અને હાથપગમાં તથા ફૂલાઓમાં થયેલ હોય તો કચ્છુ કહેવાય છે.

શરીરમાં ખરજવાળી અને સ્રાવ વગરની જે ફોડલીઓ થાય છે, તે કોઢ **રકસા** કહેવાય છે.

કયા ક્ષુદ્રકુષ્ઠમાં કયા દોષનું પ્રાધાન્ય છે?

अरुः ससिध्मं रकसा महच्च यच्चैककुष्ठं कफजान्यमूनि। वायोः प्रकोपात्परिसर्पमेकं शेषाणि पित्तप्रभवाणि विद्यात् ॥९॥

ઉપર કહેલા અગિયાર ક્ષુદ્રકુષ્ઠોમાં સ્થૂલારુષ્ક, સિધ્મ, રકસા, મહાકુષ્ઠ તથા એકકુષ્ઠ એ કફથી થાય છે. (તેઓમાં કફની પ્રધાનતા છે.) એક પરિસર્પ વાયુના પ્રકોપથી થાય છે (વાયુની પ્રધાનતાવાળો છે). બાકીના ક્ષુદ્રકુષ્ઠો પિત્તના પ્રકોપથી થાય છે (પિત્તની પ્રધાનતાવાળા છે).

કિલાસનાં નિદાનો, ભેદો, લક્ષણો તથા અસાધ્યતા

किलासमपि कुष्ठविकल्प एव। तत्त्रिविधं वातेन पित्तेन श्लेष्मणा चेति। कुष्ठकिलासयोरन्तरं त्वग्गतमेव किलासमपरिस्रावि च। तद्वातेन मण्डलमरुणं परुषं परिध्वंसि च। पित्तेन पद्मपत्रप्रतीकाशं सपरिदाहं च। श्लेष्मणा श्वेतं स्निग्धं बहलं कण्डूमच्च॥

तेषु संभिन्नमण्डलमन्तर्जातरक्तरोम चासाध्यमग्निदग्धं च॥१०॥

કિલાસ પણ કોઢની જ એક જાત અથવા વિકૃતિ છે. વાયુથી થયેલું, પિત્તથી થયેલું અને કફથી થયેલું, એ રીતે કિલાસ ત્રણ પ્રકારનું છે. કોઢ અને કિલાસ વચ્ચે તફાવત એ છે કે,

કોઢ રસમાં અને રુધિર વગેરેમાં પણ રહે છે, તથા સ્રાવવાળો પણ હોય છે અને કિલાસ તો રસમાં જ રહે છે અને સ્રાવ વગરનો જ હોય છે, (બીજા ગ્રંથોમાં તો કિલાસને શ્વિત્ર તથા દારુણ એવાં બીજાં પણ બે નામો આપી કહ્યું છે કે, શ્વિત્ર ત્રણ દોષોથી થાય છે તથા રુધિર આદિ ત્રણ ધાતુઓમાં રહે છે.) વાયુથી થયેલુ કિલાસ ગોળ, રાતું, ખરસટ તથા જેમાંથી કળીઓ ખરે એવું હોય છે. પિત્તથી થયેલુ કિલાસ કમળપત્રના જેવા વર્ણવાળું (મધ્યમાં શ્વેત તથા અંતમાં રાતું) તથા બળતરાવાળું હોય છે. કફથી થયેલુ કિલાસ શ્વેત વર્ણવાળું હોય છે, જાડું હોય છે અને ખરજવાળું હોય છે.

તેઓમાં જે કિલાસ પરસ્પરથી મિશ્રિત મંડલોવાળું અથવા જેના મધ્યમાં રાતાં રૂંવાડાં ઉત્પન્ન થયાં હોય તે અસાધ્ય છે. અગ્નિથી દાઝવાને લીધે જે કિલાસ ઉત્પન્ન થયુ હોય તે પણ અસાધ્ય છે. ૧૦

**કોઢમાં દોષોની અધિકતાની પરીક્ષાનાં લક્ષણો**

कुष्ठेषु रुक्त्वक्सङ्कोचस्वापस्वेदशोफभेदकौण्य-स्वरोपघाता वातेन। पाकावदरणाङ्गुलिपतनकर्णना-साभङ्गाक्षिरागसत्त्वोत्पत्तयः पित्तेन। कण्डूवर्णभेद-शोफास्रावगौरवाणि श्लेष्मणा ॥ ११ ॥

કોઢમાં વાયુની અધિકતા હોય, તો વેદના થાય છે, ત્વચાનો સંકોચ થાય છે, સ્પર્શની ખબર પડતી નથી, પસીનો આવ્યા કરે છે, (પસીનાનો અભાવ પણ થઈ જાય છે,) સોજો થાય છે, ત્વચાનું ભેદન થાય છે, હાથનું ઠૂંઠાપણું થાય છે અને સ્વરનો ઉપઘાત થાય છે.

કોઢમાં પિત્તની અધિકતા હોય, તો પાક થાય છે, ત્વચા વગેરે ફાટી જાય છે, આંગળીઓ પડી જાય છે, કાનનો તથા નાકનો ભંગ થાય છે, આંખોમાં રતાશ થાય છે અને કીડાઓની ઉત્પત્તિ થાય છે.

કોઢોમાં કફની અધિકતા હોય તો ખરજ આવ્યા કરે છે, વર્ણ બદલી જાય છે, સોજો થાય છે, સ્રાવ થાય છે અને અંગોમાં ભારેપણું થાય છે.

**અમુક કોઢોની અસાધ્યતા**

तत्रादिबलप्रवृत्तं पुण्डरीकं काकणकं चासाध्यम् ।१२

જે કોઢ આદિબલ પ્રવૃત્ત હોય તે અસાધ્ય છે અને પુંડરીક તથા કાકણક પણ અસાધ્ય છે. (આદિબલ પ્રવૃત્તનું લક્ષણ સૂત્રસ્થાનના ૨૪ મા અધ્યાયના ત્રીજા વિષયમાં જુઓ.) ૧૨

**જુદી જુદી ધાતુઓમાં પેઠેલા કોઢનાં લક્ષણો**

भवन्ति चात्र ॥

यथा वनस्पतिर्जातः प्राप्य कालप्रकर्षणम्।
अन्तर्भूमिं विगाहेत मूलैर्वृद्धिविवर्द्धितैः ॥
एवं कुष्ठं समुत्पन्नं त्वचि कालप्रकर्षतः ।
क्रमेण धातून्व्याप्नोति नरस्याप्रतिकारिणः ॥
स्पर्शहानिः स्वेदनत्वमीषत्कण्डूश्च जायते ।
वैवर्ण्यं रूक्षभावश्च कुष्ठे त्वचि समाश्रिते ॥
त्वक्स्वापो रोमहर्षश्च स्वेदस्याभिप्रवर्तनम् ।
कण्डूर्विपूयकश्चैव कुष्ठे शोणितसंश्रिते ॥
बाहुल्यं वक्त्रशोषश्च कार्कश्यं पिडकोद्गमः ।
तोदः स्फोटः स्थिरत्वं च कुष्ठे मांससमाश्रिते ॥
दौर्गन्ध्यमुपदेहश्च पूयोऽथ क्रिमयस्तथा ।
गात्राणां भेदनं चापि कुष्ठे मेदःसमाश्रिते ॥
नासाभङ्गोऽक्षिरागश्च क्षते च क्रिमिसम्भवः ।
भवेत्स्वरोपघातश्च अस्थिमज्जसमाश्रिते ॥
कौण्यं गतिक्षयोऽङ्गानां संभेदः क्षतसर्पणम् ।
शुक्रस्थानगते लिङ्गं प्रागुक्तानि तथैव च ॥ १३ ॥

આ વિષયમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'જેમ ઉત્પન્ન થયેલું ઝાડ જેમ જેમ વધારે વખત જતો જાય, તેમ તેમ વૃદ્ધિને લીધે વધતાં જતાં મૂળોથી ધરતીમાં વધારે વધારે ઊંડું પેસે છે, તેમ ત્વચામાં ઉત્પન્ન થયેલો કોઢ જો

ચિકિત્સાથી રહિત રાખવામાં આવે તો, જેમ જેમ વખત જતો જાય, તેમ તેમ અનુક્રમે ધાતુઓમાં વ્યાપ્ત થાય છે.

કોઢ જો રસમાં પેઠો હોય, તો સ્પર્શની ખબર પડતી નથી, પસીનો બહુ આવ્યા કરે છે, થોડી થોડી ખરજ આવે છે અને ચામડી ફીકી તથા લૂખી થાય છે.

કોઢ જો રુધિરમાં પેઠો હોય, તો ચામડી જડ (સ્પર્શના જ્ઞાન વગરની) થાય છે, રૂંવાડાં ઊભાં થાય છે, પસીનો બહુ આવ્યા કરે છે, ખરજ આવે છે અને દુર્ગંધ થાય છે.

કોઢ જો માંસમાં પેઠો હોય, તો મંડળો જાડાં થાય છે, મોઢામાં શોષ થાય છે, ખરસટપણું થાય છે, ફોડલીઓ ઊપડે છે, ભોંકાયા જેવી પીડા થાય છે, ચામડી ફાટી જાય છે અને કોઢ કઠણ થાય છે.

કોઢ જો મેદમાં પેઠો હોય, તો દુર્ગંધ થાય છે, શરીર ખરડાયેલું થઈ જાય છે, પરુ ઉત્પન્ન થાય છે, કીડા પડે છે અને ગાત્રો કળે છે.

કોઢ જો હાડકાંમાં કે મજ્જામાં પેઠો હોય, તો નાક ભાંગી જાય છે, આંખોમાં રતાશ થાય છે, ક્ષતમાં કીડા પડે છે અને ઘાંટો બેસી જાય છે.

કોઢ વીર્યના (અથવા રજસના) સ્થાનમાં પેઠો હોય, તો હાથ ઠૂંઠા થઈ જાય છે, અંગોનાં ચલન વગેરે બંધ પડે છે, અંગો ફાટે છે, વ્રણો ફેલાય છે અને ઉપર લખેલાં ચિહ્નો પણ થાય છે.[1] ૧૩

રજમાં તથા વીર્યમાં પેઠેલો કોઢ સંતાનોને પણ લાગુ પડે છે

स्त्रीपुंसयोः कुष्ठदोषाद्दुष्टशोणितशुक्रयोः ।
यदपत्यन्तयोर्जातं ज्ञेयं तदपि कुष्ठितम् ॥ १४ ॥

જે સ્ત્રીપુરુષોનાં રજ તથા વીર્ય કોઢના દોષથી દુષ્ટ થયેલાં હોય, તેઓને જે સંતાનો થાય તેઓ પણ કોઢિયાં જ થાય છે. ૧૪

[1] આ રીતે દોષ થતાં જ દૂર ન કરાય તો તે ધાતુગત થાય છે. ધાતુગત દોષ જ્યારે સાતેય ધાતુમાં પેસી જાય ત્યારે અત્યંત કષ્ટસાધ્ય બની જાય છે.

ધાતુઓમાં પેઠેલા કોઢની સાધ્યાસાધ્યતા વગેરે

कुष्ठमात्मवतः साध्यं त्वग्रक्तपिशिताश्रितम् ।
मेदोगतं भवेद्याप्यमसाध्यमत उत्तरम् ॥ १५ ॥

કોઢ રસમાં, રુધિરમાં કે માંસમાં પેઠેલો હોય, છતાં રોગી, જો બરાબર પથ્ય પાળનાર હોય, તો તેનો કોઢ સાધ્ય થાય છે; મેદમાં પેઠેલો કોઢ યાપ્ય છે અને મેદ પછીના ધાતુઓમાં એટલે હાડકાં, મજ્જા કે વીર્યના સ્થાનમાં પેઠો હોય, તો અસાધ્ય જ છે, એમ સમજવું. ૧૫

કોઢ થાય એવાં પાપો, કોઢિયાને પુનર્જન્મમાં પણ કોઢની પ્રાપ્તિ અને અસાધારણ પ્રયત્ને પણ કોઢ ટાળવાની જરૂર

ब्रह्मस्त्रीसज्जनवधपरस्वहरणादिभिः ।
कर्मभिः पापरोगस्य प्राहुः कुष्ठस्य संभवम् ।
म्रियते यदि कुष्ठेन पुनर्जातेऽपि गच्छति ॥
नातः कष्टतरो रोगो यथा कुष्ठं प्रकीर्तितम् ।
आहाराचारयोः प्रोक्तामास्थाय महतीं क्रियाम् ॥
औषधीनां विशिष्टानां तपसश्च निषेवणात् ।
यस्तेन मुच्यते जन्तुः स पुण्यां गतिमाप्नुयात् ॥१६

બ્રહ્મહત્યા, સ્ત્રીવધ, સજ્જનવધ અને પરધનહરણ વગેરે પાપકર્મોના યોગથી જ કોઢ નામનો દુષ્ટ રોગ થાય છે. જો કોઢિયો માણસ કોઢ સહિત મરી જાય, તો પુનર્જન્મમાં પણ તે કોઢિયો જ થાય છે. કોઢ જેવો બીજો કોઈ પણ રોગ અત્યંત ખરાબ નથી; આથી આહારની તથા વિહારની આ ગ્રંથમાં કહ્યા પ્રમાણે સઘળી ઉત્તમોત્તમ યુક્તિ રાખી, ઉત્તમ ઔષધિઓનું વધુ સેવન રાખી અને તપશ્ચર્યાનું પણ અતિ સેવન રાખીને જેમ બને તેમ કોઢમાંથી મુક્ત થવું જોઈએ. જે માણસ એ પ્રમાણે કરીને કોઢમાંથી મુક્ત થાય છે તેને પવિત્ર ગતિ પ્રાપ્ત થાય છે. ૧૬

કોઢ વગેરે કેટલાક રોગો સંસર્ગથી પણ થાય છે

प्रसङ्गाद्गात्रसंस्पर्शान्निश्वासात्सहभोजनात् ।
सहशय्यासनाच्चापि वस्त्रमाल्यानुलेपनात् ॥
कुष्ठं ज्वरश्च शोषश्च नेत्राभिष्यन्द एव च ।
औपसर्गिकरोगाश्च संक्रामन्ति नरान्नरम् ॥१७॥

કોઢ, જ્વર, શોષ, નેત્રાભિષ્યંદ અને શીતળા વગેરે રોગો રોગી સાથે મૈથુનપ્રસંગથી, રોગીનાં ગાત્રનો સ્પર્શ કરવાથી, રોગીનો નિશ્વાસ લેવાથી, રોગી સાથે ભોજન કરવાથી, રોગી સાથે સૂવાથી, રોગી સાથે બેસવાથી, રોગીનું કપડું પહેરવાથી, રોગીએ પહેરેલાં પુષ્પો ધારણ કરવાથી અને રોગીએ કરેલા ચંદન વગેરેનું લેપન કરવાથી પણ રોગીના શરીરમાંથી બીજા માણસના શરીરમાં પ્રવેશ કરે છે; આથી કોઢ વગેરેના દરદીનો સંસર્ગ કરવો પણ યોગ્ય નથી. ૧૭

## અધ્યાય ૬ ઠ્ઠો

### ઉપક્રમ

अथातः प्रमेहनिदानं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'પ્રમેહ-નિદાન'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલુ છે. ૧

### પ્રમેહનાં દૂરનાં નિદાનો

दिवास्वप्नाव्यायामालस्यप्रसक्तं शीतस्निग्धमधुरमेद्यद्रवान्नपानसेविनं पुरुषं जानीयात्प्रमेही भविष्यतीति॥२॥

જે માણસ દિવસે સૂઈ રહે, કદી પણ કસરત—મહેનત કરે નહીં, આળસમાં જ લાગેલો રહે અને શીત, સ્નિગ્ધ, મધુર, મેદને ઉત્પન્ન કરનારાં કે પ્રવાહી અન્નપાનોનું સેવન કરનારો હોય, તે માણસને પ્રમેહ થશે એમ જાણવું.[2] ૨

### પ્રમેહોની સંપ્રાપ્તિ

तस्य चैवं प्रवृत्तस्यापरिपक्वा एव वातपित्तश्लेष्माणो यदा मेदसा सहैकत्वमुपेत्य मूत्रवाहिस्रोतांस्यनुसृत्याधो गत्वा बस्तेर्मुखमाश्रित्य निर्भिद्यन्ते तदा प्रमेहाञ्जनयन्ति ॥३॥

એવી પદ્ધતિવાળા માણસના વાત, પિત્ત અને કફ એ દોષો પોતાની આમદશામાં જ મેદ વગેરેની સાથે એકતા પામી, મૂત્રનું વહન કરનારી નાડીઓને અનુસરી, નીચે જઈ મૂત્રાશયના મોઢાનો આશ્રય કરીને જ્યારે બહાર નીકળવા લાગે છે, ત્યારે પ્રમેહ ઉત્પન્ન કરે છે. ૩

### પ્રમેહનાં પૂર્વરૂપો

तेषां तु पूर्वरूपाणि—हस्तपादतलदाहः स्निग्धपिच्छिलगुरुता गात्राणां मधुरशुक्लमूत्रता तन्द्रा सादः पिपासा दुर्गन्धश्च श्वासस्तालुगलजिह्वादन्तेषु मलोत्पत्तिर्जटिलीभावः केशानां वृद्धिश्च नखानाम् ॥४॥

જ્યારે કોઈ પણ પ્રમેહ થવાનો હોય, ત્યારે હાથનાં તથા પગનાં તળાંઓમાં દાહ થાય છે, ગાત્રો સ્નિગ્ધ, ચીકાશવાળાં તથા ભારે થઈ જાય છે, મૂત્ર મધુર તથા સફેદ થાય છે, આળસ તથા ક્ષીણતા પ્રાપ્ત થાય છે, તરસ લાગ્યા કરે છે, શ્વાસ દુર્ગંધવાળો થાય છે, તાળવું, ગળું, જીભ તથા દાંતોમાં મેલની ઉત્પત્તિ થાય છે, કેશ અને નખ વધે છે. ૪

### પ્રમેહોનું સામાન્ય લક્ષણ અને તેમના તથા પ્રમેહપિડકાના દોષો

तत्राविलप्रभूतमूत्रलक्षणाः सर्व एव प्रमेहाः—सर्व एव सर्वदोषसमुत्थाः सह पिडकाभिः ॥५॥

મૂત્ર મેલું અને ઘણું થાય, એ સઘળા પ્રમેહોનું સામાન્ય લક્ષણ છે. સઘળા પ્રકારના

[1] પ્રમેહનાં નિદાનો આદિ નિરૂપણ વિશેનો.

[2] કેટલાક કહે છે કે, 'સ્ત્રીઓને પ્રમેહો થતા નથી' પણ એ વાતનું ડલ્હને ખંડન કર્યું છે; કેમ કે સ્ત્રીઓને પણ પ્રમેહો થતા જોવામાં આવે છે.

પ્રમેહો અને પ્રમેહપિડકાઓ જોકે સઘળા દોષોથી થાય છે, તોપણ 'આ પ્રમેહ અને આ પિડકા અમુક દોષોથી થયેલ છે' એમ જે કહેવામાં આવે છે, તે અધિક થયેલા દોષ ઉપરથી કહેવામાં આવે છે. ૫

પ્રમેહોમાં દોષોની અધિકતા, પ્રમેહોની સંખ્યા અને સાધ્ય, યાપ્ય[1] તથા અસાધ્ય પ્રમેહો

तत्र कफादुदकेक्षुसुरासिकताशनैर्लवणपिष्टसान्द्रशुक्रफेनमेहा दश साध्या दोषदूष्याणां समक्रियत्वात् । पित्तान्नीलहरिद्राम्लक्षारमञ्जिष्ठाशोणितमेहाः षड् याप्या दोषदूष्याणां विषमक्रियत्वात् । वातात्सर्पिर्वसाक्षौद्रहस्तिमेहाश्चत्वारोऽसाध्यतमा महात्ययिकत्वात् ॥६॥

ઉદકપ્રમેહ,[2] ઇક્ષુપ્રમેહ,[3] સુરાપ્રમેહ, સિકતા[4]-પ્રમેહ, શનૈઃપ્રમેહ,[5] લવણપ્રમેહ, પિષ્ટપ્રમેહ,[6] સાંદ્રપ્રમેહ, શુક્રપ્રમેહ[7] અને ફેનપ્રમેહ; એ દશ પ્રમેહોમાં કફની અધિકતા હોય છે. આ દશ પ્રમેહો સાધ્ય છે; કેમ કે તેઓમાં કફરૂપ મુખ્ય દોષ પણ કર્ષણરૂપ ચિકિત્સાનું પાત્ર છે અને મેદરૂપ દૂષ્ય પણ કર્ષણરૂપ ચિકિત્સાનું પાત્ર છે એટલે બન્નેની ક્રિયા સરખી છે.

નીલપ્રમેહ, હરિદ્રાપ્રમેહ, અમ્લપ્રમેહ, ક્ષારપ્રમેહ,[8] મંજિષ્ઠાપ્રમેહ અને શોણિતપ્રમેહ[9] એ છ પ્રમેહોમાં પિત્તની અધિકતા હોય છે. આ છ પ્રમેહો યાપ્ય છે; કેમ કે તેઓમાં પિત્તરૂપ મુખ્ય દોષ તથા રુધિરરૂપ દૂષ્ય શીત તથા મધુર ચિકિત્સાનાં પાત્ર છે અને મેદરૂપ દૂષ્ય રૂક્ષ તથા તીક્ષ્ણ ચિકિત્સાનું પાત્ર છે, એટલે દોષની તથા દૂષ્યની ક્રિયા સરખી નથી.

સર્પિપ્રમેહ, વસાપ્રમેહ, ક્ષૌદ્રપ્રમેહ અને હસ્તિપ્રમેહ, એ ચાર પ્રમેહોમાં વાયુની અધિકતા હોય છે. આ ચાર પ્રમેહો અસંત અસાધ્ય છે;[10] કેમ કે તુરત વિનાશ કરનારા છે, ઉત્તરોત્તર ધાતુઓનો સ્રાવ કરનારા છે અને તેઓની ચિકિત્સા પણ જુદી જુદી હોય છે. (આ પ્રમેહોમાં વાયુરૂપ મુખ્ય દોષ સ્નિગ્ધ તથા મધુર આદિ ચિકિત્સાનું પાત્ર છે અને મેદ આદિ દૂષ્યો રૂક્ષ તથા તીક્ષ્ણ ચિકિત્સાનાં પાત્ર છે, એટલે દોષની તથા દૂષ્યોની ચિકિત્સા જુદી જુદી છે.) ૬

ત્રણે દોષો કયાં દૂષ્યોથી જોડાઈ કયા પ્રમેહો ઉત્પન્ન કરે છે!

तत्र वातपित्तमेदोभिरन्वितः श्लेष्मा श्लेष्मप्रमेहाञ्जनयति, वातकफशोणितमेदोभिरन्वितं पित्तं पित्तप्रमेहान्, कफपित्तवसामज्जमेदोभिरन्वितो वायुर्वातप्रमेहान् ॥७॥

વાત, પિત્ત અને મેદથી જોડાયેલો અને અધિકતા પામેલો કફ ઉદકપ્રમેહ વગેરે કફજન્ય કહેવાતા દશ પ્રમેહો ઉત્પન્ન કરે છે. વાત, કફ, રુધિર અને મેદથી જોડાયેલું અને અધિકતા પામેલું પિત્ત નીલપ્રમેહ વગેરે પિત્તજન્ય કહેવાતા છ પ્રમેહો ઉત્પન્ન કરે છે. કફ, પિત્ત, વસા, મજ્જા અને મેદથી જોડાયેલો અને અધિકતા પામેલો વાયુ સર્પિ પ્રમેહ વગેરે વાતજન્ય કહેવાતા ચાર પ્રમેહો ઉત્પન્ન કરે છે. (આમાં મેદ, રુધિર, વસા તથા મજ્જા એ ચાર જ દૂષ્યોનું ગ્રહણ કર્યું છે, પણ બીજા ગ્રંથોમાં રસ, માંસ, મેદ, રુધિર, વસા, વીર્ય, મજ્જા, લસિકા (ચામડી તથા માંસની વચ્ચેનો રસ) તથા ઓજસ એ સર્વને દૂષ્ય ગણેલાં છે.) ૭

૧ યાપ્ય એટલે અત્યંત મુશ્કેલીથી મટે, મટે ખરું પણ કષ્ટથી મટે તે. ૨ ડાયાબીટીસ ઇન્સીપીડસ. ૩ ડાયાબીટીસ મેલીટસ. ૪ યુરિક એસિડ ડાયાથેસીસ. ૫ એન યુરેસીસ. ૬ કાઇલયુરિયા. ૭ સ્પર્મેટોરિયા. ૮ ફૉસ્ફેટુરિયા. ૯ હીમેચુરિયા. પ્ર.

૧૦ તમામ ગ્રંથે એવું જ છે વાયુના રોગ લગભગ અસાધ્ય હોય છે, પિત્તના કષ્ટસાધ્ય છે અને કફના સુસાધ્ય છે, તેથી વધુમાં વધુ વાયુના રોગ છે. તેના ૮૪, તેથી ઓછા પિત્તના ૪૦ અને કફના વીસ જ છે. પ્ર-

### કફની અધિકતાવાળા દસ પ્રમેહોનાં લક્ષણો

तत्र श्वेतमवेदनमुदकसदृशमुदकमेही मेहति, इक्षुरसतुल्यमिक्षुमेही, सुरामेही सुरातुल्यं, सरुजं सिकतानुविद्धं सिकतामेही, शनैः सकफं मूत्रं शनैर्मेही, विशदं लवणतुल्यं लवणमेही, हृष्टरोमा पिष्टरसतुल्यं पिष्टमेही, आविलं सान्द्रं सान्द्रमेही, शुक्रतुल्यं शुक्रमेही, स्तोकं स्तोकं सफेनं फेनमेही मेहति ॥८॥

ઉદકપ્રમેહવાળો માણસ સફેદ, વેદના-વગરનું અને પાણી જેવું મૂતરે છે. **ઇક્ષુપ્રમેહ**-વાળો માણસ શેરડીના રસ જેવું મૂતરે છે, **સુરાપ્રમેહ**વાળો માણસ મદિરા જેવું તથા વેદના-વાળું મૂતરે છે. **સિકતાપ્રમેહ**વાળો માણસ રેતીની કણીઓવાળું મૂતરે છે. **શનૈઃપ્રમેહ**વાળો માણસ ધીરેધીરે કફવાળું તથા ચીકણું મૂતરે છે. **લવણપ્રમેહ**વાળો માણસ નિર્મળ તથા ખારા પાણી જેવું મૂતરે છે. **પિષ્ટપ્રમેહ**વાળો માણસ લોટના પાણી જેવું મૂતરે છે અને મૂતરતી વખતે તેનાં રૂંવાડાં ઊભાં થઈ જાય છે. **સાંદ્રપ્રમેહ**વાળો માણસ મેલું તથા ઘાટું મૂતરે છે. **શુક્રપ્રમેહ**વાળો માણસ વીર્ય જેવું મૂતરે છે અને **ફેનપ્રમેહ**વાળો માણસ ફીણવાળું થોડુંથોડું મૂતરે છે. ૮

### પિત્તની અધિકતાવાળા છ પ્રમેહોનાં વિશિષ્ટ લક્ષણો

अत ऊर्ध्वं पित्तनिमित्तान्वक्ष्यामः-सफेनमच्छं नीलं नीलमेही मेहति, सदाहं हरिद्राभं हरिद्रामेही, अम्लरसगन्धमम्लमेही, स्रुतक्षारप्रतिमं क्षारमेही, मञ्जिष्ठोदकप्रकाशं मञ्जिष्ठामेही, शोणितप्रकाशं शोणितमेही मेहति ॥९॥

**નીલપ્રમેહ**વાળો માણસ ફીણવાળું, આછું તથા નીલવર્ણવાળું મૂતરે છે. **હરિદ્રાપ્રમેહ**વાળો માણસ બળતરાવાળું તથા હળદર જેવા વર્ણ-વાળું મૂતરે છે. **અમ્લપ્રમેહ**વાળો માનસ ખાટા રસવાળું તથા ખાટા ગંધવાળું મૂતરે છે. **ક્ષારપ્રમેહ**વાળો માણસ વસ્ત્રથી ગાળી લીધેલા ક્ષાર જેવું મૂતરે છે. **મંજિષ્ઠાપ્રમેહ**વાળો માણસ મજીઠના પાણી જેવું મૂતરે છે અને **શોણિતપ્રમેહ**વાળો માણસ લોહી જેવા વર્ણવાળું મૂતરે છે. (જોકે રક્તપિત્તમાં પણ મજીઠના પાણી જેવું અને લોહી જેવું મૂત્ર થાય છે, તોપણ રક્ત-પિત્તમાં પ્રમેહનાં પૂર્વરૂપો થતાં નથી અને મંજિષ્ઠાપ્રમેહમાં તથા શોણિતપ્રમેહમાં પ્રમેહનાં પૂર્વરૂપો થાય છે એ તફાવત છે. ડલ્હન.) ૯

### વાયુની અધિકતાવાળા ચાર પ્રમેહોનાં વિશિષ્ટ લક્ષણો

अत ऊर्ध्वं वातनिमित्तान्वक्ष्यामः-सर्पिःप्रकाशं सर्पिर्मेही मेहति, वसाप्रकाशं वसामेही, क्षौद्ररसवर्णं क्षौद्रमेही, मत्तमातङ्गवदनुप्रबन्धं हस्तिमेही मेहति ॥

**સર્પિપ્રમેહ**વાળો માણસ ઘી જેવું મૂતરે છે. **વસાપ્રમેહ**વાળો માણસ ચરબી જેવું મૂતરે છે. **ક્ષૌદ્રપ્રમેહ**વાળો માણસ મધના જેવા રસ તથા વર્ણવાળું મૂતરે છે અને **હસ્તિપ્રમેહ**વાળો માણસ મદોન્મત્ત હાથી પેઠે વારંવાર રસી જેવા પદાર્થવાળું મૂતર્યા કરે છે. ૧૦

### કફની અધિકતાવાળા દસ પ્રમેહોના ઉપદ્રવો

मक्षिकोपसर्पणमालस्यं मांसोपचयः प्रतिश्यायः शैथिल्यारोचकाविपाकाः कफप्रसेकच्छर्दिनिद्राकासश्वासाश्चेति श्लेष्मजानामुपद्रवाः ॥ ११ ॥

કફની અધિકતાવાળા પ્રમેહોમાં વારંવાર માખીઓનું આવી બેસવું, આળસ, માંસનો વધારો, પ્રતિશ્યાય, શિથિલતા, અરુચિ, ખોરાકનું નહીં પચવું, મોઢામાંથી કફનું ઝરવું, ઊલટી, નિદ્રા, ખાંસી અને શ્વાસ એ ઉપદ્રવો થાય છે. ૧૧

### પિત્તના અધિકતાવાળા છ પ્રમેહોના ઉપદ્રવો

वृषणयोरवदरणं वस्तिभेदो मेढ्रतोदो हृदि शूलमम्लिकाज्वरातीसारारोचका वमथुः परिधूमायनं

અમુક પ્રકારની તથા વાતજન્ય પ્રમેહોની ફોડલીઓ અસાધ્ય

गुदे हृदि शिरस्यंसे पृष्ठे मर्मणि चोत्थिताः ।
सोपद्रवा दुर्बलस्य पिडकाः परिवर्जयेत् ॥
कृत्स्नं शरीरं निष्पीड्य मेदोमज्जवसायुतः ।
अधः प्रक्रमते वायुस्तेनासाध्यास्तु वातजाः ॥१७॥

ગુદા, છાતી, માથું, ખભો, પીઠ કે મર્મસ્થળોમાં ઉત્પન્ન થયેલી, ઉપદ્રવોવાળી[1] અને નબળા અથવા મંદ અગ્નિવાળા માણસને, થયેલી પ્રમેહની ફોડલીઓની ચિકિત્સા કરવી નહિ.

વાયુ સઘળા શરીરને નીચોવી મેદ, મજ્જા તથા ચરબીથી યુક્ત થઈ નીચે ગતિ કરે છે, તે કારણથી વાયુની અધિકતાવાળા સઘળા પ્રમેહો અસાધ્ય છે. ૧૭

પ્રમેહી અને મધુપ્રમેહી કોને કહેવા? અસાધ્ય મધુપ્રમેહ

प्रमेहपूर्वरूपाणामाकृतिर्यत्र दृश्यते ॥
किंचिचाप्यधिकं मूत्रं तं प्रमेहिणमादिशेत् ।
कृत्स्नान्यर्द्धानि वा यस्मिन्पूर्वरूपाणि मानवे ॥
प्रवृत्तमूत्रमत्यर्थं तं प्रमेहिणमादिशेत् ।
पिडकापिडितं गाढमुपसृष्टमुपद्रवैः ॥
मधुमेहिनमाचष्टे स चासाध्यः प्रकीर्तितः ॥१८॥

જેના શરીરમાં પ્રમેહનાં પૂર્વરૂપોની આકૃતિ જોવામાં આવતી હોય અને મૂત્ર કાંઈક અધિક થતું હોય, તેને પ્રમેહી કહેવો. જેના શરીરમાં સઘળાં અથવા અરધાં પ્રમેહનાં પૂર્વરૂપો જોવામાં આવતાં હોય અને મૂત્ર અત્યંત વધ્યું હોય તેને પણ પ્રમેહી કહેવો.[2]

જે માણસ ફોડલીઓથી અત્યંત પીડાતો હોય અને પ્રમેહોના બીજા ઉપદ્રવોથી પણ ઘેરાયો હોય તેને મધુપ્રમેહી કહેવો. આ મધુપ્રમેહ અસાધ્ય છે. ૧૮

મધુપ્રમેહનું બીજું સામાન્ય લક્ષણ

स चापि गमनात्स्थानं स्थानादासनमिच्छति ।
आसनाद्वृणुते शय्यां शयनात्स्वप्नमिच्छति ॥१९॥

મધુપ્રમેહવાળો માણસ ચાલતો હોય, ત્યાં ઊભો રહેવાની ઇચ્છા કરે છે, ઊભો રહ્યો હોય, ત્યાં બેસી જવાની ઇચ્છા કરે છે; બેઠો હોય ત્યાં શય્યાની ઇચ્છા કરે છે અને શય્યામાં પડ્યો હોય ત્યાં નિદ્રા લેવાની ઇચ્છા કરે છે. ૧૯

ત્રણ દોષોથી વીસ પ્રમેહોના કારણ

यथा हि वर्णानां पञ्चानामुत्कर्षापकर्षकृतेन संयोगविशेषेण शबलत्वधूम्रकपिलकपोतमेचकादीनां वर्णानामनेकेषामुत्पत्तिर्भवत्येवमेव दोषधातुमलाहारविशेषेणोत्कर्षापकर्षकृतेन संयोगविशेषेण प्रमेहाणां नानाकरणं भवति ॥ २० ॥

જેમ ધોળો, લીલો, કાળો, પીળો અને રાતો, એ પાંચ રંગોના વધારાઘટાડાથી કરેલા મિશ્રણથી કાબરચીતરા, ભૂરા, પીંગળા, હોલાના જેવા તથા આસમાની વગેરે અનેક રંગોની ઉત્પત્તિ થાય છે, તેમ દોષો, ધાતુઓ, મળો અને આહારોના વધારાઘટાડા ઉપરથી થયેલા મિશ્રણથી વીસ પ્રમેહોની ઉત્પત્તિ થાય છે. ૨૦

પ્રમેહોની મધુપ્રમેહની સ્થિતિમાં અસાધ્યતા

भवति चात्र ॥
सर्व एव प्रमेहास्तु कालेनाप्रतिकारिणः ।
मधुमेहत्वमायान्ति तदाऽसाध्या भवन्ति हि ॥२१॥

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે 'ચિકિત્સાથી રહિત રહેનારા

[1] તરસ, શ્વાસ, માંસનો સડો, બહુમૂત્રતા, હેડકી, મદ, જ્વર, વિસર્પ અને મર્મસ્થળોનું જકડાવું, એ ફોડલીઓના ઉપદ્રવો છે. (ભાવપ્રકાશ)

[2] જેમા પાણી પચતું નથી, કારણ કે તૃષાનું સ્થાન કલોમ(પેન્ક્રિયાસ)મા છે. પાણી પચીને ત્યા પહોચે તો જ તરસ છિપાય. તેમ નહિ થતા કાચું પાણી નીકળી જ જાય છે કલોમનું સત્ત્વ જે ઇન્સ્યુલીન મૂકવામા આવે છે તેને બદલે ઇન્સ્યુલીન પેદા થાય એટલે અગ્નિ વધે તેની ચિકિત્સા થવી જોઈએ. પ્ર.

दाहो मूर्च्छा पिपासा निद्रानाशः पाण्डुरोगः पीतविण्मूत्रत्वं चेति पैत्तिकानाम् ॥१२॥

પિત્તની અધિકતાવાળા પ્રમેહોમાં વૃષણોનું ફાટવું, મૂત્રાશયમાં ભેદાયા જેવી વ્યથા, લિંગમાં કે યોનિમાં સોયોથી ભોંકાયા જેવી વ્યથા, છાતીમાં શૂળ, ખાટા ઓડકાર, જ્વર, અતિસાર, અરુચિ, ઊલટી, ચોમેરથી ધુમાડા નીકળતા હોય એવી સ્થિતિ, દાહ, મૂર્છા, તરસ, નિદ્રાનો નાશ, પાંડુરોગ અને વિષ્ઠા તથા મૂત્રનું પીળાશપણું, એ ઉપદ્રવો થાય છે. ૧૨

વાયુની અધિકતાવાળા ચાર પ્રમેહોના ઉપદ્રવો

हृद्ग्रहो लौल्यमनिद्रा स्तम्भः कम्पः शूलं बद्धपुरीषत्वं चेति वातजानाम् ॥ एवमेते विंशतिः प्रमेहाः सोपद्रवा व्याख्याताः ॥१३॥

વાયુની અધિકતાવાળા પ્રમેહમાં હૃદયનું ઝલાઈ જવું, સઘળા રસો જમવાની ઘણી ઇચ્છા, નિદ્રાનો અભાવ, સ્તંભ, કંપ, શૂળ અને વિષ્ઠાનું રોકાવું વગેરે ઉપદ્રવો થાય છે. એ પ્રમાણે વીસ પ્રમેહો અને તેઓના ઉપદ્રવો કહ્યા છે. ૧૩

પ્રમેહ સંબંધી ફોડલીઓ

तत्र वसामेदोभ्यामभिपन्नशरीरस्य त्रिभिर्दोषैश्चानुगतधातोः प्रमेहिणो दश पिडका जायन्ते । तद्यथा–शराविका सर्षपिका कच्छपिका जालिनी विनता पुत्रिणी मसूरिका अलजी विदारिका विद्रधिका चेति ॥१४॥

ચરબીથી તથા મેદથી બગડેલા શરીરવાળા અને જેની ધાતુઓ ત્રણે દોષોથી વ્યાપ્ત થઈ હોય એવા પ્રમેહી માણસને શરાવિકા, સર્ષપિકા, કચ્છપિકા, જાલિની, વિનતા, પુત્રિણી, મસૂરિકા, અલજી, વિદારિકા અને વિદ્રધિકા; એ નામની દશ જાતની ફોડલીઓ થાય છે. ૧૪

શરાવિકા વગેરે ફોડલીઓનાં લક્ષણો

शरावमात्रा तद्रूपा निम्नमध्या शराविका ।
गौरसर्षपसंस्थाना तत्प्रमाणा च सर्षपी ॥
सदाहा कूर्मसंस्थाना ज्ञेया कच्छपिका बुधैः ।
जालिनी तीव्रदाहा तु मांसजालसमावृता ॥
महती पिडका नीला सा बुधैर्विनता स्मृता ।
महत्यल्पाचिता ज्ञेया पिडका सा तु पुत्रिणी ॥
मसूरसमसंस्थाना ज्ञेया सा तु मसूरिका ।
रक्ता सिता स्फोटवती दारुणा त्वलजी भवेत् ॥
विदारीकन्दवद्वृत्ता कठिना च विदारिका ।
विद्रधेर्लक्षणैर्युक्ता ज्ञेया विद्रधिका बुधैः ॥१५॥

જે ફોડલી કોડિયા જેવડી, કોડિયા જેવા આકારવાળી, કાળી અને મધ્ય ભાગમાં ઊંડી હોય તેને **શરાવિકા** જાણવી. જે ફોડલી ધોળા સરસવના જેવા આકારવાળી અને ધોળા સરસવ જેવડી હોય તેને **સર્ષપિકા** જાણવી. જે ફોડલી દાહવાળી અને કાચબા જેવા આકારવાળી હોય તેને **કચ્છપિકા** જાણવી. જે ફોડલી તીવ્ર દાહવાળી અને માંસનાં (અથવા ઝીણીઝીણી નસોનાં) જાળોથી વીંટાયેલી હોય તેને **જાલિની** જાણવી. જે ફોડલી મોટી અને આકાશી રંગવાળી હોય, તેને **વિનતા** જાણવી. જે ફોડલી મોટી અને બીજી ઝીણીઝીણી ઘણી ફોડલીઓથી વ્યાપ્ત હોય તેને **પુત્રિણી** જાણવી. જે ફોડલી મસૂરની દાળ જેવા આકારવાળી હોય તેને **મસૂરિકા** જાણવી. જે ફોડલી રાતી તથા કાળી હોય અને બીજા ફોડકાઓથી પણ વ્યાપ્ત હોય તથા દારુણ હોય તેને **અલજી** જાણવી. જે ફોડલી ફગવેલાના કંદ જેવી ગોળ હોય અને કઠણ હોય તેને **વિદારિકા** જાણવી. જે ફોડલી વિદ્રધિનાં લક્ષણોથી યુક્ત હોય તેને **વિદ્રધિકા** જાણવી. ૧૫

પ્રમેહની ફોડલીઓમાં દોષોનો નિર્ણય

ये यन्मयाः स्मृता मेहास्तेषामेतास्तु तत्कृताः ॥१६

જે પ્રમેહ જે દોષની અધિકતાવાળો હોય, તે પ્રમેહની ફોડલી પણ તે દોષની જ અધિકતાવાળી હોય છે. ૧૬

### અમુક પ્રકારની તથા વાતજન્ય પ્રમેહોની ફોડલીઓ અસાધ્ય

गुदे हृदि शिरस्यंसे पृष्ठे मर्मणि चोत्थिताः ।
सोपद्रवा दुर्बलस्य पिडकाः परिवर्जयेत् ॥
कृत्स्नं शरीरं निष्पीड्य मेदोमज्जवसायुतः ।
अधः प्रक्रमते वायुस्तेनासाध्यास्तु वातजाः ॥१७॥

ગુદા, છાતી, માથું, ખભો, પીઠ કે મર્મ-સ્થળોમાં ઉત્પન્ન થયેલી, ઉપદ્રવોવાળી[1] અને નબળા અથવા મંદ અગ્નિવાળા માણસને થયેલી પ્રમેહની ફોડલીઓની ચિકિત્સા કરવી નહિ.

વાયુ સઘળા શરીરને નીચોવી મેદ, મજ્જા તથા ચરબીથી યુક્ત થઈ નીચે ગતિ કરે છે, તે કારણથી વાયુની અધિકતાવાળા સઘળા પ્રમેહો અસાધ્ય છે. ૧૭

### પ્રમેહી અને મધુપ્રમેહી કોને કહેવા ? અસાધ્ય મધુપ્રમેહ

प्रमेहपूर्वरूपाणामाकृतिर्यत्र दृश्यते ॥
किंचिचाप्यधिकं मूत्रं तं प्रमेहिणमादिशेत् ।
कृत्स्नान्यर्द्धानि वा यस्मिन्पूर्वरूपाणि मानवे ॥
प्रवृत्तमूत्रमत्यर्थं तं प्रमेहिणमादिशेत् ।
पिडकापिडितं गाढमुपसृष्टमुपद्रवैः ॥
मधुमेहिनमाचष्टे स चासाध्यः प्रकीर्तितः ॥१८॥

જેના શરીરમાં પ્રમેહનાં પૂર્વરૂપોની આકૃતિ જોવામાં આવતી હોય અને મૂત્ર કાંઈક અધિક થયુ હોય, તેને પ્રમેહી કહેવો. જેના શરીરમાં સઘળાં અથવા અરધાં પ્રમેહનાં પૂર્વરૂપો જોવામાં આવતાં હોય અને મૂત્ર અત્યંત વધ્યુ હોય તેને પણ પ્રમેહી કહેવો.[2]

જે માણસ ફોડલીઓથી અત્યંત પીડાતો હોય અને પ્રમેહોના બીજા ઉપદ્રવોથી પણ ઘેરાયો હોય તેને મધુપ્રમેહી કહેવો. આ મધુપ્રમેહ અસાધ્ય છે. ૧૮

### મધુપ્રમેહનું બીજું સામાન્ય લક્ષણ

स चापि गमनात्स्थानं स्थानादासनमिच्छति ।
आसनाद्वृणुते शय्यां शयनात्स्वप्नमिच्छति ॥१९॥

મધુપ્રમેહવાળો માણસ ચાલતો હોય, ત્યાં ઊભો રહેવાની ઇચ્છા કરે છે, ઊભો રહ્યો હોય, ત્યાં બેસી જવાની ઇચ્છા કરે છે; બેઠો હોય ત્યાં શય્યાની ઇચ્છા કરે છે અને શય્યામાં પડ્યો હોય ત્યાં નિદ્રા લેવાની ઇચ્છા કરે છે. ૧૯

### ત્રણ દોષોથી વીસ પ્રમેહોના કારણ

यथा हि वर्णानां पञ्चानामुत्कर्षापकर्षकृतेन संयोगविशेषेण शबलबभ्रुकपिलकपोतमेचकादीनां वर्णानामनेकेषामुत्पत्तिर्भवत्येवमेव दोषधातुमलाहारविशेषेणोत्कर्षापकर्षकृतेन संयोगविशेषेण प्रमेहाणां नानाकरणं भवति ॥ २० ॥

જેમ ધોળો, લીલો, કાળો, પીળો અને રાતો, એ પાંચ રંગોના વધારાઘટાડાથી કરેલા મિશ્રણથી કાબરચીતરા, ભૂરા, પીંગળા, હોલાના જેવા તથા આસમાની વગેરે અનેક રંગોની ઉત્પત્તિ થાય છે, તેમ દોષો, ધાતુઓ, મળો અને આહારોના વધારાઘટાડા ઉપરથી થયેલા મિશ્રણથી વીસ પ્રમેહોની ઉત્પત્તિ થાય છે. ૨૦

### પ્રમેહોની મધુપ્રમેહની સ્થિતિમાં અસાધ્યતા

भवति चात्र ॥
सर्व एव प्रमेहास्तु कालेनाप्रतिकारिणः ।
मधुमेहत्वमायान्ति तदाऽसाध्या भवन्ति हि ॥२१॥

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યુ છે 'ચિકિત્સાથી રહિત રહેનારા

---

[1] તરસ, શ્વાસ, માસનો સડો, બહુમૂત્રતા, હેડકી, મદ, જ્વર, વિસર્પ અને મર્મસ્થળોનુ જકડાવુ, એ ફોડલીઓના ઉપદ્રવો છે. (ભાવપ્રકાશ)

[2] જેમા પાણી પચતુ નથી, કારણ કે તૃષાનુ સ્થાન કલોમ (પેન્ક્રિયાસ)મા છે પાણી પચીને ત્યા પહોંચે તો જ તરસ છિપાય. તેમ નહિ થતા કાચું પાણી નીકળી જ જાય છે કલોમનું સત્ત્વ જે ઇન્સ્યુલીન મૂકવામા આવે છે તેને બદને ઇન્સ્યુલીન પેદા થાય એટલે અગ્નિ વધે તેવી ચિકિત્સા થવી જોઈએ. પ્ર.

માણસના સઘળા પ્રમેહો કાળે કરી મધુપ્રમેહતાને પ્રાપ્ત થાય છે, ત્યારે અસાધ્ય બની જાય છે; એટલા માટે પૂર્વરૂપો દેખાતાં જ પ્રમેહોની ચિકિત્સા કરવી જોઈએ.' ૨૧

## અધ્યાય ૭ મો

### ઉપક્રમ

अथात उदराणां निदानं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'ઉદરવ્યાધિનિદાન'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### ગુરુશિષ્યના સંવાદનું સ્મરણ

धन्वन्तरिर्धर्मभृतां वरिष्ठो राजर्षिरिन्द्रप्रतिमो बभूव। ब्रह्मर्षिपुत्रं विनयोपपन्नं शिष्यं शुभं सुश्रुतमन्वशात्सः ॥ २ ॥

ધન્વંતરિ કે જે ધર્માત્માઓમાં સર્વોત્તમ અને ઇંદ્રના જેવા પ્રભાવવાળા રાજર્ષિ હતા, તેમણે, વિશ્વામિત્રના પુત્ર અને નમ્રતાવાળા, શિષ્ય થયેલા, શુભ આચારવાળા, સુશ્રુતને નીચે પ્રમાણે ઉપદેશ કર્યો. ૨

### ઉદરરોગોનાં નિદાનો તથા સંખ્યા

पृथक्समस्तैरपि चेह दोषैः, प्लीहोदरं, बद्धगुदं तथैव। आगन्तुकं सप्तममष्टमं च दकोदरं चेति वदन्ति तानि ॥ ३ ॥

વાયુ, પિત્ત, કફ—એ ત્રણે દોષોથી, બરલ વધવાથી, ગુદાનો રોધ થવાથી, આગંતુક કારણથી (શલ્ય વડે આંતરડું ઘવાયાથી) અને પેટમાં પાણીનો જમાવ થવાથી, એ રીતે આઠ પ્રકારના ઉદરરોગો થાય છે. એ આઠ પ્રકારના ઉદરરોગોનાં અનુક્રમે વાતોદર, પિત્તોદર, કફોદર, સન્નિપાતોદર અથવા દૂષ્યુદર, પ્લીહોદર, બદ્ધગુદોદર, પરિસ્રાવ્યુદર અને દકોદર (જલોદર); એ આઠ નામો છે. ૩

### ઉદરરોગોનાં દૂરનાં તથા પાસેનાં નિદાનો

सुदुर्बलाग्नेरहिताशनस्य संशुष्कपूत्यन्ननिषेवणाद्वा। स्नेहादिमिथ्याचरणाच्च जन्तोर्वृद्धिंगताः कोष्ठमभिप्रपन्नाः ॥ गुल्माकृतिव्यञ्जितलक्षणानि कुर्वन्ति घोराण्युदराणि दोषाः ॥ ४ ॥

જઠરાગ્નિ અત્યંત મંદ થઈ જવાથી, અહિત ભોજન (વિરુદ્ધાશન, સમશન, અધ્યશન કે વિષમાશન) કરવાથી, સુકાયેલાં કે દુર્ગંધવાળાં અન્નોનું સેવન કરવાથી અને સ્નેહપાન તથા વમન, વિરેચન વગેરે ક્રિયાઓ અનુચિત રીતે થવાથી, વૃદ્ધિ પામીને કોઠાને પ્રાપ્ત થયેલા દોષો, ગુલ્મ જેવી આકૃતિથી પ્રકટ થયેલાં લક્ષણોવાળા ભયંકર ઉદરરોગો ઉત્પન્ન કરે છે.[2] ૪

### ઉદરરોગોની સંપ્રાપ્તિ

कोष्ठादुपस्नेहवदन्नसारो निःसृत्य दुष्टोऽनिलवेगनुन्नः ॥ त्वचः समुन्नम्य शनैः समन्ताद्विवर्द्धमानो जठरं करोति ॥५॥

દુષ્ટ થયેલો અને વાયુના વેગથી પ્રેરાયેલો અન્નનો સાર જેમ નવા ઘડામાંથી પાણી સ્રવે છે, તેમ કોઠામાંથી સ્રવી, ત્વચાઓને ઊંચી કરી ધીરે ધીરે ચોતરફ વધતો વધતો ઉદરરોગો ઉત્પન્ન કરે છે. ૫

### ઉદરરોગોનાં પૂર્વરૂપો

तत्पूर्वरूपं बलवर्णकाङ्क्षावलीविनाशो जठरे हि राज्यः ॥ जीर्णापरिज्ञानविदाहवत्यो वस्तौ रुजः पादगतश्च शोफः ॥६॥

જ્યારે આઠમાંનો કોઈ પણ ઉદરરોગ થવાનો હોય, ત્યારે બળની હાનિ થાય છે, વર્ણ બગડી

[1] ઉદરરોગોના કારણો, ભેદો, સંપ્રાપ્તિ તથા લક્ષણોના નિરૂપણ વિષેનો.

[2] ઉદર એટલે સોજો પેટમા લીવર અને બરલ બંનેનો સોજો આવે તે ઉદર કહેવાય છે. આ સોજો પાણીનો સોજો હોય છે, રક્તનો સોજો નહિ. પ્ર.

જાય છે, પેટ ઉપરની વળીઓ નષ્ટ થઈ જાય છે, પેટ ઉપર રેખાઓ થાય છે, અન્નનો પચાવ થવાની ખબર પડતી નથી, હૃદયમાં બળતરા થાય, મૂત્રાશયમાં પીડા થાય અને પગમાં સોજો આવે છે. ૬

વાતોદરનું લક્ષણ

संगृह्य पार्श्वोदरपृष्ठनाभीर्यद्वर्द्धते कृष्णशिरावनद्धम् ॥ सशूलमानाहवदुग्रशब्दं सतोदभेदं पवनात्मकं तत् ॥७॥

પેટ, પડખાંઓ, પીઠ તથા નાભિને સાથે લઈ વૃદ્ધિ પામે, ઝીણીઝીણી કાળી નસોથી વ્યાપ્ત થઈ જાય, શૂળથી યુક્ત થાય, હાથ વડે ઠોકવાથી, પવનથી ભરાયેલી ધમણ જેવા ઉગ્ર અવાજ કરે, મળોની જમાવટવાળું થાય, અને ભોંકાયા જેવી તથા ભેદાયા જેવી વ્યથા પામે, તો **વાતોદર** થયેલુ સમજવું. ૭

પિત્તોદરનું લક્ષણ

यच्चोपतृष्णाज्वरदाहयुक्तं पीतं शिरा यत्र भवन्ति पीताः ॥ पीताक्षिविण्मूत्रनखाननस्य पित्तोदरं तत्त्वचिराभिवृद्धि ॥८॥

પેટ પીળું તથા પીળી નસોથી વ્યાપ્ત થઈ જાય અને જલદી વધી જાય, તેમ જ નેત્રો, વિષ્ઠા, મૂત્ર, નખો તથા મોઢું પીળાં થઈ જાય અને સંતાપ, તરસ, જ્વર તથા દાહ થયા કરે, તો **પિત્તોદર** થયું સમજવું. ૮

કફોદરનુ લક્ષણ

यच्छीतलं शुक्लशिरावनद्धं गुरु स्थिरं शुक्लनखाननस्य ॥ स्निग्धं महच्छोफयुतं ससादं कफोदरं तच्च चिराभिवृद्धि ॥९॥

પેટ ટાઢું, ઝીણી ઝીણી ધોળી નસોથી વ્યાપ્ત, ભારે, કઠણ, સ્નિગ્ધ અને મોટા સોજાવાળું થઈ જાય, નખ સફેદ થઈ જાય, મોઢું સફેદ થઈ જાય અને અંગોમાં ગ્લાનિ થાય, તો **કફોદર** થયુ કહેવાય છે. કફોદર લાંબે કાળે વૃદ્ધિ પામે છે. ૯

સન્નિપાતોદર અથવા દૃષ્યુદરનું લક્ષણ

स्त्रियोऽन्नपानं नखरोममूत्रविडार्तवैर्युक्तमसाधुवृत्ताः । यस्मै प्रयच्छन्त्यरयो गरांश्च दुष्टाम्बुदूषीविषसेवनाद्वा ॥

तेनाशु रक्तं कुपिताश्च दोषाः कुर्वन्ति घोरं जठरं त्रिलिङ्गम् । तच्छीतवाताभ्रसमुद्भवेषु विशेषतः कुप्यति दह्यते च ॥

स चातुरो मूर्च्छति संप्रसक्तं पाण्डुः कृशः शुष्यति तृष्णया च । प्रकीर्तितं दूष्युदरं तु घोरं प्लीहोदरं कीर्तयतो निबोध ॥ १० ॥

ખરાબ ચાલવાળી સ્ત્રીઓ અથવા બીજા કોઈ નજદીક રહેનારા દુષ્ટ માણસો વશીકરણ વગેરેની ઇચ્છાથી જે પુરુષને, નખ, રૂંવાડાં, મૂત્ર, બિલાડાં વગેરેની વિષ્ઠા કે રજસ્વલાપણાના રુધિરથી યુક્ત કરેલુ અન્ન ખવડાવે તે પુરુષને, અથવા દુષ્ટ શત્રુઓ, જેને સંયોગથી થયેલામાં ઝેર ખવડાવે તેને અથવા ઝેરી માછલાં, ઝેરી ખડ, ઝેરી પાંદડાં વગેરેવાળું પાણી જેના પીવામાં આવે તેને અને દૂષીવિષ[1] જેના સેવવામાં આવે તેને એ કારણોથી પ્રકુપિત થયેલુ રુધિર અને પ્રકુપિત થયેલા દોષો તુરત જ ત્રણે દોષોનાં ચિહ્નોવાળા અતિ ભયંકર ઉદરરોગ ઉત્પન્ન કરે છે. એ ઉદરરોગ ઠંડીના સમયમાં, પ્રબળ વાયુના સમયમાં અને જે સમયે આકાશમાં વાદળાં ઘેરાય તે સમયમાં વિશેષે કરી પ્રકુપિત થાય છે તથા બળતરા કરે છે; આથી રોગી મૂર્છિત પણ થઈ જાય છે. (એવા સમયોમાં દૂષીવિષાદિકનો પ્રકોપ થાય અને તેથી રોગીને મૂર્છા થાય એ સંભવે છે.) આ રોગવાળો માણસ નિરંતર ફીકો રહે છે, શરીરમાં કૃશ રહે છે, તરસ-

[1] વિષને હણનારી ઓષધિઓથી હણાવાને લીધે, જૂનું હોવાથી દાવાનળથી, વાયુથી કે તડકાથી સુકાઈ જવાને લીધે અથવા સ્વાભાવિક રીતે જે ઝેર પોતાના ગુણોથી રહિત થયું હોય તે દૂષીવિષ કહેવાય છે.

થી સુકાયા કરે છે. આવા પ્રકારનો ઉદરરોગ **દૂષ્યુદર** અથવા સંનિપાતોદર કહેવાય છે. આ ભયંકર દૂષ્યુદર કહ્યું. હવે પ્લીહોદરનું લક્ષણ કહું છું તે સાંભળો. ૧૦

પ્લીહોદરનું લક્ષણ

विदाह्यभिष्यन्दिरतस्य जन्तोः प्रदुष्टमत्यर्थमसृक्कफश्च । प्लीहाभिवृद्धिं सततं करोति प्लीहोदरं तत्प्रवदन्ति तज्ज्ञाः ॥

वामे च पार्श्वे परिवृद्धिमेति विशेषतः सीदति चातुरोऽत्र । मन्दज्वराग्निः कफपित्तलिङ्गैरुपद्रुतः क्षीणबलोऽतिपाण्डुः ॥

सव्येतरस्मिन्यकृति प्रदुष्टे ज्ञेयं यकृद्दाल्युदरं तदेव ॥ ११ ॥

વિદાહી[1] અને અભિષ્યંદી[2] પદાર્થોનું સેવન કરનારા માણસને, અત્યંત દુષ્ટ થયેલું રુધિર અને અત્યંત પ્રકુપિત થયેલો કફ નિરંતર બરલની વૃદ્ધિ કરે છે. આ રોગને આયુર્વેદના આચાર્યો **પ્લીહોદર** કહે છે. આ રોગથી પેટ ડાબા પડખામાં અત્યંત વૃદ્ધિ પામે છે અને તેથી આતુર અત્યંત સિદાય છે, મંદ મંદ જ્વરવાળો રહે છે, મંદ અગ્નિવાળો થઈ જાય છે, કફનાં તથા પિત્તનાં ચિહ્નોથી ઉપદ્રવ પામે છે, નિર્બળ થઈ જાય છે તથા અત્યંત ફીકો થઈ જાય છે. યકૃદ્દાલ્યુદર નામનો જે રોગ છે તે પણ આ પ્લીહોદરની જ જાત છે, તેને લીધે જુદો ગણવામાં આવ્યો નથી. પ્લીહોદરથી યકૃદ્દાલ્યુદરની જુદાઈ માત્ર એટલી જ છે કે, યકૃત્ નામની જમણા પડખાની ગાંઠ વધવાથી જમણા પડખામાં પેટનું જે વધવું થાય છે, તે યકૃદ્દાલ્યુદર કહેવાય છે. એ રોગમાં રુધિર તથા કફના પ્રકોપથી યકૃત ભેદાઈ જાય છે તેથી એ રોગનું નામ 'યકૃદ્દાલ્યુદર' છે.[3] ૧૧

બદ્ધગુદોદરનું લક્ષણ

यस्यान्त्रमन्नैरुपलेपिभिर्वा बालाश्मभिर्वा पिहितं यथावत् ॥ संचीयते तत्र, मलः सदोषः, क्रमेण नाड्यामिव संकरो हि । निरुध्यते चास्य गुदे पुरीषं निरेति कृच्छ्रादपि चाल्पमल्पम् ॥ हृन्नाभिमध्ये परिवृद्धिमेति यच्चोदरं विट्समगन्धिकं च । प्रच्छर्दयन् बद्धगुदी विभाव्यस्ततः परिस्राव्युदरं निबोध ॥१२॥

ચીકણા પદાર્થોના સંયોગવાળાં અન્નો, વાળ અથવા તો કાંકરીઓથી ગુદાનું આંતરડું ઢંકાઈ જતાં, ગુદાના દ્વારમાં જેમ પરનાળમાં કચરો એકઠો થઈ જાય છે, તેમ ક્રમે કરી દોષ સહિત મળ એકઠો થાય છે. આમ થવાથી ગુદામાં વિષ્ટા રોકાઈ જાય છે તથા મહામહેનતે માંડ માંડ થોડી થોડી નીકળે છે અને હૃદયના તથા નાભિના મધ્યમાં પેટનો વધારો થાય છે. એ પેટ વિષ્ટા જેવું ગંધાય છે અને રોગીને ઊલટીઓ થયા કરે છે. આ રોગ **બદ્ધગુદોદર** કહેવાય છે. હવે પરિસ્રાવ્યુદરનું લક્ષણ કહું છું તે સાંભળો. ૧૨

પરિસ્રાવ્યુદર( ક્ષતોદર )નું લક્ષણ

शल्यं यदन्नोपहितं तदन्त्रं भिनत्ति यस्यागतमन्यथा वा । तस्मात्स्रुतोऽन्त्रात्सलिलप्रकाशः स्रावः स्रवेद्वै गुदतस्तु भूयः ॥

नाभेरधश्चोदरमेति वृद्धिं निस्तुद्यतेऽतीव विदह्यते च । एतत्परिस्राव्युदरं प्रदिष्टं दकोदरं कीर्तयतो निबोध ॥ १३ ॥

અન્ન સાથે ખાવામાં આવી ગયેલા અથવા બીજી કોઈ રીતે પેટમાં આવી ગયેલા કાંટા કે કાંકરા વગેરે શલ્યથી આંતરડું ભેદાઈ જતાં તે આંતરડાંમાંથી પાણી જેવો સ્રાવ નીકળે છે, તે સ્રાવ પાછો ગુદામાંથી થોડો થોડો સ્રવે છે અને

[1] જે પદાર્થ, ખાધાથી ખાટા ઓડકાર આવે, તરસ લાગે અને હૃદયમાં બળતરા થાય તે વિદાહી કહેવાય છે.
[2] જે પદાર્થ, રસનું વહન કરનારી શિરાઓને ચીકાશથી તથા ભારેપણાથી રોકી દઈ, શરીરમાં ભારેપણું કરે તે અભિષ્યંદી કહેવાય છે.

[3] જેને અંગ્રેજીમાં સીરોસીસ ઓફ્લીવર કહે છે. પ્ર૦

નાભિથી નીચેના ભાગમાં પેટ વધે છે કે જેથી માણસ સોયથી ભોંકાયા જેવી વ્યથા પામે છે તથા બળતરાથી યુક્ત થાય છે. આ રોગ પરિસ્રાવ્યુદર કહેવાય છે. હવે દકોદરનું લક્ષણ કહું છું તે સાંભળો. ૧૩

દકોદર( જલોદર )નું લક્ષણ

यः स्नेहपीतोऽप्यनुवासितो वा वान्तो विरिक्तोऽप्यथ वा निरूढः । पिबेज्जलं शीतलमाशु तस्य स्रोतांसि दुष्यन्ति हि तद्वहानि ॥

स्नेहोपलिप्तेष्वथ चापि तेषु दकोदरं पूर्ववदभ्युपैति । स्निग्धं महत्सम्परिवृत्तनाभि भृशोन्नतं पूर्णमिवाम्बुना च ॥ यथा दृतिः क्षुभ्यति कम्पते च शब्दायते चापि दकोदरं तत् ॥ १४ ॥

સ્નેહપાન કરી અથવા અનુવાસનબસ્તિ લઈ અથવા વમન કરી અથવા વિરેચન લઈ અથવા નિરૂહબસ્તિ લઈ જે માણસ તુરત ટાઢું પાણી પીએ, તે માણસના જળનું વહન કરનારા સ્નેહાદિલિપ્ત સ્રોતો દૂષિત થાય છે અને તે સ્રોતો દૂષિત થતાં જળ, રાંધેલા અન્નમાં નાખેલા ઝાઝા ઘીની પેઠે સ્રોતોમાંથી બહાર નીકળી આવે છે તથા આવીને ગુદામાંથી નીકળવા લાગે છે, એ રોગ દકોદર કહેવાય છે કે જેથી પેટ સ્નિગ્ધ, મોટું, ઊથલી પડેલી નાભિવાળું તથા અત્યંત ઊંચું થઈ જાય છે. જળથી ભરપૂર જેવું બની જાય છે, જળના આમતેમ ચલનને લીધે પાણીથી ભરેલી પખાલની પેઠે ક્ષોભ પામે છે, બહાર હાલ્યા કરે છે અને હાલતાં હાલતાં અવાજ કરે છે. ૧૪

ઉદરરોગોનાં સામાન્ય લક્ષણો અથવા ઉપદ્રવો

आध्मानं गमनेऽशक्तिर्दौर्बल्यं दुर्बलाग्निता ॥
शोफः सदनमङ्गानां सङ्गो वातपुरीषयोः ।
दाहस्तृष्णा च सर्वेषु जठरेषु भवन्ति हि ॥ १५ ॥

આફરો, ચાલવામાં અશક્તિ, દુર્બળતા, જઠરાગ્નિની નબળાઈ, સોજો, અંગોમાં ગ્લાનિ, વાયુ તથા વિષ્ઠાની અટકાયત, બળતરા અને તરસ એટલાં સામાન્ય લક્ષણો અથવા ઉપદ્રવો સઘળા પ્રકારના ઉદરરોગોમાં થાય છે. ૧૫

ઉદરરોગોની અસાધ્યતા

अन्ते सलिलभावं तु भजन्ते जठराणि तु ।
सर्वाण्येव परीपाकात्तदा तानि विवर्जयेत् ॥ १६ ॥

સઘળા ઉદરરોગો પરિપાક પામીને અંતે જળરૂપ થઈ જાય છે. આ પ્રમાણે ઉદરરોગો જળરૂપ થઈ જાય, ત્યારે તેઓની ચિકિત્સા કરવી નહિ.[1] ૧૬

## અધ્યાય ૮ મો.

ઉપક્રમ

अथातो मूढगर्भनिदानं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'મૂઢગર્ભનિદાન'[2] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

મૂઢગર્ભનાં દૂરનાં નિદાનો

ग्राम्यधर्मयानवाहनाध्वगमनप्रस्खलनप्रपतनप्रपीडनधावनाभिघातविषमशयनासनोपवासवेगाभिघातातिरूक्षकटुतिक्तभोजनशाकातिक्षारसेवनातिसा-

[1] ઘણું કરીને સઘળા ઉદરરોગો કષ્ટસાધ્ય જ છે. રોગી બળવાન હોય, ઉદરમાં પાણી ઉત્પન્ન ન થયું હોય અને તે રોગ તરતનો ઉત્પન્ન થયેલો હોય તો યત્ન કરવાથી મટે છે. બદ્ધગુદ નામનો ઉદરરોગ એક પખવાડિયાથી વધારે ચાલે, તો ઘણું કરીને મારી નાખે છે. ખડ વગેરેથી આતરડામાં છિદ્ર થયું હોય, તો તે ઉદરરોગ પણ મારી નાખે છે. ( ભાવપ્રકાશ )

[2] સઘળા અવયવોથી પૂર્ણ થયેલો અને મન વગેરેથી પણ યુક્ત થયેલો ગર્ભ દુષ્ટ થયેલા અપાનવાયુને લીધે રોકાઈ ગયો હોય, તેના નિદાન વગેરેના કથન વિષેનો.

रवमनविरेचनप्रेङ्खोलनाजीर्णगर्भशातनप्रभृतिभिर्विशेषैर्बन्धनान्मुच्यते गर्भः फलमिव वृन्तबन्धनादभिघातविशेषैः ॥ २ ॥

મૈથુન કરાવવાથી, રથાદિકમાં બેસીને જવાથી, વાહનની પીઠ પર ચડીને ચાલવાથી, પંથ કરવાથી, ઠેસ વાગવાથી, લથડી જવાથી, પડી જવાથી, અત્યંત દબાણ આવવાથી, દોડવાથી, લાકડી વગેરેનો પ્રહાર પડવાથી, વિષમ રીતે સૂવાથી, વિષમ રીતે બેસવાથી, ઉપવાસો કરવાથી, મૂત્ર વગેરેની હાજતો રોકવાથી, અતિસારથી, વમનથી, વિરેચનથી, અતિરૂક્ષ ભોજનથી, અત્યંત તીખું કે કડવું જમવાથી, શાકોના અતિસેવનથી, ક્ષારના અતિસેવનથી, હીંચકવાથી, અજીર્ણથી, ગર્ભને પાડી નાખવાના ઉપચારો કરવાથી અને એવા પ્રકારનાં બીજાં પણ કારણોથી, જેમ ફળ પથરાઓના કે લાકડી વગેરેના પ્રહારોથી પોતાના ડીંટિયાના બંધનમાંથી છૂટું પડી જાય છે, તેમ ગર્ભ ગર્ભાશયના શિરાઓરૂપ તથા પેશીઓરૂપ બંધનમાંથી છૂટો પડી જાય છે. ૨

મૂઢગર્ભનું પાસેનું નિદાન તથા સંપ્રાપ્તિ

स विमुक्तबन्धनो गर्भाशयमतिक्रम्य यकृत्प्लीहान्त्रविवरैरवस्रंसमानः कोष्ठसंक्षोभमापादयति, तस्या जठरसंक्षोभाद्वायुरपानो मूढः पार्श्वबस्तिशीर्षोदरयोनिशूलानाहमूत्रसङ्गानामन्यतममापाद्य गर्भं व्यापादयति तरुणं शोणितस्रावेण, तमेव कदाचिद्विवृद्धमसम्यगागतमपत्यपथमनुप्राप्तमनिरस्यमानमपानवैगुण्यसंमोहितं गर्भं मूढगर्भमित्याचक्षते ॥३॥

ગર્ભાશયના બંધનમાંથી ઉપર પ્રમાણે છૂટો પડેલો ગર્ભ ગર્ભાશયનું ઉલ્લંઘન કરી જમણા પડખાની ગાંઠના, ડાબા પડખાની ગાંઠના તથા આંતરડાઓના અવકાશો દ્વારા ખસતો ખસતો પેટમાં ક્ષોભ ઉત્પન્ન કરે છે. પેટનો ક્ષોભ થવાથી મૂઢ (રોકાઈ ગયેલો) સ્ત્રીનો અપાનવાયુ પડખાંના, મૂત્રાશયના, માથાના, પેટના તથા યોનિના શૂળને કરે છે અને મળની કે મૂત્રની અટકાયત ઉત્પન્ન કરી લોહીનો સ્રાવ કરી તે દ્વારા કાચા ગર્ભને સ્રવાવી નાખે છે અથવા પાડી નાખે છે. કોઈ સમયે વૃદ્ધિ પામી સઘળાં અંગોથી પૂર્ણ થયેલો ગર્ભ અપાનવાયુની દુષ્ટતાથી મૂર્છિત થઈ વિલોમપણાથી આવી યોનિમાં પ્રાપ્ત થાય છે અને ક્રમે કરી બહાર નીકળતો નથી, તે ગર્ભને આયુર્વેદના આચાર્યો 'મૂઢગર્ભ' કહે છે. ૩

મૂઢગર્ભના વિલોમ રીતે યોનિમાં આવવાના પ્રકારો

ततः स कीलः प्रतिखुरो बीजकः परिघ इति। तत्र, ऊर्ध्वबाहुशिरःपादो यो योनिमुखं निरुणद्धि कील इव स कीलः। निःसृतहस्तपादशिराः कायसंगी प्रतिखुरः। यस्तु निर्गच्छत्येकशिरोभुजः स बीजकः परिघ इव योनिमुखमावृत्य तिष्ठेत् स परिघ इति चतुर्विधो भवतीत्येके भाषन्ते तत्तु न सम्यक्कस्मात् स यदा विगुणानिलप्रपीडितोऽपत्यपथमनेकधा प्रतिपद्यते तदा संख्या हीयते। तत्र कश्चिद्द्वाभ्यां सक्थिभ्यां योनिमुखं प्रतिपद्यते। कश्चिदाभुग्नैकसक्थिरेकेन। कश्चिदाभुग्नसक्थिशरीरः स्फिग्देशेन तिर्यगागतः। कश्चिदुरःपार्श्वपृष्ठानामन्यतमेन योनिद्वारं पिधायावतिष्ठते। अन्तःपार्श्वापवृत्तशिराः कश्चिदेकेन बाहुना। कश्चिदाभुग्नशिरा बाहुद्वयेन। कश्चिदाभुग्नमध्यो हस्तपादशिरोभिः। कश्चिदेकेन सक्थ्ना योनिमुखमभिप्रतिपद्यतेऽपरेण पायुमित्यष्टविधा मूढगर्भगतिरुद्दिष्टा समासेन ॥४॥

કેટલાક આચાર્યો કહે છે: 'મૂઢગર્ભ કીલ, પ્રતિખુર, બીજક અને પરિઘ, એ રીતે ચાર પ્રકારનો થાય છે. જેનાં હાથ, માથું અને પગ ઊંચાં હોય એવો જે ગર્ભ ઊભા ખીલાની પેઠે યોનિના મુખને રોકી દે છે, તે કીલ કહેવાય છે. જે ગર્ભનાં હાથ, પગ, તથા માથું યોનિમાંથી

બહાર નીકળ્યા છતાં બાકીનો શરીરનો ભાગ યોનિમાં અટકી રહ્યો હોય, તે ગર્ભ **પ્રતિખુર** કહેવાય છે. જેનો એક હાથ માથાની સાથે યોનિમાંથી બહાર નીકળ્યો હોય અને બાકીનો ભાગ અંદર અટકી રહ્યો હોય તે ગર્ભ **બીજક** કહેવાય છે અને જે ગર્ભ ભોગળની પેઠે આડો આવી યોનિનું મુખ બંધ કરી, અંદર રહ્યો હોય તે પરિઘ કહેવાય છે;' પરંતુ એ આચાર્યોનું કહેવું બરાબર નથી કેમ કે દુષ્ટ થયેલા અપાનવાયુએ અત્યંત પીડેલો ગર્ભ, એ ચાર પ્રકાર ઉપરાંત બીજા પણ અનેક પ્રકારોથી યોનિમાં પ્રાપ્ત થાય છે, તેથી એ ચારની સંખ્યા મુકરર રહેતી નથી. [1]કોઈ ગર્ભ બન્ને સાથળથી યોનિના મુખને પ્રાપ્ત થાય છે. [2]જેની એક સાથળ વાંકી વળી ગઈ હોય, એવો કોઈ ગર્ભ બીજી એક સાથળથી જ યોનિના મુખને પ્રાપ્ત થાય છે. [3]જેની બન્ને સાથળો વાંકી વળી ગઈ હોય તથા શરીર પણ વાંકું વળી ગયું હોય, એવો કોઈ ગર્ભ આડો આવી ફૂલાના પ્રદેશથી યોનિના મુખને પ્રાપ્ત થાય છે. [4]કોઈ ગર્ભ છાતી, પડખાં કે પીઠથી યોનિના દ્વારને ઢાંકી દઈ અટકી રહે છે. [5]જેનું માથું યોનિની અંદર પડખામાં આડું વળી ગયું હોય, એવો કોઈ ગર્ભ એક હાથથી યોનિના દ્વારને ઢાંકી દઈ અટકી રહે છે. [6]જેનું માથું વાંકું વળી ગયું હોય, એવો કોઈ ગર્ભ બે હાથથી યોનિના દ્વારને ઢાંકી દઈ અટકી રહે છે. [7]જેની કમર વાંકી વળી ગઈ હોય, એવો કોઈ ગર્ભ હાથ, પગ તથા માથાથી યોનિના દ્વારને ઢાંકી દઈ અટકી રહે છે. [8]કોઈ ગર્ભ એક સાથળથી યોનિના મુખને અને બીજી સાથળથી ગુદાને પ્રાપ્ત થઈ અટકી રહે છે. આ પ્રમાણે મૂઢગર્ભની ગતિ સંક્ષેપથી આઠ પ્રકારની કહેવામાં આવી છે. (આ ઉપરાંત બીજા પણ અનેક પ્રકારોથી મૂઢગર્ભ યોનિના મુખમાં પ્રાપ્ત થાય છે.)

### મૂઢગર્ભોની અસાધ્યતા

तत्र द्वावन्त्यावसाध्यौ मूढगर्भौ शेषानपि विपरीतेन्द्रियार्थाक्षेपकयोनिभ्रंशसंवरणमकल्लश्वासकासभ्रमनिपीडितान्परिहरेत् ॥ ५ ॥

એ આઠ પ્રકારોમાં સાતમા અને આઠમા પ્રકારના મૂઢગર્ભ તો અસાધ્ય જ છે. બાકીના પાંચ પ્રકારના મૂઢગર્ભોના વિષયમાં પણ જો તેઓની માતાઓ શબ્દસ્પર્શાદિક વિષયોમાં વિપરીત ગ્રહણો કરવા લાગી હોય, આક્ષેપક નામના રોગથી, યોનિભ્રંશથી (યોનિના ખસી જવાથી), યોનિના સંકોચથી અથવા મક્કલ્લ નામના રોગથી, શ્વાસ, ખાંસી કે ચકરી આવવાથી પીડાયેલી હોય, તો તે ગર્ભોની ચિકિત્સા કરવી નહીં. ૫

### સ્વાભાવિક પ્રસવ, ગર્ભનો સ્રાવ કે પાત થવાનાં કારણો

भवन्ति चात्र ॥

कालस्य परिणामेन मुक्तं वृन्ताद्यथा फलम् ।
प्रपद्यते स्वभावेन नान्यथा पतितुं ध्रुवम् ॥
एवं कालप्रकर्षेण मुक्तो नाडीविबन्धनात् ।
गर्भाशयस्थो यो गर्भो जननाय प्रपद्यते ॥
कृमिवाताभिघातैस्तु तदेवोपद्रुतं फलम् ।
पतत्यकालेऽपि यथा तथा स्याद्गर्भविच्युतिः ॥६॥

જેમ કાળે કરેલા યોગ્ય પરિપાકને લીધે ડીંટિયાના બંધનથી મુક્ત થયેલુ ફળ સ્વાભાવિક રીતે પતન પામે છે તેમાં કશી હરકત પડતી નથી, તેમ કાળની યોગ્યતાએ કરેલા યોગ્ય પ્રસવને લીધે ગર્ભાશયની નાડીના બંધનમાંથી મુક્ત થયેલો ગર્ભ સ્વાભાવિક રીતે જન્મ પામે છે તેમાં કશી હરકત પડતી નથી.

જેમ કીડા, પવન કે લાકડી વગેરેના પ્રહારથી ઉપદ્રવ પામેલું ફળ સમય પ્રાપ્ત થયા વિના પણ પડી જાય છે, તેમ નિદાનોથી ઉપદ્રવ પામેલો ગર્ભ સમય પ્રાપ્ત થયા વિના પણ સ્રવી જાય છે તથા પડી જાય છે. ૬

ગર્ભનો સ્રાવ અને પાત ક્યાં સુધી ગણાય?

आचतुर्थात्ततो मासात्प्रस्रवेद्गर्भविद्रवः ।
ततः स्थिरशरीरस्य पातः पञ्चमषष्ठयोः ॥७॥

ચોથા મહિના સુધી ગર્ભનો ભ્રંશ રુધિરરૂપે થાય છે તે સ્રાવ થયો કહેવાય અને પાંચમા કે છઠ્ઠા મહિનામાં કઠણ થયેલા ગર્ભનો ભ્રંશ થાય તે પાત થયો કહેવાય છે. (આથી જણાવ્યું કે ચાર મહિના સુધી તો મૂઢગર્ભ ગણાય જ નહીં.) ૭

મૂઢગર્ભવાળી કેવી સ્ત્રીને અસાધ્ય સમજવી?

प्रविध्यति शिरो या तु शीताङ्गी निरपत्रपा ।
नीलोद्धतशिरा हन्ति सा गर्भं स च तां तथा ॥८॥

જે સ્ત્રી પોતાનું માથું પણ ધરી રાખવામાં અશક્ત હોય, માથું પછાડતી હોય, ટાઢાં અંગોવાળી થઈ ગઈ હોય, લાજ વગરની થઈ ગઈ હોય કે જેના પેટ ઉપર આસમાની વર્ણવાળી શિરાઓ ઊપડી રહી હોય, તે સ્ત્રી ગર્ભને હણી નાખે છે અને તે ગર્ભ તે સ્ત્રીને હણી નાખે છે. ૮

અંદર મરણ પામેલા ગર્ભનું લક્ષણ

गर्भास्पन्दनमावीनां प्रणाशः श्यावपाण्डुता ।
भवत्युच्छ्वासपूतित्वं शूलं चान्तर्मृते शिशौ ॥९॥

જો ગર્ભ અંદર જ મરી ગયો હોય, તો ગર્ભનું ચલન થતું નથી, પ્રસવની વેદનાઓ નષ્ટ થઈ જાય છે. (વીણો આવતી નથી અને મૂત્રનું આવ્યા કરવું વગેરે પ્રસવનાં ચિહ્નો નષ્ટ થાય છે.) શરીર કાળાશમિશ્રિત ફીકાશવાળું થઈ જાય છે, શ્વાસ દુર્ગંધવાળો થઈ જાય છે અને મરેલું બાળક સૂજી જવાથી શૂળ નીકળે છે. ૯

અંદરના ગર્ભના મરણનું કારણ

मानसागन्तुभिर्मातुरुपतापैः प्रपीडितः ।
गर्भो व्यापद्यते कुक्षौ व्याधिभिश्च प्रपीडितः ॥१०॥

માને પ્રહાર વગેરેથી થયેલા આગંતુક ઉપતાપોથી અથવા બંધુ કે ધનના ક્ષય વગેરેથી થયેલા માનસિક ઉપતાપોથી અથવા રોગોની પીડાથી ગર્ભ પેટમાં જ મરી જાય છે. ૧૦

માના મૃત્યુ પછી જીવતા ગર્ભને કાઢી લેવો

बस्तमारविपन्नायाः कुक्षिः प्रस्पन्दते यदि ।
तत्क्षणाज्जन्मकाले तं पाटयित्वोद्धरेद्भिषक् ॥११॥

પ્રસવના સમયમાં મા બકરાને મોતે મરી ગઈ હોય અર્થાત્ અસંત દુઃખથી ડોક વગેરેને મરડી નાખીને મરી ગઈ હોય, પણ જો તેનું પેટ ચલાયમાન થતું હોય, તો જલદી જ (બે ઘડીની અંદર) માના પેટને ચીરી નાખીને વૈદે ગર્ભને બહાર કાઢી લેવો. (જો નવમો માસ બેસી ગયો હોય, તો આ ક્રિયા કરવાની છે અને તે પણ માનું મરણ થયા પછી બે ઘડીની અંદર જ કરવાની છે. જો બે ઘડીથી વધારે કાળ વ્યતીત થાય, તો પછી ગર્ભ પણ મરી જાય છે.) ૧૧

## અધ્યાય ૯ મો

ઉપક્રમ

अथातो विद्रधीनां निदानं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥
सर्वामरगुरुः श्रीमान्निमिचान्तरभूमिपः ।
शिष्यायोवाच निखिलमिदं विद्रधिलक्षणम् ॥१॥

હવે શિષ્યોના પૂછવાથી 'વિદ્રધિનિદાન' નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. સઘળા દેવોને અમૃત આપી અમર બનાવનાર ઔષધાદિકથી મનુષ્યોનો ઉપકાર કરવા માટે જ રાજા થયેલા શ્રીમાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે નીચે પ્રમાણે વિદ્રધિનું સઘળું લક્ષણ કહ્યું. (આ ધન્વંતરિના વર્ણનથી જણાવ્યું છે કે, વિદ્રધિરોગ બહુ ભયંકર છે.) ૧

બહારના વિદ્રધિઓનાં નિદાન, સંપ્રાપ્તિ તથા સામાન્ય લક્ષણ

त्वग्रक्तमांसमेदांसि प्रदूष्यास्थिसमाश्रिताः ।
दोषाः शोफं शनैर्घोरं जनयन्त्युच्छ्रिता भृशम् ॥

महामूलं रुजावन्तं वृत्तं चाप्यथवायतम् ।
तमाहुर्विद्रधिं धीरा विज्ञेयः षड्विधः स च ॥२॥

અત્યંત પ્રકુપિત થયેલા અને રસ, રુધિર, માંસ તથા મેદને દૂષિત કરીને અસ્થિઓમાં પ્રાપ્ત થયેલા દોષો ધીરે ધીરે ગોળ અથવા લાંબા, મોટા મૂળવાળા અને વેદનાવાળા ભયંકર સોજા ઉત્પન્ન કરે છે. સોજાને વિદ્વાનો વિદ્રધિ કહે છે. આ વિદ્રધિ છ પ્રકારના હોય છે. ૨

વિદ્રધિના ૭ પ્રકાર

पृथग्दोषैः समस्तैश्च क्षतेनाप्यसृजा तथा ।
षण्णामपि हि तेषां तु लक्षणं संप्रवक्ष्यते ॥३॥

વાયુ, પિત્ત અને કફ એ ત્રણે પૃથક્ પૃથક્ અથવા એ ત્રણેના એકત્ર દોષોથી, ક્ષતથી અને રુધિરથી એ રીતે વિદ્રધિ છ પ્રકારનો થાય છે. હવે એ છ પ્રકારોનાં જુદાં જુદાં લક્ષણો કહીએ છીએ.

વાયુથી થયેલા વિદ્રધિનું લક્ષણ

कृष्णोऽरुणो वा विषमो भृशमत्यर्थवेदनः ।
चिरोत्थानप्रपाकश्च विद्रधिर्वातसम्भवः ॥४॥

જે વિદ્રધિ કાળા અથવા રાતા વર્ણવાળો, અત્યંત વિષમ તથા અત્યંત વેદનાવાળો હોય અને જેનું ઊઠવું તથા પાકવું લાંબે કાળે થાય, તે વિદ્રધિને વાયુ સંબંધી જાણવો. આ વિદ્રધિનો સ્રાવ પાતળો હોય છે. ૪

પિત્તથી થયેલા વિદ્રધિનુ લક્ષણ

पक्वोदुम्बरसंकाशः श्यावो वा ज्वरदाहवान् ।
क्षिप्रोत्थानप्रपाकश्च विद्रधिः पित्तसम्भवः ॥५॥

જે વિદ્રધિ પાકેલા ઉમ્બરાનાં ફળ જેવો અથવા કાળાશવાળો હોય, જ્વર તથા બળતરાથી યુક્ત હોય અને જેનુ ઊઠવુ તથા પાકવું જલદી થાય, તે વિદ્રધિને પિત્તથી થયેલો જાણવો. આ વિદ્રધિનો સ્રાવ પીળો હોય છે.[1] ૫

કફથી થયેલા વિદ્રધિનું લક્ષણ

शरावसदृशः पाण्डुः शीतः स्तब्धोऽल्पवेदनः ।
चिरोत्थानप्रपाकश्च सकण्डूश्च कफोत्थितः ॥
तनुपीतसिताश्चैषामास्रावाः क्रमशः स्मृताः ॥६॥

જે વિદ્રધિ કોડિયા જેવો, પાંડુ વર્ણવાળો, શીતળ, સ્તબ્ધ, અલ્પ વેદનાવાળો તથા ખરજવાળો હોય અને જેનું ઊઠવું તથા પાકવું વિલંબથી થાય તે વિદ્રધિને કફથી થયેલો જાણવો. આ વિદ્રધિનો સ્રાવ ધોળો હોય છે. ૬

ત્રણે દોષોથી થયેલા વિદ્રધિનું લક્ષણ

नानारूपरुजास्रावो घाटालो विषमो महान् ।
विषमं पच्यते चापि विद्रधिः सांनिपातिकः ॥७॥

જે વિદ્રધિ કાળા, રાતા તથા પાંડુ વર્ણવાળો હોય, ભોંકાયા જેવી વ્યથા, બળતરા તથા ખરજ આદિ અનેક પ્રકારની પીડાવાળો હોય, પાતળા, પીળા તથા ધોળા સ્રાવવાળો હોય, ઊંચી અણીવાળો હોય, ઊંચો-નીચો હોય, મોટો હોય, અને જેનું પાકવુ લાંબે કાળે, થોડે કાળે, ઊંડું, છીછરું તથા ઊંચું-નીચું એ રીતે અનિયમિત હોય, તે વિદ્રધિને ત્રણે દોષોથી થયેલો જાણવો. ૭

ક્ષતથી થયેલા વિદ્રધિનું લક્ષણ

तैस्तैर्भावैरभिहते क्षते चापथ्यसेविनः ।
क्षतोष्मा वायुविसृतः सरक्तं पित्तमीरयेत् ॥
ज्वरस्तृष्णा च दाहश्च जायते तस्य देहिनः ।
एष विद्रधिरागन्तुः पित्तविद्रधिलक्षणः ॥८॥

લાકડાં કે પથરા વગેરેથી પ્રહાર પામ્યા છતાં અથવા જેથી રુધિરનો સ્રાવ થાય એવો જખમ થયા છતાં જે માણસ અપથ્યનું સેવન કરે તેના અંગમાં રુધિરના ક્ષયથી પ્રકુપિત થયેલા વાયુએ ફેલાવેલી પ્રહારની અથવા જખમની ગરમી રુધિર તથા પિત્તને પ્રકુપિત કરી વિદ્રધિ ઉત્પન્ન કરે છે કે જેથી તે માણસને જ્વર, તરસ અને બળતરા થાય છે. આ આગંતુ (અભિઘાતથી

[1] જ્યાં વૃદ્ધિ છે ત્યાં કફ હોય છે, જ્યાં પાક છે ત્યાં પિત્ત હોય છે અને જ્યાં પીડા છે ત્યાં વાયુ હોય છે. પ્ર.

થયેલા) વિદ્રધિનાં લક્ષણો પિત્તથી થયેલા વિદ્રધિનાં લક્ષણો જેવાં હોય છે. ૮

રુધિરથી થયેલા વિદ્રધિનું લક્ષણ

कृष्णस्फोटावृतः श्यावस्तीव्रदाहरुजाज्वरः ।
पित्तविद्रधिलिङ्गस्तु रक्तविद्रधिरुच्यते ॥९॥

જે વિદ્રધિ કાળા ફોડલાઓથી વીંટાયેલો, કાળાશવાળો, તીવ્ર બળતરાવાળો, તીવ્ર વેદનાવાળો, તીવ્ર જ્વરવાળો અને બીજાં પણ પિત્ત સંબંધી વિદ્રધિના જેવાં લક્ષણોવાળો હોય તે વિદ્રધિને રુધિરથી થયેલો જાણવો. ૯

બાહ્ય વિદ્રધિઓમાં અસાધ્ય વિદ્રધિ

उक्ता विद्रधयो ह्येते तेष्वसाध्यस्तु सर्वजः ॥१०॥

આ સઘળા જે બાહ્ય વિદ્રધિઓ કહ્યા, તેઓમાં ત્રણે દોષોથી થયેલો વિદ્રધિ અસાધ્ય છે. ૧૦

અંદરના વિદ્રધિઓના નિદાનો, સંપ્રાપ્તિ તથા લક્ષણો

आभ्यन्तरानतस्तूर्ध्वं विद्रधीन्परिचक्षते ।
गुर्वसात्म्यविरुद्धान्नशुष्कसंक्लिन्नभोजनात् ॥
अतिव्यवायव्यायामवेगाघातविदाहिभिः ।
पृथक्सम्भूय वा दोषाः कुपिता गुल्मरूपिणम् ॥
वल्मीकवत्समुन्नद्धमन्तः कुर्वन्ति विद्रधिम् ।
गुदे बस्तिमुखे नाभ्यां कुक्षौ वङ्क्षणयोस्तथा ॥
वृक्कयोः प्लीह्नि यकृति हृदये क्लोम्नि वा तथा ।
तेषां लिङ्गानि जानीयाद्बाह्यविद्रधिलक्षणैः ॥११॥

હવે અંદરના વિદ્રધિઓ વિષે કહીએ છીએ. ભારે અન્નોના ભોજનથી, અસાત્મ્ય અન્નોના ભોજનથી, પરસ્પર વિરુદ્ધતા ધરાવનારા પદાર્થોના ભોજનથી, સુકાયેલા તથા સડેલા પદાર્થો જમવાથી, અત્યંત મૈથુન કરવાથી, અત્યંત કસરત કરવાથી, મૂત્ર તથા અધોવાયુ વગેરેની હાજતો અટકાવવાથી અને વિદાહી પદાર્થોના સેવનથી કોપ પામેલા દોષો, જુદા જુદા અથવા સામટા મળી ગુદાની અંદર, મૂત્રાશયના મોઢામાં, નાભિની અંદર, પેટની અંદર, સાથળના સાંધાઓની અંદર, ડાબા તથા જમણા પડખામાં રહેલા વૃક્ક (બુક્ક) નામના માંસપિંડો, બરલ, કાલખંડ નામની જમણા પડખાની ગાંઠ, હૃદયની અંદર અથવા તરસ લાગવાના સ્થાનની અંદર, રાફડા જેવા, ચોમેર ઊંચા અને ગુલ્મ જેવા રૂપવાળા વિદ્રધિઓ ઉત્પન્ન કરે છે; એ વિદ્રધિઓનાં ચિહ્નો બહારના વિદ્રધિઓનાં લક્ષણો જેવાં જ છે. ૧૧

અંદરના વિદ્રધિઓની પરીક્ષા

आमपक्वैषणीयेन पक्वापक्वं विनिर्दिशेत् ॥१२॥

અંદરના વિદ્રધિઓ 'કાચા છે કે પાકા' એ પરીક્ષા સૂત્રસ્થાનના 'આમપક્વૈષણીય' નામના સત્તરમા અધ્યાયના ૫મા વિષયમાં કહેલી રીત પ્રમાણે કરી લેવી. ૧૨

સ્થાનકોના ભેદ ઉપરથી અંદરના વિદ્રધિઓનાં ચિહ્નોનો ભેદ

अधिष्ठानविशेषेण लिङ्गं शृणु विशेषतः ।
गुदे वातनिरोधस्तु बस्तौ कृच्छ्राल्पमूत्रता ॥
नाभ्यां हिक्का तथाटोपः कुक्षौ मारुतकोपनम् ।
कटीपृष्ठग्रहस्तीव्रो वङ्क्षणोत्थे तु विद्रधौ ॥
वृक्कयोः पार्श्वसंकोचः प्लीह्न्युच्छ्वासावरोधनम् ।
सर्वाङ्गप्रग्रहस्तीव्रो हृदि शूलश्च दारुणः ।
श्वासो यकृति तृष्णा च पिपासा क्लोमजेऽधिके ॥१३

હવે સ્થાનકોના ભેદ ઉપરથી અંદરના વિદ્રધિઓનાં વિશિષ્ટ ચિહ્નો કહું છું તે સાંભળો. ગુદાની અંદર વિદ્રધિ થયો હોય, તો અધોવાયુ રોકાઈ જાય છે. મૂત્રાશયના મોઢામાં વિદ્રધિ થયો હોય તો માંડ માંડ થોડું થોડું મૂત્ર ઊતરે છે. નાભિની અંદર વિદ્રધિ થયો હોય તો હેડકી આવ્યા કરે છે તથા સંક્ષોભ થાય છે. પેટની અંદર વિદ્રધિ થયો હોય, તો વાયુનો પ્રકોપ થાય છે. સાથળના મૂળની અંદર વિદ્રધિ થયો હોય, તો તીવ્ર રીતે કમર તથા પીઠ ઝલાઈ જાય

છે. બુક્કાઓમાં વિદ્રધિ થયો હોય તો જાણે પડખાં ઉખેડી નાખવામાં આવતાં હોય એવી વ્યથા થાય છે. બરલની અંદર વિદ્રધિ થયો હોય તો ઊંચો શ્વાસ લઈ શકાતો નથી. હૃદયની અંદર વિદ્રધિ થયો હોય તો તીવ્ર રીતે સઘળાં અંગો ઝલાઈ જાય છે તથા દારુણ શૂળ નીકળે છે. કાલખંડ(જમણા પડખાની ગાંઠ)ની અંદર વિદ્રધિ થયો હોય તો શ્વાસ થાય છે તથા તરસ લાગે છે અને તરસ લાગવાના સ્થાનની અંદર વિદ્રધિ થયો હોય તો બહુ જ પાણી પિવાય છે. ૧૩

મર્મસ્થળમાં થયેલો વિદ્રધિ કષ્ટસાધ્ય છે

**आमो वा यदि वा पक्को महान्वा यदि वेतरः ।**
**सर्वो मर्मोत्थितश्चापि विद्रधिः कष्ट उच्यते ॥१४॥**

કાચો અથવા પાકો અને નાનો અથવા મોટો મર્મસ્થળમાં ઉત્પન્ન થયેલો સર્વ પ્રકારનો વિદ્રધિ કષ્ટસાધ્ય છે. ૧૪

અંદરના વિદ્રધિઓના સ્રાવના માર્ગો

**नाभेरुपरिजाः पक्का यान्त्यूर्ध्वमितरे त्वधः ॥१५॥**

નાભિથી ઉપરના ભાગોમા થયેલા અંદરના વિદ્રધિઓ પાકે ત્યારે તેઓનો સ્રાવ મોઢામાંથી નીકળે છે અને નાભિથી નીચેના ભાગો(મૂત્રાશય વગેરે)માં થયેલા અંદરના વિદ્રધિઓ પાકે ત્યારે તેઓનો સ્રાવ ગુદામાંથી નીકળે છે. (નાભિમાં થયેલો અંદરનો વિદ્રધિ પાકે ત્યારે તેનો સ્રાવ તો નાભિ તથા મોઢામાંથી થાય છે.) ૧૫

અંદરના વિદ્રધિઓની સ્રાવ ઉપરથી સાધ્યાસાધ્યતા

**जीवत्यधो निःस्रुतेषु स्रुतेषूर्ध्वे न जीवति ।**
**हृन्नाभिबस्तिवर्ज्या ये तेषु भिन्नेषु बाह्यतः ॥**
**जीवेत्कदाचित्पुरुषो नेतरेषु कदाचन ॥ १६ ॥**

વિદ્રધિઓનો સ્રાવ ગુદામાંથી થતો હોય તો માણસ જીવે છે,[1] પણ મોઢામાંથી સ્રાવ થતો હોય તો માણસ જીવતો નથી. હૃદય, નાભિ અને મૂત્રાશય—એ સ્થાનકો સિવાય બીજાં સ્થાનકોમાં થયેલા અંદરના વિદ્રધિઓ જો બહાર ફૂટ કરે, તો માણસ કદાચ જીવે છે; પરંતુ હૃદય, નાભિ અને મૂત્રાશયમાં થયેલા વિદ્રધિઓ તો અંદર કે બહાર ગમે ત્યાં ફૂટ કરે તોપણ માણસ કદી જીવતો નથી. (હૃદય, નાભિ અને મૂત્રાશયમાં થયેલા વિદ્રધિઓ તો અસાધ્ય જ છે. આ અધ્યાયનો ૨૦ મો વિષય જુઓ.) ૧૬

સ્ત્રીઓને ગર્ભસંબંધી રુધિરથી થતા વિદ્રધિ

**स्त्रीणामपप्रजातानां प्रजातानां तथाऽहितैः ।**
**दाहज्वरकरो घोरो जायते रक्तविद्रधिः ॥ १७ ॥**

જેઓનો ગર્ભ પડી ગયો હોય અથવા જેઓને યોગ્ય રીતે પ્રસવ થયો હોય, તે સ્ત્રીઓને પણ શીત, રૂક્ષ તથા વિદાહી વગેરે અહિતકર પદાર્થોના સેવનથી દાહ તથા જ્વર ઉત્પન્ન કરનારો ભયંકર રુધિર સંબંધી વિદ્રધિ થાય છે. ૧૭

પ્રસવનું લોહી બરાબર ન નીકળ્યું હોય તો તેથી થતો વિદ્રધિ

**अपि सम्यक्प्रजातानामसृक्कायादनिःसृतम् ।**
**रक्तजं विद्रधिं विद्यात्कुक्षौ मक्कल्लसंज्ञितम् ।**
**सप्ताहान्नोपशान्तश्चेत्ततोऽसौ संप्रपच्यते ॥१८॥**

જે સ્ત્રીઓને સારી રીતે પ્રસવ થયો હોય તે સ્ત્રીઓને પણ પ્રસવનું લોહી શરીરમાંથી બરાબર ન નીકળ્યુ હોય, તો તે લોહી મક્કલ્લ[2] નામનો રોગ ઉત્પન્ન કરે છે અને તે રોગમાંથી પેટમાં રુધિર સંબંધી વિદ્રધિ થાય છે. તે જો સાત દિવસમાં શાંત ન થાય તો પછી પાકે છે. ૧૮

---

[1] અંગ્રેજીમાં જેને ઈન્ટર્નલ ઍબ્સેસ કહે છે પ્ર૦

[2] સુવાવડી સ્ત્રીનો રૂક્ષથી વધેલો વાયુ તીક્ષ્ણ તથા ઉષ્ણ સુકાવેલા રુધિરને રોકી નાભિની નીચે પડખાઓમ મૂત્રાશયમા અથવા મૂત્રાશયની ઉપરના ભાગમા ગાંઠ ઉત્પન્ન કરે છે એ ગાંઠ થવાથી નાભિ, મૂત્રાશય તથા પેટમા શૂળ નીકળે છે, પક્વાશય ફૂલી જાય છે અને મૂત્રની અટકાયત થાય છે એ મક્કલ્લ રોગ કહેવાય છે

દોષોની સમાનતા હોવા છતાં વિદ્રધિ જ પાકે છે

विशेषमथ वक्ष्यामि स्पष्टं विद्रधिगुल्मयोः ।
तुल्यदोषसमुत्थानाद्विद्रधेर्गुल्मकस्य च ॥
कस्मान्न पच्यते गुल्मो विद्रधिः पाकमेति च ।
न निबन्धोऽस्तिगुल्मानां विद्रधिः सनिबन्धनः ।
गुल्माकाराः स्वयं दोषा विद्रधिर्मांसशोणिते ॥
विवरानुचरो ग्रन्थिरप्सु बुद्‌बुदको यथा ।
एवंप्रकारो गुल्मस्तु तस्मात्पाकं न गच्छति ॥
मांसशोणितबाहुल्यात्पाकं गच्छति विद्रधिः ।
मांसशोणितहीनत्वाद्‌गुल्मः पाकं न गच्छति ॥
गुल्मस्तिष्ठति दोषे स्वे विद्रधिर्मांसशोणिते ।
विद्रधिः पच्यते तस्माद्‌गुल्मश्चापि न पच्यते ॥१९

હવે વિદ્રધિ અને ગુલ્મના વિષયને સ્પષ્ટ રીતે કહું છું· વિદ્રધિ અને ગુલ્મ, દોષોથી તુલ્ય રીતે ઊઠનારા છતાં પણ[1] તેઓમાં ગુલ્મ શા માટે પાકતો નથી અને વિદ્રધિ શા માટે પાકે છે એવો જે સંશય ઉત્પન્ન થાય છે તેનું નિવારણ આ પ્રમાણે છે: ગુલ્મોનું મૂળ હોતું નથી; પણ વિદ્રધિનું મૂળ હોય છે. જે દોષો છે તેઓ રુધિર વગેરે કોઈ પણ દૂષ્યોનો આશ્રય કર્યા વિના પોતે જ ગુલ્મરૂપ થાય છે અને વિદ્રધિ તો દોષોએ દૂષિત કરેલા માંસ તથા રુધિર વગેરેથી બને છે. જેમ પાણીમાં પાણીમય જ પરપોટા થાય છે, તેમ સ્રોતોમાં ફરનારો ગુલ્મ એક જાતનો દૂષ્યમય નહિ, પણ દોષમય ગ્રંથિ જ થાય છે; એ કારણને લીધે ગુલ્મ પાકતો નથી. વિદ્રધિ માંસ અને રુધિરના જથાવાળો હોવાથી પાકે છે અને ગુલ્મ માંસ તથા રુધિરથી રહિત હોવાથી પાકતો નથી. ગુલ્મ પોતાના દોષમાં રહે છે અને વિદ્રધિ માંસ તથા રુધિરમાં રહે છે, તેથી ગુલ્મ પાકતો નથી અને વિદ્રધિ પાકે છે. (ગુલ્મ નથી પાકતો એ વાતને નિયમિત સમજવી નહિ; કેમ કે ઉત્તરતંત્રના ૪૨મા અધ્યાયના છઠ્ઠા વિષયના ફીંસમાં ગુલ્મનો પાક પણ પરમતથી કહેવામાં આવશે. જો ગુલ્મનો પાક થતો હોય, તો વિદ્રધિ તુરત પાકે છે અને ગુલ્મ લાંબે કાળે પાકે છે એટલો વિશેષ સમજવો.) ૧૯

[1] આ અધ્યાયનો અગિયારમો વિષય જુઓ.

વિદ્રધિની અસાધ્યતા

हृन्नाभिवस्तिजः पक्को वर्ज्यो यश्च त्रिदोषजः ॥२०॥

હૃદય, નાભિ કે મૂત્રાશયમાં થયેલા વિદ્રધિને તથા ત્રણે દોષોથી થયેલો વિદ્રધિ જો પાક્યો હોય, તો તેને પણ અસાધ્ય સમજવો. ૨૦

અસ્થિમાં વિદ્રધિ પાકવાનું લક્ષણ

अथ मज्जपरीपाको घोरः समुपजायते ।
सोऽस्थिमांसनिरोधेन द्वारं न लभते यदा ॥
ततः स व्याधिना तेन ज्वलनेनेव दह्यते ।
अस्थिमज्जोष्मणा तेन शीर्यते दह्यमानवत् ॥
निकारः शल्यभूतोऽयं क्लेशयेदातुरं चिरम् ।
अथास्य कर्मणा व्याधिद्वारं तु लभते यदा ॥
ततो मेदप्रभं स्निग्धं शुक्लं शीतमथो गुरु ।
भिन्नेऽस्थ्नि निःस्रवेत्पूयमेतदस्थिगतं विदुः ॥
विद्रधिं शास्त्रकुशलाः सर्वदोषरुजावहम् ॥२१॥

અસ્થિમાં રહેલો વિદ્રધિ પાકે છે, ત્યારે મજ્જાનો પણ ભયંકર પાક થાય છે. એ મજ્જાના પાકને જ્યારે અસ્થિ તથા માંસનો અવરોધ થતાં બહાર નીકળવાનો માર્ગ મળતો નથી, ત્યારે માણસ તે વ્યાધિથી, જેમ અગ્નિથી દાહ પામવા લાગે, તેમ દાહ પામવા લાગે છે. એ મજ્જાના પાકની ગરમીથી અસ્થિ જાણે બળતું હોય તેમ શિથિલ થઈ જાય છે. આ શલ્ય જેવો થયેલો વિકાર રોગીને લાંબા વખત સુધી દુઃખ દે છે. જ્યારે શસ્ત્રક્રિયાથી અસ્થિને ભેદવામાં આવે, ત્યારે રસ્તો મળવાથી તેમાંથી મેદ જેવું સ્નિગ્ધ, ધોળું, ટાઢું તથા ભારે પરુ સ્રવે છે. આવા અસ્થિમાં રહેલા વિદ્રધિને શાસ્ત્રજ્ઞ વૈદ્યો સઘળા દોષો સંબંધી વેદનાઓ કરનારો કહે છે. ૨૧

## અધ્યાય ૧૦ મો

### ઉપક્રમ

अथातो विसर्पनाडीस्तनरोगनिदानं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'વિસર્પ-નાડીસ્તનરોગનિદાન[1]' નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### વિસર્પનાં સંપ્રાપ્તિ, નિદાન અને અર્થ

त्वङ्मांसशोणितगताः कुपितास्तु दोषाः
सर्वाङ्गसारिणमिहास्थितमात्मलिङ्गम् ।
कुर्वन्ति यं विस्तृतमुन्नतमाशु शोफं
तं सर्वतो विसरणाच्च विसर्पमाहुः ॥ २ ॥

પ્રકુપિત થયેલા દોષો ત્વચામાં (રસમાં), માંસમાં તથા રુધિરમાં આવી, સર્વ અંગોમાં પ્રસાર પામનારા, પોતપોતાનાં (તે તે દોષનાં) ચિહ્નોવાળા, સ્થિર ન રહે એવા તથા ઊંચાઈવાળા જે વિસ્તીર્ણ સોજાને ઉત્પન્ન કરે છે, તે સોજો ચોમેર ફેલાઈ જનારો હોવાથી વિસર્પ કહેવાય છે. ૨

### વાયુના વિસર્પ[2]નું વિશિષ્ટ લક્ષણ અને તેની અમુક સ્થિતિમાં અસાધ્યતા

वातात्मकोऽसितमृदुः परुषोऽङ्गमर्द-
सम्भेदतोदपवनज्वरलिङ्गयुक्तः ।
गण्डैर्यदा तु विषमैरतिदूषितत्वा-
द्युक्तः स एव कथितः खलु वर्जनीयः ॥ ३ ॥

વાયુથી થયેલો વિસર્પ કાળા તથા કોમળ વર્ણવાળો તથા ખરસટ હોય છે અને તે અંગોનું મર્દન, ભેદાયા જેવી વ્યથા તથા વાતજ્વરના જેવાં ચિહ્નો ઉત્પન્ન કરે છે. જો એ વાયુથી થયેલો વિસર્પ ધાતુઓના અસંત દૂષિતપણાથી અગ્નિ જેવા વિષમ ફોડલાઓથી યુક્ત હોય, તો અસાધ્ય છે; માટે તેની ચિકિત્સા કરવી નહીં. (વાયુથી થયેલા વિસર્પની અસાધ્યતાનાં જે ચિહ્નો કહ્યાં તે ચિહ્નો તેની અસાધ્યતાનાં નથી, પણ વાયુ અને પિત્ત એ બે દોષોથી થયેલો વિસર્પ કે જે અસાધ્ય છે તેનાં છે, એમ પણ માનવામાં આવે છે.) ૩

### પિત્તથી થયેલા વિસર્પનું વિશિષ્ટ લક્ષણ અને અમુક સ્થિતિમાં અસાધ્યતા

पित्तात्मको द्रुतगतिर्ज्वरदाहपाक-
स्फोटप्रभेदबहुलः क्षतजप्रकाशः ।
दोषप्रवृद्धिहतमांसशिरो यदा स्यात्
स्रोतोजकर्दमनिभो न तदा स सिध्येत् ॥ ४ ॥

પિત્તથી થયેલો વિસર્પ ઝડપથી ગતિ કરે છે, લોહી જેવો રાતો હોય છે અને તેમાં જ્વર, દાહ, પાકવું, ફોડલા તથા ભેદાવું અત્યંત હોય છે. એ પિત્તથી થયેલો વિસર્પ જળના પ્રવાહથી ઉત્પન્ન થયેલા કાદવના દ્રવ જેવા વર્ણવાળો અને દોષની અતિવૃદ્ધિથી જેમાં માંસનો તથા શિરાઓનો ઉપઘાત થઈ ગયો હોય એવો થઈ જાય ત્યારે અસાધ્ય છે. (પિત્તથી થયેલા વિસર્પની અસાધ્યતાનાં જે લક્ષણો કહ્યાં તે લક્ષણો તેની અસાધ્યતાનાં નથી, પણ પિત્ત અને કફ એ બે દોષોથી થયેલા વિસર્પ કે જે અસાધ્ય છે તેનાં છે એમ પણ માનવામાં આવે છે.) ૪

### કફથી થયેલા વિસર્પનું વિશિષ્ટ લક્ષણ

श्लेष्मात्मकः सरति मन्दमशीघ्रपाकः
स्निग्धः सितः श्वयथुरल्परुगुग्रकण्डूः ॥ ५ ॥

કફથી થયેલો વિસર્પ ધીરે ધીરે ફેલાય છે, તુરત પાકતો નથી, સ્નિગ્ધ હોય છે, સફેદ વર્ણવાળો હોય છે, અલ્પ પીડાવાળો હોય છે અને ઉગ્ર ખરજવાળો હોય છે. ૫

---

[1] વિસર્પ, નાડીવ્રણ અને સ્તન સંબંધી રોગના નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણો વગેરેના નિરૂપણ વિષેનો.

[2] વિસર્પ એટલે રતવા પ્ર.

ત્રણે દોષોથી થયેલા વિસર્પનું વિશિષ્ટ લક્ષણ તથા અસાધ્યતા

सर्वात्मकस्त्रिविधवर्णरुजोऽत्यगाढः
पक्को न सिध्यति च मांसशिराव्रणाघातात्॥ ६॥

જે વિસર્પમાં ઉપર કહેલા વાયુ વગેરે સર્વ દોષોના વર્ણો તથા વેદનાઓ જોવામાં આવે તથા જેનું મૂળ અત્યંત ઊંડું હોય તે વિસર્પને ત્રણે દોષોથી થયેલો જાણવો. આ ત્રિદોષાત્મક અથવા સાન્નિપાતિક વિસર્પ પાકી જાય છે અને તેના પાકવાના સડાથી માંસ તથા શિરાઓનો નાશ થઈ જાય છે માટે અસાધ્ય[1] છે. ૬

ક્ષતથી થયેલા વિસર્પનું વિશિષ્ટ લક્ષણ

सद्यः क्षतव्रणमुपेत्य नरस्य पित्तं
रक्तं च दोषबहुलस्य करोति शोफम्।
श्यावं सलोहितमतिज्वरदाहपाकं
स्फोटैः कुलत्थसदृशैरसितैश्च कीर्णम्॥ ७॥

જેના ધાતુઓ દોષોથી દૂષિત થયા હોય તે માણસને શસ્ત્રપ્રહાર વગેરે આગંતુક કારણોથી જખમ થતાં તે તાજા જખમમાં પિત્ત અને રુધિર બન્ને પ્રાપ્ત થઈ કાળાશવાળા, રતાશવાળા, અત્યંત બળતરાવાળા, અત્યંત જ્વરવાળા, અત્યંત પાકવાળા અને કળથી જેવા કાળા ફોડલાઓથી વ્યાપ્ત થયેલા સોજા ઉત્પન્ન કરે છે. એ સોજાને ક્ષતથી થયેલો વિસર્પ જાણવો. ૭

વિસર્પોની સાધ્યતા, અસાધ્યતા તથા કષ્ટસાધ્યતાનું સામુદાયિક વિવેચન

सिध्यन्ति वातकफपित्तकृता विसर्पाः
सर्वात्मकः क्षतकृतश्च न सिद्धिमेति।
पैत्तानिलावपि च दर्शितपूर्वलिङ्गौ
सर्वे च मर्मसु भवन्ति हि कृच्छ्रसाध्याः॥८॥

વાયુએ કરેલા, પિત્તે કરેલા અને કફે કરેલા એ ત્રણ વિસર્પો સાધ્ય છે. ત્રણે દોષોએ અને ક્ષતે કરેલો વિસર્પ અસાધ્ય છે. પિત્તે કરેલો વિસર્પ પણ જો આ અધ્યાયના ચોથા વિષયમાં કહ્યા પ્રમાણે કાદવના પ્રવાહી જેવા વર્ણવાળો અને જેથી માંસ તથા શિરાઓનો ઉપઘાત થયો હોય એવો હોય તો અસાધ્ય છે. વાયુએ કરેલો વિસર્પ પણ જો આ અધ્યાયના ત્રીજા વિષયમાં કહ્યા પ્રમાણે અગ્નિ જેવા વિષમ ફોડલાઓથી યુક્ત થયો હોય તો અસાધ્ય છે. મર્મોમાં થયેલા સઘળા પ્રકારના વિસર્પો કષ્ટસાધ્ય છે. ૮

નાડીવ્રણની સંપ્રાપ્તિપૂર્વક નિરુક્તિ

शोफं न पक्वमिति पक्वमुपेक्षते यो
यो वा व्रणं प्रचुरपूयमसाधुवृत्तः।
अभ्यन्तरं प्रविशति प्रविदार्य तस्य
स्थानानि पूर्वविहितानि ततः स पूयः॥
तस्यातिमात्रगमनाद्गतिरित्यतश्च
नाडीव यद्वहति तेन मता तु नाडी॥ ९॥

જે મૂર્ખ માણસ પરુવાળા તથા પાકી ગયેલા સોજાને કાચો જાણીને તેનું મોઢું કરાવે નહિ અથવા ઘણા પરુવાળા પાકી ગયેલા વ્રણને કાચો જાણીને તેને શોધન પદાર્થોથી સાફ કરાવે નહિ અને અહિત આહાર તથા અહિત વિહાર કરે તે માણસનું પરુ તે પછી ત્વચા, માંસ, શિરાઓ, સ્નાયુઓ, સાંધાઓ, અસ્થિઓ, કોઠા તથા મર્મસ્થળોને છિદ્રવાળાં કરીને તેઓની અંદર પેસી જાય છે. અંદર ઘણા દૂર સુધી પ્રવેશ થવાથી તે પરુ સર્વદા સ્રવ્યા કરે છે; આથી એ વ્રણગતિ કહેવાય છે તથા પોલી નળીની પેઠે પરુ વહ્યા કરવાથી નાડીવ્રણ પણ કહેવાય છે.[2]

નાડીવ્રણોની સંખ્યા

दोषैस्त्रिभिर्भवति सा पृथगेकशश्च
संमूर्च्छितैरपि च शल्यनिमित्ततोऽन्यथा॥१०॥

[1] ડલ્લન તો એમ વ્યાખ્યાન આપે છે કે, ત્રિદોષાત્મક વિસર્પ કષ્ટસાધ્ય છે પણ તે જો પાકે અને પાકવાના સડાથી માંસ તથા શિરાઓનો નાશ થાય તો અસાધ્ય છે.

[2] ફીસ્ચ્યુલા

વાયુ, પિત્ત અને કફથી, ત્રણે દોષો અને શલ્યથી, એ રીતે નાડીવ્રણો પાંચ પ્રકારના થાય છે. ૧૦

વાયુથી થયેલા નાડીવ્રણનું લક્ષણ

**तत्रानिलात्परुषसूक्ष्ममुखी सशूला**
**फेनानुविद्धमधिकं स्रवति क्षपायाम् ॥ ११ ॥**

જો નાડીવ્રણ ઝીણા તથા ખરસટ મોઢાવાળો હોય, શૂળવાળો હોય અને તેમાંથી રાતે ફીણથી મિશ્રિત સ્રાવ અધિક થતો હોય, તો તે નાડીવ્રણને વાયુથી થયેલો જાણવો. ૧૧

પિત્તથી થયેલા નાડીવ્રણનુ લક્ષણ

**तृट्तापतोदसदनज्वरभेदहेतुः**
**पीतं स्रवत्यधिकमुष्णमहःसु पित्तात् ॥ १२ ॥**

જો નાડીવ્રણ તરસ, તાપ, ભોંકાયા જેવી વ્યથા, અંગોની ગ્લાનિ, જ્વર તથા ભેદાયા જેવી વ્યથા કરતો હોય અને દિવસે તેમાંથી પીળા વર્ણવાળો ઉષ્ણ સ્રાવ અધિક થતો હોય, તો તે નાડીવ્રણને પિત્તથી થયેલો જાણવો. ૧૨

કફથી થયેલા નાડીવ્રણનું લક્ષણ

**ज्ञेया कफाद्बहुघनार्जुनपिच्छिलास्रा**
**रात्रिस्रुतिः स्तिमितरुक्कठिना सकण्डूः ॥ १३ ॥**

જો નાડીવ્રણ બહુ ઘાટા, સફેદ તથા ચીકણા સ્રાવવાળો હોય, અલ્પ વેદનાવાળો હોય, રાતે અધિક સ્રવતો હોય, કઠણ હોય અને ખરજવાળો હોય તો તે નાડીવ્રણને કફથી થયેલો જાણવો. ૧૩

બે દોષોથી થયેલા નાડીવ્રણોનાં લક્ષણો

**दोषद्वयाभिहितलक्षणदर्शनेन**
**तिस्रो गतीर्व्यतिकरप्रभवास्तु विद्यात् ॥ १४ ॥**

ત્રણ દોષોનાં જે જુદાં જુદાં લક્ષણો કહેવામાં આવ્યાં તેઓમાંથી જે નાડીવ્રણમાં વાયુ અને પિત્તનાં મિશ્રિત લક્ષણો જોવામાં આવે તે નાડીવ્રણને વાયુ તથા પિત્તથી થયેલો જાણવો. જે નાડીવ્રણમાં વાયુ અને કફનાં મિશ્રિત લક્ષણો જોવામાં આવે તે નાડીવ્રણને વાયુ તથા કફથી થયેલો જાણવો અને જે નાડીવ્રણમાં પિત્ત તથા કફનાં મિશ્રિત લક્ષણો જોવામાં આવે તે નાડીવ્રણને પિત્ત તથા કફથી થયેલો જાણવો. ( ગયદાસાચાર્યે આ પાઠ છોડી દીધો છે તેથી પાંચ જ નાડીવ્રણો થાય છે અને ચિકિત્સાસ્થાનના ૧૭ મા અધ્યાયનો ૭ મો વિષય જોતાં તથા તે પછી આપેલી ચિકિત્સાઓ જોતાં પણ ગયદાસાચાર્યનો મત વાસ્તવિક છે એમ જણાય છે. ) ૧૪

ત્રણે દોષથી થયેલા નાડીવ્રણનું લક્ષણ

**दाहज्वरश्वसनमूर्च्छनवक्त्रशोषा**
**यस्यां भवन्त्यभिहितानि च लक्षणानि ।**
**तामादिशेत्पवनपित्तकफप्रकोपाद्**
**घोरामसुक्षयकरीमिव कालरात्रिम् ॥ १५ ॥**

જે નાડીવ્રણ દાહ, જ્વર, શ્વાસ, મૂર્છા, તથા મુખના શોષથી યુક્ત હોય અને જેમાં ઉપર કહેલાં બીજાં પણ ત્રણે દોષોનાં લક્ષણો હોય તે ભયંકર નાડીવ્રણ ત્રણે દોષોના પ્રકોપથી થયેલો અને કાળરાત્રિની પેઠે પ્રાણનો નાશ કરનારો જાણવો. ૧૫

શલ્યથી થયેલા નાડીવ્રણનુ લક્ષણ

**नष्टं कथंचिदनुमार्गमुदीरितेषु**
**स्थानेषु शल्यमचिरेण गतिं करोति ।**
**सा फेनिलं मथितमुष्णमसृग्विमिश्रं**
**स्रावं करोति सहसा सरुजा च नित्यम् ॥ १६ ॥**

ત્વચા, માંસ, શિરાઓ, સ્નાયુઓ, સાંધાઓ, અસ્થિઓ, કોઠો કે મર્મસ્થળોમાં પેઠેલું અને કોઈ રીતે ગુમ થઈ જવાને લીધે નહીં દેખવામાં આવતુ ઝીણું શલ્ય થોડા કાળમાં ઊંડી ગતિ કરે છે અને તે ગતિથી તુરત મથાયેલા જેવો, ફીણો તથા લોહીથી સંયુક્ત થયેલો ફીણવાળો સ્રાવ થાય છે અને નિરંતર પીડા થયા કરે છે, એ શલ્યથી થયેલો નાડીવ્રણ કહેવાય છે. ( અંગો-

ને લાંબાંટૂંકાં કરવા વગેરેના સમયમાં શલ્યનું સંચલન થતાં સ્રાવ થાય છે.) ૧૬

સ્તનરોગોનાં નિદાનો અને સંખ્યા

यावत्यो गतयो यैश्च कारणैः सम्भवन्ति हि ।
तावन्तः स्तनरोगाः स्युः स्त्रीणां तैरेव हेतुभिः ॥१७

જે કારણોથી નાડીવ્રણો થાય છે તથા જેટલી સંખ્યાવાળા થાય છે તે જ કારણોથી સ્ત્રીઓને સ્તનરોગો થાય છે તથા તેટલી જ સંખ્યાવાળા થાય છે અર્થાત્ વાયુ, પિત્ત અને કફ; ત્રણે દોષો અને અભિઘાતથી, એ રીતે સ્તનરોગો પાંચ પ્રકારના થાય છે. ૧૭

સ્ત્રીઓને સ્તનરોગો થવાનું કારણ

धमन्यः संवृतद्वाराः कन्यानां स्तनसंश्रिताः ।
दोषाविसरणात्तासां न भवन्ति स्तनामयाः ॥
तासामेव प्रजातानां गर्भिणीनां तु ताः पुनः ।
स्वभावादेव विवृता जायन्ते सम्भवन्त्यतः ॥ १८ ॥

જેઓને ગર્ભ કદી પણ ન જ રહ્યો હોય એવી સ્ત્રીઓનાં સ્તનોની ધમનીઓ બિડાયેલાં દ્વારોવાળી અને તેને લીધે દોષોના સંચાર વગરની હોય છે તેથી તેવી સ્ત્રીઓને સ્તનરોગો થતા નથી. જે સ્ત્રીઓને પ્રસવ થયો હોય તે સ્ત્રીઓની અને ગર્ભવાળી સ્ત્રીઓની તે ધમનીઓ સ્વાભાવિક રીતે ખૂલેલાં દ્વારોવાળી થઈ જાય છે એટલા માટે તે સ્ત્રીઓને સ્તનરોગો થાય છે. ૧૮

ધાવણનું સ્વરૂપ અને પ્રવૃત્તિનાં કારણો

रसप्रसादो मधुरः पक्वाहारनिमित्तजः ।
कृत्स्नदेहात्स्तनौ प्राप्तः स्तन्यमित्यभिधीयते ॥
विशस्तेष्वपि देहेषु यथा शुक्रं न दृश्यते ।
सर्वदेहाश्रितत्वाच्च शुक्रलक्षणमुच्यते ॥
तदेव चेष्टयुवतेर्दर्शनात्स्मरणादपि ।
शब्दसंश्रवणात्स्पर्शात्संहर्षाच्च प्रवर्तते ॥
सुप्रसन्नं मनस्तत्र हर्षणे हेतुरुच्यते ।
आहाररसयोनित्वादेवं स्तन्यमपि स्त्रियाः ॥
तदेवापत्यसंस्पर्शाद्दर्शनात्स्मरणादपि ।
ग्रहणाद्धपुरोजस्य शुक्रवत्संप्रवर्तते ॥
स्नेहो निरन्तरस्तत्र प्रस्नवे हेतुरुच्यते ॥ १९ ॥

પાકેલા આહારથી ઉત્પન્ન થયેલો રસનો મધુર તથા ઉત્તમ સાર સઘળા શરીરમાંથી સ્તનોમાં આવે છે, ત્યારે સ્તન્ય (ધાવણ–દૂધ) કહેવાય છે. જેમ પુરુષોનાં શરીરોને કાપી તેમાં તપાસ કરતા છતાં વીર્ય નજરે ચડતું નથી, તેમ સ્ત્રીઓનાં શરીરોને કાપીને અવલોકન કરવા છતાં તેમાં ધાવણ જોવામાં આવતું નથી. આમ છતાં જેમ વીર્ય પુરુષોના સઘળા શરીરમાં રહેનાર છે તેમ ધાવણ સ્ત્રીઓના સઘળા શરીરમાં રહેનાર છે તેથી જેવી વીર્યની રીતિ છે તેવી જ ધાવણની રીતિ છે. જેમ પ્રિય યુવતીના દર્શન, સ્મરણ, શબ્દના શ્રવણ કે સ્પર્શથી હર્ષ ઉત્પન્ન થતાં તે હર્ષને લીધે પુરુષના વીર્યનો સ્રાવ થાય છે અને તે હર્ષનું કારણ સુપ્રસન્ન થયેલું મન છે, તેમ સંતાનના સ્પર્શ, દર્શન, સ્મરણ અને તેના હાથ વડે સ્તન પકડાયાથી હર્ષ થતાં તે હર્ષને લીધે સ્ત્રીઓના દૂધનો સ્રાવ થાય છે અને તે હર્ષનું કારણ હમેશનો સ્નેહ છે. વીર્ય અને દૂધ બન્નેનું મૂળ ઉત્પત્તિકારણ આહારનો રસ જ છે.[1] ૧૯

દોષોને લીધે ધાવણની જુદી જુદી દુષ્ટતા

तत्कषायं भवेद्वातात्क्लिष्टं च प्लवतेऽम्भसि ।
पित्तादम्लं च कटुकं राज्योऽम्भसि च पीतिकाः ॥
कफाद्घनं पिच्छिलं च जले चाप्यवसीदति ।
सर्वैर्दुष्टैः सर्वलिङ्गमभिघाताच्च दुष्यति ॥२०॥

જો ધાવણ વાયુથી બગડેલું હોય, તો તૂરા રસવાળું થાય છે અને પાણીમાં નાખવામાં આવતાં પાણી ઉપર તરે છે. જો ધાવણ પિત્તથી

૧ ધાવણનો સંબંધ સીધો રસ સાથે જ છે, રક્ત, માંસ કે મેદ સાથે નથી. તેથી માતાના ખોરાકની અસર તરત જ ધાવણમાં થાય છે. પ્ર.

બગડેલું હોય, તો ખાટું તથા તીખું થાય છે અને પાણીમાં નાખતાં તેની પીળી પીળી રેખાઓ થાય છે. જો ધાવણ કફથી બગડેલુ હોય, તો ધાટું તથા ચીકણું થાય છે અને પાણીમાં નાખતાં પાણીની અંદર ડૂબી જાય છે. ત્રણે દોષોથી બગેડેલું હોય તો ત્રણે દોષોનાં ચિહ્નોવાળું થાય છે. ધાવણ અભિઘાતથી પણ દૂષિત થઈ જાય છે. ૨૦

નિર્દોષ ધાવણનું લક્ષણ

यत्क्षीरमुदके क्षिप्तमेकीभवति पाण्डुरम् ।
मधुरं चाविवर्णं च प्रसन्नं तद्विनिर्दिशेत् ॥२१॥

જે ધાવણ પાણીમાં નાખતાં પાણીની સાથે મળી જાય (એક થઈ જાય), સફેદ, મધુર અને ફીકાશથી રહિત હોય, તે ધાવણને પ્રસન્ન (નિર્દોષ) કહેવું. ૨૧

સ્તનરોગોની સંપ્રાપ્તિ

सक्षीरौ वाप्यदुग्धौ वा प्राप्य दोषः स्तनौ स्त्रियाः।
रक्तं मांसं च सन्दूष्य स्तनरोगाय कल्पते ॥२२॥

દોષ, સ્ત્રીઓના દૂધવાળા અથવા દૂધ વગરના સ્તનોને પ્રાપ્ત થઈ, રુધિર તથા માંસને દૂષિત કરી સ્તનરોગ ઉત્પન્ન કરે છે. ૨૨

અતિદેશથી સ્તનના રોગોનાં લક્ષણ

पञ्चानामपि तेषां तु हित्वा शोणितविद्रधिम् ।
लक्षणानि समानानि बाह्यविद्रधिलक्षणैः ॥२३॥

પાંચે પ્રકારના સ્તનરોગોનાં લક્ષણો રુધિરના પ્રકોપથી થયેલા વિદ્રધિ સિવાય બાકીના બહારના વિદ્રધિઓનાં લક્ષણો જેવાં જ હોય છે. (રુધિરના પ્રકોપથી સ્તનરોગ થતો નથી એ સ્વભાવ જ છે.)

## અધ્યાય ૧૧ મો

### ઉપક્રમ

अथातो ग्रन्थ्यपच्यर्बुदगलगण्डानां निदानं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'ગ્રંથ્યપચ્યર્બુદગલગંડનિદાન'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

ગ્રંથિનાં નિદાનો, સંપ્રાપ્તિ તથા સામાન્ય લક્ષણ

वातादयो मांसमसृक्प्रदुष्टाः संदूष्य मेदश्च कफानुविद्धम् ॥ वृत्तोन्नतं विग्रथितं तु शोफं कुर्वन्त्यतो ग्रन्थिरिति प्रदिष्टः ॥ २ ॥

પ્રકુપિત થયેલા વાયુ, પિત્ત તથા કફ એ ત્રણ દોષો માંસ તથા રુધિરને દૂષિત કરી, જે ઊંચા, ગોળાકાર તથા અત્યંત કઠણ, ગાંઠરૂપ સોજા ઉત્પન્ન કરે છે તે ગ્રંથિ કહેવાય છે. કફથી સંયુક્ત થયેલ મેદ અને વાયુથી વિકૃતિ પામેલી શિરાઓ પણ એવા જ ગ્રંથિ ઉત્પન્ન કરે છે. ૨

વાયુથી થયેલા ગ્રંથિનું લક્ષણ

आयम्यते व्यथ्यत एति तोदं । प्रत्यस्यते कृत्यत एति भेदम् ॥ कृष्णोऽमृदुर्वस्तिरिवाततश्च । भिन्नः स्रवेच्चानिलजोऽस्रमच्छम् ॥ ३ ॥

જે ગ્રંથિ જાણે ખેંચીને લાંબો કરવામાં આવતો હોય, વારંવાર કંપાવાતો હોય, વારંવાર સોયોથી ભોંકાતો હોય, ઉપાડી ઉપાડીને ફેંકવામાં આવતો હોય, કાપી નખાતો હોય અને ફાડી નાખવામાં આવતો હોય એવી વ્યથા કરે, કાળો હોય, કઠણ હોય, મૂત્રાશયની કોથળીની પેઠે લાંબો હોય અને ભેદાય ત્યારે આછા રુધિરને સ્રવે, તે ગ્રંથિ વાયુએ કરેલો જાણવો. ૩

પિત્તથી થયેલા ગ્રંથિનું લક્ષણ

दन्दह्यते धूप्यति चातिमात्रं । पापच्यते प्रज्वलतीव चापि ॥ रक्तः सपीतोऽप्यथवापि पित्ताद्भिन्नः स्रवेदुष्णमतीव चास्रम् ॥ ४ ॥

જે ગ્રંથિ આખા શરીરમાં અત્યંત બળતરા કરતો હોય, અંદર અત્યંત સંતાપ કરતો હોય,

[1] ગ્રંથિ, અપચી, અર્બુદ (રસોળી) અને ગલગંડના નિદાનો, સંપ્રાપ્તિ તથા લક્ષણોના નિરૂપણ જેનો.

અત્યંત પાકતો હોય, અત્યંત સળગતો જણાતો હોય, રાતો અથવા પીળાશવાળો હોય અને ભેદાય ત્યારે અત્યંત ઊના રુધિરને સ્રવે, તે ગ્રંથિ પિત્તથી થયેલો જાણવો. ૪

કફથી થયેલા ગ્રંથિનું લક્ષણ

शीतोऽविवर्णोऽल्परुजोऽतिकण्डूः पाषाणवत्संहननोपपन्नः। चिराभिवृद्धिश्च कफप्रकोपाद्भिन्नः स्रवेच्छुक्लघनं च पूयम् ॥ ५ ॥

જે ગ્રંથિ ટાઢો હોય, શરીરના જેવા જ વર્ણવાળો હોય, થોડી વેદનાવાળો હોય, ઘણી ખરજવાળો હોય, પથરા પેઠે ઘાટો તથા મોટો હોય, લાંબે કાળે વધતો હોય અને ભેદાય ત્યારે સફેદ તથા ઘાટા પરુને સ્રવે, તે ગ્રંથિ કફના પ્રકોપથી થયેલો સમજવો. ૫

મેદથી થયેલા ગ્રંથિનું લક્ષણ

शरीरवृद्धिक्षयवृद्धिहानिः स्निग्धो महानल्परुजोऽतिकण्डूः। मेदःकृतो गच्छति चातिभिन्ने पिण्याकसर्पिःप्रतिमं तु मेदः ॥ ६ ॥

જે ગ્રંથિ શરીરના વધારાથી વધતો હોય, શરીરની ક્ષીણતાથી ક્ષીણ થતો હોય, સ્નિગ્ધ હોય, મોટો હોય, થોડી વેદનાવાળો હોય, અત્યંત ખરજવાળો હોય અને વધારે ભેદાય ત્યારે તલના કલ્ક જેવા કે થીજેલા ઘી જેવા મેદને સ્રવે તે ગ્રંથિ મેદ સંબંધી જાણવો. ૬

શિરાઓથી થયેલા ગ્રંથિનું લક્ષણ

व्यायामजातैरबलस्य तैस्तैराक्षिप्य वायुर्हि शिराप्रतानम्। संपीड्य संकोच्य विशोष्य चापि ग्रन्थिं करोत्युन्नतमाशु वृत्तम्। ग्रन्थिः शिराजः ॥७

ભાર ઉપાડવો કે યુદ્ધ કરવું વગેરે પરિશ્રમો કરવાથી નિર્બળ માણસને, કુપિત થયેલો વાયુ શિરાઓના સમૂહને ચલિત કરી, દબાવી, સંકોચી તથા સૂકવીને તરત ઊંચા તથા ગોળ આકારવાળા ગ્રંથિ ઉત્પન્ન કરે છે. એ ગ્રંથિ શિરાઓથી થયેલો જાણવો. ૭

ગ્રંથિઓની કષ્ટસાધ્યતા તથા અસાધ્યતા

–स तु कृच्छ्रसाध्यो भवेद्यदि स्यात्सरुजश्चलश्च। अरुक्स एवाप्यचलो महांश्च मर्मोत्थितश्चापि विवर्जनीयः ॥८॥

જે શિરાઓથી થયેલો ગ્રંથિ પીડાવાળો તથા ચલ હોય તો કષ્ટસાધ્ય[1] છે. જો શિરાઓથી થયેલો ગ્રંથિ અથવા વાયુ વગેરેથી થયેલા બીજા ગ્રંથિઓ પણ પીડા વગરના, અચળ મોટા કે મર્મસ્થળોમાં ઉત્પન્ન થયેલા હોય તો તેઓની ચિકિત્સા કરવી નહીં અર્થાત્ તે અસાધ્ય છે. ૮

અપચીનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

हन्वस्थिकक्षाक्षकबाहुसन्धिमन्यागलेषूपचितं तु मेदः। ग्रन्थिं स्थिरं वृत्तमथायतं वा स्निग्धं कफश्चाल्परुजं करोति ॥ तं ग्रन्थिभिश्चामलकास्थिमात्रैर्मत्स्याण्डजालप्रतिमैस्तथान्यैः। अनन्यवर्णैरुपचीयमानं चयप्रकर्षादपचीं वदन्ति ॥ कण्डूयुतास्तेऽल्परुजः प्रभिन्नाः स्रवन्ति नश्यन्ति भवन्ति चान्ये। मेदःकफाभ्यां खलु रोग एष सुदुस्तरो वर्षगणानुबन्धी ॥ ९ ॥

હડપચીનાં અસ્થિઓની સંધિ, કાખની સંધિ, અક્ષકાસ્થિઓની સંધિ, બાહુની સંધિ, ડોકના પાછલા ભાગની ધમની (ઓડમાં) કે ગળામાં વૃદ્ધિ પામેલો મેદ તથા કફ સ્નિગ્ધ, થોડી વેદનાવાળા અને ગોળ આકારવાળા અથવા લાંબા સ્થિર ગ્રંથિ ઉત્પન્ન કરે છે. એ ગ્રંથિ મેદ તથા કફના અત્યંત વધારાને લીધે આમળાના ઠળિયા જેવડા અથવા માછલાંનાં ઈંડાઓના સમૂહો જેવા અને શરીરના જેવા જ વર્ણવાળા બીજા ગ્રંથિઓથી વ્યાપ્ત થઈને વધ્યા કરે છે. એ રોગને આયુર્વેદના આચાર્યો અપચી

---

[1] ચિકિત્સિતસ્થાનના ૧૮મા અધ્યાયમા આની ચિકિત્સા આપી નથી તેથી તો અસાધ્યતા સિદ્ધ થાય એમ, છે પણ વાગ્ભટે ચિકિત્સા આપી છે તેથી કષ્ટસાધ્યતા જ રહે છે.

કહે છે. ખરજવાળા તથા થોડી પીડાવાળા એ ગ્રંથિઓમાં કેટલાક ગ્રંથિઓ પાકી, ભેદાઈ સ્રવે છે, કેટલાક મટી જાય છે અને કેટલાક નવા થતા આવે છે. વાયુ આદિથી સંયુક્ત થયેલા મેદથી તથા કફથી થયેલો એ રોગ અતિદુસ્તર છે અને ઘણાં વર્ષો સુધી ચાલ્યા કરે છે. (જે અપચી છે, તે ગંડમાળાની જ અવસ્થા છે, એમ માનવામાં આવે છે.) ૯

અર્બુદ(રસોળી)ના નિદાન, સંપ્રાપ્તિ તથા સામાન્ય લક્ષણ

**गात्रप्रदेशे क्वचिदेव दोषाः संमूर्च्छिता मांसमभिप्रदूष्य। वृत्तं स्थिरं मन्दरुजं महान्तमनल्पमूलं चिरवृद्ध्यपाकम् ॥ कुर्वन्ति मांसोपचयं च शोफं तमर्बुदं शास्त्रविदो वदन्ति ॥ १० ॥**

પ્રકુપિત થયેલા દોષો કોઈ ગાત્રના પ્રદેશમાં માંસ(તથા રુધિર)ને દૂષિત કરીને ગોળાકારવાળા, થોડી પીડાવાળા, મોટા, મોટા મૂળવાળા, સ્થિર, નહીં પાકનારા અને લાંબે કાળે વધનારા સોજા ઉત્પન્ન કરે છે. એ માંસના જથ્થારૂપ સોજાને આયુર્વેદજ્ઞો **અર્બુદ** કહે છે. ૧૦

અર્બુદોનાં વિશિષ્ટ લક્ષણોની ગ્રંથિનાં લક્ષણો પ્રમાણે જ પરીક્ષા

**वातेन पित्तेन कफेन चापि रक्तेन मांसेन च मेदसा च ॥ तज्जायते तस्य च लक्षणानि ग्रन्थेः समानानि सदा भवन्ति ॥ ११ ॥**

એ અર્બુદ વાયુ, પિત્ત, કફ, રુધિર, માંસ અને મેદથી એમ છ પ્રકારનું થાય છે અને એ છ પ્રકારોમાં વાયુ, પિત્ત, કફ તથા મેદથી થયેલ અર્બુદોનાં લક્ષણો સદા ગ્રંથિઓનાં લક્ષણો જેવાં જ હોય છે. ૧૧

રુધિરથી થયેલા અર્બુદનું[1] નિદાન, સંપ્રાપ્તિ તથા વિશિષ્ટ લક્ષણ

**दोषः प्रदुष्टो रुधिरं शिरास्तु संपीड्य संकोच्य ततस्त्वपाकम् ॥ सास्रावमुन्नह्यति मांसपिण्डं मांसाङ्कुरैराचितमाशुवृद्धिम् । स्रवत्यजस्रं रुधिरं प्रदुष्टमसाध्यमेतद्रुधिरात्मकं स्यात् ॥ रक्तक्षयोपद्रवपीडितत्वात्पाण्डुर्भवेदर्बुदपीडितस्तु ॥ १२ ॥**

દુષ્ટ થયેલું પિત્ત રુધિર તથા શિરાઓને સંકોચ પમાડીને તથા એકઠાં થઈ જાય એવી રીતે ઘાટ કરીને સ્રાવવાળા, માંસના અંકુરોથી વીંટાયેલા અને તુરત વધનાર માંસના પિંડને જરાક પાકે એવી રીતે ઊંચો કરે છે અને તેમાંથી દુષ્ટ રુધિર નિરંતર સ્રવ્યા કરે છે, એ રુધિરથી થયેલું અર્બુદ કહેવાય છે. આ અર્બુદ અસાધ્ય છે. તેનાથી પીડાયેલો માણસ રુધિરના ક્ષયથી થતા ઉપદ્રવોથી પીડાઈને પાંડુ વર્ણવાળો થઈ જાય છે. (સઘળા પ્રકારના અર્બુદોમાં માંસ તથા રુધિર દૂષિત થાય છે, પણ રુધિરથી થયેલા અર્બુદમાં રુધિર અને માંસથી થયેલા અર્બુદમાં માંસ વિશેષે કરી દૂષિત થાય છે, એમ સમજવું) ૧૨

માંસથી થયેલા અર્બુદની સંપ્રાપ્તિ તથા વિશિષ્ટ લક્ષણ

**मुष्टिप्रहारादिभिरर्दितेऽङ्गे मांसं प्रदुष्टं प्रकरोति शोफम् ॥ अवेदनं स्निग्धमनन्यवर्णमपाकमश्मोपममप्रचाल्यम् ॥ १३ ॥**

મૂઠીના પ્રહાર વગેરેથી અંગ પીડિત થતાં વાયુથી દુષ્ટ થયેલું માંસ વેદના વગરના અથવા થોડી વેદનાવાળા, શરીરના જેવા જ વર્ણવાળા, નહિ પાકનારા અથવા જરાક પાકનારા, પથરા જેવા અને ચલાયમાન ન કરી શકાય એવા સ્નિગ્ધ સોજાને ઉત્પન્ન કરે છે, એ **માંસાર્બુદ** કહેવાય છે. ૧૩

માંસથી થયેલા અર્બુદનું દુષ્ટ નિદાન

**प्रदुष्टमांसस्य नरस्य गाढमेतद्भवेन्मांसपरायणस्य ॥ १४ ॥**

માંસ ખાવાના અભ્યાસથી જેનું માંસ અતિદુષ્ટ થયેલું હોય તે માણસને ઉપર કહેલો માંસા-

[1] કેન્સર—આગુના પહાડ જેવું રોગ અને રક્ત જે હાલીચાલી ન શકે તેવું પ્ર.

બુર્દ નામનો રોગ ઉત્પન્ન થાય છે. ૧૪

અર્બુદોની અસાધ્યતા

मांसार्बुदं त्वेतदसाध्यमुक्तं साध्येष्वपीमान्युपवर्जयेत्तु । संप्रस्रुतं मर्मणि यच्च जातं स्रोतःसु वा यच्च भवेदचाल्यम् ॥ यज्जायतेऽन्यत्खलु पूर्वजाते ज्ञेयं तदध्यर्बुदमर्बुदज्ञैः । यद्द्वन्द्वजातं युगपत्क्रमाद्वा द्विरर्बुदं तच्च भवेदसाध्यम् ॥ १५ ॥

માંસ અને રુધિરથી થયેલું અર્બુદ અસાધ્ય છે.[1] વાયુથી થયેલાં સાધ્ય અર્બુદોમાં[2] પણ જે અર્બુદ સ્રાવવાળું, મર્મસ્થળમાં થયેલું, સ્રોતમાં થયેલું કે ચલાયમાન ન કરી શકાય એવું હોય, તેની ચિકિત્સા કરવી નહીં. પ્રથમ થયેલા અર્બુદમાં જે બીજું અર્બુદ ઉત્પન્ન થાય છે, તે 'અધ્યર્બુદ' કહેવાય છે. જો એકીવખતે અથવા અનુક્રમે હારોહાર બે અર્બુદો થયેલાં હોય તો તે 'દ્વિરર્બુદ' કહેવાય છે. અધ્યર્બુદ અને દ્વિરર્બુદ એ બન્ને પણ અસાધ્ય છે. ૧૫

અર્બુદોનો પાક ન થવાનું કારણ

न पाकमायान्ति कफाधिकत्वान्मेदोऽधिकत्वाच्च विशेषतस्तु । दोषस्थिरत्वाद्ग्रथनाच्च तेषां सर्वार्बुदान्येव निसर्गतस्तु ॥ १६ ॥

સઘળા પ્રકારનાં અર્બુદો વિશેષે કરી કફ તથા મેદની અધિકતાવાળાં હોય છે, તેથી દોષોના કાર્યરૂપ માંસના જથ્થાની સ્થિરતા હોવાને લીધે એ માંસનો જથ્થો ગૂંથાઈ જાય છે; તેથી અને મેદ વગેરેના સ્વભાવને લીધે પણ તે પાકતાં નથી. (અપચીમાં કફ તથા મેદ અધિક હોય છે, તોપણ અપચીનો પાક થતો જોવામાં આવે છે અને અર્બુદમાં તે પ્રમાણે જ હોય છતાં મુદ્દલ પાક થતો નથી અને થાય છે તો થોડો થાય છે, તેનું મુખ્ય કારણ સ્વભાવ વિના બીજું કશું નથી.) ૧૬

૧ મેલીગ્નન્ટ ટ્યુમર. ૨ બીનાઈન ટ્યુમર.

ગલગંડની સંપ્રાપ્તિ તથા ભેદો

वातः कफश्चैव गले प्रवृद्धौ मन्ये तु संसृत्य तथैव मेदः । कुर्वन्ति गण्डं क्रमशः स्वलिङ्गैः समन्वितं तं गलगण्डमाहुः ॥ १७ ॥

ગળામાં વૃદ્ધિ પામેલા વાયુ, કફ કે તેઓથી દૂષિત થયેલો મેદ ડોકના પાછલા ભાગની મન્યા નામની બે શિરાઓમાં આવી અનુક્રમે પોતપોતાનાં લક્ષણોવાળા (વાયુ, કફ તથા મેદનાં લક્ષણોવાળા) ગંડ(ગડ)ને ઉત્પન્ન કરે છે, તે રોગ ગલગંડ કહેવાય છે. ૧૭

વાયુએ કરેલા ગલગંડનું લક્ષણ

तोदान्वितः कृष्णशिरावनद्धः कृष्णोऽरुणो वा पवनात्मकस्तु । मेदोऽन्वितश्चोपचितश्च कालाद्भवेत्प्रदिग्धे च गलेऽरुजश्च ॥ पारुष्ययुक्तश्चिरवृद्ध्यपाको यदृच्छया पाकमियात्कदाचित् । वैरस्यमास्यस्य च तस्य जन्तोर्भवेत्तथा तालुगलप्रशोषः ॥१८॥

જે ગલગંડ સોયોથી ભોંકાયા જેવી વ્યથાવાળો, કાળી શિરાઓથી વ્યાપ્ત અને કાળા અથવા રાતા વર્ણવાળો હોય, તો તે વાયુથી થયેલો જાણવો. આ ગલગંડ કાળે કરીને જ્યારે મેદથી સંયુક્ત થાય છે તથા વધે છે, ત્યારે મેદથી ગળું ખરડાઈ જવાથી અર્ત્તિ પીડા વગરનો થઈ જાય છે. વાયુએ કરેલો આ ગલગંડ કઠણ હોય છે, લાંબે કાળે વધે છે, પાકતો નથી અને કોઈ દૈવેચ્છાથી પાકી પણ જાય છે. જે માણસને આ વાયુ સંબંધી ગલગંડ થયો હોય, તે માણસનું મોઢું વિરસ રહે છે અને તાળવું તથા ગળું સુકાયા કરે છે. ૧૮

કફે કરેલા ગલગંડનું લક્ષણ

स्थिरः सवर्णोऽल्परुगुग्रकण्डूः शीतो महांश्चापि कफात्मकस्तु । चिराभिवृद्धिं कुरुते चिराद्वा प्रपच्यते मन्दरुजः कदाचित् ॥ माधुर्यमास्यस्य च तस्य जन्तोर्भवेत्तथा तालुगलप्रलेपः ॥ १९ ॥

જો ગલગંડ સ્થિર હોય, જે ઠેકાણે થયો હોય તે ઠેકાણાના જેવા જ વર્ણવાળો હોય, થોડી પીડાવાળો, ઉગ્ર ખરજવાળો તથા ટાઢો હોય અને મોટો પણ હોય, તો તેને કફે કરેલો જાણવો. આ ગલગંડ લાંબે કાળે વધે છે, વખત પર લાંબે કાળે પાકે પણ છે અને મંદ વેદનાવાળો હોય છે. જે માણસને આ કફ સંબંધી ગલગંડ થયો હોય તે માણસનું મોઢું સ્નિગ્ધ તથા મધુર રહે છે અને તાળવું તથા ગળું કફથી ખરડાયેલાં રહે છે. ૧૯

મેદે કરેલા ગલગંડનું લક્ષણ

स्निग्धो मृदुः पाण्डुरनिष्टगन्धो मेदःकृतो नीरुगथातिकण्डूः ॥ प्रलम्बतेऽलाबुवदल्पमूलो देहानुरूपक्षयवृद्धियुक्तः । स्निग्धास्यता तस्य भवेच्च जन्तोर्गलेन शब्दं कुरुते च नित्यम् ॥२०॥

જે ગલગંડ સ્નિગ્ધ, કોમળ, પાંડુ વર્ણવાળો, ખરાબ ગંધવાળો, અતિ પીડા વગરનો, ઘણી ખરજવાળો, તૂંબડાં પેઠે લટકતો, અલ્પ મૂળવાળો અને શરીરના વધવાથી વધતો હોય તથા ક્ષીણ થવાથી ક્ષીણ થતો હોય તે ગલગંડને મેદે કરેલો જાણવો. આ ગલગંડ જેને થયો હોય તે માણસનું મોઢું સ્નિગ્ધ રહે છે અને સર્વદા ગળામાંથી અવાજ થયા કરે છે. ૨૦

કેવો ગલગંડ અસાધ્ય છે?

कृच्छ्राच्छ्वसन्तं मृदुसर्वगात्रं संवत्सरातीतमरोचकार्तम् । क्षीणं तु वैद्यो गलगण्डिनं तं भिन्नस्वरं चैव विवर्जयेत्तु ॥२१॥

જે ગલગંડથી માંડમાંડ શ્વાસ લઈ શકાતો હોય, સઘળાં ગાત્રો કોમળ થઈ ગયાં હોય, અરુચિ તથા ક્ષીણતા થઈ હોય, સ્વર બેસી ગયો હોય તથા જેની ઉત્પત્તિને એક વર્ષ વીતી ગયું હોય, તે ગલગંડની વૈદ્યે ચિકિત્સા કરવી નહીં. ૨૧

ગલગંડના સ્વરૂપનો પાકો નિશ્ચય

निबद्धः श्वयथुर्यस्य मुष्कवल्लम्बते गले ।
महान्वा यदि वा ह्रस्वस्तं गण्डमिति निर्दिशेत् ॥२२

જેનો બંધાયેલો, મોટો અથવા નાનો સોજો ગળામાં વૃષણની પેઠે લટક્યા કરતો હોય, તે રોગને જ ગલગંડ કહેવો. ૨૨

## અધ્યાય ૧૨ મો.

### ઉપક્રમ

अथातो वृद्ध्युपदंशश्लीपदानां निदानं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'વૃદ્ધ્યુપદંશશ્લીપદનિદાન[1]' નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલુ છે. ૧

વૃદ્ધિ(વધરાવળ)નાં નિદાનો તથા સંખ્યા

वातपित्तश्लेष्मशोणितमेदोमूत्रान्त्रनिमित्ताः सप्त वृद्धयः । तासां मूत्रान्त्रनिमित्ते वृद्धी वातसमुत्थे केवलमुत्पत्तिहेतुरन्यतमः ॥२॥

વાયુ, પિત્ત, કફ, રુધિર, મેદ, મૂત્ર અને આંતરડાંથી એમ સાત પ્રકારની વૃદ્ધિઓ થાય છે. એમાં મૂત્રથી થયેલી વૃદ્ધિ અને આંતરડાથી થયેલી વૃદ્ધિ પણ જોકે વાયુરૂપ નિદાનથી જ થાય છે, તોપણ તે વાયુ મૂત્ર તથા આંતરડાના આશ્રયથી એ વૃદ્ધિઓ ઉત્પન્ન કરે છે; અર્થાત્ તે વૃદ્ધિઓની ઉત્પત્તિમાં મૂત્ર તથા આંતરડાં પણ કારણ હોય છે, એટલી જુદાઈને લીધે એ બે પ્રકારો વાયુથી થયેલી વૃદ્ધિથી જુદા ગણવામાં આવ્યા છે. ૨

વૃદ્ધિની સંપ્રાપ્તિ

अधःप्रकुपितोऽन्यतमो हि दोषः फलकोशवाहिनीरभिप्रपद्य धमनीः फलकोशयोर्वृद्धिं जनयति, तां वृद्धिमित्याचक्षते ॥३॥

નીચેના ભાગમાં પ્રકુપિત થયેલો વાયુ, પિત્ત કે કફ વૃષણની કોથળીમાં ગયેલી ધમની-

---

[1] વધરાવળ, ચાંદી અને શ્લીપદના નિદાનો, સંપ્રાપ્તિ તથા લક્ષણો વગેરેના નિરૂપણ વિષેનો.

આમાં આવી વૃષણની વૃદ્ધિ કરે છે, એ રોગને આચાર્યો વૃદ્ધિ કહે છે. ૩

વૃદ્ધિઓનાં પૂર્વરૂપ

तासां भविष्यतीनां पूर्वरूपाणि—बस्तिकटीमुष्कमेढ्रेषु वेदना मारुतनिग्रहः फलकोशशोफश्चेति ॥४

સાતમાંની કોઈ પણ વૃદ્ધિ જ્યારે થવાની હોય, ત્યારે મૂત્રાશય, કમર, વૃષણ અને લિંગમાં વેદના થાય છે, વાયુનો નિગ્રહ થઈ જાય છે અને વૃષણમાં સોજો થાય છે. ૪

વાયુથી થયેલી વૃદ્ધિનું લક્ષણ

तत्रानिलपरिपूर्णां बस्तिमिवाततां परुषामनिमित्तानिलरुजं वातवृद्धिमाचक्षते ॥५॥

જે વધરાવળ પવનથી ભરાયેલી, મૂત્રાશયની કોથળી જેવી વિસ્તીર્ણ, કઠોર અને અકસ્માત્ થતી વાયુ સંબંધી વેદનાઓવાળી હોય, તે વધરાવળને **વાતવૃદ્ધિ** કહે છે. ૫

પિત્તથી થયેલી વૃદ્ધિનું લક્ષણ

पक्वोदुम्बरसंकाशां ज्वरदाहोष्मवतीं चाशुसमुत्थानपाकां पित्तवृद्धिम् ॥६॥

જે વધરાવળ પાકેલા ઉંબરાના ફળ જેવી, જ્વરથી, દાહથી તથા ગરમીથી યુક્ત (અંદર બળતરાવાળી હોય તથા બહારના ભાગમાં પણ તપતી) અને તુરત ઊઠેલી તથા તુરત પાકેલી હોય તે વધરાવળને **પિત્તવૃદ્ધિ** કહે છે. ૬

કફથી થયેલી વૃદ્ધિનું લક્ષણ

कठिनामल्पवेदनां शीतां कण्डूमतीं श्लेष्मवृद्धिम् ॥७

જે વધરાવળ કઠણ, અલ્પ વેદનાવાળી, ટાઢી અને ખરજવાળી હોય, તેને **શ્લેષ્મવૃદ્ધિ** કહે છે. ૭

રુધિરથી થયેલી વૃદ્ધિનું લક્ષણ

कृष्णस्फोटावृतां पित्तवृद्धिलिङ्गां रक्तवृद्धिम् ॥८॥

જે વધરાવળ કાળા ફોડલાઓથી વ્યાપ્ત હોય અને ઉપર કહેલાં પિત્તવૃદ્ધિનાં લક્ષણોથી યુક્ત હોય તે વધરાવળને **રક્તવૃદ્ધિ** કહે છે. ૮

મેદથી થયેલી વૃદ્ધિનું લક્ષણ

मृदुस्निग्धां कण्डूमतीमल्पवेदनां तालफलप्रकाशां मेदोवृद्धिम् ॥९॥

જે વધરાવળ કોમળ તથા સ્નિગ્ધ, ખરજવાળી, અલ્પ વેદનાવાળી અને તાડના ફળની પેઠે શ્યામ તથા ગોળ હોય તેને **મેદોવૃદ્ધિ** કહે છે. ૯

મૂત્રથી થયેલી વૃદ્ધિનું લક્ષણ

मूत्रसन्धारणशीलस्य मूत्रवृद्धिर्भवति, सा गच्छतोऽम्बुपूर्णा दृतिरिव क्षुभ्यति मूत्रकृच्छ्रवेदनां वृषणयोः श्वयथुं कोशयोश्चापादयति तां मूत्रवृद्धिं विद्यात् ॥ १० ॥

જેનો મૂત્રની હાજતને અટકાવી રાખવાનો સ્વભાવ હોય, તે પુરુષને મૂત્રવૃદ્ધિ થાય છે. જે વધરાવળ ચાલવાના સમયમાં જળથી ભરેલી પખાલની પેઠે ક્ષોભ પામતી હોય, મૂત્રકૃચ્છ્રની વેદના કરતી હોય અને જેથી વૃષણોમાં સોજો થયો હોય, તે વધરાવળને **મૂત્રવૃદ્ધિ** જાણવી. ૧૦

આંતરડાંની વૃદ્ધિનું લક્ષણ અને અસાધ્યતા

भारहरणबलवद्विग्रहवृक्षप्रपतनादिभिरायासविशेषैर्वायुरतिप्रवृद्धः प्रकुपितश्च स्थूलान्त्रस्येतरस्य चैकदेशं द्विगुणमादायाधो गत्वा वङ्क्षणसंधिमुपेत्य ग्रन्थिरूपेण स्थित्वाऽप्रतिक्रियमाणे च कालान्तरेण फलकोशं प्रविश्य मुष्कशोफमापादयत्याध्मातो बस्तिरिवाततः प्रदीर्घः शोफो भवति सशब्दमवपीडितश्चोर्ध्वमुपैति विमुक्तश्च पुनराध्मायति तामन्त्रवृद्धिमसाध्यामाचक्षते ॥ ११ ॥

ભાર ઉપાડી લઈ જવાથી, બળવાનની સામે યુદ્ધ કરવાથી, ઝાડ ઉપરથી પડવાથી અને એવા જ પ્રકારના બીજા પણ પરિશ્રમો કરવાથી અત્યંત વૃદ્ધિ પામેલો અને પ્રકુપિત થયેલો વાયુ, જાડા આંતરડાના એક પ્રદેશને અને ઝીણા આંતરડાના એક પ્રદેશને જોડી દેવાથી બેવડો કરી, પોતાની સાથે લઈ, નીચે જઈ, સાથળના

સંધિમાં પ્રાપ્ત થઈ ગ્રંથિરૂપે રહે છે અને જો તે સમયમાં જ યોગ્ય ચિકિત્સા ન કરવામાં આવે, તો વૃષણની કોથળીમાં પ્રવેશ કરી, વૃષણોમાં સોજો ઉત્પન્ન કરે છે. આ સોજો પવનથી ભરાયેલી મૂત્રાશયની કોથળી જેવો ફૂલેલો અને લાંબો થાય છે. આ સોજો જો દબાવવામાં આવે તો અવાજ કરીને ઉંચો ચડી જાય છે અને દબાણથી છૂટો કરવામાં આવતાં પાછો નીચે ઉતરીને ફૂલી જાય છે. આ વધરાવળ **અંત્રવૃદ્ધિ** કહેવાય છે અને તેને અસાધ્ય ગણવામાં આવે છે. ૧૧

ઉપદંશ(ચાંદી)નાં દૂરનાં તથા પાસેનાં નિદાન, સંપ્રાપ્તિ અને લક્ષણ

**तत्रातिमैथुनादतिब्रह्मचर्याद्वा तथा ब्रह्मचारिणीं चिरोत्सृष्टां रजस्वलां दीर्घरोमां कर्कशरोमां सङ्कीर्णरोमां निगूढरोमामल्पद्वारां महाद्वारामप्रियामकामामचौक्ष्यसलिलप्रक्षालितयोनिमक्षालितयोनि योनिरोगोपसृष्टां स्वभावतो वा दुष्टयोनिं नियोनिं वा नारीमत्यर्थमुपसेवमानस्य तथा करजदशननिपशूकनिपातनादर्दनाद्धस्ताभिघाताच्चतुष्पदीगमनादचौक्ष्यसलिलप्रक्षालनादवपीडनाच्छुक्रमूत्रवेगविधारणान्मैथुनान्ते वाऽप्रक्षालनादिभिर्मेढ्रमागम्य प्रकुपिता दोषाः क्षतेऽक्षते वा श्वयथुमुपजनयन्ति तमुपदंशमित्याचक्षते ॥ १२ ॥**

અત્યંત મૈથુન કરવાથી, અત્યંત બ્રહ્મચર્ય પાળવાથી, શરૂઆતથી જ બ્રહ્મચર્ય પાળનારી, લાંબો કાળ થયા છોડી દીધેલી, લાંબાં રૂંવાડાંવાળી, રજસ્વલા, કઠોર રૂંવાડાંવાળી, ઘાટાં રૂંવાડાંવાળી, યોનિની અંદર રૂંવાડાંવાળી, જેની યોનિનું દ્વાર અલ્પ કે મોટું હોય એવી, અપ્રિય, કામના વગરની, જેણે યોનિ મેલા પાણીથી ધોયેલી હોય એવી, જેણે યોનિ ધોયેલી ન હોય એવી, યોનિના રોગવાળી, જેની યોનિ સ્વાભાવિક રીતે જ વાત આદિ દોષોથી દુષ્ટ હોય એવી, અને ટૂંકી યોનિવાળી સ્ત્રીનો અતિસંગ કરવાથી, તેમ જ લિંગ ઉપર નખ, દાંત કે શૂક નામના ઝેરી કીડાનો નિપાત કર્યાથી, લિંગનું પીડન થવાથી, હાથ વડે લિંગનો અભિઘાત થવાથી, બકરી વગેરે પશુજાતિનો સંગ કરવાથી, મેલા પાણી વડે લિંગને ધોવાથી, લિંગનું મર્દન થવાથી, વીર્યના કે મૂત્રના વેગને અટકાવવાથી અને મૈથુન કર્યા પછી લિંગને નહિ ધોવા વગેરેથી પ્રકુપિત થયેલા દોષો જખમી થયેલા અથવા નહિ જખમી થયેલા લિંગમાં આવી સોજો ઉત્પન્ન કરે છે, એ સોજાને આચાર્યો **ઉપદંશ**[1] કહે છે.

ઉપદંશોની સંખ્યા

**स पञ्चविधस्त्रिभिर्दोषैः पृथक्समस्तैरसृजा चैकः ॥ १३ ॥**

વાયુથી થયેલો, પિત્તથી થયેલો, કફથી થયેલો, ત્રણે દોષોથી થયેલો અને લોહીથી થયેલો, એ રીતે ઉપદંશના પાંચ ભેદ છે. ૧૩

વાયુથી થયેલા ઉપદંશનું વિશિષ્ટ લક્ષણ

**तत्र वातिके पारुष्यं त्वक्परिपुटनं स्तब्धमेढ्रता परुषशोफता विविधाश्च वातवेदनाः ॥ १४ ॥**

જો ઉપદંશ વાયુથી થયો હોય, તો તેમાં ખરસટપણું, ત્વચાનું ફાટવું, લિંગની સ્તબ્ધતા, સોજાની કઠિનતા અને બીજી પણ અનેક પ્રકારની વાયુ સંબંધી વેદનાઓ થાય છે ૧૪

પિત્તથી થયેલા ઉપદંશનું વિશિષ્ટ લક્ષણ

**पैत्तिके ज्वरः श्वयथुः पक्वोदुम्बरसङ्काशस्तीव्रदाहः क्षिप्रपाकः पित्तवेदनाश्च ॥ १५ ॥**

જો ઉપદંશ પિત્તથી થયો હોય, તો તેથી

---

[1] ઉપદંશો સ્ત્રીઓને પણ થાય છે અને પુરુષોને પણ થાય છે ઉપદંશના દારુણ ફોડલાઓમાં કેટલાક ઉપરચની સંધિમાં થાય છે, કેટલાક સર્વ ઉપરથમાં થાય છે, કેટલાક કળથી જેવા થાય છે, કેટલાક મગની દાળ જેવા થાય છે, કેટલાક તુરત પ્રસરે છે અને કેટલાક ધીરે ધીરે પ્રસરે છે. એથી વેદના, દાહ, તરસ તથા મોહ થાય છે (ડલ્હન)

જ્વર ઉત્પન્ન થાય છે, પિત્ત સંબંધી બીજી પણ વેદનાઓ થાય છે અને પાકેલા ઉંબરાના ફળ જેવો તીવ્ર બળતરાવાળો તથા તુરત પાકનારો સોજો થાય છે. ૧૫

કફથી થયેલા ઉપદંશનું વિશિષ્ટ લક્ષણ

श्लैष्मिके श्वयथुः कण्डूमान् कठिनः स्निग्धः श्लेष्मवेदनाश्च ॥१६॥

જો ઉપદંશ કફથી થયો હોય, તો ખરજવાળો, કઠણ તથા સ્નિગ્ધ સોજો થાય છે અને બીજી પણ કફ સંબંધી વેદનાઓ થાય છે. ૧૬

રુધિરથી થયેલા ઉપદંશનું વિશિષ્ટ લક્ષણ

रक्तजे कृष्णस्फोटप्रादुर्भावोऽत्यर्थमसृक्प्रवृत्तिः पित्तलिङ्गान्यत्यर्थं ज्वरदाहौ शोषश्च याप्यश्चैव कदाचित् ॥ १७॥

જો ઉપદંશ રુધિરથી થયો હોય, તો કાળા ફોડલા ઉત્પન્ન થાય છે, લોહીની બહુ જ પ્રવૃત્તિ થાય છે, પિત્ત સંબંધી વેદનાઓ થાય છે, જ્વર તથા દાહ અત્યંત થાય છે અને શોષ થાય છે. આ ઉપદંશ કોઈ વખતે યાપ્ય પણ થઈ પડે છે.

ત્રણે દોષોથી થયેલા ઉપદંશનું વિશિષ્ટ લક્ષણ

सर्वजे सर्वलिङ्गदर्शनमवदरणं शेफसः कृमिप्रादुर्भावो मरणं चेति ॥ १८॥

જો ઉપદંશ ત્રણે દોષોથી થયો હોય, તો ત્રણે દોષોનાં ચિહ્નો જોવામાં આવે છે, લિંગ ફાટી જાય છે, કીડા પડે છે અને મરણ પણ થાય છે.

શ્લીપદનાં નિદાનો, સંપ્રાપ્તિ અને સામાન્ય લક્ષણ

कुपितास्तु दोषा वातपित्तश्लेष्माणोऽधःप्रपन्ना वङ्क्षणोरुजानुजङ्घास्ववतिष्ठमानाः कालान्तरेण पादमाश्रित्य शनैः शोफं जनयन्ति तच्छ्लीपदमित्याचक्षते ॥ १९॥

પ્રકુપિત થયેલા વાયુ, પિત્ત અને કફ એ દોષો શરીરના નીચા ભાગમાં પ્રાપ્ત થઈ સાથળોમાં, સાથળોના સંધિઓમાં, ગોઠણોમાં તથા પગની પિંડીઓમાં રહી કાળાંતરે પગમાં આવીને ધીરે ધીરે સોજો ઉત્પન્ન કરે છે. એ સોજાને આચાર્યો શ્લીપદ કહે છે. ૧૯

શ્લીપદોના ભેદ

तत्त्रिविधं वातपित्तकफनिमित्तमिति ॥ २० ॥

વાયુથી થયેલ, પિત્તથી થયેલ અને કફથી થયેલ, એ રીતે શ્લીપદો ત્રણ પ્રકારનાં થાય છે. ૨૦

વાયુથી થયેલા શ્લીપદનું વિશિષ્ટ લક્ષણ

तत्र वातजं खरं कृष्णं परुषमनिमित्तानिलरुजं परिस्फुटति च बहुशः ॥ २१ ॥

વાયુથી થયેલું શ્લીપદ ખરસટ, કાળું અને રૂક્ષ હોય છે, ઘણા પ્રદેશોમાં ફાટે છે અને તે શ્લીપદ અકારણ વાયુ સંબંધી વેદનાઓવાળું થાય છે. ૨૧

પિત્તથી થયેલા શ્લીપદનું વિશિષ્ટ લક્ષણ

पित्तजं तु पीतावभासमीषन्मृदु ज्वरदाहप्रायं च ॥

પિત્તથી થયેલું શ્લીપદ પીળા અવભાસવાળું, કાંઈક કોમળ અને લગભગ જ્વર તથા બળતરાવાળું હોય છે. ૨૨

કફથી થયેલા શ્લીપદનું વિશિષ્ટ લક્ષણ

श्लेष्मजं तु श्वेतं स्निग्धावभासं मन्दवेदनं भारिकमतिमहाग्रन्थिकं कण्टकैरुपचितं च ॥ २३ ॥

કફથી થયેલું શ્લીપદ ધોળું, સ્નિગ્ધ અવભાસવાળું, મંદ વેદનાવાળું, ભારે, અત્યંત મોટા ગ્રંથિઓવાળું અને કાંટા જેવાં ઊંચાણોથી યુક્ત હોય છે. ૨૩

અસાધ્ય શ્લીપદો

तत्र संवत्सरातीतमतिमहद्वल्मीकजातं प्रस्रुतमिति वर्जनीयानि ॥ २४ ॥

શ્લીપદ જો રાફડા જેવું થયું હોય, અત્યંત મોટું કે સ્રાવવાળું હોય, તો તેની ચિકિત્સા કરવી નહિ. જેની ઉત્પત્તિ થયાને એક વર્ષ વીતી ગયું હોય, તે શ્લીપદની પણ ચિકિત્સા કરવી નહિ. ૨૪

ત્રણે શ્લીપદોમાં કફનો સંબંધ હોય છે

भवन्ति चात्र ॥

त्रीण्यप्येतानि जानीयाच्छ्लीपदानि कफोच्छ्रयात्।
गुरुत्वं च महत्त्वं च यस्मान्नास्ति विना कफात् ॥२५

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ કહ્યું છે: 'આ ત્રણે શ્લીપદોમાં કફનો પ્રકોપ તો હોય જ છે એમ સમજવું; કારણ કે ભારે અને મોટાપણું કફના પ્રકોપ વિના હોય જ નહિ.૨૫

ખાસ શ્લીપદોની ઉત્પત્તિ કયા દેશોમાં

पुराणोदकभूयिष्ठाः सर्वर्त्तुषु च शीतलाः।
ये देशास्तेषु जायन्ते श्लीपदानि विशेषतः॥ २६ ॥

જે દેશોમાં જૂનું પાણી ઘણું રહેતું હોય અને સઘળી ઋતુઓમાં શીતળતા રહેતી હોય, તે દેશોમાં શ્લીપદો વિશેષે કરી થાય છે. ('વિશેષે કરી' એમ કહ્યું તે ઉપરથી સમજાય છે કે, બીજા દેશોમાં પણ શ્લીપદો થાય છે.) ૨૬

પગની પેઠે હાથ વગેરેમાં પણ શ્લીપદો થાય

पादवद्धस्तयोश्चापि श्लीपदं जायते नृणाम्।
कर्णाक्षिनासिकौष्ठेषु केचिदिच्छन्ति तद्विदः ॥२७॥

માણસોને જેમ પગોમાં શ્લીપદો થાય છે, તેમ હાથમાં પણ થાય છે. આયુર્વેદના કેટલાક આચાર્યો કહે છે કે, કાન, નેત્રો, નાક અને હોઠમાં પણ શ્લીપદો થાય છે. ૨૭

## અધ્યાય ૧૩ મો

ઉપક્રમ

अथातः क्षुद्ररोगाणां निदानं व्याख्यास्यामः।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'ક્ષુદ્રરોગનિદાન'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુત પાસે કહેલું છે. ૧

ક્ષુદ્રરોગોની સંખ્યા અને નામ

समासेन चतुश्चत्वारिंशत्क्षुद्ररोगा भवन्ति ॥
तद्यथा–अजगल्लिका यवप्रख्याऽन्धालजी विवृता कच्छपिका वल्मीकमिन्द्रवृद्धा पनसिका पाषाणगर्दभो जालगर्दभः कक्षा विस्फोटकोऽग्निरोहिणी चिप्पं कुनखोऽनुशयी विदारिका शर्कराऽर्बुदं पामा विचर्चिका रकसा पाददारिका कदरमलसेन्द्रलुप्तौ दारुणकोऽरुंषिका पलितं मसूरिका यौवनपिडका पद्मिनीकण्टको जतुमणिर्मशकश्चर्मकीलस्तिलकालको न्यच्छं व्यङ्गः परिवर्तिकाऽवपाटिका निरुद्धप्रकशो निरुद्धगुदोऽहिपूतनं वृषणकच्छूर्गुदभ्रंशश्चेति ॥ २ ॥

સંક્ષેપથી જોતાં ક્ષુદ્રરોગો ચુંમાળીસ થાય છે: અજગલ્લિકા, યવપ્રખ્યા, અંધાલજી, વિવૃતા, કચ્છપિકા, વલ્મીક, ઇંદ્રવૃદ્ધા, પનસિકા, પાષાણગર્દભ, જાલગર્દભ, કક્ષા, વિસ્ફોટક, અગ્નિરોહિણી, ચિપ્પ, કુનખ, અનુશયી, વિદારિકા, શર્કરાર્બુદ, પામા, વિચર્ચિકા, રકસા, પાદદારિકા, કદર, અલસ, ઇંદ્રલુપ્ત, દારુણક, અરુંષિકા, પલિત, મસૂરિકા, યૌવનપિડકા, પદ્મિનીકંટક, જતુમણિ, મશક, ચર્મકીલ, તિલકાલક, ન્યચ્છ, વ્યંગ, પરિવર્તિકા, અવપાટિકા, નિરુદ્ધપ્રકશ, નિરુદ્ધગુદ, અહિપૂતન, વૃષણકચ્છૂ અને ગુદભ્રંશ એ નામના ચુંમાળીસ ક્ષુદ્રરોગો છે.[2] ૨

અજગલ્લિકાનું નિદાન તથા લક્ષણ

स्निग्धा सवर्णा ग्रथिता नीरुजा मुद्गसंनिभा।
कफवातोत्थिता ज्ञेया बालानामजगल्लिका ॥ ३ ॥

કફ તથા વાયુના પ્રકોપથી બાળકોનાશરીરે-

---

૧ ક્ષુદ્રરોગોના નિદાનાદિક વિષેનો.

૨ આ સંખ્યામાં જોકે કેટલાક મહાવ્યાધિઓ છે, તોપણ ક્ષુદ્રરોગો ઘણા છે, તેથી સર્વને ક્ષુદ્રરોગ કહ્યા છે; જેમ કે છત્રીવાળાં ઘણાં માણસો જતાં હોય, તેઓમાં કેટલાક માણસો છત્ર વગરનાં હોય, તોપણ 'છત્રવાળા જાય છે.' એમ કહેવામાં આવે છે, અથવા પૂર્વાચાર્યોએ એટલા રોગોનું 'ક્ષુદ્રરોગ' એ નામ સંજ્ઞાની રીતિ પ્રમાણે રૂઢ જ રાખ્યું છે, એમ સમજી ક્ષુદ્ર શબ્દનો અર્થ લેવો જ નહીં', એટલે કશો દોષ આવતો નથી (ડલ્હન)·

માં સ્નિગ્ધ, શરીરના જેવા વર્ણવાળી, જાણે ગૂંથાયેલી હોય એવી, પીડા વગરની અને મગ જેવા આકારવાળી જે ફોડલી થાય છે, તે અજગલ્લિકા કહેવાય છે. (મોટાઓને પણ આ રોગ થાય છે, એમ કેટલાક માને છે.) ૩

યવપ્રખ્યાનું નિદાન તથા લક્ષણ

यवाकारा सुकठिना ग्रथिता मांससंश्रिता ।
पिडका श्लेष्मवाताभ्यां यवप्रख्येति सोच्यते ॥४॥

કફ અને વાયુના પ્રકોપને લીધે જાડા જવના જેવા આકારવાળી (વચમાં જાડી તથા છેડાઓમાં પાતળી), અત્યંત કઠણ, ગૂંથાયેલી અને માંસરૂપી આશ્રયવાળી જે ફોડલી થાય છે, તે **યવપ્રખ્યા** કહેવાય છે. ૪

અંધાલજીનું નિદાન તથા લક્ષણ

घनामवक्त्रां पिडकामुन्नतां परिमण्डलाम् ।
अन्धालजीमल्पपूयां तां विद्यात्कफवातजाम् ॥५॥

કફ અને વાયુના પ્રકોપને લીધે ઘાટી, અલ્પ મોઢાવાળી, ગોળ, ઊંચી અને થોડા પરુવાળી જે ફોડલી થાય છે, તે **અંધાલજી** કહેવાય છે. (આ ફોડલીનું મોઢું સ્નાયુની અંદર પ્રસરેલું હોય છે—ડલ્હન) ૫

વિવૃત્તાનું નિદાન તથા લક્ષણ

विवृतास्यां महादाहां पक्वोदुम्बरसंनिभाम् ।
विवृतामिति तां विद्यात्पित्तोत्थां परिमण्डलाम् ॥

પિત્તના પ્રકોપને લીધે ફાટેલા મોઢાવાળી, અત્યંત બળતરાવાળી, પાકેલા ઉબરાના ફળ જેવી અને ગોળ આકારવાળી જે ફોડલી થાય છે, તેને **વિવૃત્તા** જાણવી. ૬

કચ્છપીનું નિદાન તથા લક્ષણ

ग्रन्थयः पंच वा पड् वा दारुणाः कच्छपोन्नताः ।
कफानिलाभ्यामुद्भूतां विद्यात्तां कच्छपीमिति ॥७॥

કાચબાની પેઠે મધ્યમાં ઊંચી તથા છેડાઓમાં નમેલી પાંચ અથવા છ દારુણ (કઠણ) ગ્રંથિઓ થાય છે, તેને **કચ્છપી** જાણવી. આ રોગ કફ તથા વાયુથી થાય છે. ૭

વલ્મીકનું નિદાન તથા લક્ષણ

पाणिपादतले सन्धौ ग्रीवायामूर्ध्वजत्रुणि ।
ग्रन्थिर्वल्मीकवद्यस्तु शनैः समुपचीयते ॥
तोदक्लेदपरीदाहकण्डूमद्भिर्व्रणैर्वृतः ।
व्याधिर्वल्मीक इत्येष कफपित्तानिलोद्भवः ॥८॥

હાથપગનાં તળિયાં, સાંધાઓ, ડોક અથવા હાંસડીથી ઉપરના ભાગમાં રાફડાની પેઠે ઘણાં શિખરોવાળો ઊંચો તથા ઊંડો અને ભોંકાયા જેવી વ્યથા, ક્લેદ, અતિદાહ તથા ખરજવાળા વ્રણોથી વીંટાયેલો જે ગ્રંથિ રાફડાની પેઠે જ ધીરે ધીરે વધતો આવે છે, તે ગ્રંથિ **વલ્મીક** (રાફો) કહેવાય છે. આ રોગ વાયુ, પિત્ત અને કફ એ ત્રણે દોષોના પ્રકોપથી થાય છે. ૮

ઇંદ્રવૃદ્ધાનું નિદાન તથા લક્ષણ

पद्मपुष्करवन्मध्ये पिडकाभिः समाचिताम् ।
इन्द्रवृद्धां तु तां विद्याद्वातपित्तोत्थितां भिषक् ॥९॥

મધ્યમાં કમળની ડાંડલી જેવી અને બીજી કેસરાઓ જેવી નાની નાની ફોડલીઓથી ઘેરાયેલી જે ફોડલી થાય છે, તેને વૈદ્યે **ઇંદ્રવૃદ્ધા** જાણવી. આ ફોડલી વાયુ તથા પિત્તથી થાય છે. ૯

પનસિકાનું નિદાન તથા લક્ષણ

कर्णोपरि समन्ताद्वा पृष्ठे वा पिडकोग्ररुक् ।
शालूकवत्पनसिकां तां विद्याच्छ्लेष्मवातजाम् ॥१०॥

કાન ઉપર, કાનની ચોમેર કે કાનની પાછળ ઉગ્ર વેદનાવાળી ને કમળના કંદ જેવી જે ફોડલી થાય છે, તેને **પનસિકા** જાણવી. આ ફોડલી કફ તથા વાયુના પ્રકોપથી થાય છે. ૧૦

પાષાણગર્દભનું નિદાન તથા લક્ષણ

हनुसन्धौ समुद्भूतं शोफमल्परुजं स्थिरम् ।
पाषाणगर्दभं विद्याद्बलासपवनात्मकम् ॥ ११ ॥

કફ તથા વાયુના પ્રકોપથી દાઢીના સાંધા-

માં કઠણ અને મંદ વેદનાવાળો જે સોજો થાય છે, તેને **પાષાણગર્દભ** જાણવો. ૧૧

જાલગર્દભનું નિદાન તથા લક્ષણ

विसर्पवत्सर्पति यो दाहज्वरकरस्तनुः ।
अपाकः श्वयथुः पित्तात्सज्ञेयो जालगर्दभः ॥१२॥

પાતળો, થોડા પાકવાળો અને દાહ તથા જ્વર ઉત્પન્ન કરનારો જે સોજો વિસર્પ પેઠે ફેલાય છે, તેને **જાલગર્દભ** જાણવો. આ સોજો પિત્તના પ્રકોપથી થાય છે. ૧૨

કક્ષા( કખ )નું નિદાન તથા લક્ષણ

बाहुपार्श्वांसकक्षासु कृष्णस्फोटां सवेदनाम् ।
पित्तप्रकोपात्सम्भूतां कक्षामिति विनिर्दिशेत् ॥१३

બાહુઓમાં, પડખાંઓમાં, ખભાઓમાં અને કાખોમાં પિત્તના પ્રકોપથી વેદનાવાળા જે કાળા ફોડલા થાય છે, તેઓને **કક્ષા** જાણવા. ૧૩

વિસ્ફોટકનું નિદાન તથા લક્ષણ

अग्निदग्धनिभाः स्फोटाः सज्वरा रक्तपित्ततः ।
क्वचित्सर्वत्र वा देहे स्मृता विस्फोटका इति ॥१४॥

રુધિર અને પિત્તના પ્રકોપથી શરીરના કોઈ પ્રદેશમાં અથવા આખા શરીરમાં અગ્નિથી દાઝ્યા જેવા અને જ્વરવાળા જે ફોડલા થાય છે, તેઓને **વિસ્ફોટક** જાણવા. ૧૪

અગ્નિરોહિણીનું નિદાન, લક્ષણ તથા અસાધ્યતા

कक्षाभागेषु ये स्फोटा जायन्ते मांसदारणाः ।
अन्तर्दाहज्वरकरा दीप्तपावकसंनिभाः ॥
सप्ताहाद्वा दशाहाद्वा पक्षाद्वा घ्नन्ति मानवम् ।
तामग्निरोहिणीं विद्यादसाध्यां संनिपाततः ॥१५॥

કાખ(બગલ)ના ભાગોમાં માંસને ફાડી નાખનારા, અંદર દાહ તથા જ્વર ઉત્પન્ન કરનારા અને પ્રદીપ્ત અગ્નિ જેવા જે ફોડલાઓ થાય છે, તે **અગ્નિરોહિણી** કહેવાય છે. આ અગ્નિરોહિણી સંનિપાતથી ( ત્રણે દોષોના પ્રકોપથી ) થાય છે માટે અસાધ્ય છે. ત્રણ દોષોમાં જો વાયુની અધિકતા હોય તો આ રોગ માણસને સાત દિવસની અંદર, પિત્તની અધિકતા હોય તો દશ દિવસની અંદર અને કફની અધિકતા હોય તો પંદર દિવસની અંદર મારી નાખે છે. (આમાં એમ સમજવાનું છે કે, જો યોગ્ય ચિકિત્સા કરવામાં ન આવે તો જ અગ્નિરોહિણી અસાધ્ય થઈ પડે છે, પણ જો યોગ્ય ચિકિત્સા કરવામાં આવે, તો સાધ્ય થાય છે; કેમ કે ચરકે અગ્નિરોહિણીની ચિકિત્સા કહેલી છે. ભા. પ્ર.)૧૫

ચિપ્પનું નિદાન તથા લક્ષણ

नखमांसमधिष्ठाय पित्तं वातश्च वेदनाम् ।
करोति दाहपाकौ च तं व्याधिं चिप्पमादिशेत् ॥
तदेव क्षतरोगाख्यं तथोपनखमित्यपि ॥ १६ ॥

વાયુ અને પિત્ત નખના માંસમાં રહીને વેદના, દાહ, પાક (તથા નખના ક્ષયને) કરે છે. આ રોગને **ચિપ્પ** કહેવો. આ રોગ ક્ષતરોગ અને ઉપનખ એ નામોથી પણ ઓળખાય છે. ૧૬

કુનખનું નિદાન તથા લક્ષણ

अभिघातात्प्रदुष्टो यो नखो रूक्षोऽसितः खरः ।
भवेत्तु कुनखं विद्यात्कुलीनमिति संज्ञितम् ॥१७॥

કાષ્ઠ વગેરેનો પ્રહાર થવાથી દુષ્ટ થયેલો નખ રૂક્ષ, કાળો તથા ખરસટ થઈ જાય છે; એ રોગ **કુનખ** અથવા કુલીન કહેવાય છે. ૧૭

અનુશયીનું નિદાન તથા લક્ષણ

गम्भीरामल्पसंरम्भां सवर्णामुपरिस्थिताम् ।
कफादन्तःप्रपाकां तां विद्यादनुशयीं भिषक् ॥१८॥

અંદર પાકવાળી હોવાથી ગંભીર, થોડા સોજાવાળી અને શરીરના જેવા જ વર્ણવાળી જે ફોડલી પગ ઉપર થાય છે, તેને વૈદ્યે **અનુશયી** જાણવી. આ ફોડલી કફના પ્રકોપથી થાય છે.

વિદારિકાનું નિદાન તથા લક્ષણ

विदारीकन्दवद्वृत्तां कक्षावङ्क्षणसन्धिषु ।
रक्तां विदारिकां विद्यात्सर्वजां सर्वलक्षणाम् ॥ १९ ॥

કાખ, સાથળોના સાંધાઓ કે અન્ય સાંધાઓમાં ફગવેલાના કંદની પેઠે ગોળ આકારવાળી, રાતી અને દોષોના સમુદાયનાં લક્ષણોવાળી જે ફોડલી થાય છે, તેને **વિદારિકા** જાણવી. આ ફોડલી ત્રણે દોષોથી થાય છે (છતાં સાધ્ય છે).

શર્કરાર્બુદનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

प्राप्य मांसशिरास्नायु मेदःश्लेष्मा तथाऽनिलः
ग्रन्थिं कुर्वन्ति भिन्नोऽसौ मधुसर्पिर्वसानिभम् ॥
स्रवत्यास्रावमत्यर्थं तत्र वृद्धिं गतोऽनिलः ॥
मांसं विशोष्य ग्रथितां शर्करां जनयेत्पुनः ॥
दुर्गन्धं क्लिन्नमत्यर्थं नानावर्णं ततः शिराः ।
स्रवन्ति सहसा रक्तं तद्विद्याच्छर्करार्बुदम् ॥ २० ॥

મેદ, કફ તથા પવન માંસની શિરાઓ તથા સ્નાયુઓને પ્રાપ્ત થઈ ગ્રંથિ ઉત્પન્ન કરે છે; એ ગ્રંથિ ફૂટીને મધ જેવો, ઘી જેવો તથા ચરબી જેવો અત્યંત સ્રાવ કરે છે. એમાં વૃદ્ધિ પામેલો વાયુ માંસને સૂકવીને ગૂંથાયેલી જેવી કાંકરી ઉત્પન્ન કરે છે. કાંકરી ઉત્પન્ન થતાં શિરાઓ દુર્ગંધી, અત્યંત ભેજવાળા, અનેક વર્ણવાળા રુધિરને એકદમ સ્રવે છે; એ **શર્કરાર્બુદ** કહેવાય છે. (આ કાંકરી રેતી જેવી હોય છે. ભા. પ્ર.) ૨૦

પામા, વિચર્ચિકા તથા રકસા

पामाविचर्च्यौ कुष्ठेषु रकसा च प्रकीर्तिता ॥२१॥

પામા, વિચર્ચિકા તથા રકસાનાં નિદાન તથા લક્ષણો વગેરે આ નિદાનસ્થાનના કુષ્ઠનિદાન નામના પાંચમા અધ્યાયમાં કહેવાઈ ગયાં છે. ૨૧

પાદદારિકાનું નિદાન તથા લક્ષણ

परिक्रमणशीलस्य वायुरत्यर्थरूक्षयोः ।
पादयोः कुरुते दारीं सरुजां तलसंश्रिताम् ॥२२॥

જેને બહુ જ ફરવાનો અભ્યાસ હોય, તે માણસના અત્યંત રૂક્ષ થઈ ગયેલા પગોનાં તળિયામાં વાયુ વેદનાવાળી ચીર (ફાટને) ઉત્પન્ન કરે છે; એ રોગ **પાદદારિકા** કહેવાય છે. ૨૨

કદર (કપાસી)નું નિદાન તથા લક્ષણ

शर्करोन्मथिते पादे क्षते वा कण्टकादिभिः ।
मेदोरक्तानुगैश्चैव दोषैर्वा जायते नृणाम् ॥
सकीलः कठिनो ग्रन्थिर्निम्नमध्योन्नतोऽपि वा ।
कोलमात्रः सरुक्स्रावी जायते कदरस्तु सः ॥ २३॥

પગ કાંકરીઓ વડે પીડાવાથી અથવા કાંટા વગેરે વડે ઘવાયાથી અથવા મેદ તથા રુધિરને અનુસરેલા દોષોથી પગમાં (કે હાથમાં) નાના બોર જેવડી, કઠણ, પીડાવાળી, સ્રાવવાળી, અંદર શલ્યવાળી અને નીચાં મધ્યવાળી અથવા ઊંચી જે ગ્રંથિ થાય છે, તે કદર કહેવાય છે. ૨૩

અલસનું નિદાન તથા લક્ષણ

क्लिन्नाङ्गुल्यन्तरौ पादौ कण्डूदाहरुगान्वितौ ।
दुष्टकर्दमसंस्पर्शादलसं तं विनिर्दिशेत् ॥ २४ ॥

ખરાબ કાદવના સ્પર્શથી પગ, આંગળીઓના મધ્યમાં સડાવાળા, ખરજવાળા, પીડાવાળા અને દાહવાળા થાય છે; એ રોગ **અલસ** કહેવાય છે. ૨૪

ઇંદ્રલુપ્ત (ઉંદરી)નુ નિદાન તથા લક્ષણ

रोमकूपानुगं पित्तं वातेन सह मूर्च्छितम् ।
प्रच्यावयति रोमाणि ततः श्लेष्मा सशोणितः ॥
रुणद्धि रोमकूपांस्तु ततोऽन्येषामसम्भवः ।
तदिन्द्रलुप्तं खालित्यं रुज्येति च विभाव्यते॥२५॥

રૂંવાડાંના ખાડાઓમાં રહેલુ પિત્ત વાયુ સાથે પ્રકુપિત થઈને રૂંવાડાંઓને પાડી નાખે છે અને તે પછી રુધિર સહિત કફ રૂંવાડાંના ખાડાઓને રોકી દે છે કે જેથી જે ઠેકાણે બીજાં રૂંવાડાં ઉત્પન્ન થતાં નથી. આને **ઇંદ્રલુપ્ત,** ખાલિત્ય અને રુજ્યા એ નામોથી ઓળખાય છે. ૨૫

દારુણકનું નિદાન તથા લક્ષણ

दारुणा कण्डुरा रूक्षा केशभूमिः प्रजायते ।
कफवातप्रकोपेण विद्याद्दारुणकं तु तम् ॥ २६ ॥

કફ અને વાયુના પ્રકોપથી કેશોની જગ્યા

કઠણ, ખરજવાળી તથા રૂક્ષ થઈ જાય છે, એ રોગ **દારુણક** કહેવાય છે. (કફ અને વાયુના પ્રકોપમાં પિત્ત તથા રુધિરનો પ્રકોપ પણ પેટામાં હોય છે.) ૨૬

અરુંષિકાનું નિદાન તથા લક્ષણ

**अरुंषि बहुवक्त्राणि बहुक्लेदानि मूर्द्धनि ।**
**कफसृक्कृमिकोपेन नृणां विद्यादरुंषिकाम् ॥ २७ ॥**

કફ, રુધિર અને કૃમિઓના પ્રકોપથી માણસના મસ્તકમાં ઘણાં મોઢાંવાળા તથા ઘણા ક્લેદવાળા વ્રણો થાય છે, એ રોગ **અરુંષિકા** કહેવાય છે. ૨૭

પલિત(ધોળા વાળો)નું નિદાન તથા લક્ષણ

**क्रोधशोकश्रमकृतः शरीरोष्मा शिरोगतः ।**
**पित्तं च केशान्पचति पलितं तेन जायते ॥ २८ ॥**

શોક, ક્રોધ તથા શ્રમથી પ્રકુપિત થયેલો વાયુ શરીરની ગરમી(વૈકૃતપિત્ત)ને માથામાં લઈ જાય અને માથામાં રહેલું ભ્રાજક નામનું પિત્ત ક્રોધથી પ્રકુપિત થાય છે. 'પ્રકુપિત થયેલો એક દોષ બીજા દોષને પણ પ્રકુપિત કરે છે' એ વચન પ્રમાણે ઉપર કહેલી રીતે પ્રકુપિત થયેલાં વાયુ અને પિત્ત કફને પ્રકુપિત કરે છે અને પ્રકોપ પામેલો એ કફ કેશોને સફેદ કરી નાખે છે આ રીતે ત્રણ દોષોએ કરેલું કેશોનું સફેદપણું પલિત કહેવાય છે (પંજિકામાં તો એમ વ્યાખ્યાન આપેલું છે કે ક્રોધ, શોક અને શ્રમે પ્રકુપિત કરેલો અને તેથી માથામાં ગયેલો શરીરનો અગ્નિ અને પિત્ત એક થઈને કેશોને સફેદ કરી નાખે છે, એ પલિત કહેવાય છે.—ડલ્હન) ૨૮

મસૂરિકાનું નિદાન તથા લક્ષણ

**दाहज्वररुजावन्तस्ताम्राः स्फोटाः सपीतकाः ।**
**गात्रेषु वदने चान्तर्विज्ञेयास्ता मसूरिकाः ॥ २९ ॥**

ગાત્રોમાં અને મોઢામાં પણ દાહવાળા, જ્વરવાળા, પીડાવાળા, રાતા અને પીળાશવાળા ફોડલાઓ થાય છે, તે **મસૂરિકા** કહેવાય છે. (તંત્રાંતરમાં કહ્યું છે કે, 'લોહીની સાથે મળેલું પિત્ત જ્યારે શરીરને દૂષિત કરે છે, ત્યારે સર્વ ગાત્રોમાં મસૂર, અડદ અથવા નાનાં બોર જેવડી ફોડલીઓ થાય છે, તે મસૂરિકા કહેવાય છે.'[1] ડલ્હન કહે છે કે, 'આ રોગ જગતમાં શીતળા કહેવાય છે.' ભાવપ્રકાશમાં તો શીતળાને મસૂરિકાના ભેદરૂપ ગણેલ છે અને મસૂરિકાને વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, ત્રિદોષજન્ય અને રુધિરજન્ય, એમ ચાર પ્રકારની માનેલી છે તથા તે ચાર પ્રકારનાં જુદાં જુદાં લક્ષણો આપ્યાં છે. ભાવપ્રકાશમાં મસૂરિકાનાં જે પૂર્વરૂપો તથા લક્ષણો આપ્યાં છે, તે ઘણું કરીને હાલ ગુજરાતમાં જે **ઓરી** કહેવાય છે તેને મળતાં આવે છે.)

યૌવનપિડકા(ખીલ)નું નિદાન તથા લક્ષણ

**शाल्मलीकण्टकप्रख्याः कफमारुतशोणितैः ।**
**जायन्ते पिडका यूनां वक्त्रे या मुखदूषिकाः ॥ ३० ॥**

જુવાન માણસના મોઢા ઉપર કફ, વાયુ તથા રુધિરથી ઉત્પન્ન થયેલી શીમળાના કાંટાઓ જેવી જે ફોડલીઓ થાય છે, તેઓને **યૌવનપિડકા** અથવા **મુખદૂષિકા** જાણવી. ૩૦

પદ્મિનીકંટકનું નિદાન તથા લક્ષણ

**कण्टकैराचितं वृत्तं कण्डूमत्पाण्डुमण्डलम् ।**
**पद्मिनीकण्टकप्रख्यैस्तदाख्यं कफवातजम् ॥ ३१ ॥**

કફ તથા વાયુથી કમળના નાળના કાંટા જેવાં ઊંચાણોથી વ્યાપ્ત, ગોળ, ખરજવાળું તથા ધોળું જે મંડલ (ચકરડું) ઉત્પન્ન થાય છે, તે **પદ્મિનીકંટક** કહેવાય છે. ૩૧

જતુમણિ(લાખા)નું નિદાન તથા લક્ષણ

**नीरुजं सममुत्सन्नं मण्डलं कफरक्तजम् ।**
**सहजं रक्तमीषच्च श्लक्ष्णं जतुमणिं विदुः ॥ ३२ ॥**

---

૧ અહીં ઉપમાથી રોગનું જ્ઞાન થાય છે જ ત્રુઓથી આ રોગ થતો નથી, પણ પિત્ત બગડેલું છે આ સામ પિત્ત હોય છે તેથી પ્રથમ આમ ઉપર જય મેળવના લંઘણ કરાવવી જોઈએ. એટલે જો બાળકને થયા હોય તો તેની માતાને લંઘણ કરાવવી પ્ર

વેદના વગરનું, શરીર જેવા વર્ણવાળું, કાંઈક ઊંચું, શરીરની સાથે જ થયેલું, લીસું અને કાંઈક રાતું જે ચકરડું થાય છે, તે જતુમણિ કહેવાય છે. (કેટલાકનો મત એવો પણ છે કે, વાયુ, પિત્ત અને અધિકતાવાળા કફથી કાળું અને સ્નિગ્ધતાવાળું જે મંડલ થાય છે, તે જતુમણિ કહેવાય છે અને એવું જ વેદના વગરનું જે રાતું મંડલ થાય છે, તે લાખું કહેવાય છે.) ૩૨

મશક(મસ)નું નિદાન તથા લક્ષણ

अवेदनं स्थिरं चैव यस्य गात्रेषु दृश्यते ।
माषवत्कृष्णमुत्सन्नमनिलान्मशकं दिशेत् ॥३३॥

ગાત્રમાં અડદ જેવું કાળું તથા ઊંચું, વેદના વગરનું અને કઠણ જે થાય છે તે મશક કહેવાય છે. મશક વાયુના પ્રકોપથી થાય છે. ૩૩

તિલકાલક(તિલ)નું લક્ષણ તથા નિદાન

कृष्णानि तिलमात्राणि नीरुजानि समानि च ।
वातपित्तकफोद्रेकात्तान्विद्यात्तिलकालकान् ॥३४॥

કાળા તલ જેવડાં, પીડા વગરનાં અને ઊંચાઈ વગરનાં જે ચાઠાં થાય છે, એ તિલકાલક કહેવાય છે. આ તિલકાલક વાયુ, પિત્ત તથા અત્યંત વધેલા કફના પ્રકોપથી થાય છે. ૩૪

ન્યચ્છનું નિદાન તથા લક્ષણ

मण्डलं महदल्पं वा श्यामं वा यदि वा सितम् ।
सहजं नीरुजं गात्रे न्यच्छमित्यभिधीयते ॥३५॥

ગાત્રમાં મોટું અથવા નાનું, કાળું અથવા ધોળું, શરીરની સાથે થયેલું અને વેદના વગરનું જે મંડલ થાય છે, તે ન્યચ્છ કહેવાય છે. (આ ન્યચ્છ પિત્ત તથા રુધિરથી સંયુક્ત થયેલા વાયુના પ્રકોપથી થાય છે. ડલ્હન આ ન્યચ્છને લાખું કહે છે.) ૩૫

ચર્મકીલ

समुत्थाननिदानाभ्यां चर्मकीलं प्रकीर्तितम् ॥३६॥

ચર્મકીલનાં નિદાન, સંપ્રાપ્તિ અને લક્ષણ આ નિદાનસ્થાનના બીજા અધ્યાયમાં કહેવાઈ ગયેલ છે. ૩૬

વ્યંગ(દાઝ)નું નિદાન તથા લક્ષણ

क्रोधायासप्रकुपितो वायुः पित्तेन संयुतः ।
सहसा मुखमागम्य मण्डलं विसृजेत्ततः ॥
नीरुजं तनुकं श्यावं मुखे व्यङ्गं तमादिशेत् ॥३७॥

ક્રોધ તથા પરિશ્રમથી પ્રકુપિત થયેલો વાયુ, પિત્તની સાથે મળી તુરત મોઢામાં આવીને મોઢા ઉપર વેદના વગરનું પાતળું અને કાળી ઝાંઈવાળું મંડલ કરે છે, તે વ્યંગ કહેવાય છે. (મોઢા ઉપર અથવા ગાત્ર ઉપર એ પ્રમાણે જ પિત્ત સાથે મળેલા પ્રકુપિત થયેલા વાયુથી વેદના વગરનું, પાતળું તથા કાળું મંડલ થાય છે, તે નીલિકા કહેવાય છે. વ્યંગ અને નીલિકા દાઝના જ ભેદ છે.) ૩૭

પરિવર્તિકાનું નિદાન તથા લક્ષણ

मर्दनात्पीडनाचापि तथैवाप्यभिघाततः ॥
मेढ्रचर्म यदा वायुर्भजते सर्वतश्चरः ।
तदा वातोपसृष्टं तु चर्म प्रतिनिवर्तते ॥
मणेरधस्तात्कोशश्च ग्रन्थिरूपेण लम्बते ।
सवेदनः सदाहश्च पाकं च व्रजति क्वचित् ।
मारुतागन्तुसम्भूतां विद्यात्तां परिवर्तिकाम् ।
सकण्डूः कठिना चैव सैव श्लेष्मसमुत्थिता ॥३८॥

સઘળા શરીરમાં ફરવાના સ્વભાવવાળો વાયુ જ્યારે અત્યંત ચોળાવાથી, અત્યંત દબાણ કે અત્યંત પ્રહાર થવાથી લિંગની ચામડીમાં આવે છે, ત્યારે વાયુથી દૂષિત થયેલી તે ચામડી પરિવર્તન પામે છે (અવળી થઈ જાય છે) અને લિંગના ટોચકાની નીચે તે ચામડી ગ્રંથિના જેવા રૂપથી લટકવા લાગે છે. આ ગ્રંથિમાં વેદના થાય છે, દાહ થાય છે અને કોઈ વખતે પાક પણ થાય છે. વાયુ તથા પ્રહાર વગેરે આગંતુ કારણોથી થતો આ રોગ પરિવર્તિકા કહેવાય

છે. આ રોગ જો કફના પ્રકોપથી થયો હોય તો તેમાં ખરજ આવે છે તથા કઠિનતા હોય છે. ૩૮

અવપાટિકાનું નિદાન તથા લક્ષણ

अल्पीयःखां यदा हर्षाद्बलाद्गच्छेत्स्त्रियं नरः।
हस्ताभिघातादथवा चर्मण्युद्वर्त्तिते बलात् ॥
मर्दनात्पीडनाद्वापि शुक्रवेगविघाततः।
यत्रावपाट्यते चर्म तां विद्यादवपाटिकाम् ॥ ३९॥

જેની યોનિનું છિદ્ર બહુ જ સાંકડું હોય એવી સ્ત્રીમાં કામાતુર થઈને જોરથી ગમન કરવાથી અથવા હસ્તમૈથુન આદિને લીધે હાથનો પ્રહાર થતાં બલાત્કારથી, ચામડી અવળી થઈ જવાથી અથવા મર્દન થવાથી, દબાણથી કે વીર્યના વેગનો વિઘાત થવાથી લિંગની ચામડી ફાટી જાય છે. આ રોગ **અવપાટિકા** કહેવાય છે. (આ અવપાટિકા વાયુના સંબંધવાળી હોય તો ખરસટ, રૂક્ષ, સૂક્ષ્મ, કાળી તથા વેદનાવાળી થાય છે. પિત્તના સંબંધવાળી પીળી અથવા રાતી અને દાહ તથા તરસથી યુક્ત થાય છે અને કફના સંબંધવાળી કઠણ, સ્નિગ્ધ, ખરજવાળી તથા અલ્પ વેદનાવાળી થાય છે.) ૩૯

નિરુદ્ધપ્રકશનું નિદાન તથા લક્ષણ

वातोपसृष्टमेढ्रं तु चर्म संश्रयते मणिम्।
मणिश्चर्मोपनद्धस्तु मूत्रस्रोतो रुणद्धि च ॥
निरुद्धप्रकशे तस्मिन्मन्दधारमवेदनम्।
मूत्रं प्रवर्त्तते जन्तोर्मणिर्विव्रियते न च ॥
निरुद्धप्रकशं विद्यादुरूढां चावपाटिकाम् ॥४०॥

જેમાં ઉપર લખેલાં જ કારણોથી પ્રકુપિત થઈને વાયુ આવ્યો હોય એવી લિંગની ચામડી ટોચકાની આડે આવી જાય છે અને એ રીતે ચામડીથી મઢાઈ ગયેલું ટોચકું મૂત્રના પ્રવાહને રોકી દે છે, એ **નિરુદ્ધપ્રકશ** કહેવાય છે. આ રોગમાં મૂત્ર મંદ મંદ ધારાવાળું તથા અલ્પ વેદનાવાળું પ્રવર્તે છે અને લિંગનું ટોચકું ખુલ્લું થતું નથી. જો ઉપર કહેલા અવપાટિકા નામના રોગમાં લિંગની ચામડી ટોચકાની આડે આવવાથી મૂત્ર મંદ મંદ પ્રવર્તતું હોય, તો તે અવપાટિકા પણ નિરુદ્ધપ્રકશ કહેવાય છે. ૪૦

સન્નિરુદ્ધગુદનું નિદાન તથા લક્ષણ

वेगसन्धारणाद्वायुर्विहतो गुदमाश्रितः॥
निरुणद्धि महत्स्रोतः सूक्ष्मद्वारं करोति च।
मार्गस्य सौक्ष्म्यात्कृच्छ्रेण पुरीषं तस्य गच्छति
सन्निरुद्धगुदं व्याधिमेनं विद्यात्सुदुस्तरम् ॥४१॥

મૂત્ર વગેરેના વેગોની અટકાયતથી પ્રહાર પામેલો વાયુ ગુદામાં આવી ગુદાના મોટા દ્વારને રોકી તે દ્વારને સૂક્ષ્મ કરી નાખે છે કે જેથી માર્ગ સાંકડો થતાં વિષ્ઠા માંડ માંડ નીકળે છે. આ વ્યાધિ **સન્નિરુદ્ધગુદ** કહેવાય છે અને તે મટવો મુશ્કેલ હોય છે. ૪૧

અહિપૂતનનું નિદાન તથા લક્ષણ

शकृन्मूत्रसमायुक्तेऽधौतेऽपाने शिशोर्भवेत्
स्विन्नस्यास्नाप्यमानस्य कण्डू रक्तकफोद्भवा।
कण्डूयनात्ततः क्षिप्रं स्फोटाः स्रावश्च जायते॥
एकीभूतं व्रणैर्घोरं तं विद्यादहिपूतनम् ॥४२॥

મૂત્ર તથા વિષ્ઠાથી ખરડાયેલી બાળકની ગુદા બરાબર ધોવામાં ન આવે અને પરસેવો વળ્યા છતાં બાળકને નવરાવવામાં ન આવે તો રુધિર તથા કફના પ્રકોપથી ખરજ થાય છે, ખરજ થતાં ખંજોળવાથી તુરત ફોડલીઓ તથા સ્રાવ થાય છે અને તેમાંથી થયેલા વ્રણો એકઠા થઈને ભયંકર થઈ પડે છે. આ રોગ **અહિપૂતન** કહેવાય છે. ૪૨

વૃષણકચ્છૂનું નિદાન તથા લક્ષણ

स्नानोत्सादनहीनस्य मलो वृषणसंश्रितः॥
प्रक्लिद्यते यदा स्वेदात्स कण्डूं जनयेत्तदा।
तत्र कण्डूयनात्क्षिप्रं स्फोटाः स्रावश्च जायते॥
प्राहुर्वृषणकच्छूं तां श्लेष्मरक्तप्रकोपजाम् ॥४३॥

જે પુરુષ નહાય નહીં અને નહાય તોપણ અંગોને સાફ કર્યા વગરનો જ રહે, તેનો વૃષણો ઉપરનો મેલ જ્યારે પસીનાથી પલળીને ભીનો થાય છે, ત્યારે ખરજને ઉત્પન્ન કરે છે અને ત્યાં ખણવાથી તુરત ફોડલા તથા સ્રાવ થાય છે; એ રોગ **વૃષણકચ્છૂ** કહેવાય છે. આ રોગ કફ અને રુધિરના પ્રકોપથી થાય છે. ૪૩

ગુદભ્રંશ(આમળુ)નું લક્ષણ તથા નિદાન

**प्रवाहणातिसाराभ्यां निर्गच्छति गुदं बहिः ।**
**रूक्षदुर्बलदेहस्य तं गुदभ्रंशमादिशेत् ॥ ४४ ॥**

જેનું શરીર રૂક્ષ તથા દુર્બળ હોય, તેની ગુદા દસ્તના સમયમાં જોર કરવાથી કે અતિસારથી બહાર નીકળે છે; એ **ગુદભ્રંશ** કહેવાય છે. (આ રોગ વાયુના પ્રકોપથી થાય છે.) ૪૪

## અધ્યાય ૧૪ મો

### ઉપક્રમ

**अथातः शूकदोषनिदानं व्याख्यास्यामः ।**
**यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥**

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'શૂકદોષ-નિદાન'[1] નામના અધ્યાયનું વ્યાખ્યાન તે પ્રમાણે કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુત પાસે કહેલું છે. ૧

શૂકદોષથી ઉત્પન્ન થતા વ્યાધિઓની સંપ્રાપ્તિ અને સંખ્યા

**लिङ्गवृद्धिमिच्छतामक्रमप्रवृत्तानां शूकदोषनिमित्ता दश चाष्टौ च व्याधयो जायन्ते । तद्यथा । सर्षपिका । अष्ठीलिका । ग्रथितं । कुम्भीका । अलजी । मृदितं । संमूढपिडका । अवमन्थः । पुष्करिका- स्पर्शहानिः । उत्तमा । शतपोनकः । त्वक्पाकः । शोणितार्बुदम् । मांसार्बुदम् । मांसपाकः । विद्रधिः । तिलकालकश्चेति ॥ २ ॥**

લિંગને મોટું કરવા ઇચ્છતા અને તેમ કરવા માટે અયોગ્ય પદ્ધતિથી પ્રવર્તેલા પુરુષોને શૂક-દોષથી (જળના મેલથી ઉત્પન્ન થયેલા એક જાતના ઝેરી કીડાની ભસ્મ વગેરેવાળા ઉપાયોરૂપ દોષથી) અઢાર પ્રકારના વ્યાધિઓ ઉત્પન્ન થાય છે:[2] સર્ષપિકા, અષ્ઠીલિકા, ગ્રંથિત, કુંભિકા, અલજી, મૃદિત, સંમૂઢપિડકા, અવમંથ, પુષ્કરિકા, સ્પર્શ-હાનિ, ઉત્તમા, શતપોનક, ત્વક્પાક, શોણિતા-ર્બુદ, માંસાર્બુદ, માંસપાક, વિદ્રધિ અને તિલ-કાલક એ શૂકદોષથી થયેલા અઢાર વ્યાધિઓનાં નામો છે. ૨

સર્ષપિકાનું લક્ષણ તથા નિદાન

**गौरसर्षपतुल्या तु शूकदुर्भग्नहेतुका ।**
**पिडका कफरक्ताभ्यां ज्ञेया सर्षपिका बुधैः ॥ ३ ॥**

શૂક નામના કીડાને લિંગ ઉપર ખરાબ રીતે ભાંગવાથી ધોળા સરસવ જેવા આકારવાળી જે ફોડલી થાય છે, તે **સર્ષપિકા** કહેવાય છે. આ ફોડલીનું નિદાન કફ અને રુધિર છે. (કેટલાક ગ્રંથોમાં **શૂકદુર્ભગહેતુકા** એવો પાઠ કલ્પીને

---

૧ જળના મેલથી ઉત્પન્ન થયેલા શૂક નામના એક જાતના કીડાનો લિંગવૃદ્ધિ માટે ઉપયોગ કરવાથી, જે રોગો થાય છે તે રોગોનાં નિદાનો તથા લક્ષણો વગેરેના નિરૂપણ વિષેનો.

૨ વાત્સ્યાયનસૂત્રમાં (કામશાસ્ત્રમાં) કહ્યું છે કે, 'ભિલામાંના કળિયા, શૂક નામનો પાણીનો કીડો અને કમળપત્રને વાસણની અંદર બાળી ભસ્મ કરી, તે ભસ્મને સિંધવથી મિશ્રિત કરી મોટી ભોરીંગણીના ડોડવાના રસમાં વાટવી. પછી લિંગને પાડાના છાણથી સારી પેઠે ધોઈને તેના ઉપર એ ભસ્મનો કલ્ક લગાવવા-માં આવે, તો લિંગ ઘોડાના લિંગ જેવું મોટું થાય છે.' કામશાસ્ત્રમાં આ પ્રમાણે શૂકોનો ઉપયોગ કરવાના બીજા પણ અનેક પ્રયોગો લખ્યા છે, જેમાં શૂકનો ઉપયોગ નથી એવા અશ્વગંધાદિ તેલ વગેરે બીજા ઉપાયો કરવામાં કશો દોષ નથી. આસોંદ, શતાવરી, કઠ, જટા-માંસી અને ભોરીંગણીના ડોડવાનો કલ્ક નાખી તેલથી ચોગણા દૂધમાં પકાવવામાં આવેલું તલનું તેલ અશ્વ-ગંધાદિતૈલ કહેવાય છે. આ તેલ લિંગ, સ્તનોને અને કાનની બૂટોને વધારે છે. (ભા. પ્ર.)

આ શ્લોકનો એવો અર્થ કર્યો છે કે, 'શૂકથી અથવા દુષ્ટ યોનિમાં મૈથુન કરવાથી ધોળા સરસવના જેવા આકારવાળી જે ફોડલી થાય છે, તે સર્ષપિકા કહેવાય છે.' પણ એ અર્થનું ગયદાસાચાર્યે ખંડન કરેલું છે, કેમ કે દુષ્ટ યોનિમાં મૈથુન કરવાથી તો ઉપદંશ થાય છે, એમ આ નિદાનસ્થાનના બારમા અધ્યાયના બારમા વિષયમાં કહેવાઈ ગયું છે.) ૩

અષ્ઠીલિકાનું લક્ષણ તથા નિદાન

**कठिना विषमैरन्तैर्मारुतस्य प्रकोपतः।**
**शूकैस्तु विषसंयुक्तैः पिडकाऽष्ठीलिका भवेत् ॥४॥**

ઝેરી શૂકોનો ઉપયોગ કરવાને લીધે વાયુના પ્રકોપથી વિષમ છેડાઓવાળી જે કઠણ ફોડલી થાય છે, તે **અષ્ઠીલિકા** કહેવાય છે. ૪

ગ્રથિતનું લક્ષણ તથા નિદાન

**शूकैर्यत्पूरितं शश्वद्ग्रथितं तत्कफोत्थितम् ॥५॥**

લિંગને શૂક નામના કીડાઓના અવયવોથી પૂરિત રાખવાથી લિંગ ગૂંથાયેલા જેવું થઈ જાય છે, એ **ગ્રથિત** કહેવાય છે. ગ્રંથિતનું નિદાન કફ છે. ૫

કુંભીકાનું લક્ષણ તથા નિદાન

**कुम्भीका रक्तपित्तोत्था जाम्बवास्थिनिभाऽशुभा॥**

શૂકદોષને લીધે જ રુધિર તથા કફનો પ્રકોપ થવાથી જાંબુના ઠળિયા જેવા આકારવાળી જે કાળી ફોડલી થાય છે, તે **કુંભીકા** કહેવાય છે. ૬

અલજીનું લક્ષણ તથા નિદાન

**अलजीलक्षणैर्युक्तामलजीं च वितर्कयेत् ॥७॥**

અલજી નામની પ્રમેહ સંબંધી ફોડલી કે જે રતાશ તથા કાળાશવાળી થાય છે તથા બીજી ફોડલીઓથી પણ વ્યાપ્ત થાય છે, તેના જેવી જે ફોડલી શૂકદોષને લીધે લિંગ ઉપર થાય છે, તે પણ **અલજી** કહેવાય છે. આ ફોડલીનું નિદાન રુધિર તથા પિત્ત છે. ૭

મૃદિતનું લક્ષણ તથા નિદાન

**मृदितं पीडितं यत्तु संरब्धं वायुकोपतः ॥८॥**

શૂકદોષ પ્રાપ્ત થતાં લિંગ દબાવવાથી લિંગ ઉપર જે સોજો ચડે છે, તે **મૃદિત** કહેવાય છે. મૃદિતનું નિદાન વાયુનો પ્રકોપ છે. ૮

સંમૂઢપિડકાનું લક્ષણ તથા નિદાન

**पाणिभ्यां भृशसंमूढे संमूढपिडका भवेत् ॥९॥**

શૂકદોષ પ્રાપ્ત થતાં બન્ને હાથ વડે લિંગને અત્યંત ચોળવાથી જે ફોડલી ઉત્પન્ન થાય છે, તે **સંમૂઢપિડકા** કહેવાય છે આનું નિદાન પણ વાયુનો જ પ્રકોપ છે. ૯

અવમંથનું લક્ષણ તથા નિદાન

**दीर्घा बह्व्यश्च पिडका दीर्यन्ते मध्यतस्तु याः।**
**सोऽवमन्थः कफासृग्भ्यां वेदनारोमहर्षकृत् ॥१०॥**

શૂકનો ઉપયોગ કરવાથી થયેલી ઘણી અને લાંબા અંકુરોવાળી જે ફોડલીઓ મધ્યભાગમાં ફાટે છે, અને વેદના તથા રૂંવાડાં ઊભાં કરે છે, તે ફોડલીઓ **અવમંથ** કહેવાય છે. આ ફોડલીઓ કફ તથા રુધિરના પ્રકોપથી થાય છે. ૧૦

પુષ્કરિકાનું લક્ષણ તથા નિદાન

**पित्तशोणितसम्भूता पिडका पिडकाचिता।**
**पद्मपुष्करसंस्थाना ज्ञेया पुष्करिकेति सा ॥ ११ ॥**

શૂકનો ઉપયોગ કરવાથી આસપાસની નાની નાની ફોડલીઓથી વ્યાપ્ત અને કમળની ડોડી જેવા આકારવાળી જે ફોડલી થાય છે, તે **પુષ્કરિકા** કહેવાય છે. આ ફોડલીઓ પિત્ત તથા રુધિરના પ્રકોપથી થાય છે. ૧૧

સ્પર્શહાનિનું લક્ષણ તથા નિદાન

**जनयेत्स्पर्शहानिं तु शोणितं शूकदूषितम् ॥१२॥**

શૂકનો ઉપયોગ કરવાથી થયેલી જે ફોડલી સ્પર્શ સહન ન કરી શકે એવી થાય છે, તે **સ્પર્શહાનિ** કહેવાય છે. આ ફોડલી રુધિરના પ્રકોપથી થાય છે. ૧૨

ઉત્તમાનું લક્ષણ તથા નિદાન

मुद्गमाषोपमा रक्ता पिडका रक्तपित्तजा ।
उत्तमपा तु विज्ञेया शूकाजीर्णनिमित्तजा ॥१३॥

શૂકદોષના અજીર્ણ (વારંવાર શૂક સંબંધી ક્રિયા થવા)થી મગ તથા અડદના જેવા આકારવાળી જે રાતી ફોડલી થાય છે, તે ઉત્તમા કહેવાય છે. આ ફોડલી રુધિર તથા પિત્તના પ્રકોપથી થાય છે. ૧૩

શતપોનકનું લક્ષણ તથા નિદાન

छिद्रैरणुमुखैर्यत्तु चितं मेढ्रं समन्ततः ।
वातशोणितजो व्याधिर्विज्ञेयः शतपोनकः ॥१४॥

શૂકના ઉપયોગને લીધે દુષ્ટ થયેલા વાયુ અને રુધિરથી લિંગ ઝીણાં ઝીણાં મોઢાવાળાં છિદ્રોથી ચારેકોર વ્યાપ્ત થઈને શતપોનક (ચારણી) જેવું થઈ જાય છે, એ વ્યાધિ **શતપોનક** કહેવાય છે. ૧૪

ત્વક્પાકનું નિદાન તથા લક્ષણ

पित्तरक्तकृतो ज्ञेयस्त्वक्पाको ज्वरदाहवान् ॥१५॥

શૂકના ઉપયોગથી દુષ્ટ થયેલા પિત્ત અને રુધિરથી લિંગની ચામડીનો જ્વર તથા બળતરા ઉત્પન્ન કરનારો જે પાક થાય છે, તે ત્વક્પાક કહેવાય છે. (ગયદાસાચાર્ય કહે છે કે, 'આ વ્યાધિ શૂકના ઉપયોગથી દુષ્ટ થયેલા વાયુથી અને પિત્તથી થાય છે.') ૧૫

શોણિતાર્બુદનું નિદાન તથા લક્ષણ

कृष्णस्फोटैः सरक्तैश्च पिडकाभिश्च पीडितम् ।
लिङ्गं वस्तिरुजश्चोग्रा ज्ञेयं तच्छोणितार्बुदम् ॥१६॥

કાંઈક રતાશવાળા કાળા ફોડલાઓ અને ફોડલીઓથી લિંગ પીડાય અને મૂત્રાશયમાં ઉગ્ર વ્યથાઓ થાય, એ **શોણિતાર્બુદ** કહેવાય છે. આ રોગ શૂકના ઉપયોગથી દૂષિત થયેલા રુધિરથી થાય છે. ૧૬

માંસાર્બુદનું નિદાન તથા લક્ષણ

मांसदोषेण जानीयादर्बुदं मांससम्भवम् ॥ १७॥

શૂકના ઉપયોગથી દુષ્ટ થયેલું માંસ વૃદ્ધિ પામતાં લિંગ ઉપર જે માંસની રસોળી જેવું થાય છે, તે **માંસાર્બુદ** કહેવાય છે. ૧૭

માંસપાકનું નિદાન તથા લક્ષણ

शीर्यन्ते यस्य मांसानि यस्य सर्वाश्च वेदनाः ॥
विद्यात्तं मांसपाकं तु सर्वदोषकृतं भिषक् ॥ १८॥

શૂકના ઉપયોગને લીધે થયેલા ત્રણે દોષોના પ્રકોપથી લિંગના માંસો ખરી પડે છે અને ત્રણે દોષો સંબંધી વેદનાઓ થાય છે, એ રોગને વૈદ્યે **માંસપાક** જાણવો. ૧૮

વિદ્રધિનું નિદાન તથા લક્ષણ

विद्रधिं सन्निपातेन यथोक्तमभिनिर्दिशेत् ॥१९॥

આ સ્થાનના ૯ મા અધ્યાયના ૭ મા વિષયમાં જે ત્રણે દોષો સંબંધી વિદ્રધિ કહેવામાં આવ્યો છે, તેના જેવાં જ લક્ષણોવાળો જે સોજો લિંગમાં થાય છે, તેને પણ વિદ્રધિ કહેવો. આ સોજો શૂકના ઉપયોગથી પ્રકુપિત થયેલા ત્રણે દોષોથી થાય છે. ૧૯

તિલકાલકનું લક્ષણ તથા નિદાન

कृष्णानि चित्राण्यथवा शूकानि सविषाणि च ।
पातितानि पचन्त्याशु मेढ्रं निरवशेषतः ॥
कालानि भूत्वा मांसानि शीर्यन्ते यस्य देहिनः ।
सन्निपातसमुत्थानं तं विद्यात्तिलकालकम् ॥ २० ॥

કાળા અથવા વિવિધ રંગોવાળા શૂક નામના ઝેરી કીડાઓ લિંગ ઉપર નાખવામાં આવ્યા હોય, તો તેઓ તુરત આખા લિંગને પકાવી નાખે છે અને તેથી લિંગનાં માંસો કાળાંકાળાં થઈ ને ખરી પડવા લાગે છે. આ રોગ **તિલકાલક** કહેવાય છે અને તે ત્રણે દોષોના પ્રકોપથી થાય છે. ૨૦

શૂકદોષથી થયેલા અમુક અસાધ્ય વ્યાધિઓ

तत्र मांसार्बुदं यच्च मांसपाकश्च यः स्मृतः ।
विद्रधिश्च न सिध्यन्ति ये च स्युस्तिलकालकाः ॥

શૂકદોષથી થયેલા ઉપર કહેલા અઢાર

વ્યાધિઓમાં માંસાર્બુદ, માંસપાક, વિદ્રધિ અને તિલકાલક એ ચાર અસાધ્ય છે. ૨૧

## અધ્યાય ૧૫ મો.

### ઉપક્રમ

**अथातो भग्नानां निदानं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥**

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'ભગ્ન-નિદાન'[1] નામના અધ્યાયનુ તે પ્રમાણે વ્યાખ્યાન કરીશુ કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુત-ની પાસે કહેલુ છે. ૧

### ભગ્નનાં નિદાનો અને તેના મુખ્ય બે ભેદ

**पतनपीडनप्रहाराक्षेपणव्यालमृगदशनप्रभृतिभिरभिघातविशेषैरनेकविधमस्थ्नां भङ्गमुपदिशन्ति । तत्तु भङ्गजातमनुसार्यमाणं द्विविधमेवोत्पद्यते सन्धिमुक्तं काण्डभग्नं च ॥ २ ॥**

પડવાથી, દબાવાથી, પ્રહાર થવાથી, અતિશય ચાલવાથી, હિંસક જાનવરો કરડવાથી અને એવા જ પ્રકારના બીજા પણ પ્રહારોથી અસ્થિઓનો ભંગ (જુદાં પડવું વગેરે) અનેક પ્રકારે થાય છે, એમ આચાર્યોએ કહ્યુ છે. ભગ્નના સઘળા પ્રકારોને અનુસરે એવા ભેદોનો બારીકીથી વિચાર કરતાં એ સઘળા પ્રકારોનો સંધિમુક્ત અને કાંડભગ્ન નામના બે ભેદોમાં સમાવેશ થાય છે. (બે અસ્થિઓની સંધાવાની જગ્યામાં જે ભગ્ન થયુ હોય, તે સંધિમુક્ત કહેવાય છે અને અસ્થિના એક ભાગમાં જે ભગ્ન થયુ હોય તે કાંડભગ્ન કહેવાય છે.) ૨

### સંધિમુક્તના ૭ ભેદ

**तत्र सन्धिमुक्तमुत्पिष्टं विश्लिष्टं विवर्तितमवक्षिप्तमतिक्षिप्तं तिर्यक्क्षिप्तमिति षड्विधम् ॥ ३ ॥**

ઉત્પિષ્ટ, વિશ્લિષ્ટ, વિવર્તિત, અવક્ષિપ્ત, અતિક્ષિપ્ત અને તિર્યક્ક્ષિપ્ત, એ રીતે સંધિમુક્તના ૭ ભેદ છે. ૩

### સંધિમુક્તનુ સામાન્ય લક્ષણ

**तत्र प्रसारणाकुंचनविवर्तनाक्षेपणाऽशक्तिरुग्ररुजत्वं स्पर्शासहत्वं चेति सामान्यं सन्धिमुक्तलक्षणमुक्तम् ॥ ४ ॥**

પસારવામાં, સંકોચવામાં, ફેરવવામાં તથા ફેંકવામાં અશક્તિ થાય, ઉગ્ર વેદના થાય અને સ્પર્શ ખમી શકાય નહીં, એ સંધિભગ્નનું સામાન્ય લક્ષણ સમજવું. (એ લક્ષણો થતાં હોય તો સંધિભગ્ન થયુ છે એમ જાણવું.) ૪

### સંધિમુક્તના ૭ ભેદોનાં જુદાં જુદાં લક્ષણો

**निशेषेणोत्पिष्टे सन्धावुभयतः शोफो वेदनाप्रादुर्भावो विशेषतश्च नानाप्रकारा वेदना रात्रौ प्रादुर्भवन्ति । विश्लिष्टेऽल्पशोफो वेदनासातत्यं सन्धिविक्रिया च । विवर्तिते तु सन्धिपार्श्वापगमनाद्विषमाङ्गता वेदना च । अवक्षिप्ते सन्धिविश्लेषस्तीव्ररुजत्वं च । अतिक्षिप्ते द्वयोः सन्ध्यस्थ्नोरतिक्रान्तता वेदना च । तिर्यक्क्षिप्ते त्वेकास्थिपार्श्वापगमनमत्यर्थं वेदना चेति ॥ ५ ॥**

બે અસ્થિઓ પરસ્પર ઘસવાથી સાંધો દબાઈ જતાં બન્ને ભાગમા સોજો ઉત્પન્ન થાય, વેદનાની ઉત્પત્તિ થાય અને વિશેષે કરી રાતે અનેક પ્રકારની વેદનાઓ થાય છે, એ ઉત્પિષ્ટનુ લક્ષણ છે. (સંધિનાં અસ્થિઓનું ભીંસાઈ જવું, એ ઉત્પિષ્ટ શબ્દનો અર્થ છે)

સોજો થોડો હોય, રાતે તથા દિવસે હમેશ વેદનાઓ રહે અને સાંધાઓમા વિક્રિયા થાય, એ વિશ્લિષ્ટનુ લક્ષણ છે. (સાંધાનાં અસ્થિઓનું પરસ્પરથી જુદુ પડવું, એ વિશ્લિષ્ટ શબ્દનો અર્થ છે.)

સંધિઓનાં અસ્થિઓ ઊથલી જતાં પોતાના સ્થળને છોડી દઈને સંધિઓના પડખામાં ખસી

[1] અસ્થિઓના ભગ્નના નિદાનાદિકના નિરૂપણ વિષેનો

જાય, તેથી અંગનું અને વેદનાનું પણ વિષમપણું થાય, એ વિવર્તિતનું લક્ષણ છે. (અસ્થિનું પડખામાં ફરી જવું, એ વિવર્તિત શબ્દનો અર્થ છે.)

એક સંધિનું અસ્થિ પોતાના સ્થાનને છોડીને જુદું પડે અને વેદનાઓ તીવ્ર થાય, એ **અવક્ષિપ્તનું** લક્ષણ છે. (સંધિના એક અસ્થિનું દૂર થઈ જવું, એ અવક્ષિપ્ત શબ્દનો અર્થ છે.)

સંધિનાં બન્ને અસ્થિઓ દૂર જતા રહે અને અતિવેદના થાય, એ **અતિક્ષિપ્તનું** લક્ષણ છે. (બંને અસ્થિઓનું દૂર દૂર જતું રહેવું, એ અતિક્ષિપ્ત શબ્દનો અર્થ છે.)

સાંધાનું એક અસ્થિ પડખામાં ખસી જાય અને અત્યંત વેદના થાય, એ **તિર્યક્ક્ષિપ્તનું** લક્ષણ છે. (આડું ફેલાઈ જવું, એ તિર્યક્ક્ષિપ્ત શબ્દનો અર્થ છે.) ૫

### કાંડભગ્નના બાર ભેદ

काण्डभग्नमत ऊर्ध्वं वक्ष्यामः—कर्कटकमश्वकर्णकं चूर्णितं पिच्चितमस्थिच्छल्लितं काण्डभग्नं मज्जानुगतमतिपातितं वक्रं छिन्नं पाटितं स्फुटितमिति द्वादशविधम् ॥ ६ ॥

હવે કાંડભગ્નના ભેદો કહીએ છીએ : કર્કટક, અશ્વકર્ણક, ચૂર્ણિત, પિચ્ચિત, અસ્થિચ્છલ્લિત, કાંડભગ્ન, મજ્જાનુગત, અતિપાતિત, વક્ર, છિન્ન, પાટિત અને સ્ફુટિત એ રીતે કાંડભગ્ન બાર પ્રકારનું થાય છે. ૬

### કાંડભગ્નનું સામાન્ય લક્ષણ

श्वयथुबाहुल्यं स्पन्दनविवर्तनस्पर्शासहिष्णुत्वमवपीड्यमाने शब्दः स्रस्ताङ्गता विविधवेदनाप्रादुर्भावः सर्वास्ववस्थासु न शर्मलाभ इति समासेन काण्डभग्नलक्षणमुक्तम् ॥७॥

સોજો ઘણો થાય, ચલન સહન ન થાય, ફરવું સહન ન થાય, સ્પર્શ સહન ન થાય, દબાવતાં અવાજ થાય, અંગ શિથિલ થાય, અનેક પ્રકારની વેદનાઓ પ્રકટ થાય અને કોઈ સ્થિતિમાં પણ સુખ ન મળે, એ કાંડભગ્નનું ટૂંકું સામાન્ય લક્ષણ છે. (એ લક્ષણો થતાં હોય, તો કાંડભગ્ન થયું છે એમ સમજવું.) ૭

### કાંડભગ્નના બાર ભેદોનાં જુદાં જુદાં લક્ષણો

विशेषतस्तु संमूढमुभयतोऽस्थि मध्यभग्नं ग्रन्थिरिवोन्नतं कर्कटकम् । अश्वकर्णवदुद्गतमश्वकर्णकम् । चूर्णितमस्थि तत्तु शब्दस्पर्शाभ्यां बोद्धव्यम् । पिच्चितं पृथुतां गतमनल्पशोफम् । पार्श्वयोरस्थि हीनोद्गतमस्थिच्छल्लितम् । चेष्टते प्रकम्पमानं काण्डभग्नम् । अस्थ्यवयवोऽस्थिमध्यमनुप्रविश्य मज्जानमुन्नह्यतीति मज्जानुगतम् । अस्थि निःशेषतश्छिन्नमतिपातितम् । आभुग्नमविमुक्तास्थि वक्रम् । अन्यतरपार्श्वावशिष्टं छिन्नम् । पाटितमणुबहुविदारितं वेदनावच्च । शूकपूर्णमिवाध्मातं विपुलविस्फुटीकृतं स्फुटितमिति ॥

મધ્યમાં ભાંગેલું, બંને પડખાંઓમાં નમેલું અને વચમાં ગ્રંથિની પેઠે ઊંચું થયેલું અસ્થિ **કર્કટક** કહેવાય છે.

ઘોડાના કાનની પેઠે બહાર નીકળેલું અસ્થિ **અશ્વકર્ણક** કહેવાય છે.

ચૂર્ણ (ભૂકો) થઈ ગયેલું અસ્થિ **ચૂર્ણિત** કહેવાય છે. શબ્દ ઉપરથી અને સ્પર્શ ઉપરથી એ ચૂર્ણિત જાણી શકાય છે.

પીચાઈ(ચગદાઈ)ને પહોળું થઈ ગયેલું અને ઘણા સોજાવાળું અસ્થિ **પિચ્ચિત** કહેવાય છે.

પડખાંઓમાં જરાક ઊંચું થયેલું અસ્થિ **અસ્થિચ્છલ્લિત** કહેવાય છે

ચલિત થઈને કંપાયમાન થયા કરતું અસ્થિ **કાંડભગ્ન** કહેવાય છે.

અસ્થિનો અવયવ અસ્થિના મધ્યમાં પેસી જઈ મજ્જાને ઊંચી કરી નાખે છે. એ **મજ્જાનુગત** કહેવાય છે.

તમામ છેદાઈ ગયેલું અસ્થિ **અતિપાતિત**

કહેવાય છે.

જરાક વાંકું થયેલું અને છૂટું નહીં પડેલું અસ્થિ **વક્ર** કહેવાય છે.

પડખાંઓમાંથી એક પડખામાં બાકી રહેલું અસ્થિ **છિન્ન** કહેવાય છે.

જેમાં ઝીણી ઝીણી ઘણી ફાટો પડી ગઈ હોય અને વેદના થતી હોય, તે અસ્થિ **પાટિત** કહેવાય છે.

બહુ જ ફાટી ગયેલું અને જાણે જવ વગેરેની અણીઓથી પૂરવામાં આવેલું હોય, તેમ ફૂલેલું તથા વેદના કરતું અસ્થિ **સ્ફુટિત** કહેવાય છે. ૮

અમુક ભગ્નો કષ્ટસાધ્ય

**तेषु चूर्णितच्छिन्नातिपातितमज्जानुगतानि कृच्छ्रसाध्यानि। कृशवृद्धबालानां क्षतक्षीणकुष्ठश्वासिनां सन्ध्युपगतं चेति ॥९॥**

કાંડભગ્નોમાં ચૂર્ણિત, છિન્ન, અતિપાતિત અને મજ્જાનુગત એ ચાર (અને કાંડભગ્ન પણ) કષ્ટસાધ્ય છે. દૂબળા, વૃદ્ધ, મૂર્ખતાથી અહિત આહારાદિ કરનારા, ક્ષતથી ક્ષીણ થયેલા, કોઢવાળા અને શ્વાસના દરદવાળાનું તો સઘળા પ્રકારનું સંધિયુક્ત અને કાંડભગ્ન કષ્ટસાધ્ય જ છે. ૯

ભગ્નોની અસાધ્યતાનું વિવેચન

**भवन्ति चात्र ॥**

**भिन्नं कपालं कट्यां तु सन्धिमुक्तं तथा च्युतम्।**
**जघनं प्रतिपिष्टं च वर्जयेत्तच्चिकित्सकः॥**
**असंश्लिष्टं कपालं तु ललाटे चूर्णितं च यत्।**
**भग्नं स्तनान्तरे शङ्खे पृष्ठे मूर्ध्नि च वर्जयेत् ॥**
**आदितो यच्च दुर्जातमस्थि सन्धिरथापि वा।**
**सम्यक्सहितमप्यस्थि दुर्न्यासाद्दुर्निबन्धनात्।**
**संक्षोभाद्वापि यद्गच्छेद्विक्रियां तत्तु वर्जयेत् ॥१०॥**

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિ સ્વમુખે કહે છે 'ગોઠણ, નિતંબ, ખભા, ગાલ, તાળવું, લમણાં કે માથામાં કાંડભગ્ન થયું હોય, તો વૈદ્યે તેની ચિકિત્સા કરવી નહીં. કમરમાં સંધિમુક્ત કે તિર્યક્ક્ષિપ્ત થયેલાં હોય તો તો તેની ચિકિત્સા કરવી નહીં અને પેડુમાં ઉત્પિષ્ટ થયેલ હોય, તો તેની ચિકિત્સા કરવી નહીં. ગોઠણ, નિતંબ, ખભા, ગાલ, તાળવું, લમણાં તથા માથાનાં અસ્થિઓ જો બીજાં અસ્થિઓથી છૂટાં પડી ગયાં હોય, તો તેઓની ચિકિત્સા કરવી નહીં. લલાટમાં ચૂર્ણિત નામનું કાંડભગ્ન થયું હોય, તો તેની ચિકિત્સાનો ત્યાગ કરવો. સ્તનોનું મધ્ય, પીઠ, લમણાં અને માથામાં ગમે તે પ્રકારનું ભગ્ન થયું હોય, તોપણ તેની ચિકિત્સા છોડી જ દેવી. જે કાંડભગ્ન કે સંધિમુક્ત શરૂઆતથી જ બગડેલ હોય, તેની પણ ચિકિત્સા કરવી નહીં. જે અસ્થિ સારી રીતે સાંધેલું છતાં અયોગ્ય રીતે સ્થપાયાથી, ખરાબ રીતે બંધાયાથી કે પ્રહારાદિને લીધે ચલિત થવાથી વિક્રિયાને પ્રાપ્ત થયું હોય, તેની ચિકિત્સા પણ કરવી નહીં. ૧૦

અવસ્થા પ્રમાણે ચિકિત્સાની સફલતા

**मध्यस्य वयसोऽवस्थास्तिस्रो याः परिकीर्तिताः ॥**
**तत्र स्थिरो भवेज्जन्तुरुपक्रान्तो विजानता ॥११॥**

સૂત્રસ્થાનના ૩૫ મા અધ્યાયના ૧૧ મા વિષયમાં સોળમાથી ચાળીસમા વર્ષ સુધીમાં જે વૃદ્ધિ, યૌવન અને સંપૂર્ણતા નામની ત્રણ અવસ્થાઓ કહેલી છે, તેઓમાં સંધિમુક્તને કે કાંડભગ્નને પામેલા માણસની જો વિચક્ષણ વૈદ્ય ચિકિત્સા કરે, તો તે માણસ સારી રીતે આરોગ્ય પામી સ્થિર થાય છે. ૧૧

અમુક અસ્થિઓમાં અમુક ભગ્ન

**तरुणास्थीनि नम्यन्ते भज्यन्ते नलकानि तु।**
**कपालानि विभिद्यन्ते स्फुटन्ति रुचकानि च ॥१२॥**

તરુણાસ્થિઓ (નાક, કાન, આંખ અને ડોકનાં અસ્થિઓ) નમી જાય છે, અર્થાત્ તેઓમાં

વક્ર નામનું કાંડભગ્ન થવાનો સંભવ છે. હાથ તથા પગની આંગળીઓ અને કાંડાં વગેરેનાં અસ્થિઓ કે જેઓ નલક કહેવાય છે, તેઓ તૂટી જાય છે અર્થાત્ તેઓમાં અન્ય અસ્થિઓનો પ્રવેશ થવાથી મજ્જાનુગત નામનું કાંડભગ્ન થવાનો સંભવ છે. ગોઠણ, નિતંબ, ખભા, ગાલ, તાળવું, લમણાં તથા મસ્તકનાં અસ્થિઓ કે જેઓ કપાલ કહેવાય છે, તેઓ ભેદાઈ જાય છે અર્થાત્ તેઓમાં પાટિત નામનું કાંડભગ્ન થવાનો સંભવ છે. દાંતનાં અસ્થિઓ કે જેઓ રુચક કહેવાય છે અને હાથ, પગ, પડખાં, પીઠ, પેટ તથા છાતીનાં અસ્થિઓ કે જેઓ વલય કહેવાય છે, તેઓ ફાટી જાય છે અર્થાત્ તેઓમાં સ્ફુટિત નામનું કાંડભગ્ન થવાનો સંભવ છે. ૧૨

## અધ્યાય ૧૬ મો

### ઉપક્રમ

अथातो मुखरोगाणां निदानं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'મુખરોગનિદાન'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુત પાસે કહેલું છે. ૧

### મુખરોગોની સંખ્યા આદિ

मुखरोगाः पञ्चषष्टिः सप्तस्वायतनेषु। तत्रायतनान्योष्ठौ दन्तमूलानि दन्ता जिह्वा तालु कण्ठः सर्वाणि चेति। तत्राष्टावोष्ठयोः। पञ्चदश दन्तमूलेषु। अष्टौ दन्तेषु। पञ्च जिह्वायाम्। नव तालुनि। सप्तदश कण्ठे। त्रयः सर्वेष्वायतनेषु ॥२

મુખરોગો પાંસઠ છે અને તેઓ મોઢાનાં સાત સ્થાનકોમાં થાય છે. હોઠ, દાંતોનાં મૂળો, દાંત, જીભ, તાળવું, કંઠ અને એ સઘળાં એ રીતે સાત સ્થાનકો છે. પાંસઠ રોગોમાંથી આઠ રોગ હોઠમાં થાય છે, પંદર રોગ દાંતોનાં મૂળોમાં થાય છે, આઠ રોગ દાંતોમાં થાય છે, પાંચ રોગ જીભમાં થાય છે, નવ રોગ તાળવામાં થાય છે, સત્તર રોગ કંઠમાં થાય છે અને ત્રણ રોગ એ સઘળાં સ્થાનકોમાં થાય છે. ૨

### હોઠના રોગોનાં નિદાનો

तत्रौष्ठप्रकोपा वातपित्तश्लेष्मसन्निपातरक्तमांसमेदोऽभिघातनिमित्ताः ॥ ३ ॥

વાયુ, પિત્ત અને કફથી, ત્રણે દોષોથી, રુધિરથી, માંસથી, મેદથી અને પ્રહારથી થયેલા એ રીતે હોઠના રોગ આઠ છે. ૩

### વાયુથી થયેલા હોઠના રોગનું લક્ષણ

कर्कशौ परुषौ स्तब्धौ कृष्णौ तीव्ररुगान्वितौ ।
दाल्येते परिपाट्येते ओष्ठौ मारुतकोपतः ॥ ४ ॥

બન્ને હોઠ સાગનાં પાંદડાં જેવા ખરસટ, રૂક્ષ, નિશ્ચળ, કાળા, તીવ્ર વેદનાવાળા, ભેદાતા હોય એવા અને કાંઈક ફાટેલી ચામડીવાળા થઈ જાય છે, એ વાયુથી થયેલો હોઠનો રોગ સમજવો. ૪

### પિત્તથી થયેલા હોઠના રોગનું લક્ષણ

आचितौ पिडकाभिस्तु सर्षपाकृतिभिर्भृशम् ।
सदाहपाकसंस्रावौ नीलौ पीतौ च पित्ततः ॥ ५ ॥

બન્ને હોઠ સરસવ જેવી આકૃતિઓવાળી ફોડલીઓથી અત્યંત વ્યાપ્ત થઈ જાય, બળતરાવાળા થાય, પાકી જાય, સ્રાવવાળા થાય અને આસમાની તથા પીળા વર્ણવાળા થઈ જાય એ પિત્તથી થયેલો હોઠનો રોગ સમજવો. ૫

### કફથી થયેલા હોઠના રોગનું લક્ષણ

सवर्णाभिस्तु चीयेते पिडकाभिरवेदनौ ।
कण्डूमन्तौ कफाच्छूनौ पिच्छिलौ शीतलौ गुरू ॥

બન્ને હોઠ ચામડીના જેવા વર્ણવાળી ફોડલીઓથી વ્યાપ્ત, થોડી વેદનાવાળા, ખરજવાળા, સૂજેલા, ચીકણા, શીતળ તથા ભારે થઈ

[1] મોઢાના તે તે પ્રદેશોમાં રોગોના નિદાનો તથા લક્ષણો કહવા વિષેનો.

જાય; એ કફથી થયેલો હોઠનો રોગ જાણવો. ૬

ત્રણે દોષોથી થયેલા હોઠના રોગનું લક્ષણ

सकृत्कृष्णौ सकृत्पीतौ सकृच्छ्वेतौ तथैव च ।
सन्निपातेन विज्ञेयावनेकपिडकाचितौ ॥७॥

બન્ને હોઠ જરાક કાળા, જરાક પીળા, જરાક ધોળા અને અનેક ફોડલીઓથી વ્યાપ્ત થઈ જાય; એ ત્રણે દોષોથી થયેલો હોઠનો રોગ જાણવો. (આ રોગ અસાધ્ય છે.) ૭

રુધિરથી થયેલા હોઠના રોગના લક્ષણ

खर्जूरफलवर्णाभिः पिडकाभिः समाचितौ ।
रक्तोपसृष्टौ रुधिरं स्रवतः शोणितप्रभौ ॥८॥

બન્ને હોઠ ખજૂરીના ફળ જેવા વર્ણવાળી ફોડલીઓથી વ્યાપ્ત, રુધિરના સ્રાવવાળા અને રુધિરના જેવી કાંતિવાળા થઈ જાય; એ રુધિરથી થયેલો હોઠનો રોગ જાણવો. ૮

માંસથી થયેલા હોઠના રોગનું લક્ષણ

मांसदुष्टौ गुरू स्थूलौ मांसपिण्डवदुद्गतौ ।
जन्तवश्चात्र मूर्च्छन्ति सृक्कस्योभयतो मुखात् ॥९॥

બન્ને હોઠ ભારે, જાડા તથા માંસના પિંડોની પેઠે ઊંચા થઈ જાય અને મોઢાનાં બન્ને ગલોફામાં ક્રીડાઓ પડે; એ માંસથી થયેલો હોઠનો રોગ જાણવો. (આ અસાધ્ય છે.) ૯

મેદથી થયેલા હોઠના રોગનું લક્ષણ

मेदसा घृतमण्डाभौ कण्डूमन्तौ स्थिरौ मृदू ।
अच्छस्फटिकसङ्काशमास्रावं स्रवतो गुरू ॥१०॥

બન્ને હોઠ ઘીની ઉપરના આછા ભાગ જેવા, ખરજવાળા, નિશ્ચળ, કોમળ, ભારે અને સ્વચ્છ સ્ફટિક જેવો સ્રાવ કરનારા થઈ જાય, એ મેદથી થયેલો હોઠનો રોગ જાણવો. ૧૦

પ્રહારથી થયેલા હોઠના રોગનું લક્ષણ

क्षतजाभौ विदीर्येते पाट्येते चाभिघाततः ।
ग्रथितौ च समाख्यातावोष्ठौ कण्डूसमन्वितौ ॥११

બન્ને હોઠ લોહી જેવા વર્ણવાળા, ચીરાઓવાળા, જાણે ભેદન પામતા હોય એવા, ગ્રંથિવાળા અને ખરજવાળા થઈ જાય; એ પ્રહારથી થયેલો હોઠનો રોગ જાણવો.[1] ૧૧

દાંતોનાં મૂળોમાં થતા રોગોનાં નામ ૧૫

दन्तमूलगतास्तु शीतादो दन्तपुप्पुटको दन्तवेष्टकः शौषिरो महाशौषिरः परिदर उपकुशो दन्तवैदर्भो वर्द्धनोऽधिमांसो नाड्यः पञ्चेति ॥१२॥

શીતાદ, દંતપુપ્પુટક, દંતવેષ્ટક, શૌષિર, મહાશૌષિર, પરિદર, ઉપકુશ, દંતવૈદર્ભ, વર્દ્ધન, અધિમાંસ અને પાંચ પ્રકારની દંતનાડીઓ[2], એ રીતે દાંતોનાં મૂળોમાં પંદર રોગો થાય[3] છે. ૧૨

શીતાદનું લક્ષણ અને નિદાન

शोणितं दन्तवेष्टेभ्यो यत्राकस्मात्प्रवर्तते ।
दुर्गन्धीनि सकृष्णानि प्रक्लेदीनि मृदूनि च ॥
दन्तमांसानि शीर्यन्ते पचन्ति च परस्परम् ।
शीतादो नाम स व्याधिः कफशोणितसम्भवः ॥

દાંતોનાં પેઢાંમાંથી પ્રહાર વિના અકસ્માત્ લોહી નીકળવા લાગે તથા પેઢાંનાં માંસો દુર્ગંધવાળાં થઈ જાય, કાળાં થઈ જાય, સડાવાળાં થઈ જાય, કોમળ થઈ જાય, પડવા લાગે અને પરસ્પરને પકાવવા લાગે; એ રોગ **શીતાદ** કહેવાય છે. આ રોગ કફ તથા રુધિરના પ્રકોપથી થાય છે. ૧૩

૧ વાયુથી થતા હોઠના રોગમાં કેવળ વાયુ જ નિદાનરૂપ હોય છે અને પ્રહારથી થયેલા હોઠના રોગમાં કફ અને રુધિરથી સંયુક્ત થયેલો વાયુ નિદાનરૂપ હોય છે, એ પરસ્પરનો ભેદ સમજવો

૨ આ નિદાનસ્થાનના દશમા અધ્યાયનો દશમો વિષય જુઓ વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, ત્રિદોષજન્ય અને શલ્યજન્ય એ પાંચ ભેદવાળા, દાંતોનાં પેઢાંઓમાં થયેલા નાડીવ્રણો દંતનાડીઓ કહેવાય છે.

૩ અન્ય ગ્રંથોમાં દંતવિદ્રધિ નામનો એક સોળમો દંતમૂળરોગ પણ લખ્યો છે પેઢાંઓમાં રહેલા વાત, પિત્ત, કફ અને રુધિરથી, બહાર બગતગવાળો તથા વેદનાવાળો મોટો સોજો થાય છે અને તેમાંથી પરુ તથા લોહી સ્રવે છે, તે દંતવિદ્રધિ કહેવાય છે.

દંતપુપ્પુટકનું લક્ષણ તથા નિદાન

दन्तयोस्त्रिषु वा यस्य श्वयथुः सरुजो महान् ।
दन्तपुप्पुटको ज्ञेयः कफरक्तनिमित्तजः ॥ १४ ॥

બે દાંતોનાં અથવા ત્રણ દાંતોના પેઢાંમાં મોટો તથા વેદનાવાળો સોજો ઉત્પન્ન થાય; એ રોગ દંતપુપ્પુટક કહેવાય છે. આ રોગ કફ અને રુધિરના પ્રકોપથી થાય છે. ૧૪

દંતવેષ્ટકનું લક્ષણ તથા નિદાન

स्रवन्ति पूयरुधिरं चला दन्ता भवन्ति च ।
दन्तवेष्टः स विज्ञेयो दुष्टशोणितसम्भवः ॥ १५ ॥

દાંતોનાં પેઢાંઓમાંથી પરુ તથા રુધિરનો સ્રાવ થાય અને દાંતો હલી જાય, તે રોગ દંતવેષ્ટક કહેવાય છે. આ રોગ દુષ્ટ થયેલા રુધિરથી થાય છે. ૧૫

શૌષિરનું લક્ષણ તથા નિદાન

श्वयथुर्दन्तमूलेषु रुजावान्कफरक्तजः ।
लालास्रावी स विज्ञेयः कण्डूमाञ्छौषिरो गदः ॥१६

દાંતોનાં મૂળોમાં (પેઢાંઓમાં) પીડાવાળો, લાળના સ્રાવવાળો અને ખરજવાળો સોજો ઉત્પન્ન થાય છે, એ રોગ શૌષિર કહેવાય છે. આ રોગ કફ તથા રુધિરના પ્રકોપથી થાય છે. ૧૬

મહાશૌષિરનું લક્ષણ તથા નિદાન

दन्ताश्चलन्ति वेष्टेभ्यस्तालु चाप्यवदीर्यते ।
दन्तमांसानि पच्यन्ते मुखं च परिपीड्यते ॥
यस्मिन् स सर्वजो व्याधिर्महाशौषिरसंज्ञकः ॥१७॥

પેઢાંઓમાંથી દાંતો ચલિત થઈ જાય, તાળવુ તથા પેઢાંઓ ફાટવા લાગે, પેઢાંઓ પાકી જાય અને મોઢું અત્યંત પીડાય, એ રોગ મહાશૌષિર કહેવાય છે. તે ત્રણે દોષોના પ્રકોપથી થાય છે (અને તે સાત રાતમાં મારી નાખે છે). ૧૭

પરિદરનું લક્ષણ તથા નિદાન

दन्तमांसानि शीर्यन्ते यस्मिन्ष्ठीवति चाप्यसृक् ।
पित्तासृक्कफजो व्याधिर्ज्ञेयः परिदरो हि सः ॥१८॥

દાંતોનાં માંસો ખરી પડવા લાગે અને રોગી વારંવાર લોહી થૂંક્યા કરે, એ રોગ પરિદર કહેવાય છે. આ રોગ પિત્ત, રુધિર અને કફના પ્રકોપથી થાય છે. ૧૮

ઉપકુશનું લક્ષણ તથા નિદાન

वेष्टेषु दाहः पाकश्च तेभ्यो दन्ताश्चलन्ति च ।
आघट्टिताः प्रस्रवन्ति शोणितं मन्दवेदनम् ।
आध्मायन्ते स्रुते रक्ते मुखं पूति च जायते ॥
यस्मिन्नुपकुशः स स्यात्पित्तरक्तकृतो गदः ॥१९॥

પેઢાંઓમાં દાહ તથા પાક થાય, પેઢાંઓમાંથી દાંતો ચલિત થઈ જાય, દાંતોને હલાવવામાં આવે ત્યારે મંદ વેદનાવાળો લોહીનો સ્રાવ થાય અને લોહીનો સ્રાવ થતાં પેઢાં સૂજી જાય તથા મોઢું દુર્ગંધવાળું થઈ જાય, એ રોગ ઉપકુશ કહેવાય છે. આ રોગ પિત્ત તથા રુધિરના પ્રકોપથી થાય છે. ૧૯

દંતવૈદર્ભનું લક્ષણ તથા નિદાન

घृष्टेषु दन्तमूलेषु संरम्भो जायते महान् ।
भवन्ति च चला दन्ताः स वैदर्भोऽभिघातजः ॥२०

પેઢાંઓ ઘસાતાં મોટો સોજો ઉત્પન્ન થાય, દાંતો ચલિત થઈ જાય, વેદના થાય, દાહ થાય તથા પાક પણ થાય, એ રોગ દંતવૈદર્ભ કહેવાય છે. આ રોગ પ્રહારથી થાય છે. ૨૦

વર્દ્ધનનું લક્ષણ તથા નિદાન

मारुतेनाधिको दन्तो जायते तीव्रवेदनः ॥
वर्द्धनः स मतो व्याधिर्जाते रुक्च प्रशाम्यति ॥२१

વાયુના પ્રકોપથી તીવ્ર વેદનાવાળો એક દાંત અધિક ઉત્પન્ન થાય છે અને તે ઉત્પન્ન થયા પછી વેદના શાંત થાય છે, એ રોગ વર્દ્ધન કહેવાય છે. (બીજા ગ્રંથોમાં આ રોગને 'ખલિવર્દ્ધન' નામ આપેલું છે.) ૨૧

અધિમાંસકનું નિદાન તથા લક્ષણ

हानव्ये पश्चिमे दन्ते महाञ्छोथो महारुजः ।
लालास्रावी कफकृतो विज्ञेयः सोऽधिमांसकः ॥२२

નીચલી પંક્તિના છેલ્લા દાંતમાં (છેલ્લી દાઢના પેઢામાં) મોટી પીડાવાળો તથા લાળના સ્રાવવાળો ભારે સોજો થાય છે, એ રોગ અધિમાંસક કહેવાય છે. આ રોગ કફના પ્રકોપથી થાય છે. ૨૨

પાચ પ્રકારની દંતનાડીઓના લક્ષણો તથા નિદાનો

दन्तमूलगता नाड्यः पञ्च ज्ञेया यथेरिताः ॥२३॥

આ નિદાનસ્થાનના દશમા અધ્યાયમાં નાડીવ્રણના પ્રકરણમાં જેવી વાયુ, પિત્ત, કફ, ત્રણે દોષો અને શલ્યથી થયેલી, એમ પાંચ પ્રકારની નાડીઓ કહેલી છે, તેવી જ પાંચ પ્રકારની નાડીઓ (નળીઓ) દાતોનાં પેઢાઓમાં થાય છે, માટે તેઓના લક્ષણો નાડીવ્રણના પ્રકરણમાં કહ્યા પ્રમાણે જ સમજી લેવાં. (આ નાડીઓમાં ત્રણે દોષોથી થયેલી નાડી અસાધ્ય છે.) ૨૩

દાતોના રોગોના નામ

दन्तगतास्तु दालनः क्रिमिदन्तको दन्तहर्षो भञ्जनकः शर्करा कपालिका श्यावदन्तको हनुमोक्षश्चेति ॥२४॥

દાલન, ક્રિમિદંતક, દંતહર્ષ, ભંજનક, શર્કરા, કપાલિકા, શ્યાવદંતક અને હનુમોક્ષ, એ રીતે દાતોમાં આઠ રોગ થાય છે. (બીજા ગ્રંથોમાં હનુમોક્ષને બદલે કરાલ નામનો આઠમો દંતરોગ લખ્યો છે અને તેનું જુદું જ લક્ષણ આપ્યુ છે કે, 'દાતોમાં રહેલો વાયુ ધીરે ધીરે દાતોને ભયાનક અને વિકટ કરી નાખે છે' એ રોગ કરાલ કહેવાય છે અને અસાધ્ય છે) ૨૪

દાલનનું લક્ષણ તથા નિદાન

दाल्यन्ते बहुधा दन्ता यस्मिंस्तीव्ररुगन्विताः ।
दालनः स इति ज्ञेयः सदागतिनिमित्तजः ॥२५॥

દાંતો જાણે ચીરી નાખવામાં આવતા હોય એવી દાતોમાં તીવ્ર પીડા થાય, એ રોગ દાલન કહેવાય છે. આ રોગ વાયુના પ્રકોપથી થાય[1] છે. (આ અર્થ બીજા ગ્રંથના અભિપ્રાયથી મેળવીને લખ્યો છે. મૂળના અક્ષરોનું સ્વારસ્ય જોતાં તો આવો અર્થ થાય છે કે જે, રોગથી તીવ્ર વેદનાવાળા દાંતો અનેક રીતે ચિરાઈ–ફાટી જાય છે તે રોગને દાલન જાણવો અને તે વાયુના પ્રકોપથી થાય છે) ૨૫

કૃમિદંતકનું નિદાન તથા લક્ષણ

कृष्णश्छिद्री चलः स्रावी ससंरम्भो महारुजः ।
अनिमित्तरुजो वाताद्विज्ञेयः क्रिमिदन्तकः ॥२६॥

દાંતોમાં છિદ્રો કરનારો, કાળો, ચલ અથવા અચલ, સ્રાવવાળો, મોટી પીડાવાળો, સોજાવાળો અને જેમાં હલાવવા વગેરે કારણો વિના વેદના થયા કરે છે, એવો જ રોગ થાય છે, તે કૃમિદંતક કહેવાય છે. આ રોગ વાયુના પ્રકોપથી થાય છે.

દંતહર્ષનું લક્ષણ તથા નિદાન

दशनाः शीतमुष्णं च सहन्ते स्पर्शनं न च ।
यस्य तं दन्तहर्षं तु व्याधिं विद्यात्समीरणात् ॥२७

જેના દાતો ટાઢું, ઊનું કે સ્પર્શને સહન ન કરી શકે એવા થઈ જાય, એ રોગ દંતહર્ષ કહેવાય છે. આ રોગ વાયુના પ્રકોપથી થાય છે.

ભંજકનું લક્ષણ તથા નિદાન

वक्त्रं वक्रं भवेद्यस्मिन्दन्तभङ्गश्च तीव्ररुक् ।
कफवातकृतो व्याधिः स भञ्जनकसंज्ञितः ॥२८॥

જેથી મોઢુ વાંકું થઈ જાય છે, દાતો ભાંગી પડે છે અને તીવ્ર વેદના થાય છે, તે રોગ ભંજનક કહેવાય છે. આ રોગ કફ તથા વાયુના પ્રકોપથી થાય છે. (આ અસાધ્ય છે.) ૨૮

દંતશર્કરાનું લક્ષણ તથા નિદાન

शर्करेव स्थिरीभूतो मलो दन्तेषु यस्य वै ।
सा दन्तानां गुणघ्नी तु विज्ञेया दन्तशर्करा ॥२९॥

---

[1] આ રોગને અસાધ્ય ગણ્યો છે.

જેના દાંતો ઉપર પથરાની કણીઓ જેવો મેલ સ્થિર થઈ જાય અને દાંતોનું સફેદપણું વગેરે ગુણો નષ્ટ થઈ જાય, એ રોગ **દંતશર્કરા** કહેવાય છે. (બીજા ગ્રંથોમાં કહ્યું છે કે, દાંતોમાં રહેલો મેલ અને કફ વાયુએ સૂકવ્યાથી રેતી જેવા ખરસટ સ્પર્શવાળા થઈ જાય, એ રોગ દંતશર્કરા કહેવાય છે.) ૨૯

**કપાલિકાનું લક્ષણ તથા નિદાન**

**दलन्ति दन्तवल्कानि यदा शर्करया सह।**
**ज्ञेया कपालिका सैव दशनानां विनाशिनी ॥३०॥**

મેલ સહિત દાંતોના અવયવો માટીનાં ઠીકરાંઓની પેઠે ચીરાવાળા થઈ જાય અને ઉપર કહ્યા પ્રમાણે શર્કરા પણ હોય, તો એ રોગ **કપાલિકા** કહેવાય છે અને આ કપાલિકા દાંતોનો વિનાશ કરે છે અને તે વાયુના પ્રકોપથી થાય છે (તથા અતિ કષ્ટસાધ્ય છે). ૩૦

**શ્યાવદંતકનું નિદાન તથા લક્ષણ**

**योऽसृङ्‌मिश्रेण पित्तेन दग्धो दन्तस्त्वशेषतः।**
**श्यावतां नीलतां वापि गतः स श्यावदन्तकः ॥३१**

રુધિર સાથે મિશ્ર થયેલા પિત્તથી બળેલા જેવો થઈ ગયેલો જે દાંત સંપૂર્ણ રીતે કાળાપણાને અથવા આસમાનીપણાને પામે છે, એ રોગ શ્યાવદંતક કહેવાય છે. (આ અસાધ્ય છે.) ૩૧

**હનુમોક્ષનું લક્ષણ તથા નિદાન**

**वातेन तैस्तैर्भावैस्तु हनुसन्धिर्विसंहतः।**
**हनुमोक्ष इति ज्ञेयो व्याधिरर्दितलक्षणः ॥३२॥**

ઊંચા સ્વરથી ભાષણ તથા કઠણ પદાર્થોનું ભક્ષણ વગેરે કારણોથી પ્રકુપિત થયેલો વાયુ હડપચીના સંધિને હચમચાવી નાખે છે અને તેથી આ નિદાનસ્થાનના પહેલા અધ્યાયના ૧૧મા વિષયમાં કહેલા અર્દિત જેવાં જ લક્ષણો જોવામાં આવે છે. એ રોગ **હનુમોક્ષ** કહેવાય છે. (જોકે આ રોગ વાતવ્યાધિઓમાં ગણવા યોગ્ય છે, તોપણ દાંતોની પાસે રહેવાને લીધે અને દાંતોને પીડા કરનારો હોવાથી તેને દંતરોગોમાં ગણ્યો છે. ગ્રંથાંતરોમાં તો આ રોગને બદલે કરાલ નામનો જુદાં જ લક્ષણોવાળો રોગ લખ્યો છે.) ૩૨

**જીભના રોગોનાં નામ**

**जिह्वागतास्तु कण्टकास्त्रिविधास्त्रिभिर्दोषैरलास उपजिह्विका चेति ॥३३॥**

વાતકંટક, પિત્તકંટક, કફકંટક, અલાસ અને ઉપજિહ્વિકા; એ પાંચ જીભના રોગો છે. ૩૩

**વાતકંટકનું નિદાન તથા લક્ષણ**

**जिह्वाऽनिलेन स्फुटिता प्रसुप्ता।**
**भवेच्च शाकच्छदनप्रकाशा ॥३४॥**

વાયુના પ્રકોપથી જીભ જરાક ફાટી જાય છે; ખારા, મીઠા વગેરે રસોને જાણી શકતી નથી અને સાગનાં પાંદડાંની પેઠે કાંટાઓથી વ્યાપ્ત થઈ જાય છે; એ રોગ વાતકંટક કહેવાય છે. ૩૪

**પિત્તકંટકનું નિદાન તથા લક્ષણ**

**पित्तेन पीता परिदह्यते च।**
**चिता सरक्तैरपि कण्टकैश्च ॥३५॥**

પિત્તના પ્રકોપથી જીભ પીળી, બળતરાવાળી અને રતાશવાળા કાંટાઓથી વ્યાપ્ત થઈ જાય છે; એ રોગ **પિત્તકંટક** કહેવાય છે. ૩૫

**કફકંટકનું નિદાન તથા લક્ષણ**

**कफेन गुर्वी बहुला चिता च।**
**मांसोद्गमैः शाल्मलिकण्टकाभैः ॥३६॥**

કફના પ્રકોપથી જીભ જાડી, ભારે અને શીમળાના કાંટા જેવા માંસના કાંટાઓથી વ્યાપ્ત થઈ જાય છે; એ રોગ કફકંટક કહેવાય છે. ૩૬

**અલાસનું નિદાન તથા લક્ષણ**

**जिह्वातले यः श्वयथुः प्रगाढः सोऽलाससंज्ञः कफरक्तमूर्तिः। जिह्वां स तु स्तम्भयति प्रवृद्धो मूले तु जिह्वा भृशमेति पाकम् ॥३७॥**

જીભના તળામાં કફ તથા રુધિરના પ્રકોપથી જે અત્યંત દારુણ સોજો થાય છે, તે **અલાસ** કહેવાય છે. વૃદ્ધિ પામેલો આ રોગ જીભને સ્તબ્ધ કરી નાખે છે અને આ રોગથી જીભનું મૂળ પણ અત્યંત પાકી જાય છે. (જીભને સ્તબ્ધ કરી દેવાને લીધે આ રોગમાં વાયુનો પણ પ્રકોપ છે અને જીભનું મૂળ અત્યંત પાકવાથી પિત્તનો પણ પ્રકોપ છે, એમ સિદ્ધ થાય છે. આ પ્રમાણે આ રોગ ત્રણે દોષોના અને રુધિરના પણ પ્રકોપથી થયેલો હોવાથી અસાધ્ય છે.) ૩૭

ઉપજિહ્વિકાનું નિદાન તથા લક્ષણ

**जिह्वाग्ररूपः श्वयथुर्हि जिह्वामुन्नम्य जातः कफरक्तयोनिः। प्रसेककण्डूपरिदाहयुक्ता प्रकथ्यतेऽसावुपजिह्विकेति ॥३८॥**

કફ અને રુધિરના પ્રકોપથી જીભને ઊંચી કરી જીભની નીચે જે સોજો થાય છે, એ સોજો જીભની અણીના જેવી આકૃતિવાળો હોય છે અને તેથી જીભ લાળના સ્રાવથી, ખરજથી તથા બળતરાથી યુક્ત થાય છે. આ રોગ **ઉપજિહ્વિકા** કહેવાય છે. ૩૮

તાળવાના રોગનાં નામો

**तालुगतास्तु गलशुण्डिका तुण्डिकेर्यध्रुपो मांसकच्छपोऽर्बुदं मांससङ्घातस्तालुपुप्पुटस्तालुशोषस्तालुपाक इति ॥३९॥**

ગલશુંડિકા, તુંડીકરી, અધ્રુષ, માંસકચ્છપ, તાલ્વર્બુદ, માંસસંઘાત, તાલુપુપ્પુટ, તાલુશોષ અને તાલુપાક; એ રીતે તાળવાના નવ રોગો છે.

ગલશુંડિકાનું નિદાન તથા લક્ષણ

**श्लेष्मासृग्भ्यां तालुमूलात्प्रवृद्धो दीर्घः शोफो ध्मातबस्तिप्रकाशः। तृष्णाकासश्वासकृत्सम्प्रदिष्टो व्याधिर्वैद्यैः कण्ठशुण्डीति नाम्ना ॥४०॥**

કફ અને રુધિરના પ્રકોપથી તાળવાના મૂળમાંથી વધેલો, લાંબો, વાયુથી પુરાયેલા બસ્તિ-(મૂત્રાશયની કોથળી)ના દડા જેવો અને તરસ, ખાંસી તથા શ્વાસને ઉત્પન્ન કરનારો જે સોજો થાય છે, તેને વૈદ્યો **ગલશુંડિકા** કહે છે. ૪૦

તુંડીકેરીનું નિદાન તથા લક્ષણ

**शोफः स्थूलस्तोददाहप्रपाकी प्रागुक्ताभ्यां तुण्डिकेरी मता तु ॥४१॥**

કફ અને રુધિરના પ્રકોપને લીધે તાળવામાં જાડો, ભોંકાયા જેવી વ્યથાવાળો, બળતરાવાળો અને પાકવાળો જે હીરવણીના ફળ જેવો સોજો થાય છે તે **તુંડીકેરી** કહેવાય છે. ૪૧

અધ્રુપનું નિદાન તથા લક્ષણ

**शोफः स्तब्धो लोहितस्तालुदेशे रक्ताज्ज्ञेयः सोऽध्रुषो रुग्ज्वराढ्यः ॥४२॥**

રુધિરના પ્રકોપને લીધે તાળવામાં અક્કડ, રાતો, જ્વરવાળો અને વેદનાવાળો જે સોજો થાય છે, તે **અધ્રુષ** કહેવાય છે. ૪૨

માંસકચ્છપનું નિદાન તથા લક્ષણ

**कूर्मोत्सन्नोऽवेदनोऽशीघ्रजन्मा-ऽरक्तो ज्ञेयः कच्छपः श्लेष्मणा स्यात् ॥४३॥**

કફના પ્રકોપને લીધે તાળવામાં કાચબાની પેઠે મધ્યમાં ઊંચો તથા છેડાઓમાં નીચો, થોડી વેદનાવાળો, પાંડુ વર્ણવાળો અને મંદ ગતિવાળો જે સોજો થાય છે, તે **માંસકચ્છપ** કહેવાય છે. ૪૩

તાલ્વર્બુદનું નિદાન તથા લક્ષણ

**पद्माकारं तालुमध्ये तु शोफं विद्याद्रक्तादर्बुदं प्रोक्तलिङ्गम् ॥४४॥**

રુધિરના પ્રકોપથી તાળવાના મધ્યમાં કમળની દાંડીના જેવા આકારવાળો, (કમળના કેસરા જેવા લાંબા માંસના અંકુરોથી પડખાંઓમાં વીંટાયેલો તથા ગોળ) અને આ નિદાનસ્થાનના અગિયારમા અધ્યાયના ૧૨ મા વિષયમાં કહેલાં

રુધિર સંબંધી અર્બુદનાં ચિહ્નોવાળો જે સોજો થાય છે, તે તાલ્વર્બુદ કહેવાય છે. (આ રોગ અસાધ્ય છે.) ૪૪

માંસસંઘાતનું નિદાન તથા લક્ષણ

दुष्टं मांसं श्लेष्मणा नीरुजं च
तालन्तःस्थं मांससङ्घातमाहुः ॥४५॥

કફના પ્રકોપને લીધે તાળવાની અંદર પીડા વગરનું જે બગડેલું માંસ જમા થયેલું હોય છે, તે માંસસંઘાત કહેવાય છે. ૪૫

તાલુપુપ્પુટનું નિદાન તથા લક્ષણ

नीरुक्स्थायी कोलमात्रः कफात्स्या-
न्मेदोयुक्तात्पुप्पुटस्तालुदेशे ॥४६॥

મેદથી સંયુક્ત થયેલા કફના પ્રકોપને લીધે તાળવામાં પીડા વગરનો, સ્થિર અને નાનાં બોર જેવડો જે સોજો થાય છે, તે તાલુપુપ્પુટ કહેવાય છે.

તાલુશોષનું નિદાન તથા લક્ષણ

शोषोऽत्यर्थं दीर्यते चापि तालुः
श्वासो वाताचालुशोषः सपित्तात् ॥४७॥

વાયુ અને પિત્તના પ્રકોપથી તાળવામાં અત્યંત શોષ થાય, તાળવું ફાટ્યા કરે અને શ્વાસ પણ થાય, એ રોગ તાલુશોષ કહેવાય છે. ૪૭

તાલુપાકનું નિદાન તથા લક્ષણ

पित्तं कुर्यात्पाकमत्यर्थघोरं
तालुन्येनं तालुपाकं वदन्ति ॥४८॥

પિત્તના પ્રકોપથી તાળવામાં અત્યંત ભયંકર પાક થાય છે, એ રોગ તાલુપાક કહેવાય છે.

કંઠના રોગોના નામો

कण्ठगतास्तु रोहिण्यः पञ्च कण्ठशालूकमधिजिह्वो वलयो बलास एकवृन्दो वृन्दः शतघ्नी गिलायुर्गलविद्रधिर्गलौघः स्वरघ्नो मांसतानो विदारी चेति ॥४९॥

પાંચ રોહિણીઓ, કંઠશાલૂક, અધિજિહ્વ, વલય, બલાસ, એકવૃંદ, વૃંદ, શતઘ્ની, ગિલાયુ, ગલવિદ્રધિ, ગલૌઘ, સ્વરઘ્ન, માંસતાન અને વિદારી એ કંઠના રોગો છે. (આ અધ્યાયના બીજા વિષયમાં આપેલી સંખ્યા પ્રમાણે કંઠના રોગો સત્તર જ થવા જોઈએ અને અહીં ગણતાં અઢાર થાય છે, તેથી જેજ્જટાચાર્ય કહે છે કે, 'જે એકવૃંદ છે તે જ વિશેષ સ્થિતિથી અવસ્થાંતર પામીને વૃંદ બની જાય છે, માટે એકવૃંદ અને વૃંદ એ બન્ને એક જ હોવાથી સંખ્યાનો વધારો થતો નથી.' ગયદાસાચાર્ય તો કહે છે કે, 'વૃંદનો જે પાઠ જોવામાં આવે છે, તે અનાર્ષ જ છે.' ભાવપ્રકાશ વગેરે ગ્રંથોમાં એકવૃંદ તથા વૃંદને સ્પષ્ટ રીતે જુદા ગણ્યા છે અને સુશ્રુતના અક્ષરોનો સ્પષ્ટાર્થ જોતાં પણ એકવૃંદ અને વૃંદ જુદા જુદા જ જણાય છે, માટે આ અધ્યાયના બીજા વિષયમાં રોગોની જે સંખ્યા આપેલી છે, તેમાં પરંપરાથી એકનો ફરક રહી ગયો હોય, એમ એમ પણ માની શકાય છે.) ૪૯

પાંચે રોહિણીઓના નિદાન, સંપ્રાપ્તિ તથા સામાન્ય લક્ષણ

गलेऽनिलःपित्तकफौ च मूर्च्छितौ पृथक् समस्ताश्च तथैव शोणितम्। प्रदूष्य मांसं गलरोधिनोऽङ्कुरान् सृजन्ति यान् साऽसुहरा तु रोहिणी॥

ગળામાં વૃદ્ધિ પામેલા વાયુ, પિત્ત અથવા કફ અથવા વૃદ્ધિ પામેલા એ ત્રણે દોષો અથવા વૃદ્ધિ પામેલું રુધિર માંસને દૂષિત કરી ગળાને રૂંધી દેનારા અંકુરો ઉત્પન્ન કરે એ રોહિણી કહેવાય છે અને તે પ્રાણનો નાશ કરનારી એટલે અસાધ્ય છે. (કેટલાક આચાર્યો છેલ્લી બેને અસાધ્ય અને પહેલી ત્રણને સાધ્ય માને છે વાસ્તવિક રીતે જોતાં તો ત્રણે દોષોથી થયેલી રોહિણી જ ખરી અસાધ્ય ગણાય છે, કેમ કે બાકીની ચાર રોહિણીઓની ચિકિત્સાસ્થાનના બાવીસમા

અધ્યાયમાં ચિકિત્સા કહેલી છે.) ૫૦

વાયુથી થયેલી રોહિણીનું વિશિષ્ટ લક્ષણ

जिह्वां समन्ताद् भृशवेदना ये मांसाङ्कुराः कण्ठनिरोधिनः स्युः। तां रोहिणीं वातकृतां वदन्ति वातात्मकोपद्रवगाढयुक्ताम् ॥५१॥

જીભની ચારેકોર અત્યંત વેદના કરનારા અને ગળાને રોકી દેનારા માંસના અંકુરો થાય છે અને તેઓના યોગથી વાયુ સંબંધી સ્તબ્ધપણું વગેરે ઉપદ્રવો પણ અત્યંત થાય છે, એ **વાયુથી થયેલી રોહિણી** કહેવાય છે. ૫૧

પિત્તથી થયેલી રોહિણીનું વિશિષ્ટ લક્ષણ

क्षिप्रोद्गमा क्षिप्रविदाहपाका
तीव्रज्वरा पित्तनिमित्ततः स्यात् ॥ ५२ ॥

ગળામાં માંસના અંકુરો તુરત ઉત્પન્ન થાય, તુરત બળતરા થાય, તુરત પાકે અને જ્વર પણ તીવ્ર આવે, એ **પિત્તથી થયેલી રોહિણી** કહેવાય છે. ૫૨

કફથી થયેલી રોહિણીનું વિશિષ્ટ લક્ષણ

स्रोतोनिरोधिन्यपि मन्दपाका
गुर्वी स्थिरा सा कफसम्भवा वै ॥५३॥

ગળાની શિરાઓને રૂંધી દેનારા ગળામાં માંસના અંકુરો ઉત્પન્ન થાય છે, અને તેઓ ધીરે ધીરે પાકે છે, ભારે હોય છે અને સ્થિર હોય છે; એ **કફથી થયેલી રોહિણી** કહેવાય છે. ૫૩

ત્રણે દોષોથી થયેલી રોહિણીનું લક્ષણ

गम्भीरपाकाऽप्रतिवारवीर्या
त्रिदोषलिङ्गा त्रयसम्भवा स्यात् ॥ ५४ ॥

ગળામાં ઉપર કહેલાં ત્રણે દોષોનાં ચિહ્નોવાળા, ઊંડા પાકવાળા અને જેઓનું જોર અટકાવી શકાતું નથી, એવા માંસના અંકુરો ઉત્પન્ન થાય છે; એ **ત્રણે દોષોથી થયેલી રોહિણી** કહેવાય છે. (તે અત્યંત અસાધ્ય છે.) ૫૪

રુધિરથી થયેલા રોહિણીનું લક્ષણ

स्फोटाऽऽचिता पित्तसमानलिङ्गा-
ऽसाध्याप्रदिष्टा रुधिरात्मिकेयम् ॥५५॥

ફોડલાઓથી વ્યાપ્ત અને પિત્તરોહિણીનાં જેવાં જ ચિહ્નોવાળા જે માંસના અંકુરો ગળામાં ઉત્પન્ન થાય છે, તે **રુધિરથી થયેલી રોહિણી** કહેવાય છે અને તે અસાધ્ય છે. ૫૫

કંઠશાલૂકનું નિદાન તથા લક્ષણ

कोलास्थिमात्रः कफसम्भवो यो ग्रन्थिर्गले कण्टकशूकभूतः। खरः स्थिरः शस्त्रनिपातसाध्यस्तं कण्ठशालूकमिति ब्रुवन्ति ॥ ५६ ॥

કફના પ્રકોપને લીધે ગળામાં કાંટાની પેઠે તથા જવ વગેરે ધાન્યની અણીની પેઠે વેદના ઉત્પન્ન કરનારો, ખરસટ, સ્થિર, બોરના ઠળિયા જેવડો અને શસ્ત્રક્રિયાથી જ મટાડી શકાય, એવો જે ગ્રંથિ થાય છે, તે **કંઠશાલૂક** કહેવાય છે. ૫૬

અધિજિહ્વનું નિદાન તથા લક્ષણ

जिह्वाग्ररूपः श्वयथुः कफात्तु जिह्वाप्रबन्धोपरि रक्तमिश्रात्। ज्ञेयोऽधिजिह्वः खलु रोग एष विवर्जयेदागतपाकमेनम् ॥ ५७ ॥

રુધિરથી મિશ્રિત થયેલા કફના પ્રકોપને લીધે જીભના મૂળની ઉપર જીભની અણી જેવા આકારવાળો જે સોજો ઉત્પન્ન થાય છે, તે **અધિજિહ્વ** કહેવાય છે. આ સોજો જો પાકે તો પછી અસાધ્ય સમજીને તેની ચિકિત્સા કરવી નહિ. (આમાં પાક થાય છે, તેથી પિત્તનું પણ મિશ્રણ છે એમ સમજવું.) ૫૭

વલયનું નિદાન તથા લક્ષણ

बलास एवायतमुन्नतं च शोफं करोत्यन्नगतिं निवार्य। तं सर्वथैवाप्रतिवारवीर्यं विवर्जनीयं वलयं वदन्ति ॥ ५८ ॥

પ્રકોપ પામેલો કફ અન્નની ગતિને અટ-

કાવીને ગળામાં લાંબા તથા ઊંચા સોજાને ઉત્પન્ન કરે છે, એ વલય કહેવાય છે. આ રોગ કોઈ રીતે મટે એવો નથી, માટે તેની ચિકિત્સા જ કરવી નહિ. ૫૮

બલાસનું નિદાન તથા લક્ષણ

गले च शोफं कुरुतः प्रवृद्धौ श्लेष्मानिलौ श्वासरुजोपपन्नम्। मर्मच्छिदं दुस्तरमेतमाहुर्बलाससंज्ञं निपुणा विकारम् ॥५९॥

વૃદ્ધિ પામેલા વાયુ તથા કફ ગળામાં શ્વાસવાળો, પીડાવાળો અને હૃદયના મર્મસ્થળમાં છેદનના જેવી વ્યથા કરનારો સોજો ઉત્પન્ન કરે છે, એ રોગને નિપુણ વૈદ્યો બલાસ કહે છે અને તે કષ્ટસાધ્ય છે એમ કહે છે. ૫૯

એકવૃંદનું નિદાન તથા લક્ષણ

वृत्तोन्नतो यः श्वयथुः सदाहः कण्ड्वन्वितोऽपाक्यमृदुर्गुरुश्च। नाम्नैकवृन्दः परिकल्पितोऽसौ व्याधिर्बलासक्षतजप्रसूतः ॥ ६० ॥

કફ અને રુધિરના પ્રકોપને લીધે ગળામાં ગોળ, ઊંચો, જરા બળતરાવાળો, ખરજવાળો, જરા પાકનારો, જરાક કોમળ અને ભારેપણાવાળો જે સોજો ઉત્પન્ન થાય છે, તે એકવૃંદ કહેવાય છે. ૬૦

વૃંદનું નિદાન તથા લક્ષણ

समुन्नतं वृत्तममन्ददाहं तीव्रज्वरं वृन्दमुदाहरन्ति। तं चापि पित्तक्षतजप्रकोपाद्विद्यात्सतोदं पवनासजं तम् ॥६१॥

પિત્તના અને રુધિરના પ્રકોપથી ગળામાં ઊંચો, ગોળ, અત્યંત દાહવાળો અને તીવ્ર જ્વરવાળો જે સોજો ઉત્પન્ન થાય છે, તે વૃંદ કહેવાય છે. આ રોગ જો ભોંકાયા જેવી વ્યથાથી યુક્ત હોય, તો તેને વાયુ તથા રુધિરના પ્રકોપથી થયેલો જાણવો. (આ રોગ અસાધ્ય છે.)૬૧

શતઘ્નીનું નિદાન તથા લક્ષણ

वर्तिर्घना कण्ठनिरोधिनी या चिताऽतिमात्रं पिशितप्ररोहैः। नानारुजोच्छ्रायकरी त्रिदोषाज्ज्ञेया शतघ्नीव शतघ्न्यसाध्या ॥६२॥

ત્રણે દોષોના પ્રકોપને લીધે ગળામાં ભોંકાવું, દાહ તથા ખરજ વગેરે અનેક પ્રકારની વ્યથાઓ વધારનારી, કઠણ, માંસના અંકુરોથી અત્યંત વ્યાપ્ત અને ગળાને રોકી દેનારી વાટ ઉત્પન્ન થાય છે, એ શતઘ્ની કહેવાય છે. આ વાટ ત્રણે દોષોના પ્રકોપથી થયેલી હોવાથી તોપની પેઠે પ્રાણ લેનારી છે તેથી અસાધ્ય છે. ૬૨

ગિલાયુનું નિદાન તથા લક્ષણ

ग्रन्थिर्गले त्वामलकास्थिमात्रः स्थिरोऽल्परुक्स्यात्कफरक्तमूर्तिः। संलक्ष्यते सक्तमिवाशनं च स शस्त्रसाध्यस्तु गिलायुसंज्ञः ॥६३॥

કફ અને રુધિરના પ્રકોપને લીધે ગળામાં આમળાંના ઠળિયા જેવડો, સ્થિર, થોડી વેદનાવાળો અને જાણે ખાધેલું અન્નાદિક ગળામાં અટકી રહ્યું હોય, એવો જણાતો ગ્રંથિ ઉત્પન્ન થાય છે, એ ગિલાયુ કહેવાય છે. આ રોગ શસ્ત્રક્રિયાથી મટે છે. ૬૩

ગલવિદ્રધિનું નિદાન તથા લક્ષણ

सर्वं गलं व्याप्य समुत्थितो यः शोफो रुजो यत्र वसन्ति सर्वाः। स सर्वदोषो गलविद्रधिस्तु तस्यैव तुल्यः खलु सर्वजस्य ॥६४॥

સઘળા દોષોના પ્રકોપને લીધે સઘળા પ્રકારની વેદનાઓવાળો અને સઘળા ગળામાં વ્યાપ્ત થઈ ઊઠેલો જે સોજો ઉત્પન્ન થાય છે, તે ગલવિદ્રધિ કહેવાય છે. આ ગલવિદ્રધિ આ નિદાનસ્થાનના નવમા અધ્યાયમાં કહેલા ત્રિદોષજન્ય વિદ્રધિ જેવો જ હોય છે. ૬૪

ગલૌઘનું નિદાન તથા લક્ષણ

शोफो महानन्नजलावरोधी तीव्रज्वरो वातगतेर्निहन्ता। कफेन जातो रुधिरान्वितेन गले गलौघः परिकीर्त्यतेऽसौ ॥ ६५॥

રુધિરથી સંયુક્ત થયેલા કફના પ્રકોપને લીધે ગળામાં અન્નની તથા જળની ગતિને રોકનારો, તીવ્ર જ્વરવાળો અને ઉદાનવાયુની ગતિને પણ રોકનારો જે મોટો સોજો ઉત્પન્ન થાય છે, તે **ગલૌઘ** કહેવાય છે. (આ અસાધ્ય છે.) ૬૫

સ્વરઘ્નનું નિદાન તથા લક્ષણ

योऽतिप्रताम्यञ्छ्वसिति प्रसक्तं भिन्नस्वरः शुष्कविमुक्तकण्ठः। कफोपदिग्धेष्वनिलायनेषु ज्ञेयः स रोगः श्वसनात्स्वरघ्नः ॥ ६६॥

વાયુના માર્ગો કફથી અત્યંત ખરડાઈ જતાં વારંવાર તથા નિરંતર હાંફ ચાલ્યા કરે, સ્વર ભેદાઈ જાય, ગળું ખાધેલા પદાર્થને ગળવામાં અશક્ત તથા સુકાયેલું થઈ જાય અને અત્યંત અંધારાં દેખાયા કરે, એ રોગ **સ્વરઘ્ન** કહેવાય છે આ રોગ વાયુના પ્રકોપથી થાય છે (અને અસાધ્ય છે). ૬૬

માંસતાનનું લક્ષણ તથા નિદાન

प्रतानवान् यः श्वयथुः सुकष्टो गलोपरोधं कुरुते क्रमेण। स मांसतानः कथितोऽवलम्बी प्राणप्रणुत्सर्वकृतो विकारः ॥ ६७॥

ત્રણે દોષોના પ્રકોપને લીધે ગળામા વિસ્તારવાળો, લટકતો અને અતિકષ્ટ દેનારો જે સોજો ક્રમે કરી ગળાનો ઉપરોધ કરે છે, તે રોગ **માંસતાન** કહેવાય છે. આ રોગ પ્રાણ લેનારો છે. ૬૭

વિદારીનું નિદાન તથા લક્ષણ

सदाहतोदं श्वयथुं सरक्तमन्तर्गले पूतिविशीर्णमांसम्। पित्तेन विद्याद्वदने विदारीं पार्श्वे विशेषात्स तु येन शेते ॥ ६८॥

પિત્તના પ્રકોપને લીધે ગળામાં દાહવાળો, તીવ્ર વેદનાવાળો, રતાશવાળો અને સડેલા દુર્ગંધી માંસવાળો જે સોજો ઉત્પન્ન થાય છે, તે **વિદારી** કહેવાય છે. માણસને વિશેષે કરી જે પડખું વાળીને સૂવાની ટેવ હોય, તે પડખાના ગળાના ભાગમાં ઘણું કરીને આ રોગ થાય છે. (કોઈ વખતે બીજા પડખાના ગળાના ભાગમાં થાય છે. આ રોગ અસાધ્ય છે.) ૬૮

મોઢામાં અને હોઠ વગેરે સ્થાનકોમાં થનારા રોગોનાં નિદાનો

सर्वसरास्तु वातपित्तकफशोणितनिमित्ताः ॥ ६९॥

મોઢામાં થનારા સઘળા રોગો કે જેઓ સર્વસર કહેવાય છે, તેઓ વાયુ, પિત્ત, કફ અને રુધિરથી થાય છે (તેઓમાં પિત્ત અને રુધિરથી થયેલાનું લક્ષણ એક જ છે, માટે રુધિરથી થયેલાનું જુદું લક્ષણ આપવામાં આવ્યું નથી.) ૬૯

વાયુથી થયેલા સર્વસરનું લક્ષણ

स्फोटैः सतोदैर्वदनं समन्ता-
द्यत्राऽऽचितं सर्वसरः स वातात् ॥ ७०॥

સોયો વડે ભોંકાયા જેવી વ્યથાવાળા ફોડલાઓથી સઘળું મોઢું વ્યાપ્ત થઈ જાય છે, એ **વાયુથી થયેલો સર્વસર** કહેવાય છે ૭૦

પિત્તથી થયેલા સર્વસરનું લક્ષણ

रक्तैः सदाहैस्तनुभिः सपीतै-
र्यत्राऽऽचितं चापि स पित्तकोपात् ॥ ७१॥

બળતરાવાળા, રાતા અને પીળાશવાળા ઝીણા ઝીણા ફોડલાઓથી સઘળું મોઢું વ્યાપ્ત થઈ જાય છે, એ **પિત્તથી થયેલો સર્વસર** કહેવાય છે. ૭૧

કફથી થયેલા ગર્વસરનું લક્ષણ

कण्डूयुतैरल्परुजैः सवर्ण-
यैत्राऽऽचितं चापि स वै कफेन ॥७२॥

ખરજવાળા, થોડી વેદનાવાળા અને મોઢાની ચામડીના જેવા જ વર્ણવાળા ફોડલાઓથી સઘળું મોઢું વ્યાપ્ત થઈ જાય, એ કફથી થયેલો સર્વસર કહેવાય છે. ૭૨

રુધિરથી થયેલા ગર્વસરનું બીજું નામ

रक्तेन पित्तोदित एक एव
कैश्चित्प्रदिष्टो मुखपाकसंज्ञः ॥७३॥

જોકે રુધિરથી થયેલો સર્વસર અને પિત્તથી થયેલો સર્વસર એક લક્ષણવાળો જ છે, તોપણ કેટલાક આચાર્યોએ રુધિરથી થયેલા સર્વસરને 'મુખપાક' એવું જુદું નામ આપેલું છે. ૭૩

श्रीसौश्रुत आयुर्वेदे निदानस्थानं समाप्तम्

॥ श्रीधन्वन्तर्ये नमः ॥

# सुश्रुत आयुर्वेद

## સરળ ગુજરાતી ભાષાંતર સાથે

## शारीरस्थान[1] શારીર

### અધ્યાય ૧ લો

#### ઉપક્રમ

**अथातः सर्वभूतचिन्ताशारीरं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥**

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'સર્વભૂતચિંતાશારીર'[2] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

#### સાંખ્યસિદ્ધાંત પ્રમાણે જગતનું કારણ

**सर्वभूतानां कारणमकारणं सत्त्वरजस्तमोलक्षणमष्टरूपमखिलस्य जगतः संभवहेतुरव्यक्तं नाम। तदेकं बहूनां क्षेत्रज्ञानामधिष्ठानं समुद्र इवौदकानां भावानाम् ॥ २ ॥**

'મૂળપ્રકૃતિ' એ, બીજા નામથી પણ કહેવાતું અવ્યક્ત, કે જે પોતે કારણ વગરનું છે–અર્થાત્ કોઈથી પણ ઉત્પન્ન થયેલું નહીં હોવાને લીધે કોઈના પણ વિકારરૂપ (કાર્ય) નથી; સત્ત્વ, રજસ્ તથા તમસ્ એ ત્રણ ગુણોની સામ્યવસ્થારૂપ છે અને પ્રકૃતિત્વ રૂપ સામાન્ય ધર્મવાળું અવ્યક્ત, મહત્તત્ત્વ (બુદ્ધિ અથવા ચિત્ત), અહંકાર તથા શબ્દ આદિ પાંચ તન્માત્રાઓ એ આઠ રૂપોવાળું છે અને સર્વ જગતની ઉત્પત્તિનું કારણ હોઈ છે તે જ સઘળા સ્થાવરજંગમ પદાર્થોનું મૂળકારણ (ઉપાદાનકારણ)[3] છે. જેમ એક સમુદ્ર જ સઘળાં જળજંતુઓનું અધિષ્ઠાન (શરીર કારણ) છે તેમ એ એક અવ્યક્ત જ સઘળા જીવાત્માઓનું અધિષ્ઠાન છે. ૨

#### સાંખ્યસિદ્ધાંત પ્રમાણે સૃષ્ટિક્રમ

**तस्मादव्यक्तान्महानुत्पद्यते तल्लिङ्ग एव। तल्लिङ्गाच्च महतस्तल्लिङ्ग एवाहङ्कार उत्पद्यते। स च**

---

૧ રોગોના કારણોનું, ભેદોનું, સંપ્રાપ્તિઓનું, લક્ષણોનું તથા સાધ્યાસાધ્યપણાનું નિરૂપણ કરનારા નિદાનસ્થાનથી જેને રોગોના એ કારણો વગેરેનું સંપૂર્ણ જ્ઞાન થયું હોય, એવા વૈદ્યને ચિકિત્સા જાણવાનો અધિકાર પ્રાપ્ત થાય છે; પણ તે ચિકિત્સા જ્યા સુધી શારીરનું સંપૂર્ણ જ્ઞાન ન હોય ત્યા સુધી ઘણું કરી કામે લાગી શકતી નથી, માટે વૈદ્યને શારીરજ્ઞાન આપવા સારુ વચમા આ શારીરસ્થાન દાખલ કરવામા આવ્યું છે.

૨ સઘળા સ્થાવરજંગમ પદાર્થોના કારણોરૂપ પૃથિવી વગેરે પંચમહાભૂતો કયા કારણમાથી ઉત્પન્ન થયાં છે, એ પંચમહાભૂતોના કયા કયા લક્ષણો છે તથા તેઓનાં કાર્યો કયાં કયાં છે ઇત્યાદિ વિષયોના વિચાર વિષેનો.

૩ **यत्समवेतं कार्यमुत्पद्यते तत्समवायिकारणम्। यथा तन्तवः पटस्य, पटश्च स्वगतरूपादेः समवायिकारणम्।** (**तर्कसंग्रह**) કાર્ય જેમાં અભિન્નપણાથી રહીને જ ઉત્પન્ન થાય છે, તે પદાર્થ કાર્યનું સમવાયીકારણ (અથવા ઉપાદાનકારણ) કહેવાય છે, જેમ કે તંતુઓ વસ્ત્રનું સમવાયીકારણ છે અને વસ્ત્ર પોતામા રહેલા રૂપાદિકનું સમવાયીકારણ છે.

त्रिविधो वैकारिकस्तैजसो भूतादिरिति। तत्र वैकारिकादहङ्कारात्तैजससहायात्तल्लक्षणान्येवैकादशेन्द्रियाण्युत्पद्यन्ते तद्यथा–श्रोत्रत्वक्चक्षुर्जिह्वाघ्राणवाग्घस्तोपस्थपायुपादमनांसीति। तत्र पूर्वाणि पञ्च बुद्धीन्द्रियाणि। इतराणि पञ्च कर्मेन्द्रियाणि। उभयात्मकं मनः। भूतादेरपि तैजससहायात्तल्लक्षणान्येव पञ्च तन्मात्राण्युत्पद्यन्ते तद्यथा–शब्दतन्मात्रं स्पर्शतन्मात्रं रूपतन्मात्रं रसतन्मात्रं गन्धतन्मात्रमिति। तेषां विशेषाः शब्दस्पर्शरूपरसगन्धास्तेभ्यो भूतानि व्योमानिलानलजलोर्व्यः। एवमेषा तत्त्वचतुर्विंशतिर्व्याख्याता ॥ ३ ॥

એ અવ્યક્ત( મૂળપ્રકૃતિ )માંથી તેવા જ સ્વભાવવાળું (સત્ત્વ, રજસ્ તથા તમસ્ એ ત્રણ ગુણોમય સ્વભાવવાળું) **મહત્તત્ત્વ** ઉત્પન્ન થાય છે. સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોમય સ્વભાવવાળા એ મહત્તત્ત્વમાંથી તેવા જ સ્વભાવવાળો અહંકાર ઉત્પન્ન થાય છે. એ અહંકાર વૈકારિક (સત્ત્વપ્રધાન ), તૈજસ રજ-(પ્રધાન) અને ભૂતાદિ ( તમ પ્રધાન )એ રીતે ત્રણ પ્રકારનો છે. તૈજસની સહાયવાળા વૈકારિક અહંકારમાંથી તેવા જ સ્વભાવવાળાં એટલે પ્રકાશ અથવા જ્ઞાનરૂપ સાત્ત્વિક સ્વભાવવાળાં શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા, ઘ્રાણ, વાણી, હાથ, ઉપસ્થ, પાયુ (ગુદા), પગ અને મન એ અગિયાર ઇંદ્રિયો ઉત્પન્ન થાય છે. એ અગિયારમાં પહેલી પાંચ જ્ઞાનેંદ્રિયો કહેવાય છે, તે પછીની પાંચ કર્મેંદ્રિયો કહેવાય છે અને છેલ્લું એટલે અગિયારમું મન, જ્ઞાનકર્માત્મક બન્ને પ્રકારના સ્વભાવવાળું કહેવાય છે. તૈજસની સહાયવાળા ભૂતાદિ અહંકારમાંથી પણ તેવા જ સ્વભાવવાળા એટલે મોહાદિકરૂપ તામસ સ્વભાવવાળાં શબ્દ-તન્માત્રા, સ્પર્શતન્માત્રા, રૂપતન્માત્રા, રસતન્માત્રા અને ગંધતન્માત્રા, એ પાંચ તન્માત્રાઓ (અનુદ્‌ભૂત સ્વરૂપવાળાં–જેઓનાં સ્વરૂપો યોગીઓ સિવાય બીજાઓના અનુભવમાં ન આવે એવાં સૂક્ષ્મ ભૂતો) ઉત્પન્ન થાય છે. આ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ કે જેઓ આપણા સર્વના અનુભવમાં આવે છે, તેઓ એ તન્માત્રાઓનાં વિશેષરૂપો (સ્થૂળરૂપો) છે. શબ્દતન્માત્રામાંથી શબ્દગુણવાળું **આકાશ** ઉત્પન્ન થાય છે. શબ્દતન્માત્રાથી યુક્ત થયેલા સ્પર્શ-તન્માત્રામાંથી શબ્દ તથા સ્પર્શ એ બે ગુણોવાળો **વાયુ** ઉત્પન્ન થાય છે. શબ્દ તથા સ્પર્શ, એ બે તન્માત્રાઓથી યુક્ત થયેલા રૂપતન્માત્રામાંથી શબ્દ, સ્પર્શ તથા રૂપ એ ત્રણ ગુણોવાળું *તેજ* ઉત્પન્ન થાય છે. શબ્દ, સ્પર્શ તથા રૂપ એ ત્રણ તન્માત્રાઓથી યુક્ત થયેલા રસતન્માત્રમાંથી શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ એ ચાર ગુણોવાળું *જળ* ઉત્પન્ન થાય છે અને શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ એ ચાર તન્માત્રાઓથી યુક્ત થયેલા ગંધતન્માત્રામાંથી. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ પાંચ ગુણો-વાળી **પૃથ્વી** ઉત્પન્ન થાય છે. આ રીતે અવ્યક્ત, મહત્તત્ત્વ, અહંકાર, અગિયાર ઇંદ્રિયો, પાંચ તન્માત્રાઓ અને આકાશ આદિ પાંચ મહાભૂતો, એ ચોવીસ તત્ત્વોનું વ્યાખ્યાન થયું. ૩

### સાંખ્યસિદ્ધાંત પ્રમાણે જ્ઞાનેંદ્રિયોના તથા કર્મેંદ્રિયોના વિષયો

तत्र बुद्धीन्द्रियाणां शब्दादयो विषयाः। कर्मेन्द्रियाणां यथासङ्ख्यं वचनादानानन्दविसर्गविहरणानि ॥ ४ ॥

શબ્દ શ્રોત્રેંદ્રિયનો વિષય છે, સ્પર્શ ત્વચા-ઇંદ્રિયનો વિષય છે, રૂપ ચક્ષુઇંદ્રિયનો વિષય છે, રસ જિહ્વાઇંદ્રિયનો વિષય છે અને ગંધ ઘ્રાણ-ઇંદ્રિયનો વિષય છે. એવી જ રીતે વચન(બોલવું) વાણીઇંદ્રિયનો વિષય છે, લેવું–ઉપાડવું હસ્ત-ઇંદ્રિયનો વિષય છે, રતિ ઉપસ્થઇંદ્રિયનો વિષય છે, મલોત્સર્ગ પાયુઇંદ્રિયનો વિષય છે અને ગતિ

પાદ (પગ) ઇંદ્રિયનો વિષય છે. ૪

સાંખ્યસિદ્ધાંત મુજબનાં પ્રકૃતિ, પ્રકૃતિ-વિકૃતિઓ અને વિકારો

अव्यक्तं महानहंकारः पञ्च तन्मात्राणि चैतेऽष्टौ प्रकृतयः शेषाः षोडश विकाराः ॥ ५ ॥

એ ચોવીસ તત્ત્વોમાં જે અવ્યક્ત છે તેનું કોઈ કારણ નથી, પણ તે પોતે જ સર્વનું કારણ છે; તેથી તે પ્રકૃતિ જ છે. મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓ અનુક્રમે અહંકારનાં, પાંચ તન્માત્રાઓનાં તથા અગિયાર ઇંદ્રિયોનાં અને પાંચ ભૂતોનાં કારણરૂપ છે અને અવ્યક્તનાં, મહત્તત્ત્વનાં તથા અહંકારનાં કાર્યરૂપ છે, તેથી પ્રકૃતિરૂપ પણ છે અને વિકૃતિરૂપ પણ છે. (મહત્તત્ત્વ અવ્યક્તનું કાર્ય છે અને અહંકારનું કારણ છે. અહંકાર મહત્તત્ત્વનું કાર્ય છે અને પાંચ તન્માત્રાઓનું તથા અગિયાર ઇંદ્રિયોનું કારણ છે. પાંચ તન્માત્રાઓ અહંકારનાં કાર્ય છે અને પાંચ મહાભૂતોનાં કારણ છે, તેથી એ સાત તત્ત્વો પ્રકૃતિવિકૃતિરૂપ ગણાય છે.) બાકીનાં સોળ (અગિયાર ઇંદ્રિયો અને પાંચ મહાભૂતો) કોઈનાં કારણરૂપ નથી, પણ કાર્યરૂપ જ છે તેથી વિકારો જ ગણાય છે.

સાંખ્યસિદ્ધાંત પ્રમાણે અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવની વ્યવસ્થા

स्वः स्वश्चैषां विषयोऽधिभूतम् । स्वयमध्यात्मम् । अधिदैवतं च बुद्धेर्ब्रह्मा । अहङ्कारस्येश्वरः । मनसश्चन्द्रमाः । दिशः श्रोत्रस्य । त्वचो वायुः । सूर्यश्चक्षुषोः । रसनस्यापः । पृथिवी प्राणस्य । वचसोऽग्निः । हस्तयोरिन्द्रः । पादयोर्विष्णुः । पायोर्मित्रः । प्रजापतिरुपस्थस्येति ॥ ६ ॥

બુદ્ધિ (મહત્તત્ત્વ) અધ્યાત્મ છે, બોદ્ધવ્ય અધિભૂત છે અને બ્રહ્મા અધિદૈવ છે. અહંકાર અધ્યાત્મ છે, અહંકર્તવ્ય અધિભૂત છે અને રુદ્ર અધિદૈવ છે. મન અધ્યાત્મ છે, મંતવ્ય અધિભૂત છે અને ચંદ્ર અધિદૈવ છે. શ્રોત્ર અધ્યાત્મ છે, શ્રોતવ્ય અધિભૂત છે અને દિશાઓ અધિદૈવ છે. ત્વચા અધ્યાત્મ છે, સ્પર્શનીય અધિભૂત છે અને વાયુ અધિદૈવ છે. ચક્ષુ અધ્યાત્મ છે, દશ્ય અધિભૂત છે અને સૂર્ય અધિદૈવ છે. જિહ્વા અધ્યાત્મ છે, રસનીય અધિભૂત છે અને વરણ અધિદૈવ છે. ઘ્રાણ અધ્યાત્મ છે, ઘ્રાતવ્ય અધિભૂત છે અને પૃથ્વી અધિદૈવ છે; તેમ જ વાણી અધ્યાત્મ છે, વક્તવ્ય અધિભૂત છે, અગ્નિ અધિદૈવ છે. હસ્ત અધ્યાત્મ છે, આદાતવ્ય અધિભૂત છે અને ઇંદ્ર અધિદૈવ છે. ઉપસ્થ અધ્યાત્મ છે, આનંદનીય અધિભૂત છે અને પ્રજાપતિ અધિદૈવ છે. પાયુ અધ્યાત્મ છે, વિસર્જનીય અધિભૂત છે અને મિત્ર અધિદૈવ છે. પાદ અધ્યાત્મ છે, ગંતવ્ય અધિભૂત છે અને વિષ્ણુ અધિદૈવ છે. ૬

સાંખ્યસિદ્ધાંત પ્રમાણે ચેતનનો તથા અચેતનનો વિભાગ

तत्र सर्व एवाचेतन एष वर्गः । पुरुषः पञ्चविंशतितमः । स च कार्यकारणसंयुक्तश्चेतयिता भवति ॥

ઉપર કહેલાં ચોવીસે તત્ત્વોનો વર્ગ અચેતન છે. જીવાત્મા કે જે પચીસમો છે અને મહત્તત્ત્વ આદિ કાર્યોના તથા અવ્યક્તરૂપ કારણના આભિમાનિક સંયોગવાળો છે, તે ચેતન છે. ૭

સાંખ્યસિદ્ધાંત પ્રમાણે અવ્યક્તની અચેતન છતાં પ્રવૃત્તિ અને દૃષ્ટાંત

सत्यप्यचैतन्ये प्रधानस्य पुरुषकैवल्यार्थं प्रवृत्तिमुपदिशन्ति क्षीरादींश्च हेतूनुदाहरन्ति ॥ ८ ॥

અવ્યક્ત (પ્રકૃતિ) પોતે અચેતન (જડ) છતાં જીવાત્માને મોક્ષ દેવા માટે પ્રવર્તે છે. જેમ દૂધ જડ છતાં પણ વાછરડાના પોષણ માટે પ્રવર્તે છે અને રેત જડ છતાં પણ પુરુષને આનંદ દેવા માટે પ્રવર્તે છે, તેમ પ્રકૃતિ અચેતન છતાં પણ જીવાત્માને મોક્ષ દેવા માટે પ્રવર્તે છે. ૮

### પ્રકૃતિ અને જીવાત્માની તુલ્યાતુલ્યતાનું સાંખ્યસિદ્ધાંત પ્રમાણે વિવેચન

अत ऊर्ध्वं प्रकृतिपुरुषयोः साधर्म्यवैधर्म्ये व्याख्यास्यामः। तद्यथा–उभावप्यनादी उभावप्यनन्तौ उभावप्यलिङ्गौ उभावपि नित्यौ उभावप्यपरौ उभौ च सर्वगताविति। एका तु प्रकृतिरचेतना त्रिगुणा बीजधर्मिणी प्रसवधर्मिण्यमध्यस्थधर्मिणी चेति॥ बहवस्तु पुरुषाश्चेतनावन्तोऽगुणा अबीजधर्माणोऽप्रसवधर्माणो मध्यस्थधर्माणश्चेति॥९॥

પ્રકૃતિ અને જીવાત્મા એ બંને કોઈમાંથી પણ ઉત્પન્ન થયેલાં નથી (સ્વતઃસિદ્ધ જ છે), બંને અંત વગરનાં છે, બંને અપ્રત્યક્ષ છે, બંને નિત્ય છે, બંનેથી પર કોઈ પણ નથી અને બંને સર્વવ્યાપક છે–અર્થાત્ સ્વતસિદ્ધત્વ, અનંતત્વ, અપ્રત્યક્ષત્વ, નિત્યત્વ, અપરત્વ અને સર્વવ્યાપકત્વ, એટલા અંશોમાં પ્રકૃતિ તથા જીવાત્મા બંને તુલ્ય છે.

પ્રકૃતિ એક છે અને જીવાત્માઓ અનેક છે. પ્રકૃતિ અચેતન છે અને જીવાત્માઓ ચેતન છે. પ્રકૃતિ સત્ત્વાદિક ત્રણ ગુણોવાળી છે અને જીવાત્માઓ નિર્ગુણ છે. પ્રલયના સમયમાં મહત્તત્ત્વ આદિ સઘળાં કાર્યો પ્રકૃતિમાં લય પામે છે અને જીવાત્માઓમાં કોઈનો પણ લય થતો નથી. પ્રકૃતિ ચરાચર જગત ઉત્પન્ન કરનારી છે અને જીવાત્માઓ કોઈને પણ ઉત્પન્ન કરતા નથી. પ્રકૃતિ સત્ત્વ આદિ ગુણોના સમૂહરૂપપણાને લીધે સુખદુઃખાદિકરૂપ છે અને જીવાત્માઓ સુખદુઃખાદિકથી રહિત સાક્ષીઓરૂપ જ છે. આટલા અંશોમાં પ્રકૃતિ અને જીવાત્માઓ અતુલ્ય છે. ૯

### મહત્તત્ત્વાદિ પ્રકારો સત્ત્વ આદિ ગુણોવાળા છે તેનું સાંખ્યસિદ્ધાંત પ્રમાણે કારણ

तत्र कारणानुरूपं कार्यमिति कृत्वा सर्व एवैते विशेषाः सत्त्वरजस्तमोमया भवन्ति। तदञ्जनत्वात्तन्मयत्वाच्च तद्गुणा इव पुरुषा भवन्तीत्येके भाषन्ते॥

'જે કાર્ય હોય તે પોતાનાં કારણ જેવું જ હોય' એ નિયમ પ્રમાણે એ મહત્તત્ત્વાદિક સઘળા વિકારો ત્રિગુણાત્મક છે; કેમ કે સઘળા વિકારોના કારણરૂપ પ્રકૃતિ ત્રિગુણાત્મક (સત્ત્વરજસ્તમોમય) છે. જીવાત્માઓ તો પોતે ત્રિગુણાત્મક નહિ છતાં પણ દેહાદિક ત્રિગુણાત્મક પદાર્થોના સંબંધથી અને તેઓમાં મિથ્યા અભિમાન ધરવાથી ત્રિગુણાત્મક હોય એવા દેખાય છે. ૧૦

### સાંખ્યસિદ્ધાંતથી વૈદ્યકસિદ્ધાંતમાં જુદાઈ

वैद्यके तु–

स्वभावमीश्वरं कालं यदृच्छां नियतिं तथा।
परिणामं च मन्यन्ते प्रकृतिं पृथुदर्शिनः॥
तन्मयान्येव भूतानि तद्गुणान्येव चादिशेत्।
तैश्च तल्लक्षणः कृत्स्नो भूतग्रामो व्यजन्यत॥
तस्योपयोगोऽभिहितश्चिकित्सां प्रति सर्वदा।
भूतेभ्यो हि परं यस्मान्नास्ति चिन्ता चिकित्सिते॥
यतोऽभिहितं–तत्संभवद्रव्यसमूहो भूतादिरुक्तः।
भौतिकानि चेन्द्रियाण्यायुर्वेदे वर्ण्यन्ते तथेन्द्रियार्थाः॥

भवति चात्र–

इन्द्रियेणेन्द्रियार्थं तु स्वं स्वं गृह्णाति मानवः॥
नियतं तुल्ययोनित्वान्नान्येनान्यमिति स्थितिः॥

न चायुर्वेदशास्त्रेषूपदिश्यन्ते सर्वगताः क्षेत्रज्ञा नित्याश्च। असर्वगतेषु च क्षेत्रज्ञेषु नित्यपुरुषख्यापकान् हेतूनुदाहरन्ति॥ आयुर्वेदशास्त्रेष्वसर्वगताः क्षेत्रज्ञा नित्याश्च तिर्यग्योनिमानुषदेवेषु संचरन्ति धर्माधर्मनिमित्तम्। त एतेऽनुमानग्राह्याःपरमसूक्ष्माश्चेतनावन्तः शाश्वता लोहितरेतसोः सन्निपातेष्वभिव्यज्यन्ते यतोऽभिहितं–पञ्चमहाभूतशरीरिसमवायः पुरुष इति। स एव कर्मपुरुषश्चिकित्साधिकृतः॥११

સાંખ્યસિદ્ધાંતીઓ એક અવ્યક્તને જ જગતના મૂળ કારણરૂપ માને છે, પણ વિસ્તીર્ણ વિચારવાળા આયુર્વેદસિદ્ધાંતીઓ તો સ્વભાવ, ઈશ્વર, કાલ, યદચ્છા, પાપ, પુણ્ય અને અવ્યક્તનું પરિ-

ણામ; એ છ પદાર્થોને જગતના મૂળકારણરૂપ માને[1] છે. સાંખ્યસિદ્ધાંતીઓ આકાશ આદિ પાંચ મહાભૂતોને શબ્દસ્પર્શાદિકના પરિણામરૂપ માને છે, પણ આયુર્વેદના સિદ્ધાંતવાળા વૈદ્યે તો ઉપર કહેલા સ્વભાવ આદિ છ પદાર્થોમાંથી પરબારાં જ બનેલાં માનવાં અને તેઓમાં ઉત્તરોત્તર વધતી શબ્દસ્પર્શાદિક ગુણોની સંખ્યાને સાંખ્યસિદ્ધાંતીઓએ મુકરર કરેલી વ્યવસ્થા પ્રમાણે જ માનવી. એ પાંચ મહાભૂતોમાંથી એમના જેવાં જ લક્ષણોવાળો આ સ્થાવરજંગમ પદાર્થોનો સઘળો સમૂહ ઉત્પન્ન થયો છે, કે જેનો સર્વદા ચિકિત્સામાં ઉપયોગ હોવાનું આ ગ્રંથના સૂત્રસ્થાનના પહેલા અધ્યાયના ૧૯ મા વિષયમાં જ સૂચવવામાં આવ્યું છે. ચિકિત્સાશાસ્ત્ર(આયુર્વેદ)માં પાંચ મહાભૂતોના ગુણસ્વભાવાદિક સુધીનો વિચાર કરવાની જરૂર છે, પણ તેથી ઉપર વધીને અવ્યક્તાદિકનો વિચાર કરવાની જરૂર નથી; કેમ કે પાંચ મહાભૂતો જ પુરુષની ઉત્પત્તિનાં કારણોરૂપ શુક્રશોણિતાદિક પદાર્થોનું મૂળ કારણ છે. સાંખ્યસિદ્ધાંતીઓ ઇંદ્રિયો તથા શબ્દસ્પર્શાદિકને અહંકારમાંથી ઉત્પન્ન થયેલાં માને છે, પણ આયુર્વેદમાં તો ઇંદ્રિયો તથા શબ્દસ્પર્શાદિકને પાંચ મહાભૂતોમાંથી જ ઉત્પન્ન થયેલાં માનવામાં આવે છે. આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે. 'જો કે ઇંદ્રિયો અને તેઓના શબ્દસ્પર્શાદિક વિષયો પાંચે મહાભૂતોમાંથી ઉત્પન્ન થયેલ છે, તોપણ માણસ જે ઇંદ્રિયમાં જે ભૂતનું આધિક્ય છે, તે ઇંદ્રિયથી તે ભૂતના ગુણનું જ ગ્રહણ કરે છે, (જેમ કે ચક્ષુમાં તેજનું આધિક્ય છે, તો ચક્ષુથી તેજના ગુણ–રૂપનું જ ગ્રહણ થાય છે અને ઘ્રાણમાં પૃથ્વીનું આધિક્ય છે, તો ઘ્રાણથી પૃથ્વીના

---

[1] સ્વભાવવાદીઓ કહે છે કે, 'કંટકોમાં તીક્ષ્ણતાને, મૃગપક્ષીઓમાં વિચિત્રતાને, શેરડીમાં મધુરતાને અને મરીમાં તીખાશને કોણ કરે છે? સ્વભાવ જ કરે છે; માટે સર્વ જગતનું કારણ સ્વભાવ જ છે.' ઈશ્વરવાદીઓ કહે છે કે, 'પૃથ્વી, પર્વતો, વૃક્ષો, પ્રાણીઓ તથા સ્વર્ગનરકાદિકની બનાવટ ઈશ્વર વિના બીજા કોઈથી થવી સંભવતી જ નથી, માટે સર્વ જગતનું કારણ ઈશ્વર જ છે.' જ્યોતિષશાસ્ત્રી વગેરે કાલવાદીઓ કહે છે કે, 'જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય, એ સઘળું કાળથી થાય છે, માટે સર્વ જગતનું કારણ કાળ જ છે.' યદૃચ્છાવાદીઓ કહે છે કે, 'સર્વ પદાર્થોની ઉત્પત્તિ કોઈ અમુક કારણથી જ થાય છે એમ સિદ્ધ કરી શકાતું નથી; માટે યદૃચ્છા નામની કોઈ આકસ્મિક શક્તિ જ સર્વ જગતનું કારણ છે.' નિયતિવાદીઓ કહે છે કે, 'પાપો તથા પુણ્યો કે જેઓ નિયતિ કહેવાય છે તેઓ જ સર્વ જગતનું કારણ છે.' સાંખ્યસિદ્ધાંતીઓ કહે છે કે, 'અવ્યક્ત અથવા અવ્યક્તનું પરિણામ જ સર્વ જગતનું કારણ છે.' વૈદ્યશાસ્ત્રીઓ તો એ સઘળા વાદોને યુક્તિસિદ્ધ ગણીને સ્વભાવ આદિ છએ પદાર્થોને જગતના કારણરૂપ સ્વીકારે છે. એ ઉપરથી જ આ સુશ્રુતગ્રંથમા અંગપ્રત્યંગો બનવા વગેરે અનેક વિષયોમા **अंगप्रत्यंगनिर्वृत्तिः स्वभावादेव जायते।** શા. અ. ૪ વિ ૨૧ ઇત્યાદિક વાક્યોથી સ્વભાવને પણ કારણરૂપ માન્યો છે. અન્નપાચન વગેરે અનેક વિષયોમા **जाठरो भगवान् वह्निरीश्वरोऽन्नस्य पाचकः।** સૂ અ. ૩૫ વિ. ૧૦ ઇત્યાદિ અનેક વાક્યોથી ઈશ્વરરૂપ જઠરાગ્નિ વગેરેને પણ કારણરૂપ માનેલા છે. રસોના હ્રાસ, વૃદ્ધિ તથા માણસના જીવનમરણ આદિ વિષયોમા **कालो हि नाम भगवान् स्वयंभूरनादिमध्यनिधनोऽत्र रसव्यापत्संपत्ती जीवितमरणे च मनुष्याणामायत्ते।** સૂ અ. ૬ વિ. ૨ ઇત્યાદિ અનેક વાક્યોથી કાળને પણ કારણરૂપ માન્યો છે. ગલગંડના પાકવા વગેરે અનેક વિષયોમા **पाकव्ययुक्तश्चिरवृद्धयपाको यदृच्छया पाकमियात् कदाचित्।** નિ. અ ૧૧ વિ. ૧૮ ઇત્યાદિ વાક્યોથી યદૃચ્છાને પણ કારણરૂપ માનેલી છે કુષ્ઠ વગેરના વિષયોમા **ब्रह्मस्त्रीसज्जनवधपरस्वहरणादिभिः कर्मभिः पापरोगस्य प्राहुः कुष्ठस्य संभवम्।** નિ અ ૫ વિ ૧૬ ઇત્યાદિ અનેક વાક્યોથી પાપપુણ્યોને પણ કારણરૂપ માનેલાં છે અને વીર્યની અભિવ્યક્તિ વગેરે અનેક વિષયોમા **बालानामपि वयःपरिणामाच्छुक्रप्रादुर्भावो भवति।** સૂ. અ. ૧૪ વિ ૧૦ ઇત્યાદિ અનેક વાક્યોથી પરિણામને પણ કારણરૂપ સ્વીકાર્યું છે. દરેક પદાર્થની જે સામ્યાવસ્થા તે અવ્યક્ત ગણાય છે અને તે પદાર્થનું સામ્યાવસ્થાથી જે ભ્રષ્ટ થવું, તે તેનું પરિણામ ગણાય છે.

ગુણ-ગંધનું જ ગ્રહણ થાય છે, ઇત્યાદિ.) પણ જે ઇંદ્રિયમાં જે ભૂતનું આધિક્ય ન હોય, તે ઇંદ્રિયથી તે ભૂતના ગુણનું ગ્રહણ કરતો નથી, એવી સ્થિતિ છે.'

જેમ સાંખ્યસિદ્ધાંતમાં જીવાત્માઓને સર્વવ્યાપક અને નિત્ય માનવામાં આવે છે, તેમ આયુર્વેદશાસ્ત્રોમાં માનવામાં આવતા નથી, પણ અસર્વવ્યાપક (પ્રત્યેક શરીરમાં ભિન્નભિન્ન) અને નિત્ય માનવામાં આવે છે તથા તેઓમાં અસર્વવ્યાપકપણું છતાં પણ નિત્યપણું છે, એમ સિદ્ધ કરનારા હેતુઓ પણ આપવામાં આવે છે. જીવાત્માઓ, પોતે જે પાપપુણ્યો કરેલાં હોય, તે પ્રમાણે પશુપક્ષી વગેરે યોનિઓમાં, મનુષ્યયોનિઓમાં અને દેવયોનિઓમાં જાય છે, તેથી તેઓની સર્વવ્યાપકતા સંભવતી નથી. જે સર્વવ્યાપક હોય, તેની અન્ય સ્થળમાં ગતિ સંભવે જ નહિ. જો જીવાત્માઓ સર્વવ્યાપક હોય, તો એકના સુખથી સર્વને સુખ થવું જોઈએ અને એકના દુઃખથી સર્વને દુઃખ થવું જોઈએ; તેથી સુખોની તથા દુઃખોની વ્યવસ્થા પણ તૂટી જાય તથા પાપપુણ્યોની વ્યવસ્થા પણ તૂટી જાય. આ પ્રમાણે જીવાત્માઓમાં સર્વવ્યાપકતા નથી પણ નિત્યતા તો છે જ; કેમ કે જો અનિત્ય એટલે વિનાશી હોય તો તેઓને પાપપુણ્યોનાં ફળો ભોગવવા માટે અન્ય યોનિઓમાં જવું સંભવે નહિ; અને પુનર્જન્મનો સ્વીકાર કરવામાં ન આવે, તો કૃતનાશ (કરેલાં પાપપુણ્યોનો ફળ આપ્યા વિના વિનાશ) અને અકૃતાભ્યાગમ (નહિ કરેલાં પાપપુણ્યોનાં સુખદુઃખરૂપ ફળોની પ્રાપ્તિ) એ નામના બે દોષ પ્રાપ્ત થાય; આ કારણોથી આયુર્વેદશાસ્ત્રોમાં જીવાત્માઓને પ્રતિશરીર ભિન્નભિન્ન છતાં પણ નિત્ય (અવિનાશી) માન્યા છે.

એ જીવાત્માઓ પ્રત્યક્ષપ્રમાણથી નહિ પણ અનુમાનપ્રમાણથી સિદ્ધ થાય છે. પરમ સૂક્ષ્મ છે, ચેતનાવાળા છે અને નિત્ય છે. તેઓ કદી જન્મતા નથી, પણ રજના અને વીર્યના સંયોગમાં માત્ર પ્રકટ થાય છે કે જેથી 'તેઓ જન્મે છે' એમ કહેવામાં આવે છે. એ ઉપરથી જ આ ગ્રંથના સૂત્રસ્થાનના પહેલા જ અધ્યાયના ૧૬ મા વિષયમાં જણાવ્યું છે કે, 'જીવાત્માનો અને પંચમહાભૂતાત્મક શુક્રશોણિતનો જે સંયોગ થાય છે, તે જ પુરુષ છે અને તે પુરુષ માટે જ ચિકિત્સા છે.' એ પુરુષ જેમ પાપપુણ્યોનાં ફળોને ભોગવે છે, તેમ ચિકિત્સાનાં ફળો(આરોગ્યાદિ)ને પણ ભોગવે છે, તેથી કર્મપુરુષ કહેવાય છે. (સાંખ્યશાસ્ત્રમાં પુરુષનું જે નિરંજન સ્વરૂપ માનેલું છે, તેને ચિકિત્સાની સાથે કશો સંબંધ ઘટતો નથી અને જીવાત્મા વગરના એકલા શરીરને પણ ચિકિત્સાની સાથે કશો સંબંધ ઘટતો નથી; માટે આ ચિકિત્સાશાસ્ત્રમાં જીવાત્માના અને શુક્રશોણિતના સંયોગને પુરુષ માનીને ચિકિત્સાના અધિષ્ઠાનરૂપ ગણ્યો છે.) ૧૧

મન સાથે સંબંધ થતા પુરુષ(જીવાત્મા)ના ગુણો

तस्य सुखदुःखे इच्छाद्वेषौ प्रयत्नः प्राणापानावुन्मेषनिमेषौ बुद्धिर्मनःसंकल्पो विचारणा स्मृतिर्विज्ञानमध्यवसायो विषयोपलब्धिश्च गुणाः ॥१२॥

સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, પ્રાણક્રિયા, અપાનક્રિયા, નેત્રોનું ઉઘાડવું, નેત્રોનું મીંચવું, બુદ્ધિ, મનથી થતો સંકલ્પ, વિચાર, સ્મરણ, શિલ્પશાસ્ત્રાદિકનો બોધ, નિશ્ચય અને વિષયોનું જ્ઞાન, એટલા પુરુષના ગુણો છે. ૧૨

સાત્ત્વિક ગુણો

सात्त्विकास्तु आनृशंस्यं संविभागरुचिता तितिक्षा सत्यं धर्म आस्तिक्यं ज्ञानं बुद्धिर्मेधा स्मृतिर्धृतिरनभिषङ्गश्च ॥ १३ ॥

ક્રૂરતાથી રહિતપણું, બીજાઓને વિભાગો

આપીને અન્નાદિક જમવામાં રુચિ, ક્ષમા, સત્ય, ધર્મ, આસ્તિકતા, આત્માના સ્વરૂપનું જ્ઞાન, બુદ્ધિનું તત્કાલ સ્ફુરવું, ગ્રંથોને ધારણ કરવાની શક્તિ, શુભ પ્રસંગનું સ્મરણ, ધીરજ અને ફળોની આકાંક્ષા છોડી દઈ સત્કર્મ કરવાં, એટલા સાત્વિક ગુણો છે. ૧૩

રાજસ ગુણો

राजसास्तु दुःखबहुलताऽटनशीलताऽधृतिरहङ्कार आनृतिकत्वमकारुण्यं दम्भो मानो हर्षः कामः क्रोधश्च ॥ १४ ॥

દુઃખની અધિકતા, ફરવાનો સ્વભાવ, અધૈર્ય, અહંકાર, જૂઠું બોલવાની ટેવ, નિર્દયતા, દંભ, પોતાને મોટા સમજવાની ટેવ, હર્ષ, કામ અને ક્રોધ, એટલા રાજસ ગુણો છે. ૧૪

તામસ ગુણો

तामसास्तु विषादित्वं नास्तिक्यमधर्मशीलता बुद्धेर्निरोधोऽज्ञानं दुर्मेधस्त्वमकर्मशीलता निद्रालुत्वं चेति ॥ १५ ॥

ખેદયુક્તતા, નાસ્તિકતા, અધર્મ કરવાની ટેવ, બુદ્ધિનો નિરોધ, અજ્ઞાન, બુદ્ધિની દુષ્ટતા, આળસ અને ઊંઘવાની વધારે ટેવ, એટલા તામસ ગુણો છે. ૧૫

આકાશના ગુણો

आन्तरीक्षास्तु शब्दः शब्देन्द्रियं सर्वच्छिद्रसमूहो विविक्तता च ॥ १६ ॥

શબ્દ, શ્રોત્રેંદ્રિય, સઘળાં છિદ્રોનો સમૂહ અને નિર્મળતા, એટલા આકાશના ગુણો છે. ૧૬

વાયુના ગુણો

वायव्यास्तु स्पर्शः स्पर्शेन्द्रियं सर्वचेष्टासमूहः सर्वशरीरस्पन्दनं लघुता च ॥ १७ ॥

સ્પર્શ, ત્વચાઇંદ્રિય, સઘળા પ્રકારની ચેષ્ટાઓ, સઘળા શરીરનું ચલનવલન અને હલકાપણું, એટલા વાયુના ગુણો છે. ૧૭

તેજના ગુણો

तैजसास्तु रूपं रूपेन्द्रियं वर्णः संतापो भ्राजिष्णुता पक्तिरमर्षस्तैक्ष्ण्यं शौर्यं च ॥ १८ ॥

રૂપ, ચક્ષુઇંદ્રિય, વર્ણ, સંતાપ, તેજસ્વિતા, આહારનું પાકવું, ક્રોધ, ઝડપ અને શૂરતા, એટલા તેજના ગુણો છે. ૧૮

જળના ગુણો

आप्यास्तु रसो रसनेन्द्रियं सर्वद्रवसमूहो गुरुता शैत्यं स्नेहो रेतश्च ॥ १९ ॥

રસ જિહ્વાઇંદ્રિય, સઘળા પ્રવાહીના સમૂહ, ભારેપણું, શીતળતા, સ્નિગ્ધતા અને વીર્ય એટલા જળના ગુણો છે. ૧૯

પૃથ્વીના ગુણો

पार्थिवास्तु गन्धो गन्धेन्द्रियं सर्वमूर्तिसमूहो गुरुता चेति ॥ २० ॥

ગંધ, ઘ્રાણેંદ્રિય, સર્વ પ્રકારની કઠિનતા અને ભારેપણું, એટલા પૃથ્વીના ગુણો છે. ૨૦

કયા ભૂતમાં કયા ગુણનું આધિક્ય છે ?

तत्र सत्त्वबहुलमाकाशम्। रजोबहुलो वायुः। सत्त्वरजोबहुलोऽग्निः। सत्त्वतमोबहुला आपः। तमोबहुला पृथिवीति ॥ २१ ॥

આકાશમાં સત્ત્વગુણ ઘણો છે. વાયુમાં રજોગુણ ઘણો છે. અગ્નિ(તેજ)માં સત્ત્વ તથા રજ એ બે ગુણો ઘણા છે. જળમાં સત્ત્વ તથા તમ એ બે ગુણો ઘણા છે અને પૃથ્વીમાં તમોગુણ ઘણો છે. ૨૧

ભૂતોનો અનુપ્રવેશ અને તેમનાં દ્રવ્યોમાં સ્પષ્ટતા

भवति चात्र ॥

अन्योन्यानुप्रविष्टानि सर्वाण्येतानि निर्दिशेत्।
स्वे स्वे द्रव्ये तु सर्वेषां व्यक्तं लक्षणमिष्यते ॥ २२॥

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે 'એ સર્વ ભૂતો પરસ્પરમાં પેઠેલાં છે એમ સમજવું. (આકાશ વાયુમાં પણ

પેઠેલું છે, તેથી વાયુમાં શબ્દ તથા સ્પર્શ એ બે ગુણો છે. આકાશ તથા વાયુ તેજમાં પણ પેઠેલાં છે. તેથી તેજમાં શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ગુણો છે. આકાશ, વાયુ તથા તેજ જળમાં પણ પેઠેલાં છે, તેથી જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ગુણો છે. આકાશ, વાયુ, તેજ અને જળ પૃથ્વીમાં પણ પેઠેલાં છે, તેથી પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ગુણો છે, ઇત્યાદિ.) જો કે આ પ્રમાણે સર્વ ભૂતોને પરસ્પરનો સંબંધ છે, તોપણ જે દ્રવ્ય જે ભૂતનું હોય છે—અર્થાત્ જે દ્રવ્યમાં જે ભૂતનું આધિક્ય હોય છે, તે દ્રવ્યમાં તે ભૂતનું લક્ષણ સ્પષ્ટ હોય છે.' ૨૨

આ અધ્યાયમાં કહેલા વિષયો

अष्टौ प्रकृतयः प्रोक्ता विकाराः षोडशैव तु ।
क्षेत्रज्ञश्च समासेन स्वतंत्रपरतंत्रयोः ॥ २३ ॥

આયુર્વેદશાસ્ત્રમાં અને સાંખ્યશાસ્ત્રમાં આઠ પ્રકૃતિઓ, સોળ વિકારો અને જીવાત્મા વિષે જે સિદ્ધાંત છે; તે આ અધ્યાયમાં સંક્ષેપથી કહ્યો છે.

## અધ્યાય ૨ જો

### ઉપક્રમ

अथातः शुक्रशोणितशुद्धिं नाम शारीरं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'શુક્રશોણિતશુદ્ધિશારીર'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

દુષ્ટ વીર્યવાળાને શુદ્ધ પ્રજા ન થવાનાં કારણ વગેરે

वातपित्तश्लेष्मकुणपग्रन्थिपूतिपूयक्षीणमूत्रपुरीषरेतसः प्रजोत्पादने न समर्था भवन्ति । तेषु वातवर्णवेदनं वातेन । पित्तवर्णवेदनं पित्तेन । श्लेष्मवर्णवेदनं श्लेष्मणा । शोणितवर्णवेदनं कुणपगंधमनल्पं रक्तेन । ग्रंथिभूतं श्लेष्मवाताभ्याम् । पूतिपूयनिभं पित्तश्लेष्मभ्याम् । क्षीणं प्रागुक्तं पित्तमारुताभ्याम् । मूत्रपुरीषगन्धि सन्निपातेनेति । तेषु कुणपग्रंथिपूतिपूयक्षीणरेतसः कृच्छ्रसाध्या मूत्रपुरीषरेतसस्त्वसाध्याः साध्यमन्यच्चेति ॥ २ ॥

જેઓનું વીર્ય વાયુદૂષિત, પિત્તદૂષિત, કફદૂષિત, વાયુ વગેરેથી દૂષિત થયેલા રુધિરથી દૂષિત, કફ તથા વાયુથી દૂષિત, પિત્ત તથા કફથી દૂષિત, પિત્ત તથા વાયુથી દૂષિત કે ત્રણે દોષોથી દૂષિત હોય તે પુરુષો શુદ્ધ પ્રજા ઉત્પન્ન કરવામાં સમર્થ થતા નથી.

જો વીર્ય વાયુદૂષિત હોય, તો રાતા કે કાળા વર્ણવાળું હોય છે અને તેમાં તોદન (સોયથી ભોંકાયા જેવી પીડા) તથા ભેદન વગેરે વ્યથાઓ હોય છે.

જો વીર્ય પિત્તદૂષિત હોય, તો પીળા તથા આસમાની વગેરે વર્ણોવાળું હોય છે, શબ તથા પરુની જેવી ગંધવાળું હોય છે અને તેમાં દાહ તથા ચોષ વગેરે વેદનાઓ હોય છે.

જો વીર્ય કફદૂષિત હોય, તો સફેદ વર્ણવાળું હોય છે, કાચા માંસના જેવા ગંધવાળું હોય છે અને તેમાં ખરજ વગેરે વ્યથાઓ હોય છે.

જો વીર્ય વાયુ વગેરેથી દૂષિત થયેલા રુધિરથી દૂષિત હોય, તો રુધિરના જેવા વર્ણવાળું હોય છે, શબના જેવી ગંધવાળું હોય છે, દાહ તથા ચોષ વગેરે વેદનાઓવાળું અને ઘણું હોય છે.

જો વીર્ય કફ તથા વાયુથી દૂષિત હોય, તો ગાંઠાઓવાળું હોય છે.

જો વીર્ય પિત્ત તથા કફથી દૂષિત હોય, તો દુર્ગંધવાળા પરુ જેવું હોય છે.

[1] વીર્યની તથા રજની શુદ્ધિ વિષેનો. જો વીર્ય તથા રજ શુદ્ધ હોય, તો જ તેઓના સંયોગમાં શુદ્ધ પ્રજા જન્મે છે, માટે વીર્યની તથા રજની શુદ્ધિ વિષેનો આ અધ્યાય છે.

જો વીર્ય પિત્ત તથા વાયુથી દૂષિત હોય તો ક્ષીણ હોય છે. (ક્ષીણ વીર્યનું લક્ષણ આ ગ્રંથના સૂત્રસ્થાનના 'દોષધાતુમલક્ષયવૃદ્ધિવિજ્ઞાનીય' નામના ૧૫મા અધ્યાયના ૧૨મા વિષયમાં કહેવાઈ ગયું છે તે જોઈ લેવું.)

જો વીર્ય ત્રણે દોષોથી દૂષિત હોય, તો મૂત્ર તથા વિષ્ઠાના જેવા ગંધવાળું હોય છે.

એમાં રુધિરથી દૂષિત થયેલું, કફ તથા વાયુથી દૂષિત થયેલું, પિત્ત તથા કફથી દૂષિત થયેલુ અને પિત્ત તથા વાયુથી દૂષિત થયેલું; એટલા પ્રકારનાં વીર્યો કષ્ટસાધ્ય છે. ત્રણે દોષોથી દૂષિત થયેલું વીર્ય અસાધ્ય છે અને વાયદૂષિત, પિત્તદૂષિત તથા કફદૂષિત એ ત્રણ વીર્યો સાધ્ય છે.

### દુષ્ટ રજવાળી સ્ત્રીની અશુદ્ધિ, દુષ્ટ રજનાં નિદાન, લક્ષણો વગેરે

आर्त्तवमपि त्रिभिर्दोषैः शोणितचतुर्थैः पृथग् द्वन्द्वैः समस्तैश्चोपसृष्टमबीजं भवति तदपि दोषवर्ण-वेदनादिभिर्विज्ञेयम्। तेषु कुणपग्रन्थिपूतिपूयक्षीण-मूत्रपुरीषप्रकाशमसाध्यं साध्यमन्यद्भवति ॥ ३ ॥

જે સ્ત્રીઓનું રજ વાયુદૂષિત, પિત્તદૂષિત, કફદૂષિત, વાયુ વગેરેથી દૂષિત થયેલા રુધિરથી દૂષિત, કફ તથા વાયુથી દૂષિત, પિત્ત તથા કફથી દૂષિત, પિત્ત તથા વાયુથી દૂષિત કે ત્રણે દોષોથી દૂષિત હોય, તે સ્ત્રીઓ શુદ્ધ બીજરહિત હોઈ શુદ્ધ ગર્ભને ધારણ કરવા સમર્થ નથી.

જો રજ વાયુદૂષિત હોય, તો રાતા કે કાળા વર્ણવાળું હોય અને તેમાં તોદન (સોયથી ભોંકાયા જેવી વ્યથા) તથા ભેદન વગેરે વ્યથાઓ હોય છે.

જો રજ પિત્તદૂષિત હોય તો પીળા તથા આસમાની વગેરે વર્ણોવાળું હોય છે, શબના તથા પરના જેવી ગંધવાળું હોય છે અને તેમાં દાહ તથા ચોષ વગેરે વેદનાઓ હોય છે.

જો રજ કફદૂષિત હોય, તો સફેદ વર્ણવાળું, કાચા માંસ જેવા ગંધવાળું અને ખરજ વગેરે વેદનાવાળું હોય છે.

જો રજ વાયુ વગેરેથી દૂષિત થયેલા રુધિરથી દૂષિત હોય, તો લાલ રંગવાળું, શબના જેવી ગંધવાળું, દાહ તથા ચોષ વગેરે વેદનાઓવાળું અને ઘણું હોય છે.

જો રજ કફ તથા વાયુથી દૂષિત હોય, તો ગાંઠાઓવાળું હોય છે.

જો રજ પિત્ત તથા કફથી દૂષિત હોય, તો દુર્ગંધવાળા પરુ જેવા હોય છે.

જો રજ પિત્ત તથા વાયુથી દૂષિત હોય, તો ક્ષીણ હોય છે. (ક્ષીણ રજનું લક્ષણ આ ગ્રંથના સૂત્રસ્થાનના 'દોષધાતુમલક્ષયવૃદ્ધિવિજ્ઞાનીય' નામના ૧૫મા અધ્યાયના ૧૪મા વિષયમાં કહેવાઈ ગયું છે તે જોઈ લેવું.)

જો રજ ત્રણે દોષોથી દૂષિત હોય, તો મૂત્ર તથા વિષ્ઠાના જેવા ગંધવાળું હોય છે.

તેમાં રુધિરથી દૂષિત થયેલું, કફ તથા વાયુથી દૂષિત થયેલુ, પિત્ત તથા કફથી દૂષિત થયેલુ, પિત્ત તથા વાયુથી દૂષિત થયેલું અને ત્રણે દોષોથી દૂષિત થયેલું, એ પાંચ પ્રકારનાં રજો અસાધ્ય છે અને વાયુદૂષિત, પિત્તદૂષિત તથા કફદૂષિત, એ ત્રણ પ્રકારનાં રજો સાધ્ય છે. ૩

### વીર્યના દોષોની ચિકિત્સા

भवन्ति चात्र ॥

तेष्वाद्याञ्छुक्रदोषांस्त्रीन्स्नेहस्वेदादिभिर्जयेत् ।
क्रियाविशेषैर्मतिमांस्तथा चोत्तरबस्तिभिः ॥
पाययेत नरं सर्पिर्भिषक्कुणपरेतसि ।
धातकीपुष्पखदिरदाडिमार्जुनसाधितम् ॥ १
पाययेदथ वा सर्पिः शालसारादिसाधितम् ।
ग्रन्थिभूते शठीसिद्धं पालाशे वापि भस्मनि ॥२
परूषकवटादिभ्यां पूयप्रख्ये च साधितम् । ३
प्रागुक्तं वक्ष्यते यच्च तत्कार्यं क्षीणरेतसि ॥ ४

विट्प्रभे पाययेत् सिद्धं चित्रकोशीरहिङ्गुभिः।
स्निग्धं वान्तं विरिक्तं च निरूढमनुवासितम्।
योजयेच्छुक्रदोषार्तं सम्यगुत्तरबस्तिना ॥४॥

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'જેઓનું વીર્ય વાયુદૂષિત, પિત્તદૂષિત કે કફદૂષિત હોય, તે પુરુષોની બુદ્ધિમાન વૈદ્યે દોષોની સ્થિતિ પ્રમાણે સ્નેહન, સ્વેદન, વમન, વિરેચન, નિરૂહબસ્તિ[1] તથા અનુવાસનબસ્તિ[2] એ ક્રિયાઓથી ચિકિત્સા કરવી અને વિશેષે કરી ઉત્તરબસ્તિઓથી[3] ચિકિત્સા કરવી.' (શમન ચિકિત્સા પણ કરવી.)

જેનું વીર્ય વાયુ વગેરેથી દૂષિત થયેલા રુધિરથી દૂષિત થયું હોય, તે પુરુષને વૈદ્યે ધાવણીનાં ફૂલ, ખેર, દાડમ અને કડાયો અથવા સાજડના કલ્ક તથા ક્વાથથી પકાવેલું અથવા શાલસારાદિગણના[4] કલ્ક તથા ક્વાથથી પકાવેલું ઘી પાવું.

જેનું વીર્ય કફ તથા વાયુથી દૂષિત થયેલું હોય, તે પુરુષને વૈદ્યે કચૂરાના અથવા કપૂરકાચલીના કલ્ક તથા ક્વાથથી પકાવેલું અથવા ખાખરાની ભસ્મથી પકાવેલું ઘી પાવું.

જેનું વીર્ય પિત્ત તથા કફથી દૂષિત થયેલું હોય, તે પુરુષને પરુષકાદિગણ તથા ન્યગ્રોધાદિગણ(સૂત્રસ્થાનના ૩૮મા અધ્યાયમાં કહેલા)ના કલ્ક તથા ક્વાથથી પકાવેલું ઘી પાવું.

જેનું વીર્ય પિત્ત તથા વાયુથી દૂષિત થયું હોય અર્થાત્ ક્ષીણ થયેલું હોય, તે પુરુષને વીર્યવર્ધક પદાર્થોનો ઉપયોગ કરાવવો અને ચિકિત્સિતસ્થાનના 'ક્ષીણબલીયવાજીકરણચિકિત્સિત' નામના ૨૬મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે વાજીકરણક્રિયા પણ કરવી.

જેનું વીર્ય ત્રણે દોષોથી દૂષિત થયેલું હોય અર્થાત્ મૂત્ર તથા વિષ્ટાના જેવી ગંધવાળું થયેલું હોય, તે પુરુષને ચિત્રક, વાળો અને હિંગના કલ્ક તથા ક્વાથથી પકાવેલું ઘી પાવું. (જો કે ત્રણે દોષોથી દૂષિત થયેલું વીર્ય અસાધ્ય છે, તોપણ તેની દુર્ગંધ દૂર કરવા માટે આ ચિકિત્સા કહી છે, એમ સમજવું.)

વીર્યના દોષથી પીડિત થયેલા પુરુષને સ્નેહન, વમન, વિરેચન, નિરૂહબસ્તિ તથા અનુવાસનબસ્તિથી યોજિત કરીને પછી ઉત્તરબસ્તિની સારી રીતે યોજના આપવી, એ તેની સામાન્ય ચિકિત્સા છે. ૪

રજના દોષોની ચિકિત્સા

विधिमुत्तरबस्त्यन्तं कुर्यादार्तवशुद्धये ॥
स्त्रीणां स्नेहादियुक्तानां चतसृष्वार्तवार्तिषु।
कुर्यात्कल्कान्पिचूंश्चापि पथ्यान्याचमनानि च ॥
ग्रन्थिभूते पिबेत्पाठां त्र्यूषणं वृक्षकाणि च।
दुर्गन्धिपूयसङ्काशे मज्जतुल्ये तथार्तवे ॥
पिबेद्भद्रश्रियः क्वाथं चन्दनक्वाथमेव च।
शुक्रदोषहराणां च यथास्वमवचारणम् ॥
दोषाणां शुद्धिकरणं शेषास्वप्यार्तवार्तिषु।
अन्नं शालियवं मद्यं हितं मांसं च पित्तलम् ॥५॥

જેઓનું રજ વાયુદૂષિત, પિત્તદૂષિત, કફદૂષિત કે વાયુ વગેરેથી દૂષિત થયેલા રુધિરથી દૂષિત થયેલું હોય, તે સ્ત્રીઓના રજને શુદ્ધ કરવા માટે દોષો અનુસાર સ્નેહન, વમન, વિરેચન, નિરૂહબસ્તિ તથા અનુવાસનબસ્તિ એ ક્રિયાઓ કરવી. ઉત્તરબસ્તિરૂપ ક્રિયા તો વાયુદૂષિત, પિત્તદૂષિત, કફદૂષિત અને વાયુ વગેરેથી દૂષિત થયેલા રુધિરથી દૂષિત એ ચારે પ્રકારનાં રજો ઉપર કરવી.

૧. કાઢો, દૂધ તથા તેલ ભેળાં કરી તેની ગુદામાં પિચકારી મારવામાં આવે, તે નિરૂહબસ્તિ કહેવાય છે.
૨. ઘી કે તેલ વગેરે સ્નેહોથી ગુદામાં જે પિચકારી મારવામાં આવે, તે અનુવાસનબસ્તિ કહેવાય છે.
૩. લિંગમાં કે યોનિમાં પિચકારી મારવામાં આવે, તે ઉત્તરબસ્તિ કહેવાય છે.
૪. સૂત્રસ્થાનના ૩૮મા અધ્યાયનો ૯મો વિષય જુઓ.

એ ચારે પ્રકારની રજ સંબંધી પીડાઓમાં સ્ત્રીઓને સ્નેહનાદિક યોગ્ય ક્રિયાઓથી યુક્ત કરીને, ઉત્તરતંત્રના ૩૮મા અધ્યાયમાં કહેલાં વાયુ આદિ દોષોને હરનારાં દ્રવ્યોનો, પોતાંઓનો અને પથ્ય આચમન(યોનિને ધોવાનાં જળો)નો પણ યોગ આપવો.

જેઓનું રજ કફ તથા વાયુથી દૂષિત થયેલુ હોય; અર્થાત્ ગાંઠાઓવાળું થયુ હોય, તે સ્ત્રીઓને કાળીપાડ, સૂંઠ, મરી તથા પીપર અને ઇંદ્રજવનો ક્વાથ પાવો.

જેઓનું રજ પિત્ત તથા કફથી દૂષિત થયું હોય, અર્થાત્ દુર્ગંધી પરુ જેવું થઈગયુ હોય, તે સ્ત્રીઓને તથા જેઓનું રજ ત્રણે દોષોથી દૂષિત થવાને લીધે મજ્જા જેવુ થઈ ગયુ હોય, અર્થાત્ મૂત્ર તથા વિષ્ઠાના જેવી ગંધવાળું થઈગયુ હોય, તે સ્ત્રીઓને સુખડનો તથા રતાંજલિનો ક્વાથ પાવો.

જેઓનું રજ પિત્ત તથા વાયુથી દૂષિત થયું હોય, અર્થાત્ ક્ષીણ થયેલુ હોય, તે સ્ત્રીઓને વીર્યના દોષોનું હરણ કરનારા રસાયન તથા વાજીકરણ વગેરે ઉપાયોનો યોગ્યતા પ્રમાણે યોગ આપવો.

ઉપર જણાવેલા આઠ પ્રકારોમાંથી કોઈ પ્રકારની અથવા તે સિવાય બીજી પણ કોઈ રજ સંબંધી પીડા થઈ હોય, તો દોષોની શુદ્ધિ કરવી, ગોખા તથા જવ ખવડાવવા, મદ્ય પાવું અને પિત્ત વધારનારું માંસ ખવડાવવું, એ હિત કરનારી સામાન્ય ચિકિત્સા છે. (આ પ્રકરણમાં અસાધ્ય રજોદોષોની પણ ચિકિત્સા કહી છે, તે કેવળ તેઓની દુર્ગંધ ટાળવા માટે કહી છે.) ૫

વીર્યની શુદ્ધતાનું લક્ષણ

स्फटिकाभं द्रवं स्निग्धं मधुरं मधुगन्धि च ।
शुक्रमिच्छन्ति केचित्तु तैलक्षौद्रनिभं तथा ॥६॥

જે વીર્ય સ્ફટિક જેવું, રસરૂપ, સ્નિગ્ધ, મધુર અને મધના જેવી ગંધવાળું હોય તેને શુદ્ધ સમજવું. કેટલાક કહે છે કે, જે વીર્ય તેલ જેવું તથા મધ જેવું હોય તેને શુદ્ધ સમજવું. ૬

રજની શુદ્ધતાનુ લક્ષણ

शशासृक्प्रतिमं यत्तु यद्वा लाक्षारसोपमम् ।
तदार्तवं प्रशंसन्ति यद्वासो न विरञ्जयेत् ॥७॥

જે રજ સસલાના લોહી જેવું અથવા લાખના રસ જેવું હોય તથા જેને ધોઈ નાખ્યા પછી વસ્ત્ર ઉપર ડાઘ રહે નહિ. તે રજને શુદ્ધ સમજવું. ૭

પ્રદરનું લક્ષણ તથા તેના ઉપદ્રવો

तदेवातिप्रसङ्गेन प्रवृत्तमनृतावपि ।
असृग्दरं विजानीयादतोऽन्यद्रक्तलक्षणात् ॥
असृग्दरो भवेत्सर्वः साङ्गमर्दः सवेदनः ।
तस्यातिवृत्तौ दौर्बल्यं भ्रमो मूर्च्छा तमस्तृषा ॥
दाहः प्रलापः पाण्डुत्वं तन्द्रा रोगाश्च वातजाः ॥८॥

એ રજ જ જો બહુ જ સ્રવે અથવા લાંબા વખત સુધી સ્રવે અથવા ઋતુ વગર પણ સ્રવે તો તે પ્રદર કહેવાય છે. પ્રદરના વર્ણાદિ ઉપર કહેલા શુદ્ધ રજના વર્ણાદિ કરતાં જુદા જ હોય છે. (સૂત્રસ્થાનના શોણિતવર્ણનીય નામના ચૌદમા અધ્યાયના ૧૩ મા વિષયમાં કહ્યા પ્રમાણે પ્રદરમાં ક્ષીણથી સંયુક્તતા વગેરે લક્ષણો પણ હોય છે) સર્વ પ્રકારના પ્રદરોમાં અંગોનું ભાંગ્યા કરવું તથા શૂળ નીકળ્યા કરવાં; એ તો હોય જ છે. લોહીનો અતિસ્રાવ થવાથી દુર્બળતા, ભ્રમ, મૂર્છા, અંધકારદર્શન, તરસ, બળતરા, પ્રલાપ, પાંડુપણું, તંદ્રા અને વાયુથી થતા આક્ષેપક વગેરે રોગો થાય છે. ૮

પ્રદરની ચિકિત્સા

तरुण्या हितसेविन्यास्तदल्पोपद्रवं भिषक् ॥
रक्तपित्तविधानेन यथावत्समुपाचरेत् ॥९॥

સ્ત્રી જુવાન હોય તથા હિતકર પદાર્થોનું સેવન કરનારી હોય અને પ્રદર થોડા ઉપદ્રવોવાળું હોય, તો વૈદ્ય તે પ્રદરની રક્તપિત્તના વિધિ પ્રમાણે

ઉચિત ચિકિત્સા કરવી. (ઉત્તરતંત્રના ૪૬ મા અધ્યાયનો ૧૧ મો વિષય જુઓ.) ૯

યુવતીને રજ ન આવવાનું નિદાન તથા ચિકિત્સા

दोषैरावृतमार्गत्वादार्तवं नश्यति स्त्रियाः ॥
तत्र मत्स्यकुलत्थाम्लतिलमाषसुरा हिताः ।
पाने मूत्रमुदश्विच्च दधि शुक्तं च भोजने ॥१०॥

રજનો માર્ગ વાયુ, કફ કે એ બંનેથી રોકાઈ ગયો હોય, તો સ્ત્રીનું રજ નષ્ટ થઈ જાય છે. આ પ્રમાણે રજ નષ્ટ થઈ ગયું હોય, તો તે ઉપર માછલાં, કળથી, ગોમૂત્ર, અરધા પાણીવાળી છાશ, ખાટી કાંજી, તલ, અડદ, મદિરા, દહીં અને શુક્ત(તેલ અને લૂણ વગેરે નાખીને જે પ્રવાહીમાં કંદમૂળ, અને ફળ વગેરે આથવામાં આવે છે, તે અથવા સૂ. અ. ૪૫ વિ. ૧૮૭ માં કહેલો આથો) ખાવાપીવામાં આપવો હિતકર છે.

ક્ષીણ થયેલા રજની બીજી ચિકિત્સા

क्षीणं प्रागीरितं रक्तं सलक्षणचिकित्सितम् ।
तथाप्यत्र विधातव्यं विधानं नष्टरक्तवत् ॥११॥

ક્ષીણ થયેલા રજનું લક્ષણ અને ચિકિત્સા પ્રથમ આ અધ્યાયના ૫ મા વિષયમાં તથા સૂત્રસ્થાનના અ. ૧૫ વિ. ૧૪ માં કહેલું છે; તોપણ અહીં કહેવું યોગ્ય છે કે ક્ષીણ થયેલા રજની નષ્ટ થયેલા રજની પેઠે પણ ચિકિત્સા કરવી. ૧૧

રજસ્વલાએ પાળવાના નિયમો વગેરે

एवमदुष्टशुक्रः शुद्धार्तवा।ऋतौ प्रथमदिवसात्प्रभृति ब्रह्मचारिणी दिवास्वप्नाञ्जनाश्रुपातस्नानानुलेपनाभ्यञ्जनखच्छेदनप्रधावनहसनकथनातिशब्दश्रवणावलेखनानिलायासान्परिहरेत् । किं कारणम् ? दिवा स्वपन्त्याः स्वापशीलोऽञ्जनादन्धो रोदनाद्विकृतदृष्टिः स्नानानुलेपनाद्दुःखशीलस्तैलाभ्यङ्गात्कुष्ठी नखापकर्तनात्कुनखो प्रधावनाच्चलो हसनाच्छ्यावदन्तौष्ठतालुजिह्वः प्रलापी चातिकथनादतिशब्दश्रवणाद्बधिरोऽवलेखनात्खलतिर्मारुतायाससेवनान्मत्तो गर्भो भवतीत्येवमेतान्परिहरेत् । दर्भसंस्तरशायिनीं करतलशरावपर्णान्यतमभोजिनीं हविष्यस्य त्र्यहं च भर्तुः संरक्षेत् ॥१२॥

એ પ્રકારે કરવાથી પુરુષ અશુદ્ધ વીર્યવાળો હોય, તો શુદ્ધ વીર્યવાળો થાય છે; અને સ્ત્રી અશુદ્ધ રજવાળી હોય તો શુદ્ધ રજવાળી થાય છે. સ્ત્રીએ ઋતુ આવ્યા પછી ત્રણ દિવસ સુધી બ્રહ્મચર્ય પાળવું (મૈથુનનો ત્યાગ કરવો), દિવસે નિદ્રા કરવી નહિ, આંજણ આંજવું નહિ, આંસુ પાડવાં નહિ, નાહવું નહિ, ચંદનાદિનું લેપન કરવું નહિ, તેલ ચોળવું નહિ, નખો કાપવા નહિ, દોડવું નહિ, હસવું નહિ, ઝાઝું બોલવું નહિ, કોલાહલ સાંભળવા નહિ, કાંસકી વગેરેથી માથું ઓળવું નહિ, ઝાઝા પવનવાળી જગામાં બેસવું નહિ અને કશો પરિશ્રમ કરવો નહિ.

રજસ્વલા સ્ત્રી જો દિવસે સૂઈ રહે, તો ગર્ભ અત્યંત ઊંઘનારો થાય છે, આંજણ આંજે તો ગર્ભ આંધળો થાય છે, રડે તો ગર્ભ વિકૃત નેત્રોવાળો થાય છે, નહાય કે લેપન કરે તો ગર્ભ દુ:ખીઓ થાય છે, તેલ ચોળે તો ગર્ભ કોઢીઓ થાય છે, નખો કાપે તો ગર્ભ ખરાબ નખોવાળો થાય છે, દોડે તો ગર્ભ ચંચલ થાય છે, હસે તો ગર્ભના દાંત, જીભ, તાળવું તથા હોઠ કાળાં થાય છે, ઝાઝું બોલે તો ગર્ભ પ્રલાપ કરનારો (અનર્થક વચન બોલનારો) થાય છે, કોલાહલ સાંભળે તો ગર્ભ બહેરો થાય છે, માથું ઓળે તો ગર્ભ ટાલીઓ થાય છે અને ઝાઝા પવનનું કે પરિશ્રમનું સેવન કરે, તો ગર્ભ ગાંડો થાય છે. આમ હોવાથી દિવસનું શયન તથા આંજણ આંજવું વગેરેનો રજસ્વલા સ્ત્રીએ ત્યાગ કરવો.

વૈદ્યે રજસ્વલાને ત્રણ દિવસ સુધી દર્ભના બિછાનામાં સુવડાવવી, જે કાંઈ જમવાનું હોય તે હાથમાં જ રાખીને અથવા માટીના વાસણમાં

અથવા પાંદડાં પર રાખીને જમે એમ કરવું, ચોખા વગેરે હવિષ્યાન્ન જ જમવા દેવું અને ત્રણ દિવસ સુધી પતિની નજરે પણ પડવા દેવી નહિ.

વૈદ્યે ચોથે દિવસે કરવાનો વિધિ

ततः शुद्धस्नातां चतुर्थेऽह्न्यहतवाससमलङ्कृतांकृतमङ्गलस्वस्तिवाचनां भर्तारं दर्शयेत्। तत्कस्य हेतोः?

पूर्वं पश्येदृतुस्नाता यादृशं नरमङ्गना।
तादृशं जनयेत्पुत्रं भर्तारं दर्शयेदतः ॥१३॥

રજસ્વલા ચોથે દિવસે શુદ્ધ રીતે નાહી, નવીન વસ્ત્રો પહેરી, શણગાર ધરી, માંગલિક વિધિ કરી, સ્વસ્તિવાચન કરાવીને પ્રથમ પોતાના પતિનુ જ મુખ જુએ, એમ વૈદ્યે કરવું; કારણ કે ઋતુસ્નાવ થયેલી સ્ત્રી પ્રથમ જેવા પુરુષને દેખે, તેવા પુત્રને જન્મ આપે છે, એટલા માટે વૈદ્યે રજસ્વલાને તેનો પતિ જ પ્રથમ દેખાડવો. ૧૩

રજસ્વલા પતિ જુએ, પછીનો વિધિ

ततो विधानं पुत्रीयमुपाध्यायः समाचरेत्।
कर्मान्ते च क्रमं ह्येनमारभेत विचक्षणः ॥

ततोऽपराह्णे पुमान्मासं ब्रह्मचारी सर्पिःस्निग्धः सर्पिःक्षीराभ्यां शाल्योदनं भुक्त्वा मासं ब्रह्मचारिणीं तैलस्निग्धां तैलमाषोत्तराहारां नारीमुपेयाद्रात्रौ सामादिभिर्विश्वास्य विकल्प्यैवं चतुर्थ्यां षष्ठ्यामष्टम्यां दशम्यां द्वादश्यां वोपेयादिति पुत्रकामः॥

एषूत्तरोत्तर विद्यादायुरारोग्यमेव च।
प्रजासौभाग्यमैश्वर्यं बलं च दिवसेषु वै ॥१४

પછી ઉપાધ્યાયે જેથી પુત્રની ઉત્પત્તિ થાય, એવુ હોમાદિક વિધાન કરવું. એ વિધાન પછી ચતુર પતિએ નીચે પ્રમાણે કરવુ.

પુત્રની ઇચ્છા હોય, તો પતિએ સ્ત્રીના રજોદર્શનની પહેલાં એક મહિના સુધી બરાબર બ્રહ્મચર્ય પાળી રાખવું અને સ્ત્રીએ પણ રજોદર્શનની પહેલાં એક મહિના સુધી બરાબર બ્રહ્મચર્ય પાળી રાખવું; એટલે મહિના સુધી મૈથુનનો સંકલ્પ પણ ન કરવો; એવી રીતે એક મહિના સુધી બ્રહ્મચારી રહેલા અને ઘી જમવાથી સ્નિગ્ધ થયેલા પતિએ રજોદર્શનથી ચોથે દિવસે બપોર પછીના સમયમાં દૂધ અને ઘીની સાથે રાતા ચોખાનો ભાત જમી, તેલ ચોળવાથી સ્નિગ્ધ થયેલી અને જેણે તેલની અને અડદની અધિકતાનો આહાર કર્યો હોય, એવી તે સ્ત્રીની પાસે રાતે જવું. ત્યાં સામ આદિ કોમળ ઉપાયોથી તે સ્ત્રીને કેટલીક ધીરજ આપી, વિશ્વાસ બેસાડીને તેનો સંગ કરવો અથવા એવા જ પ્રકારથી નીચે લખેલી રાત્રિઓનાં ફળો ઉપર ધ્યાન આપીને છઠ્ઠી રાતે અથવા આઠમી રાતે અથવા દશમી રાતે અથવા બારમી રાતે તેનો સંગ કરવો.

ચોથી રાત કરતાં છઠ્ઠી રાતે, છઠ્ઠી રાત કરતાં આઠમી રાતે, આઠમી રાત કરતાં દશમી રાતે અને દશમી રાત કરતાં બારમી રાતે પ્રથમ સંગ કરવાથી ઉત્તરોત્તર અધિક અધિક આયુષ્યની, અધિક અધિક આરોગ્યની, અધિક અધિક સારી પ્રજાની, અધિક અધિક ઐશ્વર્યની અને અધિક-અધિક બળની પ્રાપ્તિ થાય છે. ૧૪

પુત્રીની ઇચ્છાથી સ્ત્રીસંગ ક્યારે?

अतः परं पञ्चम्यां सप्तम्यां नवम्यामेकादश्यां वा स्त्रीकामः। त्रयोदशीप्रभृतयो निन्द्याः ॥१५॥

જો પુત્રીની ઉત્પત્તિની ઇચ્છા હોય, તો રજોદર્શનથી પાંચમી અથવા સાતમી અથવા નવમી અથવા અગિયારમી રાતે સ્ત્રીનો પ્રથમ સંગ કરવો. તેરમી વગેરે રાત્રિઓને તો નિંદિત જ સમજવી. ૧૫

રજસ્વલા સમયમાં સ્ત્રીસંગથી હાનિ

तत्र प्रथमे दिवसे ऋतुमत्यां मैथुनगमनमनायुष्यं पुंसां भवति यश्च तत्राधीयते गर्भः स प्रसूयमानो विमुच्यते। द्वितीयेऽप्येवं सूतिकागृहे वा। तृतीयेऽप्येवमसम्पूर्णाङ्गोऽल्पायुर्वा भवति। चतुर्थे तु सम्पू-

र्णाङ्गो दीर्घायुश्च भवति ॥ १६ ॥

રજસ્વલા સ્ત્રીમાં પહેલે દિવસે મૈથુન કરવામાં આવે, તો પુરુષના આયુષ્યને હાનિ થાય છે અને જો તેમાં ગર્ભ રહે, તો તે પણ જન્મતો જન્મતો મરી જાય છે. બીજે દિવસે મૈથુન કરવામાં આવે, તો પુરુષના આયુષ્યને હાનિ થાય છે અને ગર્ભ રહે, તો તે પણ જન્મતો જન્મતો મરી જાય છે અથવા જન્મ્યા પછી દસ દિવસની અંદર મરી જાય છે. ત્રીજે દિવસે મૈથુન કરવામાં આવે તોપણ એમ જ થાય છે અને કદાચ ગર્ભ જીવે, તોપણ તે અપૂર્ણ અંગોવાળો અથવા અલ્પ આયુષ્યવાળો થાય છે. ચોથે દિવસે મૈથુન કરવામાં આવે, તો ગર્ભ સંપૂર્ણ અંગોવાળો તથા લાંબા આયુષ્યવાળો થાય છે. ૧૬

પહેલી ત્રણ રાત્રિમાં સ્ત્રીસંગ ન કરવાનું કારણ

न च प्रवर्तमाने रक्ते बीजं प्रविष्टं गुणकरं भवति। यथा नद्यां प्रतिस्रोतः प्लावि द्रव्यं प्रक्षिप्तं प्रतिनिवर्तते नोर्ध्वं गच्छति तद्वदेव द्रष्टव्यम्। तस्मान्नियमवतीं त्रिरात्रं परिहरेत् ॥ १७ ॥

પહેલી ત્રણ રાત્રિ સુધીમાં લોહી કે જે ચાલુ જ હોય છે, તેમાં જો વીર્ય પ્રવેશ કરે, તો તે ગુણકારક (પ્રજોત્પાદક) થાય, એવો સંભવ નથી, પણ જેમ વહેતી નદીમાં પ્રવાહની સામે નાખવામાં આવેલો તરનારો પદાર્થ ઉપર ન જતાં પાછો જ વળે છે, તેમ વહેતા લોહીમાં નાખેલું વીર્ય ઘણું કરીને ગર્ભાશયમાં નહિ જતાં પાછું જ વળે એવો સંભવ છે, એટલે વીર્યના વ્યર્થ જવાની ધાસ્તીને લીધે પણ ત્રણ રાત્રિ સુધી રજસ્વલાના સંગનો ત્યાગ કરવો અને રજસ્વલાએ પણ ત્રણ રાત્રિ સુધી પતિના મૈથુનોત્સાહનું નિવારણ કરે, એવા ઉપર કહેલા નિયમો પાળવા યોગ્ય છે.૧૭

સ્ત્રીસંગની મર્યાદા

अतः परं मासादुपेयात् ॥ १८ ॥

રજસ્વલા થયેલી સ્ત્રીનો ઉપર કહ્યા પ્રમાણે ચોથી રાત્રિથી બારમી રાત્રિ સુધીમાં એક વાર સંગ કરીને પાછો એક મહિના પછી સંગ કરવો; કારણ કે પાછું રજોદર્શન થવાથી ગર્ભ નહિ રહ્યાનો નિશ્ચય થાય, એટલે પછી ગર્ભના દ્વારને આઘાત થયાથી ગર્ભનો સ્રાવ થઈ જવાની બીક રહેતી નથી. ૧૮

ગર્ભવતીને નસ્ય દેવું

लब्धगर्भायाश्चैतेष्वहःसु लक्ष्मणावटशुङ्गासहदेवाविश्वदेवानामन्यतमां क्षीरेणाभिषुत्य त्रींश्चतुरो वा बिन्दून्दद्याद्दक्षिणे नासापुटे पुत्रकामायै न च तान्निष्ठीवेत् ॥ १९ ॥

જેને ગર્ભ રહ્યો હોય તે સ્ત્રીને એ જ દિવસોમાં લક્ષ્મણા (નાનાં નાનાં રાતાં છાંટણાંવાળી, બકરાના જેવા ગંધવાળી અને બકરાના જેવી જ આકૃતિવાળી ઔષધિ થાય છે તે), વડવાઈનું અગ્ર, પીળાં ફૂલવાળી મહાબલા, કે જે બળદાણાની જાત છે તે અને ગંગેટી એ ચાર ઔષધિઓમાંથી કોઈ પણ ઔષધિને દૂધમાં વાટી તેનાં ત્રણ કે ચાર ટીપાં જમણા નાકમાં નાખવાં અને તે ટીપાં ગળામાં જતાં પણ ગર્ભવતીએ તેઓને થૂંકી કાઢવાં નહિ. જેને પુત્રની ઇચ્છા હોય, તે સ્ત્રી માટે આ વિધિ છે (આ નસ્ય રહેલા ગર્ભનું સ્થાપન કરે છે અને પુત્રની પ્રાપ્તિ કરે છે, તેથી ત્રણત્રણ મહિનાને અંતરે આપવું જોઈએ. ગર્ભ ન રહ્યો હોય, તોપણ પ્રથમ આ ચારે ઔષધિઓનું નસ્ય આપીને પછી સંગ કરવામાં આવે, તો ગર્ભ રહે છે અને પુત્રની પ્રાપ્તિ થાય છે, એમ કેટલાંક તંત્રોમાં લખ્યું છે.) ૧૯

ચાર પદાર્થોના સાંનિધ્યથી સારા પુત્રોનો જન્મ

ध्रुवं चतुर्णां सान्निध्याद्गर्भः स्याद्विधिपूर्वकः।
ऋतुक्षेत्राम्बुबीजानां सामग्र्यादङ्कुरो यथा ॥

एवं जाता रूपवन्तो महासत्त्वाश्चिरायुषः।
भवन्त्यृणस्य मोक्तारः सत्पुत्राः पुत्रिणे हिताः॥२०॥

જેમ યોગ્ય ઋતુ, યોગ્ય ક્ષેત્ર, યોગ્ય વરસાદ અને યોગ્ય બીજ; એ ચાર પદાર્થોના સાંનિધ્યથી અવશ્ય સારા અંકુરની ઉત્પત્તિ થાય છે, તેમ યોગ્ય રજ, યોગ્ય ગર્ભાશય, યોગ્ય રસધાતુ અને યોગ્ય બીજ; એ ચાર પદાર્થોના સાંનિધ્યથી અવશ્ય સારા ગર્ભની સ્થિતિ થાય છે. આવા ગર્ભોથી ઉત્પન્ન થયેલા પુત્રો રૂપાળા, ઘણા સત્ત્વ-ગુણવાળા, માતાપિતાને કરજથી છોડાવનારા, લાંબા આયુષ્યવાળા, સુપાત્ર અને પિતાનું સઘળી રીતે હિત કરનારા થાય છે. ૨૦

ગર્ભના ગૌર કે શ્યામ વગેરે વર્ણો

तत्र तेजोधातुः सर्ववर्णानां प्रभवः। स यदा गर्भोत्पत्तावब्धातुप्रायो भवति तदा गर्भं गौरं करोति, पृथिवीधातुप्रायः कृष्णं पृथिव्याकाशधातुप्रायः कृष्णश्यामं तोयाकाशधातुप्रायो गौरश्यामम्। यादृग्वर्णमाहारमुपसेवते गर्भिणी तादृग्वर्णप्रसवा भवतीत्येके भाषन्ते॥२१॥

સઘળાં વર્ણોનું મૂળ કારણ તેજ નામનું ત્રીજું મહાભૂત છે. એ તેજ જો ગર્ભાધાનના સમયમાં પોતામાં જળના અધિક મિશ્રણવાળું હોય તો ગર્ભને ગૌર વર્ણવાળો કરે છે, પોતામાં પૃથ્વીના અધિક મિશ્રણવાળું હોય, તો ગર્ભને શ્યામ વર્ણવાળો કરે છે, પોતામાં પૃથ્વી તથા આકાશના અધિક મિશ્રણવાળું હોય, તો ગર્ભને કૃષ્ણશ્યામ વર્ણવાળો (અત્યંત શ્યામ રંગવાળો) કરે છે અને પોતામાં જળ તથા આકાશના અધિક મિશ્રણવાળું હોય, તો ગર્ભને ગૌરશ્યામ વર્ણવાળો કરે છે. આ વિષયમાં કેટલાક આચાર્યો એમ કહે છે કે, ગર્ભિણી જેવા વર્ણવાળા આહારનું સેવન કરે, તેવો વર્ણ તેના ગર્ભને પ્રાપ્ત થાય છે. ૨૧

ગર્ભની આંખોમાં વિકારો થવાનું કારણ

तत्र दृष्टिभागमप्रतिपन्नं तेजो जात्यन्धं करोति, तदेव रक्तानुगतं रक्ताक्षं पित्तानुगतं पिङ्गाक्षं श्लेष्मानुगतं शुक्लाक्षं वातानुगतं विकृताक्षमिति॥२२॥

જો એ તેજ ચોથે મહિને ગર્ભની દૃષ્ટિના ભાગમાં પ્રાપ્ત ન થાય, તો ગર્ભને જન્માંધ કરે છે, જો રુધિર સાથે સંબંધ પામેલું હોય, તો ગર્ભને રાતી આંખોવાળો કરે છે, જો પિત્તની સાથે સંબંધ પામેલું હોય, તો ગર્ભને પીંગળી આંખોવાળો કરે છે, જો કફની સાથે સંબંધ પામ્યું હોય, તો ગર્ભને સફેદ આંખોવાળો કરે છે અને જો વાયુ સાથે સંબંધ પામ્યું હોય, તો ગર્ભને ત્રાંસાપણું વગેરે ખોડવાળી આંખોવાળો કરે છે. ૨૨

ત્રણ દિવસ સુધી સ્રવી થીજેલા રજનો મૈથુન સમયમાં પાછો સંચાર કેમ?

भवति चात्र॥

घृतपिण्डो यथैवाग्निमाश्रितः प्रविलीयते।
विसर्पत्यार्तवं नार्यास्तथा पुंसां समागमे॥२३॥

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે 'જેમ ઘીનો પિંડ અગ્નિના સંબંધથી પીગળીને સંચાર કરે છે, તેમ ત્રણ દિવસ સુધી સ્રવીને થીજેલું સ્ત્રીનું રજરૂપ રુધિર, પુરુષનો સમાગમ થતાં બે ઇંદ્રિયોના ઘર્ષણને લીધે ઉત્પન્ન થયેલી ગરમીથી પીગળીને સંચાર કરે છે.' (એ સંચાર પામેલું રુધિર વીર્ય સાથે મળી ગર્ભાશયમાં ગર્ભની ઉત્પત્તિના કારણરૂપ થાય છે. પુરુષના સમાગમના સમય-માં સ્ત્રીનું વીર્ય પણ સ્રવે છે, પણ તે વીર્ય સારા ગર્ભને કશું ઉપયોગી થતું નથી, માટે તેનો કશો વિચાર કરવામાં આવ્યો નથી. ડલ્હન) ૨૩

એકીવખતે બે ગર્ભ રહેવાનું કારણ

बीजेऽन्तर्वायुना भिन्ने द्वौ जीवौ कुक्षिमागतौ।
यमावित्यभिधीयेते धर्मेतरपुरःसरौ॥२४॥

શુક્રશોણિતરૂપ બીજ ગર્ભાશયની અંદર વાયુને લીધે બે ભાગમાં વહેંચાઈ જાય, તો ઉદરમાં બે જીવ આવે છે અને તેઓ જોડલું કહેવાય છે. જોડલું કોઈ પાપકર્મના યોગથી જ જન્મે છે. ૨૪

આસેક્યની ઉત્પત્તિનું ખાસ કારણ અને લક્ષણ

पित्रोरत्यल्पबीजत्वादासेक्यः पुरुषो भवेत् ।
स शुक्रं प्राश्य लभते ध्वजोच्छ्रायमसंशयम् ॥२५॥

માતાનું રજ અને પિતાનું વીર્ય અત્યંત અલ્પ હોય, તો તેઓના યોગથી આસેક્ય નામનો નપુંસક ઉત્પન્ન થાય છે. જ્યારે કોઈ બીજા પુરુષના વીર્યનું મુખમૈથુન દ્વારા ભક્ષણ કરવામાં આવે, ત્યારે જ જેનું લિંગ ઊભું થાય, તે આસેક્ય કહેવાય છે. (આ નપુંસક 'મુખયોનિ' નામથી પણ ઓળખાય છે.) ૨૫

સૌગંધિકની ઉત્પત્તિનું ખાસ કારણ અને લક્ષણ

यः पूतियोनौ जायेत स सौगन्धिकसंज्ञितः ।
स योनिशेफसोर्गन्धमाघ्राय लभते बलम् ॥ २६ ॥

દુર્ગંધવાળી યોનિમાં ગર્ભ રહે, તો તેથી સૌગંધિક નામનો નપુંસક જન્મે છે. યોનિના અને લિંગના ગંધને સૂંઘે ત્યારે જ જેના લિંગમાં બળ આવે, તે સૌગંધિક કહેવાય છે. (આ નપુંસક 'નાસાયોનિ' નામથી પણ ઓળખાય છે.) ૨૬

કુંભીકની ઉત્પત્તિનું ખાસ કારણ અને લક્ષણ

स्वे गुदेऽब्रह्मचर्याद्यः स्त्रीषु पुंवत्प्रवर्तते ।
कुम्भीकः स च विज्ञेय ईर्ष्यकं शृणु चापरम् ॥२७॥

સ્ત્રીને પશુની પેઠે વિમુખ રાખી કરવામાં આવેલા અથવા પોતાની બીજી સ્ત્રીમાં રુચિ છતાં કરવામાં આવેલા મૈથુનથી જે ગર્ભ રહે, તો તેથી બીજના દુર્બળપણાને લીધે કુંભીક નામનો નપુંસક જન્મે છે. જે પુરુષ પોતાની ગુદામાં મૈથુન કરાવ્યા પછી પુરુષ જેવો બની સ્ત્રીનો સંગ કરી શકે, તે કુંભીક કહેવાય છે. આ નપુંસક 'ગુદયોનિ' નામથી પણ ઓળખાય છે. ૨૭

ઈર્ષ્યકની ઉત્પત્તિનું ખાસ કારણ અને લક્ષણ

दृष्ट्वा व्यवायमन्येषां व्यवाये यः प्रवर्तते ।
ईर्ष्यकः स च विज्ञेयः षण्ढकं शृणु पञ्चमम् ॥२८॥

અરુચિવાળી સ્ત્રીમાં પુરુષે પોતાની પણ અરુચિ છતાં મૈથુન કરવાથી જે ગર્ભ રહે, તો તેથી બંનેના હર્ષની મંદતાથી ઈર્ષ્યક નામનો નપુંસક જન્મે છે. જે પુરુષ બીજાં સ્ત્રી-પુરુષના મૈથુનને જોઈ લિંગનો ઉચ્છ્રાય પામી મૈથુનમાં પ્રવર્તે, તે ઈર્ષ્યક કહેવાય છે. (આ નપુંસક 'દગ્યોનિ' એ નામથી પણ ઓળખાય છે.) ૨૮

ષંઢકની ઉત્પત્તિનું ખાસ કારણ અને લક્ષણ

यो भार्यायामृतौ मोहादङ्गनेव प्रवर्तते ।
ततः स्त्रीचेष्टिताकारो जायते षण्ढसंज्ञितः ॥ २९ ॥

મોહને લીધે ઋતુસમયમાં સ્ત્રીને ઉપર રાખી, પુરુષે નીચે રહીને કરવામાં આવેલા વિપરીત મૈથુનથી જે ગર્ભ રહે, તો તેથી બીજના અદઢ પ્રવેશને લીધે ષંઢક નામનો નપુંસક ઉત્પન્ન થાય છે. જેની આકૃતિ તથા સઘળી ચેષ્ટાઓ સ્ત્રીના જેવી જ હોય, તે ષંઢક કહેવાય છે અને તે લિંગવાળો છતાં પુરુષની તમામ શક્તિથી રહિત જ હોય છે, સ્ત્રીની પેઠે ચત્તો સૂઈ ગુદામાં મૈથુન કરાવી પોતાના શિશ્ન ઉપરના ભાગ ઉપર વીર્યને તે છોડાવે છે તથા દાઢીમૂછના વાળોથી પણ રહિત જ હોય છે. ૨૯

સ્ત્રીનપુંસકની ઉત્પત્તિનું ખાસ કારણ અને લક્ષણ

ऋतौ पुरुषवद्वापि प्रवर्तेताङ्गना यदि ।
तत्र कन्या यदि भवेत्सा भवेन्नरचेष्टिता ॥ ३० ॥

સ્ત્રીએ ઋતુસમયમાં પુરુષની પેઠે પ્રવર્તી અર્થાત્ વિપરીત મૈથુન કરાવી પોતાની યોનિમાં પુરુષનું વીર્ય ગ્રહણ કરતાં તેથી રહેલા ગર્ભથી જો કન્યા ઉત્પન્ન થાય, તો તે કન્યા સ્ત્રીનપુંસક (વેંઢળ) થાય છે. એ કન્યા પોતે સ્ત્રીરૂપ છતાં બીજી સ્ત્રીની ઉપર પુરુષની પેઠે ચડી તેની

યોનિમાં પોતાની યોનિ ઘસે છે. ૩૦

પાંચ પુરુષનપુંસકોમાં પહેલા ચારને વીર્ય હોય અને પાંચમાને ન હોય

आसेक्यश्च सुगन्धी च कुम्भीकश्चेर्ष्यकस्तथा।
सरेतसस्त्वमी ज्ञेया अशुक्राः पण्डसंज्ञिताः ॥
अनया विप्रकृत्या तु तेषां शुक्रवहाः शिराः।
हर्षात्स्फुटत्वमायान्ति ध्वजोच्छ्रायस्ततो भवेत् ॥३१

આસેક્ય, સૌગંધિક, કુંભીક અને ઈર્ષ્યક એ ચાર નપુંસકોને વીર્ય હોય છે અને પંઢક નામના પાંચમા નપુંસકને તો વીર્ય મુદ્દલ હોતું જ નથી. આસેક્ય, સૌગંધિક, કુંભીક અને ઈર્ષ્યક એ ચાર નપુંસકોની વીર્યનું વહન કરનારી શિરાઓ અનુક્રમે મુખમૈથુનથી, શિશ્નની તથા યોનિની ગંધ લેવાથી, ગુદામૈથુનથી અને અન્ય સ્ત્રીપુરુષોના મૈથુનના દર્શનથી હર્ષ પ્રાપ્ત થતાં અક્કડ થાય છે અને તેથી તેઓનાં લિંગો ઊભાં થાય છે. (ચરક તો કહે છે કે, પુરુષોનાં આ દુર્લક્ષણો સ્ત્રીઓમાં પણ હોય છે. ડલ્હન) ૩૧

જેવી આહારાદિ તેવી પ્રજા

आहाराचारचेष्टाभिर्यादृशीभिः समन्वितौ।
स्त्रीपुंसौ समुपेयातां तयोः पुत्रोऽपि तादृशः ॥३२॥

જે સ્ત્રી તથા પુરુષ જેવા આહારથી, જેવા આચારથી તથા જેવી ચેષ્ટાઓથી યુક્ત થઈ સમાગમ કરે, તેઓની પ્રજા તેવા જ આહારથી, તેવા જ આચારથી અને તેવી જ ચેષ્ટાઓથી યુક્ત થાય છે.

અલ્પ તથા કોમળ અસ્થિવાળો ગર્ભ

यदा नार्यावुपेयातां वृषस्यन्त्यौ कथंचन।
मुञ्चन्त्यौ शुक्रमन्योन्यमनस्थिस्तत्र जायते ॥३३॥

બે સ્ત્રીઓ કામાતુર થઈ, કોઈ રીતે પરસ્પર મૈથુન કરે અને વીર્ય છોડે, તો તે મૈથુનથી જે ગર્ભ રહે તે અલ્પ તથા કોમળ અસ્થિઓવાળો થાય છે. ૩૩

ગર્ભ કેશો, નખો તથા સ્નાયુથી રહિત હોવાનું કારણ

ऋतुस्नाता तु या नारी स्वप्ने मैथुनमावहेत्।
आर्तवं वायुरादाय कुक्षौ गर्भं करोति हि ॥
मासि मासि विवर्द्धेत गर्भिण्या गर्भलक्षणम्।
कललं जायते तस्या वर्जितं पैतृकैर्गुणैः ॥ ३४ ॥

જે સ્ત્રી ઋતુસ્નાત થયા પછી સ્વપ્નમાં મૈથુન પામે તો વાયુ તેના શુદ્ધ રજને લઈને તેના ઉદરમાં ગર્ભ ઉત્પન્ન કરે છે. આમ થવાથી ગર્ભિણીનાં અંગોમાં ગર્ભનાં ચિહ્નો મહિને મહિને વધતાં જાય છે અને ઉદરમાં લીંટ જેવો લોચો ઉત્પન્ન થાય છે કે જે કેશો, રૂંવાડાં, નખો, શિરાઓ, સ્નાયુઓ, ધમનીઓ તથા અસ્થિઓ વગેરે પિતાના ગુણોથી રહિત જ હોય છે. ૩૪

સર્પાદિક જેવા ગર્ભો હોવાનું કારણ

सर्पवृश्चिककूष्माण्डविकृताकृतयश्च ये।
गर्भास्त्वेते स्त्रियाश्चैव ज्ञेयाः पापकृता भृशम् ॥३५

સ્ત્રીઓને કોઈ સમયે સર્પ, વીંછી કે કોળાના જેવી વિકૃત આકૃતિઓવાળા ગર્ભો જન્મે છે, તેઓ અતિશય પાપોથી જન્મ્યા હોય છે. ૩૫

ખૂંધાં વગેરે ખોડવાળાં ક્યારે જન્મે છે?

गर्भो वातप्रकोपेण दौहृदे चावमानिते।
भवेत्कुब्जः कुणिः पङ्गुर्मूको मिण्मिण एव च ॥
मातापित्रोस्तु नास्तिक्यादशुभैश्च पुराकृतैः।
वातादीनां च कोपेन गर्भो विकृतिमाप्नुयात् ॥३६

વાયુના પ્રકોપથી અને ગર્ભિણીને જે કાંઈ ખાવાપીવા વગેરેની ઇચ્છા ઉત્પન્ન થાય, તે ઇચ્છાનું અપમાન થવાથી ગર્ભમાં રહેલાં બાળકો ખૂંધાં, ઠૂંઠાં, લૂલાં, મૂંગાં તથા ગૂંગણાં થાય છે. માતાપિતાના નાસ્તિકપણાથી, વાયુ વગેરે દોષોના કોપથી અને પૂર્વજન્મમાં કરેલાં પાપોથી ગર્ભ વિકૃતિ પામે છે. ૩૬

ગર્ભસ્થ સંતાનના અધોવાયુ ન મૂકવામાં અને વિષ્ઠામૂત્ર ન કરવામાં કારણ

मलाल्पत्वादयोगाच्च वायोः पक्वाशयस्य च।
वातमूत्रपुरीषाणि न गर्भस्थः करोति हि ॥ ३७॥

ગર્ભમાં રહેલું સંતાન મળોની અલ્પતાથી તથા વાયુ અને પક્વાશયનો અલ્પયોગ હોવાથી અધોવાયુ મૂકતું નથી અને વિષ્ઠામૂત્ર પણ કરતું નથી. ૩૭

ગર્ભસ્થ સંતાન રોતું નથી તેનું કારણ

जरायुणा मुखे च्छन्ने कण्ठे च कफवेष्टिते।
वायोर्मार्गनिरोधाच्च न गर्भस्थः प्ररोदिति ॥ ३८ ॥

મોઢું ઓળના પછેડાથી ઢંકાયેલું હોવાને લીધે, કંઠ કફથી ઘેરાયેલો હોવાને લીધે અને શબ્દને ઉત્પન્ન કરનારા વાયુનો માર્ગ રોકાયેલો હોવાને લીધે ગર્ભમાં રહેલું સંતાન રોતું નથી. (શ્વાસોચ્છ્વાસરૂપ વાયુને નીકળવાનો માર્ગ તો રહે છે એમ કહેવામાં આવશે; કેમ કે જો એ માર્ગ ન રહેતો હોય તો ગર્ભ જીવી જ શકે નહિ.) ૩૮

માતાના નિઃશ્વાસ વગેરેથી ગર્ભને નિઃશ્વાસાદિ

निःश्वासोच्छ्वाससङ्क्षोभस्वप्नान्गर्भोऽधिगच्छति।
मातुर्निःश्वसितोच्छ्वाससङ्क्षोभस्वप्नसम्भवान् ॥३९

માતાના નિશ્વાસ, ઉચ્છ્વાસ, ચલન અને સ્વપ્નથી ગર્ભમાં રહેલા પ્રાણીને પણ નિશ્વાસ, ઉચ્છ્વાસ, ચલન તથા સ્વપ્ન પ્રાપ્ત થાય છે. ૩૯

અવયવોની રચના વગેરે સ્વાભાવિક છે

सन्निवेशः शरीराणां दन्तानां पतनोद्भवौ।
तलेष्वसम्भवो यश्च रोम्णामेतत् स्वभावतः ॥४०॥

શરીરના હાથપગ વગેરે અવયવોની જુદી જુદી રચનાઓ, દાંતોનું ઉત્પન્ન થવું તથા પડવું અને હાથપગનાં તળિયાંમાં રૂંવાડાંઓનું ન થવું; એ સઘળું સ્વભાવથી જ થાય છે. ૪૦

કોઈ માણસોને પૂર્વજન્મનું સ્મરણ કેમ?

भाविताः पूर्वदेहेषु सततं शास्त्रबुद्धयः।
भवन्ति सत्त्वभूयिष्ठाः पूर्वजातिस्मरा नराः ॥४१॥

પૂર્વજન્મમાં જે મનુષ્યો સત્ત્વગુણની અધિકતાવાળા, નિરંતર સારી ભાવનાઓના અભ્યાસવાળા અને સર્વદા શાસ્ત્રોમાં જ પરિશુદ્ધિવાળા હોય, તેઓને પૂર્વજન્મોનું સ્મરણ થાય છે. ૪૧

સઘળાં કારણોમાં કર્મની મુખ્યતા

कर्मणा चोदितो येन तदाप्नोति पुनर्भवे।
अभ्यस्ताः पूर्वदेहे ये तानेव भजते गुणान् ॥४२॥

જીવ સંચિતકર્મોના સમૂહમાંથી પ્રારબ્ધરૂપે ગોઠવાયેલાં જેટલાં કર્મોનાં ફળોને ભોગવવા અવતર્યો હોય, તેટલાં કર્મોનાં ફળો તે જન્મમાં પામે છે અને પૂર્વજન્મમાં જે ગુણોનો અભ્યાસ કર્યો હોય, તે ગુણોને જ સેવે છે. ૪૨

## અધ્યાય ૩ જો

ઉપક્રમ

अथातो गर्भावक्रान्तिशारीरं व्याख्यास्यामः।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'ગર્ભાવક્રાંતિશારીર'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

વીર્ય તથા રજનું સ્વરૂપ

सौम्यं शुक्रमार्तवमाग्नेयमितरेषामप्यत्र भूतानां सान्निध्यमस्त्यणुना विशेषेण परस्परोपकारात्परस्परानुग्रहात् परस्परानुप्रवेशाच्च ॥ २ ॥

વીર્ય જળ સંબંધી પદાર્થ છે અને રજ અગ્નિ સંબંધી પદાર્થો છે, એમ કહેવાય છે, તોપણ વીર્ય કેવળ જળમય જ છે અને રજ કેવળ અગ્નિમય જ છે, એમ સમજવું નહિ; કારણ કે વીર્યમાં અને રજમાં પૃથિવી, વાયુ તથા આકાશનું

૧. ગર્ભનું પ્રાપ્ત થવું, ગર્ભમાં જીવનું આવવું અને તેના અંગો વગેરેનું ગોઠવાવું ઇત્યાદિક વિષયોના નિરૂપણ વિશેનો

પણ સૂક્ષ્મ પ્રકારથી સાંનિધ્ય છે. પાંચે મહાભૂતો પરસ્પરને આશ્રય આપનારાં તથા પરસ્પરના આશ્રયમાં રહેનારાં હોવાથી પરસ્પરમાં પ્રવેશેલાં જ છે, જેથી સર્વ દ્રવ્યોમાં સર્વ ભૂતોનું સાંનિધ્ય સ્વીકારવામાં આવે છે. (પાર્થિવ દ્રવ્યમાં પૃથિવી બલવત્તર છે; તેથી બીજાં ચાર ભૂતો કે જેઓ પાર્થિવ દ્રવ્યમાં અલ્પ બળવાળાં છે, તેઓને આશ્રય આપે છે અને જળનાં દ્રવ્યોમાં જળ બળવત્તર છે, તેથી તે દ્રવ્યમાં પૃથ્વી આદિ ચારે ભૂતો કે જેઓ અલ્પ બળવાળાં છે તેઓને આશ્રય આપે છે. એ રીતે પ્રત્યેક ભૂતોનાં દ્રવ્યોમાં સમજી લેવું.) ૨

ગર્ભનું અવતરણ તથા જીવાત્માનો પ્રવેશ

तत्र स्त्रीपुंसयोः संयोगे तेजः शरीराद्वायुरुदीरयति । ततस्तेजोऽनिलसन्निपाताच्छुक्रं च्युतं योनिमभिप्रतिपद्यते संसृज्यते चार्तवेन । ततोऽग्नीषोमसंयोगात्संसृज्यमानो गर्भाशयमनुप्रतिपद्यते क्षेत्रज्ञो वेदयिता स्प्रष्टा घ्राता द्रष्टा श्रोता रसयिता पुरुषः स्रष्टा गन्ता साक्षी धाता वक्ता यः कोऽसावित्येवमादिभिः पर्यायवाचकैर्नामभिरभिधीयते दैवसंयोगादक्षयोऽव्ययोऽचिन्त्यो भूतात्मना सहान्वक्षं सत्त्वरजस्तमोभिर्दैवासुरैरपरैश्च भावैर्वायुनाभिप्रेर्यमाणो गर्भाशयमनुप्रविश्यावतिष्ठते ॥ ३ ॥

સ્ત્રીપુરુષનો મૈથુનરૂપ સંયોગ થતાં બંનેની ઇંદ્રિયોનું ઘર્ષણ થવાથી શરીરમાં ઉત્પન્ન થયેલી ગરમીને વાયુ વધારી દે છે. પછી એ વાયુના અને ગરમીરૂપ તેજના સંયોગને લીધે પીગળીને શરીરમાંથી લિંગ દ્વારા સ્ખલિત થયેલું વીર્ય યોનિના ત્રીજા આવર્તમાં (ત્રીજી ચકરીમાં) ગર્ભશય્યામાં પ્રાપ્ત થાય છે અને રજની સાથે મળી જાય છે. આ પ્રમાણે અગ્નિમય રજનો અને સોમમય વીર્યનો સંયોગ થતાં તુરત જ સત્ત્વ, રજસ્ તથા તમસ્ નામના પ્રકૃતિના ગુણોથી અને દેવયોનિમાં જવાનું હોય, તો દેવસબંધી ભાવનાઓથી, અસુર યોનિમાં જવાનું હોય તો અસુર સંબંધી ભાવનાઓથી તથા મનુષ્ય આદિ યોનિમાં જવાનું હોય તો મનુષ્યાદિક સંબંધી ભાવનાઓથી મિશ્ર થતો જીવાત્મા પોતે અક્ષય, અવ્યય તથા અચિંત્ય છતાં અવિદ્યાથી કલ્પી લીધેલા ધર્માધર્મના સંબંધથી લિંગશરીરની સાથે ગર્ભશય્યામાં આવે છે અને આવતાં જ ત્યાં થતી વાયુની પ્રેરણાથી વીર્ય રુધિરના સંયોગમાં પેસીને રહે છે, કે જે જીવાત્મા સંકલ્પ, સ્પર્શ, ગંધ, રૂપ, શબ્દ, રસ વગેરે જાણનારો, કર્મપુરુષ, પાપપુણ્યો કરનારો, તે તે યોનિઓમાં જનારો, સર્વને પ્રકાશ આપનારો, સંસ્કારોને ધારણ કરનારો, બોલનારો, દુર્બોધ અને સ્વયંપ્રકાશ વગેરે પર્યાયશબ્દોથી શાસ્ત્રોમાં કહેવાય છે.

પુરુષ, કન્યા કે નપુંસકના કારણો અને ઋતુકાળ

तत्र शुक्रबाहुल्यात्पुमानार्तवबाहुल्यात्स्त्री साम्यादुभयोर्नपुंसकमिति । ऋतुस्तु द्वादशरात्रं भवति दृष्टार्तवः ॥ ४ ॥

જો વીર્ય ગર્ભાશયમાં દાખલ થયેલા રજથી અધિક હોય, તો ગર્ભમાં પુરુષ ઉપજે છે; જો રજ ગર્ભાશયમાં દાખલ થયેલા વીર્યથી અધિક હોય, તો કન્યા ઉપજે છે અને જો ગર્ભાશયમાં દાખલ થયેલાં વીર્ય તથા રજ બંને સમાન હોય, તો નપુંસક ઉપજે છે. જેમાં રજ દેખવામાં આવે એ સમય તો બાર રાત્રિ સુધી રહે છે. (કેટલાક ઋતુસમયને સોળ દિવસનો ગણે છે, પણ તેમાં એમ છે કે તેરમો, ચૌદમો અને પંદરમો એ ત્રણ દિવસ રજ ઓછું થાય છે અને સોળમે દિવસે તો યોનિનો સંકોચ થઈ જાય છે, એટલે એ ચાર દિવસો યોગ્ય ગર્ભની ઉત્પત્તિમાં નકામા જ છે. આ ઉપરથી જ આ સ્થાનના ગયા અધ્યાયના ૧૫મા વિષયમાં તેરમી વગેરે રાત્રિઓને મૈથુનમાં નિંદિત જ ગણેલી છે.) ૪

રજ દેખાયા વિના પણ ઋતુમતીનાં લક્ષણો

अदृष्टार्तवाप्यस्तीत्येके भाषन्ते ॥

भवतश्चात्र ॥

पीनप्रसन्नवदनां प्रक्लिन्नात्ममुखद्विजाम् ।
नरकामां प्रियकथां स्रस्तकुक्ष्यक्षिमूर्द्धजाम् ।
स्फुरद्भुजकुचश्रोणिनाभ्यूरुजघनस्फिचम् ॥
हर्षौत्सुक्यपरां चापि विद्यादृतुमतीमिति ॥५॥

'કેટલાક આચાર્યો કહે છે કે, 'રજ નહિ દેખાયા છતાં સ્ત્રી ઋતુમતી હોય છે.' આ વિષયને ટેકો આપે એવાં ઋતુમતીનાં લક્ષણો ભગવાન ધન્વંતરિએ પણ સ્વમુખે કહ્યાં છે: 'જેનું મુખ પુષ્ટ તથા પ્રસન્ન દેખાતું હોય, જેનું શરીર, મુખ તથા દાંતનાં પેઢાં ભીનાં દેખાતાં હોય, જેને સંભોગની ઇચ્છા થઈ હોય, જેને પતિની વાતો પ્રિય લાગતી હોય, જેનાં પેટ, નેત્રો તથા કેશો શિથિલ દેખાતાં હોય, જેનાં હાથ, સ્તન, કમર, નાભિ, સાથળ, પેડુ તથા ફૂલા ફરકતાં દેખાતાં હોય અને જે મૈથુનમાં અત્યંત ઉત્સાહવાળી દેખાતી હોય, તે સ્ત્રીને ઋતુમતી જાણવી.' ૫

ઋતુ જતાં વીર્યની ગર્ભાશયમાં અપ્રાપ્તિ

नियतं दिवसेऽतीते सङ्कुचत्यम्बुजं यथा ।
ऋतौ व्यतीते नार्यास्तु योनिः संव्रियते तथा ॥६॥

જેમ દિવસ વીતતાં કમળ સંકોચાઈ જાય, તેમ ઋતુ વીતતાં સ્ત્રીની યોનિ સંકોચાઈ જાય છે અર્થાત્ પછી વીર્ય ગર્ભાશયમાં પહોંચતું નથી. ૬

રજનું યોનિના મુખમાં આવવાનું કારણ તથા રજોદર્શનનાં વર્ષોનો અવધિ

मासेनोपचितं काले धमनीभ्यां तदार्तवम् ।
ईषत्कृष्णं विगन्धं च वायुर्योनिमुखं नयेत् ।
तद्वर्षाद् द्वादशात्काले वर्तमानमसृक्पुनः ।
जरापक्वशरीराणां याति पञ्चाशतः क्षयम् ॥७॥

મહિનાભરમાં એકઠું થયેલું રજ કે જે કાંઈક કાળું અને ખરાબ ગંધવાળું હોય છે, તેને વાયુ મહિને મહિને ઋતુના સમયે રજ વહેતી બે નાડીઓ દ્વારા યોનિના મુખમાં લઈ આવે છે.

જેઓના શરીરની ધાતુઓ વૃદ્ધિ પામતી હોય, એવી સ્ત્રીઓને ઘણું કરી બારમા વર્ષથી મહિને મહિને રજ ચાલુ થાય છે અને જ્યારે શરીરો ઘડપણથી પાકવા લાગે છે, ત્યારે ઘણું કરી પચાસ વર્ષથી તે રજ પાછું નાશ પામે છે. ૭

ઋતુકાળના બેકીના દિવસોમાં ગર્ભ રહે તો પુત્ર અને એકીના દિવસોમાં કન્યા

युग्मेषु तु पुमान्प्रोक्तो दिवसेष्वन्यथाऽबला ।
पुष्पकाले शुचिस्तस्मादपत्यार्थी स्त्रियं व्रजेत् ॥८॥

સ્ત્રીઓનું રજ ઋતુકાળના બેકીના દિવસોમાં ઓછું થઈ જાય છે, તેથી તે દિવસોમાં રહેલા ગર્ભથી પુત્રો જન્મે છે અને એકીના દિવસોમાં તે રજ વૃદ્ધિ પામે છે, તેથી તે દિવસોમાં રહેલા ગર્ભથી કન્યા જન્મે છે. (ગયા અધ્યાયનો ૧૪મો તથા ૧૫મો વિષય જુઓ.) માટે પુરુષે સઘળી રીતે પવિત્ર તથા ઉજ્જ્વળ થઈ જો પુત્રની ઇચ્છા હોય, તો ઋતુકાળના બેકીના દિવસોમાં એક દિવસે સ્ત્રીસંગ કરવો અને જો કન્યાની ઇચ્છા હોય તો ઋતુકાળના એકીના દિવસોમાં એક દિવસે સ્ત્રીસંગ કરવો. (બેકીની રાત્રિઓમાં રજ ઓછું થઈ જાય છે, તેથી વીર્યનું આધિક્ય થતાં પુત્રની ઉત્પત્તિ અને એકીની રાત્રિઓમાં રજનું આધિક્ય થઈ જાય છે, તેથી વીર્ય ઓછું થતાં કન્યાની ઉત્પત્તિ થાય, એ યુક્તિસિદ્ધ છે. ગમે તે દિવસમાં પણ જો રજ અને વીર્ય સમાન હોય તો નપુંસક જન્મે. ૮

મૈથુનના અંતે ગર્ભ રહ્યાની તુરત પરીક્ષા

तत्र सद्यो गृहीतगर्भाया लिङ्गानि—श्रमो ग्लानिः पिपासा सक्थिसदनं शुक्रशोणितयोरवबन्धः स्फुरणं च योनेः ॥९॥

જેણે ગર્ભનું ગ્રહણ કર્યું હોય, તે સ્ત્રીને તુરત જ શરીરમાં શ્રમ થાય છે, અંગો ઢીલાં

થાય છે, તરસ લાગે છે, સાથળ નરમ તથા અશક્ત થાય છે, વીર્ય તથા રજ યોનિની અંદર જ રોકાઈ જાય છે અને યોનિ ફરકે છે. ૯

### ગર્ભ રહ્યાનાં ચિહ્નો

स्तनयोः कृष्णमुखता रोमराज्युद्गमस्तथा ।
अक्षिपक्ष्माणि चाप्यस्याः संमील्यन्ते विशेषतः ॥
अकामतश्छर्दयति गन्धादुद्विजते शुभात् ।
प्रसेकः सदनं चापि गर्भिण्या लिङ्गमुच्यते ॥१०॥

સ્તનોની ડીંટડીઓ કાળી થઈ જાય, રૂંવાડાંઓની પંક્તિ ઊભી થઈ જાય, નેત્રોની પાંપણો વિશેષે કરી મિચાયા કરે, ઇચ્છા નહિ છતાં અને પથ્ય ભોજન કરતાં છતાં ઊલટી થાય, સારી ગંધથી પણ કંટાળો થાય, વારંવાર થૂંકવું પડે અને અંગોમાં ઢીલાશ થાય, એ ગર્ભવતીનાં ચિહ્નો કહેવાય છે. ૧૦

### ગર્ભવતીએ પાળવાના નિયમો

तदाप्रभृत्येव व्यायामं व्यवायमपतर्पणमतिकर्षणं दिवास्वप्नं रात्रिजागरणं शोकं यानावरोहणं भयमुत्कटकासनं शोणितमोक्षणं चैकान्ततः स्नेहादिक्रियां चाकाले वेगविधारणं च न सेवेत ॥
दोषाभिघातैर्गर्भिण्या यो यो भागः प्रपीड्यते ।
स स भागः शिशोस्तस्य गर्भस्थस्य प्रपीड्यते ॥११

ગર્ભ રહ્યો જાણવામાં આવે ત્યારથી જ તે ગર્ભવતીએ મહેનત, મૈથુન, અન્નાદિકથી ઓછી તૃપ્તિ, અત્યંત ઉપવાસાદિક, દિવસની નિદ્રા, રાતનો ઉજાગરો, શોક, વાહન પર ચડવું, ભય, ઊભડક બેસવું, ફસ ખોલાવવા વગેરેથી રુધિરસ્રાવણ અને મળમૂત્રાદિકના વેગોની અટકાયતનો ત્યાગ કરવો; તેમ જ સમય વગર સ્નેહન આદિ ક્રિયાઓ પણ છોડવી ('સમય વગર' એમ કહ્યું, તે ઉપરથી એમ જણાય છે કે, આઠમા મહિનામાં યોગ્ય જણાય, તો સ્નેહન આદિ ક્રિયાઓના પેટામાં આસ્થાપનબસ્તિ અને અનુવાસનબસ્તિની છૂટ છે. ડલ્હન)

ગર્ભિણીનો કોઈ પણ શરીર સંબંધી ભાગ મૈથુનાદિકથી થતા દોષોના આઘાતપ્રત્યાઘાતોથી પીડાય, તો ગર્ભમાં રહેલા બાળકના શરીરનો પણ તે તે ભાગ પીડાય છે. ૧૧

### પ્રથમ ચાર માસમાં ગર્ભની સ્થિતિ

तत्र प्रथमे मासि कललं जायते । द्वितीये शीतोष्मानिलैरभिप्रपच्यमानानां महाभूतानां सङ्घातो घनः सञ्जायते, यदि पिण्डः पुमान्स्त्री चेत्पेशी नपुंसकं चेदर्बुदमिति । तृतीये हस्तपादशिरसां पञ्च पिण्डका निर्वर्तन्तेऽङ्गप्रत्यङ्गविभागश्च सूक्ष्मो भवति । चतुर्थे सर्वाङ्गप्रत्यङ्गविभागः प्रव्यक्ततरो भवति । गर्भहृदयप्रव्यक्तभावाच्चेतनाधातुरभिव्यक्तो भवति, कस्मात्तत्स्थानत्वात्तस्माद्गर्भश्चतुर्थे मास्यभिप्रायमिन्द्रियार्थेषु करोति, द्विहृदयां च नारीं दौहृदिनीमाचक्षते ॥ १२ ॥

**પહેલે મહિને** લીંટના જેવા આકારવાળો લોચો થાય છે. **બીજે મહિને** કફ, પિત્ત તથા પવનથી પાકવા લાગેલાં મહાભૂતોનો સમૂહ કઠણ થાય છે. એ ગર્ભનાં મહાભૂતોનો સમૂહ કઠણ થઈને જો ગોળાકાર થાય, તો તેથી પુત્રની ઉત્પત્તિ થાય છે. જો પેશી જેવા લાંબા આકારવાળો થાય, તો તેથી કન્યાની ઉત્પત્તિ થાય છે અને જો ગોળ ફળના અર્ધ જેવા આકારવાળો થાય, તો તેથી નપુંસકની ઉત્પત્તિ થાય છે. **ત્રીજે મહિને** બે હાથના, બે પગના અને એક માથાનો એવી રીતે પાંચ સૂક્ષ્મ પિંડો થાય છે અને હૃદય, પીઠ, પેટ, હડપચી, નાક, હોઠ, કાન, આંગળીઓ તથા પાની વગેરે અંગપ્રત્યંગોના પણ સૂક્ષ્મ વિભાગો થાય છે. **ચોથે મહિને** સઘળાં અંગોનો તથા પ્રત્યંગોનો વિભાગ વધારે સ્પષ્ટ થાય છે. ગર્ભનું હૃદય પ્રકટ થવાથી ચૈતન્ય પદાર્થ પણ પ્રકટ થાય છે; કેમ કે ચૈતન્યનું સ્થાનક હૃદય

છે. ચૈતન્ય પ્રકટ થવાથી ગર્ભ ચોથે મહિને શબ્દસ્પર્શાદિક વિષયોની ઇચ્છા કરે છે. એક ગર્ભનું હૃદય અને એક પોતાનું હૃદય એમ બે હૃદયોવાળી હોવાથી ગર્ભિણી 'દૌહૃદિની' કહેવાય છે. ૧૨

ગર્ભિણીની ઇચ્છા નહિ પૂરવાથી ગર્ભની વિકૃતિ, ઇચ્છા પૂરવાથી તે પ્રમાણે પુત્રની ઉત્પત્તિ

दौहृदविमाननात्कुब्जं कुणिं खञ्जं जडं वामनं विकृताक्षमनक्षं वा नारी सुतं जनयति। तस्मात्सा यद्यदिच्छेत्तत्तस्यै दापयेत्। लब्धदौहृदा हि वीर्यवन्तं चिरायुषं च पुत्रं जनयति॥

भवन्ति चात्र॥

इंद्रियार्थांस्तु यान्यान्सा भोक्तुमिच्छति गर्भिणी।
गर्भबाधभयात्तांस्तान्भिषगाहृत्य दापयेत्॥
सा प्राप्तदौहृदा पुत्रं जनयेत गुणान्वितम्।
अलब्धदौहृदा गर्भे लभेतात्मनि वा भयम्॥
येषु येष्विन्द्रियार्थेषु दौहृदे वै विमानना।
प्रजायेत सुतस्यार्तिस्तस्मिंस्तस्मिंस्तथेन्द्रिये॥
राजसन्दर्शने यस्या दौहृदं जायते स्त्रियाः।
अर्थवन्तं महाभागं कुमारं सा प्रसूयते॥
दुकूलपट्टकौशेयभूषणादिषु दौहृदात्॥
अलंकारैषिणं पुत्रं ललितं सा प्रसूयते।
आश्रमे संयतात्मानं धर्मशीलं प्रसूयते॥
देवताप्रतिमायां तु प्रसूते पार्षदोपमम्।
दर्शने व्यालजातीनां हिंसाशीलं प्रसूयते॥
गोधामांसाशने पुत्रं सुषुप्सुं धारणात्मकम्।
गवां मांसे च बलिनं सर्वक्लेशसहं तथा॥
माहिषे दौहृदाच्छूरं रक्ताक्षं लोमसंयुतम्।
वराहमांसात्स्वप्नालुं शूरं सञ्जनयेत्सुतम्॥
मार्गाद्विक्रान्तजङ्घालं सदा वनचरं सुतम्।
सुमराद्विग्नमनसं नित्यभीतं च तैत्तिरात्॥
अतोऽनुक्तेषु यन्नारी यामिध्यायति दौहृदम्।
शरीराचारशीलैः सा समानं जनयिष्यति॥
कर्मणा चोदितं जन्तोर्भवितव्यं पुनर्भवेत्।
यथा तथा दैवयोगाद्दौहृदं जनयेद्धृदि॥१३॥

જેની ઇચ્છાનું અપમાન કરવામાં આવે, તે ગર્ભિણી સ્ત્રી ખૂંધા, ઠૂંઠા, લંગડા, જડ, ઠીંગણા, વિકૃત નેત્રોવાળા અથવા આંધળા પુત્રને જન્મ આપે છે; માટે વૈદે ગર્ભિણી જે જે વસ્તુ ઇચ્છે તે તે દેવરાવવી. જેની ઇચ્છા પુરાઈ હોય, એવી ગર્ભિણી ઉત્તમ શક્તિવાળા તથા લાંબા આયુષ્યવાળા પુત્રને જન્મ આપે છે.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'ગર્ભિણી જે જે વિષયોને ભોગવવાની ઇચ્છા કરે, તે તે વિષયો વૈદે તેના પતિ વગેરેની પાસે મંગાવી મંગાવી ગર્ભિણીને અપાવવા; કેમ કે એ ગર્ભિણીની ઇચ્છા પૂરી પાડવામાં ન આવે, તો ગર્ભને નુકસાન થવાની ધાસ્તી છે. જેની સઘળી ઇચ્છા પુરાઈ હોય, એવી ગર્ભિણી ગુણવાન પુત્રને જન્મ આપે છે અને જેને જોઈતી વસ્તુઓ ન મળી હોય અર્થાત્ જેની ઇચ્છા પુરાઈ ન હોય એવી ગર્ભિણી પોતે કાંઈક ખરાબ હાલત પ્રાપ્ત કરે છે અથવા તેનો ગર્ભ તેવી હાલતને પ્રાપ્ત થાય છે. જે જે વિષયની બાબતમાં ગર્ભિણીની ઇચ્છા અપૂર્ણ થાય, તે તે વિષયનું ગ્રહણ કરનારી ઇંદ્રિયમાં પુત્રને પીડા થાય છે. જેને રાજાનું દર્શન કરવાની ઇચ્છા થાય, તે ગર્ભિણી ધનવાળા તથા મહાભાગ્યશાળી પુત્રને જન્મ આપે છે. જેને ઝીણાં વસ્ત્રોની, પટ્ટવસ્ત્રોની, રેશમી વસ્ત્રોની તથા ભૂષણ વગેરેની ઇચ્છા થાય, તે ગર્ભિણી અલંકારોની ઇચ્છાવાળા રૂપાળા પુત્રને જન્મ આપે છે. જેને ઋષિઓના આશ્રમો જોવાની કે તેઓમાં રહેવાની ઇચ્છા થાય, તે ગર્ભિણી ધર્માત્મા પુત્રને જન્મ આપે છે. જેને દેવતાઓની મૂર્તિઓ જોવાની કે સેવવાની ઇચ્છા થાય, તે ગર્ભિણી દેવપાર્ષદ

જેવા પુત્રને જન્મ આપે છે. જેને સર્પ વગેરે હિંસક પ્રાણીઓના દર્શનની ઇચ્છા થાય, તે ગર્ભિણી હિંસા કરવાના સ્વભાવવાળા નિર્દય પુત્રને જન્મ આપે છે. જેને ઘોનું માંસ ખાવાની ઇચ્છા થાય, તે ગર્ભિણી ઊંઘી રહેવાની ઇચ્છાવાળા અને હૃદયમાં લીધેલી વાતને નહિ છોડનારા પુત્રને જન્મ આપે છે. જેને બળદનું માંસ ખાવાની ઇચ્છા થાય, તે ગર્ભિણી સઘળા ક્લેશો સહન કરી શકે એવા બળવાન પુત્રને જન્મ આપે છે. જેને પાડાનું માંસ ખાવાની ઇચ્છા થાય, તે ગર્ભિણી શૂર, લાલ નેત્રોનાળા અને ઘણાં રૂંવાડાંવાળા પુત્રને જન્મ આપે છે. જેને સૂવરનું માંસ ખાવાની ઇચ્છા થાય, તે સ્રી વીર અને ઊંઘી રહેવાના સ્વભાવવાળા પુત્રને જન્મ આપે છે. જેને મૃગનું માંસ ખાવાની ઇચ્છા થાય, તે ગર્ભિણી વેગવાળા તથા હમેશ જંગલમાં ફરવાની ટેવવાળા ઉદ્યોગી પુત્રને જન્મ આપે છે. જેને સૃમર નામના પશુનું માંસ ખાવાની ઇચ્છા થાય, તે ગર્ભિણી ભયથી ચંચળ મનવાળા પુત્રને જન્મ આપે છે અને જેને તેતરનું માંસ ખાવાની ઇચ્છા થાય, તે ગર્ભિણી હમેશ ભયભીત રહેનારા પુત્રને જન્મ આપે છે. ટૂંકમાં એટલું સમજવાનું છે કે, ગર્ભિણી સ્રી આ પ્રકરણમાં નહિ કહેલા પણ કોઈ પદાર્થની કે કોઈ પ્રાણીના માંસની ઇચ્છા કરે, તોપણ ધારી લેવું કે, જે પદાર્થની કે જે પ્રાણીના માંસની ઇચ્છા કરે છે, તેના જેવાં જ શરીર, રીતભાત તથા સ્વભાવવાળા પુત્રને તે જન્મ આપશે. કર્મોની પ્રેરણાને લીધે ગર્ભસ્થ પ્રાણીનું જે કાંઈ ભવિષ્ય હોય, તે ભવિષ્યને અનુસરી દૈવયોગને લીધે ગર્ભિણીના મનમાં ઇચ્છા થાય છે.' ૧૩

### પાંચમાથી આઠમા મહિના સુધીમા ગર્ભની સ્થિતિઓ અને કયા મહિનામાં જન્મ યોગ્ય ગણાય?

पञ्चमे मनः प्रतिबुद्धतरं भवति। षष्ठे बुद्धिः। सप्तमे सर्वाङ्गप्रत्यङ्गविभागः प्रव्यक्ततरः। अष्टमेऽस्थिरीभवत्योजस्तत्र जातश्चेन्न जीवेन्निरोजस्त्वान्नैर्ऋतभागत्वाच्च ततो बलिं मांसौदनमस्मै दापयेत्। नवमदशमैकादशद्वादशानामन्यतमस्मिञ्जायते। अतोऽन्यथाविकारी भवति ॥ १४ ॥

**પાંચમે મહિને** ગર્ભનું મન વધારે જાગ્રત થાય છે. **છઠ્ઠે મહિને** ગર્ભની બુદ્ધિ વધારે જાગ્રત થાય છે. **સાતમે મહિને** સઘળાં અંગોનો તથા પ્રત્યંગોનો વિભાગ વધારે સ્પષ્ટ થાય છે. **આઠમે મહિને** ગર્ભના હૃદયમાં રહેલું સઘળી ધાતુઓનું ધામરૂપ ઓજ અસ્થિર થાય છે, એટલે જરા વારમાં ગર્ભના હૃદયમાં પેસે છે. અને જરા વારમાં માતાના હૃદયમાં પેસે છે; તેથી જે સમયે ગર્ભના હૃદયમાં ઓજ ન હોય, તે સમયે ગર્ભ જન્મે તો તે જીવતો નથી. આઠમે મહિને ગર્ભના શરીર ઉપર રાક્ષસોનો પણ ભાગ લાગે છે, તેથી પણ ગર્ભનું જીવન રહેતું નથી માટે વૈદે તે રાક્ષસને માંસવાળા ભાતનું બલિદાન પણ દેવડાવવું. નવમો દશમો, અગિયારમો કે બારમો, એમાંના કોઈ માસમાં ગર્ભનો જન્મ થાય તે યોગ્ય ગણાય છે, એટલા મહિના સિવાય બીજા કોઈ પણ મહિનામાં જન્મે, તો તે ગર્ભ વિકારી જ થાય છે. ૧૪

### ગર્ભ નિરાહાર જ રહે તોપણ ઉદરમાં તેને વધવાનું તથા જીવવાનું સાધન

मातुस्तु खलु रसवहायां नाड्यां गर्भनाभिनाडी प्रतिबद्धा, सास्य मातुराहाररसवीर्यमभिवहति। तेनोपस्नेहेनास्याभिवृद्धिर्भवति। असंजाताङ्गप्रत्यङ्गप्रविभागमानिषेकात् प्रभृति सर्वशरीरावयवानुसारिणीनां रसवहानां तिर्यग्गतानां धमनीनामुपस्नेहो जीवयति॥

જે રસનું વહન કરનારી માતાની નાડી હોય છે, તે નાડીમાં ગર્ભની નાભિની નાડી બંધાયેલી હોય છે. એ નાડી માતાએ ખાધેલા આહારના રસના વીર્યને ગર્ભમાં પહોંચાડે છે, એટલે તે ઉપસ્નેહથી ગર્ભની અભિવૃદ્ધિ થાય છે.

ગર્ભ રહે ત્યાંથી માંડીને તે ગર્ભનાં અંગોનો તથા તથા પ્રત્યંગોનો વિભાગ ન થયો હોય ત્યાં સુધીમાં પણ જેમ પૂર્ણ તળાવના જળનો ઉપસ્નેહ ચોટામાં રહેલા વૃક્ષને પણ જિવાડે છે, તેમ માતાના સઘળા શરીરના અવયવોમાં રહેલી રસને વહેતી તીરછી નાડીઓનો ઉપસ્નેહ ગર્ભને જિવાડ્યા કરે છે. (માતાએ કરેલા આહારના રસનું વીર્ય ત્રણ ભાગે વહેંચાઈને એક ભાગથી માતાના શરીરનું પોષણ કરે છે; બીજા ભાગથી સ્તનોમાં દૂધરૂપે વૃદ્ધિ પામે છે અને ત્રીજા ભાગથી ગર્ભને પોષે છે.) ૧૫

### ગર્ભનું અમુક અંગ જ પ્રથમ ઊપજે એ વિષયના મતોની અયોગ્યતા

गर्भस्य हि सम्भवतः पूर्वं शिरः सम्भवतीत्याह शौनकः शिरोमूलत्वाद्देहेन्द्रियाणाम्। हृदयमिति कृतवीर्यो बुद्धेर्मनसश्च स्थानत्वात्। नाभिरिति पाराशर्यस्ततो हि वर्द्धते देहो देहिनः। पाणिपादमिति मार्कण्डेयस्तन्मूलत्वाच्चेष्टाया गर्भस्य। मध्यशरीरमिति सुभूतिर्गौतमस्तन्निबद्धत्वात्सर्वगात्रसम्भवस्य। तत्तु न सम्यक्॥ १६ ॥

શૌનક મુનિ કહે છે: 'માતાના ઉદરમાં ગોઠવાવા લાગેલા ગર્ભનું માથું પ્રથમ ઉત્પન્ન થાય છે; કારણકે માથું જ દેહનું તથા ઇંદ્રિયોનું મૂળ છે (અને સઘળી મુખ્ય ઇંદ્રિયો માથામાં જ રહે છે.)' કૃતવીર્ય મુનિ કહે છે 'ગર્ભનું હૃદય પ્રથમ ઉત્પન્ન થાય છે; કારણકે હૃદય જ બુદ્ધિનું અને મનનું સ્થાનક હોવાથી પ્રધાન છે.' પારાશર્ય મુનિ કહે છે: 'ગર્ભની નાભિ પ્રથમ ઉત્પન્ન થાય છે; કારણકે પ્રાણ નાભિમાં જ રહી ગરમીથી યુક્ત થઈ દેહને વધારે છે, એટલે પ્રાણીનો દેહ નાભિથી જ વધે છે.' માર્કંડેય મુનિ કહે છે: 'ગર્ભના હાથ તથા પગ પ્રથમ ઉત્પન્ન થાય છે; કારણ કે ગર્ભની સઘળી ચેષ્ટાનું મૂળ હાથપગ જ છે (અને સઘળાં પ્રાણીઓમાં હાથપગવાળાં પ્રાણીઓ જ શ્રેષ્ઠ ગણાય છે).' ગૌતમ ગોત્રના સુભૂતિ મુનિ કહે છે: 'ગર્ભનું મધ્યશરીર (હાડો) પ્રથમ ઉત્પન્ન થાય છે; કારણ કે સઘળાં ગાત્રોની ઉત્પત્તિ મધ્યશરીરને અધીન છે.' આ પાંચે મતો બરાબર નથી. ૧૬

### ગર્ભનાં અંગો તથા પ્રત્યંગો એકી-વખતે ઊપજે છે

सर्वाङ्गप्रत्यङ्गानि युगपत्सम्भवन्तीत्याह धन्वन्तरिर्गर्भस्य सूक्ष्मत्वान्नोपलभ्यन्ते वंशाङ्कुरवच्चूतफलवच्च। तद्यथा—चूतफले परिपक्वे केशरमांसास्थिमज्जानः पृथग्दृश्यन्ते कालप्रकर्षात्तान्येव तरुणे नोपलभ्यन्ते सूक्ष्मत्वात्तेषां सूक्ष्माणां केशरादीनां कालः प्रव्यक्ततां करोति। एतेनैव वंशाङ्कुरोऽपि व्याख्यातः। एवं गर्भस्य तारुण्ये सर्वेष्वङ्गप्रत्यङ्गेषु सत्स्वपि सौक्ष्म्यादनुपलब्धिः। तान्येव कालप्रकर्षात्प्रव्यक्तानि भवन्ति॥ १७ ॥

ભગવાન ધન્વંતરિનો સિદ્ધાંત આ છે કે, ગર્ભનાં સઘળાં અંગો તથા પ્રત્યંગો અનુક્રમથી નહિ, પણ એકીવખતે જ ઉત્પન્ન થાય છે; પરંતુ વાંસના અંકુરના અવયવોની પેઠે અને આંબાના ફળના અવયવોની પેઠે સૂક્ષ્મતાને લીધે જોવામાં આવતાં નથી. જેમ કે આંબાના પરિપક્વ થયેલા ફળમાં કાળના પ્રકર્ષને લીધે રેસાઓ, ગર્ભ, ગોટલી અને ગોટલીની અંદરનું બીજ જુદાં જુદાં જોવામાં આવે છે, પણ તેઓ જ ઉત્પન્ન થવા લાગેલા નાના ફળમાં સૂક્ષ્મતાને લીધે જોવામાં આવતાં નથી. એ રેસાઓ વગેરે કે જેઓ ફળમાં સૂક્ષ્મરૂપે પ્રથમથી રહેલાં હોય છે, તેઓને કાળ સ્પષ્ટ કરે છે. વાંસના અંકુરનું વ્યાખ્યાન પણ આંબાના ફળ પ્રમાણે જ સમજી લેવું એ પ્રમાણે ગર્ભની પ્રથમની કાચી સ્થિતિમાં પણ સઘળાં અંગો તથા પ્રત્યંગો હોય જ છે, પરંતુ સૂક્ષ્મતાને લીધે દેખાતાં નથી. સૂક્ષ્મ-

તાથી રહેલાં એ જ અંગો તથા પ્રત્યંગો કાળના પ્રકર્ષથી પ્રકટ થાય છે. ૧૭

શરીરમાં પિતા વગેરેથી થતા વિભાગો–ગુણો

तत्र गर्भस्य पितृजमातृजरसजात्मजसत्त्वजसात्म्यजानि शरीरलक्षणानि व्याख्यास्यामः। गर्भस्य केशश्मश्रुलोमास्थिनखदन्तशिरास्नायुधमनीरेतः-प्रभृतीनि स्थिराणि पितृजानि। मांसशोणितमेदोमज्जहृन्नाभियकृत्प्लीहान्त्रगुदप्रभृतीनि मृदूनि मातृजानि। शरीरोपचयो बलं वर्णः स्थितिर्हानिश्च रसजानि। इन्द्रियाणि ज्ञानं विज्ञानमायुः सुखदुःखादिकं चात्मजानि। सत्त्वजान्युत्तरत्र वक्ष्यामः। वीर्यमारोग्यं बलवर्णौ मेधा च सात्म्यजानि ॥ १८ ॥

ગર્ભના શરીરમાં પિતા, માતા, રસ, આત્મા, સત્ત્વ અને સાત્મ્યથી જે જે જુદા જુદા વિભાગો તથા ગુણો થાય છે, તેઓનું વ્યાખ્યાન આપીએ છીએ. શરીરમાં કેશ, દાઢી-મૂછના વાળ, રૂંવાડાં, અસ્થિઓ, નખો, દાતો, શિરાઓ, સ્નાયુઓ, ધમનીઓ તથા રેત વગેરે પદાર્થો કે જેઓ સ્થિર છે તેઓ પિતાથી થાય છે.

માંસ, રુધિર, મેદ, મજ્જા, હૃદય, નાભિ, યકૃત્ (જમણા પડખાંની ગાંઠ), પ્લીહા (ડાબા પડખાંની ગાંઠ–બરલ), આંતરડા તથા ગુદા વગેરે કોમળ પદાર્થો માતાથી થાય છે.

શરીરનું વધવું, બળ, વર્ણ, સ્થિતિ અને હાનિ (ક્ષીણતા) આહારના રસથી થાય છે.

ઇંદ્રિયો, જ્ઞાન, વિજ્ઞાન, આયુષ્ય અને સુખ દુખાદિક આત્માથી (આત્માના સાનિધ્યથી) થાય છે.

જે પદાર્થો સત્ત્વથી એટલે ચિત્તની પ્રકૃતિથી થાય છે, તેઓનું નિરૂપણ હવે પછી અધ્યાય ૪, વિષય ૩૯,૪૦ તથા ૪૧ માં કરવામાં આવશે.

વીર્ય (શક્તિ અથવા ઉત્સાહ), આરોગ્ય, બળનું સારાપણું, વર્ણનું સારાપણું અને બુદ્ધિની ધારણાશક્તિ સાત્મ્યથી થાય છે. ૧૮

ગર્ભમાં જાતિ વગેરેની પરીક્ષા કરવાનાં ચિહ્નો

तत्र यस्या दक्षिणे स्तने प्राक्पयोदर्शनं भवति दक्षिणाक्षिमहत्त्वं च पूर्वं च दक्षिणं सक्थ्युत्कर्षति बाहुल्याच्च पुन्नामधेयेषु द्रव्येषु दौहृदमभिध्यायति स्वप्नेषु चोपलभते पद्मोत्पलकुमुदाम्रातकादीनि पुन्नामान्येव प्रसन्नमुखवर्णा च भवति तां ब्रूयात्पुत्रमियं जनयिष्यतीति, तद्विपर्यये कन्याम्। यस्याः पार्श्वद्वयमुन्नतम्पुरस्तान्निर्गतमुदरं प्रागभिहितलक्षणं च तस्या नपुंसकमिति विद्यात्। यस्या मध्ये निम्नं द्रोणीभूतमुदरं सा युग्मं प्रसूयत इति ॥ १९ ॥

જે ગર્ભવતીના જમણા સ્તનમાં દૂધ પ્રથમ આવે, જમણી આંખ મોટી થઈ જાય, ચાલવામાં પ્રથમ જમણો સાથળ ખેંચાય, જમણો સાથળ પુષ્ટ થાય, ઘણું કરીને પુલ્લિંગ નામોવાળા પદાર્થોની જ ઇચ્છા થાય, સ્વપ્નમાં પણ પદ્મ, ઉત્પલ, કુમુદ તથા આંબાડા વગેરે પુલ્લિંગ પદાર્થો જ જોવામાં આવે અને મુખની કાંતિ પ્રસન્નતાવાળી દેખાય, તેને વૈદ્યે 'દીકરો આવશે' એમ કહેવું.

ઉપર કહેલા લક્ષણોથી ઊલટાં લક્ષણો જોવામાં આવે તો 'દીકરી આવશે' એમ કહેવું.

જે ગર્ભવતીનાં બન્ને પડખાં ઊંચાં થઈ ગયાં હોય, પેટ આગળ નીકળી ગયુ હોય અને ઉપર કહેલાં પુરુષગર્ભનાં કેટલાંક લક્ષણો તથા કન્યાગર્ભનાં પણ કેટલાંક લક્ષણો જોવામાં આવતાં હોય, તેને 'નપુંસક આવશે' એમ વૈદ્યે મનમાં જાણવુ.

જે ગર્ભવતીનું પેટ મધ્યભાગમાં નમી ગયુ હોય અને પાણીની કોઠી જેવું થઈ ગયુ હોય (તથા રોમાવળી પણ નમી ગઈ હોય) તેને જોડલું આવશે, એમ વૈદ્યે જાણી લેવું. ૧૯

માતાઓનાં આચરણ પ્રમાણે સંતાનો

भवन्ति चात्र ॥

देवताब्राह्मणपराः शौचाचारहिते रताः।
महागुणान्प्रसूयन्ते विपरीतास्तु निर्गुणान् ॥ २० ॥

આ વિષયમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'દેવતાઓની તથા બ્રાહ્મણોની સેવામાં તત્પર રહેનારી અને પવિત્રતામાં, સદાચારમાં તથા હિતમાં આસક્ત રહેનારી ગર્ભવતીઓ ઉત્તમ ગુણોવાળાં સંતાનોને જન્મ આપે છે અને ઉપર કહેલી દેવસેવા આદિ ક્રિયાઓથી ઊલટી ક્રિયાઓમાં તત્પર રહેનારી ગર્ભવતીઓ અધમ ગુણોવાળાં સંતાનોને જન્મ આપે છે. ૨૦

અવયવોની રચના અને ગુણદોષોનાં કારણો

अङ्गप्रत्यङ्गनिर्वृत्तिः स्वभावादेव जायते।
अङ्गप्रत्यङ्गनिर्वृत्तौ ये भवन्ति गुणागुणाः ॥
ते ते गर्भस्य विज्ञेया धर्माधर्मनिमित्तजाः ॥ २१ ॥

ગર્ભનાં અંગોની તથા પ્રત્યંગોની બનાવટ સ્વભાવથી જ થાય છે અને તે અવયવોમાં જે ગુણદોષો થાય છે, તેઓની બનાવટ પૂર્વજન્મોમાં કરેલાં પાપપુણ્યોથી થાય છે.' ૨૧

## અધ્યાય ૪ થો

ઉપક્રમ

अथातो गर्भव्याकरणं नाम शारीरं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'ગર્ભવ્યાકરણશારીર'[1] નામના ચોથા અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

પ્રાણો (શરીરને જિવાડનારા મુખ્ય પદાર્થો)

अग्निः सोमो वायुः सत्त्वं रजस्तमः पञ्चेन्द्रियाणि भूतात्मेति प्राणाः ॥ २ ॥

[1] ગર્ભસંબંધી પ્રાણોના, ત્વચાઓના, કળાઓના તથા યકૃત, પ્લીહા વગેરેના વ્યાખ્યાન વિષેનો.

સઘળા આગ્નેય પદાર્થોની શક્તિરૂપે રહેલો અગ્નિદેવ, સઘળા જલાત્મક પદાર્થોની શક્તિરૂપે રહેલો સોમદેવ (ચંદ્ર), પ્રાણાપાનાદિક રૂપે રહેલો વાયુદેવ, સત્ત્વગુણ, રજોગુણ, તમોગુણ, પાંચ જ્ઞાનેંદ્રિયો અને જીવાત્મા—આ પદાર્થો શરીરને જિવાડવામાં મુખ્ય હોવાથી પ્રાણ કહેવાય છે. ૨

સાત ત્વચાઓ (ચામડીઓ)

तस्य खल्वेवम्प्रवृत्तस्य शुक्रशोणितस्याभिपच्यमानस्य क्षीरस्येव सन्तानिकाः सप्त त्वचो भवन्ति। तासां प्रथमाऽवभासिनी नाम या सर्ववर्णानवभासयति पञ्चविधां च छायां प्रकाशयति सा व्रीहेरष्टादशभागप्रमाणा सिध्मपद्मिनीकण्टकाधिष्ठानम्। द्वितीया लोहिता नाम षोडशभागप्रमाणा तिलकालकन्यच्छव्यङ्गाधिष्ठानम्। तृतीया श्वेता नाम द्वादशभागप्रमाणा चर्मदलाजगल्लीमशकाधिष्ठानम्। चतुर्थी ताम्रा नामाष्टभागप्रमाणा विविधकिलासकुष्ठाधिष्ठानम्। पञ्चमी वेदिनी नाम व्रीहिपञ्चभागप्रमाणा कुष्ठविसर्पाधिष्ठानम्। षष्ठी रोहिणी नाम व्रीहिप्रमाणा ग्रन्थ्यपच्यर्बुदश्लीपदगलगण्डाधिष्ठानम्। सप्तमी मांसधरा नाम व्रीहिद्वयप्रमाणा भगन्दरविद्रध्यर्शोधिष्ठानम्।

यदेतत्प्रमाणं निर्दिष्टं तन्मांसलेष्ववकाशेषु, न ललाटे सूक्ष्माङ्गुल्यादिषु च यतो वक्ष्यत्युदरेषु—व्रीहिमुखेनाङ्गुष्ठोदरप्रमाणमवगाढं विध्येदिति ॥

જેમાં જીવાત્માએ પ્રવેશ કર્યો હોય છે, એવા એ ગર્ભાશયમાં રહેલાં વીર્ય અને રજ પાકવા લાગતાં; જેમ પાકવા લાગેલા દૂધની તર થાય છે, તેમ એ વીર્ય તથા રજની સાત ત્વચાઓ થાય છે.

તેમાં પહેલી ત્વચાનું નામ અવભાસિની છે, કે જે ત્વચા ભ્રાજક નામના પિત્ત વડે ગૌર આદિ સઘળા વર્ણોને તથા પંચભૂતાત્મક કાંતિને પ્રકાશિત કરે છે. એ અવભાસિની વીસ ભાગોમાં

વહેંચાયેલી ચોખાની સાળની જાડાઈના અઢાર ભાગોના જેટલી જાડાઈવાળી છે. એ ચામડી સિધ્મ તથા પદ્મિનીકંટક નામના રોગોના સ્થાનકરૂપ છે. (જવ અને ચોખાની સાળનું પ્રમાણ એક જ છે.)

બીજી ત્વચાનું નામ **લોહિતા** છે, કે જે ત્વચા વીસ ભાગોમાં વહેંચાયેલી ચોખાની સાળની જાડાઈના સોળ ભાગોના જેટલી જાડાઈવાળી છે. એ ચામડી તિલકાલક, ન્યચ્છ અને વ્યંગ નામના રોગોના સ્થાનકરૂપ છે.

ત્રીજી ત્વચાનુ નામ **શ્વેતા** છે, કે જે ત્વચા વીસ ભાગોમાં વહેંચાયેલી, ચોખાની શાળની જાડાઈના બાર ભાગોના જેટલી જાડાઈવાળી છે. એ ચામડી ચર્મદલ, અજગલ્લી અને મશક એ નામના રોગોના સ્થાનકરૂપ છે.

ચોથી ત્વચાનુ નામ તામ્રા છે, કે જે ત્વચા વીસ ભાગોમાં વહેંચાયેલી, ચોખાની સાળની જાડાઈના આઠ ભાગોના જેટલી જાડાઈવાળી છે. એ ચામડી અનેક પ્રકારના કિલાસ નામના કોઢોના સ્થાનકરૂપ છે.

પાંચમી ત્વચાનું નામ **વેદિની** છે, કે જે ત્વચા વીસ ભાગોમાં વહેંચાયેલી, ચોખાની સાળની જાડાઈના પાંચ ભાગોના જેટલી જાડાઈ-વાળી છે. એ ચામડી વિસર્પના તથા ઉપર લખેલા સિવાયના બીજા કોઢોના સ્થાનકરૂપ છે.

છઠ્ઠી ત્વચાનું નામ **રોહિણી** છે, કે જે ત્વચા ચોખાની સાળની અથવા જવની જાડાઈ જેટલી જાડાઈવાળી છે. એ ચામડી ગ્રંથિ, અર્બુદ, શ્લીપદ તથા ગલગંડ એ રોગોના સ્થાનકરૂપ છે.

સાતમી ત્વચાનું નામ **માંસધરા** છે, કે જે ત્વચા ચોખાથી બે શાળની અથવા બે જવની જાડાઈ જેટલી જાડાઈવાળી છે. એ ચામડી ભગંદર, વિદ્રધિ અને અરશ એ રોગોના સ્થાનકરૂપ છે.

ત્વચાઓની જાડાઈનાં જે પ્રમાણો કહેવામાં આવ્યાં, તે પ્રમાણો ઘણા માંસોવાળા પ્રદેશો ઉપરની ત્વચાઓનાં સમજવાં; પણ લલાટ ઉપર-ની કે સૂક્ષ્મ આંગળીઓ વગેરે પ્રદેશો ઉપરની ત્વચાઓનાં સમજવાં નહિ; કેમ કે ઉદરરોગોના વિષયમાં 'વ્રીહિમુખ નામના શસ્ત્રથી અંગૂઠાના મધ્યભાગ જેટલો ઊંડો વેધ કરવો' એમ કહેવામાં આવશે. (ચિકિત્સાસ્થાન અ૦ ૧૪ મો વિ. ૧૩.)

સાત કલાઓ

कलाः खल्वपि सप्त सम्भवन्ति धात्वाशयान्तरमर्यादाः॥

भवतश्चात्र ॥

यथा हि सारः काष्ठेषु च्छिद्यमानेषु दृश्यते ॥
तथा धातुर्हि मांसेषु च्छिद्यमानेषु दृश्यते ॥
स्नायुभिश्च प्रतिच्छन्नान्संततांश्च जरायुणा ।
श्लेष्मणा वेष्टितांश्चापि कलाभागांस्तु तान्विदुः ॥

तासां प्रथमा मांसधरा नाम यस्यां मांसे शिरास्नायुधमनीस्रोतसां प्रताना भवन्ति ॥

भवति चात्र ॥

यथा बिसमृणालानि विवर्द्धन्ते समन्ततः ।
भूमौ पङ्कोदकस्थानि तथा मांसे शिरादयः ।

द्वितीया रक्तधरा नाम मांसस्याभ्यन्तरतस्त-स्यां शोणितं विशेषतश्च शिरासु यकृत्प्लीह्नोश्च भवति॥

भवति चात्र ॥

वृक्षाद्यथाभिप्रहतात्क्षीरिणः क्षीरमावहेत् ।
मांसादेवं क्षतात्क्षिप्रं शोणितं सम्प्रसिच्यते ॥

तृतीया मेदोधरा नाम, मेदो हि सर्वभूताना-मुदरस्थमण्वस्थिषु महत्सु च मज्जा भवति ।

भवति चात्र ॥

स्थूलास्थिषु विशेषेण मज्जा त्वभ्यन्तराश्रितः ।
अथेतरेषु सर्वेषु सरक्तं मेद उच्यते ॥
शुद्धमांसस्य यः स्नेहः सा वसा परिकीर्तिता ।

चतुर्थी श्लेष्मधरा नाम, सर्वसन्धिषु प्राण-भृतां भवति ॥

भवति चात्र ॥
स्नेहाभ्यक्ते यथा ह्यक्षे चक्रं साधु प्रवर्तते ।
सन्धयः साधु वर्तन्ते संश्लिष्टाः श्लेष्मणा तथा ॥

पञ्चमी पुरीषधरा नाम, यान्तःकोष्ठे मलमभिविभजते पक्वाशयस्था ॥

भवति चात्र ॥
यकृत्समन्तात्कोष्ठं च तथान्त्राणि समाश्रिता ।
उण्डुकस्थं विभजते मलं मलधरा कला ॥

षष्ठी पित्तधरा नाम, या चतुर्विधमन्नपानमुपयुक्तमामाशयात्प्रच्युतं पक्वाशयोपस्थितं धारयति ॥

भवति चात्र ॥
अशितं खादितं पीतं लीढं कोष्ठगतं नृणाम् ।
तज्जीर्यति यथाकालं शोषितं पित्ततेजसा ॥

सप्तमी शुक्रधरा नाम, या सर्वप्राणिनां सर्वशरीरव्यापिनी ॥

भवन्ति चात्र ॥
यथा पयसि सर्पिस्तु गुडश्चेक्षौ रसो यथा ।
शरीरेषु तथा शुक्रं नृणां विद्याद्भिषग्वरः ॥
द्व्यङ्गुले दक्षिणे पार्श्वे बस्तिद्वारस्य चाप्यधः ।
मूत्रस्रोतःपथाच्छुक्रं पुरुषस्य प्रवर्तते ॥
कृत्स्नदेहाश्रितं शुक्रं प्रसन्नमनसस्तथा ।
स्त्रीषु व्यायच्छतश्चापि हर्षात्तत्सम्प्रवर्तते ॥ ४ ॥

કલાઓ પણ સાત છે, કે જેઓ ધાતુઓના એટલે શરીરનું ધારણ કરનારા પદાર્થોના જુદા જુદા આશયોનાં (સ્થાનોનાં) અંતરોમાં સીમાડાઓરૂપ છે. આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'જેમ કાપવામાં આવતાં કાષ્ઠોમાં તેઓની અંદર સાર જોવામાં આવે છે, તેમ શરીરનાં માંસોને કાપતાં તેઓની અંદર ધાતુ જોવામાં આવે છે. ધાતુઓના જુદા જુદા આશયોનાં અંતરોમાં સ્નાયુઓથી ઢંકાયેલા, ગર્ભની ઓરના જેવા પડદાથી વીંટાયેલા અને કફથી પણ વીંટાયેલા જ કલેદોરૂપ સીમાડાઓ છે તેઓ 'કલાઓ' કહેવાય છે.'

સાત કળાઓમાં પહેલી માંસધરા નામની કલા છે, કે જેની અંદરના માંસમાં શિરાઓના, સ્નાયુઓના, ધમનીઓના તથા સ્રોતોના વિસ્તારો છે. આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'જેમ પૃથ્વીમાં કાદવવાળા પાણીની અંદર રહેલા કમળના તંતુ તથા નાળ વગેરે અવયવો ચોમેર વધ્યા કરે છે, તેમ માંસની અંદર રહેલા શિરાઓ વગેરે ભાગો ચોમેર વધ્યા કરે છે.'

બીજી રક્તધરા નામની કલા છે, કે જેમાં માંસની અંદર રુધિર રહ્યું છે. રુધિર વિશેષે કરીને તો શિરાઓમાં, યકૃતમાં અને પ્લીહમાં રહે છે. આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'જેમ છીરવાળા વૃક્ષને ટોચો દેવાતાં તેમાંથી તુરત છીર સ્રવે છે, તેમ માંસને ટોચો દેવાતાં તેમાંથી તુરત લોહી સ્રવે છે.' (ધાતુઓના ક્રમમાં રસ પછી રુધિર અને રુધિર પછી માંસ ગણાવ્યું છે, તે પોષણના અનુક્રમને અનુસરી ગણાવ્યું છે અને અહીં માંસ પછી રુધિર ગણ્યું છે, તે શરીરમાં ધાતુઓની સ્થિતિના ક્રમને અનુસરીને ગણ્યું છે એમ સમજવું. ડલ્લન)

ત્રીજી મેદોધરા નામની કલા છે. મેદ સર્વ પ્રાણીઓનાં પેટમાં, નાનાં અસ્થિઓની અંદર રહેલુ છે. જોકે અસ્થિઓની અંદર મજ્જા રહેલી છે એમ કહેવામાં આવ્યું છે, તોપણ તેમાં એમ સમજવાનું છે કે, મોટાં અસ્થિઓની અંદર મજ્જા રહેલી છે. આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહેલુ છેઃ 'મજ્જા વિશેષે કરી જાડાં અસ્થિઓની અંદર રહે છે. બીજાં સઘળાં અસ્થિઓમાં તો રુધિર સહિત મેદ જ રહે છે. વસા (ચરબી) નામની ઉપધાતુ છે તે તો શુદ્ધ માંસનો સ્નેહ જ છે.'

ચોથી **શ્લેષ્મધરા** નામની કલા છે. કફ ધારણ કરનારી એ કલા પ્રાણીઓના સઘળા સંધિઓમાં (સાંધાઓમાં) હોય છે. આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યુ છે: 'જેમ પૈડાંની ધરી તેલથી ચોપડેલી હોવાને લીધે પૈડું સારી રીતે ચાલે છે, તેમ શરીરના સંધિઓ કફથી ખરડાયેલા હોવાને લીધે શરીર સારી રીતે ચાલે છે.'

પાંચમી **પુરીષધરા** નામની કલા છે. વિષ્ઠા ધારણ કરનારી એ કલા પક્વાશયમાં રહેલી છે અને મળની પોટલીમાં રહેલાં વિષ્ઠા–મૂત્રોને જુદાં પાડે છે. આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહેલું છે 'ઉપર યકૃત્, પ્લીહા વગેરેને તથા આંતરડાઓને અને નીચે ગુદા સુધીના કોઠાને આશ્રિત થઈ રહેલી પુરીષધરા નામની કલા પોટલીમાં રહેલા મળોને જુદા પાડે છે.'

છઠ્ઠી **પિત્તધરા** નામની કલા છે. જઠરાગ્નિરૂપ પિત્તનું ધારણ કરનારી (અને પક્વાશયમાં રહેલી) એ કલા જ્યારે ઉપયોગ કરવામાં આવેલું ભક્ષ્ય તથા પેય વગેરે ચારે પ્રકારનું અન્નપાન આમાશયમાંથી ભ્રષ્ટ થઈને પક્વાશયમાં જવા તૈયાર થાય છે, ત્યારે તે અન્નપાનને પાક માટે ધરી રાખે છે. આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યુ છે 'જમેલું, ખાધેલું, પીધેલુ તથા ચાટેલું જે કાંઈ અન્નપાન માણસોના કોઠામાં રહેલું હોય છે, તે અન્નપાન તે તે દ્રવ્યોના હલકાભારેપણાને અનુસરતા પાકના કાળ પ્રમાણે તથા જઠરાગ્નિના તીવ્રત્વ મંદત્વાદિકને અનુસરી જઠરાગ્નિના તેજથી શોષિત થઈને (પાકી જઈને) પચી જાય છે.'

સાતમી **શુક્રધરા** નામની કલા છે. વીર્ય ધારણ કરનારી આ કલા સર્વ પ્રાણીઓનાં સઘળાં શરીરમાં વ્યાપી રહેલી છે. આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યુ છે 'જેમ દૂધમાં ઘી રહેલું છે અને શેરડીમાં રસરૂપ ગોળ રહેલો છે,[1] તેમ માણસોના શરીરમાં વીર્ય રહેલું છે એમ ઉત્તમ વૈદે જાણવું. બે આંગળ જેટલી જમણી બાજુમાં મૂત્રાશયના દ્વારની નીચે મૂત્રના સ્રોતના છિદ્રમાંથી પુરુષનું વીર્ય પ્રવર્તે છે. વીર્ય કે જે સઘળા શરીરમાં રહેલું છે, તે જ્યારે પુરુષ કામદેવથી પ્રસન્ન મનવાળો થાય છે અને સ્ત્રીઓમાં મૈથુનરૂપ વ્યાયામ કરે છે, ત્યારે હર્ષને લીધે શરીરમાંથી જુદું પડીને મૂત્રના માર્ગથી પ્રવર્તે છે.'૪

ગર્ભવતીનું રજ કેમ દેખાતું નથી ?

**गृहीतगर्भाणामार्तववहानां स्रोतसां वर्त्मान्यवरुध्यन्ते गर्भेण, तस्माद् गृहीतगर्भाणामार्तवं न दृश्यते। ततस्तदधः प्रतिहतमूर्ध्वमागतमपरञ्चोपचीयमानमपरेत्यभिधीयते । शेषश्चोर्ध्वतरमागतं पयोधरावभिप्रतिपद्यते । तस्माद्गर्भिण्यः पीनोन्नतपयोधरा भवन्ति ॥५॥**

જેઓને ગર્ભ રહ્યો હોય છે એવી સ્ત્રીઓના શરીરમાં રજનું વહન કરનારા સ્રોતોના માર્ગો ગર્ભથી રોકાઈ જાય છે, તેથી ગર્ભિણીઓનું રજ બહાર પ્રવર્તતું જોવામાં આવતું નથી

નીચે પ્રવર્તતાં અટકીને ઊંચે આવેલો ગર્ભ રહેવાના સમયનું રજ તથા તે પછીનું પણ રજ મિશ્રિત થઈને વધતાં વધતાં અપરા બની જાય છે કે જેને સ્ત્રીઓ 'ઓર' એવું નામ આપે છે. ઓર બન્યા પછી બાકી રહેલો એ રજનો અમુક ભાગ અત્યંત ઊંચે ચડી સ્તનોમાં જાય છે કે જેથી ગર્ભિણી સ્ત્રીઓ ઊંચા તથા પુષ્ટ સ્તનોવાળી થાય છે.

[1] શેરડીનું દૃષ્ટાંત મંદવીર્યવાળા પુરુષો માટે છે, કેમ કે જેમ શેરડીનો રસ બહુ પિલાવાથી નીકળે છે, તેમ મંદવીર્યવાળાઓનું વીર્ય મૈથુનના અતિપરિશ્રમથી નીકળે છે

ગર્ભમાં યકૃત, પ્લીહા, ફુપ્ફુસ તથા મળની પોટલીની ઉત્પત્તિ

गर्भस्य यकृत्प्लीहानौ शोणितजौ। शोणितफेन प्रभवः फुप्फुसः। शोणितकिट्टप्रभव उण्डुकः॥६

ગર્ભની યકૃત્ (જમણા પડખાની ગાંઠ) તથા પ્લીહા (ડાબા પડખાની ગાંઠ-બરલ) રુધિરથી ઉત્પન્ન થાય છે. ફુપ્ફુસ (ફેફસું) રુધિરના ફીણથી ઉત્પન્ન થાય છે અને મળની પોટલી રુધિરના કીટાથી ઉત્પન્ન થાય છે. ૬

આંતરડાં, ગુદા તથા મૂત્રાશયની ઉત્પત્તિ

असृजः श्लेष्मणश्चापि यः प्रसादः परो मतः।
तं पच्यमानं पित्तेन वायुश्चाप्यनुधावति॥
ततोऽस्यान्त्राणि जायन्ते गुदं बस्तिश्च देहिनः॥७

રુધિર અને કફનો જે ઉત્તમ સ્વચ્છ ભાગ હોય છે, તેને પિત્ત પકાવે છે અને વાયુ એ પિત્તને બળ આપ્યા કરે છે. એ સ્વચ્છ ભાગમાંથી ગર્ભનાં આંતરડાં, ગુદા અને મૂત્રાશય બને છે. ૭

ગર્ભની જીભની ઉત્પત્તિ

उदरे पच्यमानानामाध्मानाद्रुक्मसारवत्॥
कफशोणितमांसानां सारो जिह्वा प्रजायते॥८॥

ઉપર કહ્યા પ્રમાણે વાયુથી પ્રદીપ્ત કરાતું પિત્ત કફ, રુધિર અને માંસને પકાવે છે. જેમ ગાળવામાં આવતા સુવર્ણમાંથી સાર તૈયાર થાય છે, તેમ પકાવવામાં આવતાં એ કફ, રુધિર અને માંસમાંથી સારરૂપ જીભ થાય છે. ૮

ગર્ભના સ્રોતોની, પેશીઓની, શિરાઓની, સ્નાયુઓની અને આશયોની ઉત્પત્તિ

यथार्थमूष्मणा युक्तो वायुः स्रोतांसि दारयेत्॥
अनुप्रविश्य पिशितं पेशीर्विभजते तथा।
मेदसः स्नेहमादाय शिरा स्नायुत्वमाप्नुयात्॥
शिराणां च मृदुः पाकः स्नायूनां च ततः खरः।
आशयाऽभ्यासयोगेन करोत्याशयसम्भवम्॥९॥

પિત્તથી સંયુક્ત થયેલો વાયુ, જેટલા શરીરની સ્થિતિમાં ઉપયોગી થાય છે, તેટલા સ્રોતોને કોતરી આપે છે. એ વાયુ માંસમાં પ્રવેશ કરીને માંસની પેશીઓને જુદી જુદી કરી આપે છે. એ જ વાયુ મેદમાંથી સ્નેહને લઈને તેમાંથી શિરાઓ તથા સ્નાયુઓને બનાવે છે. શિરાઓનો પાક કોમળ થાય છે અને સ્નાયુઓનો પાક તે કરતાં કઠણ થાય છે. વાયુ જ પોતાના હમેશના અભ્યાસથી સ્થિતિ કરીને આશયોને બનાવે છે. ૯

બુક્કા અને વૃષણોની ઉત્પત્તિ

रक्तमेदःप्रसादाद् वुक्कौ मांसासृक्कफमेदःप्रसादाद्वृषणौ॥१०॥

રુધિર અને મેદના સારમાંથી બુક્કા (કૂખના બે ગોળા) બને છે અને માંસ, રુધિર, કફ તથા મેદના સારમાંથી બે વૃષણ બને છે. ૧૦

હૃદય, ચેતના, જાગૃતિ અને નિદ્રા

शोणितकफप्रसादजं हृदयं यदाश्रया हि धमन्यः प्राणवहाः। तस्याधो वामतः प्लीहा फुप्फुसश्च दक्षिणतो यकृत्क्लोम च॥

तद्धृदयं विशेषेण चेतनास्थानमतस्तस्मिंस्तमसावृते सर्वप्राणिनः स्वपन्ति॥

भवति चात्र॥

पुण्डरीकेण सदृशं हृदयं स्यादधोमुखम्।
जाग्रतस्तद्विकसति स्वपतश्च निमीलति॥११॥

રુધિર અને કફના સારમાંથી હૃદય બને છે. પ્રાણનું વહન કરનારી ધમનીઓ હૃદયનો આશ્રય કરીને રહેલી છે. હૃદયની નીચે ડાબા ભાગ તરફ પ્લીહા (બરલ) તથા ફેફસું છે અને જમણા ભાગ તરફ યકૃત તથા તિલક નામનું તરસ લાગવાનું સ્થાન છે. (આ તિલકની ઉત્પત્તિ રુધિરથી થાય છે.)

જોકે સઘળું શરીર ચેતનાનું સ્થાન છે, તોપણ હૃદય મુખ્યત્વે ચેતનાનું સ્થાનક છે, માટે તે હૃદય જ્યારે વૃદ્ધિ પામેલા તમોગુણથી ઢંકાય છે, ત્યારે પ્રાણીઓ ઊંઘી જાય છે. આ વિષયમાં

ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'હૃદય કમળ જેવું છે અને તે નીચા મોઢાવાળું અર્થાત્ ઊંધા વાળેલા કમળ જેવું છે. જાગતા માણસનું હૃદય પ્રફુલ્લિત રહે છે અને ઊંઘેલા માણસનું હૃદય બિડાઈ જાય છે.' ૧૧

નિદ્રા, તેનુ કારણ અને ભેદ

**निद्रां तु वैष्णवीं पाप्मानमुपदिशन्ति सा स्वभावत एव सर्वप्राणिनोऽभिस्पृशति। तत्र यदा संज्ञावहानि स्रोतांसि तमोभूयिष्ठः श्लेष्मा प्रतिपद्यते तदा तामसी नाम निद्रा सम्भवत्यनवबोधिनी, सा प्रलयकाले। तमो भूयिष्ठानामहःसु निशासु च भवति। रजोभूयिष्ठानामनिमित्तम्। सत्त्वभूयिष्ठानामर्द्धरात्रे। क्षीणश्लेष्मणामनिलबहुलानां मनःशरीराभितापवतां च नैव सा वैकारिकी भवति ॥ १२ ॥**

જે નિદ્રા છે તે વિષ્ણુની માયા જ છે અને તે સઘળા શુભ વ્યાપારોને રોકનારી હોવાને લીધે પાપરૂપ જ છે, એમ કહેવાય છે. એ નિદ્રા સ્વભાવથી જ સર્વ પ્રાણીઓને પ્રાપ્ત થાય છે, એ તામસી, સ્વાભાવિકી અને વૈકારિકી એમ ત્રણ પ્રકારની છે.

જેમાં તમોગુણ અધિક છે એવો કફ જ્યારે સંજ્ઞાનું વહન કરનારા સ્રોતોમાં પ્રાપ્ત થાય છે, ત્યારે તામસી નિદ્રા થાય છે કે જે પ્રાણીઓને જાગવા દેતી જ નથી. આ તામસી નિદ્રા પ્રલયકાળમાં જ પ્રાપ્ત થાય છે. (જોકે સઘળા પ્રકારની નિદ્રાઓ તમોગુણથી થાય છે, તોપણ આ નિદ્રામાં તમોગુણનુ અત્યંત આધિક્ય છે, તેથી તેને '**તામસી**' નામ આપેલુ છે.)

જે નિદ્રા માણસોને દરરોજ આવે છે તે સ્વાભાવિકી કહેવાય છે. જે માણસોમાં તમોગુણ અધિક હોય છે, તેઓને દિવસોમાં તથા રાત્રિઓમાં પણ એ નિદ્રા પ્રાપ્ત થાય છે. જે માણસોમાં રજોગુણ અધિક હોય છે, તેઓને રજોગુણની ચંચળતાથી એ નિદ્રા કોઈ વખતે દિવસે અને કોઈ વખતે રાત્રે આવે છે. જે માણસોમાં સત્ત્વગુણ અધિક હોય છે, તે માણસોને સત્ત્વગુણની ઓછાશવાળા અને તમોગુણની વૃદ્ધિવાળા સમયરૂપ અધરાતે એ નિદ્રા પ્રાપ્ત થાય છે અર્થાત્ સાત્વિક માણસો અધરાતે જ સૂવે છે.

વિકારોવાળાં માણસોને જે નિદ્રા પ્રાપ્ત થાય છે તે વૈકારિકી કહેવાય છે. જેઓનો કફ ક્ષીણ થયો હોય તથા વાયુ વૃદ્ધિ પામ્યો હોય, એવાં માણસોને તથા જેઓને મનમાં કે શરીરમાં સંતાપ હોય, એવાં માણસોને નિદ્રા આવતી જ નથી અને વખત પર જે આવે છે, તે વૈકારિકી જ (વિકારોથી થયેલી) હોય છે.

(શ્રમાદિકથી થાકી જવાને લીધે જીવાત્મા જ્યારે વિષયોથી નિવૃત્ત થાય છે, ત્યારે પણ માણસોને નિદ્રા આવે છે.) ૧૨

નિદ્રા, જાગૃતિ, સ્વપ્ન તથા સુષુપ્તિનાં કારણ

**भवन्ति चात्र ॥**

**हृदयं चेतनास्थानमुक्तं सुश्रुत देहिनाम्।**
**तमोऽभिभूते तस्मिंस्तु निद्रा विशति देहिनः।**
**निद्राहेतुस्तमः सत्त्वं बोधने हेतुरुच्यते।**
**स्वभाव एव वा हेतुर्गरीयान्परिकीर्त्यते ॥**
**पूर्वदेहानुभूतांस्तु भूतात्मा स्वपतः प्रभुः।**
**रजोयुक्तेन मनसा गृह्णात्यर्थाञ्छुभाशुभान् ॥**
**करणानां तु वैकल्ये तमसाभिप्रवर्द्धिते।**
**अस्वपन्नपि भूतात्मा प्रसुप्त इव चोच्यते॥ १३ ॥**

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યુ છે 'હે સુશ્રુત! પ્રાણીઓનુ હૃદય કે જે ચેતનાનું મુખ્ય સ્થાન કહેવાય છે, તે જ્યારે તમોગુણથી અભિભૂત થઈ જાય છે, ત્યારે પ્રાણીઓને નિદ્રા પ્રાપ્ત થાય છે. નિદ્રાનું કારણ તમોગુણ છે અને જાગવાનું કારણ સત્ત્વગુણ છે અથવા સ્વભાવ જ તેઓમાં પ્રબળ કારણરૂપ છે,

એમ કહેવામાં આવે છે. સૂતેલા શરીર પર માલિકી ધરાવતો જીવાત્મા નિદ્રાના સમયમાં પણ રજોગુણે પ્રેરેલા મનથી પૂર્વ દેહમાં અને વર્તમાન દેહમાં પણ અનુભવેલા શુભાશુભ અર્થો ગ્રહણ કરે છે, એ સ્વપ્ન કહેવાય છે. જ્યારે તમોગુણ મન સહિત તમામ ઇંદ્રિયોને વિકળ કરી નાખે છે, ત્યારે કશા પદાર્થનું ગ્રહણ બની શકતું નથી, એ અવસ્થા સુષુપ્તિ કહેવાય છે. જીવાત્મા પોતે નિર્વિકાર હોવાને લીધે કદી કોઈ અવસ્થાને પ્રાપ્ત થતો નથી, તે પણ એ સમયે જાણે સુષુપ્તિ પામ્યો હોય, એવો જણાય છે.' ૧૩

દિવસે ઊંઘવાનો–રાતે ઉજાગરો કરવાનો નિષેધ, કંઈક છૂટ–તેનાં કારણો

सर्वर्तुषु दिवास्वापः प्रतिषिद्धोऽन्यत्र ग्रीष्मात् । प्रतिषिद्धेष्वपि तु बालवृद्धस्त्रीकर्शितक्षतक्षीणमद्यनित्ययान–वाहनाध्वकर्म–परिश्रान्तानामभुक्तवतां मेदःस्वेदकफरसरक्तक्षीणानामजीर्णिनां च मुहूर्तं दिवास्वपनमप्रतिषिद्धम् । रात्रावपि जागरितवतां जागरितकालादर्द्धमिष्यते दिवास्वप्नः । विकृतिर्हि दिवास्वप्नो नाम, तत्र स्वपतामधर्मः सर्वदोषप्रकोपश्च । तत्प्रकोपाच्च कासश्वासप्रतिश्यायशिरोगौरवाङ्गमर्दारोचकज्वराग्निदौर्बल्यानि भवन्ति । रात्रावपि जागरितवतां वातपित्तनिमित्तास्त एवोपद्रवा भवन्ति ॥ १४ ॥

ગ્રીષ્મઋતુ સિવાય બીજી કોઈ પણ ઋતુમાં દિવસે ઊંઘવું નહિ. બાળક, વૃદ્ધ, મૈથુનથી કર્શિત થયેલ, ક્ષતથી ક્ષીણ થયેલ, હમેશ મદ્ય પીવાના અભ્યાસી, હમેશ ફરનારા, વાહન ઉપર બેસવાથી થાકેલા, પંથ કરવાથી થાકેલા, કામ કરવાથી થાકેલા, ઉપવાસી, ક્ષીણ મેદવાળા, ક્ષીણ પસીનાવાળા, ક્ષીણ કફવાળા, ક્ષીણ રસવાળા, ક્ષીણ રુધિરવાળા અને અજીર્ણવાળાને સઘળી ઋતુઓમાં બે ઘડી દિવસની નિદ્રા કરવાનો નિષેધ નથી. જેઓએ રાતનો ઉજાગરો કર્યો હોય, તેઓએ પણ ઉજાગરો કરવાના વખતથી અરધા વખત સુધી દિવસમાં સૂઈ રહેવું યોગ્ય છે. દિવસમાં નિદ્રા પ્રાપ્ત થાય, એ એક જાતની વિકૃતિ જ છે. દિવસે નિદ્રા કરવાથી અધર્મ થાય છે, એટલું જ નહિ; પણ સઘળા દોષોનો પ્રકોપ થાય છે અને એ પ્રકોપથી ખાંસી, શ્વાસ, પ્રતિશ્યાય (સળેખમ), માથાનું ભારેપણું, અંગોનું ભાંગવું, અરુચિ, જ્વર અને મંદાગ્નિપણું થાય છે. રાતે ઉજાગરો કરનારાઓને પણ વાયુ તથા પિત્તના પ્રકોપને લીધે ઉપર કહેલા જ ઉપદ્રવો થાય છે. ૧૪

દિવસની નિદ્રા અને રાતના ઉજાગરાનો ત્યાગ કરવાથી લાભ

भवन्ति चात्र ॥

तस्मान्न जागृयाद्रात्रौ दिवास्वप्नं च वर्जयेत् ।
ज्ञात्वा दोषकरावेतौ बुधः स्वप्नं मितं चरेत् ॥
अरोगः सुमना ह्येवं बलवर्णान्वितो वृषः ।
नातिस्थूलकृशः श्रीमान्नरो जीवेत्समाः शतम् ॥१५॥

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'રાતે ઉજાગરો કરવો નહિ અને દિવસે નિદ્રા કરવી નહિ. રાતનો ઉજાગરો અને દિવસની નિદ્રા એ બન્નેને દોષકારી જાણી સમજુ માણસે નિદ્રા તથા જાગવું નિયમસર જ કરવાં જોઈએ. આ પ્રમાણે કરવાથી માણસ રોગરહિત, પ્રસન્ન મનવાળો અને બળથી તથા સારા વર્ણથી યુક્ત રહે છે; સ્ત્રીઓની સાથે રમણ કરવાની શક્તિવાળો રહે છે, બહુ જાડો કે બહુ પાતળો થતો નથી, શરીરની શોભાવાળો રહે છે અને સો વર્ષ સુધી જીવે છે. ૧૫

નિદ્રા પર કાબૂ ધરાવનારાને છૂટ

निद्रा सात्म्यीकृता यैस्तु रात्रौ च यदि वा दिवा ।
न तेषां स्वपतां दोषो जाग्रतां वा विधीयते ॥ १६॥

જેઓએ દિવસે કે રાતે નિદ્રાને અભ્યાસથી

સાત્મ્યરૂપ જ કરી લીધેલ હોય, તેઓને દિવસે કે રાતે નિદ્રા કરવાથી કે ઉજાગરો કરવાથી કશો દોષ નથી. ૧૬

નિદ્રાના નાશનાં નિદાનો અને ચિકિત્સા

निद्रानाशोऽनिलात्पित्तान्मनस्तापात्क्षयादपि ।
सम्भवत्यभिघाताच्च प्रत्यनीकैः प्रशाम्यति ॥१७॥

વાયુ અને પિત્તના પ્રકોપથી, મનના પરિતાપથી, ક્ષયથી અને અભિઘાતથી નિદ્રાનો નાશ થાય છે. એ નિદ્રાનો નાશ વાયુ વગેરે નિદાનોને ટાળનારા અભ્યંગ વગેરે ઉપાયોથી શાંત થાય છે.

નિદ્રાના નાશની ચિકિત્સાનું નિરૂપણ

निद्रानाशेऽभ्यङ्गयोगो मूर्ध्नि तैलनिषेवणम् ।
गात्रस्योद्वर्तनं चैव हितं संवाहनानि च ॥
शालिगोधूमपिष्टान्नभक्ष्यैरैक्षवसंस्कृतैः ।
भोजनं मधुरं स्निग्धं क्षीरमांसरसादिभिः ॥
रसैर्बिलेशयानां च विष्किराणां तथैव च ॥
द्राक्षासितेक्षुद्रव्याणामुपयोगो भवेन्निशि ।
शयनासनयानानि मनोज्ञानि मृदूनि च ॥
निद्रानाशे तु कुर्वीत तथान्यान्यपि बुद्धिमान् ॥१८

નિદ્રાનો નાશ થયો હોય, તો સારી રીતે તેલનું મર્દન કરવું, માથામાં તેલ ઘસાવવું, શરીરને લોટ વગેરે ચોળાવીને સ્વચ્છ કરવું અને અંગો ચંપાવવાં હિતકારી થાય છે. શેરડીના ખાંડ વગેરે પદાર્થોથી જેઓને સંસ્કાર આપ્યા હોય એવાં ચોખાનાં, ઘઉંનાં તથા અડદ વગેરેનાં લોટનાં ભક્ષ્યો ખાવાથી, દૂધ તથા માંસના રસ વગેરેથી સ્નિગ્ધ કરેલું મધુર અન્ન જમવાથી, બિલેશય પ્રાણીઓનાં તથા વિષ્કિરપક્ષીઓનાં માંસોના રસાઓનો ઉપયોગ કરવાથી અને રાતે દ્રાક્ષનો, સાકરનો તથા બીજા પણ શેરડીના પદાર્થોનો ઉપયોગ કરવાથી નિદ્રાનો નાશ દૂર થઈ જાય છે. નિદ્રાનો નાશ થયો હોય તો બુદ્ધિમાન પુરુષે શયનો, આસનો તથા વાહનો અતિ સુંદર અને કોમળ બનાવવાં તથા એવા જ પ્રકારના બીજા ઉપાયો પણ કરવા. ૧૮

નિદ્રાના અતિયોગની ચિકિત્સા

वमेन्निद्रातियोगे तु कुर्यात्संशोधनानि च ।
लङ्घनं रक्तमोक्षं च मनोव्याकुलनानि च ॥ १९ ॥

જેને નિદ્રાનો અતિયોગ થયો હોય, અર્થાત્ બહુ જ નિદ્રા આવ્યા કરતી હોય, તેણે વમન, વિરેચન વગેરે સંશોધનો કરવાં, લંઘન કરવાં, ફસ ખોલાવવા વગેરેથી લોહી કઢાવવું અને મન વ્યાકુળ થાય એવા ઉદ્યોગો કરવા. (સર્વમાં વમન મુખ્ય છે.) ૧૯

અમુક રોગીઓને રાતે ઉજાગરો અને અમુક રોગીઓને દિવસે નિદ્રા કરવાનો વિધિ

कफमेदोविषार्तानां रात्रौ जागरणं हितम् ।
दिवास्वप्नश्च तृट्शूलहिक्काऽजीर्णातिसारिणाम् ॥२०

કફ, મેદ કે વિષથી પીડાયેલાઓને રાતનો ઉજાગરો હિતકારી થાય છે અને તરસ, શૂળ, હેડકી, અજીર્ણ કે અતિસારથી પીડાયેલાઓને દિવસની નિદ્રા હિતકારી થાય છે. ૨૦

તંદ્રાનું લક્ષણ

इन्द्रियार्थेष्वसंप्राप्तिर्गौरवं जृम्भणं क्लमः ।
निद्रार्तस्येव यस्येहा तस्य तन्द्रां विनिर्दिशेत् ॥२१

ઇંદ્રિયોથી વિષયોનું બરાબર ગ્રહણ થાય નહીં, શરીરમાં ભારેપણું રહ્યા કરે, બગાસાં આવ્યા કરે, કલમ રહ્યા કરે અને નિદ્રાથી ઘેરાયેલાના જેવી ચેષ્ટા થયા કરે, એ તંદ્રા કહેવાય છે. (નિદ્રામાં અને તંદ્રામાં મોટો ભેદ એ છે કે નિદ્રાથી ઊંઘી ગયેલા માણસને જગાડ્યા પછી કલમ રહેતા નથી અને તંદ્રાથી ઊંઘી ગયેલા માણસને તો જાગ્રત કર્યા પછી પણ કલમ જ રહ્યા કરે છે.) ૨૧

બગાસાનું લક્ષણ

पीत्वैकमनिलोच्छ्वासमुद्वेष्टन् विवृताननः ।
यन्मुञ्चति सनेत्रास्रं स जृम्भ इति संज्ञितः ॥२२॥

માણસ મોઢું ફાડી છાતીને સંકોચતો

સંકોચતો પવનના એક ઉચ્છ્વાસને પીને પાછો નેત્રોનાં આંસુઓવાળો થઈ, તે ઉચ્છ્વાસને ફાટેલા મોઢાથી જ બહાર કાઢે છે, એ જૃંભ (બગાસું) કહેવાય છે. ૨૨

કલમનું લક્ષણ

योऽनायासः श्रमो देहे प्रवृद्धः श्वासवर्जितः ।
क्लमः स इति विज्ञेय इन्द्रियार्थप्रबाधकः ॥२३॥

કશી પણ મહેનત કર્યા વગર વિષયોનું બરાબર ગ્રહણ ન કરવા દે એવો, વૃદ્ધિ પામેલો અને શ્વાસ (હાંફવા) વગરનો શરીરમાં જે શ્રમ થાય છે, તે ક્લમ કહેવાય છે. ૨૩

આળસનું લક્ષણ

सुखस्पर्शप्रसङ्गित्वं दुःखद्वेषणलोलता ।
शक्तस्य चाप्यनुत्साहः कर्मस्वालस्यमुच्यते ॥२४॥

સુખ લેવામાં આસક્તિ, દુઃખોનો દ્વેષ કરવામાં મનની પ્રવૃત્તિ અને શરીરમાં સામર્થ્ય છતાં પણ કામો કરવામાં નિરુત્સાહ એ **આળસ** કહેવાય છે. ૨૪

ઉત્ક્લેશનું લક્ષણ

उक्लिश्यान्नं न निर्गच्छेत्प्रसेकष्ठीवनेरितम् ।
हृदयं पीड्यते चास्य तमुत्क्लेशं विनिर्दिशेत् ॥२५॥

મોળ આવવાને લીધે લાળ ઝરવાથી તથા થૂંકવાથી પ્રેરાયેલું અન્ન ઊછળીને પણ બહાર નીકળે નહીં અને છાતી પીડાયા કરે એ ઉત્ક્લેશ કહેવાય છે. ૨૫

ગ્લાનિનું લક્ષણ

वक्त्रे मधुरता तन्द्रा हृदयोद्वेष्टनं भ्रमः ।
न चान्नमभिकाङ्क्षेत ग्लानिं तस्य विनिर्दिशेत् ॥२६

મોઢામાં મધુરતા રહે, તંદ્રા થાય, છાતી સંકોચાયા કરે (ભીડાયા કરે), ફેર આવે અને અન્નની ઇચ્છા ન થાય, એ ગ્લાનિ કહેવાય છે.

ગૌરવ(ભારેપણા)નું લક્ષણ

आर्द्रचर्मावनद्धं हि यो गात्रमभिमन्यते ।
तथा गुरु शिरोऽत्यर्थं गौरवं तद्विनिर्दिशेत् ॥२७॥

શરીર જાણે ભીના ચામડાથી મઢાયેલું હોય એવું જાણવામાં આવે અને માથું અત્યંત ભારે થઈ જાય, એ **ગૌરવ** કહેવાય છે. ૨૭

મૂર્છા, ભ્રમ, તંદ્રા અને નિદ્રાનાં નિદાનો

मूर्च्छा पित्ततमःप्राया रजःपित्तानिलाद्भ्रमः ।
तमोवातकफात्तन्द्रा निद्रा श्लेष्मतमोभवा ॥२८॥

પિત્ત અને તમોગુણની અધિકતાથી મૂર્છા; રજોગુણ, પિત્ત તથા વાયુની અધિકતાથી ભ્રમણ, તમોગુણ, વાયુ તથા કફની અધિકતાથી તંદ્રા અને કફ તથા તમોગુણની અધિકતાથી નિદ્રા પ્રાપ્ત થાય છે. ૨૮

ગર્ભની વૃદ્ધિ થવાનું બીજું કારણ

गर्भस्य खलु रसनिमित्ता मारुताध्माननिमित्ता च परिवृद्धिर्भवति ॥

भवन्ति चात्र ॥

तस्यान्तरेण नाभेस्तु ज्योतिःस्थानं ध्रुवं स्मृतम् ।
तदा धमति वातस्तु देहस्तेनास्य वर्द्धते ॥
ऊष्मणा सहितश्चापि दारयत्यस्य मारुतः ।
ऊर्ध्वं तिर्यगधस्ताच्च स्रोतांस्यपि यथा तथा ॥२९॥

જેમ ગયા ત્રીજા અધ્યાયના ૧૫મા વિષયમાં કહ્યા પ્રમાણે માતાએ કરેલા આહારનો રસ ગર્ભની વૃદ્ધિનું કારણ છે, તેમ જ અગ્નિ સહિત વાયુથી કરાતી સ્રોતોની વિશાળતા પણ ગર્ભની વૃદ્ધિનું કારણ થાય છે.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે : 'ગર્ભની નાભિના મધ્યમાં અગ્નિનું સ્થાનક હોય જ છે. એ સ્થાનકને વાયુ જેમ જેમ ધમી ધમીને ફુલાવે છે, તેમ તેમ ગર્ભનો સઘળો દેહ વધતો જાય છે. મધ્યસ્થાનક ધમાઈને ફૂલતાં શરીરના સઘળા અવયવો ફૂલે (વધે) છે; તેનું કારણ એ છે કે જેમ જેમ મધ્યસ્થાન ફૂલતું જાય છે, તેમ તેમ તે અગ્નિની ગરમીથી સંયુક્ત થયેલો વાયુ શરીર સંબંધી,

ઉપરના, આડેના તથા નીચેના સ્રોતોને પણ વધારે વધારે ફાડીને પુલ્લા કરે છે.' ૨૯

શરીર વધે છે તેમ દૃષ્ટિ વગેરે વધતાં નથી

दृष्टिश्च रोमकूपाश्च न वर्द्धन्ते कदाचन ।
ध्रुवाण्येतानि मर्त्यानामिति धन्वन्तरेर्मतम् ॥ ३० ॥

માણસોનાં દૃષ્ટિ (નેત્રોની અંદરની કીકી), અને રૂંવાડાંઓનાં છિદ્રો કદી પણ નહીં વધતાં, જેવાં પ્રથમથી હોય તેવાં જ રહે છે, એમ ભગવાન ધન્વંતરિનો મત છે. ૩૦

શરીર ક્ષીણ થયા છતા નખ-કેશ સદા વધે છે

शरीरे क्षीयमाणेऽपि वर्द्धेते द्वाविमौ सदा ।
स्वभावं प्रकृतिं कृत्वा नखकेशाविति स्थितिः ॥३१

શરીર ક્ષીણ થતું જાય છે, ત્યારે પણ નખ અને કેશ સર્વદા વધ્યા જ કરે છે; તેનુ કારણ સ્વભાવ જ છે, એમ મનાયુ છે. ૩૧

સાત પ્રકૃતિઓ

सप्तप्रकृतयो भवन्ति। दोषैः पृथग् द्विशः समस्तैश्च।
शुक्रशोणितसंयोगे यो भवेद्दोष उत्कटः ।
प्रकृतिर्जायते तेन तस्या मे लक्षणं शृणु ॥ ३२ ॥

એક એક દોષથી, બબ્બે દોષોથી અને ત્રણે દોષોથી વાતપ્રકૃતિ, પિત્તપ્રકૃતિ, કફપ્રકૃતિ, વાત-પિત્તપ્રકૃતિ, વાતકફપ્રકૃતિ, પિત્તકફપ્રકૃતિ, અને વાતપિત્તકફપ્રકૃતિ એ રીતે માણસોની સાત પ્રકૃતિઓ થાય છે. પ્રકૃતિ થવાનુ કારણ એ છે કે, વીર્યના અને રજના સંયોગના સમયમાં જે દોષ અધિક હોય છે, તે દોષથી પ્રકૃતિ થાય છે. એ સાત પ્રકૃતિઓનાં લક્ષણો મારી પાસેથી સાંભળો. ૩૨

વાતપ્રકૃતિનું લક્ષણ

तत्र प्रजागरूकः शीतद्वेषी दुर्भगः स्तेनो मत्सर्यनार्यो गान्धर्वचित्तः स्फुटितकरचरणोऽतिरूक्षश्मश्रुनखकेशः क्रोधी दन्तनखखादी च भवति ॥
अधृतिरदृढसौहृदः कृतघ्नः ।
कृशपरुषो धमनी ततः प्रलापी ॥
द्रुतगतिरटनोऽनवस्थितात्मा ।
वियदपि गच्छति सम्भ्रमेण सुप्तः ॥
अव्यवस्थितमतिश्चलदृष्टिर्मन्दरत्नधनसंचयमित्रः ।
किंचिदेव विलपत्यनिबद्धं मारुतप्रकृतिरेष मनुष्यः ॥
वातिकाश्चाजगोमायुशशाखूष्ट्रशुनां तथा ।
गृध्रकाकखरादीनामनूकैः कीर्तिता नराः ॥ ३३ ॥

જે માણસ અત્યંત જાગ્યા કરતો હોય, શીતનો દ્વેષી હોય, કદરૂપા આકારવાળો હોય, ચોર હોય, પરાયા ઉત્કર્ષને સહન ન કરે એવો હોય, નીચ વિચારવાળો હોય, ગાયન વગેરેમાં અત્યંત રુચિવાળો હોય, ફાટેલા હાથપગવાળો હોય, ક્રોધી હોય, સૂતાં સૂતાં દાંત કરડતો હોય, દાંતો વડે નખો કાપવાના સ્વભાવવાળો હોય અને જેના દાઢીમૂછના વાળ, નખ તથા કેશ અત્યંત રૂક્ષ હોય, તે માણસને વાયુપ્રકૃતિવાળો જાણવો. વાયુપ્રકૃતિવાળો માણસ ધીરજ વગરનો હોય છે, પ્રેમને લાંબા કાળ સુધી નભાવે નહિ એવો હોય છે, જેણે ઉપકાર કર્યો હોય તેતું જ ભૂંડું કરે છે, દૂબળો હોય છે, જેના શરીરની ધમનીઓ ત્વચામાંથી સ્પષ્ટ વર્તાઈ રહે એવો હોય છે, વ્યર્થ બકવાદ કરનારો હોય છે, ઉતાવળથી ચાલનારો તથા ઉતાવળથી બોલનારો હોય છે, બહુ જ ફરવાના સ્વભાવવાળો હોય છે, અવ્યવસ્થિત ચિત્તવાળો હોય છે, સ્વપ્નમાં સંભ્રમથી આકાશમાં પણ જાય છે, અદૃઢ નિશ્ચયવાળો હોય છે, ચપળ દૃષ્ટિવાળો હોય છે, રત્નોના, ધનોના તથા મિત્રોના થોડા સંચયવાળો હોય છે અને ઢંગવડા વગરનું કાંઈક કાંઈક બોલ્યા કરે છે.

વાયુપ્રકૃતિવાળા માણસોના સ્વભાવ બકરાં, શિયાળ, સસલાં, ઉંદરો, ઊંટો, કૂતરાંઓ, ગીધપક્ષીઓ, કાગડાઓ અને ગધેડાંઓ જેવા હોય છે.

પિત્તપ્રકૃતિવાળા મનુષ્યનું લક્ષણ

स्वेदनो दुर्गन्धः पीतशिथिलाङ्गस्ताम्रनखनयनताल्जिह्वौष्ठपाणिपादतलो दुर्भगो वलीपलितखालित्यजुष्टो बहुभुग्गुष्णद्वेषी क्षिप्रकोपप्रसादो मध्यमबलो मध्यमायुश्च भवति ॥

मेधावी निपुणमतिर्विगृह्य वक्ता। तेजस्वी समितिषु दुर्निवारवीर्यः ॥ सुप्तः सन्कनकपलाशकर्णिकारान्सम्पश्येदपि च हुताशविद्युदुल्काः ॥

न भयात्प्रणमेदनतेष्वमृदुः। प्रणतेषु च सान्त्वनदानरुचिः ॥ भवतीह सदा व्यथितास्यगतिः। स भवेदिह पित्तकृतप्रकृतिः ॥ भुजङ्गोलूकगान्धर्वयक्षमार्जारवानरैः।

व्याघ्रर्क्षनकुलानुकैः पैत्तिकास्तु नराः स्मृताः ॥

પિત્તપ્રકૃતિવાળો માણસ ઘણા પસીનાવાળો, દુર્ગંધવાળો, પીળાં તથા શિથિલ અંગોવાળો, ખરાબ આકારવાળો, ઘણું ખાનારો, ગરમીનો દ્વેષી, જેને કોપ તથા પ્રસન્નતા તુરત જ થાય એવો, મધ્યમ બળવાળો, મધ્યમ આયુષ્યવાળો, બુદ્ધિમાન, નિપુણ વિચારોવાળો, પરાયા વાક્યને વચમાંથી અટકાવીને બોલનારો, તેજસ્વી અને સંગ્રામોમાં કોઈથી અટકાવી શકાય નહિ એવા પરાક્રમવાળો હોય છે. એ માણસનાં નખ, નેત્રો, તાળવું, જીભ, હોઠ, હાથનાં તથા પગનાં તળિયાં રાતાં હોય છે, અંગોમાં વળી તથા સફેદ વાળ હોય છે અને માથામાં ટાલ હોય છે. પિત્તપ્રકૃતિવાળો માણસ સ્વપ્નમાં સોનું, ખાખરો, ગરમાળો, પાંડરવો, અગ્નિ, વીજળી તથા ખરતા તારાઓ દેખે છે. એ પિત્તપ્રકૃતિવાળો માણસ કોઈને પણ બીકથી નમતો નથી; જેઓ પોતાને નમતા ન હોય તેઓના ઉપર ક્રૂરતા વાપરે એવો, જેઓ પોતાને નમતા હોય તેઓનું સાંત્વન કરવામાં તથા ધન દેવામાં રુચિવાળો અને સર્વદા તેનું મોઢું પાકેલું જ રહે છે.

પિત્તપ્રકૃતિવાળા માણસોના સ્વભાવ સર્પો, ઘુવડો, ગંધર્વો, યક્ષો, બિલાડાઓ, વાનરો, વાઘો, રીંછો અને નોળિયાના જેવા હોય છે. ૩૪

કફપ્રકૃતિવાળા મનુષ્યનું લક્ષણ

दूर्वेन्दीवरनिस्त्रिंशार्द्रारिष्टशरकाण्डानामन्यतमवर्णः सुभगः प्रियदर्शनो मधुरप्रियः कृतज्ञो धृतिमान्सहिष्णुरलोलुपो बलवांश्चिरग्राही दृढवैरश्च भवति ॥

शुक्लाक्षः स्थिरकुटिलातिनीलकेशो। लक्ष्मिवाञ्जलदमृदङ्गसिंहघोषः ॥ सुप्तः सन्सकमलहंसचक्रवाकान्। सम्पश्येदपि च जलाशयान् मनोज्ञान् ॥

रक्तान्तनेत्रः सुविभक्तगात्रः। स्निग्धच्छविः सत्त्वगुणोपपन्नः ॥ क्लेशक्षमो मानयिता गुरूणां। ज्ञेयो बलासप्रकृतिर्मनुष्यः ॥

दृढशास्त्रमतिः स्थिरमित्रधनः। परिगण्य चिरात्प्रददाति बहु। परिनिश्चितवाक्यपदः सततं। गुरुमानकरश्च भवेत् स सदा ॥

ब्रह्मरुद्रेन्द्रवरुणैः सिंहाश्वगजगोवृषैः।

तार्क्ष्यहंससमानूकाः श्लेष्मप्रकृतयो नराः ॥ ३५ ॥

કફપ્રકૃતિવાળો માણસ છેડાઓમાં રાતાં નેત્રોવાળો, ગાત્રોની સુંદર રચનાવાળો, સ્નિગ્ધ કાંતિવાળો, સત્ત્વગુણી, દુઃખોને સહન કરી શકે એવો, ગુરુને (વડીલોને) માન આપનારો, રૂપાળો, ભાગ્યશાળી, જેનું દર્શન પ્રિય લાગે એવો, મધુર પદાર્થોની ઉપર પ્રેમ રાખનારો, બીજાઓએ કરેલા ઉપકારોને વિસારતો નથી, ધીરજવાળો, સહનશક્તિવાળો, ચાપલ્યથી રહિત, બળવાન, લાંબા કાળ સુધી વાત પકડી રાખે એવો, લાંબે કાળે પણ શત્રુઓની સાથેના વેરને ન જ છોડે એવો, સફેદ ડોળાવાળો, સ્થિર, વાંકા તથા અત્યંત શ્યામ કેશોવાળો, લક્ષ્મીવાળો, મેઘ, મૃદંગ તથા સિંહના જેવા અવાજવાળો, શાસ્ત્રોના દૃઢ વિચારવાળો, સ્થિર મૈત્રીવાળો, સ્થિર

ધનવાળો, લાંબા વખત સુધી વિચાર કરીને ઘણું આપે એવો, નિશ્ચિત કરી રાખેલાં જ વાક્યો તથા પદો બોલનારો અને સર્વદા વિદ્યાગુરુઓને માન આપનારો હોય છે. કફપ્રકૃતિવાળા માણસનો વર્ણ ધ્રોખડના જેવો, નીલ કમળના જેવો, ખડ્ગના જેવો, લીલા અરીઠાના જેવો અથવા તીરકામઠાના (બાણના થેથાના) જેવો હોય છે. એ માણસ સ્વપ્નોમાં કમળો, હંસો તથા ચક્રવાક-પક્ષીઓવાળા મનોહર જળાશયોને દેખે છે.

કફપ્રકૃતિવાળા માણસોના સ્વભાવ બ્રહ્મા, રુદ્ર, ઇંદ્ર, વરુણ, સિંહ, ઘોડા, બળદ, ગરુડ અને હંસના જેવા હોય છે. ૩૫

**વાતપિત્તપ્રકૃતિ, વાતકફપ્રકૃતિ, પિત્તકફ-પ્રકૃતિ અને વાતપિત્તકફપ્રકૃતિનાં લક્ષણો**

द्वयोर्वा तिसृणां वापि प्रकृतीनां तु लक्षणैः ।
ज्ञात्वा संसर्गजा वैद्यः प्रकृतीरभिनिर्दिशेत् ॥३६॥

ઉપર જે વાતપ્રકૃતિનાં, પિત્તપ્રકૃતિનાં અને કફપ્રકૃતિનાં જુદાં જુદાં લક્ષણો અનુક્રમથી કહ્યાં, તેમાંથી જે માણસનાં વાતપ્રકૃતિનાં અને પિત્ત-પ્રકૃતિનાં મિશ્રિત લક્ષણો જોવામાં આવે, તેને વૈદ્યે વાતપિત્તપ્રકૃતિવાળો જાણવો, જે માણસમાં વાતપ્રકૃતિનાં અને કફપ્રકૃતિનાં મિશ્રિત લક્ષણો જોવામાં આવે, તેને વૈદ્યે વાતકફપ્રકૃતિવાળો જાણવો; જે માણસમાં પિત્તપ્રકૃતિનાં અને કફ-પ્રકૃતિનાં મિશ્રિત લક્ષણો જોવામાં આવે તેને વૈદ્યે પિત્તકફપ્રકૃતિવાળો જાણવો અને જે માણસ-માં વાતપ્રકૃતિ, પિત્તપ્રકૃતિ અને કફપ્રકૃતિ એ ત્રણેનાં મિશ્રિત લક્ષણો જોવામાં આવે તેને વૈદ્યે વાતપિત્તકફપ્રકૃતિવાળો જાણવો. ૩૬

**ઉંમરભર પ્રકૃતિરૂપ દોષો ટળતા નથી**

प्रकोपो वान्यथाभावः क्षयो वा नोपजायते ।
प्रकृतीनां स्वभावेन जायते तु गतायुषः ॥
विषजातो यथा कीटो न विषेण विपद्यते ।
तद्वत्प्रकृतयो मर्त्यं शक्नुवन्ति न बाधितुम् ॥३७

પ્રકૃતિભૂત (શરૂઆતથી જ પ્રકૃતિરૂપે ગોઠ-વાયેલા) દોષોનો ઉંમરભર પ્રકોપ, અન્યથાભાવ (ફેરબદલી) કે ક્ષય થતો નથી, પણ જ્યારે મૃત્યુનો સમય નજદીક આવે છે, ત્યારે સ્વા-ભાવિક રીતે તેઓનો પ્રકોપ, ફેરફાર કે ક્ષય થઈ જાય છે અર્થાત્ જેમનું મરણ નજદીક આવ્યું હોય, તેઓની પ્રકૃતિઓનો ફેરફાર થઈ જાય છે. જેમ ઝેરમાં જન્મેલા કીડાને ઝેર અસંત હરકત કરી શકતું નથી, તેમ પ્રકૃતિરૂપ દોષો માણસને અસંત હરકત કરી શકતા નથી; પરંતુ જેમ ઝેરનો કીડો ઝેરના સ્વભાવથી થયેલા દાહાદિકથી કાંઈક પીડાય છે, તેમ વાત આદિ પ્રકૃતિવાળાં માણસો વાત આદિ પ્રકૃતિઓથી થયેલી રૂક્ષતા, હાથપગનું ફાટવું, પસીનો તથા દુર્ગંધ વગેરેથી કંઈક પીડાય છે. ૩૭

**કેટલાકના મતે પાંચભૌતિક પ્રકૃતિઓ**

प्रकृतिमिह नराणां भौतिकीं केचिदाहुः ।
पवनदहनतोयैः कीर्तितास्तास्तु तिस्रः ॥
स्थिरविपुलशरीरः पार्थिवश्च क्षमावान् ।
शुचिरथ चिरजीवी नाभसः खैर्महद्भिः ॥ ३८ ॥

કેટલાક આચાર્યો કહે છે: 'માણસોની પૃથ્વી સંબંધી, જળ સંબંધી, અગ્નિ સંબધી, વાયુ સંબંધી અને આકાશ સંબંધી, એમ પાચ પ્રકૃતિઓ થાય છે.' એઓનો મત સ્વીકારીએ, તોપણ વાયુપ્રકૃતિનાં લક્ષણો કહ્યાં, તેથી વાયુ-સંબંધી પ્રકૃતિ; કફપ્રકૃતિનાં લક્ષણો કહ્યાં, તેથી જળ સંબંધી પ્રકૃતિ અને પિત્તપ્રકૃતિના લક્ષણો કહ્યાં, તેથી અગ્નિ સંબંધી પ્રકૃતિ કહેવાઈ ગઈ છે, માટે હવે પૃથ્વી સંબંધી અને આકાશ સંબંધી— એ બે પ્રકૃતિઓનાં જ લક્ષણો કહીએ છીએ: પૃથ્વી સંબંધી પ્રકૃતિવાળો માણસ મોટા તથા દૃઢ શરીરવાળો તથા ક્ષમાવાળો હોય છે અને આકાશ સંબંધી પ્રકૃતિવાળો માણસ પવિત્ર

હોય છે, લાંબા કાળ સુધી જીવે છે તથા નાક, કાન વગેરેનાં મોટાં છિદ્રોવાળો હોય છે. ૩૮

સાત્ત્વિક સત્ત્વોવાળાં સાત શરીરો

शौचमास्तिक्यमभ्यासो वेदेषु गुरुपूजनम् ।
प्रियातिथित्वमिज्या च ब्रह्मकायस्य लक्षणम् ॥
माहात्म्यं शौर्यमाज्ञा च सततं शास्त्रबुद्धिता ।
भृत्यानां भरणं चापि माहेन्द्रं कायलक्षणम् ॥
शीतसेवा सहिष्णुत्वं पैङ्गल्यं हरिकेशता ।
प्रियवादित्वमित्येतद्वारुणं कायलक्षणम् ॥
मध्यस्थता सहिष्णुत्वमर्थस्यागमसंचयौ ।
महाप्रसवशक्तित्वं कौबेरं कायलक्षणम् ॥
गन्धमाल्यप्रियत्वं च नृत्यवादित्रकामिता ।
विहारशीलता चैव गान्धर्वं कायलक्षणम् ॥
प्राप्तकारी दृढोत्थानो निर्भयः स्मृतिमाञ्छुचिः ।
रागमोहभयद्वेषैर्वर्जितो याम्यसत्त्ववान् ॥
जपव्रतब्रह्मचर्यहोमाध्ययनसेविनम् ।
ज्ञानविज्ञानसम्पन्नमृषिसत्त्वं नरं विदुः ॥
सप्तैते सात्त्विकाः काया राजसांस्तु निबोध मे ॥३९

પવિત્રતા, આસ્તિકતા, વેદોનો અભ્યાસ, ગુરુઓનું પૂજન, અતિથિઓની ઉપર પ્રેમ અને દેવતાઓનું પૂજન—એ લક્ષણો જેમાં હોય, તે માણસના શરીરને **બ્રહ્મસત્ત્વ** એટલે બ્રહ્માના જેવી ચિત્તની પ્રકૃતિવાળું જાણવું.

મહાત્માપણું, શૂરતા, અભંગ આજ્ઞા, નિરંતર શાસ્ત્રોનું પરિશીલન અને આશ્રિતોનું ભરણપોષણ કરવામાં ઉદારતા—એ લક્ષણો જેમાં હોય, તે માણસના શરીરને **માહેંદ્રસત્ત્વ** એટલે ઇંદ્ર જેવી ચિત્તની પ્રકૃતિવાળું જાણવું.

શીતનું સેવન, સહનશીલતા, નેત્રોનું પિંગળાપણું, કેશોની કપિલવર્ણતા અને પ્રિય બોલનારપણું—એ લક્ષણો જેમાં હોય, તે માણસના શરીરને **વારુણસત્ત્વ** એટલે વરુણના જેવી ચિત્તની પ્રકૃતિવાળું જાણવું.

સઘળી બાબતોમાં તટસ્થતા (નિરભિમાનતા), સહનશીલતા, ધન મેળવવાની તથા ધનનો સંચય કરવાની સંપૂર્ણ યુક્તિ અને પ્રજાને ઉત્પન્ન કરવાની મોટી શક્તિ—એ લક્ષણો જેમાં હોય, તે માણસના શરીરને **કૌબેરસત્ત્વ** એટલે કુબેરના જેવી ચિત્તની પ્રકૃતિવાળું જાણવું.

ચંદન આદિ સુગંધી પદાર્થોની ઉપર તથા સુગંધી પુષ્પોની ઉપર પ્રેમ, નૃત્ય તથા વાદિત્રની કલામાં અભિરુચિ—અને તે તે પ્રદેશોમાં ફરવા જવાનો અભ્યાસ; એ લક્ષણો જેમાં હોય તે માણસના શરીરને **ગાંધર્વસત્ત્વ** એટલે ગંધર્વના જેવી ચિત્તની પ્રકૃતિવાળું જાણવું.

યોગ્ય કામ કરનારપણું, દૃઢ ઉદ્યોગવાળાપણું, નિર્ભયતા, સ્મરણશક્તિ, પવિત્રતા, આસક્તિથી રહિતપણું અને મોહ, ભય તથા દ્વેષથી પણ રહિતપણું—એ લક્ષણો જેમાં હોય, તે માણસના શરીરને **યામ્યસત્ત્વ** એટલે યમરાજાના જેવી ચિત્તની પ્રકૃતિવાળું સમજવું.

જપ, વ્રત, બ્રહ્મચર્ય, હોમ તથા અધ્યયનનું સેવન અને જ્ઞાન તથા વિજ્ઞાનથી યુક્તપણું—એ લક્ષણો જેમાં હોય, તે માણસના શરીરને **ઋષિસત્ત્વ** એટલે ઋષિના જેવી ચિત્તની પ્રકૃતિવાળું જાણવું.

આ સાત સાત્વિક સત્ત્વવાળાં શરીરો કહ્યાં. હવે રાજસ સત્ત્વવાળાં શરીરો વિષે કહું છું, તે સાંભળો. ૩૯

રાજસ સત્ત્વોવાળાં ૭ શરીરો

ऐश्वर्यवन्तं रौद्रञ्च शूरं चण्डमसूयकम् ॥
एकाशिनं चौदरिकमासुरं जनमादिशेत् ।
तीक्ष्णमायासिनं भीरुं चण्डं मायान्वितं तथा ॥
विहाराचारचपलं सर्पसत्त्वं विदुर्नरम् ।
प्रवृद्धकामसेवी चाप्यजस्राहार एव च ॥

अमर्षणोऽनवस्थायी शाकुनं कायलक्षणम् ।
एकान्तग्राहिता रौद्रमसूया धर्मबाह्यता ॥
भृशमात्मं तमश्चापि राक्षसं कायलक्षणम् ।
उच्छिष्टाहारता तैक्ष्ण्यं साहसप्रियता तथा ॥
स्त्रीलोलुपत्वं नैर्लज्ज्यं पैशाचं कायलक्षणम् ।
असंविभागमलसं दुःखशीलमसूयकम् ॥
लोलुपश्चाप्यदातारं प्रेतसत्त्वं विदुर्नरम् ।
षडेते राजसाः कायास्तामसांस्तु निबोध मे ॥ ४० ॥

ઐશ્વર્યતા, ક્રૂરતા, શૂરતા, તીવ્ર કોપવાળાપણું, પરાયા ગુણો ઉપર મત્સર રાખનારપણું, બીજા કોઈ પ્રાણીને અન્નાદિકમાંથી વિભાગ નહિ આપતાં એકલા જ જમનારપણું અને પોતાનું પેટ ભરવા ઉપર જ લક્ષ્ય રાખનારપણું; એ લક્ષણો જેમાં હોય, તે માણસના શરીરને **આસુરસત્ત્વ** એટલે અસુરના જેવી ચિત્તની પ્રકૃતિવાળું જાણવું.

તીક્ષ્ણતા, બીજાઓને પરિશ્રમ આપનારપણું, બીકણતા, દૃઢવૈરપણું, કપટીપણું અને વિહારમાં તથા આચારમાં ચપળતા; એ લક્ષણો જેમાં હોય, તે માણસના શરીરને **સર્પસત્ત્વ** એટલે સર્પના જેવી ચિત્તની પ્રકૃતિવાળું જાણવુ.

અસહનતા, એક ઠેકાણે નહિ રહેનારપણું, નિરંતર આહાર કરનારપણું અને કામદેવની વૃદ્ધિને લીધે મૈથુનનુ અતિસેવન, એ લક્ષણો જેમાં હોય, તે માણસના શરીરને **શાકુનસત્ત્વ** એટલે પક્ષીના જેવી ચિત્તની પ્રકૃતિવાળું જાણવુ.

એકાંતમાં રહેવાનો સ્વભાવ, ભયંકરતા, ગુણોમાં દોષોનુ આરોપણ કરવાની ટેવ, ધર્મથી ભ્રષ્ટતા અને અત્યંત ક્રોધ તથા મૂઢતા—એ લક્ષણો જેમાં હોય, તે માણસના શરીરને **રાક્ષસસત્ત્વ** એટલે રાક્ષસના જેવી ચિત્તની પ્રકૃતિવાળું જાણવું.

ઉચ્છિષ્ટ ખાનારપણું, તીક્ષ્ણતા, સાહસ ઉપર પ્રેમ રાખનારપણું, સ્ત્રીઓમાં લંપટતા અને નિર્લજ્જતા એ લક્ષણો જેમાં હોય, તે માણસના શરીરને **પૈશાચસત્ત્વ** એટલે પિશાચના જેવી ચિત્તની પ્રકૃતિવાળું જાણવું.

અન્નાદિકમાંથી કોઈ ને પણ વિભાગ નહિ આપનારપણું, આળસ, નિરંતર દુઃખિતપણું, ગુણોમાં દોષોનો આરોપ કરનારપણું, ખાવાપીવામાં લંપટતા અને અદાતાપણું, એ લક્ષણો જેમાં હોય; તે માણસના શરીરને **પ્રેતસત્ત્વ** એટલે પ્રેતના જેવી ચિત્તની પ્રકૃતિવાળું જાણવું.

આ ૭ રાજસ સત્ત્વવાળાં શરીરો કહ્યાં. હવે તામસ સત્ત્વોવાળાં શરીરો વિષે કહું છું, તે સાંભળો. ૪૦

તામસ સત્ત્વોવાળાં ત્રણ શરીરો

दुर्मेधस्त्वं मन्दता च स्वप्ने मैथुननित्यता ।
निराकरिष्णुता चैव विज्ञेयाः पाशवा गुणाः ॥
अनवस्थितता मौर्ख्यं भीरुत्वं सलिलार्थिता ।
परस्पराभिमर्दश्च मत्स्यसत्त्वस्य लक्षणम् ॥
एकस्थानगतिर्नित्यमाहारे केवले रतः ।
वानस्पत्यो नरः सत्त्वधर्मकामार्थवर्जितः ॥
इत्येते त्रिविधाः कायाः प्रोक्ता वै तामसास्तथा ॥

દુર્બુદ્ધિ, મંદતા, નિત્ય સ્વપ્નમાં મૈથુન કરનારપણું અને બીજાઓને દૂર કરનારપણું, એ લક્ષણો જેમાં હોય, તે માણસના શરીરને **પશુસત્ત્વ** એટલે પશુના જેવી ચિત્તની પ્રકૃતિવાળું જાણવુ.

અતિચંચળતા, મૂર્ખતા, બીકણપણું, જળની અત્યંત ઇચ્છા અને પોતાની જાતમાં જ પરસ્પરનું મર્દન કરનારપણું—એ લક્ષણો જેમાં હોય, તે માણસના શરીરને **મત્સ્યસત્ત્વ** એટલે માછલાંના જેવી ચિત્તની પ્રકૃતિવાળું જાણવું.

એક જ ઠેકાણે રહેનારપણું, નિત્ય કેવળ આહારમાં જ રુચિ ધરાવનારપણું અને સત્ત્વગુણ, ધર્મ, કામ તથા ધનથી રહિતપણું—એ લક્ષણો જેમાં હોય, તે માણસના શરીરને

**વાનસ્પત્યસત્ત્વ** એટલે ઝાડના જેવી ચિત્તની પ્રકૃતિવાળું જાણવું.

આ ત્રણ તામસ સત્ત્વવાળાં શરીરો કહ્યાં. ૪૧

પ્રકૃતિઓ જાણવાનું પ્રયોજન

**कायानां प्रकृतीर्ज्ञात्वा त्वनुरूपां क्रियां चरेत् ॥**
**महाप्रकृतयस्त्वेता रजःसत्त्वतमःकृताः ।**
**प्रोक्ता लक्षणतः सम्यग्भिषक्ताश्च विभावयेत् ॥४२**

વૈદ્યે રોગીઓનાં શરીરોની પ્રકૃતિઓની પરીક્ષા કરીને પછી તે પ્રકૃતિને લાયક જણાય, એવી ચિકિત્સા કરવી. આ (છેવટમાં) સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણથી થતી મહાપ્રકૃતિઓનાં પણ લક્ષણો કહ્યાં. એ લક્ષણો ઉપરથી વૈદ્યે તે પ્રકૃતિઓનો પણ સારી પેઠે નિશ્ચય કરવો, જેથી ચિકિત્સા કરવામાં કેટલીક સગવડ પડે. ૪૨

## અધ્યાય ૫ મો

### ઉપક્રમ

**अथातः शरीरसंख्याव्याकरणं शारीरं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥**

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'શરીરસંખ્યાવ્યાકરણશારીર'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

ગર્ભનું તથા પંચમહાભૂતોની ક્રિયાઓ-પૂર્વક શરીરનું લક્ષણ

**शुक्रशोणितं गर्भाशयस्थमात्मप्रकृतिविकारसंमूर्च्छितं गर्भ इत्युच्यते ।**

**तञ्च चेतनावस्थितं वायुर्विभजति तेज एनं पचति आपः क्लेदयन्ति पृथिवी संहन्त्याकाशं विवर्द्धयति । एवं विवर्द्धितः स यदा हस्तपादजिह्वाघ्राणकर्णनितम्बादिभिरङ्गैरुपेतस्तदा शरीरमिति संज्ञां लभते ।**

ગર્ભાશયમાં રહેલો અને જીવાત્મા, આઠ પ્રકૃતિઓ તથા સોળ વિકારોથી મિશ્ર થઈને ગોઠવાયલો વીર્યનો તથા રજનો સમુદાય ગર્ભ કહેવાય છે.

જેમાં ચેતના, શરૂઆતથી જ દાખલ થઈને કશું વીંખાવું કે સડો થવા દેતી નથી એવા તે ગર્ભમાં વાયુ-દોષોના, ધાતુઓના, મળોના, અંગોના તથા પ્રત્યંગો વગેરેના વિભાગો કરે છે. તેજ (અગ્નિ) એ ગર્ભને એક એક રૂપથી અનુક્રમે જુદા જુદા રૂપની પ્રાપ્તિ આપવારૂપ પાક આપે છે. જળ વિભાગને કરનારા વાયુ વડે તથા પરિણામ(પાક)ને કરનારા અગ્નિ વડે ગર્ભનું શોષણ થયા છતાં તે ગર્ભને સ્નિગ્ધ રાખ્યા કરે છે. પૃથ્વી જળ વડે સ્નિગ્ધ થયા કરતા એ ગર્ભને કઠણપણું આપ્યા કરે છે અને આકાશ વાયુએ તથા અગ્નિએ ફૂલાવવા માંડેલા સ્રોતોને ઊંચે, નીચે તથા આડે અવકાશ આપીને તે ગર્ભને વૃદ્ધિ આપ્યા કરે છે. આ પ્રમાણે પંચમહાભૂતોએ વધારેલો એ ગર્ભ, જ્યારે સ્પષ્ટ રીતે હાથ, પગ, માથું, જીભ, નાક, કાન તથા નિતંબ વગેરે અવયવોથી યુક્ત થાય છે, ત્યારે તે 'શરીર' નામને પ્રાપ્ત થાય છે. ૨

શરીરમાં ૭ અંગો

**तच्च षडङ्गं शाखाश्चतस्रो मध्यं पञ्चमं षष्ठं शिर इति ॥ ३ ॥**

શરીરમાં બે હાથ, બે પગ, કોઠો અને ડોક સહિત આખું માથું, એ ૭ અંગો ગણાય છે. (તેઓમાં બે હાથ અને બે પગ એ ચાર, શાખાઓ પણ કહેવાય છે.) ૩

શરીરનાં પ્રત્યંગો

**अतः परं प्रत्यङ्गानि वक्ष्यन्ते। मस्तकोदरपृष्ठनाभिललाटचिबुकबस्तिग्रीवा इत्येता एकैकाः। कर्णनेत्रनासाभ्रूशङ्खांसगण्डकक्षास्तनवृषणपार्श्वस्फिग्जानुबाहूरुप्रभृतयो द्वे द्वे। विंशतिरङ्गुल्यः स्रोतांसि च**

[1] શરીરના અવયવોના તથા તે અવયવોમાં ગોઠવાયેલા પદાર્થોના વ્યાખ્યાન વિષેનો.

वक्ष्यमाणानि। एष प्रत्यङ्गविभाग उक्तः ॥४॥

હવે શરીરનાં પ્રત્યંગો કહીએ છીએ: માથું, પેટ, પીઠ, નાભિ, લલાટ, હડપચી, મૂત્રાશય તથા ડોક એ એક એક અવયવો, તેમ જ બે કાન, બે નેત્ર, બે નાક, બે ભમરો, બે લમણાં, બે ખભા, બે ગાલ, બે કાખ, બે સ્તન, બે વૃષણ, બે પડખાં, બે ફૂલા, બે ગોઠણ, બે હાથ તથા બે સાથળ–બબ્બે અવયવો અને વીસ આંગળીઓ તથા હૃદય આદિમાં રહેનારા જે સ્રોતો કહેવામાં આવશે, તેઓ પ્રત્યંગો (અંગોના અવયવો) ગણાય છે આ પ્રત્યંગોનો વિભાગ કહ્યો. ૪

અંગપ્રત્યંગાત્મક શરીર

तस्य पुनः संख्यानम्। त्वचः कला धातवो मला दोषा यकृत्प्लीहानौ फुफ्फुस उण्डुको हृदयमाशया अन्त्राणि वृक्कौ स्रोतांसि कण्डरा जालानि कूर्चा रज्जवः सेवन्यः सङ्घाताः सीमन्ता अस्थीनि सन्धयः स्नायवः पेश्यो मर्माणि शिरा धमन्यो योगवहानि स्रोतांसि च॥

ત્વચાઓ, કલાઓ, ધાતુઓ, મળો, દોષો, યકૃત, પ્લીહા, ફુપ્ફુસ, ઉંડુક (મળની કોથળી), હૃદય, આશયો, અંત્રો (આંતરડાં), બુક્કાઓ, સ્રોતો, કંડરાઓ, જાળો, કૂર્ચો, રજ્જુઓ, સીવણીઓ, સંઘાતો, સીમંતો, અસ્થિઓ, સંધિઓ, સ્નાયુઓ, પેશીઓ, મર્મો, શિરાઓ, ધમનીઓ અને અન્નાદિકનું વહન કરનાર ધમનીઓથી જોડાયેલા સ્રોતો; એટલા વિભાગો અંગપ્રત્યંગાત્મક શરીરમાં ગોઠવાયેલા છે. ૫

ત્વચા વગેરે વિભાગોની સંખ્યા

त्वचः सप्त। कलाः सप्त। आशयाः सप्त। धातवः सप्त। सप्त शिराशतानि। पञ्च पेशीशतानि। नव स्नायुशतानि। त्रीण्यस्थिशतानि। द्वे दशोत्तरे सन्धिशते। सप्तोत्तरं मर्मशतम्। चतुर्विंशतिर्धमन्यः। त्रयो दोषाः। त्रयो मलाः। नव स्रोतांसीति समासः। विस्तारोऽत ऊर्ध्वम्॥६॥

त्वचोऽभिहिताः कला धातवो मला दोषा यकृत्प्लीहानौ फुप्फुस उण्डुको हृदयं वृक्कौ च॥७॥

ત્વચાઓ સાત છે, કલાઓ સાત છે, આશયો સાત છે, ધાતુઓ સાત છે, શિરાઓ સાતસો છે, પેશીઓ પાંચસો છે, સ્નાયુઓ નવસો છે, અસ્થિઓ ત્રણસો છે, સંધિઓ બસો દશ છે, મર્મો એકસો સાત છે, ધમનીઓ ચોવીસ છે, દોષો ત્રણ છે, મલો ત્રણ છે અને સ્રોતો નવ છે. આ વિભાગો સંખ્યામાત્રથી આ પ્રમાણે ટૂંકમાં કહ્યા. હવે વિસ્તારથી કહેવામાં આવશે. ૬

ત્વચાઓ, કલાઓ, યકૃત્, પ્લીહા, ફુપ્ફુસ, ઉંડુક, હૃદય અને બુક્કાનો વિસ્તાર ગયા અધ્યાયમાં કહેવાઈ ગયો છે અને ધાતુઓ, મલો તથા દોષોનો વિસ્તાર સૂત્રસ્થાનના ૧૯ મા અધ્યાય વગેરેમાં કહેવાઈ ગયો છે. તેથી ફરી અહીં કહેવાની જરૂર નથી. ૭

આશયોનો વિસ્તાર

आशयास्तु वाताशयः पित्ताशयः श्लेष्माशयो रक्ताशय आमाशयः पक्वाशयो मूत्राशयः स्त्रीणां गर्भाशयोऽष्टम इति॥८॥

વાતાશય, પિત્તાશય, શ્લેષ્માશય (કફાશય), રક્તાશય, આમાશય, પક્વાશય અને મૂત્રાશય–એમ સાત આશયો છે. સ્ત્રીઓને એ સાત આશયો ઉપરાંત આઠમું ગર્ભાશય છે. (રક્તાશય, કફાશય, આમાશય, પિત્તાશય, પક્વાશય, વાતાશય અને મૂત્રાશય–એ પ્રમાણે આશયોનો અનુક્રમ છે. સ્ત્રીઓને આઠમું જે ગર્ભાશય છે, તે પિત્તાશય અને પક્વાશયના મધ્યમાં છે. વાગ્ભટ) ૮

અંત્રો (આંતરડાં)નો વિસ્તાર

सार्द्धत्रिव्यामान्यन्त्राणि पुंसां स्त्रीणामर्द्धव्यामहीनानि॥९॥

પુરુષોનાં આંતરડાં સાડાત્રણ વાંભ લાંબાં

હોય છે અને સ્ત્રીઓનાં આંતરડાં ત્રણ વાંભ લાંબાં હોય છે. ૯

બહાર દેખાતા સ્રોતોનો વિસ્તાર

श्रवणनयनवदनघ्राणगुदमेढ्राणि नव स्रोतांसि नराणां बहिर्मुखान्येतान्येव स्त्रीणामपराणि च त्रीणि द्वे स्तनयोरधस्ताद्रक्तवहं च ॥ १० ॥

પુરુષોને બહાર મુખવાળાં બે કાન, બે નેત્ર, મોઢું, બે નાક, ગુદા અને ઉપસ્થ એ નવ સ્રોતો છે અને સ્રીઓને એ નવ સ્રોતો ઉપરાંત પણ બીજા ત્રણ બહાર મુખવાળા સ્રોતો છે; તે આ કે, સ્તનોમાં બે સ્રોત છે અને યોનિની ડોટીની નીચે એક રક્તવહ (રજનું વહન કરનાર) સ્રોત છે. (અંદર મુખવાળા જે સ્રોતો છે, તેઓનો વિસ્તાર આ શારીરસ્થાનના નવમા અધ્યાયમાં કહેવામાં આવશે.) ૧૦

કંડરાઓ(મોટા સ્નાયુઓ)નો વિસ્તાર

षोडश कण्डराः। तासां चतस्रः पादयोस्तावत्यो हस्तग्रीवापृष्ठेषु। तत्र हस्तपादगतानां कण्डराणां नखाः प्ररोहाः। ग्रीवाहृदयनिबन्धिनीनामधोभागगतानां मेढ्रम्। श्रोणिपृष्ठनिबन्धिनीनामधोभागगतानां बिम्बः। मूर्धोरुवक्षोंऽसपिण्डादीनाञ्च ॥११

કંડરાઓ સોળ છે. તેઓમાં જમણા પગમાં બે, ડાબા પગમાં બે, જમણા હાથમાં બે, ડાબા હાથમાં બે, ડોકમાં ચાર અને પીઠમાં ચાર છે. હાથના તથા પગના જે નખો છે, તેઓ હાથમાં તથા પગમાં રહેલી કંડરાઓના નીચેના ભાગોના અંકુરોરૂપ છે. જે ઉપસ્થ છે તે ડોકની સાથે હૃદયને નિશ્ચળ રીતે બાંધીને રહેલી ચાર કંડરાઓના નીચેના ભાગોના અંકુરરૂપ છે. જે નિતંબમંડળ છે તે કમરની સાથે પીઠને નિશ્ચળ રીતે બાંધીને રહેલી ચાર કંડરાઓના નીચેના ભાગોના અંકુરરૂપ છે. એવી જ રીતે મસ્તકનું મંડળ ડોકમાં રહેલી ચાર કંડરાઓના ઉપરના ભાગોના અંકુરરૂપ છે, જમણા સાથળનું મંડળ જમણા પગમાં રહેલી બે કંડરાઓના ઉપરના ભાગોના અંકુરરૂપ છે. ડાબા સાથળનું મંડળ ડાબા પગમાં રહેલી બે કંડરાઓના ઉપરના ભાગોના અંકુરરૂપ છે. છાતીનું મંડળ પીઠમાં રહેલી ચાર કંડરાઓના ઉપરના ભાગોના અંકુરરૂપ છે. જમણા ખભાનું મંડળ (ટોચ) જમણા હાથમાં રહેલી બે કંડરાઓના ઉપરના ભાગોના અંકુરરૂપ છે અને ડાબા ખભાનું મંડળ ડાબા હાથમાં રહેલી બે કંડરાઓના ઉપરના ભાગોના અંકુરરૂપ છે. સ્તનોનું જે મંડળ છે તે પણ કંડરાઓના જ અંકુરરૂપ છે. ૧૧

જાળો(જાળાંઓ)નો વિસ્તાર

मांसशिरास्नाय्वस्थिजालानि प्रत्येकं चत्वारि चत्वारि। तानि मणिबन्धगुल्फसंश्रितानि परस्परनिबद्धानि परस्परसंश्लिष्टानि परस्परगवाक्षितानि चेति यैर्गवाक्षितमिदं शरीरम् ॥ १२ ॥

માંસ, શિરાઓ, સ્નાયુઓ અને અસ્થિઓ—એ પ્રત્યેકનાં ચાર ચાર જાળાં છે. એ જાળાંઓ નીચે પ્રમાણે એક એક સ્થાનમાં ચાર ચાર છે અને સઘળાં મળીને સોળ છે. જેમ કે જમણા હાથના કાંડામાં એક માંસનું, બીજું શિરાઓનું, ત્રીજું સ્નાયુઓનું અને ચોથું અસ્થિઓનું જાળું છે. ડાબા હાથના કાંડામાં, જમણા પગની ઘૂંટીમાં અને ડાબા પગની ઘૂંટીમાં પણ એ પ્રમાણે જ ચાર ચાર જાળાં છે. એ ચાર ચાર જાળાંઓ પરસ્પરથી બંધાયેલાં છે, પરસ્પરની સાથે ચોંટેલાં છે અને જેઓમાં પરસ્પર છિદ્રો થયાં છે એવાં છે, કે જેઓએ શરીરના એ ભાગોને પરસ્પર અંતર વગરનાં જાળિયાં જેવાં અનેક છિદ્રોના સમૂહોવાળા કરી મૂક્યા છે. ૧૨

કૂર્ચો(ગાભા)નો વિસ્તાર

षट् कूर्चास्ते हस्तपादग्रीवामेढ्रेषु।
हस्तयोर्द्वौ पादयोर्द्वौ ग्रीवामेढ्रयोरेकैकः ॥१३॥

બે હાથમાં, બે પગમાં, એક ડોકમાં અને એક ઉપસ્થમાં એવી રીતે સઘળા મળીને છ કૂર્ચો છે. (એ કૂર્ચો શિરા, સ્નાયુ, માંસ અને અસ્થિઓમાંથી બનેલા છે.) ૧૩

રજ્જુ(દોરી)ઓનો વિસ્તાર

**महत्यो मांसरज्जवश्चतस्रः पृष्ठवंशमुभयतः पेशीनिबन्धनार्थं द्वे बाह्ये आभ्यन्तरे च द्वे ॥ १४ ॥**

બરડાની બે બાજુઓમાં માંસની મોટી મોટી ચાર દોરીઓ છે. માંસની પેશીઓને બાંધી રાખવી, એ તેઓનું કામ છે. એમાં બે દોરીઓ બરડાના બહારના ભાગમાં અને બે દોરીઓ અંદરના ભાગમાં છે. ૧૪

સીવણીઓનો વિસ્તાર

**सप्त सेवन्यः। शिरसि विभक्ताः पञ्च जिह्वाशेफसोरेकैका। ताः परिहर्तव्याः शस्त्रेण ॥१५॥**

સીવણીઓ કુલ સાત છે: માથામાં પાંચ છે, જીભમાં એક છે અને ઉપસ્થમાં એક છે. શસ્ત્રક્રિયા કરવાના સમયમાં તેઓને અવશ્ય છોડી દેવી જોઈએ એટલે તેઓમાં કદી પણ કોઈ પણ ભાગમાં શસ્ત્ર નાખવું નહિ. ૧૫

સંઘાતો(અસ્થિઓના જથ્થાઓ)નો વિસ્તાર

**चतुर्दशास्थ्नां सङ्घाताः। तेषां त्रयो गुल्फजानुवङ्क्षणेषु। एतेनेतरसक्थि बाहू च व्याख्यातौ। त्रिकशिरसोरेकैकः ॥ १६ ॥**

અસ્થિઓના સંઘાનો ચૌદ છે; તેઓમાં પગની બે ઘૂંટીઓમાં બે; બે ગોઠણમાં બે; બે સાથળોની સંધિઓમાં બે, બે હાથનાં કાંડાંઓમાં બે; બે કોણીઓમાં બે; હાથોની તથા ખભાઓની સંધિઓમાં બે; ડોકના તથા બાહુઓનાં ત્રણ અસ્થિઓ જ્યાં ભેળા થાય છે ત્યાં એક અને માથામાં એક છે. ૧૬

સીમંતો(ચૌદ સંઘાતોને થોભાવી રાખનારા સેંથાઓ)નો વિસ્તાર

**चतुर्दशैव सीमन्ताः। ते चास्थिसंघातवद्गणनीया यतस्तैर्युक्ता अस्थिसङ्घाताः। ये ह्युक्ताः सङ्घातास्ते खल्वष्टादशैकेषाम् ॥ १७ ॥**

સીમંતો પણ ચૌદ જ છે. તેઓ અસ્થિઓના સંઘાતો જેટલા એટલે ચૌદ જ ગણવા જોઈએ; કેમકે એ ચૌદ સંઘાતોને તેઓએ જ જોડી રાખેલા છે. કેટલાક આચાર્યો કહે છે કે, સીમંતો અઢાર છે, એટલે ચાર સીમંતો અધિક છે. (તે એવી રીતે કે, એક સીમંત કમરની દાંડીની ઉપર છે, બીજો સીમંત છાતીની ઉપર છે, ત્રીજો સીમંત પેટના અને છાતીના સંધિપ્રદેશમાં છે અને ચોથો સીમંત ખભાઓના ઉચ્ચ પ્રદેશ ઉપર છે.) ૧૭

અસ્થિઓનો વિસ્તાર

**त्रीणि सषष्टीन्यस्थिशतानि वेदवादिनो भाषन्ते। शल्यतन्त्रे तु त्रीण्येव शतानि। तेषां सविंशमस्थिशतं शाखासु। सप्तदशोत्तरं शतं श्रोणिपार्श्वपृष्ठोदरोरस्सु। ग्रीवां प्रत्यूर्ध्वं त्रिषष्टिः। एवमस्थ्नां त्रीणि शतानि पूर्यन्ते ॥ १८ ॥**

યાજ્ઞવલ્ક્ય મુનિ વગેરે વેદવાદી આચાર્યો તથા આયુર્વેદના પણ કેટલાક આચાર્યો કહે છે કે, 'શરીરમાં[1] અસ્થિઓ ત્રણસો સાઠ છે; પરંતુ શલ્યતંત્રમાં તો ત્રણસો અસ્થિઓ જ સ્વીકારેલાં છે. તેઓમાં એકસો વીસ અસ્થિઓ શાખાઓમાં (હાથપગમાં) છે. એકસો સત્તર અસ્થિઓ કમર, પડખાં, પીઠ, પેટ અને છાતીમાં છે અને ચોસઠ અસ્થિઓ ડોકથી માંડીને ઉપરના પ્રદેશોમાં છે. આ પ્રમાણે ગણતાં ત્રણસોનો સરવાળો થાય છે. ૧૮

હાથપગમાં ૧૨૦ અસ્થિઓ

**एकैकस्यां तु पादाङ्गुल्यां त्रीणि त्रीणि तानि पञ्चदश। तलकूर्चगुल्फसंश्रितानि दश। पार्ष्ण्यामे-**

[1] तस्य धाद्या शरीराणि यद् त्वचो धारयन्ति च। षडङ्गानि तथास्थ्नां च सह षष्ट्या शतत्रयम् ॥ (યાજ્ઞવલ્ક્યસ્મૃતિ પ્રાયશ્ચિત્તાધ્યાય શ્લોક ૮૪ મો.) ચરકે પણ પોતાના શારીરસ્થાનના ૭મા અધ્યાયમાં ૩૬૦ અસ્થિઓ ગણાવ્યા છે.

कम्। जङ्घायां द्वे। जानुन्येकम्। एकमूराविति। त्रिंशदेवमेकस्मिन् सक्थ्नि भवन्ति। एतेनेतरसक्थि बाहू च व्याख्यातौ ॥१९॥

પગની એક એક આંગળીમાં ત્રણ ત્રણ, એ રીતે પાંચ આંગળીઓનાં પંદર અસ્થિઓ થાય. પગનાં તળિયામાં અસ્થિઓની પાંચ સળીઓ અને તે સળીઓના આધારભૂત એક અસ્થિ, એ રીતે તળિયામાં છ અસ્થિઓ થાય. પગના કૂર્ચમાં (ગાભામાં) બે અસ્થિ, ઘૂંટીમાં બે અસ્થિ, પેનીમાં એક અસ્થિ, પિંડીમાં બે અસ્થિ, ગોઠણમાં એક અસ્થિ અને સાથળમાં એક અસ્થિ-એ રીતે નવ અસ્થિઓ થાય. આ પ્રમાણે એક પગમાં ત્રીસ અસ્થિઓ થાય છે. બીજા પગમાં પણ એ પ્રમાણે જ ત્રીસ અસ્થિઓ છે. એ રીતે જ એક એક હાથમાં પણ ત્રીસ ત્રીસ ગણી લેવાં; એટલે કુલ સરવાળો કરતાં શાખાઓમાં એકસો વીસ અસ્થિઓ થાય છે. ૧૯

કમર, પડખાં, પીઠ, પેટ અને છાતીમાં
અર્થાત્ કોઠામાં ૧૧૭ અસ્થિઓ

श्रोण्यां पञ्च तेषां गुदभगनितम्बेषु चत्वारि त्रिकसंश्रितमेकम्। पार्श्वे षट्त्रिंशदेवमेकस्मिन्। द्वितीयेऽप्येवम्। पृष्ठे त्रिंशत्। अष्टावुरसि। द्वे अक्षकसंज्ञे ॥२०॥

ગુદામાં એક, ઉપસ્થમાં[1] એક, બે નિતંબમાં બે અને બરડાની કરોડનો નીચલો ભાગ કે જ્યાં ત્રણ અસ્થિઓનો સંયોગ થાય છે ત્યાં એક; એ રીતે કમરમાં પાંચ અસ્થિઓ થાય છે. એક પડખામાં છત્રીસ અને બીજા પડખામાં છત્રીસ, એ રીતે પડખાંઓમાં બોતેર અસ્થિઓ થાય છે. પીઠમાં ત્રીસ અસ્થિઓ છે, છાતીમાં આઠ અસ્થિઓ છે અને અક્ષક નામનાં બે અસ્થિઓ છે. આ અસ્થિઓનો કુલ સરવાળો કરતાં કોઠામાં એકસો સત્તર અસ્થિઓ થાય છે. (અક્ષક એટલે ખભાઓ તરફ ગયેલાં હાંસડીનાં બે અસ્થિઓ હશે, એમ સમજાય છે. ડલ્લન અહીં કશું નહીં બોલતાં ચિકિત્સાસ્થાનના ત્રીજા અધ્યાયના ૧૭મા વિષયના વ્યાખ્યાનમાં કહે છે કે, અક્ષક ખભાના સંધિથી ઉપર છે.) ૨૦

ડોકથી ઉપરના પ્રદેશોમાં ત્રેસઠ અસ્થિઓ

ग्रीवायां नवकम्। कण्ठनाड्यां चत्वारि। द्वे हन्वोः। दन्ता द्वात्रिंशत्। नासायां त्रीणि। एकं तालुनि। गण्डकर्णशङ्खेष्वेकैकम्। षट् शिरसि ॥२१॥

ડોકમાં નવ અસ્થિઓ છે. ગળાની નળીમાં ચાર અસ્થિઓ છે. હડપચીના બે ભાગોમાં બે અસ્થિઓ છે. મોઢામાં દાંતરૂપ અસ્થિઓ બત્રીસ છે. નાકમાં ત્રણ અસ્થિઓ છે. તાળવામાં એક અસ્થિ છે. બે ગાલોમાં બે અસ્થિઓ છે. બે કાનોમાં બે અસ્થિઓ છે. બે લમણાંઓમાં બે અસ્થિઓ છે અને માથામાં છ અસ્થિઓ છે. આ અસ્થિઓનો કુલ સરવાળો કરતાં ડોકથી માંડીને ઉપરના પ્રદેશોમાં ત્રેસઠ અસ્થિઓ થાય છે. ૨૧

અસ્થિઓના પાંચ ભેદ

एतानि पञ्चविधानि भवन्ति। तद्यथा-कपालरुचकतरुणवलयनलकसंज्ञानि। तेषां जानुनितम्बांसगण्डतालुशङ्खशिरस्सु कपालानि। दशनास्तु रुचकानि। घ्राणकर्णग्रीवाक्षिकोशेषु तरुणानि। पाणिपादपार्श्वपृष्ठोदरोरस्सु वलयानि। शेषाणि नलकसंज्ञानि ॥२२॥

અસ્થિઓના કપાલાસ્થિ, રુચકાસ્થિ, તરુણાસ્થિ, વલયાસ્થિ અને નલકાસ્થિ એ નામના પાંચ ભેદ છે. તેઓમાં ગોઠણ, નિતંબ, ખભા, ગાલ, તાળવું, લમણાં અને માથું એ ઠેકાણાંઓનાં અસ્થિઓ કપાલાસ્થિઓ કહેવાય છે. દાંતો રુચકાસ્થિઓ કહેવાય છે. નાક, કાન, ડોક

---

[1] અહી મૂળમાં તો ભગ શબ્દ છે. ઉપસ્થ શબ્દથી લિંગ અને યોનિ એ બંનેનું ગ્રહણ થાય છે.

અને નેત્રોના કોશ–એ ઠેકાણાંઓનાં અસ્થિઓ **તરુણાસ્થિઓ** કહેવાય છે. હાથ, પગ, પડખાં, પીઠ, પેટ અને છાતી, એ ઠેકાણાંઓનાં અસ્થિઓ **વલયાસ્થિઓ** કહેવાય છે. હાથપગનાં તળાં, હાથપગની આંગળીઓ, કૂર્ચો, કાંડાં, બાહુ અને પિંડીઓ એ ઠેકાણાંઓનાં અસ્થિઓ **નલકાસ્થિઓ** કહેવાય છે. ૨૨

શરીરના ટેકાઓરૂપે અસ્થિઓ

भवन्ति चात्र ॥
अभ्यन्तरगतैः सारैर्यथा तिष्ठन्ति भूरुहाः ।
अस्थिसारैस्तथा देहा ध्रियन्ते देहिनां ध्रुवम् ॥
तस्माच्चिरविनष्टेषु त्वङ्मांसेषु शरीरिणाम् ।
अस्थीनि न विनश्यन्ति साराण्येतानि देहिनाम् ॥
मांसान्यत्र निबद्धानि शिराभिः स्नायुभिस्तथा ।
अस्थीन्यालम्बनं कृत्वा न शीर्यन्ते पतन्ति वा ॥२३

જેમ વૃક્ષો પોતામાં રહેલા સારોથી ટકી રહે છે, તેમ પ્રાણીઓનાં શરીરો પોતામાં રહેલા અસ્થિઓરૂપ સારોથી ટકી રહે છે, એ વાત નિ:સંશય છે; એટલા માટે પ્રાણીઓનાં ત્વચા તથા માંસો લાંબા કાળથી નષ્ટ થઈ ગયા છતાં અસ્થિઓ નષ્ટ થતાં નથી. શરીરમાં શિરાઓ તથા સ્નાયુઓથી બંધાયેલાં માંસો પણ એ સારરૂપ (મજબૂત) અસ્થિઓના ટેકાથી જ વીંખાઈ જતાં નથી કે પડી જતાં નથી. ૨૩

સંધિઓ(સાંધાઓ)ના બે ભેદ

सन्धयस्तु द्विविधाश्चेष्टावन्तः स्थिराश्च ॥
शाखासु हन्वोः कट्यां च चेष्टावन्तस्तु सन्धयः ।
शेषास्तु सन्धयः सर्वे विज्ञेया हि स्थिरा बुधैः ॥२४

ચેષ્ટાવાળા અને સ્થિર–એ રીતે સંધિઓ બે પ્રકારના છે. હાથપગમાં, હડપચીના બે પ્રદેશોમાં અને કમરમાં જ સંધિઓ છે, તેઓ ચેષ્ટાવાળા (ચલ) છે અને બાકીના સઘળા સંધિઓ સ્થિર (અચલ) છે. ૨૪

સંધિઓનો વિસ્તાર

संख्यातस्तु दशोत्तरे द्वे शते । तेषां शाखास्वष्टषष्टिरेकोनषष्टिः कोष्ठे ग्रीवां प्रत्यूर्ध्वं त्र्यशीतिः ॥२५

સંધિઓ બસોદસ છે. તેઓમાં અડસઠ સંધિઓ શાખાઓમાં (હાથપગમાં) છે, ઓગણસાઠ સંધિઓ કોઠામાં છે અને ત્ર્યાશી સંધિઓ ડોકથી માંડીને ઉપરના પ્રદેશોમાં છે. ૨૫

શાખાઓ–હાથપગમાં ૬૮ સંધિઓ

एकैकस्यां पादाङ्गुल्यां त्रयस्त्रयो द्वावङ्गुष्ठे ते चतुर्दश । जानुगुल्फवङ्क्षणेष्वेकैकः । एवं सप्तदशैकस्मिन्सक्थ्नि भवन्ति । एतेनेतरसक्थि बाहू च व्याख्यातौ ॥ २६ ॥

પગની એક એક આંગળીમાં ત્રણ ત્રણ અને અંગૂઠામાં[1] બે, એ રીતે ચૌદ થાય છે. ગોઠણમાં એક, ઘૂંટીમાં અને સાથળની સંધિમાં એક એ રીતે ત્રણ થાય છે આ પ્રમાણે એક પગમાં સત્તર સંધિઓ થાય છે. બીજા પગમાં પણ એ પ્રમાણે સત્તર જ સંધિઓ છે. એ રીતે જ એક એક હાથમાં પણ સત્તર સત્તર સંધિઓ ગણી લેવા, એટલે કુલ સરવાળો કરતાં શાખાઓમાં અડસઠ સંધિઓ થાય છે. ૨૬

કોઠામાં ૫૯ સંધિઓ

त्रयः कटीकपालेषु । चतुर्विंशतिः पृष्ठवंशे । तावन्त एव पार्श्वयोः । उरस्यष्टौ ॥२७॥

કમરનાં કપાલાસ્થિઓમાં ત્રણ સંધિઓ છે, બરડામાં ચોવીસ સંધિઓ છે, બે પડખાંઓમાં મળીને ચોવીસ સંધિઓ છે અને છાતીમાં આઠ સંધિઓ છે, એટલે કુલ સરવાળો કરતાં કોઠામાં ઓગણસાઠ સંધિઓ થાય છે. ૨૭

---

૧ પગનો અંગૂઠો ત્રણ અસ્થિઓથી યુક્ત છે, તોપણ સંધિઓ બે જ થાય અને હાથનો અંગૂઠો પણ ત્રણ અસ્થિઓથી યુક્ત છે, તોપણ સંધિઓ બે જ ગણાય; કેમ કે ત્રીજો સંધિ કાંડાના સંધિમાં જ સમાઈ જાય છે. (ડલ્હન)

ડોકથી ઉપરના પ્રદેશોમાં ૮૩ સંધિઓ

तावन्त एव ग्रीवायाम् । त्रयः कण्ठे । नाडीषु हृदयक्लोमनिबद्धास्त्वष्टादश । दन्तपरिमाणा दन्तमूलेषु । एकः काकलके नासायां च । द्वौ वर्त्ममण्डलजौ नेत्राश्रयौ । गण्डकर्णशङ्खेष्वेकैकः । द्वौ हनुसन्धी । द्वावुपरिष्टाद् भ्रुवोः शङ्खयोश्च । पञ्च शिरःकपालेषु । एको मूर्ध्नि ॥ २८॥

ડોકમાં આઠ સંધિઓ છે. ગળાની નળીમાં ત્રણ સંધિઓ છે. ગળાનાં પડખાંઓની નાડીઓ કે જેઓ હૃદયમાં અને તિલકમાં બંધાયેલી છે, તેઓમાં અઢાર સંધિઓ છે. દાંતોનાં પેઢાંઓમાં દાંતોના જેટલા જ એટલે બત્રીસ સંધિઓ છે. ગળાની અંદરના કાકડામાં એક સંધિ છે. નાકમાં એક સંધિ છે. પાંપણોનાં મંડલોમાં થયેલા અને નેત્રોરૂપી આશ્રયોવાળા બે સંધિઓ છે. બે ગાલોમાં બે સંધિઓ છે. બે કાનોમાં બે સંધિઓ છે. બે લમણાંઓમાં બે સંધિઓ છે. હડપચીના બે સંધિઓ છે. ભમરોની ઉપર બે સંધિઓ છે. લમણાંઓની ઉપર બે સંધિઓ છે. માથાનાં કપાલાસ્થિઓમાં પાંચ સંધિઓ છે અને માથામાં એક સંધિ છે, એટલે કુલ સરવાળો કરતાં ડોકથી માંડીને ઉપરના પ્રદેશોમાં ત્યાશી સંધિઓ થાય છે. ૨૮

આકૃતિઓ ઉપરથી સંધિઓના આઠ ભેદ

त एते सन्धयोऽष्टविधाः । कोरोदूखलसामुद्गप्रतरतुन्नसेवनीवायसतुण्डमण्डलशङ्खावर्त्ताः । तेषामङ्गुलिमणिबन्धगुल्फजानुकूर्परेषु कोराः सन्धयः । कक्षावङ्क्षणदशनेषूदूखलाः । अंसपीठगुदभगनितम्बेषु सामुद्गाः । ग्रीवापृष्ठवंशयोः प्रतराः । शिरःकटीकपालेषु तुन्नसेवनी । हन्वोरुभयतस्तु वायसतुण्डाः । कण्ठहृदयनेत्रक्लोमनाडीषु मण्डलाः । श्रोत्रशृङ्गाटकेषु शङ्खावर्त्ताः । तेषां नामभिरेवाकृतयः प्रायेण व्याख्याताः ॥ २९ ॥

સંધિઓના કોરસંધિ, ઉદૂખલસંધિ, સામુદ્ગસંધિ, પ્રતરસંધિ, તુન્નસેવનીસંધિ, વાયસતુંડસંધિ, મંડલસંધિ અને શંખાવર્ત્તસંધિ એ નામના આઠ ભેદ છે. તેઓમાં આંગળીઓ, હાથનાં કાંડાં, ઘૂંટીઓ, ગોઠણ અને કોણીના સંધિઓ કળીઓના જેવા આકારોવાળા હોવાને લીધે **કોરસંધિઓ** કહેવાય છે. કાખો, સાથળોનાં મૂળો અને દાંતોનાં પેઢાંઓના સંધિઓ ખાંડણિયાના જેવા આકારોવાળા હોવાને લીધે **ઉદૂખલસંધિઓ** કહેવાય છે. ખભા, ગુદા, ભગ અને નિતંબના સંધિઓ સંપુટ જેવા આકારોવાળા હોવાને લીધે **સામુદ્ગસંધિઓ** કહેવાય છે. ડોક અને બરડાના સંધિઓ ત્રાપા જેવા આકારોવાળા હોવાને લીધે **પ્રતરસંધિઓ** કહેવાય છે. માથું અને કમરનાં કપાલાસ્થિઓના સાંધાઓ તૂની લીધેલા કપડાની સીવણીના જેવા આકારોવાળા હોવાને લીધે **તુન્નસેવનીસંધિઓ** કહેવાય છે. હડપચીના બે ભાગોની બન્ને બાજુના સંધિઓ કાગડાની ચાંચ જેવા આકારોવાળા હોવાને લીધે **વાયસતુંડસંધિઓ** કહેવાય છે. ગળું, હૃદય, નેત્રો, અને ક્લોમ(તિલક)ની નાડીઓના સંધિઓ ગોળ આકારવાળા હોવાને લીધે **મંડલસંધિઓ** કહેવાય છે. કાન તથા શૃંગાટક નામનાં મર્મોના[1] સંધિઓ શંખના આવર્ત્તો જેવા આકારોવાળા હોવાને લીધે **શંખાવર્ત્તસંધિઓ** કહેવાય છે. (આ વિષયમાં ૨૧૦ કરતાં કેટલાએક સંધિઓ ન્યૂનાધિક આપેલા જણાય છે.) ૨૯

પેશીઓ વગેરેના સાંધાઓની સંખ્યા નથી

अस्थ्नां तु सन्धयो ह्येते केवलाः परिकीर्तिताः । पेशीस्नायुशिराणां तु सन्धिसंख्या न विद्यते ॥३०॥

ઉપર જે સાંધાઓની સંખ્યા કહી, તે કેવળ અસ્થિઓમાં રહેલા સાંધાઓની કહી છે, એમ

૧. આ પછીના અધ્યાયના ૨૮ મા વિષયમાં જુઓ.

સમજવું. પેશીઓના, સ્નાયુઓના અને શિરાઓના સાંધાઓની સંખ્યા તો છે જ નહિ. ૩૦

સ્નાયુઓનો વિસ્તાર

नव स्नायुशतानि। तासां शाखासु षट् शतानि। द्वे शते त्रिंशच्च कोष्ठे। ग्रीवां प्रत्यूर्ध्वं सप्ततिः ॥३१॥

સ્નાયુઓ નવસો છે. તેમાં છસો શાખાઓમાં એટલે હાથપગમાં છે. બસો ત્રીસ કોઠામાં છે અને સિત્તેર ડોકથી માંડીને ઊંચા પ્રદેશોમાં છે.

હાથપગમાં છસો સ્નાયુઓ

एकैकस्यां तु पादाङ्गुल्यां षण् निचितास्तास्त्रिंशत्। तावत्य एव तलकूर्चगुल्फेषु। तावत्य एव जङ्घायाम्। दश जानुनि। चत्वारिंशदूरौ। दश वङ्क्षणे। शतमध्यर्द्धमेवमेकस्मिन्सक्थ्नि भवन्ति। एतेनेतरसक्थि बाहू च व्याख्यातौ ॥३२॥

પગની એક એક આંગળીમાં છ છ સ્નાયુઓ બંધાયેલા છે, એટલે ત્રીસ થયા. પગના તળિયામાં, કૂર્ચ (ગાભા)માં અને ઘૂંટીમાં મળીને ત્રીસ છે. પિંડીમાં વીસ છે. ગોઠણમાં દસ છે, સાથળમાં ચાળીસ છે. સાથળની સંધિમાં દસ છે. એટલે એક પગમાં દોઢસો થયા. એવી રીતે બીજા પગમાં અને બે હાથમાં પણ દોઢસો દોઢસો છે. આનો કુલ સરવાળો કરતાં શાખાઓમાં છસો સ્નાયુઓ થાય છે. ૩૨

કોઠામાં બસો ત્રીસ સ્નાયુઓની વહેંચણી

षष्टिः कट्याम्। अशीतिः पृष्ठे। पार्श्वयोः षष्टिः। उरसि त्रिंशत् ॥ ३३ ॥

કમરમાં સાઠ, પીઠમાં એંસી, બે પડખાંઓમાં મળીને સાઠ અને છાતીમાં ત્રીસ સ્નાયુઓ છે. આનો સરવાળો કરતાં કોઠામાં બસો ત્રીસ સ્નાયુઓ થાય છે. ૩૩

ડોકથી ઉપરના પ્રદેશોમાં ૭૦ સ્નાયુઓ

षट्त्रिंशद् ग्रीवायाम्। मूर्ध्नि चतुस्त्रिंशत् ॥३४॥

ડોકમાં છત્રીસ સ્નાયુઓ છે અને માથામાં ચોત્રીસ સ્નાયુઓ છે. આનો સરવાળો કરતાં ડોકથી માંડીને ઉપરના પ્રદેશોમાં સિત્તેર સ્નાયુઓ થાય છે. ૩૪

સ્નાયુઓના ચાર ભેદ

एवं नव स्नायुशतानि व्याख्यातानि ॥

भवन्ति चात्र ॥

स्नायूश्चतुर्विधा विद्यात्तास्तु सर्वा निबोध मे। प्रतानवत्यो वृत्ताश्च पृथ्व्यश्च सुषिरास्तथा ॥ प्रतानवत्यः शाखासु सर्वसन्धिषु चाप्यथ ॥ वृत्तास्तु कण्डराः सर्वा विज्ञेयाः कुशलैरिह। आमपक्वाशयान्तेषु बस्तौ च सुषिराः खलु ॥ पार्श्वोरसि तथा पृष्ठे पृथुलाश्च शिरस्यथ ॥३५॥

ઉપર પ્રમાણે સ્નાયુઓનો કુલ સરવાળો કરતાં નવસો થાય છે. એ સ્નાયુઓનાં જુદાં જુદાં સ્થાનો પણ કહ્યાં. આ વિષયમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે 'એ સઘળા સ્નાયુઓ પ્રતાનવતી, વૃત્તા, સુષિરા અને પૃથુલા એ ચાર ભેદોમાં વહેંચાય છે. શાખાઓમાં તથા સઘળા સંધિઓમાં જે સ્નાયુઓ છે, તેઓ લતાઓની પેઠે ગૂંચળાવાળા હોવાને લીધે **પ્રતાનવતી** કહેવાય છે. જે કંડરાઓ છે, એટલે આ અધ્યાયના અગિયારમા વિષયમાં કહેલા મોટા સ્નાયુઓ છે, તેઓ ગોળ આકારવાળા હોવાને લીધે **વૃત્તા** કહેવાય છે. આમાશય તથા પક્વાશયના છેડામાં અને મૂત્રાશયમાં જે સ્નાયુઓ છે, તેઓ છિદ્રોવાળા (પોલા) હોવાને લીધે **સુષિરા** કહેવાય છે. પડખાંઓ, છાતી, પીઠ તથા માથામાં જે સ્નાયુઓ છે, તેઓ પહોળા હોવાને લીધે **પૃથુલા** કહેવાય છે.' (દેહમાં જે માંસ, હાડકાં, મેદ તથા સાંધાઓ છે, તેઓનાં બંધનોરૂપ સ્નાયુઓ છે. સ્નાયુઓ શિરાઓ કરતાં અત્યંત દૃઢ છે.) ૩૫

**સ્નાયુઓનું પ્રયોજન તથા તે સ્નાયુઓને શસ્ત્રક્રિયા કરતાં બચાવવાની જરૂર**

नौर्यथा फलकास्तीर्णा बन्धनैर्बहुभिर्युता ॥
भारक्षमा भवेदप्सु नियुक्ता सुसमाहिता ।
एवमेव शरीरेऽस्मिन्यावन्तः सन्धयः स्मृताः ॥
स्नायुभिर्बहुभिर्बद्धास्तेन भारसहा नराः
न ह्यस्थीनि नता पेश्यो न शिरा न च सन्धयः
व्यापादितास्तथा हन्युर्यथा स्नायुः शरीरिणम् ॥
यः स्नायूः प्रविजानाति बाह्याश्चाभ्यन्तरास्तथा
सगूढं शल्यमाहर्तुं देहाच्छक्नोति देहिनाम् ॥३६

જેમ અગાધ પાણીમાં ચલાવેલું લાકડાનાં પાટિયાંઓવાળું વહાણ ઘણાં બંધનોથી બાંધેલું હોવાથી ઘણો બોજા ઉપાડી શકે છે, તેમ આ શરીરમાં જેટલા સાંધાઓ છે, તે સઘળા ઘણા સ્નાયુઓથી બંધાયેલા હોવાથી માણસો બોજો સહન કરી શકે છે.

અસ્થિઓ, પેશીઓ, શિરાઓ કે સંધિઓ શસ્ત્રથી વીંધાય કે કપાય, તો માણસને એવું નુકસાન કરતાં નથી કે જેવું સ્નાયુઓ શસ્ત્રથી વીંધાય કે કપાય તો નુકસાન કરે છે. જે વૈદ્ય બહારના તથા અંદરના સ્નાયુઓને બરાબર જાણતો હોય, તે વૈદ્ય જ માણસોનાં શરીરમાંથી ગૂઢ શલ્યને કાઢી શકે છે. ૩૬

**પેશીઓનો વિસ્તાર**

पञ्च पेशीशतानि भवन्ति। तासां चत्वारि शतानि शाखासु। कोष्ठे षट्षष्टिः। ग्रीवां प्रत्यूर्ध्वं चतुस्त्रिंशत् ॥ ३७ ॥

માંસની પેશીઓ પાંચસો છે. તેમાં ચારસો શાખાઓમાં એટલે હાથપગમાં, છાસઠ કોઠામાં અને ચોત્રીસ ડોકથી માંડીને ઉપરના પ્રદેશોમાં છે.

**હાથપગમાં ચારસો પેશીઓ**

एकैकस्यां तु पादाङ्गुल्यां तिस्रस्तिस्रस्ताः पञ्चदश। दश प्रपदे। पादोपरि कूर्चसन्निविष्टास्तावत्य एव। दश गुल्फतलयोः। गुल्फजान्वन्तरे विंशतिः। पञ्च जानुनि। विंशतिरूरौ। दश वङ्क्षणे। शतमेवमेकस्मिन्सक्थ्नि भवन्ति। एतेनेतरसक्थिबाहू च व्याख्यातौ ॥ ३८ ॥

પગની એક એક આંગળીમાં ત્રણ ત્રણ પેશીઓ છે એટલે પંદર થઈ. પગના ફણામાં દસ છે. પગની ઉપરના કૂર્ચ(ગાભામાં) દસ છે. ઘૂંટીનાં અને તળિયામાં મળીને દસ છે. ઘૂંટીનાં અને ગોઠણના મધ્યમાં વીસ છે ગોઠણમાં પાંચ છે. સાથળમાં વીસ છે અને સાથળના સાંધાનાં દસ છે; એટલે એક પગમાં સો પેશીઓ થઈ. આ પ્રમાણે બીજા પગમાં અને બે હાથમાં સો સો ગણી લેવી, એટલે ચારસો પેશીઓ હાથપગમાં મળીને થાય છે. ૩૮

**કોઠામાં છાસઠ પેશીઓ**

तिस्रः पायौ। एका मेढ्रे। सेवन्यां चापरा। द्वे वृषणयोः। स्फिचोः पञ्च पञ्च। द्वे बस्तिशिरसि। पञ्चोदरे। नाभ्यामेका। पृष्ठोर्ध्वसन्निविष्टाः पञ्च पञ्च दीर्घाः। षट् पार्श्वयोः। दश वक्षसि। अक्षकांसौ प्रति समन्तात्सप्त। द्वे हृदयामाशययोः। षड् यकृत्प्लीहोण्डुकेषु ॥ ३९ ॥

ત્રણ પેશીઓ ગુદામાં છે. એક પેશી લિંગમાં છે. એક પેશી લિંગની સીવણીમાં છે. બે પેશીઓ વૃષણોમાં છે. એક એક કૂલામાં પાંચ પાંચ, એટલે બન્ને કૂલાઓમાં મળીને દસ પેશીઓ છે. બે પેશીઓ મૂત્રાશયના ઉપરના ભાગમાં છે. પાંચ પેશીઓ ઉદરમાં છે. એક પેશી નાભિમાં છે. પીઠના ઉપરના ભાગમાં લાંબી દસ પેશીઓ છે. બે પડખાંમાં મળીને છ પેશીઓ છે. દસ પેશીઓ છાતીમાં છે. અક્ષક નામનાં બે અસ્થિઓની તથા ખભાઓની ચોમેર સાત પેશીઓ છે. હૃદય અને આમાશયમાં મળીને બે પેશીઓ છે. યકૃતમાં બે પેશીઓ છે, પ્લીહામાં બે પેશીઓ છે અને મળની પોટલીમાં બે પેશીઓ છે. આનો સરવાળો કરતાં

કોઠામાં છાસઠ પેશીઓ થાય છે. (ગયદાસે તો કોઠામાં સાઠ ગણી છે અને ડોકથી માંડીને ઉપરના પ્રદેશોમાં ચાળીસ ગણી છે. વૃદ્ધ વાગ્ભટે પણ કોઠામાં સાઠ જ ગણી છે. ડલ્હન) ૩૯

ડોકથી ઉપરના પ્રદેશોમાં ચોત્રીસ પેશીઓ

ग्रीवायां चतस्रः। अष्टौ हन्वोः। एकैका काकलकगलयोः। द्वे तालुनि। एका जिह्वायाम्। ओष्ठयोर्द्वे। घोणायां द्वे। द्वे नेत्रयोः। गण्डयोश्चतस्रः। कर्णयोर्द्वे। चतस्रो ललाटे। एका शिरसि ॥४०॥

ડોકમા ચાર, હડપચીના બે ભાગોમાં આઠ, કાકડામાં એક, ગળામાં એક, તાળવામાં બે, જીભમા એક, બે હોઠમાં બે, નાકમાં બે, નેત્રોમાં બે, બે ગાલોમા ચાર, બે કાનોમાં બે, લલાટમાં ચાર અને માથામાં એક પેશી છે આનો સરવાળો કરતા ડોકથી માંડીને ઉપરના પ્રદેશોમાં ચોત્રીસ પેશીઓ થાય છે ૪૦

પેશીઓનું પ્રયોજન

भवति चात्र ॥

शिरास्नाय्वस्थिपर्वाणि सन्धयश्च शरीरिणाम्।
पेशीभिः संवृतान्यत्र बलवन्ति भवन्त्यतः ॥४१॥

માણસોનાં શિરાઓ, સ્નાયુઓ, અસ્થિઓ, બીજા વિભાગો અને સંધિઓ પેશીઓથી વીંટાયેલા છે તેથી બળવાન રહે છે ૪૧

સ્ત્રીઓને વીસ પેશીઓ અધિક હોય છે

स्त्रीणां तु विंशतिरधिका। दश तासां स्तनयोरेकैकस्मिन् पञ्च पञ्च। यौवने तासां परिवृद्धिः। अपत्यपथे चतस्रस्तासां प्रसृतेऽभ्यन्तरतो द्वे मुखाश्रिते बाह्ये च वृत्ते द्वे। गर्भच्छिद्रसंश्रितास्तिस्रः। शुक्रार्तवप्रवेशिन्यस्तिस्र एव। पित्तपक्वाशयमध्ये गर्भशय्या यत्र गर्भस्तिष्ठति ॥४२॥

સ્ત્રીઓને ઉપર કહેલી પાંચસો પેશીઓ કરતાં વીસ પેશીઓ અધિક છે તેઓમાં એક એક સ્તનમાં પાચપાચ, એટલે બન્ને સ્તનોમા મળીને દસ છે. જ્યારે યૌવન પ્રાપ્ત થાય છે, ત્યારે એ પેશીઓ વૃદ્ધિ પામે છે. યોનિમાં ચાર પેશીઓ છે, તેઓમાં યોનિના મુખમાં રહી અંદર પ્રસાર પામેલી અર્થાત્ મૂત્રના સ્રોતરૂપે બે પેશીઓ છે અને યોનિથી બહાર દેખાઈ રહેલી યોનિની ડોડીનાં બે પડખાંઓમાં બે પેશીઓ છે. ડોડીનાં પડખાંઓમાં રહેલી એ બે પેશીઓ ગોળ છે. ત્રણ પેશીઓ ગર્ભને રહેવાના માર્ગમાં ત્રણ આવર્તોરૂપે રહી છે અને ત્રણ પેશીઓ ગર્ભાશયની અંદર વીર્ય તથા રજને પ્રવેશ કરાવનારી છે કે જે ગર્ભાશય, પિત્તાશય અને પક્વાશય એ બેના મધ્યમાં ત્રીજા આવર્તની અંદર છે. એ ગર્ભાશયમા ગર્ભ રહે છે. ૪૨

સ્થાનોને અનુસરી પેશીઓનાં અનેક રૂપો

तासां बहलपेलवस्थूलाणुपृथुवृत्तह्रस्वदीर्घस्थिरमृदुश्लक्ष्णकर्कशभावाः सन्ध्यस्थिशिरास्नायुप्रच्छादका यथादेशं स्वभावत एव भवन्ति ॥४३॥

ગાઢતા, પાખાપણું, જાડાઈ, સૂક્ષ્મતા, પહોળાઈ, ગોળાઈ, ટૂંકાઈ, લંબાઈ, કઠિનતા, કોમળતા, લીસાપણું તથા ખરસટતા વગેરે પેશીઓના પ્રકારો કે જેઓ સંધિઓને, અસ્થિઓને, શિરાઓને તથા સ્નાયુઓને ઢાંકવામાં ઉપયોગ પામેલા છે, તેઓ પોતપોતાનાં સ્થાનો પ્રમાણે સ્વભાવથી જ થાય છે ૪૩

પુરુષોનાં લિંગોમા તથા વૃષણોમાં રહેનારી પેશીઓ સ્ત્રીઓને કયા પ્રદેશમા છે?

भवति चात्र ॥

पुंसां पेश्यः पुरस्ताद्याः प्रोक्ता लक्षणमुष्कजाः।
स्त्रीणामावृत्य तिष्ठन्ति फलमन्तर्गतं हि ताः ॥
मर्मशिराधमनीस्रोतसामन्यत्र प्रविभागः ॥४४,४५॥

ઉપરના ૩૯ મા વિષયમા પુરુષોનાં લિંગોમાં તથા વૃષણોમા જે પેશીઓ કહેલી છે, તે પેશીઓ સ્ત્રીઓના શરીરમાં અંદર રહેના ગર્ભાશયને ઢ

રહેલી છે. (ગયદાસ તથા ભોજ તો એમ કહે છે કે સ્ત્રીઓને એ ત્રણ પેશીઓ છે જ નહિ.) ૪૪

મર્મોનો, શિરાઓનો, ધમનીઓનો અને અંદર મુખવાળા સ્રોતોનો વિભાગ હવે પછી છઠ્ઠા, સાતમા, આઠમા તથા નવમા અધ્યાયમાં કહેવામાં આવશે. ૪૫

### યોનિનું તથા ગર્ભાશયનું સ્વરૂપ

शङ्खनाभ्याकृतिर्योनिस्त्र्यावर्ता सा प्रकीर्तिता।
तस्यास्तृतीये त्वावर्ते गर्भशय्या प्रतिष्ठिता॥
यथा रोहितमत्स्यस्य मुखं भवति रूपतः।
तत्संस्थानां तथारूपां गर्भशय्यां विदुर्बुधाः॥४६॥

યોનિ શંખની નાભિના જેવા આકારવાળી છે અને તેની અંદર ત્રણ આવર્તો છે. યોનિના ત્રીજા આવર્તમાં ગર્ભશય્યા (ગર્ભાશય) છે. જેવું રોહિત (રોહીડા) નામના મત્સ્યનું મુખ હોય છે તેવા જ આકારવાળી અને તેવા જ રૂપવાળી ગર્ભશય્યા છે, એમ વિદ્વાનોએ નિશ્ચય કરેલો છે. (ગર્ભાશય નાના મુખવાળું છે અને અંદર મોટાં છિદ્રવાળું છે.) ૪૬

### ગર્ભની સ્થિતિનું સ્વરૂપ

आभुग्नोऽभिमुखः शेते गर्भो गर्भाशये स्त्रियाः।
स योनिं शिरसा याति स्वभावात्प्रसवं प्रति॥४७॥

સ્ત્રીના ગર્ભાશયમાં ગર્ભ અત્યંત સંકોચાયેલાં અંગોવાળો થઈ સામે મોઢે જ રહે છે. જ્યારે પ્રસવકાળ થાય છે, ત્યારે એ ગર્ભ સ્વભાવથી જ પોતાના માથા વડે યોનિના દ્વારમાં આવે છે. ૪૭

### આયુર્વેદનાં તંત્રોમાં શલ્યતંત્રની શ્રેષ્ઠતા

त्वक्पर्यन्तस्य देहस्य योऽयमङ्गविनिश्चयः।
शल्यज्ञानादृते नैष वर्ण्यतेऽङ्गेषु केषुचित्॥४८॥

જેના છેડે ત્વચા છે એવા શરીરમાં રહેલાં સર્વ અંગો(વિભાગો)નો જે આ નિશ્ચય કહ્યો છે, તે શલ્યતંત્ર વિના બીજા કોઈ તંત્રમાં કહ્યો નથી.

### શરીરના સઘળા વિભાગોનું જ્ઞાન શાસ્ત્રથી તથા પ્રત્યક્ષ મેળવવું

तस्मान्निःसंशयं ज्ञानं हर्त्रा शल्यस्य वाञ्छता।
शोधयित्वा मृतं सम्यग्द्रष्टव्योऽङ्गविनिश्चयः॥
प्रत्यक्षतो हि यद् दृष्टं शास्त्रदृष्टं च यद्भवेत्।
समासतस्तदुभयं भूयो ज्ञानविवर्द्धनम्॥४९॥

શરીરની અંદરના સઘળા વિભાગોની સ્થિતિ જો પ્રત્યક્ષ જોઈ હોય, તો બધા સંશયો દૂર થાય છે, માટે શલ્યને ખેંચી કાઢવા વગેરેની વૃત્તિ કરનારા વૈદ્યે શરીરની અંદરના સઘળા વિભાગોનું ચોક્કસ જ્ઞાન મેળવવાની ઇચ્છાથી શબને સંપૂર્ણ રીતે તોડીફોડી નજરે જોઈને સર્વ વિભાગોનો નિશ્ચય કરવો જોઈએ; કારણ કે શાસ્ત્ર તથા પ્રત્યક્ષ એ બન્નેને મેળવીને જે કાંઈ હોય તેથી જ્ઞાન ઘણું જ વધે છે. ૪૯

### કેવા શબને તોડીફોડી કેવી રીતે જોવું?

तस्मात्समस्तगात्रमविषोपहतमदीर्घव्याधिपीडितमवर्षशतिकं निःसृष्टमूत्रपुरीषं पुरुषमावहन्त्यामापगायां निबद्धं पञ्जरस्थं मुञ्जवल्कलकुशशणादीनामन्यतमेनावेष्टिताङ्गमप्रकाशे देशे कोथयेत्सम्यक्प्रकुथितश्चोद्धृत्य ततो देहं सप्तरात्रादुशीरवालवेणुवल्कलकूर्चानामन्यतमेन शनैःशनैरवघर्षयंस्त्वगादीन्सर्वानेव बाह्याभ्यन्तराङ्गप्रत्यङ्गविशेषान्यथोक्तान् लक्षयेच्चक्षुषा॥५०॥

જે શબ સંપૂર્ણ ગાત્રોવાળું હોય, ઝેરથી નાશ પામ્યું ન હોય, લાંબા કાળના વ્યાધિથી પીડાયેલ ન હોય, ઘણાં વર્ષની ઉંમરનું ન હોય અને પુરુષ હોય, તેનાં અંગોમાં ખરડાયેલાં વિષ્ઠામૂત્ર વગેરે સાફ કરી નાખી, તે શબને પાંજરામાં રાખી, મુંજ નામનું ખડ, ઝાડની છાલ, દર્ભ અને શણ વગેરેમાંના કોઈ પદાર્થથી તેનાં સઘળાં અંગોને વીંટી, ઝાઝા પ્રવાહ વગરની નદીમાં કોઈ ગુપ્ત પ્રદેશની અંદર મૂકી રાખી

ફુગાવવું, સારી પેઠે ફૂગી જાય, ત્યારે તે શબને બહાર કાઢી લઈ પછી સાત દિવસની અંદર ધીરે ધીરે વાળો, વાળ, વાંસ, ઝાડની છાલ કે (ઘ્રાસ જેવી) કૂચો વગેરે કોઈ પદાર્થ વડે ઘસી ઘસી ખોલીને તે શબનાં, આ ગ્રંથમાં કહેલાં ત્વચા વગેરે બહારનાં તથા અંદર સઘળાં અંગો તથા પ્રત્યંગોના વિભાગોને અને વિશેષોને નેત્રો વડે જોવા. (શબ જો અપૂર્ણ ગાત્રોવાળું હોય, તો શાસ્ત્રમાં કહેલી અવયવોની સંખ્યા તથા તે સંખ્યાને લગતા વિશેષો પ્રત્યક્ષ થાય નહિ, માટે સંપૂર્ણ ગાત્રોવાળું શબ લેવા કહ્યુ છે. વિષથી નાશ પામ્યુ હોય તો વિષની જ્વાળાથી ત્વચા વગેરે વીંખાઈ ગયેલાં હોવાથી વિભાગો બરાબર પ્રત્યક્ષ થાય નહિ, માટે વિષથી નાશ ન પામેલું શબ લેવા કહ્યુ છે. જો લાંબા કાળની વ્યાધિથી પીડાઈને મરણ પામેલ હોય, તો ત્વચા વગેરેનું માપ બરાબર રહેલુ ન હોય, માટે લાંબા કાળના વ્યાધિથી ન પીડાયેલુ શબ લેવા કહ્યુ છે. શબને ખડ વગેરેથી વીંટેલુ ન હોય તો, માછલાં વગેરે ખાઈ જાય, તેથી અવયવો અપૂર્ણ થઈ જાય, માટે ખડ વગેરેથી વીંટવા કહ્યુ છે. પાંજરામાં રાખ્યુ ન હોય, તો જળના વેગથી તણાઈ જાય, માટે પાંજરામાં રાખવા કહ્યુ છે અને અશુભ પ્રદેશ માં રાખ્યુ હોય, તો ગરંજો વગેરે પ્રાણીઓ તોડીફોડીને બગાડી નાખે, માટે શુભ પ્રદેશમાં રાખવા કહ્યુ છે, વગેરે સમજી લેવુ.) ૫૦

કેવળ જીવાત્મા પ્રત્યક્ષ થતો નથી

श्लोकौ चात्र भवतः ॥

न शक्यश्चक्षुषा द्रष्टुं देहे सूक्ष्मतमो विभुः ।
दृश्यते ज्ञानचक्षुर्भिस्तपश्चक्षुर्भिरेव च ॥ ५१ ॥

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યુ છે: 'શરીરમાં જીવાત્મા કે જે અત્યંત સૂક્ષ્મ છે, તેનુ કદી પણ ચક્ષુથી પ્રત્યક્ષ દર્શન કરી શકાતું નથી. જીવાત્માનુ દર્શન તો જ્ઞાનરૂપ ચક્ષુઓથી તથા તપરૂપ ચક્ષુઓથી જ કરી શકાય છે.' ૫૧

શાસ્ત્ર તથા પ્રત્યક્ષ એ બન્નેથી શરીરના અવયવો જોવાની જરૂર

शरीरे चैव शास्त्रे च दृष्टार्थः स्याद्विशारदः ।
दृष्टश्रुताभ્યાં सन्देहमवापोह्याचरेत्क्रियाः ॥ ५२ ॥

જે વૈદ્ય શાસ્ત્રથી તથા પ્રત્યક્ષથી પણ શરીરના સઘળા વિભાગો જોયા હોય, તે વૈદ્ય પ્રવીણ થાય છે. વૈદ્યે પ્રત્યક્ષ તથા શાસ્ત્રથી સઘળા સંદેહ દૂર કરી પછી ક્રિયાઓ કરવી. ૫૨

## અધ્યાય ૬ ઠ્ઠો

ઉપક્રમ

अथातः प्रत्येकमर्मनिर्देशं शारीरं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'પ્રત્યેકમર્મનિર્દેશશારીર'[1] નામના અધ્યાયનુ તે પ્રમાણે વ્યાખ્યાન કરીશુ કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલુ છે. ૧

મર્મોની સંખ્યા તથા પાંચ જાતો

सप्तोत्तरं मर्मशतम् ॥ तानि मर्माणि पञ्चात्मकानि । तद्यथा—मांसमर्माणि । शिरामर्माणि । स्नायुमर्माणि । अस्थिमर्माणि । सन्धिमर्माणि चेति ॥ न खलु मांसशिरास्नाय्वस्थिसन्धिव्यतिरेकेणान्यानि मर्माणि भवन्ति, यस्मान्नोपलभ्यन्ते ॥ २ ॥

શરીરમાં મર્મો એકસો સાત છે. એ મર્મો માંસમર્મ, શિરામર્મ, સ્નાયુમર્મ, અસ્થિમર્મ અને સંધિમર્મ એ રીતે પાંચ જાતનાં છે. માંસ, શિરાઓ, સ્નાયુઓ, અસ્થિઓ અને સંધિઓ સિવાય મર્મો જોવામાં આવતાં નથી, માટે મર્મોની આ પાંચ જાતો જ ગણી છે. ૨

[1] માંસ, શિરા, સ્નાયુ અસ્થિ અને સંધિ એ પ્રત્યેકના જુદા જુદા દરેક મર્મના નિરૂપણ વિષેના.

મર્મોની પાંચ જાતોની એકંદર સંખ્યા

तत्रैकादश मांसमर्माणि। एकचत्वारिंशच्छिरामर्माणि। सप्तविंशतिः स्नायुमर्माणि। अष्टावस्थिमर्माणि। विंशतिः सन्धिमर्माणि। तदेतत्सप्तोत्तरं मर्मशतम् ॥ ३ ॥

તેઓમાં અગિયાર માંસમર્મો છે. એકતાળીસ શિરામર્મો છે. સત્તાવીસ સ્નાયુમર્મો છે. આઠ અસ્થિમર્મો છે અને વીસ સંધિમર્મો છે. આ જુદી જુદી સંખ્યાઓનો સરવાળો ૧૦૭ થાય છે. ૩

શરીરના પ્રદેશોમાં ૧૦૭ મર્મોના વહેંચણી

तेषामेकादशैकस्मिन्सक्थ्नि भवन्ति। एतेनेतरसक्थि बाहू च व्याख्यातौ। उदरोरसोर्द्वादश। चतुर्दश पृष्ठे। ग्रीवां प्रत्यूर्ध्वं सप्तत्रिंशत् ॥ ४ ॥

તેઓમાં અગિયાર મર્મો એક પગમાં છે. બીજા પગમાં પણ અગિયાર છે. એક એક હાથમાં પણ અગિયાર અગિયાર મર્મો છે. આ પ્રમાણે શાખાઓમાં કુલ ચુંમાળીસ મર્મો થયાં. પેટમાં અને છાતીમાં મળીને બાર મર્મો છે અને પીઠમાં ચૌદ મર્મો છે (એટલે કોઠામાં કુલ છવ્વીસ મર્મો થયાં.) ડોકથી માંડીને ઉપરના પ્રદેશોમાં સાડત્રીસ મર્મો છે. આનો સરવાળો કરતાં ૧૦૭ થાય છે. ૪

૧ પગમાં રહેલાં મર્મોનાં નામો

तत्र सक्थिमर्माणि क्षिप्रतलहृदयकूर्चकूर्चशिरोगुल्फेन्द्रबस्तिजान्वाण्यूर्वीलोहिताक्षाणि विटपं चेति। एतेनेतरत्सक्थि व्याख्यातम् ॥ ५ ॥

એક પગમાં ક્ષિપ્ર, તલહૃદય, કૂર્ચ, કૂર્ચશિર, ગુલ્ફ, ઇંદ્રબસ્તિ, જાનુ, આણિ, ઊર્વી, લોહિતાક્ષ અને વિટપ—એ નામનાં અગિયાર મર્મો છે. બીજા પગમાં પણ એ જ નામનાં અગિયાર મર્મો છે. ૫

૨ પેટ તથા છાતીમાં રહેલાં મર્મોનાં નામો

उदरोरसोस्तु गुदबस्तिनाभिहृदयस्तनमूलस्तनरोहितापलापान्यपस्तम्भौ चेति ॥ ६ ॥

પેટ તથા છાતીમાં મળીને ગુદ, બસ્તિ, નાભિ, હૃદય, બે સ્તનમૂલ, બે સ્તનરોહિત, બે અપલાપ અને બે અપસ્તંભ એ નામનાં બાર મર્મો છે. ૬

૩ પીઠમાં રહેલાં મર્મોનાં નામો

पृष्ठमर्माणि तु कटीकतरुणकुकुन्दरनितम्बपार्श्वसन्धिबृहत्यंसफलकान्यंसौ चेति ॥ ७ ॥

પીઠમાં બે કટીકતરુણ, બે કકુંદર, બે નિતંબ, બે પાર્શ્વસંધિ, બે બૃહતી, બે અંસફલક, બે અંસ, એ નામનાં ચૌદ મર્મો છે. ૭

૪ હાથમાં રહેલાં મર્મોનાં નામો

बाहुमर्माणि तु क्षिप्रतलहृदयकूर्चकूर्चशिरोमणिबन्धेन्द्रबस्तिकूर्पराण्यूर्वीलोहिताक्षाणि कक्षधरं चेति। एतेनेतरो बाहुर्व्याख्यातः ॥ ८ ॥

હાથમાં ક્ષિપ્ર, તલહૃદય, કૂર્ચ, કૂર્ચશિર, મણિબંધ, ઇંદ્રબસ્તિ, કૂર્પર, આણિ, ઊર્વી, લોહિતાક્ષ અને કક્ષધર એ નામનાં અગિયાર મર્મો છે. બીજા હાથમાં પણ એ જ નામનાં અગિયાર મર્મો છે. (આમાં ક્ષિપ્ર, તલહૃદય, કૂર્ચ, કૂર્ચશિર, ઇંદ્રબસ્તિ, આણિ, ઊર્વી અને લોહિતાક્ષ એ આઠ મર્મો તો પગનાં મર્મોના જેવાં નામોવાળાં જ છે. ફક્ત મણિબંધ, કૂર્પર અને કક્ષધર એ ત્રણ મર્મો જુદાં નામોવાળાં છે.) ૮

૫ ડોકથી ઉપરના ભાગોનાં મર્મો

जत्रूर्ध्वं मर्माणि चतस्रो धमन्योऽष्टौ मातृका द्वे कृकाटिके द्वे विधुरे द्वौ फणौ द्वावपाङ्गौ द्वावावर्तौ द्वावुत्क्षेपौ द्वौ शङ्खावेका स्थपनी पञ्च सीमन्ताश्चत्वारि शृङ्गाटकान्येकोऽधिपतिरिति ॥ ९ ॥

ડોકથી માંડી ઉપરના પ્રદેશોમાં ચાર ધમની, આઠ માતૃકા, બે કૃકાટિકા, બે વિધુર, બે ફણ, બે અપાંગ, બે આવર્ત, બે ઉત્ક્ષેપ, બે શંખ, એક સ્થપની, પાંચ સીમંત, ચાર શૃંગાટક અને એક અધિપતિ એ નામનાં સાડત્રીસ મર્મો છે. ૯

સઘળાં મર્મોમા માંસનાં મર્મો કયાં છે?

तत्र तलहृदयेन्द्रबस्तिगुदस्तनरोहितानि मांसमर्माणि ॥ १० ॥

તલહૃદય નામનાં ચાર, ઇંદ્રબસ્તિ નામનાં ચાર, ગુદ નામનું એક અને સ્તનરોહિત નામનાં બે, એ રીતે અગિયાર મર્મો માંસનાં છે. (જોકે સઘળાં મર્મોમાં માંસ શિરા, સ્નાયુ, અસ્થિ અને સંધિ એ પાંચેનો સંબંધ હોય છે, તોપણ જેઓમાં માંસનો સંબંધ અધિક હોય છે, તે માંસમર્મો કહેવાય છે ) ૧૦

સઘળાં મર્મોમાં શિરાઓનાં મર્મો કયાં છે?

नीलधमनीमातृकाशृङ्गाटकापाङ्गस्थपनीफणस्तनमूलापलापापस्तम्भहृदयनाभिपार्श्वसन्धिबृहतीलोहिताक्षोर्व्यः शिरामर्माणि ॥ ११ ॥

ધમની નામનાં ચાર, માતૃકા નામનાં આઠ, શૃંગાટક નામનાં ચાર, અપાંગ નામનાં બે, સ્થપની નામનું એક, ફણ નામનાં બે, સ્તનમૂલ નામનાં બે, અપલાપ નામનાં બે, અપસ્તંભ નામનાં બે, હૃદય નામનું એક, નાભિ નામનું એક, પાર્શ્વસંધિ નામનાં બે, બૃહતી નામનાં બે, લોહિતાક્ષ નામનાં ચાર અને ઊર્વી નામનાં ચાર, એ રીતે એકતાળીસ શિરાઓનાં મર્મો છે. (જોકે સઘળાં મર્મોમાં માંસ, શિરા, સ્નાયુ, અસ્થિ અને સંધિ એ પાંચેનો સંબંધ હોય છે, તોપણ જેઓમાં શિરાઓનો સંબંધ અધિક હોય છે, તે શિરામર્મો કહેવાય છે.) ૧૧

સઘળા મર્મોમા સ્નાયુઓનાં મર્મા કયા છે?

आणिविटपकक्षधरकूर्चकूर्चशिरोवस्तिक्षिप्रांसविधुरोत्क्षेपाः स्नायुमर्माणि ॥ १२ ॥

આણિ નામનાં ચાર, વિટપ નામનાં બે, કક્ષધર નામનાં બે, કૂર્ચ નામનાં ચાર, કૂર્ચશિર નામનાં ચાર, બસ્તિ નામનું એક, ક્ષિપ્ર નામનાં ચાર, અંસ નામના બે, વિધુર નામનાં બે અને ઉત્ક્ષેપ નામનાં બે એ રીતે સત્તાવીસ મર્મો સ્નાયુઓનાં છે. (જોકે સઘળાં મર્મોમાં માંસ શિરા, સ્નાયુ, અસ્થિ અને સંધિ એ પાંચેનો સંબંધ અધિક હોય છે, તેઓ સ્નાયુમર્મો કહેવાય છે.)

સઘળાં મર્મોમાં અસ્થિઓનાં મર્મો કયાં છે?

कटीकतरुणनितम्बांसफलकशङ्खास्त्वस्थिमर्माणि ॥

કટીકતરુણ નામનાં બે, નિતંબ નામનાં બે, અંસફલક નામનાં બે અને શંખ નામનાં બે એ રીતે આઠ મર્મો અસ્થિઓનાં છે. (જોકે સઘળાં મર્મોમાં માંસ, શિરા, સ્નાયુ, અસ્થિ અને સંધિ એ પાંચેનો સંબંધ હોય છે, તોપણ જેઓમાં અસ્થિઓનો સંબંધ અધિક હોય છે, તેઓ અસ્થિમર્મો કહેવાય છે.) ૧૩

સઘળાં મર્મોમા સંધિઓનાં મર્મો કયા છે?

जानुकूर्परसीमन्ताधिपतिगुल्फमणिबन्धकुकुन्दरावर्तकृकाटिकाश्चेति सन्धिमर्माणि ॥ १४ ॥

જાનુ નામનાં બે, કૂર્પર નામનાં બે, સીમંત નામનાં પાચ, અધિપતિ નામનું એક, ગુલ્ફ નામનાં બે, મણિબંધ નામનાં બે, કુકુંદર નામનાં બે, આવર્ત નામનાં બે અને કૃકાટિકા નામનાં બે એ રીતે વીસ મર્મો સંધિઓનાં છે. (જોકે સઘળાં મર્મોમા માસ, શિરા, સ્નાયુ, અસ્થિ અને સંધિ એ પાચેનો સંબંધ હોય છે, તોપણ જેઓમાં સંધિઓનો સંબંધ અધિક હોય છે, તેઓ સંધિમર્મો કહેવાય છે.) ૧૪

સઘળા મર્મોની બીજી પાંચ જાત અને દરેકમા મર્મોની સંખ્યા

तान्येतानि पञ्च विकल्पानि मर्माणि भवन्ति। तद्यथा—सद्यःप्राणहराणि कालान्तरप्राणहराणि विशल्यघ्नानि वैकल्यकराणि रुजाकराणि चेति ॥

तत्र सद्यःप्राणहराण्येकोनविंशतिः। कालान्तरप्राणहराणि त्रयस्त्रिंशत्। त्रीणि विशल्यघ्नानि। चतुश्चत्वारिंशद्वैकल्यकराणि। अष्टौ रुजाकराणीति॥१५

સઘળાં મર્મો જેમ માંસમર્મ, શિરામર્મ, સ્નાયુમર્મ, અસ્થિમર્મ અને સંધિમર્મ એ પાંચ જાતમાં વહેંચાયેલાં છે, તેમ સદ્યઃપ્રાણહર, કાલાંતરપ્રાણહર, વિશલ્યઘ્ન, વૈકલ્યકર અને રુજાકર એ રીતે બીજી પણ પાંચ જાતમાં વહેંચાયાં છે.

એકસો સાત મર્મોમાં ઓગણીસ મર્મો **સદ્યઃપ્રાણહર** (સાત દિવસની અંદર પ્રાણ લેનારાં), તેત્રીસ મર્મો **કાલાંતરપ્રાણહર** (પખવાડિયામાં અથવા એક મહિનામાં પ્રાણ લેનારાં), ત્રણ મર્મો **વિશલ્યઘ્ન** (કાઢેલા શલ્યથી રહિત થવાથી પ્રાણ લેનારાં), ચુંમાળીસ મર્મો **વૈકલ્યકર** (વિકલતા કરનારાં એટલે ખોડખાંપણ કરી દેનારાં) અને આઠ મર્મો **રુજાકર** (પીડા કરનારાં) છે. ૧૫

સદ્યઃપ્રાણહર આદિ પાંચ મર્મોનું વિવેચન

भवन्ति चात्र ॥

शृङ्गाटकान्यधिपतिः शङ्खौ कण्ठशिरा गुदम् ।
हृदयं वस्तिनाभी च घ्नन्ति सद्यो हतानि तु ॥
वक्षोमर्माणि सीमन्ततलक्षिप्रेन्द्रवस्तयः ।
कटीकतरुणे सन्धी पार्श्वजौ बृहती च ये ॥
नितम्बाविति चैतानि कालान्तरहराणि तु ।
उत्क्षेपौ स्थपनी चैव विशल्यघ्नानि निर्दिशेत् ॥
लोहिताक्षाणिजानूर्वीकूर्चाविटपकूर्पराः ।
कुकुन्दरे कक्षधरे विधुरे सकृकाटिके ॥
अंसांसफलकापाङ्गा नीले मन्ये फणौ तथा ।
वैकल्यकरणान्याहुरावर्तौ द्वौ तथैव च ॥
गुल्फौ द्वौ मणिबन्धौ द्वौ द्वे द्वे कूर्चशिरांसि च ।
रुजाकराणि जानीयादष्टावेतानि बुद्धिमान् ॥
क्षिप्राणि विद्धमात्राणि घ्नन्ति कालान्तरेण च ॥१६॥

આ વિષયમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'ચાર શૃંગાટક નામનાં મર્મો, એક **અધિપતિ** નામનું મર્મ, બે **શંખ** નામનાં મર્મો, આઠ **માતૃકા** નામનાં મર્મો, એક **ગુદ** નામનું મર્મ, એક **હૃદય** નામનું મર્મ, એક **બસ્તિ** નામનું મર્મ અને એક **નાભિ** નામનું મર્મ એ ઓગણીસ મર્મો **સદ્યઃપ્રાણહર** છે.

બે **સ્તનમૂલ** નામનાં મર્મો, બે **સ્તનરોહિત** નામનાં મર્મો, બે **અપલાપ** નામનાં મર્મો, બે **અપસ્તંભ** નામનાં મર્મો, પાંચ **સીમંત** નામનાં મર્મો, ચાર **તલહૃદય** નામનાં મર્મો, ચાર **ક્ષિપ્ર** નામનાં મર્મો, ચાર **ઇંદ્રબસ્તિ** નામનાં મર્મો, બે **કટિકતરુણ** નામનાં મર્મો, બે **પાર્શ્વસંધિ** નામનાં મર્મો, બે **બૃહતિ** નામનાં મર્મો અને બે **નિતંબ** નામનાં મર્મો; એ તેત્રીસ મર્મો **કાલાંતરપ્રાણહર** છે.

બે **ઉત્ક્ષેપ** નામના મર્મો અને એક **સ્થપની** નામનું મર્મ એ ત્રણ મર્મો **વિશલ્યઘ્ન** છે.

ચાર **લોહિતાક્ષ** નામનાં મર્મો, ચાર **આણિ** નામનાં મર્મો, બે **જાનુ** નામનાં મર્મો, ચાર **ઊર્વી** નામનાં મર્મો, ચાર **કૂર્ચ** નામનાં મર્મો, બે **વિટપ** નામનાં મર્મો, બે **કૂર્પર** નામનાં મર્મો, બે **કુકુંદર** નામનાં મર્મો, બે **કક્ષધર** નામનાં મર્મો, બે **વિધુર** નામનાં મર્મો, બે **કૃકાટિકા** નામનાં મર્મો, બે **અંસ** નામનાં મર્મો, બે **અંસફલક** નામનાં મર્મો, બે **અપાંગ** નામનાં મર્મો, ચાર **ધમની** નામનાં મર્મો, કે જેઓમાં બે નીલા તથા બે મન્યા નામથી ઓળખાય છે તેઓ, બે **ફણ** નામનાં મર્મો અને બે **આવર્ત** નામનાં મર્મો, એ ચુંમાળીસ મર્મો **વૈકલ્યકર** છે.

બે **ગુલ્ફ** નામનાં મર્મો, બે **મણિબંધ** નામનાં મર્મો અને ચાર **કૂર્ચશિર** નામનાં મર્મો, એ આઠ મર્મો **રુજાકર** છે.

કાલાંતરપ્રાણહર મર્મોમાં જે ક્ષિપ્ર નામનાં ચાર મર્મો છે, તેઓ જો અત્યંત પ્રહાર પામ્યાં હોય, તો તુરત પણ મારી નાખે છે અને થોડો પ્રહાર પામ્યાં હોય તો પખવાડિયે અથવા મહિને મારી નાખે છે. ૧૬

### મર્મોને પ્રહાર થતાં પ્રાણનાશ આદિ થવાનાં કારણો

मर्माणि नाम मांसशिरास्नाय्वस्थिसन्धिसन्निपातास्तेषु स्वभावत एव विशेषेण प्राणास्तिष्ठन्ति तस्मान्मर्मस्वभिहतास्तांस्तान् भावानापद्यन्ते ॥१७॥

માંસ, શિરા, સ્નાયુ, અસ્થિ અને સંધિનાં જ્યાં જ્યાં અત્યંત મિશ્રણો છે, તે તે સ્થળો મર્મ કહેવાય છે. એ મર્મસ્થળોમાં આ શારીરસ્થાનના ચોથા અધ્યાયના બીજા વિષયમાં કહેલા અગ્નિ તથા સોમ આદિ પ્રાણો સ્વભાવથી જ વિશેષે કરી રહે છે, એટલા માટે મર્મસ્થળોમાં પ્રહાર પામેલાં માણસો આ અધ્યાયના ૩૩માંથી ૩૭મા સુધીના વિષયોમાં કહેલાં દુઃખો તથા સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયના ૧૬મા વિષયમાં કહેલાં ભ્રમાદિક દુઃખો પ્રાપ્ત કરે છે. ૧૭

### સઘળાં મર્મોની પ્રાણ ઉપર ક્યારે અસર થાય છે?

तत्र सद्यःप्राणहराण्याग्नेयान्यग्निगुणेष्वाशु क्षीणेषु क्षपयन्ति । कालान्तरप्राणहराणि सौम्याग्नेयान्यग्निगुणेष्वाशु क्षीणेषु क्रमेण च सोमगुणेषु कालान्तरेण क्षपयन्ति । विशल्यप्राणहराणि वायव्यानि । शल्यमुखनिरुद्धो यावदन्तर्वायुस्तिष्ठति तावज्जीवत्युद्धृतमात्रे तु शल्ये मर्मस्थानाश्रितो वायुर्निष्क्रामति तस्मात्सशल्यो जीवत्युद्धृतशल्यो म्रियते । वैकल्यकराणि सौम्यानि सोमो हि स्थिरत्वाच्छैत्याच्च प्राणावलम्बनं करोति । रुजाकराण्यग्निवायुगुणभूयिष्ठानि विशेषतश्च तौ रुजाकरौ । पाञ्चभौतिकीं च रुजामाहुरेके ॥ १८॥

જે સદ્યઃપ્રાણહર મર્મો છે તેઓ આગ્નેય છે, એટલે અગ્નિના ગુણોના આધિક્યવાળાં છે, તેથી અગ્નિના ગુણો ઘાથી તુરત ક્ષીણ થઈ જતાં તે મર્મો તુરત (સાત દિવસની અંદર) પ્રાણ લે છે; કારણ કે આગ્નેય પદાર્થો ઝડપથી ક્રિયા કરનારા હોય છે.

જે કાલાંતરપ્રાણહર મર્મો છે, તેઓ સૌમ્યાગ્નેય છે; એટલે અગ્નિ તથા સોમ, એ બંનેના ગુણોના આધિક્યવાળાં છે, તેથી અગ્નિના ગુણો પ્રહારથી તુરત ક્ષીણ થતાં અને સોમના ગુણો અનુક્રમે ક્ષીણ થતાં તે મર્મો કાલાંતરે (પખવાડિયે અથવા મહિને) મારે છે; કારણ કે અગ્નિના ગુણો ઝડપથી ક્રિયા કરનારા છે અને સોમના ગુણો વખત લગાડીને કામ કરનારા છે.

જે વિશલ્યઘ્ન મર્મો છે તેઓ વાયવ્ય છે; એટલે વાયુના ગુણોના આધિક્યવાળાં છે; માટે શલ્યના મુખથી રોકાયેલો વાયુ જ્યાં સુધી અંદર રહે છે, ત્યાં સુધી તે મર્મોમાં પ્રહાર પામેલો માણસ જીવે છે, પણ શલ્ય કાઢી લેવામાં આવતાં તે મર્મસ્થળમાં રહેલો વાયુ તુરત બહાર નીકળી જાય છે; તેથી તુરત જ મરી જાય છે. (પાકવાથી શલ્ય પોતાની મેળે નીકળી, જાય તોપણ માણસ જીવે છે.)

જે વૈકલ્યકર મર્મો છે તેઓ સૌમ્ય છે; એટલે કેવળ સોમના ગુણોના આધિક્યવાળાં છે, તેથી તે મર્મોમાં પ્રહાર પામેલો માણસ વિકલ (ખોડખાંપણવાળો) થઈ જાય છે પણ મરણ પામતો નથી. સોમ સ્થિર છે અને અને શીત છે, તેથી પ્રાણને ટકાવી રાખે છે.

જે રુજાકર મર્મો છે, તેઓ આગ્નેય છે તથા વાયવ્ય પણ છે, એટલે અગ્નિ અને વાયુના ગુણોના આધિક્યવાળાં છે. અગ્નિ અને વાયુ વિશેષે કરી પીડા કરનારા છે, તેથી એ મર્મોમાં પ્રહાર પામેલો માણસ પીડાય છે.

કેટલાક આચાર્યોનો મત એવો છે કે, પીડા થવી એ પાંચે ભૂતોનો ગુણ છે, માટે રુજાકર મર્મો પાંચે ભૂતોના ગુણોના આધિક્યવાળાં છે. ૧૮

### કેટલાક આચાર્યોની જુદી જુદી માન્યતાઓ

केचिदाहुर्मांसादीनां पञ्चानामपि समस्तानां

विद्धानां च समवायात्सद्यःप्राणहराणि। एकहीनानामल्पानां वा कालान्तरप्राणहराणि। द्विहीनानां विशल्यप्राणहराणि। त्रिहीनानां वैकल्यकराणि। एकस्मिन्नेव रुजाकराणीति ॥१९॥

કેટલાક આચાર્યો કહે છે કે, 'જે મર્મોમાં માંસ, શિરાઓ, સ્નાયુઓ, અસ્થિઓ અને સંધિઓ એ પાંચે મિશ્રિત હોય છે અથવા અધિક હોય છે, તે મર્મો સદ્યઃપ્રાણહર છે[1] (તુરત પ્રાણ લે છે).

જે મર્મોમાં માંસ, શિરાઓ, સ્નાયુઓ, અસ્થિઓ અને સંધિઓ, એ પાંચ પદાર્થોમાંથી ચાર પદાર્થો જ હોય છે[2] અથવા એ માંસાદિક પાંચ પદાર્થો અલ્પ હોય છે, તે મર્મો કાળાંતરપ્રાણહર (કાળાંતરે પ્રાણ લેનારાં) છે.

જે મર્મોમાં માંસાદિક પાંચ પદાર્થોમાંથી બે પદાર્થો મુદ્દલ હોતા નથી,[3] તે મર્મો વિશલ્યઘ્ન (પોતામાંથી શલ્ય કાઢી લેવાય ત્યારે પ્રાણ લેનારાં) છે.

જે મર્મોમાં માંસાદિક પાંચ પદાર્થોમાંથી ત્રણ પદાર્થો મુદ્દલ હોતા નથી,[4] તે મર્મો વૈકલ્યકર (ખોડખાંપણ કરનારાં) છે.

જે મર્મોમાં માંસાદિક પાંચ પદાર્થોમાંથી ચાર પદાર્થો મુદ્દલ હોતા નથી પણ એક જ પદાર્થ હોય છે,[5] તે મર્મો રુજાકર (પીડા કરનારાં) છે.' ૧૯

આચાર્યોનો સિદ્ધાંત બરાબર નથી

नैवं, यतश्चैवमतोऽस्थिमर्मस्वप्यभिहतेषु शोणितागमनं भवति ॥

भवन्ति चात्र ॥

चतुर्विधा यास्तु शिराः शरीरे प्रायेण ता मर्मसु सन्निविष्टाः। स्नाय्वस्थिमांसानि तथैव सन्धीन् संतर्प्य देहं प्रतिपालयन्ति ॥२०॥

સઘળાં મર્મોમાં કોઈ પણ મર્મ માંસાદિક પાંચ પદાર્થો વગરનું નથી, પણ સઘળાં મર્મો એ પાંચે પદાર્થોથી ગોઠવાયેલાં છે; માટે ઉપર કહેલો અન્ય આચાર્યોનો સિદ્ધાંત ઠીક નથી. કટીકતરુણ વગેરે મર્મો કે જેઓ અસ્થિમર્મો કહેવાય છે તેઓ જો પ્રહાર પામે, તો તેઓમાંથી પણ લોહી પ્રકટ થતું જોવામાં આવે છે, તેથી સિદ્ધ થાય છે કે, તેઓમાં પણ શિરાઓ છે. જેમાં શિરા ન હોય તેમાંથી લોહી પ્રકટ થવાનો સંભવ જ નથી. લોહી દેખાવારૂપ પ્રત્યક્ષ પ્રમાણથી જ્યારે સર્વ મર્મોમાં શિરાઓની સ્થિતિ સિદ્ધ થાય છે; ત્યારે એક દેશની સિદ્ધિ ઉપરથી જાણી લેવું યોગ્ય છે કે, સઘળાં મર્મોમાં માંસાદિક પાંચે પદાર્થો છે. વાતવહ, પિત્તવહ, કફવહ અને રક્ત—એ ચારે પ્રકારની શિરાઓ શરીરની અંદર ઘણું કરીને મર્મોમાં રહેલી છે અને ત્યાં રહી સ્નાયુઓ, અસ્થિઓ, માંસો તથા સંધિઓને સારી રીતે તૃપ્ત કરીને તે તૃપ્તિ દ્વારા દેહનું પાલન કરે છે. ૨૦

મર્મરૂપ એક પ્રદેશમાં પ્રહાર થતાં સઘળા શરીરમાં પીડા

ततः क्षते मर्मणि ताः प्रवृद्धः समन्ततो

---

૧ ગુદ, બસ્તિ, નાભિ અને હૃદય, તે જેઓ સદ્યઃપ્રાણહર મર્મોમાંના છે, તેઓમાં જોકે અસ્થિઓ પ્રકટ નથી, તોપણ શક્તિરૂપે રહેલા છે, તેથી તેઓમાં માંસાદિક પાંચે પદાર્થો છે એમ સમજવું

૨ સ્તનમૂલ, અપલાપ, અપસ્તંભ, સીમંત, કટીકતરુણ, પાર્શ્વસંધિ, બૃહતી અને નિતંબ, એ માંસ વગરનાં છે અને સ્તનરોહિત, તલહૃદય, ક્ષિપ્ર તથા ઇંદ્રબસ્તિ—એ અસ્થિ વગરના છે એમ માન્યું છે.

૩ ઉત્ક્ષેપોમાં માંસ તથા સંધિ નથી અને સ્થપનીમાં શિરા તથા સ્નાયુ નથી એમ માન્યું છે.

૪ લોહિતાક્ષોમાં સ્નાયુ, સંધિ તથા અસ્થિ નથી. જાનુઓમાં માંસ, શિરા તથા સ્નાયુ નથી. ઉર્વીઓમાં અસ્થિ, માંસ તથા સ્નાયુ નથી વિટપોમાં માંસ, શિરા તથા અસ્થિ નથી. કૂર્પરોમાં માંસ, શિરા તથા સ્નાયુ નથી અને કુકુંદરોમાં માંસ, સંધિ તથા શિરા નથી, એમ વૈકલ્યકર મર્મોમાં ત્રણ ત્રણ પદાર્થોનો અભાવ માન્યો છે.

૫ ગુલ્ફો, મણિબંધો તથા કૂર્ચશિરોમાં માંસ, શિરા, અસ્થિ અને સ્નાયુ એ ચાર પદાર્થોનો અભાવ માન્યો છે.

वायुरभिस्तृणोति । विवर्द्धमानस्तु स मातरिश्वा रुजः सुतीव्राः प्रतनोति काये ॥ रुजाभिभूतं तु पुनः शरीरम् प्रलीयते नश्यति चास्य संज्ञा । अतो हि शल्यं विनिर्हर्तुमिच्छन् मर्माणि यत्नेन परीक्ष्य कर्षेत् ॥ एतेन शेषं व्याख्यातम् ॥ २१ ॥

મર્મમાં પ્રહાર થતાં વૃદ્ધિ પામેલો વાયુ ચોમેર શિરાઓને ઢાંકી દે છે અને વૃદ્ધિ પામતો પામતો સઘળા શરીરમાં વ્યાપીને તીવ્ર વેદના ઉત્પન્ન કરે છે. વેદનાઓથી પરાભવ પામેલું શરીર વીંખાઈ જાય છે અને તે પાંચભૌતિક શરીર વીંખાઈ જતાં છઠ્ઠી ચેતનારૂપ ધાતુ પણ જતી રહે છે, એટલા માટે વૈદ્યે શલ્ય કાઢવાના સમયમાં યત્નપૂર્વક મર્મોની પરીક્ષા કરીને પછી શલ્યને ખેંચવું જોઈએ.

મર્મના પ્રહારથી વૃદ્ધિ પામી વ્યાપ્ત થયેલો વાયુ જેમ તીવ્ર વેદનાઓ કરે છે, તેમ મર્મમાં પ્રહારથી વૃદ્ધિ પામી વ્યાપ્ત થયેલું પિત્ત દાહાદિક કરે છે અને મર્મમાં પ્રહારથી વૃદ્ધિ પામી વ્યાપ્ત થયેલો કફ સ્રોતોનો નિરોધ આદિ કરે છે વગેરે સમજી લેવું. ૨૧

### સઘળા મર્મોમાં પ્રહાર થવાથી નિયમિત કૃત્યોનો ફેરફાર

तत्र सद्यःप्राणहरमन्ते विद्धं कालान्तरेण मारयति। कालान्तरप्राणहरमन्ते विद्धं वैकल्यमापादयति। विशल्यप्राणहरमन्ते विद्धं कालान्तरेण क्लेशयति रुजां च करोति। रुजाकरमतीव्रवेदनं भवति ॥ २२ ॥

જે મર્મ સદ્ય પ્રાણહર છે, તે મધ્યમાં નહિ પણ અંતમાં (સમીપમાં) વીંધાય, તો પ્રાણનું તુરત (સાત દિવસની અંદર) હરણ નહિ કરતાં કાળાંતરે (પખવાડિયે કે મહિને) કરે છે, અર્થાત્ પોતે સદ્ય પ્રાણહર છતાં કાળાંતરપ્રાણહરનું કામ કરે છે.

જે મર્મ કાળાંતરપ્રાણહર છે તે મધ્યમાં નહિ પણ અંતમાં વીંધાય તો કાળાંતરે પણ પ્રાણનું હરણ નહિ કરતાં વિકલતા (ખોડખાંપણ) કરે છે—અર્થાત્ પોતે કાળાંતરપ્રાણહર છતાં વૈકલ્યકરનું કામ કરે છે.

જે મર્મ વિશલ્યઘ્ન છે તે મધ્યમાં નહિ પણ અંતમાં વીંધાય તો શલ્ય કાઢ્યા પછી પણ તુરત પ્રાણનું હરણ નહિ કરતાં કાલાંતરે મરણ કરે છે અથવા પીડા કર્યા કરે છે—અર્થાત્ પોતે વિશલ્યઘ્ન છતાં કાલાંતરપ્રાણહરનુ કે રુજાકરનું કામ કરે છે.

જે મર્મ રુજાકર છે તે મધ્યમાં નહિ પણ અંતમાં વીંધાય, તો તીવ્ર વેદના નહિ કરતાં મધ્યમ કે મંદ વેદના કરે છે.

(સઘળાં મર્મો જો મધ્યમાં વીંધાય, તો પોતપોતાનું કૃત્ય કર્યા વગર રહેતાં જ નથી.)૨૨

### પ્રાણહરણનો વખત, અલ્પ અને વખતમાં ફેરફાર

तत्र सद्यःप्राणहराणि सप्तरात्राभ्यन्तरान्मारयन्ति । कालान्तरप्राणहराणि पक्षान्मासाद्वा तेष्वपि तु क्षिप्राणि कदाचिदाशु मारयन्ति । विशल्यप्राणहराणि वैकल्यकराणि च कदाचिदत्यभिहतानि मारयन्ति ॥ २३ ॥

જે મર્મો સદ્ય પ્રાણહર છે તેઓ સાત રાતની અંદર મારી નાખે છે.

જે મર્મો કાળાંતરપ્રાણહર છે તેઓ એક પખવાડિયામાં અથવા મહિનામાં મારી નાખે છે. કાળાંતરપ્રાણહર મર્મોમાં પણ જે ક્ષિપ્ર નામનાં મર્મો છે તેઓ વખત પર તુરત પણ મારી નાખે છે.

જે મર્મો વૈકલ્યકર છે તેઓ અત્યંત પ્રહાર પામે, તો વખત પર મારી પણ નાખે છે અને જે મર્મો વિશલ્યઘ્ન છે તેઓ અત્યંત પ્રહાર પામે તો વખત પર શલ્યના સંબંધ વિના પણ મારી નાખે છે.

विष्टद्धानां च समवायात्सद्यःप्राणहराणि। एकहीनानामल्पानां वा कालान्तरप्राणहराणि। द्विहीनानां विशल्यप्राणहराणि। त्रिहीनानां वैकल्यकराणि। एकस्मिन्नेव रुजाकराणीति ॥ १९॥

કેટલાક આચાર્યો કહે છે કે, 'જે મર્મોમાં માંસ, શિરાઓ, સ્નાયુઓ, અસ્થિઓ અને સંધિઓ એ પાંચે મિશ્રિત હોય છે અથવા અધિક હોય છે, તે મર્મો સદ્યઃપ્રાણહર છે[1] (તુરત પ્રાણ લે છે).

જે મર્મોમાં માંસ, શિરાઓ, સ્નાયુઓ, અસ્થિઓ અને સંધિઓ, એ પાંચ પદાર્થોમાંથી ચાર પદાર્થો જ હોય છે[2] અથવા એ માંસાદિક પાંચ પદાર્થો અલ્પ હોય છે, તે મર્મો કાળાંતર-પ્રાણહર (કાળાંતરે પ્રાણ લેનારાં) છે.

જે મર્મોમાં માંસાદિક પાંચ પદાર્થોમાંથી બે પદાર્થો મુદ્દલ હોતા નથી,[3] તે મર્મો **વિશલ્યઘ્ન** (પોતામાંથી શલ્ય કાઢી લેવાય ત્યારે પ્રાણ લેનારાં) છે.

જે મર્મોમાં માંસાદિક પાંચ પદાર્થોમાંથી ત્રણ પદાર્થો મુદ્દલ હોતા નથી,[4] તે મર્મો **વૈકલ્યકર** (ખોડખાંપણ કરનારાં) છે.

જે મર્મોમાં માંસાદિક પાંચ પદાર્થોમાંથી ચાર પદાર્થો મુદ્દલ હોતા નથી પણ એક જ પદાર્થ હોય છે,[5] તે મર્મો રુજાકર (પીડા કરનારાં) છે.' ૧૯

**આચાર્યોનો સિદ્ધાંત બરાબર નથી**

नैवं, यतश्चैवमतोऽस्थिमर्मस्वप्यभिहतेषु शोणितागमनं भवति ॥

भवन्ति चात्र ॥

चतुर्विधा यास्तु शिराः शरीरे प्रायेण ता मर्मसु सन्निविष्टाः। स्नाय्वस्थिमांसानि तथैव सन्धीन् संतर्प्य देहं प्रतिपालयन्ति ॥ २०॥

સઘળાં મર્મોમાં કોઈ પણ મર્મ માંસાદિક પાંચ પદાર્થો વગરનું નથી, પણ સઘળાં મર્મો એ પાંચે પદાર્થોથી ગોઠવાયેલાં છે; માટે ઉપર કહેલો અન્ય આચાર્યોનો સિદ્ધાંત ઠીક નથી. કટીકતરુણ વગેરે મર્મો કે જેઓ અસ્થિમર્મો કહેવાય છે તેઓ જો પ્રહાર પામે, તો તેઓમાંથી પણ લોહી પ્રકટ થતું જોવામાં આવે છે, તેથી સિદ્ધ થાય છે કે, તેઓમાં પણ શિરાઓ છે. જેમાં શિરા ન હોય તેમાંથી લોહી પ્રકટ થવાનો સંભવ જ નથી. લોહી દેખાવારૂપ પ્રત્યક્ષ પ્રમાણથી જ્યારે સર્વ મર્મોમાં શિરાઓની સ્થિતિ સિદ્ધ થાય છે; ત્યારે એક દેશની સિદ્ધિ ઉપરથી જાણી લેવું યોગ્ય છે કે, સઘળાં મર્મોમાં માંસાદિક પાંચે પદાર્થો છે. વાતવહ, પિત્તવહ, કફવહ અને રક્ત—એ ચારે પ્રકારની શિરાઓ શરીરની અંદર ઘણું કરીને મર્મોમાં રહેલી છે અને ત્યાં રહી સ્નાયુઓ, અસ્થિઓ, માંસો તથા સંધિઓને સારી રીતે તૃપ્ત કરીને તે તૃપ્તિ દ્વારા દેહનું પાલન કરે છે. ૨૦

**મર્મરૂપ એક પ્રદેશમાં પ્રહાર થતાં સઘળા શરીરમાં પીડા**

ततः क्षते मर्मणि ताः प्रवृद्धः समन्ततो

---

૧ ગુદ, બસ્તિ, નાભિ અને હૃદય, તે જેઓ સદ્યઃપ્રાણહર મર્મોમાંનાં છે, તેઓમાં જોકે અસ્થિઓ પ્રકટ નથી, તોપણ શક્તિરૂપે રહેલાં છે, તેથી તેઓમા માંસાદિક પાંચે પદાર્થો છે એમ સમજવુ.

૨ સ્તનમૂલ, અપલાપ, અપસ્તંભ, સીમંત, કટીકતરુણ, પાર્શ્વસંધિ, બૃહતી અને નિતંબ, એ માંસ વગરનાં છે અને સ્તનરોહિત, તલહૃદય, ક્ષિપ્ર તથા ઇંદ્રબસ્તિ—એ અસ્થિ વગરના છે એમ માન્યુ છે.

૩ ઉત્ક્ષેપોમાં માંસ તથા સંધિ નથી અને સ્થપનીમાં શિરા તથા સ્નાયુ નથી એમ માન્યું છે.

૪ લોહિતાક્ષોમા સ્નાયુ, સંધિ તથા અસ્થિ નથી. જાનુઓમાં માંસ, શિરા તથા સ્નાયુ નથી. ઊર્વીઓમાં અસ્થિ, માંસ તથા સ્નાયુ નથી. વિટપોમા માંસ, શિરા તથા અસ્થિ નથી. કૂર્પરોમાં માંસ, શિરા તથા સ્નાયુ નથી અને કુકુંદરોમાં માંસ, સંધિ તથા શિરા નથી, એમ વૈકલ્યકર મર્મોમા ત્રણ ત્રણ પદાર્થોનો અભાવ માન્યો છે.

૫ ગુલ્ફો, મણિબંધો તથા કૂર્ચશિરોમાં માંસ, શિરા, અસ્થિ અને સ્નાયુ એ ચાર પદાર્થોનો અભાવ માન્યો છે.

वायुरभिस्तृणोति । विवर्द्धमानस्तु स मातरिश्वा रुनः सुतीव्राः प्रतनोति काये ॥ रुजाभिभूतं तु पुनः शरीरम् प्रलीयते नश्यति चास्य संज्ञा । अतो हि शल्यं निर्हर्तुमिच्छन् मर्माणि यत्नेन परीक्ष्य कर्षेत् ॥ एतेन शेषं व्याख्यातम् ॥ २१ ॥

મર્મમાં પ્રહાર થતાં વૃદ્ધિ પામેલો વાયુ ચોમેર શિરાઓને ઢાંકી દે છે અને વૃદ્ધિ પામતો પામતો સઘળા શરીરમાં વ્યાપીને તીવ્ર વેદના ઉત્પન્ન કરે છે. વેદનાઓથી પરાભવ પામેલું શરીર વીંખાઈ જાય છે અને તે પાંચભૌતિક શરીર વીંખાઈ જતાં છઠ્ઠી ચેતનારૂપ ધાતુ પણ જતી રહે છે, એટલા માટે વૈદ્યે શલ્ય કાઢવાના સમયમાં યત્નપૂર્વક મર્મોની પરીક્ષા કરીને પછી શલ્યને ખેંચવું જોઈએ.

મર્મના પ્રહારથી વૃદ્ધિ પામી વ્યાપ્ત થયેલો વાયુ જેમ તીવ્ર વેદનાઓ કરે છે, તેમ મર્મમાં પ્રહારથી વૃદ્ધિ પામી વ્યાપ્ત થયેલું પિત્ત દાહાદિક કરે છે અને મર્મમાં પ્રહારથી વૃદ્ધિ પામી વ્યાપ્ત થયેલો કફ સ્રોતોનો નિરોધ આદિ કરે છે વગેરે સમજી લેવું. ૨૧

### સઘળા મર્મોમાં પ્રહાર થવાથી નિયમિત કૃત્યોનો ફેરફાર

तत्र सद्यःप्राणहरमन्ते विद्धं कालान्तरेण मारयति। कालान्तरप्राणहरमन्ते विद्धं वैकल्यमापादयति। विशल्यप्राणहरमन्ते विद्धं कालान्तरेण क्लेशयति रुजां च करोति। रुजाकरमतीव्रवेदनं भवति ॥२२॥

જે મર્મ સદ્ય પ્રાણહર છે, તે મધ્યમાં નહિ પણ અંતમાં (સમીપમાં) વીંધાય, તો પ્રાણનું તુરત (સાત દિવસની અંદર) હરણ નહિ કરતાં કાળાંતરે (પખવાડિયે કે મહિને) કરે છે, અર્થાત્ પોતે સદ્ય પ્રાણહર છતાં કાળાંતરપ્રાણહરનું કામ કરે છે.

જે મર્મ કાલાંતરપ્રાણહર છે તે મધ્યમાં નહિ પણ અંતમાં વીંધાય તો કાળાંતરે પણ પ્રાણનું હરણ નહિ કરતાં વિકલતા (ખોડખાંપણ) કરે છે—અર્થાત્ પોતે કાલાંતરપ્રાણહર છતાં વૈકલ્યકરનું કામ કરે છે.

જે મર્મ વિશલ્યઘ્ન છે તે મધ્યમાં નહિ પણ અંતમાં વીંધાય તો શલ્ય કાઢ્યા પછી પણ તુરત પ્રાણનું હરણ નહિ કરતાં કાલાંતરે મરણ કરે છે અથવા પીડા કર્યા કરે છે—અર્થાત્ પોતે વિશલ્યઘ્ન છતાં કાલાંતરપ્રાણહરનું કે રુજાકરનું કામ કરે છે.

જે મર્મ રુજાકર છે તે મધ્યમાં નહિ પણ અંતમાં વીંધાય, તો તીવ્ર વેદના નહિ કરતાં મધ્યમ કે મંદ વેદના કરે છે.

(સઘળાં મર્મો જો મધ્યમાં વીંધાય, તો પોતપોતાનું કૃત્ય કર્યા વગર રહેતાં જ નથી.)૨૨

### પ્રાણહરણનો વખત, રૂપ અને વખતમાં ફેરફાર

तत्र सद्यःप्राणहराणि सप्तरात्राभ्यन्तरान्मारयन्ति। कालान्तरप्राणहराणि पक्षान्मासाद्वा तेष्वपि तु क्षिप्राणि कदाचिदाशु मारयन्ति। विशल्यप्राणहराणि वैकल्यकराणि च कदाचिदत्यभिहतानि मारयन्ति ॥ २३ ॥

જે મર્મો સદ્ય પ્રાણહર છે તેઓ સાત રાતની અંદર મારી નાખે છે.

જે મર્મો કાલાંતરપ્રાણહર છે તેઓ એક પખવાડિયામાં અથવા મહિનામાં મારી નાખે છે. કાલાંતરપ્રાણહર મર્મોમાં પણ જે ક્ષિપ્ર નામનાં મર્મો છે તેઓ વખત પર તુરત પણ મારી નાખે છે.

જે મર્મો વૈકલ્યકર છે તેઓ અત્યંત પ્રહાર પામે, તો વખત પર મારી પણ નાખે છે અને જે મર્મો વિશલ્યઘ્ન છે તેઓ અત્યંત પ્રહાર પામે તો વખત પર શલ્યના સંબંધ વિના પણ મારી નાખે છે.

(આ પ્રમાણે જ રુજાકર મર્મો પણ અત્યંત પ્રહાર પામે, તો ખોડખાંપણ કરી દે છે; બીજા પણ વિશેષો કલ્પનાશક્તિથી સમજી જેવા.) ૨૩

પગનાં મર્મોનાં સ્થાનો તથા મર્મોના પ્રહારોથી થતી વ્યથાઓ

अत ऊर्ध्वं प्रत्येकशो मर्मस्थानान्यनुव्याख्यास्यामः–तत्र पादाङ्गुष्ठाङ्गुल्योर्मध्ये क्षिप्रं नाम मर्म तत्र विद्धस्याक्षेपकेण मरणम्। मध्यमाङ्गुलीमनुपूर्वेण मध्ये पादतलस्य तलहृदयं नाम तत्रापि रुजाभिर्मरणम्। क्षिप्रस्योपरिष्टादुभयतः कूर्चो नाम तत्र पादस्य भ्रमणवेपने भवतः। गुल्फसन्धेरध उभयतः कूर्चशिरो नाम तत्र रुजाशोफौ। पादजङ्घयोः सन्धाने गुल्फो नाम तत्र रुजः स्तब्धपादता खञ्जता वा। पार्ष्णिं प्रति जङ्घामध्ये इन्द्रबस्तिर्नाम तत्र शोणितक्षये मरणम्। जङ्घोर्वोः सन्धाने जानु नाम तत्र खञ्जता। जानुन ऊर्ध्वमुभयतस्त्र्यङ्गुलमाणिर्नाम तत्र शोफाभिवृद्धिः स्तब्धसक्थिता च। ऊरुमध्ये ऊर्वी नाम तत्र शोणितक्षयात्सक्थिशोषः। ऊर्व्या ऊर्ध्वमधो वङ्क्षणसन्धेरूरुमूले लोहिताक्षं नाम तत्र लोहितक्षयेण पक्षाघातः। वङ्क्षणवृषणयोरन्तरे विटपं नाम तत्र षाण्ढ्यमल्पशुक्रता वा भवति। एवमेतान्येकादश सक्थिमर्माणि व्याख्यातानि। एतेनेतरसक्थि बाहू च व्याख्यातौ ॥ २४ ॥

હવે પગની અંદરનાં પ્રત્યેક મર્મનું સ્થાનાદિક બતાવવારૂપ વિવેચન આપીએ છીએ. પગનો અંગૂઠો અને અંગૂઠાને લગતી આંગળીના મધ્યમાં ક્ષિપ્ર નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલો માણસ આક્ષેપક નામના રોગથી મરી જાય છે. (આ સ્નાયુમર્મ છે, અરધા આંગળનું છે અને કાલાંતરપ્રાણહર છે.)

પગની વચલી આંગળીની લીટીમાં પગનાં તળિયાંની મધ્યમાં તલહૃદય નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલો માણસ પીડાઓથી મરી જાય છે. (આ માંસમર્મ છે, અરધા આંગળનું છે અને કાલાંતરપ્રાણહર છે.)

ક્ષિપ્ર ઉપર બે આંગળને છેટે બન્ને તરફ કૂર્ચ નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલા માણસનો પગ ભમી જાય છે તથા ધ્રૂજે છે. (આ સ્નાયુમર્મ છે, ચાર આંગળનું છે અને વૈકલ્યકર છે.)

ઘૂંટીના સંધિની નીચે બન્ને તરફ કૂર્ચશિર નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલા માણસને પીડા તથા સોજો થાય છે. (આ સ્નાયુમર્મ છે, એક આંગળનું છે અને રુજાકર છે)

પગ અને પિંડીના સંધિમાં ગુલ્ફ નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલા માણસનો પગ સ્તબ્ધ થઈ જાય છે અથવા લંગડો થઈ જાય છે. (આ સંધિમર્મ છે, બે આંગળનું છે અને રુજાકર છે.)

પાનીને લગતી લીટીમાં પાનીથી બાર આંગળ દૂર પિંડીના મધ્યમાં ઇંદ્રબસ્તિ નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલા માણસના લોહીનો ક્ષય થવાથી મરણ થાય છે. (આ માંસમર્મ છે, અરધા આંગળનું છે અને કાલાંતરપ્રાણહર છે.)

પિંડી અને સાથળના સંધિમાં જાનુ નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલો માણસ લંગડો થાય છે. (આ સંધિમર્મ છે, ત્રણ આંગળનું છે અને વૈકલ્યકર છે.)

જાનુથી ઉપર ત્રણ આંગળ દૂર બન્ને તરફ આણિ નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલા માણસને સોજાની વૃદ્ધિ થાય છે અને સાથળ સ્તબ્ધ થઈ જાય છે. (આ સ્નાયુમર્મ છે, અરધા આંગળનું છે અને વૈકલ્યકર છે.)

સાથળના મધ્યમાં ઊર્વી નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલા માણસનો સાથળ લોહીનો ક્ષય થવાથી સુકાઈ જાય છે. (આ શિરામર્મ છે,

એક આંગળનું છે અને વૈકલ્યકર છે.)

ઊર્વીથી ઉપર અને સાથળના સંધિથી નીચે સાથળના મૂળમાં **લોહીતાક્ષ** નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલા માણસને લોહીનો ક્ષય થવાથી પક્ષાઘાત નામનો રોગ થાય છે. (આ શિરામર્મ છે, અરધા આંગળનું છે અને વૈકલ્યકર છે.)

સાથળનું મૂળ અને વૃષણના મધ્યમાં **વિટપ** નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલા માણસ નપુંસક થઈ જાય છે અથવા અલ્પવીર્ય-વાળો થઈ જાય છે. (આ સ્નાયુમર્મ છે, એક આંગળનું છે અને વૈકલ્યકર છે.)

પગમાં રહેલાં અગિયાર મર્મોનું આ વ્યાખ્યાન કર્યું. બીજા પગમાં પણ એ પ્રમાણે જ અગિયાર મર્મો સમજી લેવાં. ૨૪

હાથનાં મર્મોનાં સ્થાનો તથા તે મર્મોના પ્રહારથી થતી વ્યથાઓ

**विशेषतस्तु यानि सक्थ्नि गुल्फजानुविटपानि तानि बाहौ मणिबन्धकूर्परकक्षधराणि। यथा वङ्क्षण-वृषणयोरन्तरे विटपमेवं वक्षःकक्षयोर्मध्ये कक्षधरं तस्मिन्विद्धे त एवोपद्रवाः। विशेषतस्तु मणिबन्धे कुण्ठता कूर्पराख्ये कुणिः कक्षधरे पक्षाघातः। एव-मेतानि चतुश्चत्वारिंशच्छाखासु मर्माणि व्याख्या-तानि ॥ २५ ॥**

હાથમાં ક્ષિપ્ર, તલહૃદય, કૂર્ચ, કૂર્ચશિર, મણિબંધ, ઇંદ્રબસ્તિ, કૂર્પર, આણિ, ઊર્વી, લોહીતાક્ષ અને કક્ષધર—એ નામનાં અગિયાર મર્મો છે. તેઓમાં હાથનો અંગૂઠો અને અંગૂઠાને લગતી આંગળીઓના મધ્યમાં **ક્ષિપ્ર** નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલો માણસ આક્ષેપક નામના રોગથી મરી જાય છે. (આ સ્નાયુમર્મ છે, અરધા આંગળનું છે અને કાલાંતરપ્રાણહર છે.)

હાથની વચલી આંગળીની લીટીમાં હાથનાં તળાંના મધ્યમાં **તલહૃદય** નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલો માણસ પીડાઓથી મરી જાય છે (આ માંસમર્મ છે, અરધા આંગળનું છે અને કાલાંતરપ્રાણહર છે.)

ક્ષિપ્રની ઉપર બે આંગળને છેટે બન્ને તરફ **કૂર્ચ** નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલા માણસનો હાથ ભમી જાય છે તથા ધ્રૂજે છે. (આ સ્નાયુમર્મ છે, ચાર આંગળનું છે અને વૈકલ્યકર છે.)

કાંડાના સંધિની નીચે બન્ને તરફ **કૂર્ચશિર** નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલા માણસને પીડા તથા સોજા થાય છે. (આ સ્નાયુમર્મ છે, એક આંગળનું છે અને રુજાકર છે.)

હાથ અને કોણીથી નીચેનો લાંબા ભાગ-(કલાઈ)ના સંધિ(કાંડા)માં **મણિબંધ** નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલા માણસનો હાથ સ્તબ્ધ થઈ જાય છે અથવા લૂલો કે કુંઠિત થઈ જાય છે. (આ સંધિમર્મ છે, બે આંગળનું છે અને રુજાકર છે.)

મણિબંધથી બાર આંગળને છેટે કોણીથી નીચેના લાંબા ભાગ(કલાઈ)ના મધ્યમાં **ઇંદ્ર-બસ્તિ** નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલા માણસનું લોહીનો ક્ષય થવાથી મરણ થાય છે. (આ માંસમર્મ છે, અરધા આંગળનું છે અને કાલાંતરપ્રાણહર છે.)

કોણીથી નીચેનો લાંબો ભાગ (કલાઈ) અને બાહુ(બાંહો)ના સંધિમાં (કોણીમાં) **કૂર્પર** નામનું મર્મ છે. એ મર્મનાં વીંધાયેલા માણસનો હાથ લૂલો થઈ જાય છે અથવા ઠૂંઠો કે ખરાબ થઈ જાય છે. (આ સંધિમર્મ છે, ત્રણ આંગળનું છે અને વૈકલ્યકર છે.)

કૂર્પરથી ઉપર ત્રણ આંગળને છેટે બન્ને તરફ **આણિ** નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલા

માણસને સોજાની વૃદ્ધિ થાય છે અને બાહુ સ્તબ્ધ થઈ જાય છે. (આ સ્નાયુમર્મ છે, અરધા આંગળનું છે અને વૈકલ્યકર છે.)

બાહુના મધ્યમાં ઊર્વી નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલા માણસનો બાહુ લોહીનો ક્ષય થવાથી સુકાઈ જાય છે. (આ શિરામર્મ છે, એક આંગળનું છે અને વૈકલ્યકર છે.)

ઊર્વીથી ઉપર અને બાહુના સંધિથી નીચે બાહુના મૂળમાં લોહીતાક્ષ નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલા માણસને લોહીનો ક્ષય થવાથી પક્ષાઘાત નામનો રોગ થાય છે. (આ શિરામર્મ છે, અરધા આંગળનું છે અને વૈકલ્યકર છે.)

છાતી અને કાખના મધ્યમાં કક્ષધર નામનું મર્મ છે. (વાગ્ભટે તો અક્ષકના અને કાખના મધ્યમાં કહ્યું છે.) એ મર્મમાં વીંધાયેલા માણસને પક્ષાઘાત નામનો રોગ થાય છે અને નપુંસકતા થાય છે અથવા વીર્યની અલ્પતા થાય છે. (આ સ્નાયુમર્મ છે, એક આંગળનું છે અને વૈકલ્યકર છે.)

હાથમાં રહેલાં અગિયાર મર્મોનું આ વ્યાખ્યાન કર્યું. બીજા હાથમાં પણ એ પ્રમાણે જ અગિયાર મર્મો સમજી લેવાં. આટલા સુધી બે પગનાં બાવીસ અને બે હાથનાં બાવીસ મળીને શાખાઓમાં રહેલાં ચુંમાળીસ મર્મોનું વ્યાખ્યાન કરવામાં આવ્યું. ૨૫

પેટ અને છાતીનાં મર્મોનાં સ્થાનો તથા
તે મર્મોમાં પ્રહારથી થતી વ્યથાઓ

अत ऊर्ध्वमुदरोरसोर्मर्मस्थानान्यनुव्याख्यास्यामः—तत्र वातवर्चोनिरसनं स्थूलान्त्रप्रतिबद्धं गुदं नाम मर्म तत्र सद्यो मरणम्। अल्पमांसशोणितोऽभ्यन्तरतः कट्यां मूत्राशयो वस्तिर्नाम तत्रापि सद्योमरणमश्मरीव्रणादृते। तत्राप्युभयतो भिन्ने न जीवत्येकतो भिन्ने मूत्रस्रावी व्रणो भवति स तु यत्नेनोपक्रान्तो रोहति। पक्वामाशययोर्मध्ये शिराप्रभवा नाभिर्नाम तत्रापि सद्य एव मरणम्। स्तनयोर्मध्यमधिष्ठायोरस्यामाशयद्वारं सत्त्वरजस्तमसामधिष्ठानं हृदयं नाम तत्र सद्य एव मरणम्। स्तनयोरधस्ताद् द्व्यङ्गुलमुभयतः स्तनमूले नाम मर्मणी तत्र कफपूर्णकोष्ठतया कासश्वासाभ्यां म्रियते। स्तनचूचुकयोरूर्ध्वं द्व्यङ्गुलमुभयतः स्तनरोहितौ नाम तत्र लोहितपूर्णकोष्ठतया कासश्वासाभ्यां च म्रियते। अंसकूटयोरधस्तात्पार्श्वोपरिभागयोरपलापौ नाम तत्र रक्तेन पूयभावं गतेन मरणम्। उभयत्रोरसो नाड्यौ वातवहे अपस्तम्भौ नाम तत्र वातपूर्णकोष्ठतया कासश्वासाभ्यां च मरणम्। एवमेतान्युदरोरसोर्द्वादश मर्माणि व्याख्यातानि॥२६॥

અધોવાયુ તથા વિષ્ઠાને બહાર કાઢનારું (પ્રેરનારું) અને સ્થૂલ આંતરડાંમાં બંધાયેલું ગુદ નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલો માણસ તુરત મરી જાય છે. (આ માંસમર્મ છે, ચાર આંગળનું છે અને સદ્યઃપ્રાણહર છે.)

કમર, નાભિ, પીઠ, વૃષણ, ગુદ, સાથળનાં મૂળ અને લિંગના મધ્યમાં થોડા માંસવાળું તથા થોડા રુધિરવાળું જે મૂત્રાશય છે, તે બસ્તિ નામનું મર્મ છે; એ મર્મ પથરીના વ્રણ સિવાય બીજા કોઈ પ્રકારે ભેદાય, તો માણસ તુરત મરી જાય છે. પથરીના વ્રણથી પણ બન્ને તરફમાં ભેદાય તો માણસ જીવતો નથી. એક તરફમાં ભેદાય તો માણસને તે વ્રણમાંથી મૂત્રનો સ્રાવ થાય છે. જો પૂરી કાળજીથી ચિકિત્સા કરવામાં આવે તો તે વ્રણ રુઝાય છે. (આ સ્નાયુમર્મ છે, ચાર આંગળનું છે અને સદ્યઃપ્રાણહર છે.)

પક્વાશય અને આમાશયના મધ્યમાં સઘળી શિરાઓના આશ્રયરૂપ નાભિ નામનું મર્મ છે; એ મર્મમાં ભેદાયેલો માણસ તુરત જ મરી જાય છે. (આ શિરામર્મ છે, ચાર આંગળનું

છે અને સદ્યઃપ્રાણહર છે.)

બે સ્તનના મધ્યમાં ઉરઃસ્થલની અંદર આમાશયના દ્વારરૂપ અને સત્ત્વ, રજ તથા તમના સ્થાનકરૂપ **હૃદય** નામનું મર્મ છે; એ મર્મ ભેદાય તો માણસ તુરત જ મરી જાય છે. (આ શિરામર્મ છે, કમળની કળી જેવા આકારવાળું છે, નીચે રહેલા મુખવાળું છે, ચાર આંગળનું છે અને સદ્યઃપ્રાણહર છે.)

બન્ને સ્તનોની નીચે બબ્બે આંગળ છેટા પ્રદેશમાં જુદાં જુદાં **સ્તનમૂલ** નામનાં બે મર્મો છે; એક જમણા સ્તનની નીચે અને એક ડાબા સ્તનની નીચે છે. એ મર્મોમાંથી કોઈ પણ મર્મ ભેદાય, તો માણસ કફથી ભરપૂર કોઠાવાળો થઈને ખાંસી તથા શ્વાસથી મરી જાય છે. (આ બે શિરામર્મો છે, બબ્બે આંગળનાં છે અને કાલાંતર-પ્રાણહર છે.)

બન્ને સ્તનોની ડીંટડીઓની ઉપર બબ્બે આંગળ છેટા પ્રદેશમાં જુદાં જુદાં **સ્તનરોહિત** નામનાં બે મર્મો છે; એક જમણા સ્તનની ડીંટડીની ઉપર અને એક ડાબા સ્તનની ડીંટડીની ઉપર છે; એ મર્મોમાંથી કોઈ પણ મર્મ ભેદાય, તો માણસ લોહીથી ભરપૂર કોઠાવાળો થઈ જવાથી ખાંસી તથા શ્વાસથી મરી જાય છે. (આ બે માંસમર્મો છે, અરધા અરધા આંગળનાં છે અને કાલાંતરપ્રાણહર છે.)

બન્ને ખભાઓના ટોચરૂપ અસ્થિઓની નીચે પાર્શ્વો (પાસાંઓ)ના ઉપરના ભાગોમાં **અપલાપ** નામનાં બે મર્મો છે, એક જમણા ખભાના અસ્થિની નીચે પાસાંની ઉપર છે અને એક ડાબા ખભાના અસ્થિની નીચે પાસાંની ઉપર છે. આ મર્મોમાંથી કોઈ પણ મર્મ વીંધાય, તો લોહીનું પરુ થઈ જવાથી માણસ મરી જાય છે. (આ બે શિરામર્મો છે, અરધા અરધા આંગળનાં છે અને કાલાંતરપ્રાણહર છે.)

છાતીના બન્ને (ડાબા તથા જમણા) પાસાંઓમાં વાયુનું વહન કરનારી જે એક એક નાડી છે, તે બન્ને નાડીઓ **અપસ્તંભ** નામનાં મર્મો કહેવાય છે; એ બે મર્મોમાંથી કોઈ પણ મર્મ ભેદાય તો કોઠો વાયુ વડે ભરપૂર થઈ જવાથી ખાંસી અને શ્વાસથી માણસ મરી જાય છે. (આ બે શિરામર્મો છે, અરધા અરધા આંગળનાં છે અને કાલાંતરપ્રાણહર છે.) છાતી અને પેટનાં બાર મર્મોનું આ વ્યાખ્યાન આપવામાં આવ્યું. ૨૬

**પીઠનાં મર્મોનાં સ્થાનો તથા તે મર્મોમાં પ્રહારથી થતી વ્યથાઓ**

अत ऊर्ध्वं पृष्ठमर्माण्यनुव्याख्यास्यामः—तत्र पृष्ठवंशमुभयतः प्रतिश्रोणिकाण्डमस्थिनी कटीकतरुणे नाम मर्मणि तत्र शोणितक्षयात्पाण्डुर्विवर्णो हीनरूपश्च म्रियते। पार्श्वयोर्जघनबहिर्भागे पृष्ठवंशमुभयतो नातिनिम्ने कुकुन्दरे नाम मर्मणी तत्र स्पर्शाज्ञानमधःकाये चेष्टोपघातश्च। श्रोणीकाण्डयोरुपर्याशयाच्छादनौ पार्श्वान्तरप्रतिबद्धौ नितम्बौ नाम तत्राधःकायशोषो दौर्बल्याच्च मरणम्। अधः पार्श्वान्तरप्रतिबद्धौ जघनपार्श्वमध्ययोस्तिर्यगूर्ध्वं च जघनात्पार्श्वसन्धी नाम तत्र लोहितपूर्णकोष्ठतया म्रियते। स्तनमूलादुभयतः पृष्ठवंशस्य बृहत्यौ नाम तत्र शोणितातिप्रवृत्तिनिमित्तैरुपद्रवैर्म्रियते। पृष्ठोपरि पृष्ठवंशमुभयतस्त्रिकसम्बद्धे अंसफलके नाम तत्र बाह्वोः स्वापः शोषो वा। बाहुमूर्धग्रीवामध्येंऽसपीठस्कन्धनिबन्धनावंसौ नाम तत्र स्तब्धबाहुता। एवमेतानि चतुर्दश पृष्ठमर्माणि व्याख्यातानि ॥ २७ ॥

બરડાના અસ્થિની બન્ને તરફ (ફૂલાઓની ઉપર) કમરના છેડાને લગતાં જે બે અસ્થિઓ છે, તેઓ **કટીકતરુણ** નામનાં મર્મો કહેવાય છે; આ બે મર્મોમાંથી કોઈ પણ મર્મ ભેદાય, તો માણસ લોહીનો ક્ષય થવાથી ફીકા વર્ણવાળો, બગડી ગયેલા વર્ણવાળો અને ખરાબ રૂપવાળો

માણસને સોજાની વૃદ્ધિ થાય છે અને બાહુ સ્તબ્ધ થઈ જાય છે. (આ સ્નાયુમર્મ છે, અરધા આંગળનું છે અને વૈકલ્યકર છે.)

બાહુના મધ્યમાં ઊર્વી નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલા માણસનો બાહુ લોહીનો ક્ષય થવાથી સુકાઈ જાય છે. (આ શિરામર્મ છે, એક આંગળનું છે અને વૈકલ્યકર છે.)

ઊર્વીથી ઉપર અને બાહુના સંધિથી નીચે બાહુના મૂળમાં લોહીતાક્ષ નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલા માણસને લોહીનો ક્ષય થવાથી પક્ષાઘાત નામનો રોગ થાય છે. (આ શિરામર્મ છે, અરધા આંગળનું છે અને વૈકલ્યકર છે.)

છાતી અને કાખના મધ્યમાં કક્ષધર નામનું મર્મ છે. (વાગ્ભટે તો અક્ષકના અને કાખના મધ્યમાં કહ્યું છે.) એ મર્મમાં વીંધાયેલા માણસને પક્ષાઘાત નામનો રોગ થાય છે અને નપુંસકતા થાય છે અથવા વીર્યની અલ્પતા થાય છે. (આ સ્નાયુમર્મ છે, એક આંગળનું છે અને વૈકલ્યકર છે.)

હાથમાં રહેલાં અગિયાર મર્મોનું આ વ્યાખ્યાન કર્યું. બીજા હાથમાં પણ એ પ્રમાણે જ અગિયાર મર્મો સમજી લેવાં. આટલા સુધી બે પગનાં બાવીસ અને બે હાથનાં બાવીસ મળીને શાખાઓમાં રહેલાં ચુંમાળીસ મર્મોનુ વ્યાખ્યાન કરવામાં આવ્યું. ૨૫

**પેટ અને છાતીનાં મર્મોનાં સ્થાનો તથા તે મર્મોમાં પ્રહારથી થતી વ્યથાઓ**

अत ऊर्ध्वमुदरोरसोर्मर्मस्थानान्यनुव्याख्यास्यामः— तत्र वातवर्चोनिरसनं स्थूलान्त्रप्रतिबद्धं गुदं नाम मर्म तत्र सद्यो मरणम्। अल्पमांसशोणितोऽभ्यन्तरतः कट्यां मूत्राशयो बस्तिर्नाम तत्रापि सद्योमरणमश्मरीव्रणादृते। तत्राप्युभयतो भिन्ने न जीवत्येकतो भिन्ने मूत्रस्रावी व्रणो भवति स तु यत्नेनोपक्रान्तो रोहति। पक्वामाशययोर्मध्ये शिराप्रभवा नाभिर्नाम तत्रापि सद्य एव मरणम्। स्तनयोर्मध्यमधिष्ठायोरस्यामाशयद्वारं सत्त्वरजस्तमसामधिष्ठानं हृदयं नाम तत्र सद्य एव मरणम्। स्तनयोरधस्ताद् द्व्यङ्गुलमुभयतः स्तनमूले नाम मर्मणी तत्र कफपूर्णकोष्ठतया कासश्वासाभ्यां म्रियते। स्तनचूचुकयोरूर्ध्वं द्व्यङ्गुलमुभयतः स्तनरोहितौ नाम तत्र लोहितपूर्णकोष्ठतया कासश्वासाभ्यां च म्रियते। अंसकूटयोरधस्तात्पार्श्वोपरिभागयोरपलापौ नाम तत्र रक्तेन पूयभावं गतेन मरणम्। उभयत्रोरसो नाड्यौ वातवहे अपस्तम्भौ नाम तत्र वातपूर्णकोष्ठतया कासश्वासाभ्यां च मरणम्। एवमेतान्युदरोरसोर्द्वादश मर्माणि व्याख्यातानि ॥२६॥

અધોવાયુ તથા વિષ્ઠાને બહાર કાઢનારું (પ્રેરનારું) અને સ્થૂલ આંતરડાંમાં બંધાયેલું ગુદ નામનું મર્મ છે. એ મર્મમાં વીંધાયેલો માણસ તુરત મરી જાય છે. (આ માંસમર્મ છે, ચાર આંગળનું છે અને સદ્યઃપ્રાણહર છે.)

કમર, નાભિ, પીઠ, વૃષણ, ગુદ, સાથળનાં મૂળ અને લિંગના મધ્યમાં થોડા માંસવાળું તથા થોડા રુધિરવાળું જે મૂત્રાશય છે, તે બસ્તિ નામનું મર્મ છે; એ મર્મ પથરીના વ્રણ સિવાય બીજા કોઈ પ્રકારે ભેદાય, તો માણસ તુરત મરી જાય છે. પથરીના વ્રણથી પણ બન્ને તરફમાં ભેદાય તો માણસ જીવતો નથી. એક તરફમાં ભેદાય તો માણસને તે વ્રણમાંથી મૂત્રનો સ્રાવ થાય છે. જો પૂરી કાળજીથી ચિકિત્સા કરવામાં આવે તો તે વ્રણ રુઝાય છે. (આ સ્નાયુમર્મ છે, ચાર આંગળનું છે અને સદ્યઃપ્રાણહર છે.)

પક્વાશય અને આમાશયના મધ્યમાં સઘળી શિરાઓના આશ્રયરૂપ નાભિ નામનું મર્મ છે, એ મર્મમાં ભેદાયેલો માણસ તુરત જ મરી જાય છે. (આ શિરામર્મ છે, ચાર આંગળનું

છે અને સદ્યઃપ્રાણહર છે.)

બે સ્તનના મધ્યમાં ઉરઃસ્થલની અંદર આમાશયના દ્વારરૂપ અને સત્ત્વ, રજ તથા તમના સ્થાનકરૂપ **હૃદય** નામનું મર્મ છે; એ મર્મ ભેદાય તો માણસ તુરત જ મરી જાય છે. (આ શિરામર્મ છે, કમળની કળી જેવા આકારવાળું છે, નીચે રહેલા મુખવાળું છે, ચાર આંગળનું છે અને સદ્યઃપ્રાણહર છે.)

બન્ને સ્તનોની નીચે બબ્બે આંગળ છેટા પ્રદેશમાં જુદાં જુદાં **સ્તનમૂલ** નામનાં બે મર્મો છે; એક જમણા સ્તનની નીચે અને એક ડાબા સ્તનની નીચે છે. એ મર્મોમાંથી કોઈ પણ મર્મ ભેદાય, તો માણસ કફથી ભરપૂર કોઠાવાળો થઈને ખાંસી તથા શ્વાસથી મરી જાય છે. (આ બે શિરામર્મો છે, બબ્બે આંગળનાં છે અને કાલાંતરપ્રાણહર છે.)

બન્ને સ્તનોની દીંટડીઓની ઉપર બબ્બે આંગળ છેટા પ્રદેશમાં જુદાં જુદાં **સ્તનરોહિત** નામનાં બે મર્મો છે; એક જમણા સ્તનની દીંટડીની ઉપર અને એક ડાબા સ્તનની દીંટડીની ઉપર છે; એ મર્મોમાંથી કોઈ પણ મર્મ ભેદાય, તો માણસ લોહીથી ભરપૂર કોઠાવાળો થઈ જવાથી ખાંસી તથા શ્વાસથી મરી જાય છે. (આ બે માંસમર્મો છે, અરધા અરધા આંગળનાં છે અને કાલાંતરપ્રાણહર છે.)

બન્ને ખભાઓના ટોચરૂપ અસ્થિઓની નીચે પાર્શ્વો (પાસાંઓ)ના ઉપરના ભાગોમાં **અપલાપ** નામનાં બે મર્મો છે; એક જમણા ખભાના અસ્થિની નીચે પાસાંની ઉપર છે અને એક ડાબા ખભાના અસ્થિની નીચે પાસાંની ઉપર છે. આ મર્મોમાંથી કોઈ પણ મર્મ વીંધાય, તો લોહીનું પરુ થઈ જવાથી માણસ મરી જાય છે. (આ બે શિરામર્મો છે, અરધા અરધા આંગળનાં છે અને કાલાંતરપ્રાણહર છે.)

છાતીના બન્ને (ડાબા તથા જમણા) પાસાંઓમાં વાયુનું વહન કરનારી જે એક એક નાડી છે, તે બન્ને નાડીઓ **અપસ્તંભ** નામનાં મર્મો કહેવાય છે; એ બે મર્મોમાંથી કોઈ પણ મર્મ ભેદાય તો કોઠો વાયુ વડે ભરપૂર થઈ જવાથી ખાંસી અને શ્વાસથી માણસ મરી જાય છે. (આ બે શિરામર્મો છે, અરધા અરધા આંગળનાં છે અને કાલાંતરપ્રાણહર છે.) છાતી અને પેટનાં બાર મર્મોનું આ વ્યાખ્યાન આપવામાં આવ્યું. ૨૬

**પીઠનાં મર્મોનાં સ્થાનો તથા તે મર્મોમાં પ્રહારથી થતી વ્યથાઓ**

**अत ऊर्ध्वं पृष्ठमर्माण्यनुव्याख्यास्यामः**–तत्र पृष्ठवंशमुभयतः प्रतिश्रोणिकाण्डमस्थिनी कटीकतरुणे नाम मर्मणि तत्र शोणितक्षयात्पाण्डुर्विवर्णो हीनरूपश्च म्रियते। पार्श्वयोर्जघनबहिर्भागे पृष्ठवंशमुभयतो नातिनिम्ने कुकुन्दरे नाम मर्मणी तत्र स्पर्शाज्ञानमधःकाये चेष्टोपघातश्च। श्रोणीकाण्डयोरुपर्याशयाच्छादनौ पार्श्वान्तरप्रतिबद्धौ नितम्बौ नाम तत्राधःकायशोषो दौर्बल्याच्च मरणम्। अधः पार्श्वान्तरप्रतिबद्धौ जघनपार्श्वमध्ययोस्तिर्यगूर्ध्वं च जघनात्पार्श्वसन्धी नाम तत्र लोहितपूर्णकोष्ठतया म्रियते। स्तनमूलादुभयतः पृष्ठवंशस्य बृहत्यौ नाम तत्र शोणितातिप्रवृत्तिनिमित्तैरुपद्रवैर्म्रियते। पृष्ठोपरि पृष्ठवंशमुभयतस्त्रिकसम्बद्धे अंसफलके नाम तत्र बाह्वोः स्वापः शोषो वा। बाहुमूर्धग्रीवामध्येंऽसपीठस्कन्धनिबन्धनावंसौ नाम तत्र स्तब्धबाहुता। एवमेतानि चतुर्दश पृष्ठमर्माणि व्याख्यातानि ॥ २७ ॥

બરડાના અસ્થિની બન્ને તરફ (ફૂલાઓની ઉપર) કમરના છેડાને લગતાં જે બે અસ્થિઓ છે, તેઓ **કટીકતરુણ** નામનાં મર્મો કહેવાય છે; આ બે મર્મોમાંથી કોઈ પણ મર્મ ભેદાય, તો માણસ લોહીનો ક્ષય થવાથી ફીકા વર્ણવાળો, બગડી ગયેલા વર્ણવાળો અને ખરાબ રૂપવાળો

થઈને મરી જાય છે. (આ બે અસ્થિમર્મો છે, અરધા અરધા આંગળનાં છે અને કાલાંતરપ્રાણહર છે.)

ડાબી તથા જમણી તરફના કેડના પાછળના ભાગોમાં બરડાના અસ્થિની બન્ને તરફ ઝાઝી ઊંડાઈ વગરના ખાડાઓરૂપ કુકુંદર નામનાં બે મર્મો છે; આ મર્મોમાંથી કોઈ પણ મર્મ ભેદાય, તો માણસને શરીરના નીચેના ભાગમાં કોઈ પણ પ્રકારના સ્પર્શની ખબર પડતી નથી તથા એ ભાગમાં ચેષ્ટાનો નાશ થઈ જાય છે. (આ બે સંધિમર્મો છે, અરધા અરધા આંગળનાં છે અને ખોડ કરનારાં છે.)

કમરના ડાબા તથા જમણા ડાંડાઓની ઉપર આમાશયને ઢાંકનારાં અને પડખાંઓની અંદર સંબંધ પામેલાં નિતંબ નામનાં બે મર્મો છે; આ બે મર્મોમાંથી કોઈ પણ મર્મ ભેદાય, તો શરીરનો નીચેનો ભાગ સુકાઈ જાય છે અને દુર્બળપણાથી મરણ થાય છે. (આ બે અસ્થિમર્મો છે, અરધા અરધા આંગળનાં છે અને કાળાંતરપ્રાણહર છે.)

નીચેના ભાગમાં પડખાંઓના મધ્યમાં સંબંધ ધરાવનારાં, કેડની પાછળના ભાગના ડાબા તથા જમણા પાસાના મધ્યોમાં આડાં તથા ઊભાં રહેલાં અને તે પાછળના ભાગના આશ્રયવાળાં પાર્શ્વસંધિ નામનાં બે મર્મો છે; એ મર્મોમાંથી કોઈ પણ મર્મ ભેદાય, તો માણસ લોહીથી કોઠો ભરાઈ જવાથી મરી જાય છે. (આ બે શિરામર્મો છે, અરધા અરધા આંગળનાં છે અને કાલાંતરપ્રાણહર છે.)

ડાબાં તથા જમણાં સ્તનોના મૂળથી બરડાની કરોડની બન્ને તરફ બૃહતી નામનાં બે મર્મ છે. આ બે મર્મોમાંથી કોઈ પણ મર્મ ભેદાય, તો આ લોહીના અતિસ્રાવને લીધે ઉત્પન્ન થયેલા ઉપદ્રવોથી માણસ મરી જાય છે. (આ બે શિરામર્મો છે, અરધા અરધા આંગળનાં છે અને કાલાંતરપ્રાણહર છે.)

પીઠના ઉપરના પ્રદેશમાં બરડાની કરોડની બન્ને તરફ ત્રિકનો (જ્યાં ડોકનાં અને ખભાનાં ત્રણ અસ્થિઓનો સંયોગ થાય છે તે ભાગનો) સંબંધ ધરાવનારાં અંશફલક નામનાં બે મર્મો છે; આ બે મર્મોમાંથી કોઈ પણ મર્મ ભેદાય, તો બાહુઓ જડ થઈ જાય છે અથવા સુકાઈ જાય છે. (આ બે અસ્થિમર્મો છે, અરધા અરધા આંગળનાં છે અને ખોડ કરનારાં છે.)

બે બાહુઓના ઉપરના ભાગો અને કંઠના મધ્યમાં ખભાઓની ટોચોને તથા કાંધોને બાંધનાર અંસ નામનાં બે મર્મો છે; એ મર્મોમાંથી કોઈ પણ મર્મ પ્રહાર પામે, તો બાહુ સ્તબ્ધ થઈ જાય છે. (આ બે સ્નાયુમર્મો છે, અરધા અરધા આંગળનાં છે અને ખોડ કરનારાં છે.) પીઠનાં ચૌદ મર્મોનું આ વ્યાખ્યાન થયું. ૨૭

### ડોકથી ઉપરના પ્રદેશોનાં મર્મોનાં સ્થાનો તેમાં પ્રહાર થવાથી થતી વ્યથાઓ

अत ऊर्ध्वमूर्ध्व जत्रुगतानि व्याख्यास्यामः—तत्र कण्ठनाडीमुभयतश्चतस्रो धमन्यो द्वे नीले द्वे च मन्ये व्यत्यासेन तत्र मूकता स्वरवैकृतमरसग्राहिता च। ग्रीवायामुभयतश्चतस्रः शिरा मातृकास्तत्र सद्यो मरणम्। शिरोग्रीवयोः सन्धाने कृकाटिके नाम तत्र चलमूर्धता। कर्णपृष्ठतोऽधःसंश्रिते विधुरे नाम तत्र बाधिर्यम्। घ्राणमार्गमुभयतः स्रोतोमार्गप्रतिबद्धे अभ्यन्तरतः फणौ नाम तत्र गन्धाज्ञानम्। भ्रूपुच्छान्तयोरधोऽक्ष्णोर्बाह्यतोऽपाङ्गौ नाम तत्रान्ध्यं दृष्ट्युपघातो वा। भ्रुवोरुपरि निम्नयोरावर्त्तौ नाम तत्रान्ध्यं दृष्ट्युपघातश्च। भ्रुवोः पुच्छान्तयोरुपरि कर्णललाटयोर्मध्ये शङ्खौ नाम तत्र सद्यो मरणम्। शङ्खयोरुपरि केशान्त उत्क्षेपौ नाम तत्र सशल्यो जीवति पाकात्पतितशल्यो वा

नोद्धृतशल्यः। भ्रुवोर्मध्ये स्थपनी नाम तत्रोत्क्षेपवत्। पञ्च सन्धयः शिरसि विभक्ताः सीमन्ता नाम तत्रोन्मादभयचित्तनाशैर्मरणम्। घ्राणश्रोत्राक्षिजिह्वासन्तर्पणीनां शिराणां मध्ये शिरा सन्निपाताः शृङ्गाटकानि तानि चत्वारि मर्माणि तत्रापि सद्यो मरणम्। मस्तकाभ्यन्तरोपरिष्टात् शिरासन्धिसन्निपातो रोमावर्त्तोऽधिपतिस्तत्रापि सद्यो मरणम्। एवमेतानि सप्तत्रिंशदूर्ध्वजत्रुगतानि मर्माणि व्याख्यातानि ॥ २८ ॥

કંઠની નળીની એક તરફમાં બે અને બીજી તરફમાં બે એવી રીતે ચાર ધમનીઓ છે; પહેલી બેમાં એક નીલા અને એક મન્યા નામથી ઓળખાય છે અને બીજી બેમાં પણ એક નીલા અને એક મન્યા નામથી ઓળખાય છે; આ **ધમનીઓ** નામનાં ચાર મર્મો છે; એ ચારમાંથી કોઈ પણ મર્મ પ્રહાર પામે, તો મૂંગાપણું થઈ જાય છે, સ્વરમાં વિકાર થઈ જાય છે અને કશા રસની ખબર પડતી નથી. (આ ચાર શિરામર્મો છે, ચાર ચાર આંગળનાં છે અને ખોડ કરનારાં છે.)

કંઠનાં બે પાસાંઓમાં એક એક તરફ ચાર-ચાર એટલે એક પાસામાં ચાર અને બીજા પાસામાં પણ ચાર એ રીતે આઠ **માતૃકા** નામનાં મર્મો છે; એ આઠમાંથી કોઈ મર્મ પ્રહાર પામે તો તુરત મરણ થાય છે. (આ આઠ શિરામર્મો છે, ચાર ચાર આંગળનાં છે અને સદ્ય પ્રાણહર છે.)

માથું અને કંઠના સંધિમાં (બે બાજુઓમાં) **કૃકાટિકા** નામનાં બે મર્મો છે, આ મર્મોમાંથી કોઈ પણ મર્મ પ્રહાર પામે, તો માથું કંપવા લાગે છે. (આ બે સંધિમર્મો છે, અરધા અરધા આંગળનાં છે અને ખોડ કરનારાં છે.)

બન્ને કાનોના પાછળના ભાગની નીચે **વિધુર** નામનાં બે મર્મો છે; તેઓમાંથી કોઈ પણ ભેદાય, તો બહેરાપણું થાય છે. (આ બે સ્નાયુમર્મો છે, અરધા અરધા આંગળનાં છે, કાંઈક ઊંડા આકારવાળાં છે અને ખોડ કરનારાં છે.)

નાકના માર્ગની બન્ને બાજુઓમાં અંદરના છિદ્ર(ગળા)ના દ્વાર સાથે સંબંધ ધરાવનારાં **ફણ** નામનાં બે મર્મો છે; આ મર્મોમાંથી કોઈ પણ ભેદાય, તો ગંધનું જ્ઞાન થતું નથી. (આ બે શિરામર્મો છે, અરધા અરધા આંગળનાં છે અને ખોડ કરનારાં છે.)

બન્ને ભમરોની પૂંછડીઓના છેડાઓની નીચે અને નેત્રોની બહાર **અપાંગ** નામનાં બે મર્મો છે; એ બન્નેમાં પ્રહાર થાય તો અંધતા આવે છે અને એકમાં પ્રહાર થાય તો દષ્ટિનો નાશ થાય છે. (આ બે શિરામર્મો છે, અરધા આંગળનાં છે અને ખોડ કરનારાં છે.)

બન્ને ભમરોની ઉપરના ખાડાઓમાં **આવર્ત** નામનાં બે મર્મો છે, એ બન્નેમાં પ્રહાર થાય, તો અંધતા આવે છે અને એકમાં પ્રહાર થાય તો દષ્ટિનો નાશ થાય છે. (આ બે સંધિમર્મો છે, અરધા અરધા આંગળનાં છે અને ખોડ કરનારાં છે.)

બન્ને ભમરોની પૂંછડીઓના છેડાઓની ઉપર અને કાન તથા લલાટના મધ્યમાં **શંખ** નામનાં બે મર્મો છે; એમાં પ્રહાર થાય તો તુરત મરણ થાય છે. (આ બે અસ્થિમર્મો છે, અરધા અરધા આંગળનાં છે અને સદ્યપ્રાણહર છે.)

લમણાંઓની ઉપર અને કેશના અંતભાગમાં **ઉત્ક્ષેપ** નામનાં બે મર્મો છે; તેઓમાં શલ્ય પેઠું હોય તો જ્યાં સુધી તે શલ્ય કાઢયું ન હોય ત્યાં સુધી જિવાય છે અથવા પાકીને શલ્ય પડી જાય તો જિવાય છે; પણ શલ્ય જો કાઢી લેવામાં આવે, તો જીવી શકાતું નથી. (આ બે સ્નાયુમર્મો છે, અરધા અરધા આંગળનાં છે અને વિશલ્યઘ્ન છે.)

ભમરોના મધ્યમાં સ્થપની નામનું એક મર્મ છે; એ મર્મમાં શલ્ય પેઠું હોય તો જ્યાં સુધી તે શલ્ય કાઢ્યું ન હોય ત્યાં સુધી જિવાય છે અથવા પાકીને શલ્ય પડી જાય તો જિવાય છે; પણ શલ્ય એ કાઢી લેવામાં આવે, તો જીવી શકાતું નથી. (આ શિરામર્મ છે, અરધા આંગળનું છે અને વિશલ્યઘ્ન છે.)

માથાનાં કપાલાસ્થિઓમાં સેંથા જેવા પાંચ સંધિઓ છે, કે જેઓ વિષે ગયા અધ્યાયના ૨૮મા વિષયમાં કહેલું છે, તેઓ **સીમંત** નામનાં પાંચ મર્મો છે; તેઓમાં પ્રહાર થાય તો ઉન્માદ, ભય તથા મૂર્છા ઉત્પન્ન થઈને મરણ થાય છે. (આ પાંચ સંધિમર્મો છે, ચાર ચાર આંગળનાં છે અને કાલાંતરપ્રાણહર છે.)

ઘ્રાણ, શ્રોત્ર, ચક્ષુ અને જિહ્વાને તૃપ્ત કરનારી શિરાઓના, મસ્તકના મધ્યમાં જે ચાર સંયોગસ્થાનો છે, તે ચાર શૃંગાટક નામનાં મર્મો કહેવાય છે, એ મર્મોમાં પ્રહાર થાય તો તુરત મરણ થાય છે. (આ ચાર શિરામર્મો છે, ચાર ચાર આંગળનાં છે અને સદ્યઃપ્રાણહર છે.)

મસ્તકના અંદરના ભાગ ઉપર શિરાનું અને સંધિનું સંયોગસ્થાન કે જેની ઉપર વાળોની ચકરી છે, તે **અધિપતિ** નામનું મર્મ છે; એ મર્મમાં પ્રહાર થાય તો તુરત મરણ થાય છે. (આ સંધિમર્મ છે, અરધા આંગળનું છે અને સદ્યઃપ્રાણહર છે.)

ડોકથી માંડીને ઉપરના પ્રદેશોનાં સાડત્રીસ મર્મોનું આ વ્યાખ્યાન થયું. ૨૮

**સઘળાં મર્મોનાં જુદાં જુદાં માપ**

भवन्ति चात्र ॥
ऊर्व्यः शिरांसि विटपे च सकक्षपार्श्वे
एकैकमङ्गुलमितं स्तनपूर्वमूलम् ।
विद्ध्यङ्गुलद्वयमितं मणिबन्धगुल्फं
त्रीण्येव जानु सपरं सह कूर्पराभ्याम् ॥
हृद्बस्तिकूर्चगुदनाभि वदन्ति मूर्ध्नि
चत्वारि पञ्च च गले दश यानि च द्वे ।
तानि स्वपाणितलकुञ्चितसंमितानि
शेषाण्यवेहि परिविस्तरतोऽङ्गुलार्द्धम् ॥ २९ ॥

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'ચાર ઊર્વી નામનાં મર્મો, ચાર કૂર્ચશિર નામનાં મર્મો, બે વિટપ નામનાં મર્મો અને બે કક્ષધર નામનાં મર્મો એક એક આંગળનાં છે.

બે સ્તનમૂલ નામનાં મર્મો, બે મણિબંધ નામનાં મર્મો અને બે ગુલ્ફ નામનાં મર્મો બબ્બે આંગળનાં છે.

બે જાનુ નામનાં મર્મો અને બે કૂર્પર નામનાં મર્મો ત્રણ ત્રણ આંગળનાં છે.

એક હૃદય નામનું મર્મ, એક બસ્તિ નામનું મર્મ, ચાર કૂર્ચ નામનાં મર્મો, એક ગુદ નામનું મર્મ, એક નાભિ નામનું મર્મ, ચાર શૃંગાટક નામનાં મર્મો, પાંચ સીમંત નામનાં મર્મો, આઠ માતૃકા નામનાં મર્મો અને ચાર ધમની નામનાં મર્મો ચાર ચાર આંગળનાં છે.

ઉપર કહેલાં મર્મો સિવાયનાં બીજાં સઘળાં મર્મો અરધા આંગળનાં છે. ૨૯

**મર્મોનાં માપ કહેવાનું કારણ અને ક્ષિપ્રમાં કે તલહૃદયમાં ઘા થાય તો ખાસ ક્રિયા**

एतत्प्रमाणमभिवीक्ष्य वदन्ति तज्ज्ञाः
शस्त्रेण कर्मकरणं परिहृत्य कार्यम् ।
पार्श्वाभिघातितमपीह निहन्ति मर्म
तस्माद्धि मर्मसदनं परिवर्जनीयम् ॥
छिन्नेषु पाणिचरणेषु शिरा नराणां
सङ्कोचमीयुरसृगल्पमतो निरेति ।
प्राप्यामितव्यसनमुग्रमतो मनुष्याः
संछिन्नशाखतरुवन्निधनं न यान्ति ॥

क्षिप्रेषु तत्र सतलेषु हतेषु रक्तं
गच्छत्यतीव पवनश्च रुजं करोति ।
एवं विनाशमुपयान्ति हि तत्र विद्धा
वृक्षा इवायुधविघातनिकृत्तमूलाः ॥
तस्मात्तयोरभिहतस्य तु पाणिपादं
छेत्तव्यमाशु मणिबन्धनगुल्फदेशे ॥ ३० ॥

ઉપર કહ્યા પ્રમાણે મર્મોનાં માપ જોઈ તે પ્રમાણે મર્મને છોડી દઈ શસ્ત્રક્રિયા કરવી એમ વિદ્વાન આચાર્યો કહે છે. મર્મના પડખામાં શસ્ત્રથી ઘા કરવામાં આવે તોપણ તે મર્મ મોટા અનર્થ કરે છે, માટે શસ્ત્રક્રિયામાં મર્મ તથા તેની પાસેના પ્રદેશને પણ છોડી દેવો જ જોઈએ. હાથ કે પગ કાપી નાખવામા આવે, તોપણ શિરાઓ સ કોચાઈ જાય છે અને તેથી લોહી થોડું નીકળે છે કે જેથી માણસો અપાર વ્યથા પામતાં છતાં જેઓની શાખાઓ કાપી નાખવામાં આવી હોય એવા વૃક્ષોની પેઠે મરણ પામતાં નથી, પરંતુ હાથમાં અને પગમાં જે કાલાંતરે પ્રાણ હરનારા ક્ષિપ્ર નામના તથા તલહૃદય નામનાં મર્મો છે, તેઓ પ્રહાર પામે તો લોહી અત્ય ત નીકળે છે તથા વાયુ અત્યંત વેદના કરે છે, તેથી માણસો, આયુધના ઘાથી જેઓનાં મૂળો કાપી નાખવામાં આવ્યા હોય એવાં વૃક્ષોની પેઠે વિનાશ પામે છે, એટલા માટે ક્ષિપ્રમા કે તલહૃદયમા જેને પ્રહાર થયો હોય, તે માણસના હાથને મણિબ ધના પ્રદેશમા અને પગને ગુલ્ફના પ્રદેશમા તુરત જ કાપી નાખવો, જે પ્રદેશ રુજાકર હોવાથી પીડા કરીને જ શાંત થઈ જાય છે ૩૦

શસ્ત્રાદિકના પ્રયોગથી શલ્યનો મરણ કારક અને અમરણકારક વિષય

मर्माणि शल्यविषयार्द्धमुदाहरन्ति यस्माच्च मर्मसु हता न भवन्ति सद्यः ॥ जीवन्ति तत्र यदि वैद्यगुणेन केचित् ते प्राप्नुवन्ति विकलत्वमसंशयं हि ॥

શસ્ત્રાદિકના પ્રયોગથી શલ્યનો મરણકારક અને અમરણકારક—એ રીતે બે પ્રકારનો વિષય છે. તેમાં જે શલ્ય પ્રાણહર મર્મમાં ખૂચેલું હોય, તો તે મર્મરૂપ વિષય મરણકારક થાય છે અને તે સિવાય બીજા પ્રદેશમાં ખૂ ચેલુ હોય તો તે પ્રદેશરૂપ વિષય અમરણકારક છે. પ્રાણહર મર્મમાં પ્રહાર થયા છતાં જે કોઈ માણસો વૈદ્યના પ્રબળ ગુણથી જીવતાં રહે, તો તેઓ ખોડખાંપણવાળા તો અવશ્ય થાય જ છે. ૩૧

પ્રાણહર મર્મોના ઘા ન પામેલા જીવે છે

संभिन्नजर्जरितकोष्ठशिरःकपाला जीवन्ति शस्त्रविहतैश्च शरीरदेशैः । छिन्नैश्च सक्थिभुजपादकरैरशेषैर्येषां न मर्मपतिता विविधाः प्रहाराः ॥३२॥

કોઠો તથા મસ્તકના પ્રદેશો ભેદાયેલા તથા ખોખરા થઈ ગયા હોય, શરીરના બીજા પ્રદેશો પણ શસ્ત્રોના ઘા પામ્યા હોય અને સાથળ, બાહુ, પગ તથા હાથ લગભગ છેદાઈ ગયા હોય, તોપણ જો પ્રાણહર મર્મોમા વિવિધ પ્રહારો ન પડ્યા હોય, તો માણસો જીવે છે ૩૨

બીજા પ્રદેશોમા થયેલા પ્રહારો કરતા મર્મોમા થયેલા પ્રહારો ભારે છે

सोममारुततेजांसि रजःसत्त्वतमांसि च ॥
मर्मसु प्रायशः पुंसां भूतात्मा चावतिष्ठते ।
मर्मस्वभिहतास्तस्मान्न जीवन्ति शरीरिणः ॥३३॥

સોમ, વાયુ, અગ્નિ, સત્ત્વ, રજ, તમ અને જીવાત્મા માણસોના મર્મસ્થળોમા વિશેષે કરી રહે છે, એટલા માટે બીજા પ્રદેશોમાં પ્રહારો પામ્યા કરતા મર્મોમાં પ્રહારો પામેલા માણસો જીવતા નથી. ૩૩

સદ્યઃપ્રાણહર મર્મમાં પ્રહાર થયાનું લક્ષણ

इन्द्रियार्थेष्वसंप्राप्तिर्मनोबुद्धिविपर्ययः ।
रुजश्च विविधास्तीव्रा भवन्त्याशुहरे हते ॥ ३४ ॥

જો શબ્દસ્પર્શાદિક વિષયોની ખબર પડતી

ન હોય, મનની તથા બુદ્ધિની વિપરીતતા થઈ ગઈ હોય અને વિવિધ પ્રકારની તીવ્ર વેદનાઓ થતી હોય, તો જાણવું કે સદ્યઃપ્રાણહર મર્મમાં પ્રહાર થયો છે. ૩૪

કાલાંતરપ્રાણહર મર્મમાં પ્રહારનું લક્ષણ

हते कालान्तरघ्ने तु ध्रुवो धातुक्षयो नृणाम् ।
ततो धातुक्षयाज्जन्तुर्वेदनाभिश्च नश्यति ॥३५॥

જો કાલાંતરપ્રાણહર મર્મમાં પ્રહાર થયો હોય, તો માણસોનાં શરીરમાં અવશ્ય ધાતુઓનો ક્ષય થાય છે અને એ ક્ષય થવાને લીધે માણસ વેદનાઓ પામી પામીને મરે છે. (ધાતુક્ષય આદિ લક્ષણો જોવામાં આવતાં હોય, તો જાણવું કે કાલાંતરપ્રાણહર મર્મમાં પ્રહાર થયો છે.) ૩૫

વૈકલ્યકર મર્મમાં પ્રહાર થવાનું લક્ષણ

हते वैकल्यजनने केवलं वैद्यनैपुणात् ।
शरीरं क्रियया युक्तं विकलत्वमवाप्नुयात् ॥३६॥

કેવળ વૈદ્યની હોશિયારીથી શરીર ચેષ્ટાઓથી યુક્ત રહે, પણ ખોડખાંપણવાળું થઈ જાય એમ હોય, તો જાણવું કે વૈકલ્યકર મર્મમાં પ્રહાર થયો છે. ૩૬

વિશલ્યઘ્ન મર્મમાં પ્રહાર થવાનું લક્ષણ

विशल्यघ्नेषु विज्ञेयं पूर्वोक्तं यच्च कारणम् ॥३७॥

શલ્યના મુખથી રોકાયેલો વાયુ જ્યાં સુધી અંદર રહે ત્યાં સુધી જીવન રહે, પણ શલ્ય કાઢવામાં આવતાં મરણ થઈ જાય એમ હોય, તો જાણવું કે વિશલ્યઘ્ન મર્મમાં પ્રહાર થયો છે. ૩૭

રુજાકર મર્મમાં પ્રહાર થવાનું લક્ષણ

रुजाकराणि मर्माणि क्षतानि विविधा रुजः ।
कुर्वन्त्यन्ते च वैकल्यं कुवैद्यवशगो यदि ॥३८॥

જો વિવિધ પ્રકારની વેદનાઓ થતી હોય, તો જાણવું કે રુજાકર મર્મમાં પ્રહાર થયો છે. એ રુજાકર મર્મોમાં પ્રહાર પામેલો માણસ ખરાબ વૈદ્યના કબજામાં રહ્યો હોય, તો તે મર્મો અંતે ખોડખાંપણ પણ કરી દે છે. ૩૮

મર્મ પાસેનો પ્રહાર પણ ગંભીર સમજવો

छेदभेदाभिघातेभ्यो दहनाद्दारणादपि ।
उपघातं विजानीयान्मर्मणां तुल्यलक्षणम् ॥३९॥

મર્મના સમીપના પ્રદેશમાં છેદન, ભેદન, પ્રહાર, દહન કે દારણ (ચિરાવું) થાય તોપણ મર્મોમાં થયેલા પ્રહારો જેવા જ અનર્થો કરે છે એમ સમજવું. ૩૯

મર્મમાં પ્રહાર થયેલાની ચિકિત્સામાં વૈદ્યની કાળજીની જરૂર

मर्माभिघातश्च न कश्चिदस्ति योऽल्पात्ययो वापि निरत्ययो वा । प्रायेण मर्मस्वभिताडितास्तु वैकल्यमृच्छन्त्यथ वा म्रियन्ते ॥४०॥

એવો કોઈ પણ મર્માભિઘાત નથી કે જે થોડી ખરાબીવાળો અથવા ખરાબી વગરનો જ હોય. મર્મોમાં પ્રહાર પામેલા માણસો જો યોગ્ય ચિકિત્સાથી રહિત રહે, તો ઘણું કરીને ખોડખાંપણવાળા થઈ જાય છે અથવા મરી જાય છે; એટલા માટે મર્મમાં પ્રહાર પામેલા માણસની ચિકિત્સા કરવામાં વૈદ્યે પૂરી કાળજી રાખવી. ૪૦

મર્મોમાં કે તેની સમીપના પ્રદેશોમાં થયેલા વિકારો અતિ કષ્ટસાધ્ય છે

मर्माण्यधिष्ठाय हि ये विकारा मूर्छन्ति काये विविधा नराणाम् । प्रायेण ते कृच्छ्रतमा भवन्ति नरस्य यत्नैरपि साध्यमानाः ॥४१॥

જે વિવિધ વિકારો માણસોનાં મર્મોમાં અથવા મર્મોના સમીપના પ્રદેશોમાં રહીને કાયામાં ફેલાય છે, તેઓ અનેક યત્નોથી ચિકિત્સા કરવામાં આવતાં છતાં ઘણું કરી અતિકષ્ટસાધ્ય થાય છે. ૪૧

# અધ્યાય ૭ મો

## ઉપક્રમ

अथातः शिरावर्णनविभक्तिं नाम शारीरं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'શિરાવર્ણનવિભક્તિશારીર'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### શિરાઓની સંખ્યા, કર્મ, મૂળ અને પ્રસાર

सप्त शिराशतानि भवन्ति। याभिरिदं शरीरमाराम इव जलहारिणीभिः केदार इव च कुल्याभिरुपस्निह्यतेऽनुगृह्यते चाकुञ्चनप्रसारणादिभिर्विशेषैः॥ द्रुमपत्रसेवनीनामिव च तासां प्रतानास्तासां नाभिर्मूलं ततश्च प्रसरन्त्यूर्ध्वमधस्तिर्यक् च ॥ २ ॥

શરીરમાં શિરાઓ ૭૦૦ (સાતસો) છે. જેમ મોટી નહેરો બગીચાનું ઉપસ્નેહન કરે છે અને નાના ધોરિયા ક્યારાનું ઉપસ્નેહન કરે છે, તેમ મોટી અને નાની શિરાઓ આ શરીરનું ઉપસ્નેહન કરે છે. (તરુણ માણસના શરીરને પુષ્ટિ આપે છે અને વૃદ્ધ માણસના શરીરને નભાવ્યા કરે છે.) શિરાઓ જ આકુંચન, પ્રસારણ, ભાષણ, નિદ્રા તથા જાગવું વગેરે પ્રકારોથી શરીર પર અનુગ્રહ કરે છે (શરીરનું પાલન કરે છે). ઝાડનાં પાંદડાંની નસોના વિસ્તારો જેવા જ શરીરની અંદર રહેલી શિરાઓ(નસો)ના એ વિસ્તારો છે. જે નાભિ છે તે સઘળી શિરાઓનું મૂળ છે. સઘળી શિરાઓ નાભિપ્રદેશમાંથી જ ઊંચે, નીચે તથા આડે પ્રસરે છે. ૨

### શિરાઓ અને પ્રાણોને એકબીજાનો આધાર

, भवतश्चात्र ॥

यावत्यस्तु शिराः काये संभवन्ति शरीरिणाम्।
नाभ्यां सर्वा निबद्धास्ताः प्रतन्वन्ति समन्ततः॥
नाभिस्थाः प्राणिनां प्राणाः प्राणान्नाभिर्व्युपाश्रिता।
शिराभिरावृता नाभिश्चक्रनाभिरिवारकैः ॥ ३ ॥

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'પ્રાણીઓના શરીરમાં જેટલી શિરાઓ છે, તે સઘળી નાભિપ્રદેશમાં બંધાયેલી છે અને તે પ્રદેશમાંથી સઘળા શરીરમાં ચોમેર ફેલાયેલી છે. પ્રાણીઓના પ્રાણો નાભિમાં રહ્યા છે (નાભિનું આવરણ કરનારી શિરાઓમાં રહ્યા છે). અને નાભિ પ્રાણોના સંબંધમાં રહેલી છે. જેમ ગાડીના પૈડાની નાભિ (વચલો ભાગ) આરાઓથી વીંટાયેલી હોય છે, તેમ પ્રાણીઓની નાભિ શિરાઓથી વીંટાયેલી છે.' ૩

### મૂલશિરાઓનાં કામો, સ્થાનો અને તેમાંથી બીજી શિરાઓની ઉત્પત્તિ

तासां मूलशिराश्चत्वारिंशत्तासां वातवाहिन्यो दश पित्तवाहिन्यो दश कफवाहिन्यो दश दश रक्तवाहिन्यः। तासां तु वातवाहिनीनां वातस्थानगतानां पञ्चसप्ततिशतं भवति। तावत्य एव पित्तवाहिन्यः पित्तस्थाने कफवाहिन्यश्च कफस्थाने रक्तवाहिन्यश्च यकृत्प्लीह्नोरेवमेतानि सप्त शिराशतानि ॥ ४ ॥

એ સાતસો શિરાઓમાં મૂલશિરાઓ ચાળીસ છે. એ ચાળીસ મૂલશિરાઓમાં દસ મૂલશિરાઓ વાતવાહિની (વાયુમિશ્રિત રુધિરનું વહન કરનારી) છે, દસ મૂલશિરાઓ પિત્તવાહિની (પિત્તમિશ્રિત રુધિરનું વહન કરનારી) છે, દસ મૂલશિરાઓ કફવાહિની (કફમિશ્રિત રુધિરનું વહન કરનારી) છે અને દસ મૂલશિરાઓ રક્તવાહિની (શુદ્ધ રુધિરનું વહન કરનારી) છે. તેઓમાં વાતવાહિની શિરાઓ વાયુનાં સ્થળોમાં જઈને એકસો પંચોતેર થયેલી છે, પિત્તવાહિની શિરાઓ પિત્તનાં સ્થાનોમાં જઈને એકસો પંચોતેર થયેલી છે, કફવાહિની શિરાઓ કફનાં સ્થાનકોમાં જઈને એકસો પંચોતેર થયેલી છે અને રક્તવાહિની

[1] શિરાઓના વર્ણનો તથા વહેંચણી વિષેનો.

શિરાઓ યકૃતમાં તથા પ્લીહામાં જઈને એકસો પંચોતેર થયેલી છે. આ પ્રમાણે કુલ સાતસો શિરાઓ થઈ. ૪

સાતસો શિરાઓની વહેંચણી

तत्र वातवाहिन्यः शिरा एकस्मिन् सक्थ्नि पञ्चविंशतिः। एतेनेतरसक्थि बाहू च व्याख्यातौ। विशेषतस्तु कोष्ठे चतुस्त्रिंशचासां गुदमेढ्राश्रिताः श्रोण्यामष्टौ द्वे द्वे पार्श्वयोः षट् पृष्ठे तावत्य एव चोदरे दश वक्षसि। एकचत्वारिंशज्जत्रुण ऊर्ध्वं तासां चतुर्दशग्रीवायाम्। कर्णयोश्चतस्रः। नव जिह्वायाम्। षण् नासिकायाम्। अष्टौ नेत्रयोः। एवमेतत् पञ्चसप्तत्यधिकशतं वातवहानां शिराणां व्याख्यातम्। एष एव विभागः शेषाणामपि। विशेषतस्तु पित्तवाहिन्यो नेत्रयोर्दश कर्णयोर्द्वे। एवं रक्तवहाः कफवहाश्च। एवमेतानि सप्त शिराशतानि सविभागानि व्याख्यातानि ॥ ५ ॥

તેઓમાં વાતવાહિની શિરાઓ કે જેઓ ૧૭૫ છે, તેઓમાંથી ૨૫ જમણા પગમાં, ૨૫ ડાબા પગમાં, ૨૫ જમણા હાથમાં અને ૨૫ ડાબા હાથમાં છે; એટલે શાખાઓમાં બધી મળી ૧૦૦ છે.

કોઠામાં ૩૪ છે; તે એવી રીતે કે કમરની અંદર ગુદા તથા ઉપસ્થમાં ૮ છે, એક એક પડખામાં બબ્બે એટલે પડખાંઓમાં ૪ છે, પીઠમાં ૬ છે, પેટમાં ૬ છે અને છાતીમાં ૧૦ છે.

ડોકથી માંડીને ઉપરના પ્રદેશોમાં ૪૧ છે; તે એવી રીતે કે ડોકમાં ૧૪ છે; એક એક કાનમાં બબ્બે એટલે બન્ને કાનોમાં મળી ૪ છે, જીભમાં ૯ છે, નાસિકામાં ૬ છે અને એક એક નેત્રમાં ચાર ચાર એટલે બન્ને નેત્રોમાં મળી ૮ છે.

આ પ્રમાણે એકસો પંચોતેર વાતવાહિની શિરાઓની વહેંચણી કહી.

૧૭૫ પિત્તવાહિની શિરાઓ પણ ઉપર પ્રમાણે જ શાખાઓમાં, કોઠામાં તથા ડોકથી માંડીને ઉપરના પ્રદેશોમાં વહેંચાયેલી છે; તેમાં ફેરફાર ફક્ત એટલો જ છે કે, પિત્તવાહિનીઓ એક નેત્રમાં પાંચ પાંચ છે અને એક એક કાનમાં એક એક છે.

૧૭૫ કફવાહિની શિરાઓ પણ પિત્તવાહિનીઓ પ્રમાણે જ શાખાઓમાં, કોઠામાં તથા ડોકથી માંડીને ઉપરના પ્રદેશોમાં વહેંચાયેલી છે.

૧૭૫ રક્તવાહિની શિરાઓ પણ પિત્તવાહિનીઓ પ્રમાણે જ શાખાઓમાં, કોઠામાં તથા ડોકથી ઉપરના પ્રદેશોમાં વહેંચાયેલી છે.

આ કુલ સાતસો શિરાઓની વહેંચણીનું વ્યાખ્યાન થયું. ૫

વાતવાહિની શિરાઓમાં વાયુનાં કર્મો

भवन्ति चात्र ॥

क्रियाणामप्रतीघातममोहं बुद्धिकर्मणाम्।
करोत्यन्यान्गुणांश्चापि स्वाः शिराः पवनश्चरन् ॥
यदा तु कुपितो वायुः स्वाः शिराः प्रतिपद्यते।
तदास्य विविधा रोगा जायन्ते वातसम्भवाः ॥६॥

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'પોતાની શિરાઓમાં ફરતો વાયુ અંગોને લાંબાંટૂંકાં કરવાં વગેરે ક્રિયાઓમાં અડચણ આવવા દેતો નથી; જ્ઞાનેંદ્રિયોને, મનને તથા બુદ્ધિને પોતપોતાના વિષયોનું જ્ઞાન કરાવે છે અને રસ આદિ પદાર્થોને શરીરમાં વ્યાપ્ત કરી શરીરમાં પોષણ વગેરે ગુણોને પણ કરે છે. (વાયુનું આ પ્રાકૃત કર્મ કહ્યું.)

એ વાયુ જ્યારે પ્રકોપ પામીને પોતાની શિરાઓમાં ફરે છે, ત્યારે શરીરમાં વાયુ સંબંધી અનેક રોગો ઉત્પન્ન કરે છે. (વાયુનું આ વૈકૃત કર્મ કહ્યું.) ૬

પિત્તવાહિની શિરાઓમાં પિત્તનાં કર્મો

भ्राजिष्णुतामन्नरुचिमग्निदीप्तिमरोगताम्।
संसर्पत्स्वाः शिराः पित्तं कुर्याच्चान्यान्गुणानपि ॥

यदा प्रकुपितं पित्तं सेवते स्ववहाः शिराः।
तदास्य विविधा रोगा जायन्ते पित्तसम्भवाः ॥७॥

પોતાની શિરાઓમાં ગતિ કરતું પિત્ત પ્રકાશિતપણું કરે છે, અન્નમાં રુચિ ઉપજાવે છે, જઠરાગ્નિને દીપ્ત કરે છે, પિત્ત સંબંધી રોગોને ઉત્પન્ન થવા દેતું નથી અને ધારણાશક્તિ, સમજવાની શક્તિ તથા જોવાની શક્તિ વગેરે બીજા ગુણોને પણ કરે છે. (પિત્તનું આ પ્રાકૃત કર્મ છે.)

એ પિત્ત જ્યારે પ્રકોપ પામીને પોતાની શિરાઓમાં ગતિ કરે છે, ત્યારે શરીરમાં પિત્ત સંબંધી અનેક રોગો ઉત્પન્ન કરે છે. (પિત્તનું આ વૈકૃત કર્મ છે.) ૭

કફવાહિની શિરાઓમાં કફનાં કર્મો

स्नेहमङ्गेषु सन्धीनां स्थैर्यं बलमरोगताम्।
करोत्यन्यान्गुणांश्चापि बलासः स्वाः शिराश्चरन् ॥
यदा तु कुपितः श्लेष्मा स्वाः शिराः प्रतिपद्यते।
तदास्य विविधा रोगा जायन्ते श्लेष्मसम्भवाः ॥८॥

પોતાની શિરાઓમાં ગતિ કરતો કફ અંગોમાં સ્નિગ્ધતા રાખે છે, સંધિઓને મજબૂત રાખે છે, બળ આપે છે, કફ સંબંધી રોગો ઉત્પન્ન થવા દેતો નથી અને પુષ્ટિ વગેરે બીજા ગુણો પણ કરે છે. (કફનું આ પ્રાકૃત કર્મ કહ્યુ.)

એ કફ જ્યારે પ્રકોપ પામીને પોતાની શિરાઓમાં ગતિ કરે છે, ત્યારે શરીરમાં કફ સંબંધી અનેક રોગો ઉત્પન્ન કરે છે. (કફનું આ વૈકૃત કર્મ કહ્યુ.) ૮

રક્તવાહિની શિરાઓમાં રુધિરનાં કર્મો

धातूनां पूरणं वर्णं स्पर्शज्ञानमसंशयम्।
स्वाः शिराः सञ्चरद्रक्तं कुर्याच्चान्यान्गुणानपि ॥
यदा तु कुपितं रक्तं सेवते स्ववहाः शिराः।
तदास्य विविधा रोगा जायन्ते रक्तसम्भवाः ॥९॥

પોતાની શિરાઓમાં ગતિ કરતું લોહી ધાતુઓ પૂરે છે, વર્ણને સારો રાખે છે, નિઃસંશય રીતે સ્પર્શનું જ્ઞાન કરાવે છે અને બળ તથા માંસની પુષ્ટિ વગેરે બીજા ગુણો પણ કરે છે. (રુધિરનું આ પ્રાકૃત કર્મ કર્યું.)

એ રુધિર જ્યારે પ્રકોપ પામીને પોતાની શિરાઓમાં ગતિ કરે છે, ત્યારે શરીરમાં રુધિર સંબંધી વિવિધ રોગો ઉત્પન્ન કરે છે. (રુધિરનું આ વૈકૃત કર્મ કહ્યું.) ૯

ખરી રીતે સઘળી શિરાઓમાં સઘળા દોષો વહે છે

न हि वातं शिराः काश्चिन्न पित्तं केवलं तथा।
श्लेष्माणं वा वहन्त्येता अतः सर्ववहाः स्मृताः ॥
प्रदुष्टानां हि दोषाणां मूर्छितानां प्रधावताम्।
ध्रुवमुन्मार्गगमनमतः सर्ववहाः स्मृताः ॥१०॥

કોઈ પણ શિરા એકલા વાયુ, એકલા પિત્ત કે એકલા કફનું વહન કરતી નથી પણ તેઓમાં સર્વદા સઘળા દોષોનાં પ્રાકૃત કાર્યો પણ જોવામાં આવે છે; માટે સઘળી શિરાઓને સર્વવહ (ત્રણે દોષોનું વહન કરનારી) સ્વીકારવી જોઈએ.

વૈકૃત સ્થિતિમાં પણ દુષ્ટ થયેલા (પ્રકુપિત થયેલા), પરસ્પરથી મિશ્રિત થયેલા અને દોડવા લાગેલા ત્રણે દોષો અવશ્ય પ્રત્યેક શિરાઓમાં ઉન્માર્ગથી ગતિ કરતા જોવામાં આવે છે, તેથી પણ સઘળી શિરાઓને સર્વવહ સ્વીકારવી યોગ્ય છે.

શિરાઓના જુદા જુદા વર્ણો

तत्रारुणा वातवहाः पूर्यन्ते वायुना शिराः।
पित्तादुष्णाश्च नीलाश्च शीता गौर्यः स्थिराः कफात्।
असृग्वहास्तु रोहिण्यः शिरा नात्युष्णशीतलाः ॥११

વાયુનું વહન કરનારી શિરાઓ લાલ છે અને વાયુથી પુરાય છે. પિત્તનું વહન કરનારી શિરાઓ આસમાની રંગવાળી છે, ગરમ છે અને પિત્તથી પુરાય છે. કફનું વહન કરનારી શિરાઓ ગૌર વર્ણવાળી છે, ઠંડી છે, સ્થિર છે અને કફથી પુરાય છે. રુધિરનું વહન કરનારી

શિરાઓ અત્યંત લાલ વર્ણવાળી છે, બહુ ગરમ નથી, બહુ ટાઢી પણ નથી અને લોહીથી પુરાય છે.

નહિ વીંધવા યોગ્ય શિરાઓનો નિર્દેશ

अत ऊर्ध्वं प्रवक्ष्यामि न विध्येद्याः शिरा भिषक्।
वैकल्यं मरणं चापि व्यधात्तासां ध्रुवं भवेत्।
शिराशतानि चत्वारि विद्याच्छाखासु बुद्धिमान्॥
षट्त्रिंशच्च शतं कोष्ठे चतुःषष्टिं च मूर्द्धनि।
शाखासु षोडश शिराः कोष्ठे द्वात्रिंशदेव तु।
पञ्चाशज्जत्रुणश्चोर्ध्वमवेध्याः परिकीर्तिताः॥ १२॥

હવે હું એવી શિરાઓ કહું છું, 'જેઓને વૈદ્યે કદી પણ વીંધવી જોઈએ નહિ. જેટલી શિરાઓ વીંધવા યોગ્ય નથી તેઓને વીંધવાથી રોગીને અવશ્ય ખોડખાંપણ અથવા મરણ પ્રાપ્ત થાય છે. શાખાઓમાં ચારસો, કોઠામાં એકસો છત્રીસ અને ડોકથી માંડીને ઉપરના પ્રદેશમાં એકસો ચોસઠ એટલે શરીરમાં કુલ સાતસો શિરાઓ છે; તેઓમાં શાખાઓની સોળ શિરાઓ, કોઠાની બત્રીસ શિરાઓ અને ડોકથી માંડીને ઉપરના પ્રદેશોની પચાસ શિરાઓ વીંધવા યોગ્ય નથી.' ૧૨

શાખાઓની નહિ વીંધવા યોગ્ય શિરાઓ

तत्र शिराशतमेकस्मिन् सक्थ्नि भवति तासां जालधरा त्वेका तिस्रश्चाभ्यन्तरास्तत्रोर्वीसंज्ञे द्वे लोहिताक्षसंज्ञा चैकैतास्त्ववेध्या एतेनेतरसक्थि बाहू च व्याख्यातावेवमष्टाक्रत्याः षोडश शाखासु॥१३

દરેક પગમાં અને દરેક હાથમાં સો સો શિરાઓ છે; તેઓમાં બે પગની તથા બે હાથની મળીને જ ચાર શિરાઓ કૂર્ચશિર નામનાં મર્મોમાં પ્રાપ્ત થયેલાં માંસાદિકનાં જાળોને (આ શારીરસ્થાનના 'શરીરસંખ્યાવ્યાકરણશારીર' નામના પાંચમા અધ્યાયના ૧૨મા વિષયમાં કહેલ) ધરનારી છે, તેઓને વીંધવી નહિ. બે હાથનાં તથા બે પગનાં મળીને ચાર ઉર્વી નામનાં મર્મોમાં આઠ શિરાઓને વીંધવી નહિ; તેમ જ બે હાથનાં તથા બે પગનાં મળીને ચાર લોહિતાક્ષ નામનાં મર્મોમાં રહેલી ચાર શિરાઓને પણ વીંધવી નહિ. શાખાઓમાં રહેલી જે સોળ શિરાઓ શસ્ત્રક્રિયાને લાયક નથી, તેઓનું આ વ્યાખ્યાન આપ્યું. ૧૩

કોઠાની ન વીંધવા યોગ્ય બત્રીસ શિરાઓ

द्वात्रिंशच्छ्रोण्यां तासामष्टावशस्त्रकृत्या द्वे द्वे विटपयोः कटीकतरुणयोश्च। अष्टावष्टावेकैकस्मिन् पार्श्वे तासामेकैकामूर्ध्वगां परिहरेत् पार्श्वसन्धिगते च द्वे। चतस्रो विंशतिश्च पृष्ठवंशमुभयतस्तासामूर्ध्वगामिन्यौ द्वे द्वे परिहरेद्बृहतीशिरे। तावत्य एवोदरे तासां मेढ्रोपरि रोमराजीमुभयतो द्वे द्वे परिहरेत्। चत्वारिंशद्वक्षसि तासां चतुर्दशाशस्त्रकृत्या हृदये द्वे, द्वे द्वे स्तनमूले, स्तनरोहितापलापस्तम्भेषूभयतोऽष्टौ। एवं द्वात्रिंशदशस्त्रकृत्याः पृष्ठोदरोरःसु भवन्ति॥ १४॥

કમરમાં આઠ વાતવાહિની, આઠ પિત્તવાહિની, આઠ કફવાહિની અને આઠ રક્તવાહિની મળીને જે બત્રીસ શિરાઓ છે, તેઓમાંની વિટપ નામનાં બે મર્મોની ચાર તથા કટીકતરુણ નામનાં બે મર્મોની ચાર, એમ મળીને આઠ શિરાઓ વીંધવા યોગ્ય નથી. (વિટપ નામનાં બે મર્મો જોકે ગયા અધ્યાયમાં કોઠાનાં મર્મોમાં નહિ, પણ પગનાં મર્મોમાં ગણેલાં છે, તોપણ તેઓમાં કમરની શિરાઓનો સંબંધ છે; તેથી તેઓને અહીં કોઠાની શિરાઓના પ્રકરણમાં લીધાં છે.)

એક એક પડખામાં બે વાતવાહિની; બે પિત્તવાહિની, બે કફવાહિની અને બે રક્તવાહિની, એમ મળીને આઠ આઠ શિરાઓ છે; તેઓમાં ઊંચે રહેલી એક એક શિરાને વીંધવી નહિ, કે જે બે શિરાઓ પાર્શ્વસંધિ નામનાં બે મર્મોમાં છે.

પીઠમાં ખરડાની કરોડની એક એક તરફમાં ત્રણ ત્રણ વાતવાહિની, ત્રણ ત્રણ પિત્તવાહિની, ત્રણ ત્રણ કફવાહિની અને ત્રણ ત્રણ રક્તવાહિની, એમ મળીને ચોવીસ શિરાઓ છે; તેઓમાં ઊંચે રહેલી બબ્બે શિરાઓને વીંધવી નહિ, કે જે ચાર શિરાઓ બૃહતી નામનાં બે મર્મોમાં છે.

ઉદરમાં પણ છ વાતવાહિની, છ પિત્તવાહિની, છ કફવાહિની અને છ રક્તવાહિની એમ મળીને ચોવીસ શિરાઓ છે; તેઓમાં ઉપસ્થ ઉપરની રોમાવલિની બન્ને તરફ આવેલી બબ્બે શિરાઓ એટલે એ **ચાર** શિરાઓ વીંધવી નહિ.

છાતીમાં દસ વાતવાહિની, દસ પિત્તવાહિની, દસ કફવાહિની અને દસ રક્તવાહિની, એમ મળીને ચાળીસ શિરાઓ છે. તેઓમાં હૃદય નામના એક મર્મની બે, સ્તનમૂળ નામનાં બે મર્મોની બબ્બે એટલે **ચાર**, સ્તનરોહિત નામનાં બે મર્મોની બબ્બે એટલે **ચાર**, અપલાપ નામનાં બે મર્મોની એક એક એટલે બે અને અપસ્તંભ નામનાં બે મર્મોની એક એક એટલે બે, એટલી શિરાઓને વીંધવી નહિ.

કોઠામાં (કમર, પડખાં, પીઠ, ઉદર તથા છાતીમાં) રહેલી જે બત્રીસ શિરાઓ શસ્ત્રક્રિયાને લાયક નથી, તેઓનું આ વ્યાખ્યાન આપ્યું. ૧૪

**ડોકની ઉપરના પ્રદેશોમાં નહિ વીંધવા યોગ્ય પચાસ શિરાઓ**

चतुःषष्टिशिराशतं जत्रुण ऊर्ध्वं भवति। तत्र षट्पञ्चाशच्छिरोधरायां तासामष्टौ चतस्रश्च मर्मसंज्ञाः परिहरेद् द्वे कृकाटिकयोर्द्वे विधुरयोः। हन्वोरुभयतोऽष्टावष्टौ तासां तु सन्धिधमन्यौ द्वे द्वे परिहरेत्। षट् त्रिंशज्जिह्वायां तासामधः षोडशाव्यास्त्रकृत्या रसवहे द्वे वाग्वहे च द्वे। द्विर्द्वादश नासायां तासामौपनासिकीश्चतस्रः परिहरेत्। तासामेव च तालुन्येकामेकां मृदावुद्देशे। अष्टात्रिंशदुभयोर्नेत्रयोस्तासामेकैकामपाङ्गयोः परिहरेत्। कर्णयोर्दश तासां शब्दवाहिनीमेकैकां परिहरेत्। नासानेत्रगतास्तु ललाटे षष्टिस्तासां केशान्तानुगताश्चतस्रः। आवर्तयोरेकैका स्थपन्यां चैका परिहर्तव्या। शङ्खयोर्दश तासां शङ्खसन्धिगतामेकैकां परिहरेत। द्वादश मूर्ध्नि तासामुत्क्षेपयोर्द्वे परिहरेत्। सीमन्तेष्वेकैकामेकामधिपतामिति। एवमशस्त्रकृत्याः पञ्चाशज्जत्रुण ऊर्ध्वमिति॥१५

ડોકથી માંડીને ઉપરના પ્રદેશોમાં એકતાળીસ વાતવાહિની, એકતાળીસ પિત્તવાહિની, એકતાળીસ કફવાહિની અને એકતાળીસ રક્તવાહિની, એમ મળીને એકસો ચોસઠ શિરાઓ છે; તેઓમાં ડોકની અંદર જે છપ્પન શિરાઓ છે, તેઓમાંથી માતૃકા નામનાં આઠ મર્મોની આઠ, ધમની નામનાં ચાર મર્મોની **ચાર**, કૃકાટિકા નામનાં બે મર્મોની **બે** અને વિધુર નામનાં બે મર્મોની **બે** શિરાઓ વીંધવા યોગ્ય નથી.

હડપચીના બે ભાગોની બન્ને તરફ જે આઠ આઠ શિરાઓ પહેલી છપ્પન શિરાઓ માંહેલી જ છે; તેઓમાંથી બંને તરફની બબ્બે એટલે એ **ચાર** સંધિશિરાઓ વીંધવા યોગ્ય નથી.

નીચે સોળ અને ઉપર વીસ, એમ મળીને જીભની જે છત્રીસ શિરાઓ છે, તેઓમાંથી નીચે રહેલી **સોળ** શિરાઓ, રસ વહેનારી **બે** શિરાઓ અને વાણી વહેનારી **બે** શિરાઓ વીંધવા યોગ્ય નથી.

નાકમાં ચોવીસ શિરાઓ છે, તેઓમાંથી નાકના સમીપમાં રહેલી **ચાર** શિરાઓ વીંધવા યોગ્ય નથી. એ ચોવીસમાંની એક શિરા તાળવામાં અને બીજી શિરા ઘોણા નામની જગ્યાની પાસે છે, તે **બે** પણ વીંધવા યોગ્ય નથી.

બંને નેત્રોમાં મળીને આડત્રીસ શિરાઓ છે (આઠ વાતવાહિની, દસ પિત્તવાહિની, દસ કફવાહિની અને દસ રક્તવાહિની), તેઓમાંથી

એક એક શિરા કે જે અપાંગ નામનાં બે મર્મોમાં છે, તે બે શિરાઓ વીંધવા યોગ્ય નથી.

બન્ને કાનોમાં મળીને દસ શિરાઓ છે (ચાર વાતવાહિની, બે પિત્તવાહિની, બે કફવાહિની અને બે રક્તવાહિની); તેઓમાં શબ્દ વહેનારી જે એક એક શિરા છે, તે બે શિરાઓ વીંધવા યોગ્ય નથી. (અહીં ૫૦નો સરવાળો થાય છે.)

નાકની ચોવીસ શિરાઓ અને નેત્રોની આડત્રીસમાંની છત્રીસ શિરાઓ એટલે સાઠ શિરાઓ, કે જેઓ લલાટમાં આવેલી છે, તેઓમાંથી આવર્ત નામનાં મર્મોની પાસે કેશોના છેડાના ભાગે રહેલી જે ચાર શિરાઓ છે તેઓ વીંધવા યોગ્ય નથી. (આ શિરાઓ નાકની તથા નેત્રોની શિરાઓના જ અવયવો છે; માટે તેઓને જુદી ગણીને પચાસની સંખ્યામાં વધારો ગણવો નહિ.)

આવર્ત નામનાં બે મર્મોમાં જે એક એક શિરા છે અને સ્થપની નામના એક મર્મમાં જે એક શિરા છે, તે ત્રણ શિરાઓ વીંધવા યોગ્ય નથી. (આ શિરાઓ પણ નાકની તથા નેત્રોની શિરાઓના અવયવો જ છે, માટે તેઓથી પચાસની સંખ્યામાં વધારો થતો નથી.)

નાકની તથા નેત્રોની શિરાઓમાં જે દસ શિરાઓ શંખ નામનાં બે મર્મોમાં આવેલી છે, તેઓમાંથી જે એક એક શિરા એ શંખોના સંધિમાં છે, તે બે શિરાઓ વીંધવા યોગ્ય નથી. (આ શિરાઓ પણ નાક તથા નેત્રોની શિરાઓના જ અવયવો છે, માટે તેઓથી પચાસની સંખ્યામાં વધારો થાય છે એમ સમજવું નહિ.)

નાક તથા નેત્રોની શિરાઓમાં જે બાર શિરાઓ માથામાં આવેલી છે, તેઓમાંથી ઉત્ક્ષેપ નામનાં મર્મોમાં રહેલી બે શિરાઓ, પાંચ સીમંત નામનાં મર્મોમાં રહેલી પાંચ શિરાઓ અને અધિપતિ નામના મર્મમાં રહેલી એક શિરા—એ આઠ શિરાઓ વીંધવા યોગ્ય નથી. (આ શિરાઓ પણ નાક તથા નેત્રોની શિરાઓના જ અવયવો છે, માટે તેઓને જુદી ગણીને પચાસની સંખ્યામાં વધારો ગણવો નહિ.)

ડોકથી માંડીને ઉપરના પ્રદેશોમાં જે પચાસ શિરાઓ વીંધવા યોગ્ય નથી, તેઓનું આ વ્યાખ્યાન આપ્યું. ૧૫

**શિરાઓની સંખ્યા મુકરર કરી શકાતી નથી**

भवति चात्र ॥

व्याप्नुवन्त्यभितो देहं नाभितः प्रसृताः शिराः ।
प्रतानाः पद्मिनीकन्दाद्बिसादीनां यथा जलं ॥१६॥

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'જેમ કમલિનીના કંદમાંથી પ્રસરેલા બિસ વગેરે વિભાગોના વિસ્તારો જળમાં ચોમેર વ્યાપ્ત થઈ રહેલા હોય છે, તેમ નાભિથી પ્રસરેલી શિરાઓના વિસ્તારો શરીરમાં ચોમેર વ્યાપ્ત થઈ રહેલા છે; તેથી શિરાઓની સંખ્યા મુકરર કરી શકાય એમ નથી.' ૧૬

## અધ્યાય ૮ મો

### ઉપક્રમ

अथातः शिराव्यधविधिशारीरं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'શિરાવ્યધવિધિશારીર'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

**કેવા રોગીઓની અને કેવી શિરાઓ વીંધવી નહિ?**

बालस्थविररूक्षक्षतक्षीणभीरुपरिश्रान्तस्त्रीमद्याध्वकर्शितमत्तवान्तविरिक्तास्थापितानुवासितजागरि-

[1] શિરાઓ વીંધવાના એટલે ફસ ખોલવાના પ્રકાર વિષેનો.

तक्लीवकृशगर्भिणीनां कासश्वासशोषप्रवृद्धज्वराक्षेपकपक्षाघातोपवासपिपासामूर्छाप्रपीडितानां च शिरां न विध्येद्याश्चाव्यध्या व्यध्याश्चादृष्टा दृष्टाश्चायन्त्रिता यन्त्रिताश्चानुत्थिता इति ॥ २ ॥

બાળક, વૃદ્ધ, રૂક્ષ, ક્ષતથી ક્ષીણ થયેલ, બીકણ, થાકી ગયેલ, સ્ત્રીસંગથી કર્ષિત થયેલ, મદ્યથી વિક્ષેપ પામેલ, પંથ કરવાથી કર્ષિત થયેલ, મત્ત થયેલ, જેને તુરત જ વમન કે વિરેચન કરાવવામાં આવ્યું હોય તે, જેને નિરૂહબસ્તિ (દૂધ તથા કાઢા વગેરેથી યુક્ત કરેલા તેલની પિચકારી) મારવામાં આવી હોય તે, જેને અનુવાસનબસ્તિ (કેવળ ઘી કે તેલ વગેરે સ્નેહની પિચકારી) મારવામાં આવી હોય તે, જેણે ઉજાગરો કરેલ હોય તે, નપુંસક, કૃશ, ગર્ભિણી, ખાંસી, શ્વાસ તથા શોષથી પીડાયેલ, જેનો જ્વર અત્યંત વૃદ્ધિ પામ્યો હોય તે, આક્ષેપક, પક્ષાઘાત, ઉપવાસ, તરસ અને મૂર્છાથી પીડાયેલની શિરાને વીંધવી નહિ. જે શિરાઓને ગયા અધ્યાયમાં નહિ વીંધવા યોગ્ય કહેલી છે તે, જે શિરાઓ વીંધવા લાયક છતાં પણ દેખવામાં આવતી ન હોય તે શિરાઓને વીંધવી નહિ. જો શિરાઓ દેખવામાં આવતાં છતાં બરાબર બાંધવામાં આવેલી ન હોય અને જે શિરાઓ બરાબર બાંધેલી છતાં ઊઠેલી (ચડી આવેલી) ન હોય, તેઓને પણ વીંધવી નહિ. (બાળક તથા વૃદ્ધ અપૂર્ણ ધાતુઓવાળા હોય છે; ક્ષતથી ક્ષીણ થયેલો માણસ ક્ષીણધાતુઓવાળો હોય છે; બીકણ માણસ લોહીના દર્શનથી મૂર્છિત થઈ જાય એવી ધાસ્તી રહે છે; થાકથી થાકેલા માણસનો વાયુ લોહી નીકળતાં અત્યંત પ્રબળતા પામી શરીરનો વિનાશ કરનાર થઈ પડે છે; મદ્ય પીવાથી વિક્ષેપ પામેલાનું તથા મત્તનું ચિત્ત વિક્ષિપ્ત હોવાને લીધે તેને લોહીનું સ્રાવણ અત્યંત મૂર્છા કરનાર થઈ પડે છે; પંથ કરવાથી કે સ્ત્રીસંગથી કર્ષિત થયેલાને લોહીનું સ્રાવણ વાયુનો પ્રકોપ કરનાર થઈ પડેછે; જેને વમન કે વિરેચન કરાવવામાં આવ્યું હોય તેને, અન્નસંસર્ગાદિક કરાવ્યા વિના તુરત જ લોહી સ્રવાવવામાં આવે તો વાયુનો પ્રકોપ થઈ જાય' તેથી જેને નિરૂહબસ્તિ દેવામાં આવી હોય કે ઉજાગરો થયો હોય તેને પણ લોહીના સ્રાવણથી વાયુનો પ્રકોપ થઈ જાય છે; જેને અનુવાસનબસ્તિ દેવામાં આવી હોય તેનો મંદ થયેલો અગ્નિ લોહીના સ્રવણથી વધારે મંદ થઈ જાય છે; નપુંસક પ્રધાનધાતુના ક્ષયવાળો હોવાથી તથા અલ્પસત્ત્વવાળો હોવાથી લોહીના સ્રાવથી મરી જ જાય છે; કૃશ તથા ગર્ભિણી ઉપક્ષીણ ધાતુઓવાળાં હોવાથી તેઓનાં શરીર પડી જવાની ધાસ્તી રહે છે; ખાંસી, શ્વાસ કે શોષથી પીડાયેલાં માણસો ક્ષીણ થતી ધાતુઓવાળાં હોવાથી તેઓની પણ મરી જવાની ધાસ્તી રહે છે અને જેનો જ્વર અત્યંત વૃદ્ધિ પામ્યો હોય તેને લોહીના સ્રાવથી પ્રલાપાદિક થઈ જવાની ધાસ્તી રહે છે; તેથી એ લોકોની શિરાઓને વીંધવી નહિ. આ પ્રમાણે જ આક્ષેપક તથા પક્ષાઘાત વગેરે રોગોથી પીડાયેલાઓને પણ શિરાવેધ ન કરવાનાં કારણોની કલ્પનાઓ કરી લેવી.) ૨

કેવા કેવા રોગોમાં શિરાઓ વીંધવી ?

शोणितावसेकसाध्याश्च विकाराः प्रागभिहितास्तेषु चापक्वेष्वन्येषु चानुक्तेषु यथाभ्यासं यथान्यायं च शिरां विध्येत् ॥ ३ ॥

સૂત્રસ્થાનના 'શોણિતવર્ણનીય' નામના ૧૪મા અધ્યાયના ૧૭મા વિષયમાં જે વિકારો લોહી સ્રવવાના અભ્યાસથી ટળે એવા કહ્યા છે, તે વિકારો પાકા ન હોય; તે પહેલાં સ્નેહન તથા સ્વેદન આદિ યોગ્ય ક્રિયાઓ કરીને તે વિકારોને લગતી આવેલી શિરાઓને તેમ જ એ અધ્યાયમાં

જે વિકારો કહ્યા નથી તે વિકારો પણ પાકવામાં તૈયાર થાય એવા હોય, તો પાકવાની પહેલાં સ્નેહન તથા સ્વેદન આદિ યોગ્ય ક્રિયાઓ કરીને તે વિકારોને લગતી શિરાઓને વીંધવી. (પાકી ગયેલા વિકારોમાં લોહી હોતું નથી, માટે પાક્યા પહેલાં જ શિરાઓને વીંધવાનું કહ્યું છે.) ૩

નિષેધ કરેલી શિરાઓ વીંધવાની છૂટ

प्रतिषिद्धानामपि च विषोपसर्गात्ययिकेषु च शिराव्यधनमप्रतिषिद्धम् ॥ ४ ॥

આ અધ્યાયના બીજા વિષયમાં જે બાળક તથા વૃદ્ધ આદિ રોગીઓની શિરાઓ વીંધવાનો નિષેધ કર્યો છે, તે રોગીઓને જ સંબંધી ઉપદ્રવ થયો હોય અથવા જેઓથી પ્રાણ જાય અને બીજા કોઈ પણ ઉપાયોથી ટળે નહિ એવા વિદ્રધિ વગેરે રોગો થયા હોય, તો તે રોગીઓની શિરાઓ વીંધવાનો પણ નિષેધ નથી. ૪

શિરા વીંધવા પહેલાં કરવાનું મુખ્ય કર્મ

तत्र स्निग्धस्विन्नमातुरं यथादोषप्रत्यनीकं द्रवप्रायमन्नं भुक्तवन्तं यवागूं पीतवन्तं वा यथाकालमुपस्थाप्यासीनं स्थितं वा प्राणानबाधमानो वस्त्रपट्टचर्मान्तर्वल्कलतानामन्यतमेन यन्त्रयित्वा नातिगाढं नातिशिथिलं शरीरप्रदेशमासाद्य यथोक्तं शस्त्रं गृहीत्वा शिरां विध्येत् ॥ ५ ॥

જેની શિરા વીંધવાની હોય તે રોગીને સ્નેહન તથા સ્વેદનનો સંસ્કાર આપી, રુધિરના ઉત્ક્લેદન માટે જે દોષ હોય, તેને ટાળે એવું લગભગ પ્રવાહી અન્ન જમાડી અથવા રોગીને જે રાબ માફક હોય, તો યોગ્ય માત્રાથી તલની રાબ પાઈ, આ અધ્યાયના દશા તથા ૧૪મા વિષયમાં કહેલા કાળ ઉપર ધ્યાન આપી—તે કાળને અનુસરી, રોગીને હાજર કરી, જે પ્રદેશમાં શિરા વીંધવાની હોય, તે પ્રદેશ અનુસાર બેસાડી અથવા સ્થિતિ કરાવી, રોગીના પ્રાણોને હરકત ન આવે તેમ વસ્ત્રના પાટાથી, ચામડાથી, ઝાડની અંતરછાલથી કે વેલાથી બહુ દૃઢ નહિ અને બહુ શિથિલ પણ નહિ, એવી રીતે તેના શરીરના પ્રદેશને બાંધી, મર્મ વગરના પ્રદેશને પકડી યોગ્ય રીતે વીંધવામાં ઉપયોગી થાય એવા શસ્ત્રને લઈ તે શસ્ત્ર વડે શિરાને વીંધવી. ૫

શિરાઓ ક્યારે ન વીંધવી?

नैवातिशीते नात्युष्णे न प्रवाते न चाभ्रिते ।
शिराणां व्यधनं कार्यमरोगे वा कदाचन ॥ ६ ॥

અત્યંત ઠંડીવાળા, અત્યંત ગરમીવાળા, અત્યંત પવનવાળા કે વાદળના ઘનઘોરથી ઢંકાયેલા દિવસમાં કદી પણ શિરાઓ વીંધવી નહિ. તેમ સ્વસ્થ માણસની શિરાઓ પણ કદી વીંધવી નહિ. ૬

૧ માથાની શિરાઓ વીંધવાની રીત

तत्र व्यध्यशिरं पुरुषं प्रत्यादित्यमुखमरत्निमात्रोच्छ्रिते उपवेश्यासने सक्थ्नोराकुञ्चितयोर्निवेश्य कूर्परे सन्धिद्वयस्योपरि हस्तावन्तर्गूढाङ्गुष्ठकृतमुष्टी मन्ययोः स्थापयित्वा यन्त्रणशाटकं ग्रीवामुष्टयोरुपरि परिक्षिप्यान्येन पुरुषेण पश्चात्स्थितेन वामहस्तेनोत्तानेन शाटकान्तद्वयं ग्राहयित्वा ततो वैद्यो ब्रूयाद्दक्षिणहस्तेन शिरोत्थापनार्थं नात्यायतशिथिलं यन्त्रमावेष्टयेत्युक्त्वास्रावणार्थं यन्त्रं पृष्ठमध्ये च पीडयेति कर्मपुरुषं च वायुपूर्णमुखं स्थापयेदेष उत्तमाङ्गगतानामन्तर्मुखवर्ज्यानां शिराणां व्यधने यन्त्रणविधिः ॥ ७ ॥

જેના માથાની શિરાને વીંધવી હોય તે માણસને એક હાથ ઊંચા આસન પર સૂર્યની સામે મોઢું રહે એ રીતે બેસાડી, બન્ને પગનો સંકોચ કરાવી, અંગૂઠાઓ અંદર રહે એ રીતે બન્ને હાથની મૂઠીઓ વળાવી, બન્ને હાથની કોણીઓને ગોઠણ ઉપર રખાવી, બન્ને મૂઠીઓને ડોકના પાછલા ભાગની મન્યા નામની બે શિરાઓની

ઉપર રખાવી, બાંધવા માટે એક વસ્ત્ર લઈ, તે વસ્ત્રને ડોકની તથા મૂઠીઓની ઉપર નાખી, બીજા કોઈ પુરુષને રોગીની પાછળ ઊભો રાખી, તે પુરુષના સવળા રખાવેલા ડાબા હાથ વડે પેલા વસ્ત્રના બે છેડા પકડાવી, પછી વૈદ્યે તે પુરુષને કહેવું કે, 'શિરાને ઉઠાડવા માટે જમણા હાથ વડે બહુ પહોળું કે પોચું ન રહે, એ રીતે વસ્ત્ર ચોમેર બાંધી લે અને લોહી સ્રવાવવા માટે તે બંધનને પાછળના ભાગ વચ્ચે દબાવજે.' જેની શિરાને વીંધવી હોય તે માણસને એ સમયમાં મોઢું બંધ રખાવીને બેસાડવો કે જેથી તેનું મોઢું અંદરના પવનથી પૂર્ણ રહે. મોઢાના અંદરના ભાગની શિરાઓ સિવાય બીજી સઘળી માથાની શિરાઓ વીંધવાના સમયમાં બંધન કરવાનો આ પ્રકાર વાપરવો. (વાગ્ભટે તો બાંધ્યા પછી અંગૂઠાથી છટકાવેલી વચલી આંગળી વડે શિરા પર તાડન કરવાનું પણ કહ્યું છે.) ૭

૨ પગ કે હાથની શિરાઓ વીંધવાની રીત

तत्र पादव्यध्यशिरस्य पादं समे स्थाने सुस्थिरं स्थापयित्वान्यं पादमीषत्सङ्कुचितमुच्चैः कृत्वा व्यध्यशिरपादं जानुसन्धेरधः शाटकेनावेष्ट्य हस्ताभ्यां प्रपीड्यागुल्फं व्यध्यप्रदेशस्योपरि चतुरङ्गुले प्लोतादीनामन्यतमेन बद्ध्वा वा पादशिरां विध्येत्। अथोपरिष्टाद्धस्तौ गूढाङ्गुष्ठकृतमुष्टी सम्यगासने स्थापयित्वा सुखोपविष्टस्य पूर्ववद्यन्त्रं बद्ध्वा हस्तशिरां विध्येत्। गृध्रसीविश्वाच्योः सङ्कुतजानुकूर्परः स्यात्॥ ८॥

જેના પગની શિરા વીંધવી હોય, તે માણસના પગને સપાટ સ્થાનમાં સારી પેઠે સ્થિર રખાવી, બીજા પગને કાંઈક સંકોચ કરાવવાપૂર્વક તેની ઉપર રખાવી, વીંધવાના પગને ગોઠણના સંધિની નીચે વસ્ત્ર વડે વીંટી લઈ, બન્ને હાથ વડે પગના કાંડાને દબાવી, વીંધવાના પ્રદેશથી ચાર આંગળ ઉપર વસ્ત્ર વડે, ચામડા વડે, ઝાડની અંતરછાલ વડે કે વેલા વડે શિરા બાંધીને તે શિરા વીંધવી.

હાથની શિરા વીંધવી હોય તો હાથ લાંબા રખાવી, અંગૂઠાઓ અંદર રહે, એ રીતે બન્ને હાથની મૂઠીઓ વળાવી, બન્ને હાથને આસન પર સારી રીતે રખાવી, રોગીને સુખાકારીથી બેસાડી, હાથની શિરાને વસ્ત્ર વડે, ચામડા વડે, ઝાડની અંતરછાલ વડે કે વેલા વડે વીંધવાના પ્રદેશથી ચાર આંગળ ઉપરના પ્રદેશમાં બાંધીને પછી તે શિરા વીંધવી.

ગૃધ્રસી નામનો પગનો રોગ થયો હોય, તો રોગીએ ગોઠણને સંકોચીને બેસવું અને વિશ્વાચી નામનો હાથનો રોગ થયો હોય, તો રોગીએ કોણીને સંકોચીને બેસવું. ૮

૩ કમર, પીઠ કે કાંધની શિરા વીંધવાની રીત

श्रोणीपृष्ठस्कन्धेषून्नामितपृष्ठस्यावाक्शिरस्कस्योपविष्टस्य विस्फूर्जितपृष्ठस्य विध्येत्॥ ९॥

કમર, પીઠ કે કાંધની શિરાઓ વીંધવી હોય, તો રોગીને તેની પીઠ ઊંચી તથા પહોળી રહે અને માથું નમેલું રહે, એ રીતે બેસાડી શિરા વીંધવી. ૯

૪ પેટની કે છાતીની શિરા વીંધવાની રીત

उदरोरसोः प्रसारितोरस्कस्योन्नामितशिरस्कस्य विस्फूर्जितदेहस्य॥ १०॥

પેટની કે છાતીની શિરા વીંધવી હોય, તો રોગીની છાતી પહોળી રખાવી, માથું ઊંચું રખાવી, શરીરના મધ્યભાગને વિસ્તીર્ણ રખાવી, શિરા વીંધવી. ૧૦

૫ પડખાં, ઉપસ્થ, જીભની નીચેનો ભાગ, તાળવું કે દાંતનાં પેઢાંની શિરા વીંધવાની રીત

बाहुभ्यामवलम्ब्यमानदेहस्य पार्श्वयोः। अवनामितमेढ्रस्य मेढ्रे उन्नामितविदष्टजिह्वाग्रस्याधोजिह्वा-

याम् । अतिव्यात्ताननस्य तालुनि दन्तमूलेषु च ॥११॥

કોઈ પણ પડખાની શિરા વીંધવી હોય, તો રોગીને તેના શરીરનો ભાર બાહુઓ ઉપર આવે, એ બેસાડી રીતે તે શિરા વીંધવી.

ઉપસ્થની શિરા વીંધવી હોય, તો ઉપસ્થને સ્તબ્ધ કરાવી( ઉઠાડી )ને તેની શિરા વીંધવી.

જીભના નીચેના ભાગની શિરા વીંધવી હોય, તો જીભની અણીને ઊંચી રખાવી બેવડી વાળેલી જીભને દાંતો વડે દબાવરાવી તે શિરા વીંધવી.

તાળવાની કે દાંતનાં પેઢાંઓની શિરા વીંધવી હોય, તો રોગીના મોઢાને અત્યંત પહોળું રખાવી તે શિરા વીંધવી. ૧૧

શરીરના વિભાગો અને રોગ અનુસાર શિરાઓ ઉઠાવવાની યુક્તિ

एवं यन्त्रोपायानन्यांश्च शिरोत्थापनहेतून् बुद्ध्या-वेक्ष्य शरीरवशेन व्याधिवशेन च विदध्यात् ॥

આ પ્રમાણે શિરાઓને બાંધવાના ઉપાયો કે જેઓ શિરાઓને ઉઠાડવાના કારણરૂપ છે, તેઓને તથા અમુક પ્રકારોથી અંગોને રાખવા તથા દબાવવા વગેરે બીજા પણ શિરાઓને ઉઠાડવાના ઉપાયોને વૈદ્યે બુદ્ધિથી કલ્પી લઈ શરીરના વિભાગોને તથા વ્યાધિને અનુસરી ગોઠવવા. ૧૨

જુદા જુદા પ્રદેશોમાં શસ્ત્રો પોચવાનું પ્રમાણ અને શસ્ત્રોનો ઉપયોગ

मांसलेष्ववकाशेषु यवमात्रं शस्त्रं निदध्यादतोऽन्येष्वर्द्धयवमात्रं व्रीहिमात्रं वा व्रीहिमुखेन। अस्थ्नामुपरि कुठारिकया विध्येदर्द्धयवमात्रम् ॥१३॥

શરીરના જે પ્રદેશોમાં માંસ અધિક છે, તે પ્રદેશોમાં જવ જેટલી ઊંડાઈ સુધી શસ્ત્ર નાખવું અને બીજા અલ્પ માંસવાળા પ્રદેશોમાં યોગ્યતા જોઈ અરધા જવ જેટલી અથવા આખી રાતા ચોખાની સાળ જેટલી ઊંડાઈ સુધી શસ્ત્ર નાખવું. આવા પ્રદેશોમાં વ્રીહિમુખ[1] નામના શસ્ત્રથી શિરા વીંધવી. અસ્થિઓની ઉપર રહેલી શિરા વીંધવી હોય, તો કુઠારિકા[2] નામના શસ્ત્રથી અરધા જવ જેટલો ઊંડો વીંધ કરવો. ૧૩

શિરા વીંધવાના સમય

भवन्ति चात्र ॥

व्यभ्रे वर्षासु विध्येत ग्रीष्मकाले तु शीतले ।
हेमन्तकाले मध्याह्ने शस्त्रकालास्त्रयः स्मृताः ॥१४॥

આ વિષયમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'વર્ષાઋતુમાં શિરા વીંધવી હોય, તો જે દિવસે વાદળાંનો કશો ઘનઘોર ન હોય, તે દિવસે વીંધવી. ગ્રીષ્મઋતુમાં વીંધવી હોય તો શીતળ સમયમાં-દિવસનો ત્રીજો પુહોર વીત્યા પછી વીંધવી. હેમંતઋતુમાં અર્થાત્ શિયાળામાં વીંધવી હોય, તો બપોરના સમયમાં વીંધવી. શસ્ત્રથી વેધ કરવાના આ ત્રણ સમયો કહ્યા છે. ( જો ઝેરની પીડા કે વિદ્રધિ વગેરે આત્યયિક રોગ હોય, તો તેઓ માટે આ સમયો કહ્યા છે એમ સમજવું. બીજા રોગોમાં તો સૂત્રસ્થાનના ૧૪મા અધ્યાયના ૧૭મા વિષયમાં કહ્યા પ્રમાણે સમય લેવો. ) ૧૪

બરાબર વીંધાયેલી શિરાનું લક્ષણ

सम्यक्छस्त्रनिपातेन धारया या स्रवेदसृक् ।
मुहूर्तं रुद्ध्वा तिष्ठेच्च सुविद्धान्तां विनिर्दिशेत् ॥१५॥

સારી રીતે શસ્ત્ર નખાયાને લીધે જે શિરા બે ઘડી લોહી એકધારું ઝરે અને રોકવામાં આવે ત્યારે તુરત લોહી ઝરતી બંધ પડી જાય, તે શિરાને

૧ જેનું ફળું અરધા આંગળનું હોય અને મોઢું ચોખાની સાળના જેવી અણીવાળું હોય, તે શસ્ત્ર વ્રીહિમુખ કહેવાય છે. આનો ઉપયોગ શિરા વીંધવામાં તથા ઉદર વીંધવામાં કરવો. ( વા. સૂ. અ. ૨૬ મો )

૨ પહોળી, હાથાવાળી અને ગાયના દાંત જેવા અરધા આંગળના મોઢાવાળી કુઠારિકા ( કુહાડી ) થાય છે. ( વા. સૂ. અ. ૨૬ )

બરાબર વીંધાયેલી સમજવી. ૧૫

શિરામાં પ્રથમ ખરાબ લોહી જ ઝરે

यथा कुसुम्भपुष्पेभ्यः पूर्वं स्रवति पीतिका ।
तथा शिरासु विद्धासु दुष्टमग्रे प्रवर्तते ॥ १६ ॥

જેમ કસૂંબાનાં પુષ્પોમાંથી પ્રથમ પીળાશવાળો રસ જ ઝરે છે, તેમ વીંધવામાં આવેલી શિરાઓમાંથી પ્રથમ બગડેલું લોહી જ ઝરે છે. ૧૬

શિરા કોઈ વખતે ન ઝરતી હોવાનું કારણ

मूर्छितस्यातिभीतस्य श्रान्तस्य तृषितस्य च ।
न वहन्ति शिरा विद्धास्तथानुत्थितयन्त्रिताः ॥१७॥

મૂર્છિત માણસની, અત્યંત ભય પામેલા માણસની, થાકેલા માણસની અને તરસ્યા માણસની શિરા યોગ્ય રીતે વીંધાયેલી હોય છતાં લોહી ઝરતી નથી, કારણ કે અત્યંત ભયાદિકથી ઉત્પન્ન થયેલો વાયુ શિરાના મુખને રોકી દે છે. જે શિરા બાંધેલી હોય છતાં ઊંડેલી ન હોય, તે શિરા પણ યોગ્ય રીતે વીંધાયા છતાં લોહી ઝરતી નથી, કારણ કે નહિ ઊંડેલી શિરાનું લોહી ઝરી શકતું નથી. ૧૭

એક વાર સ્રાવ ન થાય તો ફરી કરવો

क्षीणस्य बहुदोषस्य मूर्छयाभिद्रुतस्य च ।
भूयोऽपराह्णे विस्राव्या सा परेद्युस्त्र्यहेऽपि वा ॥१८॥

દોષોનું ઘણું હોવાને લીધે લોહી ઝરવું આવશ્યક છતાં ક્ષીણતા કે ક્ષીણતા વિના પણ મૂર્છાને લીધે પ્રથમ પ્રયોગમાં લોહીનો સ્રાવ ન થાય, તો બપોર પછી અથવા બીજે દિવસે કે ત્રીજે દિવસે પણ ફરી વાર પ્રયોગ કરી શિરામાંથી લોહી ઝરાવવું. ૧૮

લોહીના અત્યંત સ્રાવ કરવાનો નિષેધ

रक्तं सशेषदोषं तु कुर्यादपि विचक्षणः ।
न चातिस्रुतं कुर्याच्छेषं संशमनैर्जयेत् ॥१९॥

વિચક્ષણ વૈદ્યે લોહીમાં કાંઈક દોષ બાકી રહી જતો હોય, તોપણ રહેવા દઈ લોહી ઝરતું બંધ કરી દેવું; પણ દોષને સંપૂર્ણ દૂર કરવા લોહીનો અતિસ્રાવ કરવો નહિ. (કારણ કે લોહીનો અતિસ્રાવ થવાથી આક્ષેપક તથા તિમિર વગેરે રોગો થાય છે અને વખતે મરણ પણ થઈ જાય છે.) લોહીમાં થોડોક દોષ બાકી રહી ગયો હોય, તો તે દોષને સંશમન ઔષધોથી દૂર કરવો. ૧૯

લોહી કાઢવામાં છેલ્લું વજન

बलिनो बहुदोषस्य वयःस्थस्य शरीरिणः ।
परं प्रमाणमिच्छन्ति प्रस्थं शोणितमोक्षणे ॥२०॥

'જે માણસ બળવાન, ઘણા દોષવાળો અને વળી યુવાન હોય, તેનું લોહી કાઢવામાં પણ છેલ્લામાં છેલ્લું ચોપન તોલાભાર માપ સમજવું. એ છેવટના પ્રમાણથી અધિક કદી પણ ઝરાવવું નહિ, એમ આચાર્યો કહે છે.' (ચિકિત્સિતસ્થાનના ૩૯મા અધ્યાયનો ઉક્ત વિષય જુઓ.) ૨૦

રોગોને અનુસરી વીંધવા યોગ્ય શિરાઓના પ્રદેશો

तत्र पाददाहपादहर्षावबाहुकचिप्पविसर्पवातशोणितवातकण्टकविचर्चिकापाददारीप्रभृतिषु क्षिप्रमर्मण उपरिष्टाद् द्व्यङ्गुले व्रीहिमुखेन शिरां विध्येत् । श्लीपदे तच्चिकित्सिते यथा वक्ष्यते । क्रोष्टुकशिरःखञ्जपङ्गुलवातवेदनासु जङ्घायां गुल्फस्योपरि चतुरङ्गुले । अपच्यामिन्द्रबस्तेरधस्ताद् द्व्यङ्गुले । जानुसन्धेरुपर्यधो वा चतुरङ्गुले गृध्रस्यां । ऊरुमूलसंश्रितां तु गलगण्डे । एतेनेतरसक्थि बाहू च व्याख्यातौ ॥ विशेषतस्तु वामबाहौ कूर्परसन्धेरभ्यन्ततः । प्लीह्नि कनिष्ठिकानामिकयोर्मध्ये वा । एवं दक्षिणबाहौ यकृद्दाल्ये कफोदरे चैतामेव च कासश्वासयोरप्यादिशन्ति गृध्रस्यामिव निश्राव्याम् । श्रोणिं प्रति समन्ताद् द्व्यङ्गुले प्रवाहिकायां शूलिन्याम् । परिवर्तिकोपदंशशूकदोषशुक्रव्यापत्सु मेढ्रमध्ये वृषणयोः पार्श्वे मूत्रवृद्ध्याम् । नाभेरधश्चतुरङ्गुले सेवन्या वामपार्श्वे दकोदरे । वामपार्श्वे कक्षा-

स्तनयोरन्तरेऽन्तर्विद्रधौ पार्श्वशूले च। बाहुशोषापबाहुकयोरप्येके वदन्त्यंसयोरन्तरे त्रिकसन्धिमध्यगतां तृतीयके। अधःस्कन्धसन्धिगतामन्यतरपार्श्वसंस्थितां चतुर्थके। हनुसन्धिमध्यगतामपस्मारे। शङ्खकेशान्तसन्धिगतामुरोपाङ्गललाटेषु चोन्मादे। जिह्वारोगेष्वधोजिह्वायां दन्तव्याधिषु च। तालुनि तालव्येषु। कर्णयोरुपरि समन्तात् कर्णशूले तद्रोगेषु च। गन्धाग्रहणे नासारोगेषु च नासाग्रे। तिमिराक्षिपाकप्रभृतिष्वामयेषूपनासिके ललाट्यामपाङ्गयां चैता एव शिरोरोगाधिमन्थप्रभृतिषु रोगेष्विति ॥२१

૧ પાદદાહ, પાદહર્ષ, અવબાહુક, ચિપ્પ, વિસર્પ, વાતરક્ત, વાતકંટક, વિચર્ચિકા અને પાદદારી વગેરે પગના રોગો થયેલા હોય, તો ક્ષિપ્ર નામના મર્મથી બે આંગળ ઉપર શિરા વીંધવી.

શ્લીપદ નામના રોગમાં શિરાને વીંધવી હોય, તો શ્લીપદની ચિકિત્સાના પ્રકરણમાં જે પ્રકાર કહેવામાં આવશે તે પ્રકારથી વીંધવી. (ચિકિત્સિતસ્થાનના ૧૯મા અધ્યાયના ૧૬–૧૭–૧૮ વિષયો જુઓ.)

૨ ક્રોષ્ટુકશિર, ખંજ તથા પંગુ નામના વાતરોગોમાં શિરાને વીંધવી હોય, તો ગુલ્ફ નામના મર્મથી ઉપર ચાર આંગળ પિંડીની અંદર શિરા વીંધવી.

૩ અપચી નામના રોગમાં શિરાને વીંધવી હોય, તો ઇંદ્રબસ્તિ નામના મર્મથી બે આંગળ નીચે વીંધવી. (આ રોગમાં શિરા વીંધવી હોય, તો તે રોગ ઉત્પન્ન થાય કે તુરત જ વીંધવી. જામ્યા પછી કરવાની ચિકિત્સા તો ચિકિત્સાસ્થાનના ૧૮મા અધ્યાયના ૮મા વિષયમાં કહેવાશે.)

૪ ગૃધ્રસી નામના રોગમાં શિરાને વીંધવી હોય, તો જાનુ નામના મર્મના સંધિથી ચાર આંગળ ઉપર અથવા નીચે વીંધવી.

૫ ગલગંડ નામના રોગમાં શિરાને વીંધવી હોય, તો સાથળના મૂળમાં રહેલી શિરાને વીંધવી.

૬ અમુક રોગમાં હાથની શિરાઓને વીંધવી હોય, તોપણ પગની શિરાઓને જે પ્રમાણે તે તે પ્રદેશોમાં વીંધવાનું કહ્યું છે, તે પ્રમાણે જ હાથની શિરાઓને હાથના તે તે પ્રદેશોમાં વીંધવાનું સમજી લેવું; પણ તેમાં એટલું વિશેષ જાણવાનું છે કે, 'જો પ્લીહોદર થયો હોય તો ડાબા બાહુની કોણીના સંધિના સમીપમાં અથવા તે બાહુની કનિષ્ઠિકા અને અનામિકા આંગળીની વચ્ચે શિરાને વીંધવી અને યકૃદ્દાલ્યુદર કે કફોદર થયેલ હોય, તો જમણા બાહુની કોણીના સંધિના સમીપમાં કે તે બાહુની કનિષ્ઠિકા અને અનામિકાની વચ્ચે શિરાને વીંધવી. ખાંસી કે શ્વાસ કફથી થયેલ હોય અથવા કફથી ઘેરાયેલા વાયુથી થયેલ હોય, તોપણ જમણા બાહુના મધ્યમાં રહેલી શિરાને જ વીંધવી.

૭ જેમ ગૃધ્રસી નામના રોગમાં જાનુ નામના મર્મના સંધિથી ચાર આંગળ ઉપર અથવા નીચે શિરાને વીંધવી, તેમ વિશ્વાચી નામના રોગમાં કોણીના સંધિથી ચાર આંગળ ઉપર અથવા નીચે શિરાને વીંધવી.

૭ જો કારણરૂપ થયેલા રુધિરથી ઘેરાયેલા વાયુને લીધે શૂળવાળી પ્રવાહિકા થયેલ હોય, તો કમરની આસપાસ બે આંગળ છેટા પ્રદેશમાં રહેલી શિરાને વીંધવી.

૮ પરિવર્તિકા, ઉપદંશ, શુક્રદોષ કે વીર્યનો બગાડ થયેલ હોય, તો ઉપસ્થના મધ્યમાં રહેલી શિરાને વીંધવી.

૯ મૂત્રવૃદ્ધિ નામનો રોગ થયો હોય, તો વૃષણોનાં પડખાંમાં રહેલી શિરાને વીંધવી.

૧૦ દકોદર નામનો રોગ થયો હોય, તો નાભિથી

નીચે સીવણીની લીટીથી ડાબા પડખામાં ચાર, આંગળ છેટા પ્રદેશમાં રહેલી શિરાને વીંધવી.

જો અંતર્વિદ્રધિ કે પાર્શ્વશૂળ થયેલ હોય, તો ડાબા પડખામાં કાખ તથા સ્તનના મધ્યમાં રહેલી શિરાને વીંધવી. (જો જમણા પડખામાં અંતર્વિદ્રધિ કે પાર્શ્વશૂળ થયેલ હોય, તો જમણા પડખામાં કાખ તથા સ્તનના મધ્યમાં રહેલી શિરાને વીંધવી.)

કેટલાક આચાર્યો કહે છે કે, 'રુધિરથી ઘેરાયેલા વાયુથી થયેલો બાહુશોષ કે અવબાહુક–એ રોગોમાં પણ ખભાના મધ્યમાં રહેલી શિરાને વીંધવી.'

તૃતીયજ્વર એટલે એકાંતરો તાવ આવતો હોય, તો બે ખભાઓના મધ્યમાં જે ત્રિક એટલે ત્રણ અસ્થિઓનો સંયોગ છે, તેના સંધિના સમીપમાં રહેલી શિરાને વીંધવી.

ચતુર્થક એટલે ચોથિયો તાવ આવતો હોય, તો ડાબી કે જમણી બાજુમાં કાંધના સંધિથી નીચે રહેલી શિરાને વીંધવી.

અપસ્માર (વાઈનું દરદ) થયેલ હોય, તો હડપચીની પાસેના સંધિના મધ્યમાં રહેલી શિરાને વીંધવી (અથવા ભમરની વચ્ચે રહેલી શિરાને વીંધવી).

ઉન્માદ નામનો રોગ થયો હોય, તો શંખ નામનાં મર્મ અને માથાના વાળના છેડાની સંધિના સમીપમાં રહેલી શિરાઓને તેમ જ છાતી, નેત્રના છેડા અને લલાટમાં રહેલી શિરાઓને પણ વીંધવી.

કંટક વગેરે જીભના રોગો અથવા કૃમિદંતક વગેરે દાંતોના રોગો થયા હોય, તો જીભના નીચેના ભાગમાં રહેલી શિરાને વીંધવી.

તાળવાના રોગોમાં તાળવામાં રહેલી શિરાને વીંધવી.

રુધિરથી ઢંકાયેલા વાયુએ ઉત્પન્ન કરેલા કર્ણશૂળમાં અને બીજા પણ કાનના રોગોમાં કાનોની ઉપરના આસપાસના ભાગોમાં શિરાને વીંધવી.

ગંધનું ગ્રહણ કરી શકાતું ન હોય, અથવા બીજા પણ નાકના રોગો થયા હોય, તો નાકના અગ્રમાં રહેલી શિરાને વીંધવી.

તિમિર કે અક્ષિપાક વગેરે આંખના રોગો થયેલ હોય, તો નાસિકાના સમીપમાં રહેલી, લલાટમાં રહેલી કે ભમરની પૂંછડીના છેડા પાસે રહેલી શિરાને વીંધવી. શિરોરોગ, અધિમંથ તથા અરૂંષિકા વગેરે રોગોમાં પણ એ શિરાઓ જ વીંધવી.

(ઉપર કહેલા સઘળા રોગોમાં એટલો સામાન્ય નિયમ યાદ રાખવો કે, જો તેઓમાંનો કોઈ રોગ રુધિરના સંબંધથી થયેલ હોય, તો જ તેમાં શિરાને વીંધવી, પણ રુધિરના સંબંધ વગર કેવળ અન્ય દોષોથી ઉત્પન્ન થયેલ હોય તો વીંધવી નહિ.) ૨૧

**ખરાબ રીતે વીંધાયેલી શિરાઓના ભેદો**

अत ऊर्ध्वं दुष्टव्यधनमनुव्याख्यास्यामः। तत्र दुर्विद्धातिविद्धा कुञ्चिता पिच्चिता कुट्टिता अप्रसुता अत्युदीर्णा अन्ताभिहता परिशुष्का कूणिता वेपिता अनुत्थितविद्धा शस्त्रहता तिर्यग्विद्धा अपविद्धा अविद्धा विद्रुता धेनुका पुनःपुनर्विद्धा मांसशिरास्नायवस्थिसन्धिमर्मसु चेति विंशतिर्दुष्टव्यधाः ॥२२॥

હવે ખરાબ રીતે વીંધાયેલી શિરાઓના ભેદો કહીએ છીએ. દુર્વિદ્ધા, અતિવિદ્ધા, કુંચિતા, પિચ્ચિતા, કુટ્ટિતા, અપ્રસ્રુતા, અત્યુદીર્ણા, અંતાભિહતા, પરિશુષ્કા, કૂણિતા, વેપિતા, અનુત્થિત-વિદ્ધા, શસ્ત્રહતા, તિર્યગ્વિદ્ધા, અપવિદ્ધા, અવિદ્ધા, વિદ્રુતા, ધેનુકા, પુન પુનર્વિદ્ધા અને મર્મવિદ્ધા–એ વીસ પ્રકારમાંથી કોઈ પણ પ્રકારને પ્રાપ્ત

થયેલી શિરા, દુષ્ટવ્યધા એટલે ખરાબ રીતે વીંધાયેલી કહેવાય છે. ૨૨

શિરાઓના વીસ ભેદોનાં જુદાં જુદાં લક્ષણો

तत्र या सूक्ष्मशस्त्रविद्धा न व्यक्तमसृक् स्रवति रुजाशोफवती च सा दुर्विद्धा। प्रमाणातिरिक्तविद्धायामन्तःप्रविशति शोणितं शोणितातिप्रवृत्तिर्वा सातिविद्धा। कुञ्चितायामप्येवम्। कुण्ठशस्त्रप्रमथिता पृथुलीभावमापन्ना पिच्चिता। अनासादिता पुनःपुनरग्रयोश्च बहुशः शस्त्राभिहता कुट्टिता। शीतभयमूर्छाभिरप्रवृत्तशोणिता अप्रसुता। तीक्ष्णमहामुखशस्त्रविद्धा अत्युदीर्णा। अल्परक्तस्राविण्यन्ते विद्धा अन्ताभिहता। क्षीणशोणितस्यानिलपूर्णा परिशुष्का। चतुर्भागावसादिता किंचित्प्रवृत्तशोणिता कूणिता। दुःस्थानबन्धनाद्वेपमानायाः शोणितसंमोहो भवति सा वेपिता। अनुत्थितविद्धायामप्येवम्। छिन्नाऽतिप्रवृत्तशोणिता क्रियासङ्गकरी शस्त्रहता। तिर्यक्प्रणिहितशस्त्रा किंचिच्छेषा तिर्यग्विद्धा। बहुशः क्षता हीनशस्त्रप्रणिधानेनापविद्धा। अशस्त्रकृत्याऽविद्धा। अनवस्थितविद्धाविद्रुता। प्रदेशस्य बहुशोऽवघट्टनादारोहव्यधा मुहुर्मुहुःशोणितस्रावा धेनुका। सूक्ष्मशस्त्रव्यधनाद्बहुशो निर्भिन्ना पुनःपुनर्विद्धा। मांसस्राय्वस्थिशिरासन्धिमर्मसु विद्धा या रुजां शोफं वैकल्यं मरणं चापादयति॥ २३ ॥

જે શિરા સૂક્ષ્મ શસ્ત્રથી વીંધાવાને લીધે લોહીનો સ્પષ્ટ નહિ પણ ગુપ્ત સ્રાવ કરતી હોય અને પીડાવાળી તથા સોજાવાળી થઈ હોય, તે **દુર્વિદ્ધા** કહેવાય છે.

જે શિરા પ્રમાણથી વધારે વીંધાતાં લોહી શરીરની અંદર પેસે અથવા અત્યંત સ્રવવા લાગે, તે શિરા **અતિવિદ્ધા** કહેવાય છે.

જે શિરા વીંધાવાથી વાંકી થઈ જતાં લોહી શરીરની અંદર પેસે અથવા અત્યંત સ્રવવા લાગે તે શિરા **કુચિંતા** કહેવાય છે.

જે શિરા કુંઠિત (બૂઠી) ધારવાળા શસ્ત્રથી ચૂંથાઈ જઈ પહોળી થઈ ગઈ હોય (પીચાઈ ગઈ હોય), તે શિરા **પિચ્ચિતા** કહેવાય છે.

જે શિરા બરાબર હાથ નહિ આવવાને લીધે વારંવાર છેડાઓમાં શસ્ત્રથી કોચાઈ હોય, તે શિરા **કુટ્ટિતા** કહેવાય છે.

જે શિરામાંથી શીત, ભય અથવા મૂર્છાને લીધે લોહીનો સ્રાવ ન થયો હોય, તે શિરા **અપ્રસુતા** કહેવાય છે.

જે શિરા તીક્ષ્ણ તથા મોટા મોઢાવાળા શસ્ત્રથી વીંધાયેલી હોય, તે **અત્યુદીર્ણા** કહેવાય છે.

જે શિરા છેડાઓમાં વીંધાઈને થોડું લોહી ઝરતી હોય, તે શિરા **અંતાભિહતા** કહેવાય છે.

જે શિરા રોગીનું રુધિર ક્ષીણ હોવાને લીધે વાયુથી પુરાઈ ગઈ હોય, તે શિરા **પરિશુષ્કા** કહેવાય છે.

જે શિરા ફક્ત ચતુર્થાંશમાત્ર હાથ આવવાને લીધે તેટલી જ વીંધાવાથી કાંઈક જ લોહીનો સ્રાવ કરતી હોય, તે શિરા **કણિતા** કહેવાય છે.

જે શિરા અયોગ્ય પ્રદેશમાં બંધાવાને લીધે ધ્રૂજતી હોવાથી લોહીનો સ્રાવ ન કરતી હોય, તે શિરા **વેપિતા** કહેવાય છે.

જે શિરા ઊઠેલી (ઊપટી આવેલી) નહિ છતાં વીંધાવાને લીધે લોહીનો સ્રાવ ન કરતી હોય, તે **અનુત્થિતવિદ્ધા** કહેવાય છે.

જે શિરા બે ફાડારૂપ થઈ જવાને લીધે લોહીનો અસંત સ્રાવ કરતી હોય અને તેથી જવાઆવવા વગેરે ક્રિયાનો વિનાશ થઈ જાય, તે શિરા **શસ્ત્રહતા** કહેવાય છે.

જે શિરા પોતામાં આડું શસ્ત્ર નખાવાને લીધે આડી કપાતાં જરાક બાકી રહી હોય, તે શિરા **તિર્યગ્વિદ્ધા** કહેવાય છે.

જે શિરા હીન શસ્ત્ર નખાવાથી વારંવાર

જખમી થયેલી હોય, તે શિરા **અપવિદ્ધા** કહેવાય છે.

જે શિરામાં શસ્ત્રે કામ જ ન કર્યું હોય, તે શિરા **અવિદ્ધા** કહેવાય છે.

જે શિરા અનવસ્થિત રીતે (ઢંગધડા વગર) વીંધાયેલી હોય, તે શિરા **વિદ્રુતા** કહેવાય છે.

જે શિરા પોતાના પ્રદેશમાં વારંવાર પ્રહાર થવાથી ઉપર ઉપરના ભાગોમાં શસ્ત્રથી ટાચાયેલી હોય અને તે ટાચાઓમાંથી જેમ ગાય આંચળોમાંથી વારંવાર સ્રાવ કરે, તેમ વારંવાર સ્રાવ કરવા લાગી હોય, તે શિરા **ધેનુકા** કહેવાય છે.

જે શિરા સૂક્ષ્મ શસ્ત્રથી વીંધાવાથી એક સ્થાનમાં જ ઘણી વાર ભેદાયેલી હોય, તે શિરા **પુનઃપુનર્વિદ્ધા** કહેવાય છે.

જે શિરા માંસ, સ્નાયુ, અસ્થિ, શિરા કે સંધિના મર્મમાં વીંધાયેલી હોય, તે શિરા **મર્મવિદ્ધા** કહેવાય છે. આ શિરા વેદના, શોષ, ખોડખાંપણ અને મરણ પણ કરી દે છે. ૨૩

### શિરાઓ વીંધવામા સાવચેતીની જરૂર

भवन्ति चात्र ॥
शिरासु शिक्षितो नास्ति चला ह्येताः स्वभावतः ।
मत्स्यवत् परिवर्तन्ते तस्माद्यत्नेन ताडयेत् ॥
अजानता गृहीते तु शस्त्रे कायनिपातिते ।
भवन्ति व्यापदश्चैता बहवश्चाप्युपद्रवाः ॥ २४ ॥

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે 'વૈદ્યને શિરાઓના વિષયનો પ્રત્યક્ષ અભ્યાસ શબની અચળ શિરાઓમાં મળે છે જીવતા માણસની શિરાઓ તો સ્વભાવથી જ ચંચળ હોય છે અને માછલાંઓની પેઠે પરિવર્તન પામ્યા કરે છે, માટે વૈદ્યને શિરાઓના વિષયમાં જેવું જોઈએ તેવું શિક્ષણ મળી શકતું નથી; માટે વૈદ્યે શિરાઓને વીંધવામાં બહુ જ સાવચેતી રાખવાની જરૂર છે. શિરાઓના વિષયથી અજાણ્યો વૈદ્ય શસ્ત્ર પકડીને રોગીના શરીરમાં ઘોંચે, તો તેથી ઉપર કહ્યા પ્રમાણે ખરાબી થાય છે અને બીજા પણ ઘણા ઉપદ્રવો થાય છે. ૨૪

### શિરાઓનો વેધ વધારે લાભકારી

स्नेहादिभिः क्रियायोगैर्न तथा लेपनैरपि ।
यान्त्याशु व्याधयः शान्तिं यथा सम्यक्शिराव्यधात् ॥
शिराव्यधश्चिकित्सार्धं शल्यतन्त्रे प्रकीर्तितः ।
यथा प्रणिहितः सम्यग्बस्तिः कायचिकित्सिते ॥२५

રોગો શિરાઓના વેધથી તુરત જ જેમ મટી જાય છે, તેમ સ્નેહાદિક ક્રિયાઓના યોગોથી થતા લેપનાદિક વડે પણ મટતા નથી. જેમ જ્વરાદિક વિષયોવાળી કાયચિકિત્સામાં સારી રીતે મારવામાં આવેલી પિચકારી મુખ્ય ચિકિત્સારૂપ છે, તેમ શલ્યતંત્રમાં શિરાઓનો વેધ મુખ્ય ચિકિત્સારૂપ છે. ૨૫

### શિરાવેધ વગેરે ક્રિયા વખતે પાળવાની પરેજી

तत्र स्निग्धस्विन्नवान्तविरिक्तास्थापितानुवासितशिराविद्धैः परिहर्तव्यानि–क्रोधायासमैथुनदिवास्वप्नवाग्व्यायामयानोत्थानासनचंक्रमणशीतवातातपविरुद्धासात्म्याजीर्णान्याबललाभान्मासमेके मन्यते ।
एतेषां विस्तरमुपरिष्टाद्वक्ष्यामः ॥ २६ ॥

સ્નેહક્રિયા, સ્વેદનક્રિયા, વમનક્રિયા, વિરેચનક્રિયા, નિરૂહબસ્તિક્રિયા, અનુવાસનબસ્તિક્રિયા કે શિરાવેધક્રિયા જેઓનાં શરીરોમાં કરવામાં આવી હોય, તેઓએ ક્રોધ, પરિશ્રમ, મૈથુન, દિવસે ઊંઘવું કે ઘણું ભાષણ કરવું નહિ, ઘોડા વગેરે વાહન પર બેસવું નહિ, વારંવાર ઊઠવું નહિ, બેસી જ રહેવું નહિ, બહુ ફરવું નહિ, ઠંડીનો ત્યાગ કરવો, પવનનો ત્યાગ કરવો, તડકાનો ત્યાગ કરવો, વિરુદ્ધ ભોજનનો ત્યાગ કરવો, અહિતકર ભોજનનો ત્યાગ કરવો અને અજીર્ણ થવા દેવું જ નહિ. જ્યાં સુધી શરીરમાં સંપૂર્ણ બળ આવે,

ત્યાં સુધી આ પરેજી પાળવી. 'કેટલાક આચાર્યો કહે છે કે, 'એ ક્રિયાઓ કર્યા પછી એક મહિના સુધી એ પરેજી પાળવી.' આ ક્રોધ તથા પરિશ્રમ વગેરેની બાબતમાં જે વિસ્તાર કહેવાનો છે, તે ચિકિત્સાસ્થાનના આતુરોપદ્રવચિકિત્સિત નામના ૩૯મા અધ્યાયમાં કહેવામાં આવશે. ૨૬

બગડેલું લોહી કાઢવાના પાંચ ઉપાયો

भवतश्चात्र ॥

शिराविषाणतुम्बैस्तु जलौकाभिः पदैस्तथा।
अवगाढं यथापूर्वं निर्हरेद्दुष्टशोणितम् ॥
अवगाढे जलौकाः स्यात् प्रच्छन्नं पिण्डिते हितम्।
शिराङ्गव्यापके रक्ते शृङ्गालाबू त्वचि स्थिते ॥२७॥

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'શિરાવેધ, શિંગડું, તૂંબડી, જળો અને પદ (શસ્ત્રથી ટાચા) એ પાંચ ઉપાયોથી શરીરની અંદર રહેલા બગડેલા લોહીને કાઢવું. જો બગડેલું લોહી ઊંચું હોય તો પદોથી, ઊંડું હોય તો જળોથી, વધારે ઊંડું હોય તો તૂંબડીથી, અત્યંત ઊંડું હોય તો શિંગડાંથી અને અત્યંત ઊંડું તથા સઘળા અંગમાં વ્યાપક હોય, તો શિરાવેધથી કાઢવું.' કેટલાક આચાર્યો કહે છે કે, 'બગડેલું લોહી ઊંડું હોય, તો જળો મુકાવવી, પીંડારૂપે જમા થયું હોય તો શસ્ત્રથી ટાચા દેવડાવવા, અંગમાં વ્યાપ્ત થઈ ગયું હોય, તો શિરા વીંધાવવી અને ચામડીમાં જ રહ્યું હોય તો શિંગડું મુકાવવું અથવા તૂંબડી મુકાવવી હિતકારી થાય છે.' ૨૭

## અધ્યાય ૯ મો

ઉપક્રમ

अथातो धमनीव्याकरणं शारीरं व्याख्यास्यामः।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'ધમનીવ્યાકરણશારીર'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

ધમનીઓની શિરાઓ તથા સ્રોતોથી ભિન્નતા હોવાનાં કારણો

चतुर्विंशतिर्धमन्यो नाभिप्रभवा अभिहिताः। तत्र केचिदाहुः शिराधमनीस्रोतसामविभागः। शिराविकारा एव धमन्यः स्रोतांसि चेति। तत्तु न सम्यक्। अन्या एव हि धमन्यः स्रोतांसि च शिराभ्यः कस्माद्व्यञ्जनान्यत्वान्मूलसन्नियमात् कर्मवैशेष्यादागमाच्च। केवलं तु परस्परसन्निकर्षात् सदृशागमकर्मत्वात् सौक्ष्म्याच्च विभक्तकर्मणामप्यविभाग इव कर्मसु भवति ॥२॥

ધમનીઓ કે જેઓ નાભિથી પ્રકટેલી છે અને તેઓ 'ચોવીસ છે' એમ આ શારીરસ્થાનના શરીરસંખ્યાવ્યાકરણ નામના પાંચમા અધ્યાયના ૬ વિષયમાં કહેવામાં આવ્યું છે. ધમનીઓના વિષયમાં કેટલાક આચાર્યો કહે છે કે, 'શિરાઓ ધમનીઓ અને સ્રોતો એ ભિન્ન ભિન્ન નથી, પણ જે ધમનીઓ તથા સ્રોતો છે, તે શિરાઓનાં જ જુદા આકારે પરિણામો છે.' પણ તે આચાર્યોનું એ કહેવું બરાબર નથી. ધમનીઓ અને સ્રોતો શિરાઓથી જુદાં જ છે; કારણ કે 'શિરાઓ રાતા, આસમાની, સફેદ અને અત્યંત લાલ વર્ણોવાળી છે અને ધમનીઓ પોતાના રહેનારા ધાતુઓના જેવા વર્ણોવાળી છે; તેમ જ સ્રોતો પણ પોતામાં રહેનારા ધાતુઓના જેવા વર્ણોવાળા છે; વળી મૂલશિરાઓ ચાળીસ છે અને ધમનીઓ ચોવીસ છે તથા સ્રોતો બાવીસ છે; તેમ જ શિરાઓનાં કામો, ધમનીઓનાં કામ અને સ્રોતોનાં કામ પણ જુદાં જુદાં જ છે. શરીરનું

[1] ધમનીઓ તથા તેઓની સાથે સંબંધ ધરાવનારા અંતર્મુખ સ્રોતોના વ્યાખ્યાન વિષેનો.

ઉપસ્નેહન તથા આકુંચન-પ્રસારણાદિક શિરાઓનાં કામો છે અને શબ્દાદિકનું વહન કરવું એ ધમનીઓનું કામ છે તથા પ્રાણાદિકનું વહન કરવું, એ સ્રોતોનું કામ છે. આયુર્વેદ પણ સ્પષ્ટ રીતે શિરાઓની, ધમનીઓની અને સ્રોતોની પરસ્પરથી ભિન્નતા જણાવે છે.' આ પ્રમાણે શિરાઓ, ધમનીઓ તથા સ્રોતો જો કે ભિન્ન ભિન્ન કામો કરનારાં છે, તોપણ તેઓ પરસ્પર અત્યંત સમીપમાં રહેનારાં હોવાને લીધે જેમ પરસ્પર અતિસમીપમાં રહેલાં સળગેલાં ખડોનું સળગવું, પરસ્પરથી જુદું જુદું છતાં એક જેવું જણાય છે, તેમ તે શિરા વગેરેનું કામ એક જેવું જણાય છે. આયુર્વેદમાં કહ્યા પ્રમાણે શિરાઓ, ધમનીઓ તથા સ્રોતો અવકાશયુક્તપણામાં તુલ્ય છે, તેથી પણ તેઓનું કામ ભિન્ન ભિન્ન છતાં એક જેવું જણાય છે. જેમ સાથે મળીને ગાવા લાગેલા જુદા જુદા ગવૈયાઓની ગાયનક્રિયાઓ પરસ્પરથી જુદી છતાં તુલ્યપણાને લીધે એક જેવી જણાય છે, તેમ શિરાઓનાં, ધમનીઓનાં તથા સ્રોતોનાં કામો જુદાં જુદાં છતાં તુલ્યપણાને લીધે એક જેવાં જણાય છે. જેમ એક ઘડામાં રહેલા માટીના અનેક અવયવો, પાણીના જુદા જુદા અવયવોને ધરવારૂપ જુદી જુદી ક્રિયાઓને કરતા છતાં સૂક્ષ્મતાને લીધે એક જ ક્રિયા કરતા હોય તેમ જણાય છે તેમ શિરાઓ, ધમનીઓ તથા સ્રોતો જુદાં જુદાં કામો કરતા છતાં પણ સૂક્ષ્મતાને લીધે જાણે એક જ કામ કરતાં હોય એમ જણાય છે. આમ હોવાને લીધે જ કેટલાક આચાર્યોએ શિરાઓને, ધમનીઓને તથા સ્રોતોને ભિન્ન ભિન્ન ગણ્યાં ન હોય એમ જણાય છે. ૨

**ઊંચે, નીચે તથા આડે ગયેલી ધમનીઓની સંખ્યા**

**तासां तु नाभिप्रभवाणां धमनीनामूर्ध्वगा दश चाधोगामिन्यश्चतस्रस्तिर्यग्गाः ॥ ३ ॥**

નાભિથી પ્રકટ થયેલી એ ચોવીસ ધમનીઓમાં દશ શરીરમાં ઊંચે ગયેલી છે, દશ શરીરમાં નીચે ગયેલી છે અને ચાર આડે ગયેલી છે. ૩

**ઊંચે ગયેલી ધમનીઓનાં જુદાં જુદાં કામો**

**ऊर्ध्वगाः शब्दस्पर्शरूपरसगन्धप्रश्वासोच्छ्वासजृम्भितक्षुद्धसितकथितरुदितादीन्विशेषानभिवहन्त्यः शरीरं धारयन्ति । तास्तु हृदयमभिप्रपन्नास्त्रिधा जायन्ते तास्त्रिंशत् । तासां तु वातपित्तकफशोणितरसान् द्वे द्वे वहतस्ता दश । शब्दरूपरसगन्धानष्टाभिर्गृह्णीते । द्वाभ्यां भाषते द्वाभ्यां घोषं करोति द्वाभ्यां स्वपिति द्वाभ्यां प्रतिबुध्यते च । द्वे चाश्रुवाहिन्यौ । द्वे स्तन्यं स्त्रिया वहतः स्तनसंश्रिते । ते एव शुक्रं नरस्य स्तनाभ्यामभिवहतः । तास्त्वेतास्त्रिंशत्सविभागा व्याख्याता एताभिरूर्ध्वं नाभेरुदरपार्श्वपृष्ठोरःस्कन्धग्रीवाबाहवो धार्यन्ते याप्यन्ते च ॥**

**भवति चात्र ॥**

**ऊर्ध्वं गतास्तु कुर्वन्ति कर्माण्येतानि सर्वशः ।**
**अधोगमास्तु वक्ष्यामि कर्म तासां यथायथम् ॥ ४**

ઊંચે ગયેલી દસ ધમનીઓ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, અંદર જતો શ્વાસ, બહાર નીકળતો શ્વાસ, બગાસાં, છીંક, હસવુ, બોલવુ તથા રોવુ વગેરે ખાસ ક્રિયાઓ કરે છે અને તે કરતી કરતી શરીર ધારણ કરે છે. એ ઊંચે ગયેલી દસ ધમનીઓ હૃદયમાં ગયા પછી ત્રણ ત્રણ થાય છે એટલે ત્રીસ બની જાય છે. એ ત્રીસ ધમનીઓમાં બે ધમનીઓ વાયુનુ, બે ધમનીઓ પિત્તનુ, બે ધમનીઓ કફનું, બે ધમનીઓ રુધિરનુ અને બે ધમનીઓ રસનું વહન કરે છે. જીવાત્મા મનથી સંયોગ પામીને એક વખતે નહિ પણ અનુક્રમે

બે ધમનીઓથી શબ્દને, બે ધમનીઓથી રૂપને, બે ધમનીઓથી રસને અને બે ધમનીઓથી ગંધને ગ્રહણ કરે છે. એ જીવાત્મા બે ધમનીઓથી ભાષણ કરે છે, બે ધમનીઓથી અક્ષરો વગરનો અવાજ કરે છે, બે ધમનીઓથી નિદ્રા કરે છે અને બે ધમનીઓથી જાગે છે. બે ધમનીઓ આંસુઓનું વહન કરે છે, બે ધમનીઓ સ્ત્રીઓનાં સ્તનોમાં રહીને દૂધનું વહન કરે છે અને એની એ બે ધમનીઓ પુરુષોનાં સ્તનોમાં રહી તે દ્વારા વીર્યનું વહન કરે છે.

આ ત્રીસ ધમનીઓનું તેઓના વિભાગો સહિત વ્યાખ્યાન આપ્યું. આ ધમનીઓ નાભિથી ઉપરનાં પેટ, પડખાં, પીઠ, છાતી, કાંધ, ડોક તથા બાહુને અન્ય વિભાગોની સાથે બાંધી દૃઢ કરી ધરી રાખે છે અને વાયુ વગેરેનું વહન કરી એ ભાગોને નભાવ્યા કરે છે.

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'નાભિથી ઊંચે ગયેલી ધમનીઓ આ સઘળાં કામો કરે છે. હવે નાભિથી નીચે ગયેલી ધમનીઓનું તથા તેઓનાં જુદાં જુદાં કામોનું વ્યાખ્યાન આપું છું.' ૪

**નીચે ગયેલી ધમનીઓનાં જુદાં જુદાં કામો**

अधोगमास्तु वातमूत्रपुरीषशुक्रार्त्तवादीन्यधो वहन्ति। तास्तु पित्ताशयमभिप्रविपन्नास्तत्रस्थमेवान्नपानरसं विपक्वमौष्ण्याद्विवेचयन्त्योऽभिवहन्त्यः शरीरं तर्पयन्त्यर्पयन्ति चोर्ध्वगतानां तिर्यग्गतानां रसस्थानं चाभिपूरयन्ति मूत्रपुरीषस्वेदांश्च विवेचयन्त्यामपक्वाशयान्तरे च त्रिधा जायन्ते तास्त्रिंशत्। तासां तु वातपित्तकफशोणितरसान् द्वे द्वे वहतस्ता दश। द्वे अन्नवाहिन्यावन्त्राश्रिते। तोयवहे द्वे मूत्रबस्तिमभिप्रपन्ने। मूत्रवहे द्वे। शुक्रवहे द्वे शुक्रप्रादुर्भावाय। द्वे विसर्गाय ते एव रक्तमभिवहतो नारीणामार्त्तवसंज्ञम्। द्वे वर्चोनिरसन्यौ स्थूलान्त्रप्रतिबद्धे। अष्टावन्यास्तिर्यग्गानां धमनीनां स्वेदमर्पयन्ति। तास्त्वेतास्त्रिंशत् सविभागा व्याख्याता एताभिरधो नाभेः पक्वाशयकटीमूत्रपुरीषगुदबस्तिमेढ्रसक्थीनि धार्यन्ते याप्यन्ते च॥

भवति चात्र॥

*अधोगमास्तु कुर्वन्ति कर्माण्येतानि सर्वशः।*
तिर्यग्गाः संप्रवक्ष्यामि कर्म चासां यथायथम्॥५

નીચે ગયેલી દસ ધમનીઓ અધોવાયુ, મૂત્ર, વિષ્ઠા, વીર્ય તથા રજ વગેરેને નીચેના પ્રદેશોમાં વહે છે. એ ધમનીઓ પિત્તાશયને પ્રાપ્ત થઈ ત્યાં જ રહેલા અને અગ્નિની ઉષ્ણતાથી પાકેલા અન્નપાનના રસનું પૃથક્કરણ કરે છે, અભિવહન કરે છે, શરીરને તૃપ્ત કરે છે, રસના સ્થાનને પરંપરાએ રસથી ભરપૂર રાખ્યા કરે છે, ઊંચે ગયેલી તથા આડે ગયેલી શિરાઓને રસ આપ્યા કરે છે, મૂત્ર, વિષ્ઠા તથા પસીનાનું પૃથક્કરણ કરે છે; વળી કાચા આહારના પાકવાના સ્થાનની અંદર જઈ, ત્રણત્રણ થાય છે એટલે ત્રીસ બની જાય છે. એ ત્રીસ ધમનીઓમાં બે ધમનીઓ વાયુનું, બે ધમનીઓ પિત્તનું, બે ધમનીઓ કફનું, બે ધમનીઓ લોહીનું, બે ધમનીઓ રસનું, બે ધમનીઓ આંતરડાંમાં રહી પાકા આહારમાંથી જુદાં પડેલા તથા વિષ્ઠા થવાના કારણરૂપ અન્નનું; બે ધમનીઓ પાકા આહારમાંથી જુદા પડેલા તથા મૂત્રના કારણરૂપ પ્રવાહીનું વહન કરતીકરતી મૂત્રાશયને પ્રાપ્ત થયેલી છે, બે ધમનીઓ મૂત્ર તથા બે ધમનીઓ વીર્ય વહન કરે છે; કે જેઓ વીર્ય બનવામાં ઉપયોગી થાય છે, બે ધમનીઓ વીર્યને બહાર કાઢે છે તથા એ જ બે ધમનીઓ સ્ત્રીઓના શરીરમાં રજ નામના રુધિરનું વહન કરે છે, બે ધમનીઓ સ્થૂલ આંતરડામાં બંધાઈ રહી વિષ્ઠાને બહાર કાઢે છે અને બીજી આઠ ધમનીઓ આડે

રહેલી ધમનીઓને સ્વેદ આપ્યા કરે છે.

આ ત્રીસ ધમનીઓનું તેઓના વિભાગો સહિત વ્યાખ્યાન આપ્યું. આ ધમનીઓ નાભિની નીચેના પક્વાશય, કમર, મૂત્ર, વિષ્ઠા, ગુદા, મૂત્રાશય, ઉપસ્થ તથા પગને બીજા વિભાગોની સાથે બાંધી દઢ કરી, ધરી રાખે છે અને વાયુ વગેરેનું વહન કરી તેઓને નભાવ્યા કરે છે.

આ વિષયના શ્લોકમાં ભગવાનધન્વંતરિએ સ્વમુખે કહ્યુ છે: 'નાભિની નીચે ગયેલી ધમનીઓ આ સઘળાં કામો કરે છે. હવે નાભિથી આડે ગયેલી ધમનીઓનું તથા તેઓનાં જુદાં જુદાં કામોનું વ્યાખ્યાન આપું છું.' ૫

આડે ગયેલી ધમનીઓનાં કામો

**तिर्यग्गानां तु चतसृणां धमनीनामेकैका शतधा सहस्रधा चोत्तरोत्तरं विभज्यन्ते तास्त्वसङ्ख्येयास्ताभिरिदं शरीरं गवाक्षितं विबद्धमाततं च। तासां मुखानि रोमकूपप्रतिबद्धानि यैः स्वेदमभिवहन्ति रसं चापि सन्तर्पयन्त्यन्तर्बहिश्च। तैरेव चाभ्यङ्गपरिषेकावगाहालेपनवीर्याण्यन्तःशरीरमभिप्रतिपद्यन्ते त्वचि विपक्कानि तैरेव स्पर्शसुखमसुखं वा गृह्णाति। तास्त्वेताश्चतस्रो धमन्यः सर्वाङ्गगताः सविभागा व्याख्याताः॥**

भवतश्चात्र॥

**यथा स्वभावतः खानि मृणालेषु बिसेषु च।**
**धमनीनां तथा खानि रसो यैरुपचीयते॥ ६॥**

જે ચાર ધમનીઓ આડે ગયેલી છે, તેઓમાંની પ્રત્યેક ધમની ઉત્તરોત્તર જતાં સેંકડો અને હજારો ધમનીઓરૂપે વહેંચાઈ જાય છે, કે જેઓની સંખ્યા જ કહી શકાતી નથી. એ અસંખ્ય ધમનીઓએ આ શરીરને અનેક જાળીઓવાળા જેવું સારી રીતે બાંધેલું અને વિસ્તીર્ણ કરેલું છે. એ ધમનીઓનાં મુખો રૂંવાડાંનાં છિદ્રોમાં લાગી રહ્યાં છે, કે જેઓથી તે ધમનીઓ સ્વેદનું અભિવહન કરે છે અને સારી રીતે પાકેલા આહારના પ્રવાહીનું વહન કરીને અંદર રસ ધાતુને તથા બહાર ત્વચાને તૃપ્ત રાખ્યા કરે છે. અભ્યંગ, પરિષેક, અવગાહ અને આલેપનનાં વીર્યો ત્વચામાં ભ્રાજક નામના પિત્તથી પાકીને એ ધમનીઓનાં મુખોથી જ શરીરની અંદર પ્રવેશ કરે છે. જીવાત્મા સર્વ અંગોમાં વ્યાપી રહેલી એ ધમનીઓનાં મુખોથી જ સુખદાયી કે દુઃખદાયી સ્પર્શનું ગ્રહણ કરે છે.

આ ઉત્તરોત્તર જતાં અસંખ્ય બની જઈને સર્વ શરીરમાં વ્યાપી રહેલી ચાર ધમનીઓનું તેઓના વિભાગો સહિત વ્યાખ્યાન આપ્યુ.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યુ છે 'જેમ કમળનાં નાળોમાં અને તંતુઓમાં સ્વાભાવિક રીતે જ છિદ્રો હોય છે, તેમ આ અસંખ્ય ધમનીઓમાં સ્વાભાવિક રીતે છિદ્રો છે કે જે છિદ્રોથી રસ ધાતુ વધ્યા કરે છે અને અભ્યંગ, પરિષેક, અવગાહ તથા આલેપનની શક્તિઓ પણ ચોમેર ફેલાય છે. ૬

જીવાત્માને શબ્દાદિક વિષયો ગ્રહણ કરાવનારી ધમનીઓની ક્રિયા

**पञ्चाभिभूतास्त्वथ पञ्चकृत्वः पञ्चेन्द्रियं पञ्चसु भावयन्ति। पञ्चेन्द्रियं पञ्चसु भावयित्वा पञ्चत्वमायान्ति विनाशकाले॥ ७॥**

પાંચ મહાભૂતોથી ચોતરફ ઉત્પન્ન થયેલી અથવા પાંચ મહાભૂતોથી અથવા શબ્દસ્પર્શાદિક પાંચ વિષયોથી વ્યાપ્ત થયેલી ધમનીઓ પ્રાકૃત સ્થિતિમાં હોય છે, ત્યારે પાંચ ઇંદ્રિયોવાળા જીવાત્માને પાંચવાર એટલે એકી વખતે નહિ પણ મનોવૃત્તિના ક્રમ પ્રમાણે શબ્દસ્પર્શાદિક વિષયોમાં જોડે છે અને શરીરના વિનાશનો સમય આવે, ત્યારે વૈકૃત સ્થિતિવાળી બની

શ્રોત્ર આદિ પાંચે ઇંદ્રિયોને તેઓનાં સ્થાનોમાંથી તે તે ઇંદ્રિયોનાં કારણભૂત પંચમહાભૂતોમાં મેળવી દઈ થોડા કાળ પછી નાશ પામે છે.' ૭

### ધમનીઓમાં રહેનારા અંતર્મુખ સ્રોતો, તેઓનાં મૂળો અને લક્ષણો

अत ऊर्ध्वं स्रोतसां मूलविद्धलक्षणमुपदेक्ष्यामः ॥

तानि तु प्राणान्नोदकरसरक्तमांसमेदोमूत्रपुरीषशुक्रार्तववहानि येष्वधिकारः एकेषां बहूनि। एतेषां विशेषा बहवः। तत्र प्राणवहे द्वे तयोर्मूलं हृदयं रसवाहिन्यश्च धमन्यः। तत्र विद्धस्य क्रोशनविनमनमोहनभ्रमणवेपनानि मरणं वा भवति। अन्नवहे द्वे तयोर्मूलमामाशयोऽन्नवाहिन्यश्च धमन्यस्तत्र विद्धस्याध्मानं शूलान्नद्वेषौ छर्दिः पिपासाऽऽन्ध्यं मरणं वा। उदकवहे द्वे तयोर्मूलं तालु क्लोम च। तत्र विद्धस्य पिपासा सद्यो मरणं च। रसवहे द्वे तयोर्मूलं हृदयं रसवाहिन्यश्च धमन्यस्तत्र विद्धस्य शोषः प्राणवहविद्धवच्च मरणं तल्लिङ्गानि च। रक्तवहे द्वे तयोर्मूलं यकृत्प्लीहानौ रक्तवाहिन्यश्च धमन्यस्तत्र विद्धस्य श्यावाङ्गता ज्वरो दाहः पाण्डुता शोणितातिगमनं रक्तनेत्रता चेति। मांसवहे द्वे तयोर्मूलं स्नायुत्वचं रक्तवहाश्च धमन्यस्तत्र विद्धस्य श्वयथुर्मांसशोषः शिराग्रन्थयो मरणं च। मेदोवहे द्वे तयोर्मूलं कटी वृक्कौ च, तत्र विद्धस्य स्वेदागमनं स्निग्धाङ्गता तालुशोषः स्थूलशोफता पिपासा च। मूत्रवहे द्वे तयोर्मूलं वस्तिर्मेढ्रं च, तत्र विद्धस्यानद्धवस्तिता मूत्रनिरोधः स्तब्धमेढ्रता च। पुरीषवहे द्वे तयोर्मूलं पक्वाशयो गुदं च, तत्र विद्धस्यानाहो दुर्गन्धता ग्रथितान्त्रता च। शुक्रवहे द्वे तयोर्मूलं स्तनौ वृषणौ च, तत्र विद्धस्य क्लीबता चिरात् प्रसेको रक्तशुक्रता च। आर्तववहे द्वे तयोर्मूलं गर्भाशय आर्तववाहिन्यश्च धमन्यस्तत्र विद्धाया वन्ध्यात्वं मैथुनासहिष्णुत्वमार्तवनाशश्च ॥ ८॥

શલ્યતંત્રમાં જેટલા અંતર્મુખ સ્રોતો જણાવવાની જરૂર છે, તેટલા સ્રોતોનું તથા તે સ્રોતો પોતપોતાનાં મૂળોમાં શલ્યથી વીંધાય ત્યારે જે જે લક્ષણો થાય છે, તે લક્ષણો હવે જણાવીએ છીએ. (મૂળો સ્થૂલ હોવાને લીધે તેઓમાં વીંધાયેલા સ્રોતોનાં લક્ષણો જ સાધ્યાસાધ્યતા જણાવે છે, માટે તે લક્ષણો જણાવવા અહીં કહ્યું છે. ડલ્હન.)

બે સ્રોતો પ્રાણનું, બે સ્રોતો અન્નનું, બે સ્રોતો જળનું, બે સ્રોતો રસનું, બે સ્રોતો રુધિરનું, બે સ્રોતો માંસનું, બે સ્રોતો મેદનું, બે સ્રોતો મૂત્રનું, બે સ્રોતો વિષ્ઠાનું, બે સ્રોતો પુરુષના શરીરમાં વીર્યનું અને બે સ્રોતો સ્ત્રીના શરીરમાં રજનું વહન કરનારા છે. જો કે શરીરમાં મન, દોષો, ધાતુઓ, ઉપધાતુઓ તથા મળો વગેરે પદાર્થોને ફરવાના માર્ગોરૂપ સ્રોતો અસંખ્ય છે, તોપણ શલ્યતંત્રમાં ઉપર કહેલા બાવીસ સ્રોતોના વ્યાખ્યાનની જ જરૂર છે. કેટલાક આચાર્યો માને છે કે, 'શલ્યતંત્રમાં પણ બાવીસથી વધારે સ્રોતોનું વ્યાખ્યાન આપવાની જરૂર છે.' ઉપર કહેલા બાવીસ સ્રોતોના પણ ઘણા ભેદો છે.

જે બે સ્રોતો પ્રાણનું વહન કરનારા છે, તેઓનું મૂળ હૃદય તથા રસનું વહન કરનારી ધમનીઓ છે. એ મૂળમાં કાંઈ વેધ થાય, તો માણસ આર્તસ્વરથી રોવા લાગે, અત્યંત નમી જાય, મૂર્છિત થઈ જાય, ભ્રમણ પામે, ધ્રૂજવા લાગે અને વખત પર મરી પણ જાય છે.

જે બે સ્રોતો અન્નનું વહન કરનારા છે, તેઓનું મૂળ આમાશય તથા અન્નનું વહન કરનારી ધમનીઓ છે. એ મૂળમાં કાંઈ વેધ થાય, તો પેટમાં આફરો થાય, શૂળ નીકળે, અન્ન ઉપર દ્વેષ થાય, ઊલટી થાય, તરસ લાગ્યા કરે, અંધતા થાય અને વખત પર મરણ પણ થઈ જાય છે.

જે બે સ્રોતો જળનું વહન કરનારા છે,

તેઓનું મૂળ તાળવું અને ક્લોમ (તરસનું સ્થાન) છે. એ મૂળમાં કાંઈ વેધ થાય તો તરસ લાગ્યા કરે અને તુરત જ મરણ થઈ જાય છે.

જે બે સ્રોતો રસનું વહન કરનારા છે, તેઓનું મૂળ હૃદય અને રસનું વહન કરનારી ધમનીઓ છે. એ મૂળમાં કાંઈ વેધ થાય તો શોષ થાય, આર્તસ્વરથી રુદન થાય, શરીર નમી જાય, મૂર્છા થાય, ભ્રમણ થાય, કંપ થાય અને વખત પર મરણ પણ થઈ જાય છે.

જે બે સ્રોતો રુધિરનું વહન કરનારા છે, તેઓનું મૂળ યકૃત્, પ્લીહા અને રુધિરનું વહન કરનારી ધમનીઓ છે. એ મૂળમાં કાંઈ વેધ થાય, તો અંગ શ્યામ થઈ જાય, જ્વર ચડી આવે, દાહ થાય, પાંડુતા થાય, લોહીની અત્યંત પ્રવૃત્તિ થાય અને નેત્રો રાતાં થઈ જાય છે.

જે બે સ્રોતો માંસનું વહન કરનારા છે, તેઓનું મૂળ સ્નાયુ, ત્વચા અને રુધિરનું વહન કરનારી ધમનીઓ છે. એ મૂળમાં કાંઈ વેધ થાય, તો સોજો થાય, માંસ સુકાઈ જાય, શિરાઓની ગ્રંથિઓ થઈ જાય અને મરણ થાય છે.

જે બે સ્રોતો મેદનું વહન કરનારા છે, તેઓનું મૂળ કમર અને બે વૃક્ક (બુક્કા) છે એ મૂળમાં કાંઈ વેધ થાય, તો પસીનો વળી જાય, અંગો સ્નિગ્ધ થઈ જાય, તાળવામાં શોષ પડે, જાડો સોજો થાય અને તરસ લાગ્યા કરે.

જે બે સ્રોતો મૂત્રનું વહન કરનારા છે, તેઓનુ મૂળ મૂત્રાશય અને ઉપસ્થ છે. એ મૂળમાં કાંઈ વેધ થાય, તો મૂત્રાશયમાં આફરો થાય છે, મૂત્ર અટકી જાય છે અને ઉપસ્થ અક્કડ થઈ જાય છે.

જે બે સ્રોતો વિષ્ઠાનું વહન કરનારા છે, તેઓનું મૂળ પક્વાશય અને ગુદા છે. એ મૂળમાં કાંઈ વેધ થાય તો આફરો થાય છે, દુર્ગંધપણું થાય છે અને આંતરડામાં ગાંઠ થઈ જાય છે.

જે બે સ્રોતો વીર્યનું વહન કરનારા છે, તેઓનું મૂળ સ્તનો અને વૃષણો છે. એ મૂળમાં કાંઈ વેધ થાય, તો નપુંસકપણું થાય છે, ઘણા વિલંબથી વીર્ય ઝરે છે અને વીર્ય રાતું થઈ જાય છે.

જે બે સ્રોતો રજનું વહન કરનારા છે, તેઓનું મૂળ ગર્ભાશય અને રજનું વહન કરનારી ધમનીઓ છે. એ મૂળમાં કાંઈ વેધ થાય, તો વંધ્યત્વ થાય છે, મૈથુન સહન થઈ શકતું નથી અને રજનો નાશ થાય છે.

સીવણમાં છેદનભેદનાદિના લક્ષણો-નિરૂપણ

सेवनीच्छेदाद्रुजाप्रादुर्भावो बस्तिगुदविद्धलक्षणं च प्रागुक्तमिति ॥ ९ ॥

સીવણીમાં કાંઈ છેદન–ભેદનાદિક થાય તો પીડા ઉત્પન્ન થાય, આફરો થાય, મૂત્ર અટકી પડે, ઉપસ્થ ઊભું રહે, દુર્ગંધપણું થાય અને આંતરડામાં ગાંઠ થાય. ૯

જે માણસને સ્રોતોમાં વેધ થાય તેની ચિકિત્સા

स्रोतोविद्धं तु प्रत्याख्यायोपचरेदुद्धृतशल्यं तु क्षतविधानेनोपचरेत् ॥ १० ॥

જે માણસ સ્રોતોમાં વીંધાયેલ હોય, તેની ચિકિત્સા કરવાની ના પાડવી અર્થાત્ અસાધ્ય જણાવીને પછી શલ્ય કાઢવાના પ્રકારથી ચિકિત્સા કરવી અને શલ્ય નીકળ્યા પછી પણ પ્રથમ અસાધ્ય જણાવી ના પાડીને જ પછી ક્ષતની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી ૧૦

સ્રોતનું લક્ષણ

भवति चात्र ।
मूलात् खादन्तरं देहे प्रसृतं त्वभिवाहि यत् ।
स्रोतस्तदिति विज्ञेयं शिराधमनिवर्जितम् ॥ ११ ॥

હૃદયના છિદ્રમાંથી દેહની અંદર પસરેલો અને શિરાઓ તથા ધમનીઓ વગરનો જે અભિ-

વહન કરનારો અવકાશાત્મક ભાગ હોય છે, તેને સ્રોત જાણવો. શિરાઓને તથા ધમનીઓને સ્રોતોમાં ગણવી નહિ. (સ્રોતો પોતાના ધાતુઓના જેવાં વર્ણોવાળા, લાંબી આકૃતિવાળા, ગોળ અને લતાઓના તંતુઓ જેવા હોય છે. કેટલાક જાડા હોય છે અને કેટલાક ઝીણા પણ હોય છે.)

## અધ્યાય ૧૦ મો

### ઉપક્રમ

अथातो गर्भिणीव्याकरणं शारीरं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'ગર્ભિણીવ્યાકરણશારીર'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

### *ગર્ભિણીએ પાળવાના નિયમો*

गर्भिणी प्रथमदिवसात् प्रभृति नित्यं प्रहृष्टा शुचिरलङ्कृता शुक्लवसना शान्तिमङ्गलदेवताब्राह्मणगुरुपरा च भवेन्मलिनविकृतहीनगात्राणि न स्पृशेद्दुर्गन्धदुर्दर्शनानि परिहरेदुद्वेजनीयाश्च कथाः शुष्कं पर्युषितं कथितं क्लिन्नं चान्नं नोपभुञ्जीत बहिर्निष्क्रमणं शून्यागारचैत्यश्मशानवृक्षाश्रयान् क्रोधभयसङ्करान् भाराानुच्चैर्भाष्यादिकं च परिहरेद्यानि च गर्भं व्यापादयन्ति, न चाभीक्ष्णं तैलाभ्यङ्गोत्सादनादीनि निषेवेत्, न चायासयेच्छरीरं, पूर्वोक्तानि च परिहरेच्छयनासनं मृद्वास्तरणं नात्युच्चमपाश्रयोपेतमसम्बाधं विदध्याद्धृद्यं द्रवं मधुरप्रायं स्निग्धं दीपनीयसंस्कृतं च भोजनं भोजयेत् सामान्यमेतदाप्रसवात् ॥ २ ॥

ગર્ભિણીએ ગર્ભ રહેવાના દિવસથી માંડીને નિત્ય આનંદયુક્ત, પવિત્ર, શણગારેલ, સફેદ વસ્ત્રોનું ધારણ, શાંતિકર્મોમાં, મંગલ કૃત્યોમાં, દેવતાઓના આરાધનમાં, બ્રાહ્મણોના આરાધનમાં, ગુરુઓના આરાધનમાં તત્પર રહેવું; મલિન અંગોવાળાં માણસોનો, જેઓનાં અંગો વિકારવાળાં હોય, જેઓનાં અંગો ન્યૂન હોય તેઓનો સ્પર્શ કરવો નહિ; દુર્ગંધ લેવી નહિ, ખરાબ વસ્તુઓ જોવી નહિ, જેનાથી ઉદ્વેગ થાય એવી વાતો કરવી કે સાંભળવી નહિ, શુષ્ક અન્ન, વાસી અન્ન, અત્યંત ઊકળેલું અન્ન, પચપચી ગયેલું અન્ન જમવું નહિ; બહાર ફરવા નીકળવું નહિ, ઉજ્જડ ઘરમાં જવું નહિ, થાળાં બાંધેલાં વૃક્ષોની નીચે જવું નહિ, સ્મશાનમાં જવું નહિ, વૃક્ષના આશ્રયમાં રહેવું નહિ, ક્રોધ તથા ભય છોડી દેવો, કચરાનો તથા લોકોની ગિરદીનો સંસર્ગ કરવો નહિ, બોજો ઉપાડવો નહિ, ઊંચા સ્વરથી ભાષણાદિકનો ત્યાગ કરવો, આ શારીરસ્થાનના ગર્ભાવક્રાંતિ નામના ત્રીજા અધ્યાયના ૧૧મા વિષયમાં જણાવેલાં મહેનત તથા મૈથુનાદિક કર્મો કે જેઓ ગર્ભનો વિનાશ કરનારાં છે તેઓનો ત્યાગ કરવો, વારંવાર તેલનો અભ્યંગ કરવો નહિ, વારંવાર લોટ વગેરેથી શરીરને ચોળાવવા વગેરેનો પણ ત્યાગ કરવો, શરીરને શ્રમિત થવા દેવું નહિ અને આ શારીરસ્થાનના શુક્રશોણિતશુદ્ધિ નામના બીજા અધ્યાયના ૧૨મા વિષયમાં કહેલાં દિવસની નિદ્રા તથા અશ્રુપાત આદિનો પણ ત્યાગ કરવો. શયન તથા આસન પણ કોમળ બિછાનાવાળાં, બહુ ઊંચાં પણ ન હોય તથા નીચાં પણ ન હોય એવાં, તકિયા તથા ગાલમશૂરિયાં વગેરેવાળાં અને સાંકડ વગરનાં કરવાં. ભોજન પણ હૃદયને પ્રિય લાગે એવું, દ્રવવાળું, ઘણાં મધુર દ્રવ્યોવાળું, સ્નિગ્ધ અને જેને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારા પદાર્થોથી સંસ્કારો આપેલા હોય એવું કરવું. આ નિયમો ગર્ભ રહેવાના દિવસથી તે છેક

[1] ગર્ભિણીને, પ્રસૂતાને તથા બાળકને કરવાના ઉપચારોના વ્યાખ્યાન વિષેનો.

પ્રસવ થતાં સુધી પાળવા. ૨

ગર્ભિણીના સુખપ્રસવ માટે વૈદ્યના ઉપચારો

विशेषतस्तु गर्भिणी प्रथमद्वितीयतृतीयमासेषु मधुरशीतद्रवप्रायमाहारमुपसेवेत। विशेषतस्तु तृतीये षष्टिकौदनं पयसा भोजयेच्चतुर्थे दध्ना पञ्चमे पयसा षष्ठे सर्पिषा चेत्येके। चतुर्थे पयोनवनीतसंसृष्टमाहारयेज्जाङ्गलमांससहितं हृद्यमन्नम्। पञ्चमे क्षीरसर्पिःसंसृष्टम्। षष्ठे श्वदंष्ट्रासिद्धस्य सर्पिषो मात्रां पाययेद्यवागूं वा। सप्तमे सर्पिः पृथक्पर्ण्यादिसिद्धमेवमाप्यायते गर्भः। अष्टमे बदरोदकेन बलातिबलाशतपुष्पापललपयोदधिमस्तुतैललवणमदनफलमधुघृतमिश्रेणास्थापयेत् पुराणपुरीषशुद्ध्यर्थमनुलोमनार्थं च वायोः। ततः पयोमधुरकषायसिद्धेन तैलेनानुवासयेदनुलोमे हि वायौ सुखं प्रसूयते निरुपद्रवा च भवति। अत ऊर्ध्वं स्निग्धाभिर्यवागूभिर्जाङ्गलरसैश्चोपक्रमेदाप्रसवकालात्। एवमुपक्रान्ता स्निग्धा बलवती सुखमनुपद्रवा प्रसूयते ॥ ३ ॥

— ગર્ભિણીને પહેલા, બીજા તથા ત્રીજા મહિનામાં વિશેષ કરી મધુર, શીત અને વધારે દ્રવવાળા આહારનું સેવન કરાવવું. કેટલાક આચાર્યો કહે છે કે, 'ગર્ભિણીને વિશેષે કરી ત્રીજે મહિને દૂધની સાથે સાઠી ચોખાનો ભાત જમાડવો, ચોથે મહિને દહીંની સાથે સાઠી ચોખાનો ભાત જમાડવો, પાચમે મહિને દૂધની સાથે સાઠી ચોખાનો ભાત જમાડવો અને છઠ્ઠે મહિને ઘીની સાથે સાઠી ચોખાનો ભાત જમાડવો,' પણ અમારો મત એ છે કે, 'ત્રીજે મહિને ઉપર કહ્યા પ્રમાણે મધુર, શીત તથા વધારે પ્રવાહીવાળો આહાર કરાવવો, ચોથે મહિને દૂધ તથા માખણથી સંયુક્ત કરેલું, હૃદયને પ્રિય લાગે એવું અન્ન જાંગલ પ્રાણીઓના માંસની સાથે જમાડવું. પાંચમે મહિને દૂધવાળું તથા ઘીવાળું પ્રિય અન્ન જમાડવું અને છઠ્ઠે મહિને ગોખરુનો કલ્ક નાખીને પકાવેલા ઘીની માત્રા પાવી અથવા યવાગૂ પાવી.' સાતમે મહિને વિદારિગંધાદિ ગણનાં દ્રવ્યો નાખીને પકાવેલું પ્રિય અન્ન જમાડવું. આમ કરવાથી ગર્ભ તૃપ્તિ તથા પુષ્ટિ પામે છે. આઠમે મહિને જૂની વિષ્ઠાની શુદ્ધિ અને વાયુના અનુલોમન માટે બળદાણા, ખપાટ, સુવા, માંસ, દૂધ, દહીંનું પાણી, તેલ, લૂણ, મીંઢળ, મધ તથા ઘીથી મિશ્રિત કરેલા બોરના અથવા કપાસના છોડના ક્વાથથી નિરૂહબસ્તિ (પિચકારી) મારવી અને તે પછી દૂધ તથા મધુર (જીવનીય) દ્રવ્યોનો કલ્ક નાખીને પકાવેલા તેલથી અનુવાસન નામની પિચકારી પણ મારવી, કેમ કે વાયુનુ અનુલોમન થવાથી ગર્ભિણી સુખથી પ્રસવ કરે છે અને ઉપદ્રવો વગરની રહે છે. આટલુ કર્યા પછી છેક પ્રસવકાળ પર્યંત સ્નિગ્ધ યવાગૂઓ અને જાંગલ પ્રાણીઓનાં માંસોના રસોથી ઉપચાર કરવો. આ પ્રમાણે ઉપચારો કરવાથી સ્નિગ્ધ થયેલી અને બળ પામેલી ગર્ભિણી કશો ઉપદ્રવ નહિ પામતાં સુખથી પ્રસવ કરે છે. ૩

ગર્ભિણીનો સુવાવડના ઘરમાં પ્રવેશ: તે ઘર કેવું બનાવવું

नवमे मासि सूतिकागारमेनां प्रवेशयेत् प्रशस्तितिथ्यादौ तत्रारिष्टं ब्राह्मणक्षत्रियवैश्यशूद्राणां श्वेतरक्तपीतकृष्णेषु भूमिप्रदेशेषु बिल्वन्यग्रोधतिन्दुकभल्लातकनिर्मितसर्वागारं यथासङ्ख्यं तन्मयपर्यङ्कमुपलिप्तभित्तिं सुविभक्तपरिच्छदं प्राग्द्वारं दक्षिणद्वारं वाष्टहस्तायतं चतुर्हस्तविस्तृतं रक्षामङ्गलसम्पन्नं विधेयम् ॥ ४ ॥

નવમે મહિને જ્યોતિષશાસ્ત્રની રીતિ પ્રમાણે તિથિ, નક્ષત્ર તથા વાર વગેરેની અનુકૂળતા લઈ ગર્ભિણીને સુવાવડના ઘરમાં પ્રવેશ કરાવવો. ગર્ભિણી જો બ્રાહ્મણ વર્ણની હોય, તો સુવાવડનું

ઘર સફેદ માટીવાળા પ્રદેશમાં કરવું, સઘળું બીલીનાં કાષ્ઠોથી બનાવેલા અવયવોવાળું કરવું અને તેમાં પલંગ પણ બીલીનાં કાષ્ઠોનો જ કરવો. ગર્ભિણી જો ક્ષત્રિય વર્ણની હોય, તો સુવાવડનું ઘર રાતી માટીવાળા પ્રદેશમાં કરવું, સઘળું વડનાં કાષ્ઠોથી બનાવેલા અવયવોવાળું કરવું અને તેમાં પલંગ પણ વડનાં કાષ્ઠોનો જ કરવો. ગર્ભિણી જો વૈશ્ય વર્ણની હોય, તો સુવાવડનું ઘર પીળી માટીવાળા પ્રદેશમાં કરવું, સઘળું ટીંબરુનાં કાષ્ઠોથી બનાવેલા અવયવોવાળું કરવું અને તેમાં પલંગ પણ ટીંબરુનાં કાષ્ઠોનો જ કરવો. ગર્ભિણી જો શૂદ્રવર્ણની હોય તો સુવાવડનુ ઘર કાળી માટીવાળા પ્રદેશમાં કરવું, સઘળું ભિલામાનાં કાષ્ઠોથી બનાવેલા અવયવોવાળું કરવું અને તેમાં પલંગ પણ ભિલામાનાં કાષ્ઠોનો જ કરવો. એ ઘરની ભીંતો સારી રીતે લીંપવી (રંગવી), અને તેમાં સુવાવડમાં ઉપયોગી થાય એવો સઘળો સામાન સારી રીતે વિભાગપૂર્વક ગોઠવી રાખવો. એ ઘર ઉગમણા દ્વારવાળું અથવા દક્ષિણ તરફના દ્વારવાળું કરવું, આઠ હાથ લાંબું તથા ચાર હાથ પહોળું કરવુ અને તેને રક્ષા તથા મંગળોની સામગ્રીથી સંપન્ન કરવું. ૪

પ્રસવ માટે તૈયાર થયેલી સ્ત્રીનાં લક્ષણો

जाते हि शिथिले कुक्षौ मुक्ते हृदयबन्धने ।
सशूले जघने नारी ज्ञेया सा तु प्रजायिनी ॥

तत्रोपस्थितप्रसवायाः कटीपृष्ठं प्रति समन्ताद्वेदना भवत्यभीक्ष्णं पुरीषप्रवृत्तिर्मूत्रं प्रसिच्यते योनिमुखाच्छ्लेष्मा च ॥५॥

પેટ પોચું પડી જાય, હૃદયના બંધ મોકળા થઈ જાય અને પેડુમાં શૂળ નીકળવા લાગે ત્યારે સ્ત્રી તુરત પ્રસવ કરશે એમ સમજવું. જેને પ્રસવ થવાનું પાસે આવેલું હોય તે સ્ત્રીને કમર તથા પીઠમાં ચોમેર વેદના થાય, ઝાડો તથા પેશાબ વારે ઘડીએ થાય અને યોનિના મુખમાંથી કફ (ઝરપટાં) પડે છે. ૫

પ્રસવ માટે તૈયાર થયેલી સ્ત્રીને કરવાના ઉપચારો

प्रजनयिष्यमाणां कृतमङ्गलस्वस्तिवाचनां कुमारपरिवृतां पुन्नामफलहस्तां स्वभ्यक्तामुष्णोदकपरिषिक्तामथैनां सम्भृतां यवागूमाकण्ठात् पाययेत् । ततः कृतोपधाने मृदुविस्तीर्णे शयने स्थितामाभुग्नसक्थीमुत्तानामशङ्कनीयाश्चतस्रः स्त्रियः परिणतवयसः प्रजननकुशलाः कर्तितनखाः परिचरेयुरिति ॥

સ્ત્રી પ્રસવ માટે તૈયાર થાય ત્યારે મંગલ તથા સ્વસ્તિવાચન કરાવી, તેની આસપાસમાં બાળકોને ઊભા રાખી, ગર્ભિણીના હાથમાં પુલ્લિંગ નામવાળાં ફળો આપી, ગાત્રોમાં સારી પેઠે તેલનો અભ્યંગ કરી, ઊના પાણીથી નવરાવી, જેમાં માત્રાથી ઘી નાખેલું હોય એવી અને જરાજરા ઊની હોય એવી યવાગૂ (રાબ) તેના ગળા સુધી પાવી. પછી જેમાં કોમળ કોમળ ઓશીકાં મૂકયાં હોય એવી કોમળ તથા વિસ્તીર્ણ શય્યામાં તે ગર્ભિણીને સાથળો પહોળા રખાવી ઉભડક બેસાડવી અથવા ચત્તી સુવાડવી અને તે વખતે વૃદ્ધાવસ્થાવાળી, પ્રસવ કરાવવામાં નિપુણતા ધરાવનારી, જેઓએ નખ સારી પેઠે ઉતરાવી નાખ્યા હોય તથા જેનાથી ગર્ભિણી લજાય, બીએ કે કોઈ પ્રકારે ગભરાય નહીં એવી ચાર સુયાણીઓએ તે ગર્ભિણીના ઉપચારો તથા સેવા કરવી.

સુયાણીઓએ શું કરવું તે વિષે

अथास्या विशिखान्तरमनुलोममनुसुखमभ्यज्यानुब्रूयाच्चैनामेका सुभगे प्रवाहस्वेति न चाप्राप्तावी प्रवाहस्व ततो विमुक्ते गर्भनाडीप्रबन्धे सशूलेषु श्रोणिवङ्क्षणबस्तिशिरःसु प्रवाहेथाः शनैः शनैस्ततो गर्भनिर्गमे प्रगाढं ततो गर्भे योनिमुखं प्रपन्ने गाढतरमाविशल्यभावात् ॥७॥

પછી એ ગર્ભિણીના છોકરું નીકળવાના

માર્ગમાં રૂંવાડાંઓની વલણના અનુસારથી તે માર્ગની ઊંડાઈની અંદર ચોમેર તેલનો અભ્યંગ કરી ચાર સુયાણીઓમાંની જે એક શ્રેષ્ઠ સુયાણી હોય, તેણે તે ગર્ભિણીને કહેવું કે, 'બાઈ! જો તને બરાબર પીડ આવતી હોય, ત્યારે જોર કરજે પણ બરાબર પીડ આવ્યા વિના જોર કરીશ નહીં. ગર્ભની નાડીઓનો બંધ છૂટી જાય અને તારાં કમર, સાથળોનાં મૂળ તથા મૂત્રાશયના ઉપરના ભાગમાં શૂળ નીકળવા લાગે ત્યારે ધીરેધીરે જોર કરજે, ગર્ભ નીકળવા લાગે ત્યારે વધારે જોર કરજે અને પછી ગર્ભ યોનિના મુખમાં આવે, ત્યારથી તે તમામ શલ્ય નીકળી જાય ત્યાં સુધી અત્યંત જોર કરજે.' ૭

### પીડ ન આવતાં છતાં જોર કરવાથી સંતાનની ખરાબી

अकालप्रवाहणाद्बधिर मूकं व्यस्तहनुमूर्ध्वा-मिघातिनं कासश्वासशोषोपद्रुतं कुब्जं विकटं वा जनयति ॥८॥

સમય પ્રાપ્ત થયા વિના જોર કરનાથી બહેરું, મૂગું, કથોરી હડપચીવાળું, ડોકની હાંસડીથી ઉપરના પ્રદેશોમાં રોગોવાળું, ખાસીના ઉપદ્રવવાળું, શ્વાસની પીડાવાળું, શોષથી ઉપદ્રવ પામેલુ, ખુંધું કે વિકટ આકારવાળુ છોકરુ આવે છે. ૮

### ગર્ભ અવળો હોય કે અટકે ત્યારે શું કરવું ?

तत्र प्रतिलोममनुलोमयेत् ॥

गर्भसङ्गे तु योनिं धूपयेत् कृष्णसर्पनिर्मोकेण पिण्डीतकेन वा। बध्नीयाद्धिरण्यपुष्पीमूलं हस्तपादयोर्धारयेत् सुवर्चलां विशल्यां वा ॥९॥

આ ગ્રંથના નિદાનસ્થાનના મૂઢગર્ભનિદાન નામના આઠમા અધ્યાયમા કહ્યા પ્રમાણે ગર્ભ પ્રતિલોમ હોય તો ચિકિત્સિતસ્થાનના મૂઢગર્ભ-ચિકિત્સિત નામના પંદરમા અધ્યાયમાં કહ્યા પ્રમાણે ચિકિત્સા કરીને ગર્ભને અનુલોમ કરવો.

જો ગર્ભ અનુલોમ છતાં પણ અટકી રહ્યો હોય તો યોનિને કાળા સર્પની કાંચળીની અથવા મીંઢળની ધુમાડી દેવી અને ગર્ભિણીના હાથ ઉપર તથા પગ ઉપર ભોરિંગણીનું[1] મૂળ બાંવવું અથવા સૂરજમુખી કે પાડલ બાંધવી. ૯

### જન્મેલા બાળકને કરવાના ઉપચારો

अथ जातस्योल्वमपनीय मुखं च सैन्धवसर्पिषा विशोध्य घृताक्तं मूर्ध्नि पिचुं दद्यात्ततो नाभिनाडीमष्टाङ्गुलमायम्य सूत्रेण बद्ध्वा छेदयेत्तस्यैकदेशं च कुमारस्य ग्रीवायां सम्यग्बध्नीयात्। अथ कुमारं शीताभिरद्भिराश्वास्य जातकर्मणि कृते मधुसर्पिरनन्ताब्राह्मीरसेन सुवर्णचूर्णमङ्गुल्यानामिकया लेहयेत्ततो बलातैलेनाभ्यज्य क्षीरवृक्षकषायेण सर्वगन्धोदकेन वा रूप्यहेमप्रतप्तेन वा वारिणा स्नापयेदेनं कपित्थपत्रकषायेण वा कोष्णेन यथाकालं यथादोषं यथाविभवं च ॥ १० ॥

જન્મેલા બાળક ઉપરથી ઓળને દૂર કરી, તે બાળકના મોઢાને સિંધવ સહિત ઘી વડે કફના જાળા વગરનું કરી નાખી, તેના માથા પર ઘીથી ભિંજાવેલું રૂનું પૂમડું મૂકવુ અને તે પછી નાભિના નાળને આઠ આંગળ લાંબું કરી દોરાથી બાંધીને બાકીના ભાગમાં કાપી નાખવુ તથા તે દોરાના બીજા છેડાને, નાળમાંથી સ્રાવ ન થવાને માટે બાળકની ડોકમાં સારી રીતે બાંધવો.

પછી યોનિરૂપી યંત્રમાં દબાયાને લીધે મૂર્છિત થયેલા બાળકને શીતળ જળ છાંટવાથી આશ્વાસિત કરી, જાતકર્મ નામનો સંસ્કાર કર્યા પછી મધ, ઘી, ધમાસાનો અથવા ધરોનો રસ અને બ્રાહ્મીના રસને મિશ્રિત કરી તેમાં સોનું ઘસી તે સુવર્ણનું ઘસેલું ચૂર્ણ અનામિકા નામની

[1] મૂળમા 'હિરણ્યપુષ્પી' શબ્દ છે તેનો અર્થ 'ભોરિંગણી' લખ્યો છે. નિઘંટુમા જોતા મૂસળી કે નાની ખજૂરી નીકળે છે ભાવપ્રકાશમા તો દૂધિયા વછનાગનુ મૂળ બાંધવાનુ કહ્યું છે.

આંગળી વડે એક ચણોઠીભાર ચટાડવું. પછી ચિકિત્સિતસ્થાનના ૧૫મા અધ્યાયમાં કહેલા બલાતેલ વડે બાળકના શરીરને ચોળી શીતકાલાદિક સમયને, વાયુ આદિ દોષને તથા વૈભવને અનુસરી છીરવાળાં વડ વગેરે પાંચ વૃક્ષોના ક્વાથથી અથવા જેમાં એલાદિ ગણનાં સર્વ સુગંધી દ્રવ્યો નાખ્યાં હોય એવા ગરમ જળથી અથવા તપાવેલું રૂપું તથા સોનું નાખીને જમેલા જળથી અથવા લગાર ઊના કોઠનાં પાંદડાંનાં ક્વાથથી તે બાળકને નવરાવવો. ૧૦

ધાવણ આવતાં સુધી બાળકને તૃપ્ત રાખવાની યોજના

**धमनीनां हृदिस्थानां विवृतत्वादनन्तरम्। चतूरात्रात्रिरात्राद्वा स्त्रीणां स्तन्यं प्रवर्त्तते।**

**तस्मात्प्रथमेऽह्नि मधुसर्पिरनन्तामिश्रं मन्त्रपूतं त्रिकालं पाययेद्, द्वितीये लक्ष्मणासिद्धं सर्पिस्तृतीये च। ततः प्राङ्निवारितस्तन्यं मधुसर्पिः स्वपाणितलसंमितं द्विकालं पाययेत् ॥ ११ ॥**

સ્ત્રીઓના હૃદયમાં રહેલી ધમનીઓ પ્રસવ થયા પછી ત્રણ અથવા ચાર રાતે પ્રફુલ્લી થાય છે, તેથી ત્રણ અથવા ચાર રાત પછી સ્ત્રીઓને દૂધ પ્રવર્તે છે; એટલા માટે પહેલે દિવસે બાળકને ધમાસાના અથવા ધરોના રસથી મિશ્રિત કરેલું ઘી મધથી મિશ્ર કરી મંત્રથી પવિત્ર કરીને ત્રણ વખત પિવડાવવું; બીજે દિવસે લક્ષ્મણા નામની ઔષધિનો કલ્ક નાખીને પકાવેલું ઘી મધથી મિશ્ર કરી મંત્રથી પવિત્ર કરીને ત્રણ વખત પિવડાવવું અને ત્રીજે દિવસે પણ એ પ્રમાણે જ કરવું. આ પ્રમાણે ચોથે દિવસે પણ બપોર સુધી ધાવણ-નહીં ધવરાવતાં પ્રભાતે તથા બપોરે પોતાના-હાથના તળામાં સમાઈ રહે તેટલું મધસહિત ઘી પાવું. (પછી ચોથા દિવસના ત્રીજા પહોરથી તૃપ્તિ પર્યંત ધાવણ ધવરાવવું.) ૧૧

સૂતિકાને કરવાના ઉપચારો

**अथ सूतिकां बलातैलाभ्यक्तां वातहरौषधनिःक्वाथेनोपचरेद्, सशेषदोषां तु तदहः पिप्पलीपिप्पलीमूलहस्तिपिप्पलीचित्रकशृङ्गवेरचूर्णं गुडोदकेनोष्णेन पाययेत्। एवं द्विरात्रं त्रिरात्रं वा कुर्यादादुष्टशोणितात्। विशुद्धे ततो विदारिगन्धादिसिद्धां स्नेहयवागूं क्षीरयवागूं वा पाययेत्त्रिरात्रम्। ततो यवकोलकुलत्थसिद्धेन जाङ्गलरसेन शाल्योदनं भोजयेद्बलमग्निबलं चावेक्ष्य ॥ १२ ॥**

સૂતિકાને ચિકિત્સિતસ્થાનના ૧૫મા અધ્યાયમાં કહેલું બલાતેલ ચોળી સૂત્રસ્થાનના ૩૯મા અધ્યાયના ૧૦મા વિષયમાં કહેલાં વાતહર ઔષધોનો ક્વાથ પિવડાવવો તથા તે ક્વાથનું જ સેચનાદિક કરવું. જો દુષ્ટ રુધિર બાકી રહી ગયું હોય, તો પહેલે દિવસે પીપર, પીપરીમૂળ, ગજપીપર, ચિત્રક અને સૂંઠનું ચૂર્ણ ગોળના ઉકાળેલા ગરમ પાણીની સાથે પિવડાવવું. આ પ્રમાણે બે રાત સુધી અથવા ત્રણ રાત સુધી એટલે જ્યાં સુધી દુષ્ટ રુધિર હોય ત્યાં સુધી કરવું. ત્રીજે અથવા ચોથે દિવસે રુધિર શુદ્ધ થઈ ગયા પછી વિદારિગંધાદિગણનાં દ્રવ્યોથી પકાવેલી ઝાઝા ઘીવાળી અથવા દૂધવાળી રાબ ત્રણ રાત સુધી પાવી. પછી સ્ત્રીના તથા તેના જઠરાગ્નિના બળને જોઈ જવ, પંચકોલ (પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક તથા સૂંઠ) અને કળથી નાખી પકાવેલા જંગલ પ્રાણીઓના માંસના રસની સાથે રાતા ચોખાનો ભાત જમાડવો. ૧૨

સૂતિકાપણું ક્યારે મટે?

**अनेन विधिनाध्यर्द्धमासमुपसंस्कृता विमुक्ताहाराचारा विगतसूतिकाभिधाना स्यात् पुनरार्त्तवदर्शनादित्येके ॥ १३ ॥**

આ પ્રમાણે દોઢ મહિના સુધી બરાબર ઉપચાર કરવામાં આવે, અને પછી સુવાવડ

સંબંધી આહાર તથા આચરણ છોડી દેવામાં આવે, ત્યાર પછી સૂતિકા કહેવાય નહિ. કેટલાક આચાર્યો કહે છે કે 'ફરીવાર રજોદર્શન થાય ત્યારે સૂતિકા કહેવાય નહિ.' ૧૩

જાંગલ દેશની સૂતિકાના ઉપચારમાં વિશેષ

धन्वभूमिजातां तु बलवतीं सूतिकां घृततैलयोरन्यतरस्य मात्रां पाययेत् पिप्पल्यादिकषायानुपानां, स्नेहनित्या च स्यात्त्रिरात्रं पञ्चरात्रं वा। अबलां यवागूं पाययेत्त्रिरात्रं पञ्चरात्रं वा। अत ऊर्ध्वं स्निग्धेनान्नसंसर्गेणोपचरेत् ॥१४॥

જાંગલ દેશમાં ઉત્પન્ન થયેલી સૂતિકા, દેશસ્વભાવને લીધે ભૂખી થઈ જાય, તો તેને પહેલે દિવસે જ પાચન થાય તેટલા ઘીની કે તેલની માત્રા પાવી; એ માત્રા પાયા પછી પિપ્પલ્યાદિ ગણના ક્વાથનું અનુપાન દેવું અને તે માત્રા પચ્યા પછી વિદારિગંધાદિ ગણનો કલ્ક નાખી પકાવેલી રાબ પણ પાવી. આ પ્રમાણે ત્રણ અથવા પાંચ રાત સુધી કરવું અને તેટલા દિવસોમાં તે સૂતિકાને નિત્ય તેલ ચોળવું. જાંગલદેશમાં ઉત્પન્ન થયેલી જ સૂતિકા બળવાળી હોય તેને માટે એ પ્રકાર છે; પણ તે દેશમાં ઉત્પન્ન થયેલી સૂતિકા નિર્બલ હોય તો તેને ઘી કે તેલની માત્રા નહિ પાતાં ત્રણ રાત સુધી કે પાંચ રાત સુધી ફક્ત વિદારિગંધાદિ ગણનાં દ્રવ્યોવાળી સ્નિગ્ધ રાબ જ પાવી અને નિત્ય તેલ ચોળાવવું. ત્રણ રાત કે પાંચ રાત વીત્યા પછી બીજું સ્નિગ્ધ અન્ન યોગ્યતા પ્રમાણે જમાડવું. ૧૪

સૂતિકાનો સામાન્ય ઉપચાર અને પરેજી

प्रायशश्चैनां प्रभूतेनोष्णोदकेन परिषिञ्चेत्। क्रोधायासमैथुनादीन् परिहरेत् ॥१५॥

સૂતિકાના શરીર પર લગભગ ગરમ કરેલા પુષ્કળ પાણીથી સિંચન કરવું અને સૂતિકાએ ક્રોધ, પરિશ્રમ તથા મૈથુન વગેરેનો ત્યાગ કરવો. (ગર્ભથી ક્ષુબ્ધ થયેલા રુધિરને ઝારવા માટે અને વાયુ ન વધે તે માટે ગરમ પાણીથી સિંચન કરવાનું કહ્યું છે.) ૧૫

વૈદ્યે સુવાવડીની ખાસ કાળજી રાખવી

भवतश्चात्र ॥

मिथ्याचारात्सूतिकाया यो व्याधिरुपजायते।
स कृच्छ्रसाध्योऽसाध्यो वा भवेदत्यपतर्पणात् ॥
तस्मात्तां देशकालौ च व्याधिसात्म्येन कर्मणा।
परीक्ष्योपचरेदेवं नैयमत्ययमाप्नुयात् ॥ १६ ॥

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'સૂતિકાને અહિત આહાર-વિહારથી જ વ્યાધિ ઉત્પન્ન થાય છે, તે વ્યાધિ અત્યંત અપતર્પણ (કર્ષરૂપ ચિકિત્સા) કરવાથી કષ્ટસાધ્ય અથવા અસાધ્ય થઈ પડે છે, એટલા માટે વૈદ્યે દેશકાળ જોઈને વ્યાધિ ટાળવામાં ઉપયોગી થાય એવી ક્રિયાથી સૂતિકાના ઉપચારો કરવા કે જેથી સૂતિકા વિનાશ પામે નહિ.' ૧૬

પ્રસવમાં ઓળ ન પડવાથી થતા ઉપદ્રવો અને ઓળ પાડવાના ઉપાયો

अथापराऽपतन्त्यानाहाध्मानौ कुरुते, तस्मात् कण्ठमस्याः केशवेष्टितयाङ्गुल्या प्रमृजेत्। कटुकालाबूकृतवेधनसर्षपसर्पनिर्मोकैर्वा कटुतैलनिमिश्रैर्योनिमुखं धूपयेत्। लाङ्गलीमूलकल्केन वास्याः पाणिपादतलमालिम्पेत्। मूर्ध्नि वास्या महावृक्षक्षीरमनुसेचयेत्। कुष्ठलाङ्गलीमूलकल्कं वा मद्यमूत्रयोरन्यतरेण पाययेत्। शालिमूलकल्कं वा पिप्पल्यादिं वा मद्येन। सिद्धार्थककुष्ठलाङ्गलीमहावृक्षक्षीरमिश्रेण सुरामण्डेन वाऽऽस्थापयेत्। एतैरेव सिद्धेन सिद्धार्थकतैलेनोत्तरबस्तिं दद्यात्। स्निग्धेन वा कृत्तनखेन हस्तेनापहरेत् ॥ १७ ॥

જેને પ્રસવ થયો હોય તે સ્ત્રીને પેટમાંથી ઓળ ન પડી હોય, તો તે ઓળ આનાહને, આફરાને, શૂળને તથા અગ્નિની મંદતાને કરે

છે, તેથી તે ઓળને પાડવા માટે કેશોથી વીંટેલી આંગળી વડે સૂતિકાના કંઠને ઘસવો; અથવા કડવી તુંબડી, કડવી વિસોડી, સરસવ તથા સર્પની કાંચળીનું ચૂર્ણ કરી સરસિયા તેલમાં કાલવીને તેનો યોનિના મુખ પર ધુમાડો દેવો; અથવા સૂતિકાના હાથપગનાં તળિયાંમાં દૂધિયા વછનાગનાં મૂળિયાંના કલ્કનો લેપ કરવો; અથવા સૂતિકાના માથા પર ખરસાણી થોરના ક્ષીરનું સિંચન કરવું; અથવા કઠનો અને દૂધિયા વછનાગનાં મૂળિયાંનો કલ્ક કરી મદ્યની સાથે કે ગોમૂત્રની સાથે સૂતિકાને પાવો; અથવા ગોખાના છોડનાં મૂળિયાંનો કે પિપ્પલ્યાદિ ગણનો કલ્ક કરી મદ્યની સાથે પાવો; અથવા સરસવ, કઠ, દૂધિયો વછનાગ તથા થોરના ક્ષીરથી મિશ્ર કરેલી મદ્યની આછથી ગુદામાં પિચકારી મારવી; અથવા એ જ ઔષધોનો કલ્ક નાખીને પકાવેલા સરસિયા તેલથી યોનિમાં પિચકારી મારવી અથવા સુયાણીએ કે વૈદ્યે હાથના નખ સારી પેઠે ઉતરાવી સ્નિગ્ધ કરેલો તે હાથ નાખી ઓળ કાઢી લેવી. ૧૭

### સૂતિકાના મક્કલ્લ નામના રોગનું નિદાન તથા લક્ષણ

प्रजातायाश्च नार्या रूक्षशरीरायास्तीक्ष्णैरविशोधितं रक्तं वायुना तद्देशगतनातिसंरुद्धं नाभेरधः पार्श्वयोर्वस्तौ वस्तिशिरसि वा ग्रन्थिं करोति, ततश्च नाभिवस्त्युदरशूलानि भवन्ति, सूचीभिरिव निस्तुद्यते भिद्यते दीर्यत इव च पक्वाशयः, समन्तादाध्मानमुदरे मूत्रसङ्गश्च भवतीति मक्कल्ललक्षणम् ॥

રૂક્ષ શરીરવાળી સૂતિકાનું રુધિર પીપર વગેરે તીક્ષ્ણ દ્રવ્યોથી શુદ્ધ ન થયું હોય, તો તે રુધિર તે પ્રદેશમાં રહેલા વાયુથી અત્યંત રોકાઈ જઈને નાભિની નીચે, પડખાંઓમાં, મૂત્રાશયમાં અથવા મૂત્રાશયના ઉપરના પ્રદેશમાં ગ્રંથિને ઉત્પન્ન કરે છે, કે જે ગ્રંથિથી નાભિ, મૂત્રાશય તથા ઉદરમાં શૂળ થાય છે અને પક્વાશય જાણે સોયોથી ભોંકાતો હોય, કુહાડાથી ભેદાતો હોય અને કરવતથી ચિરાતો હોય તેમ વ્યથા પામે છે; આથી પેટમાં ચોમેર આધ્માન (ફૂલી જવું) થાય છે અને મૂત્રની અટકાયત થાય છે; આ મક્કલ્લનું લક્ષણ સમજવું. (પ્રસવના રુધિરથી ઉત્પન્ન થયેલું શૂળ પણ મક્કલ્લ કહેવાય છે અને રોકાયેલું રુધિર પાકવાથી થયેલો વિદ્રધિ પણ મક્કલ્લ કહેવાય છે. ડલ્હન.) ૧૮

### મક્કલ્લની ચિકિત્સા

तत्र वीरतर्वादिसिद्धं जलमूषकादिप्रतीवापं पाययेद्यवक्षारचूर्णं वा सर्पिषा सुखोदकेन वा लवणचूर्णं वा पिप्पल्यादिक्वाथेन पिप्पल्यादिचूर्णं वा सुरामण्डेन वरुणादिक्वाथं वा पञ्चकोलैलाप्रतीवापं पृथक्पर्ण्यादिक्वाथं वा भद्रदारुमरिचसंसृष्टं पुराणगुडं वा त्रिकटुकचतुर्जातककुस्तुम्बरुमिश्रं खादेदच्छं वा पिबेदरिष्टमिति ॥ १९ ॥

૧ સૂતિકાને મક્કલ્લ થયો હોય, તો વૈદ્યે વીરતર્વાદિ ગણના ક્વાથમાં ઊષકાદિ ગણ પણ પાછળથી-સિદ્ધ થતી વખતે નાખી તે ક્વાથ પાવો; અથવા સહેવાય તેવા ઊના જળથી કે ઘીની સાથે જવખારનું ચૂર્ણ પાવું; અથવા પિપ્પલ્યાદિ ગણના ક્વાથની સાથે સૈંધવનું ચૂર્ણ પાવું; અથવા મદિરાની આછની સાથે પિપ્પલ્યાદિ ગણનું ચૂર્ણ પાવું; અથવા વરુણાદિ ગણના ક્વાથમાં પાછળથી સિદ્ધ થતી વખતે પંચકોલ તથા એલચી નાખી તે ક્વાથ પાવો; અથવા દેવદાર તથા મરીના ચૂર્ણથી મિશ્ર કરેલો વિદારીગંધાદિ ગણનો ક્વાથ પાવો; અથવા સૂંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર અને ધાણાના ચૂર્ણથી મિશ્ર કરેલો જૂનો ગોળ ખવડાવવો; અથવા કેવળ અભયારિષ્ટ વગેરે અરિષ્ટ પાવું. (દોષાદિક તપાસી

આ ઘણા યોગોમાંથી બે યોગ અનુકૂળ જણાય તે આપવા.) ૧૯

બાળકને કરવાના ઉપચારો

अथ नालं क्षौमपरिवृतं क्षौमवस्त्रास्तृतायां शय्यायां शाययेत्। पीलुवदरीनिम्बपरूषकशाखाभिश्चैनं वीजयेत्। मूर्ध्नि चास्याहरहस्तैलपिचुमवचारयेत्। धूपयेच्चैनं रक्षोघ्नैर्धूपैः। रक्षोघ्नानि चास्य पाणिपादशिरोग्रीवास्ववसृजेत्। तिलातसीसर्षपकणांश्चात्र प्रकिरेत्। अधिष्ठाने चाग्निं प्रज्वालयेत्। व्रणितोपासनीयं चावेक्षेत ॥ २० ॥

બાળકને ક્ષૌમ[1] વસ્ત્રથી વીંટી, જેમાં ક્ષૌમ વસ્ત્ર બિછાવેલુ હોય એવી શય્યામાં સુવડાવવો. પીલુ, બોરડી, લીબડો કે ફાલસાંના ઝાડની શાખાઓથી બાળક ઉપર પવન કરવો. બાળકના માથામાં દરરોજ તેલથી ભિજાવેલુ પૂમડું મૂકવુ. રાક્ષસોને હણનારા વજ વગેરેના ધૂપોની ધુમાડી દેવી. બાળકનાં હાથ, પગ, માથું તથા ડોક ઉપર રાક્ષસોને હણનારી ઔષધિઓ નાખવી તથા બાંધવી. સુવાવડના ઘરમાં તલ, અળસી તથા સરસવના દાણા વેરી રાખવા અને અગ્નિને પણ પ્રજ્વલિત રાખવો આ ગ્રંથના સૂત્રસ્થાનના વ્રણિતોપાસનીય નામના ૧૯મા અધ્યાયમાં કહેલા વિધિ ઉપર પણ ધ્યાન આપવું ૨૦

દશમે દિવસે બાળકનું નામ પાડવું

ततो दशमेऽहनि मातापितरौ कृतमङ्गलकौतुकौ स्वस्तिवाचनं कृत्वा नाम कुर्यातां यदभिप्रेतं नक्षत्रनाम वा ॥ २१ ॥

દશમે દિવસે માતાએ તથા પિતાએ મંગળ તથા વાદ્ય આદિ કૌતુક કરી સ્વસ્તિવાચન કરાવીને બાળકનુ પોતાના મનને ગમે તેવું નામ પાડવું અથવા જ્યોતિ શાસ્ત્ર તથા ધર્મશાસ્ત્ર પ્રમાણે જન્મનક્ષત્રને અનુસરતું નામ પાડવું. ૨૧

બાળકને ધવડાવવા ધાવ કેવી જોઈએ?

ततो यथावर्णं धात्रीमुपेयान्मध्यमप्रमाणां मध्यमवयसमरोगां शीलवतीमचपलामलोलुपामकृशामस्थूलां प्रसन्नक्षीरामलम्बौष्ठीमलम्बोर्ध्वस्तनीमव्यङ्गामव्यसनिनीं जीवद्वत्सां दोग्ध्रीं वत्सलामक्षुद्रकर्मिणीं कुले जातामतोभूयिष्ठैश्च गुणैरन्वितां श्यामामारोग्यबलवृद्धये बालस्य। तत्रोर्ध्वस्तनी करालं कुर्यात्। लम्बस्तनी नासिकामुखं छादयित्वा मरणमापादयेत्॥ २२

બ્રાહ્મણે બ્રાહ્મણવર્ણની, ક્ષત્રિયે ક્ષત્રિયવર્ણની, વૈશ્યે વૈશ્યવર્ણની અને શૂદ્રે શૂદ્રવર્ણની ધાવ રાખવી. ધાવ મધ્યમ કદવાળી, મધ્યમ ઉંમરવાળી, રોગ વગરની, સારા સ્વભાવવાળી, ચપળતા વગરની, વિષયાદિકમાં લ પટતા વગરની, કૃશ નહિ, જાડી પણ નહિ, સ્વચ્છ દૂધવાળી, જેના હોઠ લાંબા ન હોય એવી, જેના સ્તનો લાંબાં કે ઊંચા ન હોય એવી, ખોડખાંપણ વગરની, વ્યસન વગરની, જેનું છોકરું જીવતું હોય એવી, ઘણા દૂધવાળી, પ્રેમવાળી, હલકાં કામો નહિ કરનારી, સારા કુળમા જન્મેલી, કહેવામાં આવેલા આ ગુણો કરતા પણ જેમાં અધિક ગુણો હોય એવી અને શ્યામ વર્ણવાળી રાખવી. આવી ધાવ રાખવાથી બાળકનું આરોગ્ય અને બળ વૃદ્ધિ પામે છે. (શ્યામ વર્ણવાળી સ્ત્રીમાં ઘણું કરી ધાવણ વધારે હોય છે, તેથી શ્યામ વર્ણવાળી ધાવ રાખવાનું કહ્યુ છે.) ધાવ જો ઊંચા સ્તનોવાળી હોય તો બાળકને વિકરાળ કરી નાખે છે અને લાંબાં સ્તનોવાળી હોય તો બાળકના નાકને તથા મુખને સ્તનો વડે ઢાંકી દેવાથી બાળકના મરણનુ કારણ થઈ પડે છે. (ધાવમા બીજા દોષો જે કહેવામા આવ્યા છે, તેઓના કારણોની કલ્પના પણ આ પદ્ધતિ પ્રમાણે કરી લેવી.) ૨૨

[1] અળસીના ત તુઓથી બનાવેલુ વસ્ત્ર ક્ષૌમ કહેવાય કહને 'ક્ષૌમ એટલે રેશમી વસ્ત્ર એમ લખ્યું છે

### બાળકને ધાવનું દૂધ ધવડાવવાનો વિધિ

ततः प्रशस्तायां तिथौ शिरःस्नातमहतवास-समुदङ्मुखं शिशुमुपवेश्य धात्रीं प्राङ्मुखीमुपवेश्य दक्षिणं स्तनं धौतमीषत्परिस्रुतमभिमन्त्र्य मन्त्रेणानेन पाययेत् ॥

'चत्वारः सागरास्तुभ्यं स्तनयोः क्षीरवाहिनः।
भवन्तु सुभगे नित्यं बालस्य बलवृद्धये ॥
पयोऽमृतरसं पीत्वा कुमारस्ते शुभानने।
दीर्घमायुरवाप्नोतु देवाः प्राश्यामृतं यथा' ॥२३॥

જ્યોતિઃશાસ્ત્રની રીતિ પ્રમાણે જે દિવસે તિથિ, વાર તથા નક્ષત્ર વગેરેની અનુકૂળતા હોય, તે દિવસે માથે નાહેલા તથા જેણે નવીન વસ્ત્રો પહેર્યાં હોય એવા બાળકને તેનું મોઢું ઉત્તર તરફ રહે એવી રીતે બેસાડી અને ધાવને તેનું મુખ પૂર્વ તરફ રહે એવી રીતે રાખી, ધાવના જમણા સ્તનને જળથી ધોવડાવી, તેમાંથી પ્રથમનું થોડુંક ધાવણ કઢાવી નાખી પછી નીચે લખેલા અર્થવાળા બે મંત્રોથી મંતરી બાળકને ધવડાવવું.

'હે ઉત્તમ ભાગ્યવાળી! આ બાળકના બળની વૃદ્ધિ માટે ચારે સમુદ્રો નિત્ય તારાં સ્તનોમાં દૂધની પ્રાપ્તિ કરનારા થાઓ. હે સુંદર મુખવાળી! જેમ દેવતાઓ અમૃત પીને લાંબું આયુષ્ય પામ્યા છે, તેમ આ બાળક અમૃતના જેવા રસવાળું તારું દૂધ પીને લાંબું આયુષ્ય પામજો.' ૨૩

### ધાવ બદલવાથી તથા પહેલું દૂધ નહિ કાઢવાથી નુકસાન

अतोऽन्यथा नानास्तन्योपयोगस्यासात्म्याद्व्याधिजन्म भवति। अपरिस्रुतेऽप्यतिस्तब्धस्तन्यपूर्णस्तनपानादुत्स्तुहितस्रोतसः शिशोः कासश्वासवमीप्रादुर्भावः। तस्मादेवंविधं स्तन्यं न पाययेत् ॥

જો એક જ ધાવને મુકરર કરી રાખવામાં ન આવે, તો બાળકને અનેક સ્ત્રીઓના ધાવણનો ઉપયોગ માફક ન આવતાં રોગો ઉત્પન્ન થાય છે. જો ધાવના સ્તનોમાંથી પહેલું થોડુંક ધાવણ સ્રવાવી નાખવામાં ન આવે, તો અસંત અક્કડ અને ધાવણથી ભરપૂર થયેલા સ્તનને ધાવવાથી બાળકના સ્રોતો ભરાઈ જવાથી બાળકને ખાંસી, શ્વાસ તથા ઊલટી થાય છે. માટે અનેક સ્ત્રીઓનું ધાવણ ધવડાવવું નહિ અને સ્તનોમાં ભરાયેલું પહેલું થોડુંક ધાવણ કાઢી નાખ્યા વગર પણ ધવડાવવું નહિ. ૨૪

### ક્રોધવાળી ધાવથી નુકસાન

क्रोधशोकावात्सल्यादिभिश्च स्त्रियाः स्तन्यनाशो भवति ॥२५॥

ધવડાવનારી સ્ત્રી જો ક્રોધથી કે શોકથી યુક્ત હોય અને બાળક ઉપર પ્રેમ વિનાની હોય તો ધાવણનો નાશ થઈ જાય છે. ૨૫

### ધાવણ બરાબર ન આવે તેનો ઉપાય

अथास्याः क्षीरजननार्थं सौमनस्यमुत्पाद्य यवगोधूमशालिषष्टिकमांसरससुरासौवीरकपिण्याकलशुनमत्स्यकशेरुकशृङ्गाटकबिसविदारिकन्दमधुकशतावरीनालिकेरालाबूकालशाकप्रभृतीनि विदध्यात् ॥

જે સ્ત્રીને ધાવણ બરાબર ન આવતું હોય તે સ્ત્રીને ધાવણ ઉત્પન્ન કરવા અનેક યુક્તિઓથી હર્ષયુક્ત કરવી અને જવના પદાર્થો, ઘઉંના પદાર્થો, ચોખાના પદાર્થો, સાઠીચોખા, માંસનો રસ, મદિરા, સૌવીરક,[1] તલના પદાર્થો, લસણ, માછલાં, કસેરુકંદ, શિંગોડાં, કમળનાં મૂળ, ફગવેલાનો કંદ, મહુડાં, શતાવરી, નાળિયેર, મીઠી તુંબડી તથા શરપંખો વગેરે પદાર્થોનો ઉપયોગ કરાવવો. ૨૬

### સારા ધાવણની પરીક્ષા

अथास्याः स्तन्यमप्सु परीक्षेत तच्चेच्छीतलममलं तनु शङ्खावभासमप्सु न्यस्तमेकीभावं गच्छत्य-

[1] સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયનો ૧૯૦મો વિષય જુઓ.

फेनिलमतन्तुमन्नोत्प्लवते न सीदति वा तच्छुद्धमिति विद्यात्तेन कुमारस्यारोग्यं शरीरोपचयो बलवृद्धिश्च भवति ॥२७॥

બાળકની માતાના અથવા ધાવના ધાવણની આ પ્રમાણે પરીક્ષા કરવી; ધાવણ જો શીતળ, નિર્મળ અને પાતળું શંખ જેવા સફેદ પ્રકાશવાળું, પાણીમાં નાખતાં પાણીની સાથે મળી જતું હોય પણ ઉપર તરતું કે તળિયે બેસી જતું ન હોય, ફીણ વગરનું તથા તાંતણાંઓથી રહિત હોય, તો તે ધાવણને શુદ્ધ જાણવું. એવા ધાવણથી બાળકનું આરોગ્ય રહે છે, શરીરની પુષ્ટિ થાય છે અને બળ પણ વધે છે. ૨૭

કેવી સ્ત્રીનું ધાવણ ધવડાવવું નહિ?

न च क्षुधितशोकार्तश्रान्तप्रदुष्टधातुगर्भिणीज्वरितातिक्षीणातिस्थूलविदग्धभक्ष्यविरुद्धाहारतर्पितानां स्तन्यं पाययेन्नाजीर्णौषधस्य बालं, दोषधातुमलानां तीव्रवेगोत्पत्तिभयात् ॥

भवन्ति चात्र ॥

धात्र्यास्तु गुरुभिर्भोज्यैर्विषमैर्दोषलैस्तथा ।
दोषा देहे प्रकुप्यन्ति ततः स्तन्यं प्रदुष्यति ॥
मिथ्याहारविहारिण्या दुष्टा वातादयः स्त्रियाः ।
दूषयन्ति पयस्तेन शारीरा व्याधयः शिशोः ॥
भवन्ति कुशलस्तांश्च भिषक् सम्यग्विभावयेत् ॥२८

ભૂખી સ્ત્રીનું, શોકથી પીડાયેલી સ્ત્રીનું, થાકેલી સ્ત્રીનું, દુષ્ટ ધાતુઓવાળી સ્ત્રીનું, ગર્ભિણીનું, જેને જ્વર આવતો હોય તે સ્ત્રીનું, અત્યંત ક્ષીણ થયેલી સ્ત્રીનું, અત્યંત જાડી સ્ત્રીનું, જેણે અરધાં કાચાં તથા અરધાં પાકાં ભક્ષ્યો ખાઈને પેટ ભર્યું હોય તે સ્ત્રીનું, વિરુદ્ધ આહારોથી તૃપ્ત થયેલી સ્ત્રીનું અને જેને અન્નનું અજીર્ણ થયું હોય તે સ્ત્રીનું ધાવણ બાળકને ધવડાવવું નહિ; કારણ કે એવી સ્ત્રીઓનું ધાવણ ધાવવાથી દોષોનો, ધાતુઓનો તથા મળોનો તીવ્ર વેગ ઉત્પન્ન થવાની ધાસ્તી રહે છે.

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'ભારે, વિષમ તથા દોષોને વધારનારા આહારોથી ધવડાવનારીના શરીરમાં દોષો પ્રકુપિત થાય છે અને દોષો પ્રકુપિત થવાથી ધાવણ દૂષિત થઈ જાય છે. ખરાબ આહાર તથા ખરાબ વિહાર કરનારી સ્ત્રીના દુષ્ટ થયેલા વાયુ આદિ દોષો, તે સ્ત્રીના ધાવણને દુષ્ટ કરે છે અને તે દુષ્ટ ધાવણ ધાવવાથી બાળકના શરીરમાં રોગો ઉત્પન્ન થાય છે; માટે વિચક્ષણ વૈદ્યે ધાવણથી થતા વ્યાધિઓની નીચે પ્રમાણે બરાબર પરીક્ષા કરવી.' ૨૮

બાળકના અંદરના રોગ જાણવાનો ઉપાય

अङ्गप्रत्यङ्गदेशे तु रुजा यत्रास्य जायते ॥
मुहुर्मुहुः स्पृशति तं स्पृश्यमाने च रोदिति ।
निमीलिताक्षो मूर्धस्थे शिरो रोगे न धारयेत् ॥
वस्तिस्थे मूत्रसङ्गार्तो रुजा तृष्यति मूर्च्छति ।
विण्मूत्रसङ्गवैवर्ण्यच्छर्द्याध्मानान्त्रकूजनैः ॥
कोष्ठे दोषान्विजानीयात् सर्वत्रस्थांश्च रोदनैः ॥२९

'બાળકને જે અંગના કે જે પ્રત્યંગના પ્રદેશમાં વેદના થતી હોય, તે પ્રદેશને બાળક વારંવાર હાથથી અડક્યા કરે છે અને બીજો કોઈ માણસ તે પ્રદેશનો સ્પર્શ કરે, તો તે બાળક રડે છે. બાળકને માથામાં દરદ હોય તો તે બાળક આંખો મીંચી રાખે છે અને માથાને અક્કડ રાખી શકતો નથી, અર્થાત્ માથું ઢળી જાય છે. બાળકને મૂત્રાશયમાં દરદ હોય તો તે બાળક મૂત્રની અટકાયતથી પીડાય છે અને પીડાને લીધે વારંવાર તરસ્યો થાય છે તથા મૂર્છિત થઈ જાય છે. જો બાળકને ઝાડાની તથા મૂત્રની અટકાયત થઈ હોય, શરીરનો વર્ણ બદલાઈ ગયો હોય, ઊલટી થતી હોય, પેટ ચડી આવ્યું હોય કે આંતરડાંમાં અવાજ થતો હોય તો એ

ઉપરથી જાણવું કે બાળકના કોઠામાં રોગ છે. જો બાળક રોયા જ કરતો હોય તો જાણવું કે તેના સઘળા શરીરમાં રોગ છે.' ૨૯

બાળકના રોગને ટાળવાનો ઔષધપ્રકાર

तेषु च यथाभिहितं मृद्वच्छेदनीयमौषधं मात्रया क्षीरपस्य क्षीरसर्पिषा धात्र्याश्च केवलं विदध्यात्, क्षीरान्नादस्यात्मनि धात्र्याश्चान्नादस्य कषायादीनात्मन्येव न धात्र्याः ॥ ३० ॥

બાળકને રોગ થાય તો જે જે રોગ ઉપર જે જે ઔષધ કહ્યુ છે, તે તે રોગ ઉપર તે તે ઔષધ કરવું; પણ તે ઔષધ તીક્ષ્ણતાથી રહિત હોવું જોઈએ અને કફનું તથા મેદનું છેદન કરનાર ન હોવું જોઈએ. બાળકને દૂધ તથા ઘી માફક હોય છે માટે ઘીથી તથા દૂધથી મિશ્ર કરીને પાવું અને તે પણ માત્રાથી પાવું અને બાળકને જે ઔષધ દેવું તે જ ઔષધ ધવડાવનારીને પણ દેવું; પરંતુ તે દૂધના તથા ઘીના યોગ વગરનું એકલું જ દેવું. આ પ્રકાર ફક્ત દૂધ ધાવીને જ રહેનારા નાના બાળક માટે સમજવો. જે બાળક ધાવણ ધાવતો હોય અને અન્ન પણ ખાતો હોય, તેને પણ ઉપર પ્રમાણે જ તથા દૂધથી અને ઘીથી મિશ્ર કરીને જ દેવું અને ધવડાવનારીને પણ આપવું; પરંતુ તે દૂધના તથા ઘીના મિશ્રણ વગરનું આપવું. જે બાળક અન્ન ખાઈને રહેતો હોય તેને પોતાને જ ક્વાથ વગેરે ઔષધો આપવાં, પણ ધવડાવનારીને આપવાં નહિ. (બાળકો એક વર્ષની ઉંમર સુધી દૂધ ધાવીને જ રહેનારાં ગણાય છે, બે વર્ષની ઉંમર સુધી દૂધથી તથા અન્નથી રહેનારાં ગણાય છે અને તે પછી અન્ન ખાઈને રહેનારાં ગણાય[1] છે.) ૩૦

બાળકને દેવાના ઔષધની માત્રા

तत्र मासादूर्ध्वं क्षीरपायाङ्गुलिपर्वद्वयग्रहण-संमितामौषधमात्रां विदध्यात्, कोलास्थिसंमितां कल्कमात्रां क्षीरान्नादाय, कोलसंमितामन्नादायेति॥

બાળક એક માસનું થાય તે પછી પહેલું વર્ષ પૂરું થતાં સુધી તેને દૂધ તથા ઘીમાં ગોળી નાખેલા ઔષધની પોતાની આંગળીનાં બે ટેરવાં ઉપર આવે તેટલી માત્રા દેવી, બીજું વર્ષ પૂરું થતાં સુધી દૂધ તથા ઘીમાં ઔષધનો કલ્ક કરીને તેની નાના બોરના ઠળિયા જેવડી માત્રા દેવી અને બીજા વર્ષ પછી નાના બોર જેવડી માત્રા દેવી. (બીજા ગ્રંથમાં તો એમ કહ્યુ છે કે બાળકને જન્મ્યા પછી એક મહિના સુધીમાં વાવડિંગ જેટલુ ઔષધ દેવું અને બીજે મહિનેથી એક એક વાવડિંગ જેટલું વધારતું જવું; વળી બીજા ગ્રંથમાં એમ કહ્યું છે કે બાળકને પહેલે મહિને એક રતિભાર ઔષધ દેવું અને તે મધ, ધાવણ, સાકર તથા ઘીથી અવલેહ જેવું (ચટાય એવું) કરીને આપવું. પછી મહિને મહિને એક એક રતિ વધારતું જવું. પહેલું વર્ષ પૂરું થતાં સુધી એ પ્રમાણે કરવું. પછી સોળ વર્ષની ઉંમર થતાં સુધી વર્ષે વર્ષે પાંચ પાંચ ચણોઠીભાર વધારતું જવું.) ૩૧

બાળકને ઔષધ દેવાની બીજી યુક્તિ

येषां गदानां ये योगाः प्रवक्ष्यन्तेऽगदङ्कराः ।
तेषु तत्कल्कसंलिप्तौ पाययेत शिशुं स्तनौ ॥३२॥

જે જે રોગો માટે જે જે ઔષધો કહેવામાં આવશે, તે તે રોગોમાં તે તે ઔષધોના કલ્કથી માના અથવા ધાવના સ્તનો પર લેપન કરીને તે સ્તનો બાળકને ધવડાવવાં. ૩૨

બાળકને જ્વરના વિષયમાં વિશેષ

एकं द्वे त्रीणि चाहानि वातपित्तकफज्वरे ।
स्तन्यपायाहितं सर्पिरितराभ्यां यथार्थतः ॥
न च तृष्णाभयादत्र पाययेत शिशुं स्तनौ ।
विरेकवस्तिवमनान्यृते कुर्याच्च नात्ययात् ॥३३॥

[1] સૂત્રસ્થાનના ૩૫ મા અધ્યાયનો ૧૧ મો વિષય જુઓ.

એક વર્ષ પૂરું થતા સુધીમાં બાળકને વાતજ્વર આવ્યો હોય તો એક દિવસ, પિત્તજ્વર આવ્યો હોય તો બે દિવસ અને કફજ્વર આવ્યો હોય તો ત્રણ દિવસ સુધી ઘી આપવું સારું છે એક વર્ષ પછીના એટલે દૂધથી તથા અન્નથી રહેનારા બાળકને અને બીજા વર્ષ પછીના એટલે અન્ન ખાઈને રહેનારા બાળકને માફક આવે તેટલું ઘી દેવું. જ્વરમાં ઘણી તરસ લાગવાની ધાસ્તીને લીધે જ્વરવાળા બાળકને સ્તનપાન કરાવવું નહિ (બાળકને સ્તનપાનની અટકાયત ન જ કરવી, એમ ભાવપ્રકાશમાં કહ્યું છે.) તેમજ વિનાશ જ થઈ જાય એવો ભયંકર રોગ થયા સિવાય બાળકને વિરેચન દેવું નહિ, પિચકારી મારવી નહિ અને વમન પણ કરાવવું નહિ ૩૩

બાળકનું તાળવું નીચે બેસી જાય તો તેની નિદાનપૂર્વક ચિકિત્સા

मस्तुलुङ्गक्षयाद्यस्य वायुस्ताल्वस्थि नामयेत् ॥
तस्य तृड्दैन्ययुक्तस्य सर्पिर्मधुरकैः शृतम् ।
पानाभ्यञ्जनयोर्योज्यं शीताम्वूद्वेजनं तथा ॥३४॥

મસ્તુલુંગનો (માથાના મગજનો) ક્ષય થવાને લીધે જ બાળકના તાળવાના અસ્થિને વાયુ નમાવી દે તે બાળકને તરસ લાગ્યા કરે છે તથા દીનતા ઉત્પન્ન થાય છે. એ બાળકને કાકોલ્યાદિ ગણનાં દ્રવ્યોનો કલ્ક નાખીને પકાવેલું ઘી પીવામાં તથા ચોળવામા યોજવું અને ટાઢા પાણીની અંજલિ છાંટીને તે બાળકને ચમકાવવું, એ હિતકારી થાય છે. ૩૪

બાળકની નાભિ ફૂલી જાય તો તેની નિદાનપૂર્વક ચિકિત્સા

वातेनाध्मायितां नाभिं सरुजां तुंडिसंज्ञिताम् ।
मारुतघ्नैः प्रशमयेत् स्नेहस्वेदोपनाहनैः ॥३५॥

વાયુના પ્રકોપને લીધે બાળકની નાભિ ફૂલી જાય છે અને દુખવા લાગે છે, કે જેને આચાર્યોએ 'તુંડિ' નામ આપેલું છે. એ નાભિની વાયુને હણનારાં સ્નેહનોથી, સ્વેદનોથી તથા બંધારણોથી ચિકિત્સા કરવી ૩૫

બાળકની ગુદા પાકે તેની ચિકિત્સા

गुदपाके तु बालानां पित्तघ्नीं कारयेत्क्रियाम् ।
रसाञ्जनं विशेषेण पानालेपनयोर्हितम् ॥ ३६ ॥

બાળકની ગુદા પાકી ગઈ હોય તો પિત્તને હણનારી ચિકિત્સા કરવી. આ રોગ ઉપર રસવંતી પાવી અને ચોપડવી, એ વિશેષ હિતકારી છે.

બાળકને તંદુરસ્તીમાં પણ માફક આવનાર હોવાથી ઘી જ ઔષધરૂપ છે

क्षीराहाराय सर्पिः पाययेत् सिद्धार्थकवचामांसीपयस्यापामार्गशतावरीसारिवाब्राह्मीपिप्पलीहरिद्राकुष्ठसैन्धवसिद्धं, क्षीरान्नादाय मधुकवचापिप्पलीचित्रकत्रिफलासिद्धमन्नादाय द्विपञ्चमूलीक्षीरतगरभद्रदारुमरिचमधुनिडङ्गद्राक्षाद्विब्राह्मीसिद्धम् । तेनारोग्यबलमेधायूंषि शिशोर्भवन्ति ॥ ३७॥

દૂધનો આહાર કરનારા એટલે એક વર્ષ સુધીની ઉંમરના બાળકને સરસવ, વજ, જટામાસી, ખરણેર, અવેડો, શતાવરી, કપૂરી, બ્રાહ્મી, પીપર, હળદર, કઠ અને સિંધવનો કલ્ક દૂધમાં નાખીને તે દૂધમાં પકાવેલું ઘી પાવું દૂધનો તથા અન્નનો આહાર કરનારા એટલે બે વર્ષ સુધીની ઉંમરના બાળકને જેઠીમધ, વજ, પીપર, ચિત્રક અને ત્રિફળાનો કલ્ક નાખીને દૂધમા પકાવેલું ઘી પાવું. અન્નનો આહાર કરનારા એટલે બે વર્ષથી અધિક ઉંમરના બાળકને દશમૂળ, ક્ષીરતગર, દેવદાર, મરી, જેઠીમધ, વાવડિંગ, દ્રાક્ષ અને બે જાતની બ્રાહ્મીનો કલ્ક નાખીને દૂધમા પકાવેલું ઘી પાવું. આ પ્રમાણે કરવાથી બાળકને આરોગ્ય, બળ, બુદ્ધિ અને આયુષ્ય પ્રાપ્ત થાય છે. ૩૭

બાળકને કેવી રીતે ઉછેરવુ?

बालं पुनर्गात्रसुखं गृह्णीयान्न चैनं तर्जयेत्

सहसा न प्रतिबोधयेद्वित्रासभयात् सहसा नापहरेदुत्क्षिपेद्वा वातादिविघातभयान्नोपवेशयेत् कौब्ज्यभयान्नित्यं चैनमनुवर्तेत प्रियशतैरजिघांसुः ॥ ३८ ॥

બાળકને તેડવું હોય ત્યારે તેનાં ગાત્રોને સુખ જ રહે એટલે કોઈ રીતે સ્પર્શાદિકથી દુઃખ ઉત્પન્ન ન થાય એવી રીતે તેડવું. બાળકને ચમકી જવાની ધાસ્તીને લીધે કદી પણ ધમકાવવું કે તરછોડવું નહિ. વાયુ વગેરેથી વિઘાત થવાની ધાસ્તીને લીધે કદી પણ એકદમ જગાડવું નહિ કે એકદમ ખેંચી લેવું નહિ. ખૂંધું થઈ જવાની ધાસ્તીને લીધે કદી પણ બળાત્કારથી બેસાડવું નહિ. બાળકને કશી હરકત ન આવવા દેવાની ઇચ્છા રાખીને સર્વદા રમકડાં દેવા વગેરે સેંકડો પ્રિય આચરણોથી તેના મનને રાજી જ રાખવું.

બાળકને સારી રીતે ઉછેરવાથી લાભ

एवमनभिहतमनास्त्वभिवर्द्धते नित्यमुदग्रसत्त्वसम्पन्नो नीरोगः सुप्रसन्नमनाश्च भवति ॥ ३९ ॥

એ પ્રમાણે જો બાળકની સારી રીતે ઉછેરણી કરે તો તેથી બાળક મનમાં કોઈ જાતનો આઘાત નહિ પામતાં નિરંતર વૃદ્ધિ પામે છે અને ઊંચા સત્ત્વથી સંપન્ન, રોગોથી રહિત તથા સુપ્રસન્ન મનવાળો થાય છે.-૩૯

વાયુ તથા તડકો વગેરેથી બાળકની રક્ષા

वातातपविद्युत्प्रभापादपलताशून्यागारनिम्नस्थानगृहच्छायादिभ्यो दुर्ग्रहोपसर्गतश्च बालं रक्षेत् ॥
नाशुचौ विसृजेद्बालं नाकाशे विषमे न च ।
नोष्ममारुतवर्षेषु रजोधूमोदकेषु च ॥ ४० ॥

પવન, તડકો, વીજળીની પ્રભા, ઝાડ, લતા, ઉજ્જડ ઘર, ઊંડું સ્થાનક તથા ઘરની છાયાથી અને પૂતના આદિ દુષ્ટ બાળગ્રહોના ઉપસર્ગથી બાળકનું રક્ષણ કરવું. અપવિત્ર, ખુલ્લા, નીચાઊંચા, ગરમીવાળા, પવનવાળા, વરસાદવાળા, રજવાળા, ધુમાડાવાળા કે જળવાળા પ્રદેશોમાં બાળકને મૂકવું નહિ. ૪૦

બાળકને ધાવણ ઓછું મળતું હોય કે બિલકુલ મળતું ન હોય તો શું કરવું?

क्षीरसात्म्यतया क्षीरमाजं गव्यमथापि वा ।
दद्यादास्तन्यपर्याप्तेर्बालानां वीक्ष्य मात्रया ॥४१॥

બાળકોને દૂધ માફક છે એટલા માટે જેટલું ધાવણ ઓછું રહેતું હોય તેની માત્રાનો વિચાર કરીને તેટલી જ માત્રાથી બકરીનું અથવા ગાયનું દૂધ પાવું. ૪૧

બાળકને અન્ન ક્યારે દેવું?

षण्मासं चैनमन्नं प्राशयेल्लघु हितं च ॥ ४२ ॥

બાળક છ મહિનાનું થાય ત્યારે તેને હલકું તથા હિતકારી અન્ન ખવડાવવું. ૪૨

બાળકને જનાનામાં જ રાખવાની અને બાલગ્રહોથી બચાવવાની જરૂર

नित्यमवरोधरतश्च स्यात् कृतरक्ष उपसर्गभयात्। प्रयत्नतश्च ग्रहोपसर्गेभ्यो रक्ष्या बाला भवन्ति ॥

બાળકને ઘણું કરી હમેશ અંતઃપુરમાં જ (જ્યાં સ્ત્રીઓ રહેતી હોય તે સ્થળમાં જ) રાખવું અને બાલગ્રહોના ઉપસર્ગની ધાસ્તીને લીધે તેના રક્ષણનો શાસ્ત્રોક્ત વિધિ હમેશાં કર્યા કરવો. બાળગ્રહોના ઉપસર્ગોથી બાળકોનું પ્રયત્નપૂર્વક રક્ષણ કરવાની જરૂર છે. ૪૩

બાળકને બાલગ્રહો લાગુ પડ્યાનાં લક્ષણો

अथ कुमार उद्विजते त्रस्यति रोदिति नष्टसंज्ञो भवति नखदशनैर्धात्रीमात्मानं च परिणुदति दन्तान् खादति कूजति जृम्भते भ्रुवौ विक्षिपत्यूर्ध्वं निरीक्षते फेनमुद्वमति सन्दष्टौष्ठः क्रूरो भिन्नामवर्चा दीनार्तस्वरो निशि जागर्ति दुर्बलो म्लानाङ्गो मत्स्यछुच्छुन्दरीमत्कुणगन्धो यथा पुरा धात्र्याः स्तन्यमभिलषति तथा नाभिलषतीति सामान्येन ग्रहोपसृष्टलक्षणमुक्तं विस्तरेणोत्तरे वक्ष्यामः ॥ ४४ ॥

જો બાળક ચમકી જાય, ત્રાસ પામે, રોયા કરે, મૂર્છિત થઈ જાય, નખોથી કે દાંતોથી

પોતાના શરીરને કે ધવડાવનારીના શરીરને વીંખરડા કે બચકાં ભરે, દાંતોને કરડે, ધૂણ્યા કરે, બગાસાં ખાધા કરે, ભમરોના ચાળા કરે, ઊંચું જોયા કરે, મોઢામાંથી ફીણ કાઢ્યા કરે, હોઠ ડસ્યા કરે, ક્રૂર થઈ જાય, પાતળા તથા કાચા ઝાડાવાળો થઈ જાય, દીન તથા પીડિત સ્વરવાળો થઈ જાય, રાતે જાગ્યા કરે, દુર્બળ થઈ જાય, અંગોમાં ગ્લાનિવાળો થઈ જાય, માછલાંના જેવી, છછુંદરના જેવી કે માંકડના જેવી ગંધવાળો થઈ જાય અને ધવડાવનારીના ધાવણ પર પ્રથમના જેવી ઇચ્છા કરે નહિ તો જાણવું કે બાળકને બાલગ્રહનો વળગાડ લાગુ પડ્યો છે. આ બાલગ્રહના વળગાડનું સામાન્ય લક્ષણ કહ્યું છે. વિસ્તારથી તો ઉત્તરતંત્રમાંના કૌમારભૃત્યતંત્રમાં કહેવામાં આવશે. ૪૪

બાળકને ક્યારે કઈ વિદ્યા ભણાવવી?

शक्तिमन्तं चैनं ज्ञात्वा यथावर्णं विद्यां ग्राहयेत्॥४५

જ્યારે બાળક વિદ્યા પ્રાપ્ત કરવાનો પરિશ્રમ સહન કરી શકે એવો થયેલો દેખાય ત્યારે તેને વિદ્યાનો અભ્યાસ કરાવવો. બ્રાહ્મણવર્ણના બાળકને મુખ્યત્વે વેદવિદ્યાનો, ક્ષત્રિયવર્ણના બાળકને મુખ્યત્વે રાજનીતિસંબંધી વિદ્યાનો, વૈશ્યવર્ણના બાળકને મુખ્યત્વે વ્યાપાર સંબંધી વિદ્યાનો અને શૂદ્રવર્ણના બાળકને સેવાધર્મ સંબંધી તથા કારીગરી વગેરે સંબંધી વિદ્યાનો અભ્યાસ કરાવવો. ૪૫

પુત્રનું યોગ્ય કન્યા સાથે લગ્ન ક્યારે કરવું અને કન્યા કેટલી ઉંમરની જોઈએ?

अथास्मै पञ्चविंशतिवर्षाय द्वादशवर्षां पत्नीमावहेत् पित्र्यधर्मार्थकामप्रजाः प्राप्स्यतीति॥४६॥

પુત્ર બરાબર વિદ્યાભ્યાસ કરીને પચીસ વર્ષનો થાય ત્યારે તેનું બાર વર્ષની યોગ્ય કન્યા સાથે લગ્ન કરવું. બાળલગ્ન ન કરતાં આ પ્રમાણે લગ્ન કરવાથી પુત્ર પિતાની મિલકત સંભાળવાને, ધર્મક્રિયાઓ કરવાને, નવું ધન પ્રાપ્ત કરવાને, શરીરસુખો મેળવવાને અને ઉત્તમ સંતાનો ઉત્પન્ન કરવાને શક્તિમાન થાય છે. ૪૬

લગ્ન કર્યા પછી સ્ત્રીસમાગમ

ऊनषोडशवर्षायामप्राप्तः पञ्चविंशतिम्।
यद्याधत्ते पुमान् गर्भं कुक्षिस्थः स विपद्यते॥
जातो वा न चिरं जीवेज्जीवेद्वा दुर्बलेन्द्रियः।
तस्मादत्यन्तबालायां गर्भाधानं न कारयेत्॥४७॥

પચીસ વર્ષથી ઓછી ઉંમરનો પુરુષ, જેની ઉંમર સોળ વર્ષથી ઓછી હોય એવી સ્ત્રીમાં ગર્ભનું સ્થાપન કરે તો તે ગર્ભ પેટમાં જ મરી જાય છે, કદાચ જન્મે તોપણ લાંબા સમય સુધી જીવતો નથી અને કદાચ જીવે તોપણ નબળી ઇંદ્રિયોવાળો રહે છે. આ કારણથી પચીસ વર્ષની ઉંમરે નહિ પહોંચેલા પુરુષે સોળ વર્ષની ઉંમરે નહિ પહોંચેલી અત્યંત બાળસ્ત્રીમાં ગર્ભાધાન કરવું નહિ અને તેઓનાં વડીલોએ તે કરવા દેવું નહિ. ૪૭

કેવી સ્ત્રી કે પુરુષ ગર્ભાધાન માટે અયોગ્ય છે?

वृद्धायां दीर्घरोगिण्यामन्येन वा विकारेणोपसृष्टायां गर्भाधानं नैव कुर्वीत। पुरुषस्याप्येवंविधस्य त एव दोषाः सम्भवन्ति॥ ४८॥

જે સ્ત્રી વૃદ્ધ, લાંબા કાળના રોગવાળી અથવા બીજા કોઈ વિકારથી યુક્ત હોય તે સ્ત્રીમાં ગર્ભાધાન ન જ કરવું, તેમ જ જે પુરુષ વૃદ્ધ હોય, લાંબા કાળના રોગવાળો હોય કે બીજા કોઈ વિકારથી યુક્ત હોય તેણે પણ સ્ત્રી સર્વ પ્રકારે યોગ્ય હોય છતાં ગર્ભાધાન કરવું નહિ. અયોગ્ય સ્ત્રીમાં કે અયોગ્ય પુરુષથી ગર્ભાધાન થાય, તોપણ પ્રજાની ઉત્પત્તિમાં ઉપરના ૪૭મા વિષયમાં કહ્યા પ્રમાણે જ દોષો થાય છે. ૪૮

ગર્ભસ્રાવનાં તથા ગર્ભપાતનાં પૂર્વરૂપો અને ગર્ભસ્રાવની ચિકિત્સા

तत्र पूर्वोक्तैः कारणैः पतिष्यति गर्भे गर्भाशयकटीवङ्क्षणबस्तिशूलानि रक्तदर्शनञ्च। तत्र शीतैः परिषेकावगाहप्रदेहादिभिरुपचरेत्क्षीरनीयशृतक्षीरपानैश्च॥

આ અધ્યાયના બીજા વિષયમાં જણાવેલાં મલિન સ્પર્શાદિક કારણોથી ગર્ભ સ્રવવાનો કે પડવાનો થાય, ત્યારે ગર્ભાશયમાં, કમરમાં, સાથળોનાં મૂળોમાં તથા મૂત્રાશયમાં શૂળ ઉત્પન્ન થાય છે અને યોનિમાંથી લોહી પડતું દેખાય છે.

આ પ્રમાણે બને ત્યારે વૈદ્યે શીતળ સિંચન કરાવવારૂપ, શીતળ જળમાં સ્નાન કરાવવારૂપ, શીતળ લેપનાદિક કરાવવારૂપ તથા કકોલ્યાદિ ગણના કલ્કથી પકાવેલું દૂધ પાવારૂપ ચિકિત્સા કરવી. ૪૯

ગર્ભના વારંવાર ફરકવાની ચિકિત્સા

गर्भस्फुरणे मुहुर्मुहुस्तत्संधारणार्थं क्षीरमुत्पलादिसिद्धं पाययेत् ॥५०॥

જો ગર્ભ વારંવાર ફરકયા કરતો હોય તો તે ગર્ભની સ્થિરતા કરવા માટે વૈદ્યે ગર્ભિણીને ઉત્પલાદિ ગણના કલ્કથી પકાવેલું દૂધ પાવું. ૫૦

ગર્ભપાતના તથા ગર્ભ ખસવાના ઉપદ્રવો અને તેની ચિકિત્સા

प्रस्रंसमाने सदाहपार्श्वपृष्ठशूलासृग्दरानाहमूत्रसङ्गाः स्थानात् स्थानं चोपक्रामति गर्भे कोष्ठे संरम्भः। तत्र स्निग्धशीताः क्रियाः। वेदनायां महासहाक्षुद्रसहामधुकश्वदंष्ट्राकण्टकारिकासिद्धं पयः शर्कराक्षौद्रमिश्रं पाययेत्। मूत्रसङ्गे दर्भादिसिद्धम्। आनाहे हिङ्गुसौवर्चललशुनवचासिद्धम्। अत्यर्थं स्रवति रक्ते कोष्ठागारिकागारमृत्पिण्डसमङ्गाधातकीकुसुमनवमालिकागैरिकसर्जरसरसाञ्जनचूर्णं मधुनावलिह्याद्यथालाभं न्यग्रोधादित्वक्प्रवालकल्कं वा पयसा पाययेदुत्पलादिकल्कं वा कसेरुशृङ्गाटकशालूककल्कं वा शृतेन पयसोदुम्बरफलौदकरुन्दक्वाथेन वा शर्करामधुमधुरेण शालिपिष्टं न्यग्रोधादिस्वरसपरिपीतं वा वस्त्रावयवं योन्यां धारयेत्। अथादृष्टशोणितवेदनायां मधुकदेवदारुमञ्जिष्ठापयस्यासिद्धं पयः पाययेत् तदेवाश्मन्तकशतावरीपयस्यासिद्धं विदारिगन्धादिसिद्धं वा बृहतीद्वयोत्पलशतावरीसारिवापयस्यामधुकसिद्धं वा, एवं क्षिप्रमुपक्रान्ताया उपावर्तन्ते रुजो गर्भश्चाप्यायते। व्यवस्थिते च गर्भे गव्येनोदुम्बरशलाटुसिद्धेन पयसा भोजयेत् ॥५१

ગર્ભ પડવા લાગે ત્યારે પડખાંઓમાં તથા પીઠમાં દાહ સહિત શૂળ નીકળે છે, લોહીનો અત્યંત સ્રાવ થાય છે, મળબંધ થાય છે અને મૂત્રની અટકાયત થાય છે. ગર્ભ એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં જતાં આમાશયમાં તથા પક્વાશયમાં ક્ષોભ થાય છે અને ઉપર કહેલા ઉપદ્રવો પણ થાય છે. આ પ્રમાણે થાય ત્યારે સ્નિગ્ધ તથા શીતળ ક્રિયાઓ કરવી. વેદનાને ટાળવા માટે જંગલી અડદના છોડ, જંગલી મગના છોડ, જેઠીમધ, ગોખરુ અને ભોરીંગણીના કલ્કથી પકાવેલા દૂધમાં સાકર તથા મધ નાખીને તે દૂધ પાવું. મૂત્રની અટકાયતને ટાળવા માટે તૃણપંચમૂળગણના કલ્કથી પકાવેલ દૂધમાં સાકર તથા મધ નાખીને તે દૂધ પાવું. મળબંધને શાંત કરવા માટે હિંગ, સંચળ, લસણ તથા વજના કલ્કથી પકાવેલું દૂધ પાવું. રુધિરનો અત્યંત સ્રાવ અર્થાત્ પ્રદર થયો હોય તો તેને શાંત કરવા માટે ભમરીના દરની માટીનો પિંડો, રિસામણી, ધાવણીનાં ફૂલ, મોગરી (ડોલર), સોનાગેરુ, રાળ તથા રસવંતીમાંથી જેટલા મળી આવે તેટલા તેટલા પદાર્થોનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચટાડવું, અથવા ન્યગ્રોધાદિ ગણની છાલ તથા કૂંપળિયાંનો કલ્ક કરી દૂધમાં ઘોળીને પાવો, અથવા ઉત્પલાદિ ગણનો કલ્ક કરી ગરમ કરેલા દૂધની સાથે પાવો, અથવા કસેરુકંદ, શિંગોડાં

તથા કમળના કંદનો કલ્ક કરી ગરમ કરેલા દૂધની સાથે પાવો; અથવા ઊંબરાનાં ફળોનો તથા જળમાં થતાં કમળ વગેરે પદાર્થોના કંદોનો ક્વાથ કરી તેને સાકરથી તથા મધથી મધુર કરી તે ક્વાથની સાથે ચોખાનો લોટ પાવો; અથવા વસ્ત્રના ટુકડાને ન્યગ્રોધાદિ ગણના સ્વરસથી ખૂબ પલાળીને તે કટકો યોનિની અંદર રખાવવો. લોહી દેખાયા વગરની વેદના થતી હોય તો તેને શાંત કરવા માટે જેઠીમધ, દેવદાર, મજીઠ તથા ખરણેરના કલ્કથી પકાવેલું દૂધ પાવું; અથવા આસોંદરો, શતાવરી તથા ખરણેરના કલ્કથી પકાવેલું દૂધ પાવું; અથવા વિદારીગંધાદિ ગણના કલ્કથી પકાવેલું દૂધ[1] પાવું; અથવા ઊભી ભોંરીંગણી, બેઠી ભોંરીંગણી, કમળ, શતાવરી, કપૂરી, ખરણેર તથા જેઠીમધના કલ્કથી પકાવેલું દૂધ પાવું. આ પ્રમાણે તુરત જ ચિકિત્સા કરવામાં આવે તો તેથી વેદનાઓ શાંત થાય છે અને રુધિરના સ્રાવથી કર્ષણ પામેલો ગર્ભ પણ પાછો પુષ્ટિ પામેલો થાય છે.

ગર્ભ સ્થિર થયા પછી ગર્ભિણીને ઊંબરાનાં કોમળ ફળોના કલ્કથી પકાવેલા દૂધની સાથે હલકું અન્ન જમાડવું. ૫૧

ગર્ભપાતમાં કરવાની ચિકિત્સા

अतीते लवणस्नेहवर्ज्याभिर्यवागूभिरुद्दालकादीनां पाचनीयोपसंस्कृताभिरुपक्रमेत यावन्तो मासा गर्भस्य तावन्त्यहानि। वस्त्युदरशूलेषु पुराणगुडं दीपनीयसंयुक्तं पाययेदरिष्टं वा ॥५२॥

ગર્ભ પડી જાય તો લંઘન કરાવી લૂણ તથા ઘી નાખ્યા વગરની જંગલી કોદરા વગેરેની રાબો કરી તે રાબોને પાચન કરનારા પદાર્થોથી સંસ્કાર આપીને પાવી. આ ચિકિત્સા જેટલા મહિનાનો ગર્ભ પડ્યો હોય, તેટલા દિવસો સુધી કરવી. મૂત્રાશયમાં કે પેટમાં શૂળ નીકળતાં હોય, તો પંચકોલ(પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક અને સૂંઠ)થી મિશ્ર કરેલો જૂનો ગોળ પાવો અથવા અભયારિષ્ટાદિક અરિષ્ટ પાવું. ૫૨

લીન ગર્ભનાં નિદાન, લક્ષણ તથા ચિકિત્સા

वातोपद्रवगृहीतत्वात् स्रोतसां लीयते गर्भः। सोऽतिकालमवतिष्ठमानो न्यापद्यते, तां मृदुना स्नेहादिक्रमेणोपचरेत् । उत्क्रोशरससंसिद्धामनल्पस्नेहां यवागूं पाययेत् । मापतिलबिल्वशलाटुसिद्धान् वा कुल्मापान् भक्षयेन्मधु माध्वीकं चानुपिबेत् सप्तरात्रम्। कालातीतस्थायिनि गर्भे विशेषतः सधान्यमुदूखलं मुसलेनाभिहन्याद्विषमे वा यानासने सेवेत॥

સ્રોતો વાયુના ઉપદ્રવોથી પકડાઈ જવાને લીધે ગર્ભ લીન થાય છે (સંકોચ પામે છે), અને તે લાંબા કાળ સુધી પેટમાં રહેતાં ફરકતો પણ નથી. આ પ્રમાણે થયું હોય તો તીક્ષ્ણતા વગરના સ્નેહન આદિ કોમળ ઉપચારોથી ગર્ભિણીની ચિકિત્સા કરવી અને ટિટોડાના માંસના રસથી પકાવેલી ઘણા ઘીવાળી રાબ પાવી; અથવા સાત રાત સુધી અડદ, તલ તથા બીલીનાં કાચાં ફળથી સિદ્ધ કરેલી ઘુઘરી ખવડાવવી અને તે ઉપર મધ તથા મદ્ય પાવું. પ્રસવનો કાળ વીત્યા છતાં ગર્ભ પેટમાં રહે તો વિશેષે કરી એમ પણ કરવું કે ખાંડણિયામાં ધાન્ય નખાવીને ગર્ભિણીના હાથથી સાંબેલા વડે તે ધાન્ય ખંડાવવું અથવા ગર્ભિણીને વિષમ વાહન તથા આસનનું સેવન કરાવવું. ૫૩

ગર્ભ વાયુથી પેટમાં જ સુકાય તેનાં (ઉપવિષ્ટનાં) લક્ષણ તથા ચિકિત્સા

वाताभिपन्न एव शुष्यति गर्भः। स मातुः कुक्षिं न पूरयति मन्दं स्पन्दते च, तं बृंहणीयैः पयो-

[1] ઓષધના કલ્કથી આઠગણું દૂધ અને દૂધથી ચોગણું પાણી નાખીને પકાવતા પાણી તમામ બળી જઈને દૂધ જ બાકી રહે એ પકાવેલું દૂધ કહેવાય છે.

मिर्मांसरसैश्चोपचरेत् ॥ ५४ ॥

કોઈક વખત ગર્ભ વાયુથી ક્લિષ્ટ થઈને પેટમાં જ સુકાય છે. એ ગર્ભ ગર્ભિણીના ઉદરને મોટું કરતો નથી અને મંદ મંદ ચલિત થયા કરે છે. આ પ્રમાણે થયું હોય તો વૈદ્યે ધાતુઓને બૃંહણ (પોષણ તથા વૃદ્ધિ) કરનારા પદાર્થો નાખીને પકાવેલાં દૂધોથી તથા માંસના રસોથી ઉપચાર કરવો. ૫૪

પેટ ગર્ભથી વધ્યા પછી નાનું થાય તેની નિદાનપૂર્વક ચિકિત્સા

शुक्रशोणितं वायुनाभिप्रपन्नमनवक्रान्तजीवमाध्मापयत्युदरं, तत्कदाचिद्यदृच्छयोपशान्तं नैगमेषापहृतमिति भाषन्ते। तमेव कदाचित् प्रलीयमानं नागोदरमित्याहुस्तत्रापि लीनवत् प्रतीकारः ॥५५

કોઈક વખત વાયુથી ક્લિષ્ટ થવાને લીધે જેમાં અંગો ઉત્પન્ન ન થયાં હોય એવો વીર્યનો અને રજનો સંઘાત જીવ સહિત રહેતાં વાયુ પેટને મોટું કરી દે છે. એ મોટું થયેલું પેટ કોઈ વખતે દૈવેચ્છાથી ઉપશાંત થઈ જાય, તો તે જોઈને લોકો કહે છે કે 'આ ગર્ભને નૈગમેષ નામના બાલગ્રહે હરી લીધો.' ગર્ભ જો કોઈ વખતે વાયુથી ક્લિષ્ટ થવાને લીધે સંકોચ પામતાં પેટ નાનું થઈ જવા લાગે, તો લોકો તેને **નાગોદર** કહે છે.

આ નાગોદર હોય તોપણ ઉપર આપેલા પડમા વિષયમાં કહ્યા પ્રમાણે ચિકિત્સા કરવી. ૫૫

ગર્ભિણી સ્ત્રીના (ગર્ભસ્રાવ આદિ અટકાવવા) દર મહિને કરવાના ઉપચારો

अत ऊर्ध्वं मासानुमासिकं वक्ष्यामः।
मधुकं शाकबीजं च पयस्या सुरदारु च ॥
अश्मन्तकस्तिलाः कृष्णास्ताम्रवल्ली शतावरी।
वृक्षादनी पयस्या च लता चोत्पलसारिवा ॥
अनन्ता सारिवा रास्ना पद्मा मधुकमेव च।
बृहत्यौ काश्मरी चापि क्षीरिशुङ्गास्त्वचो घृतम्।
पृश्निपर्णी बला शिग्रुः श्वदंष्ट्रा मधुपर्णिका।
शृङ्गाटकं बिसं द्राक्षा कशेरु मधुकं सिता॥
वत्सैते सप्त योगाः स्युरर्धश्लोकसमापनाः।
यथासङ्ख्यं प्रयोक्तव्या गर्भस्रावे पयोयुताः॥
कपित्थबृहतीबिल्वपटोलेक्षुनिदिग्धिकानां
मूलानि क्षीरसिद्धानि पाययेद्भिषगष्टमे॥
नवमे मधुकानन्तापयस्यासारिवाः पिबेत्।
क्षीरं शुण्ठीपयस्याभ्यां सिद्धं स्याद्दशमे हितम्॥
सक्षीरा वा हिता शुण्ठी मधुकं सुरदारु च।
एवमाप्यायते गर्भस्तीव्रा रुक् चोपशाम्यति ॥५६॥

પહેલે મહિને જેઠીમધ, સાગનાં બીજ, ખરણેર અને દેવદારનો એક તોલાભાર કલ્ક દૂધમાં ઘોળીને પાવો. (ભાવપ્રકાશમાં ખરણેરને બદલે આસોંદ કહી છે.)

બીજે મહિને આસોંદરો, કાળા તલ, મજીઠ અને શતાવરીનો એક તોલાભાર કલ્ક દૂધમાં ઘોળીને પાવો.

ત્રીજે મહિને બાંદો (અપરવૃક્ષ), ખરણેર, ઘઉંલાં અને ધોળી ઉપલસરી(ધોળી કપૂરી)નો એક તોલાભાર કલ્ક દૂધમાં ઘોળીને પાવો.

ચોથે મહિને ધોળી ઉપલસરી, કાળી ઉપલસરી, રાસ્ના, ભારંગી અને જેઠીમધનો એક તોલાભાર કલ્ક દૂધમાં ઘોળીને પાવો.

પાંચમે મહિને ઊભી ભોંરીંગણી, બેઠી ભોંરીંગણી, સીવણ, વડ આદિ પાંચ ક્ષીરીવૃક્ષોની નહિ ઊઘડેલી ટીશીઓ, એ જ વૃક્ષોની છાલો અને ઘીનો એક તોલાભાર કલ્ક દૂધમાં ઘોળીને પાવો.

છઠે મહિને પૃશ્નિપર્ણી, બળદાણા, સરગવો, ગોખરુ અને જેઠીમધ અથવા જીવણનો એક તોલાભાર કલ્ક દૂધમાં ઘોળીને પાવો.

સાતમે મહિને શિંગોડું, કમળનાં મૂળ, દ્રાક્ષ, કસેરુકંદ, જેઠીમધ અને સાકરનો એક તોલાભાર કલ્ક દૂધમાં ઘોળીને પાવો.

હે પુત્ર સુશ્રુત! આ પ્રમાણે કરવાથી ગર્ભનો સ્રાવ કે પાત થતો નથી.

આઠમે મહિને વૈદ્યે કોઠ, ઊભી ભોંરીંગણી, મીઠી, પટોલ, શેરડી અને બેઠી ભોરીંગણીનાં મૂળોના એક તોલાભાર કલ્ક બત્રીસ પલ(ચાર તોલાનું એક પલ)ભાર જળથી મિશ્રિત કરેલા આઠ પલભાર દૂધમાં નાખી તે દૂધને ઉકાળી સઘળું જળ બળી જઈને કેવળ દૂધ બાકી રહે ત્યારે તે દૂધ ગર્ભિણીને પાવું.

નવમે મહિને જેઠીમધ, ધોળી ઉપલસરી, ખરણેર અને કાળી ઉપલસરીનો એક તોલાભાર કલ્ક દૂધમાં ઘોળીને પાવો.

દસમે મહિને સૂઠ અને ખરણેરનો એક તોલાભાર કલ્ક બત્રીસ પલભાર જળથી મિશ્રિત કરેલા આઠ પલભાર દૂધમાં નાખી તે દૂધને ઉકાળી સઘળું જળ બળી જઈને કેવળ દૂધ બાકી રહે ત્યારે તે દૂધ ગર્ભિણીને પાવું અથવા સૂંઠ, જેઠીમધ અને દેવદારનો એક તોલાભાર કલ્ક દૂધમાં ઘોળીને પાવો.

આમ કરનાથી ગર્ભ પુષ્ટિ પામે છેઅને ગર્ભ સંબધી તીવ્ર વેદના પણ શાંત થઈ જાય છે ૫૬

### છ વર્ષ પછી બીજો પ્રસન થાય તો તે બાળક અલ્પ આયુષ્યવાળું થાય

**निवृत्तप्रसवायास्तु पुनः षड्भ्यो वर्षेभ्यो ऊर्ध्वं प्रसवमानाया नार्याः कुमारोऽल्पायुर्भवति ॥ ५७ ॥**

એક ગર્ભનો જન્મ થાય પછી છ વર્ષની અંદર જેને બીજો ગર્ભ ન રહે, તે સ્ત્રી નિવૃત્ત પ્રસવા એટલે જણી રહેલી (જેને ફરી વાર જણવું રહ્યું નથી એવી) કહેવાય છે. એ સ્ત્રી જો છ વર્ષ પછી પાછો પ્રસવ કરે, તો તે બાળક યોનિના અને ગર્ભાશયના દોષને લીધે અલ્પ આયુષ્યવાળું થાય છે. (વચમાં ઘણી મુદત સુધી ગર્ભ નહિ રહેવાથી યોનિ અને ગર્ભાશય દુષ્ટ થઈ જાય છે. એનું યોગ્ય ચિકિત્સાથી શોધન થયા વિના જો કેવળ આહારાદિકના ગુણથી જ બીજો ગર્ભ રહે, તો તે ગર્ભથી જન્મેલા બાળકનું આયુષ્ય અલ્પ થાય છે.) ૫૭

### ગર્ભિણીને વમન આદિ ક્રિયાનો જે નિષેધ છે તેનો અપવાદ

**अथ गर्भिणीं व्याध्युत्पत्तावत्ययं छर्दयेन्मधुराम्लेनान्नोपहितेनानुलोमयेच्च संशमनीयं च मृदु निदध्यादन्नपानयोरश्नीयाच्च मृदुवीर्यं मधुरप्रायं गर्भाविरुद्धं च, गर्भाविरुद्धाश्च क्रिया यथायोगं विदधीत मृदुप्रायाः ॥**

જેનાથી મરણ થઈ જાય એવો કોઈ ભયંકર વ્યાધિ ગર્ભિણીને ઉત્પન્ન થયો હોય તો વૈદ્યે તેને મધુરતા તથા ખટાશવાળું અને તીવ્રતા વગરનું વમનદ્રવ્ય અન્નની સાથે ખવડાવી દઈને વમન કરાવવું, એવી યુક્તિથી જ વિરેચન દેવું અને સંશમનીય ઔષધ પણ જે મૃદુ હોય તેનો જ અન્નપાનમાં ઉપયોગ કરાવવો. ભોજન પણ મૃદુ વીર્યવાળું, ઘણાં મધુર દ્રવ્યોવાળું અને ગર્ભનું વિરોધી ન હોય એવું આપવું અને બીજી પણ જે જે ક્રિયાઓ કરવી તે સઘળી લગભગ કોમળતાવાળી અને ગર્ભને હરકત ન થાય એવી કરવી. ક્રિયાઓમાં હીનયોગ, અતિયોગ કે મિથ્યાયોગ ન થાય તેની સંભાળ રાખવી. ૫૮

### બાળકના શરીર, ધારણાશક્તિ, બળ તથા બુદ્ધિવિકાસના ઉપાયો

**भवन्ति चात्र ॥**

**सौवर्णं सुकृतं चूर्णं कुष्ठं मधु घृतं वचा ।**
**मत्स्याक्षकः शङ्खपुष्पी मधु सर्पिः सकाञ्चनम् ॥**
**अर्कपुष्पी मधु घृतं चूर्णितं कनकं वचा ।**
**हेमचूर्णानि कैडर्यः श्वेता दूर्वा घृतं मधु ॥**
**चत्वारोऽभिहिताः प्राशाः श्लोकार्द्धेषु चतुर्ष्वपि ।**
**कुमाराणां वपुर्मेधाबलबुद्धिविवर्द्धनाः ॥ ५९ ॥**

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ

સ્વમુખે કહ્યુ છે: 'સારી રીતે કરેલુ સુવર્ણનું[1] બારીક ચૂર્ણ, કઠનું બારીક ચૂર્ણ, મધ, ઘી અને વજનું ચૂર્ણ એકઠાં કરીને ખવડાવવામાં આવે, તો તેથી બાળકોનાં શરીર, ધારણાશક્તિ, બળ અને બુદ્ધિની વૃદ્ધિ થાય છે.

સારી રીતે કરેલુ સુવર્ણનું બારીક ચૂર્ણ, બ્રાહ્મીનું ચૂર્ણ, શંખાવલિનું ચૂર્ણ, મધ અને ઘીને એકઠાં કરીને ખવડાવવામાં આવે, તો તેથી બાળકોનાં શરીર, ધારણાશક્તિ, બળ અને બુદ્ધિની વૃદ્ધિ થાય છે.

સારી રીતે કરેલું સુવર્ણનું ચૂર્ણ, સૂરજમુખીનું અથવા ખરશેરનું ચૂર્ણ, મધ, ઘી અને વજનું ચૂર્ણ એકઠાં કરીને ખવડાવવામાં આવે, તો તેથી બાળકોનાં શરીર, ધારણાશક્તિ, બળ અને બુદ્ધિની વૃદ્ધિ થાય છે.

સારી રીતે કરેલું સુવર્ણનું ચૂર્ણ, કાયફળનું ચૂર્ણ, ધોળી દૂર્વાનું ચૂર્ણ, ઘી અને મધને એકઠાં કરીને ખવડાવવામાં આવે, તો તેથી બાળકોનાં શરીર, ધારણાશક્તિ, બળ અને બુદ્ધિ વધે છે.'

(આ ઉપાયો એક વર્ષ સુધી કરવા, એમ કેટલાક કહે છે, અને કેટલાક કહે છે કે બાર વર્ષ સુધી કર્યા કરવા. બાળકને ઔષધની કેટલી માત્રા આપવી, એ વિષયમાં જ મતભેદો છે, તે આ અધ્યાયના ૩૧ મા વિષયમાં આપેલા છે. એ મતભેદો જોઈને તેઓમાંથી જે પ્રકાર અનુકૂળ જણાય, તે પ્રકારને અનુસરીને બાળકને માત્રા દેવી.) ૫૯

# श्रीसौश्रुत आयुर्वेदे शारीरस्थानं समाप्तम्



૧ જોકે મૂળ શ્લોકોમાં સુવર્ણનુ ચૂર્ણ જ કહ્યુ છે, પણ મારેલા સુવર્ણને ચૂર્ણ કહ્યુ નથી, તોપણ પ્રયાતરના મત ઉપરથી સિદ્ધ થાય છે કે મારેલુ સુવર્ણ લેવુ યોગ્ય છે.

'સસ્તું' સાહિત્ય એટલે ઉંચામાં ઉંચું સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

## ધર્મગ્રંથો

મહાભારત-સાત દળદાર ગ્રંથોમાં ... ૬૪-૦૦
શાંતિપર્વ-(મહાભારત ભા. ૬ઠ્ઠો) ... ૧૦-૦૦
મહાભારતસાર-અઢારે પર્વોનો સાર ... ૪-૦૦
વિષ્ણુપુરાણ-શબ્દશઃ ભાષાંતર ... ૪-૫૦
શ્રીમદ્ ભાગવત-બે ગ્રંથોમા ... ૧૦-૫૦
શ્રીહરિવંશ અથવા ઉત્તર મહાભારત-શબ્દશઃ ભાષાંતર ... ... ૧૦-૦૦
દશમ સ્કંધ-શ્રીમદ્ ભાગવતનો ... ૪-૦૦
એકાદશ સ્કંધ-(એકનાથી ભાગવત) ૬-૦૦
એકાદશ સ્કંધ-મૂળ સહિત ભાષાંતર ૨-૫૦
શ્રી ભગવતી (દેવી) ભાગવત ... ૭-૫૦

*

તુલસીકૃત રામાયણ-બે ગ્રંથોમા ... ૧૨-૦૦
વાલ્મીકિ રામાયણ-બે ગ્રંથોમાં ... ૧૨-૦૦
અધ્યાત્મરામાયણ-રામાયણની કથાની આધ્યાત્મિક દૃષ્ટિએ સરળ સમજ ... ... ૧-૫૦
ગિરધરકૃત રામાયણ-મોટા અક્ષરોમા ૫-૦૦
શ્રીરામચરિતમાનસ-ગુજરાતી ભાષાંતર સાથે ૬-૫૦
શ્રીરામચરિતમાનસ-(મૂળ માત્ર) ... ૨-૫૦
શ્રીરામચરિતમાનસકોશ-શબ્દાર્થ ... ૦-૫૦
તુલસી રામાયણનાં મહાવાક્યો ... ૦-૫૦

*

માંડૂક્ય ઉપનિષદ-ગૌડપાદીય કારિકાઓ સાથે ૩-૦૦
સો ઉપનિષદો-મૂળ સાથે ૨૩, બાકીનાનું ભાષાંતર . ... ... ૫-૦૦
બૃહદારણ્યક ઉપનિષદ-મૂળ સાથે ભાષાંતર ૨-૦૦
ઈશ ને કેન ઉપનિષદ-શાંકરભાષ્ય સાથે ૧-૨૫
કઠોપનિષદ " " ૧-૨૫
મુણ્ડકોપનિષદ " " ૧-૦૦
પ્રશ્નોપનિષદ " " ૧-૦૦
ઐતરેય ઉપનિષદ " " ૦-૭૫
તૈત્તિરીય ઉપનિષદ " " ૧-૫૦
છાંદોગ્યોપનિષદ " " ૫-૦૦
મહાવાક્યરત્નાવલિ-ઉપનિષદવચનો ... ૧-૦૦

*

યોગવાસિષ્ઠ મહારામાયણ-બે ગ્રંથોમા ૧૫-૦૦
પાતંજલ યોગસૂત્ર-સ્વામી વિવેકાનંદકૃત ૧-૨૫
વૃત્તિપ્રભાકર-આત્મતત્ત્વનું પ્રતિપાદન ... ૫-૦૦

વિચારસાગર-મૂળ સાથે ભાષાંતર (આ. ૪થી) ૩-૦૦
" -મૂળ હિંદી દોહા-ચોપાઈ માત્ર ૦-૩૭
ઉપદેશસાહસ્રી-મૂળ સાથે ભાષાંતર ... ૪-૦૦
યુક્તિપ્રકાશ-મહાત્મા નિશ્ચલદાસજીકૃત ૧-૫૦
પંચીકરણ-ટીકા સાથે ... ... ૨-૦૦
પંચદશી-સ્વ. પૂંજાભાઈ સો. ભટ્ટ ... ૫-૦૦
હઠયોગપ્રદીપિકા-યોગસાધનાનું માર્ગદર્શન ૧-૫૦
યોગાભ્યાસ અને આસનવિધિ ... ૦-૬૦
સનત્સુજાતનો ઉપદેશ અર્થાત્ મૃત્યુનું રહસ્ય ૦-૭૫
બ્રહ્મસિદ્ધાંતમાલા-મરાઠી ઉપરથી સરળ અનુવાદ ૪-૦૦
જ્ઞાનવાણી-વેદાંતના ઉપદેશો ... ૨-૦૦
તત્ત્વાનુસંધાન-ચિદ્ઘનાનંદકૃત વેદાન્તનો ગ્રંથ ૪-૦૦
વેદાંતમાર્ગદર્શિની-વેદાંતની સરળ સમજૂતી ૨-૦૦
પક્ષપાતરહિત અનુભવપ્રકાશ .. ૫-૦૦
ત્રિપુરારહસ્ય-જ્ઞાનખંડ ... ... ૧-૨૫
ત્રીજી આંખ-સ્વામી માધવતીર્થજી ... ૧-૦૦
ધ્યાન અને જ્ઞાન-" " ૦-૨૦
ધર્મદર્શન-સ્વામી અદ્વૈતાનંદજી .. ૧-૦૦
કપિલ અને દેવહૂતિ-પ્રેરક વાર્તાલાપ... ૦-૬૨
વિચારસૂર્યોદય-સ્વામી માધવતીર્થ ... ૦-૨૫
વેદાંત-રસબિંદુ-સંતમંગળનાથકૃત વેદાંતબોધ ૦-૭૫
બળવાન બનો!-યજુર્વેદનો ઉપદેશ ... ૦-૭૫
મોક્ષનો માર્ગ-(કૈવલ્ય નવનીત) ... ૦-૫૦
ષટ્પદી-વેદાંતપ્રક્રિયા-બાલાજી મહારાજ ૦-૩૫
મદાલસા અને અલર્ક-ચરિત્ર સાથે ઉપદેશ ૦-૩૦
જ્ઞાન અને કર્મ-સ્વામી માધવતીર્થકૃત ૦-૨૫
વિચારમાળા-શ્રી અનાથદાસજીકૃત ... ૦-૫૦
નારદનાં ભક્તિસૂત્રો-મૂળ સાથે ભાષાંતર ૦-૧૬
શાંડિલ્ય ભક્તિસૂત્ર-મૂળ સહિત ભાષાંતર ૦-૩૭
દૃગ્-દૃશ્યવિવેક-સરળ અનુવાદ સાથે . ૦-૧૨
યોગવાસિષ્ઠનાં સૂત્રો-ચૂંટેલા ૩૬૦ સૂત્રો ૦-૨૫
લઘુયોગવાસિષ્ઠસાર-મૂળ સાથે ભાષાંતર ૦-૩૭

*

મનુસ્મૃતિ-આર્યસ સ્મૃતિનો મહાન નીતિગ્રંથ ૫-૦૦
વાદળના દીવડા-ચિંતનાત્મક લેખો .. ૧-૫૦
સુભાષિત-રત્નભાંડાગાર-૬૩૪૨ સુભાષિતો ૧૦-૦૦
સુભાષિત નીતિમંજરી-૧૦૫૬ શ્લોકો ૧-૫૦
સુભાષિત રત્નમાળા-૩૦૮ શ્લોકો અર્થ સાથે ૦-૬૦
બાલવિલાસ-(મ ન. દ્વિવેદીકૃત) ... ૧-૫૦
હિંદુધર્મની બાળપોથી સ્વ૦ આનંદશંકર ધ્રુવ ૦-૬૨
આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર -૦-૭૫
વૃદ્ધચાણક્ય નીતિસમુચ્ચય મૂળ સાથે અનુવાદ ૦-૪૦
વ્યવહારમાળા-વ્યવહારમા ઉપયોગી હિતવચનો ૦-૫૦

યક્ષ અને યુધિષ્ઠિર-બોધક પ્રશ્નોત્તરી... ૦-૬૦
સંતોની અનુભવ-વાણી-બોધક માર્ગદર્શન ૧-૫૦
વિદુરનીતિ-સરળ ગુજરાતી ભાષાંતર ... ૧-૦૦
સૂક્તાવલિ-સરળ ભાષાંતર સાથે ... ૦-૪૦
અંતર-નિરીક્ષણ-સ્વાનુભવનું માર્ગદર્શન ૧-૦૦
સ્ફુરણાવલિ-'સંતબાલ' કૃત પ્રેરક
વિચારકણિકાઓ ... ... ૦-૨૫
આત્મચિંતન-વિચારકણિકાઓ ... ૦-૬૦
નવસંહિતા-કેશવચંદ્ર સેન ... ... ૦-૩૭
સંતોષસુરતરુ-સંતોષનો મહિમા ... ૦-૩૦
વિજ્ઞાનશતક-(ભર્તૃહરિકૃત) સરલાર્થ સાથે ૦-૫૦
નીતિશતક-(ભર્તૃહરિકૃત) સરળ અનુવાદ સાથે ૦-૩૦
વૈરાગ્યશતક-(ભર્તૃહરિકૃત) સરળ અનુવાદ સાથે ૦-૪૦
ચારુચર્યા-ક્ષેમેન્દ્રકૃત નીતિ-ઉપદેશના સો શ્લોકો ૦-૨૫
સો મૂર્ખોનાં લક્ષણો-સરળ અનુવાદ સાથે ૦-૨૦

*

શ્રીરામકૃષ્ણકથામૃત . .. ૬-૦૦
વિવેકાનંદસાર-પ્રેરક માર્ગદર્શન ... ૩-૦૦
ભક્તિયોગ-(સ્વામી વિવેકાનંદ) આવૃત્તિ ૨ જી ૨-૦૦
મનોબોધ-સમર્થ રામદાસ સ્વામીકૃત ... ૦-૫૦
અધ્યાત્મ વાર્તાલાપ-જ્ઞાનયોગી
ચંદુભાઈ સાથેનો પ્રેરક વાર્તાલાપ ... ૪-૦૦
ધર્મજ્યોતિ-સ્વામી પ્રકાશાનંદજીકૃત ૧-૫૦
ધર્માલાપ-સ્વામીશ્રી પ્રકાશાનંદજીનો વાર્તાલાપ ૫-૦૦
સ્વામી વિવેકાનંદનાં વચનામૃતો .. ૦-૫૦
સ્વામી રામતીર્થનાં વચનામૃતો . ૦-૬૨
શ્રી રામકૃષ્ણ ઉપદેશ-મનનીય ઉપદેશોનો સંગ્રહ ૦-૪૦
ઉપદેશસારસંગ્રહ-તિરુવલ્લુવરનો વેદતુલ્ય બોધ ૧-૫૦
સંત-ગુરુનો પરિચય-પ્રેરક જીવનપ્રસંગો ૨-૦૦
હરિરેવ જગત્-સ્વામી રામદાસ સાથેના
વાર્તાલાપોનો પ્રેરણાદાયી મનનીય સંગ્રહ ૨-૫૦
સદ્બોધસરિતા-આધ્યાત્મિક માર્ગદર્શન ૧-૫૦
બોધદાયક કથાઓ-ભજનો-આખ્યાનો ૧-૫૦
સંતની વાતો-ધર્મ, નીતિ વગેરેના દૃષ્ટાંતો સાથે ૧-૫૦
સુગંધી પુષ્પો-સત્સંગની પ્રેરક વાતો ૧-૨૫
સુબોધરત્નાકર-વ્યાવહારિક પ્રેરક દૃષ્ટાંતો ૧-૫૦
સૂર્યકાન્ત-આધ્યાત્મિક જ્ઞાનની સરળ સમજ ૨-૦૦
પ્રભુમય જીવન-સુખી થવાના સરળ ઉપાયો . ૧-૦૦
હિંદુધર્મ-મોટું. સ્વામીશ્રી શિવાનંદજીકૃત ૧-૦૦
હિંદુધર્મ- ,, ૦-૨૫
હિંદુધર્મ અને સદાચાર- ,, ૦-૨૫
હિંદુધર્મના પાયા- ,, ૦-૨૫
સ્નેહાવલી ને ગોપીચંદ તથા
ભર્તૃહરિ ને વિક્રમ-'કલાપી' ૦-૨૫
સેસલ ને તોરલ તથા જાલંધર ને ગોપીચંદ ૦-૨૫
પ્રવાસી-ખલીલ જિબ્રાનકૃત 'વાન્ડરર'નો અનુવાદ ૦-૩૭
પુરોગામી-,, ,, 'ફોરરનર'નો અનુવાદ ૦-૨૫

પરવાળાં-વિચારકણિકાઓ ... ... ૦-૨૫
ગીતાંજલિ-શ્રી રવીન્દ્રનાથ ટાગોરકૃત ... ૦-૪૦
દત્તાત્રેય(અવધૂત)-૨૪ ગુરુઓનું વર્ણન ૦-૨૫

*

ઈશ્વરપ્રાર્થનામાળા-પ્રાર્થનાસંગ્રહ ... ૩-૦૦
શ્રીચંડીપાઠ-પાઠવિધિ તથા દેવીસ્તોત્રો સાથે ૧-૫૦
નિત્યપાઠ-પ્રાર્થના, સ્તુતિ, સ્તોત્રો, ભજનો ૧-૦૦
પુરુષોત્તમમાસમાહાત્મ્ય-અધિકમાસની કથા ૨-૫૦
જપ અને નામસ્મરણ-જપ અને માર્ગદર્શન ૧-૨૫
શિવમહિમ્નઃ સ્તોત્ર-મૂળ સાથે અનુવાદ ૦-૫૦
ભીષ્મસ્તવરાજ-મૂળ સાથે સરલ અનુવાદ ૦-૧૫
હનુમાનચાલીસા-મોટા અક્ષરોમાં ... ૦-૧૦
હરિપાઠ-શ્રી જ્ઞાનદેવ રચિત, મૂળ સાથે ભાષાંતર ૦-૧૫
પ્રાતઃ અને સાયંકાળની પ્રાર્થનાઓ ૦-૫૦
ગંગામાતા-ગંગાજી વિષે માહિતી અને સ્તોત્રો ૦-૫૦

*

મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો ... ૧-૦૦
શતશ્લોકી અને બીજાં ચાર રત્નો... ૦-૭૫
હસ્તામલકસ્તોત્ર ને વાક્યસુધા-મૂળ સાથે ૦-૧૫
સ્તોત્રસંગ્રહ-ભક્તિ ને વેદાંતસ્તોત્રો ... ૧-૦૦
વિવેકચૂડામણિ-આત્મજ્ઞાન વિષે સમજણ ૧-૦૦
દક્ષિણામૂર્તિસ્તોત્ર-મૂળ સાથે અનુવાદ ૧-૫૦
સૌંદર્યલહરી-મૂળ સાથે ભાષાંતર ... ૦-૪૦
પ્રબોધસુધાકર અને તત્ત્વબોધ ... ૦-૫૦
આત્મા-અનાત્મવિવેક-મૂળ સાથે ... ૦-૩૫
પ્રશ્નોત્તરમાળા અને જીવન્મુક્ત-
આનંદલહરી-મૂળ સાથે સરળ ભાષાંતર ૦-૧૯
મણિરત્નમાળા-શંકરાચાર્યકૃત ... ૧-૫૦
વિષ્ણુસહસ્રનામ-શાંકરભાષ્યાનુસાર . ૦-૨૫

*

કંઠાભૂષણમ્-મનનીય પ્રાર્થના-સ્તોત્રો ૦-૨૫
નારાયણકવચ-મૂળ સાથે સરળ ભાષાંતર ૦-૫૦
સુબોધક કથાવાર્તાઓ-૭૦ દૃષ્ટાંતો ... ૧-૫૦
સુબોધ કથાસાગર-૭૦ બોધક દૃષ્ટાંતો ૨-૦૦
બોધક વાર્તાઓ-૭૭ બોધદાયક કથાઓ ૧-૫૦
ધર્મકથાઓ-ઉપનિષદની વાર્તાઓ ... ૧-૫૦
બોધદાયક કથાઓ-પ્રેરક વાતો ... ૧-૫૦
મહાપુરુષોના પ્રેરક જીવનપ્રસંગો ... ૧-૫૦
દૃષ્ટાંતશતક-સો બોધપ્રદ નીતિ-દૃષ્ટાંતો ૧-૨૫

## ગીતાવિષયક

ભગવદ્ગીતા-પુરુષાર્થબોધિની-ભાગ ૧લો ૬-૨૫
શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા ભાવાર્થદીપિકા ટીકા ૫-૦૦
શ્રીમદ્ ભગવદ્ગીતા નીલકંઠી ટીકા સાથે ૩-૦૦
શ્રીમદ્ ભગવદ્ગીતા-શાંકરભાષ્ય ૪-૦૦
જ્ઞાનસમગીતા-મૂળ શ્લોકો, પદચ્છેદ ને શબ્દાર્થ ૧-૨૫
શ્રીમદ્ ભગવદ્ગીતા-મોટા અક્ષરમાં . . ૧-૦૦

પંચરત્નગીતા-સટીક, સરલાર્થ સહિત ૧-૫૦
શ્રીમદ્ ભગવદ્ગીતા (ગુટકો)-કાચું પૂઠું ૦-૪૦
„ „ „ -પાકું પૂઠું ૦-૭૫
„ „ „-ગુ. લીપીમા શ્લોકો ૦-૪૦
ઉત્તરગીતા-મૂળ શ્લોકો સાથે સરળ અનુવાદ ૦-૩૭
ગીતામાં જીવનની કળા-લે૦ ડ. વ. દિવેટિયા ૩-૦૦
ગીતાસાર-કાકા કાલેલકર: ગીતાનું સંક્ષિપ્ત દોહન ૦-૩૦
ગીતાસંકલન-ત્રણ ગ્રંથોનું સંકલન ... ૦-૧૯
શ્રીરામગીતા-રામ-હનુમાનનો પ્રેરક વાર્તાલાપ ૧-૭૫
અવધૂતગીતા-ભગવાન દત્તાત્રેય પ્રણીત ૧-૨૫
અષ્ટાવક્રગીતા-મૂળ સાથે સરળ ભાષાંતર ૦-૫૦
પાંડવગીતા-ભગવાન શ્રીકૃષ્ણનો મહિમા ૦-૨૫

*

સ્વર્ગનો પ્રકાશ-સ્વ. પઢિયારકૃત ... ૨-૦૦
સંસારમાં સ્વર્ગ- „ „ ... ૩-૦૦

## સાંપ્રદાયિક પુસ્તકો

ષોડશ ગ્રંથો-પુષ્ટિમાર્ગીય ધર્મગ્રંથ ... ૧-૫૦
ધમ્મપદ-ધર્મનાં પદો-બૌદ્ધ ગ્રંથ ... ૧-૨૫
શિક્ષાપત્રી-શ્રીસહજાનંદ સ્વામીકૃત ... ૦-૨૫
જપજી-ગુરુ નાનકદેવ વિરચિત, મૂળ સાથે ૦-૬૨
સમાધિશતક-પ્રભેન્દુ મુનિ વિરચિત ... ૦-૪૦
ગોરખનાથ-નાથસંપ્રદાયની માહિતી... ૦-૩૭

## સંતવાણી-ભજનો

તુકારામ ગાથા-બે ગ્રંથોમા... ... ૬-૦૦
ભજનસાગર ભા. ૧-૨-૧૨૭૩ ભજનો ૫-૦૦
શ્રીવલ્લભભટ્ટની વાણી-ગરબીઓ ... ૩-૦૦
કબીરનાં આધ્યાત્મિક પદો ... ૧-૨૫
મીરાંબાઈનાં ભજનો-૨૨૭ ભજનોનો સંગ્રહ ૦-૭૫
નરસિંહ મહેતાનાં ભજનો-૧૮૮ ભજનો ૦-૭૫
ભજનસંગ્રહ-જુદા જુદા ૩૩૬ ભજનોનો સંગ્રહ ૧-૦૦
પરિચિતપદસંગ્રહ-૬૯૭ પદો-ભજનો ૧-૭૫
તુલસીસતસઈ-સાર્થ દોહા-ચોપાઈ ... ૧-૫૦
દલપતરામની કવિતા-ચૂંટેલી ૮૬ કવિતા ૦-૭૫
શામળના છપ્પા છપ્પા અને કવિતા .. ૧-૦૦
અખાની વાણી-પદો, ભજનો, ગરબી ૩-૦૦
અખાના છપ્પા-વિદ્યાર્થીઓ માટે ... છપાશે
પ્રીતમદાસની વાણી-(સંક્ષિપ્ત) ... ૧-૫૦
છોટમની વાણી-(સંક્ષિપ્ત)... .. ૦-૭૫
અક્ષરમાળા-કવિ છોટમકૃત બોધક કવિતાઓ ૦-૩૭
શ્રી રામનામભજનાવલિ-૧૪૨ ભજનો ૦-૪૦
સાંખ્યસાર અને યોગસાર-છોટમકૃત ૦-૩૭
ગોરખવાણી-યોગી ગોરખનાથનું ચરિત્ર ને વાણી ૦-૩૭
સંત દાદૂ-બોધક ભજનોનો સંગ્રહ, સાર સાથે ૦-૨૫
સો ભજનો-ચૂંટેલા ભજનોનો સંગ્રહ... ૦-૩૭
ઋષિરાજનાં પદો-પ્રચલિત ૮૨ પદોનો સંગ્રહ ૦-૪૦
પ્રબોધબાવની-કવિ દયારામકૃત પર કુંડળિયા ૦-૨૫

ભક્તકવિ દયારામનાં ભજનો-(સંક્ષિપ્ત) ૦-૪૦
ભક્ત કવિ રહીમ અને જમાલ ... ૦-૨૫
રવિ, ભાણ અને મોરાર સાહેબની વાણી ૦-૩૦
કેશવકૃતિ-ચૂંટેલા ૪૮ ભજનોનો સંગ્રહ ૦-૨૫
કવિ દીનદયાળગિરિ-ચરિત્ર અને કાવ્યો ૦-૨૫
કબીર સાહેબનાં ભજનો ... . ૦-૫૦
સંતકવિ નઝીર-તેમના બોધક કાવ્યોનો સંગ્રહ ૦-૫૦
ગિરિધર કવિરાય-નીતિબોધની વાણી ૦-૧૯
ભક્ત સુરદાસનાં પદો-ટૂંકા જીવનચરિત્ર સાથે ૦-૪૦
ભોજાભગતના ચાબખા-સં. ડુંગરશી ધ સંપટ ૦-૩૭
ધીરા ભગતનાં પદો- „ „ „ ૦-૨૫
કવિ ગંગ કહે ..-જુદા જુદા છંદોનો સંગ્રહ ૦-૨૫
કબીરની સાખીઓ-ઉપદેશાત્મક સાખીઓ ૦-૨૫

## જીવનચરિત્રો

ભારતના વીરપુરુષો-વીર પુરુષોના ચરિત્રો ૩-૦૦
ભક્તચરિત્ર-જુદા જુદા ૨૯ સંતભક્તોના ચરિત્રો ૩-૦૦
આદર્શ ચરિત્રસંગ્રહ-ભાગ ૨ જો, ૭૦ ચરિત્રો ૩-૦૦
શિવાજી છત્રપતિ-લે. ચુનીલાલ વ. શાહ ૧-૫૦
વીર દુર્ગાદાસ-ઐતિહાસિક ચરિત્ર ... ૧-૫૦
કબીર સાહેબ-ચરિત્ર ... . ૦-૪૦
દેવર્ષિ નારદ-સંક્ષિપ્ત ચરિત્ર .. ... ૦-૩૧
મેકણ દાદા-કચ્છના સંતની પ્રેરક કથા ૦-૫૦
સોરઠના સિદ્ધો-પ્રેરક જીવનકહાણીઓ ૧-૫૦
સૌરાષ્ટ્રના સંતો-પ્રેરક ચરિત્રકથાઓ ૧-૫૦
અકબર-લે ચુનીલાલ વ. શાહ ... ૧-૦૦
બેન્જામિન ફ્રેંકલિન અમેરિકન મહાપુરુષનું ચરિત્ર ૧-૨૫
બૂકર ટી. વૉશિંગ્ટન-હબસી વીરની આત્મકથા ૧-૫૦
મહર્ષિ દયાનંદ-નવી આવૃત્તિ ... ૧-૫૦
સ્વામી ભાસ્કરાનંદ-બોધક ચરિત્ર .. ૧-૨૫
સ્વામી સહજાનંદ-જીવનચરિત્ર .. ૨-૦૦
સાક્ષાત્કારને પંથે તુકારામ-જીવન ને કવન ૨-૦૦
સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદ-ચરિત્રો ૧-૩૭
સોરઠી શ્રીસંતો-લે૦ કાલિદાસ મહારાજ ૧-૨૫
જોન ઑફ આર્ક-ફ્રાંસની વીરાંગનાનું ચરિત્ર ૦-૭૫
સ્વામી વિવેકાનંદ જીવનચરિત્ર ... ૧-૭૫
સંત જ્ઞાનેશ્વર અને મહાત્મા એકનાથ ૦-૩૭
પરમભક્ત પ્રહ્લાદ ને બીજાં આખ્યાનો ૦-૫૦
શુકદેવજી અને બીજાં આખ્યાનો ... ૦-૫૦
મહર્ષિ દધીચિ ને બીજાં બે આખ્યાનો ૦-૫૦
શ્રીચૈતન્ય મહાપ્રભુ-પ્રેરક ચરિત્ર ... ૧-૦૦
પિતામહ ભીષ્મ-પ્રેરણાદાયી સુરેખ જીવનચરિત્ર ૧-૦૦
સુસુખ તથા નૃસિંહકુંવર-(આખ્યાનો) ૦-૩૭
પ્રહ્લાદ આખ્યાન-કવિ ગિરધરકૃત ... ૦-૫૦
સ્વામીશ્રી નિત્યાનંદ-જીવનચરિત્ર અને ઉપદેશો ૦-૫૦
યોગીશ્વર યાજ્ઞવલ્કય-યોગીશ્વરનું જીવનચરિત્ર ૦-૬૦
શ્રીરામચંદ્ર દત્ત ને નાગમહાશય-ચરિત્રો ૧-૦૦
મહાત્મા દાદૂ દયાળ-જીવનકાર્ય અને માહિતી ૦-૫૦

શ્રીમત્ શંકરાચાર્ય-બોધક ચરિત્ર ... ૧-૦૦
મહાત્મા ટોલ્સ્ટોય-પ્રેરણાદાયી ચરિત્ર ૧-૨૫
સંતશિરોમણિ નામદેવ-ચમત્કારિક ચરિત્ર ૦-૫૦
ભક્ત પીપાજી-સૌરાષ્ટ્રના રાજવી ભક્તનું ચરિત્ર ૦-૪૦
સંત મૂળદાસ-પ્રેરણાદાયી આઠ જીવનપ્રસંગો ૦-૩૭
ગોસ્વામી તુલસીદાસ-ભાવવાહી ચરિત્ર ૦-૪૦
ભક્ત પ્રહ્‌લાદ-પ્રેરણાદાયી ચરિત્ર ... ૦-૪૦
જ્ઞાનેશ્વર ને ચાંગદેવ- ... ... ૦-૪૦
શ્રીરામકૃષ્ણ પરમહંસ-(કિશોરો માટે) ૦-૪૦
ધ્રુવાખ્યાન-ગદ્યમાં તેમ જ પદ્યમાં ધ્રુવચરિત્ર ૦-૨૫
બાળકોના વિવેકાનંદ-પ્રેરણાદાયી ચરિત્ર ૦-૨૫
નાનભટ્ટ બાપા-એક આદર્શ વૈદનું ટૂંકું ચરિત્ર ૦-૨૫
શ્રી શુકદેવજી-સંક્ષિપ્ત ચરિત્ર ... ૦-૩૫
જડભરત-બોધક ચરિત્ર ... ... ૦-૧૯
સ્વામી રામતીર્થ-ટૂંકું ચરિત્ર ... ૦-૨૫
ભક્ત જલારામ-પ્રસિદ્ધ સંતનું ચરિત્ર ૦-૩૦
ભક્ત રોહીદાસ-નીતિ ને પવિત્રતાભર્યું ચરિત્ર ૦-૧૯
રામકૃષ્ણ પરમહંસ-સંક્ષિપ્ત જીવનચરિત્ર ૦-૨૫
મહાત્મા મસ્તરામજી-સૌરાષ્ટ્રના સંતનું ચરિત્ર ૦-૪૦
મહાત્મા સરયૂદાસ-પ્રેરક ચરિત્ર ... ૦-૫૦
નાનક-(આ. બીજી) ટૂંકું ચરિત્ર, ૨૩ ભજનો સાથે ૦-૩૭
સુદામાચરિત્ર-(કાવ્ય) પ્રેમાનંદકૃત ... ૦-૨૦
સતી સાવિત્રી-સતી નારીનું ચરિત્ર ... ૦-૨૫
ભક્ત અંબરીષ-વાર્તારૂપે પ્રેરક ચરિત્ર ૦-૨૫
ચંદ્રહાસ-ભક્ત ચંદ્રહાસની વાર્તા ... ૦-૨૫
સંતોની ફૂલવાડી-પ્રેરક પ્રસંગો . ૦-૫૦

## આરોગ્ય અને વૈદકના ગ્રંથો

ચરક-સંહિતા-પ્રથમ ખંડ-સૂત્રસ્થાન ૧૨-૦૦
" " -દ્વિતીય ખંડ-નિદાન,
વિમાન અને શારીરસ્થાન ૧૫-૦૦
" " -તૃતીય ખંડ-ચિકિત્સિતસ્થાન
અ. ૧ થી ૧૫ ... ૧૦-૦૦
" " -ચતુર્થ ખંડ-ચિકિત્સિતસ્થાન
અ. ૧૬ થી ૩૦ ૧૦-૦૦
ભાવપ્રકાશ ભાગ ૧ લો-સરળ ભાષાંતર ૧૨-૦
" ભાગ ૨ જો- " " ૧૦-૦
ભાવપ્રકાશ-નિઘંટુ-હરીતક્યાદિ ૨૩ વર્ગો ૫-૦૦
માધવનિદાન-મધુકોષી ટીકા સાથે ... ૧૦-૦૦
શાર્ઙ્ગધરસંહિતા-મૂળ સાથે ભાષાંતર ૬-૦૦
સુશ્રુત-આયુર્વેદ-(બે ભાગમાં) ... ૧૬-૦૦
અષ્ટાંગહૃદય-વાગ્ભટકૃત અગત્યનો ગ્રંથ ૧૨-૦૦
આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદરાજ ૭-૫૦
હારીતસંહિતા-મહર્ષિ આત્રેય રચિત ૬-૦૦
રસતંત્રસાર અને સિદ્ધપ્રયોગસંગ્રહ-ભા. ૨ ૮-૦૦
સોનેરી સૂચનો-આયુર્વેદના ... ૦-૫૦
પથ્યાપથ્ય ... ૩-૦૦
વૈદક ઙુચકાસંગ્રહ-ઘરગથ્થુ સચોટ ઉપચારો ૨-૫૦
માંદગીનાં કારણો-નીરોગી રહેવાના ઉપાયો ૦-૫૦
માંદગીમાં ઉપવાસ-ઉપયોગી માર્ગદર્શન ૦-૪૦
તક્રકલ્પ-છાશસેવનવિધિ વિશે શાસ્ત્રોક્ત માહિતી ૦-૬૦
ચૂર્ણ-ઔષધિ-સો ચૂર્ણોની રીત-ઉપયોગ ૦-૩૦
પાક-ઔષધિ ... ... ... ૦-૪૦
પ્રકીર્ણ ઔષધિ ... ... ... ૦-૩૦
ક્વાથ-ઔષધિ-બનાવવાની રીત અને ઉપયોગ ૦-૪૦
માંદાનો આહારવિહાર-જરૂરી માહિતી ૦-૩૦
જીવનચર્યા-નીરોગી રહેવાની સરળ સમજ ૦-૪૦
ખોરાકમાં ઝેર-લે૦ મો. મોઝેસ ઇઝીકિયલ ૦-૨૫
હરડે અને તેનો ઉપયોગ-લે૦ રસિકલાલ પરીખ ૦-૪૦
આયુર્વેદ યોગશતક-પંડિત વરરુચિકૃત ૦-૭૫
વૈદકના અકસીર ઉપાયો-કાશીનાથ કવિકૃત ૦-૪૦
આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન-લે૦ મ. ગાંધીજી ૧-૦૦
ઘરઘરનો વૈદ-૭૯ દર્દોની સમજૂતી ને ઉપાય ૧-૫૦
ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો ૦-૭૫
અકસ્માતના તાત્કાલિક ઉપાયો ... ૧-૦૦
ખોરાકના ગુણદોષ-લે૦ રસિકલાલ પરીખ ૦-૭૫
જ્ઞાનભૈષજ્યમંજરી-ગુમાની કવિ વિરચિત ૦-૨૫
મહમપટ્ટા-ગડ-ગૂમડના અનુભવસિદ્ધ ઉપાયો ૧-૦૦
નીરોગી જીવન-તંદુરસ્તી જાળવવાનું માર્ગદર્શન ૧-૭૫

## નિબંધાદિ ગદ્ય સાહિત્ય

અર્થતંત્રની આંટીઘૂંટી-લે૦ મનુ સુબેદાર ૧-૦૦
આપણે ફરી ન વિચારીએ ?-લે. આચાર્ય ૨-૦૦
સ્વરાજ્યની લડતના તે દિવસો-મહાવીર
ત્યાગીની કલમે લખાયેલા પ્રસંગો ... ૦-૭૫
મહાભારતમંજરી-૧૮ પર્વોનો વાર્તારૂપે સાર ૪-૦
સુખ, સામર્થ્ય ને સમૃદ્ધિ અને વિચારોના
ચમત્કાર-માનસશાસ્ત્રનું અમૂલ્ય પુસ્તક ૩-૨૫
આગળ ધસો-જીવનમાં આગળ વધવાની
પ્રેરણા અને સાહસ પ્રકટાવતું પુસ્તક. ૪-૦૦
આત્મનિરીક્ષણ અને સંકલ્પ-ર. વ. દેસાઈકૃત ૧-૦૦
વ્યક્તિચિત્રો-લે૦ લીનાબહેન કૃત ચાર ચરિત્રો ૧-૫૦
શુભસંગ્રહ-૨-૧૪૮ લેખો ... ... ૩-૦૦
શુભસંગ્રહ-૯-૧૬૫ લેખો ... ... ૩-૦૦
સંસારનાં સુખ-લે૦ હ. પ્ર. દેસાઈ ... ૨-૦૦
પલટાતા રંગ-સમાજજીવનની ઉપયોગી વાતો ૧-૫૦
સ્વામીશ્રી અખંડાનંદજીનાં પત્રો... ૧-૨૫
ગ્રામરચના-લે. રવિશંકર મહારાજ ... ૧-૫૦
સાહિત્ય પ્રવેશિકા-લે. હિં. ગ. અંજારિયા ૨-૫૦
સાહિત્ય પ્રારંભિકા-લે. હિં. ગ. અંજારિયા ૧-૨૫
હિંદુસ્થાની સંગીત-સ્વરાંકન સાથે ગીતો ૦-૫૦
વ્યાયામ અને સૂર્યનમસ્કાર ... ૦-૬૨
ભારતીય શિલ્પકળા-મૂળ બંગાળી ઉપરથી ૦-૩૭

## સ્ત્રી તથા બાળોપયોગી સાહિત્ય

- કન્યાવાચનમાળા-જીવનસંસ્કારના પાઠો ૨-૦૦
- ભારતનાં સ્ત્રીરત્નો-પ્રેરક ચરિત્રો ... ૩-૦૦
- મહાસતી વૃંદા-જાલંધર-આખ્યાન ... ૧-૦૦
- નળાખ્યાન-પ્રેમાનંદકૃત : મોટા અક્ષરોમાં ૧-૦૦
- ઓખાહરણ-મહાકવિ પ્રેમાનંદકૃત ... ૦-૭૫
- ગૃહિણી-જીવનમા ઉચ્ચ ભાવનાનું માર્ગદર્શન ૧-૦૦
- ગૃહ, ગૃહિણી અને ગૃહસ્થ-પ્રશ્નો અને ઉકેલ ૧-૫૦
- વિદ્યાર્થી બહેનોને-જીવનઘડતર માટે ઉપયોગી ૦-૬૦
- સુખી જીવનની પગદંડી-જીવનસાહિત્ય ૧-૫૦
- સદાચારને પગલે-સુખી જીવનનો સરળ ઉકેલ ૧-૫૦
- કલ્યાણમયી-લે૦ ડુંગરશી ધરમશી સંપટ ૧-૫૦
- પાકશાસ્ત્ર-વિવિધ વાનગીઓ બનાવવાની રીત ૧-૭૫
- વિશ્વની વિચિત્રતા-જગતની ચિત્રવિચિત્ર વાતો ૧-૦૦
- જગતમાં જાણવા જેવું-સુધારેલી આવૃત્તિ ૧-૦૦
- દયાળુ માતા-ભાવનાસ્પર્શી વાર્તા ... ૦-૨૫
- સદ્‌ગુણી પુત્રી-પ્રેરણાત્મક વાર્તા ... ૦-૪૦
- બાળક-બાળઉછેર અંગે માર્ગદર્શન .. ૧-૨૫
- સ્ત્રીજીવનના રંગ-સ્ત્રીજીવનની કડવી-મીઠી વાતો ૧-૦૦
- ગૃહજીવનનાં દૃશ્યો-લે૦ કુમુદ શેઠ ... ૦-૭૫
- ગૃહજીવનની કલા-લે૦ સમાજશાસ્ત્રી ... ૦-૭૫
- જીવનની કલા-લે૦ રવિશંકર મહેતા ... ૦-૭૫
- સુશીલા-આદર્શ ગૃહિણીની બોધક વાર્તા ૦-૨૫
- તરંગલોલા-એક સાધ્વીની આદર્શ કથા ૦-૩૭
- શિશુસાથી ભા. ૧ થી ૩-દરેકના ... ૦-૨૦
- વીર હનુમાન-બાળોપયોગી સચિત્ર જીવનચરિત્ર ૦-૨૫
- ધાણીચણા-બાળોપયોગી સચિત્ર પોથી ૦-૩૦
- બાળકોની રીતભાત-સચિત્ર ૩૪ પાઠો ૦-૨૫
- બાળકોનો આનંદ-સુધારાવધારા સાથે ૦-૨૦
- બાળકોના આચાર-સદ્‌વર્તનના પાઠો ૦-૨૫
- બાળકોની બોલચાલ-સરળ ચારિત્ર્યશિક્ષણ ૦-૨૫
- બાળકોનું આચરણ ... . ૦-૩૦
- બાળકોના ગુણ- ,, ... ૦-૨૫
- બાળકોની દિનચર્યા- ,, ... ૦-૨૫
- બાળકોને બોધ ... ... ૦-૨૫
- સદ્‌બોધવાટિકા-બાળોપયોગી ભજનો-કાવ્યો ૦-૨૫
- વિદ્યાર્થીની વાતો-બાર ટૂંકી વાર્તાઓ ૦-૫૦
- પ્રૌઢ વાચનપોથી-સચિત્ર પાઠો ... ૦-૨૫
- પ્રૌઢ વાચનપૂર્તિ-દેશપ્રેમ અને ભાવનાના પાઠો ૦-૨૫
- દેશપાઠો-દેશપ્રેમની પ્રેરણા આપતા સચિત્ર પાઠો ૦-૨૫
- મોતીનો દાણો-સચિત્ર ૩૮ બાળગીતો ૦-૨૫
- કુમાર કથાઓ-બોધક ૩૫ સચિત્ર વાતો. ૦-૫૦
- નાની નાની વાતો-બોધક ૧૦૮ વાર્તાઓ ૧-૫૦
- આદર્શ બાળકો-સચિત્ર પ્રસંગો ... ૦-૩૭
- બાળકોની વાતો-ભાગ ૧ લો. ચિત્રો સાથે ૦-૩૭
- દયાળુ બાળકો-પ્રેરક વાતો ... ... ૦-૪૦
- વીર બાળાઓ-૧૭ વીર બાળાઓની કથાઓ ૦-૩૫
- ઉખાણા-૭૫૭ જેટલા ઉખાણા-સમસ્યાઓ ૦-૭૫
- દેશી રમતો-રમી શકાય તેવી ૧૨૧ રમતો ૧-૨૫
- બાળ રમતો-રમવી ગમે તેવી રમતો ... ૧-૦૦
- બાલરામાયણ-સારરૂપ રામાયણ-ચિત્રો સાથે ૧-૨૫
- વિદ્યાર્થી-ઉપયોગી માર્ગદર્શન ... ૦-૫૦
- બાલભારત-મહાભારતની વાર્તા ... ૧-૫૦
- બાલસદ્‌બોધ-વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ૦-૫૦
- ઉચ્ચ જીવન-લે૦ ડૉ. હરિપ્રસાદ પ્ર૦ દેસાઈ ૦-૨૫
- સુબોધક નીતિકથાઓ-૧૫૨ વાર્તાઓ ૧-૦૦
- વાંચો, વિચારો અને અનુસરો ... ૧-૦૦
- બોધક જીવનપ્રસંગો-સચિત્ર પ્રસંગકથાઓ ૦-૭૫
- વીર બાળકો-ચિત્રો સાથે ૧૯ વાર્તાઓ ૦-૪૦
- પ્રમાણિક બાળકો-૨૩ સચિત્ર પ્રસંગો ૦-૪૦
- રમૂજી વાર્તાઓ-રમૂજી આઠ વાતોનો સંગ્રહ ૧-૨૫
- ચાતુરીની વાતો-જ્ઞાન આપતી વાર્તાઓ ૧-૨૫
- વડીલોની વાતો-રમૂજી બાળવાર્તાઓ ૧-૦૦
- ઠંડા પહોરની વાતો-રસપ્રદ બાળવાતો ૦-૭૫
- સદ્‌ગુણી બાળકો-૯૯ દૃષ્ટાંતો ચિત્રો સાથે ૦-૭૫
- ચમત્કારિક વાતો-જ્ઞાનપ્રદ ને મનોરંજક વાતો ૧-૫૦
- નીતિશિક્ષણ-વાર્તાઓ દ્વારા નીતિનું શિક્ષણ ૧-૫૦
- બાળકોની નીતિશિક્ષા-બાળઘડતર માટે ૦-૫૦
- ઈસપની બાલવાર્તાઓ-૧૧૪ ઉત્તમ વાતો ૧-૨૫
- અરેબિયન નાઈટ્સ-રસભરી ૨૦ વાર્તાઓ ૩-૦૦
- મહાભારતની નીતિકથાઓ-૨૭ વાર્તાઓ ૧-૨૫
- ભગવાન બુદ્ધની વાતો-૨૭ વાર્તાઓ ૧-૦૦
- સાહસ કથાઓ-આઠ વાર્તાઓ ... ૦-૭૫
- સિંદબાદનાં સાહસો-૭ સાહસકથાઓ ૦-૫૦
- ભીમનાં પરાક્રમો-લે૦ માધવજી ગો. પટેલ ૧-૫૦
- ધર્મની બાળપોથી-સંસ્કાર સિંચતી વાતો ૦-૪૦
- ગદાધારી ભીમ-લે૦ માધવજી ગો. પટેલ ૨-૫૦
- સામાન્ય જ્ઞાન-વિવિધ જ્ઞાન-માહિતી .. ૦-૪૦
- હાસ્યતરંગ-(સચિત્ર) નિર્દોષ હાસ્યપ્રેરક લેખો ૦-૭૫
- પ્રકાશનાં પગલાં-( સચિત્ર ) ધર્મોની કથાઓ ૦-૭૫
- તંત્રકથા-પંચતંત્રની બોધક વાર્તાઓ, સચિત્ર ૧-૫૦
- તંત્રકથા-પંચતંત્રની બોધક વાર્તાઓ, અચિત્ર ૧-૨૫
- હિતોપદેશ-સં૦ સીતારામ શર્મા .. ૧-૫૦
- કહેવતો-વિદ્યાર્થીઓને ઉપયોગી સંગ્રહ ૧-૨૫
- રસપોળી-૧૯ સચિત્ર બાળગીતો ... ૦-૨૫
- સમીસાંજની વાતો-સચિત્ર વાર્તાસંગ્રહ ૦-૩૭
- વિધિના લેખ અને બીજી વાતો-બાળવાર્તાઓ ૦-૩૫
- સોનેરી સફરજન અને બીજી વાતો... ૧-૦૦
- દયાસાગર અને બીજી વાતો-છ વાર્તાઓ ૧-૨૫
- ભાઈબંધ અને બીજી વાતો-સચિત્ર બાળવાતો ૧-૨૫
- પ્રેમપંથ-ભા. ૧-૨-ગાંધીજીના શબ્દોમા ૦-૪૪
- એક હતો શેઠ-૭ બોધપ્રદ બાળવાર્તાઓ ૦-૨૫
- કરશુ અને બરશુ-બે બાળ પહેલવાનોની વાર્તા ૦-૩૭
- બુદ્ધિ કોના બાપની ?-રસભરી બાળવાર્તા ૦-૭૫
- રમૂજી ટુચકા-ટુચકાઓનો સંગ્રહ ... ૦-૫૦